
ૐ સતપંથ ૐ
શ્રીમદ્ ભગવત દશાવતાર
यदा यदाहि धर्मस्य. ग्लानीर्भवति भारत ।
अभ्युत्थामधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥
गीता ४/७ - ८
સુરક્ષિતતા
સૌખ્ય
શાંતિ
સમૃદ્ધતા
ધર્મપાલન
પરોપકાર
અહિંસા
ધનધાન્ય સંપન્નતા
આરોગ્ય સંપન્નતા
સર્વધર્મ સમભાવ

ॐ સતપંથ ॐ

# શ્રીમદ્ ભગવત દશાવતાર



यदा यदाहि धर्मस्य. ग्लानीर्भवति भारत ।
अभ्युत्थामधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥
गीता ४/७ - ८

શાંતિ
સમૃદ્ધતા
ધર્મપાલન
પરોપકાર
અહિંસા
ધનધાન્ય સંપન્નતા
આરોગ્ય સંપન્નતા

You can resize and move this box in any PDF Application like Adobe Acrobat Reader.

For page numbers, see the page footer. Page numbers are in 'Page x of y' format

For Reference See Pages: 5, 6, 8, 17, 18, 19, 20, 21, 22, 23, 24, 27, 28, 29, 30, 31, 35, 47, 49, 57, 203, 210, 214, 215, 217, 219, 221, 222, 225, 226, 227, 348, 349, 350, 368, 369, 370, 371, 372, 373, 378, 381, 382, 383, 384, 386, 387, 388, 389, 390, 391, 392, 393, 394, 395, 396, 397, 398, 399, 400, 401, 402, 403, 404, 405, 406, 408, 410, 411, 412, 413, 414, 415, 416, 417, 418, 419, 420, 421, 422, 423, 424, 425, 426, 427, 429, 431, 433, 434, 435, 437, 438, 439, 441, 442, 443, 444, 445, 446, 447, 448, 449, 450, 451, 452, 454, 455, 456, 457, 458, 459, 461, 462, 463, 495, 538, 540, 543, 544, 545, 546, 547, 548, 549, 551, 552, 553, 555, 556, 557, 558, 559, 560, 561, 562, 563, 564, 566, 567, 568, 569, 570, 571, 572, 573, 574, 575, 576, 577, 578, 579, 580, 581, 582, 583, 584, 585, 586, 587, 588, 589, 590, 591, 592, 593, 594, 595, 596, 597, 598, 599, 602, 604, 605, 606, 607, 608, 609, 610, 611, 612, 614, 615, 616, 617.






This book contains the so-to-say new or amended Dasavatar which uses more of "Hindu" or "Indian" outwardly-looks/words/terms in place of "Islamic" or "Arabic" outwardly-looks/words/terms, used in original Dasavatar preached since formation of Satpanth.
It is understood that this is done to attract Hindus

**પ્રકાશક :**
શ્રી સતપંથ પ્રકાશન સમિતિ
સતપંથ પ્રેરણાપીઠ પીરાણા,
તા. દસક્રોઈ, જી. અમદાવાદ.



**"સતપંથ"**
**"શ્રીમદ્ ભગવત દશાવતાર"**

From where did first edition came?
Which book was under use before the year 2002?
This suggests that book is heavily edited and cannot openly accept its Islamic roots

**પ્રથમ આવૃતિ .... પ્રત ૫૦૦**
વિ.સં. - ૨૦૫૮, અષાઢ સુદ-૧૫ (ગુરુપૂર્ણિમા), તા.૨૪-૭-૨૦૦૨, બુધવાર

**બીજી આવૃતિ .... પ્રત ૧૫૦૦**
વિ.સં. - ૨૦૬૨, ચૈત્ર સુદ-૨ (સંઘમેળો), તા.૩૧-૩-૨૦૦૬, શુક્રવાર

**ત્રીજી આવૃતિ .... પ્રત ૧૦૦૦**
વિ.સં. - ૨૦૬૩, અષાઢ સુદ-૧૫ (ગુરુપૂર્ણિમા), તા.૩૦-૭-૨૦૦૭, સોમવાર

**ચોથી આવૃતિ .... પ્રત ૧૦૦૦**
વિ.સં. - ૨૦૬૫, અષાઢ સુદ-૧૫ (ગુરુપૂર્ણિમા), તા.૭-૭-૨૦૦૯, મંગળવાર

**પ્રેરક :**
**પ.પૂ. જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજ**
શ્રી સતપંથ પ્રેરણાપીઠ, પીરાણા.



મૂલ્ય : રૂા.

મુદ્રક :
**સ્મૃતિ ઓફસેટ,**
જી-૧૨, નવા માધુપુરા માર્કેટ,
પોલીસ કમીશ્નર ઓફિસ પાસે,
સ્વામિનારાયણ મંદિર સામે, શાહીબાગ,
અમદાવાદ. ફોન : ૦૭૯-૨૫૬૨૪૩૯૦-૯૨

## શ્રીમદ્ ભગવત દશાવતાર ગ્રંથમાં આવતાં ચિત્ર તથા અનુક્રમણિકા — પેજ નંબર

"શ્રીમદ્ ભગવત દશાવતાર"


"ओम - दर्शन"
ब्रह्मा
विष्णु
महेश
त्रयः सुपर्णास्त्रिवृता यदायन्ने काक्षरमभि-संभूय राक्ताः ।
प्रत्यौहन्मृत्युममृतेन साकरमन्तर्दधाना दुरितानि विश्वा ॥
(२८/८, अथर्व.)
जब समर्थ तीन सुवर्ण तिहरे होकर एक अक्षर में सब प्रकार मिलकर रह रहे हैं। वे अमृत के साथ सब अनिष्टों को मिटाकर मृत्यु को दुर करते है।
तीन बड़ी शक्तियाँ है जो एक अक्षर (ॐ) में रहती हैं उस अमृत से सब अनिष्ट दूर होते है और मृत्यु का भी भय नहीं रहता है। एक अक्षर ओम् में अ - उ - म् रुपी तीन महा शक्तियाँ निहित है। ये अकार, उकार व मकार रुपी तीन शक्तियाँ हैं जो तीन अक्षर यज्ञोपवीत के तीन सूत्र सममतने चाहिए। इन तीनों ते संयोग से ओंकार रुपी महानाद उत्पन्न होता है। ये तीन अक्षर तीन अवस्थाआँ जाग्रत स्वप्न व सुषुप्ति ते प्रतिक हैं जो मानव जीवन में व्याप्त है ओंकार नाद से आनन्द की अनुभूति करनी चाहिए और मन की एकाग्रता बढ़ानी चाहिए । स्थिर बुद्धि से किये गये पुरुषार्थ अनिष्ट से बचातें हैं और मृत्यु भय नहीं होने देते हैं ।

---



# मातरः सर्वभूतानां गावः सर्वसुखप्रदाः ।

एतद् वै विश्वरुपम् सर्वेरुपम् गो पम् (अ.कांड ९ सु. ७ मं. २५)

अर्थ : (एतत् वै गोरुपं) यह निःसन्दहे गौका रुप है, यही (विश्वरुपं सर्वरुपं) गौका विश्वरुप और सर्वरुप है ।। ।।२५।।

वशा धौर्वशा पृथिवी वशा विष्णुंः प्रजोपतिः ।
वशापो दुग्धमेपिबन्त्साध्या वसेवश्च ये ।।३०।। (अ.कांड १० सु.१० मं. ३०)

अर्थ : (वशा धौः) वशा धौ है, (वशा पृथिवी) वशा ही पृथवी है, (वशा प्रजापति विष्णुः) वशा ही प्रजापालक विष्णु है । (ये साध्याः वसवः च) जो साध्य और वसु है, वे - (वशायाः दुग्ध अपिबन्) वशा गौका दूध पीते हैं ।।३०।।

वशायो दुग्धं पीत्वा साध्या वसेवश्च ये ।
ते यै ब्रध्नस्ये विष्टपि पयों अस्या उपोसते । (अ.कांड १० सु.१० मं. ३१)



अर्थ : (ये साध्याः वसवः च) जो साध्य और वसु है वे (वशायाः दुग्धं पीत्वा) वशा गौका दुध पीकर पश्चात् (ते वै ब्रध्नस्य विष्टपि) वे स्वर्ग के स्थान में (अस्याः पयः उपासते) इसके दूधकी प्राप्ति करते है ।।३१।।

---



# શુભ આશીર્વાદ

પ.પૂ. જગદ્‌ગુરૂ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજ
પ્રેરણાપીઠ, પીરાણા, જિ. અમદાવાદ

વ્હાલા સતપંથી ભાવિક ભકતજનો........

સદ્‌ગુરૂશ્રી ઈમામશાહ મહારાજની કૃપાથી અને પ.પૂ. આદ્ય જગદ્‌ગુરૂ સતપંથાચાર્ય શ્રી કરશનદાસજી મહારાજની પ્રેરણાથી, સતપંથ પરિવાર તેમજ જિજ્ઞાસુ હરિભકતોને ઉપયોગી થાય તે હેતુસર "શ્રીમદ્ ભગવત્ દશાવતાર" ગ્રંથ પ્રગટ કરવામાં આવ્યો તે ખરેખર ખૂબ પ્રશંસનીય છે. ધર્મનો પ્રકાશ આવા બહુમુલ્ય ગ્રંથો દ્વારા થઈ શકે છે. ધર્મશાસ્ત્ર એ માત્ર ધાર્મિક ઉપદેશોનું પુસ્તક નથી. એમાં તો એવી સામગ્રી છે. જેમાં દૈવી તત્વ સમાયેલું છે. જેને માટે ધર્મપ્રેમીઓને અપાર આદર હોય છે. આટલું જ નહિં પરંતુ અપરોક્ષ રીતે પોતાના ધર્મશાસ્ત્રોને ઈશ્વરના પ્રત્યક્ષ પ્રમાણ તરીકે સ્વીકારે છે.

ધાર્મિક સાહિત્યોના પઠન અને શ્રવણથી માનવ સદ્‌માર્ગ તરફ પ્રેરાય છે. આત્મકલ્યાણના રાહ પર ચાલવા પ્રયાસ કરે છે. આ પવિત્ર ગ્રંથ જગતના હિતાર્થે થયો છે તેથી ખૂબ આનંદ થાય છે.

આ પવિત્ર ગ્રંથની બીજી આવૃત્તિનું નિર્માણ કરવામાં પ.પૂ. આદ્ય જગદ્‌ગુરૂશ્રી કરશનદાસજી મહારાજની પ્રેરણાથી શ્રી શામજીદાદા (ઝવેરીફાર્મ), શ્રી છગનભાઈ પટેલ (વડોદરા), ટ્રસ્ટીશ્રી ભીમજીભાઈ કે. પટેલ (કાપડીવાવ) તેમજ શ્રી બાબુભાઈ પટેલ (મેઘકંપા) વગેરે એ અથાગ પરિશ્રમ કર્યો છે. તે ખરેખર ધન્યવાદને પાત્ર છે.

આવા મહાન કાર્ય કરવા બદલ સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજ ખૂબ ખૂબ પ્રેરણા આપે. તેમજ આપ સૌ જિજ્ઞાસુ વાચક ભાઈ બહેનોને મારા અંતરના આશીર્વાદ પાઠવું છું.







# શુભેચ્છા

પ.પૂ. યોગતપોનિષ્ઠ શ્રી પ્રેમદાસ બાપુ,
પંચવટી, અમેરીકા.

વ્હાલા સતપંથી હરિભક્તો..........

સદ્ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજની કૃપાથી અને પ.પૂ. આદ્ય જગદ્ગુરૂ શ્રી કરશનદાસજી મહારાજની પ્રેરણાથી તેમજ પ.પૂ. જગદ્ગુરૂ નાનકદાસજી મહારાજના આશીર્વાદથી, જગતને શુભ પ્રેરણા મળે અને એક નવી દિશા મળે તે માટે "શ્રીમદ્ ભગવત્ દશાવતાર" ગ્રંથની બીજી આવૃત્તિ પ્રગટ કરવામાં આવી તે ખરેખર પ્રશંસનીય છે.

આવા અમૂલ્ય ગ્રંથનું આપણે ખૂબ જ સ્નેહપૂર્વક અને શ્રધ્ધાપૂર્વક વાંચન કરવું જોઈએ. તેનું ચિંતન અને મનન કરવાથી આપણને સાંસારિક અને આધ્યાત્મિક બંને પ્રકારનું ઉચ્ચકોટિનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. આવા પવિત્ર ગ્રંથનું અધ્યયન આપણને પવિત્ર અને વિકારરહિત બનાવી સાચા રસ્તે લઈ જાય છે.

આ પવિત્ર ગ્રંથના પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક અક્ષરમાંથી અમૃતરસની અલૌકિક ધારા વહે છે. આ રસનું આચમન કરનાર જીવાત્માને તે અમરત્વ અર્પે છે. અને મૃત્યુલોકની બીક ભુલાવી દે છે. "શ્રીમદ્ દશાવતાર ગ્રંથ" નું શ્રવણ કરતાં વિહવળ મન શાંત થાય છે. અને અનાશક્ત થઈ મનનો નિરોધ થાય છે.

"દશાવતાર કથા" માનવીને સાચો માનવ બનાવે છે, માનવીને માનવધર્મ સમજાવે છે, ચારેય આશ્રમના ધર્મો તેમજ તેની ફરજો સમજાવે છે, માનવીનું જીવન કેવું હોવું જોઈએ એ જીવન કેમ જીવાય તે સમજાવે છે. પશુતુલ્ય વિચારો અને વૃત્તિઓમાંથી બહાર કાઢી એક સાચો માનવ બનાવે છે. દાનવમાંથી માનવ બનાવી, માનવમાંથી દેવ બનાવી, દેવત્વ બનાવવાનું કામ આ "દશાવતાર ગ્રંથ" કરે છે.

આ ધાર્મિક પવિત્ર ગ્રંથનું નિર્માણ કરવામાં શ્રી શામજીદાદાએ ખૂબજ મહેનત કરી છે તે બદલ પૂ. શામજીદાદા તેમજ તેમને સહયોગ આપ્યો છે તેવા વડીલ શ્રી છગનભાઈ એસ. પટેલ (વડોદરા) શ્રી બાબુભાઈ એસ. પટેલ (મેઘકંપા), તેમજ નામી અનામી સહયોગીઓને હું ધન્યવાદ આપું છું અને અંતઃકરણપૂર્વક શુભેચ્છા પાઠવું છું.







# નમ્ર નિવેદન

- દાદાશ્રી શામજીભાઈ કે. પટેલ

"કૈંક બાળકો જ્યોતિ છે, કૈંક સાગરનાં મોતી છે,
સંસ્કાર સારા સિંચ્યા નહીં તો, એ જિંદગીભર પનોતી છે."

ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણની કૃપાથી અને પ.પૂ. સદ્ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજના આશીર્વાદથી તથા પ.પૂ. આદ્ય જગદ્ગુરૂ શ્રી સતપંથાચાર્ય શ્રી કરશનદાસજી મહારાજની પ્રેરણાથી અને પ.પૂ. જગદ્ગુરૂ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજના આશીર્વાદથી અમો આ "શ્રીમદ્ ભગવત્ દશાવતાર" ગ્રંથ ની બીજી આવૃત્તિ વાચક વર્ગના કર કમળમાં મુકતાં આનંદ અનુભવીએ છીએ. આ "શ્રીમદ્ ભગવત્ દશાવતાર" ગ્રંથમાં સૃષ્ટિ નિર્માણ તથા ભગવાનને દસ અવતાર લેવા પડયા તેનું કારણ અને કાર્યની આછી રૂપ રેખા પ્રસ્તાવનામાં આપવાનો પ્રયાસ કર્યો છે. તે સિવાય પ.પૂ. સદ્ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે જે જાતી-ભાતીના ભેદભાવ રહીત શબ્દે શબ્દમાં ચિંધેલ માનવ કલ્યાણ માટે ધર્મકર્મ માર્ગનો ઉલ્લેખ કરેલ છે. આ "શ્રીમદ્ ભગવત્ દશાવતાર" ગ્રંથમાં આદ્ય નિરંજન નિરાકાર એટલે કે આદિનારાયણ ભગવાને સત્ય તથા દેવો અને ભકતોની રક્ષા કરવા માટેના અને દૈત્યવૃત્તિ ધરાવતા રાક્ષસોને શિક્ષાથી કરી મૃત્યુદંડ આપવા માટેના કેટ કેટલા અથાગ પ્રયત્નો કર્યા છે તે હકીકત સવિસ્તારથી આપવા પ્રયાસ કર્યો છે.

પ.પૂ. વિરવર સતપંથાચાર્ય આદ્ય જગદ્ગુરૂ શ્રી કરશનદાસજી મહારાજ શ્રીપ્રેરણાપીઠ પીરાણામાં પરમપૂજ્ય સદ્ગુરૂ શ્રી ઈમામાશાહ મહારાજના ગુરૂદ્વારાની ગાદી પર આશીન થયા પછી સતપંથ ધર્મના રાહબર બની ધાર્મિક ક્ષેત્રે ધર્મનો પ્રચાર-પ્રસાર ખૂબજ થયો અને તેનાથી સતપંથી ભાઈઓના મસ્તક ઉંચા રહ્યાં છે. એટલું જ નહીં, પરંતુ સતપંથ ધર્મને વિશ્વ વ્યાપીત બનાવવા માટે તેમને અથાગ ચિંતન કરીને અખિલ ભારતીય સંતોનાં પાંચ પાંચ મહાસંમલનો યોજ્યાં અને તેનાથી સતપંથ ધર્મની સુવાસ ચારે કોર ફેલાઈ, જે માટે અમો સતપંથી ભકતો ધન્યતા અનુભવીએ છીએ. જ્યારે તેમને "જગદ્ગુરૂ સતપંથાચાર્ય" પદનું સન્માન અખિલ ભારતીય સર્વે સંતોની હાજરીમાં મળ્યું, તે તો સતપંથ ધર્મ માટે તથા સતપંથી ભકતો માટે અવિસ્મરણિય બની ગયું. તેમજ પ.પૂ. આદ્ય જગદ્ગુરૂ શ્રી સતપંથાચાર્ય કરશનદાસજી મહારાશ્રીએ બાંધકામ ક્ષેત્રે અતિથિ ગૃહો, ભોજનાલયો તથા સંસ્થામાં કે ગ્રામ્ય વિસ્તારોમાં ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણનાં મંદિરોમાં સમયને અનુરૂપ બાંધકામ કરાવ્યાં. અત્યારના સમયે ટેકનોલોજી તથા જરૂરીયાતને ધ્યાનમાં રાખી બાળકો માટે "ઈંગ્લીશ મિડિયમ સ્કૂલ" શરૂ કરાવી તથા બાળકોને રહેવા માટે પણ હોસ્ટેલની સગવડ કરી આપી. વિશેષમાં બાળકો માટે ધર્મનું

Increase in followers of Satpanth





તથા સુસંસ્કારનું સિંચન કરવા માટે બાળ શિબિરોનું આયોજન કરાવડાવ્યું તથા સતપંથી ભકતોને ધર્મપ્રત્યેનું જ્ઞાન તથા આત્મજ્ઞાન મળે તે માટે 'ધ્યાનયોગ શિબિરો'' નું આયોજન પણ તેમની અનુમતિથી કરાવવામાં આવ્યું, અને એમને જે હોસ્પીટલનું આયોજન કર્યુ છે, તેનાથી ઘણાં બધા દર્દીઓને સારવાર મળે છે. તે ખુબ જ પ્રશંસનીય છે. વિશેષમાં સતપંથી ભકતોની સંખ્યામાં દિન-પ્રતિદિન સતત વધારો થયો છે અને થઇ રહ્યો પણ છે. તેની કોઇ સીમા જ રહી નથી. આમ ખરેખર સત્ય હકીકતે સતંપથી ભકતોને કલ્પના બહારની અવિસ્મરણીય ભેટો આપી છે. જેના આપણે સર્વ સતપંથી સમાજ ઋણી છીએ. ઉપર દર્શાવેલ કામો સિવાય ''શ્રીમદ્ ભગવત્ દશાવતાર'' ગ્રંથની પ્રથમ આવૃત્તિ બહાર પાડવામાં પ.પૂ. આદ્ય જગદ્‌ગુરૂ શ્રી કરશનદાસજી મહારાજના પ્રેરણાદાયી માર્ગદર્શનથી આ પુસ્તકને આધ્યાત્મિક ઓપ આપી શકયા છીએ તેના માટે પ.પૂ. આદ્ય જગદ્‌ગુરૂ શ્રી કરસનદાસજી મહારાજશ્રી વંદનીય અને યશસ્વી પણ છે અને તેમના ચરણોમાં મારા કોટી કોટી નમસ્કાર...... નમસ્કાર...... નમસ્કાર......

''શ્રીમદ્ ભગવત્ દશાવતાર'' ગ્રંથ માટેની માહિતી સદ્‌ગુરૂશ્રી ઇમામશાહ મહારાજના હસ્ત લેખિત ''મુળબંધ'' ગ્રંથ તેમજ અન્ય હસ્ત લેખિત પુસ્તકોમાંથી લેવામાં આવી છે. એમાં અક્ષર, શબ્દ, કાના, માત્રાની ભૂલ હોય, કદાચ શરત ચૂક કે સમજણના અભાવે ભૂલચૂક રહી ગઇ હોય તો આપ સર્વ વાચક મિત્રો તેમજ સતપંથી ભકતોની ક્ષમા યાચું છું.

આ પવિત્ર ગ્રંથને કાળજી પૂર્વક વાંચો, વાંચીને વિચારો, વિચારીને પોતાના જીવનમાં અમલમાં મૂકો તો આપનું જીવન ધન્ય બનશે. આ ગ્રંથમાં સંચિત કરેલ વેદવાણીનો પ્રચાર પ્રસાર થાય તે માટે બીજાને પણ વાંચવા આપો. આ ગ્રંથ વાંચીને ગમે ત્યાં મુકવો નહીં. પવિત્રતા જળવાય તેમ મુકવો. શકય હોય તો દરરોજ ધૂપ અગરબત્તી કરવી. આ ગ્રંથ ફાટી તુટી ન જાય કે ગંદુ ન થાય તેની કાળજી રાખવી.

પ.પૂ. જગદ્‌ગુરૂ શ્રી નાનકદાસજી મહારાજના આશીર્વાદથી આ ''શ્રીમદ્ ભગવત્ દશાવતાર'' ગ્રંથની બીજી આવૃત્તિ વિશેષ પ્રમાણમાં છપાવીને પ્રસિધ્ધ કરવાના અમારા નમ્ર પ્રયાસને સર્વે સતપંથી સમાજનો સહયોગ મળ્યો છે તેમજ આ ગ્રંથને સાથ સહકાર આપી તૈયાર કરવામાં મને મદદ કરનાર ભાઇશ્રી પટેલ છગનભાઇ સોમદાસ (વડોદરા) તથા પટેલ બાબુભાઇ શીવજીભાઇ (મેઘકંપા), સર્વે ભાઇઓએ આત્મીય ભાવથી જે સાથ અને સહકાર આપ્યો છે તે અભિનંદનને પાત્ર છે.

આ ''શ્રીમદ્ ભગવત્ દશાવતાર'' ગ્રંથની બીજી આવૃત્તિ આપના કરકમળમાં મૂકતાં આનંદની લાગણી વ્યકત કરનાર –

સંપાદક – દાદાશ્રી શામજીભાઇ કાનજીભાઇ પટેલ
ઝવેરીફાર્મ, વડાગામ
પ્રમુખીશ્રી - સતપંથ પ્રકાશન સમિતિ,
પ્રેરણાપીઠ, પીરાણા.



# ક્ષમાપના

- છગનભાઈ એસ. પટેલ
સરદાર એસ્ટેટ, વડોદરા

પ્રાતઃ સ્મરણીય સદ્‌ગુરૂ શ્રી ઇમામશાહ મહારાજની અસીમ કૃપાથી પ.પૂ. આદ્ય જગદ્‌ગુરૂ શ્રી કરશનદાસજી મહારાજની પ્રેરણાથી અને પ.પૂ. જગદ્‌ગુરૂશ્રી નાનકદાસજી મહારાજના આશીર્વાદથી ''શ્રીમદ્ ભગવત્ દશાવતાર'' ગ્રંથની બીજી આવૃત્તિને છપાવી પ્રસિધ્ધ કરવાના ભગીરથ કાર્યમાં, અ વા સદ્‌કાર્યમાં સહભાગી થવાનો મને શુભ અવસર મળ્યો. જે મારા જીવનની ધન્ય ઘડી છે.

''શ્રીમદ્ ભગવત્ દશાવતાર'' ગ્રંથની પ્રથમ આવૃત્તિ સમયે માહિતી એકત્ર કરવાનો અથાગ પ્રયત્ન કરી અને માર્ગદર્શન આપનાર પ.પૂ. આદ્ય જગદ્‌ગુરૂ શ્રી કરસનદાસજી મહારાજના શ્રી ચરણોમાં વંદન.....

આ શ્રીમદ્ ભગવત્ દશાવતાર ગ્રંથની બીજી આવૃત્તિનું નિર્માણ શરૂ થયું ત્યારે કેટલાક હરિભકતોની માગણીને ધ્યાનમાં લઇને આ ગ્રંથમાં સદ્‌ગુરૂશ્રી ઇમામશાહ મહારાજ રચિત પદોનો સમાવેશ કરવા પ્રયત્ન કરેલ છે. અને એના ભાવાર્થ રૂપે ગદ્યમાં કથાનું વર્ણન કરેલ છે તે કેટલાક સાહિત્ય અને પુરાણોના આધારે અમારી અલ્પ બુધ્ધિથી પ્રયાસ કરેલ છે. આ કાર્યમાં કેટલીક ક્ષતીઓ અને પ્રેસ ભુલ રહી જવા પામી હોય તો તે અમારી ગેર સમજના કારણે બન્યું છે. તો ક્ષમ્ય ગણશો અને જે કાંઇ સરળ અને સુંદર ભાષામાં લેખન થયું હોય તો આવા સદ્‌કાર્ય યશભાગી સદ્‌ગુરૂ શ્રી ઇમામશાહ મહારાજ છે. તેમની જ પ્રેરણાથી બન્યું છે. મને તેમજ મારી સાથે આ કાર્યમાં જોડાયેલા સાથી મિત્રો, નામી, અનામી, સહયોગી સૌને પરમકૃપાળુ પરમાત્મા ક્ષમ્ય કરે એજ પ્રાર્થના.

સદ્‌ગુરૂ શ્રી ઇમામશાહ મહારાજની વાણીમાં અમૃતરસ ભર્યો છે. આવા અમૃત રસને જેને જાણ્યો અને માણ્યો તેવા મહાપુરૂષો દેવત્વ પ્રાપ્ત કરી માનવ કલ્યાણના કાર્યો કરી પરમ તત્વમાં વિલીન થઇ ગયા છે. તેઓ દેવત્વ પ્રાપ્ત કરી આજે પણ પૂજાય છે. અને પરોક્ષ રીતે માનવ કલ્યાણના કાર્યો કરી રહ્યા છે. તે સતપંથ ધર્મને આભારી છે.

ભુલ કરે તે માનવ, ભુલ સુધારે તે સંત અને ભુલ ન કરે તે દેવ અને ભુલનો સ્વીકાર ન કરે તે દાનવ.

**: સાખી :**

**''પૃથ્વી કો કાગજ કરૂં, કલમ કરૂં વનરાઇ,**
**સાત સમુદ્ર કી શાહી કરૂં, તોય હરિગુણ લખ્યા ન જાય.''**

ભગવાનના અવતાર કાર્યનું વર્ણન કરવા માટે સમગ્ર પૃથ્વી જેટલો કાગળ હોય અને સમગ્ર વનરાઇ (વૃક્ષો) ની કલમ બનાવીએ તેમજ સાત સમુદ્રના નીરની શાહી બનાવવામાં આવે તોય શ્રહરિના ગુણનો પાર ન આવે.



# નમ્ર નિવેદન

**પટેલ ભીમજીભાઈ કરશનભાઈ**
**ટ્રસ્ટી :** ઈમામશાહ બાવા સંસ્થા ટ્રસ્ટ,
**મંત્રી :** કચ્છ કડવા પાટીદાર સતપંથ સનાતન સમાજ ટ્રસ્ટ,
પ્રેરણાપીઠ, પીરાણા.

વ્હાલા સતપંથી અનુયાયીઓ તેમજ જીજ્ઞાસુ હરિભક્તો....

સદ્ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજની અસીમકૃપાથી આપણે સૌ તેમણે બતાવેલ પવિત્ર ''સતપંથ ધર્મ'' માર્ગે જઈ રહ્યા છીએ. કેવું મજાનું નામકરણ ? સત-પંથ, સત્યના માર્ગે ચાલવાનો પંથ કે જે અનાદિ કાળથી ચાલ્યો આવતો ધર્મ કે જે ''સતપંથ સનાતન ધર્મ'' કે જે અનાદિકાળથી આજ પર્યંત સતત જનતા-જર્નાદનને સત્યના માર્ગ પર ચાલવાનો રાહ બતાવતો રહેલ છે. કે જેમાં મનુષ્યને સાચી જીવન દ્રષ્ટિ આપવાની અપ્રતિમ તાકાત ધરાવે છે.

સદ્ગુરૂશ્રી ઈમામશાહ મહારાજની પ્રસાદી સ્વપુરૂષ તત્વજ્ઞાનથી ભરપુર તેમજ જીવન કેમ જીવવું તે ''શ્રીમદ્ ભગવત્ દશાવતાર''જેવા મહાગ્રંથમાંથી આપણને મળે છે.

સદર ''શ્રીમદ્ ભગવત્ દશાવતાર'' ગ્રંથ સદ્ગુરૂશ્રી ઈમામશાહ મહારાજ તેમના હસ્ત લિખીત ગ્રંથ 'મુળબંધ' ગ્રંથમાં આલેખન કરેલ છે.

સદર ''શ્રીમદ્ ભગવત્ દશાવતાર'' ગ્રંથમાં દશે અવતારોનું વિગતવાર ક્રમ અનુસાર વર્ણન કરેલ છે. જેમાંથી આ સંસાર સાગરમાં માનવે કેમ જીવન જીવવું અને માનવમાંથી દાનવ થવું કે દેવ સ્વરૂપ થવું તે આપણે જાતે જ વાણી, વર્તન શિસ્ત, સંયમી જીવનથી ઘડાઈને પાર પડવા માટેનો માર્ગ પણ શ્રીમદ્ દશાવતાર ગ્રંથમાંથી જાણવા મળે છે.

સદર ગ્રંથ મુળબંધમાંથી શોધન કરીને અથાગ મહેનત કરીને વડીલ શ્રી શામજીદાદા તથા સમયાંતરે સહભાગી થનાર છગનભાઈ પંડિત તથા શ્રી બાબુભાઈ એસ. પટેલ (મેઘકંપા) દિન-રાતની મહેનતના પરિણામે સદર ગ્રંથની બીજી આવૃત્તિ મેળવવા આપણે સહુ ભાગ્યશાળી બની શકયા છીએ.

પરમ કૃપાળુ પરમાત્મા ''શ્રી નિષ્કલંકી નારાયણ મહાપ્રભુ'' તથા સદ્ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજ સતપંથ પ્રકાશન સમિતિના કાર્યકરોને વિશેષ શકિત આપે અને સતપંથ ધર્મની સેવાથી તેમને મહાપ્રભુજી દીર્ધાયું બક્ષે એજ પ્રાર્થના...



# ક્ષમા યાચના

ધર્મપ્રેમી સજ્જનો.....

સદ્‌ગુરૂશ્રી ઈમામશાહ મહારાજની વાણીના આધ્યાત્મિક એવા આ મહાન ''શ્રીમદ્ ભગવત્ દશાવતાર'' ગ્રંથની બીજી આવૃત્તિની રચના કરવાનો નમ્ર પ્રયાસ કર્યો છે. જે શ્રેષ્ઠ માર્ગે ચાલનાર પથિકો તેમજ મનુષ્ય માત્રને કલ્યાણકારી અને આત્મ ઉધ્ધારક સાબિત થઈ પ્રેરણા અને માર્ગદર્શન પુરૂ પાડશે.

આ મહાન ગ્રંથમાં સત્ય, અહિંસા, ક્ષમા, દયા, ઉદારતા, પરોપકાર, સદ્‌વ્યવહાર વગેરે વિષયોને અનુલક્ષી અમૂલ્ય ઉપદેશ તથા સિધ્ધાંતો એવા સ્પષ્ટ અને સરળ સ્વરૂપમાં રજુ કર્યા છે કે તેનો લાભ ઉઠાવીને પ્રત્યેક મનુષ્ય તેમજ સુજ્ઞ વાચકો તેના મહત્વને અનુભવી પોતાના જીવનને સફળ બનાવી શકે છે.

આ ''શ્રીમદ્ ભગવત્ દશાવતાર'' ગ્રંથનો આધ્યાત્મિક ઉદ્દેશ મનોરંજન પીરસવાનો નથી, પરંતુ સંપૂર્ણ માનવ સમાજને આધ્યાત્મિક ઉન્નતિ પ્રત્યે લઈ જવાનો નમ્ર પ્રયાસ ગાગરમાં સાગર સમાવીને લોકભોગ્ય ભાષામાં કર્યો છે. આ ગ્રંથનું અધ્યયન કરતાં અજ્ઞાનનો પડદો હટી જાય અને ચૈતન્યની દિવ્યતા અનુભવાય ત્યારે જ અમારો કર્મયોગ લેખે લાગશે.

આ ગ્રંથ લખવાના કાર્યમાં સમય તથા શ્રમ કોઈને પણ લાગ્યો હશે અને એમાં જે કોઈ વિચારો રજુ થયેલા હશે તે સૌના સહિયારા પુરૂષાર્થનું પરિણામ છે. તેમાં કોઈ પ્રેસની ક્ષતિ અગર અમારી કોઈ ક્ષતિદોષ રહી ગઈ હોય તેને ક્ષમ્ય ગણશો અને એ ક્ષતિઓને સુધારીને અધ્યયન કરવા કૃપા કરશો. સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજની પ્રેરણા અને તેમજ જગદ્‌ગુરૂશ્રી નાનકદાસજી મહારાજના આશીર્વાદથી આ મહાન કાર્ય શકય બન્યું છે. તેમની પ્રેરણા દ્વારા જ આ લેખનકાર્ય સફળ થયું છે. અને તેમની કૃપાથી આપ સૌ મુમુક્ષજનોના કર કમળમાં આ ગ્રંથ અર્પીત કરી શકયા છીએ.

સદ્‌ગુરૂશ્રીની કૃપા અને જગદ્‌ગુરૂશ્રીના આશીર્વાદથી આ ગ્રંથના પ્રકાશક પૂ. શામજીદાદાના સાનિધ્યમાં રહીને આ ધર્મસેવા કરવાનો અમૂલ્ય લાભ મળ્યો તેને હું મારૂ સદ્‌ભાગ્ય લેખું છું. 

- **બાબુભાઈ એસ. પટેલ**
મેઘકંપા



ब्रह्मलीन प.पू. आचार्य श्री जगन्नाथजी महाराज

# नम्र निवेदन



प.पू. आचार्य श्री जनार्दनजी महाराज

सत्पंथ धर्म वैदिक धर्मके परंपराका तत्त्वोपदेश करनेवाला एक महान मार्ग है। युगोयुगोसे चले आ रहे इस धर्मको ब्रम्हावतार सदगुरु श्री इमामशाह महाराजने युगके अनुसार परिवर्तीत करके नया रुप दिया है । युगगुरु सदगुरु श्री इमामशाह महाराज वेद और उपनिषदो के तत्त्वज्ञान को जाननेवाले ज्ञानी महात्मा थे। सत्पंथमे मुक्तिमार्ग, देवयान मार्गका उपदेश दिया गया है।

सत्पंथमे भगवान श्री विष्णुके दशावतारोको उपास्य माना गया है । दशावतारोका चरित्र पढनेसे या सुननेसे भगवत्कृपा होती है। जीवनमे शांती और समाधान मिलता है। इस श्रीमद् दशावतार ग्रंथमे सदगुरु श्री इमामशाह महाराजने बहुत ही सुंदर तरहसे अवतारोका चरित्र वर्णन किया है।

सभी अवतार हमे अलग अलग संदेश देते है।

| | | |
|---|---|---|
| मत्स्य अवतार | - | भक्तिमे शंका नही रखना। |
| कच्छ अवतार | - | सत्य कार्यमें भगवान सहाय करते है। |
| वराह अवतार | - | धर्मको हानी पहूचानेवाले को भगवान छोडते नही। |
| नृसींह अवतार | - | कोईभी परिस्थितीमे भगवानको छोडो नही। |
| वामन अवतार | - | दानधर्म करते समय अहंकार मत करो। |
| परशुराम अवतार | - | धर्मरक्षा के लिए जरुरत पडनेपर हाथमें शस्त्र उठावो। |
| राम अवतार | - | वचन पूर्ती के लिए प्राणोकी आहुती दो। |
| कृष्ण अवतार | - | सबके उपर प्रेम करो, बुराई का विरोध करो। |
| बुद्ध अवतार | - | हिंसा मत करो, एकाग्रतासे नामस्मरण करो। |
| निष्कलंकी अवतार | - | हृदयमेंसे सभी कलंक (दोष) निकालो और निष्लंक बनो। |



**आचार्य श्री जनार्दनजी महाराज**
**सत्पंथ मंदीर संस्थान**
**फैजपूर (महाराष्ट्र)**

॥ श्रीमत्परमात्मने नमः ॥

# ❋ सुमंगलम स्तुति ❋

१. ॐ नमो श्री निष्कलंकी नारायण जनार्दनाय भस्मायुधाय विदमहे दिव्य नेत्राय
धीमहि तन्नोज्वरहरः प्रचोदयात् । ॐ शांतिः शांतिः शांतिः ॥

२. परब्रह्म परमात्मा स्तुति :
यं ब्रह्मा वरुणेन्द्र रुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैस्तवै ।
वदैस्साङ्गपदक्रमोपनिषदै र्गायन्ति यं सामगाः ॥
धयानावस्थितदगतेनमनसा पश्यन्ति यं योगीनो ।
यस्मान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

३. ॐ कार बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामद मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥

બિદું સહિત ૐકાર (જે પરબ્રહ્મ પરમાત્માનું સર્વથી ટુંકુ અને સર્વોપરી નામ છે.) જેનું યોગી પુરૂષો નિત્ય ધ્યાન કરે છે અને જે કામ તથા મોક્ષના દાતા છે, તે પરબ્રહ્મ ૐકારને હું નમસ્કાર કરું છું.

४. नाम संकीर्तन यस्य सर्वपापप्रणाशनम् ।
प्रणामो दुःखशमनस्तं नमामि हरिं परम् ॥

જેમના નામનું કીર્તન સઘળાં પાપોનો નાશ કરે છે અને જેમને કરેલા પ્રણામ સર્વ દુઃખોને શાંત કરે છે. તે પરમ શ્રેષ્ઠ શ્રી હરિને હું નમસ્કાર અને પ્રણામ કરૂ છું.

५. ईशस्तुति :
मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्द माधवम् ॥

६. श्रीविष्णु नारायण स्तुति :
शांताकारं भूजगशनयं पद्मनाभं सुरेशम् ।
विश्वाधारं गगनसदृशं मेघवर्ण शुभांगम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यम् ।
वन्दे विष्णु भवभयहरं सर्वलोकैकनाथम् ॥

७. श्रीमहेश्वर ध्यान :
वन्दे देव उमापति सुरगुरु वन्दे जगत्कारणं ।
वन्दे पन्नागभूषणं मृगधरं वन्दे पशूनां पतिम् ॥
वन्दे सूर्य शशांक वन्हियनं वन्दे मुकुन्दप्रियं ।
वन्दे भक्तजनाश्रयंच वरदं वन्दे शिवं शंकरम् ॥

८. श्रीआद्यशकित देवी स्तुति :
माया कुंडलिनी क्रीया मधुमति कालिकलामालिनी ।
मातंगी विजया जया भगवती देवी शिवाशाम्भवी ॥
शकितशंकरवल्लभा त्रिनयना वाग्वाहिनी भैरवी ।
ॐकारि त्रिपुरासुरासुरमयी माता कुमारीश्वरी ॥
नमो देव्यै महादेव्यै शिवायै सततं नमः ।
नमः प्रकृत्यै भद्रायै नियताः प्रणताः स्म ताम् ॥

९. श्रीसदगुरु ब्रह्मदेव स्तुति :
ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिम् ।
द्वन्द्वातीतं गगनसदृशं तत्वमस्यादिलक्षम् ॥
एकंनित्य विमलमचलं सर्वधी साक्षिभूतं ।
भावातीतं त्रिगुणरहितं सदगुरु तं नमामि ॥



❁ ❁ ❁ ❁ ❁

#  શ્રી મહાવિષ્ણુ સ્તોત્રમ્ 

ૐ નમો શ્રી નિષ્કલંકી નારાયણ જનાર્દનાય । ૐ નમો, ૐ શ્રી મહાવિષ્ણુ સ્તોત્રં । મહાદિવ્ય । સર્વશત્રુ નિકન્દનં । ઉગ્રતેજ, મહાબીજ, ત્રિપાદિહિજમાન બ્રહ્માઈશ્વર કર્તવ્યે । આત્મા રક્ષતિ સિધ્ધભવેત્ । પાદૌ રક્ષતિ ગોવિન્દં । જંઘૌ પાદૌ ત્રિવિકં ઉરૂભ્યાં । કેશવં કણ્ઠે દામોદરઃ । વિભૂઃનાભિ ઉચ્યતે તથા રક્ષતે જઠરે વામનો તથા ઉદરે પદ્મનાભ, હસ્ત પૃષ્ઠે ચ શ્રવાણે નૃસિંહઃ । બાહૌ પ્રહસ્તા વિષ્ણુઃ । દક્ષિણે મધુસદનં । બાહાજતં । વાસુદેવ વસે । હૃદયે જનાર્દનં તથા કણ્ઠ રાખે વરાહઃ । કૃષ્ણમુખ માણ્યલં । માધવે કાર્ણસુત્રે । નાસિકા પૃષ્ઠે હષિકેશઃ । નેત્રે નારાયણ તથા લલ્લાટે ગરૂડધ્વજાં । કપાલે કેશવ રક્ષતે । શ્રી વસે સર્વ ગાત્રેષુ શ્રી રામ સર્વદા તથા પૂર્વે નારાયણ ઉત્તરે શ્રીધર તથા દક્ષિણે વિષ્ણુરૂપ નૈઋતૌઃ દામોદર તથા પુરૂષોત્તમ । વારૂણ્યાં પિતાંબર આકાશે ગદા રક્ષતે ।। પાતાલે સુદર્શનં ।। એવં સર્વદિવાશ્રયં, કૃત્વા ગાયત્રિષુ ઉચ્ચારિતે મહિતલે ।। રાજદ્વારે ।। પંથઘોરે ।। સંગ્રામે ।। શત્રુ સંકષ્ટે, નદીતિરતારિણી, ચૈવ, વ્યાઘ્ર, ચોર ભયાં નાશિત ।। ડાકિની, શંખની, ભૂત, પ્રેત, ખૂન ભયે કિંચીત પિશાચાદિન નાશિત ।। શ્રી વિષ્ણુ પ્રાજીત રખો ।। રખો મહાદેવ રક્ષતિ સર્વ દેવતા ।। દિવસ રાખતે સૂર્ય ।। રાત્રી રાખતે તે ચન્દ્રમા ।। જલે રાખતે વારાહઃ ।। સ્થલે રાખતે વામન ।। ભયં નિરશિદં સદાપદ કેશવં ।। ઈતિ શ્રી વિષ્ણુ સ્ત્રોતં પઠતે નિત્ય સુખસંપદા ।। અપુત્રને લભંતે પુત્રં ।। નિર્ધની લભતે ધનં ।। આભાર્યા લંભતે ભાર્યા ।। બંધની બંધ મુચ્યતે ।। વિદ્યાર્થી લભંતે વિદ્યા ।। આરોગ્યાર્થી લભંતે આરોગ્ય ચ ।। મોક્ષાર્થી લભંતે મોક્ષ ।। સર્વ પાપક્ષય જાયતે વિષ્ણુલોકે સુગચ્છતે ।। ઈતિ શ્રી વિષ્ણુસ્તોત્રં સમાપ્તં ।। શિવ બ્રહ્મા રચતે શુભં ભવતુ ।। યદાક્ષરે પદભ્રષ્ટે માત્રાહીને યદ ભવતુ ।। તદ ક્ષમ્યતો સર્વદિવ ।। પ્રસિધ્ધ દેવ શ્રી નિષ્કલંકી નારાયણ પુરૂષોત્તમ ।। શ્રી નિષ્કલંકી નારાયણ શુભં ભવતુ ।। શુભં ભવતુ ।। શુભં ભવતુ ।। ઈતિ શ્રી મહાવિષ્ણુસ્તોત્રં સંપૂર્ણ સમાપ્તં, ।। ૐ નમો શ્રી નિષ્કલંકી નારાયણ જનાર્દનાય ।।

**ૐ શાંતિઃ ! શાંતિઃ ! શાંતિઃ !!**



# સૃષ્ટિનું નિર્માણ

"જયોતિ સ્વરૂપે જાણીયે, આદબુંદ પિંડ કહેવાય રે ।
નિરાકાર રૂપે તો પોતે છે, તે તો અકલ કહાવ્યા નવ જાય રે ॥
ઝવેરી હોવે તે પારખે, અને હીરા ચઉટે બાજાર રે ।
મુનિવર હોવે તો પારખે, જ્ઞાનની સુરતી લગાય રે ॥

પ્રાતઃ સ્મરણીય પરમ વંદનીય સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે આ સૃષ્ટિ તથા વિશ્વ બ્રહ્માંડના સ્વરૂપનું વર્ણન કર્યું છે કે, પહેલાં ધરતી ન હોતી. આકાશ ન હોતું, મૂળ ન હોતી માયા, અને ન હોતું રજવર બીજ. કશું જ ન હોતું. સદ્‌ગુરૂશ્રીએ ભગવાનના અલક્ષ સ્વરૂપનું વર્ણન કર્યું છે કે, પહેલાં એક જયોતિ જ હતી. તેનાથી આગળ ચંદ્ર અને સૂર્ય ન હોતા, ત્યારે છત્રીસ લાખ કરાણ સુધી ભગવાનનું નિર્ગુણ નિરાકાર તેજ જ હતું. છત્રીસ લાખ અગીયાર હજાર વર્ષનો એક યુગ થાય. આવા બત્રીસ યુગ પુરા થયા બાદ એક કરાણ થાય. આવા છત્રીસ લાખ કરાણ ભગવાનનું સ્વરૂપ અવિચલ હતું. તેમનું ધ્યાન કરવા માટે સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે જયોતિ સ્વરૂપ બતાવ્યું છે.

આ વિશ્વમાં પરિબ્રહ્મનું સ્વરૂપ જયોતિ સ્વરૂપ જ હતું. આ જયોતિ સ્વરૂપ અનંત કોટી સૂર્યો ભેગા થઈ ઉદય થાય તેવું તેજોમય હતું. જયોતિ સ્વરૂપે પરિબ્રહ્મને સંશય થયો કે બ્રહ્માંડમાં તો હું એકલો જ છું. "ભૂઃસ્યંમ્ પ્રજામયઃ" અર્થાત કે હું એકલો જ છું. પરંતુ હું અનેક સ્વરૂપે પ્રગટ થાઉ તો મારા સંકલ્પનું સમાધાન થાય અને સૃષ્ટિ નિર્માણનું કાર્ય પણ થાય. તે એવી રીતે કે જયારે મંદિરમાં ઘંટારવ વગાડીએ છીએ, નગારૂ વગાડીએ છીએ. અને તેમાંથી જે નિનાદ (અવાજ) નીકળે છે. આ નિનાદ અવાજ છે તે અનહદ છે. અનહદ એટલે જેમની હદ નથી તેવું. આ સૃષ્ટિ નિર્માણ ન હતી ત્યારે પણ આ બ્રહ્માંડમાં નિનાદનું નિર્માણ થઈ ગયેલું હતું. ૐ.....મ્ ........ નિનાદ સ્વરૂપે આ જયોતિમાંથી પરિબ્રહ્મ નિર્ગુણ નિરાકાર સ્વરૂપ પ્રગટ થયું. નિર્ગુણ નિરાકાર સ્વરૂપ તો હતું. પરંતુ ભક્તોને (જગતને) સમજાવવા માટે સગુણ સાકાર સ્વરૂપ ધારણ કર્યું. તે નિર્ગુણ નિરાકાર અને સગુણ સાકાર. આ બંને સ્વરૂપ એક જ નિરંજન નિરાકાર પરિબ્રહ્મનાં છે.

જયોતિમાંથી જે નિર્ગુણ નિરાકાર સ્વરૂપ પ્રગટ થયું તેને સચ્ચિદાનંદ સ્વરૂપ કહેવાય. આજ સ્વરૂપને આપણા શાસ્ત્રોમાં આદિ નારાયણ ભગવાન કહીએ છીએ. આ આદિ નારાયણ ભગવાન સગુણ સાકાર રૂપથી પ્રગટ થયા અને તે જયોતિમાંથી જ પ્રગટ થયા.

આદિ નારાયણ ભગવાનનું આ સ્વરૂપ જેવી રીતે વાયુનું સ્વરૂપ છે. પણ દેખાતું નથી. તેજનું સ્વરૂપ છે પણ દેખાતું નથી. તેવી રીતે ભગવાનનું સ્વરૂપ જયોતિમાંથી પ્રગટ થયું પણ તે દેખાતું નથી. પરંતુ તેમાંથી તો તેમની ફકત આકૃતિ જ પ્રગટ થઈ છે. પછી ભગવાનને વિચાર આવ્યો કે હું તો હજી એકલો જ છું.

ત્યારે આદિ નારાયણે એકમાંથી અનેક જીવાત્માઓના સર્જનનો સંકલ્પ કર્યો. આ સૃષ્ટિની ઉત્પત્તિ માટે માયાશકિતનું નિર્માણ કર્યું. આ માયા શકિત એટલે ''સચ્ચિત્ શકિત સ્વરૂપ'' એજ આદ્યશકિત સ્વરૂપે માયાનું નિર્માણ કર્યું. ભગવાન પોતે તો જયોતિમાંથી જ પ્રગટ થયા. પછી તેમને માયાનું નિર્માણ કર્યું. જે નિર્માણ અને નાશ થાય છે, તેનું નામ માયા. તે માયાનો હંમેશા નાશ જ થાય છે પરંતુ પરબ્રહ્મ તત્વનો નાશ થતો નથી. ત્યારે આદિ નારાયણ ભગવાને આદ્યશકિત સ્વરૂપે આઠ પ્રકૃતિ ''પંચ'' નિર્માણ કર્યું. આ આઠ પ્રકૃતિ તે પંચ-પંચીકરણ બોલાય છે. તેમાં પૃથ્વી, આપ, તેજ, વાયુ, આકાશ, જીવ, માયા અને બ્રહ્મ. આ આઠ પ્રકૃતિ રૂપને અષ્ઠધા પ્રકૃતિ કહેવાય છે. ભગવાન નિર્ગુણ નિરાકાર સ્વરૂપે આ સૃષ્ટિ નિર્માણ કરવા માટે અષ્ઠધા પ્રકૃતિ એટલે કે આદ્ય શકિતનું નિર્માણ કર્યું. પછી ભગવાને તેમનું ધ્યાન જીવાત્મા સ્વરૂપ નિર્માણ કરવા માટે કર્યું. તે સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજે ભગવાનના આ જ્ઞાનને સમજાવવા માટે મુળબંધ નામનો ગ્રંથ લખ્યો છે. તેમાં જીવાત્મા સ્વરૂપનું વર્ણન કર્યું છે. માટે અહીં લંબાણથી લખતા નથી.

પરિબ્રહ્મ નિર્ગુણ નિરાકાર છે અને સગુણ સાકાર પણ છે અને સચ્ચિદાનંદ સ્વરૂપ પણ છે. તેઓ સત્ પણ છે અને ચિત્ત પણ છે અને બ્રહ્મ પણ છે. સત્ અને ચિત્ત જગતની રચનાથી આખર સુધી કાયમ રહે છે. સત અવિનાશી પણ છે. આ સતને પામવા માટે સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે સતપંથ ધર્મનું દિગ્દર્શન કરાવ્યું છે. સતપંથ ધર્મ એવું જ્ઞાન છે કે જીવાત્માને મુકિત સુધી પહોંચાડે છે.

અને આ સતપંથ ધર્મના જ્ઞાનથી જીવાત્માને અવશ્ય મુકિત મળે છે અને આ જીવાત્માની ઉત્પત્તિ નિર્ગુણ નિરાકારથી જ થઈ છે. જે સચ્ચિત્ સ્વરૂપ છે. તેમાંથી જ જીવાત્માનું નિર્માણ થયું છે. ત્યાં જ જીવાત્માને પાછુ પહોંચવાનું છે. પરંતુ આ સૃષ્ટિમાં જીવાત્મા તેના જીવનમાં જેવાં કર્મો કરે છે તે કર્મો અનુસાર તેને ફળ મળે છે. પાપ કર્મ કરે તો દુઃખદાયી ફળ મળે અને પિડીતયોનીમાં જન્મ મળે છે. અને જો પુણ્ય કર્મ કર્યા હોય તો અનેક સારાં કર્મોને લીધે જીવાત્મા સ્વર્ગલોકમાં જાય છે. સ્વર્ગલોકમાં સુખ ભોગવ્યા બાદ મૃત્યુલોકમાં આવે છે. મૃત્યુલોકને કર્મભૂમિ માનવામાં આવે છે. પોતાના કર્મ અનુસાર જીવાત્મા નરકલોકમાં યાતના ભોગવતો હોય કે પછી

સ્વર્ગલોકમાં સુખ ભોગવતો હોય. પણ તેના કર્મ પુરા થયા પછી મૃત્યુલોકમાં પાછું આવવું જ પડે છે. પરંતુ જીવાત્માનું અંતિમ સ્વરૂપ સત છે. એટલે કે મોક્ષ સ્વરૂપ સત્ છે. એટલા માટે સદ્‌ગુરૂ ઇમામશાહ મહારાજે આપણા સતપંથ સાહિત્યમાં ગુરૂવાણીના રૂપમાં કહ્યું છે કે :-

"સતપંથ ધર્મ સો કહીએ, જેણે ઓળખ્યા સતગોર નૂર રે;
પરબ્રહ્મા વિષ્ણુને ઓળખ્યા તે તો અમર હુઆ તતખેવરે."

ચિત્ત સ્વરૂપ એવું છે કે ચિત્ત એટલે ચૈતન્ય સ્વરૂપ. જયાં સુધી જીવાત્મામાં ચૈતન્ય ન હોય ત્યાં સુધી તે મૃતાવસ્થામાં રહે છે. જીવાત્મામાં ચૈતન્ય આવે એટલે જીવાત્મા આત્મા તરીકે ઓળખાય છે. આત્મા તરીકે એટલે કે આત્માનું સ્વરૂપ ચૈતન્ય સ્વરૂપ છે. સચ્ચિદાનંદ એજ ઇશ્વરનું અંતિમ સ્વરૂપ છે. ત્યાં પહોંચ્યા બાદ જીવાત્માને મુકિત મળે છે. જે જીવાત્મા મુકત થઇ જાય છે. તેને અપરિમિત આનંદ મળે છે તે આનંદમય સ્વરૂપ ઇશ્વરનું જ સ્વરૂપ છે. ભગવાને આ માયાનું માધ્યમ લઇને અષ્ટવિદ્ય પ્રકૃતિનું નિર્માણ કર્યુ છે. તે "પૃથ્વી, આપ, તેજ, વાયુ, આકાશ, જીવ, બ્રહ્મ, અને માયા", આમ જીવનો જે સંબંધ આવે છે તે જીવમાં બ્રહ્મ અને અવિધાનો સંયોગ થવાથી આત્માનું સ્વરૂપ પ્રગટ થાય છે. એટલે કે "બ્રહ્મ" આ બ્રહ્મ જ સચ્ચિત બ્રહ્મ છે. આ અવિદ્યા, અવિધાનું સ્વરૂપ છે "માયા".

અવિદ્યા અને બ્રહ્મના સંયોગથી આ જીવાત્મા પ્રગટ થયો છે. જીવ, માયા અને બ્રહ્મ આ જીવાત્મા છે. તે જીવાત્મા જયારે આ મૃત્યુલોકમાં જાય છે ત્યારે ત્યાં જેવું કર્મ કરે છે તેવું જ કર્મનું ફળ તેને મળે છે અને ફળ તે પોતે જ ભોગવે છે.

પરિબ્રહ્મ ભગવાનનું સ્વરૂપ તો નિરંજન નિરાકાર છે. તે તો આપણે આગળ જોઇ લીધુ અને માયાનું સ્વરૂપ છે. સચ્ચિદ્ આદ્યશકિત. તે શકિતનું સ્વરૂપ પણ આપણે જોઇ લીધું. પરંતુ માયા એકલી કંઇ કરી શકતી નથી. એકલા ભગવાન પણ કશું કરી શકતા નથી. બંનેના સંયોગમાંથી જે બ્રહ્મ અને અવિદ્યા, તેના સંયોગથી જીવાત્મા પ્રગટ થાય છે. તેનું નિયંત્રણ કરવાને માટે ભગવાને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ. આ ત્રણ દેવતાઓનું નિર્માણ કર્યુ છે. બ્રહ્મા-રજોગુણ, વિષ્ણુ,-સત્વગુણ, મહેશ-તામસગુણ છે. આમ પરિબ્રહ્મ નારાયણે સૃષ્ટિનું નિર્માણ કર્યુ છે. તેનું ટુંકુ વર્ણન કર્યું છે. સદ્‌ગુરૂ ઇમામશાહ મહારાજે સૃષ્ટિ નિર્માણનું વિશેષજ્ઞાન હસ્ત લિખીત 'મુળબંધ' નામના ગ્રંથમાં સવિસ્તાર આપેલ છે.







## શ્રી વિષ્ણુ ભગવાનના દસ અવતાર નિર્માણનું કારણ અને કાર્યની ટુંકમાં પ્રસ્તાવના છે.



એક સમયે અમરીષ રાજાએ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તથા આદિ નારાયણ ભગવાન પાસે જઈ પૂછયું કે - હે પ્રભુ હું શું કરૂ તો લાખ ચોર્યાસીમાંથી મુકિત મળે ? ત્યારે દેવોએ અમરીષરાજાને કહ્યું કે તું કુંભાભિષેકયજ્ઞ (વારિયજ્ઞ) કર, તે યજ્ઞમાં સર્વે દેવ દેવતાઓ આવશે અને તનેઆશીર્વાદ આપશે. તો તું મોક્ષ પામીશ. આ પ્રકારથી અમરીષ રાજાએ યજ્ઞનું આયોજન કર્યુ. અને સર્વ દેવી દેવતાઓ, બાર આદિત્ય, આઠ વસુ, અશ્વિનીકુમાર, અગીયાર રુદ્ર તથા સર્વે પૃથ્વી પાલક દેવતાઓ યજ્ઞમાં આવ્યા. બ્રહ્મા,વિષ્ણુ, મહેશ પણ આવ્યા અને સર્વે દેવતાઓએ યજ્ઞથી આનંદ પામીને આશીર્વાદ આપ્યો કે હે રાજન, હે ભકત, તે જે કારણે આ તપસ્યા કરી અને આ યજ્ઞનું આયોજન કર્યુ તેનાથી અમો સર્વ દેવો સંતુષ્ટ થયા છીએ તને અમારુ વચન છે. કે જા તું અમર થઈ ગયો. આવું વરદાન દેવો પાસેથી ભકત અમરીષે પ્રાપ્ત કર્યુ.

જયારે શંખાસુર યજ્ઞમાં મોડો આવ્યો અને તેને જોયું કે સર્વે દેવ દેવતાઓએ અમરીષને અમર થવાના આશીર્વાદ આપીને પોત-પોતાના સ્થાને જઈ રહ્યા છે. આ જોઈને તેને ખૂબ જ ક્રોધ આવ્યો. અને ક્રોધમાં ને ક્રોધમાં તેનાથી બોલી જવાયું કે હે અમરીષ, તને સો જન્મ લેવા પડશે! કારણ કે તેં મારૂ અપમાન કર્યું છે ! મારા વગર આ યજ્ઞ પૂર્ણ થઈ શકતો નથી. એટલે તને સો જન્મ લેવા પડશે. સર્વે દેવ-દેવતાઓ વિચારમાં પડી ગયા. હવે શું કરવું ! વિષ્ણુ ભગવાને આમાંથી માર્ગ કાઢયો અને શંખાસુરને સમજાવ્યો. કે અમો સર્વે દેવોએ ભકતને અમર કર્યો છે તે અમર જ રહેશે ! તું સો જનમનો શ્રાપ છોડી દે ! ત્યારે વીસ જન્મ વિષ્ણુ ભગવાનના સન્માન માટે ઓછા કર્યા. એંસી જન્મ તો તેમને ભોગવવા જ પડશે. પછી વિષ્ણુ ભગવાન બ્રહ્માજી પાસે ગયા. બ્રહ્માજીએ શંખાસુરને સમજાવ્યો. તો તેમના સન્માન માટે વીસ જન્મ ઓછા કર્યા. પછી ત્રીજીવાર મહેશ ભગવાનના સમજાવવાથી વીસ જન્મ ઓછા કર્યા અને પછી સર્વે દેવતાઓ શકિતની પાસે ગયા અને શકિતના સમજાવવાથી વીસ જન્મ ઓછા કર્યા. હવે એંસી જન્મ ઓછા થયા અને ફકત વીસ જન્મ બાકી રહ્યા. તો આ વીસ જન્મનું શું કરવું આખરે સર્વે દેવતાઓ આદિ નારાયણ ભગવાનની પાસે ગયા. બધા દેવોએ વિનંતી કરતાં કરતાં કહ્યું કે અમરિષ ભકતને, અમર રાખવો જ પડશે. અમે તેમને અમર હોવાનું વરદાન આપ્યું છે. પરંતુ અમારૂ કહ્યું શંખાસુર માનતો નથી તો આપ એને સમજાવો. ભગવાન આદિનારાયણે શંખાસુરને સમજાવ્યો કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને આદ્યશકિતના માન ખાતર તે વીસ વીસ જન્મ મુકત કર્યા. તો મારા માન ખાતર બાકી રહેલા વીસ જન્મ મુકત કર.



ત્યારે શંખવો આદિનારાયણ ભગવાનને કહે છે કે : વીસ જન્મ બાકી રહેલા છે તે માફ નહી થાય, આ બાકી રહેલા વીસ જન્મ તો અમરિષભકતને લેવા જ પડશે. મારૂ વચન મિથ્યા નહીં થાય.

ત્યારે આદિ નારાયણ ભગવાન કહે છે કે બાકી રહેલા વીસ જન્મ અમરિષ ભકત નહી લે, કારણ કે યજ્ઞ કરવામાં અમરિષ ભકતનો કોઈ જ અપરાધ નહોતો, માટે તને કહું છું કે બાકી રહેલા વીસ જન્મમાંથી દસ જન્મ તું લે અને દસ જન્મ હું લઉં છું . અમરિષ ભકતને અમર કરી દીધો છે તે અમર થઇ ગયો તે એક પણ જન્મ નહી લે. આમ દસ જન્મ શંખાસુરના છે અને દસ જન્મ ભગવાન પોતે ધારણ કર્યા છે. આદિ નારાયણે પોતાની શકિત વિષ્ણુ ભગવાનને આપી. અને સમજાવ્યું કે મારા નવ જન્મ તમો ધારણ કરો અને આખરી જન્મ જે છે તે જન્મ નારાયણનો જ થશે. એટલા માટે શ્રી નિષ્કલંકી નારાયણ આ નામ નારાયણ સાથે જોડાયેલું છે.

પહેલાં કર્તાયુગમાં દૈત્ય શંખાસુર, મધુકૈટભ, મોરધ્વજ, હિરણ્યકશ્યપ અને બીજા ત્રેતાયુગમાં દૈત્ય બલીરાજા, સહસ્રાર્જુન, રાવણ પછી દ્વાપર યુગમાં દૈત્ય કંસ અને દુર્યોધન થયા અને હવે આજ કલિયુગમાં દૈત્ય કાલિંગાનો અવતાર થવાનો છે. તેવી જ રીતે ભગવાનને પણ પોતાના પ્રથમ કર્તાયુગમાં મત્સ્ય, કૂર્મ, વરાહ અને નરસિંહ અવતાર ધારણ કર્યા બીજા ત્રેતાયુગમાં વામન, પરસુરામ અને રામ અવતાર ધારણ કર્યા પછી દ્વાપર યુગમાં કૃષ્ણ અને બુધ્ધ અવતાર ધારણ કર્યા અને આ કલિયુગમાં હવે શ્રી નિષ્કલંકી નારાયણ કે જે આદિ નારાયણ ભગવાનનો જ અવતાર છે. એટલે તેઓ નારાયણ રૂપે પ્રગટ થશે. આ દસ અવતારનાં સ્વરૂપ સદ્ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે આપણે બતાવ્યાં છે કહ્યાં છે. તેની વિસ્તૃત માહિતીનું શ્રીમદ્ ભગવત દશાવતાર ગ્રંથમાં વર્ણન કરેલ છે.



## : શ્રીમદ્ દશાવતાર શ્લોક :

**પહેલો મત્સ્ય અવતાર :**

भूतलातल मध्यस्थं, शंखासुरं निहत्य च ।
उद्धेता: येन वे, वेदा: तस्मै मत्स्यात्मने नमः ॥१॥

જે પરમાત્માએ ભૂતળ અને અતળની વચમાં રહીને શંખાસુર નામના દૈત્યનો નાશ કરીને વેદોનો ઉધ્ધાર કર્યો હતો, તે મત્સ્ય રૂપને હું નમસ્કાર કરૂ છું.

**બીજો કુર્મ અવતાર :**

ससागरवनांनि विभ्रत्सप्तद्विपां वसुंधराम् ।
यो धारयति पृष्टेन, तस्मै कूर्मात्मने नमः ॥२॥

જે પોતાની પીઠ ઉપર સમુદ્રો અને વનો સહિત સાત દ્વીપવાળી પૃથ્વીને ધારણ કરે છે. તે કૂર્મ રૂપ અવતારને હું નમસ્કાર કરૂ છું.

**ત્રીજો વરાહ અવતાર :**

महार्णवे निमग्नां वाराहं रुपमास्थितः ।
य उज्जहार दंष्ट्राभ्यां तस्मै कोडत्मने नमः ॥३॥

જેમાણે વરાહ રૂપ લઈને એકાકાર થએલા મહાસાગરમાં ડૂબી ગયેલી પૃથ્વીને બહાર કાઢી હતી તે વરાહ રૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

**ચોથો નરસિંહ અવતાર :**

नारिसंहवपुः कृत्वा, यस्त्रैलोक्य भयङ्करम् ।
हिरण्यकशिपु जघ्ने तस्मै सिंहात्मने नमः ॥४॥

જેમાણે ત્રાણે લોકને ભય આપનારૂ એવું નરસિંહરૂપ ધારણ કરીને હિરણ્યકશ્યપનો નાશ કયો હતો, તે નરસિંહ અવતારને હું નમસ્કાર કરું છું.

**પાંચમો વામન અવતાર :**

वामनं रुपमास्याय, बलिं संयम्य मायया ।
येन क्रान्ताः त्रयो लोकाः तस्मै क्रान्तात्मने नमः ॥५॥



જેમાણે વામન રૂપ ધારણ કરી માયા વડે બલી રાજાને વશ કરીને ત્રાણે લોકને ત્રાણ પગલાંથી ભરી લીધા હતા તે વામન અવતારને હું નમસ્કાર કરૂ છું.

**છઠ્ઠો પરશુરામ અવતાર :**

जमदग्नि सुतो भूत्वा रामः परशुधृग्विभुः ।
सहस्त्रार्जुनहन्ता यः तस्मै उग्रात्मने नमः ॥६॥

જે પરમાત્માએ જમદગ્નિ ઋષિના પુત્ર પરશુરામ રૂપે હાથમાં ફરશી ધારણ કરીને સંહસ્ત્રાર્જુન દૈત્યનો નાશ કર્યો હતો, તે ઉગ્ર મૂર્તિરૂપ પરશુરામ અવતારને હું નમસ્કાર કરું છું.

**સાતમો શ્રીરામ અવતાર :**

रामो दाशरथिर्भुत्वा पौलस्त्य कुल लांछनम् ।
जधान रावणं संख्ये तस्मै क्षत्रात्मने नमः ॥७॥

જેમણે દશરથના પુત્ર રામચંદ્ર રૂપે થઈને પુલસ્ત્ય કુળમાં જન્મેલા રાવણનો યુધ્ધમાં આખા કુળ સહિત નાશ કર્યો હતો તે ક્ષત્રિય રૂપ અવતારને હું નમસ્કાર કરૂ છું.

**આઠમો શ્રી કૃષ્ણ અવતાર :**

वसुदेवसुतः श्रीमानवासुदेवो जगत्पतिः ।
जहार वसुधामारं तस्मै कृष्णात्मने नमः ॥८॥

જગતપતિ એવા શ્રીમાન વાસુદેવે, વસુદેવના પુત્ર થઈ પૃથ્વીનો ભાર ઉતાર્યો, તે શ્રી પરમાત્માના કૃષ્ણાવતારને હું નમસ્કાર કરૂં છું.

**નવમો શ્રીબુધ્ધ અવતાર :**

बुद्धरुपं समासाध सर्वरुपं परायणः ।
मोहयन् सर्वभूतानि तस्मै मोहात्मने नमः ॥९॥

સર્વરૂપ પરાયણ એવા જે પરમાત્માએ બુધ્ધનું રૂપ ધારણ કરીને સર્વ પ્રાણીઓને મોહિત કર્યા હતા તે ભગવાન બુધ્ધ અવતારને હું નમસ્કાર કરૂ છું.

**દશમો શ્રી નિષ્કલંકી અવતાર :**

हनिष्यति कलौ मध्ये म्लेच्छांन्तुर्गवाहनः ।
धर्म संस्थापनार्थाय तस्मै कल्क्यात्मने नमः ॥१०॥

ધર્મની થયેલી ગ્લાનિ પછી, ધર્મને પાછો સ્થાપન કરવા માટે કલીયુગને અંતે શ્વેત ઘોડા ઉપર ચડીને કાલિંગા દૈત્ય અને અધર્મીઓનો નાશ કરશે તે નિષ્કલંકી રૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.



ॐ नमो श्री निष्कलंकी नारायण जनार्दनाय । भस्मायुधाय विह्महे
दिव्य नेत्राय धीमहि तन्नोज्वरहरः प्रचोदयात् तन्नोज्वरहरः प्रचोदयात ।
ॐ शांतिः शांतिः शांतिः



## દશઅવતારની આરતી....



જયદેવ જયદેવ ! જય સદ્‌ગુરૂ સ્વામી ! પ્રભુ, જય સદ્‌ગુરૂ સ્વામી
આરતી કીજે નકલંક દેવની અક્ષય પદ ધામી ॥ જય દેવ.

પ્રથમ મચ્છ અવતારે માર્યો શંખાસુર પાપી ॥ પ્રભુ માર્યો.
ચાર વેદ લાવીને દીધા, બ્રહ્માને આપી ॥ જયદેવ. ૧...

બીજે કુર્મ અવતારે, પર્વત પીઠ ઉપર ધર્યો ॥ પ્રભુ પર્વત.
સાત સમુદ્ર મંથન કરીને, ચૌદ રતન કાઢયાં ॥ જયદેવ. ૨...

ત્રીજે વ્રાહ અવતારે, માર્યો મોરધ્વજ પાપી ॥ પ્રભુ માર્યો.
દાઢે ગ્રહી લઇ આવ્યા, અવની ઉપર સ્થાપી ॥ જયદેવ. ૩...

ચોથો નર સિંહ અવતારે,માર્યો હિરણ્યકશ્યપ ભૂપ ॥ પ્રભુ માર્યો.
નખથી માર્યો પાપી, લઇ નરસિંહ રૂપ ॥ જયદેવ. ૪...

પાંચમે મહા બલીરાય, દેખી સુરનર કાંપ્યા ॥ પ્રભુ દેખી.
વામન રૂપ ધરી બલીને, પાતાળે ચાંપ્યા ॥ જયદેવ. ૫...

છઠ્ઠે પરશુરામ અવતારે, ફરશી હાથોમાં લીધી ॥ પ્રભુ ફરશી.
સહસ્રાર્જુન મારી પૃથ્વી નક્ષત્રી કીધી ॥ જયદેવ. ૬...

સાતમે રામ અવતારે, આનંદ કૌશલ્યા પામી ॥ પ્રભુ આનંદ.
દશમુખ રાવણ માર્યો, સીતાના સ્વામી ॥ જયદેવ. ૭...

આઠમે કૃષ્ણ અવતારે, ગોવિંદ ગોકુળ ગૌ ચારી ॥ પ્રભુ ગોકુળ.
મામા કંસને માર્યો, ગોવર્ધન ધારી ॥ જયદેવ. ૮...

નવમે બુધ્ધ અવતારે, ભાર ભૂમિ પર વધ્યો ॥ પ્રભુભાર.
ધ્યાન ધરી ધરણીધર બેઠા, યોગ યુગાત સાધ્યો ॥ જયદેવ. ૯...

દશમે નકલંકી અવતાર, પૃથ્વી નકલંકી કરશે ॥ પ્રભુ પૃથ્વી.
દૈત્યને મારીને, હરિ સુધ સેવકની લેશે ॥ જયદેવ. ૧૦...

દશ અવતારની આરતી, જે કોઇ ભાવે ગાશે, પ્રભુ જે કોઇ.
આરતી બોલ્યા સદ્‌ગુરૂ બ્રહ્મા, મોક્ષગતિ થાશે ॥ જયદેવ. ૧૧...



ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન કી જય.
ૐ શ્રી સદ્‌ગુરૂ ઇમામશાહ મહારાજ કી જય.
ૐ શ્રી સતપંથ, સનાતન ધર્મકી જય.
ૐ શ્રી અપને અપને ગુરૂ મહારાજ કી જય

## : ગુરૂવંદના :

(૧) ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ, ગુરૂ દેવો મહેશ્વરા..... ।
ગુરૂ સાક્ષાત પરબ્રહ્મઃ, તસ્મૈ શ્રી ગુરૂવે નમઃ ॥

(૨) ધ્યાન મૂલમ્ ગુરૂમૂર્તિ, પૂજા મૂલમ્ ગુરૂ પદમ્ ।
મંત્ર મૂલમ્ ગુરૂવાકય, મોક્ષ મુલમ ગુરૂકૃપાય ॥

(૩) પદવંદન કરું ગુરૂદેવનાં, જે સકળ ગુણ ચતુર સુજાણ,
પુરણં બ્રહ્મ દ્રષ્ટે કરી, અચળ પુરુષ પુરણ,
પુજન કરૂ ગુરૂ પદનું, જેથી ચૌદે લોક પુજાય,
શેષ બ્રહ્મા શકિત મળી, ગુણ ગુરૂજીના ગાય.
કૃપા હોય જો ગુરૂવેદની, તો ટળે ચોર્યાસીના તાપ,
જન્મ મરણની આપદા, છૂટે આપો આપ.

(૪) યદા યદા હી ધર્મસ્ય, ગ્લાનિર્ભવતિ ભારત ।
અભ્યુસ્થાનમ્ ધર્મસ્ય, તદાત્માનમ્ સૃજામ્યહમ્ ॥
પરિત્રાણાય સાધુનામ્, વિનાશાય ચ દુષ્કૃતમ્ ।
ધર્મસંસ્થાપનાર્થાય, સંભવામિ યુગે યુગે ॥

• • •

# શ્રી ગણપતિ વંદના

વક્રતુંડ મહાકાય, સૂર્યકોટી સમપ્રભા ।
નિર્વિઘ્ને કુરૂમે દેવ, સર્વકાર્યેષુ સર્વદા ॥

પહેલાં રે આવી ને પાટે પધારો રે,
શીવજી ના છોરૂ ને વિનવું.

તુને જોઈ મારા દિલનાં દારિદ્ર જાય રે,
ઉમિયા ના જાયા ને વિનવું રે.

કંઠડે તમારે રૂડા ફૂલડાની માળા,
વાણી માં ફુલની ફાંટું રે હસતાં ઝરે મુખે ફુલડાં રે.

હેડું હેમાળુ તમારૂ મુખ મર્માળું,
અંગે ક્રોધ કદીયે નવ આવ્યો રે અમૃત ઝરતી આંખડી રે.

તાત થી તમારાં માન અદ કેરાં,
અહંકાર અંગે નવ આવ્યો રે મોટાના છોરું તમે એટલા રે...

મોટપ વાલા તારી કેટલી વખાણું,
શીવજીને માથે બીરાજે ગંગાજી રે, ગણપતીનાં ધુવે પાવલા રે

સુર સરમાળા તારા, દીપક દુદાળા,
મારા ગુણના નાયક સુઢાળા રે, કૃપાની આશા કાગને રે....

•••

## : શ્રી સરસ્વતી દેવી વંદના :

ઓ મા જ્ઞાન પ્રદાન કરનારી, દિવ્ય તું માતા મારી.
અમ જીવનના તિમિરે, પ્રકાશ પાથરે તું માડી. (૨)
સંકટ સમયે સમરણ કરતા, વિપત્તિ જાયે ટળી.
દુ:ખ જાતાં સુખ પામતા, શાંતિ સુખ દે માડી. (૨)
દર્શન તારા પાવનકારી, બળ બુધ્ધિ દેનારી.
જ્ઞાન-જયોત પગટાવી, ઉર શાંતિ દે માડી. (૨)
શ્વેત વસ્રો ધારણ કરીને, વિણા હસ્તે ધરનારી.
મયુર વાહન આરૂઢ થાતા, આપદા સૌની હરનારી. (૨)
ચિત્ત બુધ્ધિ સ્થિર કરીને, શુભ પ્રશાન દે પ્રસરાવી.
ક્રુર બુધ્ધિને દૂર કરીને, સદ્‌બુધ્ધિ તું દે માડી. (૨)
કામ ક્રોધ મદ્ય લોભ નિવારી, ચિત્ત પ્રસન્ન રાખનારી.
પાપીને અજ્ઞાન, લોભી, પાર તારો ન પામે માડી. (૨)
કરજોડી નમન કરૂ, સૌને લેજો મા સંભાળી.
શરણે આવેલાનો, બેડો પાર કરજે તું માડી. (૨)



## : શ્રી તેત્રીસ કોટી દેવોને વંદના :

પ્રથમ આદ્ય નારાયણ હોતા,
બ્રહ્મા વિષ્ણુ મહાદેવના પિતા.

આદ્ય શકિત નારાયણ સાર,
ધરતી આકાશ પવન પાણી પ્રકાશ.

ચંદ્ર સુરજ નવલખ તારા જાણ,
બાર મેઘ હુવા પ્રમાણ.

નવકુળ નાગ ને સમુદ્ર છે સાત
નવસો નવ્વાણુ નદીયું જાણ.

ચૌદ બ્રહ્માંડ ને નવગ્રહ ને વંદુ,
સાતવાર સત્તાવીસ નક્ષત્ર ને વંદુ.

પંદર તિથિ ને માસ બાર,
નવ ખંડ પૃથ્વી ચોવીસ મુલક સાર.

અષ્ટકુળ પર્વત નવકુળ નાગ,
અઢાર ભાર વનસ્પતિ ને કરૂ પ્રણામ.

ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ સાર,
દસે દિશાએ કરૂ નમસ્કાર.

નવનાથ ચોર્યાસી સિધ્ધ,
પવન પાણી કીધા પ્રકાશ

એમ સદગુરૂ કહે સાંભળો એક જ ધ્યાન,
તેત્રીસ કોટી દેવોને, કરોને પ્રણામ.



ૐ શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા સત્ય છે.

# શ્રી મંગલા ચરણ મોટું

શ્રી મંગલા ચરણને ધ્યાનથી સુણીને, તે પ્રમાણે કરજોરે;
તેની વિધિ રે સૌ જન સાંભળોજી. ॥૧॥
દેવ સભાને આદર આપો, જયાં જ્ઞાન ગોષ્ઠી થાય રે;
તે જગ્યાએ સૌને વેલા આવવું જી. ॥૨॥
દેવ સામગ્રી તૈયાર કરાવી, પુર્ણ પવિત્ર થઈને રે;
તેને લાભ મળશે અતી ઘણોજી. ॥૩॥
ધ્યાન ધરી સૌ સ્મરણ કરતાં, દેવ જમતી વેળારે;
તે વેળાએ આવે તેને મુશ્કેલી અતી ગણીજી. ॥૪॥
સૌના શીદ ચુકાવો, તમે વહેલા કેમ ન આવો રે;
જો વહેલા આવો તો તમો વાલા હરિ તણાજી. ॥૫॥
બીજે સત્રે ગત બેસે ત્યાં, જયાં જ્ઞાનગોષ્ઠી થાયે રે;
તે જગ્યાએ જુગતે કરીને વહેલા વહેલા ચાલીએજી. ॥૬॥
પ્રથમ તો પાથરણાં કરીએ, દીપક જોત પ્રગટાવીએ;
વ્યાસ આસનની ગાદી માંડીયેજી. ॥૭॥
વ્યાસ પુરાણી બેસવા જેટલું, આસન રૂડું રચાવો રે;
ગાદી તકીયા બાજોઠ લાવી પાથરોજી. ॥૮॥
પ્રથમ પૂજન દશાવતાર ગ્રંથનું કરી ચંદન પુષ્પ ચડાવો રે;
પછી પૂજન કરજો પુરાણી તણુંજી. ॥૯॥
સ્થિર રહીને સર્વે સુણીયે, એક ચિત્તે ત્યાંયે રે,
વ્યાસ આસનથી વેગળા રહીને સુણીયેજી. ॥૧૦॥ 
બ્રહ્મકૃપાએ વેદ વાણી, વિષ્ણુ હરિ રસ જ્ઞાન રે,
પ્રથમ શિખામણ મંગલાચરણની માનોજી. ॥૧૧॥

ધ્યાન રાખીને સર્વે શ્રવણ કરવું, એક અક્ષર ન વિસારો રે,
જો નિંદ્રા લાવશો તો નિશ્ચય ડુબશોજી. ॥૧૨॥
એકચિત્તે નિશ્ચળ મને જે જ્ઞાન સુણે રે,
કોટી કર્મ તેના તુંટશે જી. ॥૧૩॥
અનંત કોટી યજ્ઞ કર્યા; અનેક કોટી દીધાં દાન રે,
જે દ્રઢ ભકિત સાંભળ્યાનું ફળ એટલુંજી. ॥૧૪॥
આજ ફલંતર જુગમાં ફળ ઘણાં છે; ઉંચી વેદ વાણી સાર રે,
જેનું ભાગ્ય હશે તે ફળ સાંભળેજી. ॥૧૫॥
આ કલ્પવૃક્ષ કથા અનુપમ, જે સાંભળે તે પાવન થાયે રે,
નહીં સાંભળે તે નિશ્ચે ડુબશેજી. ॥૧૬॥
તમો કારણ તો પેદા કીધા; ચિત્ત અને વિચાર રે,
ચિત્તથી આ વાણી સુણો બીજું ન સાંભળશોજી. ॥૧૭॥
વૃધ્ધ જોબન ધનવંત હોયે; કદાપી હોએ ધન હીણા રે,
જે વ્યાસ આસને બેસીને કથા કહેજી. ॥૧૮॥
તેને નેક પુરાણી જાણો, ઉંચ નીચ કુળ ન જોશો રે,
જો જોશો તો બળદેવની પેઠે હત્યા બેસશેજી. ॥૧૯॥
અઠાસી હજાર ઋષિવર વચ્ચે દ્વાપર યુગની વારે રે;
કથા કહેતા તે તો શુદ્ર હતાજી. ॥૨૦॥
તે જગ્યાએ બળદેવ આવ્યા, મનમાં એવું સમજયા રે;
પુરાણ કહેવાનો અધીકાર તેને નથીજી. ॥૨૧॥
અહો કાલે ત્યાં શું થયું, આવી દુર્મતી ત્યાંયે રે;
પુરાણીનું શીશ છેદયું તે જગ્યાએજી. ॥૨૨॥
પુરાણી તો બ્રહ્મજ્ઞાની, તેથી બ્રહ્મ કહેવાયે રે,
તેની હત્યા બેઠી બળદેવનેજી. ॥૨૩॥
સર્વે ઋષિ કહે આ શું કીધું, એ તો વિપરીત વાત રે;
પુરાણી તો પાછો કેને થાપીયેજી. ॥૨૪॥
તેના સુતને વ્યાસ આસને, બેસાડયો છે ત્યાંયે રે; 
શુકદેવ પુરાણી તેનું નામ ધર્યુજી. ॥૨૫॥
કથા રસપાન મહીમા એવો, જેવી કામધેનું ગાય રે;
તે તો સર્વેને પોષણ કરે તેવી રીતેજી. ॥૨૬॥

તેવી સુરતાએ શ્રવણ કરી, હરિરસ અમૃત પીવો રે;
સુપાત્ર થઈને સર્વે સાંભળોજી. ॥૨૭॥
હરિ રસ તો હાથ ન આવે, હૃદયમાં ન સમાવે રે;
હૃદય દ્વાર બંધ કરીને વાતે વળગી જતાજી. ॥૨૮॥
તે દુનિયાને પગે ખુંદાયે, ઉંધુ અવળું થાયે રે;
તો તેના કર્મનો છેડો કયાંય જડતો નથીજી. ॥૨૯॥
તે માટે સમજી સેવો, મનની કલ્પના કાઢો રે;
નહીં તો બળદેવની પેઠે હત્યા બેસશેજી. ॥૩૦॥
બળદેવજી તો અરજ કરે ને, સર્વે ઋષિને ત્યાંયે રે;
તો અમારી હત્યાનો અનુગ્રહ કીજીયેજી. ॥૩૧॥
ત્યારે પૃથ્વી પરિક્રમાનું, તીર્થ કરવા કાજ રે;
ત્યારે કૃષ્ણજીએ કારજ કર્યુ પાંડવ તણુંજી. ॥૩૨॥
દાનવ ગુણ દુર્યોધન તણો, બળદેવ તેના પક્ષમાં રહેતા રે,
તો બ્રહ્મ હત્યાનું બાનું શીર આવી પડયુંજી. ॥૩૩॥
માટે સમજી સેવી ચાલો, સતની સાથે રહીયે રે;
તો અસત્યની આંચ ન, લાગેજી. ॥૩૪॥
આ કથા રસ કહે છે તેથી, પુરાણી પરમાણો રે,
તેના અવગુણ કહેશો તો નરકે જાશોજી. ॥૩૫॥
પાંચ ગુણ સંસારમાં રે; તેમાં સદ્‌ગુણ સહુથી શ્રેષ્ઠ રે,
સદ્‌ગુણનો અધિકાર જે વ્યાસ વાણી કરે તેનેજી. ॥૩૬॥
અજ્ઞાની તેથી નિર્મળ થાયે; જ્ઞાન દીપક પ્રકાશ રે,
લક્ષ ચોર્યાસી ફેરા સદ્‌ગુરૂથી મટેજી. ॥૩૭॥
જ્ઞાન થકી તો ગુણને પામો; ત્રિગુણ તેને જાણો રે,
જે ત્રણ ગુણ જાણે તે તરી ગયાજી. ॥૩૮॥
બ્રહ્મ પાટે જે કોઇ બેસે, અને બ્રહ્મપાટ રચે જેહ રે,
તે વળી વ્યાસ પુરાણી થઈજી. ॥૩૯॥ 
જો મન નિર્મળ હશે તો ફળ લેશે, દેવ પ્રગટ દેખો રે,
તયારે દેવ જમાડવાનો, લાભ અતી ગણોજી. ॥૪૦॥

આપણાં મન નિર્મળ હશે તો; સામાનાં નિર્મળ થાય રે,
તમો ગુણી વાણીથી સામાનો મેલ ન ઉતરેજી. ॥૪૧॥
તેના પાપ તમારા શીર આવે, પુરાણી તમે સુણજો રે,
હરિ સ્મરણ કરીને પુરાણી બેસો નિર્મળ થઈનેજી. ॥૪૨॥
નિર્મળ થઈને પુરાણ વાંચે; ત્યાં નિર્મળ ધ્યાન બેસજો રે,
તો કથારસ હૃદયમાં બેસસેજી. ॥૪૩॥
દેવ સભાની વેળા જયારે; નવ કરવો ઉચ્ચાર રે,
સંસારની વાતો અહીંયાં ન, લાવશોજી. ॥૪૪॥
વ્યાસ તણી ગાદીયે બેસે; તે તો તમે સમજો રે,
મોટો અધિપતી આવે તોય ન ઉઠવુંજી. ॥૪૫॥
ઉઠયાનું પાપ જ મોટું, તેના ત્યાં ગુના આવે રે;
આવતાનો આદર તે અભિમાની રહ્યોજી. ॥૪૬॥
તેના પાપનો છેડો ન આવે, તમે સૌના મન શીદ ડગાવો રે,
મોડા આવ્યામાં તમોને લાભ શો મળેજી. ॥૪૭॥
અર્ધી કથાએ ઉઠી જશો, આપ સ્વાર્થ કાજે રે;
આપ સ્વાર્થે અધુરી કથામાં આવતાજી. ॥૪૮॥
તેના ફળતો કેટલા જાણો; મનમાં સમજી ચાલો રે,
રૂડા અવસર વેળાએ વિઘ્ન થાશેજી. ॥૪૯॥
વળી કર્મનો પાર ન આવે, અધુરે અધુરૂ થાય રે,
..ટે જુગતે કથામાં વહેલા આવવું જી. ॥૫૦॥
દેવ કાર્ય કરવાને અર્થે, જો કામનું માણસ હોયે રે,
તેને રજા હોય અમ તણી જી. ॥૫૧॥
બે જણને ઉઠવું નહીં, જો દેવ ધારીને પુરાણી રે,
વધાઈ કરીને આશિષ બોલીને ઉઠવુંજી. ॥૫૨॥
દેવ કથાની બે જગ્યાએ, હદ પ્રમાણે બેસો રે,
દેવ ગાદીથી રહો વેગળાજી. ॥૫૩॥



વ્યાસ આસનની ગાદી પુરાણી તણી, તેની ગાદી જેહ રે,
તેની ગાદીને અડકીને ન બેસવુંજી. ॥૫૪॥
લાંબા પગ જે કોઈ કરશે, તેને મુશ્કેલ જાણો રે,

સોટા સાગના થઈને વનમાં અવતરે જી. ॥૫૫॥
દ્વેષ રાખીને જે કોઈ સુણશે, તે વિષ ધારો ભુત થાયે રે,
અંતે તે તો સાપ થઈને અવતરેજી. ॥૫૬॥
કથા વેળા સુવે આસનવાળી, મહા પાપી કહેવાયે રે;
અજગર થઈને તે તો રવડતો ફરે જી. ॥૫૭॥
વ્યાસ સરખે આસને જે કોઈ બેસે, ને સુણે વાણી બ્રહ્મ રે;
તેને ગુરૂ દ્રોહી, થયા જેટલું પાપ બેસશેજી. ॥૫૮॥
કરશે નિંદા વેદ વાણીની, વેદ કેરી હાંસી રે,
તે સાત અવતાર સુધી, શ્વાન અવતરેજી. ॥૫૯॥
કથા કહેતી વેળા જયારે ,કટુ વચન બોલે રે,
તે ગર્દભ થઈને ભાર વહી મરેજી. ॥૬૦॥
પાવન કથા પરિબ્રહ્મની, જે વેદ બ્રહ્મવાણી નહી સુણે રે,
તે નરકે પડી ને ફરી શ્વાન થઈને અવતરેજી. ॥૬૧॥
શ્રી વિષ્ણુ કથાને હૃદયે ધરીને, સાંભળજો સૌ જન રે,
ત્યારે તો કારજ થાશે તમ તણાજી. ॥૬૨॥
કથા કહેતાં વિઘ્ન કરે છે, વચ્ચે આવી ત્યાંયે રે;
તે ડુક્કર થઈને વિષ્ઠાથી પેટ ભરશેજી. ॥૬૩॥
પ્રેમે કથા જે કોઈ વાંચે, ને પ્રેમે જે કોઈ શુણે રે;
તેનો વાસો થશે બ્રહ્મ લોક માંહેજી. ॥૬૪॥
હૃદયે ધરીને મંગળા ચરણને, કર જોડી સર્વે જનરે;
આદરથી આરાધો સર્વે દેવનેજી. ॥૬૫॥
આદર કરીને હેત ધરો, નિયમ સર્વે પાળો રે;
આદ્ય નારાયણનું સ્મરણ કરીને તમોજી. ॥૬૬॥
જે ગુરૂની સેવા કરીયે, તેને પ્રથમ નમીયેરે;
જે હરિને સેવે તેને પાય પડવુંજી. ॥૬૭॥
વિષ્ણુદેવ આગેવાન થઈને, જયાં સંભારો ત્યાં આવેરે;
દેવો સર્વે ને તેડી આવી પહોચ્યાજી. ॥૬૮॥
શીવ બ્રહ્મા શકિત કહીયે, દેવો તેત્રીસ કરોડ રે;
સર્વે દેવના અધિપતિ થઈને ઈન્દ્ર આવતાજી. ॥૬૯॥

સહસ્ત્ર અઠ્ઠાસી ઋષિવર સાથે, દેવ મુનીવર સર્વે રે;
સાત સાહેર તીર્થ સર્વે આવતાંજી. ॥૭૦॥
નવસોને નવ્વાણું નદીઓ, તીર્થ સર્વે સાથ રે;
ગંગા યમુના સર્વે આગેવાન થઈને આવતાજી. ॥૭૧॥
ચારે યુગના દેવો સંગાતે, દશે દિક્પાળ જેહ રે;
ઉપવેદ અધિપતી થઈને આવતાજી. ॥૭૨॥
ઋષિવર, મુનીવર, ગુણી ગંધર્વ, જાંખા મેઘાં, કિન્નર દેવતારે ;
તે પણ ત્રણ કલ્પના દેવતા આવતાજી. ॥૭૩॥
પાંચ સાત નવ બાર કહીયે, રૂષમાગત અમરીષ સાથ રે;
ધ્રુવજીને પ્રહલાદ સતયુગ તણાજી. ॥૭૪॥
કમળાદેવને કમળાપતી કહીયે, હરિશ્ચંદ્રને રોહીદાસ રે;
તારાદેવી સાથે સતીયું આવેજી. ॥૭૫॥
અક્રૂર, ઓધવ, વિદુર, સુદામા, સુકદેવ પાંચે ભાઈ રે;
યુધિષ્ઠિર, અર્જુન, ભીમ, નકુલ, સહદેવ કુન્તા તણાજી. ॥૭૬॥
તે પાંચે તો કેવા કહીયે, જોષી સહદેવ આગેવાન રે;
એ ત્રણે યુગના આગેવાન દેવતાજી. ॥૭૭॥
બાર કરોડ ભકતોના, આગેવાન રે;
કમળા કુંવર છે તેના અધિપતીજી. ॥૭૮॥
ફલંતર યુગના તે તો આગેવાન, જ્ઞાન ગોષ્ઠી દેવની થાય રે;
કમળા કુંવર સુરજા સતી તે સરદાર થાશેજી. ॥૭૯॥
આજ ફલંતર યુગના ભકતો, નિષ્કલંકીનાથને મનાવો રે;
તમો મર્યાદા રાખો દેવ તણી નિયમ સર્વે પાળોજી. ॥૮૦॥
મંગળા ચરણ પ્રથમ ભણવું, જયાં જ્ઞાન ગોષ્ઠી થાયે રે;
એ શિખામણ ચાલો ભકતો સર્વેજી. ॥૮૧॥
આ દેવ કથા એક ચિત્તે સાંભળો, ઋષિવરો રે;
ત્યારે તમારા દુઃખ થાશે વેગળાંજી. ॥૮૧॥
કહે ઈમામશાહ મહારાજ, સુણો સર્વે ભકતો રે;
હરિ કથા સુણીને અમરાપુરી માણોજી. ॥૮૨॥



**શ્રી મંગલા ચરણ મોટું સંપૂર્ણ**



# શ્રી મંગલા ચરણ નાનું

શ્રી નિષ્કલંકી નારાયણ રૂપે રે,
નિરંજન, વિષ્ણુ, બ્રહ્મા, રૂદ્ર સર્વેજી. ॥૧॥
અગમ માયા આદ્યશકિત, આદ્ય સ્વરૂપે રે,
તેને બ્રહ્મ કળાએ નિરંજન વરણવેજી. ॥૨॥
જેણે જાલ્યું ખાંડુ હાથે, નિષ્કલંકી રૂપે રે,
ત્રણે ભવનના નાથ નામ ધરાવેજી. ॥૩॥
અનેક અસુરો સંહારીને કરે પ્રકાશ રે,
ત્યારે વારો વરતાવે અથર્વવેદનોજી. ॥૪॥
સર્વ સૃષ્ટિ જેણે સર્જી, મન વેગે જાતો રે,
એક પલક કુદરતના ખેલમાંજી. ॥૫॥
અનંત સ્વરૂપ જેણે ધર્યા તેનો પાર બ્રહ્મ ન પાવે રે,
તે વેદનું જ્ઞાન નીત નીત ભણેજી. ॥૬॥
જેનો પાર ન જાણે, ધ્યાન સમાધી લગાવે રે,
તે અગમ મુરતને સર્વે નમોજી. ॥૭॥
કરણ મધ્યે રૂપ અલૌકિક દિવ્ય સ્વરૂપે રે,
સુરીનર, મુનીવરને ગંધર્વ તારીયાજી. ॥૮॥
નારાયણે જેણે તાર્યા, જે ચતુર્થ કલપ મોજાર રે,
જાંખા, મેઘા, કિન્નર દેવતાજી. ॥૯॥
પ્રથમ મચ્છા રૂપ ધરીને શંખાસુર સંહાર્યો રે,
લાવી બ્રહ્માને વેદ આપીયાજી. ॥૧૦॥
બીજે કુર્મરૂપ ધરીને સમુદ્રમંથન કીધાં રે,
મધુ કેટકને મારીને, ચૌદ રતન લાવીયાજી. ॥૧૧॥

ત્રીજે વરાહ રૂપ ધરીને, મોરધ્વજને માર્યો રે,
પૃથ્વી રસાતળ જતાં રાખીજી. ॥૧૨॥
ચોથે નરસિંહ નરહર રૂપે હિરણા કંસને માર્યો રે,
પ્રહલાદને ઉગાર્યો તે નરને નમોજી. ॥૧૩॥
પાંચમે શ્રી વામનરૂપે, બળી દૈત્યને જીત્યારે,
વિરાટ રૂપ ધરીને પાતાળે ચાંપ્યોજી. ॥૧૪॥
છઠે રૂપે પરશુરામે, તાત વચન પાળ્યાં રે,
દૈત્ય દાનવ સહસ્રાર્જુનને માર્યોજી. ॥૧૫॥
સાતમે શ્રી રામ રૂપે, માત તાતને વચને રે,
વન વસીને રાવણ માર્યો લંકાપતિજી. ॥૧૬॥
આઠમે રૂપે નંદ વહાલા, કૃષ્ણ કેશવ કિરતાર રે,
દૈત્ય દાનવ કંસ અને દુર્યોધન માર્યાજી. ॥૧૭॥
નવમે રૂપે બુધ્ધ ધારી, અસુરોને સુધાર્યા રે,
દ્રૌપદી અને પાંચ પાંડવ તાર્યાજી. ॥૧૮॥
દસમે શ્રી નિષ્કલંકી રૂપે અથર્વવેદે આવ્યા રે,
અકળ કળાએ અનંત ભકતોને તારશોજી. ॥૧૯॥
ભણે સુણે જે નર નારી, વિષ્ણુના દસે અવતાર રે,
એક એક અક્ષરે, ફળશે તીર્થ કોટીજી. ॥૨૦॥
કહે સદગુરૂ શ્રી ઈમામશાહ સુણોને હરિ કથારે,
દશાવતાર ગ્રંથ જ્ઞાન આરંભ થાયજી. ॥૨૧॥

**શ્રી મંગલા ચરણ નાનું સંપૂર્ણ**

●●●

# કથા એ માન સરોવર છે

આપણે શ્રીમદ્ ભગવત્ દશાવતાર પારાયણની શરૂઆત કરીએ છીએ. આ દશાવતાર તે આપણું જીવન દર્શન છે. સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે જેનું દશાવતાર પારાયણ નામ રાખ્યું છે. તેની ઉપમા આપી છે મહાન સરોવરની. આપણે જાણીએ છીએ કે એક એવું સરોવર હિમાલયમાં છે જેનું નામ છે માન સરોવર. બીજું સરોવર શ્રી ઈમામશાહ મહારાજની પ્રેરણાથી હાલતું ચાલતું આ દશાવતાર પારાયણ સરોવર છે. બંનેમાં થોડો ફરક છે. હિમાલયમાં રહેલ માન સરોવરમાં આપણે જવું પડે છે. સમય, સંપત્તિ, શારીરિક તંદુરસ્તી હોય તો ત્યાં જઈ શકાય, નહિ તો પહોંચાતું નથી. હવે અહીંયાં હાલતું-ચાલતું દેવોની કૃપાથી આપણા ઘેર મહાન પારાયણ સરોવર આવ્યું છે. તફાવત એટલો જ કે હિમાલયના માન સરોવરમાં માત્ર પાણી ભર્યુ છે, અને તે સરોવરમાં સ્નાન કરીએ તો આપણા શરીરનો મેલ દૂર થાય છે. જયારે આ મહાન સિધ્ધ સરોવરમાં સ્નાન કરીએ તો મનના બધા જ મેલ દૂર થઈ જાય છે.

ત્રીજો તફાવત હિમાલય માન સરોવરને કિનારે મોતીનો ચારો ચરવા હંસો આવે. એવી આપણી માન્યતા છે. જયારે આપણે અહીં હરતાં ફરતાં મહાન સરોવરમાં જ્ઞાનરૂપી મોતી મેળવવા પરમ હંસો ભેળા થાય છે. હિમાલયના માન સરોવરમાં કોને ખબર કેવા હંસો હશે ? ચોથો તફાવત હિમાલયના માન સરોવરમાં સ્નાન કરતાં લપસ્યા તો ડુબી જવાય છે અંતે મરણ થાય છે. જયારે આ આપણા મહાન સરોવરમાં પડયા તો તરી જવાય છે અને મનુષ્યનો બેડો પાર થઈ જાય છે. તો આવા મહાન સરોવરના કિનારે જઈ તેમાં ડુબકી મારવાની છે. આમાં ડૂબકી ન મારી શકીએ તો પગથીયે બેસી સ્નાન કરીએ. જો માણસની તંદુરસ્તી સારી ના હોય તો પગથીયે બેસી ખાલી પાંચ આચમન કરીએ તો પણ જીવન સાર્થક થઈ શકે છે.

કદાચ સંસારરૂપી બિમારી તો બધાને જ નડે છે તો બે છાંટા માથા ઉપર નાખીએ. આ સરોવરમાં ડૂબકી મારશે તેને ધન્ય છે. સ્નાન કરશે તેને ધન્ય છે. કદાચ સ્નાન ન થાય તો બે ખોબા પીઓ, તેમ ના થાય તો ચાર છાંટા નાખો, કદાચ શ્રીમદ્ દશાવતાર રૂપી

હાલતાં ચાલતાં મહાન સરોવરને કિનારે માણસ પહોંચી જાય પરંતુ જીવનમાં કુસંગ કે કુસંસ્કારો હશે તો કિનારે પહોંચેલો પાછો આવશે. સ્નાન કરી શકશે નહીં.

માણસ એમ સમજે છે કે ભગવાનનું ભજન કે હરિકથા કાલે કરીશું હમણાં ફુરસદ નથી. પણ પળનો ભરોસો નથી. આ શરીર સાથ આપે છે ત્યાં સુધી હરિકથા કે પ્રભુ સ્મરણ થઈ શકે છે. અંતકાળે ઘડપણ આવે ત્યારે છોકરાઓએ ખાવાના વારા કર્યા હોય, સુવા માટે તૂટેલી ખાટલી, નીચે દવાની બાટલી, બાજુમાં પાણીની માટલી અને ઓઢવા ફાટેલી ગોદડી ત્યારે પ્રભુ ભજન કે હરિકથા થઈ શકે નહીં.હરિકથામાં જઈ શકાશે નહીં. માટે શરીરરૂપી સાધન તંદુરસ્ત હોય ત્યાં સુધી આવા કથારૂપી મહાન સરોવરમાં જઈએ તેમાંથી કથા રસ લઈએ તો આ લોક અને પરલોક સુધરશે.



॥ ૐ ॥
શ્રીમદ્ સદ્‌ગુરુ દેવાય નમઃ
શ્રીમત્પરબ્રહ્મ પરમાત્મને નમો નમઃ

# શ્રીમદ્ દશાવતાર ગ્રંથ પ્રારંભ

## ❋ મંગલાચરણ ❋

**॥ શ્રી સદ્‌ગોર બ્રહ્માવાચા સત્ય છે. ॥**

**પ્રણામ તે પરમેશ્વર પરમપુરુષ પુરુષોત્તમ, જગત્તજીવન સુકીત પરમનિધાનમ્,**
**દુષ્કીત વિનાશનમ્ , જીવગત ઉધ્ધારણં અનંત કલ્પ જુગત્રિયેંગ. ॥૧॥**

શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા સાચી છે. પરમ પુરુષ પરમદિવ્ય એવા પ્રેમસ્વરૂપ પુરુષોત્તમ નારાયણને અખિલ જગતમાં જીવન આપનાર સદા સત્કર્મમાં નિમગ્ન રહેનારા સત્પુરુષ, જેના દિવ્ય પ્રેમથી ધ્યાન કરે છે (સત્કૃત્ય કરનારા સત્પુરુષોનું પરમ ધ્યાન નિધાન) દુષ્ટ કૃત્ય કરનારા દુર્જનોનો નાશ કરનાર, જીવપ્રાણીમાત્ર પર કૃપા કરી ઉદ્ધાર કરનાર, અનંત કલ્પ અનંતયુગ સુધી જીવગત પ્રાણીમાત્રને ધારણ કરનાર સર્વસાક્ષી પરમેશ્વર તમને અન્ય ભાવથી પ્રણામ કરૂ છું, નમન કરૂ છું.

**અમૃત અલેખ નિરંજન નિપ્રપંચ નિરાભાસ, અનંત મૂર્ત અગોચર,**
**વિષ્ણુમુર્ત સર્વ જીવનાનાથ, અથ પર પરમેશ્વર નિરાકાર. ॥૨॥**

કદીપણ કશાથી નાશ ન પામનારા અલક્ષ્ ગોચર, માયા પ્રપંચથી રહીત, નિરભાસ-જન્મમરણાદિ આભાસરહિત પરમેશ્વરને નમસ્કાર. અનંતરૂપથી પોતે સ્વયંસિદ્ધિ સર્વ વ્યાપક મન-બુધ્ધિ-દ્રષ્ટિના અગોચર, વિશ્વરુપ ધારણ કરનારા, સર્વ જીવપ્રાણીમાત્રના ભરણ પોષણ કરનાર સંરક્ષણ કરનાર, નિરાકાર પરબ્રહ્મ પરમેશ્વરને વંદન.

**જગત ઉદ્ધારણં નારાયણ, વિષ્ણુરુપી નિરંજન અવતાર ધારજંતે,**
**તથા સદ્‌ગુરુ અનંત ચૈતન્યં, જગત્ત કારણે સંસારમધે પ્રકાશિતં. ॥૩॥**

જગતનો ઉદ્ધાર કરવા માટે એટલે સૃષ્ટિના પાલન પોષણ, જગતનું રક્ષણ કરવા, દુષ્ટોનો નાશ કરવા અને અસ્ત વ્યસ્ત થયેલા ધર્મનું રક્ષણ કરવા ભગવાન વિષ્ણુ નારાયણ આ જગતમાં અલગ અલગ રુપથી અવતાર ધારણ કરે છે.

**તસલખાવતે સદ્‌ગુરુબ્રહ્મા સૃષ્ટીગુરુ સ્વામીપુરુષ,**
**બ્રહ્મજ્ઞાન સંપૂર્ણ સંસાર મધે પ્રકાશિતમ્. ॥૪॥**

આ ઇશ્વરી અવતારની જગતને જાણ કરવા માટે સૃષ્ટિગુરૂ બ્રહ્મદેવ અલગ અલગ ઠેકાણે, અલગ અલગ સમયે, અલગ અલગ રૂપથી અવતાર ધારણ કરી, સંપૂર્ણ કરી સંપૂર્ણ જગતને બ્રહ્મજ્ઞાનો આત્મોન્નતિનો દિવ્ય ઉપદેશ કરીને પ્રકાશિત કરતા.



**ચંદન વેધિતં સુગન્ધં, કાષ્ટવનત્રિયેંગ સતગુરુ, મિશ્રીત આપસમાન કૃતવા,**
**ઈળ કિટક જથા, સંજોગ આપરૂપ કૃતવં તસ સતગુરુ સદોદિત પ્રકાશિતમ્. ॥૫॥**

ચંદનથી ભરપુર જંગલ જેમ ચંદનની સુગંધથી ભરાઇ જાય છે, ચંદનવૃક્ષના સંગતથી બીજી બધી વનસ્પતિ

સુગંધીત થઈ જાય છે. તેવી જ રીતે સદ્‌ગુરુના સાનિધ્યમાં આવનારા સંપૂર્ણ ? ણીમાત્રને તેમના જેવા કરે છે. ઇયળ જે પ્રમાણે ભમરીના સતત સાનિધ્યમાં તથા ભિતીથી છેવટે ભમરી રુપ થઇ જાય છે, તેવી જ રીતે સદ્‌ગુરુ આત્મજ્ઞાનરૂપી પ્રકાશના યોગથી સર્વને પ્રકાશિત કરે છે.



**જેમ પરિસલોહ સંજોગે હેમ કૃતવા તેમ સતગુરૂ,**
**અનુપમ આપસમાન મનુષ્ય દેવ કૃતવં હો શિખ. ॥૬॥**

જે પ્રમાણે પારસના સંપર્કમાં લોખંડ આવવાથી એના સ્પર્શથી લોખંડ સોનું થઇ જાય છે, તેમ કેટલાય મનુષ્ય જડબુદ્ધિ અથવા મંદમતિ હોય તો પણ સદ્‌ગુરુની સેવાથી, એમના સ્પર્શથી, જ્ઞાનોપદેશ ગ્રહણથી એમના બધા પ્રકારના ગુણધર્મ બદલીને સુવર્ણરુપ એટલે શુદ્ધ ચૈતન્યરૂપ બની અનુપમય આવા સત્‌ચિત્ બ્રહ્મધામમાં તદાકાર થાય છે.

## ❋ ત્રણ કલ્પની ટુંકી સમજ ❋

**આદ ૐકાર નિરંજન નિરાકાર, નારાયણ તમો પ્રવર્તન્તે સંસાર. ॥૧॥**
**અનંતયુગ આગે વહી ગયા, ત્યારે આપે હોતા સોહી. ॥૨॥**
**જમીન આસ્માન ન હોતા કોઈ, ત્યારે આપે હોતા સોહી. ॥૩॥**

ગુણવિશિષ્ટ સદ્‌ગુરુ મહારાજને અનેકવાર વંદન.

પ્રથમ નિલવર્ણ ધંધુ:કાર આવા મહદાકાશમાં નિર્ગુણ નિરાકાર નિરંજન નારાયણ સ્વયં પ્રકાશ જ્યોતિસ્વરૂપથી સ્થિર થતા, આ સત્‌-ચિત્ બ્રહ્માનું રૂપ એક સંકલ્પથી સ્ફુરણા થયું કે આપણે અનંતરુ રુપથી પ્રગટ થઇએ. ''બહુસ્યાં પ્રજાયેય' પરિવર્તનશીલ આવા કાલચક્રમાં ગતિ આપવી, અને તદ્‌નુસાર નારાયણનું પ્રથમ સ્ફુરણાથી ''ૐ'' આદ્યક્ષર બીજમંત્ર નિર્માણ થયો. એ પછી અનંતકાળ અનંતયુગ નીકળી ગયા તો પણ એ પરમેશ્વર નિર્ગુણ નિરાકાર સ્વયંપ્રકાશપૂર્ણ જ્યોતિસ્વરૂપથી સ્થિર હતા. એ વખતે પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશાદિ પંચમહાભૂત અને એવં કોઇપણ તત્વ ઉત્પન્ન થયેલ ન હતું. એ બધું એ પરબ્રહ્મ નારાયણમાં સમાવિત હતા.

**ધંધુકારમાં ધરીયા ધ્યાન, ત્યારે હેતે ઉપન્યા બ્રહ્મજ્ઞાન. ॥૪॥**
**જ્ઞાની જ્ઞાન વિચારી જુઓ આપ, નર ભણે તે નિર્લભ જાપ. ॥૫॥**
**જાપ જપંતા બહુ યુગ ગયા, ત્યારે સત્તરલાખ કરણ અવિંચલ રહ્યા. ॥૬॥**
**આઠલાખ કરણમાં આરંભ જો કરી, તે મનછા મનમાં ધરી. ॥૭॥**

નિલ પ્રશાંત ધુંદ્ય આવા ધુંધુ:કારમય વાતાવરણમાં ધ્યાન કરીને આ આદિપુરુષે આપણા પોતાના સ્વરૂપનું જાણ કરવા માટે મનમાં હેત ધારણ કરી સંકલ્પ કરી બ્રહ્મજ્ઞાન પ્રકાશિત કર્યુ. આ જ્ઞાનના યોગથી આ આદિપુરુષ પોતાનું જ સ્વરૂપ ઓળખીને તે પ્રગટ કરવા માટે અથવા મનની ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે અનંતકાળ સુધી અજંપાજાપ મંત્રનો જાપ કરવા લાગ્યા. આ રીતે અજંપા જાપથી સ્મરણ કરતા ૧૭ લાખ કરણ વર્ષો આટલો દીર્ઘ કાલાવધી સર્ગકાળ નીકળી ગયો.

**આપે આપણા હુતા બ્રહ્મ, કર કમલમાં લીધું બંબ. ॥૮॥**
**સીત્તેરહજાર યુગ કરકમલમાં ગયા, ત્યારે એકે દ્રષ્ટે બ્રહ્મા રહ્યા. ॥૯॥**
**નિરંજન નિર્મળ ધ્યાન જો ધરી, સોહી બંબ નાભે રાખ્યા હરી. ॥૧૦॥**
**હસ્ત કમલની લીધી બાફ, અને અલેખ નિરંજન આપ. ॥૧૧॥**

આ આદિ પુરુષ આપણા જ નિરુપમય સ્વરૂપમાં સ્થિર હતા, એણે પોતાના જે કરકમળમાં પોતાના જ બિંબનું ધ્યાન કર્યું. સત્તર હજાર યુગ સુધી એકાગ્ર દ્રષ્ટિ કરીને આ કરકમળમાં બિંબનું આ નારાયણે નિર્મલ રીતથી ધ્યાન ધર્યુ. પછી એજ પોતાનું બિંબ નાભિકમળમાં સ્થાયી સ્થાપન કરીને એમના જ હાથથી એને બાફ (શકિત) આપીને નાભી કમળની ઉત્પત્તિ કરી.

**પ્રથમ હતા સર્વે ધંધુ:કાર, ત્યારે આદનિરંજન તે વિશ્વનો આધાર. ॥૧૨॥**
**અદેહ રુપે હતા નિરંજન દેવ, અને સ્વામીજી તેના કોઈ ન જાણે ભેદ. ॥૧૩॥**
**આદ એહદ થકી ખળકીયુ નુર, તેના હુઆ બ્રહ્મા સતગુરૂ. ॥૧૪॥**
**તે સતગુરુ બ્રહ્મા તો નિરંજન નુર, ત્યાં થકી બ્રહ્મકળા નિપાઈ ભરપૂર. ॥૧૫॥**

આ નિલવર્ણ આ ધંધુકારમાંથી આદ્ય નિરંજન વિષ્ણુ નારાયણએ પોતાના નાભિકમળનું રૂપ સ્થાપન કરેલા એમના બિંબમાંથી નુર મિશ્રણ કરીને ચતુર્મુખ બ્રહ્માની રચના કરી અને તેમાંથી અનંત આવા બ્રહ્મલીલાની ઉત્પત્તિ થઈ. એજ સદ્ગુરૂ બ્રહ્મા એટલે બ્રહ્મરૂપ સદ્ગુરુ થયા.

**છત્રીસ યુગ ચોર્યાસી ચોકડી એકે ધ્યાને રહ્યા, સોહી બીંબ તો પુરુષોત્તમ થયા . ॥૧૬॥**
**જયારે મત્સ્ય નિરાલંભ આસન કર્યા, ત્યારે બ્રહ્માજી નામજો ધર્યા. ॥૧૭॥**
**ત્યારે કરજોડીને બ્રહ્માજી કહે, સ્વામી શુન્યાકારમાં આપણ બેયે. ॥૧૮॥**
**તુહી માત ને તુહી તાત, તુહી નિરંજન નિરાકાર આપ. ॥૧૯॥**
**સત્ય બોલો સ્વામી તમને કહું, કોણે ઉપાયુ અમારૂ રૂહુ. ॥૨૦॥**
**ત્યારે નિરંજન બોલ્યા આપ, ત્યાં બ્રહ્માને આપ્યો તત્કાળ જાપ. ॥૨૧॥**

છત્રીસ યુગ અને ચોર્યાસી ચોકડી આટલા કાળ સુધી બ્રહ્મા પોતાના જ ધ્યાનમાં મગ્ન હતા તે પછી મત્સ્ય નિરાલંભ ઉપર આસન સ્થિર કરીને બ્રહ્માએ પરમાત્માના રૂપનું ધ્યાન કરી બ્રહ્મદેવ આ પરમ પુરુષોત્તમ નારાયણને હાથ જોડીને કહેવા લાગ્યા, 'હે સ્વામી શુન્યકાર આવા અખિલ વાતાવરણમાં આપણે બંને જ છીએ. મારા ઉત્પત્તિકર્તા માતા અને પિતા તમે જ નિરંજન નિરંકાર છો., સ્વામી ! આ શરીર કોણે, કેવી રીતે અને શા માટે નિર્માણ કર્યુ એ કૃપા કરીને કહો.' બ્રહ્મદેવની આર્તવાણી સાંભળીને નારાયણે એમને કહ્યું કે, 'હે બ્રહ્મદેવ ! તમારૂ આ શરીર મેં જ સંકલ્પમાત્રથી સૃષ્ટિનિર્માણ કરવા માટે કરેલ છે. આવું કહીને નારાયણે બ્રહ્મદેવને દીક્ષા આપીને મંત્ર જાપનો ઉપદેશ કર્યો. તેમાંથી જ વેદોની ઉત્પત્તી થઈ.

**જયારે ૐકારે ઉપાયા વેદ, ત્યારે બ્રહ્માને આપ્યો મુકિતનો ભેદ. ॥૨૨॥**
**સુણો બ્રહ્માજી વચન સુણી, વાત અનુપમ શું કહીયે ઘણી. ॥૨૩॥**
**કુદરતે કરીયો ખેલ, આપસ માંહેથી નિપાવી બેલ. ॥૨૪॥**
**જુગતી કરો બ્રહ્માજી યુગમાં જઈ, સકલ વાત તે તમને કહી. ॥૨૫॥**

બ્રહ્મદેવે પ્રાણવબ્રહ્મ "ૐ" આ મંત્રનો પોતાના હૃદયમાં મુકીને ધ્યાન કરીને વેદોની ઉત્પત્તિ કરવાનો સંકલ્પ  કરતાં જ નારાયણે બ્રહ્મદેવને તત્વોપદેશ કર્યો અને આ તત્વોપદેશથી વેદોની ઉત્પત્તિ થઈ. આ રીતે નારાયણે બ્રહ્મદેવને પ્રવૃત્તિ અને નિવૃત્તિ માર્ગનું દર્શન કરાવ્યું. નારાયણ બોલ્યા, 'હે બ્રહ્મદેવ સાંભળો, આ તત્વોપદેશ ગ્રહણથી સંકલ્પ માત્રથી તમે સૃષ્ટિનું નિર્માણ કરી શકશો અને આ જ તત્વોપદેશના ગ્રહણથી તમે સર્વકર્મ દોષથી મુકત થશો. આનાથી અનુપમ

કોઈ બીજી વાત નથી. કુદરત અથવા ઈશ્વરી યોગમાયા જગતની ઉત્પત્તિનું આ રહસ્ય ઘડી કાઢે છે. હે બ્રહ્મદેવ, જગતમાંથી મુકત થવા માટે આ આત્મજ્ઞાનરુપ યુકત સાધનનો યુગો યુગો સુધી અલગ અલગ ઠેકાણે અલગ રુપથી પ્રગટ થઈ ઉપદેશ કરો.' આવું નારાયણે બ્રહ્મદેવને કહ્યું.

**ત્યાં કર જોડીને બ્રહ્માજી કહે, સ્વામી જુકિત કરૂ તે અમર રહે. ॥૨૬॥**
**તો યુગમાં જઈને કરૂ જુગત, જો તમે જીવોને આલો મુગત. ॥૨૭॥**
**ત્યારે નિરંજન બોલ્યા આપ, જે ભણશે જુગ વેળાનો જાપ. ॥૨૮॥**
**જે વેદ ક્રિયાની જાણશે પેર, તે આવશે આપણે ઘેર. ॥૨૯॥**
**વચન અમારા માનો સહી, ને જુગત કરો બ્રહ્મા જુગમાં જઈ. ॥૩૦॥**

બ્રહ્મદેવ હાથ જોડીને કહેવા લાગ્યા, 'હે પરમાત્મા આપના વચન પ્રમાણે મૃત્યુલોકમાં જઈ આ મુકિતના તત્વનો ઉપદેશ કરીશ. સ્વામી ! તે જીવાત્માઓને તત્વોપદેશ કરીને કર્મ, ભકિત તથા જ્ઞાનયોગની સાધનાની યુકિત આવા મુકિત માર્ગનું દિગ્દર્શન કરીશ એ બધા જીવાત્મા ઉપર કૃપા કરીને તમે એ બધાને મુકિતમાર્ગના અધિકારી બનાવશો. ત્યારે નિરંજન નારાયણે કહ્યું કેઃ હે બ્રહ્મદેવ, એ બધા જીવાત્માને મુકિતમાર્ગનો અધિકાર કરીશ, પણ એ બધા જો તમારા એટલે કે સદ્ગુરુના માર્ગદર્શન પ્રમાણે પૂર્ણપાણે યોગમાર્ગનું તથા યુગધર્મનું આચરણ કરશે, યુગધર્માનુસાર પ્રાધાન્યભુત વૈદિક ક્રિયાચરાણથી યુકત થઈને એમનું જ આચરણ કરશે, તે આ નિરંજન નિરાકારના ધામમાં આવી પહોંચશે. હે બ્રહ્મદેવ 'મારું આ વચન તમે પૂર્ણપાણે સત્ય માનો અને આ પ્રમાણે મુકિતની યુકિત કરી તેનું માર્ગદર્શન તમે આ મૃત્યુલોકમાં જીવાત્માને આપો તથા આ માટે તમે મૃત્યુલોકમાં અવતાર ગ્રહણ કરી આવા ગહન અને ગૂઢ તત્વનો ઉપદેશ કરો.'

**ત્યારે બ્રહ્મ સ્વરૂપે નારાયણને નમ્યા શિષ, ત્યારે મુકિતનો વિચાર કરતા યુગ ગયા વીસ. ॥૩૧॥**
**ત્યારે હેતે બ્રહ્માયે ધરીયું ધ્યાન, ત્યારે પહેલા રચ્યા તે જમીન અસ્માન. ॥૩૨॥**
**પહેલે આસ્માને ઉતર્યા નુર, ત્યારે સજર્યા ચંદાને સૂર. ॥૩૩॥**
**બીજે આસમાનથી ઉતર્યા કવન, તેના સજર્યા પાણીને પવન. ॥૩૪॥**
**સત દરશન ઉપાયા આપ, અલક્ષ્ય નિરંજન નિરાકાર. ॥૩૫॥**
**અનંત યુગ આગે વહી ગયા, ત્યારે નિરંજન નિર્લભ જો રહ્યા. ॥૩૬॥**

બ્રહ્મદેવ અનન્ય ભાવથી નારાયણના ચરણે મસ્તક નમાવી અને તે મૃત્યુલોકના જીવાત્માઓને મુકિત મળે તે માટેનાં સાધનનો વિચાર કરવા લાગ્યા. તેમાંજ વીસ યુગ નીકળી ગયા. પછી મનમાં વિચાર કરી સંકલ્પ કરીને બ્રહ્મદેવે ધ્યાન ધર્યું અને આકાશ નિર્માણ કર્યું. આકાશથી તેજ અથવા નુરનું નિર્માણ કર્યું, તેમજ તેમાંથી સૂર્ય ચંદ્રનું નિર્માણ કરીને તે તેજ એમને આપ્યું. પછી તેજમાંથી વાયુ નિર્માણ થઈને વાયુથી પાણી નિર્માણ થયું અને પાણીમાંથી પૃથ્વી નિર્માણ થઈ. આ રીતે અનંત યુગના કાલાવધીત આ પંચમહાભુત નિર્માણ કરીને સૃષ્ટિની ઉત્પત્તિ કરી. આ બધું નારાયણ પાસેથી બ્રહ્મદેવને પ્રેરણા થઈ અને બ્રહ્મદેવે સંકલ્પ કરી નિર્માણ કર્યું. પણ પોતે નારાયણ આ અલક્ષ્ય નિરંજન નિરાકાર સ્વરૂપથી બધાથી અલિપ્ત રહ્યા.



**તે ગુરુબ્રહ્મા થકી હુઆ સકળ મંડાણ, તેમાં સર્જી લક્ષ ચોર્યાસી ખાણ. ॥૩૭॥**
**વાણી, વેદને ખાણી ચાર, રચના રચી તે સકળ સંસાર. ॥૩૮॥**
**પ્રથમ આઠ લાખ કરણ જો કરીયા, તેમાં અવતાર બ્રહ્માજીયે તેર જો ધર્યા. ॥૩૯॥**

**તે આઠ લાખ કરણ મધે જ્ઞાનભક્તિમાં રહ્યા,તેના જપતપ થકી અનંત કરોડી જીવ ઉદ્ધર્યા. ॥૪૦॥**
**ઝાડ એક પ્રાગવડના પાનઉપર બેઠા શ્રીહરી જહા, તે યુગ યુગાચારની નિદ્રાધરી ત્યાહાં. ॥૪૧॥**
**ત્યારે કલ્પ ચારનું માંડ્યું મંડાણ, તેમાં સોળ યુગ તો સર્જા પ્રમાણ. ॥૪૨॥**
**જયારે ચતુરકલ્પની સંખ્યા ધરી, ત્યારે બ્રહ્માજીયે સૃષ્ટી જો કરી. ॥૪૩॥**

સદ્ગુરુ બ્રહ્મા પાસેથી એટલે બ્રહ્મદેવ પાસેથી સકળ સૃષ્ટિનું મંડાણ રચાતું ગયું. એ સૃષ્ટિગુરૂ બ્રહ્માએ ઇચ્છામાત્ર કરીને ચાર ખાણી, ચાર વાણી, અને ચાર વેદોની રચના કરીને સ્વેદજ, અંડજ, ઉદ્ભીજ અને જરાયુજ આ ચાર ખાણીમાં પ્રત્યેકને એકવીસ, એકવીસ લાખ આવા ચોર્યાસી લક્ષ જીવયોનીની રચના કરીને આ સૃષ્ટિની ઉત્પત્તિ અને રચના ઘડી કાઢી. પહેલા આઠ લાખ કરણ એટલા દીર્ઘકાળમાં બ્રહ્માએ ૧૩ અવતાર માટે ધારણ કર્યા. (બ્રહ્મા નિશ્ચળ, સ્થિર અને ધ્યાન મગ્ન રહીને સૃષ્ટિની ઉત્પત્તિ અને રચનાદીક કાર્ય ઘડવા માટે બ્રહ્મદેવે ૧૩ માનસપુત્રની ઉત્પત્તિ કરી.) એમના જપ, તપ, કર્મ, ભકિત, જ્ઞાન, વ્રત, ઉપવાસ આદિ અનેકાનેક સાધનોથી અનંતકોટી જીવોનો ઉદ્ધાર થયો.

પ્રત્યેક ચતુર્યુગ છેવટે એક કલ્પાંત એટલે નિત્ય પ્રલય થતા હોય છે. એ નિત્ય પ્રલય વખતે સૃષ્ટિમાં જલપ્રલય થતા એટલે સર્વ સૃષ્ટિ એ પ્રલયમાં ડુબીને નાશ પામતી એ વખતે એકલા બ્રહ્મ પરમેશ્વરને બાળક રૂપ ધારણ કરીને વડના એક પાન ઉપર શયન કરીને પોતાની યોગનિદ્રામાં નિમગ્ન રહેતા. આવા એક હજાર યુગ વિત્યા પછી બ્રહ્મદેવની એક રાત પુરી થવાથી તથા નવા દિવસની શરૂઆત થવાથી સૃષ્ટિની રચનાની શરૂઆત થઈ. એ પૈકી છેલ્લા ચાર કલ્પની રચના સદ્ગુરુ મહારાજે દર્શાવી છે. આ ચાર કલ્પમાં પ્રત્યેક ચાર યુગ આ પ્રમાણે સોળ યુગ થાય છે.

**જયારે ઋગ્વેદ બ્રહ્માજી ભણીયા સાર, ત્યારે રુપ ધર્યા નિરંજને ચાર. ॥૪૪॥**
**હવ, કવ, તત્વ ધર્મ પ્રેમ અપાર, ભકત ભણે તે નર આકાર. ॥૪૫॥**
**સોળ યુગની જયારે સંખ્યાધરી, ત્યારે ગોરે નામ ભણાવ્યા હરી. ॥૪૬॥**
**જે કોઈ ભણીયા પ્રેમે જાપ, તે જીવો છુટયા આપો આપ. ॥૪૭॥**
**જે જીવ છુટે તે દેવતા ભયા, ઝાંખા નવ્વાણું કરોડી સતે રહ્યા. ॥૪૮॥**
**નવાણુ કરોડી જખા સત્યે રહ્યા, તે પુરણ કલ્પાન્તે અમરાપુર ગયા. ॥૪૯॥**

સર્વ પ્રથમ બ્રહ્મદેવે સંકલ્પ કરીને ''પ્રજ્ઞાનમાનન્દંબ્રહ્મ'' આ વેદ મંત્રનો ઉચ્ચાર કરી એનું સતત સ્મરણ ચિંતન કરી એ મંત્રનું વિશેષ પ્રકારે વર્ણન કર્યું તેથી ઋગ્વેદનું સર્જન થયું. આ ઋગ્વેદની જયારે રચના થઇ ત્યારે નિરંજન નારાયણે હવ્ય, કવ્ય, તત્વ અને ધર્મ (પરમ) આવા ચાર સ્વરૂપ ધારણ કર્યા અને એમણે એ કાળ દરમ્યાન જીવાત્માના સદ્ધર્મનો ઉપદેશ અથવા માર્ગદર્શન કરીને એમનો ઉદ્ધાર કર્યો. પ્રથમ દશરાયણ કલ્પનો સંકલ્પ કરી બ્રહ્મદેવે શ્રી હરિનું નામસ્મરણ કર્યું. શ્રી હરિએ બ્રહ્મદેવને જાપ (મંત્રોપદેશ) આપી સંકલ્પ સિધ્ધિનો આશીર્વાદ આપ્યો. આ રીતે અતિશય પ્રેમભાવથી યુકત થઇ જેણે ગુરૂમંત્રનું સતત સ્મરણ કર્યુ તે સર્વ જીવ ભવ બંધનમાંથી મુકત થઈ દેવગતિને પ્રાપ્ત થયા. આ રીતે દેવગતિને પ્રાપ્ત થયેલા ૯૯ કરોડી યક્ષ નામના જીવ એ દશરાયણ કલ્પમાં થઈ ગયા. કલ્પ પૂર્ણ થવાના સમયે એ સર્વ યક્ષ દેવ અમરાપુરી એટલે અમર એવા વૈકુંઠ ધામમાં જઈને મળ્યા.



**જયારે પાણીને હુકમ જો થયા, ત્યારે હુકમે પાણી કર જોડી રહ્યા. ॥૫૦॥**
**જયારે આસન વાળીને બેઠા બ્રહ્મ, ત્યારે પાણી ચઢયું તે ષટ્ ગગન. ॥૫૧॥**
**પાણી તે પરદખણા કરે, અને ચક્ર વેગે પાણી ફરે. ॥૫૨॥**

**પાણી ચઢીને આકાશમાં ગયા, તે જઈને ધ્રુવ મંડલે રહ્યા. ॥૫૩॥**
**સાત પાતાળને એકવીસ બ્રહ્માંડ, પાણી ચઢયા તે સકલ ભવન. ॥૫૪॥**
**પડે પીંડ તમે અમર રહ્યો, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર સોય. ॥૫૫॥**
**પખાલી પૃથ્વીને કીધી પાક, ત્યારે ચતુરયુગની રહી સાખ. ॥૫૬॥**
**સત દત્ત દયા ને ક્ષમા કરી, જે કોઈ સ્મરે શ્રીહરી. ॥૫૭॥**
**જુગતે જોગી મળીયા દેવ, બ્રહ્મા વિષ્ણુને આપે અલેખ. ॥૫૮॥**

દશરાયણ કલ્પની ચતુર્યુગી પૂર્ણ થયા પછી બ્રહ્મદેવે પોતાના આસન ઉપર સ્થિર થઈ પાણીને (વરુણ દેવને જળપ્રલય માટે પોતાનો સંકલ્પ વિદીત કર્યો. બ્રહ્મદેવની આજ્ઞા પ્રમાણે પાણી બ્રહ્માંડમાં ચક્રાકાર ગતિથી ઉપર ને ઉપર આવવા લાગ્યું અને થોડા જ કાળમાં ષડ્ગગન ભેદીને છેક ધ્રુવમંડળ સુધી જઈ પહોંચ્યું. આ રીતે સપ્ત પાતાળ પૃથ્વી, એકવીસ સ્વર્ગ, ઈંદ્રભુવન, સુર્યમંડળ, ચંદ્રમંડળ, નક્ષત્ર મંડળ અને વાયુ મંડળ સુધીનાં સર્વ ભુવન આ કલ્પ ના અંતે જળમાં ડુબી ગયાં. એ કલ્પાંત કાળમાં સર્વ જીવપ્રાણી માત્ર નાશ થઈ સંપૂર્ણ જીવ સૃષ્ટિ પરબ્રહ્મમાં સમાઈ ગઈ. આ રીતે સંપૂર્ણ પૃથ્વી આ કલ્પાંતે જળમાં ધોવાઈને પવિત્ર અને શુદ્ધ થઈ. જે પ્રમાણે યોગી લોક સત્ (સત્સંગ) દત્ (દાન અથવા ત્યાગ કરવું), દયા (જીવ પ્રાણી માત્રના રક્ષણ) અને ક્ષમા (ઉદાર અંતઃકરણથી બધા પ્રાણી માત્રનું સ્થાયી લીન થયા) આ અલૌકિક ચતુર્ગુણથી યુકત થઈ શ્રી હરિનું નામ સ્મરણ કરી શુધ્ધ અને પવિત્ર થઈ આત્મપદ પ્રાપ્ત કરી લેતા, આ પ્રમાણે સર્વ પૃથ્વી આ કલ્પાંતે જળથી શુધ્ધ પવિત્ર અને મંગલમય થઈ જાય છે. આ કલ્પાંત કાળના સમયે સર્વ જીવ માત્રનો નાશ થાય છે. ક્ષર પ્રકૃતિ નાશ થાય છે. પણ અક્ષર અનાદિ પ્રકૃતિ એટલે યોગ માયા અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એમની સૃષ્ટિ માત્ર નાશ પામી શકતી નથી, એ અવિચળ આવા આપણા ધ્યાનમાં સ્થિર હોય છે.

**પહેલો અવતાર જાંખાનો હતો જાણ, તે સૂર્ય જેવો પ્રમાણ. ॥૫૯॥**
**તે અવતાર ઉજળો હતો, સૂરજ જેવો રંગ હતો. ॥૬૦॥**
**તેની આંખ સવાતસુની હતી, તેના હાથ સવા વેંતના હતા. ॥૬૧॥**
**એની આંગળીયો પાંચ તસુની હતી, તેઓના નખ સવા તસુના હતા. ॥૬૨॥**
**તેનું માથું સવાપાંચ તસુનું હતું, તે સવા પાંચશેર તોલા તોલયું હતું. ॥૬૩॥**
**તેનું નાક સવા તસુનું હતું, તેની મુંછ સવા તસુની હતી. ॥૬૪॥**
**તેના હોઠ સવા તસુના હતા, તેના દાંત સવા તસુ પ્રમાણ હતા. ॥૬૫॥**
**તેણી દાઢુ પોણા તસુની હતી, તેના કાયાના બંધ ત્રણસોને સાઠ હતા. ॥૬૬॥**
**તેની હૃદીયા સાત તસુ પ્રમાણે હતી, તેના બાહુ બે સવાબે હાથના હતા. ॥૬૭॥**
**તેના પગ બે સવાબે હાથના હતા, તેની આંગળીયો ચાર બરાબર હતી. ॥૬૮॥**
**તે આંગળીયો સવાતસુ પ્રમાણે હતી, પાંચમો અંગુઠો દોઢ તસુનો હતો. ॥૬૯॥**
**એવા રૂપ જાંખામાંહે સ્વામીનું હતું, તેના તેજ બહુ અપરમપાર હતા. ॥૭૦॥**
**તે રૂપ દેખીને જે જીવે ઓળખ્યા, તે જીવ અમરાપુરમાં વાસ પામ્યા. ॥૭૧॥**



પહેલા દશરાયણ કલ્પમાં 'યક્ષ' નામના જીવાત્મામાં ઈશ્વરે જે મુખ્ય યક્ષનો અવતાર ધારણ કર્યો એના સ્વરૂપનું વાર્ણન એટલે 'સૂર્ય જેવા અતિશય તેજસ્વી, નીલતેજ આ પ્રમાણે એનો રંગ હતો. આંખો સવા તસુ પ્રમાણમાં હતી. હાથ સવા વેંત લંબાઈના હતા. એમની આંગળીઓ પાંચ તસુ પ્રમાણે હતી. આંગળીઓના નખ સવા તસુ પ્રમાણે હતા.

એમનું શિશ સવા પાશેર વજનનું હતું. એમનું નાક સવા તસુ પ્રમાણે હતું, એમની મુંછ સવા તસુ એટલી હતી. એમના હોંઠ સવા તસુના હતા. એમના દાંત સવા તસુ પ્રમાણે હતાં. એમની હનુંવટી-દાઢી પોણા તસુ પ્રમાણે હતી. એમના શરીરનો બાંધો (સ્નાયુ) મુખ્ય ત્રણસો સાંઇઠ તસુ હતા. એમનું હૃદય સાત તસુ પ્રમાણે હતા. એમના બાહુ બે થઇને સવા બે હાથના હતા. એમના પગ બે થઇને પણ સવા બે હાથના હતા. ઠીંગણા, જાડા, ગોળાકાર આવું એમનું શરીર હતું. એમના પગના અંગુઠા (પગની આંગળીઓ) ચાર બરાબરના સવા તસુ પ્રમાણે હતાં. પાંચમો અંગુઠો દોઢ તસુ પ્રમાણે લાંબો હતો.' આ પ્રકારનું સ્વરૂપ 'યક્ષ' દેવતાનું હતું. એમનું તેજ અપરંપાર હતું. એ યક્ષ અવતારનું સ્વરૂપ જોઇને જેમણે એમની ભકિત કરી આવા નવ્વાણુ કોટી યક્ષગણનો ઉદ્ધાર થઇ અમરાપુર ધામમાં જઇ મળ્યા.

**જાંખામાં સર્વે જીવ સિધ્યા જેહ, તેમાં બે જીવ નર્કે પોત્યા તેહ. ॥૭૨॥**
**તમે સુણોરે મુનિવર ભાઈ, નામ એક ત્યાં માલકબાઈ. ॥૭૩॥**
**તે સુંદર રાજાની દિકરી જાણ, તે નર્કે પોતી નિરવાણ. ॥૭૪॥**
**ભકત સવદાસસેન રાજાનો દિકરો જાણ, તે પણ નર્કે પડયો નિરવાણ. ॥૭૫॥**
**જે મનમાંહે ભ્રાન્તી રાખતાને ગતની નિંદા કરતા, તે કારણે નર્કે પોતા. ॥૭૬॥**
**જે જીવ શ્રીહરિને ન ઓળખે જેહ, તે કેમ કરી પામે અમરપદ તેહ. ॥૭૭॥**
**ત્રણ મુરતે વિચારી ધર્યું ધ્યાન, ત્યારે ગોર બ્રહ્માને આલ્યુ પરિણામ. ॥૭૮॥**
**તેડી બ્રહ્માને કહ્યું કિરતાર, તેજ અમારો કરો વિસ્તાર. ॥૭૯॥**
**વચન હરિના મસ્તકે ધરી, હવે બીજા કલ્પની સૃષ્ટિ જો કરી. ॥૮૦॥**

યક્ષ જીવગણમાં બધા જીવોનો ઉદ્ધાર થયો, ફકત બે જીવ અધોગતિમાં ગયા. એક સુંદર રાજાની કન્યા માલકબાઇ અને ભકત સવદાસસેન રાજાનો પુત્ર. આ બે જીવે મનમાં ભ્રાંન્તી ધારણ કરીને ઇશ્વરની ઉપાસના કરી નહીં અને સદ્ભકતોની, ગતગંગાની નિંદા કરી એટલે એ જીવ અધોગતિમાં ગયા. જે જીવ આપણા સ્વામીને ઓળખતા નથી. (જેમણે આપણને નિર્માણ કરી ભરણ પોષણ કરી પાલનપોષણ કર્યા, જેમની કૃપાદ્રષ્ટિથી આ સર્વ જગત ચલાયમાન થાય એ પરમેશ્વરને જેમણે ઓળખ્યા નહી એમની ભકિત કરી નહીં) તે કયાંથી અમરપદ પામશે !!!

દશરાયણ કલ્પ સમાપ્ત થયા પછી કલ્પાન્ત કાળે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એમણે ધ્યાન કરીને આદ્યનારાયણને આગળ શું કામ કરવું એવી પ્રાર્થના કરવાથી નારાયણે બ્રહ્માને આજ્ઞા કરી કે તમે મારું તેજ ધારણ કરીને આગળના કલ્પની રચના કરો. નારાયણનું વચન શિર ધરીને એમનું તેજ ગ્રહણ કરીને બ્રહ્મદેવે બીજા કલ્પની રચના કરવાની શરૂઆત કરી.

**જયારે ગોર બ્રહ્માને આલ્યો પાઠ, ત્યારે અમરભેદની દેખાડી વાટ. ॥૮૧॥**
**જયારે યજુર વેદના માતમ કર્યા, ત્રણ રુપ ત્યાં વિષ્ણુયે ધર્યા. ॥૮૨॥**
**તેજ, કેવળીક, નાદના દર્શન જાણીને ધાયા જેહ, અમરભેદ તો પામ્યા તેહ. ॥૮૩॥**
**દેવગુણ કલ્પ પુરા થયા, ત્યારે છપ્પન કરોડી મેઘા અમરાપુર ગયા. ॥૮૪॥**
**જયારે બાર યુગનું વાળ્યુ નામ, ત્યારે પાણી ચઢયાં તે ધ્રુવઅસ્માન. ॥૮૫॥**
**પડ્યો પિંડ અને આત્મા અમર રહ્યો, બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વર સોય. ॥૮૬॥** 
**પખાળી પૃથ્વીને કિધી પાક, ત્યાં ચતુરગુણની રહી સાખ. ॥૮૭॥**
**સત દત ને ક્ષમા કરી, જે કોઇ સ્મરે શ્રીહરી. ॥૮૮॥**
**બીજા દેવગુણ કલ્પની રચના સહી, શ્રીહરિના અવતારની સુણો ભાઈ. ॥૮૯॥**

પ્રથમ દશરાયણ કલ્પ પૂર્ણ થયા પછી આદ્ય નારાયણે ગુરુ બ્રહ્માને બીજા યર્જુવેદોના તત્વોના 'અહં બ્રહ્માસ્મિ' મંત્રનો જપ આપી સૃષ્ટિમાં (જીવ પ્રાણીમાત્રની રચના કરવાનું કહ્યું. તે પ્રમાણે સૃષ્ટિમાં) મેઘ નામના જીવન પ્રાણીમાત્રની ઉત્પત્તિ થઈ. તે વખતે વિષ્ણુનારાયણે કેવળીક, નાદ, તેજ આમ ત્રણ અવતાર ધારણ કર્યા. આ અવતાર પાત્રોને જાણી એમની ભક્તિ જેમાણે કરી એવા સદ્ભક્ત છપ્પન કોટી મેઘગણનો ઉધ્ધાર થઈને અમરપદ પ્રાપ્ત થયું.

દેવગણ કલ્પમાં બાર યુગની રચના થઈ. બાર યુગ પૂર્ણ થયા પછી કલ્પાન્તકાળ થયેથી કલ્પાંતે જળ બ્રહ્માંડ ઉપર ચડી જઈને ધ્રુવમંડળ સુધી પહોંચ્યા. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આ ત્રિગુણાત્મક અક્ષરસૃષ્ટિ ફક્ત કાયમ રહીને સર્વ જીવ પ્રાણીમાત્ર એ કલ્પાંત કાળમાં નાશ પામ્યા. એ કાળમાં સર્વ પૃથ્વી કલ્પાંતે જળથી ધોવાઈને પવિત્ર અને શુધ્ધ થઈ.

**સ્વામીનું રૂપ વાદળા સરીખુ હતું, કાળો જેવો મેઘ કહિયે. ॥૯૦॥**
**રાત્રે કાળા મેઘ જેવો થાયે, અને પ્રભાતે સૂરજમાંહે સમાઈ જાયે. ॥૯૧॥**
**બપોરે માણસ જેવા દુનિયામાંહે ફરતા જાયે, એવા ત્રણ રુપ સ્વામીજી ધરતા ત્યાયે. ॥૯૨॥**
**તે ગુરુનર સ્વામી મહેશ્વરને આરાધતા, તે સ્વામીના હૃદયના સાર સુણોરે ભાઈ. ॥૯૩॥**
**તેના પ્રમાણ સવા દસ તાલ ઉચા હતા, બીજા મુનિવર સવા પાંચ તાલ માણસ હતા. ॥૯૪॥**
**સ્વામીનું માથું સવાપાંચ વેંત હતું, તથા અઢી તસુની આંખ હતી. ॥૯૫॥**
**પાંચ તસુનું નાક હતું ચાર તસુ મુછ હતી, ચાર તસુ હોઠ હતા પાંચ આંગળ જીભ હતી. ॥૯૬॥**
**તે મુખ માહે અનેક જીવ રહેતા, બત્રીસ દાંત તે પાંચ તસુ પ્રમાણે હતા. ॥૯૭॥**
**તેની દાઢ સવાચાર તસુની હતી, હૃદીયા બહુ વાધતી હતી. ॥૯૮॥**
**તેની હૃદીયા પચાસ તસુ પ્રમાણે હતી, તે બહુરુપ પ્રમાણે હતી. ॥૯૯॥**
**તેના હાથ સવા તાલના હતા, તેના પગ ચાર તાલના હતા. ॥૧૦૦॥**
**તેની બાહુ પાંચ તાલના હતા, એવા રૂપ મેઘામાંહે હતા. ॥૧૦૧॥**

બીજા દેવગણ કલ્પમાં પરમેશ્વરના અવતાર રૂપ વાદળ પ્રમાણે હતાં. જે પ્રમાણે મેઘનો વર્ણ ઘનવાદળી હોય છે, એ પ્રમાણે વાયુસ્વરૂપ એ પરમેશ્વર અવતારનો વર્ણ ઘનવાદળી હતો. રાત્રીના સમયે આ પ્રકારે નિલવર્ણ ઘનશ્યામ પ્રભુ સવારે સૂર્ય પ્રમાણે અત્યંત તેજસ્વી નિરામય સ્વરૂપ ધારણ કરીને બપોરના સમયે એ કાળના માનવ પ્રાણી પ્રમાણે એટલે 'મેઘ' નામના જીવ પ્રાણીમાત્ર પ્રમાણે રૂપ ધારણ કરતા હતા. આ રીતે તે અવતાર ત્રણ સ્વરૂપ ધારણ કરીને અગમ્ય લીલા કરતા હતા. એ કાળમાં જીવ મેઘગણો ગુરુ બ્રહ્મા, નર વિષ્ણુ અને સ્વામી મહેશ્વર એમની ઉપાસના કરતા હતા. પરમેશ્વરના અવતારની ઉંચાઈ સવા દસ તાલ (હાથ) હતી અને બીજા મેઘ પ્રાણીની ઉંચાઈ સવા પાંચ તાલ હતી, અવતારનું શિર સવા પાંચ વેંત હતું, અઢી તસુ આંખો હતી, પાંચ તસુ નાક હતું, ચાર તસુ મુછ હતી, ચાર તસુ હોંઠ અને પાંચ આંગળ જીભ હતી, બત્રીસ દાંત હતાં. પાંચ તસુ એની લંબાઈ હતી, દાઢ સવાચાર તસુની હતી, હૃદય પચાસ તસુ લંબાઈનું હતું પણ જેમ રુપ બદલાતું તેમ હૃદયનો આકાર બદલાતો હતો. એમના હાથ સવા તાલના હતા, પગ ચાર તાલ હતા, બાહુ પાંચ તાલના હતા આ પ્રકારે અલૌકિત દિવ્ય સ્વરૂપ દેવગુણ કલ્પમાં અવતાર ધારણ કર્યા હતા.



**એવું રૂપ મેઘામાં સહી, અવગતીયા ન હતા કોઈ. ॥૧૦૨॥**
**જીવ ચાર અવગતે પોતા સહી, તે તમે સુણો ઋષિવર ભાઈ. ॥૧૦૩॥**
**એમ મુખી હતા જે મોટા સિધ્ધ જાત, તે મુખીનું નામ તે પારસનાથ. ।૧૦૪॥**
**સવદાસનો દિકરો હતો જેહ, બીજા અરજ મુની કહીયે તેહ. ॥૧૦૫॥**

**ત્રીજા પંજાદેવી કહીયે તેહ, અને ચોથા માધવભાઈ જેહ. ॥૧૦૬॥**
**એ ચાર જીવ મેઘા માહેથી નર્કે પડયા, તમે સુણો મુનિવર ભાઈ તેહ. ॥૧૦૭॥**
**જેઋષિવર એવું રુપ દેખીને ન ભુલ્યા જેહ, અમરફળ પામ્યા તેહ. ॥૧૦૮॥**
**સતગુરુ કહે સુણોમુનિવર ભાઈ,એ જીવ ગતમાં ભુંડી નજરે ચાલે સહી. ॥૧૦૯॥**
**જેણે એવા રુપની શંકા આણી, તે નર્કે પોતા જીવ સોઈ. ॥૧૧૦॥**
**વળી વિષ્ણુ યે વિચારીને ધર્યુ ધ્યાન, ત્યારે બ્રહ્માને આલ્યું પરિમાણ. ॥૧૧૧॥**
**તેડી બ્રહ્માને કહ્યું કિરતાર, તેજ અમારૂ કરો વિસ્તાર. ॥૧૧૨॥**
**વચન હરીના મસ્તકે ધરી, ત્રીજા કલ્પની બ્રહ્માજીયે સૃષ્ટિ જો કરી. ॥૧૧૩॥**

દેવગુણ કલ્પમાં જે મેઘગણ છપ્પનકોટી જીવ થયા તેમાંથી ફકત ચાર જીવ અવગતિમાં ગયા. એક તો મોટા સિધ્ધ પુરુષ થયા જે પારસનાથ મુખી હતા. બીજા અરજમુનિ, ત્રીજા પંજાદેવી અને ચોથા માધવભાઈ એમ આ ચાર જણાંએ મોટાઈનો ગર્વ કરી ગતગંગા અને સદ્ભકતોની નિંદા કરી એટલે અવગતિમાં ગયા. જેમાણે પરમેશ્વરના અવતાર પાત્રની ઓળખ કરીને એમની ભકિત કરી એવા જીવન અમરફળ પ્રામ કરીને વૈકુંઠમાં ગયા, પણ જેમાણે એ પરમેશ્વરના સ્વરૂપની મનમાં કુકલ્પના ધારણ કરી શંકા લાવી. કોઈપણ પ્રકારની શ્રધ્ધા ન લાવતા શંકાશીલ થઈ એમની નિંદા કરી, મન ચંચળ કરી ગતગંગામાંથી જતા રહ્યા એવા ભુંડા જીવન કાયમ નરકમાં જઈને રહ્યા, એમને સદ્ગતિ કયાંથી મળશે ? સદગુરુ મહારાજ કહે છે કે, હે ઋષિવરો આ માટે ગુરુવચન પર દ્રઢ શ્રધ્ધા રાખીને એમના વચન પ્રમાણે તમે કરો એટલે તમને સદ્ગતિ પ્રામ થશે.

બીજા દેવગણ કલ્પ પૂર્ણ થયા પછી ભગવાન વિષ્ણુ નારાયણે ધ્યાન કરીને બ્રહ્માને ફરી સૃષ્ટિમાં જીવસૃષ્ટિ નિર્માણ કરવાની અને એમની આજ્ઞા પ્રમાણે બ્રહ્મદેવે આગળની જીવોની નિર્મીતી અને રચના કરી.

**જયારે ગોર બ્રહ્માને આલ્યો પાઠ, ત્યારે અમરભેદની દેખાડી વાટ. ॥૧૧૪॥**
**જયારે સામવેદના મહાત્મ્ય કર્યા, ત્યારે બે રૂપ તો વિષ્ણુએ ધર્યા. ॥૧૧૫॥**
**ઓત્રા, હરિતકતનાં દર્શન જાણી ધાયા જેહ, અમરભેદ પામ્યા તેહ. ॥૧૧૬॥**
**ત્રીજા લીલવગુણ કલ્પના મંડાણ માંડયા જેહ, તેમાં કિન્નર કરોડી બત્રીસ હતા તેહ. ॥૧૧૭॥**
**લીલવગુણ કલ્પની રમત સુણો મુનિવર ભાઈ, સ્વામીનું રુપ બાળકનું હતું સહી. ॥૧૧૮॥**
**જેવા કલિયુગના માનવ તેવા રુપ હતા, પણ તેના હાથ મોટા હતા. ॥૧૧૯॥**
**તેમાં કિન્નર ધરમ આણ્યું પુરુ જાણ, અને તે અમરાપુરીનો વર પામ્યા નિર્વાણ. ॥૧૨૦॥**
**તેમાં ગોવિંદ મુખી આવાગમનમાં પડયોતેહ, તેને ગોર ગતની નિંદા કીધી હતી જેહ. ॥૧૨૧॥**

ભગવાન આદ્ય નારાયણે ગુરુ બ્રહ્મા એટલે બ્રહ્મદેવને કલ્પની સૃષ્ટિની રચના કરવા માટે 'તત્વમસિ' આ મહાવાકયનો મંત્રજાપ આપીને માર્ગદર્શન આપ્યું. એ પ્રમાણે બ્રહ્મદેવે સામવેદની રચના કરીને સૃષ્ટિમાં જીવ પ્રાણીમાત્રનું નિર્માણ કર્યુ. એ પ્રમાણે કાળમાં વિષ્ણુ ભગવાને બે રુપ ધારણ કર્યા. 'ઓત્રા' અને 'હરિતકત' એમના જેમાણે સાક્ષાત  દર્શન કરીને ભકિત કરી એવા જીવ અમરપદને-મોક્ષગતિને પામ્યા.

ત્રીજા લીલવગુણ કલ્પનું જયારે મંડાણ માંડી રચના કરી ત્યારે બત્રીસ કોટી કિન્નર નામના જીવપ્રાણી નિર્માણ કર્યા. આ કિન્નર ગણના સ્વરૂપ અત્યારના માનવ પ્રાણીના સ્વરૂપ પ્રમાણે જ હતા, પણ એમના હાથ માનવોના હાથ

કરતા મોટા હતા. પરમેશ્વરે એ કલ્પમાં જે અવતાર ધારણ કરેલા એ બાળકો પ્રમાણે રુપ ધારણ કરેલાં હતાં. આ ઈશ્વરી અવતાર પર જેમણે દ્રઢ શ્રધ્ધા રાખી એમની ભકિત કરી એવા બત્રીસ કોટી કિન્નર ગણ મોક્ષપદને અધિકારી થયા. ફકત એક જીવ ગોવિંદમુખી અધોગતિ એટલે આવાગમનના જન્મમરણના ફેરામાં પડયો, કારણ એણે મોટાઈનો ગર્વ કરી ગતગંગાની સદ્ભકતગણોની નિંદા કરી એટલે એને જન્મમરણનું દુઃખ ભોગવું પડયું.

**લીલવગુણ કલ્પ પૂર્ણ થયા, ત્યારે બત્રીસ રોડ કિન્નર અમરાપુર ગયા. ॥૧૨૨॥**
**જયારે આઠ યુગનું વાળ્યુ નામ, ત્યારે પાણી ચઢયાં તે ધ્રુવ અસ્માન. ॥૧૨૩॥**
**પડયો પિંડ ને આત્મા અમર રહ્યો, બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર સોય. ॥૧૨૪॥**
**જયારે પખાળી પૃથ્વીને કિધી પાક, ત્યારે ચતુરગુણની રહી સાખ. ॥૧૨૫॥**
**સત દતને ક્ષમા કરી, જે કોઈ સમરે શ્રી હરી. ॥૧૨૬॥**
**અને તેમાં જાંખા મેઘા કિન્નર છુટયા નિર્વાણ જાણ. ॥૧૨૭॥**
**એ ત્રણ કલ્પમાં સોળ અવતાર હરિનાં જાણ,ત્યાં વિષ્ણુના સોળ પગલાં પૂજાય પરમાણ. ॥ ૧૨૮ ॥**
**ત્યા દસરૂપ બ્રહ્માજી વર્ત્યા જાણ, તેણે નારાયણના કર્યા વખાણ. ॥૧૨૯॥**
**તે કલ્પ ત્રણમાં અગમ રૂપ હરિનાં જાણ, અને તેણે ચોથા કરણ કલ્પના માંડયાં મંડાણ. ॥૧૩૦॥**

ત્રીજા લીલવગુણ કલ્પ પૂર્ણ થયો ત્યારે બત્રીસ કોટી કિન્નરગુણ અમરાપુરી જઈને મળ્યા. આ લીલવગુણ કલ્પમાં આઠ યુગ પૂર્ણ થયા પછી કલ્પાંતે ધ્રુવ મંડળ સુધી જળમય થયા. અક્ષર પ્રકૃતિ કાયમ રહીને ક્ષર પ્રકૃતિનો એટલે ત્રૈલોકયનો જીવન પ્રાણીમાત્રનો નાશ થયો. પરમાત્માએ કલ્પાન્તે જળથી સર્વ પૃથ્વી ધોઈને શુધ્ધ તથા પવિત્ર કરી આગળ કલ્પના જીવપ્રાણીના નિર્માણ માટે યુકિત કરી.

આ પ્રકારે દશરાયણ, દેવગણ તથા લીલવગુણ આ ત્રણ કલ્પ પૂર્ણ થયા. એમાં યક્ષ, મેઘા અને કિન્નર આ જીવ સત્, દત્, ક્ષમા તથા ઈશ્વરભકિત કરીને અજર અમર એવા નિર્વાણપદે પહોંચ્યા. આ ત્રણ કલ્પમાં પરમેશ્વરના સોળ અવતાર થયેલા છે. બ્રહ્મદેવે અલગ અલગ કાળમાં અલગ અલગ દસ અવતાર ધારણ કરીને નરનારાયણના અવતાર પાત્રોની જાણ કરી જગતમાંથી જીવ પ્રાણીમાત્રની આત્મોન્નતીનો જ્ઞાનોપદેશ કરી મોક્ષપદ પ્રાપ્તિનો માર્ગ બતાવ્યો. આ રીતે ત્રણ કલ્પમાં અગમ્ય રુપ ધારણ કરી ઈશ્વરે અનંતકળા કર્યા પછી ચોથા કરણ કલ્પની રચના કરવાનું કાર્ય ધરીને એનું મંડાણ માંડયું.



શ્રી મત્સ્ય અવતાર

## (શ્વેત વેરા કલ્પનો પ્રારંભ)



भूतलातलमध्यस्थं, शंखासुरं निहत्य च ।
उध्धृताः येन वे, वेदाः तस्मै मत्स्यात्मने नमः ॥



જે શ્રી વિષ્ણુ ભગવાને ભૂતળ અને અતળની વચમાં રહીને શંખાસુર નામના દૈત્યનો નાશ કરીને વેદોનો ઉધ્ધાર કર્યો હતો, તેવા મત્સ્ય રુપને હું નમસ્કાર કરું છું.

પ્રથમ નામ તો ૐ ઓંમ, ઉનાદ, ઐહેદ, હવ, કવ, તત્ત્વ, ધર્મ, તેજ, કેવલિક, નાદ, ઓત્રા, હરિતકત, પુરૂરવા અતિતવંશી, પ્રેમઋષિના અંશ તો શ્રી મચ્છ અવતારનો પ્રારંભ થયો ત્યારે શ્રી મનુઋષિએ મત્સ્યરૂપ ધારણ કર્યું હતું.

# શ્રી મત્સ્ય અવતાર

## ॥ અવતાર પહેલો ॥

પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું
ૐ નમો શ્રી સદ્ગોર પાત્ર બ્રહ્મા, અમર તેજ, મહારાજ
આદ્ય વિષ્ણુ નિરંજન શ્રી મત્સ્ય ભગવાન, તમારી આશીષે.

॥ શ્રી સત્ગોર બ્રહ્માવાચા ॥

### (રાગ : શ્રી વર લક્ષ્મીવર)

પ્રથમ મત્સ્ય અવતાર વિષ્ણુનો થાય, તેનો સદ્ગોરે કહ્યો મહિમાય. ॥૧॥
વળતા વિષ્ણુએ ધર્યુ ધ્યાન વિચાર, ત્યારે ગોર બ્રહ્માને આદેશ આપ્યો સાર. ॥૨॥
પ્રથમ હતા તે સર્વે ધંધુ:કાર, ત્યારે આદનિરંજન વિશ્વનો એક આધાર. ॥૩॥
આદે અંતે જે હતા નિરંજન દેવ, સ્વામીજી તેના કોઇ ન જાણે ભેદ. ॥૪॥
સદગુરૂ બ્રહ્મા તે નિરંજનના તેજ, ત્યાં થકી બ્રહ્માએ લીલા નિપાઇ ભરપૂર. ॥૫॥
શબ્દ એકને ૐકાર, ત્યારે નારાયણે કર્યો વિચાર. ॥૬॥
ધ્યાન ધરીને સમુદ્રતીર, બ્રહ્મા બાંધી બેઠા ધીર. ॥૭॥
ત્યાં બ્રહ્માએ ધર્યુ ધ્યાન, ત્યારે વેદગતીનાં ઉપજ્યાં જ્ઞાન. ॥૮॥
તે બ્રહ્મા થકી માંડયા મંડાણ, તેમાં સર્જી લક્ષચોર્યાશી ખાણ. ॥૯॥
વળતા વિષ્ણુએ વિચારીને ધર્યુ ધ્યાન, ત્યારે ગુરૂબ્રહ્માને આલ્યું પરિમાણ. ॥૧૦॥
ત્યારે બ્રહ્માને કહ્યું કિરતાર, તેજ અમારૂં કરો વિસ્તાર. ॥૧૧॥

**વચન શ્રીહરિનાં મસ્તકે ધરી, વળતાં બ્રહ્માજી બોલ્યા ફરી. ॥૧૨॥**
**સ્વામી અમે યુગમાં જઇને કરીશું જાણ, જે કુળ ઓધરો ચારે ખાણ. ॥૧૩॥**
**વળતાં બ્રહ્મા પ્રત્યે બોલ્યા શ્રીહરિ, અમે આવીશું રૂપ અગોચર ધરી. ॥૧૪॥**
**રૂપ અમારા ઓળખશો જેહ, મુકત થાશે જીવ બ્રહ્માજી તેહ. ॥૧૫॥**
**એવા કોલ લઇને બ્રહ્માજી યુગમાં આવ્યા જાણ,ત્યારે પહેલા કર્તયુગનું માંડયું મંડાણ. ॥૧૬॥**

સર્વપ્રથમ સૃષ્ટિમાં નીલવર્ણ ધુંધુઃકાર સર્વ વાતાવરણ વ્યાપ્ત થયેલાં હતાં. ફકત એકમેવ નિરંજન નિરાકાર વિશ્વાધાર નારાયણ આદિ અંત રહિત સ્વસ્વરૂપે ભગવાન નિર્ગુણ નિરાકાર સ્વયંજ્યોતિસ્વરૂપે સ્થિત હતા. એ નારાયણે પોતાના અંશભુત તેજથી બ્રહ્મદેવને સંકલ્પમાત્રથી સૃષ્ટિ નિર્માણ કરવા કહ્યું. નારાયણે વિચાર કરીને બ્રહ્માને જે શબ્દથી મંત્રોપદેશ કર્યો તે શબ્દ ૐ હોય. 'અ' કાર, 'ઉ' કાર, 'મ' કાર આ રજ, સત્ત, તમસ ત્રિગુણના ત્રણ કલાત્મક શબ્દની રચના કરીને નારાયણે એમને ઉપદેશ કર્યા પછી બ્રહ્માને તે પ્રણવ મંત્રનો ઉચ્ચાર કરીને અનંત કળા પ્રકાશિત કર્યા.

બ્રહ્માએ સાગર કિનારે ધીરગંભીર થઇને ધ્યાન કરીને બ્રહ્મતત્વનું ચિંતન કર્યું તથા વેદનું નિર્માણ કર્યુ. પછી આદ્ય નારાયણે બ્રહ્મદેવને જીવસૃષ્ટિની રચના કરવાની આજ્ઞા કરવાથી તે આજ્ઞા શિરોમાન્ય માનીને ચાર ખાણની રચના કરવાનો વિચાર કરીને નારાયણે આ ચારેય ખાણીમાંથી જીવ પ્રાણીમાત્રનો ઉધ્ધાર કરવા વિશે વિનંતી કરી. નારાયણે અભયવચન આપી કહ્યું કે, હું જે જે કોઇ રૂપ ધારણ કરીને મૃત્યુલોકમાં આવીશ તેની ભકિત કરનારા જીવો મુકત થશે. પછી બ્રહ્મદેવે યુગસૃષ્ટિની તથા પ્રાણીસૃષ્ટિની રચના કરવાની શરૂઆત કરી.

**જયારે સૃષ્ટિ સંજોગ હરીયે આરંભ કર્યો, ત્યારે બ્રહ્માને ઘરે શંખવો અવતર્યો. ॥૧૭॥**
**ત્યારે તે વેળાએ બ્રહ્માજી જ્યોતિષ કહે જે આજ, ભાઇએ પુત્રથી આગળ વણશે કાજ. ॥૧૮॥**
**ગુરૂબ્રહ્માને ઘેર દૈત્ય અવતર્યો જેહે, તેણે અઘોર તપ આદર્યું તેહ. ॥૧૯॥**
**ત્યારે રાત સારી સવાપોર દન સુધી તપ કરતા, ત્યારે પછી દુનિયા માંહે આવતા. ॥૨૦॥**
**ત્યાં બ્રહ્માજીયે ધર્યું ધ્યાન, અને વેદગતે ત્યાં ઉપજયું જ્ઞાન. ॥૨૧॥**
**એ શંખવો થયો તસ્કર દાનવનો અવતાર,ભાઇ કરો જતન વેદ લઇ જાસે ચાર. ॥૨૨॥**
**વળી એકદિન બ્રહ્માજી મનમાં એવું ધરે, જે પુત્ર હોઇને એવું ન કરે. ॥૨૩॥**

જયારે પ્રાણી જ સૃષ્ટિ ઉત્પન્ન થવાનો સંકલ્પ આદ્યનારાયણ પાસેથી બ્રહ્મદેવે કર્યો તે વખતે સંકલ્પ માત્રથી બ્રહ્મદેવ થકી શ્વેદજ, અંડજ, ઉદ્‌ભીજ, જરાયુજ આ ચાર ખાણીમાં દરેક એકવીસ એકવીસ લક્ષ જીવયોનીનું નિર્માણ થયું. એમના પુણ્યપાપમય કર્મપ્રમાણે સદ્‌ગતિ તથા અધોગતિ થઇને ગતિચક્રની શરુઆત થઇ. એકવાર બ્રહ્મદેવના ક્રોધરૂપે સંકલ્પથી એક માનસપુત્ર નિર્માણ થયો, એનું નામ 'શંખવો' હતું. એ ઉપજતાં જ એના અવિવેકી આચાર-વિચાર, વ્યવહાર અને મનસ્વી ક્ષોભ ઉત્પન્ન કરનારા ચાળા જોઇએ બ્રહ્મદેવે એમનું ભવિષ્ય જોયું, તો એમાંથી ખબર પડી કે, આ પોતાના પુત્રથી પોતાનાં આગળ કાર્યનાશ થશે. બ્રહ્મદેવે એને એકાન્તમાં બોલાવીને કહ્યું કેઃ 'હે બાળક ! તું મારો પ્રિય  બાળક છે એટલે હું તને તારા હિતની વાત કરું છું. તું તારા મનની બધી ઉચ્છૃંખલ વૃત્તિઓ છોડી દઇને મન શાંત તથા સ્થિર એકાગ્ર કરીને સર્વ સમર્થ બળવાન એવા પરબ્રહ્મ નારાયણની નિશ્ચલ મનથી ભકિત કર. આમાંજ તારું સાર્થક છે.' પિતાના વચન માન્ય કરીને શંખાસુરે હિમાલયમાં જઇને એકાન્તવાસ લીધો. જયાં મન પ્રસન્ન તથા શાંત રહીને એકાગ્ર

કરી શકાય એવી ગિરીકંદરાની જગ્યા શોધીને નિર્વિકાર મનથી સર્વ દેવગણોનો તથા ભગવાન નારાયણની મનોભાવથી પૂજા અર્ચના કરી તપ કરવા લાગ્યો. આખી રાત તથા સવા પ્રહર દિવસ ઉપર થયા સુધી અતિશય કઠોર એવી તપઃસાધના એ નિત્ય નિયમથી કરવા લાગ્યો.

**ત્યારે શંખાસુર વિશ્વાસઘાત જો કરી, આજ્ઞા નારાયણની લાવ્યો ફરી ॥૨૪॥**
**જયારે બ્રહ્માયે ધર્યું ધ્યાન, ત્યારે નારાયણે તેણે આપ્યું વચન ॥૨૫॥**
**જો માયા તણો કરો વિસ્તાર, ત્યારે હરિયે કીધો એ વિચાર ॥૨૬॥**
**જુગમાં લીધું એવું રૂપ, તો જુજવા કીધા ત્રણે સ્વરૂપ ॥૨૭॥**
**ચોથા રહ્યા શકિત એક, તેના કરવા અનેક વિવેક ॥૨૮॥**
**ત્યારે નારાયણે તો હેત જ ધરી, ચાર મુરત જુજવી કરી ॥૨૯॥**
**બ્રહ્મ શબ્દ તે ૐ કાર, વિષ્ણુ અક્ષર એક વહેવાર ॥૩૦॥**
**મહાદેવ મહા તરતવ કરી, ત્યારે તપ કરવા શંખવો ચાલ્યો નિસરી ॥૩૧॥**

જે વખતે નારાયણે 'બહુસ્યાં પ્રજાયેય' આપણે અનેક રૂપથી પ્રગટ થઈએ, એવો સંકલ્પ કરીને પોતાની યોગમાયાથી (સચ્ચિદશકિતનો) વિસ્તાર કરવાનો વિચાર કર્યો, ત્યારે જે ચૈતન્યપ્રવાહ નિર્માણ થયો, તેમાંથી બ્રહ્મ (પ્રણવ) તથા માયા નિર્માણ થઈને અને ત્યાંથી રજ-સત્વ-તામસ ત્રિગુણમયી પ્રકૃતિ નિર્માણ થઈ. આ રીતે આદ્યનારાયણે પોતાના કેવળ એક નિમષાર્ધાત આ ચાર મૂર્તિ પ્રગટ કરી. સત્વ, રજ, તમ ના અનુક્રમે વિષ્ણુ, બ્રહ્મા તથા મહેશ એમના પ્રકૃતિની નિર્માણ કરી. ચોથી આદ્યશકિત અથવા યોગમાયાની પ્રકૃતિનું સર્જન કર્યું. પછી યોગમાયાએ પણ પોતાના ત્રણ ગુણોથી પર રહીને ચોથા અંશે સ્વતંત્ર રહી એમાંથી રજોગુણને અધિષ્ઠિત એવી શકિત સાવિત્રી રજોગુણી બ્રહ્માને, સત્વ ગુણને અધિષ્ઠિત એવી શકિત લક્ષ્મી સત્વગુણી વિષ્ણુને, તમો ગુણને અધિષ્ઠિત એવી શકિત પાર્વતી તમોગુણી મહેશને આપી. ત્યારબાદ તેમાંથી પંચમહાભૂતાદિક અવિદ્યા લિંગદેહાત્મક નિર્માણ થઈને જીવસૃષ્ટિનું નિર્માણ કર્યું. પ્રાણીજ સૃષ્ટિ નિર્માણ વખતે યોગમાયાએ સૃષ્ટિચક્ર વ્યવસ્થિત ચલાવવા માટે ત્રણેય પ્રકૃતિ જોડે ત્રણ કાર્યોનું વિભાજન કર્યું. એજ પ્રમાણે આ ત્રિગુણીનું મહત્વનું કાર્ય પણ અલગ છે. રજોગુણી બ્રહ્મા એ ૐ પ્રણવ બ્રહ્મસ્વરૂપી હોવાથી મનુષ્યપ્રાણીને આત્મજ્ઞાનનો ઉપદેશ કરીને મોક્ષમાર્ગ સુધી લઈ જવું. સત્વગુણી વિષ્ણુ અક્ષર સ્વરૂપી હોવાથી આત્મજ્ઞાન મેળવીને સન્માર્ગથી વર્તનારા તથા મોક્ષપદ પ્રાપ્ત કરવા ઇચ્છતા જીવાત્માનું પાલનપોષણ કરવું તથા તમોગુણી મહેશ્વર મહત્તત્વ સ્વરૂપી હોવાથી કર્મભકિત જ્ઞાનોત્તર આવનાર અહંકારનો સંહાર કરવો. આ ત્રણ કાર્યો પ્રમાણે આ ત્રિગુણાત્મક પ્રકૃતિના ગુણ જુદા છે. આ રીતે સૃષ્ટિચક્રનું જ્ઞાન શંખાસુરે જાણી લીધું. પછી વિચાર કરીને એણે પોતાનું પણ આ સૃષ્ટિમાં સ્થાન હોય એ ઉદ્દેશથી પ્રેરીત થઈને તપશ્ચર્યા શરૂ કરી. અંતર્જ્ઞાનથી નારાયણને જાણીને એણે પોતાના સંકલ્પથી નારાયણને નિવેદન કરીને નારાયણને પણ એના પોતાના સૃષ્ટિચક્રના વિસ્તારના કાર્યમાં યોગ્ય ઉપયોગ કરવા માટે સ્થાન માગ્યું.

**જયારે એક દિન રાજા અમરીખનો જગન હતો જેહ,**
**ત્યારે ભૂપ મળીને યજ્ઞમાંડવે આવ્યા હતા તેહ. ॥૩૨॥**

**ત્યાં નારાયણ, આદ્યશકિત, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર જયાં,**
**એ સર્વે દેવ યજ્ઞમાં આવ્યાં હતાં ત્યાં. ॥૩૩॥**
**ત્યારે શંખાસુરને લાગી વાર, અને ભોજન તો જમે સર્વે સંસાર. ॥૩૪॥**

**ત્યારે આવ્યો શંખાસુરને ચઢી રીસ, તેમણે શ્રાપ દીધા રાય અમરીખ. ॥૩૫॥**
**એક સો અવતાર લેજે હો રાયે, એવો શ્રાપ શંખવે દીધો ત્યાંય. ॥૩૬॥**
**રાજા અમરીખ તો બીનો અપાર, જાણે તુટી પડયું આસ્માન. ॥૩૭॥**
**શંખવાનો શ્રાપ લાગ્યો તે કેમ છુટીયે જંજાળ,**
**ત્યારે અમરીખ દોડીને આવ્યા નારાયણની પાસ. ॥૩૮॥**

એક સમયે પૃથ્વી પર અમરીખ નામનો રાજા થઇ ગયો. એણે પોતાના ગુરૂ પાસેથી ગ્રહણ કરેલા જ્ઞાનથી સમજાયું હતું કે માનવજન્મ એ ચોર્યાસી લક્ષ જીવયોનીના ફેરામાંથી આપણા જીવાત્માનો ઉધ્ધાર કરવા માટે તથા જન્મ મરણની જંજાળમાંથી મુકત કરી લેવા માટે પ્રાપ્ત થાય છે. આ મુકિત મેળવવા માટે શું ઉપાય કરવો ? એવો ગુરુને પ્રશ્ન પુછવાથી એમાણે એમને યજ્ઞ કરવાનું સુચવ્યું. યજ્ઞ દ્વારા સર્વદિવતા સંતુષ્ટ થયા પછી એ તને ઈચ્છિત ફળ આપશે. એટલે એમની પ્રસન્નતા માટે તું યજ્ઞ કર એવું ગુરૂએ સુચવ્યું.

ગુરૂની આજ્ઞા શિરોમાન્ય ધરીને અમરીખે અમર થવાની ઇચ્છાથી પ્રેરીત થઇને એક અદ્ભુત વિશ્વયજ્ઞનો આરંભ કર્યો. અત્યંત ભવ્ય તથા સુમનોહર એવો યજ્ઞમંડપ ઉભો કરીને એમાં વિશ્વના સર્વ ઋષિજનોને આમંત્રણ આપીને વેદ મંત્રોચ્ચારના ઘોષથી સર્વ ગગનમંડળ ગર્જાવી મુકયાં. મંત્રોચ્ચાર દ્વારા ઈંદ્ર, ચન્દ્ર, વાયુ, વરૂણ, સોમ, અગ્નિ, સૂર્ય, આદિ દેવતા, યક્ષ, કિન્નર, ચારણ, મેધ, આદિત્ય, નક્ષત્ર, ગ્રહ વગેરે વિશ્વવંદિત દેવગણ, ઋષિ, મુનિ, યોગી, સિધ્ધ આદિ મહાપુરુષ તો ઉપસ્થિત હતા જ પણ આદ્યનારાયણ, આદ્યશકિત, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ પણ પોતપોતાના શકિતગણ સાથે યજ્ઞમાં ઉપસ્થિત થયાં. બધાં પોતપોતાના હવિર્ભાગ સ્વીકારીને સંતુષ્ટ થયા. બધાએ દેવી દેવતાઓએ અમરીખને ઈચ્છિત ફળ અમરપદ પ્રાપ્તિનો આશીર્વાદ આપીને સંતુષ્ટ કર્યા.

યજ્ઞ સમાપ્તિ વખતે પુર્ણાહુતી થઇને બ્રહ્મભોજનનો કાર્યક્રમ શરૂ થયો. બ્રહ્મભોજનમાં બધા દેવ, ઋષિ-મુનિ, માનવગણ ઉપસ્થિત હતા. પણ શંખાસુર નહોતો. તપઃસાધના કરવામાં તેને સમય લાગ્યો કે અન્ય કોઇ કારણથી પણ સમયસર ઉપસ્થિત રહી શકયો નહી હોય, એમ સાધક બાધક વિચાર કરી બ્રહ્મ ભોજનનો મુહૂર્ત ટાળ્યા વગર તથા એના એકલાથી બધાનો વિરસ ન થાય એટલે બ્રહ્મદેવે અમરીખને આજ્ઞા કરીને બ્રહ્મભોજન કરવા કહ્યું. બ્રહ્માની આજ્ઞાથી બ્રહ્મભોજનનો કાર્યક્રમ શરૂ થયો. તોપણ શંખાસુર આવ્યો નહીં. બ્રહ્મભોજનની સમાપ્તિ પછી બધાએ તૃપ્ત તથા પ્રસન્નચિત્ત થયા પછી અમરીખને અનેકાનેક શુભ વર પ્રદાન કરી પોતપોતાના સ્થળે જતા હતા.

એવા સમયે શંખાસુર ત્યાં આવીને જુએ છે તો બધા તૃપ્ત થઇ કેટલાંક પોતપોતાના સ્થળે જઇ પહોંચ્યા છે, કોઇ જાય પણ છે એવું જાણીને શંખાસુરને ખૂબ ક્રોધ આવ્યો. પોતાની રાહ જોયા વગર અથવા પોતાના આવવા માટેની કોઈપણ પ્રકારની પ્રતિક્ષા ન જોતાં બ્રહ્મભોજન પતાવી લીધું એ જાણીને એને અત્યંત ક્રોધ આવ્યો. કોપાયમાન થઈને એણે અમરીખને શાપ આપ્યો કેઃ "હે અમરીખ ! હું કોણ છું, અને મારું પાત્ર-યોગ્યતા શું છે ?' મારું તપસામાર્થ્ય તપોબળ કેટલું છે એ ન જાણતાં મારી કોઈપણ પ્રકારની પ્રતિક્ષા કર્યા સીવાય તેં યજ્ઞની પૂર્ણાહુતી કરીને બ્રહ્મભોજન કર્યું. આ મારૂ હળહળતું અપમાન કર્યુ છે. માટે હું તને શ્રાપ આપું છું કે જે ઉદ્દેશથી તેં યજ્ઞ કર્યો તે ઉદ્દેશ સફળ નહિ થાય, ઉલટાનું તને સો વખત ગર્ભવાસનાં દુઃખ ભોગવવાં પડશે.

અમરીખ પર તો જાણે આકાશ તુટી પડયું. શંખાસુરનું તો રુદ્ર સ્વરૂપ જોઇને અમરીખ થરથર કાંપી ઉઠયો અને ક્ષમા માગવા લાગ્યો. પણ કોઈ લાભ થયો નહીં. શંખાસુર તેવોજ કોપાયમાન થઈને ત્યાંથી નીકળી ગયો. અમરીખને શું

કરવું એ સુઝતું નથી. છેવટે પોતાના હૃદયમાં આદ્ય નારાયણનું ધ્યાન કરીને આવી પડેલા સંકટમાંથી મુકત થવા માટે અંતઃકરણથી પ્રાર્થના કરી.

**ત્યારે રાજા સ્વામી પાસે ચાલી ગયો, શંખવે એવો શ્રાપ જ દીયો. ॥૩૯॥**
**સ્વામી શંખવે દીધા શ્રાપ તે કેમ છુટીયે જંજાળ,**
**ત્યારે શ્રી નારાયણે બ્રહ્મા પાસે મોકલ્યો તેણી વાર. ॥૪૦॥**
**તેણે જઈને કીધું જાણ, બ્રહ્મા કહે અમરીખનો શો વાંક. ॥૪૧॥**
**શંખવા રાજાનો મેલો શ્રાપ, જયારે બ્રહ્માના માનથી મેલ્યા વીસ શ્રાપ. ॥૪૨॥**
**ત્યારે મહાદેવ ગયા શંખવાની પાસ, શંખવા રાજાને નહિ દિજે શ્રાપ. ॥૪૩॥**
**ત્યારે વીસ મેલ્યા મહાદેવને શ્રાપ, શકિત ગયા શંખવાની પાસ. ॥૪૪॥**
**શકિત બોલ્યા વચન પ્રકાશ, શંખવા એવા કોને ન દિજે શ્રાપ. ॥૪૫॥**
**શકિતમાને કારણે મેલ્યા વીસ શ્રાપ, ત્યારે શ્રી વિષ્ણુદેવ આવ્યા શંખવાની પાસ. ॥૪૬॥**
**શંખવો ભુંડા રીશ ન કિજે અપાર,ત્યારે વીસ અવતાર મેલાવ્યા વિષ્ણુએ તેણી વાર. ॥૪૭॥**
**ત્યારે શંખાસુર મનમાં કરે વિચાર, બાકી રહ્યા હવે વીસ અવતાર. ॥૪૮॥**
**હવે હું ના સુણું કોઈનું વચન, એ વીસ અવતાર અમરીખને લાગશે તન. ॥૪૯॥**
**ત્યારે નારાયણે બોલાવ્યાં શંખવાને પાસ, ત્યારે શંખવો બોલ્યો પ્રકાશ. ॥૫૦॥**
**એંસી મુકી દીધા તેણી વાર, બાકી રહ્યા વીસ અવતાર. ॥૫૧॥**
**નારાયણ દેવ બોલ્યા મેલ શંખવા સહુ એ શ્રાપ,નહી તો તને તેનું લાગશે મહાપાપ. ॥૫૨॥**
**ભક્તને કારણ દસ અવતાર લીધા શ્રી મહારાજ, અને દસ અવતાર લીધા શંખવે સાર. ॥૫૩॥**

અમરીખ રાજાએ નારાયણને અનન્યભાવથી નમન કરી નિવેદન કર્યું કેઃ 'હે નારાયણ ! સચ્ચિદાનંદ પ્રભુ ! હે સર્વાન્તર્યામી સર્વસાક્ષી ભગવંત ! તમો મને આ ભવસાગરમાંથી મુકત થવાનો આશીર્વાદ આપ્યો પણ શંખાસુરે કોપાયમાન થઈને સો વાર ગર્ભવાસનું દુઃખ ભોગવવાનો શ્રાપ મને આપ્યો. હે દયાનિધે, કૃપાસાગર મને આ ભવજંજાળમાંથી-જન્મમરણ રૂપ સંસારચક્રમાંથી છોડાવવા તમારા સિવાય અન્ય કોઈ નથી. આ દીન દાસ પર કરૂણા કરીને મુકત થવાનો ઉપાય બતાવો.

નારાયણે આશ્વાસન આપીને અમરીખને સ્વસ્થ રહેવા કહ્યું તથા બ્રહ્મદેવને જાણ કરીને શંખાસુરની ગેરસમજ દુર કરવા માટે સુચવ્યું. બ્રહ્મદેવ શંખાસુરને બોલાવીને તેને કહ્યું કે, હે પુત્ર અમે બધાએ મળીને અમરીખને અમર થવાનું વરદાન આપેલ હોવાથી તેં તેને શા માટે શ્રાપ આપ્યો ? શંખાસુર બોલ્યોઃ પિતાજી અમરીખે મારું અપમાન કર્યું છે. મારી યજ્ઞમાં રાહ ન જોતાં યજ્ઞની શાંતિ કેમ કરી ?'બ્રહ્મદેવ બોલ્યાઃ 'અરે શંખવા, ! આમાં અમરીખનો દોષ નથી. તને આવવામાં વાર લાગી. મુહૂર્ત ટળી ન જાય તે માટે અમે જ તેને એમ કરવા કહ્યું હતું. આમાં દોષ તારો જ છે, એટલે તે આપેલો શ્રાપ તું પાછો લે. 'શંખાસુર એ માટે કોઈપણ પરિસ્થિતિમાં તૈયાર નહોતો. પણ ના છૂટકે એણે પોતાના પિતાનું માન રાખવા પોતાના શબ્દોને પાછા વાળવાનું નકકી કરતાં કહ્યુંઃ 'પિતાજી, મારું વચન કદીપણ અન્યથા થશે નહીં. અમરીખને જન્મ મરણનું દુઃખ ભોગવવું પડશે,



બ્રહ્મદેવને શંખવાના વચનથી અસંતોષ થયો, એને પૂર્ણ ખાત્રી હતી કે હવે ફરી જો એને વિનંતી કરીશું તો શંખાસુર

આપણું અપમાન કરશે, એવો વિચાર કરીને બ્રહ્મદેવે શંખાસુરને સમજાવવા મહાદેવને સુચવ્યું. મહાદેવે શંખાસુર પાસે જઈને શાપ પાછો લેવા કહયું. પરંતુ શંખાસુરે મહાદેવની સમજાવટથી વીસ જન્મ ઓછા કરવાના માન્ય કર્યા. આ રીતે શકિતએ તથા વિષ્ણુએ પાણ શંખાસુરને સમજુતી કરવાથી એના દરેકના માનમાં વીસ વીસ જન્મ એણે ઓછા કર્યા.

આમ અમરીખના એંસી જન્મ ઓછા થઈ બાકી વીસ જન્મ રહ્યા.

આસુરી સ્વભાવવાળા શંખાસુરે વિચાર કર્યો કે આ સર્વ દેવોએ યુકિત કરી છે. યુકિતથી મારું વચન મિથ્યા થાય છે એટલે મનથી દ્રઢ નિશ્ચય કરીને એણે સુચવ્યું કે, ‘હવે કોઈ એ કોઈપણ પ્રકારની વિનંતી કરવી નહીં, પોતાનાં વચન સત્ય કરવા અમરીખને વીસ જન્મ લેવા જ પડશે.’

છેલ્લે આદ્યનારાયણે શંખાસુરને કહ્યું કેઃ ‘અરે શંખવા તું તો તારા વચન કદાપિ પાછો લેવાનો નહોતો, પછી આ જન્મ પાછા લેવાનું વચન તેં કંઈ રીતે લીધું ? તેમજ હવે વીસ જન્મ પણ પાછા લઈને ભકતને અમર થવા દે. ’ શંખાસુરે કોપાયમાન થઈ કહ્યુંઃ ‘નારાયણ ! આ બધાં દેવોએ મને ફસાવ્યો પરંતુ હવે હું ફસાવવાનો નથી. આ વીસ જન્મ તો તેણે ભોગવવા જ પડશે આમા તલમાત્ર ફેરફાર થશે નહીં.

આદ્ય નારાયણે જાણ્યું કે શંખાસુર હવે કોઈ પણ પ્રકારની વિનંતી સાંભળશે નહીં. એનો ઉપદેશ કરવો વ્યર્થ છે. એટલે કઠોર થઈને નારાયણે કહ્યુંઃ ‘શંખવા ! અમે ભકતોને આપેલ વરદાન તો સત્ય થશે જ. (અમરીખ તો અમર થશે જ) પણ તે આપેલ વચન પણ સત્ય થશે. પણ એ નિરાળી રીતે સત્ય થશે. અમરીખના વીસ જન્મ પૈકી દસ જન્મ તારે લેવા પડશે. કારણ કે તે કોપાયમાન થઈ મારા ભકતને, એના કોઈપણ પ્રકારના અપરાધ વગર શાપ આપ્યો છે તેનું ફળ તારે દસ જન્મ ભોગવવું પડશે તથા બાકી રહેલા દસ જન્મ મારા ભકતને બદલે હું ધારણ કરીશ ! તું જયારે જયારે પૃથ્વી પર અવતાર ધારણ કરીશ, ત્યારે તું આસુરી સ્વભાવને અનુસરીને ધર્મભાવના નીતિનિયમ વગેરે અધર્મમાં પ્રવૃત્ત થઈશ, એ વખતે કલ્યાણકર્તા હું અથવા મારો અંશ વિષ્ણુ અવતાર ધારણ કરીને તારો સંહાર કરશે.’ આ રીતે ઈશ્વરે આ સૃષ્ટિમાં અવતાર ધારણ કરવાની યોજના અમલમાં લીધી છે. એટલે ઈશ્વરને દસ અવતાર લેવા પડયા.

**પહેલા અવતાર મત્સ્યરૂપ શ્રીમહારાજ, ત્યારે ચારવેદની રચના થઈ તૈયાર. ॥૫૪॥**
**પથમ શ્રી મત્સ્યરૂપનો સંજોગ થયો,ત્યારે બ્રહ્માનારાયણના વેદ તો શંખવો લઈ ગયો. ॥૫૫॥**
**એવું જાણીને બ્રહ્માજી ચિંતામગ્ન થાય, જો વેદ ચાર શંખવો લઈ જાય. ॥૫૬॥**
**ત્યારે નિર્ગત થઈને બ્રહ્માજી રહ્યા, ત્યારે સદાશિવ જોતા ત્યાં આવિયા. ॥૫૭॥**
**રૂદ્રહૃદયમાં વમાસ્યુ ત્યાંહે, બ્રહ્મા પ્રત્યે વચન બોલ્યા છે જયાંહે. ॥૫૮॥**
**કહોરે બ્રહ્માજી શું થયું, અને તેજ તમારૂ તે કયાં ગયું. ॥૫૯॥**
**ત્યારે રૂદ્ર પ્રત્યે બ્રહ્મા બોલ્યા સહી, અકળગત તે અપરમની થઈ. ॥૬૦॥**
**વળતા શિવ વિચારે એહ, કહો બ્રહ્મા થયું કેમ તેહ. ॥૬૧॥**
**ત્યારે બ્રહ્મા મહાદેવને કહે, અકળગત તે અપરમપાર લહે. ॥૬૨॥**
**એ ગત તો ન જાણી અમે, નારાયણ પાસે શિવજી જાવો તમે. ॥૬૩॥**
**નારાયણ પાસે શિવજીએ કર્યો પ્રકાશ, અને બ્રહ્માજી બેઠા ઉંચે સાંસ. ॥૬૪॥**
**સ્વામી તું છે અપરંપાર, ચાર મુરતનો કરો વિસ્તાર. ॥૬૫॥**
**એવી વિનંતી સદાશિવે કરી, બ્રહ્મકળા ઓછી થઈ રહી. ॥૬૬॥**

જે વખતે ચોથા કલ્પની શરૂઆત થઇ તે વખતે નારાયણે બ્રહ્મદેવને અપરિમિત શકિત આપી, ચાર વેદો દ્વારા સૃષ્ટિમાં જ્ઞાનરૂપી પ્રકાશ સર્વત્ર પ્રસરાવી સૃષ્ટિચક્ર શરૂ થયું. પણ બ્રહ્મદેવને અહંકાર ઉત્પન્ન થયો કે, આ બધી દેવરચના મેં કરેલી છે, બધે મારી જ શકિત ફેલાયેલી છે, મારું સામર્થ્ય અપરંપાર છે તથા મારા જ સામર્થ્યથી આ સૃષ્ટિચક્ર ચાલુ છે. આ એક પ્રકારનો અહંકાર બ્રહ્મદેવમાં ઉત્પન્ન થવાથી તે અહંકારના કિંતુ ને કાઢવા માટે નારાયણે શંખાસુરને બોલાવીને બ્રહ્મદેવની વેદવિદ્યા હરણ કરી લઇ જવા માટે કહ્યું. સૃષ્ટિના વિસ્તાર તથા મૃત્યુલોકના જીવાત્માના ઉધ્ધાર કરવા માટે કંઇક કારણ હોઇ શકે એમ કહી નારાયણે શંખાસુરને એવી પ્રેરણા કરી વેદ વિદ્યાનું હરણ કરાવ્યું.

બ્રહ્મદેવ એક વાર ધ્યાનમાં બેઠા હતા તે વખતે પોતાની વેદવિદ્યા યાદ કરવા લાગ્યા, કંઇ પણ કરતાં એમને એ વિદ્યાની સ્મૃતિ થતી નહોતી. સારા એવા પ્રયત્નો કરી જોયા પણ વ્યર્થ. એમને કોઇપણ પ્રકારે એ વૈદિક જ્ઞાનની સ્મૃતિ ન થઇ. એમને સંભાવના થઇ. બ્રહ્મદેવ ચિંતાતુર થયા અને વિચાર કરવા લાગ્યા કે, હવે જો આ જ્ઞાનની સ્મૃતિ નહીં થાય તો જગતમાં સર્વત્ર અજ્ઞાનરૂપી અંધકાર પ્રસરી જઇ કાર્યનાશ થશે તથા સર્વ સૃષ્ટિચક્ર અસ્ત વ્યસ્ત થશે. માટે એ જ્ઞાન પ્રાપ્ત કરવા શો ઉપાય કરવો એનું બ્રહ્મદેવ ચિંતન કરવા બેઠા. એમણે અંતર્મુખ થઇને જાણ્યું કે, શંખાસુરે ચારેય વેદોના જ્ઞાનનું હરણ કરેલ છે.

બ્રહ્મદેવને આમ ચિંતિત અને નિર્માલ્યવત બેઠેલા જોઇ મહાદેવ ત્યાં આવ્યા અને આશ્ચર્યચકિત થઇ બોલ્યાઃ 'હે બ્રહ્મદેવ તમે આમ ચિંતામગ્ન કેમ બેઠા છો ? તમારું તેજ કોણે લોપાયમાન કર્યુ છે ? તમારી આવી અવસ્થા થવાનું કારણ શું છે તે મને સવિસ્તાર સમજાવો.'

બ્રહ્મદેવ બોલ્યાઃ 'હે રૂદ્ર, નારાયણની કળા અગમ્ય છે. એ આપણી જાણમાં આવી શકનાર નથી. અપરંપાર કલાધારી નારાયણે મારા ચિત્તથી ઉત્પન્ન થયેલા વૈદિક જ્ઞાનના અહંકાર માટે શંખાસુરનો નાશ કરવા માટે શંખાસુર પાસે વેદવિદ્યાનું હરણ કરાવ્યું છે. આ યોગે સૃષ્ટિમાં આ સર્વ અજ્ઞાનરૂપી અંધકાર ફેલાવી આ સર્વ સૃષ્ટિચક્ર અસ્ત વ્યસ્ત થયેલ છે. હે સદાશિવ, તમે નારાયણ પાસે જઇ મેં કરેલા અહંકાર માટે ક્ષમા કરાવડાવો.'

બ્રહ્મદેવની વિનંતીથી સદાશિવે નારાયણ પાસે જઇને અનન્ય રીતે આદ્ય નારાયણની સ્તુતિ કરી પ્રસન્ન કર્યા અને બ્રહ્મદેવની અવસ્થાનું વર્ણન કરી વેદવિદ્યા બ્રહ્મદેવને પ્રાપ્ત કરી સૃષ્ટિચક્ર પહેલાં પ્રમાણે વ્યવસ્થિત કરવા માટે વિનંતી કરી.

**બોલ્યા હરિ શિવ તમને કહું છું તેહ, એ કારજ વળી કરવું છે મુને જેહ. ॥૬૭॥**
**કહો બ્રહ્માજી હતા બળવંત એવો, તો શંખવો વેદ કેમ લઇ ગયો. ॥૬૮॥**
**વિષ્ણુને શકિત હતા સહાય, કેમ હીન કળાયે જુજવા થઇ રહ્યા. ॥૬૯॥**
**શિવ કહે સ્વામી તું કિરતાર, તેં ચાર મુરતનો કર્યો વિસ્તાર. ॥૭૦॥**
**સ્વામી તારા સર્જ્યા છીએ અમો, અને તેજ તમારૂ પ્રકાશો તમો. ॥૭૧॥**
**એવું શિવ સુણી વચન, ત્યારે હરી ઘણું હરખ્યા મન. ॥૭૨॥**
**વિષ્ણુને તેડાવ્યા ત્યાંય, વળી શકિત સાથ આવ્યા ત્યાંય. ॥૭૩॥**
**ત્રણ મુરત શકિત અવતાર, એ ચારેને આપો વિસ્તાર. ॥૭૪॥**
**વિષ્ણુએ આપ્યું પરિમાણ, આપે આપ થયા આપ સમાન. ॥૭૫॥**
**મહાદેવને ત્યાં સ્થાપના કરી, દૈત્ય કુળની ઇચ્છા ધરી. ॥૭૬॥**

**શબ્દ એકને ૐ કાર, તેના થયા અનંત વિવેક. ॥૭૭॥**
**અનંત વિસ્તાર પણ શબ્દ એક, તેમાં થયા અનંત વિવેક. ॥૭૮॥**
**એકેકી મુરતને આપ્યું વરદાન, નારાયણે ત્યાં કર્યું ફરમાન. ॥૭૯॥**
**પ્રથમ અહંકારથી બ્રહ્માજી પડયા, ને શકિત વિષ્ણુ હતા ખરા. ॥૮૦॥**
**સદગુરૂ કહે અહંકારની વાત, ભાંગે દિવસને નિપજે રાત. ॥૮૧॥**

સદાશિવની વિનંતી સાંભળીને શ્રીહરિ નારાયણે આશ્ચર્યથી કહ્યું કેઃ 'હે મહાદેવ, બ્રહ્મદેવ જો સર્વ સમર્થ હોય તો એમનો જ પુત્ર શંખાસુર વેદ કંઈ રીતે લઈ જાય. શંખાસુર વેદ લઈ ગયો ત્યારે ત્યાં સુધી બ્રહ્મા, વિષ્ણુ અને શકિત સ્વસ્થ કંઈ રીતે બેસી રહ્યા. આ પણ એક આશ્ચર્ય છે. તમે આ રીતે કળાહીન સામર્થ્યહીન કંઈ રીતે થયા.'

મહાદેવ બોલ્યાઃ 'હે નારાયણ ! સર્વ સૃષ્ટિ ઉત્પન્નકર્તા તથા હે જગત્‌ચક્ર ચલાવનાર, તમે જ સર્વ સમર્થ છો. આ સૃષ્ટિચક્ર ચલાવનાર અમે ચાર મૂર્તિની યોજના સુધ્ધાં તમે જ કરી હોઈ અમારા હૃદયમાં તમે જ વસી સૃષ્ટિ ઉત્પત્તિ, પાલન, તથા લય વગેરે કાર્યો પણ તમે જ કરાવ્યાં છે. હે જગદ્‌નિયંતા ! તમારી કૃપાથી ઉત્પન્ન થનાર અમે, તમારા અપરિમિત સામર્થ્ય આગળ અમારું બળ તો શું ચાલે ? તમે જ તમારું બળ આપીને અમને પાવન કરો તથા પૂર્વવત આ સૃષ્ટિચક્ર ચલાવવા અમને સામર્થ્ય આપો.'

આ પ્રકારે મહાદેવે કરેલી સ્તુતિ સાંભળીને સત્‌ચિત્‌આનંદઘન નારાયણને પરમ સંતોષ થયો. તેમણે વિષ્ણુને તથા શકિતને પણ ત્યાં બોલાવીને તથા પોતાના અલૌકિક સામર્થ્યથી ચાર ભાગ કરી ત્રિમૂર્તિ અને ચોથી શકિત એમને અર્પણ કરી. શંખાસુરને નારાયણે પહેલા જ અપરિમિત બળ આપી આ ચારેય મુર્તિઓનો અહંકાર ઉતારવાનું સામર્થ્ય આપેલ હતું. એમણે પોતાનું કામ બરોબર બજાવ્યું પણ વિજયપ્રાપ્ત પછી અહંકારથી શંખવો પણ પ્રેરીત થયો. એમણે તપશ્ચર્યા કરી મહાદેવને પણ પ્રસન્ન કરી નાખ્યા માટે મહાદેવનું પણ બળ પણ એમની સામે ઓછું પડવા લાગ્યું. એટલે નારાયણે વિષ્ણુને પોતાનું અતુલ્ય બળ આપી શંખાસુરને નિઃપાત કરવા કહ્યું. આ રીતે દાનવકુળની પણ રચના થઈ સૃષ્ટિ વિસ્તારના કાર્યમાં તેમનો પણ સમાવેશ થયો.

દાનવકુળની ઉત્પત્તિ બ્રહ્માથી, તેમને સામર્થ્ય મહાદેવ પાસેથી તથા તેમનો સંહાર વિષ્ણુ અને શકિત પાસેથી આમ આ યોજના ઘડાઈ ગઈ. આ પ્રકારે એકમેવ ૐ આ અક્ષર બ્રહ્મા પાસેથી આ સર્વ પ્રસરેલ છે.

**ચારે મુરત જો સ્થાપ્યા ત્યાંય, અને વિષ્ણુ બ્રહ્મા હતા જયાંય. ॥૮૨॥**
**વિષ્ણુ પ્રત્યે હરીયે કહ્યું વચન, તમે અમે છીએ એક જો તન. ॥૮૩॥**
**અલખ નિરંજન દયા જો ધરી, ને વિષ્ણુને વર આપ્યો ફરી. ॥૮૪॥**
**વિષ્ણુ તમે વળી જુગમાં જાવ, જો સત્યવાદી જીવ પૂજે તમારા પાય. ॥૮૫॥**
**જાુવો બ્રહ્માજી બેઠા છે કયાંય, વળી વિવેકે પૂછજો ત્યાંય. ॥૮૬॥**
**દુષ્ટ વેદ લઈ નાઠો સહી, તેણે તમે હણજો જઈ. ॥૮૭॥** 
**જયારે તેણે હણશો તમો, ત્યારે ચારે મુરતમાં છતા થાશો તમો. ॥૮૮॥**
**ત્યારે વિષ્ણુ કરે પ્રણામ, સ્વામી અમને શું આપો છો માન. ॥૮૯॥**
**સત્ય માનીને કરે પ્રણામ, તો તેણે તમે આપજો ઠામ. ॥૯૦॥**

**એવું વચન કહીયે છીએ અમો, રખેશર કુળ ઓધારો તમો. ॥૯૧॥**
**જુગો જુગમાં ધરી અવતાર, દૈત્યને મારી કરો વેદનો વિસ્તાર. ॥૯૨॥**
**જીવ અમારા હશે જેહ, આવીને તમને પૂજશે તેહ. ॥૯૩॥**
**તે જપશે તમારો જાપ, તેને અમે મળ્યા આપોઆપ. ॥૯૪॥**
**એવી સ્થાપના ત્યાં હરિએ કરી, અને વિષ્ણુએ ત્યાં સૃષ્ટિ ધરી. ॥૯૫॥**

શુધ્ધ સત્વાંશ ગુણથી અધિષ્ઠિત થયેલ નારાયણે પોતાના સમાન ગુણવાન થયેલા સત્વાગુણાધિષ્ઠિત વિષ્ણુને કહ્યું કેઃ 'તમે અને હું બંને એક જ છીએ એટલે હું તમને વરદાન આપુ છું કે, તમે મૃત્યુલોકમાં જઇ અવતારરૂપ પ્રગટ થઇ દુષ્ટોનો નાશ કરી, સૃષ્ટિનું પાલન અને પોષણ કરી તથા અસ્તવ્યસ્ત સમગ્ર સૃષ્ટિને સુવ્યવસ્થિત કરી માનવ સમાજને ભકિતમાર્ગનું યોગ્ય જ્ઞાન શીખવાડો. આ માટે મારું તમોને બળ અર્પણ કરું છું. જે સત્યવાદી જીવાત્માઓ સન્માર્ગનું શધ્ધ રીતે આચરણ કરી તમારા વચનને પૂજ્ય માની શુધ્ધ ભકિત કરશે તે અનન્યનિષ્ઠ સદ્‌ભકતોનો સર્વ પ્રકારનો યોગક્ષેમ હું જ ચલાવીશ. એ સદ્‌ભકત મને જ આવીને મળશે. સાંપ્રત તમે બ્રહ્મદેવ પાસે જઇને એને ધીરજ આપી કુશળક્ષેમ પૂછપરછ કરી દુષ્ટ શંખાસુર વેદ લઇને જ્યાં ગયો હશે ત્યાંથી વેદ પરત લઇ આવો. જો તે સહજ રીતે ન આપે તો બળનો ઉપયોગ કરી, સમય પર તેનો સંહાર કરી વેદ પરત લઇ આવો. આ કાર્ય તમે કરશો એટલે ચતુર્મૂર્તિમાં તમારી શ્રેષ્ઠ ગણના થશે.'

વિષ્ણુએ નારાયણને નમન કર્યા. નમ્રતાથી એમણે કહ્યુંઃ 'હે સ્વામી, મારી આટલી પાત્રતા ન હોવા છતાં તમે મારી ઉપર કેટલી મોટી જવાબદારી આપી રહ્યા છો ? તમે આપેલા અલૌકિત સામર્થ્યના બળથી તો હું આ કાર્ય કરી શકીશ પણ મારા સંસર્ગમાં આવનાર સદ્‌ભકતોની આશા આકાંક્ષા, જે હું તેમના પર પ્રદાન કરીશ તે વચન તમે પૂર્ણ કરવાની કૃપા કરશો.'

અત્યંત સંતુષ્ટ થઇ નારાયણે વિષ્ણુને આશ્વાસન આપ્યું કે, પ્રત્યેક યુગોયુગના વખતે તમે જે જે અવતાર ધારણ કરશો અને દુષ્ટ પ્રવૃત્તિથી પ્રેરીત થઇ અધર્મ કૃત્ય કરનાર દાનવોનો સંહાર કરી સન્માર્ગથી નીતિનિયમથી વર્તનાર સત્પુરુષોનું પાલન તથા સંરક્ષણ અને શુધ્ધ વૈદિક સતપંથ ધર્મનો ઉપદેશ સદ્‌ભકતોને કરશો એ સદ્‌ધર્મ પ્રમાણે વર્તનાર સદ્‌ભકતોના વચન હું પૂર્ણ કરીશ. જે અનન્ય શ્રધ્ધાથી તમારૂ નામસ્મરણ કરશે તે મને જ આવીને મળશે.

આ રીતે વિષ્ણુ ભગવાનની નિયતકાર્ય પર નિમણુક કરી તેમને આ સૃષ્ટિચક્રનું પાલનપોષણ સંરક્ષણ કાર્યની જવાબદારી આપી નારાયણે આ સૃષ્ટિચક્ર વ્યવસ્થિત કરવા ગતિ કરી.

**વિષ્ણુ આવ્યા બ્રહ્માજી પાસ, અને બ્રહ્મા દીઠા બહુ ઉદાસ. ॥૯૬॥**
**ઉઠો બ્રહ્મા ધરો ધ્યાન, વાળો વેદ અને રાખો માન. ॥૯૭॥**
**ગુરૂ બ્રહ્માજીયે હરિશું કહ્યો વિચાર, સ્વામી વેદ વિના થયા અંધકાર. ॥૯૮॥**
**સ્વામી જે વેદ આધારે ચાલે સંસાર, તે શંખવો લઇ ગયો નિરધાર. ॥૯૯॥**
**કહો બ્રહ્મા કઇ દિશ ગયો, અને કઇ કળાયે દૈત્ય જો રહયો. ॥૧૦૦॥**
**બ્રહ્મા બોલ્યા તેણીવાર, મેં દુષ્ટ નથી દીઠો લગાર. ॥૧૦૧॥**
**દુષ્ટે આવીને વચન જો કહ્યું, અને સુણી વચનને પગલું પાછું ભર્યું. ॥૧૦૨॥**
**કુંભનાળ કહાવે છે જેહ, જાણું છું તે મારગે નાઠો છે તેહ. ॥૧૦૩॥**
**વિષ્ણુ દોડયા તરત જો તહાં, તે નાળ ને માથે શંખવો ઉભો હતો જહાં. ॥૧૦૪॥**

**તાંહાથી શંખાસુર નાસી ગયો, જઈ ધરતી તલમાં પ્રસિધ્ધ થયો. ॥૧૦૫॥**
**ત્યારે પવન વેગે જાયે વહી, અને ધરતીને માર્ગે ઉતર્યો જઈ. ॥૧૦૬॥**
**જો તલ પાતાળ ધરતી જો રહે, અને અકળવાત તો આ સતગુરૂ કહે. ॥૧૦૭॥**

જે શ્રી નારાયણની આજ્ઞાનુસાર વિષ્ણુ ભગવાન બ્રહ્મદેવ પાસે આવ્યા અને ઉદાસીત થયેલા બ્રહ્મદેવની વિકળ અવસ્થા જોઈ તેમને ખુબજ દુઃખ થયું. બ્રહ્માને ધીરજ આપીને કહ્યું કેઃ 'બ્રહ્મદેવ, તમે હવે આ ઉદાસિનતા છોડી દો, આ ચિંતાથી તમારૂ કાર્ય પાર પડશે નહીં. તમે ચિંતા ન કરો. તમે નિશ્ચળ મનથી ધ્યાન ધરો. તમારા વેદ પરત લાવી આપવાનું કાર્ય શ્રીહરિ નારાયણે મારી ઉપર સોંપેલ છે. તેથી વેદ લાવવા જાઉં છું.

શ્રી વિષ્ણુની ભગવાનની શ્રેષ્ઠ પવિત્ર વાણી સાંભળીને બ્રહ્મદેવને ધીરજ થઈ. તેમણે કહ્યુંઃ 'હે ! અપાર કલાધરી ભગવંત, તમે મારા ઉપર કૃપા કરી વેદ લઈ આવો. હે સ્વામી ! વેદ સિવાય સૃષ્ટિમાં સર્વત્ર અંધકાર પ્રસરેલ છે. ધર્મકાર્ય બંધ પડવાથી સર્વ સૃષ્ટિ અસ્ત વ્યસ્ત છે. વેદના આધાર વગર આ જગતનો વ્યવહાર ચલાવવામાં અડચણ પડી છે. વૈદિક જ્ઞાન વગર આધ્યાત્મિક સાધના સાધ્ય થવા યોગ્ય ન હોવાથી લોક સંકલ્પ વિકલ્પના જ ભ્રમમાં ફરી રહ્યો છે. તેમને સદ્‌ગતિ મળી શકતી નથી. તે કર્મજાળમાંથી મુકત થવા માટે તેમને વૈદિક વિદ્યાની અત્યંત જરૂર છે તથા એ સર્વ વેદવિદ્યા શંખાસુર આત્મસાક્ષાત્ કરી જતો રહેલ છે. તે આ વિદ્યાના બળ ઉપર બળવાન થઈ ગયો હોવાથી સર્વ સૃષ્ટિના લોકોને ભુલાવવા તથા પોતાના જ પ્રપંચ લગાવવા કરતો આ વિદ્યાનો દુરુપયોગ કરી રહ્યો છે. તમે એનો નિઃપાત કરી તે વિદ્યા તેની પાસેથી લઈ આવો.

પછી શ્રી વિષ્ણુજીએ કહ્યું : હે બ્રહ્મદેવ, આ શંખાસુર વેદ લઈને કયાં ગયો અને તેણે કઈ કળા ધારણ કરી અને તે કયાં છુપાઈને બેઠો છે તે મને કહો. બ્રહ્મદેવે કહયું, તે દુષ્ટ મને દેખાયો નથી. પણ સ્વર્ગમાંથી મૃત્યુલોક સુધી જનાર કુંભનાળથી એ પૃથ્વી પર ઉતર્યો હોવો જોઈએ એવું મને લાગે છે.

બ્રહ્મદેવના કથનાનુસાર શ્રી વિષ્ણુજી કુંભનાળ પર જઈને જુએ છે તો શંખાસુર ત્યાં ઉભેલો દેખાયો. શ્રી વિષ્ણુજીને પોતાની પાછળ પડેલા જોઈને શંખાસુર વાયુવેગે નાળમાંથી નીચે એટલે કે પૃથ્વી પર ઉતર્યો. વિષ્ણુજી પણ એને પકડવા માટે વાયુવેગે તેની પાછળ પાછળ દોડવા લાગ્યા.

**ત્યાંથી શંખાસુર નાસી ગયો, જઈ ધરતી માતા પાસે આવીયો. ॥૧૦૮॥**
**ત્યારે માતાના મંદીરે બેઠો જઈ, આધિન થઈને વિનંતી કરી. ॥૧૦૯॥**
**સાંભળ ધરતી માતા કહું છું તને, હું બ્રહ્મનારાયણના વેદ લાવ્યો છું તું રાખને મને. ॥૧૧૦॥**
**હરિનો વેદ લાવ્યો છું હું, અને કહે તો શરણે તમારે રહું. ॥૧૧૧॥**
**માતા આવ્યો શરણ રાખને લાજ, પુઠે હરિ આવે છેં મારવા કાજ. ॥૧૧૨॥**
**માતા ધરતી કહે સુણો શંખાસુર તમને કહું છું અમો, હરિ ગુરૂ બ્રહ્માજીના વેદ લાવ્યો છે ચોરી તમો. ॥૧૧૩॥**
**માતાજી અમે દીઠા સંસારમાં વેદ પ્રકાશ, તે કારણ હરિ લાવ્યો ગુરૂબ્રહ્મા કનેથી તમારી પાસે. ॥૧૧૪॥**

**એવા વચન દૈત્ય ધરતીસુ બોલ્યો સહી, જો માતાજી તું મને શરણે રાખ તો વેદ આપુ નહીં. ॥૧૧૫॥**
**માતા આવ્યો શરણ રાખને લાજ, પુઠે હરિ આવે છે મારવા કાજ. ॥૧૧૬॥**
**તુંજ માતા ધરતીમાં સર્વે સમાય, અને તુજ વિના મુજને રાખ્યો કોઈથી ન જાય. ॥૧૧૭॥**
**ઉપની સત્ય બ્રહ્મા બેઠા જેહ, તે સર્વે ગુણ સાંભળી આવ્યો છું તેહ. ॥૧૧૮॥**

**એવી વાત શંખવે ધરતીશું કહી, વિષ્ણુ મુજને ઝાલવા આવશે સહી. ॥૧૧૯॥**
**સાંભળ ધરતી માતા હું તુંજને કહું, અહીં જો મુજને રાખે તો રહું. ॥૧૨૦॥**
**ફરી શંખાસુર પ્રત્યે ધરતી કહે,તું બ્રહ્મા નારાયણનો ચોર મુજથી નહી રહે. ॥૧૨૧॥**
**તુજ કેડે વિષ્ણુ આવે જેહ, તુજને ગ્રહી લઇ જાશે તેહ. ॥૧૨૨॥**
**જો ધરતી તું મુજને નહી રાખે આજ,તો ત્રણ મુરત આગળ નહી રહે તમારી લાજ. ॥૧૨૩॥**
**ત્યારે ધરતીયે વિચાર્યું મન, એ પ્રસંગે હરિ થાશે પ્રસન્ન ॥૧૨૪॥**
**એ કારણ હરિ આવે મુજ દ્વાર, તો માંગી લઉ વર અપાર. ॥૧૨૫॥**
**એટલે શંખાસુરને ધરતી રાખવા કરે, ત્યા શ્રીહરિ આવી સંચરે. ॥૧૨૬॥**

શ્રી વિષ્ણુજી પોતાને પકડવા માટે પાછળ આવે છે એમ જાણી શંખાસુર તળપાતાળમાં ગયો અને ત્યાં ધરતીમાતાને અત્યંત દયા સ્વરમાં કહેવા લાગ્યો કેઃ ‘હે ધરતીમાતા ! મારું રક્ષણ કરો, મને મારવા માટે વિષ્ણુ ભગવાન પાછળ આવી રહ્યા છે. એમનાથી રક્ષણ કરવા માટે હે માતા તમે મને આશ્રય આપો. તમારા સિવાય હું અન્ય કોઇની શરણમાં ગયો નથી. હું બ્રહ્મદેવના વેદોનું હરણ કરી લાવ્યો છું. તેના રક્ષણ માટે પણ તમે મને આશ્રય આપો.’

ધરતીમાતાએ કહ્યુંઃ અરે શંખાસુર, તે ગુરૂબ્રહ્માજીના વેદ ચોરેલ છતાં મારી પાસે આશ્રય માંગે છે ? તારી વિપરીત બુધ્ધિ જોઇને મને આશ્ચર્ય થાય છે. આવા ચોરને આશ્રય આપવો મારા માટે અયોગ્ય છે. એટલે તને આશ્રય મળશે નહીં.’

શંખાસુરે કહ્યુંઃ ‘માતાજી, હું વેદ કઇ રીતે લાવ્યો છું એ તમને ખબર છે ? આ વૈદિક જ્ઞાનને લીધે જગતના જીવાત્માઓનો ઉધ્ધાર કરવા માટે હું આ વેદ લાવ્યો છું. આ વેદ પહેલા બ્રહ્મદેવ પાસે હોવાના કારણે એમને બહુ અહંકાર થયો હતો. એમનો એ જ્ઞાનનો અહંકાર હરણ કરવા માટે અને એ યોગે અનાયાસે જગચક્રનો વ્યવહાર વ્યવસ્થિત ચલાવવા માટે બ્રહ્મદેવ પાસેથી તે વેદ હરણ કરવા નારાયણે જ મને કહેલું છે. માટે તમે મને આશ્રય આપો. જો તમે મારું રક્ષણ કરો તો આ વેદ હું તમારી પાસે મુકું. હે માતા ! બધાને સમાવી લેવું આ તમારો ગુણ છે. આ તમારા ગુણ સાંભળી હું તમારી પાસે આશ્રય માટે આવેલ છું. હું તમારા શરણ આવ્યો છું જો તમે મને આશ્રય આપવાની આનાકાની કરશો તો શ્રીહરિ મને મારીને વેદ લઇ જશે. એટલે હે ! ધરતીમાતા મારું રક્ષણ કરો.

શંખાસુરના વચન સાંભળી ધરતી માતાને તેની ઉપર દયા આવી, પણ એણે વેદની ચોરી કરી તે માટે આવા ચોરને આશ્રય આપવો કે નહીં આ સંકલ્પમાં તે વિચાર કરવા લાગ્યાં.

શંખાસુરે કહ્યુંઃ ‘હે ધરતીમાતા, તમે જો મને આશ્રય નહીં આપો તો તમને કલંક લાગશે. ત્રિમૂર્તિ સામે તમારી કોઇ લાજ રહેશે નહીં. આનો વિચાર કરી તમે મારી વિનંતીથી માન આપી મને આશ્રય આપો.’

શંખાસુરનાં વચન સાંભળી ધરતીમાતાને વિચાર આવ્યો કે, ‘આ ચોર વેદ લઇને આવ્યો છે તો અનાયાસે એને મારવા માટે શ્રી વિષ્ણુ ભગવાન એને શોધતા અહીં આવશે, પછી એમની પાસેથી હું મારું કાર્ય કરાવી લઇશ. આ  યોગ્ય સમય મળ્યો છે’ આમ વિચાર કરી ધરતીએ શંખાસુરને આશ્રય આપ્યો.

**ધાઇને પેઠો શંખવો ધરતીના મંદીર મોઝાર, ત્યારે વિષ્ણુ આવ્યા ધરતીને દ્વાર. ॥૧૨૭॥**
**ત્યારે આવી હરિ દ્વારે ઉભા જયાં, અને પ્રેમ વચન ધરતીશું કહ્યા ત્યાં. ॥૧૨૮॥**

ત્યારે શ્રી નારાયણ પૃથ્વી પાસે ગયા, તે પહેલાં શંખાસુર આવી રહ્યા. ॥૧૨૯॥
જ્યારે પૃથ્વીયે આદર ભાવે નારાયણ સેવા સહી,ત્યારે બે કર જોડીને ધરતી ઉભી રહી. ॥૧૩૦॥
ત્યારે માતા ધરતી વચન બોલ્યા એહ, તમે આવ્યા હરિ તે કોણ સ્નેહ. ॥૧૩૧॥
જે શંખાસુર હરી લાવ્યો ગોરબ્રહ્માના વેદ, તેનો હુંતમને પુછું ભેદ. ॥૧૩૨॥
ત્યાં તો નારાયણ મુખે ઓચરે, જે શંખવો દાનવ આપોતો સકલ કારજ સરે. ॥૧૩૩॥
સુણો ધરતી તમને કહું છું ભેદ, એ શંખવો હરી લાવ્યો છે ગોર બ્રહ્માના વેદ. ॥૧૩૪॥
જો ધરતી તેનો બતાવે મુજને ભેદ, તો મારી દૈત્યને મેળવું વેદ. ॥૧૩૫॥
કરજોડીને ધરતી કહે, સ્વામી ચોર તમારો મુજ રાખ્યો નહી રહે. ॥૧૩૬॥
સુણો શ્રીહરિ હું તમને કહું, જે આવ્યો શરણે તે કાઢી કેમ દઉ. ॥૧૩૭॥
સાંભળ ધરતી હું કહું છું તને, અને ચોર મારો તું આપને મને. ॥૧૩૮॥
ત્યારે બોલ્યા ધરતી દીનદયાલ, તમે છો હરિ અકળ બળ કિરતાર. ॥૧૩૯॥
સ્વામી વચન તમારૂ કેમ સહેવાય, ચોર તમારો મારાથી રાખ્યો કેમ જાય. ॥૧૪૦॥
બોલ્યા હરિ હું તમને કહું, ચોર મારો લીધા વિના નહી રહું. ॥૧૪૧॥
સ્વામી તમે ઉભા રહેજો આણે ઠામ, હું જોઉ મારા મંદીર મોઝાર. ॥૧૪૨॥
હું જોઉં મારા ઘર માંહે, હશે તો આણી આપી આહે. ॥૧૪૩॥
કરજોડીને વચન કહે કથી, હું જાણું જે મારા ઘરમાં નથી. ॥૧૪૪॥
ત્યારે રીસ કરી બોલ્યા શ્રીભગવાન, તે શંખવો છે તારા ઘેર મોઝાર. ॥૧૪૫॥

શંખાસુરે જોયું કે શ્રી વિષ્ણુ ભગવાન તેને મારવા આવ્યા સિવાય રહેશે નહિ, એટલે દોડતો દોડતો તે ધરતી માતાના મંદિરમાં સ્વરક્ષણ માટે બેસી રહ્યો. એટલામાં ભગવાન શ્રી વિષ્ણુ ધરતીમાતાના દરવાજે આવી પહોંચ્યા. એમણે ધરતીમાતાને સંબોધીને શંખાસુર માટે પુછપરછ કરી. શંખાસુરના પેટમાં ફાળ પડી. ત્યાં ભાગી જવાનો તે વિચાર કરવા લાગ્યો. પણ પૃથ્વીએ પોતાને આશ્રય આપેલ છે તે મારું રક્ષણ કરશે એમ માની એ છુપાઈને બેઠો.

ધરતીમાતાએ અતિશય આદરભાવથી શ્રી વિષ્ણુ ભગવાનનો આદર કર્યો. માન સન્માનથી બેસાડી આસન વગેરે આપી પૂજા અર્ચના કરી તથા હાથ જોડીને અત્યંત નમ્રતાથી પુછ્યું કે: 'હે ભગવંત, તમારા શુભાગમન કઈ રીતે થયાં ? મારા અનંત જન્મોના પુણ્યનો ઉદય થયો, તેથી આપના સાક્ષાત્ દર્શન થયાં, તેથી તમારી આજ્ઞાનું દાસીને નિવેદન કરો.'

શ્રી વિષ્ણુ ભગવાન બોલ્યા: 'હે ધરતી, શંખાસુર દૈત્ય, ગુરૂ બ્રહ્માના વેદની ચોરી કરીને લઈ આવ્યો છે. એ માટે પુછપરછ કરવા માટે હું આવેલ છું. મને એમ લાગે છે કે એ અહીં જ ક્યાંક તારા મંદિરમાં છુપાઈને બેઠો હશે. તેને સમજાવીને અથવા જો તે ન સમજે તો તેને મારીને પણ વેદ પાછા લઈ જવા માટે હું આવેલ છું. તને તેના ઠામ ઠેકાણાની ખબર હોય તો. મને કહે.'



ધરતીમાતાએ કહ્યું: 'હે ભગવંત તમારો ચોર કોઈનાથી છુપાઈને રખાય એવો નથી, કારણ કે તમે સર્વસમર્થ છો, તમારામાં અપરંપાર બળ હોવાથી તમારી સામે કોઈની શકિત ચાલી શકે એમ નથી, ત્યાં મારું અબળાનું બળ શું ચાલશે.'

ધરતીની આમ દ્વિધા થયેલી વૃત્તિ જાણીને શ્રી વિષ્ણુએ કહ્યું: 'અર્થાત્ મારો ચોર તારા જ મંદિરમાં તેં જ છુપાવીને રાખ્યો છે. તો જલ્દી મારા સ્વાધિન કર. શરણ આવેલાને મરણ ન અપાય અથવા બધાને પોતાનામાં સમાવી લેવું વગેરે આ તારા ગુણ છે, એની મને જાણ છે. પણ પાત્ર થઈ અપાત્રને આશ્રય આપવું આ અકર્તવ્ય છે એ જાણી શંખાસુરને તું મારા સ્વાધિન કર. નહીંતર હું બળજબરીથી તેને લઈ ગયા વગર રહીશ નહીં.

**ત્યારે ધરતીયે વિચાર્યુ મન, એછે વિષ્ણુ આપે તન. ॥૧૪૬॥**
**સ્વામી એ કારણ આવ્યા મુજ દ્વાર, તમે કૃપા કરો દિનદયાલ. ॥૧૪૭॥**
**એવી વાત જો ધરતીએ કહી, વચન એક મુજને આપો સહી. ॥૧૪૮॥**
**આદે ઈચ્છા ધરૂં છું અમો, અને વર એક દિયોને તમો. ॥૧૪૯॥**
**અમને ઈચ્છા મનમાં છે ઘણી, અમને વરો તમે ત્રિભુવનના ધણી. ॥૧૫૦॥**
**કહે વિષ્ણુ પ્રત્યે વદી વાત, તો ચોર તમારો લાગે હાથ. ॥૧૫૧॥**
**જો તું ધરતી દૈત્યનો ભેદ આપે મને, તો મનવાંછિત ફલ આપું તને. ॥૧૫૨॥**
**ધરતીયે એ કોલ લીધો સ્વામીસુ સત જો કરી,જો તમે મને વરો ત્રિભુવનના ધણી. ॥૧૫૩॥**

ધરતી માતાએ વિચાર કર્યો હવે રક જક કરવામાં કોઈ લાભ નથી. ભગવાન શ્રી વિષ્ણુ, શંખાસુરને લીધા વગર તો રહેશે જ નહીં, પણ એ માટે નકકી કરેલ કાર્ય પણ બગડી જ જશે. માટે અત્યંત નમ્રતાથી પૃથ્વીએ ભગવંતને પ્રાર્થના કરી વિનંતી કરી કે: 'હે શ્રીહરિ હું મારા મંદિરમાં શંખાસુરને જોઈ આવું છું, કારણ મેં એને આશ્રય આપ્યો આ વાત સત્ય છે, પણ મને એમ લાગે છે કે તમારું આગમન થયું એમ જોઈને એ ભાગી ગયો છે કે કેમ ? એ હું જોઈ આવું અને હોય તો એને તમારા સ્વાધિન કરું છું. હે ભગવંત ! તમે સાક્ષાત્ દીનદયાળુ કૃપાસાગર છો. શંખાસુરને નિમિત્ત કરી મારી કૃપા માટે મારા ધ્વારે આપ આવેલ છો. હે ભગવંત ! ઘણા દિવસોથી હું એક ઈચ્છા કરું છું. મારી આશા આકાંક્ષા આજ સફળ થવાનો સુયોગ્ય સમય આવ્યો છે, એટલે હું આજે ધન્યતા અનુભવું છું. હે શ્રીહરિ ! તમે અંતર્યામી હોવાથી મારું હૃદય તમે જાણો છો, પણ હૃદય ખોલીને આજે હું તમારી પાસે વર માગુ છું કે તમારી જોડે લગ્ન કરવાની મારી ઈચ્છા સફળ કરો. !!!

**જયારે સર્વે જીવને થાશે દર્શન, ત્યારે તમને વરશે કિરતાર. ॥૧૫૪॥**
**નર નિકલંકી નામ ધરાવશું અમો, ત્યારે તે વર પામશો ધરતી તમો. ॥૧૫૫॥**
**કુંવારી ભુમીમાં આસન ધરૂ, અનંત રૂપે નિકલંકી અવતરૂ. ॥૧૫૬॥**
**ત્યારે ગુરૂ બ્રહ્મા જેનું નામ,તે ઈંદ્ર ઈમામશાહ કરશે સર્વે જીવોના કામ. ॥૧૫૭॥**
**ત્રણ મુરતને શકિત અવતાર, ત્યારે સર્વે વર્ણ થાશે એકાકાર. ॥૧૫૮॥**
**હિણાખિણા નહી નિર્વાણ, ધરતી તમને વરવાના એ એંધાણ. ॥૧૫૯॥**
**તું સાંભળ ધરતી હું તુજને કહું, સર્વેનું કેલંક ઉતારીશ હું. ॥૧૬૦॥**
**એ લક્ષણ જાણશે જેહ, નિષ્કલંકી નર થાશે તેહ. ॥૧૬૧॥** 
**જયારે અનંત કાળના વેદ વખાણ, તમને વરવાના એ એંધાણ. ॥૧૬૨॥**

ભગવાને ધરતીને આશ્વાસન આપી કહ્યું કે: હે ધરતી, તારી આ ઈચ્છા હું પૂર્ણ કરીશ, પણ હમણાં જ પૂર્ણ થશે નહીં, કારણ કે મેં ભકતોને વચન આપેલ છે કે, તમારા માટે હું દસ જન્મ ધારણ કરીશ. એમાંથી હજુ મારો એક

પણ અવતાર પૂર્ણ થયો નથી. માટે ઋતુકાળ પ્રાપ્ત થયા વગર જે પ્રમાણે ફળની પ્રાપ્તિ થતી નથી તે પ્રમાણે યોગ્ય સમય વગર તારું આ વચન હું પૂર્ણ કરી શકીશ નહીં. ચાર યુગમાં મારા આ દસ અવતાર પૂર્ણ થશે તે વખતે તેત્રીસ કોટી દેવતા પોતપોતાની ઇચ્છાનુસાર મૃત્યુલોકમાં માનવસ્વરૂપે પ્રગટ થશે એ વખતે મારા રૂપથી આદ્યનારાયણ પોતે શ્રી નિકલંકી નારાયણ આ નામ ધારણ કરીને પ્રગટ થશે. અને સર્વ સદ્‌ભકતોને દર્શન આપશે. અનંત કલા ધારણ કરીને હું કુંવારીકા ભૂમિ પર મારું સિંહાસન માંડીને નિષ્કલંકી અવતાર ધારણ કરીશ અને સદ્‌ગુરૂ બ્રહ્મા ઈન્દ્ર ઇમામ શાહ નામથી પ્રગટ થઈને વૈદિક જ્ઞાનનો સર્વત્ર પ્રચાર કરશે. એ પ્રમાણે આચરણ કરીને જે સદ્‌ભકત મુકત થવાની ઇચ્છાથી પ્રેરીત થઈને ત્યાં અનંત કરોડી દેવતાના મેળામાં એકત્ર થશે એ વખતે હે ધરતી હું તારું વચન પૂર્ણ કરીશ ! જે વખતે જગતમાં સર્વત્ર હીન-ક્ષીણ, નાના-મોટા, ઉચ્ચ-નીચ વર્ણીય આવા કોઈપણ પ્રકારનો ભેદ રહી શકશે નહીં. વર્ણભેદ અથવા જાતીભેદ નાશ પામીને સર્વ માનવજાત એકાકાર થઈ જશે. દ્વૈતભેદ રૂપી કલંક ઉતારીને સર્વ માનવ જાતને હું નિષ્કલંક કરીશ. હે ધરતી ! એ વખતે તારૂ વચન પૂર્ણ કરીશ. અનંતકાળથી વેદોની અપૌરૂષેય વાણી જે અદ્વૈત જ્ઞાનનો દિવ્ય સંદેશ આપતી આવે છે તે અદ્વૈત જ્ઞાન પ્રમાણે વર્તન બધાં જોડેથી ઘડીને લાવવા હું પ્રગટ થઈશ, ત્યારે હે ધરતી તારું આ વચન હું પૂર્ણ કરીશ !

**એ ધરતી અમારે આગળ અનંત કરોડી દેવનો કરવો ઉદ્ધાર,તે ભકત કારણે લઈશું અવતાર. ॥૧૬૩॥**
**ત્યાં સર્વે આદિઅંતના દેવ એકઠા થાય, તે કરી કમાઈ ને મળશે જાઈ. ॥૧૬૪॥**
**તે અનંત કરોડી દેવ આવશે અમારી પાસ,તે જાન લાવી કોલ તારો પાળીને પુરાવું આશ. ॥૧૬૫॥**
**જયારે ચાર યુગને દશ અવતાર પુરા થાય, ધરતી ત્યારે પરણીશું જાઈ. ॥૧૬૬॥**
**એવી વાત જયારે શ્રીહરિયે કહી, ત્યારે ધરતીયે માન્યુ સહી. ॥૧૬૭॥**
**ત્યારે હરિને ધરતી એક જો થયા, તે શબ્દ શંખવે સુણીયા. ॥૧૬૮॥**
**ત્યારે શંખાસુરે વિચાર્યુ મન, એ બેઉ થયા એકજ તન. ॥૧૬૯॥**
**એઉ શંખવો મનશું કહે, પંડ પ્રાણ તારો નવ રહે. ॥૧૭૦॥**
**દૈત્યે વિચાર્યુ હવે અમો શું કરૂં, એ પૃથ્વીથી હું રાખ્યોનવ રહુ. ॥૧૭૧॥**
**જયારે ધરતી શંખાસુરને ઝાલવા જાય, ત્યારે શંખાસુર નાઠો તેણે ઠાય. ॥૧૭૨॥**
**જયારે એવા વચન વિષ્ણુએ ધરતીશું કહ્યો, ત્યારે દૈત્ય શંખ નાગ પાતાલમાં ગયો. ॥૧૭૩॥**

અત્યાર સુધી જેટલા સદ્‌ભકતોનો ઉધ્ધાર થયો છે એમની જોડે અથવા પુણ્ય પ્રભાવથી જે જે સદ્‌ભકતોને દેવગતિ પ્રાપ્ત થઈ છે એવા અનંતકરોડી ભકતગણોના ઉધ્ધાર માટે તથા તેમની ભકિતની સફળતા માટે તેમને મોક્ષગતિ પ્રાપ્ત કરાવી આપવા અને તેમને તે પ્રકારના આપેલ વચનો પૂર્ણ કરવા માટે હું નવ અવતાર પૂર્ણ કરી દશમા શ્રી નિષ્કલંક રૂપથી પ્રગટ થઈશ ત્યારે ધરતી તારું આ વચન હું પૂર્ણ કરીશ.'

ભગવંતનાં વચનો સાંભળીને ધરતીએ પોતાને કૃતાર્થ માની. શ્રીહરિની મનોમન શોડશોપચારે પૂજા કરી હાથ જોડીને અનન્યભાવથી નમન કર્યાં. ત્યારે શ્રીહરિના તથા ધરતીના થયેલા સર્વ વાર્તાલાપ શંખાસુર સાંભળી એ ભયભીત થયો. એ  મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે મારું અહીં રહેવું યોગ્ય નથી કારણ ધરતી અને શ્રીહરી એમની વચનબધ્ધતા થઈ એકરૂપ થઈ ગયા છે. આ જગ્યાએ આપણા પિંડ અને પ્રાણ હવે સુરક્ષિત રહેશે નહીં. ધરતી હવે મારું રક્ષણ કરી શકશે નહીં. આમ વિચાર કરતાં તે ધરતી પોતાને જ પકડવા માટે આવે છે એમ માનીને એ ત્યાંથી ભાગી નીકળ્યો. ધરતી

પરથી નીકળી શંખાસુર નાગ પાતાળના માર્ગે ભાગવા લાગ્યો. શ્રી હરિને ખબર પડતા તે પણ એની પાછળ ત્યાંથી નીકળી ગયા.

**જે પાતાળમાં શંખાસુર ઉતર્યા, ત્યાં શંખનાગ રાજાના રાજ હતા. ॥૧૭૪॥**
**રાજદ્વારે રાજમાતાને પુત્ર બેઠા હતા, ત્યારે જઈ શંખાસુર નમ્યો ત્યાંય. ॥૧૭૫॥**
**માતાપુત્ર મુજને શરણે રાખો આજ, અને પુઠે હરિ આવે છે અમારે કાજ. ॥૧૭૬॥**
**ત્યારે માતાપુત્ર બોલ્યા એહ, નારાયણનો ચોર અમથી નવ રહે. ॥૧૭૭॥**
**જયારે એવી વાત દૈત્યશું કહી, તરતજ હરિ આવ્યા સહી. ॥૧૭૮॥**
**જયારે શંખાસુર મનમાં ચિંતા કરે, ત્યારે પુઠે શ્રીહરિ આવી સંચરે. ॥૧૭૯॥**
**ત્યારે શ્રી વિષ્ણુ વચન બોલ્યા જેહ, સુણો રાણી પુત્ર કહું છું તેહ. ॥૧૮૦॥**
**જો તું દૈત્યનો આપે ભેદ, તો મારી શંખાસુરને પામુ વેદ. ॥૧૮૧॥**
**જો સ્વામી તમો આપો અમને કોલ, તો દેખાડું દૈત્યનો ઠોર. ॥૧૮૨॥**
**જયારે સાતમું રૂપ ધરીશું જહી, ત્યારે પરતમા તમારી પાળીશું તહી. ॥૧૮૩॥**
**હરે માતા પુત્ર આવ્યા જેહ, હરિશ્ચન્દ્રને ઘેર રાણી પુત્ર તેહ ૧૮૪॥**
**જે હરિના વચન સુણી શંખાસુર નાસી ગયો, તે વિતલ પાતાળ નગરમાં જઈ રહ્યો ॥૧૮૫॥**

ભૂતળ ઉપરથી શંખાસુર પાતાળમાં જે ઠેકાણે ઉતર્યો ત્યાં શંખનાગ રાજાનું રાજ્ય હતું. રાજદ્વાર પાસેથી જતી વખતે શંખાસુરે શંખરાજાની સ્ત્રી પોતાના પુત્રને લઈને બેઠેલી જોઈ. એ કરૂણામયી રાજમાતાને જોઈને શંખાસુરને આનંદ થયો અને ધીરજથી એ આગળ ગયો અને નમન કરીને રાજમાતા સામે બોલ્યોઃ 'હે રાજમાતા, હું તમારા શરણે આવ્યો છું. શ્રીહરિ મને મારવા માટે મારી પાછળ આવે છે એનાથી મારું રક્ષણ કરો.'

રાજમાતાએ વિચાર કર્યો કે, આ પ્રત્યક્ષ કહે છે કે શ્રીહરિ મને મારવા માટે આવે છે એટલે આ કોઈ દુષ્ટ હશે અને આવા દુષ્ટને આશ્રય આપવો શાસ્ત્ર પ્રમાણે અયોગ્ય છે એટલે એણે સ્પષ્ટ શબ્દોમાં તેની અવગણના કરી કે નારાયણના ચોરને મારી પાસે આશ્રય મળશે નહીં. રાણી આટલું કહેતાં જ શ્રીહરિ ત્યાં આવી પહોંચ્યા. તે પહેલાં શંખાસુર ત્યાંથી નાસી છુટયો. શ્રીહરિ એ દૈત્યની તપાસ કરતાં ત્યાં આવ્યા ત્યારે રાણીએ પોતાના પુત્રને શ્રીહરિના ચરણમાં નમાવી પોતે બે હાથ જોડીને નમસ્કાર કર્યા. ત્યારે ભગવાને એ બંને માતા-પુત્રને આશીર્વાદ આપ્યો કે, જે વખતે હું સાતમો રામનો અવતાર ધારણ કરીશ ત્યારે તું રાજા હરિશ્ચન્દ્રના ઘેર રાણી તારામતી થઈશ તથા આ બાળક કુમાર રોહિદાસ થઈને અવતરશે. અપાર કસોટીના તાપમાં તપીને છેવટે તમે મારા સત્સ્વરૂપમાં આવી મળશો.

**ત્યાંથી શંખાસુર નાસી ગયો, વિતલ પાતાલ નગર જઈ રહ્યો. ॥૧૮૬॥**
**તે નગરનો રાજા જેહ, અન્નપાલ નામે હતો તેહ. ॥૧૮૭॥**
**સત્યવાદી તે મહા કહેવાય, સત્ય તણી તે કરે સહાય. ॥૧૮૮॥**
**શંખવો નાસી તેની સભામાં ગયો, જઈ દિવેટીયો થઈને રહ્યો. ॥૧૮૯॥** 
**ત્યાં વિષ્ણુ કેડે દોડીને ગયા, જઈ રાજાને પોળે ઉભા રહ્યા. ॥૧૯૦॥**
**ત્યાં જઈને શ્રીહરિયે વચન કહ્યા પ્રકાશ,સત્યવાદી રૂપ પોતે ધરાય. ॥૧૯૧॥**
**ધરી રૂપને બોલ્યા ભગવાન, અને સત્યવાદીનો બોલ્યા જ્ઞાન. ॥૧૯૨॥**

**હર્યું તેજ જો દિવા તણું, ત્યારે અન્નપાલ રાજા વ્યાકુળ થયા ઘણું. ॥૧૯૩॥**
**કહે કયાં ગયું મુજ સભાનું તેજ, મારી સભામાં શું થયું નખેદ. ॥૧૯૪॥**
**ત્યારે શ્રીહરિ પોળીયાસુ વચન કહ્યું, હે પોળીયા સભામાં શું થયું. ॥૧૯૫॥**
**પોળીયો મન વિચાર્યું સહી, આ પુરૂષ કોઇ આ દેશનો નહી. ॥૧૯૬॥**
**અકળીત બળનું દેખી રૂપ,પોળીયે નિરખી રૂપને ઓળખ્યું સ્વરૂપ. ॥૧૯૭॥**
**વેગે વળી રાજા પાસે પોળીયો ગયો, જઇ સભામાં ઉભો રહ્યો. ॥૧૯૮॥**

ત્યાંથી શંખાસુર નીકળ્યો અને એ ભાગતો ભાગતો વિતલ પાતાળમાં એક નગરમાં ગયો. એ નગરનો રાજા અન્નપાલ નામનો હતો. હંમેશા ધર્મરત રહેતો હોવાથી તેની પ્રજા રાજયમાં ધનધાન્ય વગેરેથી સર્વ સાધનોથી સંપન્ન હતી. રાજા સત્યવાદી અને સત્યપ્રિય હોવાથી તથા સત્યનું પાલન કરનારનું રક્ષણ કરનાર હોવાથી પ્રજાજનમાં કોઇ પણ દુઃખી કષ્ટી અથવા અસત્યાચરણ કરનારૂં નહોતા.

રાત્રીનો સમય હોવાથી સભા ભરીને શ્રીહરિ-કિર્તન ચાલુ હતાં. શંખાસુર ભાગતો જઇને પોતાનું મુળ સ્વરૂપ બદલીને તેણે કપટરૂપ ધારણ કર્યું. સભામાં જઇને તેણે દિવેટીયાનું રૂપ ધરી રાજા પાસે જઇને ઉભો રહ્યો. એટલામાં શ્રીહરિ પણ તેની પાછળ આવી શંખાસુરે ધારણ કરેલા દિવેટીયાના તેજને હરણ કર્યું. બધે અંધકાર થયો. સર્વ સભા અંધારાના કાળમુખમાં ડુબી. આવા અંધકારમાં બાજુમાં બેઠેલા લોકો સુધ્ધાં ઓળખતા નહોતા.

શ્રીહરિએ બીજુ રૂપ ધારણ કરીને દ્વારરક્ષક પાસે જઇને એને બધી હકીકત કહી અને શંખાસુરના ભેદનું નિવેદન કર્યું. ત્યારે દ્વારરક્ષક દોડતો રાજા પાસે ગયો અને રાજાને બધી હકીકત કહી સંભળાવી.

**ત્યાં સભામાં થયો છે શોરબકોર,ત્યાં ઉભો છે વિષ્ણુ બ્રહ્માનો ચોર. ॥૧૯૯॥**
**રાજા થઇ રહ્યો છે અચંત, અને દિવા તણું હર્યું છે તેજ. ॥૨૦૦॥**
**ત્યાં પોળીયે વચન કર્યું પ્રકાશ, સુણો રાજા તમને કહે છે દાસ. ॥૨૦૧॥**
**પુરુષ ઉભા છે તમારે દ્વાર, નથી વચન બોલતો લગાર. ॥૨૦૨॥**
**પોળીયો કહે શ્રીહરિયે વચન જો કહ્યું,જયાં પોળીયા સભામાંશું થયું. ॥૨૦૩॥**
**થોડા બોલે બોલ પ્રકાશ, તે કારણ તમને કહેવા આવ્યો છે દાસ. ॥૨૦૪॥**
**એવી વાત પોળીયે રાજાશું કહી, વિતલ દેશનો આ પુરુષ નહી. ॥૨૦૫॥**
**કોણ કારણ આવ્યો છે સહી, તમે આવીને પુછો તાહી. ॥૨૦૬॥**
**રાજાયે પોળીયાનું સુણ્યું વચન, સત્યવાદી રાજાયે વિચાર્યું મન. ॥૨૦૭॥**
**એ કોઇ પુરુષ પરલોકી તન, જેણે બાંધયા ચૌદે ભુવન. ॥૨૦૮॥**
**સુણી શબ્દને ઉઠી ઉભો થયો, વસ્ત્ર કોરે મેલીને દોડી ગયો. ॥૨૦૯॥**
**એ છે પુરાણ પુરુષ ભગવાન, એવું હ્રદયમાં આવ્યું જ્ઞાન. ॥૨૧૦॥**
**જઇ કરીને રાય શ્રીહરિને લાગ્યા પાય, કેમ પધાર્યા ત્રિભુવનરાય. ॥૨૧૧॥**
**અતિ પતિત પર કૃપા કરી, અને મુકિત દેવાની દયા ધરી. ॥૨૧૨॥**
**રંક તણું કરવા કાજ, અને વિતલ લોકે આવ્યા મહારાજ. ॥૨૧૩॥**
**આગમ નિગમની સુણતા ઠામ, પ્રતીતે જાણ્યું મારૂ નામ. ॥૨૧૪॥**

અમપર દયા ધરી મહારાજ, સેવક તણી રાખવા લાજ. ॥૨૧૫॥
શ્રીહરિ ત્યાં બોલ્યા હેત જો ધરી, મુકિત તણો વર આપ્યો ફરી. ॥૨૧૬॥
સાંભળ રાજા કહું છું તને, તે કેમ જાણ્યો વળી મને. ॥૨૧૭॥
આદ વચનની દયા ધરી, અન્નાળ રાજા ઉપર રિઝયા શ્રીહરી. ॥૨૧૮॥
સૃષ્ટિ બ્રહ્મા વસે ત્યાં, એક મુરત ત્રણ દેવના ઠામ. ॥૨૧૯॥
મૃત્યુલોકમાં આલ્યો વાસ, કરી લીધો પોતાનો દાસ. ॥૨૨૦॥
રૂખમાંગદ તો ધર્યુ નામ અને અમરાપુરમાં આપ્યું ઠામ. ॥૨૨૧॥
શ્રીહરિ તણાં ત્યાં સુણી વચન, દુષ્ટતણા તો ભાગ્યા ચરણ. ॥૨૨૨॥

દ્વારરક્ષક રાજસભામાં આવી પહોંચ્યો તો સભામાં સર્વત્ર અંધકાર પ્રસરેલો હતો અને વાતાવરણ અશાંત દેખાયું રાજા ચિંતાતુર થઈ વિચારમગ્ન દેખાયો અને પાસે જ બ્રહ્માનો ચોર શંખાસુર ઉભેલો દેખાયો. દ્વારરક્ષકે હાથ જોડીને કીધું કેઃ 'મહારાજ આ સેવક આપણને એક સુચના આપી રહ્યો છે કે આપણા રાજદ્વારઉપર એક અલૌકિક પુરૂષ ઉભો છે તે સર્વ આગમનિગમ જાણનાર અંતર્યામી છે. એ એકદમ મિતભાષી હોઈ જે કંઈ વચન બોલે તે અમૃત પ્રમાણે અને પ્રકાશમાન કરવાવાળં હોવાથી અને એણે જ મને અંધકારનું સભામાં કારણ કહ્યા પછી આપને કહેવા માટે હું આવેલ છું. એ પુરૂષ આપણા દેશનો ન હોવા છતાં અલૌકિક પ્રકાશમય છે.'

દ્વારરક્ષકનું વચન સાંભળી સત્યવાદી રાજાએ મનથી વિચાર કર્યો કે, આ અલૌકિક પુરુષ બીજું કોઈ નહીં પણ પરલોકથી આવેલ છે. જેણે સ્વર્ગ, મૃત્યુ પાતાળાદિક ચૌદભુવન બાંધેલ છે. આવા વિષ્ણુ ભગવાન જ હોઈ શકે. આવો વિચાર કરી ઉતાવળથી ઉભા થઈ અને તેમના દર્શન માટે જવા લાગ્યા. ઉતાવળથી તેને વસ્ત્રો સુધ્ધાંનું ધ્યાન રહ્યું નહીં. હૃદયમાં ફકત એક જ વિચાર કે એ પૂર્ણ બ્રહ્મ ભગવાનને હું કયારે જઈ મળું. આટલી આતુરતાથી પ્રેરિત થઈ રાજા દ્વાર પર આવી પહોંચ્યો અને ત્યાં અલૌકિક પુરુષને જોઈ બંને હાથ જોડી એમના ચરણમાં નમન કરવા લાગ્યો. અનન્ય ભાવથી વિનંતી કરવા લાગ્યો કેઃ 'હે દિનદયાળ, નારાયણ મારું અનંત જન્મનું પુણ્ય આજ ઉદય પામ્યું છે. ભગવાન હું પતિત પાવન નથી પણ કૃપા કરી મારા અવગુણ ધ્યાનમાં ન લેતા મને મુકિતપદનો અધિકારી કરો, આપ મારા જન્મને સાર્થક કરવાની કૃપા મારા ઉપર કરો. હે ભગવાન ! મારા ઉપર દયા કરો, જેવી રીતે તમે માનવજન્મ આપ્યો છે તેવી રીતે તેને સાર્થક કરવાની લાજ અને મુકિત થવા માટે મને શકિત આપો.'

પ્રેમભાવથી પરમેશ્વરે અન્નપાલ રાજાને મુકિત થવાનું વરદાન આપ્યું અને કહ્યું કેઃ હે રાજા ! મૃત્યુલોકમાં તું ભકત રુખમાંગદ ભકત થઈ અવતરીશ અને મારા વરદાન પ્રમાણે અમરાપુરી જઈશ આવું વરદાન આપી ભગવાન ત્યાંથી શંખાસુરને પકડવા માટે ગયા અને ત્યાંથી શંખાસુર નાસી છુટયો.

ત્યાંથી શંખાસુર નાસી ગયો, જઈ સુતલદેશને માર્ગે ગયો. ॥૨૨૩॥
પાતાળમાં જયાં નાઠો જાય, ને અઘોર વન હતું તેણે ઠામ. ॥૨૨૪॥
ઘર દીઠું ત્યાં ગુણકા તણું, ત્યાં જઈ દૈત્ય હરખ્યો ઘણું. ॥૨૨૫॥
વઈવત છોકરાનું નામ, તેના કરવા પુરણ કામ. ॥૨૨૬॥
ત્યાં જઈ શંખાસુર રહ્યો, તે આગળ આધિન થઈને ઉભો રહ્યો. ॥૨૨૭॥
જાવા તણું મુજને માર્ગ દેખાડ, તેને ઈચ્છું છું બંધવની ઠાર. ॥૨૨૮॥

તેણે જવાનો દેખાડયો ઠામ, અને વળી દુષ્ટનું પુછયું નામ. ॥૨૨૯॥
આગળ શંખાસુર નાઠો જાય, કેડે શ્રી હરિ આવે છે રાય. ॥૨૩૦॥
જઈ કઈવત શ્રી હરીને લાગ્યો પાય, કર જોડીને ઉભો રહ્યો ત્યાંય. ॥૨૩૧॥
આલોક ઉપર દયા જો ધરી, ભલે પધાર્યા તમે શ્રી હરિ. ॥૨૩૨॥
ત્યાં શ્રીહરિ બોલ્યા તેણી વાર, મારો ચોર આવ્યો છે આણે ઠાર. ॥૨૩૩॥
સ્વામી ચોર તમારો કયાં જશે, એ કારણ તો કઈકના કારજ થશે. ॥૨૩૪॥
સ્વામી તમે ઉભા રહેજો આપણે ઠામ, હું પકડી લાવું ચોર દેવ મુરાર. ॥૨૩૪॥
આધીન થયો હેત જો ધરી, એણે ઓળખ્યા શ્રીહરિ. ॥૨૩૬॥
જો હું આવ્યો છું તો તું જાણે છે મને,તો વળી વર આપું છું તને. ॥૨૩૭॥
મેં તને કીધો પોતાનો દાસ, અને તમને મૃત્યુલોકમાં આપું વાસ. ॥૨૩૮॥
મે તને આપ્યું મૃત્યુલોકમાં ઠામ, તારૂ વિભિષણ ધરીશું નામ. ॥૨૩૯॥
જયારે હું લઈશ રામ અવતાર,ત્યારે તને આપી રાજને કરીશ વિસ્તાર. ॥૨૪૦॥
રાવણથી હું લંકા લઈશ, તુજને હો રાજા લંકા દઈશ. ॥૨૪૧॥

ત્યાં શંખાસુર આગળ વધ્યો અને સુતલ પાતાળના માર્ગે દોડવા લાગ્યો. સુતલ પાતાળ માર્ગે એ જયારે જવા લાગ્યો ત્યારે અતિશય વિકટ એવા જંગલનો ભાગ તેને દેખાયો. ત્યાંથી આગળ કઈ રીતે જવું અને માર્ગ છે કે નહીં વિગેરે વિચાર કરતો હતો ત્યારે જ તેને ત્યાં એક સ્ત્રી તેના વૈવત નામના પુત્રને જ્ઞાનની વાતો કહેતી હતી એવું એણે જોયું. સ્ત્રીના જ્ઞાન પ્રમાણે જ્ઞાનોપદેશ સાંભળી આશ્ચર્ય ચકિત થઈ તેની પાસે જઈ હાથ જોડી કહેવા લાગ્યો કેઃ હે માત, તું તારા પુત્રને જે પ્રમાણે જ્ઞાનોપદેશ કરી રહી છે એવી જ રીતે મારા ઉપર કૃપા કરી અહીંથી આગળ જવાનો માર્ગ બતાવ.

હે વૈવત બંધુ તું મને આગળ જવા માટે માર્ગદર્શન આપ. બંને માતા પુત્રને એની દયા આવતાં તેમણે તેને માર્ગદર્શન આપ્યું. અને તેનું નામ પુછયું. નામ સાંભળી તેમને શંકા થઈ કે શંખાસુર તો બ્રહ્મદેવના વેદ ચોરી નીકળ્યો છે આવા ચોરને માર્ગદર્શન આપવું પણ પાપ છે. આવું જાણીને તે પશ્ચાતાપ કરતાં હતાં એટલામાં જ ભગવાન વિષ્ણુ ત્યાં આવી પહોંચ્યા.

બંને માતાપુત્રએ શ્રીહરિને જાણી તેમના પગે પડી અનન્ય ભાવથી વિનવવા લાગ્યાં કેઃ 'હે ભગવંત ! અમારા પતીત જીવ પર અપાર દયા કરી પાવન કરવા માટે આપનું આગમન થયેલ છે એટલે અમે અનન્ય ભાવથી આપના શરણે આવેલ છીએ. તમારી કંઈ આજ્ઞા હોય તો અમે માથે ચઢાવીને પાલન કરીશું ! શ્રી હરિએ કહ્યું, 'મારો ચોર જે શંખાસુર આ ઠેકાણે આવેલ છે એને પકડી વેદ પરત લેવા માટે હું આવ્યો છું.'

ભગવાનનાં વચન સાંભળી વૈવત બાળ હાથ જોડી બોલ્યો કેઃ હે ભગવંત તમે આ ઠેકાણે ઉભા રહો. હું એ શંખાસુરને પકડી અહીં લઈ આવું છું. મારા બાલ્યવસ્થા સામે જોતા નહીં. હું મારા સામર્થ્યથી એ દૈત્યને જીવતા પકડીને લઈ આવું.'



ભગવાનને એ નાના બાળકનું આશ્ચર્ય થયું. સુસંસ્કારી જાણી શ્રી હરિએ એ વૈવત બાળકને કહ્યુંઃ 'બાળક વૈવત,

તું ના જઈશ, તારું હૃદય હું જાણું છું. તને મારા પ્રત્યે અનન્યનિષ્ઠા છે આ જાણીને હું તને વરદાન આપું છું કે મૃત્યુલોકમાં લંકા દેશમાં વિભિષણ આ નામથી તું જન્મ લઈશ અને અત્યંત પુણ્યવાન ધર્મશીલ એવો સદ્ભકત થઈશ. જે વખતે હું સાતમો રામ અવતાર ધારણ કરીશ ત્યારે શંખાસુર તારો મોટો ભાઈ રાવણ રૂપથી પ્રગટ થશે ત્યારે તેને સંહાર કરીને સંપૂર્ણ લંકા દેશનું રાજ્ય તને સ્વાધીન કરીશ અને તારો ઉધ્ધાર કરી મોક્ષગતિનો અધિકારી કરીશ.' આ પ્રકારનું વરદાન વૈવત બાળકને આપી શ્રી હરિ શંખાસુરને પકડવા એની પાછળ દોડવા લાગ્યા.

**એમ કહીને હરિ દોડયા જયાંય, માર્ગે આવ્યો છે આણી વાર. ॥૨૪૨॥**
**આગળ શંખવોને પાછળ શ્રીહરિ, અને દુષ્ટે યુદ્ધ કરવાની ઈચ્છા ધરી. ॥૨૪૩॥**
**મન બળતું ને હૃદયે વેર, એની શંખાસુરની છે રીત. ॥૨૪૪॥**
**અકળીત બળને રહ્યો મરોડ, અને પાસે દૈત્ય છાસટ કરોડ. ॥૨૪૫॥**
**શ્રીહરિ કઈ નવ બીયે મન, દૈત્ય તણા ઉપજાવે તન. ॥૨૪૬॥**
**યુદધ કરતા ગયા અતલ મોઝાર, એણે દૈત્ય ઉપજાવ્યા અપાર. ॥૨૪૭॥**
**આગળ શંખવો નાઠો જાય, બીજા દૈત્ય લાગે શ્રીહરિને પાય. ॥૨૪૮॥**
**કેટલાએક દૈત્ય યુધ્ધ જો કરે, અને કેટલાક શ્રીહરિને પાયે જો પડે. ॥૨૪૯॥**
**યોદધા ઉપર શ્રીહરિ ક્રોધ જો કરે, ચરણે નમે તે ઉપર દયા જો ધરે. ॥૨૫૦॥**
**તે અતલ દેશમાં જઈ રહ્યા, ત્યાં જઈ દૈત્ય પરાક્રમી જો થયા. ॥૨૫૧॥**
**ત્યાં જયવંત રાજા વસે જહાં, દૈત્ય વિચાર્યું મનને ત્યાહા. ॥૨૫૨॥**
**તે નગરની પોળે પોળીયો એક, તે મહા સત્યવાદી કહાવે છેક. ॥૨૫૩॥**
**ભોમમંડલિક છે તેનું નામ, તેના શ્રીહરિને કરવાના કામ. ॥૨૫૪॥**
**ત્યારે પોળે શ્રીહરિ ઉભા રહ્યા, શંખાસુર નું પુછતા ગયા. ॥૨૫૫॥**
**ત્યારે ભોમમંડલિકે વિચાર્યું જ્ઞાન, અકળિત બળીયા છે ભગવાન ॥૨૫૬॥**
**જઈ શ્રીહરિતણે લાગ્યો પાય, ક્ષમા કરો તમે ત્રિભુવન રાય. ॥૨૫૭॥**
**ભાઈ શું ક્ષમા કરાવે છે મુને, અને એ કથા કહું છું તુને. ॥૨૫૮॥**
**વેદ હરી લાવ્યો છે દુષ્ટ, અને અમારી સાથે કરે છે યુદધ. ॥૨૫૯॥**
**ત્યારે પોળીયો બોલ્યો તેણી વાર,સ્વામી તમ સાથે નહી જીતે લગાર. ॥૨૬૦॥**
**એવાં વચન શ્રીહરિ શ્રવણ સુણી, રિઝયા શ્રીહરિ કૃપા કીધી ઘણી. ॥૨૬૧॥**
**મૃત્યુલોકને ભુતલ વાસ, સાથે લાવીને કીધો દાસ. ॥૨૬૨॥**
**અંબરીશ રાજા ધરાવશે નામ, પોળીયા તણું તે કરતો કામ. ॥૨૬૩॥**
**લેવા રતન હું કૂર્મ અવતરૂં, ત્યારે સંસારમાં તને વર આપું નિર્ધારૂ. ॥૨૬૪॥**
**હેત ધરીને શ્રીહરિયે દીધા વચન, અને વળી કીધો પોતાનો તન. ॥૨૬૫॥**
**શંખાસુરને ત્યાં થઈ ગઈ જાણ, ત્યાંથી તે નાઠો નિરવાણ. ॥૨૬૬॥**



વૈવત બાળકને આશીર્વાદ તથા વરદાન આપી શ્રીહરિ શંખાસુરને પકડવા માટે આગળ જવા લાગ્યા ત્યારે શંખાસુરને માર્ગમાં જ ભાગતો જતો હતો તેમને દેખાયો. શ્રીહરિ ઝડપથી એનો પીછો કરવા લાગ્યા, પરંતુ શંખાસુરે

એની દાનવી માયાનો ઉપયોગ કરી શ્રીહરિને એના સુધી આવવા શકય એટલો વિલંબ થાય અને પોતે દોડીને દુર જઈ શકે આ ઉદ્દેશથી એને માયાવી દૈત્યનું નિર્માણ કર્યું અને તેને શ્રીહરિ જોડે યુધ્ધ કરવાનું કહી પોતે આગળ દોડવા લાગ્યો. આ રીતે શંખાસુરે કપટનીતિનો ઉપયોગ કરેલો જોઈ શ્રીહરિએ પણ એમના અતુલનીય બળનો ઉપયોગ કરી દૈત્યનો સંહાર શરૂ કર્યો. માર્ગમાં અડચણ લાવનાર દૈત્યનો સંહાર કર્યા સિવાય આગળ જવું અશકય હોવાથી અનાયાસે જ શંખાસુરને આગળ જવા માટે સમય મળી ગયો.

ત્યાથી શંખાસુર અતલ પાતાળના માર્ગે દોડવા લાગ્યો અને રસ્તા વચ્ચે છાસટ કરોડ યોધ્ધાઓનું નિર્માણ કરતો જ ગયેલો હોવાથી ભગવાન એમનો સંહાર કરવા લાગ્યા. પ્રત્યેક દૈત્ય ભગવાન સાથે યુધ્ધ કરવા લાગ્યા. આ રીતે ભગવાનને પોતાના અતુલ બળનો ઉપયોગ કરી સંકટનું નિવારણ કરવું પડયું.

છેલ્લે શંખાસુર અતલ પાતાળનો રાજા 'જયવંત'ના રાજયમાં ગયો. પોતાના પરાક્રમનું વર્ણન કરવા લાગ્યો. આ રીતે રાજયમાં તેની વાતો અને વિશષતઃ શ્રીહરિ વિશે શંખાસુરે રાજાના મનમાં કરેલ દુરાગ્રહ માટે રાજાના દ્વારરક્ષક ભોમમંડલિકને ખૂબ ખોટું લાગ્યું. શ્રીહરિની નિંદા સાંભળી એને શંખાસુર ઉપર ખુબ ગુસ્સો આવ્યો. પરંતુ એ સામાન્ય દ્વાર રક્ષક હોવાથી એને કંઈ કરતાં ચુપ રહેવું પડયું હતું. એટલે મનમાં મુંઝાઈને એ શ્રીહરિને યાદ કરવા લાગ્યો. ત્યાંજ શ્રીહરિ ત્યાં આવી પહોંચ્યા.

ભોમમંડલિકે શ્રીહરિના પગ પકડી અત્યંત કરૂણ ભાવે વિનંતી કરી કેઃ 'હે ભગવાન તમે અપાર બળવાન સર્વ સમર્થ છો. તમારી કલા અગમ્ય છે. એનો કદી પાર આવશે નહીં. શંખાસુર કેટલાય રૂપ ધરીને દ્વેષ બુધ્ધિથી તમને ત્રાસ આપે તોય તમારા બળ સામે એનું કંઈ જ ચાલશે નહીં. એના કરતાં તમે મને આજ્ઞા કરો કે હું જ એને પકડીને અહીં લેતો આવું. ભોમમંડલિકની આવી બુધ્ધિ જોઈ શ્રીહરિ એના ઉપર પ્રસન્ન થયા અને એમણે વરદાન આપ્યું કે હે ભોમમંડલિક ! તું મૃત્યુલોકમાં સદ્ભકત અમરીશ થઈ પૃથ્વી ઉપર રાજ કરીશ. જયારે હું સમુદ્ર મંથન કરી રત્ન કાઢતી વખતે મૃત્યુલોકમાં પૂર્ણ રૂપથી અવતરીશ ત્યારે તારા જન્મને સાર્થક કરી ઉર્ધ્વગતિએ લઈશ.

**સર્વે દૈત્ય યુદધ જો બહુ કરે, હરિ દ્રષ્ટે અચેતા થઈ પડે. ॥૨૬૭॥**
**નિર્જીવ થઈ સજીવ જો થાય, હરીશું યુદધ કરતા જાય. ॥૨૬૮॥**
**તે રસાતળ દેશમાં ગયો, ને જઈ દમન રાજાની સભામાં રહ્યો. ॥૨૬૯॥**
**ત્યાં દમન રાજા રસાતલ દેશ, ત્યાં જઈને શંખવે બદલ્યો વેષ. ॥૨૭૦॥**
**ત્યાં વિપ્ર થઈને સભામાં ગયો, અને દઈ આશિષ ને ઉભો રહ્યો. ॥૨૭૧॥**
**ઉભો રહીને કરે અરદાસ, જે હું બ્રાહ્મણ આવ્યો તમારી પાસ. ॥૨૭૨॥**
**દમન રાજા જેનું નામ, દંત નામનો તેનો પ્રધાન. ॥૨૭૩॥**
**પ્રધાને કહ્યું તેણી વાર, આ વિપ્ર તો નહી લગાર. ॥૨૭૪॥**
**તે નયને વેણે નીરખું છું હું, મને તો દુષ્ટ ભાસે છે તું. ॥૨૭૫॥**
**એવું વૃત્તાન્ત દમનને કહે, આ વિપ્ર આપણે રાખ્યો નવ રહે. ॥૨૭૬॥**
**એ દિસે છે મહાબલી ચોર, અને મહાયુધ્ધ કરાવશે તે અઘોર. ॥૨૭૭॥**
**એવુંરાજા પ્રધાન કરે વિચાર, અને હરી આવ્યા વળી તેણે ઠાર. ॥૨૭૮॥**
**દેખી મુરત બેહુ જઈને પાયે જે પડયા, સ્વામી શું કારણશું તમે અહી આવ્યા. ॥૨૭૯॥**

અમો ઉપર કૃપા કીધી આજ, અને અનેક જીવોના કરવા કાજ. ॥૨૮૦॥
તમે બેસો અમારા મંદિર માંહે, શંખાસુરને પકડી લાવું આહે. ॥૨૮૧॥
ત્યારે શ્રીહરિ બોલ્યા તેણી વાર, તમોથી પકડયો ન જાય લગાર. ॥૨૮૨॥
સ્વામી તમે ઉભા રહેજો અહીં, જઈને પકડી લાવીયે અહીં. ॥૨૮૩॥
જો એ લેશે અમારૂ નામ, તો અમે ભાંગીશું એના ચરણ. ॥૨૮૪॥
તમે મસ્તક દો અમારે હાથ, જુવો કરી આવીયે છીયે ઘાત. ॥૨૮૫॥
વચન સુણી દંત દમન તણું, ને શ્રીહરિ મનમાં ત્રુઠયા ઘણું. ॥૨૮૬॥
મૃત્યુલોકમાં ભૂતલ વાસ, બેઉને કીધા પોતાના દાસ. ॥૨૮૭॥
દંતને આપ્યું રાજ, દમનને તો કીધા પ્રહલાદ. ॥૨૮૮॥
ત્યો બેઉ હરખ્યા ઘણાં, નામ ગુણ લીધા શ્રીહરિ તણા. ॥૨૮૯॥
હું એ દુષ્ટ કારણ ધરીશ અવતાર, ત્યારે તમારો કરીશ ઉધ્ધાર. ॥૨૯૦॥
દમન પ્રલ્હાદ ઉપર હેત અપાર, પાંચ કરોડીના કીધા સરદાર. ॥૨૯૧॥
વાત સુણી વળી શ્રીહરિ તણી, પ્રહલાદે કસણી માંગી ઘણી. ॥૨૯૨॥
એવી સુણી શંખાસુરે વાત, શ્રીહરિ કરવા આવ્યા છે ઘાત. ॥૨૯૩॥
ત્યારે દોડી શ્રીહરિ શંખાસુરને કેડે ધાય, અને અનંત કળા કરે તેણીવાર. ॥૨૯૪॥
જે જે કળા દૈત્ય જો કરે, શ્રી હરિ જઈને તે કળાને હણે. ॥૨૯૫॥
અકળિત બળ ભર્યો અનંત અપાર, આગળ શંખવો નાઠો જાય. ॥૨૯૬॥

બધા દૈત્ય મળીને શ્રીહરિ સાથે યુધ્ધ કરતા તો પણ શ્રીહરિની દ્રષ્ટિથી કેટલાક નિશ્ચેત થઈને નીચે પડતા હતા. કેટલાક યુધ્ધ કરીને પરાભવ પામીને જમીન પર પડતા હતા, તો કેટલાંક મુર્છીત અવસ્થામાં નીકળી ગયા પછી જાગૃત થઈ પાછા યુધ્ધ માટે તૈયાર થતા હતા. આ રીતે માર્ગ પર અવરોધ કરતો કરતો શંખાસુર રસાતળ પાતાળમાં જઈ પહોંચ્યો. રસાતળ પાતાળમાં રાજા દમન અને તેનો બુધ્ધિશાળી પ્રધાન રહેતા હતા. ત્યારે શંખાસુરે વેશ બદલી બ્રાહ્મણનો વેશ ધારણ કરી રાજાને આશીર્વાદ આપવા લાગ્યો. કે, 'હે દમન રાજા હું વિપ્ર થઈ તારા ત્યાં રક્ષણ માટે આવ્યો છું. તો તું મને આશ્રય આપ. દંત પ્રધાને તેને ઓળખી રાજાને કહ્યું કેઃ 'મહારાજ, આ વિપ્રનું આપણાથી રક્ષણ થશે નહીં કારણ એક તો એની આંખો પરથી, વાણી ઉપરથી અને અન્ય લક્ષણોથી આ મનુષ્ય કપટી દેખાઈને ચોર જેવો દેખાય છે. આ બ્રહ્માના વેદ ચોરી લાવ્યો હશે એવું લાગે છે એટલે આવા માનવને આપણા ત્યાં આશ્રય ન આપવો આવી મારી વિનંતી છે.'

દંત રાજાને આ વાત કહેતો હતો ત્યાં શ્રીહરિ પણ ઉપસ્થિત થયા. શ્રીહરિનું એ તેજસ્વી મુખારવિંદ જોઈ રાજા અને પ્રધાન દોડતા દોડતા જઈ એમના શરણે ગયા અને હાથ જોડી શ્રીહરિની સ્તુતિ કરી કહેવા લાગ્યા, હે સ્વામી ! અમ પતિત જીવન પર કૃપા કરો, અમારા અનેકાનેક સદ્ભકતોપર કૃપાદ્રષ્ટિ કરી તેમનું કાર્ય સિધ્ધિએ લઈ જવા માટે હે ઈશ્વર તમે પ્રગટ થઈ આ સ્થાને આવેલ છો. તમારા દર્શન કરી અમે કૃતાર્થ થયા છીએ. તમે અહીં જ ઉભા રહો. અમે બંને શંખાસુરને પકડીને તમારા સામે લઈ આવીએ છીએ. શ્રીહરિ બોલ્યા, 'અરે, એ તો કેટલો બળવાન અને માયાવી છે એની તમને કલ્પના સુધ્ધાં છે ? એ તમારાથી પકડાય એવો નથી. તમે એની માયામાં પડશો નહીં.' દંત તથા દમન રાજા કહેવા લાગ્યા, ' હે પ્રભુ તમે અમને એવો આશીર્વાદ આપો કે આ કાર્ય અમારાથી થાય તમારા આશીર્વાદ હશે તો

---





શંખાસુર સપ્ત પાતાળ તો શું પણ ચૌદ ભુવનમાં પણ એ ગયો હશે તો પણ અમે એને તમારી સામે લાવી આપીશું.'

બંનેની વાણી સાંભળી શ્રીહરિ એ સંતુષ્ટ થઈને કહ્યું: 'હે દમનરાજા, તમારા વિચારો જાણી હું તમને વરદાન આપું છું કે મૃત્યુલોકમાં તમે અવતાર ધારણ કરશો. દંત્ત પ્રધાન સાર્વભૌમ એવા અતિ પુણ્યશાળી પ્રતાપી રાજા થઈને ધર્મ નીતિ નિયમ પ્રમાણે પોતાની પ્રજાનું પુત્રવત પાલન કરીને ઈશ્વરભકિતનો મહિમા તેમજ ભકિત સામર્થ્યથી પાંચ કોટી સદ્‌ભકતોને પોતાની સાથે અમરાપુરી લઈ જશે.'

ભગવાનના આશીર્વાદ લઈને બંનેએ પૂજ્ય ભાવથી પરમેશ્વરની આરાધના કરી કે: હે ઈશ્વર ! તમે અમારી પર આ અગણિત ઉપકાર કર્યા છે પણ અમે આ ભાર સંભાળી શકીશું નહીં. એટલે તમારા આશીર્વાદ અમારી સાથે રહે અને તમારું સ્મરણ અમને કાયમ મળતું રહે એવી કૃપા કરશો. શ્રીહરિએ તથાસ્તુ કહી એમને સંતુષ્ટ કર્યા.

શંખાસુર એમની પાસે જ ઉભો હતો. તેણે તે વચન સાંભળી મનમાં અત્યંત ક્રોધીત થઈ માયાવી વિદ્યાના સામર્થ્યથી એનો ઘાત કરવાનો વિચાર કરે છે એમ જાણી શ્રી હરિએ એને પકડવા માટે એની ઉપર ઝપટ નાંખી તેવોજ એ ચતુર દૈત્ય ત્યાંથી પણ ભાગી છુટયો અને અનેકાનેક માયાવી ચરિત્ર કરતો કરતો તથા શ્રીહરિને ભૂલાવતો ત્યાંથી આગળ નીકળી ગયો. શ્રીહરિએ પણ એની પાછળ ત્યાંથી નીકળી ગયા.

**ત્યારે ત્યાંથી દૈત્ય શંખાસુર નાસી ગયો, તે જઈ રસાતલ પાતાલ તલમાં જઈ રહયો. ॥૨૯૭॥**
**ત્યા દૈત્ય શંખાસુર મુખથી બોલ્યો વાણ, હું તો બ્રહ્માના વેદ લાવ્યો પરમાણ. ॥૨૯૮॥**
**તે રાજાના પ્રતિહાર હતા તે ઠાયે, તેણે કહ્યું જે નારાયણનો ચોર અહીં ના રહે. ॥૨૯૯॥**
**જયારે એવા વચન દૈત્યસુ પ્રતિહાર કહે, ત્યારે શ્રીહરિનારાયણ આવી સંચરે. ॥૩૦૦॥**
**ત્યારે પ્રતિહાર કહે સુનોજી શામ, તમે આવ્યા તે કહો કોને હો કામ. ॥૩૦૧॥**
**બોલ્યા છે નારાયણ તમે સુણો પ્રતિહાર, એ શંખાસુર દૈત્ય લાવ્યો છે વેદ ચાર. ॥૩૦૨॥**
**જો તમે દૈત્યનો કહો છો ભેદ, તો મારી દાનવને લાવું વેદ. ॥૩૦૩॥**
**જે સ્વામીજી તમે મુજને આપો કોલ, તો અમે દેખાડું દૈત્યનો ઠોર. ॥૩૦૪॥**
**કહે શ્રી નારાયણ દેવ સુણો પ્રતિહાર, તેનો હું તમને કહું છું વિચાર. ॥૩૦૫॥**
**જયારે કર્તાયુગમાં વરાહ રૂપ ધરીશું સહી, ત્યારે પ્રતિજ્ઞા તમારી પાળુ સહી. ॥૩૦૬॥**
**હું તુજને આપું અચલ પદનું ઠામ, તારું ભકત ધ્રુવ ધરાવ્યું નામ. ॥૩૦૭॥**

ત્યાંથી દૈત્ય શંખાસુર રસાતળ પાતાળમાં ગયો. ત્યાંના રાજાના પ્રતિહારી સેનાપતિ જોડે જઈને પોતાની બધી હકીકત કહી. પોતાના રક્ષણ માટે તેને વિનંતી કરી. પ્રતિહારી બોલ્યે: 'તું જો સર્વ સમર્થ છે તો મોટા પરાક્રમી બ્રહ્મદેવના વેદ લઈ આવ્યો છે તો બીજા કોઈની સહાયની શું કામ અપેક્ષા રાખે છે ? અહીં તને કોઈપણ રક્ષણ મળશે નહીં. તું પ્રભુને વેદ પરત કરી દે નહિતર શ્રીહરિ તને મારીને તારી પાસેથી વેદ લઈ ગયા સિવાય રહેશે નહીં.

ત્યાં જ શ્રીહરિ પણ ત્યાં આવી ઉભા રહ્યા અને પ્રતિહારીનાં તે અંતઃકરણ અને ભકિતભાવ જાણી શ્રી વિષ્ણુએ તેને વરદાન આપ્યું કે: 'હે પ્રતિહારી ! તું મૃત્યુલોકમાં ભકત ધ્રુવ નામે અવતાર ધારણ કરીશ. તે વખતે હું વરાહ રૂપ ધારણ કરી અવતાર લીલા કરીને એ વખતે તને હું અમરાપુરીનો અધિકારી કરીશ.' આ પ્રમાણેનું વરદાન આપી ભગવાન ત્યાંથી શંખાસુરની પાછળ જવા લાગ્યા.



**આગળ શંખાસુર નાઠો જાય, તે જઈ રહ્યો તલાતલ પાતાલ માંહ. ॥૩૦૮॥**
**તલાતલ પાતાલની વાટે ગયો, તપનગરમાં જઈને ઉભો રહ્યો. ॥૩૦૯॥**

---

તપનગર કહાવે છે જયાંય, ગંધર્વસેન રાજા રાજય કરે છે ત્યાંય. ॥૩૧૦॥
તે રાજાના શું કરૂં વખાણ, સતગુરુ કહે સર્વે લોક અજાણ. ॥૩૧૧॥
ગંધર્વસેન રાજા એક, તેની સભાના કહુ વિવેક. ॥૩૧૨॥
ત્યાં શંખાસુર નાસીને ગયો, સહસ્ત્ર કલાસુ અણછતો થઇ રહ્યો. ॥૩૧૩॥
ભરી સભાને મોટો ભૂપ, ત્યાં જઇને દુષ્ટે ફેરવ્યું રૂપ. ॥૩૧૪॥
ત્યાં સભામાં શંખવો શું કરે, અનેક કળા જો ધરે. ॥૩૧૫॥
જોઇ કળા દૈત્ય જો તણી, અને સભા મનમાં હરખી ઘણી. ॥૩૧૬॥
ત્યારે ચરિત્ર દૈત્ય કરે અપાર, અને તે લોકમાં થયો હાહાકાર. ॥૩૧૭॥
પ્રજા સર્વે વદે એમ, કે આ પુરુષ આવ્યો છે કેમ. ॥૩૧૮॥
અલૌકિક કોઇ પુરુષ આવ્યો એહ, એને ત્રિભુવની કહાવે છે જેહ. ॥૩૧૯॥
એવુ લોકે ધર્યુ અનુમાન, એ ચરિત્ર દૈત્યનું જાણ. ॥૩૨૦॥
ત્યો ગંધર્વસેનને જાણ જો થયું, ભોળા લોકોને મન શું આવ્યું. ॥૩૨૧॥
ભુલી સભાને ભુલ્યા લોક, રાજાયે કીધા સર્વેને ફોક. ॥૩૨૨॥

ત્યાંથી શંખાસુર તળાતળ પાતાળના માર્ગે દોડવા લાગ્યો. તળાતળ પાતાળના તપનગરમાં રાજા ગંધર્વસેન હતા. એ અતિશય સત્યવાદી અને ઇશ્વરભકિત પરાયણ હોવાથી સુજનોનું સારી રીતે પાલન કરનાર અને દુષ્ટ જનોને યોગ્ય એવી શિક્ષા કરનારા હતા. પોતાના સર્વ મંત્રી, પ્રધાન અને મંડલિકની રાજસભા ભરીને ગંધર્વસેન સભામાં બેઠા હતા. આ રીતે રાજસભાનાં કામકાજ ચાલુ હતાં. શંખાસુર ત્યાં ગુપ્તવેશ ધારણ કરીને બેઠો અને પોતાના અંગની અનેકાનેક માયાવી કળા ત્યાં સભાજનોને બતાવવા લાગ્યો.

અપરંપાર ચરિત્ર કરીને અનેકાનેક ચમત્કાર બતાવી લોકોને મનોરંજન કરવા લાગ્યો. નગરજનો તેને ઇશ્વર રૂપ કલ્પીને ત્રિભુવનપતિ સમજીને તેને શરણે ગયા. અને તેનાં પ્રત્યેક કાર્યોની સ્તુતિ કરી એમનો જય જય કાર કરવા લાગ્યા. પરંતુ સુસંસ્કારી ઇશ્વરભકિત પરાયણ એવા ગંધર્વસેન રાજા શંખાસુરના આ માયાવી કૃત્ય જોઇ ખૂબ ગુસ્સે થયા. એણે વિચાર કર્યો કે આપણા પ્રજાજનો ભોળા છે. એનો ફાયદો લઇ આ શંખાસુર એમને વશ કરે છે.

આ જાણી ગંવર્ધ સેન રાજાએ પોતાના પ્રજાજનોને ઉદ્દેશીને કહ્યું કેઃ મેં ગુરુના મુખમાંથી એમ સાંભળ્યું છે કે શંખાસુર દાનવ અવતાર લઇને બ્રહ્મદેવના ચાર વેદ ચોરીને અહીં આવશે. એ દાનવ પોતાના તપોબળના યોગથી અનેકાનેક માયાવી ચમત્કાર કરીને બતાવશે અને સર્વ લોકની ઇશ્વર પ્રત્યેની શ્રધ્ધા ચલાયમાન કરી પોતાની પાસે આકર્ષી લેશે. તે જ આ દાનવ હોઇ શકે એવું મને લાગે છે. માટે તમે બધા આનો ચમત્કારમાં ભુલાશો નહીં. આ દાનવ તેની સાથે આપણા બધાના નાશનો પણ કારણભુત થશે. આને મારવા શ્રીહરિ આવશે. આપણે ભગવાનની આરાધના કરીને આપણી ઉધ્ધારગતી કરી લઇએ. આ પ્રકારે રાજાના મુખમાંથી નિવેદન સાંભળી સર્વ પ્રજાજનોને આશ્ચર્ય થયું.

ગંધર્વસેન સુસંસ્કારી અને સત્યમાર્ગ પ્રમાણે વર્તનાર સતપંથી રાજા હતા. અમર થવા માટે એમણે સતત ધ્યાન કર્યું હતું. તેમ કરીને એમને એ સમય કાળમાં પ્રગટ થયેલાં યુગગુરૂ પ્રેમઋષીના વચનના આધારે 'ૐ શ્રીમત્સ્યાય નમઃ'ના નામના સતત જાપ શરૂ કર્યા હતા. એમનાં જ ચરણામૃત અને જ્ઞાનામૃત સતત પ્રાશન કરવાથી તે સદ્ચરિત્રવાન અને સુવિચારી થયા હતા. આ પરમ ઉજ્જવળ સંસ્કારી જીવના મનમાં દુષ્ટ ભાવ કયાંથી ઉદ્ભવે અન દુષ્ટ પ્રવૃત્તિના લોકોના

મુખનાં એ શા માટે દર્શન કરે ?

રાજાના પ્રધાન પુષ્પસેને રાજાની વાણી સાંભળી વિચાર કર્યો કે, ખરેખર આ દાનવી માયા હોઈને આ દૈત્ય બધાને ભુલવી નાખે છે. આપણે આને અહીંથી ન જવા દેતાં પકડી રાખીએ અને શ્રીહરિ આવ્યા પછી તેમના સ્વાધીન કરીએ. આમ વિચાર કરતા હતા તેટલામાં દ્વારરક્ષક એક વેદ વિદ્યાસંપન્ન એવા બ્રાહ્મણને સભામાં લઈ આવ્યો.

એ બ્રાહ્મણના સ્વરૂપે શ્રીહરિનો આભાસ થતાં જ રાજા, પ્રધાન, રાજપુત્ર અને રાજકુમારી આ ચારેએ એમના ચરણ પકડયા. રાજપુત્ર તો કહેવા લાગ્યોઃ 'તમે વિપ્રવેષધારી ત્રિભુવનપતિ છો. અમને તમારા વૈકુંઠધામમાં આવવાની ખૂબ ઈચ્છા છે. અમને તમારી સાથે લઈ જાવ. (તમારી સાથે આવવા અમે ખૂબ જ ઉત્સુક છું.)' રાજકુમારી તો પોતાના પિતાને અને પ્રધાનને કહેવા લાગી, 'પિતાજી અમે આ શંખાસુરને અહીં રોકી રાખીશું. તમે શ્રીહરિના સ્વાગતની અને આદર આતિથ્યની તૈયારી કરો. આપણા અનંત જન્મના સૂકૃત આજે ફળ્યા છે. શ્રીહરિ અવતાર ધારણ કરીને આજ આપણા દ્વારે આવેલ છે. આજ આપણા અહોભાગ્ય ઉજળ્યાં છે.' પોતાના સત્યવાદી, સુશીલ અને તપઃસામર્થ્યવાન એવી કન્યાની મનની ગતિ જાણી રાજા અને પ્રધાન બંનેએ દોડતા જઈને વેદવિપ્રવેષધારી શ્રીહરિના ચરણમાં દંડવત પ્રણામ કર્યા અને અનન્ય રીતે વિનંતી કરવા લાગ્યા.

**રાજા ગંધર્વસેન બોલ્યા તેણીવાર, એવા વચન સુણ્યા હતા વેદ મોઝાર. ॥૩૨૩॥**
**એ દીસે છે કોઈક દૈત્ય અવતાર, જે ચરિત્ર કરે છે અનંત અપાર. ॥૩૨૪॥**
**તેવો રાજાયે કર્યો વિચાર, શ્રી હરિ આવશે આણે ઠાર. ॥૩૨૫॥**
**સતપંથી રાજા હતો જેહ, જાપ મુગતીનો જપતો તેહ. ॥૩૨૬॥**
**જયારે બિંબ હતા સૃષ્ટિ મોઝાર, ને પરમઋષિ શ્રીહરિનો અવતાર. ॥૩૨૭॥**
**તેના ચરણામૃત રાજા પીયે, તે દુષ્ટનું મુખ કેમ જુએ. ॥૩૨૮॥**
**ત્યારે રાજા પ્રધાન વિચાર જો રે, એને ગ્રહી રાખવો આણે ઠારે. ॥૩૨૯॥**
**એ છે ચરિત્રવાદી ઘણો, ચોર દીસે છે શ્રીહરિ તણો. ॥૩૩૦॥**
**ત્યારે પ્રધાને વિચાર્યું મન, તમે બોલ્યા તે સત્યવચન. ॥૩૩૧॥**
**તેણે ઝાલવા તણી કીધી પેર, ત્યારે શ્રીહરિ પધાર્યા રાયને ઘેર. ॥૩૩૨॥**
**વેદીયા વિપ્ર થઈ આવ્યા સહી, રાજ તણે દ્વારે ઉભા જઈ. ॥૩૩૩॥**
**શ્રીહરિતણો શબ્દ રાજાયે સુણ્યો, રાજા મનમાં હરખ્યો ઘણો. ॥૩૩૪॥**
**એ બ્રાહ્મણ તો વિપ્રના હોયે, એ ત્રિભુવનપતિ દિસે છે સોય. ॥૩૩૫॥**
**ગંધર્વરાજાનો પુત્ર જેહ, ગંધર્વસેન પ્રત્યે કહે છે તેહ. ॥૩૩૬॥**
**તમે કહો છો ત્રિભુવનના નાથ, તો અમને રાખજો તમારી સાથ. ॥૩૩૭॥**
**પુષ્પસેન નામે કહિયે પ્રધાન, તેણે સુઝયુ બ્રહ્મજ્ઞાન. ॥૩૩૮॥**
**ચાર જણા જો અળગા રહ્યા, અને બાકી સર્વે લોક પાખંડે ગયા. ॥૩૩૯॥** 
**પાખંડી ચળવળ કરે અપાર, સર્વે લોભાયા ત્યાં સંસાર. ॥૩૪૦॥**
**પુષ્પ ગંધ ને ગંધર્વસેન, અને ચોથી બાઈ દમની તેહ. ॥૩૪૧॥**
**એ ચારે મળી કર્યો વિચાર, જે હરી આવ્યા અહીં અવતાર. ॥૩૪૨॥**

દમની પુત્રી રાજા તણી, સત્યવાદી તે કહાવે ઘણી. ॥૩૪૩॥
તે બાઇને પુણ્ય પ્રતાપે કરી, આ રાયે ઓળખ્યા શ્રીહરિ. ॥૩૪૪॥
જાવો રાજા તમે શ્રીહરિ છે ત્યાંહા, અમે પાખંડીને રાખીશું અહીંયાં. ॥૩૪૫॥
ઉભા હોય ત્યાં પાય જો પડી, અને ગયા રાજા જયાં હતા શ્રીહરિ. ॥૩૪૬॥
અભ્યાગતની એવી રીત, જાણે યુગે યુગની હોતી પ્રિત. ॥૩૪૭॥
ક્રોધે શ્રીહરિ બોલ્યા તેણી વાર, ચોર મારો છે તારા ઘર મોઝાર. ॥૩૪૮॥
એણે ડમડોલ કીધો છે પૃથ્વી માહે, અને ચોર મારો રાખ્યો છે આહે. ॥૩૪૯॥
તેણે લાવી કરીને મુજ આગળ ધર, દેવા આવ્યો છું તુજને વર. ॥૩૫૦॥
ત્યારે રાજાએ શ્રીહરિ પ્રત્યે કહ્યું, સ્વામી આગમજ્ઞાન વાણી દીધું. ॥૩૫૧॥
તમે ઉભા રહો આણે ઠામ, હું પકડી લાવું આણે ધામ. ॥૩૫૨॥
એવી વિનંતી રાજાયે કહી, અને ગંધ પકડવા લાગ્યો જઈ. ॥૩૫૩॥
દૈત્ય મહાપરાક્રમી હતો જયાંય, તે જાણી શોધ્યો નિરવાણ. ॥૩૫૪॥
ત્યારે કેડે દોડયા રઘુનાથ, અને રાજા પ્રધાન પણ ચાલ્યા સાથ. ॥૩૫૫॥
કેટલાયેક પ્રેમી સાથે જો ગયા, આગળ જઈને શ્રીહરિ ઉભા રહ્યા. ॥૩૫૬॥
રાજા પ્રધાન સ્તુતિ જો કરે, અને ખેણું ખેણું પાયજો પડે. ॥૩૫૭॥
દમની અને ભ્રાત બેઉ જણા જો જાયે,દોડયા આવે હરી ઉભા હોય જયાયે. ॥૩૫૮॥
સર્વે ભકિત કરે અપાર, પ્રેમે શ્રીહરિ રિઝયા તેણી વાર. ॥૩૫૯॥
ગંધર્વસેનને કહે શ્રી હરિ, અને પુષ્પ પ્રધાન ઉપર દયા જો ધરી. ॥૩૬૦॥
વામન રૂપ ધરી આવીશ હું, ભકત કમલધ્વજ થાશે તું. ॥૩૬૧॥
પુષ્પસેન થાશે તારો પ્રધાન, જયદેવ થાશે એનું નામ. ॥૩૬૨॥
તેણી વારે તુને વર દઈશ, જયારે મારી દુષ્ટને રાજ લઈશ. ॥૩૬૩॥
ગંધ દમની ઉપર દયા કરી, એમને વર આપ્યો શ્રીહરિ. ॥૩૬૪॥
ગંધ પ્રત્યે બોલ્યા ત્રિભુવન ધણી, દમની માતા થાશે તુજ તણી. ॥૩૬૫॥
કમલાપતિ તે તારૂ નામ, જયારે સહસ્રાર્જુનનાં ફેંદીશું ઠામ. ॥૩૬૬॥
હું જીતી દૈત્યને આવીશ આણીવાર, તમે આવશો સર્વે પૃથ્વી મોઝાર. ॥૩૬૭॥
એવા વચન શ્રીહરિએ કીધા જાણ,ચારે વચન લઈ પાછા વળ્યા નિરવાણ. ॥૩૬૮॥
આગળ શંખાસુર નાઠો જાય, ને પુઠે ત્રિભુવનનો રાય. ॥૩૬૯॥

રાજા ગંધર્વસેન અને પ્રધાન પુષ્પસેને કહ્યું: 'હે ભગવંત ! અમારા જન્મોજન્મના સુકૃત આજે ફળીભુત થયાં. ધન્ય આજની ઘડી આપ સાક્ષાત પરબ્રહ્મ નારાયણ અમારા બની આંગણે પધાર્યા છો. અમારી સેવાનો સ્વીકાર કરો.' ભગવાન એમની લાગણી અને આંતરિક ભાવના જાણીને પરમ સંતુષ્ટ થયા પણ ઉપર ઉપરથી એમના પર પ્રેમકોપ કરીને કહેવા લાગ્યા, 'તમે પોતાને ભાગ્યવાન સમજો છો પણ મારા ચોરને તો ઘરમાં ઘુસાડી રાખ્યો છે. જેણે સ્વર્ગ, મૃત્યુ, પાતાળ ત્રૈલોકયમાં આટલો ઉત્પાત કરી નાખ્યો છે કે સર્વ સૃષ્ટિ એના લીધે કંપાયમાન થઇ છે એવા કપટી માયાવી દુષ્ટ

શંખાસુરને તમે આશ્રય આપી ઘરમાં ઘુસાડી રાખ્યો છે, તો એને તરત મારા સ્વાધીન કરો નહીં તો વિના કારણ મારો ક્રોધ પામશો.'

ભગવાનની આ દિવ્યવાણી સાંભળી પોતાને ધન્ય માનીને રાજાએ કહ્યું: 'હે ભગવાન ! તમારી આજ્ઞા અમારા શિરોમાન્ય છે. અમે બધા અસમર્થ છીએ, પણ અમારા જેવા પામર જીવ પર કૃપા કરો. સગુણરૂપથી સાકાર તમે અગમ નિગમ ચિન્મયસ્વરૂપ હોઈને આ જગચક્ર ચલાવવા માટે અલગ અલગ રૂપથી આ જગતનું કલ્યાણ કરો છો. તમારી કળા અમારા જેવા પતિત જીવ જાણવા અસમર્થ છીએ.'

રાજા ગદ્‌ગદીત થઈને વિનંતી કરે ત્યાં રાજપુત્ર ગંધ શંખાસુરને પકડવા દોડયો પણ શંખાસુર સર્વ ચરિત્ર જોઈ પહેલાં જ ત્યાંથી બધાની નજર ચુકવીને અદ્રશ્ય રૂપે નીકળી ગયો. છેલ્લે નિરાશ થઈ ગંધ અને રાજકુમારી દમની શ્રી હરિ પાસે આવીને ખિન્ન મુખે શ્રીહરિને વિનંતી કરવા લાગ્યાં. શ્રીહરિએ બધાં પર પ્રસન્ન થઈને પ્રથમ ગંધર્વસેન રાજાને વરદાન આપ્યું કે, જ્યારે હું વામનરૂપ ધારણ કરીશ ત્યારે તું મૃત્યુલોકમાં અત્યંત પરાક્રમી સદ્‌ભકત કમલધ્વજ નામનો રાજા હોઈશ. આ પુષ્પસેન એ વખતે પણ તારો જ પ્રધાન થશે બંને સદ્‌ભકિતના યોગથી બ્રહ્માનંદમાં લીન થઈ છેલ્લે મને આવી મળશો ત્યારે તમારો ઉધ્ધાર થશે.

પછી રાજકુમાર ગંધને ભગવાને વરદાન આપ્યું કે: 'જ્યારે હું પરશુરામ અવતાર ધારણ કરીને પૃથ્વી પર પાપનો ભાર ઉતારીને પૃથ્વી પવિત્ર અને શુધ્ધ કરીશ એ વખતે તું ભકત કમળાપતિ નામે અવતાર ધારણ કરી આ દમનીના ઉદરે જન્મ લઈશ અને પોતાના તપસામર્થ્યથી ત્રૈલોકયને ઉજાળી નાખીશ અને છેલ્લે તમે બધા મને જ આવી મળશો. ત્યારે તમારો ઉધ્ધાર થશે. આ પ્રકારે દિવ્ય વરદાન આપી શ્રીહરિ આગળના કામ માટે ત્યાંથી અંતધ્યાન થઈ ગયા.

**ત્યાં દૈત્ય તણા બાણ મેલી ભરી, સર્વને પ્રજાળે શ્રીહરિ. ॥૩૭૦॥**
**આગળ આવે તલાતલ પાતાલનાતલ, શંખવો ઉભો રહે ત્યાં સાર. ॥૩૭૧॥**
**ધવલનગર કહાવે છે જહાં, ધવલંગ રાજા રાજ કરે છે તહાં. ॥૩૭૨॥**
**તે ધવલ રાજા બેઠા છે જહાં, ત્યારે શંખાસુર જઈને નમ્યો તહા. ॥૩૭૩॥**
**તાહા દૈત્ય મુખથી બોલ્યો થઈને દાસ, રાખો શરણે મુજને આવ્યો તમારી પાસ. ॥૩૭૪॥**
**હું આવ્યો છું શરણે તમારે આજ, પુઠે શ્રીહરિ આવે છે મારવા કાજ. ॥૩૭૫॥**
**તે રાજાની રાણી બોલી સાયણ ભાયે, ગોર બ્રહ્માનો ચોર રાખ્યો નવ જાયે. ॥૩૭૬॥**
**ત્યારે એવા વચન દૈત્યશું રાણીયે કહ્યા, ત્યાં તો શ્રીહરિ આવી સંચર્યા. ॥૩૭૭॥**
**જો તમે રાણી દૈત્યનો આપો ભેદ, તો મારી દૈત્યને વાળુ વેદ. ॥૩૭૮॥**
**જો તમે હરિ મુજને આપો કોલ, તો દેખાડું દૈત્યનો ઠોર. ॥૩૭૯॥**
**ત્યારે શ્રી હરિયે કોલ કીધો સહી,આઠમે રૂપે દ્રૌપદીની વાચા પાળીશું તહી. ॥૩૮૦॥**

આગળ શંખાસુર ફરી માયાવી બળથી અલગ અલગ યુકિત-પ્રયુકિત કરવા લાગ્યો. પરંતુ એના બધા દાવ ઉઘાડા પાડી શ્રીહરિ પીછો કરવા લાગ્યા. છેલ્લે શંખાસુર તળાતળ પાતાળમાં આવી રહ્યો. ત્યાં ધવલ નગરમાં ધવલંગ રાજાના  ઘેર જઈને શંખાસુર પોતાનું માયાવી પાશ ત્યા નાખ્યું.

રાજા ધવલંગ પોતાના સુખાસન પર શાંતિથી બેઠા હતા. રાણી એમની સેવાચાકરી કરતાં હતાં એ વખતે શંખાસુર ત્યાં જઈ પહોંચ્યો અને નમન કરી અત્યંત દીન બની પોતાની હકીકત કહી છેલ્લે રક્ષણ માટે વિનંતી કરવા લાગ્યો. પણ

રાણીએ તેનાં કપટ જાણી ક્રોધયુક્ત થઈ તેની અવગણના કરી અને કહ્યું: 'અહીં તને જરા પણ રક્ષણ મળશે નહીં. પોતાના પિતા પાસેથી વેદ ચોરીને પિતાની કળાહીન કરનાર કુપુત્રને રક્ષણ અમે આપીશું નહીં. તને ફાવે ત્યાં તું જા, પણ અસત્ કૃત્યનું પ્રાયશ્ચિત તારે ભોગવવું પડશે તું એ શ્રીહરિના જ શરણમાં જા અને પોતાના પરનું અનર્થ (સંકટ)નું નિવારણ કરી લે.'

રાણીના વચન સાંભળી ક્રોધિત થયેલો શંખાસુર દૈત્ય ત્યાં ક્ષણવાર પણ ઉભો રહ્યો નહી. અને તુરતજ ત્યાંથી નીકળી ગયો, એટલામાં શ્રીહરિ ત્યાં આવ્યા અને એમણે અંતઃજ્ઞાનથી રાણીની મનોસ્થિતિ અને દૈત્ય જોડે કરેલી વાતો જાણી વરદાન આપ્યું કેઃ હે રાણી ! હું જે વખતે આઠમો શ્રીકૃષ્ણનો અવતાર ધારણ કરીશ ત્યારે તું દ્રૌપદી રૂપથી પ્રંગટ થઈશ. તારી અનન્યનિષ્ઠા ભકિતથી હું તારું સદ્વચન પૂર્ણ કરીશ અને તારું રક્ષણ કરીશ.

**દૈત્યને બાણ મેલે ભરી, સર્વેને વર આપે શ્રીહરિ. ॥૩૮૧॥**
**આગળ આવે તલ પાતાલ, વળી શંખવો ઉભો તેણે ઠાર. ॥૩૮૨॥**
**અનંત દૈત્યશું યુધ્ધ જો કરે, અને ભકત તણાં કારજ સરે. ॥૩૮૩॥**
**ત્યારે બોલ્યા દૈત્ય વચન એહ, શા માટે શ્રીહરિ આવો છો તેહ. ॥૩૮૪॥**
**જાણ્યું નથી આગળ જવાનાં ઠામ, વચન એક બોલ્યા તેણી વાર. ॥૩૮૫॥**
**ત્યારે નાસીને કનક નગરમાં ગયો, અને જઈ કનકાસુરની સભામાં રહ્યો. ॥૩૮૬॥**
**સતગુરૂ બોલ્યા આગમ વાણ, જે હરિતણી હું કહું વખાણ. ॥૩૮૭॥**
**સતગુરૂ કહે છે એ નિર્વાણ, અને સત્યવાદી જીવના કરૂ વખાણ. ॥૩૮૮॥**
**સાંભળો રખેશરો સતગુરૂ કહે, એવા જીવ સત્યવાદી લોક કહે. ॥૩૮૯॥**
**પણ તેમાં લોકને એવી ચાલ, જયાં બ્રહ્મા વિષ્ણુ લઈ આવે અવતાર. ॥૩૯૦॥**
**સતગુરૂવાણી બોલ્યા અપાર,ભાઈ ચૌદ લોકના જીવ ઓધરે પૃથ્વી મોઝાર. ॥૩૯૧॥**
**જેમાં ઈશ્વર થઈ આવે છે અંશ, જેમાં બ્રહ્મા વિષ્ણુ છે અંશ. ॥૩૯૨॥**
**તેણે અંશે જે થાય અવતાર, તે સર્વે જીવોના કરે ઉધ્ધાર. ॥૩૯૩॥**
**તે ધરી અવતારને આવે અહીયાં, ને તે જીવો કારણ પૃથ્વી માંહા. ॥૩૯૪॥**
**આદે વાચા દીધી છે જેહ, આદ વચન સાંભળી આવે છે તેહ. ॥૩૯૫॥**
**દીધી વાચા કાય ભુલો છો તમે, સાંભળીને આવીએ છીએ અમે. ॥૩૯૬॥**
**જો દીધી વાચાઓ ભુલી જાય, તો સતગુરૂ કહે તમે દુખીયા થાય. ॥૩૯૭॥**
**તમે જાણો છો જે બ્રહ્મા આવે છે અહીયાં, અને બ્રહ્મા વિષ્ણુ વસે છે ચૌદ લોકમાંહા. ॥૩૯૮॥**
**સર્વે લોકનું અમે ઉતારીએ પાપ, અને તે લોક જપે છે અમારો જાપ. ॥૩૯૯॥**
**જે અમારૂ સતગુરુ નામ, તો કહી જુજવા જાપ ને જુજવા ઠામ. ॥૪૦૦॥**

દૈત્ય શંખાસુરની પાછળ જતાં જતાં અને માર્ગમાં મળેલ સદ્ભકતોને વરદાન આપતા અને દુષ્ટ લોકોને સંહાર  કરતા કરતા શ્રીહરિ આગળ આગળ જવા લાગ્યા. આગળ શંખાસુર તળ પાતાળના માર્ગમાં પહોંચી શ્રીહરિની રાહ જોવા લાગ્યો. દુરથી શ્રીહરિ દેખાતાં એણે ફરી માયાવી યુધ્ધની જાળ પાથરી અને મોટા આડંબરથી શ્રીહરિને કહેવા લાગ્યો, 'હે ભગવાન, નારાયણની પ્રેરણાથી અને બ્રહ્મદેવે વૈદિક જ્ઞાનનો અહંકાર રાખવાથી મારા આ કાર્યમાં તમે વિનાકારણ

વિઘ્ન ઉભા કરો છો, આડા આવો છો, એટલે તમે પાછા ફરો. આ વેદો કદાપી તમને હાથ લાગશે નહિ.'

શ્રીહરિ બોલ્યાઃ 'એ દુષ્ટ શંખવા, આ તું કોને કહી રહ્યો છે ? તારો સંહાર કરીને પણ વેદ પાછા લઈ જવા તો હું આવ્યો છું. આ કાર્ય સિધ્ધ થયા વગર હું જવાનો નથી. તું સીધી રીતે વેદ પાછા આપ નહીં તો યુધ્ધ માટે તૈયાર થા. આમ કહી ભગવાન તેના પર પાશ નાખ્યો, પણ એ ચતુર દાનવ તરત જ એમાંથી ભાગી છુટીને કનકનગરના કનકાસુર રાજાને ત્યાં આશ્રય માટે દોડયો.

સદ્‌ગુરૂ મહારાજ કહે છે કેઃ હે વિધ્વાનજનો જે અવગુણ કરે તેનો ગુણ જ લેખવો. શંખાસુરના અવગુણના કારણે અનેક ભકતોનાં કાર્ય થયાં છે. એવું લાગે છે. કારણ એ જે જે સદ્‌ભકતો પાસે ગયો તેમની ભકિતની પરિપૂર્ણતા થવાથી શ્રી હરિ પાસેથી ઇંષ્ટ ફળપ્રાપ્તિ થઈ. આ ઉદ્દેશથી શંખાસુરે તેવા જ સ્થાનોનો આશ્રય લીધો. અનાયાસે એને મારવાના ઉદ્દેશથી શ્રીહરિ એ ભકતો પાસે ગયા પછી ભકતોના ઇચ્છિત મનોરથ પૂર્ણ થતા ગયા.

સદ્‌ગુરૂ મહારાજ કહે છેઃ ખરેખર ધન્યવાદ એ સદ્‌ભકતોને, કે જેમના પ્રેમ ભકિતના આકર્ષણથી શ્રીહરિ એમની પાસે પહોંચ્યા. ચૌદ ભુવનમાંથી દેવગતી પામેલ જીવાત્મા પણ પોતાના ઉધ્ધાર માટે આ મૃત્યુલોકમાં જન્મ્યા છે કારણ કે આ મૃત્યુલોક કર્મભુમી છે. બીજા ભુવન ફકત ભોગભુમી છે. કરેલાં કર્મોનો ઉપયભોગ ફકત સ્વર્ગલોકમાં જ મળે છે. પણ મુકત થવા માટે એમને મૃત્યુલોકમાં જ અવતાર ધારણ કરવો પડે છે. આવા સંસ્કારી જીવોના ઉધ્ધાર માટે શ્રી વિષ્ણુ અલગ અલગ અવતાર ધારણ કરી પ્રગટ થતા હોય છે. સૃષ્ટિનું પાલન, દુષ્ટોનો સંહાર અને માનવસમાજ વ્યવસ્થિત થાય એ માટે ધર્મની સ્થાપના કરવા માટે શ્રીહરિ ઈશ્વર અંશ ધારણ કરતા હોય છે, અને એ અવતાર પાત્રની સમજણ આપવા માટે બ્રહ્મદેવે બ્રહ્મસ્વરૂપ આવા સદ્‌ગુરુની રચના કરી છે. તેઓ સદ્‌ભકતોને સદ્‌માર્ગના નીતિનિયમ અને ઈશ્વરી ભકિત, જપ, પૂજા, ધ્યાન, સેવા વગેરેનું માર્ગદર્શન આપી એમની પાસેથી વેદશાસ્ત્ર વચનાનુસાર આચરણ કરાવી મુકિતપદના અધિકારી કરે છે.

આ રીતે આદિ નારાયણથી મળેલા વરદાન પ્રમાણે અને વચનપૂર્તિ માટે વિષ્ણુ અને બ્રહ્માએ અલગ અલગ અવતાર ધારણ કરવા પડે છે. એ માટે સદગુરૂ કહે છે કે ઇશ્વરે પણ આપેલ વચનનું પાલન દેવોને કરવું પડે તો આ માટે આપણે જાગૃત થઈ અને આપણા જીવને સાર્થક કરી લો.

**સતગોર વિનંતી કહે ઘણી, સાંભળો કથા રાજા કનકાસુર તણી. ॥૪૦૧॥**
**એક ટોળના જીવ જેહ, સર્વે મળશે સ્વર્ગમાં તેહ ॥૪૦૨॥**
**જેણે ઓળખ્યા અમારાં તન, તો અમે દીધું સત્યવચન ॥૪૦૩॥**
**તેણે વચને બાંધ્યા અવતરૂ છું આંહે, અને સર્વે જીવ ઓધરવા છે પૃથ્વીમાંહે. ॥૪૦૪॥**
**જયાં હરિ કુળ હશે જેનો વાસ, અમારા જીવ તો હશે અમારે પાસ. ॥૪૦૫॥**
**એવી વાણી સતગોર કહે, અમારા જીવ તે અમારી પાસે રહે. ॥૪૦૬॥**
**ત્યાં જઈને શંખાસુર શું કરે, પ્રથમ ચાલી સભામાં સંચરે. ॥૪૦૭॥**
**ત્યારે શ્રીહરિ ત્યાં શું કરે, જે અનંત કળા પુરણ ધરે. ॥૪૦૮॥**
**ત્યાં દૈત્યરાજની સભામાં ગયો, અકળિત બળથીએ અછતો થઈ રહ્યો. ॥૪૦૯॥**
**ત્યાં શ્રીહરિ સભામાં જાય, ત્યારે ત્યાં શ્રીહરિના મનમાં એવુંથાય. ॥૪૧૦॥**
**જયારે પૃથ્વીને માર્ગે બેઠા દેવ, ત્યારેગંધર્વ મળી આવીયા તતખેવ. ॥૪૧૧॥**

ત્યાં દેવ એક કુદરતી સર્પ જો વસ્યો, તે સર્પ જઈ માંદળીયાને ડસ્યો. ॥૪૧૨॥
ત્યાં માર્યો માંદળીયો સર્પ ડસ્યો, અને ગોર પરવારી ચસ્યો. ॥૪૧૩॥
ત્યાં ગંધર્વ ખેલ કરતા ભયા, તે કારણ શ્રીહરિ સાથે ગયા. ॥૪૧૪॥
ત્યાં ગંધર્વના મનમાં એવી ફિકર જો થાય,અને માંદળીયા વીના માંદળ કોણ બજાય. ॥૪૧૫॥
ત્યારે શ્રીહરિ બોલ્યા મનમાં એ વિચાર, તમે કહો તો માંદળ બજાઉં અપાર. ॥૪૧૬॥
ત્યારે ગંધર્વ બોલ્યા તતખેવ, તું માંદળનો શું જાણે ભેવ. ॥૪૧૭॥
ત્યાંહા ત્રિભોવનીરાય એમ જો કહે, સતરાય નામનો ગંધર્વ રહે. ॥૪૧૮॥
તેને દ્વારે તે ગયા સહી, ત્યાંથી માંદળની પેહેર જો લઈ. ॥૪૧૯॥
ત્યારે ગંધર્વ બોલ્યા તેણીવાર, હવે આપણું કારજ સર્યું અપાર. ॥૪૨૦॥
ત્યારે ગંધર્વ ખેલ કરતા તતખેવ, અને કનકાસુરને ઘેર બેઠા દેવ. ॥૪૨૧॥
ત્યાં જઈને કિર્તનનું માંડયું મંડાણ, ત્યારે શંખવો દાનવ બેઠો જાણ. ॥૪૨૨॥
ત્યાં રાગ તાનનો માંડયો અભ્યાસ, ત્યારે માંદળ લઈ કરી બેઠા દાસ. ॥૪૨૩॥
ત્યારે શ્રીહરિ સભામાં ગયા, શ્રીહરિ આપે માંદળીયા થયા. ॥૪૨૪॥
ડેરે એક બજાવી જયાંય, ત્યારે ત્રણે ભવન ગર્જાવ્યા ત્યાંય. ॥૪૨૫॥
જયારે માંદળ બોલ્યો ધમધમકાર, ત્યારે કાંપ્યા સાતે પાતાળ. ॥૪૨૬॥
જયારે મરદંગ નાદ બજાવે શ્રીહરિ, ત્યારે ત્રણ ભવનમાં ગર્જના કરી. ॥૪૨૭॥
ત્યારે શંખાસુર મનમાં એવું ધરે, જો માંદળીયા હોય તો આવું ન કરે. ॥૪૨૮॥
કનક રાજાયે જાણ્યું સહી, એ પ્રેમ પુરુષ એ માણસ નહી. ॥૪૨૯॥

સદગુરૂ મહારાજ કહે છે કેઃ 'જે સંસ્કારી જીવન જ્ઞાન અને ધ્યાનથી યુકત થઈ બ્રહ્મસ્થિતિ એટલે આત્મજાગૃતિની પ્રાપ્તિ કરી લેતા હોય છે આવા સદભકતગણના ઉધ્ધાર માટે અને એમના આપેલ વચનપૂર્તિ માટે ઈશ્વર પાસેથી પ્રેરણા મળેલ અધિકારી જીવમુકત મહાત્માઓ માનવજન્મ ધારણ કરી અદ્વૈત તત્વોનો બ્રહ્મોપદેશ કરે છે. વંશભેદ, જાતીભેદ અથવા કુળભેદ વગેરે ન રાખતાં એ મહાત્માઓ માનવમાત્રને દિવ્ય જ્ઞાનોપદેશ કરે છે. જે સદ્ભકત એ અદ્વૈતજ્ઞાન ગ્રહણ કરી એ પ્રમાણે વર્તે તે વંશ-જાતી ભેદ રહિત થઈને બ્રહ્મપદને આવી મળે છે. આ વિષય પર જેટલું કથન કરીએ એટલું ઓછું જ છે.

શંખાસુર કનક નગરીના કનકસુર રાજાના દરબારમાં જઈને ગુપ્તવેષ ધારણ કરીને બેઠો હતો. શ્રીહરિએ અંતઃમનથી જાણીને પોતાના અંગોની અનંત કલાની યોજના કરી દૈત્યને મારવાનો વિચાર કર્યો. કનકનગરમાં પ્રવેશ કરવાના પહેલા દરવાજાની પાસે શ્રીહરિ ઉભા હતા ત્યારે એમને એક ગંધર્વ દેખાયો એ એના મૃદંગ સાથે નગરમાં જવાનો વિચારતો હતો ત્યારે શ્રીહરિએ એની પુછપરછ કરી. ગંધર્વે કહ્યુંઃ 'અમારા ઈંદ્ર રાજાના કહેવાથી હું અને મારો મૃદંગ અમે દરરોજ કનકસુરના દરબારમાં જઈને રાજાને અને તેના સર્વ સુસંસ્કારી દરબારીઓને ગાયન વાદન કીર્તન કરી શ્રીહરિના ગુણગાન સંભળાવીએ છીએ.'



ગંધર્વ આટલું કહે છે ત્યાં જ પાસેની ઝાડીમાંથી એક સર્પ અચાનક આવી એક જ ક્ષણમાં મૃદંગને કરડયો અને ક્ષણમાં જ તે મૃદંગ મરણ પામ્યો. ગંધર્વ અપાર શોક કરવા લાગ્યો અને કહેવા લાગ્યો આ મૃદંગ જેવો ગાયનવાદન

કલામાં નિપુણ કોઈપણ નહોતો. હવે શું કરું ? કનકસુરને આપેલ વચનનું મારાથી પાલન થવું શકય નથી, કારણ મૃદંગ વગર મને ગાયન કીર્તન કરતાં આવડશે નહીં એના જેવો બીજો મૃદંગ મળવો શકય નથી. એમ મોટે મોટેથી વિલાપ કરી તે રડવા લાગ્યો.

શ્રીહરિએ એને સમજાવીને કહ્યું કે તને વાંધો ન હોય તો તારી આ કમી હું પુરી કરી તને સાથ આપીશ. ગંધર્વને હાશ થઈ એણે શ્રીહરિને એક તાલ વગાડવા કહ્યું. શ્રીહરિએ એક તાલ વગાડી ગંધર્વને ખુશ કર્યો. ગંધર્વે પુછયુંઃ તું મૃદંગ વગાડવાનો ભેદ કયાંથી શિખ્યો ? ત્યારે શ્રીહરિએ કહ્યું કેઃ સતરાય નામનો એક ગંધર્વ છે એની પાસેથી હું આ કલા શિખ્યો છું. ગંધર્વને અપાર આનંદ થયો અને શ્રીહરિ સાથે જઈ એ કનકસુરના દરબારમાં ગયો અને એણે કીર્તનની આરાધ શરૂ કરી. આ સાંભળી ગુપ્ત વેષધારી શંખાસુર સળવળવા લાગ્યો. ગંધર્વ રાગ, તાન, આલાપ કરી કીર્તનમાં રંગ જામ્યો. મૃદંગ પ્રત્યક્ષ શ્રીહરિ જ હોવાથી રંગ લાગવામાં કોઈપણ ઊણપ આવી નહીં. રાજા, બધા દરબારી, પ્રજાજન કીર્તન સાંભળવામાં એકદમ તલ્લીન થઈ ગયા. શંખાસુર પણ તલ્લીન થઈ ડોલવા લાગ્યો અને મૃદંગની પ્રશંસા કરવા લાગ્યો.

શ્રી હરિએ વચ્ચે જ એક તાલ એવો અદ્ભુત રીતે વગાડયો કે એ નાદથી ત્રિભુવન ગાજવા લાગ્યાં અને સપ્તપાતાળ જાણે ડોલાયમાન થવા લાગ્યાં. આવો એ એ તાલ સાંભળતાં જ શંખાસુર એકદમ ગભરાઈ ગયો અને વિચાર કરવા લાગ્યો કે સામાન્ય મૃદંગ હોત તો એનાથી આવો નાદ ન થયો હોત આ સાક્ષાત્ શ્રીહરિ જ હોવા જોઈએ આવો વિચાર મનમાં આવતા જ તે કંપાયમાન થયો અને ભયગ્રસ્ત થઈ ત્યાંથી ભાગવા લાગ્યો.

**કનકાસુરને કરૂણાસુર ભાઈ, વિદ્યાસુર ને વહેસુર ચારેભાઈ એ. ॥૪૩૦॥**
**ચારે બાંધવ જઈને શું કરે, લાગે પાયને શ્રીહરિની સેવા ઓચેરે. ॥૪૩૧॥**
**સ્વામી તમે વસો છો પૃથ્વી માહે, ધન ભાગ્ય જે પધાર્યા આહે. ॥૪૩૨॥**
**જે ઈચ્છા કરતા હતા અમો, તો કૃપા કરીને સ્વામી આવ્યા તમો. ॥૪૩૩॥**
**સ્વામી તમો આવ્યા છો દેવ, અમે શી તમારી કરીયે સેવ. ॥૪૩૪॥**
**ભલે શંખવો આવ્યો આહે, તો તમે પધાર્યા પાતાલ માહે. ॥૪૩૫॥**
**જયારે તમે આવ્યા પાતાળ, ત્યારે અમને મુકિત થઈ દીનદયાળ. ॥૪૩૬॥**
**સ્વામી કરી સ્થાપનાને આપો ધર્મ, અને ઉતારો અમારા જીવોના કર્મ. ॥૪૩૭॥**
**ત્યારે પ્રેમે શ્રીહરિ પામ્યા આનંદ અને શંખવાને કરવા છંદ. ॥૪૩૮॥**
**ત્રિભુવન પતિયે દીધું વચન, અને કનકાસુરને સ્થાપ્યો હરિશ્ચંદ્ર. ॥૪૩૯॥**
**તમે અમે એક કુલમાં થઈ શું, અને અમરાપુરમાં વાસ કરશું. ॥૪૪૦॥**
**સત્ય વચન ભાખીયે છીએ અમે, અને મુકિત કારણ રાજા કષ્ટ પામસો તમે. ॥૪૪૧॥**
**ત્રણ બાંધવ હોતા તેણે ઠાર અને સરજાવશુ એકજ કુલ મોઝાર. ॥૪૪૨॥**

કનકાસુર, કરૂણાસુર, વિદ્યાસુર અને વહેસુર આ ચારેય સુસંસ્કારી અને તપોબળ તેજધારી જીવોએ મૃદંગ વગાડનારા શ્રીહરિને અંતરમાંથી ઓળખ્યા અને એ બધાં એની પાસે આવી હાથ જોડી ઉભા રહ્યા. બધા દરબારી અધિકારી લોક અને સ્વયં ગંધર્વ પણ આશ્ચર્યચકિત થઈ દિગ્મૂઢ થયા. ચારેય ભાઈઓ હાથ જોડી શ્રીહરિને કહેવા લાગ્યા, 'હે ભગવાન ! અહોભાગ્ય અમારૂ કે આજે અમારો ઉદય થયો. અમારા પાતાળના લોકોનું જન્મજન્મોનું પુણ્યકર્મ આજ ફળીભુત થયું.

અમે જે મનીચ્છા મનમાં રાખી હતી આજ સુધી કાલક્રમે કરી એ તમારી કૃપામય અમૃતસમ દ્રષ્ટિથી પૂર્ણ થઇ. ખરેખર અમે શંખાસુરના પૂર્ણપણે આભારી છીએ કે જેણે અમારા ઉપર દયા કરી પોતાના કર્તવ્યથી તમારા સાક્ષાત સ્વરૂપને અમારે ત્યાં લાવી અમો અલ્પમતિ જીવાત્માને દર્શન કરાવ્યાં, તમારા દર્શન થયાં બસ, ! આ સિવાય અમને બીજી કોઇ જ આકાંક્ષા નથી. હે જગદીશ્વર ! તમારી અનંત લીલામય એક દ્રષ્ટિપાત સિવાય મુકિતપદનું સુખ હજુ કોઇ હશે ખરૂ ? તમે અમારા પર દયા કરી આ ઠેકાણે પોતાના સદ્ધર્મની સ્થાપના કરો, સતત દર્શનરૂપે અમારા પર કૃપાદ્રષ્ટિ કરી આ કર્મરૂપી સંસાર સમુદ્રમાંથી પાર ઉતારી લઇ જાઓ.'

ચારેય ભાઇઓ અને કનકાસુરની વિનંતી-સ્તુતિ-પ્રાર્થના સાંભળી શ્રીહરિ સંતુષ્ટ થયા અને એમાણે કનકાસુરને વરદાન આપ્યું કે, 'તું મૃત્યુલોકમાં ત્રેતાયુગમાં રાજા હરિશ્ચન્દ્ર નામથી પ્રસિધ્ધ થઇશ. અને પોતાના સત્વથી રક્ષાણ કરતાં અપાર ત્યાગ કરી અનંત કસોટી સહન કરી છેલ્લે મને આવીને મળીશ. આટલું જ નહીં પણ તારા અપાર સત્કૃત્યોના પુણ્યના બળથી હું તારા કુળમાં મારો સાતમો શ્રીરામ અવતાર ધારણ કરીશ. આ તારા ત્રણ ભાઇઓ અને તું બધાં એકજ વંશમાં અવતાર ધારણ કરી અગણિત પુણ્યબળના યોગથી અમરાપુરીના અધિકારી બનશો.

**હવે શંખવાને પકડવા જાય શ્રીહરિ, ત્યારે મોટે માર્ગે ચાલ્યો નિસરી. ॥૪૪૩॥**
**જયારે શંખાસુર નાઠો તેણીવાર, નાસતા મનમાં કર્યો વિચાર. ॥૪૪॥**
**દઈત કળાહીન જો થઈ, હવે શ્રીહરિ ધસી પકડસે જહી. ॥૪૪૫॥**
**તે પાતાળમાંહે ભૂતલદેશ, ત્યાં જઈ શંખવો બદલે વેશ. ॥૪૪૬॥**
**ભાંગ્યું બળને કંપ્યો મન, હમણાં મારૂ ભાંગશે તન. ॥૪૪૭॥**
**ભૂતલ દેશને ભેદનગર કહાવે જહાંય,રાજા મચ્છરાજ રાજય કરે છે ત્યાંય. ॥૪૪૮॥**
**એ રાજા મચ્છરાજા રાજ કરે છે જયાં, શંખાસુર જઈને સંચર્યો ત્યાં. ॥૪૪૯॥**
**તે રાજા સત્યવાદી એક, અને વળી મહાતપ કીધા અનેક. ॥૪૫૦॥**
**તેણે અનેક અગ્નિની સહી આંચ, તે તો પામ્યો પુત્ર પાંચ. ॥૪૫૧॥**
**પાંચે પુત્ર એક મન શું વિચાર, માતા પિતાની તે સેવા ઓચરે સાર. ॥૪૫૨॥**
**એવું તેણે જાણ્યું જ્ઞાન, અને સેવા તણુ તેણે લીધું નામ. ॥૪૫૩॥**
**એ પાંચે બંધવની એવી રીત, અનેક પેરે પાંચે બાંધી પ્રીત. ॥૪૫૪॥**
**મહાસંતોષે પાંચે રહે, અને પોતાનો ગુણ તે કોઈને ન કહે. ॥૪૫૫॥**
**ધર્મ તણુ જે કરે વહેવાર, અને એક મન થઈને એક વિચાર. ॥૪૫૬॥**
**એકને એવી વાણી કહી, તો પાંચેને મન આવે સહી. ॥૪૫૭॥**
**જયાં સકળ સભા બેઠી છે ત્યાંય, ત્યાં વેદ વાંચે દૈત્ય ત્યાંય. ॥૪૫૮॥**
**રાજા અને પુત્ર બેઠા છે સોય, તેસુ દૈત્ય શંખાસુર બોલ્યો છે જોય. ॥૪૫૫॥**
**હું લાવ્યો છું ગોર બ્રહ્માના વેદ, તેનો તમે સુણોને ભેદ. ॥૪૬૦॥**
**હું આવ્યો તમ શરણે રાખો મારી લાજ, પુઠે શ્રીહરિ આવે છે મારે કાજ. ॥૪૬૧॥**
**ત્યારે કુંવર કહે છે એમ, તું ગોર બ્રહ્માના વેદ લાવ્યો છે કેમ. ॥૪૬૨॥**
**તે કુંવરે વિચાર્યુ સત્ય જો ભાય, જે નારાયણનો ચોર રાખ્યો નવ જાય. ॥૪૬૩॥**

**ત્યારે દૈત્ય મનમાં વિચાર જો ધરે, ચારે વેદનું વાંચન કરે. ॥૪૬૪॥**
**જયારે વાંચી વેદને વિચાર કરે, ત્યાં નારાયણ દેવ આવી સંચરે. ॥૪૬૫॥**



કનકાસુર અને ઈતર બ્રહ્મભકત ગણને વરદાન આપી શ્રીહરિ શંખાસુરને પકડવા માટે આગળ નીકળ્યા અને શોધતા શોધતા ત્યાંથી અંતર્ધ્યાન થયા. શંખાસુર પહેલેથીજ ત્યાંથી નીકળી આગલા માર્ગે ભાગ્યો હતો. પણ હવે વેગથી દોડી શકતો નહતા. એટલો એ થાકી ગયા હતો. શંખાસુર ચિંતાતુર થઈ મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે આપણાથી કાંઈ થશે નહી. હવે શ્રીહરિ મારી ઉપર પાશ નાખી મારો નાશ કરવા સિવાય રહેશે નહીં. આવો વિચાર મનમાં આવતાં જ એનું સર્વ અંગ કાપવા લાગ્યું, અને મનથી ભાંગી પડયો. પછી તલ પાતાળમાં ભુતલ દેશના ભેદનગરમાં આવી પહોંચ્યો. ભેદનગરમાં મચ્છરાજ નામનો પવિત્ર હૃદયનો અને સત્યવાન રાજા રાજ કરતો હતો. એણે ખુબ કઠોર નીતિ નિયમથી પ્રજાનું પુત્રવત રીતે પાલન કરતો. પ્રજા હિતેચ્છુ આવો એ મચ્છરાજ પોતે મહાન તપશ્ચર્યાવાન હતો. અતિ કઠોર એવી પંચાગ્નિ સાધના કરી યમ નિયમાદીથી પ્રાણ સંયમન અને એ યોગથી ઈંદ્રીયદમન આત્મનિગ્રહ કરી આત્મસ્થિતિમાં મગ્ન એવો એ રાજા હતો. એ તપોબળથી એણે પોતાના પરમપ્રિય એવા અને માતાપિતાની આજ્ઞા માનવા વાળા પાંચ પુત્ર પ્રાપ્ત થયા હતા. પાંચેય પુત્ર એક વિચારના અને માતાપિતાની સેવામાં મગ્ન રહેતા હતાં. બધા આત્મજ્ઞાનથી પરિપૂર્ણ હોવા છતાં સેવાવ્રત એમણે અંગિકાર કર્યો હતો.

આ પાંચેય પુત્રો એકબીજાના પરમ સ્નેહી તો હતા જ એ કરતાં એમની વર્તણુક પરમસંતોષી, આત્મજ્ઞાની અને ધાર્મિક હતી અને મુખમાંથી વાણી ઉચ્ચારતા તો ચારેય એ શીરોમાન્ય રાખી અરસપરસ આજ્ઞાપાલન કરવી એવી એમની ભુમિકા હતી. આવા એ અલૌકિક પ્રેમાળ બંધુઓ અને એમનાં માતાપિતા અને બધા પ્રજાજન સભામાં બેઠાં હતાં ત્યારે શંખાસુર ત્યાં આવી પહોંચ્યો અને એ રાજાને ઉદ્દેશીને કહેવા લાગ્યોઃ ‘હું બ્રહ્મદેવ પાસેથી ચાર વેદ ચોરી લાવ્યો છું. મને મારવા શ્રીહરિ મારી પાછળ આવે છે. હું તમારે શરણે આવ્યો છું. શરણે આવનારને મરણ આપવું નહી એવો ક્ષત્રિય ધર્મ છે.

શંખાસુરની આ કથા સાંભળી પાંચેય ભાઈઓને એ વાતનો ગુસ્સો આવ્યો. કહ્યું કે, ‘તુ કોઈપણ પ્રકારનું અપમાન ન કરી આ વેદ બ્રહ્મદેવને પરત કર, નહી તો એ શ્રીહરિ તને માર્યા વગર રહેશે નહીં.

શ્રી હરિથી તારું રક્ષણ કરવા કોઈ સમર્થ નથી. દૈત્ય મનમાં સમજી ગયો, કે અહીંયા આપણું કંઈ ચાલશે નહી. હવે કયો નિર્ણય લેવો એ વિષયે સંકલ્પવિકલ્પ કરવા લાગ્યો. એટલામાં શ્રીહરિ ત્યાં આવી પહોંચ્યા.

**તે સમયે શ્રીહરિ સભામાં ગયા, અને જઈને બહાર ઉભા રહ્યા. ॥૪૬૬॥**
**ત્યારેમચ્છરાજને થઈ છે જાણ, શ્રીહરિ આવ્યા તે સહી પ્રમાણ. ॥૪૬૭॥**
**ત્યારે રાજા સામે આવ્યા જેહ, અને પાચે પુત્ર સાથે તેહ. ॥૪૬૮॥**
**આવી શ્રીહરિને લાગ્યા પાય, વચન કહો ત્રિભુવન રાય. ॥૪૬૯॥**
**ત્યારે ત્રિભુવન રાયે વાણી કહી, ચોર મારો આવ્યો અહી. ॥૪૭૦॥**
**ચોર મારો દેખાડશે જેહ, મુકતાફળ પામશે તેહ. ॥૪૭૧॥**
**તેણેવચન કહ્યુ તેણી વાર, તે ચોર આવ્યો છે અમારા ઘેર મોઝાર. ॥૪૭૨॥**
**બોલ્યા શ્રીહરિ તમો ધાઓ સર્વેમળી, રખે ચોર જાય ટળી. ॥૪૭૩॥**
**ત્યારે મગની દેવ બોલ્યો એહ, સ્વામી ચોર ટળે તો પાડુ દેહ. ॥૪૭૪॥**

શ્રીહરિ કહે દૈત્યનો ભેદ આપો મને, તો મનવાંછિત ફળ આપું તમને. ॥૪૭૫॥
જે સ્વામી મુજને આપો કોલ, તો અમે દેખાડીએ દૈત્યનો ઠોર. ॥૪૭૬॥
શ્રી સત્‌ગુરૂ દેવ બોલ્યા મુખ વાણ, એવા વચન વિષ્ણુએ કહ્યા જાણ. ॥૪૭૭॥
સુણી વચનને રિઝયા વિષ્ણુ દેવ, તારૂ નામ યુધિષ્ઠિર સ્થાપ્યું ધર્મ. ॥૪૭૮॥
થાબડી પુંઠને મસ્તકે દીધો હાથ,અને દેશું કષ્ટ પણ લેજો અમરાપુર વાસ. ॥૪૭૯॥
એવા વચન સુણ્યા તેણી વાર હો રાય,ચારે બાંધવ લાગ્યા શ્રીહરિને પાય. ॥૪૮૦॥
ત્યારે શ્રીહરિ બોલ્યા તેહ, પાંચે એકમના થાશો પૃથ્વી માહે. ॥૪૮૧॥
શ્રી બુધ્ધ અવતાર લેશું જયાંહે, ત્યારે કોલ તમારો પાળીશું ત્યાંહે. ॥૪૮૨॥
છેલ્લો યુગને દસમો અવતાર, અથર્વવેદનો પહેલો વિસ્તાર. ॥૪૮૩॥
લેશું બુધ્ધને નિકલંકી અવતાર, ત્યારે કોલ તમારો પાળીશું ત્યાંય. ॥૪૮૪॥
તમ તણો કરશું ઉધ્ધાર જયાંહે, અને કોલ તમારો પાળીશું ત્યાંહે. ॥૪૮૫॥
કરી પ્રણામને દોડયા શંખવા ભણી, દૈત્યે કળા કીધી ઘણી. ॥૪૮૬॥

શ્રી હરિ મત્સ્યરાજાની સભામાં જઈ ઉભા રહ્યા. મત્સ્યરાજાએ એકદમ ઉઠી દોડી જઈ શ્રીહરિના પગ પકડયા. મત્સ્યરાજાના પાંચેય પુત્રોએ શ્રી હરિને સાષ્ટાંગ પ્રણામ કર્યા. અનન્ય ભાવથી સ્તુતિ કરી એમને આગમન વિષેનું પ્રયોજન પુછયું: ત્યારે શ્રીહરિએ બધા ઉપર પ્રેમ દ્રષ્ટિથી જોયું અને શંખાસુર વિષેનું કથન કહ્યું. એ સાંભળી પાંચેય ભાઈમાંથી જયેષ્ટ જે મગનીદ્રેવ હતો એણે શ્રીહરિને આશ્વાસન આપ્યું કે હે શ્રીહરિ ! તમે અહીયાંજ ઉભા રહો. અમે પાંચેય ભાઈ અથવા હું એકલા જ એ શંખાસુરને પકડી લઈ આવું છું. એવું કહી એ જવા લાગ્યો. ત્યાંજ શ્રીહરિએ એની એ કર્તવ્યનિષ્ઠા જોઈ અને પ્રેમભાવ જોઈ એને શાબાશી આપવા માટે પીઠ ઉપર પ્રેમથી હાથ ફેરવી વરદાન આપ્યું કે, 'બાળક તું ના જઈશ. તું દ્વાપર યુગનો ધર્મપુરૂષ છે. દ્વાપર યુગમાં હું જયારે કૃષ્ણ અને બુધ્ધ અવતાર ધારણ કરી અનેકાનેક અવતારલીલા કરીશ ત્યારે તું પાંડુપુત્ર યુધિષ્ઠિરના રૂપથી અને આ ચારેય ભાઈઓ પાંડવના રૂપથી અવતરીત થશે. પૃથ્વી ઉપર તમારા જેવા સત્યવચની, સદ્‌વિચારી, સંસ્કારી અને સહૃદયી પ્રેમી બંધુઓ તમે જ થશો. તમને તમારા પહેલા સુકૃતારૂપ સદૈવ ધર્માચરણ કરવાની બુધ્ધી હોઈ સહનશકિત પ્રાપ્ત થશે. અનંત પરીશ્રમ પડશે. પણ એકનિષ્ઠાથી બધા કષ્ટ સહન કરી તમે અંતિમ ધ્યેય અમરપદને પ્રાપ્ત કરી લેશો. ત્યાં સુધી તમે અહિયાં આનંદથી રાજકાજ કરો. નીતિનિયમથી વર્તી ધર્મકર્મ કરો અને બધા પ્રજાજનોને આનંદ અને સુખી કરો. હવે હું મારા કામ માટે નીકળું છું. તમે પરમસંતોષથી પરમાત્માના ગુણગાન કરો.' એવું કહી શ્રીહરિ ત્યાંથી અંતર્ધ્યાન થયા.

ત્યાંથી શંખાસુર નાસી ગયો, મહા પાતાળમાં જઈને રહ્યો. ॥૪૮૭॥
સતગુરુ હસીને બોલ્યા આગમ વાણ, અને સુણી લેજો તમે જાણ સુજાણ. ॥૪૮૮॥
જેણે સરજયા ચૌદ ભુવનને માંડયા મંડાણ, તે શ્રીહરિના શું કરૂ વખાણ. ॥૪૮૯॥
અનંત કળા દૈત્યમાં હોય, જેણે સરજયા તે મારે મોય. ॥૪૯૦॥

મહાપાતાળમાં શંખવો ગયો, સુરજમલ રાજાની સભામાં રહ્યો. ॥૪૯૧॥
સુરજમલ રાજા કહાવે જેહ, અને દૈત્ય ઉપાસની કહીયે તેહ. ॥૪૯૨॥
વ્રત દૈત્ય તણાં રે, ધ્યાન ઉપાસના રાક્ષસનું ધરે. ॥૪૯૩॥

દાનવ કુળના કરે વિવેક, ચન્દ્રસેન પુત્ર રાજાનો એક. ॥૪૯૪॥
પુત્ર પિતાને નવ બને લગાર, ભકિત કારણ થાય વઢવાડ. ॥૪૯૫॥
નગરલોક સર્વે કહેવા મળે, તે આગળ વચન કોનું નવ ફળે. ॥૪૯૬॥
શંખવોને શ્રીહરિ બે ત્યાં ગયા, રાજાને દ્વારે ઉભા રહ્યા. ॥૪૯૭॥

શંખાસુર મત્સ્યરાજાના દરબારમાંથી ભાગી જઈ ચિંતાગ્રસ્ત અંતઃકરણથી આગળ દોડવા લાગ્યો. ભાગતાં ભાગતાં વિચાર કરવા લાગ્યો કે મેં નારાયણની આજ્ઞાથી આ કાર્ય અંગીકાર કર્યું છે, પણ છેવટે એના કરતા આ વેદોનો ત્યાગ કરી સુખી થાઉં. આવો વિચાર કરે છે ત્યાંજ બીજુ મન એને કહેવા લાગ્યું કે આપણે અંગીકાર કરેલા કાર્યનો ત્યાગ ન કરવો જોઈએ. કારણકે પ્રત્યક્ષ નારાયણના આજ્ઞાભંગનાં પાતક અને તેની શિક્ષા ભોગવવી પડશે. અને જગમાં પોતાનો જીવ બચાવવાના ભયથી કાર્યત્યાગ કરવા માટે બદનામી થશે. એટલે આમાંથી યોગ્ય માર્ગ કાઢી સ્વીકારેલ કાર્ય નિર્ભયતાથી પાર પાડવું. પરંતુ હવે મારે કયાં જવું ? આવો વિચાર કરતો હતો ત્યારે એને મહાપાતાળનો માર્ગ દેખાયો. એ માર્ગથી એ મહાપાતાળ આવી પહોંચ્યો. એ પાતાળનો રાજા સુરજમલ શિવ ઉપાસક પણ દૈત્ય કુળ માટે આદરભાવ રાખવાવાળો હતો. વ્રત, તપ, દાન, સેવા વગેરે બાબતમાં એ તામસી ગુણ ધારણ કરી ઉપાસના કરી એ પ્રમાણે એ તામસી ધ્યાન, ભૂત, પ્રેત, પિચાશની સાધના કરતો હતો.

શંખાસુરે રાજાના ગુણની પરખ કરી આ ઠેકાણે આપણી દાદ ચાલશે એવું મનમાં ધારી માયાવી થઈ એ રાજાની સ્તુતિ કરવા લાગ્યો. અને અલ્પ શબ્દોમાં પોતાનો પરીચય આપી વેદો વિશે કહ્યુંઃ સુરજમલના રાજાનો પુત્ર ચંદ્રસેન એ વિવેકી સત્વશીલ અને ધર્મપ્રિય હોવાથી એણે શંખાસુરનું વચન સાંભળી સૌમ્ય શબ્દોમાં એની અવહેલના કરી અને પોતાના પિતાને પણ કહ્યું કેઃ 'પિતાજી, આ વેદચોરને તમે આશ્રય કે કોઈપણ પ્રકારનું આશ્વાસન ન આપતા. એના ઉપર કોઈપણ પ્રકારનો વિશ્વાસ ના કરતા. પરંતુ સુરજમલ રાજાએ એના પુત્રની ભાવનાનો વિચાર ના કરતાં એ શંખાસુરને જઈ મળ્યો. બધા પ્રજાજન ચંદ્રસેનના તરફથી રાજાનો વિરોધ કરવા લાગ્યા પણ રાજાએ કડક હુકમ આપી બધાને ચુપ કરી દીધા. છેવટે નિરાશ થઈ ચંદ્રસેન વિચાર કરવા લાગ્યો. એટલામાં શંખાસુરને પકડવા માટે શ્રીહરિ ત્યાં રાજસભામાં આવી પહોંચ્યા.

રાજા દૈત્યને રાખી રહ્યો, અને કુંવર દોડીને શ્રીહરિ પાસે ગયો. ॥૪૯૮॥
ભાખે વાણીને શ્રી સતગોર હસે, એવા લોક તે પાતાળે વસે. ॥૪૯૯॥
સતગુરૂ કહે સાંભળશો તમો, જાણું છું પણ કહું છું અમો. ॥૫૦૦॥
સુણી લેજો તમે જાણ સુજાણ, મુકિત કારણે સર્વે માંડયું મંડાણ. ॥૫૦૧॥
જે લોકમાં મુકિત જો નહી, સતગોર કહે ત્યાં શું કરવું જઈ. ॥૫૦૨॥
ત્યાં પુત્ર પિતાને પડયો વાદ, ચન્દ્રસેન અને સુરજમલ રાજ. ॥૫૦૩॥
કહે શંખવો સુણો સુરજમલ રાજ, અને તુજથી રહે દૈત્ય કુળની લાજ. ॥૫૦૪॥
અનેક દેશ મેલી આવ્યો છું હું, અને રૂદ્રકુળ માંહે અવતર્યો છે તું. ॥૫૦૫॥
મેં લીધા વેદને વસાવ્યું વેર, શ્રી હરિ આવે મારા માટે તુજ ઘેર. ॥૫૦૬॥
જો તું બળ બાંધે બળવંત, તો જાય ફરીને આપણને થાય આનંદ. ॥૫૦૭॥
એ છે એકલા ને સાથે તારો કુંવર છે જોડ, અને મારે સાથે દૈત્ય છે છાસઠ કરોડ. ॥૫૦૮॥
બાંધી બળને દૈત્યની રીત, દૈત્ય કુળની જો યે પ્રિત. ॥૫૦૯॥

તું જ આગળ હોશે એહ, તુજથી હારી જાશે તેહ. ॥૫૧૦॥
ભણી મંત્રને હોકારે દૈત્ય, તારા કુંવર તણી જો રીત. ॥૫૧૧॥
સતગોર કહે આગમ કથા, સુરજમલ શંખવો થાશે મિથ્યા. ॥૫૧૨॥
ત્યારે શંખવો રાજા સુરજમલને કહે, તું રાખે તો દૈત્ય તુજ પાસે રહે. ॥૫૧૩॥
ત્યારે ચન્દ્રસેન બોલ્યા તેણી વાર, અહીંયાં દૈત્ય નહી રખાય લગાર. ॥૫૧૪॥
દૈત્ય રાખી હું શું કરૂ, વિષ્ણુ આગળ કયાં જઈ રહું. ॥૫૧૫॥
નાઠો માર્ગે પૃથ્વી માંહ, એ આગળ નાસી જાશે કયાંય. ॥૫૧૬॥
અને શુન્ય તણો આવયો વિસ્તાર, તે માટે તને મારશે નિર્ધાર. ॥૫૧૭॥
જઈ શ્રીહરિ તણે લાગે પાય, એ થકી તારો ઉધ્ધાર થાય. ॥૫૧૮॥

એકદમ દોડી જઈ રાજાએ શંખાસુરને આશ્રય આપવા માટે સાથે લીધો. અહીંયાં કુમાર ચંદ્રસેને દોડી શ્રી હરિના ચરણે પડી સાષ્ટાંગ પ્રણામ કર્યા. શ્રીહરિ સ્મિત કરી કહેવા લાગ્યા કે આ જગતમાં કેવા કેવા પ્રકૃતિના લોકો છે.પિતા દૈત્યને જઈ મળ્યો તો પુત્ર શ્રીહરિને. જગતમાં આ બંને પ્રવૃત્તિ અનાદિકાળથી ચાલી આવે છે. દુષ્ટ પ્રવૃત્તિ અને સદ્પ્રવૃત્તિના ઝઘડામાં માનવજાત ઝોકાં ખાય છે. એમાં પણ દુષ્ટ પ્રવૃત્તિને માન આપી તેની જોડે જવાવાળા છેવટે નાશ પામે છે. જયારે સદ્પ્રવૃત્તિ પ્રમાણે ક્રિયાચરણ કરવા વાળા માત્ર અલૌકિક એવા આત્મજ્ઞાન પ્રાપ્ત કરી લઈ છેવટે બ્રહ્મસ્થિતિએ મોક્ષગતિએ જઈ પહોંચે છે. દુષ્ટપ્રવૃત્તિના લોકોનો સંહાર અને સદ્ભકતોની મુકિત માટે ઈશ્વરે સંપૂર્ણ જગતમાં આ ખેલ કરેલ છે. સદ્ગુરૂ મહારાજ કહે છે જે લોકો કેવળ ભોગવૃત્તિ ધરાવે છે,ભોગ ભોગવામાં જ તત્પર હોય છે તે શુન્યવત છે. પણ જે આપણા માનવ જાતના જીવને સાર્થક કરવા માટે મુકિતલાભ માટે તે અનન્ય પ્રયત્ન કરે છે, એવા લોકો વંદનને પાત્ર છે.

શંખાસુરે સુરજમલ રાજાને કહ્યું કેઃ 'હે રાજા દૈત્યકુળની લાજનું રક્ષણ કરવું સર્વસ્વ તમારા હાથમાં છે. અનેક દેશોમાં ભટકી ખુબજ પ્રયત્ન કરવા છતાં પણ દૈત્ય કુળનું રક્ષણ કરવાવાળો મને કોઈ મળ્યો નથી. તારો જન્મ રૂદ્ર કુળમાં થયો છે. નારાયણની આજ્ઞાથી હું વેદ લઈને આવ્યો અને વિના કારણ આ વાદવિવાદમાં પ્રવૃત્ત થયો અને શ્રીહરિથી વેર નિર્માણ કર્યુ. હવે તેમાંથી પરિપુર્ણ થવા માટે તું ધૈર્ય ધારણ કરી મારી પડખે રહે. આ તારો પુત્ર આપણા કુળને કલંક લગાવવાવાળો છે. એનાથી તને આગળ જઈને પુષ્કળ ત્રાસ થશે અને પ્રાયશ્ચિત કરવાનો વારો આવશે. એટલે તું હમણાં જ એનો ત્યાગ કર. એ શ્રીહરિ એકલો જ છે અને તારો પુત્ર એનો સહાયક છે પણ આપણી પાસે છાસઠ કોટી સૈન્ય છે. અતિશય બલવાન, મહાન પરાક્રમી એવા આપણા યોધ્ધા હોવાથી આપણું બળ કેટલું અપરિમિત છે. આપણા બાહુબલ સામે એ બંને શું ટકી શકશે. એટલે તું મને સહાય કર. તું ફકત મારી પાછળ રહે. આ રીતે યુકિત પ્રયુકિતથી સુરજમલને ભરમાવીને એ શંખાસુરે પોતાની તરફ વાળ્યો અને સુરજમલે શંખાસુરને આશ્રય આપ્યો.

રાજકુમાર ચંદ્રસેને પોતાના પિતાને કહ્યું કે : 'પિતાશ્રી, આ દુષ્ટને આશ્રય ન આપતા. આ વેદચોર હોઈ દુષ્ટવૃતીનો છે. એ આપણો ઘાત કરવા માટેજ અહીંયાં આવ્યો છે. આવા દૈત્યને આપણા રાજ્યમાં કયાંય આશ્રય ન અપાય. અત્યાર  સુધી આને કોઈએ પણ આશ્રય આપ્યો નથી. એટલે જ તો એ અહિં સુધી દોડી આવ્યો છે. પણ હવે આગળ ક્યાં જશે ? એને આગળ જવા માર્ગ જ નથી અને શ્રીહરિ એને મારીને વેદ પાછા લીધા સિવાય છોડશે નહીં એટલે એના નાશ

સાથે આપણો પણ નાશ ન કરી લેતા ! તમે શ્રીહરિનો આશ્રય લઈ આપણો ઉધ્ધાર કરી લો. આમાંજ આપણું સાર્થક છે.

સુણી શબ્દને દૈત્ય ક્રોધ ચડયો, આણે રીસને બહુબળે ભર્યો. ॥૫૧૯॥
મેં તો બ્રહ્માને જીત્યા તેણીવાર, અને જીતી શકિત તતકાલ. ॥૫૨૦॥
જીતવા વિષ્ણુને રાખુ તાન, જેણે મને આપ્યું છે વરદાન. ॥૫૨૧॥
જીત્યા શિવ ને રાખુ નામ, જેણે મને આપ્યું હતું જ્ઞાન. ॥૫૨૨॥
જીત્યા વેદ વિધાતા દેવતા સહુ, જે બ્રહ્મા પાસે હતા બહુ. ॥૫૨૩॥
જયારે બ્રહ્માજી ઓચિંતા ગયા, જઈ શ્રી હરિને પાયે પડયા. ॥૫૨૪॥
શ્રીહરિ દોડી આવ્યા જયાંય, સર્વે જીવ હતા ત્યાંય. ॥૫૨૫॥
મને નારાયણે કહ્યું વચન, ત્યારે મે સહુના ઉતાર્યા માન. ॥૫૨૬॥
એવું વચન કહીએ અમે, અને જાવ પાછા વળી વિષ્ણુ તમે. ॥૫૨૭॥
જો યુધ્ધ તણું રાખો છો જોર, તો હું રાખું છું દૈત્ય છાસટ કરોડ. ॥૫૨૮॥
એવી વાત શંખવો કહે છે કથી, જો તમે મને નિપજાવ્યો નથી. ॥૫૨૯॥
જેણે નિપજાવ્યા તેનો હું દાસ,તેની આજ્ઞા હોય તો હું આવું તમારી પાસ. ॥૫૩૦॥
એવું ચંદ્રસેન પ્રત્યે કરે વખાણ, જઈ શ્રીહરિને કરો જાણ. ॥૫૩૧॥
ત્યારે આવ્યા ચંદ્રસેન શ્રીહરિ પાસ, અને દૈત્યના વચન કહ્યા પ્રકાશ. ॥૫૩૨॥
ત્યારે કહે સ્વામીજી એ દુષ્ટે ક્રોધે ભર્યો,જઈ રાજા સુરજમલની પાસે રહ્યો. ॥૫૩૩॥
અહંકાર બહુ કરે છે એહ, અને અનંત વચન મારૂં નથી માનતો તેહ. ॥૫૩૪॥
કહે છે મેં સર્વેને જીત્યા, ત્યારે તમે વળી હોતાં કયાં. ॥૫૩૫॥
શાને કારણ વળી તમે દુખીયા થાવ, તમે વળી નારાયણ પાસે જાવ. ॥૫૩૬॥

ચંદ્રસેન બાળકના વચન સાંભળી દૈત્ય શંખાસુરને પુષ્કળ ક્રોધ આવ્યો. એ અતિશય મદોન્મત્ત દૈત્યે ચંદ્રસેનને કહ્યું કેઃ તું મારું બળ ન જાણતાં અવહેલના કરે છે, પણ ધ્યાનમાં રાખ કે મારુ પરાક્રમ કેટલું અતુલનીય છે એનો તું વિચાર કર. મે બ્રહ્મદેવને જીતી એમના વેદ હરણ કરેલ છે. વિષ્ણુને તો દોડાવી દોડાવી અહિં સુધી લાવ્યો છું. હવે શંકરને પણ મારા પરાક્રમથી થકવી દીધા છે. તો બીજા દેવદેવતાનું મારી સામે શું બળ ચાલશે ? આવા મારા અતુલનીય પરાક્રમ જોઈ બ્રહ્મદેવ ચિંતાતુર થઈ એ શ્રીહરિને શરણે ગયા અને એ શ્રીહરિ એ માટે મારી પાછળ વગર કારણ વેર ભાવથી વર્તી પોતાનો નાશ કરવા આવ્યો છે. તું શ્રીહરિને જઈ કહે કે તમારે જો યુધ્ધ કરવું હોય તો યુધ્ધ માટે હું અને બાસઠ કોટી યોધ્ધા તૈયાર છીએ. અમારી સામે એ નહી ટકી શકે. વિનાકારણે વેર ભાવથી વર્તીને પોતાનો નાશ કરશે. શ્રીનારાયણની આજ્ઞાથી હું આ કાર્યમાં ઉધ્ધોકત થયો છું. જેમણે મને નિર્માણ કર્યો અને જેમણે અપાર એવાં બળ આપ્યાં તેમની જ આજ્ઞા મને શિરોધાર્ય છે. જયાં સુધી તેમની આજ્ઞા ન થાય ત્યાં સુધી હું તેમને આવીને મળીશ નહીં, એટલે ચુપચાપ યુધ્ધ માટે તૈયાર થાવ.



રાજકુમાર ચંદ્રસેન શ્રીહરિ પાસે પાછો આવ્યો અને ભયભીત થઈ શ્રીહરિને બધી હકીકતનું નિવેદન કર્યુ. ચંદ્રસેન બોલ્યોઃ 'હે સ્વામી, આ દૈત્ય તો ક્રોધાયમાન થઈને બધાની અવગણના કરે છે અને કહે છે કે આ બધાને હું પરાક્રમથી

જીતી લઈશ. એટલે હે શ્રીહરિ ! વિનાકારણ દુઃખી ન થશો. કારણ તમે એકલા છો અને એની જોડે છાસટ કોટી સૈન્ય ગણ છે. હું બાળક તમને વિનંતી કરૂ છું કે તમે શ્રીનારાયણ પાસે જઈને આ કામગીરી એમને સોંપી દો અને નચિંત થાઓ.' ચંદ્રસેનના એ બોલ સાંભળી શ્રીહરિ હસવા લાગ્યા અને એમાણે કહ્યું,-

**ત્યારે શ્રી હરિ બોલ્યા તેણીવાર, સુણો ચંદ્રસેન કહું વિચાર. ॥૫૩૭॥**
**અમને નારાયણે કહ્યું વચન, અમને કીધા આપ સમાન. ॥૫૩૮॥**
**આપ માહેથી ઉપાયા અમે, અને કહ્યું સંસારમાં જાવો તમે. ॥૫૩૯॥**
**અમને વૈકુંઠ સર્વે કૈલાસ, આપ્યા બ્રહ્મા કેરા વેદ પ્રકાશ. ॥૫૪૦॥**
**જે કોઈ પૂજશે તમારા પાય, તેણે ઓળખ્યા ત્રિભુવનરાય. ॥૫૪૧॥**
**પોતાપણું અમને આપ્યું છે જોર, પ્રભુયે દૈત્ય હણ્યા છાસટ કરોડ. ॥૫૪૨॥**
**ચંદ્રસેન રાજા પ્રત્યે બોલ્યા શ્રીહરિ, નારાયણના વચન માન્યા ફરી. ॥૫૪૩॥**
**ચોકડીના યુગ કીધા ચાર, એવા અમને સોંપ્યો વિસ્તાર. ॥૫૪૪॥**
**જુઓ ચંદ્રસેન શું થશે, એ દુષ્ટ મુજ આગળથી કયાં જશે. ॥૫૪૫॥**
**ભાંગી ભીડને નાખું પાતાળ, અને ચૌદ બ્રહ્માંડ કરૂ એકાકાર. ॥૫૪૬॥**
**જે હું નારાયણ તણું છું તેજ, તો મારી દૈત્ય કરૂ નખેદ. ॥૫૪૭॥**
**જે એ સૃષ્ટિ છે બ્રહ્માતણી, એ દુષ્ટે એણે કષ્ટિ દીધી છે ઘણી. ॥૫૪૮॥**
**મુકિત કારણ અમને આપ્યો ભેદ, અખંડ વાસ રાજા રાખો તેહ. ॥૫૪૯॥**
**જે વાસે અમે આપો આપ, સૃષ્ટિ તણાં મુકાવા પાપ. ॥૫૫૦॥**
**આણી વિશ્વાસને જે જપે અમારો જાપ, તેણે અમે મળશું આપોઆપ. ॥૫૫૧॥**
**એવો હુકમ લાવ્યો છું સહી, એવી વાત ત્યાં શ્રીહરિયે કહી. ॥૫૫૨॥**
**તારા પિતાથી તું અળગો રહે, એમ ચંદ્રસેન પ્રત્યે શ્રી હરિ કહે. ॥૫૫૩॥**
**મારે ચૌદ લોકમાં જપાવવો જાપ, પૃથ્વી ઉપરથી મેલાવવું પાપ. ॥૫૫૪॥**
**મને ધરવા છે દસ અવતાર, દૈત્ય હણવાને કરવો વિસ્તાર. ॥૫૫૫॥**
**જીવને વાચા દીધી આહે, તે સર્વેને લેવા છે મૃત્યુલોક માહે. ॥૫૫૬॥**
**એ દુષ્ટ થશે દશ વાર, મારે હાથે થશે સંહાર. ॥૫૫૭॥**
**ચંદ્રસેન લાગ્યો શ્રીહરિને પાય, સ્વામી તમ આગળ એ કયાં જાય. ॥૫૫૮॥**
**અમને વર દેશો સ્વામી તમે, અને આશા કરીને બેઠા છીએ અમે. ॥૫૫૯॥**
**ત્યારે રિઝયા દિન દયાળ, ચંદ્રસેન ઉપર ખુશ દેવ મુરાર. ॥૫૬૦॥**
**તેડી પાસેને દીધી બાંય, કમલાકુંવર કીધો ત્યાય. ॥૫૬૧॥**
**અસુર મંત્ર વળી હોતા જેહ, અને વળી સર્વે ઉથાપો તેહ. ॥૫૬૨॥**
**સૂર્ય મંત્રનો કીધો ઠામ, દૈત્ય કુળનું આપ્યું વિશ્રામ. ॥૫૬૩॥**



શ્રી હરિ બોલ્યાઃ 'બાળક ચંદ્રસેન સાંભળ, હું તને સત્ય ઘટનાનું નિવેદન કરૂ છું, ચિંતા ન કર શ્રી આદ્યનારાયણે સૃષ્ટિ યુકિતએ અને વિસ્તારનો સંકલ્પ ધરી પોતાના હૃદયમાંથી તેજોબિંદુથી મને નિર્માણ કરેલ છે. અને વરદાન આપ્યું

છે કે જગમાં જઈ સૃષ્ટિ જીવાત્માનું પાલન પોષણ કર. અને દુષ્ટ પ્રવૃત્તિયુકત એવા દૈત્યોથી સદ્‌ભકતોનું અને ધર્મનું રક્ષણ કર. અવતાર રૂપથી પ્રગટ થઈ બ્રહ્માએ પ્રકાશિત કરેલા વેદોકત ધર્મનું રક્ષણ કરી પ્રચાર કર. મૃત્યુલોકમાં જે તારી ભકિત કરશે એ મને જ આવીને મળશે આ રીતે વચન આપી નારાયણે એક ચોકડીમાં સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એવા ચાર યુગ નિર્માણ કર્યા અને એમાં અવતારલીલા કાર્ય કરવાનું વરદાન અમને આપેલ છે. ચંદ્રસેન, આ દૃષ્ટ શંખાસુર મારા સામેથી કયાંય ભાગશે નહીં. કાં તો એ મારી સામે ટકશે નહીં. આકાશ પાતાળ ચૌદ ભુવન એક કરી હું આ દુષ્ટનો હમણાં જ નાશ કરીશ. એ નારાયણના અંશાત્મક બિંદુથી મેં તેજ ધારણ કરેલ છે આ દુષ્ટ દૈત્ય બ્રહ્મદેવના વેદ ચોરી લાવ્યો છે અને પૃથ્વી ઉપર બધે હાહાકાર કરી અહીંયાં ચોરની જેમ ભાગતો આવેલ છે. એનો સંહાર કરી વૈદિક માર્ગમાં સર્વત્ર પ્રચાર કરવા આ મારો અવતર પ્રગટ થયો છે. આ વૈદિક સનાતન સન્માર્ગનુસાર સૃષ્ટિમાંથી બધા પાપકર્મનો નાશ કરી જ્ઞાનથી વર્તનાર સદભકતોને મુકિત મેળવવા માટે આ વેદ ઉપલબ્ધ કરી આપવ માટે નારાયણની આજ્ઞાથી મેં અવતાર ધારણ કરેલ છે. બાળ ચંદ્રસેન, ચૌદ ભુવનના સદભકતોના નીજ સ્વરૂપની (આત્મ સ્વરૂપની) જાણ ખાતર અને દૈત્યનો સંહાર કરવા માટે મને આવા દસ અવતાર લેવાના છે. અમરીખને વરદાન આપી એને અમર કર્યો પણ એના માટે શંખવા દૈત્ય માટે દસ દસ અવતાર ધારણ કરવાના છે. આવા અવતાર કાર્ય વખતે તમે સર્વ સદ્‌ભકતોનો ઉધ્ધાર થાય તે માટે મેં સર્વ ભકતોને મૃત્યુલોકમાં અવતરવાનું વરદાન આપેલ છે. ચંદ્રસેન તું આ મારૂં વચન સ્વસ્થ થઈ ધ્યાનમાં લે. તારો પિતા આ દૈત્યને જઈ મળી ગયો છે પણ એની સાથે જ એનો સંહાર થશે. પણ તને તારો ઉધ્ધાર કરવો હોય તો પિતાનો ત્યાગ કર. શ્રીહરિના વચન સાંભળી ચંદ્રસેન પરમ સંતોષી થયો. એણે અનન્યભાવે શ્રીહરિના પગ પકડયા અને અનેકાનેક પ્રકારે સ્તુતિ કરી શ્રી હરિને આનંદિત કર્યા. શ્રીહરિ પ્રસન્ન થઈ એને વરદાન આપ્યું કે હું જયારે છેલ્લો અવતાર ધારણ કરીશ ત્યારે તું ભકત કમળાકુંવર થઈશ અને તારા પુણ્યપ્રતાપે આ મૃત્યુલોકના માનવનો ઉધ્ધાર કરી બધાંને મોક્ષપદ તરફ લઈ જઈશ. આ રીતે ચંદ્રસેનને સુર્યમંત્રનો ઉપદેશ કરી ભગવાને એને કૃતકૃત્ય કર્યો.

**ત્યારે શંખવે વિચાર્યુ મન, અને સુરજમલને પુછે તન. ॥૫૬૪॥**
**જાવ રાજા શ્રીહરિ પાછા તમે, અને સત્ય પ્રકાશીને કહું છું. ॥૫૬૫॥**
**ચન્દ્રસેન શ્રીહરિ પાસે ગયો, તે ફરીને પાછો આવ્યો. ॥૫૬૬॥**
**જઈને તમે પુછો વિચાર, એશું કરવાના છે વિસ્તાર. ॥૫૬૭॥**
**કેવે પરાક્રમે ઉભા શ્રીહરિ, તે વાત તમે લાવો ફરી. ॥૫૬૮॥**
**સુરજમલ શ્રીહરિ પાસે ગયો, લાગી પાય ને ઉભો રહ્યો. ॥૫૬૯॥**
**રાજા પ્રત્યે શ્રીહરિ બોલ્યા ત્યાંય, ચોર અમારો છે કયાંય. ॥૫૭૦॥**
**રાજા ચોર અમારો મુજને આપ, નહી તો તોડીશ પૃથ્વીને સાતેપાતાલ. ॥૫૭૧॥**
**મારે સૃષ્ટિ તણું કરવુ કામ, અને દૈત્ય તણું તે ફેડશુ ઠામ. ॥૫૭૨॥**
**જે શંખ છે એને હાથ, તે કારણ કરીશ ઉત્પાત. ॥૫૭૩॥**
**એવું શ્રીહરિ રાજાશું કહે, શંખવો તારે હાથ નહી રહે. ॥૫૭૪॥**

**શ્રીહરિ કહે મારે વેદ લઈ જવા પૃથ્વી માંહે,અને શંખવા કારણ હું આવ્યો છું આહે. ॥૫૭૫॥**
**મને પ્રસન્ન થયા છે મહારાજ, એ વેદ શંખવાથી લેવાને કાજ. ॥૫૭૬॥**
**હવે નથી આગળ જવાનું ઠામ, કયાં જઈને છુપાવશે નામ. ॥૫૭૭॥**

ત્યારે ફરી રાજા હરિને કહે, સ્વામી તમોથી નાસીને કયાં રહે. ॥૫૭૮॥
એકવાર મેલી જો જાવ, એને કાજે દુઃખી કયાં થાવ. ॥૫૭૯॥
ત્યારે શ્રી હરિ ક્રોધ કરીને બોલ્યા તેણીવાર, તું કોડીયો થઈને અવતર જે રાજાને દ્વાર. ॥૫૮૦॥
દૈત્ય રાજા જો કરે રાજ, ત્યારે દૈત્ય દવારે તું કોડીયો થઈને રહે આજ. ॥૫૮૧॥
જો તું અમ ઉપર નહિ ધરે હેત, તો તને કષ્ટ પમાડીશ તેહ. ॥૫૮૨॥
એવું વચન કહ્યું શ્રીહરિયે જાણ, અને કોડીયો પોળીયો થઇ રહ્યો ત્યાય. ॥૫૮૩॥
દૈત્ય તણો પોળીયો જેહ, અને સુરજમલ રાજા હતા તેહ. ॥૫૮૪॥

શંખાસુરે મનમાં કંઇક વિચાર કરીને સુરજમલ રાજાને કહ્યું કેઃ તું શ્રીહરિ પાસે જા અને એમની ઈચ્છા શું છે, એ રીતે જ આગળ શું યોજના છે વગેરે હકીકત યુકિત પ્રયુકિતથી શોધીને આવ. શ્રીહરિને કોણ કોણ સહાય કરશે અને એની યુધ્ધની તૈયારી કેટલા પ્રમાણમાં છે વગેરે હકીકત જાણી લાવ.

સુરજમલ રાજા શ્રીહરિ પાસે જઈ યુકિતપૂર્વક એણે શ્રીહરિના પગ પકડયા અને ભકિતનો મોટો ડોળ કરી શું આજ્ઞા છે, શું હુકમ છે એવું વારંવાર વિનવવા લાગ્યો. શ્રીહરિએ એમને કહ્યુંઃ મારો ચોર જે શંખાસુર એને ચુપચાપ મારા આધીન કર ! અને તને તું ગમે ત્યાં છુપાવી રાખીશ તો પણ હું સ્વર્ગ, પાતાળ, પૃથ્વી એક કરી શોધીને એનો અંત કરીશ. એ દૈત્યનો નાશ કરવા માટે અને એના થકી પીડાયેલા સદ્‌ભકતોનું રક્ષણ કરવા માટે તો મેં અવતાર લીધો છે. પણ રાજા તું એને સહાય કરી શા માટે આત્મઘાત કરી લે છે. તું થોડીક તો સમજ રાખ. વગર કારણ આગમાં ઝંપલાવે છે. આ શંખાસુર મહા દુષ્ટ છે એણે જે શંખ ધારણ કરેલ છે એ મહા ઉત્પાત કરી લાવનાર અદ્‌ભુત શંખ છે. એના બળ ઉપર આ દૈત્ય પ્રમત્ત થયેલ છે. પણ એ શંખ એની પાસેથી લઈ તેમાં છુપાયેલ વેદ કાઢી એનો પ્રચાર માટે મૃત્યુલોકમાં કરવાનો છે. આ સર્વ કાર્ય આદ્યનારાયણે મને સોંપેલ છે. આ શંખાસુર મને દગાથી અહીં લઈ આવેલ છે. પણ અહીંથી આગળ એ કયાં જશે ? હવે તો એને શરણે આવ્યા સિવાય બીજી કોઇ ગતિ નથી.

રાજા સુરજમલે કપટબુધ્ધિએ કહ્યું કેઃ 'ખરેખર જ મહારાજ એને હવે શરણે આવ્યા સિવાય અથવા મરવા સિવાય બીજી કોઈ ગતિ નથી. હે શ્રી હરિ ! તમારા આગળ તે ટકી શકશે નહીં પણ આટલી ખટપટ તમે શા માટે કરો છો. તમે સર્વ સમર્થ બળવાન અને અતિ ઉદાર પણ છો. એક આ શંખાસુર માટે તમે શું કામ કષ્ટ લો છો. એકવાર એને ક્ષમા કરો અને તમારું પદ સંભાળી પાછા જાવ.

સુરજમલનું આવું કપટયુકત ભાષણ સાંભળી શ્રીહરિને ખૂબજ ક્રોધ આવ્યો અને ક્રોધીત થઈ એમણે રાજાને શ્રાપ આપ્યો કેઃ 'તું આ દૈત્યની બાજુથી શિષ્ટાચાર કરવા આવ્યો છે પણ આ યોગથી તારો જ નાશ પહેલો કરવો પડશે એવું લાગે છે. તું કોઢગ્રસ્ત, વ્યાધિગ્રસ્ત થઈ આ જ દૈત્યના દ્વારે દ્વારપાલ થઈ કામ કરીશ. તને અત્યંત કષ્ટિ ભોગવી જીવન જીવવું પડશે.' શ્રીહરિ આવું કહે છે ત્યાં જ રાજાને સર્વ અંગ ઉપર કોઢ થવા લાગ્યો. અને એ દુઃખમાં નિમગ્ન થઈ ત્યાં જ દુર્ગન્ધથી પડી ગયો. શ્રીહરિ શંખાસુરને પકડવા માટે ત્યાંથી નીકળી ગયા.

સતગુરુ બોલ્યા આગમવાણ, કહો અક્રર્મી રાજાનાં શું કરૂ વખાણ. ॥૫૮૫॥
સતગુરુ બોલ્યા આગમકથા, સુરજમલ ત્યાં કીધો મિથ્યા. ॥૫૮૬॥
જયારે શ્રીહરિ પાતાળે ગયા, અને દશરાજાને વર આપ્યા. ॥૫૮૭॥

પુત્રને આપ્યું વૈકુંઠનું રાજ, પિતાને રાખ્યો નિરાધાર. ॥૫૮૮॥
સતગુરુ વાણી આગમ કહે, કર્મહીણા તે કેમ લહે. ॥૫૮૯॥
અકર્મીનું જાય ઈમાન, અને સત્કર્મીનું સઘળું જ્ઞાન. ॥૫૯૦॥
કોનો પુત્રને કોનો પિતા, અને કર્મ સાથે લાગ્યો વિવાદ. ॥૫૯૧॥
ત્યારે શંખવે વિચાર્યું મન, હવે નથી આગળ જવાનું ઠામ. ॥૫૯૨॥
ત્યાંથી શંખાસુર નાસી ગયો, સપ્ત પાતાળે જઈને રહ્યો. ॥૫૯૩॥
કંપે શરીર ધ્રુજતો ગયો, જઈ શંખોદર બેટમાં શંખવો થઈ રહ્યો. ॥૫૯૪॥
જે શંખમાં ઘાલ્યું તન, અને સર્વે દૈત્ય દીઠા એકજ મન. ॥૫૯૫॥
તે જઈ પેઠો સમુદ્ર મોઝાર, ત્યારે વિષ્ણુ ચાલી ગયા તેણી વાર. ॥૫૯૬॥
જયારે નાસી દૈત્ય સમુદ્રમાં પેઠો તતખેવ,ત્યારે પાતાળથી ચાલ્યા નારાયણ દેવ. ॥૫૯૭॥
જયારે પુઠળ શ્રીહરિ નિસર્યા તેહ, ને સમુદ્ર તીરે જઈ સંચર્યા તેહ. ॥૫૯૮॥
આગમ અગોચર સર્વે ચરિત્ર કીધા જાણ,તેસ્વામીએ કર્તાયુગમાં મચ્છરૂપ લીધા પ્રમાણ. ॥૫૯૯॥
દૈત્ય ધર્યો શંખમાં અવતાર, ત્યારે શ્રીહરિ મચ્છ થયા તેણીવાર. ॥૬૦૦॥
જયારે શ્રીહરિ તે મચ્છ રૂપે થાય, દૈત્ય દુષ્ટ મારા વેદ લઈ કયાં જાય. ॥૬૦૧॥
તું મેલ વેદ નહી તો મારીશ કર ધરી, ત્યાં એવા વચન બોલ્યા શ્રીહરિ. ॥૬૦૨॥
ત્યાંથી દૈત્યને નાસવાનું ન રહ્યું ઠામ, તે જઈ પેઠો સમુદ્ર મુકામ. ॥૬૦૩॥
તે શંખલો થઈને સમુદ્ર બેટ માહે રહ્યો,ત્યારે શ્રીહરિ મચ્છરૂપ લઈને સમુદ્ર બેટમાં ગયા. ॥૬૦૪॥
જયારે શંખાસુર નાસી સમુદ્રમાં ગયો, ત્યારે શ્રીહરિ ભલો ભલો તું ઉભો રહે. ॥૬૦૫॥
જો તું ચારે વેદને એક જો કરે, તો તુજ સામે કોઈના લડે. ॥૬૦૬॥

સદ્‌ગુરૂ મહારાજ આગળ કહે છે કે, 'જેનાં કર્મ ભ્રષ્ટ હોય છે તેની ગતિ કેવી રીતે ભ્રષ્ટ થાય છે તે જુઓ શ્રીહરિ સપ્તપાતાળમાં ગયા, ત્યાં દસ રાજાઓને વરદાન આપ્યાં. ત્યાં શ્રીહરિની ઓળખાણ કરી વૈકુંઠપદ પ્રાપ્તિનું વરદાન મેળવી લીધાં. પણ સુરજમલ આ એકલો શ્રીહરિના કોપનો પાત્ર થઈ એણે આત્મનાશ ઓઢી લીધું. સત્તા સામર્થ્યનો અભિમાન મદથી અંધ થઈ એણે પરમેશ્વરી અવ કૃપા પોતે જ લીધી એને જ કર્મ ભ્રષ્ટની ગતિ ન કહેવાય તો શું કહેવાય ! જેણે શ્રીહરિની ઓળખાણ કરી લીધી. એવા એના પુત્રને વૈકુંઠપદની પ્રાપ્તિ થઈ અને પિતાને વનવન ભટકીને રખડતાં રખડતાં આજ સ્વરૂપના કર્મગતિના ફેરામાં પડી નાશ થયો. જે કર્મહીન છે, તેની આવી જ ગતિ સમજવી. જે સતકર્મી, પરહિતરક્ષક છે એની બુધ્ધિ શ્રેષ્ઠ, ઉચ્ચ બલવાન હોવાથી એને પરમજ્ઞાની સમજવો.. આ જગતમાંજ શું પણ આ સર્વ જગત છોડીને અન્યત્ર કોણ કોનો પિતા અથવા પુત્ર, ભાઈ, ઈષ્ટમિત્ર, સ્ત્રીપરિવાર વગેરે છે. એ શોધી જુઓ. જે તે જીવાત્મા ઋણબંધનના યોગની એકબીજાથી જોડાયેલા છે જેનું ઋણ ઉતર્યુ એ પોતપોતાની ગતિથી અન્યત્ર નીકળી જાય છે. ક્ષુદ્ર બુધ્ધી જીવાત્મા આ મારુ તે મારુ આવા મમત્વને વળગીને કર્મગતિના વાદવિવાદમાં પડી આત્મનાશના કારણભૂત થાય છે.



સુરજમલની દશા જોઈ અહીંયાં શંખાસુર વિચાર કરવા લાગ્યો કે હવે કયાં જવું ? ભાગવા માટે હવે કોઈ માર્ગ નથી. સપ્ત પાતાળની હદ પુરી થઈ હવે બ્રહ્માંડનો છેવટનો ભાગ આવ્યો. બ્રહ્માંડનું કવચ ફાડીને તો આપણને જતાં

નહી આવડે. હવે શું કરવું ? હવે શ્રીહરિના હાથે આપાણું સર્વનાશ થયા વગર રહેશે નહી. આવો વિચાર કરી એ થરથર કાંપવા લાગ્યો. તો પણ મનમાં યુકિત કરી શંખનો આકાર ધારણ કરી ઉપરથી મોટો અભેદ કવચ ધારણ કરી શંખોદર નામના બેટમાં જઈ બેઠો. બધા દૈત્યોએ પણ એને સહાય કરી. આત્મરક્ષાણ માટે શંખનું અભેદ કવચ ધારણ કર્યું. શંખાસુરની પાછળ પાછળ શ્રી હરિએ પણ સમુદ્રમાં પ્રવેશ કરી બેટમાં જતાં જ મત્સ્ય રૂપ ધારણ કર્યું. આવી રીતે મહાન બલવાન અને સર્વ સમર્થ આવા એ શ્રીહરિએ અતિ સુંદર અને મહાન શકિતશાળી આવા મત્સ્યનું રૂપ ધારણ કરી શંખાસુર પાસે પ્રયાણ કર્યુ. શ્રીહરિએ શંખાસુરને મોટેથી ગર્જના કરી કહ્યું: 'અરે ચોર !!! આવી રીતે સ્વરૂપ બદલી તું આ શંખોદર બેટમાં શંખ થઈ બેઠો છે કે કેમ ? ઉભો રહે હવે જાઉં છું કે તું અહિંથી આગળ કયાં જઈશ ? હવે તને ભાગવા માટે એક પણ માર્ગ નથી. એટલે હવે તું વેદને ચુપચાપ પાછા આપી દે. નહિ તો તું તારા નાશ માટે તૈયાર રહે. તું જો આ ચાર વેદ પરત કરતો હોય તો હું આ યુધ્ધ પાછું લઉં છું. નહિ તો યુધ્ધ માટે તૈયાર રહે ! આવી રીતે ગર્જના કરતા કરતા શ્રીહરિ શંખાસુરની એકદમ નિકટ ગયા.

**જયારે શ્રીહરિની સતગોરે કહી કથા, જુઓ શંખવો થાય છે મિથ્યા. ॥૬૦૭॥**
**સાતમા પાતાલની કોરે ગયા, અનંત કળા લઈને રહ્યા. ॥૬૦૮॥**
**મત્સ્યરૂપ શ્રીહરિયે લીધું સહી, શંખવો દાનવ પકડયો જઈ. ॥૬૦૯॥**
**જયારે શ્રીહરિએ જઈ પકડયો હાથ, એને પૂછી સર્વે પૂર્વેની વાત. ॥૬૧૦॥**
**અકળીત બળ હારી કયાં ગયો, અને દેખી શ્રીહરિના બળ આધીન થયો. ॥૬૧૧॥**
**તારૂ બળ હોય તે કર પ્રકાશ, અને કઈ વેળાએ તું દૈત્ય જો થાશ. ॥૬૧૨॥**
**ફરી ટાણું નહીં આવે જેહ, અને શ્રીહરિ પ્રકાશીને બોલ્યા તેહ. ॥૬૧૩॥**
**ત્યારે કર જોડીને લાગ્યો પાય, ક્ષમા કરો તમે ત્રિભોવન રાય. ॥૬૧૪॥**
**ત્યાં દેવને પાય લાગીને વિનંતી કરી ઘણી,તમે દયા કરો ત્રિભુવનના ધણી. ॥૬૧૫॥**
**સ્વામી તમને સોંપ્યું નારાયણે ફરમાન, તમને કીધા છે આપ સમાન. ॥૬૧૬॥**
**તે માટે સ્વામી તમે સજર્યા જીવને જંત, દેવ દૈત્યને ચૌદે ભવન. ॥૬૧૭॥**
**સ્વામી તમે રચના બાંધી જેણીવાર, મુજ ઉપર દયા ધરો તમે દેવ મુરાર. ॥૬૧૮॥**
**સ્વામી પતીતને ઉગારો તમે, ને કુળ ઉધ્ધારવા સજર્યા છે તમને. ॥૬૧૯॥**
**સ્વામી દયા કરીને હણશો મુને, સર્વે ઓધારવા પડશે તમને. ॥૬૨૦॥**
**સ્વામી ભાગ્યવંતા સજર્યા છો અમો, મુજને છેદવા આવ્યા છો તમો. ॥૬૨૧॥**
**કરે સ્તુતિને ઓળાંસે પાયે, શ્રીહરિ દષ્ટિમાં સમાતો જાય. ॥૬૨૨॥**
**ભાવ ભકિત ધરે મન, અને મસ્તકે ધરે છે પોતાનું તન. ॥૬૨૩॥**
**અનેક વચન કહે છે મુજને, પણ શંખવા હું નહી મેલું તુજને. ॥૬૨૪॥**
**તુજને મારવા કારણ આવ્યો છું હું, અને શાને સ્તુતિ કરે છે તું. ॥૬૨૫॥**

**વાણી વેદ બોલ્યા છેતું, અને શણગાર શકિતના લેવા આવ્યો છું હું. ॥૬૨૬॥**
**સત્ય પ્રકાશીને બોલ્યા મન, તું આપને મને ચૌદે રતન. ॥૬૨૭॥**
**પાંચે આભુષણ આપજે મોય, અને પાંચે બ્રહ્માના તે અમને વ્હાલા ઘણા સોય. ॥૬૨૮॥**

**તે સર્વ ઉથાપી મેલો અમ પાય, તો એ મેલ્યા કેમ જાય. ॥૬૨૯॥**
**કરોડ ભકિતનો કરે ભાવ, અને મસ્તક મેલે શ્રીહરિને પાય. ॥૬૩૦॥**

સદગુરુ આગળ કથા કહે છે કે, 'શ્રી હરિએ શંખાસુરની એકદમ આગળ જઈ એને કહ્યું કેઃ 'હે શંખવા ! તું કારણ વગર આત્મનાશ ન કરી લઈશ. અનંત કળા, લીલા, ચમત્કાર બતાવી તું મને છેક સપ્તપાતાળના તળસુધી લઈ આવ્યો છે. હવે મારા સ્વાધિન થયા વગર કયાં જઈશ ? આવું કહી એક હાથથી શંખાસુરને પકડયો. ત્યાં શું ચમત્કાર થયો કે, શંખાસુર એટલો બળવાન હતો પણ એનું બધું બળ એકદમ નષ્ટ થઈ ગયું. શ્રીહરિ એ એને કહ્યું કે, અરે તું આટલો બલશાળી કહેવડાવે છે તો પછી કયાં ગયું તારું બળ ? તારી શકિત કયાં જતી રહી ? એ પ્રગટ કર. તે દૈત્યભાવને અનુસરીને મોટી મોટી પ્રતિજ્ઞા કરી હતી તે સત્ય કર અને યુધ્ધ માટે તૈયાર થા. વારંવાર આવો સમય આવતો નથી. અનાયાસ યુધ્ધ કરવાની સંધી મળી છે તો તું યુધ્ધ કર.

શંખાસુર બે હાથ જોડીને શ્રીહરિના પગ પકડી ક્ષમા યાચના કરવા લાગ્યો. એણે કહ્યું કેઃ 'હે ત્રિભુવનના ધણી ! મને ક્ષમા કરો. મારી ઉપર દયા કરો. કૃપાદ્રષ્ટિ કરી મારો અપરાધ ક્ષમા કરો. સ્વામી તમને શ્રી આદ્યનારાયણે આજ્ઞા કરીને અવતાર ધારણ કરવાની શકિત આપી અને તમને અપરિમીત તેજ આપી પોતાના જેવા કર્યા. એમના બળથી જ તમે આટલા કાર્ય કરવામાં સફળ થયા છો. હે દેવ મુરારી ! હું પણ એજ નારાયણના અંશથી નિર્માણ થયો છું તેથી અને એજ નારાયણ પાસેથી મને પણ બળ મળેલ હોવાથી તમારામાં અને મારામાં અભેદ છે. સ્વામીનાથ, બ્રહ્માંડની ઉત્પત્તી, રચના, પાલનપોષણ રક્ષણ વગેરે કાર્ય ઘડીને તમે અમારા જેવા પતીત જીવ પર દયા કરો છો. અમારો ઉધ્ધાર કરવા માટે જ તમે અવતાર ધારણ કરો છો. હે શ્રીહરિ ! તમારા હાથથી મરણ થવું આ એ મારું પરમભાગ્ય સમજું છું. પરંતુ તમારા અવતારકાર્ય કરવા માટે તમને મારી પણ જરૂર છે.'

આ રીતે અનેકાનેક પ્રકારે સ્તુતિ કરી શ્રીહરિ પાસે નિરખીને જોતાં શંખાસુર શ્રીહરિના પગ પકડીને ક્ષમા માંગવા લાગ્યો. ભાવભકિતયુકત અંતઃકરણથી મસ્તક શ્રીહરિના ચરણમાં નમાવી એ સ્તુતિ કરવા લાગ્યો.

શ્રી હરિએ શંખાસુરને કહ્યું : 'અરે, તને મારવા માટે હું આવેલ છું અને તું મારી સ્તુતિ કરે છે ? આ તારા બાહ્ય આડંબરથી હું તને નહીં છોડું. તું સ્વર્ગલોકથી ભાગીને લાવેલ સંપત્તિ મારા સ્વાધીન કર. તું બ્રહ્માના વેદ અને શકિતના અલંકાર અને મારા પાંચ આભુષણ અને સ્વર્ગના મુલ્યવાન રત્નો લાવેલ છે તે પાછા આપ અને નિચિંત થા. શા માટે આટલો ભકિતનો ડોળ કરી મને ભુલાવે છે ?

**સ્વામી અમને મહાદેવે આપ્યું માન, મસ્તકે ચઢાવી કીધો મેરૂ સમાન. ॥૬૩૧॥**
**જે બ્રહ્માએ કીધો અહંકાર, તે માટે અમે હરીયા વેદ ચાર. ॥૬૩૨॥**
**શ્રી શકિત બહુ બળવંતા મન, તો મેં જઈને લીધા રતન. ॥૬૩૩॥**
**તમે કહેતા હતા જે હું છું કઈક અવતાર, તો મેં લીધો તમારો શણગાર. ॥૬૩૪॥**
**ત્યારે સદાશિવ ગયા શ્રીહરિની પાસ, જઈને વચન કહ્યા પ્રકાશ. ॥૬૩૫॥**
**જયારે શ્રીહરિયે તમો પર ધર્યુ ઈમાન, દેવ દૈત્યના કરવા કામ. ॥૬૩૬॥**
**જે સર્વેવસ્તુ લીધી હતી અમે,તો આપસમાન કરીને નારાયણે મોકલ્યા તમે. ॥૬૩૭॥**
**સ્વામી જો મેં કીધું કામ, તો ચૌદે લોકમાં પ્રકાશ્યું તમારૂ નામ. ॥૬૩૮॥**
**અવર કોઈ નહી આસ, તો દેવ દૈત્યમાં જપાશે તમારો જાપ. ॥૬૩૯॥**

ત્યારે એવું વચન શંખવો કહે, ત્યારે શ્રીહરિ ચિત્ત દઈને રહે. ॥૬૪૦॥
સ્વામી મારા મસ્તક ઉપર ધરોને પાય, તો મારા કારજ શુધ્ધ થાય. ॥૬૪૧॥
સ્વામી તમે ત્રણ મુરત એક જો છો, અને પંડ બ્રહ્માંડમાં એકજ લેખો. ॥૬૪૨॥
ફરી શંખવાને શ્રીહરિ શું કહે, આ વસ્તુ તુજ પાસ નહી રહે. ॥૬૪૩॥
ત્યારે વાત શંખવે કહી, સ્વામી એ વસ્તુ હું રાખું નહી. ॥૬૪૪॥
જો પુરો મારી આસ, તો થઈ જાઉ તમારો દાસ. ॥૬૪૫॥
શંખવો બોલ્યો એથી જો કરી પ્રણામ, મને નિગમ વાણીનું દેખાડો ઠામ. ॥૬૪૬॥
ક્ષમા યાચીને સર્વે દુર્બલ થાય, અને દૈત્ય તણો સર્વે મેલ્યો ભાવ. ॥૬૪૭॥
સર્વેમાં તમે છો દીન દયાલ, તમે ઉગારીને કરો પ્રતિપાળ. ॥૬૪૮॥
જયારે શ્રીહરિયે વચન કહ્યું પ્રકાશ, મારે જવું છે નારાયણની પાસ. ॥૬૪૯॥
જો મોક્ષ તણો તું કરે છે વિચાર,પણ શકિત બ્રહ્માનો રાખવો છે વ્યવહાર. ॥૬૫૦॥
જે ઈચ્છા કરે છે તું, તો વર આપું છું હું. ॥૬૫૧॥

શંખાસુરે કહ્યું, 'હે શ્રીહરિ ! મારા તપશ્ચર્યાના બળથી મે મહાદેવને પ્રસન્ન કર્યા છે. મહાદેવે પ્રસન્ન ચિત્ત થઈ મસ્તક પર હસ્ત ધારણ કર્યા પ્રમાણે અપરિમિત એવું બળ આપી મને ઉપકૃત કરેલ છે. મેરૂ સમાન અચળ સ્થિર એવા આત્મનિગ્રહનું બળ આપી અનન્યસાધારણ એવા હૃદયસ્થિતિનું જ્ઞાન આપી તમારા સમાન કરેલ છે, પણ સૃષ્ટિચક્ર ચાલે તે માટે આ સર્વ અવતારી લીલા કરવાની છે.

બ્રહ્મદેવના વેદોત્પત્તિનો જે અહંકાર હતો તેના માટે મેં તેમના વેદ હરણ કર્યા છે. શકિતદેવીને જે અહંકાર થયેલ હતો કે બધામાં હું જ બળવાન છું બધાને બળ આપનારી હું જ છું. એવા સ્વરૂપના તે અહંકારના માટે મેં એની પાસેથી રત્નોની ચોરી લીધા. પછી તમને પણ એક પ્રકારનો સુક્ષ્મ અહંકાર આવ્યો હતો કે હું સર્વ દેવોમાં કંઈ અંશથી મોટો છું. હું નારાયણના બરોબરીનો હોવાથી બધામાં શ્રેષ્ઠ છું એવો અહંકાર નિવારણ કરવા મેં તમારા પંચ આભુષણની ચોરી કરી. આ રીતે તમારી અત્યંત ગમતી હકીકત હરણ કરવાથી તમે નિરાશ થયા. આ જોઈ સદાશિવે નારાયણ પાસે જઈને એમણે બધી આ સર્વ હકીકત નિવેદન કરી. નારાયણે તમને બોલાવી તમારી શકિત સ્થાપન કરી મારો નિઃપાત કરીને આ સર્વ વસ્તું પરત લાવવા તમને મોકલ્યા છે. અને તે પ્રમાણે તમે તમારૂ કાર્ય કરો છો અને તમારા કાર્યને પ્રશંસા મળે છે. બધે તમારા નામનો પ્રકાશ પડે અને એ દ્વારા ઈશ્વરની સાધના, જાપજાપ્ય વગેરે કરીને લોક તમને આવીને મળશે. અને એ દ્રષ્ટિએ તમારા કાર્યને પુષ્ટી મળે માટે હું આ બધી વસ્તુ લઈને ચૌદ ભુવનમાં ભટકયો અને અનાયાસે તમારી કાર્ય સિધ્ધિ થઈ. શ્રીહરિ મને કોઈપણ પ્રકારની આસના વાસના નથી. એકજ ઈચ્છા છે કે મારા મસ્તક પર તમારાં ચરણ ધરીને મને શુધ્ધ પાવન કરો અને મને તમારાં સમાવી લો. હે સ્વામી ! બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આ ત્રણેય મૂર્તિ એકજ રૂપ છે. કોઈપણ ન્યુનાધિક નથી. પરંતુ આ પિંડ અને બ્રહ્માંડ ચલાવવા માટે તમારા અલગ અલગ ગુણ ધારણ કરી કાર્ય કરે છે. હે શ્રી હરિ ! તમારી આ વસ્તુઓની સંભાળ કરવા હું સમર્થ નથી. મારી પાસે રાખવા જેવી આ વસ્તુઓ નથી. તે હું તમારા સ્વાધીન કરું છું. પણ મારી અંતિમ ઈચ્છા પૂર્ણ કરવા મને તમારાં સ્વરૂપમાં સમાવી લો એવું કહીને શંખાસુર શ્રીહરિને અનન્યભાવે નમસ્કાર કરવા લાગ્યો. પોતાના બધાં પ્રકારના બળ અને માન અપમાન બાજુમાં મુકી દૈત્ય સ્વભાવ દુર કરી અત્યંત દીનપણે ક્ષમા યાચવા લાગ્યો.

શ્રી હરિએ એના અંતઃકરણમાં શુદ્ધભાવ જાણી કહ્યું કે હે શંખવા, હું નારાયણથી વચનબધ્ધ થઈને શકિત અને બ્રહ્માનું કાર્ય વ્યવસ્થિત પાર પાડવા માટે આવ્યો છું. એ જવાબદારી પૂર્ણ પાર પાડીશ એટલે હું તારી ઈચ્છા પૂર્ણ કરીશ.

ત્રુષ્ટમાન થઈને બોલ્યા શ્રીહરિ, અને શંખાસુર ઉપર કૃપા કરી. ॥૬૫૨॥
દૈત્યે ત્યાં દેવ પાય લાગી વિનંતી કરી,ત્યારે દેવ કહે માગ માગ શંખાસુર ઉપર ત્રુઠયા શ્રીહરિ. ॥૬૫૩॥
આજ જે વર માગે તે અમે દેવું જાયે,એવા વચન શ્રીહરિ બોલ્યા છે ત્યાંહે. ॥૬૫૪॥
સ્વામી હું એવું માગું દીન દયાળ, જો મુજ કારણ તમો ધરો દશે અવતાર. ॥૬૫૫॥
સ્વામી કહ્યું તમારૂ નવ કરૂ, આગળ તમારે હાથ મરૂં. ॥૬૫૬॥
સ્વામી વેદ તમારા ના ઓચરૂ, અને તમો વિના બીજાથી નવ મરૂ. ॥૬૫૭॥
ત્યારે દૈત્ય બોલ્યો હું મનમાં ધરૂ,જે દશે અવતાર લગી તુજસાથે યુદ્ધ કરૂ. ॥૬૫૮॥
ભકિતભાવ તમારા જયાંહ જઈને ભંગાણ પાડું ત્યાંહ. ॥૬૫૯॥
જયાં વેદ તમારાં કરે વખાણ, ત્યાં જઈને મારી દેવડાવું આણ. ॥૬૬૦॥
ભજન કરી ને સમરે તમને, તે મેલી ભકિતને સમરે મને. ॥૬૬૧॥
જો કોઈ લેવે તમારું નામ, ત્યાં જઈને મેલાવું તે મારૂ કામ. ॥૬૬૨॥
એવી કહી શંખવે શ્રીહરિ શું વાત, એવો વર ધ્યો ને દિનાનાથ. ॥૬૬૩॥
સૃષ્ટિ બ્રહ્માની મન માને સહુ, અને અવલ લગણ હું અમર રહું. ॥૬૬૪॥
વચન ન કોઈ ઉથાપે જેહ, મહાદેવને શકિત એહ. ॥૬૬૫॥
ચાર તમે ને પાંચમો હું, એવો વર સ્વામી દેવે તું ॥૬૬૬॥
તો દૈત્ય પ્રત્યે શ્રીહરિયે કહ્યું, ત્યારે શંખાસુરને મન આવ્યું. ॥૬૬૭॥
તું રહેજે મહાદેવની પાસ, તે તને કરશે પોતાનો દાસ. ॥૬૬૮॥
કરાવી તપને દેશે વરદાન, ત્યાં તારું વધારશે માન. ॥૬૬૯॥
જો શંખવા તું કહે છે મને, તો હું હણવા આવ્યો છું તને. ॥૬૭૦॥
જે કોઈ મારો હોશે દાસ, જો તું તેની કેડે થાશ. ॥૬૭૧॥
તે ધરશે ભકિતને આવશે અમારી પાસ, તો તુજને હું મારવાને ખાશ. ॥૬૭૨॥
સ્વામી તમને કહું વિચાર, મને મારીને કરો ઉધ્ધાર. ॥૬૭૩॥
ત્યારે કહે શ્રીહરિ સુણ શંખવા વાત, તું દૈત્યને અમે નાથ. ॥૬૭૪॥
જાંબુદ્વિપે કલિયુગમાં અવતાર, તે નિર્મળ સૃષ્ટિ તણો વિચાર. ॥૬૭૫॥
છેલ્લી કલાને છેલ્લું રૂપ, અને ત્યાં મલશે સઘળા ભૂપ. ॥૬૭૬॥
આદે અંતનો એક અવતાર, ત્યારે તારો થાશે ઉધ્ધાર. ॥૬૭૭॥
ત્યારે શ્રીહરિયે એવાં વચન કહ્યાં જેહ, દૈત્ય શિર ચઢાવી દીધા તેહ. ॥૬૭૮॥

જયારે એવા વચન શ્રીવિષ્ણુ કહે, ત્યારે શંખાસુર ચિત્ત દઈને રહે. ॥૬૭૯॥

'હે શંખાસુર તારા વચન સાંભળી હું સંતુષ્ટ થયો છું. તને જે વરદાન માગવું હોય તે નારાયણની કૃપાથી હું પૂર્ણ કરીશ.' શંખાસુરે પરમ આનંદીત થઈ કહ્યું, 'હે શ્રીહરિ મારી ઉપર કૃપા કરીને મારા માટે દસ દવતાર લેવાનું કાર્ય તમે

અંગિકાર કર્યું, પરંતુ શ્રીહરિ જો તમે મારા ઉપર પ્રસન્ન જ હોવ તો એક બીજું વચન માગું છું એ પુરું કરવા માટે તમે કૃપા કરશો. હું મારા દૈત્ય સ્વભાવને અનુસરીને તમારું કોઇપણ વચન સરળ અર્થથી માનીશ નહીં. તમારા વેદવચનનું પાલન હું કરી શકીશ નહીં. પણ મારી અંતિમ ઇચ્છા તમારા હાથથી જ મૃત્યુ થાય. સિવાય કોઇનાથી પણ મારો વધ ન હોય ! હે સ્વામી હું દસે અવતાર તમારી સાથે યુધ્ધ કરાવની ઇચ્છાથી લઇશ એ તમે પુરી કરો. તમારા નામથી જે જે ઠેકાણે ભકતભાવથી યુકત સંકીર્તન, ભજન, પૂજન થતાં હશે એ ઠેકાણે જઇ એ લોકોમાં અહંકાર, દંભ વગેરે ભાવ ધારણ કરવા પ્રવૃત્ત કરી એમાં ભંગાણ પાડવા માટે યશસ્વી થાઉ. આ વરદાન મને આપો. જ્યાં વેદવાણીથી યુકત એવા તત્વોથી તમારા સ્વરૂપનું લોકોને જ્ઞાન કરી આપે એવી સભામાં જઇને સર્વ નિરર્થક કરતા આવડે એવું બળ મને આપો. ભજનકીર્તન કરી જે તમારુ સ્મરણ કરશે એ ઠેકાણે તમારા સિવાય મારી જ ભકિત એ કરવા લાગે એવી મનોવૃત્તિ બદલવાનું સામર્થ્ય મને આપો. આ રીતે વિચિત્ર વરદાનની શંખાસુરે શ્રીહરિ પાસે માંગણી કરી અને એ પુરી કરવા પ્રાર્થના કરી. ત્યારે શ્રીહરિએ આશ્ચર્ય થઇ એને પુછયું, અરે શંખાસુર જગતથી અલગ વચન શા માટે માગે છે. તારા જન્મને સાર્થક કરી લે. શંખાસુરે કહ્યું કે હે શ્રીહરિ, હજુ એક વાત માગવાની છે કે સૃષ્ટિકર્તા બ્રહ્મા સહીત બધાએ મને માન આપી મારી અવધી પુરી થાય ત્યાં સુધી મારા કાર્યમાં કોઇએ વચ્ચે આવવું નહીં. બીજા કોઇથી પણ મને મરણ ન આવે. જે પ્રમાણે દેવ અને ચોથી શકિત તે પ્રમાણે તમારી સાથે પાંચમો એવો હું, મને તમારા જેવું માન મળે એ પ્રમાણે તમે મને વર આપો.'

શ્રીહરિએ કહ્યું: 'હે શંખાસુર તારી જે ઇચ્છા હશે તે પૂર્ણ થશે પણ એ માટે તને તપશ્ચર્યાનું પીઠબળ જોઇએ. તું મહાદેવ પાસે જા. એમની પાસે જઇ તપ કરી પ્રસન્ન કરી એમની પાસેથી વરદાન મેળવી લે. એ તારું બળ શકિત પરાક્રમ વધારી માન આપશે. એટલે તું મહાદેવનો આશ્રય લે. ફકત તારું પહેલું વરદાન હું પૂર્ણ કરું છું. પણ મારા જે સાચા ભકત હશે તેને જો તું ત્રાસ આપીશ તો મારે તારી સાથે યુધ્ધ કરવું પડશે.

આ રીતે બંને દેવ અને દાનવની વાતચીત થઇ. શ્રીહરિએ શંખાસુરને કહ્યું, 'હે શંખવા જયારે જાંબુદ્વિપમાં હું અવતાર ધારણ કરીશ છેલ્લા સંધીકાળમાં પ્રગટ થઇશ ત્યારે બધાં દેશોદેશના રાજા એટલે ચતુર્યુગના સર્વ સદ્‌ભકત એકત્ર થઇ બધાને મોક્ષગતિ પ્રાપ્ત થશે ત્યારે તને પણ મોક્ષગતિ મળશે એવી નારાયણની આજ્ઞા છે. ત્યાર સુધી તારે અને મારે આ જગચક્રમાં અવતાર કાર્ય કરવું પડશે. આમ શ્રીહરિએ કહ્યા પ્રમાણે પરમ સંતોષિત થઇ શંખાસુરે માથું હલાવી એકાગ્ર ચિત્ત કરી નારાયણનું ધ્યાન કરવા લાગ્યો.

**શંખોદર બેટને સાતમું પાતાળ, સત્યતણી ત્યાં ઉઠી જાળ. ॥૬૮૦॥**
**ક્રોધે દૈત્ય પડયો જો ત્યાંય, અને શકિતરૂપ તેડાવ્યા ત્યાંય. ॥૬૮૧॥**
**જેમ જેમ શ્રીહરિ પાય દઇને ધરે, તેમ તેમ શંખવો ક્રોધ જો કરે. ॥૬૮૨॥**
**મહાદુ:ખી થાવ છો શ્રીહરિ, અને પ્રેમે પ્રાણ જાય છે નિસરી. ॥૬૮૩॥**
**કહે શ્રીહરિ દુ:ખી નહી થાઉ, તો તુજ કેડે શાને ધાઉ. ॥૬૮૪॥**
**મારૂં પરાક્રમ જો ન ઓચરૂ, તો તુજ માટે શાને અવતરૂ. ॥૬૮૫॥**
**ધરી અવતાર ને વ્હેર્યું શરીર, રૂધીર વહે જેવું નદીના નીર. ॥૬૮૬॥**
**ત્યારે શ્રીહરિએ સમુદ્રમાં દૈત્યને મારીને લીધા છે, વેદ ચાર. ॥૬૮૭॥**
**જયારે શ્રીહરિ દૈત્ય મારીને વેદ લાવ્યા ચાર, ત્યારે સર્વે દેવ બોલ્યા જયજયકાર. ॥૬૮૮॥**
**તે દેવે માર્યો સમુદ્રમાં ધરી, ત્યાં મત્સ્યરૂપ લીધું શ્રી હરિ. ॥૬૮૯॥**

મારી દૈત્યને રાખ્યું નામ, સુના લોકને કહ્યું બ્રહ્મજ્ઞાન. ॥૬૯૦॥
શંખવાથી દૈત્ય ગયો ટળી, શ્રીહરિ ત્યાંથી આવ્યાં પાછા વળી. ॥૬૯૧॥
દૈત્ય માર્યોને થયા વખાણ, ચૌદ લોકમાં થયું જાણ. ॥૬૯૨॥
મારી દૈત્યને શ્રીહરિ ગયા, અને જીતી દૈત્યને પાછા આવીયા. ॥૬૯૩॥
શકિત તણો પરિવાર, સર્વે લોકમાં થયો જયજયકાર. ॥૬૯૪॥
બ્રહ્મા બેઠા હતા સહી, ત્યાં તેમણે દૂત મોકલાવ્યા જઈ. ॥૬૯૫॥
સુણો હો બ્રહ્માજી દૂત જો કહે, અને વેદ વિના પૃથ્વી કેમ રહે. ॥૬૯૬॥
લાવ્યા વેદને તમે અચિંતા થાવ, તે કારણ શ્રીહરિ પાતાળે ગયા. ॥૬૯૭॥
ત્યારે પાતાળે શ્રીહરિએ શું કર્યુ, દૈત્ય કારણ મસ્ત્યરૂપ ધર્યુ. ॥૬૯૮॥
ત્યારે શંખવો જઈને રહ્યો બેટ જો માંય,ત્યારે શ્રીહરિયે જઈને ગ્રહ્યો ત્યાંય. ॥૬૯૯॥
જયારે ઝાલ્યો ત્યારે લાગ્યો પાય, અને ઓળખ્યા ત્રિભુવનના રાય. ॥૭૦૦॥
જયારે આધિન થઈને સ્તુતિ કરી ઘણી, ત્યારે દીધો વર તેને હણી. ॥૭૦૧॥
તે માટે બ્રહ્માજી તમને કહ્યું, તે દુષ્ટ જોઈ આવ્યો છું હું. ॥૭૦૨॥
તમારા સર્જવ્યા તમારા દાસ, અને શ્રીહરિ આવે છે હમણાં તમારી પાસ. ॥૭૦૩॥

શ્રી હરિએ આપેલ વચન પ્રમાણે ક્ષણમાં જ એના મનમાં અને વૃત્તિમાં પરિવર્તન આવ્યું. સપ્ત પાતાળના નીચે બ્રહ્માંડના છેલ્લા ટોચ પર આવેલા શંખોદર બેટમાં સત્યરૂપી એવી મોટી અગ્નિ શિખા થઈ. એણે શકિતરૂપ ધારણ કર્યુ. એ મહાશકિત એ શંખાસુરને યુધ્ધ માટે આહવાન કર્યો. શ્રીહરિએ એને પગથી દબાવી હાથ પકડી ખેંચવા લાગ્યા. તેમ તેમ શંખાસુર લાચાર થઈ વિનંતી કરવા લાગ્યો. શ્રીહરિએ છેલ્લે પોતાનું સ્વરૂપ બદલીને બંને હાથથી શંખાસુરને જોરથી પકડી એને જમીન ઉપર પછાડયો. એના પેટ ઉપર પ્રહાર કર્યો. એનું પેટ ચિરાઈ ગયું. અને શંખાસુરનો સંહાર કર્યો.

આ રીતે શ્રીહરિએ શંખાસુર દૈત્યને મારીને તેની પાસે રહેલા ચારે વેદ લઈ લીધા. ત્યારે સર્વત્ર શ્રીહરિનો જયજયકાર થવા લાગ્યો. અદ્રશ્યરૂપે આવેલ સર્વ દેવો શ્રીહરિએ ધારણ કરેલ મત્સ્ય રૂપ અવતાર ઉપર પુષ્પવૃષ્ટિ કરી મંગલવાદ્ય વગાડવા લાગ્યા.

સમુદ્રમાં શંખરૂપ ધારણ કરીને અને ચારેય વેદ હરણ કરેલ શંખાસુરનો શ્રીહરિએ મત્સ્યરૂપ ધારણ કરી અંત લાવ્યા. એનો દૈત્યભાવ શંખમાંથી પૂર્ણપણે દુર થઈ જતો રહ્યો અને એ ફકત જ્ઞાનવાન શંખ ત્યાં બાકી રહ્યો. પ્રેમથી શ્રીહરિએ એનું કલેવર હાથમાં ધારણ કર્યુ અને એના હૃદયમાં મુકેલ વૈદિકજ્ઞાન (વેદો) ખુબ યુકિતથી બહાર કાઢી એ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ ત્રણે લોકમાં કરાવી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થયો. આ આનંદમય સંદેશો ફકત બ્રહ્મદેવને કહેવા માટે અને તેમના વેદ પાછા મળ્યાનો સંદેશ આપવા માટે શ્રીહરિએ બ્રહ્મદેવ પાસે એક દુત મોકલ્યો.

દૂત બ્રહ્મદેવ પાસે જઈને વ્યાકુલ થયેલ બ્રહ્મદેવને કહેવા લાગ્યો કે: 'હે સૃષ્ટિકર્તા ચતુરાનંદ ! વેદ આધાર વગર પૃથ્વીની વિકળ અવસ્થા થઈ હતી. એ નિવારણ કરવા માટે શ્રીહરિ શંખાસુર પાસેથી વેદ પાછા લાવવા છેવટે પાતાળમાં જઈ મત્સ્યરૂપ ધારણ કરી શંખાસુરનો અંત કરી ચાર વેદ એની પાસેથી લઈને શ્રીહરિ હવે તમને મળવા આવે છે.' આ  સંદેશ સાંભળી બ્રહ્મદેવને અપરિમીત આનંદ થયો અને તે અતિશય ઉત્કંઠાથી શ્રીહરિની રાહ જોવા લાગ્યા.

વિનંતી કરી સર્વે દૂત ઉભા રહ્યા, ત્યારે પૂઠળ શ્રીહરી આવીયા. ॥૭૦૪॥
ત્યારે બ્રહ્માજીને મન થયો આનંદ, હરખ્યા દૂતને દેવ ચૌદે ભુવન. ॥૭૦૫॥

શ્રીહરિ મત્સ્યરૂપે શંખાસુરને મારીયા, ત્યારે વેદ વાળી બ્રહ્માજીને દીયા. ॥૭૦૬॥
ત્યારે શ્રીમત્સ્યરૂપ ધર્યું વિષ્ણુ નારાયણ, વેદ કારણ ગયા પાતાળે સારંગ પ્રાણ. ॥૭૦૭॥
શ્રીહરિયે પેસી પઈયાલને વાળ્યાવેદ, ત્યારે કેવલ બ્રહમાજીને આલ્યા વેદ. ॥૭૦૮॥
સ્વામી સતગોર યુગમાં દિવો તમે, વેદે દીધી વાચા પાળીયે અમે. ॥૭૦૯॥
હણ્યો શંખવોને કીધા કાજ, ત્યાંશ્રી મત્સ્યરૂપ થયા મહારાજ. ॥૭૧૦॥
કર્તાયુગમાં શ્રીહરિ મત્સ્યઅવતાર, ત્યાંહ શ્રી મત્સ્યરૂપે શ્રીહરિ પરિવાર. ॥૭૧૧॥
જયારે બ્રહ્મા પૂછે વિષ્ણુને જેહ, સ્વામી કેમ નિપન્યુ કારજ તેહ. ॥૭૧૨॥
ત્યારે કહે શ્રીહરિ બ્રહ્મા કૃપા તમો તણી, અમો ઉપર ત્રુઠયા ત્રિભુવન ધણી. ॥૭૧૩॥
તે સહાયે અમે ગયા પાતાલ, અમને માન્યા દીન દયાલ. ॥૭૧૪॥
મત્સ્યપાતાલ ગયા જયાંહ, એક ભકત અમને મળ્યાં ત્યાંહ. ॥૭૧૫॥
તેમને ઉપન્યું જ્ઞાન, તેને અમે દીધું ધર્મદાન. ॥૭૧૬॥
ત્યારે દૈત્ય ત્યાં શી કીધી પેર, ને સર્વે વસ્તુ રાખી પૃથ્વીને ઘેર. ॥૭૧૭॥
ત્યાં મત્સ્યરાજને ઘેર અમે ગયા, ત્યાં તેવે વેશ થઈને રહ્યા. ॥૭૧૮॥
ધરતી શંખાસુરને રાખવા ગઈ, ત્યારે અમે ત્યાં પહોંચ્યા જઈ. ॥૭૧૯॥
શંખવે જાણ્યું આવ્યો ત્રિભુવનધણી, ત્યારે લીધી વાટ તેને પાતાળતણી. ॥૭૨૦॥
ત્રીજે પાતાળે પહોંચો જઈ, તેણે યુદધ ત્યાં માંડયો સહી. ॥૭૨૧॥
તેણે તો પરાક્રમ કીધા અનેક, અને સર્વે દૈત્યના કીધા વિવેક. ॥૭૨૨॥
ત્યાં એવું કરે છે રાજ, તેના અમારે કરવા કાજ. ॥૭૨૩॥
ભકત અમારો હતો એક, લાગી પાયને પુછયા વિવેક. ॥૭૨૪॥
ખંડના રાજા વસે પાતાળ, તેમણે ઓળખ્યા અમને દિનદયાલ. ॥૭૨૫॥
આવ્યા સામા અમે હોતા જયાંહ, અમ વર દીધો વૈકુંઠનો તેહ. ॥૭૨૬॥

એટલામાં શ્રીહરિ ત્યાં આવ્યા. બ્રહ્મદેવ આસન પરથી ઉઠીને શ્રીહરિ પાસે ગયા. અતિશય પ્રેમથી આદરસત્કાર કરીને શ્રીહરિને આસન પર બેસાડી પોતે આસન ગ્રહણ કર્યા. અને અતિશય સૌમ્ય શબ્દમાં તેમનો આદર સહિત આભાર માન્યો. શ્રીહરિએ પોતે લાવેલ ચારેય વેદ બ્રહ્મદેવને અર્પાણ કર્યા. બ્રહ્મદેવે ક્ષેમકુશળ પુછી કહ્યું કે, 'હે શ્રીહરિ નારાયણ મારા માટે તમે આટલો પરિશ્રમ લઈને અપરિમીત કષ્ટ સહન કરી સપ્તપાતાળમાં જઈ અને શંખાસુરને યુધ્ધમાં જીતીને આ વેદ પાછા લાવ્યા છો અને એ માટે તમને મત્સ્ય અવતાર ધારણ કરવો પડયો. આ સર્વ ઘટનાથી તમે મને કાયમનો ઋણી કર્યો છે. અંશતઃ આ ઋણમાંથી મુકત થવાશે નહીં.'

શ્રી હરિ બોલ્યાઃ 'હે બ્રહ્મદેવ, આમાં ઋણ તે શેનું અને મેં એવું કયું પરાક્રમ કર્યુ કે તમે મને આટલું ગૌરવ આપો છો. અરે ! ખરેખર તમારી આજ્ઞાનું પાલન કરવું એ મારું કર્તવ્ય છે. હે બ્રહ્મદેવ, નારાયણે તમોને યોગ્ય પાત્ર જાણી તમોને આ અખંડ જ્ઞાન ગુણભંડાર વેદ આપ્યા છે. એ વૈદિક વચનોનું પાલન કરવું અને રક્ષણ કરવું અમારું કર્તવ્ય છે. હે બ્રહ્મદેવ, આને જ હું ધન્ય માનું છું. તમારું વચન એ નારાયણની આજ્ઞા સમજી શિરધરી કર્તવ્યની જવાબદારીમાં હું યશસ્વી થયેલ છું. આ કેવળ નારાયણની કૃપા જ હોય છે.

 બ્રહ્મદેવના પૂછવાથી શ્રીહરિએ પોતાનો વૃત્તાંત સંક્ષિપ્તમાં એમને કહ્યો. શ્રી હરિ બોલ્યા, હું પ્રથમ એ શંખાસુરને પકડવા માટે દોડયો. તો શંખાસુર આગળ ભાગીને પાતાળમાં ગયો. મત્સ્યલોકમાં જઈને તેણે ત્યાંના રાજાનો આશ્રય માંગ્યો. પણ તેણે નકારતા ત્યાંથી તે આગળ નીકળી ગયો. આ પાતાળલોકમાં એકથી એક એવા પરમભકત પ્રજાહિતેચ્છુ અને આત્મજ્ઞાની રાજા વસેલા છે. શંખાસુરે જે જે રાજા જોડે આશ્રય માટે ગયો તે તે બધાંએ તેને નારાયણનો ચોર જાણીને ધુતકારી મુકયો અને સૌએ સત્યથી ભગવાનની ઓળખાણ કરી લેવાથી મેં એ સદભકતોને વરદાન આપી કૃતાર્થ કરેલ છે. દરેક અવતારમાં એક એક સદ્દભકતોનો ઉધ્ધાર કરી એમને વૈકુંઠપદની પ્રાપ્તિ કરાવી આપવાનું વચન મેં આપેલ છે.

**ત્યારે જઈને રહ્યો એ ચોથે પાતાલ, અનેત્યાં તલાતલ હતો અંધકાર. ॥૭૨૭॥**
**ત્યા રાજા હસ્તી કરે છે રાજય, તે આવ્યા અમારે કાજ. ॥૭૨૮॥**
**ત્યારે તે ભકિત ભાવ કીધો છે ઘણો, અમે ભકત જાણ્યો તેને અમ તણો. ॥૭૨૯॥**
**એવી સ્તુતિ કરી બ્રહ્માને વિષ્ણુ આગળ કહે, સ્વામી ચોર તમારો કયાં જઈ રહે. ॥૭૩૦॥**
**સ્વામી અમે ગયા પાંચમે પાતાળ, તમને માન્યા દીન દયાળ. ॥૭૩૧॥**
**ત્યાંહ સત્યવાદી જીવ હતા ઘણાં, કે સારા ભાગ્ય તે તણા. ॥૭૩૨॥**
**ત્યારે તમો કૃપાયે વર આપ્યો અમે, તેનો શાંશો ન કરો તમે. ॥૭૩૩॥**
**ખંડના ભકત હતા જેહ, અમારી પાસે આવ્યા તેહ. ॥૭૩૪॥**
**રસાતલમાં અમે ગયા જયાંય, સુરજમલ ઉથાપ્યો ત્યાંત. ॥૭૩૫॥**
**ધવલંગ રાજને થયું જાણ, તેણે ન લોપી અમારી આણ. ॥૭૩૬॥**
**સૂરજમલ શંખવા શું થયો, તેને વળી અમે રાનીયો. ॥૭૩૭॥**
**વિષ્ણુ ત્યાં બ્રહ્મા આગળ કહે, અને શંખવો કોનો રાખ્યો નવ રહે. ॥૭૩૮॥**
**જયાંહ આભૂષણ હોતા શકિત તણા, તે ધરતીને ઘેર મેલ્યા ઘણા. ॥૭૩૯॥**
**જે હોતો અમારો શણગાર, તે મેલ્યો સુરજમલને દ્વાર. ॥૭૪૦॥**
**અમે હણતા તેણે ન કીધી વાર, વેદ વાળી લીધા તત્કાળ. ॥૭૪૧॥**
**ત્યારે હરખ્યા બ્રહ્માજી ભયો ઓમકાર, અને ચૌદલોકમાં તે તેજ અપાર. ॥૭૪૨॥**
**સ્વામી હું ગયો સાતમે પાતાળ મને નાગે માન્યા દિન દયાલ. ॥૭૪૩॥**
**સર્વે લોકમાં થયું જાણ, મારી શંખાસુરને લીધા પ્રાણ ॥૭૪૪॥**

શ્રી હરિ બ્રહ્મદેવને પોતાની હકીકત આગળ કહેવા લાગ્યા કે આ શંખાસુર ચોથા પાતાળમાં ગયો. ત્યાં ગુપ્તપણે રાજ દરબારમાં જઈને બેઠો. ત્યાં હસ્તીરાજ રાજય કરે છે. મે તેને બધી પરિસ્થિતિ જણાવી તે અનન્ય ભકિતભાવથી મને મદદ કરવા દોડી આવ્યો અને અનેક રીતે સ્તુતિ કરી અત્યંત નમ્ર ભાવથી શંખાસુરને પકડી લાવવા માટે આજ્ઞા માંગવા લાગ્યો. તેને અનુરૂપ એવું વરદાન આપી મેં તેને સંતુષ્ટ કર્યો અને શંખાસુરને મારવા માટે હું આગળ ગયો. પાંચમા પાતાળનો માર્ગ લઈ શંખાસુરે ત્યાંના રાજાનો આશ્રય લીધો. પણ હું ત્યાં જતાં જ પરમ સદ્દભકત રાજા પોતાના ભાગ્યના  વખાણ કરતો મને આવી મળ્યો. મે એને પણ યોગ્ય વરદાન આપી સંતુષ્ટ કર્યો. આ રીતે આગળ અલગ અલગ પાતાળમાં જઈ આશ્રય માગ્યો પણ કોઈ એને આશ્રય આપવા તૈયાર નહોતું. હું જતાં જ ઈશ્વર રૂપ સમજી એ સદ્દભકત મારા

શરણે આવતા. એમની મનોકામના પૂર્ણ કરવા માટે એમને વરદાન આપ્યાં છે. ફકત એક રાજા સુરુજમલ એણે માત્ર દૈત્ય કુળનું અભિમાન કરી શંખાસુરને આશ્રય આપી મારો પ્રતિકાર કરવા સજ્જ થયો. તેને શ્રાપ આપી હું મારા માર્ગે નીકળ્યો. શંખાસુર આગળ સપ્તપાતાળના તળમાં રહેલા શંખોદર બેટમાં જઈ રહ્યો. ત્યાં જઈને મત્સ્ય રૂપ ધારણ કરી એનો સંહાર કરી આ વેદ પાછા લાવી તમારા સ્વાધીન કર્યા છે. શ્રી હરિની વાણી સાંભળી બ્રહ્મદેવને અપરિમિત આનંદ થયો. તેમને અપાર પ્રેમથી શ્રીહરિનો અત્યંત નમ્રભાવે સદ્કાર્ય કર્યા બદલ આભાર માન્યો.

**વિષ્ણુ બ્રહ્મા શું કહે, અને સતપંથ ગોરસુ જ્ઞાન જો ધરે. ॥૭૪૫॥**
**આદે સતપંથ હોતા જેહ, પેહલા યુગમાં મેલ્યા તેહ. ॥૭૪૬॥**
**કહે બ્રહ્માસ્વામી સત્યપંથ વરો, અમે આગળ જઈયે ને તમો અવતરો. ॥૭૪૭॥**
**નારાયણે અમને આલ્યું છે વર, જે તમોને માનશે તેની તમો સહાય કર. ॥૭૪૮॥**
**અમે જઈને દેખાડયું સંસાર માં જ્ઞાન, તમે આવશો ત્યારે અમારૂં વધશેમાન. ॥૭૪૯॥**
**ત્યારે વિષ્ણુયે બ્રહ્માને કહ્યું, વચન તમારૂ મેં મસ્તક ધર્યુ. ॥૭૫૦॥**
**ત્યારે ત્યાં હોતા બ્રહ્માને આવ્યા મહાદેવ,ત્યારે ત્યાં આવ્યા શકિત કરે છે સેવ. ॥૭૫૧॥**
**ચારે મુરત ત્યાં કરેછે વિચાર, ત્યારે શકિતયે માંગ્યો શણગાર. ॥૭૫૨।**
**સ્વામી તમે વેદ કારણ પાતાળે ગયા, આભુષણ મારા કેમ ન લાવીયા. ॥૭૫૩॥**
**તમે સુણો સ્વામી હું કહું છું તમને, તમે ત્રણે દેવ નથી જાણતા મને. ॥૭૫૪॥**
**આદશકિત છે મારૂં નામ, કહો તો ફેડુ તમારાં ઠામ. ॥૭૫૫॥**
**નારાયણે ઉપજાવી છે મને, અને ગુણમારા સર્વે કહું છું તમને. ॥૭૫૬॥**
**અનંત કળાથી હું અવતરું, ક્ષણ એકમાં હું અનંત રૂપ ધરૂ. ॥૭૫૭॥**
**ક્ષણ એકમાં ધરૂ માતાનું જ્ઞાન, ક્ષણ એકમાંનહી મને સુતકને સ્નાન. ॥૭૫૮॥**
**સંસાર સર્વે રાખું મુજ માહે, સજર્યા સહુ ઘર થઈ રહું નારી. ॥૭૫૯॥**
**એવે પરાક્રમે હુ જો ભરી, મારો ગુણ ન જાણ્યો શ્રીહરિ. ॥૭૬૦॥**
**અજાણમાં પૂજતા તમે, તેણે હણીને કટકા કીધા અમે. ॥૭૬૧॥**
**બ્રહ્મા વિષ્ણુ મહાદેવ તમે, ત્રણે તેની કરતા સેવ. ॥૭૬૨॥**
**મને હણતાં ન લાગી વાર, તેણે મારીને કટકા કીધા બાર. ॥૭૬૩॥**
**તેને મારી ત્રિશુળ ને છેદ્યું શરીર, તમ આગળ વળી રાખું છું ધીર. ॥૭૬૪॥**
**ત્યાંહ વળી માયા રૂપી સજર્યા છીએ અમો, હું નારી એકને વળી ત્રણ પુરૂષ છો તમો. ॥૭૬૫॥**
**એવા વચન જયારે શકિતએ કહ્યા, તે બ્રહ્મા વિષ્ણુએ લહ્યા. ॥૭૬૬॥**

શ્રી હરિએ બ્રહ્મદેવને કહ્યું કેઃ 'હે બ્રહ્મદેવ, તમે મૃત્યુલોકમાં જઈને આ વૈદિક જ્ઞાનનો જગતના લોકોને ઉપદેશ કરો. સદ્ગુરૂ રૂપથી પ્રગટ થઈ આ વૈદિક સતપંથ ધર્મનુ સુજ્ઞજનોને માર્ગદર્શન કરો. આ અનાદિ સનાતન વૈદિક સન્માર્ગ  હોવાથી આની તમે પ્રથમ યુગથી સ્થાપના કરો. તમે દિગ્દર્શિત કરેલા 'સત્' માર્ગને જે કોઈ વિરોધ કરશે, સત્માર્ગ છોડી અસત્ય આચરણ કરશે એવા દુષ્ટનો સંહાર કરવા હું અવતાર ધારણ કરીશ. જે સદ્ભકત પરમ શુધ્ધ અંતઃકરણથી સન્માર્ગાનુસરણ કરી સાચા હૃદયથી ઈશ્વર ભકિત કરીને જગતની મિથ્યામાયા મોહરૂપ કસોટીમાંથી પાર ઉતરશે એમનો

ઉદ્ધાર કરવા માટે હું પ્રગટ થઈને તે સર્વ કાર્ય કરી તમોને સહાય કરીશ.

શ્રી હરિના વચન સાંભળી બ્રહ્મદેવે પૂર્ણ આનંદ દર્શાવી કહ્યું કેઃ તમારા વચન હું શિરોમાન્ય માનું છું. શ્રી નારાયણે પણ મને તેવી આજ્ઞા કરી હોવાથી આ વૈદિક જ્ઞાનનો પ્રસાર કરવા માટે મને મૃત્યુલોકમાં જવાનું છે પણ શ્રીહરિ આ કામ મારા એકલાથી પાર પડશે એવું લાગતું નથી. માટે તમે મારી પર કૃપા કરી મને સહાય કરો. તમારી સહાયથી આ કામ વ્યર્થ જશે નહીં.' શ્રીહરિએ એમનાં વચન માન્ય કર્યા.

એટલામાં મહાદેવ અને શકિત ત્યાં આવી પહોંચ્યા. બધાએ પરમ સંતોષિત થઈને એકબીજાને પ્રેમભર્યા ક્ષેમકુશળના સમાચાર પૂછી આભાર માન્યા. મહાદેવે અને શકિકતએ શ્રીહરિને તેમના અવતાર વિષયે કાર્યની વિસ્તારપૂર્વક ચર્ચા કરી અને શ્રીહરિએ પણ સર્વ હકીકત કહી. ત્યારે શકિતએ શ્રીહરિને વિનંતી કરી કેઃ 'હે શ્રીહરિ, તમે શંખાસુરને મારીને વેદ પાછા લાવ્યા પણ મારા અલંકાર શૃંગાર કેમ લાવ્યા નહીં ? આભુષણ પણ લાવવાનું કેમ ભૂલી ગયા ? તમે ત્રણેય મારી યોગ્યતા જાણતા નથી. હું આદ્યશકિત હોઈને મનમાં જો આવે તો હું ત્રણેયને સ્થાનભ્રષ્ટ કરી શકું છું. નારાયણે એકમાત્ર સંકલ્પથી કેવળ પ્રતિકૃતિ માની મારું નિર્માણ કરેલ છે. હું અનંત ગુણવાન, કલાવાન છું. એક જ ક્ષણમાં હું અનંત રૂપથી પ્રગટ થઈને અનંત કાર્ય કરી શકું છું. આવી મારી અપરિમત શકિત છે. હું ક્ષણમાં માતાનું સ્વરૂપ ધારણ કરૂ છું. સર્વ જગતમાં હું મારા અવર્ણનીય ગુણથી વ્યાપ્ત થયેલ છું હું દરેકના ઘરે સ્ત્રી રૂપથી પ્રગટ થઈને સર્વ જગતની સેવા પણ કરૂં છું આ પ્રમાણે અનંત ગુણ મારી પાસે છે. પણ તમે ત્રણેય મારી શકિતને ઓળખતા નથી. જેને તમે પૂજ્ય અને વંદનીય માનતા હતા તેને મેં એક જ ક્ષણમાં ત્રિશુળથી મારીને બાર ટુકડા કર્યા હતા. પરંતુ તમારી પાસે હું ધીરજ ધરીને તમારું અનિષ્ટ ઈચ્છતી નથી. પણ ધ્યાનમાં રાખો કે તમે ત્રણેય દેવ અને હું શકિત એકલી હોઈને તમને ત્રણેયને હરાવીને મારી શકું એવી દિવ્ય શકિત મારામાં છે અને ઈચ્છા પ્રમાણે એનું પરિણામ હું હમણાં જ બતાવું છું'.

વિષ્ણુએ કહ્યું શકિતને ત્યાહે, જે શણગાર તમારો લાવીશ આહે. ॥૭૬૭॥
મારે સૃષ્ટિતણું કરવું છે કામ, રતન મુકાવ્યા છે જુજવે ઠામ. ॥૭૬૮॥
ફરી અમારે જાવું પાતાળ, અને લેશું કૂર્મ અવતાર. ॥૭૬૯॥
મેલી આવ્યો છું ધરતીને ઘેર, અને જીવોની છે પેર. ॥૭૭૦॥
શું કહો છો શકિત વારંવાર, તમારો ત્યાં રાખ્યો છે શણગાર. ॥૭૭૧॥
મેલી આવ્યો છું નાગને ઘેર, જવું છે તેની કરવા પેર. ॥૭૭૨॥
જો અમે હોઈયે દીન દયાળ, તો ત્રીજીવાર જાવું પાતાળ. ॥૭૭૩॥
ત્યારે શકિત મન હરખ્યા અનંત, સ્વામી અમારે તમારે છે વચન. ॥૭૭૪॥
ત્યારે સતગોરે વેદ ભણ્યા અપાર, અને માયાનો થયો અહીંથી વિસ્તાર. ॥૭૭૫॥
ત્યારે વિષ્ણુ કહે સુણો શકિત તમે, તમે આવો તો વળી જવું અમે. ॥૭૭૬॥
સ્વામી તમે છો ચૌદે ભુવનના નાથ, તો અમે આવીશું તમારી સાથ. ॥૭૭૭॥
વિષ્ણુ શકિત બ્રહ્મા મળી, એત્રણે ભેગા એક પાત્રમાં ભળી. ॥૭૭૮॥
એત્રણ થકી જે નિપજે અંશ, તે કહેવાય શ્રીહરિનો અંશ. ॥૭૭૯॥
તેના કોઈ પુજે પાય, તે જીવ તો અમરાપુરમાં જાય. ॥૭૮૦॥
એ અંશમાં જે મુરત એક, જેમાં કહીયે અનંત વિવેક. ॥૭૮૧॥

જેણે ટાણે આવે જેહ, તેણે સમયે ઉપજે તેહ. ॥૭૮૨॥
તે મારી દૈત્યને જપાવે જાપ, સતગોર કહે તે આપોઆપ. ॥૭૮૩॥
પાતાળે ગયાનું રાખ્યું વચન, અને ભકતોના ઉગારવા તન. ॥૭૮૪॥
ચૌદ લોકમાં ઉપજયો જેહ, આપોઆપ કહીયે તેહ. ॥૭૮૫॥
બાકી અવર ન જાણો કોઇ, વિષ્ણુ દેવ આપે સહી. ॥૭૮૬॥
ત્રણે મળીને કર્યો વિચાર, બ્રહ્મા વિષ્ણુ શકિત અવતાર. ॥૭૮૭॥

ભગવાન વિષ્ણુ બોલ્યાઃ 'હે શકિતદેવી, તમારી અપરિમિત ગતિ અમે જાણી છે. તમે મનમાં કાંઇ પણ ઓછું ન લાવતાં ક્રોધ કરશો નહીં. તમારા અલંકાર, આભુષણ, શૃંગાર હું લઇ આવીશ, કારણ સૃષ્ટિનું કાર્ય કરવા માટે મને મૃત્યુલોક અને પાતાળલોકમાં જવાનું છે. તમારા શૃંગાર પાતાળમાંથી શેષનાગના દરબારમાંથી કાઢી લાવી મૃત્યુલોકમાં ધરતીના દ્વારે મુકયા છે. ત્યાં તે સુરક્ષિત છે, પણ હું જયારે કૂર્મરૂપ ધારણ કરીશ ત્યારે સમુદ્રમંથન વખતે તમારા આ અલંકાર લાવીને તમારા સ્વાધીન કરીશ એવું તમે નિશ્ચય સમજજો. હે શકિત, તમારી પ્રીતિ માટે અને તૃપ્તિ કરવા માટે મને ત્રીજીવાર પણ જો પાતાળમાં જવું પડે તો એ કાર્ય હું અત્યંત આનંદથી શિર પર લઇ ત્યાં જઇશ, કારણ કે મેં તમને એવું વચન આપેલ છે.' આ સાંભળી શકિતને ખૂબજ આનંદ થયો. શકિતદેવી અત્યંત હર્ષિત થઇને શ્રીહરિની સ્તુતિ કરી ગુણગાન ગાવા લાગ્યાં કે, હે સ્વામી તમે ચૌદ ભુવનના નિર્મીત થઇને સંકલ્પમાત્રથી આ જગતના અનંત રૂપથી વિસ્તાર કરવામાં સમર્થ છો. !

સદ્‌ગુરુ મહારાજ કહે છે કેઃ વેદ વચન અનુસાર ને જ્ઞાનદ્રષ્ટિથી જે જીવાત્મા શિવ અને શકિત તેજથી બ્રહ્મતત્વ પ્રાપ્ત કરી લે છે તેવી દિવ્ય વિભૂતીમાંથી તેજસ્વી અવતાર પ્રગટ થઇ આ જગતના અજ્ઞાની જીવાત્માના માર્ગદર્શન બની રહે છે.

મચ્છ અવતારે બાંધ્યાબંધ, સતગોર કહે છે એ છેલ્લી સંધ. ॥૭૮૮॥
સતગોર કહે એ એંધાણ, ને જયારે થયા મચ્છ લાવ્યા વાણ. ॥૭૮૯॥
એકમળીને અવતાર ત્રણ, બ્રહ્માજીયે કહ્યું તે સત્ય વચન. ॥૭૯૦॥
સર્વે આગળ બ્રહ્માજી થયા, શકિત વિષ્ણુ કેડે આવીયા. ॥૭૯૧॥
મહાદેવ ધ્યાન ધરીને રહ્યા, યોગકળા લઇને નારાયણ પાસે ગયા. ॥૭૯૨॥
શ્રીહરિ પાસેનું ધર્યુ ઇમાન, બ્રહ્માજી તણાં અહીયાં જુજવા ઠામ. ॥૭૯૩॥
બ્રહ્મ કુળમાં શકિત અવતાર, તે થકી વિષ્ણુ કરે વહેવાર. ॥૭૯૪॥
કળાધરીને વરે જેહ, આપોઆપ જો કહીયે તેહ. ॥૭૯૫॥
ફેરવે વેદ તણી જે આણ, ચૌદ લોકમાં કરે જાણ. ॥૭૯૬॥
અકળીત બળનો ના આવે પાર, મારી દૈત્યને કરે નિરાશ. ॥૭૯૭॥
જે વેળાનો વારો જેહ, અજંપાજાપ કાંડી જપાવે તેહ. ॥૭૯૮॥
ભુલી દુનિયા ભુલ્યો એ સંસાર, ખગોળ ભુગોળના વરણ અઢાર. ॥૭૯૯॥

**યુગ અન્તે ચલાવે ફરમાન, શ્રીહરિ કળાના એ એંધાણ. ॥૮૦૦॥**
**એ કુળમાં જુદા છે અંશ, જે કોઈ હોય બ્રહ્માનો અંશ. ॥૮૦૧॥**
**આગમવાણી ભાખે અપાર, અને અગમનિગમ વેદ વિચાર. ॥૮૦૨॥**
**આદ્યઅંતની વાત કહે તેહ, તે ઘર વાસો વિષ્ણુનો જેહ. ॥૮૦૩॥**
**નારાયણે ઉપજાવ્યું ઈંડ, થયા પોતે ને બાંધ્યું બ્રહ્માંડ. ॥૮૦૪॥**
**તેનો જે કોઈ કહે વિચાર, એ કુળે કહિયે બ્રહ્મ અવતાર. ॥૮૦૫॥**
**શ્રીહરિ તણા જે કરે વખાણ, અને સર્જર્યાના સર્વે કહે એંધાણ. ॥૮૦૬॥**
**અવતારનો જે જાણે વિચાર, તેને કહીયે બ્રહ્મા અવતાર. ॥૮૦૭॥**

સૃષ્ટિચક્ર ચલાવવા માટે અંતર દષ્ટિથી બ્રહ્મશકિત, વિષ્ણુશકિત અને રૂદ્રશકિત એટલે રજ, સત્વ, તમ આ મૂળ પ્રકૃતિ એક જ છે. પણ અલગ અલગ એવી મુખ્ય ત્રણ રૂપ જુદા પડવાથી તેમાંથી અનેકાનેક થઈ સાંપ્રત જગત અસ્તિત્વમાં આવ્યું છે.

સકલ બ્રહ્મશકિતથી એટલે રજોગુણાત્મક પ્રકૃતિથી જો મનુવંશ એટલે માનવવંશ નિર્માણ થયો, તેમાં વિષ્ણુશકિતનો એટલે સત્વપ્રધાન પ્રકૃતિ સંયોગથી માનવ વંશમાં અનેકાનેક સદ્ભકત એટલે દેવ અવતારી પુરૂષ નિર્માણ થયા. એમણે વેદોપનિષદોનો અનેકાનેક સાખા=ઉપશાખાથી પ્રસરેલા જ્ઞાનરૂપી વૃક્ષોનો ત્રિભુવનમાં વિસ્તાર કર્યો. એ જ્ઞાનની ઉપાસના કરીને તેના બોધામૃત ફળોનો આસ્વાદ લઈ પરમતત્વથી એકરૂપ થયા. તેમજ એ બ્રહ્મશકિત જોડે રૂદ્રશકિતનો સંયોગ થઈ એમનાથી અનેકાનેક ઋષિમુનિ-મહાતપસ્વી જીવાત્મા થયા. જેમણે સત્વશકિતનો એટલે વિષ્ણુશકિતનો આશ્રય લીધો. તે યુગપ્રવર્તક મહાન સતપુરુષ થયા. પણ જે તમોગુણી આશ્રયમાં જઈને વિકારોને આહારી થયા તેજ માનવમાંથી દાનવ થઈને તપશ્ચર્યાના યોગથી ત્રિભુવન વિજયી દૈત્ય થયા.

પણ છેલ્લે વિષ્ણુશકિતના બીજા અંગથી રક્ષણ અંગથી એ દુષ્ટોનો સંહાર કરી સૃષ્ટિ નિષ્કલંક રાખવાનું કાર્ય કર્યુ છે, કરે છે અને કરશે. આ રીતે અગમ્ય એવી નિગમ અને આગમ ભવિષ્યવાણી કથન કરી તેમજ ખગોળ અને સંપૂર્ણ ભૂમંડળની ઉત્પત્તિ, રચના, સ્થિતિ અને લય એમના કાર્ય પ્રયોજન વગેરે સંપૂર્ણ રીતે કથન કરી સદ્ગુરુ મહારાજે ભુલેલા લોકોને-આત્મસ્થિતિ ભુલેલા અજ્ઞાની માનવજાતીને જ્ઞાનરુપી દિવો પ્રગટ કરીને, તેમના અજ્ઞાન, અંધકારનો નાશ કર્યા છે. આત્મજ્ઞાનરૂપી દિવ્ય ખડગથી જે અજ્ઞાનીજનોને માયાની પ્રકૃતિના બંધ તોડીને તેમને આત્મચૈતન્ય-રૂપ નારાયણની પ્રાપ્તિ કરાવીને આપે છે એ જ ખરેખર યુગપ્રવર્તક સત્પુરૂષ બ્રહ્મ અવતારી ગણાશે. પરમેશ્વરના નિર્ગુણ નિરાકાર સ્વરૂપની જેમને જાણ થઈ શકતી નથી, આવા પામર જીવાત્માને પણ તેમના સગુણ સાકાર અવતાર પાત્રની જે જાણ આપી ભકિત કરાવડાવે છે એ પણ યુગપ્રવર્તક બ્રહ્મ અવતારી સત્પુરૂષ કહેવાશે. હે જીવાત્માઓ, તમે એમની સેવા કરો. નિત્ય એમના સહવાસમાં રહો. એમના મુખારવિંદમાંથી અથવા શાસ્ત્રગ્રંથ દ્વારા સંકલિત જ્ઞાન શ્રવણ કરો. મનન અને નિદિધ્યાસ કરી આત્મપ્રચિતીના યોગથી જાણ કરી લો, અને પોતાના મનુષ્યજન્મને સાર્થક કરી લો. માનવજન્મ વારંવાર મળશે નહીં. સંજોગ પ્રાપ્ત થયેલ છે તો બધા પ્રકારના આળસનો ત્યાગ કરી સત્માર્ગનો રાહ અપનાવો. તમે આત્મજ્ઞાનરૂપી  સુર્યના અંશ છો. પોતાના હૃદયમાં એ આત્મચૈતન્ય ઝળકે છે, એની પ્રકૃતિની આપણને ખબર નથી. સંતપુરૂષોના સહવાસથી જ્ઞાનચર્ચાથી એની જાણ કરી લો અને પોતે પોતાને ઓળખો એટલે આપણે બ્રહ્મ અવતારી બ્રહ્મપુત્ર છીએ એ આપણને સમજાઈ જશે.

ચાર વેદ ચાર મુખની વાણ, જીવ બાંધ્યા ચારે ખાણ. ॥૮૦૮॥
જીવ જેનો રહ્યો ચૈતન્ય, તે ઉપજાવે બ્રહ્માને તન. ॥૮૦૯॥
નાભી ચક્રનું જે ધરે દયાન, પિંડ બ્રહ્માનું કહે સર્વે ઠામ. ॥૮૧૦॥
મુકિતમાર્ગનો જે જાણે ભેદ,અને કહી દેખાડે ચાર વેદ. ॥૮૧૧॥
પોતે શ્રીહરિનો જપે જાપ, અને સૃષ્ટિને તે જપાવે આપ. ॥૮૧૨॥
પિંડ બ્રહ્માંડનો કહે વિચાર, અને તેણે કહિયે બ્રહ્મા અવતાર. ॥૮૧૩॥
સતગુરુ કહે તમે મુનિવર સુણો, બ્રહ્મઅંશ માન્યાનો ભેદ છે ઘણો. ॥૮૧૪॥
પાત્ર અભયાગત કહાવે જે, દાન લેવા ઉપજાવે તે. ॥૮૧૫॥
દિવ્ય હૃદયે જે કોઇ દેહ ધરે, અને વચન જેનું ખાલી ના પડે. ॥૮૧૬॥
જે અવતારનો થાયે પ્રાધાન્ય, તે બ્રહ્મા વિષ્ણુને એકજ જાણ. ॥૮૧૭॥
જે પૂજે સતગોર પાત્રને આપે દાન, તેનું થાયે વળી મેરૂસમાન. ॥૮૧૮॥
અમરભેદની દેખાડે વાટ, કહે સતપંથ મુગતના ઘાટ. ॥૮૧૯॥

બ્રહ્મદેવના ચારેય મુખમાંથી વેદ વચનની વાણી પ્રસ્તુત થઇ અને એજ બ્રહ્મશકિત પાસેથી સ્વદેજ, ઈંડજ, ઉદ્‌ભીજ અને જરાયુજ એવા ચાર ખાણી બંધાયા. એ ચાર ખાણીમાંથી ચૌર્યાસી લાખ એવા અનેકાનેક જીવપ્રાણીમાત્રનો શરીરનું નિર્માણ થયું. અને એમના દેહમાં એજ બ્રહ્મતત્વ આત્મચૈતન્યરૂપથી નિવાસ કરવા લાગ્યું. અન્ય કોઇપણ પ્રાણીમાત્રને આ આત્મચૈતન્યની જાણ હોતી નથી. ફકત માનવ દેહથી તેમાંયે મહાત્મા પુરૂષના સાન્નિધ્યમાં રહીને આત્મજ્ઞાન ગ્રહણ કરી એ પ્રમાણેના આચરણથી જેમને એ બ્રહ્મનો ધ્યાનયોગ સાધ્ય કર્યો એને જ એ પિંડ બ્રહ્માંડની સંપૂર્ણ જાણ હોય છે. તેમાંથી જ મુકિતમાર્ગ મળે છે, તેમાંથી જ ચારેય વેદોના રહસ્ય સમજી શકાય છે. વેદવેદાંગ, ઉપનિષદો વગેરે ધર્મગ્રંથોમાંથી વિશેષ ગુહ્યજ્ઞાન સમજનારા યોગી જેનો પોતે યોગાભ્યાસથી પરમેશ્વરથી પણ જે તાદાત્મ્ય પામે તો મનુષ્ય માટે યોગ્ય માર્ગદર્શન કરી એમને પણ બ્રહ્મદર્શન માટે સિધ્ધ કરી આપે એજ ખરા બ્રહ્માવતારી સંત મહાત્મા યોગી ગુરૂ હોય છે. આવા મહાત્માની, સુયોગ્ય-સુપાત્ર યોગીશ્વરની તન, મન, ધનથી સેવા કરીને તેમની કૃપાદષ્ટિ સંપાદન કરવી. આવા સંત મહાત્માઓ આ અવનીતલ ઉપર દીપસ્તંભરૂપે હોય છે. તેઓ અજ્ઞાની મનુષ્યોને અસત્યના માર્ગથી છોડાવી સત્યમાર્ગનો, મુકિતમાર્ગનો રસ્તો બતાવવા અને એ માર્ગને અનસુરવા બધી જવાબદારીઓ એ મહાત્માના શિરે રહેતી હોય છે. આવા બ્રહ્માવતારી સંત મહાત્માની તમે સેવા કરો. હે મુનિવર ! આપણા તન, મન, ધન શું પણ પ્રાણ સુધ્ધા એમના સ્વાધીન કરી ફકત એમનો એક સેવક, નોકર આવા ભાવથી સંસારમાં રહીએ એટલે એમની કૃપાદષ્ટિ થશે જ. આમાં તલમાત્ર શંકા નથી આ જ સતપંથ છે. આ જ દેવયાન માર્ગ છે. આજ મુકિત માર્ગ છે.

આ સત એંધાણ ઉપજે તે, નીત કળા અનેરી જે. ॥૮૨૦॥
જે દુનિયામાં આવશે જન, અને સતપંથ ધર્મમાં રાખે મન. ॥૮૨૧॥
ચૌદ ભુવનનાં કરે વખાણ, તેવા સતી લોકના કહે સર્વે એંધાણ. ॥૮૨૨॥

શ્રીહરિ અવતાર ધરે જે, વેળા વર્તમાન ભાખે તે. ॥૮૨૩॥
બ્રહ્મા આસન બેઠા હોય જે, અને નારાયણની પ્રીત રાખે તે. ॥૮૨૪॥
વૈકુંઠનું વર્ણન કહે જે, ચતુરમુખી બ્રહ્મા કહીયે તે. ॥૮૨૫॥

આગમ સતગોર ભાખ્યા એહે, અંશે અવતરે તે સર્વેપાત્ર તેહે. ॥૮૨૬॥
તેવા પાત્રને જે કોઇ દાન જો દે, અને સંતોષે સુપાત્ર જો લે. ॥૮૨૭॥
પ્રભાતે વળી વાવે જેહ, અને સાંજે વળી ફળ આપે તેહ. ॥૮૨૮॥
સુપાત્રને એક ધણું જો દાન દેવે, અને સતે ધર્મે સવાલાખ ગણું લેવે. ॥૮૨૯॥
એવા સત રાખે જે, તે સતગોર પાત્ર હોય તે. ॥૮૩૦॥
અંશ તણો જો યે પ્રતાપ, છુટે ચૌર્યાસીને ઉતરે પાપ. ॥૮૩૧॥

સતગુરુની બધી કળાઓથી યુકત અને બધા લક્ષણોથી યુકત આવા જે મહાત્મા પુરુષ અવતરે છે તેઓ આ જગતમાંના અજ્ઞાન મોહાન્ધકારમાં ગોથા ખાતા જીવાત્માઓને યોગ્ય માર્ગદર્શન આપી ભવસાગરમાંથી બહાર કાઢી મોક્ષપદમાં લઇ જાય છે. ચૌદ ભુવનમાં એમનો જયજયકાર થાય છે. કારણ ચૌદ ભુવનની સ્થિતિનું સંપૂર્ણ જ્ઞાન એમણે પ્રાપ્ત થાય છે માટે એની જાણ એ સદભકતોને કરાવી આપે છે. અવતારપાત્રો કળા એમની સ્થાનક અને સ્થિતિ વગેરે સંપૂર્ણ અજર, અમર, અક્ષય, આગમનિગમ, જ્ઞાનની જાણ સદ્‌ભકતોને કરાવી આપે છે. એમ બ્રહ્મ આસન પર આરૂઢ થઇ મનની બધી વૃત્તિ શુન્યાકાર કરી, પ્રાણશકિતનો નિરોધ કરી, નારાયણ તત્વથી એટલે નિર્ગુણ નિરાકાર સતતત્વોથી તાદાત્મ્ય પામેલ એવા મહાપુરૂષો જ સમજાવી શકે છે એવા સતપુરૂષોની અંશાત્મક કૃપા જો સંપાદન કરતા આવડે તો એ જીવાત્માનું જીવન સફળ થાય છે. એમના દૈહિક ભોગવાસનાઓ સંપૂર્ણ લય પામીને ફકત એકમેવ સત અવિનાશી તત્વથી તે તદ્રુપ થાય છે. આ માટે હંમેશા એમના સત્સંગમાં રહીને એમની તનમનધનથી યથાશકિત સેવા કરવી. સતપુરૂષોની કૃપાથી એક ક્ષણની અથવા અંશની પણ જો એના ઉપર કૃપા થાય તો જીવાત્માના બધા જન્મના સંચિત પ્રારબ્ધ કર્મનો ભોગ બળીને ભસ્મ થાયછે. માટે હે સજ્જનો તમે જાગૃત થાવ. ચોર્યાસીના ફેરામાંથી છુટવા માટે પ્રયત્નશીલ થાઓ. મહાત્મા પુરૂષોને-સત્પુરૂષોને શરણે થાઓ. પુરૂષાર્થથી એમની પાસેથી પ્રત્યક્ષ અને ગ્રંથરૂપી અપ્રત્યક્ષ રીતે જ્ઞાન સંપાદન કરી અને તન મન ધનથી સેવા કરી એમના પ્રેમને વશ થાવ.

બ્રહમા વિષ્ણુ ને શકિત કરે વિચાર, હવે આપણે ધરીયે અવતાર. ॥૮૩૨॥
તાહા દૈત્ય તણો જે ફેડો ઠામ, ગોર માનધાતાએ મચ્છ જપાવ્યા જાપ. ॥૮૩૩॥
ભકત રુખામાંગદને આપ્યો વર, પહેલા ભકતની સહાય જો કરે. ॥૮૩૪॥
દસતરી ગાયત્રીનો મંત્ર જપે જે, અને સૂર્યવંશ લેખાયો તે. ॥૮૩૫॥
વ્રત એકાદશી ને ગુરૂંવાર જાણ, કર્તા યુગની યુગ તિથિ લહીયે પ્રમાણ. ॥૮૩૬॥
વ્રત પાલનની કસણી શિર સહી, તે કારણ પુત્રના મસ્તક દીધું જહી. ॥૮૩૭॥
ભકતની વારે આવ્યા શ્રીહરિ, સુરજ વંશ રહયા અવતરી. ॥૮૩૮॥
અન્નપાળ રાજાને દીધા હતા વરદાન,તે પૂરણ કરવા આવ્યા શ્રી ભગવાન. ॥૮૩૯॥
ભકતને ભગવાન એક જ થયા, ત્યારે ભકતના પાપ ગયા. ॥૮૪૦॥
અકળ કળાથી ભણાવ્યો વેદ, સવા કરોડીએ લહિયોભેદ. ॥૮૪૧॥

હરી બ્રહ્મા એકજ અંશ, જુદા થયા પણ એકજ અંશ. ॥૮૪૨॥
દૈત્ય શંખાસુર માર્યો જેણી વાર, પછી સંસારમાહે પ્રગટ થયા મુરાર. ॥૮૪૩॥
અલ્પકાળમાં ધર્યો અવતાર, તે ચાર લાખ વરસ બત્રીસ હજાર. ॥૮૪૪॥

ચારલાખને વરસ બત્રીસ હજાર, ત્યાંહ સુધી શ્રીહરિ મચ્છ અવતાર. ॥૮૪૫॥
સૂર મંત્ર હતા જેહ, વિષ્ણુ કળામાં આવ્યા તેહ. ॥૮૪૬॥
અસુર મંત્ર અળગા રહ્યાં, દૈત્યને મહાદેવ લઈ ગયા. ॥૮૪૭॥

બ્રહ્મા, વિષ્ણુ અને શકિત ત્રાણેએ એક વિચારથી પોતાનો અંશભુત અવતાર ધારાણ કર્યો. દુષ્ટ દૈત્યનો સંહાર કરી વેદોનો ઉધ્ધાર કર્યો. જગતમાં સર્વત્ર પ્રસરેલા અજ્ઞાનરૂપી અંધકારનું નિવારાણ કરી વેદોકત એવા સતપંથ ધર્મથી સૂર્યોપાસનાનો માર્ગ શરૂ કર્યો. અત્યંત તેજસ્વી પ્રભાવી અને પ્રતિભા સંપન્ન એવા ગાયત્રી મંત્રનો ઉપદેશ કરી લોકોને પ્રત્યક્ષ પ્રગટ એવા ભગવંતના સ્વરૂપના સાક્ષાત દર્શન કરાવ્યા. જગતના સદ્‌ભકતોના કલ્યાાણ માટે સતપંથ ધર્મના તત્વોના બીજારોપાણ કરી સૂર્યઅંશ અથવા હરિઅંશ અથવા બ્રહ્મઅંશની સ્થાપના કરી. સદ્‌ભકતોના કલ્યાાણ માટે ભગવાને જગતમાં સતપંથ ધર્મનો પાયો રચ્યો. વચ્ચે વચ્ચે અંશભુત અવતાર ધારાણ કરી એજ સનાતન સત્પંથધર્મની ધ્વજા એમાણે કાયમ ફરકાવી. એજ ધર્મતત્વના આચરાણથી યુકત થયેલ ભકત રૂખમાગદનો ઉધ્ધાર કર્યો. વૃક્ષોનું બીજારોપાણ કર્યા પછી જે પ્રમાણે પ્રથમ અંકુર ફુટીને પછી તેને ડાળ પ્રગટ થાય છે, કાળાંતરે એ વધીને ડાળીઓ થાય છે, મોટી મોટી શાખાઓ તૈયાર થઈને તેને પછી કેટલીક ડાળીઓ, ઉપડાળીઓ ફુટીને છેલ્લે વૃક્ષોની નિર્મીત થઈને વૃક્ષ થાય છે. તેવી જ રીતે શ્રી ભગવાને મત્સ્ય અવતાર ધારાણ કરીને વેદબીજ લઈ તપશ્ચર્યા, યમ, નિયમ તત્વાચરાણ ઈશ્વરાનુસંધાન વગેરે માર્ગના એ વેદબીજથી સનાતન સતપંથ ધર્મનું આ પ્રચંડ વૃક્ષનું નિર્માણ કર્યું. અને એની અલગ અલગ શાખા ઉપશાખામાંથી વખતોવખત તત્વજ્ઞાનના જીવનરસ વાવીને અનેકાનેક સદભકત, સત્પુરૂષ, સંતમહાત્માારૂપી ફળ-પુષ્પ પ્રગટ કર્યાં અને તદાનુસાર એ સતપંથ સનાતન ધર્મ જગતમાં આજે પ્રસિધ્ધ છે. ચાર લાખ બત્રીસ હજાર વર્ષે આ એક અવતારનું કાર્ય હોઈને તેમાંથી સૂર મંત્રના જાપના સહાયથી યુગધર્માનુસાર આચરાણ કરેલા યોગથી કેટલાંક સતધર્મ ભકતોનો ઉધ્ધાર થયો છે. જે અપરિપકવ જીવાત્મા આ યુગધર્મ પ્રમાણે ન વર્તીને અસુર મંત્રની સાધનાથી ફકત પોતાના લૌકિક જીવનમાં અધિક સુખી સમૃધ્ધિ માટે જ રહ્યા, એમને સતધર્મ તો મળ્યું નહીં પાણ એના કર્મફળ એમને લક્ષચોર્યાસીના બંધનમાં કારાણભૂત થયાં. અસુર મંત્રથી અથવા અઘોરી એવા અસુરી સાધનાથી કોઈપાણ કાળે જીવાત્માનું આત્મકલ્યાણ થતું નથી. એટલે જ સતપંથ ધર્મ અલૌકિક દિવ્ય તેજસ્વી થયો છે.

શ્રી સતગોર કહે અગમ વિચાર, સુણો ઋષિવરો આગમ નિર્ધાર. ॥૮૪૮॥
સદગુરુ કહે આગમ જોય, અને પ્રેમતત્વ જાણે વિરલા કોય. ॥૮૪૯॥
જે દિન થાય બીજને ગુરૂવાર, તે દિન લીધો શ્રીહરિયે મચ્છઅવતાર. ॥૮૫૦॥
સતગોર બ્રહ્મા આગમ ભણે, ભકતને તારીને દૈત્યને હણે. ॥૮૫૧॥
જે પાતાળ તણો હતો ભેદ, તે હરિએ જઈ લઈ આવ્યા વેદ. ॥૮૫૨॥
શ્રી મહાદેવ હાથે જયાં અને વળી આપ્યા દ્વાદશલિંગ ત્યાં. ॥૮૫૩॥
શંખ રાખ્યો શ્રીહરિયે હાથ, ત્યારે પોતે કહેવાયા નાથ. ॥૮૫૪॥
શકિતની ત્યાં વાત જ કરી, તમો કારણ હું જઈશ ફરી. ॥૮૫૫॥
ત્યારે શકિતએ આણ્યું મન, સ્વામી મારા આપોને રતન ॥૮૫૬॥
ત્યારે શ્રીહરિયે કહ્યું સહી, તે વસ્તુ તો પાતાળે રહી ॥૮૫૭॥
જયારે અમે એકવાર પાતાળે ગયા, ત્યારે નારાયણની કળા જોઈ આવ્યા ॥૮૫૮॥

**વળી જઈશ હું ત્રણ જો વાર, તેવા હું ધરીશ ત્રણ અવતાર. ॥૮૫૯॥**
**જે વસ્તુ તમારી છે જયાં પાતાળ, છે નાગકુળ ત્યાં રખેવાળ. ॥૮૬૦॥**
**તે જોઈ આવ્યો છું હું યે, અને લીધા વગર ન રહેવાયે. ॥૮૬૧॥**
**એવા વચન સતીને કહ્યા, શકિત મનમાં પ્રસન્ન જો થયાં. ॥૮૬૨॥**

સદગુરૂ મહારાજે અગમ્ય એવા મુકિતમાર્ગનું જ્ઞાન કથન કરેલ છે, પણ એ જાણવા માટે પાત્ર યોગ્ય એવી વ્યકિત જ હોય છે. જેમના પૂર્વ ઉત્તમ સુકૃત અને યોગે તપશ્ચર્યાના બળ જેમને મળ્યા છે. એવા જીવાત્મા આત્મોન્નતીનું જ્ઞાન મેળવી એમની ઉપાસના કરી આત્મોન્નતિ સાધે છે. બાકી તો બહુતાંશ જીવાત્મા કર્મગતિના જ ફેરામાં પડે છે. ભગવાને આ અગમ્ય એવો મત્સ્ય અવતાર ધારણ કરીને, ભકતોનો ઉધ્ધાર કરીને દૈત્યનો સંહાર કર્યો. પાતાળના ભેદ જાણીને ત્યાં પડેલા વેદોથી વેદરૂપી અમૃતને હસ્તગત કરીને મૃત્યુલોકમાં લાવી માનવોને એમનો લાભ આપ્યો. એ અમુલ્ય માનવ પોતાનું જીવનક્રમ ઉત્તમ રીતે ચલાવીને અમરત્વ પ્રાપ્ત કરી શકે છે. તે જ વૈદિક સનાતન સતપંથ ધર્મના માનવઅંશમાં તેણે બીજારોપણ કર્યુ અને માનવસમાજનું કલ્યાણ કર્યુ. આ વૈદિક સતપંથ સનાતન ધર્મમાર્ગનો જેણે વિરોધ કર્યો હતો એવા શંખાસુરના એ અવશેષ લાવી શ્રીહરિએ ભગવાન શંકરને સુપ્રત કર્યા. ભગવાન શંકરે પોતાના ભકતના એ અવશેષ ભાગ મોટા પ્રમાણમાં ધારણ કર્યા અને તેનાજ એક અંશભાગ કરી શંકરે વિષ્ણુને આપ્યો. વિષ્ણુએ પણ એમને પોતાના હાથ પર ધારણ કર્યા. પછી વિષ્ણુએ પાતાળમાંથી લાવેલ બાર જયોતિર્લિંગ ભગવાન શંકરને આપ્યા. એ યોગે ભગવાન શંકર અત્યંત સંતુષ્ટ થઈને એમણે વિષ્ણુની અનેક રીતે સ્તુતિ કરી, હરિ અને હર અભેદત્વ છે તે જગતને બતાવ્યાં ત્યારે શકિતદેવી ભગવાન વિષ્ણુ પર ક્રોધીત થઈ પોતાના આભુષણ માંગ્યા. એણે કહ્યું, 'ભગવાન શ્રી હરિ, તમે પરાક્રમથી એકલા બ્રહ્મદેવના વેદ લાવી આપ્યા, શંકરના દ્વાદશ લિંગ લાવી આપ્યાં. પણ મારાં આભુષણ તમે કેમ લાવ્યા નહીં. ખરેખર મારા પર તમને પ્રેમ જ નથી.' આ પ્રકારે ક્રોધિત શકિતના કહેવાથી ભગવાન શ્રી હરિ બોલ્યાઃ 'હે સતી શકિત દેવી, હું હવે પાતાળનો ભેદ જાણીને આવેલ છું. ત્યાં તમારા આભુષણના રક્ષણ નાગદેવ કરે છે. હું જયારે બીજો અવતાર ધારણ કરીશ ત્યારે તમારા આભુષણ લઈ આવીશ. તમે નિશ્ચિંત રહો. હું તમને વચન આપું છું તમારા આભુષણ લાવવા માટે હું પોતે જ બીજો નહીં પણ ત્રીજો અવતાર લઈને તમારી ઈચ્છા પૂર્ણ કરીશ.' આ સાંભળી સતી શકિતદેવી પ્રસન્ન થયાં.

## ❋ દ્વાદશ જયોતિર્લીંગ ઉત્પત્તિ ❋

એકવાર મહાદેવ પાર્વતી સાથે વિંધ્યાચળ પર્વત પર આવેલ હતા ત્યારે પાર્વતીએ કહ્યુંઃ દેવ, મને ખુબ તરસ લાગી છે., તો ઉત્તમ પાણી શોધી લાવો. મહાદેવે પોતાનું ત્રિશુળ ભુમીમાં રોપીને પાતાળમાં અમૃતજળ ઉપર લાવ્યા. એ પાણીને વંદન કરી પાર્વતીને પીવા માટે આપ્યું. પાર્વતીની તૃષા શાંત થયા પછી મહાદેવે એમને કહ્યુંઃ 'પાર્વતી, આસ્થળ આજથી તીર્થસ્થળ થવાથી આ તીર્થ ઠેકાણે જો કોઈ સ્નાન કરશે તો સર્વ પાતકમાંથી મુકત થઈને કૈલાસ જશે.' એ તીર્થનું પૂજન કરીને પાર્વતીએ હાથમાં કંકુ લીધું અને એ શંકરના મસ્તક પર લગાવવા ચોળવા લાગ્યાં તો એ કંકુની ગોળી થઈ. એ ગોળી પાર્વતીએ હાથમાં લેતા જ એ ગોળીનું જયોતિર્લીંગ થયું. ત્યારે મહાદેવે પાર્વતીને કહ્યુંઃ 'મારા અંતઃકરણમાં જે ઈશ્વર છે તે ઈશ્વરનું દ્રશ્ય આકાર આ લિંગ છે.' પછી મહાદેવે એ લીંગ પોતાના હાથમાં લઈ અને નમસ્કાર કર્યા. એટલામાં બધા દેવ ત્યાં આવ્યા. તેમણે તે રકતલિંગ જોઈ શિવનું જ અનુકરણ કરીને એ લિંગને વંદન કર્યા. શ્રીવિષ્ણુ વગેરે સર્વદેવોએ એ તીર્થ સ્નાન કરી ભકિતથી તે લિંગની પુજા કરી અને તેને નમસ્કાર કર્યા. જગતપિતા શંકરે સ્થાપન કરેલ એ લિંગ માની બધાએ અનન્યભાવથી એ લિંગ પર અક્ષત નાખ્યા. પાર્વતીએ કંકુ હાથ પર ઘસીને જે લિંગ કર્યું એટલે શંકરે એનું

નામ ધૃશ્મેશ્વર આમ રાખ્યું. આ જ્યોતિર્લીંગનું દર્શન જેને થશે એને સ્વર્ગનું અમૃત પ્રાશન કરવા મળશે. અને તે ગમે તેટલો પાપી હશે તોપણ પુનીત થશે એવો આશીર્વાદ શંકરે એ સ્થાનને આપ્યો. આ પ્રકારે અલગ અલગ દેશમાં અલગ અલગ ઠેકાણે જ્યોતિર્લીંગની સ્થાપના અને ઉત્પત્તિ થઈ છે તે આ રીતે :

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧) | પ્રભાસ પાટણ | - સોમનાથ | (૭) | શ્રી શૈલ (કર્ણાટક) | - મલ્લિકાર્જુન |
| (૨) | નાસિક | - ત્ર્યંબકેશ્વર | (૮) | કેદરનાથ (હિમાલય) | - કેદારેશ્વર |
| (૩) | સેતુબંધ | - રામેશ્વર | (૯) | વારાણસી (કાશી) | - વિશ્વેશ્વર |
| (૪) | ઉજ્જૈન | - મહાકાલેશ્વર | (૧૦) | વેરૂલ (મહારાષ્ટ્ર) | - ધુશ્મેશ્વર |
| (૫) | દ્વારકા | - નાગેશ્વર | (૧૧) | ભીમા નદીના પટપર (મહારાષ્ટ્ર) | - ભીમેશ્વર |
| (૬) | દેવધર | - વૈદનાથેશ્વર | (૧૨) | માન્ધાતા પર્વત (મધ્યપ્રદેશ) | - ૐકારેશ્વર |

## ❊ શંખની ઉત્પત્તિ ❊

પહેલા એક વખત બધા રાક્ષસો એક સ્થળે મળીને પાતાળમાં હયગ્રીવાસુર પાસે ગયા અને એને કહ્યું, 'હે અસુરાધિપતે, બ્રાહ્મણોના હોમહવન કરવાથી રાક્ષસોની ઉન્નતિના દિવસો ક્યારેય આવશે નહીં. આ હોમ હવનથી ઈંદ્રાદિદેવ પ્રબળ થશે અને રાક્ષસોને બિલકુલ આગળ આવવા દેશે નહીં. આ હોમહવનાદિ કૃત્ય બંધ કરવા માટે વેદોનો નાશ કરવો જોઈએ. રાક્ષસોએ આપેલ તુકકો હયગ્રીવાસુરને પસંદ પડયો અને એ શંખાસુરનું રૂપ ધારણ કરી બ્રહ્મલોક ગયો. એ પ્રચંડ શંખની એવી ધ્વનિ થઈ કે એના નાદથી બ્રહ્મદેવ મૂર્છિત થઈ ક્ષણભર નિશ્ચેષ્ટ પડયા. એ સંધી સાધીને હયગ્રીવે બ્રહ્મદેવ પાસેથી વેદ લઈ સમુદ્રમાં છુપાઈ બેઠો. અહીં બ્રહ્મદેવ જાગૃત થઈને જુએ છે તો વેદ નહીં. વેદ ન હોવાથી હોમહવનાદિ કર્મો બંધ થયા. અને દેવો વેદો વગર નિઃસહાય થઈ ગયા. વેદોના અભાવથી થોડા જ દિવસમાં હાહાકાર મચી ગયો. દેવોને, દેવો દિવસો દિવસ નિઃસત્વ થવા લાગ્યા. અને રાક્ષસો પ્રબળ થવા લાગ્યા. દાનવો દેવોને ઘણો ત્રાસ આપવા લાગ્યા. ત્યારે બધાં દેવો ક્ષીરસાગરે શ્રીવિષ્ણુ પાસે ગયા અને એમણે એમની પ્રાર્થના કરી. વિષ્ણુએ દેવોને આશ્વાસન આપી પોતાપોતાના સ્વસ્થાને જવા રહ્યું.

એ વખતે દ્રવિડ દેશમાં સત્યવ્રત નામનો એક મોટો રાજા હતો. એ રાજર્ષિ હોઈને અત્યંત પવિત્ર અને સદાચારીણી હતો, એક દિવસ ભાગીરથીને કંઠે તે સ્નાન સંધ્યા કરતો હતો, ત્યારે સૂર્યને અર્ધ્ય આપવા હાથમાં પાણી લઈને ઉભો રહ્યો, એ વખતે આકાશમાંથી એક નાની માછલી એના હાથમાં પડી. એણે એ માછલી ભાગીરથીના જળમાં છોડી દીધી. ત્યારે એ માછલીએ રાજર્ષિને કહ્યુંઃ હે સત્યવ્રત, આ ભાગીરથીમાં મોટી મોટી માછલીઓ ન હોય એવા પાણીમાં તું મને છોડ.' માછલીના બોલ સાંભળી સત્યવ્રતને એની દયા આવી. અને એણે તે માછલીને પોતાના કમંડળમાં બેસાડી ફરીથી તર્પણ કરવા લાગ્યો. થોડો સમય ગયા પછી ફરી તે માછલી સત્યવતને તે કમંડળમાંથી કહેવા લાગી, હે સત્યવ્રત, મને આ કમંડળ નાનું પડવા લાગ્યું છે એટલે જલ્દી મને મોટી જગ્યાએ છોડ. સત્યવ્રત કમંડળમાં જોવા લાગ્યો, તો ખરેખર જ માછલી મોટી થવાથી કદાચ કમંડળ તૂટી જશે એવું એને લાગ્યું, ત્યારે સત્યવ્રતે એ માછલીને તેમાંથી બહાર કાઢીને એક નાનકડી કુંડીમાં છોડી, પણ ત્યાં ય એ એટલી મોટી થઈ કે એ કુંડી એને નાની પડવા લાગી. એણે ફરી સત્યવ્રતને કહ્યું, મને અહીંથી કાઢીને એકાદ સરોવરમાં નાખ. એ પ્રમાણે સત્યવ્રતે એ માછલીને એ કુંડીમાંથી કાઢી એક સરોવરમાં છોડી દીધી. પણ ત્યાં તે પહેલાં જેવી મોટી થઈ અને સરોવર પણ એને નાનું પડવા લાગ્યું. એણે મોટા સાગરમાં છોડવા માટે એને વિનંતી કરી. ત્યારે સત્યવ્રત બોલ્યો, 'હે મત્સ્ય, તારો આટલો મોટો પ્રચંડ દેહ ઉપાડવા હું

અસમર્થ છું. આ સાંભળી માછલી બોલીઃ 'હે રાજા સત્યવ્રત, મને ઉપાડવાથી હું એક કણ પ્રમાણે હલકી લાગીશ. મને ઉપાડીને સમુદ્રમાં નાંખ. એ માછલીના મનુષ્યની જેમ અસ્ખલીત બોલ સાંભળી અને ક્ષણમાં એનો વિસ્તાર્ણ થયેલો દેહ જોઈ આ માછલી કોઈ વિલક્ષણ શકિતસંપન્ન છે એમ સત્યવ્રતને લાગ્યું અને માછલીને વિનંતી કરીને એને સાગરમાં લઈ જઈ છોડી. ત્યારે એ માછલીએ સત્યવ્રતને કહ્યુંઃ 'સત્યવ્રત, હવે પ્રલયકાળ એકદમ નજીક આવ્યો છે. આ સર્વ પૃથ્વી સર્વ પ્રાણીમાત્ર સહ પાણીમાં ડુબી જશે. પરંતુ મારાથી તને ખુબ શ્રમ થયો છે એટલે પ્રલયકાળે તું મારું સ્મરણ કરજે એટલુ હું તારું રક્ષણ કરીશ' ! આટલું કહીને એ માછલી એ સાગરમાં લુપ્ત થઈ ગઈ. માછલી સમુદ્રમાં લુપ્ત થતાં જ સમુદ્રનું પાણી મર્યાદા છોડીને વધવા લાગ્યું અને અમર્યાદ તોફાન શરૂ થયું. અહીં માછલી પાણીમાં ગયા પછી હયગ્રીવ શંખરૂપથી દેહ લઈને છુપાઈ બેઠો હતો તેને શોધવા લાગી. માછલીએ સર્વ સમુદ્ર શોધીને શંખાસુરને પકડયો અને પોતાના તીક્ષણ દાંતથી તેના શરીર પર પ્રહાર કર્યા. હવગ્રીવ પણ અત્યંત પ્રબળ અને યુધ્ધવિદ્યામાં નિપુણ હતો. એ પ્રચંડ માછલીના પ્રહારમાંથી છુટીને એ પાછો એના પર પ્રહાર કરવા લાગ્યો. બંને વચ્ચે પ્રબળ યુધ્ધ ચાલ્યું. શંખાસુર પહોંચી ન વળતાં પ્રભુએ વિચાર કર્યો. એમણે એ શંખાસુરને કહ્યું, 'હે હયગ્રીવ તારી શકિત સામર્થ્ય જોઈને હું તારા ઉપર પ્રસન્ન છું, જો તારી જે ઈચ્છા હોય તે માગ.' ત્યારે રાક્ષસે કહ્યુંઃ 'અરે દરિદ્ર તું મને શું આપીશ ? હું જ તને જે માંગીશ એ આપવા તૈયાર છુ. તારી ઈચ્છા હોય તે માંગ.' મત્સ્યને એજ જોઈતું હતું. એણે એનું ભાષ્યદાન લઈને એનું મરણ શેમાં છે એ પુછયું, ત્યારે અભિમાનથી અંધ બનેલો હયગ્રીવ બોલ્યોઃ મારા ઉદરમાં દાંત ખુંપશે એટલે મારું મૃત્યુ થશે. તે સાંભળતાં જ મત્સ્યએ પોતાના તીક્ષણ દાંત એના પેટમાં ખુંપ્યા. તરતજ એનું પેટ ફાટીને તેનો સંહાર કર્યો અને તેની પાસે રહેલા વેદો લઈ લીધા. વેદો શ્રીહરિના હાથમાં આવતાં જ મત્સ્યને બોલ્યાઃ 'હે મીના, તમે તો સાક્ષાત્ નારાયણ છો. મત્સ્યરૂપ ધારણ કરીને તમે એમને છુટા કર્યા આ બદલ અમે તમારા અત્યંત ઋણી છીએ.' પછી વિષ્ણુએ એ શંખને કહ્યું, શંખ પારસ લોખંડને લાગતાં જ લોખંડ જેમ સુવર્ણ થાય છે, કાષ્ટ વેદમંત્રથી અભિમંત્રીત થઈ એટલે સમિધા થાય છે, એ પ્રમાણે તું વેદના સહવાસથી પવિત્ર થયો છે. આમ તને આ અંતસમયે જે માગવું હોય તે માંગ. પોતાને મારનાર મત્સ્ય પ્રત્યક્ષ પ્રભુ લક્ષ્મીપતિ છે એ જોઈ હયગ્રીવ બોલ્યોઃ 'હે દેવાધિદેવ શ્રીહરિ તમે પ્રસન્ન થયા છો તો મારાથી પ્રત્યહી સેવા લેતા જાવ. તમને સ્નાન કરવાનો અધિકાર મને હોય એટલી જ મારી માંગણી છે.' શંખાસુરની માંગણી શ્રીવિષ્ણુએ કબુલ કરી અને એવો આશિર્વાદ આપ્યો કેઃ 'વિષ્ણુની પૂજા કરતાં પહેલાં શંખની પૂજા થશે. પછી શંખપાત્રથી દેવને સ્નાન કરાવવું, આમ જે કરશે નહીં તેની પૂજા ફળશે નહીં. તેમજ હું તને આભુષણ માની કાયમ મારા હાથમાં રાખીશ.' પછી વિષ્ણુએ એના કંઠ પાસેની અસ્થિ કાઢીને હાથમાં ધારણ કરી.

વિષ્ણુએ એ શંખ વગાડયો એ વખતે પૃથ્વી પર મોટો પ્રલય થયો. નદીઓ ઉંધી વહેવા લાગી. પર્વત ડગમગવા લાગ્યા અને સમુદ્રમાં ભયંકર તોફાનો શરૂ થયા, ત્યારે સત્યવ્રત રાજાએ મત્સ્યનું સ્મરણ કર્યું. એ સાથે વિષ્ણુએ એક મોટી પ્રચંડ નૌકા એની પાસે મોકલી આપી. એ નૌકા જોઈ એને આનંદ થયો અને તે નૌકામાં જઈને બેઠો. નૌકામાં બેઠા પછી જુએ છે તો નૌકામાં પૃથ્વી પરના પ્રાણીઓ પૈકી એકેક પ્રાણી છે એમ તેને દેખાયું. એ પ્રાણીઓને જોઈને એ આગળની સૃષ્ટિની ઉત્પત્તિ માટે ભગવાને રાખી મુકયા છે એમ સત્યવ્રતને લાગ્યું. એટલામાં સમુદ્રમાં ફરી ભયંકર તોફાન શરૂ થયું અને નૌકા ડોલવા લાગી. ત્યારે સત્યવ્રતે ફરી મત્સ્યને યાદ કરી. એ વખતે મત્સ્યએ પોતાના દાંતથી એ નૌકા ધરીને સ્થિર કરી અને ભગવાન વિષ્ણુ ચતુર્ભુજસ્વરૂપ ધારણ કરી સત્યવ્રત સમક્ષ ઉભા રહ્યા. ભગવાનનું એ પરમ દૈદિપ્યમાન મુખારવિંદ જોઈને સત્યવ્રતને ખુબ આનંદ થયો અને એણે વિષ્ણુના ચરણને પર અનન્ય ભાવથી પ્રણામ

કર્યા. પછી વિષ્ણુએ મત્સ્યરૂપ ધારણ કરવાનું કારણ કહી એનું સમાધાન કર્યું અને એને વૈકુંઠલોક લઈ ગયા.

**વરસ ચાર લાખને બત્રીસ હજાર, ત્યાં સુધી શ્રીહરિ મચ્છઅવતાર. ॥૮૬૩॥**
**સવા પોરનો મચ્છ અવતાર, તેમાં શ્રીહરિયે કર્યો વહેવાર. ॥૮૬૪॥**
**કુંભનાળની જોઈ આવ્યા વાટ, જોયા સપ્ત પાતાળનાં ઘાટ. ॥૮૬૫॥**
**સાત સમુદ્રના જોયા મુળ, ઉપજાવે છે એણે ત્રિશુળ. ॥૮૬૬॥**
**મેરૂનું મુળ પુજાય છે જયાંય, અષ્ટકુળ પર્વત બાંધ્યા ત્યાંય. ॥૮૬૭॥**
**મારે પૃથ્વી રાખવી છે નિરધાર, તે કારણ ધર્યો મચ્છ અવતાર. ॥૮૬૮॥**
**કલ્પ ત્રણમાં જે હોતા જીવ, તેને તો કરવા છે શિવ. ॥૮૬૯॥**
**સતગુરૂ વાણી બોલ્યા છે જયાંય, શ્રીહરિયે દીધા છે વચન ત્યાંય. ॥૮૭૦॥**
**વચન તણા એ સાચા જાણ, જેણે ના મેલી પોતાની આણ. ॥૮૭૧॥**
**ત્યારે બ્રહ્માને સોંપ્યા વેદ, જયાં બોલાતા ત્યાં અજવાળું થયું અનહદ. ॥૮૭૨॥**
**બોલ્યા બ્રહ્માને ઉઠયા સુર, ચૌદે ભુવનમાંહે તેજ ભરપૂર. ॥૮૭૩॥**
**થયું અજવાળુંને બ્રહ્મા ઉભા થયા, સર્વે જાણ્યુ શ્રીહરિ વેદ લાવીયા. ॥૮૭૪॥**
**પ્રગટી વાણીને મટયો અંધઃકાર, ચૌદે ભુવનમાં થયા જય જયકાર. ॥૮૭૫॥**
**ત્યારે બ્રહ્મા વિષ્ણુ શું કહે, એ અજવાળું તે કયાં લગી રહે. ॥૮૭૬॥**
**જો તમે છો શ્રીહરિ અવતાર, સૃષ્ટિ તણો તમે કરો વિસ્તાર. ॥૮૭૭॥**
**વિષ્ણુને બ્રહ્મા પુછે છે એહ, સ્વામી તમે પુઠે કેમ થયા તેહ. ॥૮૭૮॥**

ભગવાન વિષ્ણુએ અતિશય અલ્પકાળમાં આ અવતાર ધારણ કર્યો છે. એકદમ અલ્પકાળમાં ''કુંભનાળ'' માર્ગથી પાતાળમાં પ્રવેશ કરીને સાતેય પાતાળના ઘાટ ઉતરીને ભગવાને આ બ્રહ્માંડના તળનો સંચાર કર્યો. જે ઠેકાણે સપ્ત સમુદ્રના મુળ હોઈને ભગવાન શંકરના ત્રિશુળનું જ્યાં રોપાણ થયું છે. અને સંપૂર્ણ પૃથ્વીને આધારભુત રહેલા મેરૂ પર્વતનાં મુળ જ્યાં વિસ્તરેલા છે એવા એ સંપૂર્ણ પ્રદેશના ભેદ એ જાણ્યા. અષ્ટકુલ પર્વતનો મક્કમ પાયો નાખી નારાયણે એના ઉપર મેરૂનું આરોપણ કર્યુ છે અને પૃથ્વીને એનો મુખ્ય આધાર આપી પ્રકૃતિબંધથી આ અખિલ વિશ્વ સ્થિર કરેલ છે તે જાણ્યું. ત્રાણેય કલ્પમાં ભગવાને આ જ માર્ગથી જઈ ત્રાણેય કલ્પના જીવાત્માના ઉધ્ધાર કરેલ છે. ભગવાને જે જે સદ્‌ભકતોને વચન આપેલ છે, એ બધાના વચન પૂર્ણ કરી ઉધ્ધાર કર્યો એટલે સદ્‌ગુરૂ મહારાજ કહે છે કેઃ હે જીવાત્માઓ તમે પણ ભગવાનને આપેલ વચન સાંભળીને એ પ્રમાણે એની ભકિત કરીને મુકત થાઓ. બ્રહ્મદેવના વેદ પરત લાવી આપતાં જ સર્વત્ર જ્ઞાનરૂપી પ્રકાશ પ્રસર્યો. અને જગતમાં સર્વત્ર નવચૈતન્ય આવ્યું. એ પ્રમાણે સંપૂર્ણ જગતમાં પ્રાણિમાત્રમાં રહેલ અજ્ઞાનરૂપી અંધકાર નહીવત્ થઈને સર્વત્ર જ્ઞાન, સાધના, ધ્યાન, તપાચરણ, યજ્ઞાનુષ્ઠાન વગેરે અનેકાનેક માર્ગથી માનવ જીવન સમૃધ્ધ થતાં હતાં. માનવ સમાજ ઉન્નત થયો. સર્વત્ર બ્રહ્માની ઉપાસના, વિષ્ણુની ભકિત અને મહેશ તથા શકિત વગેરે સર્વ દેવદેવતાઓનો જયજયકાર થયો. સંપૂર્ણ સુરશકિત બળસંપન્ન-જ્ઞાનસંપન્ન થઈ, અસુરશકિત ક્ષીણ થઈ. બ્રહ્મદેવે ભગવાન વિષ્ણુના માનસન્માન ષોડશોપચારે પૂજા અર્ચના કરી અને શ્રીહરિને કુતુહલવશ કહ્યું કે તમોએ જે મત્સ્ય અવતાર ધારણ કર્યો એનું સ્વરૂપ કઈ રીતે હતું એ મને કથન કરો.

કેવા મચ્છ હોય આકાર, અને સ્વામી કેવો દૈત્ય તણો વિસ્તાર. ॥૮૭૯॥
સ્વામી કેવા નેત્ર ને કેવી આંખ, સ્વામી કેવા પગને કેવી પાંખ. ॥૮૮૦॥
સ્વામી કેવા પંડિતને કેવાં જ્ઞાન, સ્વામી કેવા રણ ને કેવી આણ. ॥૮૮૧॥
સ્વામી મનધર હતું તમારૂ નામ, ને કેવા મચ્છ તેણે ઠામ. ॥૮૮૨॥
સ્વામી મનધર નો જપતા જાપ, અને મચ્છરૂપે થયા આપોઆપ. ॥૮૮૩॥
બ્રહ્મા પ્રત્યે બોલ્યા શ્રીહરિ, નારાયણને આજ્ઞાયે કરી. ॥૮૮૪॥
જયારે શંખવો પેઠો શંખમાંહે, મચ્છરૂપ લઇ પહોચ્યો ત્યાંહે. ॥૮૮૫॥
તે બેટ શંખોદર માંય, મચ્છરૂપ મેં લીધું ત્યાંય. ॥૮૮૬॥
હું સવા હાથનો મચ્છ જો થયો, તે જઈને પાતાળ માંહે રહ્યો. ॥૮૮૭॥
જયારે દીઠુ છે મારૂં રૂપ, ત્યારે કંપ્યો છે શંખવો ભૂપ. ॥૮૮૮॥
જલતણા જીવનો આકાર, તેવો અમે લીધો મચ્છ અવતાર. ॥૮૮૯॥
રકતવર્ણી છે નેત્ર જેહ, ને શ્વેત વર્ણી પાંખુ તેહ. ॥૮૯૦॥
ત્યાં મારે હતા બે દાંત, ત્યાં થયો મનધર ને ઝાલ્યો હાથ. ॥૮૯૧॥
મે માર્યો શંખવો સહી, તરત કળા મેં નરની લહી. ॥૮૯૨॥
નિગમવાણી તેના પેટમાંસહી, મને બળ પડયું બહુ ત્યાહી. ॥૮૯૩॥
એ વાણી આવી મુજપાસ, ત્યારે દૈત્ય થરથર્યો થયો નિરાશ. ॥૮૯૪॥
એને સદ્‌બદ્‌ધ જે થઈ, અને કરજોડીને વિનંતી કહી. ॥૮૯૫॥
તેણે શંખને મેલ્યો અળગે ઠામ, આધિન થઈને લીધું મારું નામ. ॥૮૯૬॥
મેં સર્વે વસ્તુના પુછયા ઠામ, તે અજામેલનું જપતો નામ. ॥૮૯૭॥
એમ કરીને શંખવો હણ્યો, પ્રથમ દૈત્ય એને ત્યારે ગણ્યો. ॥૮૯૮॥
ત્યાં થકી મચ્છરૂપ સંપૂર્ણ જાણ, અને ગુરૂ તો માનધાતા પ્રમાણ. ॥૮૯૯॥
સતગોરે વેદ ભણ્યા અપાર, કહું કથા પણ ના આવે પાર. ॥૯૦૦॥
સ્વામી સતગુરૂ જુગમાં દિવો તમો, વેદે દીધી વાચા પાળો તમો. ॥૯૦૧॥
કર્તાયુગમાં હરિ અવતાર, ત્યાંથી મચ્છરૂપ હરિ પરિવાર. ॥૯૦૨॥
એ શંખાસુરને માર્યો જહાં, ભકત રુખ્માંગદને સવા કરોડી શું તાર્યો તહાં. ॥૯૦૩॥

શ્રી હરિએ બ્રહ્મદેવ અને ઈતર સર્વ દેવગણને ઉદ્દેશીને કહ્યું: 'હું શંખાસુર પાછળ પાછળ એની જ પાસેથી વેદ લાવવા ગયો ત્યારે અનેકાનેક સ્વરૂપો ધારણ કર્યા. 'મનધર' એવું મારૂ નામ હોવાથી મનમાં જે પ્રકારની ધારણા કરીએ એ પ્રમાણે મારું સ્વરૂપ થતું હતું. જયારે શંખાસુર શંખોદર બેટમાં જઈને શંખાવતીના પાસે જઈને બેઠો ત્યારે ના છૂટકે મારે તીક્ષ્ણ દાંત હોય એવું મત્સ્યનું રૂપ લેવું પડયું. ત્યારે મારું આવુ વિલક્ષણ સ્વરૂપ હતું કે, પ્રથમ સવા હાથ લંબાઈનો મારો દેહ હતો. રકતવર્ણ આંખો અને શુલ્ક વર્ણ પાંખો હતી અને નિલમમણી પ્રમાણે અત્યંત ચકચકીત એવા મને બે હાથ હતા. જયારે હું એ શંખાસુરને પ્રત્યક્ષ પકડવા માટે દોડયો ત્યારે અત્યંત વિશાળ એવું સ્વરૂપ ધારણ કર્યું કે એ જોઈ શંખનું કવચ ધારણ કરેલ અસુર થરથર કાંપવા લાગ્યો. અને બેય હાથ જોડી એ મારે શરણે આવ્યો એટલે મેં કૃપાળુ થઈને એને અભય વચન આપ્યું અને કહ્યું, 'હે શંખવા, તારી પાસે જે નિગમ વેદવાણી છે એ ફકત મને કાઢી આપ.'

ત્યારે તેણે કહ્યું કે તે મારા પેટમાં હોવાથી તમારા દાંતથી પેટ કાપીને કાઢી લો. એ પ્રમાણે હું વેદવાણી પરત લાવેલ છું. દૈત્ય એ વેદ વાણીની સાથે સત્વબુધ્ધિશાળી થયેલ હોવાથી એ વારંવાર મારી સ્તુતિ કરવા લાગ્યો. એટલે એને મે મુક્ત કરી એનો કંઠનાળ લાવેલ છું. એ ભગવાન શંકરે પ્રેમથી પોતાના હાથમાં ધારણ કરેલ છે. સંપૂર્ણ ઈંદ્રિયોનો સ્વામી જે આત્મારામ એ જ અજામિઢ (અજ એટલે ઈંદ્રિય અને મિઢ એટલે સ્વામિ) હોય છે. તેના જાપ એટલે અજંપાજાપ કરીને એ શંખાસુર મુક્ત થયો. તેની આત્મજ્યોત મારા સ્વરૂપમાં આવી મળી. આમ મારો આ અવતાર અહીં પૂર્ણ થયો અને મારો અવતાર સંપન્ન થયો.'

**ત્યાર પછી સંસારમાં પ્રગટ થયા મુરાર, ત્યારે સર્વે સંસારે ઓળખ્યા નિર્ધાર. ॥૯૦૪॥**
**મચ્છની માતા તો શંખાવતી કહીયે, અને પિતા તો પ્રેમઋષિ કહીએ. ॥૯૦૫॥**
**ત્યારે ગુરૂ તો માનધાતા જાણ, અને શકિત તો ચંદ્રિકા દેવી પ્રમાણ. ॥૯૦૬॥**
**ત્યારે સ્થાન તો હંસપુર નગરી જાણ, ક્ષેત્ર તો દ્વારામતી પ્રમાણ ॥૯૦૭॥**
**નર દલો દાનવ તો શંખાસુર જાણ, ભકત રૂખ્માંગદને ઉગાર્યો નિર્વાણ ॥૯૦૮॥**
**ત્યારે ચાર લાખને બત્રીસ હજાર મચ્છરૂપે જાણ,ત્યારે પહેલા ઋગ્વેદ હોતા પ્રમાણ. ॥૯૦૯॥**
**એવો શ્રી હરિનો પહેલો મચ્છ અવતાર સંપૂર્ણ જ. સહી,**
**એવી શ્રી સદ્ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે વાણી કહી. ॥૯૧૦॥**

શ્રી મત્સ્યની માતા તો શંખાવતી, પિતા તો પ્રેમઋષિ, શકિત તો દેવી ચન્દ્રિકા, ગુરુ તો માનધાતા, દૈત્યદાનવ શંખાસુર સ્થાનતો હંસપૂર ક્ષેત્ર તો દ્વારામતી, ત્યારે વેદ તો ઋગ્વેદ વર્તિે, ઓચરંતે ગાયત્રી સાતવાર સત્તાવીશ નક્ષત્ર, પંદરતિથિ, બાર કરણ, નવ ગ્રહ સુર મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી,ઋષિઓને સ્થાપી શંખાસુર દાનવને સંહારી, સાતે પાતાળના રાજાઓને વચન આપી, સતગોર બ્રહ્માના વેદ વાળી, સવા કરોડીશું ભકતરાજ રૂખ્માંગદને ઓધ્ધારી તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારી, જે કોઈ ચિત્ત હરીશું લાવે તેના ધર્મ વધે ને પાપનો ક્ષય થાયે, નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામને જે રૂપે સત્ગોર બ્રહ્મા નારાયણ હોય આજ તે રૂપે ધ્યાઈયે

**॥ ૐ શ્રી પરિબ્રહ્માર્પણમસ્તુઃ ॥**

## ॥ ઈતિ શ્રી મત્સ્ય અવતાર સમાપ્ત ॥

આવી દિવ્ય વાણી વદીને ભગવાન વિષ્ણુ અંતર્ધ્યાન થયા અને તેમણે ધારણ કરેલ દેહનું વિસર્જન થયું. તેમની લૌકીક માતા શંખાવતી, પિતા પ્રેમઋષિ, શકિત એટલે સ્ત્રી ચંદ્રિકાદેવી હોઈને ગુરૂ માનધાતા, પ્રગટ થનાર સ્થાન હંસપુર હોઈને ક્ષેત્ર દ્વારામતી હોય. શંખાસુર દૈત્યનો સંહાર કરી સવાકોટી સદભકતો સાથે રૂખ્માંગદનો ઉધ્ધાર કર્યો. સપ્તપાતાળમાંથી રાજાને વરદાન આપી, વેદો લાવી સર્વત્ર સત્ધર્મની સ્થાપના કરી. ઋગ્વેદાનુસાર પ્રચલિત યુગધર્મની રચના કરી. ઋગ્વેદના પ્રધાન તત્વ 'પ્રજ્ઞાનમાનન્દં બ્રહ્મ' આમ હોવાથી સતપંથ ધર્મ તત્વાનુસાર સુવર્ણ કલશ પાત્રની ઉપાસના, કુંજરદાનનું પ્રાધાન્ય, વનદાગનું પ્રાબલ્ય અને એકાદશી વ્રતપાલનનું મહાત્મ્ય વર્ણવ્યું છે. એકાદશી વ્રતાચરણ કરતાં જે સદ્ભકતોને પોતાનું જીવન સર્વસ્વપણે લગાવ્યું એવા રાજા રૂખ્માંગદના ચરિત્રનું હવે શ્રવણ કરીએ.

---





## ❈ સદ્ભકત રાજા રૂખ્માંગદનું આખ્યાન ❈

અતિપ્રાચિન કાળમાં કાંતિનગરમાં સૂર્યવંશી રૂખ્માંગદ નામનો એક ઉદારચરિત પુણ્યશાળી અને ધર્મજ્ઞ રાજા રાજ્ય કરતો હતો. એની શ્રીહરિ ઉપર એકનિષ્ઠ ભકિત હોવાથી એ હંમેશા શ્રીહરિના ભકિત-પૂજનમાં મગ્ન રહેતો હતો. તેની સ્ત્રી સંધ્યાવલી પણ અત્યંત પુણ્યશીલ હોવાથી શ્રીહરિના વ્રતો ભકિતભાવથી કરતી હતી. એ રૂખ્માંગદ રાજાને ધર્માંગદ નામનો એક પુત્ર હતો તે પણ બાપની જેમ ધર્મરત હોવાથી કલ્પવૃક્ષને પણ લજ્જાવે એવો ઉદાર હતો. યથા રાજા તથા પ્રજા એવા ન્યાય પ્રમાણે એ રાજાની પ્રજા પણ ભગવદ્ ભકત હતી સર્વત્ર હરિ નામથી એ શહેર ઝળહળતું હતું.

એ રાજાનું ઉપવન અત્યંત ભવ્ય અને સુંદર હોવાથી મધુર ફલપુષ્પોથી ભરેલું હતું. રૂખ્માંગદ રાજા રોજ પ્રભાતકાળે ઉઠીને સ્નાનસંધ્યા કરીને એકલક્ષ પુષ્પો શ્રીહરિને અર્પણ કરતો હતો. આ વર્તમાન નારદ પાસેથી ઈંદ્રને મળ્યા. ત્યારે ઇન્દ્રએ આશ્ચર્ય પામીને એણે પોતાના દૂતને વિમાનમાં બેસાડીને કાંતિનગરના ઉપવનમાં ફુલ તોડવા માટે મોકલ્યા. આજ્ઞા પ્રમાણે દૂતે કાંતિનગરમાંથી પુષ્કળ ફુલો તોડી લાવીને ઈંદ્ર સામે મુકયા. એ દિવ્ય સુંદર ફુલો જોઈને ઈંદ્ર ખુબ આનંદીત થયો અને એણે પોતાના દૂતને રોજ સવારે કાંતિનગરમાં જઈ ત્યાંથી બધાં ફુલો તોડીને લાવવાની આજ્ઞા કરી.

કાંતિનગરમાં ફુલ આ પ્રમાણે સ્વર્ગમાં જવાથી લોકોને ભગવાનની પૂજા માટે ફુલ મળતા નહોતા. રાજાએ પોતાના માળીને બોલાવીને પૂછ્યું ત્યારે માળીએ કહ્યું કેઃ કોઈ અજ્ઞાત ચોર વિમાનમાં બેસીને બાગમાં આવે છે અને ફુલ તોડીને ફરી વિમાનમાં બેસીને ભાગી જાય છે આ પ્રમાણે કહ્યું. આ સાંભળી રાજાને ખૂબ આશ્ચર્ય થયું. તેને પકડવા માટે રાજાએ દૂતને આજ્ઞા કરી. કંઈક યુકિત પ્રયુકિતથી એ ચોર પકડવા માટે એણે કહ્યુંઃ વિમાનની નીચે લાકડાનો ધુર હોવાથી વિમાન નીચે પડશે એમ વિચાર કરી રાજાના માળીએ લાકડા પ્રગટાવી એ ધુર વિમાનની નીચે કર્યો. એ સાથે એ ઈંદ્રનું વિમાન પૃથ્વી પર પડયું અને રાજાના માળીએ એ દેવદૂતને પકડીને રાજા સમક્ષ ઉભો કર્યો.

દૂતની એ દિવ્ય અને સુંદર આકૃતિ જોઈ રાજાને ખુબ આશ્ચર્ય થયું. એણે એ દૂતને બેસવા આસન આપી પૂછ્યું કે : તમે કોણ છો અને કયાંથી આવો છો ? વગેરે પ્રશ્નો કર્યા. ત્યારે ઈંદ્રના દૂતે કહ્યુંઃ 'રાજા અમે ઈંદ્રના સેવક હોઈને ફુલો દેવેન્દ્રની આજ્ઞા પ્રમાણે સ્વર્ગમૉં લઈ જતા હતા.' આ સાંભળી રૂખ્માંગદ રાજા પોતાના ફુલ સ્વર્ગમાં દેવના મસ્તક પર જઈને ચડે છે એ બદલ ખુબ ધન્યતા લાગી. પછી એણે દૂતને અલંકાર વસ્ત્રો વગેરે આપી એનો યોગ્ય સત્કાર કર્યો અને કેટલાંક ફુલ અમારા દેવપૂજા માટે રાખતા જાઓ અને બાકીનાં લઈ જાઓ એમ કહી રૂખ્માંગદે ઈન્દ્રના દૂતને કહ્યું.

એ દૂતે રાજાને કહ્યુંઃ 'રાજા રૂખ્માંગદ ખરેખર તું ધન્ય છે. અમે જઈએ છીએ પણ હવે અમારું વિમાન ચાલવું અશકય છે. એ પૃથ્વીને સ્પર્શવાથી પૃથ્વી પરના પાપ પરિબળોથી દુષિત થયું છે. કોઈ એકાદશી વ્રતના ઉપવાસથી પુણ્ય થશે તો એ ભુમિ પરથી ઉપર જશે.' દૂતનુ વચન સાંભળી રૂખ્માંગદને ખૂબ આશ્ચર્ય થયું. એને એકાદશીવ્રતનું શું હોય અને એ કંઈ રીતે કરાય છે તે એ વખત સુધી ખબર નહોતી. માટે રાજા એ દૂતને વ્રત વિષે પૂછ્યું કેઃ 'એકાદશીનું વ્રત એટલે શું ? એની ઉત્પત્તિ શું ? એ તમે મને કહો.'

ગુરૂવારના અને એકાદશીના દિવસે કર્તાયુગની શરૂઆત થયેલી હોવાથી એ યુગની યુગતિથિનું પ્રસિધ્ધ મહાન  વ્રત છે. આ વ્રત કરવાની રીત એવી છે કે, દશમીના દિવસે એકટાણું રહી એકાદશીના દિવસે પુર્ણ નિરશન કરવું અને દ્વાદશીના દિવસે પ્રભાતે પાંચ ઘટક દિવસમાં ભોજન કરવું. આવી કથા કહીં ઈંદ્રદૂતે કહ્યું કેઃ 'આવો કોઈ રાજા એકાદશીનું વ્રત કરશે ત્યારે એના સ્પર્શથી આ વિમાન ચાલું થશે.

---

રૂખ્માંગદના રાજ્યમાં તો શું પણ સંપુર્ણ પૃથ્વી ઉપર એ વખતે આ વ્રત કોઈપણ કરવાવાળુ ન હોવાથી રાજાએ એવો કોઈ મનુષ્ય અહિયાં મળશે નહીં એવું કહ્યું. ત્યારે ઈંદ્રદૂતે કહ્યુંઃ 'રાજા આજની દ્વાદશી છે. કાલે એકાદશી હતી. જો કોઈ કાલે કોઈ કારણથી ભુખ્યો રહ્યો હોય અને એણે અત્યાર સુધી ભોજન કર્યુ ન હોય તો તેના હાથના સ્પર્શથી પણ વિમાન ચાલુ થશે. રાજાએ એ પ્રમાણે નગરમાં શોધ કરવા પોતાના એક સેવક મોકલ્યો. એક સ્ત્રી ઉપર પતિ ગુસ્સે થવાથી દશમીના સંધ્યાકાળથી દ્વાદશીના સવાર સુધી ભુખી હતી, એણે લઈ એ સેવક રાજા પાસે આવ્યો. રાજાએ એને સમજ આપી એ પુણ્ય અર્પણ કરવાનું કહી વિમાનને હાથનો સ્પર્શ કરાવવા કહ્યું. એ પ્રમાણે એ સ્ત્રીએ વિમાનને હાથ લગાવતાં જ વિમાન એકદમ ઉપર ઉડયું અને આકાશ માર્ગથી સ્વર્ગ તરફ નીકળી ગયું. આ ચમત્કાર જોઈ રાજાને હૃદયમાં એકાદશી વ્રત વિષે શ્રધ્ધા ઉત્પન્ન થઈ અને એ વ્રત પોતાના રાજ્યમાં બધાને કરવું એવો નિયમ કર્યો. ત્યારથી રૂખ્માંગદના રાજ્યમાં એકાદશીનું વ્રત શરૂ થયું.

સનાતન સતપંથ ધર્મના પ્રવર્તક સદગુરૂ ઈમામશાહ મહારાજે દિગ્દર્શિત કરેલ યુગધર્મ પ્રણાલીનુસાર પહેલા ક્રર્તાયુગની યુગતિથિ એકાદશીવ્રત પાલનનું સામર્થ્ય અને મહાત્મ્ય કહીને સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજે પહેલા મત્સ્ય અવતારની અવતારી લીલાનું વર્ણન પૂર્ણ કર્યુ છે. મત્સ્ય અવતારમાં વિતળ પાતાળમાં અન્નપાલ રાજાએ આપેલ વચન પૂર્ણ કરી ભગવાને રૂખ્માંગદનો ઉધ્ધાર કર્યો. ક્રર્તાયુગનો પહેલો સદ્‌ભકત છે. આવી સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજે નિગમ વાણી વર્ણવિલ છે.





## શ્રી મત્સ્ય અવતારની ટુંક સમજુતી



શ્રી પરમાત્મા આદ્ય નારાયણ દસ અવતારની લીલા કર્તા સર્વ શકિતમાન છે. તો તેને માટે માનવ દેહ ધારણ કરવો કે સંજોગો અનુસાર જળચર, વનચર, અગ્નિ કે પાણીમાં જડ તત્વમાં પ્રગટ અવતાર ધારણ કરવો, કે તેમાં પ્રગટ થવું તે કાંઇ આશ્ચર્યની વાત નથી.

સતપંથ સનાતન ધર્મના પ્રવર્તક સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજની દિગ્દર્શક વાણી દ્વારા યુગ ધર્મ પ્રણાલી મુજબ પહેલા કર્તાયુગમાં પ્રથમ મત્સ્ય અવતારની લીલાનું વર્ણન કર્યુ છે.

મત્સ્ય અવતારે અતલ, સૂતલ, વિતલ, પાતાલ વિગેરેમાં જઈ રાજાઓ અને ભકતોને વચનો આપી કર્તાયુગના પહેલા સદ્‌ભકત રૂખ્માંગદ ભકતનો ઉધ્ધાર કર્યો.

આ શ્રી મત્સ્યવતારની કથામાં શ્રી વિષ્ણુ નારાયણ મત્સ્યરૂપે સાગરમાં પ્રવેશ્યા અને કુદરતની ઇચ્છા શકિત મુજબ જળચર પ્રાણીની આકૃતિ ધારણ કરેલ. પણ આ જગત પિતા શ્રી વિષ્ણુ નારાયણ સાકાર સ્વરૂપે માનવ દેહે તો શ્રી મનુ ઋષિના નામે વિચરતા હતા. જેનાં સથૂળ દેહનાં માતા, પિતા, સગાં, સહોદર, ગુરૂ, પત્નિ, વગેરે સંસાર વૈભવ ભોગવવાવાળા શ્રી વિષ્ણુ નારાયણ શ્રી મનુ ઋષિ, તેણે મત્સ્ય સ્વરૂપે કાર્ય કરવાથી તેની અટક શ્રી મત્સ્ય અવતાર લાગેલી હતી. સદ્‌ગુરૂશ્રીએ તેના સ્વમુખે ભાખેલી આકાશ અપુરૂષ વાણીના ગ્રંથને મનુ સ્મૃતિ તેની યાદ અપાવે છે.

**ધુન : હરે મત્સ્ય, હરે મત્સ્ય, હરે મત્સ્ય, હરે હરે,**
**હરે મત્સ્ય, હરે મત્સ્ય, મત્સ્ય, મત્સ્ય, હરે હરે.**





**॥ ઈતિ શ્રી મત્સ્યાવતાર સમાપ્ત ॥**

**॥ ૐ તત્સત્ પરબ્રહ્માર્પણમસ્તુ ॥**

શ્રી કૂર્મ અવતાર
શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા સત્ય છે.

ससागरवनानि बिभ्रत् सप्तद्विपां वसुंधराम् ।
यो धारयति पृष्टेन, तस्मै कूर्मात्मने नमः ॥

શ્રી વિષ્ણુ ભગવાને કૂર્મ અવતાર ધારણ કરીને પોતાની પીઠ ઉપર સમુદ્રો અને વનો સહિત સાત દ્વીપવાળી પૃથ્વીને ધારણ કરે છે તે કૂર્મરૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

શ્રી મત્સ્ય ભગવાનના મનાઈત ઉગ્રસેન, અજુવ્રત, બ્રહસ્પતિ, અસોમિત્ર, પ્રિકમઋષિના અંશ તો કૂર્મ: કૂર્મી ઋષિએ શ્રી વિષ્ણુકળાથી કૂર્મ રૂપ-કાચબાનું રૂપ ધારણ કર્યું હતું.

# શ્રી કૂર્મ અવતાર

## ॥ અવતાર બીજો ॥

**પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું**
**ૐ નમો શ્રી સદ્‌ગોર પાત્ર બ્રહ્મા અમર તેજ મહારાજ**
**આદ્ય વિષ્ણુ નિરંજન શ્રી કૂર્મ ભગવાન તમારી આશીષે.**

**॥ શ્રી સતગોર બ્રહ્મા વાચા ॥**

પ્રથમ અવતાર શ્રીહરિનો પુરો થાય, અવતાર બીજાનો સદ્‌ગોરે કહ્યો મહિમાય. ॥૧॥
બીજો શ્રી કૂર્મ અવતાર લખ્યો છે તે સુણો મુનિવરભાઈ. ॥૨॥
બીજો કૂર્મ અવતાર શ્રી હરી દેવ, સ્વામી તમારો કોઈ ન જાણે ભેદ. ॥૩॥
તેણે દૈત્ય કારણે અકળ લીલા જો કરી, મેરૂ પર્વત પીઠ ઉપર ધરી. ॥૪॥
જેની પીઠે તો એસો ભરીયો ભાર, સોહી કૂર્મ તો નર આકાર. ॥૫॥
મેરૂ પર્વતે દૈત્ય મધુકૈટભ રહે, તેના બળનો કોઈ પાર ના લહે. ॥૬॥
તે દૈત્ય દાવો કરી વચન બોલ્યા સોયે, એવા પર્વતે રહુ જે ન મારે કોયે. ॥૭॥

નીચે રહું તો મને મારે ધરી, હવે બેસું જઈ પર્વતે ચઢી. ॥૮॥
જયારે કૂર્મરૂપે શ્રી હરિ અવતાર, ત્યારે પીઠે ધર્યો પૃથ્મીનો ભાર. ॥૯॥
પૃથ્વીમાં ભકત હરિનો નામ જપ કરે જાયે,ત્યા છાસટ કરોડ દૈત્ય વ્યાપક થાયે. ॥૧૦॥
તેમાં દૈત્ય મધુકૈટભ બળીયો થાયે, તે સંગે છાસટ કરોડ અસુરો મેરૂપર આયે. ॥૧૧॥
ત્યારે કૂર્મ રૂપે શ્રીહરિ ઐસા કીયો, લઈ મેરૂ પર્વત સમુદ્રમાં દીયો. ॥૧૨॥

ભગવાન શ્રી હરિની લીલા અવર્ણનીય છે. સામાન્યબુધ્ધિના જીવાત્માને એમની લીલાચરિત્ર અકલ્પનીય લાગે છે. મત્સ્યવતારનો કાલાવધી પૂર્ણ થયા પછી કૂર્મ અવતારનું અવતારકાર્ય શરૂ થયું. આ કાળમાં મધુકૈટભ વગેરે અનેક પ્રબળ દૈત્યોએ મેરૂ પર્વતના આશ્રયમાં રહીને બધા દેવોને ત્રાહીમામ ત્રાહીમામ કરી મુકયા. એ વખતે દેવ અને અસુરના યુધ્ધમાં અસુરોએ તીક્ષ્ણ આયુધના પ્રહાર કરવાથી દેવો હારવા લાગ્યા અને દાનવો સામે ફરીથી યુધ્ધ કરવા અસહાય બની ગયા. ત્યારે એ સર્વ દેવગણ બ્રહ્મદેવ પાસે જઈને એમણે સર્વ વૃત્તાંત જણાવ્યો. બધા દેવ નિર્માલ્ય અને નિસ્તેજ થયેલા હોવાથી દેવો અમંગલ સ્થિતિએ પહોંચ્યા હતા. અને એમનાથી ઉલટા અસુર તેજોબળાદિકથી યુકત થયા છે એમ જોઈ બ્રહ્મદેવે એકાગ્ર મનથી ભગવાન પુરૂષોત્તમનું સ્મરણ કર્યુ અને શ્રીહરિને જ શરણ જવા માટે બધા દેવોને કહ્યું એ પ્રમાણે એ બધા ભગવાનની મનોભાવથી સ્તુતિ કરી સંકટ નિવારણ માટે પ્રાર્થના કરવા લાગ્યા.

ત્યારે માન સરોવર દૈત્યનું સ્થાનક જાણ, અને ત્યાજ સમુદ્ર મંથન કર્યોછે જાણ. ॥૧૩॥
ત્યારે મંથવા દેવે મેરૂ પર્વત સમુદ્રમાં દીયો જઈ, દૈત્ય રાજ મધુકૈટભ સંહાર્યો સહી. ॥૧૪॥
ત્યારે દેવે મેરૂ પર્વતનો રવાયો કીધો જાણ, અને વાસંગ નાગનાં નેતરાં પ્રમાણ. ॥૧૫॥
બીજે કૂર્મરૂપે કરુણા કરી, વાસંગ નાગ કંપ્યો ધરણી ધરી. ॥૧૬॥
ત્યારે મેરૂ પર્વતનો રવાયો કીધો શ્રીહરિ, મંથ્યો મેરામણને લક્ષ્મી વરી. ॥૧૭॥
એવા ચરિત્ર કીધા શ્રીહરિ, ત્યાં ભકત કારણે ભાવ જ ધરી. ॥૧૮॥
ત્યાં વાસંગ નાગ હરિને નમે કરજોડ, ત્યા દેવ મળ્યા છે અનંત કરોડ. ॥૧૯॥
તે મેરૂ મંથવા એકીકોરે સહુ દાનવ થયા, બીજી કોરમાં વીરબાહુ દેવ જો થયા. ॥૨૦॥
ત્યાં વાસંગ નાગનું રજજુ જો કર્યુ, ત્યાં એકીગમ દેવે બળ આપે ધર્યુ. ॥૨૧॥
પુછની ગમ દેવ મળ્યા બહુ વીર, અને મુખની ગમ દાનવ મળ્યા સધીર. ॥૨૨॥
વાસંગ કરે વમન નાખે જો ફુફવાલ, અને દેવ દાનવ થયા ઘાયલ. ॥૨૩॥
જયારે વાસંગના મુખથી નીકળયો હલાહલ,ત્યારે ત્રણ ભવનમાં થઈ છળબળ. ॥૨૪॥
ત્યાંથી સુર અસુર સહું કંપવા લાગ્યા સહી, તેને આરાધ વિષ્ણુની કરી તહી. ॥૨૫॥
વિષ્ણુએ શિવજીને મોકલ્યું જયાંહા, તેને સહુ હલાહલ પીધું ત્યાંહા. ॥૨૬॥
ત્યારે દેવ દૈત્યને બહુ આનંદ થયો, અને તે સાગર મંથવા લાગ્યા ઘણો. ॥૨૭॥

ભગવાને સંતુષ્ટ થઈને દેવને આશ્વાસન આપી કહ્યું કે હેઃ દેવગણો, આપણા ઉત્કર્ષ અને ઉન્નતિ માટે પ્રથમ તમે દૈત્ય દાનવોથી મૈત્રી કરો. પછી દૈત્ય અને દેવો મળી અમૃતપ્રાપ્તિ માટે પ્રયત્ન કરો. એ માટે પહેલા ક્ષીરસાગરમાં વેલ, ઘાસ, ઔષધી, વનસ્પતિ નાંખી મંદરાચલ પર્વતનો રવૈયો અને વાસુકી નાગનું દોરડું એમ ઉપયોગ કરી સમુદ્રનું મંથન કરો. આ કામી દૈત્યોને કલેશ પ્રાપ્ત થશે અને મારી કૃપાથી તમને અમૃત ફળ મળશે. હું પણ તમારી મદદ માટે

અને જગતકાર્ય કરવા માટે આવું જ છું. આમ આશ્વાસન આપી ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા.

યોગ્ય કાળે અને સમય આવતાં જ દેવોએ અસુરોને સમદ્ર મંથન કરીને અમૃતપ્રાપ્તિનું કહ્યું અને તેમાંથી નીકળનાર ઈતર સંપત્તિના લોભથી અસુરગણ સમુદ્ર મંથન માટે આનંદથી તૈયાર થઇ ગયા. સુર અને અસુર બંનેએ સાથે મળીને મંદરાચલ પર્વતને જોરથી ઉખાડી અને મોટેમોટેથી ગર્જના કરતા કરતા સમુદ્રના કિનારે લઇ આવ્યા. પણ પછી દેવ-દાનવો અત્યંત પરિશ્રમથી થાકી ગયા હોવાથી પર્વત લઇ જવા માટે અસમર્થ થયા હતા, ત્યારે ભગવાને પોતે પ્રગટ થઇ બધાને હિંમત આપી બળસંપન્ન કર્યું અને એ મંદાર પર્વતને સમુદ્રમાં સ્થિર કરી મૂકયો. ભગવાન વિષ્ણુએ પોતે વાસુકી સર્પને લાવી પર્વતના સાડા ત્રણ વેઢા લીધા અને મોટા આંનદથી સમુદ્રમંથન કરી અમૃતપ્રાપ્તિ માટેનો આરંભ શરૂ કર્યો. એ પ્રસંગે ભગવાન વિષ્ણુએ વાસુકીનું પ્રથમ મુખ પકડયું એટલે દેવોએ પણ એમ જ કર્યુ. પણ દેવોનું આ કાર્ય દૈત્યાધિપતીને ગમ્યું નહીં. એ બોલ્યાઃ 'અમે વેદશાસ્ત્ર સંપન્ન હોઇને જન્મકર્મોથી શ્રેષ્ઠતમ છીએ. શું અમે સર્પના પુચ્છરૂપ છીએ ? અમંગળ અંગ અમે પકડીશું નહીં. શ્રીહરિને એજ જોઇતું હતું. તેમાણે હસતાં હસતાં વાસુકીના મોઢાનો ભાગ છોડી દીધો અને દેવો સાથે તેની પુંછડીનો ભાગ પકડયો. સર્વ દૈત્ય સર્પમુખ પાસે જઇને એ બધાએ સમુદ્રમંથનની ઉત્સાહથી શરૂઆત કરી. પણ તળમાં કોઇ આધાર ન હોવાથી પર્વત પાણીમાં ડૂબવા લાગ્યો. એ વખતે અનંત પરાક્રમી અને સત્યસંકલ્પ એવા શ્રી હરિએ મોટું અદભુત એવું કૂર્મરૂપ ધારણ કર્યુ અને પાણીમાં ડુબતા પર્વતને પોતાના પીઠનો આધાર આપ્યો ત્યાર પછી કાચબાનું મોટું શરીર ભગવાને ધારણ કરીને લક્ષ્ય યોજન વિસ્તાર કરી પોતાની પીઠ પર મેરૂ પર્વતને લીધો.

આ રીતે ખૂબ વેગથી મંથન શરૂ થતાં વાસુકીના મુખમાંથી, નેત્રમાંથી અને શ્વાસ ધ્વારા નીકળેલ અગ્નિ અને ઝેરની જવાળાના યોગથી અનેકાનેક અસુરો બળી જવા લાગ્યા ત્યારે ભગવાને એમની પર મેઘવૃષ્ટિ કરી અને ઠંડો પવન ફુંકાવવા લાગ્યો. આ પ્રમાણે દેવ દૈત્યના સહયોગથી મંથન કરેલ એ સમુદ્રમાંથી પ્રથમ અત્યંત દુઃસહ્ય એવું હળાહળ વિષ ઉત્પન્ન થયું.

ભયંકર તીવ્ર એવું અસહ્ય વિષ બધી દિશામાં ઉપર નીચે ઉછળવાથી બધા દેવો-દાનવો અને લોકપાલો ભયભીત થયા અને બીજા કોઇનાથી આપાણું રક્ષાણ થશે નહીં એમ જોઇ બધા દેવો સદાશિવને શરણે ગયા. ત્યારે સર્વ લોક પર આવેલ એ સંકટ જોઇ મહાદેવ બધાં જગતને વ્યાપનાર એ હળાહળ વિષ પોતાની અંજલીમાં લઇ પી લીધું. એ વિષથી ભગવાન શંકરે પોતાનું સારું એવું સામર્થ્ય બતાવ્યું ભગવાન શંકરના ગળામાં દાહ થઇ અને કંઠ લીલો થઇ ગયો પણ શંકરે આત્મસામર્થ્યથી એ વિષ પચાવી લીધું. ત્યારે તેઓ નિલકંઠ તરીકે ઓળખાયા. એ યોગે દેવં દાનવ અને માનવ સંકટમુકત થઇને સુખી થયા.

આ પ્રમાણે મહાપુરૂષ લોકોના દુઃખથી જ દુઃખી થાય છે અને એમના દુઃખ નિવારણ માટે પોતે દુઃખ ભોગવે છે કારણ બીજા માટે દુઃખ સહન જ કરી ભકતોના મનોરથ પુર્ણ કરનારા દેવાધિદેવ શંકરનું એ કર્મ જોઇ સર્વલોક, પાર્વતી, બ્રહ્મદેવ અને વિષ્ણુ આ બધાએ એમની પ્રશંસા કરી. મહાદેવ વિષપ્રાશન કર્યું તે વખતે એમના હાથમાંથી જે થોડુંક વિષ નીચે પડયું એ વીંછી, સર્પ, વિષારી ઔષધી વનસ્પતિ અને ઈતર દંશ કરનાર વિષારી પ્રાણીએ ગ્રહણ કર્યુ. શંકરે વિષ  પ્રાશન કર્યા પછી સંતુષ્ટ થયેલ એ દેવદાનવ ફરી ખુબ વેગથી સમુદ્રનું મંથન કરવા લાગ્યા.

**મધુરસાગરથી કીધો ગોરસ, અને દાનવ માર્યો મધુકૈટભ. ॥૨૮॥**
**મંથ્યો સમુદ્ર માવજીયે મન જો ધરી, ત્યારે રત્ન ચતુર્દશ કાઢયા શ્રીહરિ. ॥૨૯॥**

શંખ, લક્ષ્મી, કૌસ્તુભ અને સારંગધનુ, દેવે પૂજા કરી શ્રી વિષ્ણુને આપ્યું ઘણું. ॥૩૦॥
સુરભી કામધેનુ વસિષ્ટને આપ્યું જેહ, અશ્વ ઉચ્ચૈશ્રવા સૂરજને દીધો તેહ. ॥૩૧॥
ચન્દ્રમાંછે ઓખદી પોષણહાર, માટે દેવે તેને આકાશમાં દીધું થાનમાન. ॥૩૨॥
સુરા માદકથી છે બહું સંભ્રમકારી, તે અસુરોએ લીધી આપ સંભારી. ॥૩૩॥
પારિજાતક અને ચૌદન્ત ઐરાવત જયાં, અપ્સરા રંભા દેવરાજ ઈન્દ્રને આપ્યું ત્યાં. ॥૩૪॥
પછી આવ્યો ધન્વન્તરી અમૃત કલશ લઈ, અને સાગરમાંથી આવ્યા નિસરી. ॥૩૫॥
ત્યાં દેવે મંથ્યો મેરામણને અમૃત કાઢયા જેહ,તે મોહિનીરૂપ લઈ દેવોને પાયા તેહ. ॥૩૬॥
ચન્દ્ર સુરજ રાહુ દેખી બોલ્યા ત્યાં, સ્વામી એ દૈત્યને અમૃત પાવો કયાં. ॥૩૭॥
ત્યાં બેઠો રાહુ દેખ્યો શ્રી જગદીશે, ત્યારે દૈત્યને દેખી મન ચઢી રીશ. ॥૩૮॥
જયારે તેણે અમૃત પીતા દેખ્યો જગદીશ, દૈત્ય આડો થયો ત્યારે ચઢી રીશ. ॥૩૯॥
દેવ મારી દૈત્યને શિર લીયો ઉતાર, દૈત્ય મારણે શ્રીહરિ કોરંભ રૂપ ધર્યુ મુરાર. ॥૪૦॥

જયારે સમુદ્રમંથનની કામધેનું ઉત્પન્ન થઈ. એ અગ્નિહોત્રને સાધનભુત એવી ધૃતાદિ પદાર્થ ઉત્પન્ન કરનારી હોવાથી બ્રહ્મલોક સુધી પહોંચાડનારી યજ્ઞના હોમદ્રવ્ય માટે વસિષ્ઠ બ્રહ્મર્ષિએ એનો સ્વીકાર કર્યો. ઉચ્ચૈશ્રવા નામનો ઘોડો ઉત્પન્ન થયો એ સૂર્યને આપ્યો. એ પછી ચાર દાંત વાળો સફેદ એવો હાથી ઐરાવત, પારિજાત અને રંભાદિ અપ્સરા ઈંદ્રને આપી એથી દેવસભાના વૈભવમાં વધારો થયો. દેવલોકનું ભુષણ જ એવું પારિજાત વૃક્ષ એટલે ઈચ્છિત મનોરથ પૂર્ણ કરનાર કલ્પતરૂ જ છે. એ પછી ઉત્તમ વસ્ત્ર પરિધાન કરનાર, કંઠમાં પદકાદિક ભુષણ ધારણ કરનાર અને સુંદર ગમન મોહક ક્રિડા તથા એના નૃત્યથી સ્વર્ગમાં રહેનાર દેવોને આનંદીત કરનાર અપ્સરા એટલે સ્વર્ગનું મૂર્તિમંત વૈભવ જ કહેવાય. એ પછી મહાસાગરમાંથી પદ્મરાગ જાતીના ''કૌસ્તુભ'' નામનો એક રત્નમણિ ઉપલબ્ધ થયો. એમણે એ મણિ, સારંગધનુષ્ય અને શંખ આ ભગવાન વિષ્ણુએ ધારણ કર્યુ. પછી વિધુલ્લત પ્રમાણે પોતાના ક્રાંતિથી સર્વ દિશા પ્રકાશિત કરનાર સંપત્તિ એવી ભગવાન પર નિષ્ઠા રાખનાર લક્ષ્મી ઉત્પન્ન થઈ. એનું સુંદર રૂપ, ઔદાર્ય, વય અને ક્રાંતિ એના મહિમાથી મોહિત થઈ સર્વ દેવ, અસુર અને માનવ એ પોતાને મળે એવી ઈચ્છા કરવા લાગ્યા. પણ સર્વ દેવ દાનવોને છોડીને લક્ષ્મીએ ત્રિભુવનનાથ એવા એ ભગવાનને જ પુષ્પમાળા પહેરાવી. ત્યારે બધાએ લક્ષ્મીનારાયણ પર પુષ્પવૃષ્ટી કરી. એ વખતે લક્ષ્મી અતિશય આનંદ પામી.

પછી એ ક્ષીરસમુદ્ર પાસેથી જેના નેત્ર કમળ જેવા છે એવી સુરાદેવી કન્યારૂપે ઉત્પન્ન થઈ. એના શ્રીહરિના અનુમતીથી અસુરોએ સ્વીકાર કર્યો. છેલ્લે જેના માટે તેમણે અગણિત મહેનત કરી આ સમુદ્રમંથન કર્યુ હતું એ અમૃતકળશ લઈને ધન્વંતરી પ્રગટ થયો, ત્યારે યથેચ્છ સુરાપાન કરેલ અને એ યોગે ઉન્મત્ત થયેલ અસુરોએ એની પાસેથી અૃમતકળશ છીનવી લીધો. ભગવાને એ જોઈને એમનામાં અંદરઅંદર કલહ ઉત્પન્ન થવાની માયા નિર્માણ કરી. અમૃત માટે અસુરો એકદમ અધીરા થયા હોવાથી હું પહેલો પીશ, તું ના પીશ, તું હલકટ છે તને પીવાનો અધિકાર નથી. એમ બબડતા પરસ્પરમાં કલહ કરવા લાગ્યા. એ પ્રમાણે એમનામાં કલહ શરૂ થયો હોવાથી સર્વસમર્થ વિષ્ણુએ અત્યંત અદ્ભુત અને અવાર્ણનીય સુંદર સ્ત્રીરૂપ ધારણ કર્યુ અને ચોરની જેમ એકબીજા પાસેથી એ અમૃતપાત્ર છીનવી લેતાં એ દૈત્યો પાસે આવીને તે સ્ત્રીએ મધુર, મોહક વાણીથી એમનાં ચિત્ત હરી લીધા. અને કહ્યું કેઃ દેવ દાનવનો આ અમૃત પર સરખો અધિકાર છે. હું તમને આ અમૃતના સરખા ભાગ કરી આપું છું. તમે દેવો અને દાનવો તમારી અલગ અલગ હારમાં બેસો. એમ કહી દેવોને અમૃત આપવા લાગી. એજ કુંભમાં બીજી બાજુ રહેલ મુખમાંથી દૈત્યોને સુરા પીવડાવવા લાગી.

એ મોહિનીનું એ અલૌકિક દિવ્ય સૌંદર્યયુકત સ્વરૂપ જોઇ અને મદ્યમાં મદ થયેલ એ બધા દાનવો ઉન્માત્ત થયા હતા. એમને મોહીનીએ અમૃત પાવામાં વાર લગાડી. તેથી દાનવો વિવેકહીન થઈ વિરોધ કરવા લાગ્યા પણ મોહિનીએ એમને શાંતિથી બેસાડી બધા દેવગણને અમૃત પીવડાવવા લાગી. આ જાણીને રાહુ નામનો દૈત્ય ગુપ્ત રૂપથી ચંદ્ર-સૂર્યના વચ્ચે છુપાઈને અમૃત પ્રાશન કરવા લાગ્યો. તેના આ કપટીપણાનું વર્તન ચન્દ્રસુર્યને ધ્યાનમાં આવવાથી એમણે ભગવાનને જાણ કરી. ભગવાને સુદર્શનથી એ રાહુનું મસ્તક ઉડાડયું. એના ધડનું મૃત્યું થયું. પણ મુખમાં અમૃત રહેવાથી એ અમર થયો. પછી એણે પોતાનું વેર કાયમ રાખવાથી ચંદ્ર સુર્યને ગળવા માટે પર્વકાળમાં એ એના શરીર પર દોડી આવે છે એમ સમજાય છે.

**ત્યાંથી શ્રી કૂર્મરૂપ હરિ અવતાર, દેવે મંથી સમુદ્રને રત્નકાઢયા દશચાર. ॥૪૧॥**
**ત્યાં ચૌદ રત્ન ચિત્તમાં ધરી, અને માયા મોહ અનંત હરિ. ॥૪૨॥**
**મંથ્યો સાગર ને વર્ત્યો જયજયકાર, ત્યાર પછી સંસારમાં પ્રગટ થયા કિર્તાર. ॥૪૩॥**
**બીજે કૂર્મ રૂપે દૈત્ય મધુકૈટભને મારીયો,ત્યાં સવા કરોડીશું ભકત અંબરીષને તારીયો. ॥૪૪॥**
**ત્યાર પછી સંસારમાં પ્રગટ થયા મુરાર, ત્યારે સર્વે સંસારે ઓળખીયો સાર. ॥૪૫॥**
**કૂર્મની માતા તો કમળાવતી જાણ, પિતા તો પ્રિકમઋષિ પરમાણ. ॥૪૬॥**
**ગુરૂ તો એકાઋષિ જાણ, અને શકિત તો દેવી બેચરા પ્રમાણ. ॥૪૭॥**
**નરદલો દાનવ મધુકૈટભ જાણ, ભકત અંબરીષને તાર્યો નિરવાણ. ॥૪૮॥**
**ચારલાખ બત્રીસ હજાર શ્રીકૂર્મ રૂપે જાણ, ત્યારે ઋગ્વેદ હોતા પ્રમાણ. ॥૪૯॥**
**એવો શ્રીહરિનો કૂર્મ અવતાર સંપૂર્ણજ સહી,એવી શ્રી સદ્દ્ગુરુ ઈમામશાહે વાણી કહી. ॥૫૦॥**

શ્રી કૂર્મની માતા તો કમલાવતી, પિતા તો પ્રિકમઋષિ, શકિત દેવી બેચરા, ગુરુ તો એકાઅંકી ત્યાં દાનવ તો મધુકૈટભ, સ્થાન તો મહાપુર, ક્ષેત્ર તો માનસરોવર, ત્યાં વર્તે તે ઋગ્વેદ ઓચરંતે ગાયત્રી સાતવાર, સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથિ, બાર કરણ, નવગ્રહ સૂરમંત્રનો જાપ અજંપા જપતા આવ્યા સ્વામીજી ઋષિઓને સ્થાપી, મધુકૈટભ દાનવ સંહારી ચૌદ રતનવાળી, સવા કરોડ જીવની સાથે રાજા અંબરીષને તારી તમે ભલે અવતર્યા જુગોજુગે દેવ મોરારી, જે કોઈ ચિત્ત હરિશું લાવે તેના ધર્મવધે, પાપનો ક્ષય થાયે. નમો નમો ભાઈ પરબ્રહ્મ નારાયણના નામને, રૂપે આપણા સદ્ગુરૂ બ્રહ્મા નર નારાયણ હોય આજ તે રૂપને ધ્યાઈયે હો મુનિવરો.

છેલ્લે બધા દૈત્યોએ પોતાને ભગવાન વિષ્ણુએ માયાવી રૂપ ધારણ કરીને ફસાવ્યા છે એમ જાણી એ બધા યુધ્ધ માટે તૈયાર થયા. પછી દેવ દૈત્યનું મહા યુધ્ધ થયું. તેમાં દેવોને અમૃત મળવાથી એમનો સર્વત્ર જય થયો. બધા દૈત્યો નિર્બળ થયા હતા તેથી પરાભવ પામ્યા. આ રીતે ભગવાને કૂર્મ અવતાર ધારણ કરીને આ સમુદ્રમંથનનું અદ્‌ભુત કાર્ય કર્યુ અને મધુકૈટભ દૈત્યનો સંહાર કર્યો. કર્તાયુગનો આ બીજો પ્રગટ અવતાર હોવાથી એનાં અવતાર કાર્ય ૪,૩૨,૦૦૦ વર્ષ છે. તેની માતા કમળાવતી, પિતા પ્રિકમઋષિ, શકિત દેવી બેચરા, ગુરૂ એકાઋષિ, સ્થાન મહાપુર, ક્ષેત્ર માનસરોવર છે. પરમ ભગવદ્ અંબરીષ રાજાનો ઉધ્ધાર કરીને ભગવાને અનેક અવતારલીલા કરીને પોતાનું અવતારકાર્ય સમાપ્ત કર્યુ.

## સદ્‌ભકત રાજા અંબરીષનું આખ્યાન



સત્યયુગમાં ભગવાને કૂર્મ અવતાર ધારણ કરી સમુદ્રમંથન કરીને ચૌદ રત્નોની પ્રાપ્તિ દેવ-દાનવ અને અને માનવોની કરી આપી. એ વખતે યુગતિથિ એકાદશીનું વ્રત ધારણ કરી પાલન કરનાર ભગવદ્‌ભકત રાજા અબરીષ થયો હતો. અંબરીષ એ નાભાગ રાજાનો પુત્ર હતો. અત્યંત સુશીલ દાનવીર, ધર્મશીલ અને વિષ્ણુભકત હતો. એ દરેક

એકાદશીના દિવસે ઉપવાસ કરીને અને રાત્રે જાગરણ તથા શ્રીહરિનું ભજનકિર્તન કરી અને દ્વાદશીના દિવસે પાંચ ઘટક દિવસ આવ્યા પછી પારણાં કરતો હતો. આ પ્રમાણે એકાદશીના વ્રતનો નિયમ ઘણા દિવસથી ચાલ્યો આવતો હતો. એકવાર દ્વાદશના દિવસે રાજા સ્નાન કરીને પારણાં કરવા માટે કોઈ અતિથિ અભ્યાગત આવશે એમ રાહ જોવા લાગ્યો. એટલામાં દુર્વાસાૠષિ દેખાયા. એમને રાજાએ કહ્યું કે આજે દ્વાદશ છે, ભોજન તૈયાર છે, હે ૠષિ આપ પારણાં છોડાવવા કૃપા કરો. એમ કહી વિનંતી કરી. રાજાની વિનંતી ૠષિએ માન્ય કરી અને એ યમુના નદીમાં સ્નાન માટે ગયા.

અહીં દુર્વાસાને યમુના નદી પર દેવતાઓનું તર્પણ કરવામાં સારો એવો સમય લાગવાથી રાજાનો દ્વાદશીનો સમય થઈ ગયો. આમંત્રિત કરેલ અતિથિને છોડીને ભોજન કરવું એ અત્યંત અનુચિત છે, સારું નૈવદ્ય સમર્પણ ન કરવાથી વ્રતભંગ થાય છે, રાજા એમ વિચારમાં પડયો હોવાથી એના પુરોહિતો રાજાને શાલીગ્રામશિલાનું તીર્થ લઈ પારણા કરવા કહ્યું. રાજાએ એ પ્રમાણે વ્રતનાં પારણાં કર્યાં. એટલામાં દુર્વાસા ૠષિ સ્નાનસંધ્યા પતાવીને આવ્યા. પોતાની રાહ ન જોતા દ્વાદશનાં પારણાં કર્યા છે તેમ જાણી ૠષિને સંતાપ થયો, અને રાજાને કહ્યું, રાજા, તું મારી રાહ ન જોતાં પારણા કર્યા આ અત્યંત અનુચિત કર્યું. મુકિતના આશયથી તું વિષ્ણુની ભકિત કરીને આ વ્રત કરે છે પણ આ મારા અપમાનથી તને દસ વાર ગર્ભવાસ ભોગવવો પડશે એવો હું તને શ્રાપ આપું છું.

દુર્વાસાૠષિનો એ શ્રાપ સાંભળી રાજાનું હૃદય દ્રવી ઉઠયું. એ ગદ્‌ગદીત સ્વરથી ભગવાનને વિનવવા લાગ્યો. 'હે સારંગધર ! કરૂણાકર ! હે ૠષિકેશ ! કેશવ શ્રીપતિ આ ૠષિશ્રાપથી મને મુકત કરો' આ પ્રમાણે અંબરીષ રાજાની ભકિત ને કરૂણાવાણી સાંભળી ભગવાન વિષ્ણુનારાયણ પોતે અંબરીષ રાજા આગળ પ્રગટ થયા. એ શંખચક્રગદાપદ્મધારી વૈકુંઠવાસી શ્રીપતિની સુંદર મૂર્તિ જોયા પછી અંબરીષ રાજાના હૃદયમાં પ્રેમ ઉભરાઈ આવ્યો.

ભગવાન બોલ્યા: 'હે ભકત શિરોમણી અંબરીષ ! તારા એકાદશી વ્રતથી હું તારો ૠણી છું. તને આ ૠષિએ આપેલ શ્રાપ લાગશે નહીં પણ તારી ભકિતથી હું પ્રસન્ન થઈને એ દસ ગર્ભવાસનું દુઃખ હું પોતે દુર કરીશ. તું એ બિલકુલ ચિંતા ન કરીશ. હું તારા આ જન્મના બધા ભવપાશ તોડી નાંખીશ.

આ પ્રમાણે ભગવાને અંબરીષ રાજાને આશ્વાસન આપ્યું ત્યારે દુર્વાસાૠષિને અધિક ક્રોધ આવ્યો. એ પોતાની જટા ખેંચી અંબરીષ રાજાનો નાશ થવો એમ કહીને એના શરીર પર નાંખવા લાગ્યા. ત્યારે ભગવાને સુદર્શન ચક્રથી અગ્નિની યોજના કરી એ ચક્ર દુર્વાસા ૠષિના જટા પર છોડયું. એ વિલક્ષણ જવાળા જટા પર પછડાતા દુર્વાસા ૠષિ અત્યંત ગભરાઈ ગયા અને ચક્રની ભીતિથી ભાગવા લાગ્યા. પરંતુ ચક્રએ એનો પીછો છોડયો નહીં. એ આગળ અને ચક્ર પાછળ એમ એકસરખા ચાલતા હતા. છેલ્લે દુર્વાસા ૠષિ બ્રહ્મદેવ પાસે ગયા અને એને એ ચક્રનું નિવારણ કરવા માટે કહેવા લાગ્યા. ત્યારે બ્રહ્મદેવ બોલ્યા: 'હે ૠષિ, શ્રીપતિની શકિત વિલક્ષણ છે. હું ફકત તેનો દાસાનુદાસ હોવાથી તેની આજ્ઞા પ્રમાણે વર્તુ છું. હું આ ચક્રનું નિવારણ કરવા એકદમ અસમર્થ છું.'

બ્રહ્મદેવ આમ કહ્યા પછી દુર્વાસા ત્યાંથી મહાદેવ પાસે ગયા. મહાદેવે પણ એમને બ્રહ્મદેવ પ્રમાણે જ નિરાશ કર્યા. મહાદેવે આમ કહ્યા પછી દુર્વાસાૠષિ ત્યાંથી ભાગતા નીકળ્યા અને ભકતવત્સલ પ્રભુ પાસે આવ્યા. આ પ્રમાણે એક વર્ષ સુધી દુર્વાસા ૠષિ એ ચક્રની બીકથી ઉપવાસી ભાગતા ફરતા હતા. ક્ષુધાથી એમનાં સર્વગાત્રો શિથીલ થઈ ગયાં હતાં. હાથમાંનો કમંડળ છળી પડતો હતો અને હાથપગ થરથર કાંપતાં હતા. આ સ્થિતિથી દુર્વાસાએ પ્રભુના પગ પકડયા અને થયેલ અપરાધને બદલે પ્રભુની ક્ષમા માંગી.



દુર્વાસા ૠષિએ શ્રીહરિને મસ્તક નમાવી પ્રાર્થના કર્યા પછી ભગવાને કહ્યું કે: 'દુર્વાસા મારાથી મારા ભકત મહાન છે. એમની ભકિતથી હું તેમનો દાસ થઈ તેમની સેવા સુશ્રુષા કરૂ છું આટલો વિરાટ હોવા છતાં ભકતોએ મને એમના હૃદયમાં મુકી દીધો છે. આ ઉપરથી એ લોકો મારાથી મહાન હોઈ શકિતશાળી છે. ભકિતથી એમણે મને બાંધી દીધો

છે. માટે તમે મારો ભકત જે અંબરિષ છે એની પાસે જઇ એની ક્ષમા માંગો એટલે હું તમને આ સંકટમાંથી મુકત કરીશ.' ભગવંતનું આવું વચન સાંભળી દુર્વાસા ત્યાંથી નીકળી અંબરિષ રાજા પાસે ગયા. અહિયાં અંબરીષ રાજા પણ ઋષિ જમ્યા વગર નીકળી ગયા હોવાથી એક સંવત્સર સુધી ભુખ્યો રહ્યો હતો એના ઘરમાંથી ભુખ્યા ગયા તેથી તે જયાં સુધી એ જમવા ન આવે ત્યાં સુધી અન્ન ગ્રહણ કરવું નહી એવો નિર્ણય કરી અંબરીષ રાજા દુર્વાસા ઋષિની પ્રતિક્ષા કરવા લાગ્યા. આવી સ્થિતિમાં રાજા પાસે દુર્વાસા ઋષિ એકાએક આવ્યા અને રાજાના પગે પડી કહેવા લાગ્યો કે, 'હે રાજા, તને શાપ આપવાથી આ ચક્ર મારી પાછળ પડયું છે. એનું નિવારણ કરવા માટે તારા સિવાય કોઇ સમર્થ નથી એવું ભગવંતનું વચન છે. તો આ ચક્રનું નિવારણ કર.' ઋષિની આવી વાણી સાંભળી રાજાએ ઉભા કરી એમને યોગ્ય આસન ઉપર બેસાડયા અને એમના ચરાણે મસ્તક મુકી એમની વિધી પૂર્વક પૂજા કરી. પછી ચક્રનું નિવારણ કરવા માટે એક સોમવારની એક એકાદશીનું પુણ્ય ખર્ચ કરી ચક્રને હાથ જોડી કહેવા લાગ્યા કેઃ 'હે ચક્ર, તું સર્વ વ્યાપક હોઇ દુષ્ટોનો સંહાર અને સાધુની સંભાળ કરવાની શકિત તારામાં છે. તારી પાસે સર્વશકિત હોવાથી તું શ્રીપતિનો અલંકાર છે. હવે તું દુર્વાસાને છોડ ! એના અપરાધ માટે હું તારી પાસે ક્ષમા માગું છું.' આ પ્રમાણે ચક્રને પ્રાર્થના કરતાં તે ચક્ર ત્યાંથી અદ્રશ્ય થઇ ગયું. પછી અંબરીષ રાજાએ દુર્વાસાને ભોજન માટે બેસાડી એમનો યોગ્ય સત્કાર કર્યો. ઋષિએ રાજાનો હાલ પુછતાં કહ્યું કે - 'રાજા, તારો મે નિષ્કારણ છળ કર્યો એ માટે તું મને ક્ષમા કર. શેરડી પિલાય તો પણ એમાંથી જે રીતે મીઠો રસ નીકળે છે અથવા જેમ ઉત્તમ સોનું અગ્નિમાં નાખતાં એ વધારે કસદાર થાય છે, જે રીતે ચંદન ઘસતા એમાંથી જે રીતે પરિમલ નીકળે છે એ રીતે તારી કિર્તી ચંદ્ર સુર્ય છે ત્યાં સુધી જગતમાં કાયમ રહેશે.

આ રીતે મત્સ્ય અવતારે અતલ પાતાળનાં 'જયવંત' રાજાના ભોમમંડલિક રાજપુરોહિતને ભગવંતે આપેલું વચન પુરૂ કર્યુ. અંબરિષ રાજા એ જ ભોમમંડલિક હતા. યુગતિથિનું પાલન અને વ્રતનું આચરણ કરી યુગધર્મ પ્રમાણે વર્તી એણે પોતાની અને એની સાથે અનેક સદ્દભકતોની ઉન્નતીનો ઉધ્ધાર કરી સદ્દભકતમાં પોતાનું નામ અજરામર કર્યુ. ભગવંત પોતાના કરતાં ભકતોનું વિશેષ ગૌરવ કરે છે. 'ભકતાધીન ભગવાન'' એ ઉકિત સાર્થક કરી.

## ❖ શ્રી કુર્મ અવતારનો ભાવાર્થ ❖

આ જગતની રચના અને તેના તેનો સર્જક, સાકાર બ્રહ્મ જગતની રચનામાં સમય અને કળાની અનુકુળતાએ સર્વ જીવોની આકૃતીનાં સ્વરૂપોની સાથે સાથે મનુષ્ય સર્જન કંઇક અનેરૂ છે.

તે મનુષ્ય શરીરની પ્રથમ કલ્પો અને પછી યુગો તરફ નજર કરીશું તો જણાશે કે માનવ આકૃતિમાં ફેરફાર થતો આવેલ છે.

તેની સાથે સાથે સૃષ્ટિનો સર્જક જેવાં ને તેવાં જળચર, વનચર તથા માનવ શરીર સાથે સબંધ ધરાવતો આવેલ છે. સમય પ્રમાણે સ્વરૂપ ધારણ કરે છે.

પણ મુખ્ય આ કથાના સિધ્ધાંતનો સાર એ છે, કે સમય કાળમાં કૂર્મી ઋષિ માનવ દેહે હતા. તેનાં માતા, પિતા, ગુરૂ, પત્નિ વગેરે સાથે રહીને વેદ આજ્ઞાનું પાલન કરી, દાનવ મધુ કૈટભ સમુદ્રમાં છુપાયો, તેના કારણે કાચબાના પ્રાણીમાં ઈશ શકિતએ અવતાર લીધો. જેનું નામ કૂર્મ અવતાર છે.

અવતાર બીજો કૂર્મ ચાર લાખ બત્રીસ હજાર વર્ષ (૪,૩૨,૦૦૦) વર્તિ. આ કૂર્મ ઋષિના હરિઅંશે અપુરૂષ વેદવાણી જે અહીંથી વ્યારાહ અવતારે વાઘેશ્વર ઋષિના હરિઅંશમાં પ્રગટ થઇ છે.



॥ ૐ શ્રી પરિબ્રહ્માર્પણમસ્તુ ॥
॥ ઇતિશ્રી કૂર્મ અવતાર સમાપ્ત ॥

શ્રી વરાહ અવતાર



શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા સત્ય છે.



महार्णवे निमग्नानां वाराहं रुपमास्थितः ।
य उज्जहार दंष्ट्राभ्यां तस्मै कौलात्मने नमः ॥



શ્રી વિષ્ણુ ભગવાને જેમણે વરાહ રૂપ લઈને એકાકાર થએલા મહાસાગરમાં ડૂબી ગયેલી પૃથ્વીને બહાર કાઢી હતી તે વરાહ રૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

**શ્રી કૂર્મ ભગવાનના વસરત, દકાઈત, કાત્યાયન,**
**પરજાઈત, ડાઢમઋષિના અંશ તો શ્રી વરાહ**
**મુળ તો વાઘેશ્વર ઋષિએ શ્રી વિષ્ણુની કળાથી વરાહ રૂપ ધર્યું હતું.**

# શ્રી વરાહ અવતાર

## ॥ અવતાર ત્રીજો ॥

**પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું**
**ૐ નમો શ્રી સદ્દગોર પાત્ર બ્રહ્મા અમર તેજ મહારાજ,**
**આદ્ય વિષ્ણુ નિરંજન શ્રી વરાહ ભગવાન તમારી આશીષે.**

### ॥ શ્રી સતગોર બ્રહ્મા વાચા ॥

બે અવતાર શ્રીહરિના પુરા થાય, અવતાર ત્રીજાનો સદ્દગોરે કહ્યો મહિમાય. ॥૧॥
ત્રીજે શ્રી વરાહ અવતાર લખ્યો છે તે સુણો મુનિવરભાઈ. ॥૨॥
ત્રીજે શ્રી વરાહ રૂપ ધર્યો મહારાજ, ભકત સતીયાઓનું કરવા કાજ. ॥૩॥
દેવ રખેશરમાં વર્ત્યો જયજયકાર, શ્રી વરાહ રૂપ ધર્યો અવતાર. ॥૪॥
જયારે વરાહ રૂપ દેવનો અવતાર, ત્યારે પૃથ્વી રાખી દાઢ વચાળ. ॥૫॥

જે મોરવો દાનવ આકાશમાં રહે, તેના બળનો કોઈ પાર ન લહે. ॥૬॥
ત્યાં વરાહ રૂપે કળા કરી, સકળ પૃથ્વી દાઢે ધરી. ॥૭॥
ત્રીજે ત્રિકમદેવ ત્રિભુવન સાર, ત્યાં હરીયે લીધો શ્રીવરાહ અવતાર ॥૮॥

ત્યાં દેવોની તો કીધી સાર, સ્વામીએ દાનવ માર્યો તે ઠાર. ॥૯॥
ત્યાં લઢે યોધ્ધાઓ ભંગજ થાય, અને પૃથ્વી તો પાતાળે જાય. ॥૧૦॥
ત્યા એક દાઢમાં પૃથ્વી ધરી, બીજી દાઢે દૈત્યની મોતજ કરી. ॥૧૧॥
ત્રીજે વરાહ રૂપે ભકતોના પ્રતિપાળ, દેવે રાખી પૃથ્વી દાઢ વચાળ. ॥૧૨॥
જયારે ભાર પૃથ્વીના દેવે ઉતાર્યા, ત્યાં મહારૂપ તો વરાહ અવતર્યા. ॥૧૩॥
ભૈકાસુરપાટણ દાનવનું ક્ષેત્ર જાણ, ત્યાં મોર દૈત્યના લીધા પ્રાણ. ॥૧૪॥
જે મોરવો દાનવ દેવે હણ્યો, તે દૈત્ય મારવાને અવતાર વરાહનો ધર્યો. ॥૧૫॥
જયારે ત્રીજે રૂપે હરિ આવ્યા સંસાર, ત્યારે દેવ હરખ્યા અનંત અપાર. ॥૧૬॥

સમુદ્રમંથન થયા પછી સર્વ લાભ દેવોને મળ્યો. દૈત્યોને ફકત મદિરાનોજ લાભ થયો. એવું જોઈ દૈત્યાધિપતી હિરણ્યક્ષ અને મોરધ્વજ તેમજ સર્વ દાનવો ક્રોધીત થયા. ભગવાન વિષ્ણુએ મોહિનીરૂપ ધારણ કરી દેવોને અમૃત આપી અને પક્ષપાત કર્યો એટલે બધા દૈત્યે દેવો સાથે યુધ્ધ કર્યુ. એ યુધ્ધમાં દૈત્યોનો પરાજય થયો. એટલે એમણે યુધ્ધ બંધ કરી તપશ્ચર્યા કરી ભગવાન શંકરની આરાધના શરૂ કરી. દૈત્યના ગુરૂ શુક્રાચાર્યે અમોઘ તપશ્ચર્યા થકી સંજીવની નામની વિદ્યા સંપાદન કરી. એ યોગથી કોઈપણ મૃત વ્યકિત સજીવ અને હૃષ્ટપુષ્ટ બલસંપન્ન થતા હતા. એ બળનો ઉપયોગ કરી દૈત્યોએ દેવો ઉપર ચઢાઈ કરી. હવે દેવોએ અમૃત પ્રાશન કર્યાને સમય જતો રહ્યો હતો. અને દાનવો તરફથી કોઈ ભય નહોતો તેથી નિચિંત થઈ ગયા. દૈત્ય ગુરુએ નવી સંપાદન કરેલી વિદ્યાના પ્રભાવથી દૈત્ય સેના તાજી અને બળસંપન્ન થયેલી હતી. એનું પરિણામ એવું આવ્યું કે યુધ્ધમાં દેવોનો પરાજય થયો અને દૈત્યોને વિજય મળ્યો. એટલે દૈત્યોએ ભૂલોક, સ્વર્ગલોક વગેરે બધે ઠેકાણે ત્રાસ શરૂ કર્યો. ઋષિમુનિઓને છળ કરી એમના યજ્ઞયાગ બંધ પાડયા. એટલે દેવોને યજ્ઞનો હવિર્ભાગ બંધ પડવાથી એકદમ નિસ્તેજ થયા. હિરણ્યાક્ષ, મોરધ્વજ, નમુચી, શંબર, કાલાનાથ શુંભ-નિશુંભ, મથ, અરિષ્ટનેમી વગેરે અનેકાનેક દેવતાઓએ પૃથ્વી પર સર્વત્ર હાહાકાર કર્યો. એમના અનન્વિત છળથી અને ક્રુરતાથી બધા પ્રજાજનો ત્રાહીમામ થઈ ગયા. તેઓ એ દૈત્યોનું છળ છોડાવવા માટે ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યા. પૃથ્વી પર દૈત્યથી વધેલ પાપનો ભાર દુર કરવા માટે અને સદ્‌ભકતોનો ઉધ્ધાર કરવા માટે એટલે પૃથ્વીનો ઉધ્ધાર કરવા માટે ભગવાને એ કાળને અનુરૂપ એવા વરાહરૂપ ધારણ કરીને પ્રગટ થવાનું નકકી કર્યુ. એ પ્રમાણે પ્રગટ થઈને ભગવાને દૈત્યોથી યુધ્ધ કરી એમનો સંહાર કર્યો. સંપૂર્ણ પૃથ્વી પરથી પાપનો ભાર ઉતારી મહાસાગરમાંથી ધોઈને પૃથ્વીને બહાર કાઢી આ પ્રમાણે સંપૂર્ણ પૃથ્વી શુધ્ધ નિર્મલ પવિત્ર કરી. લોકોના મનમાં રહેલી દૈત્યવિષયી ભયનું નિવારણ કર્યુ અને સૃષ્ટિચક્ર વ્યવસ્થિત ચાલી શકે એવી યોજના કરી. એ વખતે અવનીતળ પર માનવવંશમાં પ્રગટ થયેલ ભકત ધ્રુવનો ઉધ્ધાર કર્યો. ભગવાન મહાવરાહ રૂપથી પ્રગટ થઈને એક દાઢથી રસાતળમાં જતી પૃથ્વીને ઉપર પકડી આધાર આપ્યો અને બીજા દાઢથી મોરધ્વજ, હિરણ્યાક્ષ વગેરે મહાભયંકર માયાવી પાપી દુષ્ટ દૈત્યોનો સંહાર કર્યો તથા મૃત્યુલોકમાં એમણે એ ગુણ કાયમ રાખ્યો કે કોઈપણ જીવ પ્રાણીમાત્ર અન્નગ્રહણ કરતાં કોઈપણ એક બાજુની દાઢથી કાર્ય શરૂ કરે છે. અને બીજી બંધ હોય છે. એકજ વખતે બંને દાઢ કાર્ય કરી શકશે નહીં.

જયાં વરાહે દાઢ દીધી ધાર, ત્યારે દાનવ મોરવો માર્યો તેની વાર. ॥૧૭॥ 
મોરવો દૈત્ય હરિયે સંહાર્યો જયાં, સ્વામીયે ધ્રુવ ભકતને ઉધ્ધાર્યો ત્યાં. ॥૧૮॥
જે દૈત્ય તણો કીધો સંહાર, શ્રી વરાહ રૂપ ધર્યો મુરાર. ॥૧૯॥
તે વરાહરૂપ સૃજનહાર, ત્યાર પછી સંસારમાં પ્રગટ થયા કિર્તાર. ॥૨૦॥

સુણો મુનિવરો સતગુરુ કહે, હરિ ચરિત્રનો કોઈ પાર ન લહે. ॥૨૧॥

જે હરિ સાથે ભકિત રાખે ચિત્ત, તે કહાવે હરિ તણો મિત્ર. ॥૨૨॥
જયારે ત્રીજા વરાહ રૂપે દૈત્ય મોર દાનવને મારીયો,સવા કરોડીશું ભકત ધ્રુવને તારીયો. ॥૨૩॥
ત્યાર પછી સંસારમાં પ્રગટ થયા મુરાર, ત્યારે સર્વે સંસારે ઓળખીયા સાર. ॥૨૪॥
વરાહની માતા તો પદ્માવતી કહિયે, અને પિતા તો દાઢમઋષિ કહીયે. ॥૨૫॥
ત્યારે ગુરુ તો સહજાનંદ જાણ, અને શકિત તો સોમૈયાદેવી નિરવાણ. ॥૨૬॥
ત્યારે સ્થાન તો બગપુર નગરી જાણ, ક્ષેત્ર તો ભેકાસૂર પાટણ પ્રમાણ. ॥૨૭॥
નરે મારીયો મોર દાનવ જાણ, ત્યારે ભકત ધ્રુવને તારીયા નિરવાણ. ॥૨૮॥
ત્યારે ચારલાખ ને વરસ બત્તીસ હજાર વરાહ રૂપે જાણ,ત્યારે ઋગ્વેદ હતો પ્રમાણ. ॥૨૯॥
એવં શ્રી હરિનો ત્રીજો વરાહ અવતાર સંપૂર્ણજ.
સહી એવી સદ્ગુરુ શ્રીઈમામશાહએ વાણી કહી. ॥૩૦॥

શ્રી વરાહની માતા તો પદ્માવતી, પિતા તો દાઢમઋષિ, શકિત તો દેવી સોમૈયા, ગુરુ તો અંકેશ્વર, દાનવ તો મોરધ્વજ, સ્થાન તો માયાપુર, ક્ષેત્ર તો ભૈકાસૂર પાટણ, ત્યારે વેદ તો ઋગ્વેદ, ઓચરંતે ગાયત્રી સાતવાર સત્તાવીસ નક્ષત્ર, પંદરથી બાર કરણ, નવગ્રહ સૂરમંત્રનોજાપ અજંપા જપતા આવ્યા સ્વામી, ઋષિઓને સ્થાપી મોરધ્વજ દૈત્યને સંહારી, સવાકરોડી શું રાજા ધ્રુવભકતને ઓધ્ધારી તમે ભલે અવતર્યા જુગોજુગ દેવ મોરારી, જે કોઈ ચિત્ત હરીશું લાવે તેના ધર્મ વધેને પાપનો ક્ષય થાય, નમો નમો ભાઈ પરબ્રહ્મ નારાયણના નામને રૂપે સદ્ગોર બ્રહ્મા નર નારાયણ હોય આજ તે રૂપને ધ્યાઈયે હો ભાઈ મુનિવરો

કર્તાયુગમાં પ્રાપ્ત પ્રસંગાનુરૂપ ભગવાનનો આ ત્રીજો અવતાર મહાવરાહનો છે. એમનું અવતાર કાર્ય ૪,૩૨,૦૦૦ વર્ષ છે. એ કાળમાં પૃથ્વી પર સર્વત્ર વધેલ અસુર સંસ્કૃતિનો પૂર્ણપણે નાશ કરવા માટે અને બીજી બાજુથી સંપૂર્ણ પૃથ્વીતળ પર સંસ્કૃતિનો પ્રભાવ નાંખી માનવપ્રાણી માત્રને સુસ્થિત કરવા માટે એટલે જ રસાતળે જઈ માનવ સંસ્કૃતિનું પુનરૂધ્ધાર કરવા માટે અતિશય સુંદર, તેજસ્વી અને અતુલ બલસંપન્ન એવા સગુણ સાકાર સ્વરૂપ ભગવાનને લેવું પડયું. અસુરોથી સામનો કરી એમને જેર કરીને છેલ્લે ભગવાને સનાતન આર્યસંસ્કૃતિની પુનઃસ્થાપના કરી. સતપંથ ધર્મના અનુયાયીઓ એવા સદ્ભકત રાજા ધ્રુવને મુખ્ય નીમીને એમને અચળ અમરપદ આપી સનાતન સતપંથને ઉજજ્વળ કરાવ્યો.

એક વાર સનતકુમાર, સનક, સનંદન અને સનાતન આ બ્રહ્મદેવના ચાર પુત્ર ત્રૈલોકયમાં સંચાર કરતી વખતે ભગવદિચ્છાથી વૈકુંઠમાં ગયા. પ્રજાપતિના પણ પહેલાં ઉત્પન્ન થયેલ એ મુનિઓ પાંચ-છ વર્ષના છોકરાની જેમ દેખાવાથી નગ્ન હતા. એટલે જય-વિજય આ બંને દ્વારપાલે એમના પુત્રો સમજી અંદર જવા માટે પ્રતિબંધ કર્યો. ત્યારે એ ક્રોધીત થઈ અને એમણે દ્વારપાલને શ્રાપ આપ્યો કે તમે રજતગુણરહિત એવા મધુસુદનના ચરણોમાં પણ રહેવાના યોગ્ય નથી. અને તમે અત્યંત પાપી એવા અસુર યોનીમાં સત્વર જાવ એમને એવો શ્રાપ આપતા જ જય વિજય કરગરવા લાગ્યા. ત્યારે એ મુનીએ ફરી એને કહ્યું કેઃ તમારા ત્રણ જન્મ થશે એટલે આ શ્રાપ સમાપ્ત થઈ તમને ફરી સ્વસ્થાનની પ્રાપ્તિ થશે. પછી હિરણ્ક્ષ એના કરતાં નાનો હતો. શ્રીહરિએ નરસિંહાવતાર લઈ હિરણ્યકશ્યપનો વધ કર્યો અને પૃથ્વીનો ઉધ્ધાર કરવા માટે વરાહવતાર લેનાર એ જ શ્રી હરિએ હિરણ્યાક્ષનો જ વધ કર્યો. હિરણ્યકશયપે શ્રીહરિની સ્વેચ્છાએ

ભક્તિ કરનાર પોતાના પ્રહલાદ નામના પુત્રનો વધ કરવાની ઇચ્છા કરી અને મૃત્યુ પ્રાપ્ત કરવા માટે ઘણા પ્રકારની યાતના કરી. પરંતુ સર્વત્ર વ્યાપક બ્રહ્મ જ છે એમ જોનાર પ્રહલાદ સર્વભૂતોનો આત્મા જ દ્વેષાદિશૂન્ય અને ઇશ્વરના તેજથી વ્યાપ્ત હોવાથી એ અનેક ઉપાયથી એનો વધ કરવા હિરણ્યકશ્યપુ સમર્થ થયો નહીં. પછી બીજા જન્મે એ વિશ્રવા નામક ઋષિના કેશિની નામક સ્ત્રીના પેટે જન્મ લીધો અને રાવણ અને કુંભકર્ણ આ નામથી પ્રસિધ્ધ થઇને બધા લોકોને પીડા આપતા થયા. ત્યારે પણ ભગવાને મુનિના શ્રાપથી એમને મુકત કરવા માટે રઘુવંશમાં રામાવતાર ધારણ કરીને એમનો વધ કર્યો આગળ એજ રાવણ કુંભકર્ણ ત્રીજા જન્મે ક્ષત્રિય થઇને શિશુપાલ-દંતવક્ત્ર થયા અને શ્રીકૃષ્ણના સુદર્શન ચક્રથી નિષ્પ્રાણ થઇ બ્રહ્મશાપથી મુકત થયા. આ પ્રમાણે વિષ્ણુપાર્ષદ નિત્યવૈરથી ઘડાયેલા અચ્યુત સ્વરૂપી થઇ પુનરપિ શ્રીહરિ પાસે ગયા.

## ❊ સદ્ભકત બાળક ધ્રુવાખ્યાન ❊

પહેલા બૃહસ્પતિ નામના નગરમાં ઉત્તાનપાદ નામનો રાજા રહેતો હતો. એ રાજાને બે સ્ત્રીઓ હતી. એકનુંનામ હતું સુનીતિ અને બીજીનું નામ સુરૂચિ. ધ્રુવ એ સુનીતિનો પુત્ર હતો. એ નાનપણથી સંસ્કારી ભકિતનિષ્ઠ અને વૈરાગ્યશીલ હતો. સુનીતિ અને સુરૂચિ આ બંને સોખ્ય હોવાથી એ બંનેમાં દ્વેષ રહેતો હતો. એમાંથી સુનીતિને પુત્ર હોવાથી તો એ એનો અધિક દ્વેષ કરવા લાગી. સુનીતિ એ રાજાની પટરાણી હતી પણ સુરૂચિ વિશેષ સુસ્વરૂપ હોવાથી માનીતી હતી. સુનીતિ પર પણ રાજાને પ્રેમ હોવા છતાં સુરૂચિ પર પ્રેમ વિશેષ હોવા છતાં સુનિતીને પટરાણી તરીકે રાખી હતી. અને કહ્યું હતું કે તારા પુત્રને જ ગાદીએ બેસાડીશ એમ એને વચન આપ્યું હતું. એટલે સુરૂચિ અહંકારમત્ત થઇ સુનીતિના પુત્ર ધ્રુવનો દ્વેષ કરતી હતી.

એક દિવસ ઉત્તાનપાદ રાજા કોઇ ઉત્સવ જોતા હતા. એ ઉત્સવ નાચરંગમાં રાજા મગ્ન હોવાથી ત્યાં તેનો ધ્રુવ બાળક જોવા માટે આવ્યો. ધ્રુવની એ મનોહર બાળમૂર્તિ જોઇ રાજાને હૃદયમાં પુત્રપ્રેમ ઉભરાઇ આવ્યો. અને એણે ધ્રુવને ઝટ લઇ ઉપાડી પોતાના ખોળામાં બેસાડયો. એ વખતે સુરૂચિ રાજાની જોડે બેઠી હતી. રાજાની બાજુમાં એક નાનો રત્નજડિત અરીસો હતો. એ અરીસા પાસે ધ્રુવ કૌતુકથી જોવા લાગ્યો ત્યારે રાજાએ એ અરીસો ઉપાડી ધ્રુવના હાથમાંઆપ્યો. એ રત્નજડિત અરીસો સુરૂચિનો હતો. ધ્રુવને જોઇ એનો દ્વેષાગ્ની ભડકયોહતો. પોતાનો અરીસો રાજાએ સોખ્યાના પુત્રના હાથમાં આપતા જોઇ એ ક્રોધથી લાલ થઇ. એણે ધ્રુવના હાથમાંથી અરીસો ખેંચી લઇ એને રાજાના ખોળામાંથી જોરથી ધકકો દીધો. એ સાથે ધ્રુવ પડી ગયો અને મૂર્છિત થઇ ગયો. સુરૂચિની એ દુષ્ટકૃતી જોઇ બધા લોકો વિમાસણમાં પડી ગયા અને એના પર ખુબ ગુસ્સો આવ્યો. કેટલાંકે ધ્રુવને પવન વગેરે નાંખી શુધ્ધીમાં લાવ્યા અને એની માતા પાસે લઇ ગયા. ઉત્તાનપાદ રાજાને પણ ખૂબ દુઃખ થયું માતા પાસે આવ્યા પછી ધ્રુવે સભામાં બનેલી બધી હકીકત માતાને કહી. એ હકીકત સાંભળી સુનીતિને દુઃખ થયું પણ નિરૂપાય માની એ સ્વસ્થ બેઠી. ધ્રુવને માત્ર આ પ્રકારથી ખુબ અનુતાપ થયો. જે જગમાં આટલા દ્વેષી માણસો છે તે જગતમાં ન રહેવું સારું. એવી ભાવના થઇ અને એણે પોતાની માતાને કહ્યું, 'હે માતે, જેમની લીલાથી જગનું નિર્માણ થયું છે,જેમની માયાની ચેષ્ટાથી આ ચરાચર ઉત્પન્ન થયું છે એ કોણ છે ? અને કયાં છે ? એ કૃપા કરી મને કહો !'



ધ્રુવના વચન સાંભળી સુનીતિએ કહ્યું, 'બેટા ધ્રુવ, જેમનો તાગ દેવોને પણ લાગ્યો નથી. ત્રૈલોકય અને બ્રહ્માદિ પણ જેમને જોવા સમર્થ નથી તે પરમાત્મા તને તારી બાળકમતીથી કયાંથી દેખાશે ? એ તારા જેવા બાળકને કેવી રીતે ઓળખાશે ? સુનીતિના શબ્દો સાંભળી ધ્રુવે કહ્યું: માતા, હું જરૂર નાનો છું તો પણ ભગવાનને મળવાનો મેં નિશ્ચય

કર્યો છે.  મને જો દેવનાં દર્શન નહીં થાય તો હું મારા પ્રાણત્યાગ કરીશ. માટે મને તું પરમેશ્વરની પ્રાપ્તિનો માર્ગ સમજાવીને કહે. ત્યારે સુનીતિ એ જે પ્રમાણે મદાલસા પોતાના છોકાઓને વૈરાગ્યનો ઉપદેશ કરી એમને આત્મજ્ઞાનસિધ્ધિ માટે જ્ઞાન આપ્યું હતું એ પ્રમાણે ધ્રુવને જ્ઞાનઉપદેશ આપ્યો. અને કહ્યું કે મોટા મોટા ઋષિઓ કેટલાંય વર્ષો તપશ્ચર્યા કરે છે ત્યારે એ જ્ઞાન પ્રાપ્ત થાય છે. તથાપિ તને એ ગુઢ તત્વ હું થોડાકમાં કહ્યું છે.

## ❁ ઉચ્ચતમ જ્ઞાન ❁

બાળક ધ્રુવ ! પ્રાણ, અપાન, ઉદાન,વ્યાન, સમાન એમ પાંચ વાયુ હોઈને રેચક, પુરક અને કુંભક આ પ્રમાણે તેનું નિયમન કરતાં આવડવાથી એકવીસ હજાર જપ કરવા એટલે મુકિત મળે છે. મનુ, બ્રહ્મા, વિષ્ણુ, શંકર એમનાંદર્શન થાય છે. મુળ જે આધારચક્ર ત્યાં રિધ્ધિસિધ્ધના નાયક જે ગણપતિ છે. રકતવર્ણ એ એની ખૂણ છે. છસ્સો જાપ કરવાથી ગણનાથનું દર્શન થાય છે. આ સ્થિતિમાં હોવાથી પંચદ્વારનો પર્વત હોઈને તે ગુદા દ્વારે છે. બીજુ ચક્ર સ્વાધિષ્ઠાન છે. ત્યાં બ્રહ્મદેવ હોય છે એ ઠેકાણે સાવિત્રી એમની સેવા કરે છે. ત્યાં વાચા વૈખરી હોઈને જાગૃત અવસ્થા હોય છે. ત્યાં મુકિત સલોકતા હોઈને મુદ્રા લક્ષાણ ખેચરી હોય છે. ઓમકાર એટલે ઋગ્વેદ છે. આદિભૌતિકાદિ ત્રણ તાપ છે. ઉરૂસ્થલ અને પૃષ્ટભાગ અથવા બંનેમાંથી સહસ્રમાત્રા માતા-પુત્રના સંબંધ પ્રમાણે અનુકુળ જોઈએ ત્યારે ઉર્ધ્વમાર્ગથી વીસ હજાર જાપ કરવા જોઈએ. એની ઉપર લિંગદેહસ્થાને મણિપૂરચક્ર છે. એ ઠેકાણે વિષ્ણુનો લક્ષ્મી સાથે વાસ છે. ત્યાં વાચા મધ્ય હોઈને વર્ણ બ્રહ્મનો છે. એ સ્થાને સ્વપ્નાવસ્થા હોઈને મુદ્રા ભૂચરી છે અને મુકિત સમિપતા છે. ત્યાં પ્રાણ એ સમાન હોઈને ગુણતત્વ છે. ત્યાં ચતુર્થ ગુરૂલિંગ હોઈને પવનકુંભક છે. યજ્ઞ અનુહત હોઈને ધ્વની શ્રીહાટ છે. માતૃકા દ્વિદલ હોઈને પ્રાણને દ્વિદલ છે. અહીં જપની સંખ્યા છ હજાર છે. અનુહત ચક્ર શંકર પાર્વતી સાથે છે. ત્યાં વર્ણ તાંબડ હોઈને વાચા પશ્યંતી છે. અવસ્થા સુષુપ્તિ હોઈને સરૂપતા એ મુકિત છે. જેને જ્ઞાની જયોતિકમળનનો આશ્રમ કહે છે એ ત્યાં જ છે. ત્યાં મુદ્રા ખેચરી હોઈને તમોગુણ છે અને અક્ષર મકાર છે. મકાર એટલે સામવેદ છે. કર્મજ્ઞાન આધ્યાત્મિક હોઈને ત્રાટક પવન છે. ગોલ્હાટપીઠ ચતુષ્ઠાકાર હોઈને મધ્યપ્રાણ છે. આ પુલસ્તીના જાપ છ હજાર હોઈને અનુહતના જપ બાર હજાર છે. વિશુધ્ધચક્ર ઠેકાણે કારણ દેહ છે. ત્યાં શકિત અવિદ્યા હોઈને આત્મા દેહ છે. વાચા પરા હોઈને અવસ્થા તૂર્યા છે. વેદ અથર્વાણ હોઈને વર્ણ જવાળાના રંગની છે. મુકિત સાયુજયતા હોઈને પવન સાધના માર્ગનો રેચક છે. મુદ્રા અગોચરી હોઈને પ્રાણ ઉદાન છે. પુણ્યગિરી પીઠાશ્રમ એ માર્ગ હોઈને અર્ધમાત્રા એ ત્યાંની ખુણ છે. એ કમળ ષોડશદલાનું હોઈને ત્યાંના જપ એક હજાર છે. અગ્નિચક્રને ઠેકાણે લિંગ દેહ છે. એ પરમાત્મા ફકત માયાશકિતના પુજનથી જ પ્રસન્ન થાય છે. એમની પ્રાપ્તિ માટે ઉન્મની અવસ્થા જોઈએ. ત્યાં પ્રભા માણિકા પ્રમાણે છે. અંતઃકરણમાં પ્રસાદલિંગ લાવી અને ત્રિવેણી સંગમ કરી એ ત્રિકુટસ્થાને નિશ્ચળ માણસે એક હજાર જપ કરવા જોઈએ.

આની આગળ એક વિરાટ દેહ છે. એ જે ચક્રમાં છે એ ચક્રને ઉન્મનીચક્ર કહે છે. એ કમળ સહસ્ર પાંખડીઓનો છે. ત્યાં મહાલિંગ હોઈને ત્યાં બ્રહ્મરંધ્ર અને પુરૂષદેવતા છે. ત્યાં જીવ અને શીવ એમની સગુણ મિથુની ભેટ થાય છે. એ દ્વિદલ ભુવનનો જાપ એક હજાર છે. પ્રલય અવસ્થાનો ભાવ બતાવનાર શકિતદેહધારી મહાદવે એ ત્યાં અર્ધશૂન્ય બ્રહ્માંડમાં હોઈને એના ચતુર્થ ચરાણ બીજ રૂપ છે. ત્યાં કર્તૃત્વ એજ સ્વયંસિધ્ધ બીજ છે. એ જગ્યાએ ધ્રુવ તું વાસ કર.  એટલે સ્વાનંદ સુખોનું સૌખ્ય સહજ જ પ્રાપ્ત થશે. જે શુન્ય જેને મુળપ્રકૃતિ દેહ એમ કહે છે ત્યાં નિરાલંબપણે રહેવું એ નિર્ગુણ જીવમાં શીવદેવતા એ અધિષ્ઠિત થયેલ છે. ત્યાં મહત્તત્વ આ જ મુળ હોઈને માયા પ્રકૃતિના સંબંધ બિલકુલ નથી. એ ઠેકાણે એટલે જીવના જન્મ સ્થાને ફકત આત્મા જ હોય છે. એ અવસ્થા અક્ષય અને નિશ્ચળ એવી હોય છે. એ

નિર્ગુણ પરબ્રહ્મ સ્થાને પવનાદિકની ગતિ સહજ કુંઠિત થાય છે. એ બ્રહ્મદેવતા નિઃશબ્દ અને નિરંજનદેહી છે. નિર્ગુણ અક્ષર એ જ ત્યાંનું સાક્ષ છે. એમ પિંડ બ્રહ્માંડ છે.તેમજ ચરાચર છે. આ બંને પૂર્ણજ્ઞાન પ્રાપ્ત થયા પછી શુન્ય દેહમાં જે આત્મામાં અવસ્થા પ્રામ થાય છે, એજ મુકિત છે. બેટા ધ્રુવ ! દેહ અહંકાર મૂળ છોડીને અને આ માયાજાળ તોડીને તું પોતાનું ચિત્ત ભગવદ ચરણોમાં અર્પણ કર. મનમાં અક્ષય શ્રી હરિની મૂર્તિ રહેવા દે એટલે તારો પ્રવેશ નિરંજન થશે એ પ્રમાણે સુનીતિએ ધ્રુવ બાળકને ઉપદેશ કરતા જ એના પર પૂર્ણપણે અસર થઈ. એણે તરત જ તપશ્ચર્યા કરવા જવાનો વિચાર કરી પોતાની માતાની રજા લીધી. એ પાંચ વર્ષનો ધ્રુવ બાળક એકાગ્ર ચિત્તથી તપ કરવા મધુવન નામના અરણ્યમાં આવી પહોંચ્યો. એ મધુવન ફળપુષ્પોથી ભરપૂર હતું. ત્યાં સારી જગ્યા જોઇ ધ્રુવે પોતાનું આસન કર્યુ. અને માતાશ્રીના વચન પ્રમાણે બીજ મંત્રનો જાપ શરૂ કર્યો. જાપનો આરંભ કર્યા પછી ત્રીજા દિવસે આસન પર જ કદળીના ફળ ખાઇને એણે પારણાં છોડયાં. આ પ્રમાણે મહિનો થયા પછી બીજા મહિનામાં ફકત વાયુ સેવન કરી પારણા કર્યા. આપ્રમાણે તૈયારી થયા પછી એણે પ્રાણાયામ સાધીને બે મહિના સુધી પ્રાણવાયુ રોકીને અભ્યાસ શરૂ કર્યો પૂરક-કુંભક અને રેચક એમ ત્રણ પ્રકાર એને સાધ્યા. આ રીતે એ છેલ્લે પરમેશ્વર સ્વરૂપમાં લીન થઇ બ્રહ્માનંદમાં નિમગ્ન થયો.

ત્યાં નારદ એક વખત ભ્રમણ કરતા આવ્યા અને ધ્રુવને તપ કરતો જોઇ અને ધ્રુવની અવિચલ તપશ્ચર્યા જોઇ નારદને ખુબ આશ્ચર્ય થયું. એણે એ હકીકત સ્વર્ગમાં ઈંદ્રને જણાવી. સમાચારથી ઈંદ્રએ બ્રહ્મા, વિષ્ણુ, મહેશને વિદીત કર્યા. ત્યારે વિષ્ણુ લક્ષ્મી સાથે દેવોને લઇ એ મધુવનમાં આવ્યા અને સ્વસ્વરૂપી લીન થયેલ ધ્રુવની બાળમૂર્તિ જોઇને દેવોના હૃદય પ્રેમથી ભરાઇ આવ્યા. પછી વિષ્ણુએ પોતાનો શંખ એમના મસ્તકને લગાવી એને સમાધિમાંથી જાગ્રત કર્યો. સમાધી ઉતરતાં જ એ સર્વ ભગવાનને જોવા લાગ્યો. એટલામાં લક્ષ્મીએ એને પ્રેમથી કેડ પર લઇ લીધો. બ્રહ્મદેવે પોતાની પાસેનું પિતાંબર પહેરાવ્યું. કનક આરતીથી એની આરતી ઉતારી. શંકરે વિભુતી તિલક લગાવી અને પાર્વતીએ એને પુત્ર પ્રમાણે પોતાના હૃદયે ચાંપ્યો. ધ્રુવે બધા દેવોને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. ભગવાને ધ્રુવને મસ્તક પર હાથ મૂકી કહ્યું: 'બાળક ધ્રુવ તું આ બધા પ્રયત્નો મોક્ષ પ્રાપ્તિ માટે કરે છે. એ પ્રમાણે તને મોક્ષપદ તો મળશે. પણ પ્રથમ તું ઘરે જઇને તારા પિતાના રાજ્યનો સ્વીકાર કર એટલે તારા માતાપિતાને અને તારા રાજ્યની પ્રજાને ખુબ આનંદ થશે. તું જ્યારે ઇચ્છા દર્શાવીશ ત્યારે તને મોક્ષપદની પ્રાપ્તિ થશે.' આમ કહી વિષ્ણુ સહ બધા દેવ પોતપોતાના સ્થાને નીકળી ગયા.

અહીં બૃહસ્પતિનગરમાંથી જે દિવસે ધ્રુવ નીકળી ગયો એ દિવસથી સંપૂર્ણ નગર શોકાતુર થયું હતું. સુનીતિને પોતાનો પુત્ર શા માટે ઘર છોડીને ગયો એ પણ ખબર હતી પણ જે કાર્ય માટે ગયો છે એ કાર્ય એ કંઇ રીતે સિધ્ધિ પામશે એની એને ચિંતા હતી. રાજાની સ્થિતિ તો ખૂબજ ખરાબ થઇ હતી. એના ખોળામાંથી ધ્રુવ પડયા પછી તો નિરાશ થઇ ગયો હતો. આમ થયા પછી તે અત્યંત ઉદ્વિગ્ન અને દુઃખી થયો હતો. એવી જ રીતે સુરૂચિએ ક્રોધમાં ધ્રુવને ધકકો માર્યો હતો તેથી એને પણ મોટી ભુલ કરી એમ લાગતું હતું. રાજપુત્રના જવાથી પ્રજાની સ્થિતિ આમે અનુકંપનીય થઇ હતી. ધ્રુવ વિષયે બધું જગત ચિંતાગ્રસ્ત થયેલ હતું. એટલામાં કેટલાંક સેવક રાજા પાસે દોડતા આવ્યા અને એમણે રાજાને પોતાનો પુત્ર ધ્રુવ આવે છે એમ આનંદદાયક સમાચાર જણાવ્યા. ખબર સાંભળી રાજાને ખુબ આનંદ થયો. એણે એની સાથે રથ, સૈન્ય, મંગલાવાદ્ય લીધાં અને એ ધ્રુવની સામે ગયો. તપ સામર્થ્યને લીધે ધ્રુવની એ સતેજ મનોરમ બાળમૂર્તિ જોઇ બધાનાં હૃદય ભરાઇ આવ્યાં. રાજાએ પુત્રને પોતાના હૃદયથી ચાંપી પ્રેમથી એનું ચુંબન લીધું અને મંગલ વાદ્યોને વગાડતા વગાડતા એને નગરમાં લાવ્યા ત્યારે નગરવાસીજનોએ પુષ્પવૃષ્ટિ કરી એનો જયજયકાર કર્યો. સુવાસિની

પંચ આરતી ઉતારી અને વૃધ્ધોએ આશીર્વાદ આપ્યા. સુનીતિએ બહુ પ્રેમથી ઓવારણાં ઉતારી એને હૃદયથી ચાંપ્યો. પછી રાજાએ શુભ મુહુર્ત જોઇ વાયુકન્યા વિડા અને કોંડાનો ધ્રુવ સાથે વિવાહ કર્યો. એ સમારંભમાં અનેક રાજા મહારાજા અને અનેક ઋષિ પણ પોત પોતાની ઋષિ પત્નીઓ સાથે આવ્યા હતા. ઋચિક અને સ્ત્રી આકૃતિ, દક્ષ અને એની સ્ત્રી પ્રસુતિ, પુલસ્ત્યઋષિ અને તેની સ્ત્રી ગતિ, અત્રિ-અનસુયા, મરિચી-કળા, અંગિરા-સિધ્ધા, વસિષ્ઠ-અરૂંધતી એ પ્રમાણે ભૃગુ-પુલસ્તી વગેરે અનેક ઋષિ પોતપોતાના પરિવાર સહ આવ્યા હતા. લગ્ન પછી રાજાએ મોટા સમારંભથી પોતાનું આખું રાજ્ય ધ્રુવને સ્વાધિન કર્યુ. અને તપશ્ચર્યા માટે અરણ્યમાં નીકળી ગયો.

રાજાની બીજી સ્ત્રી જે સુરૂચિ એનો ઉત્તમ નામનો પુત્ર હતો એ પણ હવે મોટો થયો હતો. ધ્રુવ એને સારી રીતે સંભાળી અને એનો માનસન્માનથી પોતાની રીતે જ રાખતો હતો. એક દિવસ ઉત્તમ અરણ્યમાં શિકાર કરવા ગયો ને એ અરણ્ય યક્ષપતિનું હતું. યક્ષપતિને આ વૃત્તાંત દૂત પાસેથી સમજાતાં એ પોતાનું સૈન્ય લઇને ઉત્તમ પર ચઢી આવ્યો. ઉભયતામાં યુધ્ધ થયું. એમાં ઉત્તમ મરી ગયો. એ વાતની ધ્રુવ સુરૂચીને ખબર પડી ત્યારે એ ખુબ શોક કરવા લાગી. પુત્રનિધનથી એને કંઇ સુઝયું નહીં. પુત્ર માટે પ્રેમ શું હોય છે એ તેને આ વખતે સારી રીતે ખબર પડી ને એને એ સ્થિતિમાં ધ્રુવને રાજાના ખોળામાંથી ધકેલી દીધો એ વેળા યાદ આવી. એ પાતાને અનેક પ્રકારે દોષ લગાડવા લાગી. એનો શોક એટલો વધ્યો કે એ શોકના ભારથી એ મુર્છિત થઇ પડી. ત્યારે ધ્રુવ એને ખુબ સમજાવી યક્ષને સારી શિક્ષા કરીશ એમ અભયવચન આપ્યું અને અફાટ સૈન્ય લઇ યક્ષ ઉપર સવારી કરી.

ઉત્તર દિશામાં હિમાચલ પ્રદેશ એ યક્ષ રાજાનું સ્થાન હતું. ત્યાં જઇને ધ્રુવે એને યુધ્ધ માટે આહવાન કર્યો. ત્યારે યક્ષના સૈન્યએ પણ યુધ્ધની મોટી તૈયારી કરી ધ્રુવ સાથે યુદ્ધ કરવા લાગ્યા. ઉભય પક્ષના સૈન્ય રણકુશળ હોવાથી એ યુધ્ધને જલ્દી ભયંકર સ્વરૂપ આવ્યું. ધ્રુવના રથ પર ચૌદ પદ્મ વીર સાથે યક્ષે એકદમ હલ્લો કર્યો. પરંતુ એકલા ધ્રુવે એ બધા વીરોને ભાડી મુકયા. ધ્રુવની યુધ્ધ નિપુણતા જોઇ યક્ષરાજાએ માયાવી યુધ્ધનો આરંભ કર્યો. ત્યારે ધ્રુવના સૈન્યમાં તાંબડ, લીલા, પીળા, વાદળી આવા અનેક રંગોની જવાળા ફરવા લાગી. કાળા રંગની અને સફેદ પુંછડીના વીંછી મસ્તક પર પડવા લાગ્યા. અનેક જાતીના ભયંકર સર્પ સૈન્યમાં સંચાર કરવા લાગ્યા. આ ચમત્કાર જોઇને ધ્રુવના બધા સૈન્ય બી ગયા અને એ પણ પોતે શું કરવું આ ચિંતામાં પડયો. ત્યાં અમરતેજ ઋષિ આવ્યા અને કહ્યું, ધ્રુવ, તું વ્યર્થ ચિંતા ન કરીશ. જે શ્રીહરિએ તને પહેલા દર્શન આપ્યું હતું એનું સ્મરણ કર એટલે સર્વ સંકટમાંથી મુકત થઇશ.' અમરતેજની સુચના પ્રમાણે ધ્રુવે વિષ્ણુનું સ્મરણ કર્યું. એ સાથે ત્યાં વિષ્ણુ પ્રગટ થયા અને એમણે ધ્રુવને આત્મિક ઉપદેશ કર્યો. એ સાંભળી ધ્રુવને આત્મજ્ઞાન થયું. એજ યક્ષરાજા શત્રુ છોડી મિત્ર દેખાવા લાગ્યો. એણે યુદ્ધ બંધ કરવા અને પોતાના નગરમાં પાછા આવી સુરૂચિની સમજુતી કરી. એણે કરેલા આત્મજ્ઞાનનો બોધ સુરૂચિને પણ કહ્યો. પછી ધ્રુવે અનેક વર્ષો સુધી રાજ્ય કરીને પોતાના પુત્ર ઉત્કલને રાજ્ય સોંપી એ અચળપદ માટે નીકળી ગયો.

ધ્રુવ બૃહસ્પતિ નગરમાંથી નીકળ્યો તો છપન્નકોટિ દેશોની યાત્રા કરતો કરતો અચળપદ પર જઇ પહોંચ્યો. એણે એકંદરે ૪૨ કોટિ યોજનનો પ્રવાસ કર્યો, તે પૈકી ૩૩ કોટીનો પ્રવાસ સુર્યપ્રકાશમાંથી અને ૯ કોટી યોજનનો માર્ગ અંધકારમાં પસાર કર્યો. આ અંધકારમાંથી પ્રસિધ્ધ એવા અકરારૂદ્ર છે. અભેદરૂદ્ર પૂર્વ દિશામાં, અમર રૂદ્ર અગ્નિયમાં, અંતરોદ્ભવરૂદ્ર નૈઋત્યમાં, આવિકારૂદ્ર પશ્ચિમમાં, તપ્તરૂદ્ર વાયવ્ય દિશામાં, સિધ્ધરૂદ્ર ઉત્તરમાં, મહાદેવ રૂદ્ર ઇશાનમાં, આદ્યપુરૂ, સપ્તશ્ર અને હનુમંત એ ત્રણ રૂદ્ર મધ્યભાગમાં છે. આ અકરારૂદ્રને નમસ્કાર કરીને ધ્રુવ આગળ નીકળ્યો ત્યારે

ત્યાં અણિમા, મહિમા, લઘીમા, ગરીમા, પ્રાપ્તિ, પ્રકામ્ય, ઇશિત્વ એમ અષ્ટ સિધ્ધિનાં દર્શન થયાં. એ અષ્ટસિધ્ધિને એમને વંદન કર્યા અને ત્યાં આગળ ચાલવા લાગ્યો. થોડોક ભુભાગ ચાલીને ગયા પછી ક્ષીર સમુદ્ર આવ્યો. એ બે કોટી યોજન વિસ્તારીત છે. એ ઓળંગીને ગયા પછી ઇક્ષુરસ આવ્યું એ પણ બે કોટી યોજન વિસ્તરીત છે. એ પછી એક કોટી યોજન વિસ્તારીત એવો ધૃતસમુદ્ર આવ્યો. એની આગળ એટલો લાંબો સમુદ્ર એણે ઓળંગ્યો. આગળ એકેક કોટી યોજનોથી દધિ, દુગ્ધ, શુધ્ધોદક સમુદ્ર આવ્યા. એ બધા સમુદ્રમાં સ્નાન કરતાં કરતાં ધ્રુવ આગળ નીકળી ગયો. એ એકંદરે સપ્ત સમુદ્રએ વસુંધરાની નવ કોટી યોજન જગ્યા વ્યાપ્ત કરેલ છે. આ પ્રમાણે સમુદ્રમાંથી પાર પડયા પછી અનેક દેશ આવ્યા. પ્રથમ છન્નુ કોટી યોજનનો વાલુકામય પ્રદેશ આવ્યો. એ પછી અઢાર કોટી યોજન વિસ્તારીત એવો ખુરાસન નામનો દેશ ગયો. ત્યાંથી મગધ દેશમાં ગયો. એ દેશનો વિસ્તાર બે કોટી યોજન છે. ત્યાંથી એ આગળ એક કોટી યોજન વિસ્તારીત છે. ત્યાંથી એ ત્રણ સહસ્ર યોજનથી વિસ્તારીત હોવાથી જાલંધર દેશમાં જઇ અયોધ્યામાં ગયો. અયોધ્યા નવ લક્ષ યોજન વિસ્તારી છે. અયોધ્યાથી એ ઉજ્જૈનમાં ગયો પછી તેમજ કન્યાકુમારી સુધી જઇને કોકણ, માળવા, કર્ણાટક, સોરઠ, વત્સર, આરૂમ, માલસેંડા, વિદર્ભ, ગુજરાત, સુરત, કલંધર, બેટર, કાશી, કાંચી, કોનબ્રહ્મ, વડનગર, મગધ, જયંતી, લંકા સિંહલ, કાડર, નેપાળ વગેરે દેશમાંથી માર્ગ કાપતો ઉત્તરમાં ગયો. ત્યાં જતાં દંડકારણ્ય, ચંપકારણ્ય, નેમિષારણ્ય, ધર્મારણ્ય એમ ચાર વિસ્તાર અરણ્યનો આવ્યો. આ ચાર અરણ્યમાંથી પ્રવાસ કરીને બોઢિયા, નાગ, જવાળાધર અને પૂર્ણગિરી એમ ચાર પીઠ જોયા. એ પછી અગ્નિ, સંચર, ચક્રવર્તી અને સાગર એમ ચાર તીર્થો જોયા. આ ચાર તીર્થોમાં સ્નાન કરીને ધ્રુવ આગળ ગયા પછી તેને ત્રણ નદીઓ આવી. એ નદીઓનું ઉગમ વિષ્ણુચરણથી થયેલ છે. અને મૂળ સ્થાનમાં ત્રણ ફાંટો ફુટેલી છે. એક પશ્ચિમ દિશામાં, બીજી ઉત્તરમાં અને ત્રીજી પૂર્વમાં ગઇ છે. આ ત્રીવેણી સ્થાનમાં સ્નાન કરી એ પલ્પતદ્વિપમાં ગયો. જંબુદ્વિપમાં મનુષ્યવસ્તી હોઇને પલ્પદ્વિપ નિર્જર છે. ત્યાંથી એ શાલ્મલી દ્વિપમાં ગયો. આ દ્વિપમાં ઋષિ અને યોગી જનોનો વાસ છે. ત્યાંથી એ કુશદ્વિપમાં ગયો. આ દ્વિપમાં બધા રાક્ષસોની જ વસ્તી છે. ત્યાંથી ક્રૌંચ દ્વિપમાં એ જયારે ગયો ત્યારે તેને જ્યાં ત્યાં માધવની જ વસ્તી દેખાવા લાગી. આગળ એને શાકદ્વિપ મળ્યું એ શાકદ્વિપમાં નંદી વૃષભની જ વસ્તી છે. પછી એ ગામેદ અથવા પુષ્કર દ્વિપમાં આવ્યો. એ દ્વિપમાં અપ્સરા રહે છે, એ દ્વિપમાં જ્યારે ધ્રુવ ગયો ત્યારે મેનકા, રંભા, ધૃતાચી, તિલોત્તમા, ઉર્વશી, મંજુઘોષા ને સુકેશી એમ સપ્ત અપ્સરા એને આડી આવી. એને મનોર ચેષ્ટાઓથી ધ્રુવને મોહિત કરવાની પરાકાષ્ઠા કરવા લાગી. પરંતુ ધ્રુવ ન ચલીત થતાં એ આગળ નીકળી ગયો.

જંબુદ્વિપના નવ ભાગ કરેલ છે. એ ભાગને ખંડ એમ કહે છે. હરિવર્ષખંડ, ઇલાવર્તખંડ, રમણકખંડ, હિરણ્યખંડ, કુરૂખંડ, કિંપુરૂષ ખંડ, ભરતખંડ, ભદ્રાશ્વખંડ, અને કેતુમાલખંડ એમ આ નવ ખંડ છે. ચૌદ ભુવન એવા - વાયુભુવન, મેઘભુવન, સૂર્યભુવન, ચંદ્રભુવન, તારાભુવન, ગગનભુવન, ઈંદ્રભુવન, બ્રહ્મભુવન, વિષ્ણુભુવન, શિવભુવન, શુન્યભુવન, કાળ ભુવન, પક્ષીભુવન અને નિરંજનભુવન છે. આ ચૌદ ભુવન જોઇને ધ્રુવ આગળ નીકળ્યો. જે પર્વતને કૃષ્ણવર્ણ અને રકતવર્ણ રેષાઓ છે અને જેની આજુ બાજુ ચંદ્રસૂર્યાદિ ફરે છે એ મેરૂ પર્વત ઇલાવર્ત ખંડમાં છે. એની આગળ નીલપર્વત છે. એ પર્વત પરથી ધ્રુવ રમાણક અને હિરણ્યક ખંડમાં જઇને પ્રચંડ એવા ભગવાન પર્વત પર ગયો. એ પર્વત ઉતરીને ગયા પછી એને ઉત્તર દિશામાં હેલ કુરૂખંડ મળ્યું. એની આગળ ઇલાપર્વતના દક્ષિણ દિશામાં રહેલા નિષધપર્વત આવ્યો.

એ પર્વત પરથી એ હરિવર્ષખંડમાં ગયો અને ત્યાંથી હેમકુટ પર્વત પર ગયો. એ પર્વત પરથી ઉતરી પેલી બાજુ ગયા પછી કિંપુરૂષખંડ આવ્યું. એ ખંડમાંથી એ પ્રવાસ કરતો દક્ષિણ દિશામાં હિમાચલ પર્વત પર ગયો. એ પર્વત પરથી આગળ ગયા પછી એને ભરતખંડ મળ્યું. એની આગળ માલ્વંત પર્વત આવ્યો. એ પર્વત ચઢીને એ કેતુમાલ ખંડમાં ગયો. ત્યા ગંધમાદન પર્વત આવ્યો. એ પર્વત પરથી પેલી બાજુ ગયા પછી એ ભદ્રાશ્વરખંડમાં આવ્યો. એ ખંડમાંથી માર્ગ ક્રમણ કરીને ગયા પછી એને અત્યંત વિશાળ એવો મેરૂ પર્વત દેખાયો.

મેરુ પર્વતનાં ચારે શિખર જોયા પછી એ મંદાગિરીના પૂર્વ દિશામાં ગયો. ત્યાં એને એક નગર જોયું એ નગર સત્યલોક હોવાથી ત્યાં બ્રહ્મદેવ રહેતા હતા. ત્યાં બ્રહ્મદેવને મળીને વિષ્ણુલોકમાં જવાની ઈચ્છા ધ્રુવે એને જણાવી. ત્યારે બ્રહ્મદેવ એને સાથે લઈને નીકળ્યા. એ બંને દક્ષિણ દિશાની બાજુમાં મેરૂ પર્વત પર ચઢીને ઉપર ચાલતા હોવાથી અમને કૈલાસભુવન દેખાયું. એ કૈલાસનાથનું અત્યંત મનોરમ એવું નગર જોઈને ધ્રુવને શંકરના દર્શન કરવાની ઈચ્છા થઈ. ત્યારે શંકરના પ્રાસાદમાં બ્રહ્મદેવ ધ્રુવને લઈ ગયા. ત્યા ગયા પછી ધ્રુવે મહાદેવને સાષ્ટાંગ પ્રણામ કરી પોતાની ઈચ્છા જણાવી. ત્યારે શંકર પણ ધ્રુવ સાથે વિષ્ણુલોક જવા નીકળ્યા. એ ત્રણેય ત્યાંથી ઉત્તર દિશામાં આવેલ કુસુમ પર્વત પર ચઢવા લાગ્યા. વૈકુંઠભુવન જેને વિષ્ણુલોક એમ કહે છે એ વૈકુંઠ કુસુમ પર્વત છે. એ વિષ્ણુલોક સભામાં વરૂણ, મદન વગેરે તેત્રીસ કોટી દેવોની વસ્તી છે. ત્યાં પારિજાતક કલ્પવૃક્ષના જંગલ હોવાથી કામધેનુ ત્યાં છે. નજીક જ ઈંદ્રની અમરાવતી છે. અમરાવતી જોયા પછી ઈંદ્રનો સત્કાર લઈ એ ત્રણેય વિષ્ણુના મંદિરમાં આવ્યા. એ વખતે વિષ્ણુ પોતાના શયન પર નિદ્રાધિન હતા, એટલે બ્રહ્મદેવ હાથ જોડીને એની સામે ઉભા રહ્યા અને એમની કરૂણા કરવા લાગ્યા. બ્રહ્મદેવની પ્રાર્થના સાંભળી લક્ષ્મીનારાયણ શ્રીહરિ યોગનિદ્રામાંથી જાગ્યા અને પ્રસન્ન દ્રષ્ટિથી કહ્યું, 'બ્રહ્મદેવ, ધ્રુવને અહીં લાવ્યા એ ખુબ સારું કર્યુ. એને અભય વચન આપ્યા પ્રમાણે એની અચળ પદ પર સ્થાપના કરવી જોઈએ. હા મારો ધ્રુવ ભકત બધાં ભકતમાં સર્વ શ્રેષ્ઠ છે. એ તેના અચળપદ પરથી કદી પણ ચળશે નહી.'આમ કહીં વિષ્ણુ બધાંને સાથે લઈને અચળ પદ પર ગયા અને ત્યાં તેમાણે ધ્રુવની સ્થાપના કરી. ત્યારથી ધ્રુવ એ પદ પર આદ્યપર્યંત કાયમ છે. ધ્રુવની સ્થાપનાથી સપ્ત ૠષિનું સ્થાન ચૌદ યોજન ઉચું છે. એકંદર ધ્રુવમંડળ પંદર કોટી યોજન વિસ્તારીત હોઈ ધ્રુવનું પોતાનું સ્થાન ત્રણ યોજન વિસ્તૃત છે. આ ધ્રુવનું સ્થાન મેરૂથી પણ ઉચું છે. હવે ગ્રહોનું વર્ણન, આકાર આ વિષયે તમને કહું છું. પૃથ્વી પુત્ર જે મંગળ એનો આકાર ત્રિકોણ છે. સુર્ય બારકોણ છે. ચંદ્રની આકૃતિ ચોવીસ કોણ છે. બુધ બાણ જેવો છે. ગુરૂ સ્ફટિક પ્રમાણે હોવાથી એ ષષ્ટકોણ છે. શુક્ર પંચકોણ છે. શનિ ધનુષ્ય પ્રમાણે અને કેતુ ધ્વજ પ્રમાણે છે. દસ દિશાના મધ્યભાગમાં સુર્યનું સ્થાન હોવાથી એની જ જોડે ચંદ્રનું સ્થાન છે. મંગળ દક્ષિણ દિશામાં, બુધ ઉત્તરમાં, બૃહસ્પતિ પશ્ચિમમાં ,શુક્ર નૈૠત્યમાં, શનિ અગ્નિનેય દિશામાં, રાહુ ઈશાન દિશામાં, અને કેતુ વાયવ્ય દિશામાં છે. આ પ્રમાણે ભગવાને ભકત ધ્રુવને અવિચળ પર બેસાડીને પોતાનું વચન પૂર્ણ કર્યુ. ભગવાને પણ પહેલા મત્સ્ય અવતારમાં રસાતળ પાતાળના સદભકત રાજા દત્તદમનનો પ્રતિહાર કરવાથી ભકતને આ વરદાન આપ્યું હતું. એણે ભગવાનને પોતાના ભકિત બળથી વશ કર્યા. તેની કૃપા કરીને ભગવાન શ્રીહરિએ ત્રીજા અવતારમાં ધ્રુવ ભકત થઈને ભકિતબળથી અચળપદ પ્રપ્તિ કરી વરદાન મેળવી પૂર્ણ કર્યુ.

**॥ ઈતિ શ્રી વરાહ અવતાર સમાપ્ત ॥**

## શ્રી વરાહ અવતારનો ભાવાર્થ

શ્રી વિષ્ણુ નારાયણે ત્રીજો વરાહ અવતાર ધારણ કર્યો, ત્યારે દાનવે મોધ્વજનું રૂપ ધારણ કર્યું. મોરધ્વજ એટલે મોરપક્ષીની આકૃતી ધારણ કરી, પોતાની દાનવી શકિતથી આખા શરીરે આંખો જેવાં ચિન્હો છે. તેટલી આંખોવાળું શરીર ધારણ કરી, આ જગતમાં પોતાની અસુરી શકિતથી મોરધ્વજનું દાનવ આકાશ માર્ગે ભમતો રહીને, તેના આસુરી વિચારસરણીવાળા સાથીદારો સાથે રહીને, આ માયાવી દાનવો આ જગતમાં માનવજાતને, દેવોને, હરિભજનમાં, ભકિતભાવમાં હેરાન કરે છે.

આ જગતને પાયમાલ કરતા જોઈ એ સમયકાળમાં વિષ્ણુ ભગવાને વાઘેશ્વર ઋષિને કળા આપી. વાઘેશ્વર ઋષિએ ભકતોનાં કાર્ય કરવા માટે વરાહ રૂપ ધારણ કરી, મોરધ્વજ દાનવને મારી, સમુદ્રમાંથી ડુબતી પૃથ્વીને દાઢે રાખીને બહાર કાઢી પૃથ્વી ઉપરનો ભાર હળવો કર્યો. અવતાર ત્રીજો વરાહ, ચાર લાખને બત્રીસ હજાર વર્ષ વર્તે વાઘેશ્વર ઋષિના હરિઅંશે આ પુરૂષ વેદવાણી જે અહીંથી નરસિંહ અવતારે નરહરિ ઋષિના હરિઅંશમાં જાય છે.

**॥ ૐ પરબ્રહ્માર્પણમસ્તુ ॥**

**॥ ઈતિ શ્રી વરાહ અવતાર સમાપ્ત ॥**



શ્રી નરસિંહ અવતાર

**શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા સત્ય છે.**


नारसिंहवपुः कृत्वा, यस्त्रैलोक्यभयङ्करम् ।
हिरण्यकशिपुं जघ्ने, तस्मै सिंहात्मने नमः ॥


શ્રી વિષ્ણુ ભગવાનેત્રાણે લોકને ભય આપનારૂ એવું નરસિંહ રૂપ ધારણ કરીને હિરણ્યકશ્યપનો નાશ કર્યો હતો, તે નૃસિંહાવતારને હું નમસ્કાર કરું છું.

**શ્રી વરાહ ભગવાનના દેહેર, રૂપક, કેશવ, નશખલિપત્ય,**
**ગૌત્તમ, અમરિષ અંશ તો નરસિંહ**
**નરહરિ ઋષિ એ નરસિંહ રૂપ ધર્યુ હતું.**

# શ્રી નરસિંહ અવતાર

## ॥ અવતાર ચોથો ॥

**પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું**
**ૐ નમો શ્રી સદ્ગોર પાત્ર બ્રહ્મા અમર તેજ, મહારાજ**
**આદ્ય વિષ્ણુ નિરંજન શ્રી નરસિંહ ભગવાન તમારી આશીષે.**

**॥ શ્રીસતગોર બ્રહ્મા વાચા ॥**

ત્રણ અવતાર તો પુરા થાય, અવતાર ચોથાનો સદ્ગોરે કહયો મહિમાય. ॥૧॥
ચોથો શ્રીનૃસિંહ અવતાર લખ્યો છે તે સુણો મુનિવરભાઈ. ॥૨॥
જયારે શ્રીહરિ નરસિંહ રૂપે પ્રગટયા સાર, ત્યાં દેવ ચતુર્ભુજ અવતર્યા મુરાર. ॥૩॥
ત્યારે પેલા કર્તા જુગમધે દૈત્ય હિરણ્યકશ્યપ ભયો તે અંગુષ્ટ ઉપર ઉભા રહી તપ કરવા ગયો. ॥૪॥
તે દૈત્યૈ વનમાં જઈ મહાતપ સાધ્યો જેહ, તેને શંકરે દસ વર આપ્યા તેહ. ॥૫॥
ત્યારે તે વર લઈ ચાલ્યો નગર મોઝાર,ત્યારે દૈત્યનો ગુરુ શુક્રાચાર્ય આવ્યો તત્કાળ. ॥૬॥
હારે જજમાન તે વર માંગ્યો શું, રખે વર માંગતા ચુકયો છે તું. ॥૭॥
મેં તો ગુરૂજી અમરકાયાના દસ વર માગ્યા સહી,તો સ્વામીઅમે વર માગતાચુકયો નહી. ॥૮॥

ભગવાન શ્રીહરિએ પૃથ્વીને રસાતળમાં ઉધ્ધાર કરતી વખતે હિરણ્યક્ષનો અને મોરધ્વજ દૈત્યનો સંહાર કર્યો હતો. એ પછી એનું રાજ્ય હિરણ્યકશચપને પ્રાપ્ત થયું હતું. આ હિરણ્યકશ્યપુ પોતાના બંધુ પ્રમાણે જ ઉન્મત્ત, ક્રુર અને જુલ્મી હોવાથી દેવોનો દ્વેષ કરનાર હતો. વિષ્ણુએ વરાહવતાર લઈને એના બંધુનો વધ કર્યો હોવાથી એ વિષ્ણુનો ખૂબ દ્વેષ કરતો હતો. દૈત્ય માતા દિતીના પરમ પરાક્રમી એવા આ હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપુ એમ બે પુત્રો હતા. બંને ત્રિભુવન વિજયી અને સુરાસુરમાં અજેય હતા. બંનેમાં પરમ સ્નેહ રહેતો. સૃષ્ટિના પ્રારંભમાં જ ભગવાન નારાયણે પાણીમાં ડુબેલો પૃથ્વીનો ઉધ્ધાર કરતી વખતે મહાવરાહ સ્વરૂપ ધારણ કરીને હિરણ્યાક્ષનો વધ કર્યો. હિરણ્યકશ્યપુને ખુબ દુઃખ થયું. એણે પોતે અમર બનવા માટે તપશ્ચર્યા કરી. માતા દિતી, બંધુ, પત્નિ અને ભાઈના પુત્રોને સાંત્વન આપીને આશ્વાસન આપી કહ્યું કે મારે તપ થકી અમર અજેય થઈ ત્રણે લોકનું રાજ્ય મેળવવું છે. તપ કરીને જલદી પાછો આવી જઈશ. ત્યાર પછી તેણે રાજ્યનો ભાર નમુચી, શંભર અને પુલેમા વગેરે મંત્રીઓને સોંપી એ પોતાની પ્રિય પત્નિ કયાધુને મળી વનમાં તપ કરવા ગયો.

**ભકત પ્રહલાદનાં જનમના પરછા જાણ, હવે સુણો મુનિવરો સહીપરમાણ. ॥૯॥**
**ત્યારે દૈત્ય કોપ ધરી નગરસ્થાને ગયો., તે રાત્રે જઈ અણમાનીતી સ્ત્રી ઘેર વાસો રહ્યો. ॥૧૦॥**
**તે પ્રહલાદમૃત્યુલોકમાં આવ્યાં તેની વાત, તે પ્રહલાદ માતાને પેટ વસ્યા તેની રાત. ॥૧૧॥**
**ત્યારે રાજાએ સ્ત્રીનો ગર્ભ સાધ્યો જહાં, તે દિન સ્ત્રીને મહાદુઃખ પડયું છે તહાં. ॥૧૨॥**
**દૈત્ય કારણ માતા ગર્ભવાસે દુઃખ દીઠા જેહ,ત્યારે નરસિંહે કુખ ફેરવી ભકત રાખ્યા તેહ. ॥૧૩॥**
**તે ભકત આ સતગુરૂને વચને શ્રી નરસિંહને સાથ લાવ્યા, તે ભકત હિરણ્યકશ્યપને ઘેર આવ્યા. ॥૧૪॥**

ઘેરથી નીકળ્યા પછી હિરણ્યકશ્યપુના મનમાં સતત આ જ વિચાર આવતો હતો કે શ્રીહરિ નારાયણે મારા ભાઈનો વધ કર્યો છે. એનો બદલો કંઈ રીતે લેવો એ વાતનું ચિંતન કરવાથી અજાણતાં એના ચિત્તમાં વૈરવૃત્તિ જાગૃત થતી. તો પણ સતત તપ કરવા લાગ્યો. એક જગ્યાએ વિશ્રાંતી માટે એક ઘટાદાર વૃક્ષની છાયામાં બેઠો પછી અચાનક એ જ ઝાડ પર પોપટનું ઝુંડ ઉડીને આવી બેઠું અને પોતાના મધુર કંઠથી એ બધા 'નારાયણ, નારાયણ' એમ ગુંજન કરવા લાગ્યા. આ સાંભળતાં જ હિરણ્યકશ્યપુની પગતળેની આગ મસ્તકમાં ગઈ અને પોતાના શત્રુના નામનું નામસ્મરણ કરનાર આ કોણ પક્ષી છે એમ કહી એ ઉડાડવા લાગ્યો. પણ તોય એ પક્ષીઓનું નારાયણનું સ્મરણ સતત ચાલું રહ્યું. છેલ્લે કંટાળીને હિરણ્યકશ્યપુ બોલ્યો, તપશ્ચર્યમાં આ અપશુકન છે. સતત નારાયણનું સ્મરણ કરનાર આ પક્ષી આજ જ કેમ ? અને કયાંથી ? મારા ક્રોધનો ભડકો ઉઠાડવા માટે આવ્યા છે. એમ કહી એ પોતાના નગરમાં પાછો ફર્યો અને સાંજે પોતાની પ્રિય પત્નિના મહેલમાં આવ્યો. એને અચાનક પાછો આવેલો જોઈ કયાધુએ પુછયુંઃ સ્વામી કેમ આજે જ પાછા આવ્યા ? ત્યારે એણે થયેલી બધી વાત કહી કે પક્ષીઓ સતત 'નારાયણ, નારાયણ' એમ મોટેથી બુમો પાડતા હતાં એમ કહ્યુંઃ કયાધુ સદ્‌વિચાર સદાચાર સંપન્ન, કર્તવ્ય પારાયણ અને ધર્મવૃત્તિની અને ખુબ વિચાર કરનારી હોવાથી આ જ યોગ્ય સમય છે એમ જાણીને જાણતા અજાણતા હિરણ્યકશ્યપુ પાસેથી નારાયણ નારાયણ નામના ૧૦૮ વાર જાપ જપાવી લીધો અને રાત્રે શયન મંદીરમાં જઈને એ જ વાત ઉપાડીને હિરણ્યકશ્યપુને અજાણતા એની પાસેથી સ્મરણ કરાવી કામક્રીડા કરાવી પોતાના પતિને સંતુષ્ટ કર્યો. યુકિત પ્રયુકિતએ સંજોગ કાળમાં તેણે પોતે જ પોતાના પતિ સાથે નારાયણના સ્મરણમાં મગ્ન રહીને તેના ગર્ભમાં એ યોગે અનાયાસે જ ભગવદ્‌ભકત જીવનો સંચાર થયો. પછી હિરણ્યકશ્યપુ કયાધુને તે સમાચાર સમજાવી ફરીથી મંદરાચલ પર તપશ્ચર્યા કરવા માટે નીકળી ગયો. એણે ઘણા વર્ષો ઉગ્ર તપશ્ચર્યા કરી શંકર ભગવાનને સંતુષ્ટ કર્યા. શંકર ભગવાન પાસે એને વરદાન માગ્યું કેઃ મને કોઈપણ અસ્ત્ર કે શસ્ત્રથી,

---



રાત્રે-દિવસે, જમીન પર આકાશમાં, દેવ કે દાનવ, મનુષ્ય કે પશુ, લીલાં કે સૂકાં, ઘરમાં કે બહાર વગેરે કશાયથી પણ ક્યાંય મારો નાશ થાય નહીં.

જ્યારે હિરણ્યકશ્યપુ વનમાં તપસ્યામાં ગયો હતો ત્યારે ઈંદ્રએ જોયું કે દૈત્યનું રાજ્ય નરેશ હીન થયું છે. એણે બધું સૈન્ય મેળવીને એના રાજ્ય પર આક્રમણ કર્યું. દેવતા પાસેથી પરાજિત થયેલ દૈત્યો વેરવિખેર થઈ પર્વતોમાં ભાગવા લાગ્યા. કેટલાક પ્રાણ રક્ષણ માટે શરણે આવ્યા. દૈત્યરાજ હિરણ્યકશ્યપુના પ્રબળ પરાક્રમની દેવરાજ ઈન્દ્રને બીક હતી કે પરાક્રમી પિતાના પુત્રો પણ પરાક્રમી જ હોય છે. કદાચ આગળ એણે બળ સંગઠીત કરીને યુધ્ધ કર્યુ તો આપણી પર ઘોર આપત્તિ આવશે એટલે એણે હિરણ્યકશ્યપુના ત્રણેય બાળક, લ્હદ, અનુલ્હદ અને સંલ્હદ એમનો સંહાર કર્યો.

હિરણ્યકશ્યપુની પત્ની કયાધુ આ સમયે ગર્ભવતી હતી. એના બધા સેવક અને રક્ષક ઈંદ્રની ભીતીથી ભાગવા લાગ્યા. આવા અસહાય સમયે ઈંદ્રએ એને બળપૂર્વક રથ પર બેસાડી અને અમરાવતીના માર્ગે લઈ ચાલ્યો. એ સાધ્વીની અત્યંત કરૂણ સ્વરથી વિલાપ કરતી હતી. આ કરૂણ વિલાપ નારદમુનીને કાને પડતા જ કોમળ હૃદયના નારદમુનિ દ્રવિત થઈને ત્યાં આવ્યા. એમણે દેવેંદ્રને કહ્યું: 'હે મહેન્દ્ર, તું દેવરાજ છે, પરસ્ત્રીનું હરણ કરવું તને શોભતું નથી. દેવર્ષિને પ્રણામ કરી ઈંદ્રએ નમ્રતાથી કહયું: 'દેવર્ષિ આના ગર્ભમાં દૈત્યેન્દ્રનું અતુલનીય તેજ છે. અમને એનો અત્યંત ભય છે. અમે એને મારવા ઈચ્છીએ છીએ. ભ્રુણ હત્યાથી બચવા માટે અમે તેને અમરાવતીમાં લઈ જઈએ છીએ. પુત્ર થયા પછી હું એને છોડી દઈશ. ત્યાં તેને કોઈ પણ કષ્ટ થશે નહીં અને કોઈપણ તેનું અપમાન કરી શકશે નહીં.'

નારદે કહ્યું તમે જાણતા નથી, પણ એનો ગર્ભસ્થ બાળક ચિરંજીવી છે. એનો વધ તમારી શકિતની બહારની વાત છે. એનાથી દેવતાને કોઈ પ્રકારનો ભય નથી. એ તો તમારા કલ્યાણનું કારણ થશે. દૈત્યરાજ્ઞીના ગર્ભમાં ભગવાનનો પરમભકત છે.

ઈન્દ્રએ આદરભાવથી કયાધુની પ્રદક્ષિણા કરી અને ત્રાસ આપ્યા બદલ ક્ષમા માગી અને તેને રથ નીચે ઉતારી અમરાવતી ચાલ્યો ગયો. ત્યારે નારદ મુનિએ કયાધુને કહ્યું: 'બાળા, તારૂ દૈત્યપુર તો નષ્ટ થયું છે. હવે જ્યાં સુધી દૈત્યેન્દ્ર તપશ્ચર્યા પૂર્ણ કરીને પાછો ન આવે ત્યાં સુધી તું મારા આશ્રમમાં સુખપૂર્વક રહે. કયાધુએ દેવર્ષિની આજ્ઞા સ્વીકારીને એમની સાથે આશ્રમમાં ગઈ. અત્યંત શ્રધ્ધાથી કયાધુ દેવર્ષિની સેવા કરતી હતી. એ સામ્રાજ્ઞી હોવા છતાં પણ તપસ્વીની થઈ. પોતાના હાથથી આશ્રમ વાળીને, લીંપીને સ્વચ્છ કરતી. નદી પરથી પાણી લાવતી. દેવર્ષિના આદેશાનુસાર ભકિતભાવથી ભગવાનનું પૂજન કરતી, નામ જાપ કરતી હતી. પોતાના પુત્રના મંગલ કામના માટે એ બધા પ્રકારે દેવર્ષિને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરતી હતી. પવિત્ર આસન નાખી શયન કરતી, વલ્કલ વસ્ત્ર ધારણ કરતી, કઠણ વ્રતોનું પાલન કરતી અને કંદમુળ વગેરેથી ઉદરનિર્વાહ કરતી. અનુકુળ સમય મળતા જ દેવર્ષિ એને ભગવાનના દિવ્ય સ્વરૂપનું અનંત ગુણ તેમજ અદ્‌ભુત મહાત્મ્યનું વર્ણન કરતા. ગર્ભસ્થ બાળકને ઉદ્દેશીને દેવર્ષિ યોગ સાંખ્ય, ભકિત અને તત્વજ્ઞાનના ગુઢ તત્વોનો ઉપદેશ કરતા. સંસારની અસારતા બતાવીને વૈરાગ્યનું પ્રતિપાદન કરતા. દૈત્યપત્નીઓ સ્વેચ્છીક પ્રસવ સમર્થ હોવાથી દેવોના ભયથી કયાધુએ પ્રસવ કર્યો નહી.

ઘણાં વર્ષો પછી જયારે દૈત્યરાજ તપથી વરદાન પ્રાપ્ત કરી પાછા આવ્યા ત્યારે નારદે તેને તેના પતિ પાસે પહોંચાડી. પછી સાધ્વી કયાધુના ગર્ભથી સમસ્ત સુરાસુરમાં વંદિત પરમ ભકત પ્રહલાદનો જન્મ થયો. 

માતા એજ પુત્રની ખરી ગુરૂ હોય છે. ગર્ભસ્થ બાળક પર માતાનો સ્વભાવ, આચરણ અને વિચારોનો પ્રભાવ પડે છે. એ બાળકના સંપૂર્ણ જીવન નિર્માણનો આધાર હોય છે. જો માતા ગર્ભકાળમાં સાત્વિક આહાર, ધાર્મિક જીવનચર્યા, યમનિયમનું પાલન અને ભગવદ્ ગુણાનુવાદ શ્રવણ કરતી હોય તો એ બાળક અવશ્ય ધાર્મિક સંસ્કારી અને ભગવદ્‌ભકત

---

થાય અને પોતાના કુળને પવિત્ર કરી ઉધ્ધાર કરે છે. સતી શ્રેષ્ઠ મદાલસા પોતાના નાનકડા બાળકને સ્તનપાન કરાવતાં હિંડોળા નાખતી વખતે, બેસતાં, ઉઠતાં, ચાલતાં ,બોલતાં, ફરતાં વગેરે સર્વ ક્રિયા કરતી વખતે વૈરાગ્યનું આત્મજ્ઞાન પીવડાવી ઉત્તમ સંસ્કાર આપ્યા હતા. જેથી તે પુત્રો આગળ મોટા યોગી, તત્વજ્ઞ, વૈરાગ્ય અને આત્મજ્ઞાન સંપન્ન થયા. એટલે જ માતાને પહેલાં સર્વશ્રેષ્ઠ ગુરૂ માન્યા છે. માતાએ પોતાનાં કર્તવ્ય જાણીને બાળકોને આત્મ કલ્યાણની બાબતમાં દક્ષતા રાખી ધાર્મિકપણાથી અને કર્તવ્યદક્ષપણાથી જ્ઞાન શીખવવું અને એ માટે માતાએ એ જ્ઞાન પહેલાં જ સંપાદન કરવું. શાસ્ત્ર અને ગુરૂ પાસેથી શ્રવણ કરીને મનન ચિંતન કરવું બાળકના અને પોતાના ચિત્તમાં એ જ્ઞાન પૂર્ણપણે વિકસાવવું, જગતમાં એક માતા જ એવી હોય છે કે સંપૂર્ણ રાષ્ટ્રનું, જગતનું કલ્યાણ કરવાનું સામર્થ્ય એનામાં હોય છે.

**જે હિરણ્યકશ્યપ દૈત્ય કરતો રાજ, તેનો પુત્ર થયો ભકત પ્રહલાદ. ॥૧૫॥**
**પ્રહલાદ ગર્ભવાસ બંધનથી છુટયા જાણ, ત્યારે બહુ રૂદન માતા કરે પરમાણ. ॥૧૬॥**
**આપણી નજરે એ બાલક હત્યા વેઠાસે નહી, બાઇ તમે એ બાલકને મેલો વનમાં જઇ. ॥૧૭॥**
**રાજકુંવર જનમ્યા જે વાર, સહુ ઘેર થયા જય જયકાર. ॥૧૮॥**
**રાજકુંવર પાંચ વરસના થયા, સહુ જાણે આઠ વરસના ભયા. ॥૧૯॥**
**ભકત જયારે આઠ વરસના થયા, સહુ જાણે બાર વરસના ભયા. ॥૨૦॥**
**રાજા હરણા કંસ બોલ્યો સોય, ભણાવીયે તો વિદ્યાવંતો થાય. ॥૨૧॥**
**પાંચ વરસના પ્રહલાદ થાય, લઈ પાટીને ભણવા જાય. ॥૨૨॥**

પ્રહલાદ બાળક થોડો મોટો થયો. એ પોતાની કાલીઘેલી ભાષામાં બધાંના મનને પ્રસન્ન કરવા લાગ્યો. એ પોતાના માતૃશ્રીને અતિશય ગૂઢ એવા જ્ઞાનના પ્રશ્ન પુછીને ગુંચવણમાં નાંખી દેતો. એને શું જવાબ આપવો એના મનનું કઇ રીતે સમાધાન કરવું એ જ એને ખબર પડતી નહોતી. પરમેશ્વરના અવતાર વિષયે લીલાચરિત્ર વિષયે પ્રહલાદ એમને પ્રશ્ન પુછીને હેરાન કરતો. આમ કાલક્રમણ કરતાં કરતાં પ્રહલાદ પાંચ વર્ષનો થયો. એકવાર માતાપુત્ર કંઇ કારણોસર નગરચર્યા કરવા માટે ગામમાંથી બહારની પુષ્પવાટીકામાં જતાં હતાં તે વખતે એને રસ્તામાં એક કુંભારનો નિંભાડો જોયો. કુંભારનો વ્યવસાય માટલા બનાવવાનો જોરમાં ચાલુ હતો. એણે એ વખતે એ કાચા માટલાનો મોટો ઢગલો કરી એને અગ્નિ આપી હતી. નિંભાડાને ચોફેર ઘેરીને જયાં ત્યાંથી અગ્નિની જવાળા નીકળતી હતી. એટલામાં ત્યાંથી આકુળવ્યાકુળ થયેલી બિલાડી આવી. એણે મોટે મોટેથી બુમો પાડીને રડવાની શરૂઆત કરી અને અગ્નિમાં કુદકો મારવાનો પ્રયાસ કરવા લાગી. ત્યારે કુંભારે તાત્કાલિક એ બિલાડીને પકડીને તું કેમ રડે છે ? આટલો આક્રોશ શો કરવાનું કારણ શું છે ? એમ પુછવા લાગ્યો. બિલાડીએ મોટે મોટેથી વિલાપ કરીને કુંભારને કહ્યું કેઃ 'હે કુંભારદાસ, આ માટલામાંથી એક કાચા માટલામાં મારાં બચ્ચાં રાખેલ છે. અન્ય પ્રાણીઓથી એમનું રક્ષણ થાય માટે આ યુકિત કરી હતી પણ એ ન જોતાં તમે એ માટલાને પણ ઢગલામાં મુકી મારો સર્વસ્વ ઘાત કર્યો છે. હવે હું પણ આ ઢગલામાં પ્રાણત્યાગ કરીને મારા જીવનનો ત્યાગ કરી મારા બાળકો સાથે પરલોકમાં જાઉં છું.

આ દુઃખદ હકીકત સાંભળી કુંભારને તો ખુબ જ લાગી આવ્યું. આ બધી ઘટના પોતાના કારણે થઇ છે એમ માનીને એ આર્તથી ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યો. એણે બિલાડીને દિલાસો આપી કહ્યું કે આ સર્વ અનર્થનો હું જ કારણભૂત છું. કારણ મૂર્ખપણાથી ન જોતાં મેં બધાં માટલાં ઢગલામાં મૂકયાં. પણ હું તને ભાષ્યદાન આપું છું કે, જયાં સુધી આ ઢગલો પૂર્ણ બળી ન જાય ત્યાં સુધી ધીરજ રાખ. થનાર વાતાનો કંઇ ઈલાજ નથી હતો. ફકત ઈશ્વર પર આપણે સર્વભાવ રાખી એની આરાધના કરવી આજ આપણું કર્તવ્ય છે. જો કાળ ખરેખર જ તારા બાળકોને ખેંચી ગયો હશે તો તેનું પ્રાયશ્ચિત માની હું પણ આ અગ્નિદેવતાને સાક્ષી રાખી પ્રતિજ્ઞા કરું છું કે હું પણ પ્રાણત્યાગ કરીશ. આમ કહી

કુંભારે બિલાડીને થોડી શાંત કરી અને આંખો મિંચીને ત્યાં બેસી ભગવાનનું મનોમન ભજન કરવા લાગ્યો. આર્તતાથી એની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. કંઈક ક્ષણો પછી ઢગલો ઓલવાયો પછી ઠંડો થયો ત્યારે કુંભાર આંખો ખોલીને ભગવાનનું સ્મરણ કરીને એક એક માટલાં કાઢીને જોવા લાગ્યો. બિલાડી પણ જીવથી આકુળ-વ્યાકુળ ઉત્સુકતાથી જોતી હતી. પણ આ શું આશ્ચર્ય ! આટલા ઢગલામાંથી કુંભારે એક કાચું માટલું બહાર કાઢ્યું અને જુએ છે તો તેમાંથી બિલાડીના ચારે બચ્ચાં આનંદથી કુદકા મારે છે. તેને એ આશ્ચર્ય જોઈને હર્ષાતિરેકથી પરમેશ્વરનું ગુણગાન કરતો એ નાચવા લાગ્યો. બિલાડીને પણ પોતાના બચ્ચાં સુખરૂપ પાછા મળેલા જોઈ સ્વર્ગીય આનંદ થયો. આ ઘટના કયાધુ અને પ્રહલાદે જોઈ. નાનકડા બાળક પ્રહલાદે માતાને પુછ્યું: 'માતા, આટલી પ્રચંડ અગ્નિમાં બચ્ચાં કઈ રીતે જીવતાં રહ્યાં ? પ્રહલાદને નજીક ખેંચી પ્રેમથી એની પીઠ અને મસ્તક પર હાથ ફેરવી કહયું: 'બેટા ! આ બધો ભગવાન નારાયણના નામનો અને ભકિતનો મહિમા છે. ભગવાન પોતાના ભકતોને કદી ભુલતો નથી. જે ભકત એનું જયાં જે રીતે આર્તનાદથી સ્મરણ કરશે, ત્યાં દોડતો જઈને ભકત પર આવેલ સંકટનું નિવારણ કરે છે. એ નારાયણ સર્વવયાપી ચરાચર જગતમાં પૂર્ણ ચૈતન્યરૂપથી ભરેલ છે. બેટા, તું પણ આ જ બુધ્ધિ કાયમ રાખીને નારાયણનું સર્વભૂત પ્રાણીમાત્રમાં દર્શન કર. એટલે એ નારાયણ જ તારૂ રક્ષાણ કરશે.' માતાનો ઉપદેશ ચિત્તમાં ધારણ કરીને અને ગર્ભવાસ વખતે નારદમુનીના ઉપદેશનું સ્મરણ થઈને ભકત બાળક પ્રહલાદ નારાયણના સ્મરણ સંકીર્તનમાં મગ્ન થઈ ગયો સદૈવ આ જ ભાવતંદ્રીત રહીને એ ભગવાનની ભકિત કરવા લાગ્યો.

પછી હિરણ્યકશ્યપુએ બધા દેવોને જીત્યા. સર્વલોક જીતીને એ પોતે એના પદનો ઉપભોગ કરવા લાગ્યો. ભગવાનથી એને અતિશય શત્રુત્વ હોવાથી ૠષિમુનીને એ કષ્ટ આપવા લાગ્યો. યજ્ઞયાગ બંધ કરાવવા લાગ્યો. ધર્મનો અત્યંત વિરોધી થયો. એના ગુરૂ શુક્રાચાર્ય એ વખતે તપશ્ચર્યા કરવા નીકળી ગયા હતા. પોતાના પુત્ર પ્રહલાદ ને તેણે ગુરુપુત્ર ષણ્ડ અને અમર્કની પાસે શિક્ષાણ માટે મુકયો હતો. પ્રહલાદ ત્યારે પાંચ વર્ષનો બાળક હતો. એકવાર પ્રહલાદ ઘેર આવ્યો. માતા કયાધુએ એને વસ્ત્રાભુષણો પહેરાવ્યાં અને પિતા હિરણ્યકશ્યપુ પાસે મોકલ્યો. પિતા પાસે જઈને પ્રહલાદે તેને પ્રાણામ કર્યા. હિરણ્યકશ્યપુએ પ્રહલાદને સ્નેહપૂર્વક પુછ્યું: 'બેટા, તું જે કંઈ ભણ્યો તેમાંથી એકાદ સારી વાત મને કહે તો.' પ્રહલાદ બોલ્યો: 'પિતાજી જગતના બધા પ્રાણી સંસારમાં આસકત રહીને સદૈવ ઉદ્વિગ્ન રહે છે. હું તો સર્વકતનિ જ શ્રેષ્ઠ માનું છું કે, આ સંસાર પતન કરનાર જળહીન ઉંડા કૂપ પ્રમાણે હોવાથી ઘરનો ત્યાગ કરીને અરણ્યમાં રહીને મનુષ્યએ પરમેશ્વરનું નારાયણનું સ્મરણ ભજન ચિંતન કરવું.' હિરણ્યકશ્યપુ જોરથી હસ્યો. એને લાગ્યું કે કોઈ શત્રુએ આપણા આ બાળકના મનને બહેલાવી દીધું છે. એણે ગુરૂપુત્રોને સાવધ કર્યા કે, તમે આ બાળકને સુધારો. અને દૈત્યકુળમાં ઉપયુકત એવા ધર્મ, અર્થ, કામ વગેરે વિષયોનું શિક્ષાણ આપો. ગુરૂપુત્રો પ્રહલાદને પોતાના આશ્રમમાં પાછા લાવ્યા. એમણે પ્રહલાદને પુછ્યું કે: તને આનું વિપરીત જ્ઞાન કોણે કહ્યું ? પ્રહલાદે કહ્યું: 'ગુરૂદેવ, આ હું છું અને એ બીજો છે આ તો અજ્ઞાન છે. ભગવાનની આ માયાથી જ જીવ મોહિત થાય છે. એ દયામય જીવ પર દયા કરે છે, એનું જ ચિત્ત એ ભગવાનમાં લાગે છે. મારું ચિત્ત તો એની અનંત કૃપાથી એ પરમપુરૂષ નારાયણ જોડે ખેંચાયું છે.

**શાળામાં ગુરૂજી બોલ્યા છે તત્કાળ, અમો ભણાવીયે તે ભણજો બાળ. ॥૨૩॥**
**ત્યાં ગુરૂજી બોલ્યા છે તત્કાળ, એકે અક્ષર ન ભણી શકે આ બાળ. ॥૨૪॥**
**કહે પ્રહલાદ સુણો વિપ્ર સુજાણ, નરસિંહ ઉપર વારૂ પ્રાણ. ॥૨૫॥**
**કહે કુંવર શિક્ષક સુણો, અવર નામ પ્રહલાદ નહીં ભણે. ॥૨૬॥**
**પાટી લઈને કુંવર ભણવા જાય, નરસિંહ જાપ જપે મન માંય. ॥૨૭॥**
**કહે પ્રહલાદ સુણો સત સાર, નરસિંહ નામ મારે આધાર. ॥૨૮॥**

જેણે સૃષ્ટિના માંડયા મંડાણ, ગર્ભવાસમાં ઉગાર્યા જાણ. ॥૨૯॥
શ્રી નરસિંહ નામ જપે કરજોડ, ભકત ઓધ્ધાર્યા અનંત કરોડ. ॥૩૦॥
ત્યારે વિપ્ર બોલ્યા સત ભાય, આ નામ સુણે જો હરણાકંસરાય. ॥૩૧॥
કુંવરને શિખ દીધી અપાર, એવા નામ ન ભણીયે બાળ. ॥૩૨॥
કહે પ્રહલાદ સુણો વિપ્ર સુજાણ, નરસિંહ નામ પર વારૂ પ્રાણ. ॥૩૩॥
વિપ્રવચન રાજાસુ કહે, કુંવર કહ્યુ ન માને નામ નરસિંહ લહે. ॥૩૪॥
જેનાથી હોય તમારો કાળ, આજ તેનં નામ જપે છે બાળ. ॥૩૫॥
રાજા વણસ્યુ તમારૂ એ બાળ, એણે વણસાવી સર્વ નિશાળ. ॥૩૬॥
કુંવર કરે છે એવું કામ, વિદ્યાર્થીઓને જપાવે એનુ નામ. ॥૩૭॥
રાજા એ કુંવરને ન દેશો માન, તે સોનું ન પહેરીયે જે તોડે કાન. ॥૩૮॥

ગુરૂપુત્રો પ્રહલાદને ખુબ ધમકાવીને અને સમજાવીને એને અર્થશાસ્ત્ર, દણ્ડનીતિ, રાજનીતિ વગેરે શિક્ષણ આપવા લાગ્યા. ગુરૂએ શિખવેલ વિદ્યા પ્રહલાદ લક્ષ્યપૂર્વક ગ્રહણ કરતો હતો. એ ગુરૂનું કદી અપમાન કરતો નહોતો. એમણે શિખવાડેલ વિદ્યાનું પણ કદી જ તિરસ્કાર કરતો નહોતો, પણ એ વિદ્યાર્થી એના મનમાં કોઈપણ આસ્થા ઉત્પન્ન થઈ નહીં. ગુરૂપુત્રોએ પોતાના મનમાં વિચાર કર્યો કે, પ્રહલાદ હવે કંઈક સુશિક્ષિત થયેલ છે. માટે દૈત્ય રાજા પાસે લઈ જવામાં વાંધો નથી. આમ વિચાર કરીને પ્રહલાદને હિરણ્યકશ્યપુ પાસે લઈ ગયા. એનો વિનયશીલ સ્વભાવ જોઈને હિરણ્યકશ્યપુએ ખોળામાં બેસાડીને પુછયું: 'કહે, બેટા, તું પોતાની સમજણ પ્રમાણે ઉત્તમ જ્ઞાન કોને માને છે ?' પ્રહલાદે કહ્યું, 'ભગવાનનું ગુણગાન અને ચરિત્ર શ્રવણ, એમની લીલાનું અને નામનું કીર્તન કરવું, એ મંગલમય પ્રભુનું સ્મરણ, એમની ચરણોની સેવા, એ પરમપ્રભુની પૂજા, એમની વંદના, એમના પ્રતિ આસ્થા-દાસ્યભાવ, એમનાથી અને એમનું આત્મનિવેદન એ નવધાભકિત છે. આ ભકિતના આશ્રયથી ભગવાનમાં ચિત્ત લગાવવું આ જ સમસ્ત અધ્યયનનું સર્વોત્તમ ફળ હું માનું છુ.'

હિરણ્યકશ્યપુ તો ગુસ્સાથી લાલપીળો થયો. એણે ખોળામાંથી બળપૂર્વક ધકકો મારી પ્રહલાદને જમીન પર પછાડયો. એણે ગુરૂપુત્રોને ધમકાવીને કહ્યું કેઃ 'તમે લોકો મારા છોકરાને ઉંધી શિખામણ આપી મારા શત્રુને પોષો છો. તમે એને આવું જ્ઞાન શીખવેલ છે.' ગુરૂપુત્રોએ કહ્યું: 'આમાં અમારો કોઈ દોષ નથી.' પિતા જોરેથી પણ તિરસ્કૃત થઈને પણ પ્રહલાદ શાંત ઉભો હતો. એના મનમાં કોઈ પણ ક્ષોભ ઉદભવ્યો નહીં. એણે શાંત ચિત્તથી પિતાને કહ્યું: 'પિતાજી, તમે ગુસ્સે થશો નહીં. ગુરુપુત્રોનો કોઈ દોષ નથી. એ લોકો વિષયાસકત છે. ઘરના, પરિવારના મોહમાં એમની બુધ્ધિ બાંધેલી છે એ તો નર્કમાં જનારા વિષયોનું વારંવાર સેવન કરનાર છે. એમની બુધ્ધિ તો પોતાના પ્રયત્નોથી પણ શું પણ બીજાની પ્રેરણાથી પણ ભગવાન જોડે લાગતી નથી. જે એક આંધળાને માર્ગ બતાવી શકતો નથી. તદ્દત જેમાણે સાંસારિક સુખોથી જ પરમપુરૂષાર્થ માનેલ છે એ ભગવાનના પરમ સ્વરૂપને જાણી શકતા નથી. એ બીજાને શું કલ્યાણકારક માર્ગ બતાવી શકશે ? સંપૂર્ણ કલેશ અને સર્વ અનર્થનો નાશ તો ત્યારે જ થાય છે જયારે બુધ્ધિ ભગવાનના શ્રીચરણે લીન થાય છે. પરંતુ જ્યાં સુધી મહાપુરૂષની ચરણરજ મસ્તક પર ધારણ ન કરીએ ત્યાં સુધી બુધ્ધિ નિર્મળ થઈને ભગવાન જોડે લાગતી નથી.'



નાનકડો બાળક ત્રિભુવન વિજયી દૈત્ય સામે નિર્ભય થઈને ઉપર પ્રમાણે એના શત્રુનો પક્ષ લઈને સમર્થન કરે છે આ દૈત્યરાજાને અસહ્ય લાગ્યું. જોરથી બુમ મારી તેણે પોતાના ક્રુર દૈત્યોને આજ્ઞા કરી કેઃ 'તાત્કાલિક આ દુષ્ટને મારી

નાંખો. હમણાં જ આનો નાશ કરો. કોઈપણ પ્રકારનો વિચાર ન કરતા આનો નાશ કરવો જોઈએ. સોનું કેટલું ય મુલ્યવાન હોય તો પણ જેના કારણે કાન તુટવાનો સમય આવે છે એ સોનું કાનમાં રાખવાનો શું લાભ ? હમણાં ને હમણાં આ દુષ્ટનો વધ કરો. !!!

**ત્યાં બોલ્યા છે હરણાકંસ ભૂપાળ, ડેરામા મુકી આવોને બાળ. ॥૩૯॥**
**ભૂતપ્રેત ત્યાં બહુ જ હતા, તે બાલકને કરડી ખાતા. ॥૪૦॥**
**હરણાકંસ ડેરા પુજે જયાંય,એક રાત્રી પ્રહલાદ રાખ્યા ત્યાંય. ॥૪૧॥**
**જયારે ભકત પ્રહલાદ ડેરામાં ગયા, ટુક ટુક થઈને ડેરા ત્યાં પડયા. ॥૪૨॥**
**બેઠા પ્રહલાદ શ્રીનરસિંહ ભણે, હરણાકંસ તે વાત જ સુણે. ॥૪૩॥**
**પ્રહલાદને અંતરીક્ષ મળી સહાય, દેવળ ડેરા છેદ્યા છે ત્યાંય. ॥૪૪॥**
**ત્યારે કુંવરને સમુદ્રમાં ધરે, બાલક મોત અવગતે મરે. ॥૪૫॥**
**બાલક સમુદ્રમાં નાખી પાછા વળ્યા,હરિ હંસ બની બાળ બચાવ્યા. ॥૪૬॥**
**દૈત્યે બાલક સમુદ્રમાં દીયો, હંસ રાજાએ ઉગારી લીયો. ॥૪૭॥**
**બેઠા પ્રહલાદ નામ શ્રીનરસિંહ ભણે, હરણાકંસ વાત આ સુણે. ॥૪૮॥**
**ભકતની માતા આવી એમ કહે, પાંચ દિવસ ધીરજ ધરી રહે. ॥૪૯॥**
**માતા કુંવરને વારે છે જેહ, આપણા સ્વામી ભજશું તેહ. ॥૫૦॥**
**પ્રહલાદ વચન બોલ્યા ત્યાંય, માતા નરસિંહ નામે ઉગરીયે અહીયાં. ॥૫૧॥**

હિરણ્યકશ્યપુએ અત્યંત ક્રોધાવેષથી પોતાના અનુચરોને અક્રાળ વિક્રાળ હિંસક પશુ જેવા દુતોને હુકમ કર્યો કે આ મારો પુત્ર ન હોઈને પ્રત્યક્ષ શત્રુ છે. આને પકડીને તમે આપણા ભુત બંગલામાં એકલો જ નાંખી દો. અઘોરી રાક્ષસી તામસી એવી પૂજા જે મંદીરમાં થતી હતી, નિત્ય પશુ બલી અપાતી હતી એવા ભૂત પિશાચ લીલાથી ભરેલા એ બંદીગૃહમાં પ્રહલાદને એ દૂતો લઈ ગયા. તોપણ પ્રહલાદ શાંત અને સ્થિર હતો. એ મનમાં એકસરખું ઈશ્વરચિંતન અને શ્રીનરસિંહ ભગવાનનું સ્મરણ કરતો હતો. એને ખાત્રી હતી કે મારા ભગવાન સર્વત્ર છે અને એ મારું જ શું પણ પૂર્ણ પ્રાણીમાત્રનું પાલન પોષણ અને રક્ષણ કરનાર છે. યમદૂતો જેવા એ રાક્ષસોએ એ ભકત બાળકને રાત્રીના સમયે ભૂતપ્રેતના મંદિરમાં ધકેલી દીધો અને એ પોતે બીકથી જીવ મુઠ્ઠીમાં લઈને ત્યાંથી ભાગી આવ્યા, કારણ એમને એ ભુતપિશાચથી ખુબજ બીક લાગતી હતી. રાત્રીના ભયાનક અંધારામાં ભકત બાળક નિશ્ચિત અને નિર્ભય મનથી અંદર જઈને એક ઠેકાણે બેસી ભગવાનનું ભજન, ગુણસંકીર્તન અને નામસ્મરણ કરતો બેઠો ત્યાં જ એક દિવ્ય જયોતિ એ જગ્યાએ અંતરીક્ષમાંથી પ્રગટ થઈ અને ભકત પ્રહલાદને અભય આપી બોલી, 'બાળક, તું બિલકુલ બીતો નહીં. આ તારા પિતાએ અને એના અનુયાયીઓએ જગતમાં સર્વત્ર અનર્થથી, અન્યાયથી અને હિંસાચારથી હાહાકાર મચાવ્યો છે. એના માટે મારે આવવું જ છે, પણ હજુ થોડી અવધી બાકી છે ત્યાર સુધી આ ઉન્મત્ત રાક્ષસને વધારે ઉન્મત્ત બનાવી એના જ હાથથી એના પાપનો ઘડો ભરાવવાનો છે. હે બાળક, એણે તને દુષ્ટબુધ્ધિથી ત્રાસ આપ્યો, તો પણ તારો રક્ષક દાતા હું સર્વ સમર્થ છું. તું બિલકુલ ચિંતા કરીશ નહીં. સદૈવ આત્મચિંતનમાં મગ્ન રહે.' આ પ્રકારે નિર્ભયતાનું આશ્વાસન આપી એ નિર્મલ જયોતિ અંતરિક્ષમાં વિલીન થઈ ગઈ. સવારે લોકો જુએ છે તો ભકત બાળક પ્રહલાદ નિશ્ચળ શાંત ચિત્તે ધ્યાનમગ્ન થઈ નારાયણનું સ્મરણ ભજન કરે છે. બધા લોકો આશ્ચર્ય પામ્યા કે ભકત પ્રહલાદને ધન્ય છે. આ હકીકત હિરણ્યકશ્યપુને સમજાતાં જ એનાં પગતળેની આગ મસ્તકમાં ગઈ. ક્રોધાવેષથી તે એ જગ્યાએ આવ્યો અને સામેનું દ્રશ્ય જોઈને ઉભો

રહી ગયો. બધા લોકો સામે પોતાનું કમીપણું ન થાય અને બધા પર પોતાની દહેશત રહે એ માટે એણે કઠોરવાણીથી પ્રહલાદની અત્યંત ઉપેક્ષા કરી એને પોતાના દૂતને કહ્યું કે આ કુલઘાતકને હમણાં ને હમણાં સમુદ્રમાં દુર ફેંકી દો. દોરડાથી સારી રીતે કચકચાઇને બાંધી એ નિરપરાધ બાળકને એ સર્વ દુષ્ટ દૈત્યૈ દુતે સમુદ્રમાં ફેંકી દીધો. હવે તો એ જીવતો રહે એ શકય નથી, પણ એની આગળ શું થાય છે એ જોવા માટે એક ઉંચા ટેકરી પર જઇને તેઓ જોવા લાગ્યા. અહીં ભકત બાળકને બાંધ્યો એ વખતે બ્રહ્માંડ યાદ આવ્યું, પણ એકજ શું પણ એવા અનંતકોટી બ્રહ્માંડના નાયકથી એની ભકિતભાવથી એ તાદાત્મ્ય પામ્યો હતો, એને કયાંથી આ કાગડાની બીક લાગે ! એના ચિત્તમાં શેષશાયી નારાયણનું તાદત્મ્ય ચાલુ જ હોવાથી એ સમુદ્રનું પાણી એનું શું કરી શકવાનું હતું ? એને સમુદ્રમાં નાંખતાં જ ભગવાને હંસનું રૂપ ધારણ કરી એ બાળકને તરત પોતાની પીઠ પર ઉંચકીને બેસાડયો અને સુખરૂપ કિનારે લાવ્યા. એના બધા બંધન તોડી નાખ્યા અને પોતાના પ્રિયભકતને પ્રેમથી કિનારે મૂકી એ હંસ દૂર નીકળી ગયો. બાળક પ્રહલાદ સ્વસ્થ ચિત્તે સાગર તટે બેસીને નારાયણનું ભજન કરવા લાગ્યો અને યમદૂત જેવા દૈત્યદુતોએ એ બધી હકીકત રાજા હિરણ્યકશ્યપુને કહી.

**રાજા કહે સર્પ ડસાવો બાળ, ચડે વિષ ઉપજે કાળ. ॥૫૨॥**
**આણી સર્પ ડસે પ્રહલાદ કાય, પણ તે વિષમટી અમૃત થાય. ॥૫૩॥**
**બેઠા પ્રહલાદ નામ નરસિંહ ભણે, રાજા હરણાકંસ વાતજ સુણે. ॥૫૪॥**
**રાજા કહે હસ્તી તળે નાખો બાળ, કુંવરને મારી નાખે તતકાળ. ॥૫૫॥**
**ત્યાં બેઠા પ્રહલાદ નરસિંહ નામ ભણે, રાજા હરણાકંસ વાત સુણે. ॥૫૬॥**
**રાજા કહે ઘાણીમાં પિલાવો આજ, એના છુંદાય મસ્તક છુંદાય કાય. ॥૫૭॥**
**ભકતને ઘાણીમાં પિલાવ્યો જઈ, લાઠ ભાંગીને નવ કટકા થઈ. ॥૫૮॥**
**ત્યાં બેઠા પ્રહલાદ નામ નરસિંહ ભણે, હરણાકંસ વાતજ સુણે. ॥૫૯॥**
**રાજા કહે મેં દેવલ પૂજયા જયાંય, બાલકને લઈ મેલો ત્યાંય. ॥૬૦॥**
**કુંવરને ડેરામાં પૂર્યા તતકાળ, ભૂતપ્રેત આવ્યા તેણીવાર. ॥૬૧॥**
**દેવ હજુરમાંથી હથીયાર ઉતાર્યા જયાંય, દેવલ છેદી ટુકડા કર્યા ત્યાંય. ॥૬૨॥**
**દૈત્ય હિરણ્યકશ્યપ બોલ્યો તતકાલ, ડુંગરે જઈને ગબડાવ્યા બાળ. ॥૬૩॥**
**ભકતને ડુંગરે ચઢાવ્યા જયાંય, અંતરીક્ષથી પવન આવ્યાં ત્યાંય. ॥૬૪॥**
**ડુંગર ઉપરથી ગબડાવ્યા બાળ, પવન દેવે રક્ષા કરી ત્યાંય. ॥૬૫॥**
**પ્રહલાદ નામ નરસિંહ ભણે, રાજા હરણાકંસ વાતજ સુણે. ॥૬૬॥**
**માતા કહે પાંચ દિવસ ધીરજ ધરો, આપણા સ્વામીની સેવા કરો. ॥૬૭॥**
**ભકત માતાશુ બોલ્યા જયાંય, નરસિંહ હાજર બેઠા છે આંહ. ॥૬૮॥**
**બેઠા પ્રહલાદ નામ નરસિંહ ભણે, રાજા હરણાકંસ વાતજ સુણે. ॥૬૯॥**



હિરણ્યકશ્યપુએ ચીડાઇને મોટેથી બરાડીને પોતાના કુર દૈત્યોને આજ્ઞા કરી કે જાવ, તાત્કાલીક મારા દુષ્ટને મારી નાંખો. પણ પ્રહલાદ નિર્ભયતાથી ઉભો હતો. એને સર્વત્ર પોતાના દયામય પ્રભુ જ દેખાતા હતા. બીકનું કારણ લાગતું નહોતું. હિરણ્યકશ્યપુને આશ્ચર્ય થયું. એણે તો કોઇપણ ઉપાયે પ્રહલાદને ઠાર મારવાનો નિશ્ચય કર્યો. અનેકાનેક ઉપાય એણે કરીને જોયા. ઉન્મત્ત હાથીના પાદતળે પ્રહલાદને હાથપગ બાંધી નાખી દીધો. પણ હાથીએ એને પોતાની સુંઢથી

ઉપાડીને પોતાના મસ્તક પર બેસાડયો. જે હાથી ઉન્મત્ત થઈને એની ઉપર દોડી આવ્યો એજ હાથીએ પ્રહાલાદનો આદર કર્યો.

પ્રહલાદને એક બંધ કોટડીમાં રાખી એમાં ભયંકર વિષારી સર્પ છોડવામાં આવ્યા. મોટો ફુત્કાર કરીને કેટલાય સર્પોએ વિષની જવાળા એના શરીર પર છોડી. પણ એ વિષની એના પર કોઈ અસર થઈ નહીં. ઉલટું સર્પોજ હબતલ થઈને મૃતવત ત્યાં પડી રહ્યા. જંગલી સિંહોને જયારે પ્રહલાદના શરીર પર છોડયા ત્યારે મોટેથી ગર્જના કરીને એની પુંછડી જમીન પર જોરજોરથી પછાડીને જનાર એ સિંહ પ્રહલાદ પાસે જતાં જ પાળેલા કુતરાની જેમ પુંછડી હલાવી પ્રહલાદની જોડે જઈને બેઠા. પછી પ્રહલાદને ઉગ્ર વિષ આપવામાં આવ્યું એનો પણ એની ઉપર કોઈપણ પ્રભાવ પડયો નહીં. ઉલટું એના પેટમાં ગયા પછી વિષ પણ અમૃત થઈ ગયું. એ પછી પ્રહલાદને કેટલાંક દિવસો સુધી અન્ન કે પાણીનું ટીપું પણ આપ્યું નહીં. તો પણ પ્રહલાદ શિથીલ ન થતાં પહેલાં જેવો જે ઉલ્લાસિત મનથી ભગવાનનું ભજન કરી મજામાં હતો.

એકવાર એક મોટા ઉંચા પર્વત પરથી એને લઈ જઈને હાથપગ બાંધીને અને મોટી શિલા એના કમર પર બાંધીને ટેકરી પરથી સમુદ્રમાં ગબડાવી દીધો. તો પણ એ બધાં પ્રસંગોથી એ ભકત બાળક કુશળ બહાર આવ્યો. આનંદથી ભગવાનનું ગુણકીર્તન ગાતો ગાતો કુદકા મારતો ઘેર આવ્યો. એકવાર એને કેટલાક દૈત્યોએ પકડીને તેલ કાઢવાની પ્રચંડ ઘાણીમાં નાંખી દીધો. જોરજોરથી લાટ ફરાવવા લાગ્યા, તો શું આશ્ચર્ય ! ઘાણીની એ પ્રચંડ લાટ મોટેથી કડાડકટ અવાજ કરીને તુટી અને જયાં ત્યાં તેના ટુકડા ફેલાઈ ગયા. બધા દૈત્યોને અને હિરણ્યકશ્યપુને પણ લાગ્યું કે  આની પાસે કંઈક માયાવી સિધ્ધિ હોવી જોઈએ કે એનો પ્રયોગ કરીને એ પોતાનું રક્ષણ કરે છે. પણ હિરણ્યકશ્યપુને એ કયાંથી ખબર કે બધા સિધ્ધિના દાતા અને નિયામક ત્રિભુવન ભગવાન જે ભકતને એકરૂપ સહાયક થયા છે એને કઈ વાતનો ભય હોય !

છેલ્લે દૈત્ય રાજા હિરણ્યકશ્યપુ અને એના સાથીદાર અનેક દૈત્યોએ માયાવી પ્રયોગ કરીને પ્રહલાદનો નાશ કરવો એમ ઠરાવ્યું. પરંતુ કોઈપણ માયા પ્રહલાદ સામે ટકતી નહોતી. એણે ફકત પોતાના નેત્ર ઉઘાડી જોવાથી એ આપોઆપ નષ્ટ થઈ જતી. ગુરુપુત્ર ષણ્ડ અને અમર્ક એ અત્યાચારથી પ્રહલાદને મારવા માટે એક કૃત્યા ઉત્પન્ન કરી. પરંતુ એ કૃત્યાએ ગુરુપુત્રોને જ ઉલટા મારી નાંખ્યા. પ્રહલાદે ભગવાનની પ્રાર્થના કરીને ગુરુપુત્રોને ફરી જીવીત કર્યા. આ રીતે એને મારવાના પ્રયત્ન કરનારને જ એણે મૃત્યુ મુખમાંથી છોડાવ્યા.  ધન્ય એ ભકત જેનું ચિત્ત ભગવાન જોડે લાગેલ છે ! જે સર્વત્ર દયામય પ્રભુને પ્રત્યક્ષ જોવે છે એની કિંચીત પણ હાની તો ભગવાન કંઈ રીતે થવા દેશે !

**બોલ્યા રાજા મારૂ એ કાજ, એને હોળીમાં બાળીએ આજ. ॥૭૦॥**
**એ દાનવ ક્રોધે જો થયો, કુંવરને હોળીમાં બાળવા ગયો. ॥૭૧॥**
**હોળી લગાડી કીધી જવાળ, બ્રાહ્મણ રૂપે આવ્યા શ્રી મોરાર. ॥૭૨॥**
**હોળીને સુતર વિંટયા છે જેહ, ભકતની રક્ષા કાજે તેહ. ॥૭૩॥**
**માતા રૂદન કરે છે જઈ, લઈ અનામત કુંવરને રાખો સહી. ॥૭૪॥**
**ત્યાં ભકતની માતા હોળી વધાવે, બાળ તમો અમને પ્રસન્ન થાવે. ॥૭૫॥**
**કુંવરને હોળીમાં બાળવા કાજ, ચિતા ઉપર કાષ્ટ મુકયા અપાર. ॥૭૬॥**
**ફરતા લોક ઉભા આસપાસ, વચમાં અગ્નિ લગાડયો થયો પ્રકાશ. ॥૭૭॥**
**ફરતા લોક દાઝે છે અંગ, અગ્નિ કુંવરની કાયાનો ન કરે સંગ. ॥૭૮॥**
**જેનો સખા છે શ્રી દીનદયાળ, ત્યાં ચડી સત્યશુ બેઠો બાળ. ॥૭૯॥**

**રાજા કહે છે મારૂ અવિચળ રાજ, હોળીમાં દુશ્મન બાળુ આજ ॥૮૦॥**
**ત્યારે વાણુ વાયુને ઉગ્યો ભાણ, પ્રહલાદ ભણે છે નરસિંહ નામ ॥૮૧॥**

છેલ્લે હિરણ્યકશ્યપુએ કંટાળીને એક છેલ્લો પ્રયોગ આચરવાનું વિચાર્યુ. એણે લાકડાનો પર્વત જેવો ઢગલો કરવાનું કહ્યું. અસુરોએ એ મોટી ચિતા પ્રહલાદને બાળી નાખવા માટે કરી હતી. લોકોને જ્યારે ખબર પડી કે, પ્રહલાદને બાળવા માટે આ ચિતા બનાવી છે ત્યારે કોમળ અંતઃકરણના નગરજનોને પ્રહલાદ માટે અનુકંપા લાગી. હૃદય દ્રવીત થયાં પણ બોલવાની હિંમત નહોતી કારણ કે હિરણ્યકશ્યપુના ક્રોધમાં નાહક બળીશું એટલે અંતઃકરણમાં જ એમાણે પ્રહલાદનું રક્ષાણ કરવા માટે સહાય કરવા માટે ઈશ્વરને મનોમન પ્રાર્થના કરી. રાજાની આજ્ઞા પ્રમાણે યોજેલ વેળાએ પ્રત્યેક નગરજનાને પોતાનું ઈંધણ લઈને ત્યાં હાજર રહેવું. પ્રહલાદની મા કયાધુએ પણ પોતાના બાળકની આ કઠોર શિક્ષા ખુલ્લી આંખે જોવી પડતી હતી. પણ આ વખતે વિશેષ ધૈર્ય રાખી એણે એક ચિત્તથી અગ્નિની મનોમન પ્રાર્થના કરી કેઃ ' હે અગ્નિનારાયણ, કુંભારના ધગધગતા ઢગલામાંથી તે જે પ્રમાણે બિલાડીના બચ્ચાં સુરક્ષિત રાખ્યાં એ પ્રમાણે મારા બાળકનું પણ તું રક્ષાણ કરજે. મારા બાળકની આ અનામત તને સુપ્રત કરી છે. હે પ્રભુ ! માતાનું અંતઃકરણ તું જાણે છે જ ! પણ રાજસત્તા આગળ મારું કંઈ બળ ચાલી શકતું નથી, માટે તું આ બાળકને સંભાળ., આ રીતે પ્રાર્થના કરીને એણે હોળીની પૂજા કરી. તેટલામાં બ્રાહ્મણ વેષ ધારણ કરીને અગ્નિનારાયણે કયાધુને દર્શન આપીને આશ્વાસન આપ્યુંઃ 'બાળા, તું ચિંતા ન કરીશ. આમ આશ્વાસન આપી બ્રાહ્મણ દેવતા ગુપ્ત થયા. અહીં હિરણ્યકશ્યપુએ વિચાર કર્યો કે, પોતાની બહેન જે હોળીકા છે એને કહ્યુંઃ કે, તને તપ સામર્થ્યથી અગ્નિનિવારક જે વસ્ત્ર મળેલ છે એ પહેરીને સર્વ અંગ એનાથી ઢાંકીને આ આપણા શત્રુ પ્રહલાદને ખોળામાં બરાબર પકડી રાખ એટલે કે કયાંય ભાગી ન જતાં અગ્નિમાં બળીને ભસ્મ થઈ જાય. હોળીકાએ પ્રહલાદને ખોળામાં બેસાડી લઈ એ પ્રચંડ ઢગલા પર બેઠી અને અગ્નિ લગાડવામાં આવ્યો. ધીમે ધીમે અગ્નિજવાળા ગગનમાં પહોંચી દેવ યોગે વાયુના વેગથી હોળીકાનું અગ્નિનિવારક વસ્ત્ર કયાંક ઉડી ગયું એ કોઈએ જોયું નહીં. મોટેથી બુમો પાડતી હોળીકા એ અગ્નિમાં ભસ્મ થઈ ગઈ. પ્રહલાદ માત્ર એ પ્રચંડ અગ્નિમાં નિશ્ચળ શાંત ચિત્તથી બેસીને પોતાની ધીર ગંભીર વાણીથી પિતાને કહ્યુઃ 'પિતાજી, તમે ભગવાનનો દ્વેષ કરવાનું છોડી દો. નારાયણના નામનો આ પ્રભાવ તો જુઓ કે આ અગ્નિ પણ મને અત્યંત શીતલ લાગે છે. તમે સર્વસત્તાધીશ એવા શ્રી હરિનારાયણનું સ્મરણ કરી સાંસારિક તપથી નિર્ભયપણે મુકત થાઓ.'

પુત્રનું ધૈર્ય અને એની એવી નિર્ભય, નિશ્ચલ, શાંત એવી સ્થિતિ જોઈને દૈત્યરાજ હિરણ્યકશ્યપુ ભયથી વિહવળ થયો. એ વિચાર કરવા લાગ્યો. આ નાનકડો બાળક 'મારા મૃત્યુનું કારણ તો નહીં હોય ને' ! ક્ષણભર એ પૂર્વવત પોતાની ભૂમિકા પર આવ્યો, ગુરૂપુત્રોએ કહ્યા પ્રમાણે શિક્ષણ અને સંગના પ્રભાવથી પુત્ર સુધરી જશે એમ એની ઈચ્છા હતી. ગુરૂગૃહે ગુરૂએ શિખવેલી વિદ્યા એ ગ્રહણ કરતો હતો. પણ એનું ચિત્ત એમાં રહેતું નહોતું. જયારે બંને ગુરૂ આશ્રમના કામકાજમાં લાગતા ત્યારે પ્રહલાદ પોતાના બધા સહપાઠી વિદ્યાર્થી મિત્રોને બોલાવી લેતો હતો. એક તો એ રાજકુમાર અને પોતે અત્યંત નમ્ર અને બધા પર પ્રેમ કરનાર હતો એટલે બોલવાતાં જ બધા છોકરાઓ પોતાની રમત વગેરે છોડીને એની પાસે એકત્ર થઈ બેસી જતા. પ્રહલાદ અત્યંત પ્રેમથી એ બાળકોને સમજાવીને કહેતો કે, 'બંધુઓ, આપણો આ મનુષ્ય જન્મ વ્યર્થ નષ્ટ કરવો યોગ્ય નથી. જો આ મનુષ્ય દેહમાં આવી ભગવાનની પ્રાપ્તિ નહીં થઈ તો આપાણું ખુબ મોટું નુકસાન થયું એમ સમજો. ઘરબાર, સ્રીપુત્ર, રાજયધન વિગેરે તો દુઃખ જ દુઃખ આપે છે. એમાં મોહ કરવાથી નરકગતિ પ્રાપ્ત થાય છે. ઈંદ્રિયોને વિષયથી અલગ કરવી આ ખરું સુખશાંતિનું મુળ છે. ભગવાન પ્રાપ્તિનું સાધન તો મુખ્યતઃ આ બાલ્યવસ્થામાં જ સાધ્ય કરવું પડે. મોટા થયા પછી તો સ્રી પુત્ર એનો મોહ મનમાં બધ્ધ થઈ અને વૃધ્ધાવસ્થામાં કેટલીય ઈચ્છા થઈ તોય કોઈ કંઈ કરી શકાશે નહીં. ભગવદ્ પ્રાપ્તિ માટે ખુબ પરિશ્રમ કરવો પડે છે એવું

નથી. એ તો આપણા બધાનાં હૃદયમાં રહે છે. બધા પ્રાણીમાત્રમાં એ જ એક ભગવાન છે માટે કોઈપણ પ્રાણીને દુઃખી કરી કષ્ટી ન આપવી. મનને હંમેશા ભગવાનમાં લગાવવું જોઈએ.'

સાદા સરળ હૃદયે દૈત્ય બાળકોના મન પર પ્રહલાદનો આ ઉપદેશનો પ્રભાવ પડતો હતો. વારંવાર સાંભળ્યા પછી આ ઉપદેશાનુસાર વર્તવા એ પ્રયત્ન કરવા લાગ્યા. શુક્રાચાર્યજન પુત્રોએ ષણ્ય-અમર્કએ આ બધું જોયા પછી એમને ખુબ જ બીક લાગવા લાગી. એમણે પ્રહલાદને દૈત્યરાજ હિરણ્યકશ્યપુ પાસે લઈ જઈને બધી વાતોનું નિવેદન કર્યુ. મનમાં સારા એવા ઉપાય શોધી જોયા પણ એક ઉપાય સુઝતો નહોતો કારણ પ્રહલાદને મારવા એક પણ ઉપાય એણે બાકી રાખ્યો નહોતો. છેલ્લે એને યુકિત સુઝી.

**દૈત્યને મન વસ્યો કાળ, લોહસ્તંભે બાંધુ એ બાળ. ॥૮૨॥**
**આણી સ્તંભ અગ્નિધિકાય, ત્યારે ધગ ધગ સ્તંભજ થાય. ॥૮૩॥**
**લોહ સ્તંભમાંથી અગ્નિ ઝરે, પ્રહલાદ મનમાં નામ ઓચરે. ॥૮૪॥**
**નગરના લોક ઉભા ત્યાંય, સકલ સભાને બેઠા રાય. ॥૮૫॥**
**બોલ્યા રાજા એ લાવો બાળ, સ્તંભશુ બાંધોને તતકાળ. ॥૮૬॥**
**લાવી પ્રહલાદ સભાની માંય, શીશ ઉઘાડે ઉભા રહ્યા ત્યાંય. ॥૮૭॥**
**વજ્ર સાંકળે બાંધ્યો છે થંભે, રાજા બોલ્યો ધરી મનમાં દંભે. ॥૮૮॥**
**જયાં ત્યાંથી નાઠો હતો બાળ, હવે તારો કોણ થાય રખવાલ. ॥૮૯॥**
**નરસિંહ નામે સ્મરણ કીયો, હવે તારો સ્વામી કયાં ગયો. ॥૯૦॥**
**અરે બાલક તું આવો અજાણ, નરસિંહ નામે ખોવે છે પ્રાણ. ॥૯૧॥**
**અરે આવી શું મન હઠ કરે, લોક દેખતા તું કાં મરે. ॥૯૨॥**
**ત્યારે કુંવર બોલ્યા પ્રકાશ, હરદમ હાજર શ્રી નરસિંહ પાસ. ॥૯૩॥**
**ત્રણ લોક માંહે છે ભરપૂર, લોહ થંભમાં છે નહી દૂર. ॥૯૪॥**
**જેવી ફુલમાંહે છે વાસ, તેવા શ્રી નરસિંહ હમારે પાસ. ॥૯૫॥**
**જેમ નયનોમાં પુતળી જોય, તેવા શ્રી નરસિંહ હાજર હોય. ॥૯૬॥**
**કહે રાજા પ્રહલાદ ભકતને, હોય તો દેખાડ મને. ॥૯૭॥**
**ત્યારે પ્રહલાદ વચન એવું કહે, મારો સ્વામી આ સ્તંભમાં રહે. ॥૯૮॥**
**એવા વચન કહ્યા પ્રહલાદ, ફાટયો થંભને થયો અવાજ. ॥૯૯॥**
**નરસિંહરૂપે હુવા પ્રકાશ, જાણે તૂટી પડયું છે આકાશ. ॥૧૦૦॥**
**ચોથે શ્રી નરસિંહ અવતાર, ભકત વારે ધાયા શ્રી દેવ મુરાર. ॥૧૦૧॥**
**ભકતોને કારણ અવતાર ભયા, ફાટયો સ્તંભને પ્રગટ થયા. ॥૧૦૨॥**

દૈત્યરાજ હિરણ્યકશ્યપુના મનમાં કાળની સંરચના થઈ. 'વિનાશકાળે વિપરીત બુધ્ધિ' પ્રહલાદ આ મારો જ પુત્ર હોવાથી મારી આજ્ઞા પાળતો નથી. માટે બધા નગરજનો સામે અને મારા બધા મંત્રીગણ સમક્ષ હું એને જાહેર રીતિથી પ્રાણન્તની શિક્ષા કરીશ. અગ્નિથી તપાવેલ ધગધગતા લોહસ્તંભથી વ્રજપ્રાય એવા લોખંડી સાંકળદંડથી પ્રહલાદને બાંધી એને દેહાન્તની શિક્ષા કરવામાં આવશે એમ એણે જાહેર કર્યુ. બધા નગરજનોને એ શિક્ષા વખતે હાજર રહેવા કહ્યું, આદેશ પ્રમાણે આખું નગર વધ સ્થળે હાજર થઈ ગયું. કોઈ ઉત્સુકતાથી, કોઈ રડતાં રડતાં, તો કોઈ નિરાશવદને હાજર

રહ્યાં. લોહસ્તંભમાંથી અગ્નિજવાળા નીકળતા સુધી તપાવવામાં આવ્યો. અને બાળક પ્રહલાદને યમદૂત જેવા એ ક્રુર સૈનિકોએ એ વધ સ્થળે હાજર કર્યો. અત્યંત નમ્ર અને નિશ્ચળ ભાવથી અને નિર્ભયતાથી ભગવાનનું સ્મરણ કરતાં કરતાં બાળક પ્રહલાદ ત્યાં હિરણ્યકશ્યપુ સામે ઉભો રહ્યો. પિતાને એણે અભિવાદન કર્યુ. બધા નગરજનો જોઈ રહ્યા. પ્રહલાદ વિષયે બધાંના મનમાં પ્રેમભાવ અને આદર ભાવ જાગૃત થયો પણ હિરણ્યકશ્યપુની કઠોર નજરથી રાજસત્તા સામે બોલવાની કોઈનામાં હિંમત નહોતી. માતા કયાધુને પણ એ જગ્યાએ ઉપસ્થિત રહેવા સંદેશ મોકલ્યો. રાજાજ્ઞાનુસાર એને પણ પોતાની ખુલ્લી આંખે પોતાના પ્રિય પુત્રની હત્યા જોવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થયું.

એટલામાં દૈત્યરાજ હિરણ્યકશ્યપુએ પ્રહલાદને આક્રોશભર્યા અવાજે ગર્જના કરી કહ્યુંઃ 'અરે દુષ્ટ, કુલઘાતક, જ્યાં ત્યાંથી છુટી જઈ પ્રાણરક્ષા કરે છે ? હવે આ જો ધગધગતા લોહસ્તંભ અને એનાથી તને આ વ્રજપ્રાય સાંકળદંડથી બાંધીને તારી કેવી દશા કરૂ છું. હવે નિશ્ચિત સમજ કે અહીંથી તું હવે કયાંય ભાગી જઈ શકીશ નહીં અને એ કોણ નારાયણ ? તારો સહાયક કયાં બેઠો છે ? અને એ હવે તારું કઈ રીતે રક્ષણ કરે છે એ હું જોઈ લઈશ.' એમ કહી પ્રહલાદને સ્તંભથી બાંધવાની આજ્ઞા કરી. ત્યારે નિર્ભયતાથી અને નમ્રતાથી પ્રહલાદ શ્રી નરસિંહ ભગવાનનું સ્મરણ કરવા લાગ્યો. ત્યારે હિરણ્યકશ્યપુએ ક્રોધાવેશમાં કહ્યુંઃ હે, દુષ્ટ પુત્ર પ્રહલાદ, આ ધગધગતા અગ્નિમય લોહસ્તંભમાં પણ તારો ભગવાન છે ? પ્રહલાદે પ્રત્યુત્તર આપતાં કહ્યું કે, પિતાજી સર્વવ્યાપક શ્રી હરિ આ લોહ સ્તંભમાં પણ છે. હિરણ્યકશ્યપુએ પ્રહલાદનાં આ વાકયો પણ પુરા થવા દીધા નહીં. એણે ક્રોધાતિશયથી સિંહાસન પરથી કુદકો મારી પૂર્ણપણે શકિત ભેગી કરી જોરથી એ લોહસ્તંભને લાત મારી અને એ સાથે મહાભયંકર અવાજ થઈને આખું બ્રહ્માંડ જ ફાટયું છે કે શું એમ દિવ્યનાદ ગર્જનાનો એ જગ્યાએ નિનાદ થયો. બધા લોકો ભયભીત થયા. હિરણ્યશ્યપુ પણ સ્તંભીત થઈ આમ તેમ જોવા લાગ્યો, તો એણે જોયું કે એ સ્તંભ વચ્ચોવચ્ચથી ફાટી ગયો. અને એમાંથી મનુષ્યનું શરીર અને સિંહનું મુખ રહેલ એક અદ્‌ભુત, વિકરાળ દિવ્ય તેજસ્વી આકૃતિ સાથે એક વિકરાળ એવું નરસિંહ સ્વરૂપ ધારણ કરીને શ્રીહરિ પ્રગટ થયા.

અત્યંત તેજસ્વી સહસ્ત્ર સૂર્ય એકત્રિત થઈ પ્રકાશે એવું દિવ્ય સ્વરૂપ હતું. એના દાંત જાણે પૂર્ણિમાના ચંદ્ર છે કે શું એમ ભાસતા હતા, અને પૂંછડી તો જાણે પ્રત્યેક હજાર ફેણ ધારણ કરનાર વાસુકી નાગની છે કે શું અને જીભ તો જાણે વિદ્યુતથી જળહળે છે અમે લાગતું હતું.

**થંભમાંથી પ્રગટ નરસિંહ થાય,પ્રહલાદ શ્રીહરિને લાગ્યો પાય. ॥૧૦૨॥**
**શ્રીનરસિંહરૂપે દેવ પ્રગટ જાણ, સહસ્ત્ર કળાસુ ઉગ્યો ભાણ. ॥૧૦૩॥**
**ચોથે શ્રીનરસિંહ રૂપ જો ધરી, ભકત કારણે આવ્યા શ્રીહરી. ॥૧૦૪॥**
**સંધ્યા વેળાયે ધર્યુ છે ધ્યાન, નરસિંહ રૂપ ત્યાં ધર્યુ ભગવાન. ॥૧૦૫॥**
**દાંત જેવા પુનમનો ચંદ, ભકતને મન થયો આનંદ. ॥૧૦૬॥**
**ફેરવે પુછ જેમ વાસંગ નાગ, દૈત્ય હિરણ્યકશયપ ચાલ્યો ભાગ. ॥૧૦૭॥**
**નરસિંહ રૂપે ઝાલી છે તેની બાંય, થરથર ધ્રુજે છે રાજા ત્યાંય. ॥૧૦૮॥**
**અરે દુષ્ટ તેં શું જુલમ કીયો, મારા ભકતને બહુ દુઃખ દીયો. ॥૧૦૯॥**
**મને કેમ મારશો નાથ, પ્રથમ સુણો એમ મારી વાત. ॥૧૧૦॥** 
**તમે છો ત્રિભુવનનાં ધણી,પણ શંકરે અમર કાયા કીધી મુજતણી. ॥૧૧૧॥**
**મને કેમ મારશો નાથ, શંકરે મુકયો મુજ શિર પર હાથ. ॥૧૧૨॥**
**શંકર આગળ બહુ તપ કીયા, શંકરે દશ વરદાન જ દીયા. ॥૧૧૩॥**

શંકરના વચન વિચારી જોય, નરસિંહ કેમ મારી શકે મોય. ॥૧૧૪॥
ખોળે લીધો છે ને કીધી સહાય, દીધો કૌલ જુઠો કેમ થાય. ॥૧૧૫॥
ધરતી આકાશે મારૂ નહી મોત, સ્ત્રી પુરુષ મારે નહીં કોય. ॥૧૧૬॥
ઘર બહાર આંગણે નવ મરૂ, એસા વચન તમશું ઓચરૂ. ॥૧૧૭॥
લોઢે લાકડે મોત ન હોય, લીલે સુકે ન મારે કોય. ॥૧૧૮॥
રહેણી દિવસે મોતે નહી મરૂ, સ્વામી એવી વાણી તમસુ ઓચરૂ. ॥૧૧૯॥
સુણો નરસિંહ વાત કહું શું ઘણી, મારી કાયા છે અમરતણી. ॥૧૨૦॥
સકળ જન્મારો અમર કીયો, શંકરે અમને એવો વર દીયો. ॥૧૨૧॥
શંકરના વચન વિચારો જોય, તો નરસિંહ તમે કેમ મારો મોય. ॥૧૨૨॥
મારી કાયા અમર કીધી એ પેરે, એવી વાણી રાજા ઓચરે. ॥૧૨૩॥
એવા વરદાને રક્ષા જો કરી, તમે મુજને મારો કેમ કરી. ॥૧૨૪॥
શ્રી નરસિંહરૂપે બોલ્યા સતભાય, સુણો તમે હરણાકંસ રાય. ॥૧૨૫॥
હું સંશય તારો ટાળુ જેહ, ઈશ્વર જેવી કળા કરૂ તેહ. ॥૧૨૬॥
અર્ધ બિંબ સૂર્ય અસ્ત થાય, શ્રીહરિયે રાજાની પકડી બાંય. ॥૧૨૭॥
સુણો રાજા કહું વિચાર, નરસિંહ રૂપ લઈ બેઠા બહાર. ॥૧૨૮॥
સૂર્યાસ્ત સમે સમી સાંજ થાય, દેવ ધરી બેઠા માંડી પાય. ॥૧૨૯॥
સુણો રાજા કહું સત્ય ભાય, આ ઘર કે આંગણું કહેવાય. ॥૧૩૦॥
સુણ તું મુરખ દૈત્ય અજાણ, આ ધરતી છે કે આસમાન. ॥૧૩૧॥
સુણો રે રાજા કહું વિચાર, આ હું નર છું કે નાર. ॥૧૩૨॥
શ્રીહરિયે પરાક્રમ કીધા જેહ, ત્યારે વિકરાળ નખ વધાર્યા તેહ. ॥૧૩૩॥
નખ વધારી કહે નરસિંહ ત્યાંય, આ લોઢુ કે લાકડું કહેવાય. ॥૧૩૪॥
લીલું કે સુકું વિચારી જોય, ઈશ્વર વાચા એવી હોય. ॥૧૩૫॥
દૈત્ય બોલ્યો ત્યાં કરગરી, ઈશ્વર તમે અકળ કળા કરી. ॥૧૩૬॥
સુણો મહારાજ કહું સત્ય ભાવ, એટલું માગતા ચુકયો હું દાવ. ॥૧૩૭॥

આ પ્રકારે ભકતોનું રક્ષણ કરવા માટે અને એના પર આવેલ સંકટ નિવારણ કરવા માટે ભગવાનને એ વિકરાળ સ્વરૂપ ધારણ કરીને આવવું પડયું. ભકત પ્રહલાદે વિનમ્રભાવે જઈને એમના પગ પકડયા. એને જે સાંકળદંડથી બાંધીને મુકયો હતો એ તો કયારનાંય તુટીને ફેંકાઈ ગયાં હતાં. એના આજુ બાજુના સૈનિકો તો બીકના માર્યા મૂર્છિત પડયા હતા. એ ઉઠી શકયા જ નહીં. સંધ્યા સમયે ભગવાને દિવ્ય રૂપ ધારણ કરીને હિરણ્યકશ્યપુને પોતાની પુંછડીમાં પકડીને બાંધી લીધો અને પછી એના બંને બાહુ કચકચાવીને પકડીને દરવાજામાં ખેંચતા લાવ્યા. એ ભયંકર વિકરાળ તેજસ્વી અને ભકતના સંતાપથી લાલબધ્ધ થયેલ એ ભગવાનના મુખ સામે કોઈનાથી પણ જોવાતું નહોતું. તેણે એકવાર ભયંકર ગર્જના કરી વિદ્યુલ્લતા પ્રમાણે ઝળહળનારી જીભ એકવાર ચોફેર ફેરાવી. એ હિરણ્યકશ્યપુને જોરથી પોતાના ખોળામાં નાખ્યો. ભગવાને ક્રોધથી હિરણ્યકશ્યપુને કહ્યું: 'અરે દૃષ્ટ, મુર્ખ પાપી તું કેટલો મોટો અન્યાય કરીને મારા ભકતને છળે છે. તું

આ ગરીબ જનતા પર અન્યાયથી જુલ્મ કરીને ત્રાહીમામ, ત્રાહીમામ કરી રહ્યો છે આનું ફળ તું હવે ભોગવ. તારા પાપનો ઘડો નિશ્ચિત ભરાઇ ગયો છે એમ સમજ' !!!

થોડુંક ધૈર્ય ધારણ કરીને થરથર કાપતો હિરણ્યકશ્યપુએ નરસિંહ ભગવાનને કહ્યુંઃ હે નરસિંહ ! તું ત્રિભુવનનો સ્વામી કહેવાય છે પણ મને શું કામ મારે છે ? તું અખિલ જગતનો નાથ હોય તો પણ મને મારવાનો તને કોઇ અધિકાર નથી. કારણ મેં તપશ્ચર્યા કરીને મારા આરાધ્ય દેવતા ભગવાન શંકરને પ્રસન્ન કરી વરદાન અને આશીર્વાદ લઇને હું અમર થયો છું. શંકરનું વચન અસત્ય માની તું મને મારે છે પણ તને એ શોભતું નથી. મેં ભગવાન શંકર પાસેથી વરદાન મેળવેલ છે કે હું જમીન પર કે આકાશમાં મરીશ નહીં. સ્ત્રી, પુરૂષ અથવા પશુથી ઘરમાં અથવા બહાર, લોખંડ અથવા લાકડાના શસ્ત્રથી, સજીવ કે નિર્જીવ, કે દિવસે કે રાત્રે મરી શકીશ નહીં. પછી તું મને મારનાર કોણ ? અને કઇ રીતે મારનાર છે ? ત્રિભુવનપતિ... જગતનો સ્વામી કહેનારા એટલો પણ વિચાર તારી પાસે નહીં હોય એનું મને આશ્ચર્ય લાગે છે.'

ભગવાન નરસિંહ બોલ્યાઃ 'હે દુષ્ટ રાજા, તારી પ્રજાનું પાલન એ તારું કર્તવ્ય છે તેના બદલે પ્રજાને હેરાન કરીને, પીડા આપીને સન્માર્ગથી પરાવૃત્ત કરીને કુકર્મ લાવનાર તું દુષ્ટ, નીચ, પાપી છે. મહાન તપસ્વી, પૂજનીય ઋષિમુનીઓનું યજ્ઞ, તપકાર્ય વગેરે સર્વ ઉધ્વસ્ત કરીને અન્યાયનું સામ્રાજ્ય ચલાવેલ છે. પૂજ્ય આદરણીય અને આજ્ઞાધારક એવા પોતાના પુત્રને દુષ્ટપણાથી પશુની જેમ મારવા માટે મારા ભકતને છળીને તે અનંત જન્મોજન્મનું નરકવાસનું દુર્ભાગ્ય મેળવ્યું છે. ભગવાન શંકરે જે વરદાન આપીને તને અમર કરેલ છે એમ તું કહે છે પણ વિચાર કર કે, તું હમણાં જમીન પર છે કે આકાશમાં ? બંનેમાંથી એકમાંય ન હોઇને મારા ખોળામાં છે, હું તને મારનાર સ્ત્રી કે પુરૂષ કે પશુ છું એનો વિચાર કર. આપણે એ જગ્યાએ છીએ કે ઘર નથી અને આંગણું પણ નથી, દરવાજાનો ઉંબરો છે. દિવસની કે રાત્રીનો સમય નથી. સૂર્યબિંબ અસ્ત થયો હોવાથી અર્ધબિંબ સંધ્યા છે એ પ્રમાણેનો આ સંધ્યાનો સમય છે અને આ મારા નખ આ લોખંડ નથી, લાકડી નથી, શસ્ત્ર નથી, અસ્ત્ર પણ નથી, સજીવ નથી (કારણ કાપતી વખતે ત્રાસ થતો નથી) અને નિર્જીવ પણ નથી. (નખ કાપીએ તો પણ નિત્ય વધે જ છે. નિર્જીવ વધી શકતું નથી. સજીવ વધે છે.) તો પછી કહે હવે કયું વર બાકી છે એ યોગે તું અમર છે. હે દુષ્ટ, નીચ આ નખથી તારૂ પેટ ચીરીને હું તારા કર્મનો દંડ આપું છું.' એમ કહીને ભગવાન નરસિંહ પોતાના વજ્રપ્રાય નખોથી હિરણ્યકશ્યપુનું પેટ ચીરીને એનો અંત કર્યો.

દૈત્યરાજ હિરણ્યકશ્યપુ માર્યો ગયો પણ ભગવાન નરસિંહનો ક્રોધ શાંત થયો નહીં. એ વારંવાર ગર્જના કરવા લાગ્યા. બ્રહ્મદેવ શંકર તેમજ બીજા બધા દેવતાઓ દુરથી જ એમની સ્તુતિ કરી. એમની પાસે જવાનું સાહસ તો ભગવતી લક્ષ્મી પણ કરી શકયાં નહીં. એ પણ ભગવાનના આ વિકરાળ ક્રુર સ્વરૂપથી બીવા લાગ્યાં. છેલ્લે બ્રહ્મદેવે પ્રહલાદને નરસિંહ ભગવાન પાસે એમને શાંત કરવા માટે મોકલ્યો. પ્રહલાદે નિર્ભયપણે ભગવાન પાસે જઇને એમના ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. ભગવાન અત્યંત પ્રેમથી એને ઉપાડીને પોતાના ખોળામાં બેસાડયો. વારંવાર પોતાના જીભથી પ્રહલાદને ચાટવા લાગ્યા અને કહ્યુંઃ 'બાળક પ્રહલાદ, મને આવવા માટે ખુબ વાર લાગી તને ખુબ કષ્ટ વેઠવું પડયું, તુ મને ક્ષમા કર !' પ્રહલાદનો કંઠ ભરાઇ આવ્યો., આજ ત્રિભુવનના સ્વામી એના મસ્તક પર પોતાના અભય કર મુકી સ્નેહથી પ્રેમથી ચાટે છે. પ્રહલાદ ધીમે રહીને ઉઠયો. એણે બંને હાથ જોડીને ભગવાનની સ્તુતિ કરી. અત્યંત ભકિતભાવથી એણે ભગવાનના ગુણગાન ગાયા. છેલ્લે ભગવાને એને વરદાન માંગવાનું કહ્યું.



પ્રહલાદે ભગવાનને પ્રાર્થના કરીને કહ્યુંઃ પ્રભુ ! મારાં વડીલો તમારા અને તમારા ભકતોની નિંદા કરતા હતા. એ દોષમાંથી મુકત થાય.' ભગવાને કહ્યુંઃ પ્રહલાદ, જે કુળમાં મારો ભકત જન્મે છે એ સંપૂર્ણ કુળ પવિત્ર થાય છે. મારા ભકત જે સ્થળે રહે છે એ સ્થાન ધન્ય થાય છે. એ જગ્યા તીર્થરૂપ છે.

આ રીતે ભગવાન નરસિંહે હિરણ્યકશ્યપુનો અંત કરીને અધર્મનો ઉચ્છેદ કરીને એણે ભકત પ્રહલાદનો ઉધ્ધાર કર્યો અને પોતાનું અવતાર કાર્ય પૂર્ણ કર્યુ.

શ્રી હરિયે કંસને રાખ્યો નેવા હેઠ, માર્યો દૈત્ય નખવધારી પેટ. ॥૧૩૮॥
મારી હરણાકંસ નિકંદન કીધો, શ્રીહરિયે નરસિંહ અવતાર લીધો. ॥૧૩૯॥
સિંહ રૂપે નરથી માર્યો જયાંય, પ્રહલાદે પાંચ કરોડી ઉગાર્યા ત્યાંય. ॥૧૪૦॥
જયારે દૈત્ય સ્વરૂપ નિધાન, આનંદ ઉત્સવ ભકતોને થાય. ॥૧૪૧॥
સર્વ ભકતોની પુરી આશ, ભકત પ્રહલાદ હરીનો દાસ. ॥૧૪૨॥
ચોથે રૂપ શ્રીહરિ અવતાર, ભકત પ્રહલાદનો કર્યો ઉધ્ધાર. ॥૧૪૩॥
દૈત્ય હરણાકંસને નખેથી મારી, ભકત ઉપર ગયા છે વારી. ॥૧૪૪॥
શ્રીનરસિંહરૂપે કર્યા છે કાજ, દેવે આપ્યાં અવિચલ રાજ. ॥૧૪૫॥
કર્તાયુગમાં પ્રગટ થયા મુરાર, પાંચ કરોડી ઉતર્યા પાર. ॥૧૪૬॥
કર્તાયુગમાં ધર્યા અવતાર ચાર, ત્યાં કરણ કલ્પ મોઝાર. ॥૧૪૭॥
ચાર દાનવ સંહાર્યા જયાંય, ચારે ભકત ઓધાર્યા ત્યાંય. ॥૧૪૮॥
શંખવો અને મધુ કૈટભ જે, મોરધ્વજ ને હરણાકંસ તેહ. ॥૧૪૯॥
ભકત રૂખમાગદને અંબરીષ જેહ, ધ્રુવ પ્રહલાદ તાર્યા છે તેહ. ॥૧૫૦॥
ભકતો જયારે સતપંથે ધાયા જાણ, સર્વે લોકો નિંદા કરી નિર્વાણ. ॥૧૫૧॥
ભકતને થંભ શુ બાંધ્યા જયાંય, ભકતે પીઠ ન ફેરવી ત્યાંય. ॥૧૫૨॥
પંદર કરોડી જીવ નિમ્યા જાણ, પાંચ કરોડી શું મુખી પ્રહલાદ જાણ. ॥૧૫૩॥
કરોડી દસ ભુલ્યા નિરવાણ, ભકત પ્રહલાદ બહુ કષ્ટ પડયા જાણ. ॥૧૫૪॥
પંદર કરોડી જીવ હતા જેહ,પાંચ કરોડ સતપંથી સાચા તેહ. ॥૧૫૫॥
પાંચ કરોડી જીવ ધર્મી જાણ,ફરી પડયા લખ ચોર્યાસી ખાણ. ॥૧૫૬॥
બીજા પાંચ કરોડી પ્રલય થયા તેહ, જેણે શ્રીહરિ શું ના આણ્યા નેહ. ॥૧૫૭॥
જાણી જોઈએ ભુલ્યા હેવાન, તે નરકે પડયા નિશ્ચયે જાણ. ॥૧૫૮॥
પ્રહલાદ પુરા સેવ્યા દેવ, તેણે ગુરૂનાં વચન પાળ્યા વેદ. ॥૧૫૯॥
પાંચ કરોડ દેવ પામ્યા જાણ,તેની શાખ જુગમાં ચાલી પ્રમાણ. ॥૧૬૦॥
મુનિવરો એવા સતપંથે રહીએ આજ,જેવા સત્યે રહ્યા પ્રહલાદ. ॥૧૬૧॥
જેણે સગા સાજન કર્યા ત્યાગ, તેણે ક્ષણ ન રાખી લોકલાજ. ॥૧૬૨॥
મુનિવરો એવા સત કિજીયે આજ,ગુરૂનરસુ હેત રાખીએ તો થાયે કાજ. ॥૧૬૩॥
સતકારણ ટુકડા થઈ ભોંય પડો, પણ ગુરૂનર શું હેત ન છોડો. ॥૧૬૪॥
કર્તા જુગમાં દાનવ માર્યા ચાર, મુનિવરો સાચું જાણો નિરધાર. ॥૧૬૫॥
શ્રીનરસિંહ રૂપ સંપૂર્ણ સાચ, શ્રી સતગુરુ બોલ્યા છે વાચ. ॥૧૬૬॥
ચાર અવતાર હુઆ એ જાણ, ચાર દાનવ માર્યા નિરવાણ. ॥૧૬૭॥

**એવા નરસિંહ રૂપે કીધાં કામ, મારી દૈત્યને ફેડયાં ઠામ. ॥૧૬૮॥**
**ભકત કારણ કીધા કામ, ગુરુ તો અમરતેજ થયા પ્રમાણ. ॥૧૬૯॥**
**વ્રત એકાદશી આદિતવારી સહી,ચૌદશ મંગળવારી બેઠી ત્યાહી. ॥૧૭૦॥**
**વરસ ચાર લાખ બત્રીસ હજાર, ત્યાં લગી શ્રી નરસિંહ અવતાર. ॥૧૭૧॥**
**મત્સ્ય કૂર્મ વરાહ નૃસિંહ દેવ, ચાર રૂપે થયા વિષ્ણુદેવ. ।૧૭૨॥**
**કર્તા યુગના વરસ પ્રમાણ, સત્તર લાખ અઠ્ઠાવીસ હજાર જાણ. ॥૧૭૩॥**
**દેવે હિરણ્યકશ્યપને માર્યો જેણીવાર, ત્યારે સંસારમાં પ્રગટથયા મુરાર. ॥૧૭૪॥**
**જયારે સંસારમાં પ્રગટ થયા મુરાર, ત્યારે સર્વે ઓળખ્યો સંસાર. ॥૧૭૫॥**
**શ્રીનરસિંહની માતા તો ચંદ્રાવતી કહીયે,પિતા તો અમરિષ કહીયે. ॥૧૭૬॥**
**ગુરૂતો અમરતેજ જાણ, શકિત તો તુલજાભવાની પ્રમાણ. ॥૧૭૭॥**
**સ્વસ્થાન તો કાશ્મિર મંડાણ જાણ,ક્ષેત્ર તો ચરણાપુરી નગરી પ્રમાણ. ॥૧૭૮॥**
**માર્યો દાનવ હિરણ્યકશ્યપુ જાણ, ભકત પ્રહલાદને તાર્યો નિવારણ. ॥૧૭૯॥**
**ચાર લાખ બત્રીસ હજાર નરસિંહરૂપે જાણ, ત્યારે ઋગ્વેદ હતા પ્રમાણ. ॥૧૮૦॥**
**સત્તરલાખ અઠ્ઠાવીસ હજાર વર્ષ કર્તાયુગનું પ્રમાણ, ભકત પ્રહલાદ પામ્યા અમરાપુર ઠામ. ॥૧૮૧॥**
**જેણે સતપંથ ધર્મ આરાધ્યા જાણ, તેણે અમરાપુર ઠામ પામ્યા નિર્વાણ. ॥૧૮૨॥**
**એવં શ્રીહરિનો નરસિંહ અવતાર સંપૂર્ણ સહી,એવી શ્રી સદગુરુ ઈમામ શાહે વાણી કહી. ॥૧૮૩॥**

શ્રી નરસિંહની માતા તો ચન્દ્રાવતી, પિતા તો અમરિષ, શકિત તો દેવી તુલજાભવાની, ગુરુ તો અમરતેજ ત્યાં દાનવ તો હિરણ્યકશ્યપુ સ્થાન તો કાશ્મિર, ક્ષેત્ર તો ચરણાપુરી, ત્યાં વેદતો ઋગ્વેદ, ઓચરંતે ગાયત્રી સાતવાર સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથિ, બાર કરણ, નવગ્રહ સુરમંત્રનો જાપ જપતા આવ્યાં સ્વામી, ઋષિઓને સ્થાપી, હિરણ્યકશ્યપ દાનવ ને મારી, પાંચ કરોડીશું પ્રહલાદ ને ઉધ્ધારી તમે ભલે અવતર્યા યુગે યુગે શ્રી દેવમોરારી, જે કોઈ ચિત્ત હરીશુ લાવે તેના ધર્મ વધેને પાપનો ક્ષય થાયે. નમો નમો ભાઈ પરીબ્રહ્મ નારાયણના નામને જે રૂપે સતગોર બ્રહ્મનારાયણ હોય આજ તે રૂપને ધ્યાઈયે હો મુનિવરો.

અવતાર ચોથો શ્રી નરસિંહ સોળ કરોડી કુલ પરિવાર, ચાર લાખ બત્રીસ હજાર વરસ વર્તંતે, દિશા-ઉત્તર, સ્થળ-હંસપુર, દાગ-વનદાગ, દાન-કુંજરદાન, ક્રર્તાયુગનું પ્રમાણ સત્તરલાખ અઠાવીસ હજાર વરસ વર્તન્તે તેમાં પ્રગટ અવતાર ચાર.

મત્સ્યાવતારમાં ભગવાને રસાતળ પાતાળમાંથી સદ્ભકત રાજા દત્તદમનને આપેલ વચન પૂર્ણ કરવા માટે જ એ સદભકત પ્રહલાદે જન્મ ધારણ કર્યો. ભગવાનને માંગેલ વરદાન પ્રમાણે અપાર કસોટી સહન કરીને આત્મોન્નતી સાથે પાંચ કોટી સદ્ભકતોનો ઉધ્ધાર કર્યો. ભકત પ્રહલાદ પછી બધાને સતપંથ ધર્મનું શિક્ષણ આપ્યું. ઠેકઠેકાણે ઋષિમુનીના આશ્રમો વિદ્યાપીઠો રચીને એણે બધાની યોગક્ષેમની પોતે દેખરેખ કરીને જ્ઞાનસાધના અને ભકિતસાધના શરૂ કરી. બધા પ્રજાજનોને બધા પ્રકારની સુખ સંપત્તિ નિર્માણ કરીને સાધન સંપન્ન કરીને સુખી કર્યા. આનંદ સુખ શાંતીનું સામ્રાજ્ય પ્રસર્યું. નિત્યપાઠ, પૂજાપાઠ વગેરે શરૂ થઈને લોક સદાચારથી વર્તવા લાગ્યા. હજારો વર્ષ રાજ્ય કરીને પ્રહલાદે પોતાનું ઉત્તરાર્ધ આયુષ્ય ઈશચિંતનમાં અને જ્ઞાનના અધ્યયનમાં જીવન વ્યતીત કર્યું.

અહીંથી સત્યયુગનો કાળ સંપન્ન થઇ રવિવારની એકાદશીએ સત્યયુગ સંપન્ન થયો. પ્રત્યેક અવતારના અવતાર કાર્ય ૪,૩૨,૦૦૦ વર્ષ આ પ્રમાણે ચાર અવતાર મત્સ્ય, કૂર્મ, વરાહ, નરસિંહ કર્તાયુગમાં પ્રગટયા એટલે કર્તાયુગનું પ્રમાણ ૧૭,૨૮,૦૦૦ વર્ષ થયું. ચાર દૈત્ય શંખાસુર, મધુકૈટભ, મોરધ્વજ અને હિરણ્યકશ્યપુ આ દાનવોનો સંહાર થયો. ભક્ત રૂખ્માગદ, અંબરીષ, ધ્રુવ અને પ્રહલાદ આ સદ્દભકતો સાથે કેટલાય જીવાત્માઓનો ઉધ્ધાર થયો. એમણે આચરણ કરેલા યુગધર્મ સતપંથ ધર્મ આ જ્વલંત ચૈતન્યમય અને જ્ઞાનભકિતમય હોવાથી ચિરકાળ અક્ષય છે. ઋગ્વેદાનુસાર સુર ગાયત્રી મંત્ર અને નરસિંહ ભગવાનના મહામૃત્યુંજય મંત્રોનો સતત ઉચ્ચાર કરી યુગધર્માનુસાર વનદાગ, કુંજરદાન, પૂજનીય દિશા ઉત્તર, સ્થળ હંસપુર યુગગુરૂ બ્રહ્મ અલગ અલગ સ્વરૂપે થયા. માનધાતા, ઐકાઅંકી, અંકેશ્વર, અમરતેજ એ બધા અવતાર કાર્યમાં યુગગુરૂ હતા. વિષ્ણુ ભગવાને ચાર અવતાર ધારણ કરી કર્તાયુગનું અવતાર કાર્ય પૂર્ણ કર્યું છે અહીંથી આપણી કથાએ હવે ત્રેતાયુગમાં પ્રવેશ કર્યો છે.

## ।। ઈતિશ્રી નરસિંહ અવતાર સંપૂર્ણ સમાપ્ત ।।
## ।। શ્રી પત્પરબ્રહ્માર્પણમસ્તુ ।।

## : શ્રી નરસિંહ અવતારની સમજુતી તેમજ આધ્યાત્મિક ભાવાર્થ :

શ્રી વિષ્ણુ નારાયણે ચોથા અવતારે નરસિંહ રૂપ ધારણ કર્યું ત્યારે દાનવે હિરણ્યકશ્યપ રૂપ લીધું તે પોતાના રાજ્યમાં તેની આણ વર્તાવતો હતો. અને શ્રી હરિભજન કીર્તન કે નામ સ્મરણ કરનાર ભકતોને ત્રાસ આપતો હતો.

આ કથામાં તે સમયકાળમાં આવી આસુરી શકિતનો સંહાર કરવા માટે શ્રી વિષ્ણુ ભગવાને શ્રી નરહરિ ઋષિને કળા આપી. શ્રી નરહરિ ઋષિએ શ્રી નરસિંહ રૂપ ધારણ કરી, ભકત પ્રહલાદનો ઉધ્ધાર કરી, હિરણ્યકશ્યપ દાનવનો સંહાર કર્યો. આ સમયકાળમાં પ્રથમ કર્તાયુગમાં વિષ્ણુની કળાએ ચાર અવતાર ધારણ કર્યા, શ્રી મચ્છ, શ્રી કુર્મ, શ્રી વરાહ, શ્રી નરસિંહ તે સમયે ઋગ્વેદની ગાયત્રી મંત્રનો પ્રભાવ હતો.

**નોંધ : અત્રેથી અપુરૂષ વેદવાણી પાંચમા વામન અવતારમાં હરિઅંશના નામે જાય છે.**

***બોલીએ શ્રી નરસિંહ ભગવાન કી જય...***

**ધૂન : હરે નરસિંહ, હરે નરસિંહ, હરે નરસિંહ, હરે રે....**



॥ : શ્રી વામન અવતાર : ॥

**શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા સત્ય છે.**


वामनं रुपमास्थाय, बलिं संयम्य मायया ।
येन क्रान्ता त्रयो लोकाः तस्मै कान्तात्मने नमः ॥


શ્રી વિષ્ણુ ભગવાને વામન રૂપ ધારણ કરી માયા વડે બળી રાજાને વશ કરીને ત્રણે લોકને ત્રણ પગલાંથી ભરી લીધા હતા તે વામન અવતારને હું નમસ્કાર કરૂ છું.

**શ્રી નરસિંહ ભગવાનના મુનિનાયક, વંશવઢણ, વિરલોચન,**
**કશ્યપ ઋષિ અંશ તો શ્રી વામન ભગવાન**

# શ્રી વામન અવતાર

## ॥ અવતાર પાંચમો ॥

**પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું**
**ૐ નમો શ્રી સદ્‌ગોર પાત્ર બ્રહ્મા વશિષ્ઠ મહારાજ,**
**આદ્ય વિષ્ણુ નિરંજન શ્રી વામન ભગવાન તમારી આશીષે.**

### ॥ શ્રી સત્‌ગોર બ્રહ્મા વાચા ॥

**રાગ - 'ભાઈ ભકિત છે એવી, તરસ્યાને પાણી જેવી'**

**બોલ્યા શ્રી સદ્‌ગુરૂ બ્રહ્મા જયાંય, અવતાર પાંચમાનો કહ્યો મહિમાય. ॥૧॥**
**પાંચમો છે શ્રી વામન અવતાર, લખ્યો તે સુણો મુનિવર ભાઈ. ॥૨॥**
**બીજા ત્રેતા જુગનું માંડયું મંડાણ, તમે સુણો મુનિવરો સહી પ્રમાણ. ॥૩॥**
**જયારે ચતુર્દશી ને રવિવાર જાણ, તે દિન જુગ ત્રેતાનું માંડયું મંડાણ. ॥૪॥**
**ઈયા થકી ત્રેતા જુગની સંખ્યા સાચ, સતગુરુ બ્રહ્મા તે વશિષ્ટ વાચ. ॥૫॥**
**આ જગુમાં દૈત્ય બલીરાય અવતર્યો, તે છાસઠ કરોડી દૈત્ય સાથે પરવર્યો. ॥૬॥**
**બલી રાજા એક છત્ર રાજ કરે નિર્વાણ, તેના ગુરુ વેદ વાંચે પુરાણ. ॥૭॥**
**ગુરૂ શુક્રાચાર્યને પુછે બલીરાય વિચાર, નારાયણથી મુજને ન આવે હાર. ॥૮॥**
**તમે એવા જયોતિષ જોઈને કહેજો વિવેક, હવે સ્વામી તેવી વાત કરીશું હો દેવ. ॥૯॥**
**ગુરૂ શુક્રાચાર્ય કહ્યું પ્રમાણ, યજ્ઞદાન કરો તમો બલીરાજ જાણ. ॥૧૦॥**

**યજ્ઞ કરવાના માંડો મંડાણ, આપો સર્વેને મન માગ્યાં દાન. ॥૧૧॥**

**એવા વચન ગુરૂએ કહ્યા, બલીએ યજ્ઞદાન કરવાનો વ્રત જ લીયા. ॥૧૨॥**
**જે કોઈ યાચક આવે યજમાન, તેણે સુવર્ણના દેજો બહુ દાન. ॥૧૩॥**
**દેવરાજના મનમાં ચિંતા થઈ, બલીએ યજ્ઞના આરંભ માંડયા સહી. ॥૧૪॥**
**વિપ્ર તેડાવ્યા બહુ વિદ્યાવંત જાણ, હોમ યજ્ઞ કરી આપવા દાન. ॥૧૫॥**
**યજ્ઞમાં દુધ ભક્ષભોજન અપાર, હોમે પરિમલ સુગંધી બહુ સાર. ॥૧૬॥**
**ત્યાં રાજા બ્રાહ્મણ ક્ષત્રિય અપાર, યજ્ઞમાં આવી બેઠા તેણે ઠાર. ॥૧૭॥**
**બ્રાહ્મણ વિધિથી હોમ યજ્ઞ જો કરે, ભણે મંત્ર આહુતી આપે ને વેદ ઓચરે. ॥૧૮॥**
**અગ્નિની જવાળા લાગી બ્રહ્માંડ, કંપ્યા ઈન્દ્રલોક પૃથ્વી નવે ખંડ. ॥૧૯॥**

ભકત પ્રહલાદનો પુત્ર દૈત્યરાજ વિરોચન પરમ ભકત હતો. એણે ઈંદ્ર સાથે બ્રહ્મલોકમાં બ્રહ્મદેવના સંગથી પૂર્ણ બ્રહ્મચર્ય પાળનિ સારો એવો કાળ વ્યસ્ત કર્યો. બ્રહ્માજી દ્વારા આપેલ ઉપદેશ અને તત્વજ્ઞાન એ યથાર્થ રૂપે ગ્રહણ કરી શકશે નહીં, તથાપિ ધર્મ પર એની શ્રધ્ધા હતી અને એની ગુરૂભકિત જોઈને મહર્ષિ શુક્રાચાર્ય એના પર પ્રસન્ન થયા. વિરોચન દૈત્યાધિપતિ થયા પછી દાનવ અસુરોનું બળ ખુબ વધવા લાગ્યું. ઈન્દ્રને દૈત્યોની વધતી જતી શકિત જોઈને ચિંતા થવા લાગી. વિરોચને સ્વર્ગ પર અધિકાર કરવાની ઈચ્છા કરી નહોતી, પણ ઈંદ્રને બીક દિવસે દિવસે વધતી જતી હતી. ઈંદ્ર વિચાર કરતો હતો કે, જો દૈત્યોએ કયારેય સ્વર્ગ પર આક્રમણ કર્યુ તો ધર્માત્મા વિરોચનનો પરાભવ કરવો શકય નથી. છેલ્લે સદ્ગુરૂ બૃહસ્પતિની અનુમતિ સલાહ લઈને ઈંદ્ર એક વૃધ્ધ બ્રાહ્મણનું રૂપ લઈને વિરોચનના ઘેર ગયો. બ્રાહ્મણોનો પરમ ભકત અને ઉદાર શિરોમણી દૈત્યરાજાએ એનું સ્વાગત કર્યું. એના ચરણ ધોઈને પૂજા કરી.બ્રાહ્મણ વેષધારી ઈંદ્રએ વિરોચનના દાનપણાની અને ઉદારતાની ખુબ સ્તુતિ કરી. વિરોચને નમ્રતાપૂર્વક બ્રાહ્મણને કહ્યું: 'તને જે માંગવું હોય તું સંકોચ વિના માગ.' ઈંદ્રને અનેક પ્રકારે આ વાત પાકકી કરી અને કહ્યું: 'મને તારું આયુષ્ય જોઈએ છે.' ઈંદ્રએ લાગતું હતું કે આ વિરોચનને કોઈપણ ઉપાયથી મારવાથી એના ગુરૂ શુક્રાચાર્ય સંજીવની વિદ્યાથી જીવીત કરશે. વિરોચનને ખુબ આનંદ થયો અને બોલ્યો: 'હું ધન્ય છું, જન્મ લઈને મારું જીવન સફળ થયું. આ મારું જીવન એક વિપ્રએ સ્વીકાર્યુ. આથી મોટું સૌભાગ્ય બીજુ શું હોઈ શકે.' એમ કહીને પોતાના હાથમાં તલવાર લઈને એણે પોતે પોતાનું શિર કાપી બ્રાહ્મણ રૂપધારી ઈંદ્રને આપ્યું. ઈંદ્ર એ મસ્તક લઈ બીકથી સ્વર્ગધામ નીકળી ગયા. અને વિરોચનને ભગવાનના અમરધામમાં પ્રવેશ કર્યો. ભગવાને એને પોતાનામાં સમાવી લીધો. દાનવીર બલી રાજા આજ વિરોચનના પુત્ર અને ભકતવર પ્રહલાદનો પૌત્ર છે.

એ બલી રાજા મોટો પરાક્રમી હોઈને વૈષ્ણવ હતો. રાજય પર બેઠા પછી એણે કેટલાંક દિવસ તપ કરીને મહાદેવને પ્રસન્ન કરી લીધા અને એમની પાસેથી મને યમપુરીના દર્શન ન થાય અને હું યુધ્ધમાં બધાને જીતીશ એવો વર મેળવ્યો. આગળ બલીએ દશ દિશા જીતીને વિપુલ સંપત્તિ મેળવીને અને શુક્રાચાર્ય વગેરે મોટા મોટા બ્રાહ્મણ બોલાવીને એમની પાસેથી વિશ્વજીત યજ્ઞ કર્યો. યજ્ઞની પુર્ણાહુતી થતા જ યજ્ઞકુંડમાંથી ધનુષ્યબાણ, અક્ષયભાથા, અભેદ્ય કવચ અને સુવાસિક કમળમાળા આ સાથે દિવ્ય રથ નીકળ્યો. એ યોગથી એણે ત્રિભુવન વિજય મેળવ્યો.


એ બળી રાજા રાજય કરતો ત્યારે એની પ્રજાને કોઈપણ પ્રકારના દુઃખની ખબર નહોતી. બલીએ પુષ્કળ દિવસ રાજય કર્યા પછી બીજા દૈત્યો બલી રાજાને કહેવા લાગ્યા કે તે કુળમાં કલંક લગાવ્યાં છે. તારા વડીલોની વિષ્ણુએ અત્યંત વિટંબણા કરી હોવા છતાં તું એની ભકિત કરે છે આ અત્યંત નિંદ્ય છે. આ પ્રકારે બોલીને એમણે બલીના મનમાં દ્વેષ ઉત્પન્ન કર્યો. મત્સરનો પડદો મનમાં બેસતાં જ બલીને દેવોથી યુધ્ધ કરીને એમને જીતવાનો વિચાર કર્યો અને પોતાના

દૂત મોકલીને દેશદેશમાંથી દૈત્ય બોલાવ્યા. આ વર્તમાન ઈંદ્રએ જાણવાથી એણે સર્વ દેવોને વિનંતી કરી બલી સાથે યુધ્ધ કરવા માટે બોલાવ્યા. બધા દેવ વીર પોતપોતાનું સૈન્ય લઈને ઈંદ્રને સહાય કરવા માટે આવ્યા. બંને બાજુની તૈયારી થયા પછી ભયંકર લડાઈ થઈ. બંને બાજુના સૈન્યનો નાશ થઈને મુખ્ય મુખ્ય વીર એટલા જ યુધ્ધ કરવા માટે રહ્યા. દૈત્યો આગળ દેવોને પોતાની પરાભવ ન થાય ત્યારે બાકી રહેલા બધા દેવ અમારું રક્ષાણ કરો એમ ઈંદ્રને કહેવા લાગ્યા. ત્યારે ઈંદ્રએ બધા દેવોને પોતાની પાછળ રાખી બલી સાથે યુધ્ધ કરવા માટે રણમેદાનમાં આવ્યો. એટલામાં આકાશવાણી થઈ કે, 'હે ઈંદ્ર આ બલી સાથે તુ યુધ્ધ ન કરીશ. તને જય મળશે નહીં' આકાશવાણી સાંભળી બધા દેવ વિસ્મિત થયા. ગુરૂએ પણ આકાશવાણી પ્રમાણે જ બધાને ઉપદેશ કર્યો ત્યારે બધા દેવ અમરાવતી છોડીને જીવ બચાવવા બીકથી ભાગ્યા અને કશ્યપ અદિતીના આશ્રમમાં જઈને રહ્યા. ત્યાંથી ઈંદ્ર, કશ્યપ-અદિતી બ્રહ્મદેવ સાથે ભગવાન શેષશાયી નારાયણ પાસે જઈને સ્તુતિ કરવા લાગ્યા.

ઈંદ્રને હરાવી અમરાવતીનું રાજ્ય કઈ રીતે મેળવવું તેનો ઉપાય બલીએ પોતાના ગુરૂ શુક્રાચાર્યને પુછયું ત્યારે શુક્રાચાર્ય બોલ્યાઃ 'રાજા એકસો યજ્ઞ કરવાથી અમરાવતીની અક્ષય પ્રાપ્તિ થઈને ઈન્દ્ર નિઃસહાય થશે.' આ સાંભળીને રાજાને સો યજ્ઞ કરવાની ઈચ્છા થઈ. યજ્ઞ માટે સુંદરભુમિ તૈયાર કરીને અને દેશોદેશના વિદ્વાન સત્પાત્ર અને પવિત્ર બ્રાહ્મણ બોલાવીને સો યજ્ઞનો આરંભ કર્યો.

અહીં, ઈંદ્ર, કશ્યપ, અદિતી ક્ષીરસાગરે આવીને ભગવાનના દર્શન માટે તપ કરતાં હતાં. તપ કર્યા પછી કશ્યપે અદિતીને પયોવ્રત કરવા કહ્યું અને દરરોજ ચાર લક્ષ મહામંત્રનો જપ કરવા કહ્યો. એ પ્રમાણે અદિતીએ તેર દિવસ વ્રત કર્યા પછી કશ્યપે એ વ્રતની પૂર્ણતા યોગ્ય પ્રકારે કરી. અદિતીના વ્રતથી ભગવાન વિષ્ણુ પ્રસન્ન થયા અને કશ્યપ અને ઈંદ્રને ધીરજ આપી અદિતી (લીલાવતી)ના ઉદરે જન્મ લઈને બલીનો નાશ કરવાનું અભયવચન આપ્યું. એમને વચન આપ્યા પ્રમાણે પ્રભુએ અદિતીના ઉદરે ભાદ્રપદ શુધ્ધ દ્વાદશીના દિવસે જન્મ લીધો. એ મંગલમય પ્રસંગે સ્વર્ગમાં દેવોએ જયજયકાર કરીને પ્રભુની બાળમૂર્તિ પર પુષ્પવૃષ્ટિ કરી. કશ્યપએ એનું નામ વામન રાખ્યું અને સાતમું વર્ષ બેઠા પછી અનેક ઋષિઓને બોલાવીને વામનનું મૌજીબંધન કર્યુ. એ વખતે બ્રહ્મદેવે વામનને કમંડલ, કશ્યપે મેખલા, ઉમા સાવિત્રીએ ભિક્ષા વખતે લાડુ, પૃથ્વીએ આસન, ઋષિઓએ તૃણાસન, ચંદ્રએ દંડ, કુબેરે પાત્ર, ઈંદ્રએ છત્ર અને બૃહસ્પતિએ યજ્ઞોપવિત આપ્યા. આ પ્રમાણે મૌજીબંધન થઈને દેવ પોતપોતના સ્થાને ગયા. પછી ઋષિજન સાથે કશ્યપ ઋષિ પણ બલીના સો યજ્ઞની સમાપ્તિ હોવાથી ત્યાં જવા નીકળ્યા. ત્યારે કશ્યપ વામનને સાથે લઈ જઈ એ બળી રાજાના યજ્ઞમંડપમાં દાખલ થયા.

**ત્યા બળી રાજા જગન નવ્વાણુ સારી પેરે કરે, ત્યા દેશ ભમેરીના પુરોહિત આવી સંચરે. ॥૨૦॥**
**રાજા બ્રહ્મસેને પુછાવ્યું છે મોયે, તેની કન્યા એક આપે છે તોયે. ॥૨૧॥**
**રાજા તમે પરણજો કન્યા રૂપવંતી સુજાણ, તે ઉગતા સુરજ જેમ દિસે ભાણ. ॥૨૨॥**
**તે દૈત્ય મદમાતો યજ્ઞમાંથી ઉઠી તે ગયો ,કન્યા પરણવા તે બ્રહ્મસેનને ઘેર ગયો. ॥૨૩॥**
**આ યજ્ઞથી સર્વે દેવોને ચિંતા થાય, હવે એ સ્વામી દૈત્ય બલીરાય મહાભાગી સોય. ॥૨૪॥**
**હવે સ્વામી તમે કઈ કળા કરો શ્રીહરિ, બળી દાનવ સંહારો કેમે કરી. ॥૨૫॥**
**એવું કહીને દેવ રખેશ્વર વળ્યા તેણીવાર, દેવે વૃધ્ધ બ્રાહ્મણનું રૂપલીધુ તત્કાળ. ॥૨૬॥**
**તેનું સત જોવાને દેવે કરતવ કીધા સાર, ક્ષણ એકમાં ગયા રાજા બ્રહ્મસેનને દ્વાર. ॥૨૭॥**

જાન મળી ત્યાં યાચક કરોડ કરોડ, ત્યા રાજા વળી બેઠા મંડપમાં કન્યાની જોડ. ॥૨૮॥
આપી આશીર્વાદ અળગા ઉભા રહે, બલીરાજાને દાન આપવા કહે. ॥૨૯॥
બલી કહે તમે મંડપમાં આવ્યા કેમ, દાન દેનારા દ્વારે કુશલક્ષેમ. ॥૩૦॥
વિપ્ર વેશે બોલ્યા મહારાજ, દાન આપે તો લઉં તારે હાથ. ॥૩૧॥
બલી રાજાને સ્વામી એમ કહે, હું માગું તે દાન મુજને દેવે. ॥૩૨॥
બલી રીઝાને બહુ દીધા માન, સ્વામી જે માગો તે આપું દાન. ॥૩૩॥
બલી રાજા વિપ્રસું બોલ્યા તતક્ષણ, હસ્તી ઘોડા સુવર્ણ તણું આપુ હું દાન. ॥૩૪॥
સ્વામી કહે બલીરાજા કહું છું વિચાર, મારે ઘેર નહી કન્યા સતવંતી નાર. ॥૩૫॥
તેની બહુ ઇચ્છા છે રાજા શું કહું વિચાર, જો તું તારી પરણી આપે એ નાર. ॥૩૬॥
ત્યાં બલીયે બહુ વિપ્ર બોલ્યા રાજ તણા, મારા નગરમાં છે વિપ્ર ઘણા. ॥૩૭॥
એ વિપ્રની કન્યા ચાર અપાવું સહી, એવી વાત બલીએ વિપ્રસુ કહી. ॥૩૮॥
બોલ્યા વિપ્ર તમે સુણો હો બલી રાય, બીજી કન્યા મુજથી નવ લેવાય. ॥૩૯॥
ત્યાં રાજા કહે વરે વિવાહ હોય જે નાર, તો કયારે થાય અમારી ગૃહસ્થાચાર. ॥૪૦॥
જે તમોએ પરણી છે નાર કન્યા સુંદરી, તે મુજને આપો એક મન કરી. ॥૪૧॥
બલી રાજાએ એવા વચન સુણ્યા તે વાર, આપી કન્યા જે પરણેલી નાર. ॥૪૨॥
સગાં સહુ અચંબે બલીના સામુ જુએ,ભાઇ એવા ધીરજ કોઇ અવરથી ન હોવે. ॥૪૩॥
નારાયણ દેવ હસીને બોલ્યા ત્યાંય, ભાઇ હું તો તારી ધીરજ જોવા આવ્યો અહીયા. ॥૪૪॥
હું તો ઘરડો મારે નારીનો નહી વિચાર, સ્વામીજીએ પાછી ફેરવી આપે તે નાર. ॥૪૫॥
તું બલીરાય મોટો ત્યાગી મહા સુજાણ, તે બહુ દાન પુણ્ય કરીને કાઢયું નામ. ॥૪૬॥
એવું કહી હરિ ચાલ્યા જાય, રાજા પરણી આવ્યો યજ્ઞમાંય. ॥૪૭॥
ત્યાં એવી કળા કરી વિપ્ર રૂપ ધર્યું, પણ બલી રાયે મન મોટું કર્યું. ॥૪૮॥

ગુરૂ શુક્રાચાર્યની સુચનાનુસાર બલીરાજાએ વિશ્વજિત યજ્ઞની શરૂઆત કરી, નવ્વાણુમો યજ્ઞ ચાલુ હતો ત્યારે ભમેરી દેશનો રાજપુરોહિત ત્યાં આવ્યો અને એણે બલી રાજાને કહ્યું કેઃ 'હે બલી રાજા, ભમેરી દેશમાં અમારા બ્રહ્મસેન રાજાનો મારી પાસે એક સંદેશ છે કે, એ રાજાની કન્યા અતિશય સુંદર અને રૂપગુણ યૌવન સંપન્ન છે અને ઉગતા સૂર્ય પ્રમાણે અત્યંત તેજસ્વી એવું એનું લાવણ્ય હોવાથી એનું ચારિત્ર્ય અત્યંત શુધ્ધ છે. આ કન્યાનું લગ્ન તમારી સાથે કરાવવું એવું એમનું મંતવ્ય હોવાથી સંદેશ એમાણે મારી સાથે મોકલ્યો છે.'

બ્રહ્મસેન રાજાના વ્યકિતત્વની બલી રાજાને ખબર જ હતી. એ યજ્ઞમંડપમાંથી ઉઠીને ભમેરી દેશ જવા નીકળ્યો. ત્યાં જઇને એણે રાજકન્યા સાથે વિવાહ કર્યો. અહીં બધા દેવોને ચિંતા થઇ કે દૈત્યરાજા હવે મહાભાગ્યવંત પરાક્રમી અને બળશાળી થશે. કારણ હવે એના સો યજ્ઞ પુર્ણ થશે. પછી તો સર્વલોક જીતી કરીને દેવરાજાનું સિંહાસન પડાવશે. આમ ચિંતાતુર થઇને એ બધા ભગવાનને શરણે ગયા અને એ સંકટમાંથી મુકત થવા કંઇક માર્ગ કાઢવા વિનંતી કરી. ભગવાને એક પ્રસંગ નિર્માણ કર્યો. પોતે એક વૃધ્ધ બ્રાહ્મણ રૂપ લઇને લાકડી હાથમાં ટેકવીને ધીરે ધીરે થરથર કાંપતા અને આમ તેમ લથડીયા ખાતા ખાતા ભગવાન નારાયણ બલીરાજા અને એની નવપરિણીત વધુ લગ્નમંડપમાં હજુ જઇ બેઠી હતી ત્યાં જઇને બંને હાથ ટેકવી નીચે બેઠા અને થરથરતા શબ્દમાં દાનસુર રાજા બલીનો જયજયકાર કર્યો. એણે

મોટેથી આશીર્વાદ આપી દાનની અપેક્ષા કરી. બલીરાજાએ નમ્રતાથી કહ્યું કેઃ 'અહો બ્રાહ્મણ મહારાજ, તમે વિનાકારણ આ લગ્નમંડપમાં ધકક મુકકી ખાવા આવવાનો શ્રમ શા માટે લીધો ! મારા પુરોહિત તો મંડપના દરવાજામાં જ ઉભા રહી યાચકોને દાન આપે છે. તમને શું હાથી, ઘોડા, ગાય, સુવર્ણ, અન્ન વસ્ત્ર વગેરે જે જોઇએ તે એની પાસેથી માંગી લો. એ તમારી સર્વ મનોકામના તૃપ્ત કરશે.'બ્રાહ્મણે કહ્યુંઃ ' રાજા, મને બીજું ત્રીજું કંઇ નથી જોઇતું, મારા ઘરમાં સેવા કરનારી કોઇપણ કન્યા અથવા સત્યવતી સ્ત્રી નથી. એક સત્યવતી સ્ત્રીની મને ઇચ્છા છે. જો તું તારી નવપરિણીત વધુ જ મને આપીશ તો બહું સારું થશે.' રાજા બલી બોલ્યોઃ 'અહો, વિપ્ર મહારાજ, આ રાજ્યમાં બ્રાહ્મણોની સંખ્યા સારી એવી છે. સિવાય કે મારા રાજ્યમાં પણ ઘણા બ્રાહ્મણો છે એમની ખુબજ કન્યા કુમારિકાઓ છે. તમારી ઇચ્છા હોય તો એમને બોલાવી તમને એક જ શું પણ ચાર કુમારી કન્યા આપવા કહું છું.' બ્રાહ્મણે કહ્યું, 'રાજા ના ના આવા ઉંમરમાં વરઘોડા લગ્નવિધી વગેરે જોઇને લોકો મને હસશે અને મારું નામ કાઢશે અને મારી ઠઠ્ઠા મશ્કરી કરશે એના કરતાં તારી આ નવપરિણીત વધુ જ મને આપી દે. મને બીજી કન્યા નથી જોઇતી. એવું હોય તો તું બીજી કન્યા જોડે લગ્ન કર. તું રાજા હોવાથી તને કોઇપણ કંઇ બોલશે નહીં, આટલી યાચના છે. તું દાનવીર છે. મારી યાચના પૂર્ણ કર. નહી તો હું આ પાછો જાઉં છું. એક મનથી દાન આપીશ તો ઠીક છે નહીંતર હું આ નીકળું છું. એવું કહી હાથ ટેકવી ઉભો થવા લાગ્યો. એટલામાં જ બલી રાજા ઉભા થયા અને કહ્યુંઃ 'વિપ્ર મહારાજ, નારાજ થઇ વિન્મુખ થઇને ન જશો. આ જુઓ હું સંકલ્પ કરૂ છું કે આ મારી નવપરિણીત વધુ તમને-' વૃધ્ધ વિપ્રએ આગળનું વાકય પુર્ણ થવા ન દીધું. પરીક્ષા પૂર્ણ થઇ. રાજા બલી એમાં પૂર્ણપણે પારખી લેવાયો. ભગવાને કહ્યુંઃ રાજા ખરેખર તું ધન્ય છે. તારા દાનશુરપણાની કિર્તી યાવચ્ચન્દ્રદિવાકર સુધી ચિરંજીવ રહેશે. મને તારી વધુ નથી જોઇતી. ધર્મ નિયમથી એ તારાથી જ બંધાયેલી છે. એ નિયમમાં મારા જેવા વિપ્ર વિઘ્ન કરશે નહીં. ફકત તારું ધૈર્ય અને ઔદાર્ય જ મારે જોવું હતું. તું આ વધુ સાથે સુખથી રહે. ઉત્તમ રીતે રાજ્યકારભાર ચલાવી તારા સોમા યજ્ઞની પૂર્ણતા કર. તને પ્રત્યક્ષ પ્રગટ ભગવાનનું દર્શન થઇ તારી મનોકામના પૂર્ણ થશે. પણ મનમાં તું કોઇપણ પ્રકારનો ગર્વ ન કરીશ. આમ બલી રાજાને સત્વપરીક્ષા લઇ ભગવાન ફરીથી નારાયણ બટુક વેષથી કશ્યપ સાથે બલીરાજાના યજ્ઞમંડપમાં આવ્યા.

**ત્યારે વામન મન વિચારે પેર, સ્વામી ગયા બલીરાજાને ઘેર. ॥૪૯॥**
**ત્રેતાયુગ બેઠો છે સાર, પાંચમો શ્રીહરિ વામન અવતાર. ॥૫૦॥**
**પાંચમે રૂપે વામન અવતાર, વિપ્ર થઇ ઉભા બળીરાજાને દ્વાર. ॥૫૧॥**
**બળીરાજા યજ્ઞ કરાવે જયાંય, તે આજ મૃત્યુલોકની માય. ॥૫૨॥**
**ત્યા વામનરૂપ લીધું ત્રિભુવનરાય, બળીને દ્વારે પહોંચ્યા જાય. ॥૫૩॥**
**હાથમાં કમંડલ માળા નિર્મળ કાયા, તેવા સુંદર રૂપે હરિ વામન થયા. ॥૫૪॥**
**ત્યારે સુંદર મુરત રૂપે પ્રગટ, ત્યાં ચારે વેદ કહે મુખપાઠ. ॥૫૫॥**
**નારાયણે બળીને ત્યાં પૃથ્વી દાન લેવા કર્યો વિચાર, વામનરૂપે પાંચમો અવતાર. ॥૫૬॥**
**પાંચમે વામન વિપ્ર રૂપ જો ધરે, પ્રભાતે ગયા બળી રાજાને ધ્વારે. ॥૫૭॥**
**પાંચમે વામન રૂપે શ્રીહરિ અવતાર, દેવ થઇ ઉભા બળીને ધ્વાર. ॥૫૮॥**
**પોળે ઉભા પોકારે જયજયકાર, જાણે બ્રહ્મા મુખ બોલે વેદ ચાર. ॥૫૯॥**
**વેદ ચારે મુખ માંહેથી કહ્યા, સર્વે લોક અચંબે થયા. ॥૬૦॥**
**અમૃતવાણી એવી મુખમાંથી કહે, નગરના લોક અચંબે રહે. ॥૬૧॥**

દૂતોએ વાત જઈ રાજાને કહી, વિપ્ર એક દ્વારે આવ્યો સહી. ॥૬૨॥
તે પોળે ઉભો પોકાર જ કરે, ચારે વેદ મુખમાંથી ઓચરે. ॥૬૩॥
સુંદર રૂપ અવતાર, તે કોઈ પાત્ર આવ્યા આપણે દ્વાર. ॥૬૪॥
ત્યાં છડીદાર રાજાને કહેવા જાયે, આપણે દ્વાર વિપ્ર ઉભો છે રાય. ॥૬૫॥
એ પંડિત મહા દીસે સુઘાટ, ચાર વેદ ભણે મુખપાઠ. ॥૬૬॥
તેનું દીસે છે વામન રૂપ અપાર, કોઈ સુપાત્ર ઉભા છે દ્વાર. ॥૬૭॥
સુણી વાત રાજા દ્વારે ગયો, ત્યાં છડીદાર સાથે એક લીયો. ॥૬૮॥
સ્વામીને કરે પ્રણામ બળીરાય, ત્યાં વિપ્ર બોલ્યા સત્યભાય. ॥૬૯॥
સુણી વાત બળી આવ્યા બહાર, માન આપી વિપ્રને કર્યો નમસ્કાર. ॥૭૦॥
રૂપદેખી રાજા પ્રસન્ન થયો, આવો વિપ્ર કોઈ નવ દેખીયો. ॥૭૧॥
સુંદર સ્વરૂપે સ્વામી સુઘાટ, ચારે વેદ મુખ પાઠ. ॥૭૨॥
ત્યાં પ્રસન્ન થઈ બોલ્યા બળીરાય, સ્વામી જે માગો તે આપું આજ. ॥૭૩॥
બોલાવી ગુરૂને દીધું બહુ માન, વિપ્ર કહે તે આપીયે દાન. ॥૭૪॥
કહે બલીરાજા વિપ્ર નિધાન, તમો કહેશો તે આપીશું દાન. ॥૭૫॥
બળીરાજા તમારી કિર્તી હોય, તે કારણ માગવા આવ્યો સોય. ॥૭૬॥
હું છું બ્રાહ્મણવેશ વિવેક, રળીયાત કરો બ્રાહ્મણ હું એક. ॥૭૭॥
વિપ્ર વચનથી બલી પ્રસન્ન હોય, સ્વામી માગો એવું વિપ્રને કહે તેહ. ॥૭૮॥
સ્વામી જે ઈચ્છા મનમાં હોય, કહો તો અન્ન વસ્ત્ર આપું સોય. ॥૭૯॥
અન્ન વસ્ત્રની ઈચ્છા નહી મુજને, સ્વામી કહો તો સુવર્ણદાન આપુ તમને. ॥૮૦॥
રાજા સુવર્ણદાન લઈ હું શું કરૂ, સ્વામી હસ્તી ઘોડા તમ આગળ ધરૂ. ॥૮૧॥
હસ્તી ઘોડાથી મારે નહી કાજ, સ્વામી કહો તો આપું પૃથ્વીના રાજ. ॥૮૨॥
રાજપાટ ભોગવે નહી કોય, કહો તો ગ્રંથ ભંડાર આપુ સોય. ॥૮૩॥
ગ્રંથ ભંડારથી મારે નહી કામ, કહો તો આપુ મંદીર વૈકુંઠધામ. ॥૮૪॥
મંદીર કૈલાસ કોણ કરે વાસ,કહો તો રાખું અમારી પાસ. ॥૮૫॥
કહે વામન રાજા સત્ય ઓચરૂ, એવા દાન લઈને હું શું કરૂ. ॥૮૬॥
સગાં કુટુંબ અમારે નહી બાળ, દાન લઈને કોણ કરે જંજાળ. ॥૮૭॥
જે માંગો તે આપવાનો ધર્મ, એવી બધી વાણી બલી બોલ્યા મર્મ. ॥૮૮॥

બળીરાજાએ નવાણુ યજ્ઞોની પૂર્ણતા પૂર્ણ કરી બ્રહ્મસેન રાજાની પુત્રી સાથે લગ્ન કરીને યજ્ઞમંડપમાં આવ્યા. સોમા યજ્ઞની માંડાણી એણે શરૂ કરી. આ છેલ્લો યજ્ઞ સર્વપરી શ્રેષ્ઠ થાય અને એથી અત્યંત્કૃષ્ઠ ફળ લાભ થાય એ માટે રાજાએ દક્ષતાથી તૈયારી કરી. ઠેકઠેકાણે બ્રહ્મનિષ્ઠ, તપોનિષ્ઠ, ઋષિમુનિ બ્રહ્મવૃંદને સુચના આપી અને આમંત્રણ આપી એમને યજ્ઞમંડપમાં ઉપસ્થિત રહેવા આગ્રહથી વિનંતી કરી હતી. એ અનુસાર ઠેકઠેકાણે સુપ્રસિધ્ધ ઋષિમુનિઓ એ જગ્યાએ હાજર થયા. રાજાએ બધાને અત્યંત આગ્રહ કરી કરીને મનઈચ્છિત અન્નવસ્ત્ર સુવર્ણદાન કર્યુ. જેને જે જોઈતું હોય એ

દાન આપી બધાને સંતુષ્ટ કર્યા. સર્વત્ર આનંદ જ આનંદ ઉત્સવ મંગલમય વાતાવરણ પ્રસરેલું હતું. એટલામાં કશ્યપ સાથે નીકળેલ ઋષિમુનિ અને એમની સાથે આવેલ બટુક વામન આ બધા રાજ દ્વાર પર આવી પહોંચ્યા. રાજ દ્વાર પર એમનું યથોચિત સ્વાગત થયું. એમાં બટુક વામને કરેલ રાજાનું પુણ્યાહવાચન અને શુભેચ્છા સુચક સમાચાર સાંભળી દ્વારરક્ષક ચકિત થયો. એ અસ્ખલિત વેદોકતવાણી આજ સુધી એમણે સાંભળી જ નહોતી. તાત્કાલીક દોડતા જઈને એક દૂતે બલીરાજાને આ ઘટના નિવેદન કરી કે આપણા રાજદ્વાર પર કેટલાક મહાત્મા ઋષિમુનિ આવ્યા છે. પણ એમની સાથે એક બુટક પણ છે. એ અત્યંત સુંદર અને તેજપુંજ છે, એની વાણી એકદમ અસ્ખલિત અને મધુર એવી હોવાથી ચારેય વેદ મુખપાઠ બોલે છે. મહારાજ, આ સુચના આપવા માટે હું આવેલ છું કે, તમે તાત્કાલીક આવી આવા મહાત્માનાં દર્શન કરો, પૂજન કરો. સાક્ષાત નારાયણ જ આપણા દ્વારે આવેલ છે કે શું એવી અમને શંકા છે ! બલી રાજા તત્કાળ ઉઠીને રાજદ્વાર પર આવ્યા અને અત્યંત નમ્રભાવથી બ્રહ્મવૃંદને નમસ્કાર કર્યા. બધાનું યથોચિત પૂજન કરી કુશળક્ષેમ પુછીને સ્વાગત કર્યુ અને યજ્ઞમંડપમાં બધાંને લઈ આવ્યા.

બલી યજ્ઞમંડપમાં ઋષિજન આવ્યા પછી બલીએ બધાને વસ્ત્રાભૂષણ દાનદક્ષિણા આપી સત્કાર કર્યો. બધાને બેસવા માટે આસન આપ્યાં. બધા ઋષિ મંત્ર ઘોષ કરવા લાગ્યા. એમાં બટુક વામનનું મનોહર મંત્રોચ્ચાર જોઈ રાજા બલી એકદમ મુગ્ધ થઈ ગયો. એ પોતાના ગુરૂ શુક્રાચાર્યને આશ્ચર્યથી કહેવા લાગ્યોઃ 'હે ગુરૂ, આજ સુધી આપણી પાસે પુષ્કળ બ્રાહ્મણ આવ્યા પરંતુ આના જેવો વિદ્વાન મેં જોયો નથી.' આ પ્રમાણે બલીએ શુક્રાચાર્ય પાસે વામનની સ્તુતિ કરી, તેમને પોતાની પાસે બોલાવી લીધા અને તેમને પોતાના સો યજ્ઞ વિષયે કહેવા લાગ્યો. ત્યારે વામને કહ્યુંઃ રાજા, આ સો યજ્ઞ તે કર્યા ખરા પણ જે રીતથી એ કરાવવા જોઈએ એમ થયું નથી. તારી પાસે કોઈ વિધ્વાન બ્રાહ્મણ ન હોવાથી આમ ભૂલ થઈ છે એમ મને લાગે છે. આ તારા શુક્રાચાર્ય ગુરૂએ ત્રણેય અગ્નિની સ્થાપન ઉંધી કરી છે. તેમજ ગ્રહોની પૂજા પણ ઉંધી કરી છે. એ માટે મંત્રભ્રષ્ટતાનો દોષ રાજાને લાગે છે.' આ પ્રમાણે બલીને વામને શુક્રાચાર્ય પાસે રહેતા અનેક શ્રુતિ વગેરે ઉપરથી સ્પષ્ટ કરી બતાવી. વામનની એ પ્રખર વિદ્વતા જોઈને બલીને ખુબ આશ્ચર્ય થયું. અને એણે વામનને કહ્યુંઃ 'હે બટુક તમે કયાં રહો છો ? તમે આ આટલો શાસ્ત્રોનો અભ્યાસ આટલી નાની ઉંમરમાં કયાંથી કોની પાસેથી કર્યો છે ? એ મને કૃપા કરી જણાવો.' આ બલીનો પ્રશ્ન સાંભળી વામનને હસવું આવ્યું. એ બોલ્યાઃ 'બલીરાજા, મારો વાસ કોઈપણ એક સ્થળે નથી, એ માટે હું અમુક ઠેકાણે ન રહેતો હોવાથી મને કહેતાં આવડશે નહીં. વિદ્યાભ્યાસ આમ જ પોતે સાંભળી સાંભળી કર્યો છે. જાત કંઈ, કુળ કયુ તે પણ મને ખબર નથી. તું મહાદાનશીલ રાજા હોવાથી સો યજ્ઞ કરે છે. આમ સાંભળી આ બ્રાહ્મણો સાથે તારી પાસે આવ્યો છું' બટુકનું આ ભાષણ સાંભળી બલિરાજા પ્રસન્ન થયા, અને બહુ આનંદ થયો અને એ વિનવવા લાગ્યો કેઃ 'હે વિદ્યાસંપન્ન બટુક ! તમોને શું દાન આપું ! તમારી ઈચ્છા શું છે એ મને કહો. હું એ નિશ્ચિત પૂર્ણ કરીશ. તમને અન્ન વસ્ત્ર શું જોઈએ ?' વામન બોલ્યા, 'હાથી, ઘોડા, નોકર, ચાકર.' ના, ના, આ લઈને હું શું કરૂ ?' 'પૃથ્વી પરના એકાદ ભાગનું અથવા સંપૂર્ણ પૃથ્વીનું રાજ્ય આપું.' 'એ પણ નથી જોઈતુ.' 'મારો સંપૂર્ણ અર્થભંડાર, સ્થાવર જંગમ માલમત્તા આપુ ?' 'ના, રાજા, મને એ પણ નથી જોઈતું'. 'તો એકાદ વૈકુંઠ કૈલાસ જેવું મંદીર બાંધી આપુ ?' 'રાજા, હું એ લઈને શું કરૂ ? એના ઉપભોગ કરનાર મારી પાસે બીજો કોઈ નથી.' પછી આ બધી ઉપાધી જોડે રાખી હું શું કરૂ. મને એની ગરજ નથી.' છેલ્લે બલી રાજા બોલ્યોઃ 'હે બટુક તમને જો કંઈ ન જોઈએ તો પછી મારી પાસે જ રહો. પણ સ્વામી કંઈ તો દાન લીધાં સિવાય મારા મનને શાંતિ થશે નહી. એમ બલી રાજા વિનંતી કરે છે.

જે માગો તે આપવાનો ધર્મ, એવી વાણી બળી બોલ્યા મર્મ. ॥૮૯॥
જે માંગો તે આપું તમને, પછી દોષ નવ દેશો અમને. ॥૯૦॥
ત્યાં વામન વાણી બોલ્યા મર્મ, અવની માંગુ ત્રણ જ કદમ. ॥૯૧॥
ત્યા રાત રહીને કરૂ વિશ્રામ, અવની ભરૂ મારા ત્રણ કદમ. ॥૯૨॥
કહે રાજા સુણો વિપ્ર હમારી વાત, કેટલું લોક છે તમારી સાથ. ॥૯૩॥
લોક કુટુંબ મારે નહી કોયે, એકલો યાચક આવ્યા હુંએ. ॥૯૪॥
કહે રાજા સુણો વાત અમ તણી, સ્વામી પૃથ્વી છે અમારે ઘણી. ॥૯૫॥
જેટલી ઈચ્છા તમારી હોય, તેટલી લેજો પ્રધાન પાસેથી તોય. ॥૯૬॥
બોલ્યા વિપ્ર સુરો બલીરાય, વણ માપી પૃથ્વી નવ લેવાય. ॥૯૭॥
સ્વામી માપી પૃથ્વીનું શું કાજ, જે જોઈએ તે માંગો આજ. ॥૯૮॥
આપી ઉદકને આપણી પુરૂ આશ, મઢી બાંધીને પુરો વાસ. ॥૯૯॥
બોલ્યા શુક્રાચાર્ય, સુણો બલવંત, આ વિપ્ર તમારી કરશે ઘાત. ॥૧૦૦॥
પ્રધાન બોલ્યા સુણો બલીરાય, વિપ્ર નહી નારાયણ દેવ હોય. ॥૧૦૧॥
ત્યાં શુક્ર ગુરૂ બોલ્યા એહ, એવા વૈકુંઠનાથ દીસે છે તેહ. ॥૧૦૨॥
નિશ્ચે વાત તમે માની મારી, વિપ્ર છળભેદ કરવા આવ્યો તારી. ॥૧૦૩॥
એવું વામન રૂપે દીસે આંહી, ત્રણે ભુવનમાં છે એની છાંહી. ॥૧૦૪॥
અંજલી આપી ઉદક જો ભરી, ત્યાં ત્રણ કદમનો સંકલ્પ કરી. ॥૧૦૫॥
ધન્ય ધન્ય રાજા તારો ધર્મ, હવે દક્ષિણા જોઈયે અડધો કદમ. ॥૧૦૬॥
પુણ્ય પવિત્ર સફલ જો થાય, દક્ષિણા આપ્યાનો મોટો મહિમાય. ॥૧૦૭॥
સુણ બલી રાજા વચન હું કહું તને, સાડા ત્રણ પગ ધરણી દેજો મને. ॥૧૦૮॥
એવા વચન કહ્યાં જગદીશ, શુક્રાચાર્યને ત્યાં ચઢી રીસ. ॥૧૦૯॥
સુણો રાજા ગુરૂ શુક્રાચાર્ય બોલ્યા વાણ, ધરતી તણુ ન દીજે દાન. ॥૧૧૦॥
અમ વચન માનો સત્ય ભાય, એ વિપ્ર નથી નારાયણ દેવ હોય. ॥૧૧૧॥
એ છળ પાડવા આવ્યા હોયે, તમે દોને ઉત્તર નિર્મળ કોયે. ॥૧૧૨॥
બોલ્યા બલીરાજા સત્ય વાણ, જો સત ચુકું તો ન ઉગે ભાણ. ॥૧૧૩॥
હું મોટો દાતાર જાણે સૌ વાત, વિષ્ણુ સરખા જોડે આવી હાથ. ॥૧૧૪॥
આજે દઉ દાન ભોમીની શીખ, મુજ આગળ વિષ્ણુ માગે ભીખ. ॥૧૧૫॥
બોલાવ્યા વિપ્ર ત્યાં બેસાડી આય, હાથમાં ઝારી લીધી બળીરાય. ॥૧૧૬॥
નમાવી ઝારીને લાગી વાર, શુક્રે બાંધી છે પાણીની ધાર. ॥૧૧૭॥
નારાયણ દેવે સળી ભોંકી સાખ, શુક્રાચાર્યની ફુટી એક આંખ. ॥૧૧૮॥
બલી રાજા ઉદક આપે જયાંય, શુક્રાચાર્ય આંખે કાણો ત્યાં થાય. ॥૧૧૯॥
હું દાતાર મેં દીધા મોટા દાન, મુજ આગળ નારાયણ માગે માન. ॥૧૨૦॥

**બોલાવ્યા બલીએ છડીદાર, વિપ્રને દબાવવા વધે ન લગાર. ॥૧૨૧॥**
**બલીએ આપ્યા ઉદક વિપ્રે લીધા, ત્યાં સ્વામીજી બ્રહ્માંડ સુધી વધીયા. ॥૧૨૧॥**
**ઉદક મેલ્યું શ્રી હરિને હાથ, વધ્યા દેવ ધ્રુવમંડળ સાથ. ॥૧૨૩॥**

બલી રાજાએ વામનને કહ્યું: હે બ્રહ્મદેવ, તમે મારા યજ્ઞ સમયે યાચના માટે આવ્યા એ માટે મને ખુબ આનંદ થયો. તમારી જે ઇચ્છા હોય તે મને કહો. હું એ આપવા તૈયાર છું.' ત્યારે વામન બોલ્યા: 'રાજા મને ફક્ત ત્રણ પગલાં જમીન જોઇએ.' વામનની આ માંગ સાંભળી બલીને હસવું આવ્યું અને એ બોલ્યો: 'બટુક આ તો તમે ખુબ જ થોડું માંગ્યું. કંઇ દેશ, દુર્ગ, સોનું, રત્ન વગેરે માંગો એવી મારી ઇચ્છા છે. તમારા જેવા વિદ્વાન બ્રાહ્મણને ત્રણ પગલાં જમીન આપવી એમાં મારી દાનશિલતા દેખાશે નહીં. મારી આટલી પૃથ્વી હોઇને ફક્ત ત્રણ જ પગલાં જમીન દાન કરવી મને લાંછનાસ્પદ લાગે છે. તો આનાથી અધિક માંગવી હોય તો પણ હું આપીશ.' વામન બોલ્યા: 'બલી રાજા, તું ત્યાગ વૃત્તિનો છે એ વાત ખરી છે. પણ મને બ્રાહ્મણને દેશ અને પૈસા લઇને શું કરવું છે ?' સંપત્તિ ચંચળ છે. એ કોઇની પાસે એક સરખી રહેતી નથી. મને ફક્ત મારા પગલાં માપી માત્ર ત્રણ પગલાં ભુમી આપ એટલે મને સંતોષ થશે. શુક્રાચાર્યએ બધી વાત અંતરદ્રષ્ટિથી જાણીને એ રાજાને કહે લાગ્યો: ' રાજા આ બટુક કપટવેષધારી વિષ્ણુ છે ! વામન અવતાર ધારણ કરીને એ તારો નાશ કરવા માટે આવ્યો છે ! માટે એનું સાંભળીશ નહીં.' શુક્રાચાર્યનું ભાષણ સાંભળી બલી બોલ્યો: ' હે ગુરૂવર્ય જો પ્રત્યક્ષ ભગવાન મારો નાશ કરવા માટે આવ્યો હોય તો હું ખરેખર મોટો ભાગ્યવાન છું એમ સમજીશ ! એમને વચન આપ્યું છે. એ વચન કદી પણ ઉથાપીશ નહીં ! ''સમુદ્ર પોતાની મર્યાદા છોડશે, શેષ પોતાના મસ્તક પરથી પૃથ્વી ડોલાવશે પણ હું મારું વચન કદી પણ પાછુ લઇશ નહી'' ! બલી ગુરૂ શુક્રાચાર્યનું સાંભળતો નથી એમ જોઇ શુક્રાચાર્યને ખુબ ગુસ્સો આવ્યો અને એણે બલીને તું શ્રીહીન થઇશ એમ શ્રાપ આપ્યો.

શુક્રાચાર્યના ગુસ્સાને અને શ્રાપને ન ગણકારતાં બલીએ નિશ્ચયથી વામનને આસન પર બેસાડી એની ષોડશોપચારે પૂજા કરી અને પાણીની ઝારી લાવીને સંકલ્પ લેવા શરૂઆત કરી. પણ ઝારીમાંથી પાણી પડતું નહોતું. રાજાએ સારો એવો પ્રયત્ન કર્યો પણ પાણી બહાર આવતું નહોતું. કારણ શુક્રાચાર્યએ આ સંકલ્પ પુરો થવા દીધો ન હતો પોતે સૂક્ષ્મરૂપથી પાણીનો માર્ગ અવરોધેલ હતો. આ વાત વામન ભગવાનને અંતઃજ્ઞાનથી જાણી તેમને એક સળી ઝારીના નાળચાં નાંખી. ત્યારે શુક્રાચાર્યના આંખમાં દુખાપાત થયો અને શુક્રાચાર્ય કાયમ એકાક્ષ બન્યા. શુક્રાચાર્ય પાણીના માર્ગમાંથી દૂર થતાં જ ઝારીમાંથી પાણી બહાર પડયું અને રાજાએ ત્રણ પગલાં જમીન અને અડધું પગલું દક્ષિણામાં એમ સાડાત્રણ પગલાંનો સંકલ્પ કર્યો. સંકલ્પથી ઉદક વામનના હાથ પર પડતાં જ એણે વિરાટ સ્વરૂપ ધારણ કર્યું.

**ઉદક ભરી મેલ્યું જયારે હાથ, વિરાટ રૂપ લીધું જયારે સાથ. ॥૧૨૪॥**
**વિરાટ રૂપ થયું તેણીવાર, થયો અચંબો નગર મોજાર. ॥૧૨૫॥**
**દૈત્ય દેવને ચરણે લાગ્યા જયાંય, સદગોરે ભૂત ખાના સોંપ્યા તયાંય. ॥૧૨૬॥**
**સદ્‌ગોરે એવા રૂપ લીધા સહી, ત્રણ કદમ સર્વે અવની થઇ. ॥૧૨૭॥**
**ત્રણ ભુવને ભરીયા પાય, એના વિના નવ દેખે ઠાય. ॥૧૨૮॥**
**વામનરૂપે ધરતી માપી સહી, ત્રણ કદમ અવનીજ થઇ. ॥૧૨૯॥**
**શ્રી વામન વાણી બોલ્યા સતભાય, વાત અમારી સુણો બળીરાય. ॥૧૩૦॥**
**અડધો કદમ ધરતી દીજે મોયે, નહી તો સત ચુકે તું રાયે. ॥૧૩૧॥**

**ત્યારે બળીરાજા બોલ્યાં ત્યાંયે, સ્વામી દેખો પૃથ્વી ત્યાં લેજો છે જયાંયે. ॥૧૩૨॥**
**બલીરાજા તું બોલતો ગર્વ, ભાઈ ત્રણ પાયમાં આવ્યું છે સર્વ. ॥૧૩૩॥**
**બળીરાજા હું સત્ય બોલું છું સહી, અડધો કદમ ધરતી દેણી રહી. ॥૧૩૪॥**
**મને અવની આપો અધું પાય, રાજા તારૂ દાન સંપૂર્ણ થાય. ॥૧૩૫॥**
**બોલ્યા બળીરાજા વચન સત્યજાણ, સ્વામી લોને આપું તમને દાન. ॥૧૩૬॥**
**કરી સ્નાન લાગ્યા પાય, વામન આગળ ઉભો રાય. ॥૧૩૭॥**
**જમણો પગ મસ્તકે દીધો, બળી રાજા ત્યાં પાતાળે ગયો. ॥૧૩૮॥**
**અર્ધુ કદમ લેવાને સહી, મસ્તકે પગ દઈ ચાંપ્યા ત્યાંહી. ॥૧૩૯॥**
**ત્રણ ભુવન ત્રણ કદમમાં કરી, ભકતો કારણે દયા જો ધરી. ॥૧૪૦॥**
**ભકતો કારણ પ્રગટયા શ્રીદયાળ, બળીરાયને ચાંપ્યો છે પાતાળ. ॥૧૪૧॥**
**ત્યાં બળીરાયે બીજી દેહ ધરી, સ્વર્ગ પાતાળથી આવ્યો ફરી. ॥૧૪૨॥**
**જો કોઈ આપે મને સહકાર, માંડુ વિષ્ણુથી યુધ્ધ તતકાળ. ॥૧૪૩॥**
**સ્વર્ગ જઈ આવી પાતાળે પાય, જયાં જુએ ત્યાં વિષ્ણુ છે પાય. ॥૧૪૪॥**
**ત્યારે બળી બોલ્યા ચિંતા કરી, જયાં ચાંપ્યા ત્યાં આવ્યાં ફરી. ॥૧૪૫॥**

એ વિરાટ પુરૂષના પગ પાતાળમાં અને મસ્તક એકવીસ સ્વર્ગમંડળમાં વ્યાપીને ઉપર ગયા. વક્ષસ્થળ પર સૂર્ય મંડળ, કંઠ પ્રદેશ તારકા મંડળે અને બાહુ દિગ્મંડળે વ્યાપ્યા હતા. આમ એ વિરાટ સ્વરૂપ જોઈ બધા ભયભીત થયા. પરંતુ બલીને એ રૂપ જોઈ ખુબ આનંદ થયો, કારણ કે પ્રભુએ પોતાને આજ પોતાના મુળ સ્વરૂપથી દર્શન આપ્યાં એ માટે ખૂબ ધન્યતા અનુભવી. પછી વિષ્ણુએ પોતાના એક ચરણથી સંપૂર્ણ ભૂમંડળ વ્યાપ્ત કર્યું. બીજું ચરણ સ્વર્ગ પર, ત્રીજું ચરણ પાતાળમાં મુકયું. ત્રણેય ચરણ પૂર્ણ થયા પછી ભગવાને બલીને કહ્યુંઃ 'દાનશૂર બલીરાજા અડધું પગલું દક્ષિણાનું હજું રહ્યું છે તો હવે અર્ધુ પગલું કયાં મુકું ? જો આ અડધા પગલાની જગ્યા તું આપી શકતો નહીં તો તારૂ કરેલ બધું દાન ધર્મ વ્યર્થ જશે. તારું વચન વ્યર્થ જશે. આ માટે હે રાજા, તરતજ તું મને અડધા પગલાંની જગ્યા બતાવ. અને વચન પૂર્ણ કર. બલીરાજાએ સુક્ષ્મરૂપમાં આખા ત્રિભુવન શોધ્યું પણ કયાંય અડધું પગલું જમીન ન દેખાઈ. જયાં જુએ ત્યાં વિષ્ણુના ચરણ એને દેખાતાં હતાં. એક પણ જગ્યા વિષ્ણુ ચરણ સિવાય ખાલી પડેલી એને જોવામાં આવી નહીં. છેલ્લે ભગવાનને વિનંતી કરી કેઃ 'દેવ હવે આ અડધું ચરણ મારા મસ્તક પર મુકી મને બ્રહ્મ ઋણમાંથી મુકત કરો.' બલીની વિનંતી માન્ય કરીને ભગવાને એના મસ્તક પર એમનો જમણો પગ મુકીને એનો ઉધ્ધાર કર્યો. સપ્ત પાતાળના તળમાં એને લાવ્યા તો એ વિષ્ણુચરણમાં લીન થયો. એની વિદ્યાબલી અને જલપદ્મિણી આ બંને સ્રીઓએ પ્રભુનાં ચરણોની ષોડશોપચારે પૂજા કરી એ પણ ભગવાનના ગુણોનું અને ચરિત્રનું ગુણગાન કરવા લાગી.

**બલી કહે કરી અમશું ઘાત, વિષ્ણુ નારાયણને પુછી વાત. ॥૧૪૬॥** 
**શાને કારણ કીધી મારી ઘાત, તેનો ભેદ કહોને નાથ. ॥૧૪૭॥**
**મૃત્યુલોકમાં મેં દીધાં દાન, તો સ્વામી મારૂ રાખો માન. ॥૧૪૮॥**
**હમો સંસાર ત્યાગ જો કીધો, દાન પુણ્ય શું એળે ગયો. ॥૧૪૯॥**

જે કોઈ આગે તપ કીધા, ભુખે મર્યાને ખોટી જો થયા. ॥૧૫૦॥
સ્વામી તે કારણે વિનવું હું, વળી કહે તેવી ચિંતા મને હોય. ॥૧૫૧॥
હવે માગ માગ એમ બલીરાયને કહે, તું જે માગે તે આપું તને. ॥૧૫૨॥
ત્યારે બળીરાજા એમ કહે, ચાર માસ મારે ત્યાં પોળીયા થઈ રહો. ॥૧૫૩॥
ત્યારે વિષ્ણુ બોલ્યા સતભાય, સુણો વાત અમારી બલીરાય. ॥૧૫૪॥
માસ ચાર હું સુતો જોય, તો વિવાહ પ્રસંગ ત્યાં ન હોય. ॥૧૫૫॥
ચાર માસ તારૂ રાખું માન, આગળ જાુગમાં બહુ કરસે દાન. ॥૧૫૬॥
દેવ સુતા તો નવજાણે કોઈ, ઉત્પત લોકની તે કયાંથી હોઈ. ॥૧૫૭॥
દેવ સુવે તો વર્ષા નહી પડે, ઝાડ વનસ્પતિ નહી ફલે ફુલે. ॥૧૫૮॥
જો દેવે સુવે તો નવ ઉગે ભાણ, એ ચાર માસનું રાખ્યું માન. ॥૧૫૯॥
દેવ સુવે તો પૃથ્વી કેમ જાગે, અને સંસાર કેમ વર્તે તેહ. ॥૧૬૦॥
મૃત્યુલોકમાં કીધું કાજ, દક્ષિણ દિશામાંહે દીધું રાજ. ॥૧૬૧॥
બલીને વંશે જે બાલક અવતરે, તેનું નામ ફરી બલી જો ધરે. ॥૧૬૨॥
એ દક્ષિણ દિશામાં કરે છે રાજ, ત્યાં વામન રૂપે પુર્યા કાજ. ॥૧૬૩॥
પાતાળનું તો આપ્યું રાજ, વામન રૂપ ધર્યુ મહારાજ. ॥૧૬૪॥
એવા વચન બોલે સહુ સંઘ, શ્રી હરિયે યજ્ઞ કર્યો છે રદ. ॥૧૬૫॥
પાંચમા રૂપે શ્રીહરિ અવતાર, ભકતો કારણ વામન થયા મોરાર. ॥૧૬૬॥
બલી દૈત્યને માર્યો જયારે, ભકત કમળાધ્વજ ઉધ્ધાર્યા ત્યારે. ॥૧૬૭॥
પછીથી પ્રગટ થયા દયાળ, બલી દાનવ ચાંપ્યો પાતાળ. ॥૧૬૮॥
વામનરૂપે શ્રીહરિ પ્રગટ થાય, બહુ દાન કીધા બલી રાય. ॥૧૬૯॥
શ્રીહરિયે દૈત્યને પાતાળ ચાંપ્યો જયાં, ત્યારે કર્યા દાન તે એળે જાય. ॥૧૭૦॥
સુણો સર્વે સદ્દગુરૂજી કહી વાત, જેટલું દાન દેશે ગર્વને સાથ. ॥૧૭૧॥
એળે ગયું બલીરાજા સરખુ દાન, તો તમારૂ દાન કોણ સમાન. ॥૧૭૨॥
યુગગુરૂ (વસિષ્ઠ) ન ઓળખ્યા રાય, દાન પુણ્ય કીધા નષ્ટ જાય. ॥૧૭૩॥
તેથી કારજ સિધ્ધ ન થાય, જેમ ગરધવ ખેતરને ખાય. ॥૧૭૪॥
દૈત્યના મનમાંહે એવું થાય, શંકર આગળ તપ કરવા જાય. ॥૧૭૫॥
શંકર પ્રસન્ન થયા છે ત્યાંય, દૈત્ય કહે સહસ્રભુજ મારે હોય. ॥૧૭૬॥
સહસ્ર હાથી બળ એકેક ભુજ, હરિ વિષ્ણવ સાથે કરૂ યુધ્ધ. ॥૧૭૭॥
એ દૈત્યને વર દીધો જે વાર, સહસ્રાર્જુનનો એ અવતાર. ॥૧૭૮॥ 
પાંચમે રૂપે શ્રી હરિ વામન, સદ્દગોર તો થયા બહુ લોચન. ॥૧૭૯॥
વરસ ચાર લાખને બત્રીસ હજાર, ત્યાં સુધી વામન અવતાર. ॥૧૮૦॥
એ વિષ્ણુ ચરિત્ર અનંત અપાર, ભકત કારણ લેછે અવતાર. ॥૧૮૧॥

**પાંચમે વામનરૂપે બળીરાજને હણ્યો, ભક્ત કમળાધ્વજને ઉગાર્યો. ॥૧૮૨॥**

**ત્યાં પછી સંસારમાં પ્રગટ થયાં મુરાર, સર્વે સંસારે ઓળખ્યા નિર્વાણ. ॥૧૮૩॥**
**શ્રીવામનની માતા તો લીલાવતી કહીયે, પિતા તો કશ્યપઋષિ કહીયે. ॥૧૮૪॥**
**ગુરૂ તો સેહજાનંદ જાણ, શકિત તો કોકિલા દેવી પ્રમાણ. ॥૧૮૫॥**
**સ્થાન તો બગપુર જાણ, ક્ષેત્ર તો વનથળી જુનાગઢ પ્રમાણ. ॥૧૮૬॥**
**પાંચમો અવતાર સંપૂર્ણ જાણ, ત્યારે યજુરવેદ હોતા પ્રમાણ. ॥૧૮૭॥**
**છઠ્ઠા અવતારનું માંડયું મંડાણ, શ્રી સતગુરુ બ્રહ્મા બોલ્યા વાણ. ॥૧૮૮॥**
**વામન અવતાર સંપૂર્ણ જ સહી, એવી સદ્‌ગુરૂ ઈમામશાહે વાણી કહી. ॥૧૮૯॥**

અવતાર પાંચમો વામન અવતાર, શ્રી વામન ભગવાનની માતાનો લીલાવતી, પિતા તો કશ્યપ ઋષિ, શકિત તો દેવી કોકીલા, ગુરૂ તો સેહજાનંદ, ત્યાં દાનવ તો બલી રાજા, સ્થાન તો બગપુર, ક્ષેત્ર તો વનથળી, વિચારતો યજુર્વેદ, ઓચરંતે ગાયત્રી સાતવાર, સત્તાવીસ નક્ષત્ર, પંદરતિથિ, બાર કરણ, નવગ્રહ, સુરમંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી, ઋષિઓને સ્થાપી, બલી દૈત્યને હરાવી, કમળાધ્વજ ભકતને ઓધારી તમે ભલે અવતર્યા જુગોજુગ દેવ મોરારી. જે કોઈ ચિત્ત હરીશુ લાવે તેના ધર્મ વધેને પાપનો ક્ષય થાય નમો નમો ભાઈ, પરબ્રહ્મ નારાયણના નામને રૂપે સતગોર બ્રહ્મા નર નારાયણ હોય તો તે રૂપને સેવીએ હો મુનિવર ભાઈ. અવતાર પાંચમો શ્રી વામન ભગવાન, ચાર લાખ બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તતે.

બલીરાજાની વર્તમાન ખબર પડતાં જ એના દાદા પ્રહલાદ બ્રહ્મદેવને સાથે લઈને આવ્યા અને એણે વિષ્ણુને વિનંતી કરી. ભગવાન બોલ્યા, 'મને નિષ્કાંચન ભકત વિશેષ ગમે છે. રાજ્ય સંપત્તિના મદથી ઉન્મત્ત થયેલાને મારા પદની પ્રાપ્તિ કયારેય થતી નથી. આ માટે બલીને નિષ્કાંચન કરાવવું પડશે. બલી મારો ખરો ભકત છે. એ ખરો દાનશીલ હોવાથી મેં એની સામે હાથ પ્રસરેલા અને એણે મારી ઈચ્છા તૃપ્ત કરી. એને હું સપ્ત પાતાળના રાજ્ય આપું છું. એનો એણે આનંદથી ઉપભોગ લેવો.' એમ કહી ભગવાને બલીને પાતાળના રાજ્ય પર બેસાડયા. ત્યારે બલી બોલ્યો, 'પ્રભુ, પૃથ્વી પરથી મને પાતાળમાં લાવ્યા, પણ મારી યાદ પૃથ્વી પરના લોકોને રહેશે એવી કંઈક તજવીજ ન કરી. દાનધર્મ કરનાર મારા જેવો નાશ પામશે તો મૃત્યુલોકમાં દાનધર્મ જ ચાલશે નહીં અને ધર્મમાર્ગ બંધ પડશે.' આ સાંભળી ભગવાન બોલ્યા, 'તારી યાદ પૃથ્વી પરના લોકોને અક્ષય રહેવા માટે દર વર્ષે કાર્તિક સુદ પ્રતિપદના દિવસે લોકો તારી પ્રતિમા કરીને ત્યાં પૂજન કરશે અને એ દિવસ સુધી (અષાઢ સુદ-૧૧ થી કાર્તિક સુદ-૧૧ સુધી) લગ્નકાર્ય મંગલવિધિ બંધ રહેશે. કારણ કે હું તારા દ્વારે દ્વારપાલ તરીકે રહીશ. હે બલીરાજા, આ પ્રમાણે તારી અને તે કરેલા અપૂર્વ દાનકર્મની યાદ હું મૃત્યુલોકમાં મૂકીશ. આ પ્રમાણે બલીને કહી ભગવાન ક્ષીરસાગરે નીકળી ગયા.

બલી પાતાળમાં રાજ્ય કરતો હતો ત્યારે કંઈક દિવસ પછી એને ફરી ઈન્દ્રની અમરાવતી લેવાની ઈચ્છા થઈ. ત્યારે તત્કાળ વિષ્ણુના વરૂણ પાશથી એ બધ્ધ થયો. ત્યારે પ્રહલાદે વિષ્ણુની પ્રાર્થના કરીને બલીનાં બંધન દૂર કર્યા. પછી બલીએ પભુની અનન્યભાવથી ક્ષમા માંગી. અને ભગવાન સદોદિત પોતે સાનિધ્યમાં રહે એવી વિનંતી કરી,  ભકતવત્સલ પ્રભુએ બલીની વિનંતી માન્ય કરી અને એ બલીના દ્વારે દ્વારપાલ થઈને રહ્યા. આ પ્રમાણે ભગવાનના પાંચમા વામન અવતરની લીલા અહીં સંપૂર્ણ થાય છે. આ અવતાર કાળમાં ભકત કમળાધ્વજ થયેલા હોવાથી ભગવાન અનંતના ભજનમાં ભકિતપ્રેમમાં નિરંતર થઈ એણે પરમેશ્વરની સાયુજ્જ મુકિત મેળવી.

બલીના જ વંશમાં આગળ સહસ્રાર્જુન નામનો દૈત્ય જન્મ્યો. વિષ્ણુએ પોતાના પૂર્વજોનો સંહાર કર્યો છે માટે સંહાર કરવા માટે તપશ્ચર્યા કરીને એમણે હજાર બાહુ મેળવ્યા અને અત્યંત બલિષ્ઠ અને ગર્વિષ્ઠ થઇ એણે જગતને ત્રાહી ત્રાહી કરી મુકયા. એ માટે ભગવાનને છઠ્ઠો ફરશુરામ અવતાર લેવો પડયો.

## ❁ પરમ સદ્‌ભકત કમળાધ્વજનું આખ્યાન ❁

ત્રેતા યુગના પરમ ભગવદ્‌ભકત કમળાધ્વજ એ ભગવાન અનંતનો અત્યંત પ્રેમી અને જ્ઞાની ભકત થઇ ગયો છે. ચક્ર પુષ્કરણી તીર્થના કાંઠે શ્રીવત્સ ગોત્રનો કમળાધ્વજ નામનો બ્રાહ્મણ રહેતો હતો. એની પાસે સંપત્તિ, વૈભવ વગેરે કંઇ નહોતું. એ કોઇની પાસેથી દાન પણ લેતો નહોતો. ભગવાનનું નામસ્મરણ કિર્તન ચિંતન આ એના જીવનનું વ્રત હતું. બધી ઈન્દ્રીયો એના તાબા હેઠળ હતી. તેમજ હૃદયમાં દીન દુઃખીઓ માટે દયા હતી. સત્યવિષયી પ્રેમ, વિષ્યાવિષયી ઉપેક્ષા અને સર્વ પ્રાણીમાત્રમાં આત્મભાવ આ જ એનું જીવન. પોતાના સુખદુઃખની એને કદી પરવા કરી નહીં. પરંતુ બીજાનાં દુઃખ જોઇને એનું હૃદય દ્રવી ઉઠતું. કયારેક એ ઝાડનાં પાન ખાઇને તો કયારેક પાણી પીને નિર્વાહ કરતો. તો કદી કદી ભગવાનના સ્મરણમાં એટલો તલ્લીન થઇ જતો કે દેહનું ભાન સુધ્ધાં નહોતું રહેતું. તો પછી ખાવાપીવાનું ભાન કયાંથી રહે ? પરંતુ આ તો બધી બહારની વાતો હતી. એનું હૃદય ભગવાનની પ્રાપ્તિ માટે તડપતું હતું એની દ્રષ્ટિથી પોતાના જીવનનું કંઇ મહત્વ નહોતું. આવું એક જ જીવન શું સો સો જીવન પણ ભગવાનને પ્રાપ્ત કરવા માટે અર્પણ કરનાર હતો. એના હૃદયમાં આશા નિરાશાના ભયંકર વાદળ નિર્માણ થતાં હતાં.

કયારેક એ વિચાર કરતો હતો કે, 'ભગવાન અનંતવિભુ ખુબ દયાળુ છે. અને મને અવશ્ય પ્રાપ્ત થશે. હું એમના ચરણકમળોમાં સ્વાત્મસમર્પણ કરીશ. એના ચરણ મારા પ્રેમાશ્રુતિ ભિંજવી ધોઇ નાંખીશ. એ પોતાના કમળોથી મને ઉઠાડીને હૃદયે લગાડશે. મારા શિર પર હાથ મુકશે. મને પોતાનો માની સ્વીકારશે અને પછી હું આનંદ સાગરમાં વિહાર કરીશ. કેટલી સૌભાગ્યદાયક હશે એ ક્ષણ કેટલી મધુર હશે એ ક્ષણનું જીવન. એ મને કહેશે વરદાન માગ અને પછી હું કહીશ મને કંઇ જોઇતું નથી. હું તો ફકત તમારી સેવા કરીશ. તમને જ સર્વત્ર જોઇશ. તમે મને ભુલી જાઓ અથવા યાદ રાખો પણ હું તો તમને કયારેય કદી પણ ભુલીશ નહીં.' એવી ભાવના કરતા કરતા કમળાધેન આનંદ થઇ જતો. એના શરીરમાં રોમાંચ ઉદ્‌ભવતો આંખોથી પ્રેમાશ્રુનાં પૂર વહેતાં. અને એ પ્રેમમુગ્ધ અવસ્થા બહુ વાર સુધી રહેતી. એ આખા જગતને ભુલીને પરમેશ્વરની સેવામાં મગ્ન રહેતો.

કદી કદી ચિત્તમાં એનાથી ઉંધી ભાવના જાગૃત થતી. 'કયાં હું એક શુદ્ર પ્રાણી, હીન દીન મલીન હૃદય અને કયાં અખિલ બ્રહ્માંડ નાયક ભગવાન ! મારા આ પાપપૂર્ણ હૃદયમાં શું એ આવશે ? એવી કઇ સાધના કરી છે કે એની ઉપર મુગ્ધ થઇને પરમેશ્વર મને દર્શન આપશે ! ના જપ ના તપ વ્રત ના સમાધિ ! જે હૃદયથી એનું ચિંતન કરવાનું હોય એનાથી ઉલટું સંસારનું ચિંતન ઘડાય છે. આજ તો મારો મોટો અપરાધ છે. એનો દંડ અવશ્ય મળશે. હું દુઃખના જવાળામાં જકડાયેલો છું. વિષયો માટે જગતમાં ભટકું છું. તો પણ ભગવાન પ્રાપ્તિની આશા કરું છું. મારી આ આશા કયારેય સફળ થશે ? આશા દુરાશા નથી ? શરીર માટે કેટલો ચિંતામગ્ન થાઉં છું. વિષયો માટે હૃદયમાં કેટલી ઉત્સુકતા વ્યાપે છે, સંસાર માટે હું કેટલી વાર રોયો છું ? પણ ભગવાન માટે બે અશ્રુબિંદુ પણ આવ્યા છે મને ! કેવી વિડંબના છે ! આ મારું જીવન કેટલું પરાડમુખ છે. શું આજ જીવન ભગવત પ્રાપ્તિ માટે છે. આવા જીવનનું તો વિનાશ જ ઉચિત અને શ્રેયસ્કર છે. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં એના હૃદયમાં એટલી વેદના થતી હતી કે જાણે આ હૃદય ફાટી ને વિદીર્ણ જ થઇ જશે. કેટલીકવાર મુર્છિત થઇ બેહોશીમાં એ કહેતો હતો, હે પ્રભુ ! હે સ્વામી ! હે પુરૂષોત્તમ ! હે

ભગવાન ! શું તમે મને દર્શન નહીં આપો ? રડતો રડતો અને વિહરતો હતો. મરીને જાણે મારા નસીબમાં છે શું ? મને મૃત્યુની બીક નથી. આ નીચ જીવનનો અંત જ થવો જોઈએ. પરંતુ તને જોઈ શકીશ નહીં. કેટલાંય જન્માંતરમાં તારું દર્શન થશે એ સુધ્ધા સમજણ પડતી નથી. મારી આ કરૂણાદ્ર વાણી શું તારા વિશ્વવ્યાપી કાન સુધી આવતી નથી ? સ્વીકારો પ્રભુ ! મારી દુર્બળતા પાસે ન આવતાં એના જ રમનારા એવા આત્મતત્વને જ તમે અવલોકન કરો.' આ પ્રમાણે પ્રાર્થના કરતાં કરતાં એ ચેતનાશૂન્ય થઈ જતો અને કેટલાય સમય એ એમજ બેહોશ પડી રહતો.

લોકો કહે છે ભગવાનની પ્રાપ્તિ માટે તપ કરવું. પણ તપનો અર્થ શું છે ? તપનો અર્થ છે આપણે કરેલ અપરાધનો પશ્ચાતાપ. આપણા નષ્ટ ભ્રષ્ટ જીવસ્થિતિનો અસંતોષ અને ભગવાનના વિરહની એ જવાળા જીવનનાં બધાં કલુષતોને બાળી તપ્ત સુવર્ણ પ્રમાણે જીવનને ઉજાળી આપે છે. આ જ તપનો ખરો અર્થ છે. આ જ તાપ દેવદુર્લભ તપ છે. કમળાધ્વજનું જીવન આ જ પશ્ચાતાપથી પરિપૂર્ણ થાય છે અને એ ખરા અર્થથી તપસ્વી હતો.

એક દિવસે એની તપશ્ચર્યા પરિસિમાએ ગઈ. એણે ખરા હૃદયથી સંપૂર્ણ શકિતથી ભગવાનની પ્રાર્થના કરી. હે પ્રભુ, મને અધિક ત્રાસ ન આપશો. તારા દર્શનની આશામાં હજું હું કેટલાં દિવસ જીવતો રહું ?

એક એક ક્ષણ કલ્પ સમાન જાય છે. જગત શૂન્યવત દેખાય છે અને આ મારું દુગ્ધજીવન એ પ્રભુહીન જીવન વિષથી પણ કટુ લાગે છે, આ આંખો શી ઉપયોગની, જેમણે આજ સુધી તારું દર્શન કર્યું નથી. હવે આનું નષ્ટ થવું જ હિતકારી છે. જો આ જીવનમાં આપણે મળીશું નહીં તો એને નષ્ટ કરી નાંખો. મને સ્ત્રી-પુત્ર-ધન-જન-લોક-પરલોક વગેરે કંઈ જોઈતું નથી. મને તો તારું દર્શન, તારી સેવા જ જોઈએ છે. એકવાર તું મને સ્વીકાર કર. બસ ! આટલી જ આશા. હાથી, મગર, ગણિકા, ગુધ્ધ, આમની પર તે કૃપા કરી છે. શું મારી એટલી પાત્રતા નથી ? તું તો કૃપાળુ, કૃપા પરવશ છે. કૃપાળુત્વ એ જ તારું બિરૂદ છે. મારી પર તારી કૃપાનું એક કિરણ નાખ. એવી પ્રાર્થના કરતાં કરતાં ભકત કમળાધ્વજ ભગવાનના અહેતુકી કૃપાના સ્મરણમાં તન્મય થઈ ગયો.

ભગવાનના ધૈર્યની પણ સીમા હોય છે. એ પોતાના પ્રેમીઓથી કયાં સુધી છુપાઈને રહેશે. એ તો સર્વદા સર્વત્ર બધાની પાસે જ રહે છે. ફકત પ્રગટ થવાનો યોગ્ય સમય એ જુએ છે. એ તો કમળાધ્વજના હૃદયમાં પહેલેથી જ હતા. એનું તપ ઉત્કંઠ અને આર્ત પ્રાર્થના જોઈને જ એ મુગ્ધ થયો હતો. જયારે એની અવધી પુરી થઈ ત્યારે એ કમળાધ્વજ સામે પ્રગટ થઈને ઉભો રહ્યો એ સર્વ સ્થાન ભગવાનના દિવ્ય અંગજયોતિથી ઝળહળવા લાગ્યું, કમળાધ્વજની આંખો એ પ્રકાશને રોકી શકી નહીં. એના નેત્રકમળ આપોઆપ ખુલ્યાં. હજારો સુર્યની દિવ્ય ઝગમગાટમાં એને ભગવાનના શંખ ચક્ર ગદા પદ્મધારી વિષ્ણુ ભગવાનની મૂર્તિ દેખાવા લાગી. એનું હૃદય શીતળ થયું. આંખો નિર્મિમેશ થઈ. ભગવાનના રૂપરસનું અમૃતપાન કરવા લાગ્યા. ભકતનું સંપૂર્ણ હૃદય ભગવાનના કૃપાપૂર્ણ નેત્રમાંથી શ્રવણધારા પ્રેમધારા નીકળ્યા. એ કરૂણાસાગરમાં એ પૂર્ણ નિમગ્ન થયો. જન્મોજન્મની અભિપ્સા પૂર્ણ થઈ.

કંઈક ક્ષણ નિઃસ્તબ્ધ રહીને ગદ્‌ગદ્ વાણીથી કમળાધ્વજ સ્તુતિ કરવા લાગ્યો. પ્રભુ તું જ ખરેખર મારો અખિલ જગતનો અને હે જગતચક્ર ચલાવનાર બધા દેવોનો સ્વામી છે. સંપૂર્ણ ઐશ્વર્ય અને માધુર્ય તારા જ આશ્રયથી છે. તુ પતિપાવન છે. તારા સ્મરણમાત્રથી જ બધાં પાતકનો નાશ થાય છે. તું ઘટ ઘટ વ્યાપી હોઈને જગતની અંદર અને બહાર તું જ વ્યાપેલો છે. તું વિશ્વનો વિશ્વશ્વર અને વિશ્વરૂપ હોઈને ભકતો પર કૃપા કરીને એની સામે પ્રગટ થાય છે. બ્રહ્મા આદિ દેવતા તમારા રહસ્ય જાણી શકતા નથી. ફકત પોતાના ચરણકમળમાં ભકિતભાવથી નમ્ર થઈને પ્રણામ કરે છે. તારી સુંદરતા, કોમળતા અને પ્રેમ પરવશતા કોઈને આકૃષ્ટ કરી શકતી નથી. તું ક્ષીરસાગરે શયન કરે છે પણ ભકતોની વિપત્તિનો નાશ કરવા માટે સર્વત્ર ચક્રધારી રૂપથી વિદ્યમાન રહે છે. ભકત તારા છે અને તું ભકતોનો છે. જેણે ચરણ

પર પોતાનું શીર ઝુકાવ્યું તેને બધી વિપત્તિમાંથી છોડાવી પરમાનન્દમય એવું પોતાનું દિવ્ય ધામ આપ્યું. તું યોગીયો કરતા સમાધિગમ્ય છે. વેદન્તીથી જ્ઞાનસ્વરૂપ આત્મા છે અને ભકતોના સર્વસ્વ છો. હું તમારો છું. તમારા ચરણ સમર્પિત છું. લીન છું એમ કહી કમળાધ્વજ વિરામ પામ્યો. સ્તબ્ધ થયો.

ભગવાન જાણતા હતા કે કમળાધ્વજ આ નિષ્કામ નિરિચ્છ ભકત છે. એના ચિત્તમાં સાંસારિક ભોગની જ શું પણ મુકિતની પણ કામના નથી માટે એમણે કમળાધ્વજને વર માંગ એમ કહ્યું નહીં. એમના ચિત્તની સ્થિતિ જાણી અમૃતોપમ વાણીનું એની ઉપર સિંચન કરી ભગવાન બોલ્યા, 'હે મહાભાગ બ્રાહ્મણ દેવ હું જાણું છું કે, તારા હૃદયમાં ફકત મારી સેવાની કામના છે. તું લોક-પરલોક, મુકિત અને વૈકુંઠધામનો પણ પરિત્યાગ કરીને મારી પૂજા અને સેવા કરવાનું મનમાં ધારે છે. એ તારી ઈચ્છા પૂર્ણ થશે. કલ્પપર્યંત મારા સાનિધ્યમાં સેવારત તું અહી જ રહે. અંતે તો મારા જ સ્વરૂપમાં તારો લય છે.' આમ બોલીને ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા અને ભકત કમળાધ્વજ ભગવાનની શારીરિક અને માનસિક સેવા કરતાં કરતાં પોતાનું સર્વશ્રેષ્ઠ આનંદમય જીવન વ્યતીત કરવા લાગ્યો. કમળાધ્વજ પ્રત્યેક ક્રિયા એની પ્રત્યેક ભાવના ફકત ભગવાન માટે જ થતી હતી અને સ્વભાવમાં જ એનાં દ્વારા જગતનું કલ્યાણ જ સંપન્ન થતું હતું. આવા ભકત એકાંતમાં રહીને ભગવાનની સેવામાં રત રહીને પણ પોતાના શુધ્ધ સંકલ્પથી જગતની જેટલી સેવા કરે છે તેટલી મોટી કર્મનિષ્ઠ પણ કરતા નથી.

આ પ્રમાણે સેવા પૂજા કરતાં હોવાથી કમળાધ્વજનો સારો એવો કાળ નીકળી ગયો. ત્યાં એક દિવસે પૂજા સાહિત્ય કરતો હતો ત્યારે એક ભયંકર રાક્ષસે એની પર આક્રમણ કર્યું. એને પોતાના શરીરનો મોહ નહોતો. મૃત્યુ પછી મારે કોઈપણ દુઃખમય સ્થાને જવું પડશે. એમ પણ શંકા એના ચિત્તમાં ઉદ્‌ભવી નહીં. પણ રાક્ષસ ખાઈ જશે એવી કલ્પનાથી એના ચિત્તમાં એવો પ્રશ્ન ઉદભવ્યો કે ભગવાને પોતાની સેવાથી મને જે વચન આપ્યું હતું એની આજે જ સમાપ્તિ થશે ? ભગવાને એક કલ્પ સુધી સેવા પૂજાનો લાભ કરાવી આપ્યો હતો એ વચન શું અસત્ય થશે ? આ તો ખુબજ દુઃખદ ઘટના થશે એમ ચિંતન કરીને ભગવાનની અનન્યભાવથી પ્રાર્થના કરવા લાગ્યો. ભગવાને પોતાના પ્રિય ભકતનું રક્ષણ કરવા પોતાનું સુદર્શન ચક્ર છોડયું. ચક્રના એ ગોળાકાર દિવ્ય તેજોવલયનું વિલક્ષણ તેજસ્વી સ્વરૂપ જોઈને જ રાક્ષસ બીકથી ભાગવા લાગ્યો. પણ છેલ્લે એ દિવ્ય ચક્રથી એને મારીને એનો ઉધ્ધાર કર્યો.

એ રાક્ષસે સોળ વર્ષ પહેલાં એક સુંદર નામનો ગંધર્વ હતો. કંઈક પ્રમાદથી વસિષ્ઠઋષિએ એને રાક્ષસ થવાનો શ્રાપ આપ્યો હતો પણ એની સ્ત્રીઓની વિનંતીથી વસિષ્ઠે સોળ વર્ષ પછી જ્યારે કમળાધ્વજ માટે એની પાછળ દોડશે ત્યારે ભગવાન નારાયણના સુદર્શનથી એને મુકિત મળશે એમ ઉ:શાપ આપ્યો હતો. આ રીતે દિવ્ય શરીર ધારણ કરીને દિવ્ય આભુષણથી યુકત સુંદર ગંધર્વએ સુદર્શનચક્રના દર્શન કરી અને કમળાધ્વજને પ્રણામ કરીને દિવ્ય વિમાનમાં બેસી દેવલોક નીકળી ગયો.

કમળાધ્વજે સુદર્શન ચક્રની સ્તુતિ કરતાં કહ્યું: 'હે સુદર્શન, તું તને વારંવાર નમસ્કાર કરું છું. જગતના ભકતોનું રક્ષણ કરવું આ તારા જીવનનું વ્રત છે એટલે ભગવાને તને પોતાના કરકમળમાં દિવ્ય આયુધ બનાવ્યું છે. તેં સમય સમયે અનેક ભકતોને સંકટમુકત કર્યા છે. હું તારી આ કૃપાથી અત્યંત ઋણી છું મારી તને પ્રાર્થના છે કે તું આ જગનું રક્ષણ કરવા માટે અહીં જ રહે.'



સુદર્શન ચક્રએ ભકત કમળાધ્વજની પ્રાર્થના સ્વીકારીને કહ્યું કે: 'હે ભકતવર તારી પ્રાર્થના કયારેય વ્યર્થ જશે નહીં. કારણ તું ભગવાનનો પરમપ્રેમી અને કૃપાપાત્ર છે. હું તારા સાન્નિધ્યમાં નિત્ય નિવાસ કરીશ. નિર્ભય થઇને ભગવાનની સેવા પૂજા કર. હવે તારા સાન્નિધ્યમાં રહેવાથી તારી ઉપાસનામાં કોઈપણ વિઘ્ન આવશે નહીં.' આ પ્રમાણે

ભકત કમળાધ્વજને વરદાન આપી સુદર્શનચક્રએ નજીકના પુષ્કરિણીમાં પ્રવેશ કર્યો. એ જ ચક્રતીર્થ છે. ભગવાનની કૃપાનો પ્રત્યક્ષ અનુભવ લઇ ભકત કમળાધ્વજનું હૃદય પ્રેમથી અને આનંદથી ભરાઇ આવ્યું. એ હજુ તન્મયતાથી અને તત્પરતાથી ભગવાનની સેવા પૂજા કરવા લાગ્યો. આવા પ્રેમી ભકતોનું જ જીવન ધન્ય થાય છે. કારણ કે ક્ષણ ક્ષણથી અને ડગલે ને પગલે ભગવાનના પરમ અનંત કૃપાનો અનુભવ લઇને એમાં જ એ તન્મય રહે છે.



તળાતળ પાતાળના સદ્દભકત રાજા ગંધર્વસેનનો પ્રધાન પુષ્પસેન એ અત્યંત સુશીલ, ગુણવાન અને પ્રેમીભકત હતો. એને ભગવાન મત્સ્ય અવતારે તું ત્રેતાયુગમાં વામન અવતારની વખતે સદ્દભકત કમળાધ્વજ થઇને મારી સાયુજ્જ મુકિત મેળવીશ આ પ્રમાણે વરદાન આપ્યું હતું તે અહીં પૂર્ણ થયું.

## ॥ શ્રી વામન અવતાર સંપૂર્ણ સમાપ્ત ॥

## ॥ શ્રીમત્પરબ્રહ્માર્પણમસ્તુ: ॥

આ સમય કાળમાં બીજો ત્રેતાયુગ શરૂ થયો તેમાં શ્રી વિષ્ણુ ભગવાને વામન અવતાર ધારણ કર્યો ત્યારે યજુર્વેદની ગાયત્રી મંત્રનો પ્રભાવ હતો.

અવતાર પાંચમો શ્રી વામન ભગવાન ચાર લાખને બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦૦) વર્ષ વર્તિ.

**નોંધ : અત્રેથી અ પુરૂષ વેદવાણી છઠ્ઠા અવતારમાં હરિઅંશ નામે જાય છે.**

*: બોલીએ શ્રી વામન ભગવાનની જય :*

**ધૂન : હરે વામન, હરે વામન, હરે વામન, હરે હરે**

શ્રી ફરસુરામ અવતાર

**શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા સત્ય છે.**



जमदग्नि सुतो भूतवा रामः परशुधृग्विभुः ।
सहस्त्रार्जुनहन्ता यः तस्मै उग्रात्मने नमः ॥



શ્રી વિષ્ણુ ભગવાને જમદગ્નિના પુત્ર ફરશુરામ રૂપે હાથમાં ફરશી ધારણ કરીને સહસ્ત્રાર્જુન રાજાનં નાશ કર્યો હતો, તે ઉગ્ર મૂર્તિરૂપ ફરશુરામ અવતારને હું નમસ્કાર કરું છું.

**શ્રી વામન ભગવાનના માનધાતા, પૃથ્વીજ્ય, અસરત,**
**જમદગ્નિૠષિ અંશ તો શ્રી ફરસુરામ ભગવાન.**

# શ્રી ફરશુરામ અવતાર

## ॥ અવતાર છઠ્ઠો ॥

**પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું**
**ૐ નમો શ્રી સદ્‌ગોર પાત્ર બ્રહ્મા વશિષ્ઠ મહારાજ,**
**આદ્ય વિષ્ણુ નિરંજન શ્રી ફરસુરામ ભગવાન તમારી આશીષે.**

**॥ સતગોર બ્રહ્મા વાચા ॥**

**પાંચ અવતાર શ્રી હરિના પુરા થાય, અવતાર છઠ્ઠાનો સદ્‌ગોરે કહ્યો મહિમાય. ॥૧॥**
**છઠ્ઠો શ્રી ફરશુરામ અવતાર, લખ્યો છે તે સુણો મુનિવરભાઈ સાર. ॥૨॥**
**શ્રી ફરશુરામ રૂપે બળીયા સાર, ઉત્તમ કુળે લીધો અવતાર. ॥૩॥**
**જયારે ફરશુરામ રૂપે અવતાર, ત્યારે હાથે ધનુષ્ય બાણ લીધા નિર્ધાર. ॥૪॥**
**એ યુગમાં ક્ષત્રી હતા અસૂર, ફરશુરામે મારી કર્યા ચકકાચૂર. ॥૫॥**
**ક્ષત્રીયો મારી પૃથ્વી નક્ષત્રી કરી, મોટા મહારથી યોધ્ધા કરધરી. ॥૬॥**
**કર્યો ક્ષત્રીય તણો સંહાર, ધનુષ્યબાણ આયુધ હથિયાર. ॥૭॥**
**માતા રેણુકાના પુત્ર સોહાય, દૈત્ય મારી ભકતોની કરી સહાય. ॥૮॥**

જમદગ્નિના પુત્ર જેહ, પાતાળથી આવ્યા હતા તેહ. ॥૯॥
આદશકિત દેવી કાળકા જોય, ફરશુરામની શકિત હોય. ॥૧૦॥
જયારે ફરશુરામ રૂપે લીધો અવતાર, ત્યારે દૈત્ય કંપ્યા તેણી વાર. ॥૧૧॥
સહસ્રાર્જુન યોધ્ધા મહાબળી કહેવાય, તે સાથે યુધ્ધ કર્યો નવ જાય. ॥૧૨॥
સહસ્ત્રાર્જુન ગુરૂને પુછે વાત, મારુ મોત છે કોને હાથ. ॥૧૩॥
ગુરુ મુખથી બોલ્યા સોય, ફરશુરામના હાથે મોત હોય. ॥૧૪॥
દૈત્ય કહે એવી યુકિત કરું, સહસ્ત્ર કાંતીનું લોહ પાંજરૂ કરૂ. ॥૧૫॥
પકડી ફરશુરામને લાવુ તતકાળ, લોહપાંજરામાં ઘાલુ તે વાર. ॥૧૬॥
પિંજરામાં ફરશુરામ જો ફરે, ત્યારે સહસ્રકાંતીશું કપાઇ મરે. ॥૧૭॥
એવી યુકિત બુધ્ધિ જો કરે, લોહ પાંજરૂ ઘડાવી ધરે. ॥૧૮॥
દૈત્ય મનમાં એવું ધાર્યુ, ફરશુરામને મારવા લોહ પાંજરૂ કર્યુ. ॥૧૯॥

વામન અવતારના કાલખંડ નીકળ્યા પછી બળીરાજાએ જે ઠેકાણે સો યજ્ઞ પરીપૂર્ણ કર્યા હતા એ ઠેકાણે મહિકાવતી નગરીમાં કૃતવીર્ય નામનો રાજા રાજ્ય કરતો હતો. એની સ્ત્રી રંકાવતી હતી. એકવાર સંધ્યાકાળના સમયે રંકાવતી કૃતવીર્ય પાસે ભોગ માંગવા લાગી. ત્યારે કૃતવીર્યએ આ સમય સારો નથી આ વખતે સંભોગ કરવાથી અસુર પ્રકૃતિનો પુત્ર થાય છે, એમ રંકાવતીને કહ્યું. પરંતુ રંકાવતી સમજી નહીં. એટલે એણે તેને રતિદાન આપ્યું. એ સંધી સાધીને રાક્ષસનો મધુ નામનો શાપ પામેલ પુત્રએ એના ગર્ભમાં પ્રવેશ કર્યો. આ મધુ રાક્ષસે એકવાર શંકરની પૂજાના સમયે પાર્વતી અનેક પ્રકારના ફુલ લાવી મહાદેવની પૂજા કરતી. એ પાર્વતીની એણે એક હજાર પૂજા બગાડી હતી. માટે મહાદેવે એને શ્રાપ આપ્યો હતો કે તું આગલા જન્મમાં હાથ વગર જન્મ લઈશ અને આગળ ખુબ દુઃખ ભોગવીશ. એ પ્રમાણે મધુ દૈત્ય નારાયણના હાથથી મૃત થઇ રંકાવતીના ગર્ભમાં પ્રવેશ કરી એને સહસ્રાર્જુન આ નામથી પૃથ્વી ઉપર જન્મ લીધો. એ જન્મ્યો ત્યારે એને શ્રાપને લીધે હાથ નહોતા. પણ એણે દત્તાત્રેયની ઘણા દિવસ સેવા કરીને એમને પ્રસન્ન કર્યા અને ''મને સર્વ શરીરભર હાથ આપો ! અને સર્વ ભુમંડળમાં મને અજેય કરો.' એવો વર માંગી લીધો. પછી સહસ્રાર્જુને શંકરની કેટલાંક વર્ષો તપસ્યા કરી લીધા પછી સહસ્રાર્જુન મહિકાવતીમાં આવ્યો. આગળ એણે સંપૂર્ણ પૃથ્વી જીતીને બધાને ત્રસ્ત કરી નાંખ્યા.

એકવાર લંકાનો રાજા રાવણ દિગ્વિજય માટે ગયો હતો એ ત્યાંથી જય મેળવીને લંકામાં પાછો જતો હોવાથી પૂજાનો સમય થયો, ત્યારે નર્મદાના કાંઠે સ્નાન વગેરે કરીને શિવપૂજા કરવા બેઠો. એજ સમયે સહસ્રાર્જુન સ્નાન માટે નર્મદા પર આવ્યો હતો. એણે સહજ લીલાથી પોતાના સહસ્રભુજા પાણી પર પ્રસરીને પાણીને બાંધી દીધું. એ માટે નર્મદાનું પાણી ઉપરની બાજુ વધવા લાગ્યું એ યોગથી રાવણે સ્થાપન કરેલી શિવલીંગ પૂજા વગેરે બધું વહી ગયું. ત્યારે રાવણને પુષ્કળ ગુસ્સો આવ્યો અને એણે પોતાના પ્રધાનને આવું થવાનું કારણ શું છે. એની શોધ કરવા માટે કહ્યું. એનો પ્રધાન આગળ જઈને જોવા લાગ્યો તો સહસ્રાર્જુન નર્મદામાં સ્નાન કરતો હોવાથી પોતાના બાહુથી પાણીને બંધારો  નાંખ્યો છે એમ દેખાયું. પ્રધાને જોયેલું સર્વ પ્રકાર આવીને રાવણને કહ્યું એની સાથે જ રાવણને અત્યંત ક્રોધ આવ્યો. એ બધા સૈન્ય સહ સહસ્રાર્જુનની પાસે દોડી ગયો. પણ સહસ્રાર્જુને ક્ષણભરમાં રાવણના સૈન્યનો નાશ કર્યો અને રાવણને પકડીને બંદીશાળામાં રાખ્યો. એ વર્તમાન પ્રધાને લંકામાં જઈને રાવણના બાપ વિશ્રવ અને દાદા પૌલસ્તીને કહ્યું એ

બંને બ્રહ્મદેવ પાસે ગયા અને એમણે થયેલી હકીકત કહી રાવણને છોડવા માટે વિનંતી કરી. પછી બ્રહ્મદેવ એ બંનેને લઈને મહિકાવતીમાં સહસ્ત્રાર્જુન પાસે આવ્યા અને તેને રાવણને છોડી દેવા માટે સહસ્ત્રાર્જુનને કહ્યું, સહસ્ત્રાર્જુન બોલ્યોઃ હે દેવ, તમે મારા ઘેર યાચક થઈને આવ્યાં એ જ એ રાવણને પુષ્કળ શિક્ષા થઈ છે પછી સહસ્ત્રાર્જુને રાવણને બ્રહ્મદેવના સ્વાધીન કર્યો. આ પ્રમાણે અતુલ બળ સંપન્ન સહસ્ત્રાર્જુને એકવાર પોતાના ગુરૂને પુછયુંઃ 'ગુરૂજી, મારું મરણ કોના હાથે છે ? ગુરૂએ અંતર્ધ્યાનથી જાણીને કહ્યુંઃ 'જમદગ્નિઋષિ અને રેણુકાનો પુત્ર અતુલ પરાક્રમી ફરશુરામ એના હાથે તારું મરણ છે, એમ મારું ભવિષ્ય કહે છે.' જો આમ છે તો પહેલાં જ એ ફરશુરામને મારી નાંખવો જોઈએ એમ સહસ્ત્રાર્જુને વિચારી એ ફરશુરામને મારવા માટે યુકિતઓ યોજવા લાગ્યો. પણ કંઈ કરવાથી એને યોગ્ય સાધન મળતું નહોતું. માટે બુધ્ધિબળનો ઉપયોગ કરીને એણે એવું એક યંત્ર તૈયાર કરવાનું ઠેરવ્યું કે એમાં ફરશુરામને મુકીને અને કળ દબાવીને યંત્ર ફરતાં જ હજારો તલવારોથી એનું શરીર અનાયાસે જ છીન્ન ભીન્ન થશે, એમ વિચાર કરી એ યંત્ર પિંજરું તૈયાર કરવા લાગ્યો.

ત્યાં ફરશુરામ જુગતી કરે, રૂપ વૃધ્ધ બ્રાહ્મણનું ધરે. ॥૨૦॥
હાથમાં લાકડી માળા નિર્મળ થયા, દૈત્યને દ્વારે પોતે ગયા. ॥૨૧॥
દૈત્ય પિંજર લઈ બેઠો જયાંય, કપટ કરીને શ્રીહરિ આવ્યા ત્યાંય. ॥૨૨॥
ઘડાવી પિંજર પુરણ થાય, ત્યાં સહસ્ત્રાર્જુન બેઠા રાય. ॥૨૩॥
દેખી વિપ્રને દીધા બહુમાન, વિપ્ર કહે તું મારો યજમાન. ॥૨૪॥
અમે તારા બ્રાહ્મણગોર એમ કહે, દૈત્ય મનમાં અચંબે રહે. ॥૨૫॥
દૈત્ય પુછે ગોરને ભેદ, કોણ દેશથી આવ્યા દેવ. ॥૨૬॥
મુજપુરનગર છે અમારૂ ગામ, ત્યાં રાજ કરે છે ફરશુરામ. ॥૨૭॥
એવા વચન બ્રાહ્મણગોર કહે, બહુ આદર બ્રાહ્મણને કરે. ॥૨૮॥
દૈત્ય પુછે સુણો મહારાજ, મને ફરશુરામ દેખાડો આજ. ॥૨૯॥
તેમના કહોને અમને ભેદ, તે કારણ આ પાંજરૂ કરાવું દેવ. ॥૩૦॥
ત્યારે બ્રાહ્મણ બોલ્યા સત્‌નામ, જેવા તમે તેવા ફરશુરામ. ॥૩૧॥
લોહપિંજર કેમ લીધુ હાથે, તારી પાંચ પેઢી ઓધારૂ મારા હાથે. ॥૩૨॥
સહસ્ત્રાર્જુન તમે બલી વંશના હોય, ત્યાં નારાયણનું યુધ્ધ કર્યા તોય. ॥૩૩॥
તારી પાંચ પેઢી સંહાર કરી, એવા વચન બોલ્યા શ્રીહરિ. ॥૩૪॥
હું તમને પુછું ગુરુ એક વાત, એ નારાયણ કેમ આવે હાથ. ॥૩૫॥
સ્વામી આ લોહ પાંજરું એ કાજ, જીવતો પકડી લાવું તેને આજ. ॥૩૬॥
અરે યજમાન મારું કહ્યું માને આજ, તો સરસે તમારૂ રે કાજ. ॥૩૭॥
જે પાંજરૂ તમને પુરૂ થાય, તું તે પ્રમાણે માંહે બેસી જાય. ॥૩૮॥ 
જે પાંજરામાં બેસી જુવો આજ, લઉં પ્રમાણ તો સરસે કાજ. ॥૩૯॥
દૈત્યે માન્યું એ સત ભાયે, પાંજરામાં પેઠો જાયે. ॥૪૦॥
પાંજરામાંથી બોલ્યો રાય, પાંજરાની કળ ફેરવી જોય. ॥૪૧॥

**દૈત્ય બેસાડીને દીધુ દ્વાર, કળ ફેરવી કરી કરવા સંહાર. ॥૪૨॥**
**કપટ સ્વરૂપે કર્યું આ કામ, જાહેર ગુરૂ રૂપે થયા ફરશુરામ. ॥૪૩॥**
**પાંજરામાં દૈત્યનો ફરે શ્વાસ, ઉછળે પાંજરૂ જાય આકાશ. ॥૪૪॥**
**પાંજરામાંહે દૈત્ય થરથરે, કંપે ધરતીને પર્વત પડે. ॥૪૫॥**
**તડપે પાંજરૂને ધરતી ઉપર ફરે, સહસ્ત્રાર્જુન કાંતીશું કપાઈ મરે. ॥૪૬॥**
**જો તું બહાર મરતા એમ ઓચરે, અરે ફરશુરામ તું કપટ જો કરે. ॥૪૭॥**
**જો તું બહાર કાઢીને મારે મોય, તો હું તમાશો દેખાડું તોય. ॥૪૮॥**
**યુદ્ધ કરીને મુને મારો મોરાર, બળીયો બંધાણો જુગતીથી સાર. ॥૪૯॥**
**જયારે આ દૈત્યને માર્યો જેહ, ફરશુરામ રૂપે પ્રગટ થયા તેહ. ॥૫૦॥**

ફરશુરામે સહસ્ત્રાર્જુનનો વિચાર જાણ્યો અને પોતે એક વૃધ્ધ બ્રાહ્મણનું રૂપ લઈને હાથમાંથી લાકડી, ખભા પર ઉપવસ્ત્ર, ગંધ વગેરે લગાવીને ફરશુરામ સહસ્ત્રાર્જુન પાસે આવ્યા. સહસ્ત્રાર્જુન પિંજરું તૈયાર કરવાનું કામકાજ કરતો હતો. એજ જગ્યાએ જઈને ઉભા રહ્યા. પરમ તેજસ્વી અને વૃધ્ધ બ્રાહ્મણને જોઈને રાજાએ એને નમસ્કાર કરીને આતિથ્ય કર્યું. એમનું માનસન્માન કરીને બેસાડયા. બ્રાહ્મણ બોલ્યાઃ હે રાજા સહસ્ત્રાર્જુન, તું મારો યજમાન હોવાથી હું તારો પુરોહિત ગોર છું. રાજાને આશ્ચર્ય થયું. આ બ્રાહ્મણ આજ સુધી આપણા જોવામાં આવ્યો નથી અને મારા પુરોહિત ગોર કહે છે એટલે રાજાએ એને પુછયું: 'ગોર મહારાજ તમે કયા દેશમાંથી આવ્યા છો, આજ સુધી તમારું દર્શન નથી. વૃધ્ધ બ્રાહ્મણ બોલ્યોઃ 'હે રાજા હું ખુબ દુર દેશનો રહેવાસી છું. મુંજપુરનગર આ મારું ગામ છે, હમણાં એ દેશમાં ફરશુરામ રાજ્ય કરે છે.' ફરશુરામનું નામ સાંભળતાં જ રાજા ગુસ્સાથી લાલગુમ થયો અને બોલ્યોઃ 'હે ગોર મહારાજ મારું કાર્યભાય અનાયાસે થયું. તમે હવે આવ્યા જ છો અને એ પણ ફરશુરામની રાજધાનીના રહેવાસી છો તો મને એક વાત કહો કે ફરશુરામ સાધારણઃ દેખાવમાં લાંબો ટુંકો કેટલો છે. ઠીંગણો છે કે ઉંચો, જાડો છે કે દુબળો-પાતળો વગેરે સર્વ વર્ણન એનું કહો. ત્યારે બ્રાહ્મણ બોલ્યાઃ આનું શું કારણ ? તારે એનાથી શું કરવું છે. સહસ્ત્રાર્જુને કહ્યુંઃ તમે મારા પુરોહિત જ છો ત્યારે તમને કહેવામાં વાંધો નથી. અમારા રાજગુરૂ કહે છે કે ફરશુરામના હાથે મારું મરણ છે. મેં તો શંકરને પ્રસન્ન કરીને આ એક હજાર હાથ માંગીને સિવાય અમૃત પણ મેળવેલ છે. પણ એ કપટી કેવો ઘાત કરશે એનો નિયમ નથી, માટે એને પહેલાં જ પકડી લાવીને આ પિંજરામાં નાંખીને એનો નાશ કરવાનું મેં ઠેરવ્યું છે. પણ એનું પ્રમાણ જાણતો ન હોવાથી અને એને મેં જોયો ન હોવાથી આ યંત્ર પૂર્ણ કરવામાં આવશે નહીં. માટે તમને એનું પ્રમાણ કહો એટલે હું આ યંત્ર પૂર્ણ કરીને આગળના કામે લાગું.' બ્રાહ્મણ બોલ્યોઃ અરે એમાં શું વિશેષ છે જેટલો તું એટલો જ ફરશુરામ છે. જો એકદમ તારા જ પ્રમાણનો છે. પણ હું કહું છું તું એટલો પરાક્રમી શુરવીર હોઈને એનાથી આમ બી જઈને કપટથી મારીશ એમાં તારૂ પરાક્રમ શું દેખાશે. એના કરતાં પ્રત્યક્ષ યુધ્ધ કરીને કેમ એને મારતો નથી. રાજા બોલ્યો તમે કહો છો એ ઠીક છે. પણ એ માયાવી કપટી છે. મારા પૂર્વજોનો એણે આમ જ કપટથી ઘાત કર્યો હતો. જેવા સાથે તેવા એ ન્યાયથી એને મારવો છે. બ્રાહ્મણ બોલ્યોઃ એકદમ બરાબર છે તારું કહેવું ! અરે તારી પાંચ પેઢીનો આમ જ સંહાર કર્યો છે. હિરણ્યકશ્યપુ, બલી રાજા વગેરે આટલા મહાબલાઢ્ય પણ એણે કપટથી એમનો સંહાર કર્યો એનો બદલો તું લેજે પણ મને સમજાણ નથી પડતી કે આ પિંજરાથી તું એને કંઈ રીતે મારીશ ? રાજા મોટા અવાજથી બોલ્યોઃ એજ તો સાચી હોંશિયારી છે. આ જુઓ તમને મારું ચાતુર્ય હમણાં સમજાશે. એમ કહીને સહસ્ત્રાર્જુને મોટા અવાજમાં પોતાના

તૈયાર કરેલ યંત્ર બતાવી આપ્યું. પણ બ્રાહ્મણના મગજમાં તે આવતું નહોતું એટલે એણે બ્રાહ્મણને સમજાવવા પ્રત્યક્ષ એ યંત્રમાં દાખલ થઈને દરવાજો બંધ કરવા કહ્યું અને પછી બ્રાહ્મણને એ યંત્રની કળ દબાવી યંત્ર શરૂ કરવા કહ્યું અને પછી પોતાનું મુળરૂપ પ્રગટ કર્યું. કળ દબાવતાં જ પિંજરું એકદમ આકાશમાં ઉડયું અને ગરગર ફરીને જમીન પર પટકાઈ ફરી ઉપર ગયું. આમ બે ત્રણ વાર કૂદયા પછી રગડવા લાગ્યું. પિંજરું રગડવાથી તલવારના પાતોથી સહસ્રાર્જુનના બધા બાહુ કપાઈ ગયા. તેમજ સહસ્રાર્જુને બહાર ઉભા રહેલા ફરશુરામને કહ્યુંઃ અરે કપટી, ઘાતકી આમ મારો વિશ્વાસઘાત કર્યો. ઉભો રહે ! મને બહાર કાઢ હું તને મારા પરાક્રમનો તમાશો બતાવું છું. પણ છેલ્લે એમાં એ મરણ પામ્યો અને ફરશુરામ અવતાર પ્રગટ થઈને એને દર્શન આપી એની પ્રાણજ્યોત પોતાના પ્રાણમાં સમાવી લીધી. આ પ્રકારે ફરશુરામના છઠ્ઠી અવતારની લીલા થઈ છે.

શ્રી ફરશુરામ અવતારની પુરાણાંતરી બીજી કથા આવે છે એ આમ છે. પહેલાં ઇક્ષ્વાકુ કુળમાં રેણુ નામનો એક મહાન પરાક્રમી રાજા થઈ ગયો. ભાગીરથી કાંઠે કાન્યકુબ્જ નામના રાજમાં રાજ્ય કરતો હતો. એ રાજાને સંતતિ ન હોવાથી એણે પુત્ર પ્રાપ્તિ માટે શંકરની સેવા કરી. મહાદેવે પ્રસન્ન થઈને કહ્યુંઃ હે રાજા રુણરાજા તને એક ઉત્તમ સર્વગુણસંપન્ન એવી પુત્રી થશે. એની કિર્તી ચારે દિશામાં થશે. તેમજ તેને એ કન્યા પછી એક પુત્ર થશે. આ પ્રમાણે રેણુ રાજાને કહી મહાદેવ અદ્રશ્ય થઈ ગયા. આગળ રેણુરાજાએ અત્રી, વસિષ્ઠ, ભાર્ગવ, ગાલવ, ગૌતમ, કૌડિણ્ય, જૈમિની, બ્રહ્માનંદ, માંડવ્ય, ગર્ગ્ય, જાંબાલિક, શૌનક, ભારદ્વાજ, સમ્યક, દાલભ્ય, વિભાંડક વગેરે ઋષિને બોલાવીને પુત્રી પ્રાપ્તિ માટે યજ્ઞનો આરંભ કર્યો. યજ્ઞના સમયે પૂર્ણાહુતિ થઈ. યજ્ઞકુંડમાંથી એક તેજઃપુંજ અને સર્વાંગ સુંદર કન્યા નીકળી. ઋષિએ એ કન્યાને ઉપાડી લઈને રાજાના ખોળામાં બેસાડી. રેણુ રાજાએ કન્યાનું નામ રેણુકા રાખ્યું અને આરંભેલો યજ્ઞ સાંગોપાંગ પૂર્ણ કર્યા પછી એને કેટલાક દિવસો પછી એ પુત્ર થયો. એનું નામ શુરસેન એમ રાખ્યું.

અગ્નિકુંડમાંથી નીકળેલી રેણુકા જગન્માતા પાર્વતી અને કશ્યપની સ્ત્રી જે અદિતી આ બંનેનો અવતાર છે. એકવાર પૃથ્વી ઉપર ખુબ પાપ થયું અને લોકોને દુષ્ટોથી અત્યંત ત્રાસ થવા લાગ્યો. ત્યારે સર્વ દેવ ક્ષીરસાગરે આવી નારયણની પ્રાર્થના કરી બોલ્યાઃ ‘હે દેવાધિદેવ ! પૃથ્વી ઉપર દુષ્ટોએ અત્યંત પ્રલય માંડયો છે. એ માટે બધા પ્રાણી ત્રસ્ત થયા છે. આ વખતે તમે દુષ્ટનો સંહાર ન કરો તો આખી પૃથ્વી પર હાહાકાર થશે હે પ્રભુ ! હિરણ્યાક્ષ વખતે વરાહ અવતાર, હિરણ્યકશ્યપુ વખતે નૃસિંહ અવતાર અને બલીના વખતે વામન અવતાર લઈ એમનું રક્ષણ કર્યુ. એ પ્રમાણે પ્રભુ આ વખતે અવતાર ધારણ કરીને પૃથ્વી ઉપર ઉન્મત્ત થયેલા રાક્ષસોનો તમે સંહાર કરો. દેવોની એ કરૂણવાણી સાંભળી ભગવાન શ્રી વિષ્ણુ પ્રસન્ન થયા અને કહ્યું, હું જલ્દી અવતાર ધારણ કરીને પૃથ્વી પર ઉન્મત્ત થયેલા રાક્ષસોનો સંહાર કરીશ પણ આ વખતે હું અદિતીના ઉદરે સંપૂર્ણ અંશથી આવીશ. ત્યારે હું તેના ગર્ભમાં રહેતાં એ મારું તેજ સહન કરશે એવી કંઈક વ્યવસ્થા કરો. લક્ષ્મીનારાયણ શ્રીપતિએ આ પ્રમાણે દેવોને આશ્વાસન આપ્યું. દેવ આનંદીત થયા. એ અદિતી પાસે આવ્યા. એને એમની થયેલી બધી વર્તમાન કહીને પ્રભુ ગર્ભમાં આવ્યા પછી એમનું તેજ સહન કરવા માટે એને પોત પોતાની તેજશકિત આપી. પરંતુ દેવોની આ તેજશકિતથી કંઈ કાર્યભાગ થશે નહીં એમ અદિતીને લાગ્યું એટલે એણે કૈલાસ પર્વત પર જઈને જગન્માતા જે પાર્વતી છે એની તપશ્ચર્યા કરી. ત્યારે કેટલાંક વર્ષોના તપથી એને પાર્વતી પ્રસન્ન થયાં. એ વખતે અદિતીએ કહ્યુંઃ ‘હે આદિમાતા જગદજનની ! ભગવાન વિષ્ણુ મારા ઉદરમાં સર્વ અંશથી અવતાર ધારણ કરનાર છે. ભગવાનનું તેજ મારાથી સહન થશે નહીં. હે માતા પાર્વતી તું મારા શરીરમાં વાસ્તવ્ય કર એટલે હું ભગવાનનો ગર્ભ સહન કરીશ.’ અદિતીની વિનંતી માન્ય કરીને પાર્વતી બોલ્યાઃ ‘હું તારી જગ્યાએ વાસ કરીશ પણ તું

તારા પતિના શરીરમાં મહાદેવ વાસ કરશે એમ તજવીજ કર.' પાર્વતીએ આમ કહ્યા પછી અદિતી શંકરની તપશ્ચર્યામ બેઠી અને એણે શંકરને પોતાના ભકિતભાવથી પ્રસન્ન કરી લીધા. ત્યારે અદિતી બોલીઃ 'હે કૈલાસ પતિ, ભગવાન શ્રીપતિ મારા ઉદરમાં અવતાર લેશે તો એનું તેજ સહન કરવા માટે માતા પાર્વતી મારા શરીરમાં વાસ કરશે માટે તમે અને માર પતિ કશ્યપ એક થઈ મારો સ્વીકાર કરો.' અદિતીની આ વિનંતી સાંભળી મહાદેવ તથાસ્તુ બોલ્યા. આ પ્રમાણે મહાદેવનં આશિર્વાદ મળ્યા પછી અદિતી અને પાર્વતી એકરૂપ થયાં. અને કશ્યપ અને શંકર એકરૂપ થયાં. એમણે કન્યા રૂપ ધારણ કરીને રેણુરાજાના ઘેર યજ્ઞકુંડમાંથી પ્રવેશ કર્યો એજ આ રેણુકા.

ભૃગુઋષિ અને એમની સ્ત્રી પુલોતમા એમની પાસેથી ચ્યવનઋષિ થઈને એમનો પુત્ર ઋચિક આ નામનો હતો એ મહાતપસ્વી અને પુણ્યશીલ હતો. ઋચિક ઋષિ ગોદાવરીના કાંઠે આશ્રમ બાંધીને રહેતા હતા. એની તપશ્ચર્યા ખુબ કડક હતી. સોમવંશી ગાધી રાજાએ આમ પણ કહ્યું હતું કે જે સહસ્ત્ર શ્યામકર્ણ અશ્વ લાવીને આપશે એને હું માર પુત્રી આપીશ. એ પ્રમાણે ઋચિક ઋષિએ એ ગાંધી રાજાને સહસ્ત્ર શ્યામકર્ણ અશ્વ આપીને સત્યવતી મેળવી હતી. એકવા એક સિંહસ્થ પર્વણીના સમયે ગાધી રાજા પોતાની સ્ત્રી જે પૌલકુશી એની સાથે ગોદાવરીના કાંઠે આવ્યા એ વખતે પૌલકુશીએ સત્યવતીને કહ્યું: 'સત્યવતી તું તારા પતિને મારી માટે વિનંતી કરીને મને પુત્ર થાય એવું વર માંગ.' ત્યાં સત્યવતીએ પોતાના પતિને કહ્યું કેઃ 'મારી માતાને પુત્ર થાય એવી એની ઇચ્છા છે. તેમજ મને પણ પુત્ર થાય એવં મારી ઇચ્છા છે.' પછી ઋચિક ઋષિએ એ ભાતના બે પિંડ તૈયાર કરીને એ મંત્રોચ્ચાર કરીને સત્યવતીને આપ્યા. એ કહ્યું કે આમાંથી ક્ષત્રિય પિંડ તારી માતાને આપ અને સાત્વિક પિંડ તું ભક્ષણ કર. એ પ્રમાણે સત્યવતીએ પત્ર ઉપ પિંડ મુકી માતાને ખાવા માટે બોલાવી. પૌલકુશીએ એ બે પિંડ જોઈને એને એવો સંશય થયો કે સત્યવતીને પિંડથી સારં પુત્ર પ્રાપ્તિ થશે અને પોતાને સાધારણ પુત્ર પ્રાપ્તિ થશે માટે એણે પોતાની પુત્રીને પાણી લાવવા માટે મોકલી. એ ગય પછી અહીં પિંડની અદલાબદલી કરી નાંખી. આગળ એ પિંડ બંનેએ ખાધા પછી બંને ગર્ભસ્થ થઈ પરંતુ બંનેને અલગ અલગ વર્તન થવા લાગ્યા. સત્યવતીને યુધ્ધવિષયે તો પૌલકુશીને સ્નાનસંધ્યાના વિચાર-વર્તન થવા લાગ્યાં. આ પ્રમાણે જોઈ સત્યવતીએ બીજો જ પિંડ ભક્ષણ કર્યો છે એવું ઋચિક ઋષિના ધ્યાનમાં આવ્યું. ત્યારે સત્યવતીએ પોતાના પતિને કહ્યું: 'મારી ઇચ્છા મને સાત્વિક વૃત્તિનો પુત્ર થાય એમ છે.' પછી ઋષિએ એવી વ્યવસ્થા કરી. પણ તારા પુત્રના ત્ય જે પુત્ર થશે એ મહાતેજસ્વી અને સાત્વિક થશે એમ એને કહ્યું. આગળ સત્યવતીના પેટે ત્રિપુરારી અને કશ્યપ એકરૂ થઈને આવ્યા. ઋચિક ઋષિએ પુત્રનું નામ જમદગ્નિ રાખ્યું. પૌલકુશીને જે પુત્ર થયો. એ જ વિશ્વામિત્ર છે. જાતીએ ક્ષત્રિય હોઈને તપશ્ચર્યાના બળથી એ બ્રહ્મર્ષિ થયો.

આગળ કેટલાક વર્ષો પછી ઋચિક ઋષિના આશ્રમમાં અનેક ઋષિ આવ્યા અને એ બધાએ કાશીયાત્રા માટે જવાનં વિચાર કર્યો. એ પ્રમાણે સુમૂહુર્ત જોઈને બધાં ઋષિ જમદગ્નિને સાથે લઈને કાશી યાત્રાએ નીકળ્યા. કેટલાક દિવસ માર્ગ ચાલ્યા પછી ઋષિએ કાન્યકુબ્જ નગરના રાજાએ પોતાની પુત્રીનું સ્વયંવર માંડયો છે તો એમ જાણવાથી એ ઋષિ એ સમારંભમાં જોવા માટે સ્વયંવરના મંડપમાં આવ્યા હતા. એ અપૂર્વ સમારંભ જોઈને એને ખુબ આનંદ થયો. રાજાએ પણ એનો યોગ્ય સત્કાર કરીને ઋષિ સમારંભમાં આવ્યા એ બદલ મોટો સંતોષ દર્શાવ્યો અને એમને યોગ્યતા પ્રમાણે એમને આસન બેસવા માટે આપ્યું. રાજાએ બહુમુલ્ય એવા રત્નજડિત આસન પર બેસાડયા. સ્વયંવરનો સમય થયા પછી ત્યા રેણુ રાજાની પુત્રી રેણુકા શરીર પર વસ્ત્ર અલંકાર પહેરી હાથમાં રત્નકુસુમની માળા લઈને સ્વયંવર મંડપમાં આવી. સ્વયંવર માટે આવેલા રાજા મહારાજા આ બધાને નિરીક્ષણ કરીને ફકત સ્વયંવર સમારંભ જોવા માટે આવેલ ઋષિમંડળ સામે ગઈ

અને તેણે ઋચિક ઋષિના પુત્ર જમદગ્નિના ગળામાં માળા નાંખી. રેણુકા અને જમદગ્નિનાં લગ્ન થયાં.

સ્વર્ગમાં દેવોએ દુંદુભી વગાડીને અને પુષ્પવૃષ્ટિ કરીને આનંદ પદર્શીત કર્યા. રેણુકાએ પોતાના પૈકી કોઈને ન વરતાં એક બ્રાહ્મણને વર્યા. એ જોઈને સ્વયંવર માટે આવેલ રાજાઓને ખૂબ ખરાબ લાગ્યું. એ બધાએ એવો વિચાર કર્યો કે રેણુ રાજા સાથે યુધ્ધ કરીને રેણુકાને ભગાડી લાવવી. આ પ્રમાણે બધાં રાજાઓ પોતપોતાનાં સૈન્ય લઈને રેણુ રાજા સાથે યુધ્ધ કરવા લાગ્યા. એ રાજા અસંખ્ય હોઈને એમનું સૈન્ય પણ ખુબ મોટું હતું. એનાથી રાજાને જય મેળવવાનો સંદેહ હતો. ત્યારે જમદગ્નિ રેણુ રાજાની મદદ માટે ગયા અને એણે હાથમાં ધનુષ્યબાણ લઈને વિલક્ષણ યુધ્ધકૌશલ્યથી બધા રાજાને ભગાડી દીધા. પછી રેણુ રાજાએ જમદગ્નિને અને બધા ઋષિઓને ચાર દિવસ પોતાના ઘેર રાખ્યા હતા. અને જમદગ્નિને ઘોડા, હાથી, રથ, ગાય, દાસ-દાસી, પુર, નગર, દેશ અને રત્નભંડાર આપી કન્યાદાન કર્યું. ભાગીરથના કાંઠે નિવાસ કરવા માટે એણે એને વિનંતી કરી. એ ઉત્સવ સમયે ઈંદ્રએ જમદગ્નિને કામધેનુ અને કલ્પતરૂ આપ્યાં. જમદગ્નિ રેણુ રાજાની વિનંતી પ્રમાણે પોતાની સ્ત્રીસહ ભાગીરથીના કાંઠે રહ્યાં. કેટલાંક દિવસ પતિસહવાસમાં રહ્યા પછી એને અગ્નિ, વાયુ, સૂર્ય અને ઈંદ્ર એમના રૂપથી વસુ, વિશ્વાવસુ, વૃધ્ધભાનુ, અને બૃહત્કર્ણ એમ ચાર પુત્ર થયા. પછી કેટલાંક દિવસો પછી રેણુકા પાસે નારદ આવ્યા અને એને કહ્યું: હે આદિમાતા અંબિકા ! મને ચક્રપાણીએ તારી પાસે મોકલ્યો છે. તું તારા ઉદરે આવેલ એનું તેજ સહન કરીશ અથવા નહીં એમ પુછયું છે'. આ સાંભળી રેણુકાએ હસીને કહ્યું: 'નારદ, ભગવાન મારા હૃદયમાં કયારે સમાશે એમ મને થાય છે. એમને ગર્ભવાસમાં જલ્દી આવવા માટે કહો. હું પ્રભુનું તેજ સહજમાં સહન કરીશ.' રેણુકાનું આ વચન સાંભળી નારદ ત્યાંથી ભગવાન પાસે નીકળી ગયા.

રેણુકાના સમાચાર સાંભળતાં જ ભગવાન વિષ્ણુએ રેણુકાના ઉદરમાં પ્રવેશ કરીને ફકત ભકતો માટે એ ગર્ભવાસનું દુઃખ ભોગવવા લાગ્યા. રેણુકાને પૂર્ણ દિવસ થયા પછી વૈશાખ સુદ-૩ ત્રીજ ને દિવસે પુનર્વસુ નક્ષત્રમાં પ્રસૂતી થઈ પુત્ર થયો. એ આનંદદાયક વાર્તાથી સંપૂર્ણ આનંદોત્સવ શરૂ થયો. જમદગ્નિએ આ આનંદદાયક પ્રસંગે અનેક બ્રાહ્મણ બોલાવીને એમને સંતોષિત કર્યા અને પુત્રનું નામ ફરશુરામ રાખ્યું. ફરશુરામની વય વ્રતબંધને યોગ્ય થયા પછી જમદગ્નિએ સર્વઋષિ, રાજા સર્વને બોલાવીને પુત્રના મોજીબંધન બહુ ઠાઠથી કર્યા. ફરશુરામ એટલે પ્રત્યક્ષ ભગવાન. જેમના જીભ પર સરસ્વતી રમતી હતી. એમને વેદનું અધ્યયન કરવા માટે કેટલી વાર લાગે ! સંપૂર્ણ શાસ્ત્રોનો અભ્યાસ થયા પછી ફરસુરામે કૈલાસ પર્વત પર જવા માટે પરવાનગી માંગી અને ત્યાં તપ કરીને મહાદેવને પ્રસન્ન કર્યા. શંકરે વર માંગવા કહ્યું ત્યારે ફરશુરામ બોલ્યા: 'હે કૈલાસ પતિ નિલકંઠ મને તમે ધનુર્વિદ્યા શિખવાડો એવી મારી તમને વિનંતી છે.' મહાદેવ બોલ્યા: 'હું તને ધનુર્વિદ્યા શીખવાડું પણ તું કોણ છે એ કહે ? ફરશુરામ બોલ્યા: 'મારું નામ ફરશુરામ છે હું જમદગ્નિનો પુત્ર છું રેણુકા મારી માતા છે. ફરશુરામનાં વચન સાંભળી મહાદેવ હસ્યા અને કહ્યું: 'હે વૈકુંઠપતિ નારાયણ ! મારી પાસે આવી માંગણી કેમ કરો છો. તમારી કર્તુમકર્તુમન્યથાકર્તુમ શકિત હોઈને તમને મારી ધનુર્વિદ્યાની શું કામ છે ? હું મારી ધનુર્વિદ્યા તમને સંતોષથી આપીશ. તેમજ દુષ્ટોના સંહાર માટે મારું પાશુપતાસ્ત્ર આપું છું.' એમ કહી શંકરે ધનુર્વિદ્યા અને પાશુપતાસ્ત્ર ફરશુરામને આપી અદ્રશ્ય થયા.

ફરશુરામ તપશ્ચર્યાએ ગયા પછી અહીં રેણુકાને ગમતું નહોતું. આ માટે જમદગ્નિએ એને રમાડવા માટે એક પુત્રી  આપી. એનું નામ ત્રિકુલા એમ રાખ્યું. એની સાથે વર્તમાન રેણુકા આનંદથી રહેતાં હતાં. ફરશુરામે પાછા આવ્યા અને એણે માતા પિતાને વંદન કરી પાશુપતાસ્ત્ર અને ધનુર્વિદ્યા મેળવ્યાનું કહ્યું. પછી ફરશુરામે ફરી માતા પિતાની આજ્ઞા લઈને કૈલાસ પર્વત પર જઈને ગણપતિની તપશ્ચર્યા આરંભ કરી. કેટલાક વર્ષો ગણપતિની આરાધના કરીને એની પાસેથી

ફરશુવિદ્યા સંપાદન કરી. ગણપતિએ ફરશુરામને ફરશુવિદ્યા આપી. એ વખતે ત્યાં મહાદેવ પણ હતા. એમણે ફરશુરામને કહ્યુ: 'ભાર્ગવરામા તને થોડો પૂર્વાવૃત્તાંત કહુ છું તે સાંભળ. એકવાર એક સ્ત્રી અરણ્યમાં મારી પ્રાપ્તિ માટે સભોવતી અગ્નિ પેટવીને એમાં રહીને તપશ્ચર્યા કરતી હતી. એ ચમત્કાર જોઇને મને આશ્ચર્ય થયું. મેં એ અગ્નિને મારા મુખથી ભક્ષણ કરી એ સ્ત્રીને પ્રસન્ન થયો ત્યારે એણે કહ્યું: 'તમે આ અગ્નિ ખાઈ લીધો એટલે તમે જમદગ્નિ એમ કહેવાશો. તેમજ હે મહાદેવ હું આદિમાતા હોઇને તમારી પ્રાપ્તિ માટે આજ સુધી તપશ્ચર્યા કરી છે તો તમે મારો સ્વીકાર કરો.' મેં એને કહ્યું: 'હે આદિ માતા હું તારી ઇચ્છા પુર્ણ કરીશ. ઋચિક ઋષિના ઉદરે જમદગ્નિ સ્વરૂપે હું જન્મ લઇશ અને હિમાલય પર્વત રેણુ રાજા થશે એના ઉદરે તું રેણુકા તરીકે જન્મ લે અને પછી મારો સ્વીકાર કર. આ પ્રમાણે તારા માતા પિતાની કથા છે. તું સાક્ષાતજગજીવન પ્રભુ હોવાથી આ રીતે મને પિતાનો અધિકાર આપ્યો એ માટે મને ખુબ સંતોષ થાય છે.' મહાદેવની આ પ્રમાણે ફરશુરામ સાથે ચર્ચા થાય છે. એટલામાં ત્યાં નારદમુનિ આવ્યા. વૈકુંઠપતિનાં એકજ સમયે એને દર્શન થયાં. પછી નારદને બંનેએ આશીર્વાદ આપી ભુતળ પર કંઇક ચમત્કાર જોવામાં આવ્યો હોય તો સંભળાવવામાં માટે વિનંતી કરી ત્યારે નારદે કહ્યું: 'સાંપ્રત પૃથ્વી પર જો કંઇક અપૂર્વ હોય તો તે એક જમદગ્નિનો આશ્રમ છે. ત્યાં કલ્પતરૂ અને કામધેનું હોવાથી રેણુકા માતા હજારો ઋષિને પ્રત્યક્ષ ઇચ્છા ભોજન આપે છે.'

એક દિવસે રેણુકા ભગીરથી પર સ્નાન માટે ગઇ હોવાથી ત્યાં કુબેર વિમાનમાં બેસીને પોતાના સ્ત્રીસહ સ્નાન માટે આવ્યાં. એ ભગીરથીના પવિત્ર જળમાં કુબેર અને એની સ્ત્રીઓ જલક્રીડા કરતાં હોવાથી રેણુકાને પણ એ પ્રમાણે જલક્રીડા કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. એણે પોતાના મનમાં કહ્યું, 'મારા પતિ જો આ સમયે મારી સાથે હોત તો મેં પણ આ રીતે જલક્રીડા કરી હોત.' આ પ્રમાણે મનમાં ઇચ્છા થઇને રેણુકા સારો એવો સમય ત્યાં કુબેરની અને તેના સ્ત્રીઓની ક્રીડા જોતી ઉભી રહી. એટલામાં એને આશ્રમમાં સાફ સફાઇ કરવાની યાદ આવી. એ જલ્દી જલ્દી આશ્રમમાં આવી. અહીં જમદગ્નિ રેણુકાને આશ્રમમાં હજું સુધી સાફ સફાઇ થઇ નથી માટે એની ઉપર ગુસ્સે થયા. રેણુકા આશ્રમમાં આવતાં સાથે જમદગ્નિ એની પર ગુસ્સે થઇ બોલ્યા: 'મારા હોમનો સમય થઇ ગયો તો તું સાફ સફાઇ વગેરે કંઇ ન કરતાં ત્યાં કુબેરની જલક્રીડા જોતી ઉભી હતી અને એ વિષયે પાપવાસના મનમાં લાવી ! આ માટે તું વ્યાભિચારીણી છે ! તું મારા આશ્રમમાંથી હમણાં ને હમણાં ચાલતી થા. મને તારું મોઢું ન બતાવ !!!' જમદગ્નિનો ક્રોધ જોઇ રેણુકા ભયાકુળ થઇ ને પોતાના પતિને કહેવા લાગી. 'મારી કુંખે પ્રત્યક્ષ નારાયણ અવતર્યા છે. તો પ્રભુ આ જીવનમાત્રનો પિતા હોઇને સર્વ પ્રાણીમાત્ર પૌત્ર પ્રમાણે છે. તમને છોડીને બધા પુરૂષો જોડે હું પૌત્રદ્રષ્ટિથી જોઉં છું. હું તમને જ મારા દેવ સમજું છું. આમ તમે મને વ્યર્થ દોષ આપો છો.' આ સાંભળી જમદગ્નિ અધિક ક્રોધીત થયા અને પુત્ર વસુને બોલાવીને રેણુકાને ઠાર મારવા માટે કહ્યું. ત્યારે વસુ બોલ્યો: 'પિતાજી, આ ફકત મારી જ નહીં સંપૂર્ણ વિશ્વની માતા છે. એમનો વધ કરવાથી હું ખાત્રીથી અધઃપતનનું કારણ થઇશ.' આ વસુના બોલ સાંભળી જમદગ્નિએ પિતૃઆજ્ઞાનું ઉલ્લાંઘન માનીને એને શ્રાપ આપી નિષ્પ્રાણ કર્યો. પછી એમણે વિશ્વાવસુને બોલાવીને રેણુકાને મારવા કહ્યું, એણે પણ વસુ પ્રમાણે રેણુકાને મારવાનું નકાર્યું. જમદગ્નિએ એને પણ શ્રાપ આપી ગતપ્રાણ કર્યા. આ પ્રમાણે ચારેય પુત્રોને માતાને મારવા નકારવા માટે જમદગ્નિએ ચારેયને શ્રાપ આપી નિશ્ચત કર્યા. પછી જમદગ્નિએ ફરશુરામને બોલાવીને રેણુકાનો વધ કરવા કહ્યું. એ સાથે ફરશુરામે ફરશુ રેણુકાના મસ્તક પર મારી એનો અંત કર્યો. પોતાની આજ્ઞા પ્રમાણે ફરશુરામ વર્ત્યો એ જોઇ જમદગ્નિને ખુબ સંતોષ થયો અને કહ્યું તને જે માંગવું હોય તે માંગ ! ત્યારે ફરશુરામ બોલ્યા: 'પિતાજી જો કંઇ આપવું હોય તો માતાને અને ચારેય ભાઇઓને સજીવન કરો અને મેં વધ કર્યો એનું વિસ્મરણ કરો. ફરશુરામની ઇચ્છા

પ્રમાણે જમદગ્નિએ મંત્ર શકિતથી કમંડળમાંના જળથી પાંચેય પર છાંટીને એમને સજીવન કર્યા. આદિમાતા જગતમોહિની આ પ્રમાણે જીવતા થયા પછી બધાને આનંદ થયો.દેવોએ દુંદુભી વગાડી એની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. ગુસ્સાના પ્રભાવથી અવિચારી કૃત્ય કર્યું હતું એમ જમદગ્નિને લાગ્યું, તેણે ત્યારથી બધો ગુસ્સો છોડી દીધો.

સહસ્રાર્જુન મહિકાવતીમાં રાજ્ય કરતો હતો ત્યારે એક વાર નારદ મુનિ ફરતા ફરતા એની પાસે આવ્યા. સહસ્રાર્જુને મોટા સન્માનથી એની પાદ્યપુજા કરી કંઇક વિશેષ કહેવા માટે વિનંતી કરી. ત્યારે નારદમુનિ બોલ્યાઃ 'રાજા તને શિકારનું વ્યસન હોવાથી એ સંબંધે એક સુવાર્તા કહેવા માટે હું તારી પાસે આવ્યો છું.ભાગીરથીને કંઠે દિવ્યદ્રુમ આ નામનું સુંદર અરણ્ય છે. એમાં અનેક પ્રકારનાં પશુ પક્ષી રહે છે. એ જ અરણ્યમાં જમદગ્નિનો આશ્રમ હોવાથી એની સ્ત્રી રેણુકા જે કોઇ આવે એમને ઇચ્છા ભોજન કરાવે છે. એ અરણ્યમાં તું શિકારમાં જઇ એ જમદગ્નિ ઋષીના દર્શન કરી આવ.' આ સાંભળતા જ સહસ્રાર્જુને શિકારની તૈયારી કરી. એ અરણ્યમાં શિકાર કરવા લાગ્યો. સારો એવો સમય શિકાર કરી રાજા જમદગ્નિ ઋષીના આશ્રમે ગયો. રાજા સહસ્રાર્જુન આવ્યો છે એમ ખબર પડતાં જ જમદગ્નિ સહસ્રાર્જુન પાસે ગયા અને એમણે રાજાને સર્વ લોકો સાથે ભોજન માટે બોલાવ્યા. રાજાએ એ નિમંત્રણ ખુબ આનંદથી સ્વીકાર્યુ અને એ પોતાના લોકો સાથે ભાગીરથીમાં સ્નાન કરવા ગયા. સ્નાન કરીને આવ્યા પછી રાજા જુએ છે તો ભોજનની કોઇ તૈયારી દેખાતી નહોતી. ત્યારે બ્રાહ્મણ આપને અને આ હજારો લોકોને ભોજન કંઇ રીતે આપશે એ માટે એને જિજ્ઞાસા થઇ.

અહીં ઋષિએ નિત્ય નૈમિતિક કૃત્ય સમાપ્તિ બાદ જમદગ્નિએ રેણુકાને ભોજનની તૈયારી કરવા કહ્યું. રેણુકાએ કામધેનુની પ્રાર્થના કરીને પંચપકવાનથી વધેલી સુવર્ણ થાળીઓ માંગી લીધી. પછી એક પંગતમાં ઋષિ મંડળી અને એક પંગતમાં રાજા સાથે એની મંડળી દરેકને તેમની યોગ્યતા પ્રમાણે બેસાડી એ પંગતમાં થાળીઓ જમદગ્નિ અને રાણુકાએ બધાની સામે લાવીને આપી. એ ભોજનનો અપૂર્વ સ્વાદ અને એ દેવતા દુર્લભ પકવાન જોઇને સહસ્રાર્જુન છક થઇ ગયો. રેણુકા વચ્ચે બધાંને આગ્રહ કરીને પીરસતી હતી. આ પ્રમાણે બધાંનો આનંદથી જમણવાર થયા પછી સહસ્રાર્જુને જમદગ્નિને કહ્યું, 'હે ઋષિવર્ય, તમારા આશ્રમમાંથી આમ અપૂર્વ ભોજન મળશે એવી કલ્પના નહોતી. આ અરણ્યમાં આવી તૈયારી તમે કઇ રીતે કરો છો એ સાંભળવાની મારી ઇચ્છા છે.' ત્યારે જમદગ્નિએ સહસ્રાર્જુનને કામધેનુ બતાવી અને એ ગાય જે જે ઇચ્છીએ એ આપે છે એમ કહ્યું. એ સાંભળી સહસ્રાર્જુનને એ ગાયનો લોભ ઉત્પન્ન થયો. તેણે એ ગાયની જમદગ્નિ પાસે માંગણી કરી. પછી જમદગ્નિ બોલ્યાઃ 'રાજા એ કામધેનું ઇંદ્રએ અમને આશ્રમધર્મ સુવ્યવસ્થિત ચલાવવા માટે આપી છે. તું મોટો રાજા છે. તને આ કામધેનુની આવશ્યકતા નથી.' સહસ્રાર્જુન બોલ્યોઃ 'ઋષિ, તમને જોઇએ તો હું મારી બધી ગાયો આપું છું પણ આ એક ગાય મને આપો. અને આ ગાય જો મને સંતોષપૂર્વક ન આપી તો હું એને જબદસ્તીથી લઇ જઇશ ! ત્યારે જમદગ્નિ બોલ્યાઃ 'રાજા એ ગાય કોઇને પણ આપવાનો મને બિલકુલ અધિકાર નથી. ઈંદ્રએ એ ગાય ફકત આશ્રમ ધર્મ માટે આપી છે. એ જબરદસ્તીથી લઇ જવા માટે તને ખુબ ત્રાસ થશે. આટલું જ નહીં પણ વંશચ્છેદ થશે. જમદગ્નિએ આટલું કહ્યું તો પણ રાજા એની હઠ છોડતો નહોતો ત્યારે અગત્સ્ય, ગૌતમ વગેરે ઋષિએ અનેક ઉદાહરણો આપી સહસ્રાર્જુનને સમજાવ્યું અને કહ્યુંઃ 'રાજા બ્રાહ્મણના શ્રાપથી ખુબ ખરાબ પરિણામ થાય છે માટે આ કામધેનુ તું ના લઇ જઇશ. અને જબરદસ્તીથી લઇ જઇશ તો તેમાં તારું અકલ્યાણ થયા વગર રહેશે નહીં. ઋષિના એ બોલ સાંભળી સહસ્રાર્જુન બોલ્યોઃ 'તમે બધા બ્રાહ્મણો મળીને મને ફકત શબ્દોથી બિવડાવવાનો પ્રયત્ન કરો છો ? પરંતુ હું તમારા જેવા બ્રાહ્મણોથી ગભરાઇ જઇશ એવો રાજા નથી ! આ કામધેનુ તમારા આવા ભિખારીના આશ્રમમાં શોભતી નથી ! એ મારા રજવાડામાં જોઇએ. તમે આ ગાય સ્વેચ્છાએ મારા સ્વાધીન કરો

નહીંતર હું બધાનો સંહાર કરીને ગાય લઈ જઈશ. ! શાપ આપી સહસ્ત્રાર્જુનનો નાશ કરવાનું સામર્થ્ય જમદગ્નિમાં હતું, પણ એણે રેણુકાના વધ વખતે ક્રોધનો ત્યાગ કર્યો હોવાથી એ આ વખતે બિલકુલ ગુસ્સે થયા નહીં. એમણે એને શાંતિથી કહ્યું: 'રાજા, આવું કરવું તને શોભતું નથી. પણ તને જો યોગ્ય દેખાતું હોય તો આ ગાય તું ખુશીથી લઈ જા.' જમદગ્નિ એ આમ કહ્યા પછી રાજા એ કામધેનુને બળથી ઉપાડીને લઈ જવા લાગ્યો. ત્યારે એ ગાય ક્રોધીત થઈ એણે પોતાના નેત્રોથી મલેચ્છ, કાનથી બર્બર, યોનીમાંથી કંગુવીર, સ્તનમાંથી દ્રાવિડ, ખુરમાંથી ખુરાસન અને નાકમાંથી ભિલ્લ, એ લોકોનું સૈન્ય ઉત્પન્ન કર્યુ. એ બધું સૈન્ય સહસ્ત્રાર્જુનના સૈન્ય સાથે લડવા લાગ્યા. એણે એ સૈન્યનો નાશ કર્યો. ત્યારે સહસ્ત્રાર્જુન ગુસ્સાથી ગાય પાસે દોડી આવ્યો એણે પોતાની તલવાર ગાયના શરીર પર મારી ત્યાંજ એ ગાય નજર ચુકાવી સ્વર્ગમાં નીકળી ગઈ. આ પ્રકારે સહસ્ત્રાર્જુનનું સૈન્ય મરી ગયું અને ગાય પણ ગઈ. ત્યારે અત્યંત ક્રોધીત થયો અને જમદગ્નિ પાસે દોડી આવ્યો. એ પ્રકાર જોતાં જ રેણુકા આડી થઈ. એ નીચ રાક્ષસે રેણુકા પર એકવીસ ઘાવ મારીને એને ઘાયલ કરી એને જમદગ્નિને ઠાર માર્યા. પતિ મૃત થયેલા જોતાં જ રેણુકા અત્યંત શોકાતુર થઈ અને ફરશુરામને યાદ કરવા લાગી. એ એની બુમ સાંભળીને ફરશુરામ કૈલાસ પર્વત પર ગણપતિની અને મહાદેવની તપશ્ચર્યા કરતા હતા એ છોડી ને ભગીરથીના કાંઠે આવ્યા. જમદગ્નિના એ મૃત શરીર અને માતાનું ઘાયલ થયેલું શરીર જોઈ એની આંખો પાણીથી ભરાઈ આવી. રેણુકાએ એને બધું વર્તમાન કહ્યું અને તે સાંભળી ભાર્ગવરામ બોલ્યા: 'માતા, તને જે નીચ વ્યકિતએ એકવીસ ઘાવ માર્યા એ સહસ્ત્રાર્જુનને હું એકવીસ વાર મારીશ. એ પૃથ્વી એકવીસ વાર નિઃક્ષત્રીય કરીશ અને સહસ્ત્રાર્જુનને મારીને સર્વભૂતમંત્રને એનો બલી આપીશ. એના સહસ્ત્ર બાહુ કાપીને એ શિયાળ-કુતરા આગળ નાંખીશ. ફરશુરામના નીકળેલા આવા પ્રતિજ્ઞાના શબ્દો સાંભળીને રેણુકાને સમાધાન થયું. પછી રેણુકાએ ફરશુરામને કહ્યું: 'બાળક, સહ્યાદ્રી પર્વતના પાછળ અમલિકા ગામ પાસે તારા પિતાના દેહનો અગ્નિસંસ્કાર કર. હું પણ સતી થઈશ. પછી આ સહસ્ત્રાર્જુનનો નાશ કરીને આ પૃથ્વી બ્રાહ્મણોને દાન આપ.' એમ કહીને એણે પતિના મૃત શરીર સાથે અગ્નિમાં પ્રવેશ કર્યો. પછી ફરશુરામે પૃથ્વીમાં બાણ મારીને બધા તીર્થ ઉપર લાવી અને એમાં સ્નાન કરી યથાવિધી ક્રિયા પૂર્ણ કરી.

સહસ્ત્રાર્જુન ઘેર આવ્યા પછી એને વિચિત્ર સ્વપ્ન દેખાવા લાગ્યાં. એકવાર એણે સ્વપ્નમાં જોયું કે એની માતા રંકાવતીને નગ્ન અવસ્થામાં અને ધડપર શિર નથી તે રીતે દક્ષિણ દિશામાં કોઈ લઈ જાય છે અને મહિકાવતી નગરી સમુદ્રમાં જળમય થઈ છે. પછી એણે પોતાના ઉપાધ્યાય ગુરૂને આ સ્વપ્નવિષે પુછયું. ગુરૂ કહ્યું કેઃ ' રાજા તેં બ્રહ્મહત્યા કરી એ તને નડે છે. આ બ્રહ્મહત્યા છોડાવવા માટે કોઈ ઉપાય નથી. ગુરૂજી આમ કહે છે એની સાથે જ આકાશમાંથી ભુમી પર ઉલ્કાપાત થઈને રકતબિંદુ પડવા લાગ્યા. એટલામાં ધનુષ્યના ટંકાર સંભળાવવા લાગ્યા. એવો કોણ વીર આવ્યો છે એ સહસ્ત્રર્જુન જોવા લાગ્યો, બ્રાહ્મણનોએક પુત્ર વારંવાર ધનુષ્યના ટંકાર કરે છે એમ એને દેખાયું. સહસ્ત્રાર્જુન એને બોલ્યો: 'બાળક તું કોનો પુત્ર છે અને કોણ છે ? અને નિષ્કારણ અવાજ કેમ કરે છે ?' એનો એ પ્રશ્ન સાંભળી ફરસુરામ ક્રોધાવેશમાં બોલ્યાઃ 'ચંડાળ ! બ્રહ્મઘાતકી ! તે જે જમદગ્નિનો વધ કર્યો એનો હું પુત્ર હોઈને તારા પ્રાણ લેવા હું આવ્યો છું ! એ નાના છોકરાના બોલ સાંભળી સહસ્ત્રાર્જુન ઘમંડથી બોલ્યો: 'બાળક તને હજુ મારા પરાક્રમની ખબર નથી. મોટો પરાક્રમી એવો જે રાવણ એને કાલે જ બાંધ્યો છે ત્યાં તારા જેવા બાળકનું શું કામ !' આમ સહસ્ત્રાર્જુન કહે છે ત્યાં જ ફરશુરામે તમાસ્ત્ર છોડીને સર્વત્ર અંધકાર કર્યો અને અગ્ન્યાસ્ત્ર છોડીને નગર માહિકાવતી બાળવા માટે શરૂઆત કરી. ત્યારે સહસ્ત્રાર્જુને પર્જન્યાસ્ત્ર છોડીને નગર ઓલવ્યું અને બધા સૈન્ય સાથે એ ફરશુરામ પર દોડી ગયો પણ ફરશુરામે ક્ષણાર્ધમાં એના બધા સૈન્યનો નાશ કર્યો.

ફરશુરામનું એ પરાક્રમ જોઇને સહસ્ત્રાર્જુન એકદમ ચકિત થઇ ગયો. એણે મોટા વેગથી પાંચસો ધનુષ્ય પાંચસો બાણ ફરશુરામ પર નાંખ્યા પણ ફરશુરામે એ બધા તોડી નાખ્યાં. ત્યારે સહસ્ત્રાર્જુને સહસ્ત્રાબાણ છોડયું. ફરશુરામે એનો પણ નાશ કરી નાંખ્યો. પછી ભાર્ગવરામે સહસ્ત્રાર્જુનના શીર પર હજારો બાણ છોડીને એને જર્જરીત કર્યો. સહસ્ત્રાર્જુન વિહ્વળ થઇને રણમાંથી ભાગવા લાગ્યો. ફરશુરામ એની પાછળ દોડવા લાગ્યા અને એકવીસ વારે એની સહસ્ત્રભુજા તોડી તો પણ એ ફરી ઉત્પન્ન થઇ. આ ચમત્કાર જોઇને ફરશુરામને આશ્ચર્ય થયું. અને એણે ગણપતિની સ્તુતિ કરી. એ સાથે ત્રણ કોટી ગણપતિ, ત્રણ કોટી મહાવીર વરાહરૂપથી અને ત્રણ કોટી વીર પ્રગટ થઇને ફરશુરામના સહાય માટે આવ્યા ફરશુરામનું વિલક્ષણ સૈન્ય જોઇને સહસ્ત્રાર્જુન પોતાના રથને સાથે આકાશમાં ઉડયો. પણ ફરશુરામે એકજ બાણથી એને રથ સાથે નીચે પાડયો. અને પરશુ હાથમાં લઇને એનું મસ્તક કાપ્યું પણ એ તત્કાળ ફરી એના ધડ સાથે ચોંટયું. આ પ્રમાણે એકવીસ વાર થયું. આ ચમત્કાર જોઇને ફરસુરામને અત્યંત આશ્ચર્ય થયું. ત્યારે ફરશુરામના ભાઇ વિશ્વાવસુએ કહ્યું: 'ફરસુરામ, આ રાક્ષસના હૃદયમાં અમૃત છે. એનો નાશ કરવાથી આ દૈત્ય મરશે' પછી ફરશુરામે પોતાનો ફરશુ એના હૃદય પર મારીને એના હૃદયનું અમૃત બહાર કાઢયું અને એના છાતી પર ચડી બેઠા. સહસ્ત્રાર્જુન જોવા લાગ્યો તો પોતાના હૃદય પર પિતાંબર ઓઢેલું શંખ, ચક્ર, ગદાપદ્મધારી, આદિપુરૂષ ભગવાનની મૂર્તિ દેખાઇ. ભગવાનને પોતાની છાતી પર બેઠેલા જોઇ સહસ્ત્રાર્જુનને સંતોષ થયો અને તેણે પ્રાણ છોડયા. સહસ્ત્રાર્જુનની મૃત્યુની વાત સાંભળી એના આપ્તજનો વગેરે અનેક ફરશુરામ સાથે યુધ્ધ કરવા આવ્યા. પણ એમનો ફરશુરામે ત્યાં જ નાશ કર્યો. એ વખતે સ્વર્ગમાંથી દેવોએ ફરશુરામ પર પુષ્પવૃષ્ટિ કરી.

સહસ્ત્રાર્જુનનો વધ થયા પછી નારદ ફરશુરામને પાતાળમાં દુષ્ટોનો સંહાર કરવા માટે લઇ ગયા. ત્યાં અનેક દૈત્યોનો નાશ કર્યા પછી ફરશુરામ વાસુકીને આવીને મળ્યા. તેમણે ભાર્ગવરામની સ્તુતિ કરીને પૂજા કરી અને પાદપ્રક્ષાલન કરીને તીર્થ મેળવ્યું. એ પછી નારદ સાથે ફરશુરામ કૈલાસ પર્વત પર જઇને ગણપતિ અને શંકરને મળ્યા. તમારા બંનેના કારણે મને રણમાં જય મળ્યો એમ કહીને ફરશુરામે એ બંનેની સ્તુતિ કરી. ત્યારે મહાદેવ અને ગણપતિ બોલ્યા: 'હે ફરશુરામ, તમે સાક્ષાત જગત્પતી ભગવાન છો. તમે અનેક રાક્ષસોનો સંહાર કર્યો પણ દક્ષિણ દિશામાં એમ જ રહ્યા છે તો એમનો સંહાર કરીને તમે તમારી માતાને મળવા જાવ !' મહાદેવ આમ કહ્યા પછી ફરશુરામ દક્ષિણ દિશામાં ગયા અને એ દિશામાં જેટલા રાક્ષસ હતા એ બધાનો એણે સંહાર કર્યો. હજુ આગળ જઇને રાવણ અને કુંભકર્ણનો સંહાર કરવાનો હતો પણ એટલામાં નારદ અને બ્રહ્મદેવ તેને રેણુકા પાસે લઇ ગયા. ફરશુરામ આવતાં જ રેણુકાએ પ્રગટ થઇને દર્શન આપ્યાં. ફરશુરામે રેણુકાના ચરણો પર મસ્તક મુકી સહસ્ત્રાર્જુનને એકવીસ વખત વધ કર્યો એમ કહ્યું, અને એના શરીર પરના અલંકાર એણે રેણુકા આગળ મુકયા. અને એ અલંકારથી ફરશુરામને યજ્ઞકાર્ય કરવા માટે કહ્યું. તેમજ યુધ્ધમાં જીતેલ બધા દ્રવ્ય ને પૃથ્વી યજ્ઞ સમાપ્તિના વખતે બ્રાહ્મણને દાન આપે એમ એણે ફરશુરામને કહ્યું, માતાએ આમ કહયા પછી ફરશુરામ પોતે યજ્ઞ માટે સુવર્ણની પત્ની તૈયાર કરીને પ્રણિતા નદીનાં કાંઠે તૈયારી કરી. એ યજ્ઞમાં બ્રહ્મદેવ, ઈંદ્ર, અગ્નિ, યમ, વગેરે દેવ, ગંધર્વ, કિન્નર વગેરે અનેક દેવતા અને રાજા મહારાજા અનેક માનવગણ આવ્યા. યજ્ઞ પૂર્ણ થયા પછી સંપૂર્ણ દ્રવ્ય એણે વિપ્રોને આપ્યું અને પૃથ્વી કશ્યપને આપી. ત્યારે રેણુકા ફરી પ્રગટ થઇને બધાંને દર્શન આપ્યાં. બધા દેવો રેણુકાનાં દર્શન માટે આવ્યા અને સર્વ દેવો પોત પોતાના સ્થાને નીકળી ગયા. સર્વ પૃથ્વી ફરશુરામે બ્રાહ્મણને દાન આપ્યું હોવાથી અને રહેવા માટે જગ્યા નહોતી. માટે એણે સમુદ્ર પાસે આશ્રમ માગ્યો. સાગર થોડો પાછળ ખસીને કંઇક જમીન ફરશુરામ માટે ખુલ્લી કરી આપી. ત્યાંજ વૈતરણ નદી સમુદ્રમાં આવી મળી હતી. તેના કાંઠે ફરશુરામે આશ્રમ બાંધ્યો અને એ ત્યાં રહેવા લાગ્યા.

આ અવતાર ચિરંજીવ હોવાથી એને મૃત્યુ નથી. રામ અને કૃષ્ણ અવતારના કાળમાં સારા એવા લોકોને ફરશુરામે ધનુર્વિદ્યા શીખવેલી છે. ભગવાન કલ્કિઅવતાર પણ ધનુર્વેદ અને રાજધર્મ શીખવા માટે ફરશુરામ પાસે જશે એમ પુરાણોમાં વર્ણન કરેલ છે.

**કપટ કરીને પાંજરામાં દીયો, દૈત્ય મારવા અવતાર લીયો. ॥૫૧॥**
**છઠ્ઠા અવતાર ફરશુરામ સહી, તેણે ક્ષત્રીય નિર્વેશ કર્યા જોઈ. ॥૫૨॥**
**છઠ્ઠે ફરશુરામ રૂપ ધરી, હાથે ફરશુ લઈને કરૂણા કરી. ॥૫૩॥**
**પિતા આગળ રહ્યા કરજોડ, હણ્યા ક્ષત્રીયને માતાનું બંધજ છોડ. ॥૫૪॥**
**ક્ષત્રીય વંશના લીધા પ્રાણ, માર્યો દૈત્ય ત્યાં સહસ્રાર્જુન. ॥૫૫॥**
**ત્યાં ક્ષત્રીયના તે રાખ્યા ધર્મ, માતા પિતાના છોડાવ્યા કર્મ. ॥૫૬॥**
**ત્યાં વિપ્રોને આપ્યા છે દાન, આપ્યા પૃથ્વીને સહસ્ર ગામ. ॥૫૭॥**
**ભકતો જયાં ઓધારી રહ્યા, ત્યાં વિપ્ર સઘળા કેડે ગયા. ॥૫૮॥**
**ત્યાં બોલ્યા વિપ્ર ચડાવી રીસ, પૃથ્વી નક્ષત્રી કીધી એકવીસ વાર જગદીશ. ॥૫૯॥**
**વિપ્રને તો આલ્યો વર, ભીખી ખાઓ સહુ ઘરને ઘર. ॥૬૦॥**
**વળતા બ્રાહ્મણ પોકારે નામ, રૂપ ક્ષત્રીય થયા તે ધામ. ॥૬૧॥**
**દૈત્ય સહસ્રાર્જુન માર્યો જેહ, ભકત મુખી કમળાપતિ તાર્યો તેહ. ॥૬૨॥**
**ત્યાર પછી સંસારમાં પ્રગટ થયા મોરાર, ફરશુરામ રૂપે ધર્યો અવતાર. ॥૬૩॥**
**ફરશુરામની માતા તો રેણુકા કહિયે, પિતા તો જમદગ્નિ કહીયે. ॥૬૪॥**
**ગુરૂ તો જનક દેવ જાણ, શકિત કાલિકાભવાની પ્રમાણ. ॥૬૫॥**
**ત્યારે સ્વસ્થાન તો માયાપુર નગરી જાણ, ક્ષેત્રતો કૈલાસપુર પાટણ નિરવાણ. ॥૬૬॥**
**ત્યાં નરદલો દાનવ સહસ્રાર્જુન જાણ,ભકત કમલાપતીને ઉધ્ધાર્યા નિરવાણ. ॥૬૭॥**
**ચારલાખ બત્રીસ હજાર ફરશુરામ રૂપ જાણ, ત્યારે યર્જુવેદ હોતા પ્રમાણ. ॥૬૮॥**
**છઠ્ઠો અવતાર શ્રીહરિનો સંપૂર્ણ સહી,એવી સદ્‌ગુરુ ઈમામશાહે વાણી કહી. ॥૬૯॥**

શ્રી ફરસુરામની માતા તો રેણુકા, પિતા તો જમદગ્નિ ઋષિ, શકિત તો માતા કાલિકા ભવાની, ગુરૂ તો જનકદેવ, ત્યાં નરદલો દાનવ તો સહસ્ત્રાર્જુન, સ્થાન તો માયાપુર, ક્ષેત્ર તો કૈલાસ પાટણ, વિચારતો યર્જુવેદ, ઓચરંતે ગાયત્રી સાતવાર, સત્તાવીસ નક્ષત્ર, પંદરતિથિ, બાર કરણ, નવગ્રહ સુરમંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી, ઋષિઓને ઓધારી તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારી, જે કોઈ ચિત્ત હરીશુ લાયે તેના ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરબ્રહ્મ નારાયણના નામને, રૂપે સદ્‌ગોર બ્રહ્મા નરનારાયણ હોય આજ તે રૂપને ધ્યાઈયે હો ભાઈ મુનિવરો. અવતાર છઠ્ઠો ફરશુરામ ચાર લાખને બત્રીસ હજાર વર્ષ વર્તતે સંપૂર્ણ સમાપ્ત.





# ❋ સદ્ભકત રાજા કમલાપતિ ❋

ત્રેતાયુગમાં માળવા રાજ્યમાં અવન્તિકાપુરમાં કમલાપતિ નામનો એક મહાન ભગવદ્ભકત રાજા થઈ ગયો. એનો જન્મ સૂર્યવંશમાં થયો. એ રાજા મહાન સત્યવાદી, સદાચારી શુધ્ધાત્મા હતો, પ્રજાને પોતાના સંતાનની જેમ પાલન કરી ન્યાયપૂર્વક એમનું પાલન કરતો. એ આધ્યાત્મવાદી, શુરવીર, ઉદ્યોગપ્રિય બ્રાહ્મણ ભકત, વિદ્વાન, શીલવાન અને સત્યપ્રતીજ્ઞ હતો. ભગવાન વિષ્ણુના ચરણે અને એમના સગુણસ્વરૂપ અવતાર પ્રત્યે એવી એમની અનન્યભકિત હતી.

એકવાર કમલાપતિ રાજા તાપસવનમાં ક્રુર શ્વાપદોનો શિકાર કરવા માટે ગયો હતો. ત્યાં શ્વાપદો મારીશ નહીં એમ ઋષિએ કહ્યું. પણ અન્ય લોકોને અને પ્રાણીઓને એમનો ઉપદ્રવ થવાથી ઋષિનું ન સાંભળતાં એ શ્વાપદને મારવા લાગ્યો ત્યારે ઋષિએ ક્રોધીત થઈને એને તારી રાજલક્ષ્મી નષ્ટ થશે એમ શ્રાપ આપ્યો. રાજા કમલાપતિ એમજ અરણ્યમાં ભટકતો હોવાથી એના પૂર્વ સુકૃતાનુસાર એને નારદનો સંગ થયો. નારદને પ્રણામ કરી રાજાએ બધી હકીકત નિવેદન કરી. ત્યારે નારદે રાજાને ફરશુરામની માતા રેણુકાના દર્શન માટે જવા કહ્યું. એ પ્રમાણે રાજાએ તીર્થો પર જઈ સ્નાન કરી અને છેલ્લે રેણુકાતીર્થ પર જઈને રેણુકાનાં દર્શન કર્યા. એ યોગે રાજાને ફરી રાજલક્ષ્મીની પ્રાપ્તિ થઈ અને એ પહેલાંની જેમ પોતાનો રાજ્ય કારભાર ઉત્તમ રીતે ચલાવવા નિત્ય સત્સંગ કરવા લાગ્યો. પોતાના ચર્મચક્ષુથી જ ભગવાન શ્રી હરિના સાક્ષાત્ દર્શન માટે એ ખુબ ઉત્કંઠીત થયો.

એક દિવસ રાજા પાસે નારદઋષિ આવ્યા. રાજાએ ષોડશોપચારે એનું પૂજન કર્યુ એમને ઉત્તમ સિંહાસન પર બેસાડી વિનયથી બોલ્યાઃ 'ભગવાન, આજ તમારા આગમનથી મારું ઘર અને કુળ પવિત્ર થયું. તમારા દર્શન કરીને આ સેવક કૃતકૃત્ય થયો છે. યોગ્ય એવી સેવાનો આદેશ આપી આ દાસને અનુગ્રહીત કરો. ' રાજાની વિનમ્ર પ્રાર્થના સાંભળી નારદઋષિ સ્મિતહાસ્ય કરીને મધુર વાણીએ બોલ્યાઃ 'નૃપશ્રેષ્ઠ, મેં એમ સાંભળ્યું છે કે શ્રી હરિના સાક્ષાત્ દર્શનની ઈચ્છાથી તું તપ કરવા જવા માટે વિચાર કરે છે. તેં આ ખુબ જ સારો નિશ્ચય કર્યો છે આ નિશ્ચિત છે. આ સંસાર એક ભયંકર અરણ્ય છે. આમાં ડગલે ને પગલે અને સંકટરૂપી કાંટા પ્રસર્યા છે. અહીં ભટકનારા મનુષ્યને ભગવાન વિષ્ણુ જ એક માત્ર આશ્રયસ્થાન છે. મનુષ્યના મોટામાં મોટા પાપ ભગવાન વિષ્ણુના અનુગ્રહથી બળીને ભસ્મ થાય છે.' રાજાએ પુછયું ' ભગવાનની ભકિતનું સ્વરૂપ શું છે ?' ત્યારે નારદ મુનિ બોલ્યાઃ 'રાજા, ગુણભેદાનુસાર ભકિતના ત્રણ ભેદ છે. સાત્વિક, રાજસી અને તામસી. આના સિવાય એક ચોથી ભકિત નિર્ગુણાભકિત છે. હે કમલાપતિ રાજા ! જે લોકો કામ અને ક્રોધના વશીભૂત છે અને પ્રત્યક્ષ સિવાય અન્ય કયાંય દ્રષ્ટિ વાળતા નથી (પ્રત્યક્ષ એટલે જગત અને અન્ય એટલે પરલોક) એ પોતાના લાભ અને બીજાને હાની પહોંચાડવા માટે અથવા બીજાનો દ્વેષ, મત્સર કરીને સ્પર્ધાથી અથવા પરલોકમાંના સુખ-પ્રાપ્તિની આશાથી જે ભકિત કરાય છે. રાજસી ભકિત સમજવી. પરલૌકિક લાભને સ્થાયી સમજીને અને ઈહલોકના સમસ્ત પદાર્થ નશ્વર જાણીને પોતાના વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ ન કરતાં આત્મજ્ઞાન માટે જે ભકિત કરાય છે તે સાત્વિક ભકિત છે. આ જગત અનંત ભગવાન શેષશાયી નારાયણનું જ સ્વરૂપ છે. તેમાંથી કોઈ પણ કારણ આ જગતમાં નથી. હું પણ ભગવાનથી અલગ નથી અને ભગવાન પણ મારાથી ભિન્ન નથી આ સમજીને ભેદ ઉત્પન્ન કરનારા બાહ્ય ઉપાધીનો ત્યાગ કરવો અને ત્યાં અધિક પ્રેમથી ભગવત સ્વરૂપનું ચિંતન કરતાં રહેવું એ અદ્વૈત (નિર્ગુણ) નામક ભકિત છે. એ મુકિત સાક્ષાત પણ અતિ દુર્લભ સાધન છે. હવે હું તને વિષ્ણુના ભકતોનું લક્ષણ કહું છું. 'જેમનું ચિત્ત અતિશય શાંત હોય જે બધાં જોડે કોમળ ભાવથી વર્તે છે, જેણે સ્વેચ્છાએ બધી જ ઈંદ્રિય પર કાબુ મેળવેલ છે અને જે મન, વાણી અને ક્રિયા દ્વારા કદી પણ બીજાને દ્રોહ કરવાની ઈચ્છા રાખતો નથી, જેમનું ચિત્ત દયાર્દ્ર રહીને જે

ચોરી, હિંસાપ્રપંચમુક્ત રહે છે, સદ્‌ગુણોનો સંગ્રહ અને બીજાઓના કાર્ય સાધનમાં જે પ્રસન્નતાપૂર્વ સંલગ્ન રહે છે, સદાચારથી જેમનું જીવન સદૈવ નિષ્કલંક થઈ રહે છે. સર્વ પ્રાણીમાત્રના હૃદયમાં ઈર્ષા, મત્સર કરતો નથી, બીજાના ગુણરાશિથી પ્રસન્ન થાય છે, કોઈના પણ દોષ ન કાઢતાં મર્મ સમજાવવા પ્રયત્ન કરે, અને બધાને સુખ આપે, ભગવાનમાં મન સદૈવ તલ્લીન રાખે અને પોતાની પ્રેમમધુર વાણીથી બધાના આત્મવિશ્વાસ જાગૃત કરે છે એ જ ખરો પરમ વૈષ્ણવ સદ્‌ભકત છે.'

નારદનો ઉપદેશ સાંભળીને રાજા કમલાપતિ અત્યંત પ્રસન્ન થયો અને બોલ્યોઃ 'ભગવાન તમારો સંગ અને ઉપદેશામૃત સિંચનથી હું ખરેખર પાવન થયો અને મારા અજ્ઞાન અંધઃકારનો નાશ થયો. મારા સંપૂર્ણ પાપકર્મ બળીને ભસ્મ થયા હવે ફકત એક અભિલાષા છે કે તમારી સાથે તીર્થયાત્રા કરીને ભગવાન નિલાચલ પ્રભુના દર્શન કરવાં. ને એમના એ અદ્‌ભુત રમ્ય સ્વરૂપમાં વિલિન થઈ જવું એ મહદિચ્છા પૂર્ણ કરો.'

નારદે તથાસ્તુ કહીને એ એમની સાથે અન્યોન્ય તીર્થક્ષેત્રે ગયા. ભગવાનની અપાર લીલા ચરિત્ર સાંભળતાં સાંભળતા અને અવલોકન કરતાં કરતાં સત્સંગમાં સદૈવ રહીને રાજા કમલાપતિ નારદ સાથે ફરસુરામ આશ્રમ સ્થાને પહોંચ્યા. ભગવાન ફરસુરામના દર્શન થવાથી રાજા કમલાપતિમાં અષ્ટભાવ  જાગૃત થયા. ભગવાનના સ્વરૂપમાં એમની બધી મનોવૃત્તિ નાશ પામી. ફકત એકમેવ ભગવંત. સર્વત્ર એમના અવતાર વિગ્રહ સ્વરૂપ  છે. જગતના સંપૂર્ણ પ્રાણિમાત્રમાં એ જ એક નારાયણ વ્યાપેલ છે. એમની જ અગાધ લીલા ચરિત્રને યાદ કરતા એ ભગવાનના અનંતમાં લીન થયા. આ પરમ જ્ઞાની પ્રેમી ભકત રાજા કમલાપતિ ભગવાન ફરસુરામના અવતારકાળમાં થઈ ગયા. ધન્ય એ ભગવાનને અને ધન્ય એમના અનન્ય પ્રેમી ભગવત્‌ભકત.

ભગવાન વિષ્ણુએ પોતાના પહેલા મત્સ્ય અવતારમાં તલાતલ પાતાળમાં ગંધર્વસેન રાજાને આપેલ વચન કહી અહીં પૂર્ણ કર્યું. મહાન સત્યવાદી અને સદ્‌ભકત સતપંથી રાજા ગંધર્વ સેનને ત્રેતાયુગમાં ભગવાન ફરશુરામ અવતારના સમયે તું સદ્‌ભકત કમલાપતિ થઈશ અને મારા ભકિત પ્રભાવથી જ્ઞાની પ્રેમી થઈને મારા સ્વરૂપમાં આવી મળીશ એમ વરદાન આપ્યું હતું તે અહીં પૂર્ણ થયું.

આ સમયકાળમાં બીજા ત્રેતાયુગમાં શ્રી વિષ્ણુ ભગવાને શ્રી ફરસુરામ અવતાર ધારણ કર્યો. ત્યારે યજુર્વેદની ગાયત્રી મંત્રનો પ્રભાવ હતો.

અવતાર છઠ્ઠો શ્રી ફરસુરામ ભગવાન ચાર લાખ બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તે.

**॥ ઈતિ શ્રી પરશુરામ અવતાર સમાપ્ત ॥**

**॥ શ્રીમત્પરબ્રહ્માર્પણમસ્તુ ॥**

**નોંધ : અત્રેથી અ પુરૂષ વેદ વાણી પ્રમાણે હરિઅંશ સાતમા રામ અવતારે હરિઅંશના નામે જાય છે.**



# શ્રીરામ અવતારની પૂર્વ પીઠિકા

પ્રાચીન કાળમાં બ્રહ્મરણમાં વાલ્મિકી નામના મહાન તપસ્વી અને અંતરજ્ઞાની ઋષિ થઇ ગયા. પૂર્વાશ્રમમાં એ એક તપસ્વી બ્રાહ્મણના પુત્ર હતા. નાની ઉંમરમાં એને દુર્જનનો સહવાસ થતાં એ દુરાચારી બન્યા. એ કોળી લોકોના સંગતે ધંધા કરવા લાગ્યા. એ બ્રહ્મ કર્મને ભુલી જાતીભ્રષ્ટ થયા. એને કોઇપણ દુષ્ટ કૃત્ય કરવાનો ભય લાગતો નહોતો. લોકો તેને વાલિયો કોળી કહીને બોલાવવા લાગ્યા એને કોઇ પણ પાસે આવવા દેતા નહોતા. ત્યારે તે પોતાનું ગામ છોડીને અરણ્યમાં સહકુટુંબ જઇને રહ્યા. એ અરણ્યમાં પ્રવાસીઓનો આવવા જવાનો રસ્તો હતો. એ રસ્તા ઉપર રાત દિવસ બેસતો. પ્રવાસી આવે એટલે એમને ઠાર કરી નાખતો. એમની પાસેથી વસ્તુઓ છીનવી લેતો. એવું એનું કાર્ય હતું. એણે કેટલાંય જીવોનો નાશ કર્યો એની ગણના જ નહોતી. એના છોકરાઓ પણ મોટા થયા. પરંતુ એના દુષ્ટકર્મમાં ફરક પડયો નહીં. હવે એ વૃધ્ધ થયો તો પણ એ દુષ્ટ કૃત્ય કિંચીત પણ ઓછા થયા નહીં. એજ સમય આવ્યે એના ગતજન્મના પુણ્યથી ઉધ્ધારનો સમય આવ્યો.

એક દિવસ વૃધ્ધ વાલિયો નિત્ય પ્રમાણે શિકારની રાહ જોતો બેઠો હતો એજ માર્ગે નારદમુનિ કેટલાક ઋષિ મંડળ સાથે આવ્યાં. નારદ મુનિ પાસે આવતા જ શસ્ત્ર ઉગામીને વાલિયો એના સામે દોડયો અને બોલ્યોઃ 'અરે ભટુકડાઓ, કયાં જાઓ છો ? ઉભા રહો અને પાસે હોય એ બધું મારી સ્વાધીન કરો નહીં તો તમારા પ્રાણ લઇશ.' ત્યારે નારદે એની સામે જોયું. અને બોલ્યાઃ 'અમે ગરીબ બ્રાહ્મણ, અમારી પાસેથી તને શું મળવાનું આ વીણા અને આજ ચીપીયાઓ. આનો તારે શું ઉપયોગ થશે. અમને મારીને પાતકમાં ભાર ના નાંખીશ. તેં આજ સુધી જે પાપ કર્યા છે એની શિક્ષા યમધર્મ પાસે મેળવીશ. તે લૂંટેલ ધનની વહેંચણી કરવા પત્નિ છોકરાઓ તૈયાર છે જ, પણ તારા પાપની વહેંચણી કરવા કોઇ તૈયાર થશે ? તારૂ આયુષ્ય હવે સંપન્ન થવા આવ્યું છે. તારા મર્યા પછી તને નર્કમાં જવાનો વારો આવશે. આ યાતનામાંથી છોડાવનાર કોઇ છે ? એ વખતે તારી પત્ની છોકરાઓ આમંત્રિત તને એ દારૂણ યાતનામાંથી છોડાવવા આવશે ? તારા પાપનો કોઇ વિભાગી થશે ? જા, એમને પુછી આવ, તું પાછો આવે ત્યાં સુધી અમે અહીંથી જઇશું નહીં, આની ખાત્રી કર.'

ક્ષણભર સંતોના સહવાસનું પરિણામ વાલિયાના મન પર થયું. એની બુધ્ધિ પલટાઇ ગઇ. એ દોડતો એના ઘેર ગયો. એણે પોતાની પત્ની અને છોકરાઓને પાસે બોલાવ્યા અને બોલ્યોઃ 'મેં આજ સુધી જે ધન પ્રાપ્ત કર્યું છે તે પાપ કરીને મેળવ્યું છે. આ ધનની ભાગીદારી કરવા તમે તૈયાર છો ? તેમજ મેં આજ સુધી જે પાપ કર્યા તેની તમે વહેંચણી કરશો ? વાલિયાનો આ પ્રશ્ન સાંભળી એની પત્ની અને બાળકોએ કાન પર હાથ મુકયા. એ બધાં બોલ્યા, 'તમે જે સંપત્તિ કમાવીને ઘેર લાવી એ અમે લીધી એ મેળવવા માટે પાપ કરવાનું અમે તમને કહ્યું નથી. માટે એનો દોષ અમને નથી લાગતો. તમારા પાપના ફળ અમે શા માટે ભોગવીએ ? માટે અમે તારા પાપની વહેંચણી કરીશું નહીં. તમે કરેલા પાપનું પ્રાયશ્ચિત તમે ભોગવો.' આવું વચન સાંભળતાં જ વાલિયાને ખુબ દુઃખ લાગ્યું. એ ગદ્‌ગદિત થયો. એનું હૃદય ભરાઇ આવ્યું. એ ખિન્ન થઇને દોડતો નારદ પાસે આવ્યો અને એણે નારદના પગ પકડયા. એમના પગ પોતાના અશ્રુથી ભિજવ્યા અને હાથ જોડીને ઉભો રહ્યો. કરૂણ વાણીથી નારદને કહ્યુંઃ 'મહારાજ તમે જે કહ્યું એ ખરૂ છે. હું તમારા શરણે આવ્યો છું. મને આ પાપમાંથી મુકત થવાનો માર્ગ કહો. હું તમારું વચન અમર પાળીશ. મારી ઉપર દયા કરો.' વાલિયાને ખરેખર પસ્તાવો થયો એમ જાણી નારદે એને કહ્યુંઃ વાલિયા ગભરાઇશ નહીં. એમાંથી તું મુકત થઇશ. તને હું એક દિવ્ય જાપ આપું છું એ તું અહર્નિશ જપજે. એ મંત્ર એકદમ સહેલો છે. 'રામ' એ બે અક્ષર રાત-દિવસ તું મુખમાંથી

ઉચ્ચારતો રહેજે. પાપમાંથી મુકત થઈશ.' આમ કહીને એમનો વરદહસ્ત એના મસ્તક પર મૂકયો. તે ત્યાંથી ૠષિ સહ નીકળી ગયા. વાલિયો એની જગ્યાએ રામ-રામ-રામ-રામ એમ જાપ ઉચ્ચારવા લાગ્યો. એ ધ્યાનસ્થ બેસીને જાપ કરવા લાગ્યો. એ એનું દેહભાન ભુલી ગયો. ભુખ તરસ આળસ નિદ્રા ભય બધું ભાગી ગયું. રામનામ સ્મરણમાં એ રંગાઇ ગયો. તેને કેટલાંક વર્ષો થયાં શરીર પર મોટા વાળ ઉગ્યા. એના હાથમાં સુકાયેલી લાકડીનું વૃક્ષ થઇ એને પાંદડા ફુટવા લાગ્યા. એ પણ રામનામનો જ મહિમા ન કહેવાય તો બીજું શું !

આગળ કંઇક સમય પછી નારદમુનિ એ જગ્યાએ ફરી આવ્યા આ વખતે મંદ મંદ એવા રામનામની ધ્વનિ એના કાને સંભળાઇ. એ ઉત્સુકતાથી આમ તેમ જોવા લાગ્યા. પેલા એક ખાડામાંથી આધ્વની આવે છે એમ એમના ધ્યાનમાં આવ્યું. એમને નવાઇ લાગી. જુએ છે તો વાલિયો તેજથી ચમકતો હતો. રામનામના જપથી એના બધાં પાપ નષ્ટ થયા હતાં. નારદને જોતાં જ એણે સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને બોલ્યોઃ 'હે મુનિ ગુરૂ, મારે હવે આગળ શું કરવું ?' નારદ બોલ્યાઃ 'રામનામથી તારાં પાપ નષ્ટ થયાં છે. તું હવે ત્રિકાલજ્ઞ ૠષિ થયો છે. આજથી કંઇક વર્ષો પછી દશરથ રાજાના ઘેર વિષ્ણુ અવતાર લેશે. એ રામ અવતાર થશે. એમના ચરિત્ર તું તારા દિવ્ય દ્રષ્ટિથી જાણીને લખજે. એમના ચરિત્રનું તું ભવિષ્યવાણીથી વર્ણન કરીશ એમ રામ આગળ વર્તન કરશે. તારો ગ્રંથ ત્રિભુવનમાં શ્રેષ્ઠ અને અપૂર્વ થશે.' આમ વર આપી નારદ મુનિ નીકળી ગયા. કેટલોક સમયકાળ જતાં નારદની આજ્ઞા પ્રમાણે દેવવાણી સંસ્કૃતમાં વાલ્મિકી ૠષિએ શતકોટી રામાયણ રચ્યું. એ એમના શિષ્ય ભારદ્વાજમુનિએ લખ્યું. આ મુળ રામાયણ સત્યલોકમાં બ્રહ્મદેવે નારદને એક જ શ્લોક કહ્યો હતો. નારદે એ સો શ્લોકમાં વાલ્મિકીને કથન કર્યુ. વાલ્મિકીએ શતકોટી શ્લોકમાં એનું અદ્દભુત રસાળ અને વિસ્તૃત રૂપથી કથન કયું છે. એ એક શ્લોકમાં રામાયણ છે.



શ્રી રામ અવતાર

**શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા સત્ય છે.**

**रामो दाशरथिर्भूत्वा, पौलस्त्यकुललांछनम् ।**
**जघान रावणं संख्ये, तस्मै क्षत्रात्मने नमः ॥**

શ્રી વિષ્ણુ ભગવાને દશરથના પુત્રશ્રી રામચંદ્ર રૂપે અવતાર લઈને પુલસ્ત્ય કુળમાં જન્મેલા રાવણનો યુધ્ધમાં આખા કુળ સહિત નાશ કર્યો હતો તે ક્ષત્રિય રૂપ રામ અવતારને હું નમસ્કાર કરૂ છું.

**શ્રી ફરશુરામ ભગવાનના, રઘુ, નઘુ, યયાતિ, કેવલિક,**
**અજેપાળ, દશરથના, અંશ તો શ્રી રામ ભગવાન.**

# શ્રી રામ અવતાર

## ॥ અવતાર સાતમો ॥

**પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું**
**ॐ નમો શ્રી સદ્‌ગોર પાત્ર બ્રહ્મા વશિષ્ઠ મહારાજ,**
**આદ્ય વિષ્ણુ નિરંજન શ્રી રામ ભગવાન તમારી આશીષે.**

**॥ સતગોર બ્રહ્મા વાચા ॥**

**'આદૌ રામતપોવનાધિગમનં હત્વા મૃગં કાંચનં । વૈદેહી હરણં જટાયુમરણં સુગ્રીવ સંભાષણમ્ ॥**
**વાલી નિર્દલનં સમુદ્રતરણં લંકાપુરીદાહનં । પશ્ચાદ્રાવણ કુંભકર્ણ હનનં એતદ્ધિ રામાયણમ્' ॥**

ત્રેતાયુગમાં સાતમા અવતારે પ્રભુ શ્રી રામચંદ્ર રૂપથી પ્રગટ થયા આ કાળમાં પ્રમત્ત થયેલા દૈત્ય રાવણ કુંભકર્ણ વગેરે દુષ્ટ દુર્જનોને નાશ કરવા માટે આ અવતાર શ્રી વિષ્ણુ ભગવાનને લેવો પડયો.



**શ્રી હરિનો છઠ્ઠો અવતાર પુરો થાય, અવતાર સાતમાનો સદ્‌ગોરે કહ્યો મહિમાય. ॥૧॥**
**સાતમો શ્રી રામ અવતારના પરછા નિરવાણ, તમે સુણો મુનિવરો સુજાણ. ॥૨॥**

આત્મે રૂપે દૈત્ય રાવણ પ્રગટ થયો, ત્યારે તે વનમાં મોટો તપ કરવા ગયો. ॥૩॥
તેણે ત્યાં તપે બેસીને કીધું કાજ, વર માગ્યો જે અમર થઈને કરૂ રાજ. ॥૪॥
સ્વામી સહી ન મરૂ યુધ્ધ કરતા નિર્વાણ, અને ન મરૂ સ્વામી કોઈને બાણ. ॥૫॥
સ્વામી આવો વર માગી લઉં, જે હું મુખેથી હાર્યો ન કહું. ॥૬॥
એવું માગ્યું ગુરૂજી અરમાન, અમર રહું એવું મેળવ્યું વરદાન. ॥૭॥
તપ કરી રાવણે મહાવર લીધા જયાંય, સર્વે દેવસભા કબજે કરી છે ત્યાંય. ॥૮॥
સર્વે દેવ કહે ભાઈ વિધાતાએ કર્મેલખ્યું જેહ, દૈત્ય ઘેર નવે ગ્રહ સેવા કીધી તેહ. ॥૯॥
દૈત્ય ઘેર સર્વે દેવતા કોદરા ભરડે જઈ, તે ઘેર પવન આંગણા વાળે સહી. ॥૧૦॥
તે રાવણ ઘેર સમુદ્ર ભરતા નીર, ત્યાં ચન્દ્ર સૂર્ય કરતા સધીર. ॥૧૧॥
દેવ આગળથી ઉદક લીધું નિરવાણ, શ્રીસદગુરૂજી આગળ પામું માન. ॥૧૨॥
દૈત્ય ઘેર પનોતી બારણે બાંધી જેહ, અગ્નિદેવ દૈત્યના રાંધણ રાંધે તેહ. ॥૧૩॥
તે સદગુરૂ કહે દેવે સર્વે એવા કીધાં કાજ, રાવણને તપ કરતા આપ્યું રાજ. ॥૧૪॥

બ્રહ્મદેવને પુલસ્તી આ નામનો પુત્ર હતો. એ મોટો તપસ્વી હતો. એનું લગ્ન તૃણબિંદુના દેવવર્ણી નામની કન્યા સાથે થયાં. એને વિશ્રવા નામનો પુત્ર થયો. એનાં ભારદ્વાજની પુત્રી સાથે લગ્ન થયાં. એને કુબેર નામનો પુત્ર થયો. કુબેરે ઘોર તપ કરીને બ્રહ્મદેવને સંતુષ્ટ કર્યા. તેણે પ્રસન્ન થઈને એને લંકાનું રાજય કુબેરને આપ્યું. એ લંકા પહેલાં એની જ નિર્માણ કરેલી હતી. લંકામાં એ પહેલાં રાક્ષસોનું રાજ્ય હતું. એ કુબેરને આપવાથી રાક્ષસોને ખુબ ગુસ્સો આવ્યો. એ પોતાનું રાજ્ય પરત મેળવવા માટે કુબેરની પાછળ લાગ્યા.

આ કાર્ય માટે 'સુમાળી' નામનો રાક્ષસ લંકામાં આવ્યો. એણે લંકાનો વૈભવ જોયું. તેને એ રાજ્ય મેળવવાની અભિલાષા નિર્માણ થઈ. એ ચાલાક હતો. યુધ્ધથી કાર્યભાગ થશે નહીં એમ એને લાગ્યું. એણે કપટી દાવપેચથી આ કાર્ય સાધવાનું ઠેરવ્યું. કુબેરનું સુંદર રૂપ અને સશકત શરીર જોઈને એણે વિચાર્યુ કે આના બાપને પોતાની પુત્રી આપવી અને એને જે પુત્રો થશે એમને આપણે રાક્ષસોની સહાય કરીને કુબેર પાસેથી લંકાનું રાજ્ય છીનવી લઈશું.' આમ વિચાર કરીને એ પાતાળમાં ગયો અને પોતાના કૈકશી નામની કન્યાને લઈને લંકામાં આવ્યો. સુમાળીએ બ્રાહમણનું રૂપ લીધું, એનાથી વિશ્રવા ફસાઈ ગયો. સુમાળી વિશ્રવા પાસે આવ્યો અને બોલ્યોઃ 'મહારાજ, હું એક દરિદ્ર બ્રાહ્મણ છું. ઈશચિંતનમાં કાળ વિતાવું છું. મારી કન્યા ઉંમર લાયક થઈ છે એનો તમે અંગીકાર કરો એટલે હું સંસાર જાળમાંથી મુકત થઈ અરણ્યમાં તપ માટે જઈશ.' કપટી સુમાળીના આ બોલમાં વિશ્રવા ફસાઈ ગયા. તેણે કૈકશી સાથે લગ્ન કર્યા. એમનો સંસાર શરૂ થયો. આ જોઈ સુમાળી ત્યાંથી નીકળી પાતાળમાં ગયો. લંકાનું રાજ્ય પોતાના પૌત્રને મેળવી આપવાનો વિચાર કરવા લાગ્યો.

આગળ એક દિવસ સૂર્યાસ્ત સમયે હોમ ચાલતો હતો ત્યારે એ કૈકશી વિશ્રવા પાસે કામવાસનાનો ભોગ માંગવા લાગી.એની એ અનુચિત માંગ સાંભળી ઋષી બોલ્યાઃ 'હે પાપરૂપ તામસ, તું બ્રાહ્મણ કન્યા ન હોઈને રાક્ષસી છે.' તારા પેટે દુરાચારી રાક્ષસ ઉત્પન્ન થશે. આમ પતિનું ભાષણ સાંભળી એક પણ સુપુત્ર આપો એવી કૈકશીએ પ્રાર્થના કરી. એ વિનંતી માન્ય કરવાથી આગળ એને રાવણ, કુંભકર્ણ અને વિભિષણ એમ ત્રણ પુત્રો અને ત્રાટિકા અને શૂપર્ણખા એમ બે પુત્રીઓ થઈ. વર પ્રમાણે વિભીષણ સુપુત્ર નીકળ્યો. ભગવદભકતમાં એની ગણના થઈ અને એને અમરપદ

પ્રાપ્ત થયું. રાવણ કુંભકર્ણ અને વિભીષણ થોડા મોટા થતાં જ ગોકર્ણક્ષેત્રે જઈને રહ્યા ત્યાં રાવણ શ્રી શંકરની, કુંભકર્ણ અને વિભીષણ શ્રી વિષ્ણુની આરાધના કરવા લાગ્યા. એમણે ઘોર તપશ્ચર્યા આદરી. એમના તપથી સંતુષ્ટ થઈને ત્રણેય દેવોએ એમને દર્શન આપ્યા અને વર માંગવાનું કહ્યું. એ વખતે રાવણે સંતતિ, સંપત્તિ, વિદ્યા એની પૂર્ણ પ્રાપ્તિ થાય દેવો પર મારી સત્તા ચલાવવી એવો વર માંગ્યો. કુંભકર્ણે, મને ઈંદ્રાસન આપો એવું કહેવાને બદલે નિંદ્રાસન આપો. એમ વર માંગ્યું. પછી વિભીષણે મને ભગવાનની સેવાનો લાભ મળે. એમ કહ્યું ત્યારે ત્રણ દેવોએ 'તથાસ્તુ' કહ્યું અને અંતર્ધ્યાન થયાં.

આ વરથી રાવણ ઉન્મત્ત થયો. તેણે પ્રહસ્ત, મહોદર એમને પ્રધાન નિમ્યા. તેમજ વિદ્યુજ્જિવ્હ, જંબુમાળી વજ્રદ્રંષ્ટ, વિરુપાક્ષ, ખર, દૂષણ, ઈંદૂક, સારણ વગેરે બલવાન રાક્ષસ સાથે લઈને રાવણ લંકામાં જતો રહ્યો. કુબેરનો પરાભવ થવાનું ચિન્હ દેખાતું નહોતું. ત્યારે રાવણે કપટી દાવ નાંખ્યો. એણે પોતાના બાપનું નામ લખીને એ પત્ર કુબેર પાસે મોકલ્યો. એ પત્રમાં કુબેરને સંબોધીને વિશ્રવે જણાવ્યું કે તારો સાવકા ભાઈ રાવણને એના સ્વાધીન લંકાનું રાજ્ય કર.' એમ લખેલું હતું. કુબેર મોટો પિતૃભકત હતો. એણે પિતાની આજ્ઞા શિરસાવંદ્ય માની લંકાનું રાજ્ય રાવણને સ્વાધીન કર્યું અને પોતે દેવલોકમાં નીકળી ગયો. કારણ એ બ્રહ્મદેવનો પૌત્ર હતો. બ્રહ્મદેવે મેરૂ પર્વત પર અલંકાપુરી નગરી સ્થાપી અને ત્યાં રાજ્ય કરવા આપ્યું. રાવણ લંકાનો રાજા થયા પછી એણે માયાસુરની કન્યા મંદોદરી સાથે વિવાહ કર્યા. કુંભકર્ણનું લગ્ન બલીની પૌત્રી દીર્ઘજવાલા સાથે કર્યા. વિભીષણે રાક્ષસ કન્યા સાથે વિવાહ ન કરતા સરમા નામની એક ગંધર્વ કન્યા જોડે લગ્ન કર્યા. રાવણે ગાદી પર બેઠા પછી અનેક દેશ જીત્યા. એમની ઉપર અમલ ચલાવવા લાગ્યો. ઉનમત્તપણે એણે ગૌબ્રાહ્મણોને અનન્વિત છળ ચલાવ્યો. ત્યારે કુબેરે તેને સંદેશ મોકલ્યો, 'તું ઋષિપુત્ર છે ! તારું આવું વર્તન સારું નથી.' આ સંદેશ સાંભળતાં જ રાવણને ગુસ્સો આવ્યો. સૈન્યથી અલકાપુરી પર હલ્લો કર્યો. કુબેરની સંપત્તિ અને પુષ્પક વિમાન છીનવી લીધું. ત્યારે કુબેર ઈંદ્ર પાસે ગયો. ત્યારે ઈંદ્રએ એને દેવ સભાનો કોષાધ્યક્ષ નીમ્યો.

રાવણને મંદોદરીથી મેઘનાદ નામનો પુત્ર થયો. તેમજ ઈતર સ્ત્રીઓથી અનેક પુત્રો થયા. એમનો પરિવાર ખુબ વધ્યો. એમની પાસે અઢાર અક્ષૌહિણી સૈન્ય હતું. વાદ્ય સતત વાગતા. સર્વ ભૂપતિ એની સામે હાથ જોડીને ઉભા રહેતા. એનો સર્વત્ર જયજયકાર થવા લાગ્યો. દેવોને બીક ઉત્પન્ન થઈ. પર્વતોએ એમની પાંખો ઈંદ્ર પોતાના વજ્રથી છેદન કરે છે એમ રાવણને કહ્યું. રાવણે પોતાના સૈન્ય સાથે ઈંદ્ર પર ચડાઈ કરી. આ વખતે પર્વતે હાથીનું રૂપ લીધું. એની સાથે રાવણ ઈંદ્ર સાથે યુધ્ધ કરવા લાગ્યો. મેઘનાદે ઐરાવત (ઈંદ્ર) ને જીત્યા. ઈંદ્રને પાશાતથી બાંધી રાખ્યો. ત્યારે બ્રહ્મદેવે મેઘનાદને ઈચ્છિત વર આપી ઈંદ્રને પાશાતથી મુકત કર્યા. ત્યારથી મેઘનાદને ઈંદ્રજીત કહેવા લાગ્યા. દેવોનો પરાભવ થયો. એ રાવણના સેવક બન્યા. એમની સાથે લંકામાં આવ્યા. રાવણે એમને કામ વહેંચી દીધા. ઈંદ્રને માળા ગુંથવી, કુબેરે સફાઈ કરવી, દેવતાએ ધાન્ય દળણ કરવું. વરૂણે પાણી ભરવું. ચંદ્રએ છત્ર ધરવું. વાયુંએ આંગણ વાળવું. અગ્નિએ રસોઈ કરીને વસ્ત્રો ધોવાં, બ્રહ્મદેવે પુરાણ કહેવું, નારદે તંબરૂ એટલે ગાયન કરવું. નવગ્રહોના પગથીયાં બનાવી એની ઉપર એ પોતાના રત્નજડિત રાજસિંહાસન પર બેસીને કારભાર કરતો હતો.

**તે ભકત કારણ નારાયણ ધર્યા શ્રીરામ અવતાર, દૈત્ય રાવણને મારીને ભકતોના કરવા ઉધ્ધાર. ॥૧૫॥**

**જે ત્રેતા યુગમાં દૈત્ય રાવણ મહાબલવંત, તેણે મારવા સ્વામીને અવતાર લીધા શ્રીરામ. ॥૧૬॥**
**શ્રીરામ અવતાર ઉપના તેના પરછા જાણ, તમે સુણો મુનિવરો તેહ નિરવાણ. ॥૧૭॥**
**તે ભકત કારણ સાતમો અવતાર શ્રીહરીયે ધર્યા, રાજા દશરથ ને ઘેર શ્રીરામ અવતર્યા. ॥૧૮॥**

**સાતમો શ્રી રામજી અવતાર, રઘુ કુલ વંશમાં અવતર્યા દેવ મુરાર. ॥૧૯॥**
**દશરથ રાજાએ પુત્રકામેષ્ટી યજ્ઞ કીધા જયાં, ઋષિ શૃંગીને વનથી લાવ્યા ત્યાં. ॥૨૦॥**
**તેના મંત્ર પ્રભાવથી યજ્ઞનારાયણ પ્રસન્ન થાય, તેણે દશરથ ઘેર ચાર પુત્રના વર દીધો ત્યાંય. ॥૨૧॥**

સત્યવાદી હરિશચંદ્ર રાજા જેવા સદ્દભકતોનો ઉધ્ધાર કરીને એમનો સન્માન કરવા માટે એ જ સૂર્યવંશમાં ત્રેતાયુગના છેલ્લા પ્રહરમાં ભગવાન શ્રહરિએ સાતમો અવતાર ધારણ કર્યો. દૈત્ય રાવણ પોતાના શરીરની પ્રબળ શકિતથી, અતુલનીય પરાક્રમથી ત્રિભુવન વિજયી થયો હતો. બધા દેવો જીતીને એણે એમને પોતાના ઘેર અલગ અલગ કામગીરી માટે નિમ્યા હતાં. એ વિજયથી મદોન્મત્ત રાવણ એક વાર પુષ્કર વિમાનમાં બેસીને શંકરને મળવા ગયો. ત્યાં દરવાજામાં નંદી હતો. એ રાવણને બોલ્યોઃ 'શિવ પાર્વતી એકાન્તમાં છે. આગળ જઈશ નહીં.' ત્યારે રાવણને ગુસ્સો આવ્યો. બંનેનું યુધ્ધ થયું. રાવણ આગળ આવ્યો. ત્યારે નંદી બોલ્યોઃ ઉન્મત્ત રાવણ, તેં દસ રૂદ્ર જીત્યા પણ અગિયારમો રૂદ્ર મારૂતિ વાનરરૂપે તારો ગર્વ હરણ કરશે.' ત્યારે રાવણને ક્રોધ આવ્યો. એણે કૈલાસ પર્વત ઉપાડીને લઈ જવા પર્વત નીચે હાથ નાખ્યો. પર્વત ડગમગવા લાગ્યો. એ શંકરે જોયું. ત્યારે એણે  પોતાના પગથી પર્વત નીચે મુકયો. રાવણનો હાથ કચડાયો હોવાથી આક્રંદ કરી એ નીચે પડયો. પછી રાવણે શંકરની સ્તુતિ કરી. ત્યારે રાવણનો હાથ સારો થયો એ લંકામાં ગયો. એવી જ વિટંબના સહસ્ત્રાર્જુન અને પાતાળમાંના બળી રાજાએ રાવણની કરી હતી તો પણ એનો ગર્વ ઓછો થતો નહોતો. કેટલાંક દિવસો પછી કિષ્કિંધાના રાજા વાલીને જીતવા માટે પુષ્કર વિમાનમાં બેસીને રાવણ આવ્યો અને વાલી આગળ ઉભો રહ્યો. વાલી આ વખતે ધ્યાનસ્થ  બેઠો હતો. રાવણે ગર્જના કરી. એ ગર્જના થતાં વાલી સાવધ થયો. એને ગુસ્સો આવ્યો. એણે રાવણને બાહુપાશમાં દબાવીને ચતુઃસમુદ્રમાં સ્નાન કર્યુ. રાવણને ઘેર લઈ ગયો અને પોતાના અંગદ નામના છોકરાના હીંચકા પર ટાંગ્યો. અંગદનું એ એક રમકડું થયું. અંગદે વાનરચેષ્ટાથી એનું હરણ કર્યુ. રાવણની આવી દશા જોઈને વિશ્રવા વાલી પાસે આવ્યો. એણે રાવણની ભિક્ષા માંગી ત્યારે વાલીએ રાવણના મોઢે કાળુ લગાડી એનો પગ પકડી એને લંકામાં ફેંકી દીધો.

એક દિવસ રાવણ બ્રહ્મદેવને બોલ્યોઃ 'મારું મૃત્યુ કોના હાથે થશે એ મને કહો.' બ્રહ્મદેવ બોલ્યાઃ અજ રાજાનો પુત્ર જે દશરથ એના પુત્ર શ્રીરામ જન્મ લેશે, એના હસ્તે તારું મૃત્યુ થશે. આ સાંભળતાં જ એ મનમાં બોલ્યો., 'હું જ દશરથને જ મારી નાંખું તો મને મૃત્યુ આવશે નહીં.'એ માટે એ અયોધ્યા જવા રાક્ષસ સેના લઈને નીકળ્યો.

એ વખતે અજ રાજાએ દશરથ અને કૌશલ્યાનો વિવાહ માંડયો હતો. એટલામાં નારદ ત્યાં આવ્યા અને અજ રાજાને કહેવા લાગ્યા, ' દશરથના લગ્નમાં રાવણ વિઘ્ન લાવવાનો છે માટે એનું રક્ષણ કર.' આ સાંભળતાં જ અજ રાજાએ બંનેનાં જહાજમાં લગ્ન કરવાનું ઠેરવ્યું. એ વાત રાવણના કાને પડી. લગ્ન વખતે જઈને રાવણે નૌકા પાણીમાં ડુબાડી અને ફકત કૌશલ્યાને એક પેટીમાં રાખી એ પેટી એક બલિષ્ઠ માછલીને આપીને કહ્યું આ પેટી મારા સિવાય કોઈને આપીશ નહીં. સારી રીતે જતન કરીને રાખ એમ કહી રાવણ સૈન્ય સાથે લંકામાં આવ્યો. માછલીએ એ પેટી એક બેટમાં રાખી દીધી અને એ ભક્ષાર્થે ત્યાંથી નીકળી ગઈ. થનાર કદી ચુકતું નથી. દેવયોગથી દશરથ રાજા એ બેટ પર આવ્યો. ત્યાં એ પેટી એના નજરમાં પડી. એ તેણે ઉઘાડી. તો એમાં પોતાની કુલ વધુ કૌશલ્યા  એને દેખાઈ. તેને અપરિમિત આનંદ થયો એટલામાં નારદમુનિ ત્યાં આવ્યા. તેણે બંનેનાં  લગ્ન કરાવ્યાં. પછી બંનેને તે પેટીમાં બેસાડી દીધાં.



અહીં આનંદથી રાજયસાન પર બેસીને રાવણ બ્રહ્મદેવને બોલ્યોઃ'હું દશરથ કૌશલ્યાના લગ્ન ડુબાડી આવ્યો. હવે એને છોકરો થશે નહીં અને એના હાથે હું મરીશ નહીં. હું ચિરંજીવ થયો. આ સાંભળી બ્રહ્મદેવ બોલ્યાઃ 'રાવણ આ

તારો ભ્રમ છે, એનું ઉભયતાનું લગ્ન થયાં. રાવણ આશ્ચર્યથી બોલ્યો, ' આ વાત શકય જ નથી અને જો હોય તો તું માંગીશ એ વર હું તને આપીશ. વચનભંગ કરીશ નહીં.' આમ કહીને એ પેટી રાવણે પોતાના સેવક પાસે મંગાવી એમાં શું છે એ જોવા બ્રહ્મદેવે એ પેટી રાવણ સામે ખોલી. તો એમાં દશરથ કૌશલ્યા એ બંને દેખાયા. ત્યારે તલવાર ઉપાડી રાવણ દશરથ પર દોડયો. ત્યારે તેનો હાથ પકડી બ્રહ્મદેવ બોલ્યાઃ 'મારું વચન મને આપ. આ બંનેને જીવનદાન આપી મારા સ્વાધીન કર. ત્યારે વચન પ્રમાણે એ બંનેને બ્રહ્મદેવના સ્વાધીન કરવું રાવણને ભારે પડયું. પછી બ્રહ્મદેવ એ બંનેને અયોધ્યામાં લાવ્યા. ત્યાં લગ્ન મહોત્સવ મોટા ઠાઠથી પાર પાડયો. બધાને ખુબ આનંદ થયો. પછી ઈંદ્રએ દશરથને રાજ્યાસન આરૂઢ કર્યા અને બ્રહ્મદેવ, ઈંદ્ર સ્થાને જવા નીકળી ગયા. પોતાને ઈચ્છિત સાધ્ય થયું નથી માટે રાવણ ખુબ જ ચિડાયો એણે ગૌબ્રાહ્મણ દેવ અને માનવોને છળ કરવા માંડયો. યજ્ઞયાગાદી કૃત્યોનો વિધ્વંસન શરૂ કર્યા. પૃથ્વી ચળાચળ કાંપવા લાગી. પૃથ્વી ગાયના રૂપે બ્રહ્મદેવને શરણે ગઈ અને પોતાના પીઠ પર થનાર છળ એમને કહ્યા. એ સાંભળ્યા પછી બધા જોડે બ્રહ્મદેવ ક્ષિરસાગરના સ્થળે આવી શેષશાયી શ્રી વિષ્ણુનું સ્તવન કરવા લાગ્યા. ત્યારે સાગરમાંથી અવાજં આવ્યો. 'દેવો ગભરાશો નહીં. હું રાવણના નાશ માટે અયોધ્યા નગરમાં દશરથ-કૌશલ્યાના ઘેર જન્મ લઉં છું. હું રામ થઈશ, શેષ લક્ષ્મણ, શંખ ભરત, ચક્ર શત્રુઘ્ન, એમ રૂપથી અમે દશરથના ઘેર જઈએ છીએ. લક્ષ્મી જનક રાજાની કન્યા થઈને મને વરશે. તમે બધાએ વાનરોનાં રૂપ અવતાર લેવો. શંકર હનુમાન થશે, બ્રહ્મદેવ જાંબુવંત થશે, ધન્વન્તરી સુષેણ, બૃહસ્પતિ અંગદ, સૂર્ય સુગ્રીવ, અગ્નિ નલ, વાયુ નીલ આ પ્રમાણે અવતાર લઈને રાવણના નાશ માટે રામને સહાય કરવી. આ પ્રમાણે તમારું મનોરથ પૂર્ણ કરીશ. એમ આજ્ઞા થતાં જ બધાને આનંદ થયો. એ ભગવાન શેષશાયી નારાયણને વંદન કરીને પોતપોતાના સ્થાને નીકળી ગયા.

દશરથ રાજા અયોધ્યાની ગાદી પર બેઠા પછી એણે ત્રણ રાણીઓ સાથે લગ્ન કર્યા. એમાં કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયી આ મુખ્ય હતી. એમં કૌશલ્યા પટ્ટરાણી તો કૈકેયી માનીતી હતી. દશરથ રાજાએ મોટા ન્યાયથી રાજ્ય કર્યું. તેઓ સર્વ વાતે સુખી અનુકુળ હતા, પણ પુત્ર સંતાન નહોતું માટે એ તથા રાણીઓ ખિન્ન અને ચિંતાતુર દેખાતાં હતાં. એક દિવસે દશરથ રાજાએ આ મનની વાત પોતાના ગુરૂ વશિષ્ઠઋષિને કરી. વશિષ્ઠે રાજાને આશ્વાસન આપી કહ્યું, રાજન પુત્રેષ્ઠીયજ્ઞ કરવાથી તને પુત્ર પ્રાપ્તિ થશે.

એક દિવસ રાજા મૃગ માટે અરણ્યમાં ગયો પુષ્કળ ફર્યો પણ શ્વાપદ કોઈ ન દેખાયું નહીં. સૂર્યાસ્ત થયો. ત્યારે એક સરોવર નજીકના એક ઝાડ પર બેઠો. હવે શ્વાપદ પાણી પીવા આવશે અને મારો શિકાર થશે એમ માની એ ધનુષ્ય સજ્જ કરીને બેઠો. દૈવગતીએ એજ માર્ગે શ્રવણ નામનો માતૃ-પિતૃ ભકત બ્રાહ્મણપુત્ર અંધ માતા પિતાને કાવડમાં બેસાડી એ કાવડ ખભા પર લઈને તીર્થ યાત્રા કરવા જતો હતો. શ્રવણ એ સરોવર પાસે વિશ્રાંતિ માટે રોકાયો હતો. ત્યારે પિતાએ એને કહ્યુંઃ 'અમને ખુબ તરસ લાગી છે. પાણી પિવડાવ.' શ્રવણ હાથમાં કમંડળ લઈને પાણી લાવવા નીકળ્યો.

આગળ સરોવરમાં એક હંસ પક્ષીનું જોડું રહેતું હતું. બંનેને એકમેક પર અનહદ પ્રેમ હતો. સવારથી સરોવરમાંથી નીકળી પૃથ્વીનાં બધાં તીર્થસ્થાનોમાં સ્નાન કરીને દર્શન કરી એ સંધ્યાકાળના સુમારે સરોવરમાં પાછાં આવતાં અને રાત્રે સારો એવો સમય વાતો કરીને પરમેશ્વરનું અગાધ લીલાથી વર્ણન ગાતાં ગાતાં સુઈ જતાં. તેનો એક મિત્ર કાચબો હતો. એ એકલો જ હતો. એ પણ એમના સતસંગ સમયે આવીને એમના મોંઢે પરમેશ્વરની અને તીર્થ ક્ષેત્રની અદ્ભુત કથા સાંભળી દંગ થતો અને પોતાના નસીબને દોષ આપતો કહેતો કે, મિત્રો તમને ઈશ્વરે પાંખો આપી છે માટે તમે બધા તીર્થક્ષેત્રોની યાત્રા કરીને આવો છો. કેટલા ભાગ્યવાન છો તમે ! અને હું પાપી અહીંજ કેટલાંય વર્ષોથી પડયો છું.

મારે શેનું તીર્થક્ષેત્રનું દર્શન અને શું ? મારા જેવો અભાગી બીજો કોણ હોઇ શકે ! ' વારંવાર એનો આ વિલાપ સાંભળી એ બંનેએ એને તીર્થયાત્રાએ લઇ જવાનું વિચાર્યું. બંને જાણે એક લાકડી બંને બાજુથી પોતાના પગમાં બરાબર પકડી અને મધ્યભાગે કાચબાને લાકડી પકડવાનું કહ્યું અને આ પ્રમાણે ત્રણેયની યાત્રા શરૂ થઇ. નિત્ય નિયમ પ્રમાણે એ તીર્થક્ષેત્ર પર સ્નાન કરીને દર્શન લઇને આગળ આગળ જવા લાગ્યાં. કાચબાને ખુબ આનંદ થયો. આગળ કુરૂક્ષેત્રની ભૂમી પર જયારે એ જવા લાગ્યો ત્યારે હંસ અને હંસિનીના મનમાં વિપરીત ભાવ ઉત્પન્ન થયો. ' આ કાચબાનું વજન આપણે વિના કારણે ઉપાડીને લઇ જઇએ છીએ. આ આપણા ઉપકારનો બદલો શું વાળશે ?' એમ બંનેના મનમાં સાથે વિચાર આવતા બંનેના પગની પકડ ઢીલી પડી અને લાકડી પગમાંથી એકદમ છુટી કાચબા સાથે નીચે પડી. કાચબો તો જમીન પર પડતાં જ ઘાયલ થયો અને મરણોન્મુખ થઇને એ પેલા બંને હંસોના મનોમન ગુણગાન કરતો વાટ જોવા લાગ્યો. આગળ જતાં બંનેને થયેલા કૃત્યના બદલે પશ્ચાતાપ થયો અને તેઓ એ કાચબા પાસે આવ્યાં. એમણે પોતાની ભુલ કબુલ કરી અને એને ક્ષમા માંગી. કાચબો બોલ્યો, સત્સંગી મિત્રો, તમારો આ ઉપકાર હું જન્મોજનમ ચુકવી શકીશ નહીં. બસ આટલી જ યાત્રા બહુ છે. એમાં જ મારું સમાધાન છે. તમે તમારા મનમાં દુ:ખ લગાડશો નહીં. હું તમારા ઋણમાં બંધાયો છું. ઇશ્વરકૃપાથી એ ઋણમાંથી મુકત થવાનું સૌભાગ્ય મને મળે. સારું તો હું આવું છું. શ્રી રામ...' એમ કહી એણે પ્રાણ છોડયા. થયેલી ઘટના પછી બંનેને ખુબ દુ:ખ થયું. પણ વિધિ ઘટના આગળ બધું વ્યર્થ છે એમ સમજીને એમણે વધેલા આયુષ્યને ઇશ્વર ચિંતનમાં લગાવ્યું. કાળાંતરે હંસ એ જ સત્યદેવ અને હંસિણી એ જ સત્યવતી રૂપથી જન્મ લીધો અને એમનો વિવાહ થઇ કાચબો એ જ શ્રવણકુમાર એમના ઘેર જન્મ લીધો.

પૂર્વ જન્મના સુકૃતથી એ બાળપણથી જ સુસંસ્કારી થયો. માતાપિતાની ઉત્તમ પ્રકારે સેવા ચાકરી કરવા લાગ્યો. એક બ્રાહ્મણ કુમારીકિશી સાથે એના લગ્ન થયાં. પણ દુર્દૈવે એ કર્કશા ઘરમાં આવવાથી નિત્ય કલેશ શરૂ થયો. શ્રવણ એને સમજાવીને સાસુ-સસરાની સેવા કરવાનું વારંવાર કહેતો, પણ એ બહાર ગયા પછી પથ્થર પર પાણી. એ ગમે તેવા અપશબ્દો બોલીને એમનું મન દુભવતી. એમની પાસેથી અતિશય શ્રમ કરાવી લેતી અને ખાવા થોડુંક આપતી અથવા બિલકુલ ન આપતી. પુત્રપ્રેમના કારણે માતાપિતાના મનમાં દુ:ખ થવા લાગ્યું તો પણ એ બંને એના વિષયે શ્રવણને કંઇપણ ન કહેતાં અને બધુ સહન કરતાં. અત્યંત પરિશ્રમ અને ત્રાસથી ભુખથી એમના બંનેની દૃષ્ટિ અંધ થઇ. એમને બિલકુલ દેખાતું નહીં. દિવસે દિવસે એમને ઉદાસ અને દુ:ખી જોઇ એકવાર શ્રવણે એમના વિષે પુછયું, પણ એમને કંઇપણ કહ્યું નહીં.

એકવાર અચાનક મધ્યાહન સમયે ઘેર આવ્યો અને જુએ છે કે પોતાના માતાપિતા સામે કદાન્ન (થોડુંક ભોજન) પીરસ્યું અને એની પત્ની એમની ઉપર ગમે તેવો ગુસ્સો કરી બુમો પાડી એમનું જમવાનું પણ મુશ્કેલ કરે છે. એમ એને લાગ્યું. તાત્કાલિક એને પિયર મોકલી આપી અને પોતે પોતાના માતા પિતાની સેવા કરવા લાગ્યો. મા બાપે બંને કહ્યું, પુત્ર અમારી એક ઇચ્છા છે. શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી ઇશ્વરનાં તીર્થયાત્રા દર્શન કરવાં. પણ અમારામાં કોઇ શકિત રહી નથી. શું કરવું એની સુઝ પડતી નથી. શ્રવણે કહયું, 'ચિંતા ન કરશો. જયાં સુધી મારા શરીરમાં શકિત છે ત્યાં સુધી તમે નિશ્ચિત રહો. તમારી ઇચ્છા હું પૂર્ણ કરીશ.' તેણે એક કાવડ તૈયાર કરીને એક બાજુ પિતાને અને બીજી બાજુ માતાને બેસાડીને ઘરનો ત્યાગ કરી યાત્રાએ નીકળી ગયો. પરમેશ્વરનું સ્મરણ, ભજન, કિર્તન, શ્રવણ કરતો એ ગાતો ગાતો અયોધ્યાના અરણ્યમાં આવ્યો. અને માતા પિતાને તરસ લાગી હોવાથી કાવડ નીચે મુકી અને ઝારી લઇ પાણીની શોધ કરતો કરતો એ ચાલવા લાગ્યો. એક ક્ષણભર એના મનમાં વિચાર આવ્યો, માતા-પિતાનું આ આટલું બધું વજન

લઈને વનેવને ભટકવામાં શું સાર્થક છે. એટલામાં એણે પોતાના ચિત્તને સાવર્યું અને આ પ્રકારના દુષ્ટ વિચાર મનમાં લાવવા માટે પોતાને દુઃખ થયું. નજીકમાં આવેલા તળાવમાં ઉતરીને એણે પાણીની ઝારી ભરી, ત્યાં જ એક બાણ આવીને એની છાતીમાં ઘુસ્યું. 'ઓ માતા...ઓ પિતા... ' એમ ઉદ્દગાર એના મુખમાંથી નીકળ્યા અને તળાવના કિનારે જ એ હેરામ કરીને પડયો. થોડીવારમાં અયોધ્યાના રાજા દશરથ એ જગ્યાએ આવ્યા. થયેલો પ્રહાર જોઈને એને ખુબ દુઃખ લાગ્યું એણે શ્રવણની ક્ષમા માંગી. શ્રવણ બોલ્યોઃ 'મહારાજ બધા કામ છોડી પહેલા આ પાણી મારા અંધ માતા પિતાને જઈને પીવડાવો તરસથી વ્યાકુળ થઈને એ મારી રાહ જોતાં હશે, પણ તમે શ્રવણ જ છો એવું એમને કહેજો. મારી હકીકત એમને કહી દુઃખી કરશો નહીં. સારૂ હું જાઉં છું. હે શ્રી રામ..... ' એમ કહી એણે પ્રાણ છોડયા. શ્વાપદ પાણી માટે આવ્યો એમ સમજી પોતે છોડેલ બાણ આ નિષ્પાપ અને માતૃપિતૃ સેવક પુત્રનો કાળ બન્યું. આ જાણી રાજાને ખુબ દુઃખ થયું. એણે પાણીથી ભરેલી ઝારી ઉપાડી શ્રવણના માતાપિતાને શોધવા લાગ્યો. એ એક વૃક્ષ નીચે એના વૃધ્ધ અંધ માતાપિતાને પોતાના છોકરાની રાહ જોતા બેઠેલાં દેખાયાં. એમને જોઈને રાજાનું હૃદય અત્યંત કળકળ્યું. થરથરતા હાથે એણે શ્રવણના પિતાના મુખમાં ઝારીનું મોં લગાવ્યું. એ બોલ્યાઃ 'બેટા શ્રવણ ! તું બોલતો કેમ નથી ? તને અતિશય શ્રમ લાગ્યો છે ? આજ તું ખુબ થાકી ગયો છે ? અને તો પણ પાણી લાવવા માટે અમે તને મોકલ્યો. બેટા, તારા જેવો પુત્ર અનંત જન્મોના પુણ્યથી અને તપશ્ચર્યા સુધ્ધાં મળશે નહીં. બેટા ! એકવાર બોલી અમારા મનની તરસ શાંત કર ! હવે અમે તને વધારે શ્રમ આપીશું નહીં. બોલ બેટા ! 'પણ ત્યાં શ્રવણ હોય તો ને ? રાજા દશરથે દુઃખી અંતરકરણથી બનેલી બધી હકીકત કહી. એ સાંભળી બંનેના હૃદય વિદીર્ણ થયા. દુઃખાતિરેકથી એમણે દશરથને શ્રાપ આપ્યો, 'હે રાજા દશરથ, જે પ્રમાણે અમે અમારા પુત્રવિયોગથી પ્રાણ છોડીએ છીએ તેમ તું પણ તારા પુત્રવિયોગથી પ્રાણ છોડીશ.' એમ કહી શ્રીરામનું સ્મરણ કરતા એમણે પ્રાણ છોડયા.

બ્રાહ્મણ શ્રાપનું ઋણ લઈને દશરથ રાજા એ ત્રણેની અંતેષ્ટી કરીને ઘેર આવ્યા. એણે પોતાના કુલગુરૂ વસિષ્ઠને બનેલી બધી હકીકત કહી. ત્યારે એમણે અંતરજ્ઞાનથી જાણી શ્રવણની પૂર્વ જન્મની વાર્તા કહીને રાજાના મનનું સમાધાન કર્યુ. એ દોષની શાંતિ માટે યોગ કરીને દોષમુકત થા એટલે બ્રાહ્મણે આપેલા શ્રાપવાણી પ્રમાણે તને પુત્રલાભ થશે.'

આ પછી અયોધ્યામાં દેશમાં દુષ્કાળ પડયો. વૃષપર્વા દૈત્યએ મેઘને બંદીત કર્યા હતા. એ માટે વૃષ્ટિ થઈ ન હતી. અન્નધાન્યની ઊણપ હતી. એ યોગે બ્રાહ્મણ ઋષિ-મુનિ યજ્ઞ ન કરે છે. એ માટે દેવ દેવતા બળવાન ન થાય છે. માટે એ વૃષપર્વાથી મેઘને બંદીસ્ત કર્યા અને દેવો સાથે યુધ્ધ શરૂ કર્યું. શુક્રાચાર્ય એને સંજીવની વિદ્યારૂપે સહાય કરતા, દેવોનો પરાજય થવા લાગ્યો. તેથી ઈંદ્રએ માતલીને રથ લઈને પૃથ્વી તળ પરના દશરથ રાજાને સહાય કરવા બોલાવ્યા. દશરથ સાથે કૈકેયી પણ રથમાં બેસી દેવેન્દ્ર પાસે આવ્યાં. એ યુધ્ધમાં દશરથના રથનો લાટ તુટયો ત્યારે એ કૈકેયીએ લાટમાં હાથ નાંખી રથ સાવરીને પકડયો. યુધ્ધમાં દશરથને વિજય મળ્યો. આ યુધ્ધમાં વિજય કૈકયીને કારણે થયો છે. એમ જાણીને રાજાએ એને બે વર માંગવાનું કહ્યું. યોગ્ય સમય આવે ત્યારે વર માંગી લઈશ એમ તેણે કહ્યું. વિજય પ્રાપ્ત કરી આપનારા દશરથને સંદેશ આપતી વખતે બૃહસ્પતિ અને ઈંદ્ર બોલ્યાઃ 'રાજા, તારા ઘેર ત્રિભુવનપતિ અવતાર લેશે. એ માટે વિભાંડક ઋષિના પુત્ર શૃંગઋષિ એને લાવી પુત્રકામેષ્ટી યજ્ઞ કર એટલે તને પુત્ર થશે. આ વરથી આનંદીત થઈને દશરથ રાજા કૈકેયી સાથે અયોધ્યામાં આવ્યા. મેઘે એમનું સ્વાગત કર્યું. મેઘ વરસવાથી ભૂમિ ફળી. નદીનાળા પાણીથી વહેવા લાગ્યા. વૃક્ષલતા, પાન, ફુલ, ફળથી અન્નની વૃધ્ધિ થઈ. સર્વત્ર આનંદ આનંદ થયો.



દેવગુરૂ અને દેવરાજાના વરથી પુત્ર પ્રાપ્તિ માટે દશરથ આનંદમાં હતો. તેણે વસિષ્ઠની સંમતીથી પુત્રકામેષ્ટી એ યજ્ઞ કર્યો. ઈંદ્રએ રંભા, ઉર્વશી, તિલોત્તમા વગેરે દેવાંગનાઓને શૃંગઋષીને લાવવા મોકલી. શૃંગઋષિએ કદી જ સ્ત્રીઓનું

મોઢું જોયું નહોતું. એ અપ્સરાઓના મોહક રૂપ જોઇને એનું મન આકૃષ્ટ થયું. એમના ગાયન, નૃત્ય હાવભાવથી એ ભૂલ્યા. એના પિતા વિભાંડક ઋષિ તપમાં ગયા પછી એ દેવાંગનાંઓ એને ભુલવીને અયોધ્યામાં દશરથ રાજા પાસે લાવ્યા. રાજાએ એનાં સારાં માન સન્માન કરીને શાંતા નામની કન્યા સાથે એનો વિવાહ કરીને યજ્ઞના મુખ્ય ઋત્વિજનું સ્થાન એને આપ્યું.

પુત્રકામેષ્ટી યજ્ઞની સમાપ્તિની મંત્રાહૂતિ શૃંગઋષિ એ નાંખતાં જ ત્યાં અગ્નિ નારાયણ પ્રગટ થયા અને દિવ્ય પાયસથી ભરેલું પાત્ર આપીને ગુપ્ત થયા. ઋષિએ રાજા પાસે એ પાયસના સરખા ત્રણ પીંડ કરીને ત્રણેય રાણીઓને ખાવા માટે કહ્યું. અત્યાનંદથી દશરથે પ્રથમ કૌશલ્યા, બીજો સુમિત્રા અને ત્રીજો કૈકેયી એમને એ પિંડ આપ્યું, પણ કૈકેયી માનીતી એ કહ્યું પહેલાં મને પિંડ આપવું હતું એમ ગુસ્સે થઇ ! એટલામાં એક સમડીએ ઝડપભેર કૈકેયીના હાથમાંથી પિંડ ઉપાડી ગઇ. છેલ્લે કૌશલ્યા અને સુમિત્રાએ પોત પોતાના પિંડના બે ભાગ કરીને એક એક ભાગ પોતે રાખી બીજો ભાગ કૈકેયીને આપ્યો. આમ બે પિંડ કૈકેયીને મળ્યા. ત્યારે તેનું સમાધાન થયું. એ પિંડ ભક્ષણ કરવાથી તેઓ ગર્ભવતી થઇ. સમડી જે પિંડ ઉપાડી લઇ ગઇ એ ઋષ્યમૂક પર્વત પર કેસરી વાનરની સ્રી અંજની પુત્રપ્રાપ્તિસ્તવ તપશ્ચર્યા હતી એના હાથમાં સમડીના ચાચમાંથી વાયુના વેગથી છટકી પડયો. શિવસ્મરણ કરીને એણે એ પિંડ ભક્ષણ કરતાં જ એ ગર્ભવતી થઇ. એને ખુબ આનંદ થયો. નવ માસ પૂર્ણ થતાં જં અક્ષય સુવર્ણ કૌપીન ધારણ કરેલા બ્રહ્મચારી પુત્ર એને થયો. એજ મારૂતિનંદન છે.

માતા કૌશલ્યા તણા પુત્ર શ્રીરામ જેહ, સુમિત્રાના પુત્ર લક્ષ્મણજી તેહ. ॥૨
ભરતને શત્રુઘ્ન કૈકેયી ભયા, એવા ચાર પુત્ર દશરથના થયા. ॥૨૩॥
રામલક્ષ્મણ ભરતને શત્રુઘ્ન રમવા જાયે, સરયુના તીરે પશુપંખી બહુ હરખાયે. ॥૨૪॥
ત્યાં ખેલે રામ ભાઈ સાથે ભાતભાતની રમત, તે ભરત અને શત્રુઘ્ન સાથે કરે બહુ હેત. ॥૨૫॥
એવી રમત રમતા સર્વે આઠ વરસના થયા, તે સર્વે ગુરૂ વસિષ્ટ પાસે વેદ ભણવા ગયા. ॥૨૬॥
ભણી ગણીને સર્વે ભાઇ તીર્થ કરવા જાયે, આપે દાન દક્ષિણા સુવર્ણતણી તે ઠાયે. ॥૨૭॥
ગુરૂ વસિષ્ઠ તેમણે આપી આત્મજ્ઞાનની બુધ,વિશ્વામિત્ર પાસે શિખ્યા યુધ્ધતણી જો રીત. ॥૨૮॥
એક દિન વિશ્વામિત્ર દશરથ ઘેર જો આયે,રાજા અમને યજ્ઞ રક્ષણ કરવા રામને આપો સાથે. ॥૨૯॥
રામલક્ષ્મણ બેઉ ભાઈ ઋષીસાથે જાયે, ત્યાં વનમાં ત્રાટિકાનાં વધ કીધો છે ત્યાંયે. ॥૩૦॥
ત્યાંથી વિશ્વામિત્ર રામને લઈ સિધ્ધાશ્રમમાં ગયા,સતિ અહલ્યા તણી શિલાના ઉધ્ધાર કીયા. ॥૩૧॥
ત્યાંથી રામ મિથીલામાં ગયા જનક રાજાને ઘેર, તેની કન્યા સીતાનો સ્વયંવર માંડયું છે પેર. ॥૩૨॥
તોડી ધનુષને સીતા વરી સ્વયંવરમાં જહાં, ઉર્મિલા માંડવીને શ્રુતકિર્તી ત્રણે ભાઈઓને સોપ્યા ત્યાહા. ॥૩૩॥
જયારે આવે રામ અયોધ્યામાં ફરી, માર્ગે ફરશુરામ સાથે યુધ્ધ જો કરી. ॥૩૪॥
રામને ફરશુરામ બેહુ યુધ્ધ જો કરે, નારદ મુનિ ત્યાં આવી સંચરે.॥૩૫॥
મુનિ કહે ફરશુરામજી કયાં ગયું તારૂ બળ, જેણે ક્ષત્રિયોને હણી કીધી છળબળ. ॥૩૬॥
ફરશુરામ કહે નારદ સુન કહું સહી, મારી કળા શ્રીરામમાં આવી સંચરી. ॥૩૭॥
હું અને રામ બેહુ એકજ તન, જે જાણે પરખે અમારો સત્ય વચન. ॥૩૮॥
પાત્ર પરખીને જો ભકિત કરે જેહ, જીવતો અમરપદ પામે છે તેહ. ॥૩૯॥

Kaikai had only one son Bharat. Shatrughan was born to Sumitra

યોગ્ય કાળ જવા પછી વસંત ઋતુમાં ચૈત્ર મહિનામાં નવમીની બપોરે મધ્યાહન થયા પછી પુષ્પ નક્ષત્ર પર પૂર્ણ બ્રહ્મ નારાયણે કૌશલ્યાના ઉદરે જન્મ લીધો. બાળકનો જન્મ થતાં જ કૌશલ્યાએ ભગવાન શ્રી વિષ્ણુના હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મધારી કિરીટ કુંડળ પહેરેલા, ગળામાં દિવ્ય વેજયંતી માળા રહેલી સુકુમાર મૂર્તિ દેખાઈ. એ મૂર્તિ જોતાં જ એને ધન્યતા લાગી. એણે મૂર્તિને નમસ્કાર કર્યા અને પાસે વળીને જોયું તો ગૌરવર્ણ સુંદર બાળક ત્યાં હસતો દેખાયો. તેને પરમાનંદ થયો. એટલામાં સુમિત્રાએ એક અને કૈકેયીને બે પુત્રો થવાના સમાચાર મળતાં જ રાજાને પરમ સંતોષ થયો. દશરથ રાજાએ મોટો ઉત્સવ કરીને દાનધર્મ કરીને અપાર દાનધર્મ કર્યા. વસિષ્ઠ ગુરૂના કહેવાથી કૌશલ્યાના પુત્રનું નામ 'રામ'-સુમિત્રાના પુત્રનું નામ 'લક્ષ્માણ' અને કૈકેયીના પુત્રનું નામ 'ભરત' તથા 'શત્રુધ્ન' એમ રાખ્યાં. એ પુત્રો દિવસ રાત મોટા થવા લાગ્યા. એમની બાળલીલાથી દશરથ રાજાને અને રાણીઓને ખુબ આનંદ થવા લાગ્યો. એ બાળકો ચાલવા લાગ્યા ત્યારે દશરથે એમને રમવા માટે નાનાં ધનુષ્ય આપ્યાં. એ સજ્જ કરીને એ બાળકો એક પાછળ એક બાણ છોડતા. આગળ રાક્ષસોનું ચિત્ર કરીને એમના શિર ઉડાવતાં આ એમની બાળલીલાથી દશરથ રાજાને પરમ સંતોષ થયો અને કૌતુક પણ થયું. ચારેય બાળકોની આવી બાળલીલાથી વડીલો આનંદીત થતાં હતાં. સરયુ નદીના તીરે ચારેય ભાઈઓ પોતાના મિત્રો સાથે અલગ અલગ રમત રમતા. એમના રમવાની રંગત શરૂ થઇ એટલે ગાય, હરણ, સારસ, મોર, પોપટ, કોકીલા, વગેરે પશુ પક્ષી સુધ્ધાં મુગ્ધ થતાં. મોર તો રામ ભરત વગેરેને જોઇ અને વિશેષતઃ એમના શરીરનો નિલવર્ણ જોઇને આનંદથી નાચતા. સર્વ જીવપ્રાણીમાત્ર એમની એ બાળલીલા જોવા માટે આતુર હતાં. કેટલાંક ઋષિમુનિ અલગ અલગ પક્ષીઓના રૂપે ત્યાં આવી એમના સ્વરૂપ માધુર્યનો એકીટસે અમૃતપાન કરતા. રમતી વખતે રામ બધાં ભાઈઓમાં મોટા હોય તો પણ નાનપ સ્વીકારી નાનાઓને મોટા પ્રમાણે વર્તીને એમની આજ્ઞા પાળતો. વિશેષ ભરતને તો વિશેષ માન આપી વર્તતા. નાના નાના ધનુષ્ય લઈ તે પોત પોતામાં યુધ્ધની રમત રમતા. એમની આવી લીલા ચાલુ રહેતા આઠ વર્ષનો કાળ ક્યારે વીતી ગયો એની કલ્પના પણ ન થઈ.

શીખા બંધનમાં યોગ્ય થયા પછી વસિષ્ઠ ઋષિની અનુમતીથી રાજાએ સુમુહુર્ત પર મોટા સમારંભથી એમની શીખા બાંધી. યજ્ઞોપવિત ધારણ કર્યા પછી શ્રીરામાદિ ચારેય ભાઈઓ વસિષ્ઠ પાસે અધ્યયન કરવા લાગ્યા. એમણે પહેલાં વેદાધ્યન પછી સમાજશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, ધનુર્વેદ વગેરે શાસ્ત્રોનો અભ્યાસ અવધી બાર વર્ષમાં જ અવગત કરી. પછી રામ બંધુ સહ સુમંત પ્રધાનને સાથે લઈને તીર્થાટનમાં ગયા. એમણે ભરતખંડના બધાં તીર્થો જોયાં. ત્યાં દેવોના દર્શન લાભ લીધા. સાધુસંતોનો પરામર્શ લીધો. ઠેક ઠેકાણે દાનધર્મ કર્યા અને છેલ્લે આવી મા-બાપના દર્શન કરી કૃતાર્થ થયા. તીર્થયાત્રામાં કેટલાંક દિવસો એમણે વિરક્ત સ્થિતિમાં કાઢયા. એ અવસ્થામાં ગુરૂએ એમને આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો. વિશેષતઃ શ્રીરામના અંતઃકરણમાં એ ઉપદેશ કાયમ ઠસી ગયો.

એકવાર વિશ્વામિત્ર દશરથ પાસે આવ્યા. અને રાજા પાસે એમણે પોતાની વાત કહી, એ બોલ્યાઃ 'રાજા, મારા યજ્ઞમાં રાક્ષસો વિધ્નો નાંખે છે. હોમદ્રવ્યનો નાશ કરીને યજ્ઞનો નાશ કરી નાંખે છે. ત્યારે મારા યજ્ઞનું રક્ષણ કરવા માટે તારા રામની માંગણી માટે હું આવ્યો છું. ત્યારે મારી આ ઈચ્છા પૂર્ણ કર.' વિશ્વામિત્રની એ માંગણી સાંભળી રાજાના અંતઃકરણને મોટો ધક્કો લાગ્યો પણ વસિષ્ઠે એમને સમજાવીને રામ લક્ષ્માણને મોકલી વિશ્વામિત્રનું સમાધાન કર્યું.



વિશ્વામિત્ર રામ-લક્ષ્માણને લઈને જતી વખતે પ્રથમ ગંગાતીરે આવ્યા. ત્યાં તેમણે સ્નાન કરીને પછી આશ્રમે આવ્યાં. પછી વિશ્વામિત્રે રામ લક્ષ્માણને ધનુર્વિદ્યાનો ઉપદેશ આપ્યો, કારણ પૂર્વાશ્રમે વિશ્વામિત્ર ક્ષત્રીય હતા. તેમને એ આધ્યાપનનો અધિકાર હતો. વિશ્વામિત્રે આગળની વિદ્યા શ્રીરામ લક્ષ્માણને શીખવાડી-ધર્મચક્ર, કાલચક્ર, બ્રહ્માસ્ત્ર,

ધર્મપાશ, શિવશૂલ, કાલપાશ, વજ્રાસ્ત્ર, બ્રહ્મશિરાસ્ત્ર, અરિરાસ્ત્ર, ક્રૌચાસ્ત્ર, મૂસળ, કાપાલ, બેસહસ્ત્ર ધનુષ્ય, મહાશકિત, શિખરી, મોદીકી, મુષ્ટી, સંહારાસ્ત્ર, પરિઘાસ્ત્ર, કિંકણી, વિદ્યાધરા, વરૂણાસ્ત્ર, આગ્નેયસ્ત્ર, માનવાસ્ત્ર, ઘાતાસ્ત્ર, સૌરાસ્ત્ર, ધૈર્યાસ્ત્ર, નિદ્રાસ્ત્ર, દિવ્યાસ્ત્રના બે ભાત,ઉદકાસ્ત્ર, પુર્જન્યાસ્ત્ર, રાક્ષસાસ્ત્ર, શોષણાસ્ત્ર, મોહનાસ્ત્ર, વાતાસ્ત્ર, પ્રશમનાસ્ત્ર, ચતુરંગ સૈન્ય જીતવાની વિદ્યા, મહાવીર વિદ્યા વગેરે અનેક વિદ્યા વિશ્વામિત્રે એમને આપી. બધી વિદ્યા સંપન્ન થયા પછી એકવાર રામ લક્ષ્મણ સાથે રથમાં બેસીને વિશ્વામિત્ર અરણ્યમાંથી જતા હતા ત્યારે રામનું મન જોવા માટે વિશ્વામિત્ર બોલ્યાઃ 'રામ, આ માર્ગે ચાલવા કરતાં બીજા રસ્તે જઈએ. કારણ, આગળ અરણ્ય હોઈને ત્રાટિકા નામની રાક્ષસી રહે છે. એ અવારનવાર ત્યાં જનારનું ભક્ષણ કરે છે. હું ભુલથી તમને અહીં લઈ આવ્યો. હવે જલ્દી બીજી બાજુથી જઈએ ! આ સાંભળી રામચંદ્ર બોલ્યાઃ 'સ્વામી, તમે ડરશો નહીં. તમારી કૃપા હશે તો અમે કોઈને પણ ચીરી નાંખીશું. પછી ત્રાટિકાનો શું ભય ?'ત્યાંજ ભયાનક ગર્જના કરીને ત્રાટિકા આવી. વાળ છુટા છોડેલા. નરમુંડની માળા ગળામાં પહેરેલી એવી મોટેથી ગર્જના કરતી આવી. તેને જોતાં જ રામે અચુક બાણ છોડીને એનું હૃદય વિદીર્ણ કર્યું. એ ત્રાડ કરીને મરણ પામી. સર્વરાક્ષસ સૈન્યનો નાશ કરીને સિધ્ધાશ્રમ પહોંચ્યા. ત્યાં વિશ્વામિત્રએ ઈતર ઋષિઓની મદદથી યજ્ઞની શરૂઆત કરી. રામલક્ષ્મણને યજ્ઞ રક્ષણ કરવા માટે રાખ્યા. યજ્ઞમાં ઋષિ આહુતિ આપતા હતા. એટલામાં રાક્ષસોની પ્રચંડ સેના યજ્ઞનો વિર્ધ્વસ કરવા માટે આવી. એ સેનામાં મારીચ અને સુબાહુ એ મુખ્ય હતા. રામે એમની સાથે યુધ્ધ કરીને એક જ બાણથી સુબાહુનો કંઠછેદ કર્યો અને એજ બાણનો ધકો વાગીને મારીચ સમુદ્રમાં જઈ પડયો. આ રીતે સર્વ રાક્ષસોનો સંહાર કરીને યજ્ઞનું રક્ષણ કર્યું. યજ્ઞ નિર્વિધ્નપણે સંપૂર્ણ થયો સર્વ ઋષિમુનિઓએ રામનો જયજયકાર કરીને એમને આશીર્વાદ આપ્યા.

રામના સહાયથી વિશ્વામિત્રએ યજ્ઞકાર્ય પૂર્ણપણે સિધ્ધ કર્યું. હવે એમને અયોધ્યામાં પાછા મોકલવાનો વિચાર કરતા હતા ત્યાં જ મિથિલીના રાજા જનક પાસેથી સીતા સ્વયંવરમાં આવવા માટે વિશ્વામિત્રને આમંત્રણ આવ્યું. વિશ્વામિત્ર રામ લક્ષ્મણને સાથે લઈને જવા નીકળ્યા. માર્ગમાં ઋષિઓના આશ્રમ આવ્યા. પ્રત્યેકે રામ લક્ષ્મણની પૂજા કરી આદર સત્કાર કર્યો. રથ દોડતા હતા. રસ્તામાં એમને માનવકૃતિ શિલા લાગી. શ્રીરામ એ પ્રચંડ શિલા જોવા માટે નીકળ્યા ત્યાં જ રામના પગથી ઉડેલા ધુળના કણ એ શીલા પર પડયા, એ સાથે એ શિલા ન હોઈને ત્યાં એક સુંદર સ્ત્રી પ્રગટ થઈ. એ સ્ત્રી એ પ્રભુ રામચંદ્રને નમસ્કાર કર્યા. ત્યારે 'આ શું ચમત્કાર છે,' બોલી રામે વિશ્વામિત્રને પુછયું. ત્યારે વિશ્વામિત્રએ બધી કહીકત કહી.

આ અહલ્યા એ બ્રહ્મદેવની માનસ કન્યા છે. એ અત્યંત સુંદર હતી અને એની દેવોની માંગણી આવી. ત્યારે બ્રહ્મદેવે પણ કહ્યું જે બે પ્રહરમાં પૃથ્વીને પ્રદક્ષિણા કરીને બધાની આગળ આવશે એને અહલ્યા માળા પહેરાવશે. એ જીતવા પણ અનેક દેવ, ગંધર્વ, ઋષિ આવવા લાગ્યા. એમાં ઈંદ્ર આગળ હતા. તે દિવસે ગૌતમ ઋષિ ગંગામાં સ્નાન કરીને ઘેર આવતા હતા ત્યારે એક કપિલ ગાયની પ્રસુતિ થતી ગાય ગૌતમ ઋષિની દ્રષ્ટિમાં આવી. આવી ગાયની પ્રદક્ષિણા કરી તો શાસ્ત્ર પ્રમાણે પૃથ્વી પદક્ષિણા કરવાનું પુણ્ય મળે છે. માટે તેણે ગાયત્રી મંત્ર જપીને એ ગાયની ત્રણ પ્રદક્ષિણા કરી એને ઘેર લાવ્યા. પછી ગૌતમઋષિ અનુષ્ઠાન સંપન્ન કરીને સત્યલોકમાં બ્રહ્મદેવ પાસે ગયા બ્રહ્મદેવે શાસ્ત્ર પ્રમાણે આવી ગાયની ત્રણ પ્રદક્ષિણા લીધી માટે અહલ્યા તેને અર્પણ કરી અને વિધીયુકત ઉપભયતાનો વિવાહ કર્યો. પછી કેટલાંક સમય પછી ઈંદ્ર એ જગ્યાએ આવ્યા. અહલ્યાનો વિવાહ થયેલો એને દેખાયો. એ સંતાપ્યો. અને આ વાતનું વેર મનમાં લઈ સ્વસ્થાને ગયો.

ગૌતમ ઋષિ અહલ્યાને લઈને પોતાના આશ્રમમાં આવ્યા અને સુખથી કાલક્રમણ કરવા લાગ્યા. કેટલાક દિવસો પછી સૂર્યગ્રહણ આવ્યું. ત્યારે ગૌતમ ગંગા પર સ્નાન માટે ગયા અને ગંગાના કાંઠે અનુષ્ઠાન કરતા બેઠા. એ સંધી પોતાનો હેતુ સિધ્ધ કરવા માટે સારી છે એમ જોઇ ઈંદ્ર ગૌતમનું રૂપ લઇને એમના આશ્રમમાં આવ્યો અને દરવાજા આગળ પડયો. ત્યારે અહલ્યા દરવાજો ખોલી ઘરમાંથી બહાર આવી. અને શું થયું એમ પુછતાં એને ઉઠાડયો ને શય્યા પર લઇ જઇ સુવડાવ્યો. એ ક્ષણે કપટવેષ લીધેલા ઈંદ્રએ વેર સાધીને એનો ઉપભોગ કર્યો. એટલામાં અનુષ્ઠાન પૂર્ણ કરીને ગૌતમ ઋષિ ઘેર આવ્યા અને એણે અહલ્યાને દરવાજો ઉઘાડવા માટે બુમ મારી. ત્યારે તેણે બીતાં બીતાં દરવાજો ખોલ્યો. થયેલો બધો પ્રકાર ગૌતમના લક્ષ્યમાં આવ્યો. એણે ઈંદ્રને શ્રાપ આપ્યો કે, તારા શરીરમાં સહસ્ત્ર ભાગ પડશે. ઈંદ્ર વિહ્વળતા થઇ ત્યાંથી નીકળી ગયો. ઈંદ્ર જતાં જ થર થર કાંપતી અહલ્યાને ગૌતમે કહ્યું: 'તું સહસ્ત્ર વર્ષ શિલા થઇને પૃથ્વી પર પડીશ.' ત્યારે પોતાનો દોષ ન હોવાનું કહી શાપ ન આપવા બદલ ગૌતમને વિનંતી કરી. ત્યારે રામના પદરજથી તારો ઉધ્ધાર થશે એમ એને કહ્યું. ત્યારે એ તાત્કાલીક શિલા થઇને ત્યાં પડી. ગૌતમઋષિ તેનો સંસાર સમાપ્ત થયો તેમ સમજીને બદરિકાશ્રમે અનુષ્ઠાન માટે નીકળી ગયા. રામ ! આ વાતને આજ સહસ્ત્ર વર્ષ પૂર્ણ થયા. આજ અહલ્યા-ગૌતમનો પુણ્યોદય થયો. વિશ્વામિત્ર એમ કહે છે ત્યાંજ અંતરજ્ઞાનથી જાણીને ગૌતમઋષિ ત્યાં આવ્યા. રામ લક્ષ્મણે એમને નમસ્કાર કર્યા. વિશ્વામિત્રએ એ પતિ પત્નીને ઐકય કર્યા. એણે રામનો સત્કાર કરીને આશીર્વાદ આપ્યો કે 'જાનકી તને જ વરશે. આગળ તું રાવણનો વધ કરીને બધા દેવોને એમના બંદીમાંથી છોડાવીશ.' પછી વિશ્વામિત્ર રામલક્ષ્મણ સાથે મિથીલામાં જવા નીકળ્યા. એમની સાથે ગૌતમનો પુત્ર જનકનો પુરોહિત 'શતાનંદ' સીતાનો સ્વયંવર જોવા નીકળ્યો. મિથિલામાં આવ્યા પછી એ નગર બહાર એક ઉપવનમાં ઉતર્યા. એ રાજધાનીમાંથી સમાચાર આવ્યા કે, 'જે શિવધનુષ્ય પર બાણ લગાવશે એને સીતા વરશે.' આ સાંભળી શ્રીરામે વિશ્વામિત્રને જાનકી માટે શિવધનુષ્ય માટે પુછયું. ત્યારે વિશ્વામિત્ર બોલ્યા:

પહેલાં પદ્માક્ષ નામનો રાજા થઇ ગયો. એણે લક્ષ્મીને પ્રસન્ન કરીને 'તું મારી કન્યા થા.' એવો વર માગ્યો. ત્યારે લક્ષ્મી બોલી: 'હું તારી કન્યા થઇશ તો તારું કલ્યાણ થશે નહીં. તું બીજો વર માંગ.' પણ રાજાએ પોતાની જીદ છોડી નહીં ત્યારે લક્ષ્મીએ કહ્યું 'હું વિષ્ણુના આધિન છું. ત્યારે એમની આજ્ઞા લે એટલે બસ.' માટે એ રાજા વિષ્ણુ પાસે ગયો. તેમને પ્રસન્ન કરી લઇને પોતાની વાત કહી. ત્યારે વિષ્ણુએ એક મહાળુંગ ફળ તેને આપ્યું. અને તારી ઇચ્છા પૂર્ણ થશે એમ કહ્યું. એ ફળ લઇને રાજા ઘેર આવ્યો. નવ મહિના ગયા પછી એમાંથી એક સુંદર કન્યા નિર્માણ થઇ. એનું નામ પદ્માક્ષી અથવા વેદવીત એમ હતું. એનો ઉપવર થયા પછી બધા એની માટે માંગણી કરવા લાગ્યા. પણ પદ્માક્ષીને કોઇ વર ન ગમતો. ત્યારે બધાએ મળીને પદ્માક્ષ રાજાને ઠાર માર્યો. પદ્માક્ષીએ અગ્નિકુંડમાં ઝંપલાવ્યું. છેલ્લે નિરાશ થઇને બધા રાજા ત્યાંથી નીકળી ગયા.

આગળ કેટલાક દિવસો પછી રાવણ પોતાના વિમાનમાં બેસીને ત્યાંથી જતો હોવાથી એ કન્યા એની દ્રષ્ટિમાં પડી. એની રૂપલાવણ્યતાને ભુલી ને રાવણે એની ઉપર ઝડપ મારી. ત્યારે ફરી અગ્નિકુંડમાં ગુપ્ત થઇ. એ અગ્નિકુંડ રાવણે ઓલાવ્યું. એમાં એને પાંચ રત્ન મળ્યા. એ અત્યંત તેજસ્વી રત્ન રાવણે એક પેટીમાં મુકી મંદોદરીના મહેલમાં એ મુકી દીધા. એક દિવસે રાવણે ઉત્સુકતાથી મંદોદરીને એ રત્નોની પેટી બતાવી. આનંદથી મંદોદરી પેટી ઉપાડવા ગઇ પણ એનાથી ઉપાડાઇ નહીં, તેથી રાવણે ઉપાડી પણ એ પણ એ પેટી ઉપાડી શકયો નહીં. ત્યારે પ્રધાન થકી એ પેટી ઉઘડી. તેમાં સુંદર એવી છ મહિનાની કન્યા એમને દેખાઇ. એ ચમત્કાર જોઇએ મંદોદરી ગભરાઇને બોલી, 'આ પદ્માક્ષ રાજાની કન્યા છે, આને કારણએ એ રાજા મરણ પામ્યો. આ વિઘ્ન તમે ઘરે લાવ્યા છો. આને લીધે એ રાજા

પ્રમાણે તમારો પણ કુલક્ષય થશે, એના કરતાં આને લંકા બહાર લઈ જાઓ અને દૂર કયાંક લઈને નાંખી દો. સેવકોએ પેટી બંધ કરીને જનકના રાજ્યમાં લઈ જઈ ખેતરમાં દાટી અને રાક્ષસ નીકળી ગયો એ ખેતર જનક યજ્ઞવેદી કરવા માટે ખોદતાં એ પેટી નીકળી. એણે એનું પાલનપોષણ કર્યું. માટે એ બાળકીને 'જાનકી' કહેવા લાગ્યા. એજ સીતા હતી.

એક દિવસે મહાપરાક્રમી ફરશુરામ પ્રચંડ ત્ર્યંબક ધનુષ્ય લઈને જનક પાસે આવ્યા. રાજાએ એની પૂજા આદિ કરીને આદર સત્કાર કરીને ભોજન માટે લઈ ગયા. એમનું પ્રચંડ શિવધનુષ્ય બહાર પડેલું હતું. એ સીતાએ લીધું અને સહજ લીલાર્થા ઘોડો કરીને એ રમવા લાગી. ભોજન પછી જનક સાથે ફરશુરામ બહાર આવ્યા. શિવધનુષ્યનો ઘોડો કરીને સીતા રમે છે આ જોઈને એમને ખુબ આશ્ચર્ય થયું. એમને જોતાં જ સીતા એ ધનુષ્ય ત્યાં નાંખી દોડી ગઈ. તે ત્યાંથી કોઈનાથી ઉપાડાતું નહોતું. ત્યારે ફરશુરામ બોલ્યાઃ 'આજ અમારૂ અવતાર કૃત્ય સંપન્ન થયું' છેલ્લે એ ધનુષ્ય સીતાએ જગ્યા પર મુકયું. સીતાનું શકિત બળ જોઈને ફરસુરામ જનકને કહેવા લાગ્યા, 'રાજા, આ ધનુષ્ય હું અહીં જ મુકી જઉં છું. જે પુરૂષ આને ઉપાડશે એ જ પુરૂષ સીતાનું પાણીગ્રહણ કરશે.' એમ કહીને ફરશુરામ ત્યાંથી નીકળી ગયા. એજ ફરશુરામનું ધનુષ્ય જનકે સ્વયંવરમાં પાણીગ્રહણમાં રાખ્યું.

પ્રથમ રાવણે એ ધનુષ્ય ઉપાડવાનો પ્રયત્ન કર્યો પણ એનાથી ઉપડયું નહીં. જોર કરીને બળ એક કરીને એણે તે ઉભું કર્યું. ઉભું કરતાંની સાથે જ તે રાવણના શરીર પર પડયું. એમ કેટલાયે રાજાઓ નાસીપાસ થયા. છેલ્લે રામચંદ્ર એ ધનુષ્ય ઉપાડયું અને પણછ ખેંચતા જ મોટેથી કડકડાટ થઈને એ તૂટયું. સીતાએ રામને વરમાળા પહેરાવી. બધાને આનંદ આનંદ થયો. જનકે સંદેશ અયોધ્યામાં મોકલી દશરથને સહપરિવાર બોલાવી લીધા. અને લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન આ પુત્રોની સાથે ઉર્મિલા, માંડવી, અને શ્રુતકિર્તી આ પુત્રીઓનો વિવાહ કર્યા. કેટલાંક દિવસો પછી એ કાર્યક્રમ ચાલ્યા પછી રાજા દશરથે રાજા જનક, વિશ્વામિત્ર વગેરેનો આદેશ લઈને રામ લક્ષ્મણ અને સર્વ પરિવાર સાથે લઈને અયોધ્યામાં પ્રયાણ કર્યું.

માર્ગમાં નારદના કહેવાથી ફરશુરામ રામ સાથે યુધ્ધ કરવા માટે આવ્યા. બંનેનું યુધ્ધ થઈને એમાં ફરશુરામનાં બાણ કેવળ રામની નજરથી પાણી થતાં હતાં. ત્યારે ફરશુરામના મુખમાંથી અવતારજ્યોતિ રામના મુખમાં ગઈ. ફરશુરામનું અવતાર કાર્ય સંપન્ન થયું અને ફરશુરામની ઈચ્છા પ્રમાણે એક બાણ છોડીને રામે એનો મૃત્યુમાર્ગ બંધ કર્યો. એ માટે ફરશુરામ ચિરંજીવ થયા. પછી દશરથ રાજા સૌ પરિવાર સાથે અયોધ્યામાં આવ્યા.

**એક દિન રાજા દશરથ વિચારે મન, હવે પુરી અવધીને વુધ્ધ થયો મારૂ તન. ॥૪૦॥**
**શ્રીરામને સોપું રાજ સિંહાસન, અને નિરાંતે સેવુ વાનપ્રસ્થાશ્રમ. ॥૪૧॥**
**એ વિચાર રાજાએ સુમંતને કહી, પ્રજાજન હરખાયે બહુ સુણી વાર્તા સહી. ॥૪૨॥**
**સર્વેને મન થયો આન:દ ઘણું, પણ કેકયી મંથરાને મન કપટ વ્યાપે ઘણું. ॥૪૩॥**
**કેકયીના મનમાં કુડ જો થાય, કપટ કરીને છળ્યા દશરથ રાય. ॥૪૪॥**
**મંથરાદાસી વચન બોલી એમ, વાત અમારી સુણો મારી બેન. ॥૪૫॥**
**રામલક્ષ્મણને દીયો વનવાસ, ભરત શત્રુઘ્નને રાખો પાસ. ॥૪૬॥**
**રામને લક્ષ્મણ વનમાં સંચરે, ભરત શત્રુઘ્ન રાજ જો કરે. ॥૪૭॥**
**દાસી કુબ્જા વચન ત્યાં એમ કહે, ત્યારે કેકેયી મનમાં અચંબી રહે. ॥૪૮॥**

Vanvaas is only to Ram

રામ લક્ષ્મણ બેહુ રાજ કરાય, તે વાત મારાથી નજરે ના જોવાય. ॥૪૯॥
ત્યાં લક્ષ્મણ મનમાં એવું ધરે, તે ભકત સેવા બહુ રામચંદ્રની કરે. ॥૫૦॥
ત્યાં કૈકેયી મનમાં અંદેશો ધરે, એ રામલક્ષ્મણ બેહુ રાજ કેમ કરે. ॥૫૧॥
કૈકેયીના મનમાં કપટ જો થાયે, તે વચન છળવા રાજા દશરથ પાસે જાયે. ॥૫૨॥
તમે સુણો સ્વામી વચન માગું આજ, ભરત શત્રુઘ્નને આપો રાજ. ॥૫૩॥
રામ લક્ષ્મણને દ્યો વનવાસ, સ્વામી એવું વચન માગું તમ પાસ. ॥૫૪॥
કૈકેયી કપટ વાણી ત્યાં ઓચરે, વચન હાર્યા રાજા શું કરે. ॥૫૫॥
રામ લક્ષ્મણને લીધો બોલાય, કહી વાત દશરથે ત્યાંય. ॥૫૬॥
ભરત શત્રુઘ્ન કરસે રાજ, તમે વનમાંહે પધારે પુત્ર આજ. ॥૫૭॥
કૈકેયી વચને અમે બંધાયા છે આજ, તમે જાવો વનવાસ પુત્ર મેલો રાજ. ॥૫૮॥
ત્યારે પિતાના વચન ચઢાવી શિસ, કરી પ્રદક્ષિણા પાયે લાગ્યા જગદીશ. ॥૫૯॥
કહે કૈકેયી વચન એવા સોયે, ત્યારે માતાને પાયે લાગ્યા બંધુ દોય. ॥૬૦॥
રામ લક્ષ્મણને એવી રાજા દશરથની થાયે, રામ લક્ષ્મણ સીતાને લઇ વનમાં જાયે. ॥૬૧॥
રામ લક્ષ્મણને સીતા પાસ, એ ત્રણે જણાં ચાલ્યા વનવાસ. ॥૬૨॥

એક દિવસે રાજા દશરથે મનમાં વિચાર્યું કે હવે પોતાનો વૃધ્ધકાળ નજીક આવેલ છે. હવે રામને યુવરાજ્યાભિષેક કરીને આત્મજ્ઞાન મેળવવાના માર્ગે જવું છે. માટે એણે પોતાનો વિચાર વસિષ્ઠ કુલગુરૂ અને પોતાના અષ્ટ પ્રધાનને કહ્યો. એ બધાને પસંદ પડયો. વસિષ્ઠે સુમુહુર્ત જોઇને પુષ્ય નક્ષત્રમાં રામને રાજ સિંહાસન પર બેસવા માટે ઠેરવ્યું. આ વાત સાંભળી અયોધ્યાના બધા લોકોને અને નગરજનોને અત્યાનંદ થયો. રાજ્યાભિષેકની તૈયારી શરૂ થઇ. દુંદંભી નિનાદ થવા લાગ્યા. ચોઘડીયા સરવા લાગ્યાં. જયાં ત્યાં સુસ્વરવાદ્યની ધ્વની શરૂ થઇ. પણ સ્વર્ગમાં દેવોને ઘણી ચિંતા થઇ. 'જો રામ રાજા થયા. તો રાવણને મારવા માટે કઇ રીતે જશે ? રાવણ જીવિત છે ત્યાં સુધી અમારો બંદી શાળામાંથી છુટકો થવો શકય નથી. માટે ઈંદ્રાદિ બધા દેવ બ્રહ્મદેવ પાસે ગયા અને રામ વનમાં આવશે એવી યુકિત કરવાનું કહ્યું. બ્રહ્મદેવે વિકલ્પને અયોધ્યામાં જઇને રામ રાજ્યાભિષેકમાં વિધ્ન કરવાનું કહ્યું. આજ્ઞા પ્રમાણે વિકલ્પ અયોધ્યામાં આવ્યો અને એણે મંથરા નામની કૈકેયીની દાસીના શરીરમાં પ્રવેશ કર્યો. હવે તો વિકલ્પે એના શરીરમાં પ્રવેશ કર્યો એ ધ્રુસકે ધ્રુસકે રડતી કૈકેયીના મહેલમાં ગઇ. એણે ગુસ્સાથી ફણફણતા સ્વરે કૈકેયીને કહ્યું: 'રાણી સાહેબ, તમે એકદમ ભોળા છો, અભાગી, ફુટેલા નસીબના છો. તમારા પુત્રો ભરત શત્રુઘ્ન એમના મામાને ઘેર મોકલીને રામને રાજ્યાભિષેક કરીને એને રાજ્ય આપો છો ? દશરથનો આ કપટી દાવ તમારા ધ્યાનમાં કયાંથી આવશે ? રામ રાજ્ય પર બેસશે એટલે તમારા પુત્રોને અને તમને દાસ્યત્વ કરવાનું કહેશે, તે સમય માટે સાવધ રહો.' કૈકેયીએ એને સમજાવી. પણ મંથરાએ આક્રોશ કર્યો, ભૂષણ ફેંકી દીધા અને આળોટવા લાગી. કૈકેયીએ એને ઉઠાડી હૃદયે લગાડતાં જ વિકલ્પે કૈકેયીના હૃદયમાં પ્રવેશ કર્યો. એની બુધ્ધિ પલટાઇ અને એને મંથરાનું કહેવું સાચું લાગ્યું. તેણે આનો શું ઉપાય કરવો એમ મંથરાને કહ્યું. મંથરા બોલી એની માટે એક યુકિત છે ! રાજાએ ઘણા સમય પહેલાં તમને બે વર માંગવા કહ્યું છે તે માંગી લો ! એક વરથી ભરતને રાજ્ય અને બીજાથી રામને ચૌદ વર્ષના વનવાસે મોકલવું. રામ સાથે લક્ષ્મણ પણ વનવાસે જશે. ચૌદ વર્ષમાં તમારો ભરત ચૌદ ભુવન જીતીને પ્રબળ થશે. શત્રુઘ્ન એને મદદ કરશે. રામ લક્ષ્મણ વનવાસમાં ગયા પછી દુષ્ટ

રાક્ષસ એમને મારીને ખાશે, અનાયાસે જ ભરતનું રાજ્ય નિષ્કંટક થશે. આ વિકલ્પથી એ વચન કૈકેયીને ગમ્યું અને તેણે રડવાનો ઢોંગ કરીને વાળ છુટા કરીને વસ્ત્રાલંકાર ફેંકી દીધા અને જુના વસ્ત્રો પહેર્યા. રાજા દશરથ ત્યાં આવતાં જ એનું સ્વરૂપ જોઈને અને તેના એ કોપાપણાને જોઈને એણે એની ખુબ મનામણી કરી પણ વ્યર્થ. એણે પોતાની હઠ છોડી નહીં. છેલ્લે અગાઉના વરદાનની યાદ આપી તેણે રાજાને કહ્યું: ભરતને રાજ્યાભિષેક અને રામને ચૌદ વરસનો વનવાસ આપવા માંગણી કરી. એનું વચન સાંભળતાં જ દશરથના શરીર પણ જાણે વીજ પડી જેટલું દુ:ખ થયું. તેણે કૈકેયીના પગ પકડયા અને કહ્યું: 'કૈકેયી, આટલી નિષ્ઠુર ન થઈશ ! તારા ભરતને રાજ્ય આપું છું પણ મારા, તારા, બધાના લાડકા રામને વનવાસમાં ન મોકલીશ ! આટલી ભિક્ષા તું મને આપ.' પણ એ બોલી: 'તમારા પૂર્વજોએ આપેલ વચન પૂર્ણ કરવા માટે પ્રાણ આપવા માટે પણ આગળ પાછળ જોયું નહીં. અને તમે આજ, તમે આજ એ સુર્યકુળને-રઘુકુળને કલંક લગાવો છો.' કૈકેયીના આ અતિ કઠોર નિષ્ઠુર મર્મભેદી વાણી સાંભળતાં જ દશરથ રાજા અતિ દુ:ખથી મુર્છીત થઈને પડયા.

બધી વાતનો ભેદ જાણીને પ્રધાન પ્રાતઃકાલે શ્રીરામને કૈકેયીના મહેલમાં બોલાવી લાવ્યા. દશરથની આવી અવસ્થા અને એકંદર વાતાવરણ જોઈને રામે કૈકેયીને એમ હોવાનું કારણ પુછયું. ત્યારે કૈકેયી બોલી: 'તારા પિતાએ મને પ્રસન્ન થઈને બે વર આપ્યા હતા. તે આજ મેં એમની પાસે માંગ્યા તે માટે દુ:ખી થઈને એ શોક કરે છે.' એ સાંભળી શ્રીરામ બોલ્યા: 'માતા તમે કયા વર માગેલ છે એ મને કહો હું તમારી ઈચ્છા પૂર્ણ કરીને પિતૃવચન પૂર્ણ કરીશ.' 'કૈકેયી બોલી, એક વરથી ભરતને રાજ્ય મળવું અને બીજા વરથી તું ચૌદ વર્ષ વનવાસ જાય. એવા બે વરદાનની મારી માંગણી શ્રી રામે તત્કાળ ઉત્તર આપ્યો, બસ આટલું જ ને ! હું તમારૂ વચન હમણાં જ પૂર્ણ કરૂ છું. હવે તમે પિતાની કાળજી રાખજો. એમ કહીને કૌશલ્યાના મહેલમાં માતાની આજ્ઞા લેવા માટે રામ આવ્યા. એણે માતાને નમસ્કાર કરીને બધો વર્તમાન જણાવી વનમાં જવાની આજ્ઞા માંગી. તે જાણી કૌશલ્યા દુ:ખથી વિહ્વળ થઈ ગયાં ત્યારે શ્રીરામ બોલ્યા: 'માતા, હું કૈકેયીની ઈચ્છા માટે વનમાં નથી જતો, પણ પિતૃવચન ખરૂ કરવું એ પુત્રધર્મ છે, માટે હું વનમાં જઉ છું ! હું જો પિતૃવચન પાળીશ નહીં તો મારી કિર્તીને કલંક લાગશે માટે મને આજ્ઞા આપો.' માતા કૌશલ્યા વિલાપ કરવા લાગી. ત્યાં સુધી એ વાત આખા નગરમાં પ્રસરી. બધા લોકો વિહવળ થયા. લક્ષ્મણને તો અતિશય ક્રોધ આવી કૈકેયીને ઠાર મારવાની આજ્ઞા એ રામ કને માંગવા લાગ્યો. રામે સાંત્વન આપી માતાને વધ કરવો એ પુત્રધર્મ નથી. પ્રાણાંતનો સમય આવે તો પણ વિપરીત કર્મ કરવું નહીં, વગેરે કહી શાંત કર્યો. ત્યારે હું પણ તમારી સાથે વનમાં આવીશ. તમારા સિવાય એક ક્ષણભર પણ અહીં રહીશ નહીં એમ કહ્યું. રામે માતા સુમિત્રા અને સતી ઉર્મિલાની સંમતિ લઈને સાથે આવવાની મંજુરી મેળવી. પછી સીતાને સમજાવવા શ્રીરામ એના મંદિરમાં આવ્યા. સીતાએ એમનું પૂજન કરીને વંદન કર્યું. રામે બધી પરિસ્થિતિ નિવેદન કરી સીતાને કહ્યું, હું પિતૃવચન માટે વનવાસમાં જઉં છું. તમે કૌશલ્યા, સુમિત્રા માતા પાસે રહીને એમની સેવા કરો. ચૌદ વર્ષ પછી મળીશ એ સાંભળી સીતાએ કહ્યું: 'સ્વામી મને મુકીને તમે એકલા વનમાં જશો નહીં. મારાથી આ વિરહનું દુ:ખ સહન થશે નહીં.' આમ રામને કહ્યું. પછી સીતા વસિષ્ઠ પાસે જઈને વનમાં જવાની આજ્ઞા માંગવા લાગી. કુલગુરૂ વસિષ્ઠે બધી વાતનો વિચાર કરીને સીતાને અને લક્ષ્મણને સાથે લેવાની રામને આજ્ઞા કરી.

**જયારે નગર છોડીને ચાલ્યા રઘુનાથ, ત્યાં લોક સહુ ચાલ્યા સાથ. ॥૬૩॥**
**શ્રીરામચંન્દ્રે રાજ મેલ્યું અયોધ્યા તણું, ત્યાં પશુ પંખી રોયા ઘણું. ॥૬૪॥**
**ત્યાં રોયા ભકત સર્વે અયોધ્યા તણા, બંધવ જન સહું રોયા ઘણા. ॥૬૫॥**

ત્યાં રોયા હસ્તિ તુરંગને તુખાર, ત્યાં રોયા સર્વે કુટુંબ પરિવાર. ॥૬૬॥
ત્યાં રોયા મૃગ પંખી જંગલતણા, ત્યારે રખેશર લોક રોયા ઘણા. ॥૬૭॥
ત્યાં રખેશરે મળીને મહાદુઃખ ધર્યું, હારે બાઈ કૈકેયીએ શું કર્યું. ॥૬૮॥
એણે ન જાણ્યા શ્રીરામ તણા પ્રતાપનો પાર, એ દેવ છે ત્રણ ભુવનના સૃજનહાર. ॥૬૯॥
ત્યાં સર્વે રખેશર મળીને કીધી વાત, ભાઈ આપણે સહું જઈએ શ્રીરામને સાથ. ॥૭૦॥
ત્યાં સહું રખેશર ચાલ્યા વનમાં દુઃખ ધરી, ત્યાં પાછું જોઈને બોલ્યા શ્રીહરિ. ॥૭૧॥
તમે સર્વે વળોપાછા શા કારણ આવો છો અમભણી, અમને રજા થઈ છે રાજા દશરથ તણી. ॥૭૨॥
શ્રી રામે રખેશરને સમજાવી કહ્યો છે મરમ,ભાઈ અમે ભોગવશું અમારા કરમ. ॥૭૩॥
ત્યાં તમો સાથે આવ્યાનું નહી કાજ, તમે પાછા ફરી જાવો અયોધ્યામાં આજ. ॥૭૪॥
ત્યાં રૂવે લોક તે અયોધ્યા તણા, દશરથ રાય ત્યાં રોયા છે ઘણા. ॥૭૫॥
રોવે પ્રજા સર્વે સંસાર, શ્રીરામ વન ગયા હુઓ અંધઃકાર. ॥૭૬॥
વનમાં રામ પોતા જાણ, ત્યારે દશરથ રાજાએ છોડયા પ્રાણ. ॥૭૭॥
દશરથ રાયે પુરો કર્યો કાળ, ત્યારે નગરમાંહે પડયો હડતાળ. ॥૭૮॥
શ્રીરામ શ્રીરામ કરતા રાજાએ છોડયો પ્રાણ, ભરત શત્રુઘ્ન તેડાવ્યો તરત તે ઠામ. ॥૭૯॥
ગુરૂ વસિષ્ઠ કહે ભરત સુણ વચન મોયે,અયોધ્યાનું સિંહાસન તને આપ્યું તારી માતાયે. ॥૮૦॥
તે તમે સ્વીકારો ને અયોધ્યામાં રાજ કરો, વચન સુણી ભરત મન કોપીયો. ॥૮૧॥
મારે રાજપાટનું છે નહીં કામ, મારે જાઉ છે જયાં મારો આતમરામ. ॥૮૨॥

પિતૃવભન પાલન કરવા ગુરૂ વસિષ્ઠની આજ્ઞા લઈને શ્રીરામ, લક્ષ્મણ અને સીતા ત્રણેય વનવાસમાં જવા માટે તૈયાર થયાં. ત્યારે સર્વ નગરજનોને અત્યંત દુઃખ થયું. સર્વત્ર હાહાકાર થયો. રામ લક્ષ્મણ અને સીતાને જોવા રાજમહેલ સામે અસંખ્ય સ્ત્રી ભેગા થયાં. એમના નેત્રમાંથી અશ્રુધારા વહેતી હતી. વનમાં જતાં પહેલાં રામ સીતા સાથે કૈકેયીના મંદિરમાં આવ્યા. એમણે દશરથને અને કૈકેયીને નમસ્કાર કર્યા.રામ નમ્રપણે વનમાં જવાની આજ્ઞા બંને પાસે માંગવા લાગ્યા. ત્યારે રામને પાસે બેસાડી ગદ્‌ગદ્દીત થઈ દશરથ બોલ્યાઃ 'તારા વનમાં ગયા પછી મારા પ્રાણ રહેશે નહીં. સુકુમાર ! ચૌદ વર્ષ કંઈ રીતે કાઢીશ ? એ માટે સાથે સૈન્ય ધન, વસ્ત્રો અને ઈતર સામગ્રી લઈને જા.' ત્યારે રામ બોલ્યાઃ 'વનમાં આટલું ઐશ્વર્ય શા માટે ? હું તપ માટે અરણ્યમાં જઈશ ત્યાં સૈન્યનું શું કામ ? હું વલ્કલ પહેરીને અરણ્યવાસી થઈશ અને તપ કરીશ.' એ સાંભળતાં જ કૈકેયીએ એ વલ્કલ તરત રામની સામે લાવીને મુકયા એ ત્રણે પહેરીને અરણ્યમાં જવા તૈયાર થયાં. દશરથથી આ જોવાયું નહીં એ વારંવાર કૈકેયીને દોષ આપતા હતા. પણ વચનબધ્ધ થયેલા હોવાથી તેનો કંઈપણ ઈલાજ થતો નહોતો. ત્રણેયને આશીર્વાદ આપી દશરથ બોલ્યા, 'રામ તું નગરમાંથી ચાલતો જઈશ નહીં. સુમંત તને ગંગાના કાંઠે પહોંચાડશે તેવી આજ્ઞા તેણે સુમંતને આપી. રામ, લક્ષ્મણ, સીતા રથમાં બેસીને વનવાસ માટે નીકળ્યા. એ જોઈને નગરમાં અને રાજમહેલમાં જે આક્રાંદ થયો એનું વાર્ણન અશકય છે. લોકો રથની પાછળ દોડવા લાગ્યા. કેટલાંક રથની પાછળ ઉભા રહીને આડા આવવા લાગ્યા. નગર અંદરના, નગર બહારના પશુપક્ષી પણ રડવા લાગ્યા. હાથી, ઘોડા, ગાય, મૃગ, પોપટ, સારસ, કોયલ વગેરે બધા સ્તબ્ધ થઈને બધાના નયનમાંથી અશ્રુધારા વહેવા લાગી. નગરની સ્ત્રીઓ, છોકરાઓ, માણસો બધા મોટેથી આક્રંદ કરવા લાગ્યા. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, વ્યાપારી, ખેડૂતો,

શુદ્ર સેવક વગેરે શોક કરવા લાગ્યા.સોનાર, શિલ્પી, કોષ્ટી વગેરે જાતીના અને ધર્મના લોકો હાહાકાર કરવા લાગ્યા. ઋષિમુનિ, બ્રાહ્મણ યતિ વગેરે તો રામના રથ પાસે આવી વિનવવા લાગ્યા, 'સ્વામી તમે જશો નહીં ! તમે ત્રિભુવનપતિ છો. આ તે હલકટ બુધ્ધિની કૈકેયીને શું ખબર ? તમારો પ્રતાપ ન જાણતા તુચ્છ બુધ્ધિથી સ્વાર્થી થઈને એ કૈકેયીએ આ બધો અનર્થ કર્યો છે. આવી તે દુષ્ટ બુધ્ધિ કૈકેયીના રાજયમાં અમને નથી રહેવું. જે જગ્યાએ અમારા સ્વામી રામ એ અરણ્યમાં અમે દુ:ખમાં સુખ માનીને સાથે રહીશું. પણ નગરમાં હવે પરત જઈશું નહીં.' બધા લોકોનો આક્રંદ સાંભળી રામથી રહેવાયું નહીં. એમણે રથ થોભાવ્યો અને બધાને હાથ જોડીને બોલ્યાઃ 'હે જનતાજનાર્દન, તમે આમ વિપરીત થઈ વર્તશો કે બોલશો નહીં. હું કંઈ કાયમ વનવાસમાં રહીશ નહીં. પિતૃઆજ્ઞાથી કેટલાંય રાજકીય, સામાજિક ધાર્મિક કાર્ય કરવા માટે હું જઉં છું. કાર્ય સમાપ્ત થયા પછી હું તાત્કાલીક આવીશ ત્યાં સુધી તમે સુખેથી આનંદથી મહારાજ દશરથ અને યુવરાજ ભરતની આજ્ઞાનું પાલન કરશો. નગરમાં પાછા જાઓ.' ખુબ જ અંતઃકરણથી પ્રજાજન સ્થંભીત થયા. પછી રામે સુમંતને વાયુવેગેથી રથ હંકારવાનું કહ્યું. નગરજનો આડ થતાં સુધી બધા પ્રજાજનો રામ લક્ષ્મણ સીતાના નામે પોક મુકીને શોક કરતા કરતા બધા લોકો ઉદાસ અંતઃકરણથી, ભગ્નહૃદયથી નગરમાં આવ્યા. ત્યાં રામ ગંગા તીરે જઈને પહોંચ્યા. એમણે સ્નાનસંધ્યામાં આન્હિક વગેરે પત્યા પછી ઘાસનાં આસન પર બેસીને રામે અને લક્ષ્મણે વડની રેસાઓથી વાળની જટા બાંધી. બધાએ વિભુતી લગાવીને એ યોગી બન્યા. એમણે ગંગા પાર કરીને જવા માટે ગુહકને કહ્યું. તેણે એ ત્રણેયે વંદન કરીને પોતાની નૌકામાં બેસાડયા ત્યાંથી નીકળતાં એમણે સુમંત પ્રધાનને સંદેશ આપ્યો. સુમંતને ખુબ દુ:ખ થયું. એમની આંખોમાંથી દડદડ અશ્રુ વહેવા લાગ્યા. રામે એમને શાંત કર્યા. નૌકા નીકળી, છેક સુધી સુમંત રામ સામે જોવા લાગ્યા. પછી રામે ઈશારો કરતાં જ સુમંત અયોધ્યામાં પાછા આવ્યા. ત્યાં રામ લક્ષ્મણ સીતા એમ ત્રિવેણીમાં સ્નાન કર્યું. પૂજાવિધી પતાવીને આગળ નીકળ્યાં. ભારદ્વાજના આશ્રમમાં જઈને એમનો આશીર્વાદ લીધો. આગળ રામ સિધ્ધવટમાં જઈને ચિત્રકુટમાં આવ્યાં.

અયોધ્યામાં સુમંત ખાલી રથ લઈને ગયો. તેણે દશરથને રામનું વર્તમાન કહ્યું. રામ ચિત્રકુટમાં મઢી બાંધીને તપસાધના કરનાર છે એ વર્તમાન સાંભળતાં સાથે દશરથ રાજા શોકમાં ડુબ્યા. તેમના દુ:ખનો પાર રહ્યો નહીં. તેમણે તત્ક્ષણ 'હે રામ, રામ' કરતાં પ્રાણ છોડયા. દશરથને ચાર પુત્ર હતા પણ વૈદગતીને કારણે અંતઃકાળે એક પણ પુત્ર પાસે નહોતો. સુમંત પ્રધાને પોતાનો ખોળો એના માથા નીચે રાખી શ્રવણના વૃધ્ધ માતા પિતાનો શ્રાપ ખરો થયો. કહી વિલાપ કરવા લાગ્યા. આખી અયોધ્યા નગરી દુ:ખમાં ડુબી. કૌશલ્યા, સુમિત્રા, દશરથની ઈતર રાણીઓ એમણે અપાર શોક કર્યો. કૌશલ્યા, સુમિત્રા તો પ્રાણ આપવા સિધ્ધ થયાં. વસિષ્ઠે બધાને સાંત્વન આપી. સિંહાસન પુત્રને બેસાડયા વગર રાજાના શબને દહન ન કરવું એમ શાસ્ત્ર હોવાથી ભરત શત્રુધ્નને મામાના ઘેરથી અયોધ્યામાં બોલાવ્યા. ભરતે આવતાં જ છત્રભંગ થયેલો જોયો. એની સાથે એનું કાળજું ભાંગ્યું. પિતાનો મૃતદેહ, લક્ષ્મણ સીતા એમનું વનગમન આ બધું જોઈને જાણીને ભરતનું હૃદય પીગળીને જે આક્રોશ કર્યો એ સાંભળી પથ્થરમાં પણ પાણી ફુટે. એણે આ બધા અનર્થનો મુળ એટલે પોતાની માતા કૈકયીનો જ છે એમ જાણી એની નિર્ભત્સના કરી. સંતાપાતિશયથી એણે માતા નથી ! તું પતિનો પ્રાણ લેનારી છે ! વૈરણ છે વગેરે શબ્દોથી માતાનો નિષેધ કર્યો. રાજ્યાસન પર ન બેસતાં તેણે દશરથના અંતેષ્ટી સંસ્કાર કર્યો અને વસ્ત્રાલંકારનો ત્યાગ કર્યો. આખા શરીર પર ભસ્મ લગાવ્યું. વડના રેસાથી જટા વાળીને પગે ચાલતો શ્રીરામને મળવા જવા એ નીકળ્યો.



**ભરત શત્રુધ્ન ચાલ્યા વનમાં સાથે, અને વ્યાકુળ રૂપ કર્યું આપઘાતે. ॥૮૩॥**

ભરત શત્રુઘ્ન બોલ્યો સતભાયે, તે કપટ કીધું રે કૈકેયી માયે. ॥૮૪॥
ત્રિભુવનનાથે લીધો અવતાર, ધનધન વંશ આપણું જયવંત સંસાર. ॥૮૫॥
તમથી કૈકયી મુરખ નથી કોય, ત્રિભુવનીનાથ તે પુત્ર તોય. ॥૮૬॥
માતા નહી તું વૈરીણી મારી સોયે, દશરથ રાયને દુઃખ પમાડ્યું તોયે. ॥૮૭॥
દાગ દઈ રાયને ભરત વનમાં સંચરે, શત્રુઘ્ન સાથે તે પ્રયાણ કરે. ॥૮૮॥
ત્યારે લક્ષ્મણ બોલ્યા શીષનામ, વાત અમારી સુણો ને શ્રીરામ. ॥૮૯॥
કૈકેયી માતાએ સૈન્ય મોકલ્યું સહી, આપણને મારવા કારણ સહી. ॥૯૦॥
રામ કહે લક્ષ્મણ એતો દીસે એ ભાઈ, ભરત શત્રુઘ્ન આવ્યા બેઉ ભાઈ. ॥૯૧॥
તેમણે તેડાવી લાવોને તતકાળ, એ છે પ્રેમી ભકત આપણો સુજાણ. ॥૯૨॥
રામ કહે ભરત તમેઆવ્યાને કોણ કારણ, ઘર બેઠા સેવો પિતૃચરણ. ॥૯૩॥
પિતા સ્વર્ગ સિધાવ્યા થઈને તામારા વિયોગ,માતા કૈકયીએ અનર્થ કીધો અયોધ્યા જોગ. ॥૯૪॥
ભરત કહે અમે તવ વિના રાજ ના રહું, અહીં તમારી સેવા હું ઓચરૂ. ॥૯૫॥
કહે રામ ભાઈ તમે રાજયમાં જાવો, વળી રૈયતની રખવાલ કરો પાછા ધાવો. ॥૯૬॥
હું રાવણને મારીને આવીશ તતકાલ, ચૌદ વરસમાં કરવું છે એ કાજ. ॥૯૭॥
દૈત્યને મારી હું આવીશ અયોધ્યામાં સહી, ભાઈ તમે પ્રજાપતિપાળ કરો રાજયમાં જઈ. ॥૯૮॥
એવી શિખામણ લઈ ભરત છાના રહે, ભરત પાછો આવીયો રામચરણ લઈ. ॥૯૯॥
રામ નામથી રાજ કરે ભરત સહી, સર્વે ભોગ ત્યજી વૈરાગ્ય મનમાં લઈ. ॥૧૦૦॥

This is false. Actually Sita haran had not happened at this stage. Bharat had not said anything like this.

કૈકયીએ ભરતને ઘણું કહ્યું પણ એનો કોઈ અર્થ સર્યો નહીં. ઉલટું નિર્ભેત્સના થઈ. તે આકુળ વ્યાકુળ થતી ત્યાંથી નીકળી ગઈ. એની રાજમાતા તરીકેની ઈચ્છા અતૃપ્ત જ રહી. ભરત શ્રી રામને મળવા નીકળ્યો. એની સાથે સર્વ સૈન્ય, વસિષ્ઠઋષિ, સુમંત વગેરે પ્રધાન, શત્રુઘ્ન, કૌશલ્યા, સુમિત્રા, અયોધ્યાના પ્રજાજનો રામને મળવા નીકળ્યા. ભરત સાથે આ બધી સેના ચિત્રકુટ પર્વત પર ચઢતી વખતે જયારે લક્ષ્માણે નજરે જોઈ ત્યારે તેણે રામને શત્રુ સૈન્ય આવ્યાનું સુચવ્યું પણ નિરીક્ષણ કર્યા પછી એ અયોધ્યાનું હોવાનું લક્ષ્માણને શંકા થઈ. કદાચિત કૈકેયીએ પોતાને મારવા માટે આ સૈન્ય મોકલ્યું હોય એમ એ રામને કહેવા લાગ્યો અને ધનુષ્ય બાણ સજાવીને એ એમની ઉપર દોડી ગયો. ત્યારે રામે ભરત પાસે જ જઈને અરે હા, આ તો ભરત, શત્રુઘ્ન છે એમનાથી યુધ્ધ કરીશ નહીં. એ આપણને મળવા માટે આવે છે. રામ લક્ષ્માણ એમની સામે ગયા. ભરતે રામને જોયા તો દોડતો રામ પાસે આવ્યો. એ રામને ચરણ પર પડતો હતો ત્યાંજ રામે ઉભો કરીને ભેટી પડયા. અને આખા શીર પર હાથ ફેરવી અને પંપાળ્યો. આ પહેલું શ્રીરામ-ભરત મિલન છે. પછી શત્રુઘ્નને રામે ક્ષેમાલિંગન આપ્યું. પાછળ જ સુમંત બોલ્યા, પેલી બાજુ વસિષ્ઠ ગુરૂજી, કૌશલ્યા માતા, સુમિત્રા માતા તમોને મળવા માટે આતુર થયા છે. આમ ખબર પડતાં જ દોડતા દોડતા જઈને રામ લક્ષ્માણ અને સીતાજીએ એમના ચરણોમાં મસ્તક નમાવી દંડવત્ પ્રણામ કર્યા. વસિષ્ઠે શ્રીરામને દશરથના નિધનના વૃત્તાંત કહ્યા. તારા વિયોગથી દુઃખીત થઈને એમણે 'રામ રામ' કહેતાં પ્રાણ છોડયા. એ સાંભળી રામ લક્ષ્માણને ખુબ દુઃખ થયું. વસિષ્ઠે રામને સાંત્વન કરીને પ્રયાગ જઈને પિતાની ઉત્તરક્રિયા કરવાનું કહ્યું. એ સર્વજણ પ્રયાગમાં જઈને પીંડદાન કરીને પાછા ચિત્રકુટ આવ્યા. શ્રીરામે પ્રજાને દર્શન આપી આશ્વાસન આપ્યું.

પછી ભરત રામને હાથ જોડીને બોલ્યોઃ 'રામ તમે અયોધ્યામાં પાછા આવો. આપણું રાજ્ય તમે સંભાળો' રામ બોલ્યાઃ 'ભરત, હું પિતૃવચનનું પાલન કરીને ચૌદ વર્ષ ચૌદ દિવસ વગર હું અયોધ્યામાં પાછો આવી નહીં. હું કૈકેયી માતાને દોષ આપીશ નહીં. આ કર્મપ્રભાવ છે. ગુરૂ મહારાજના આશીર્વાદથી અને અનુમતીથી હું વનમાં જ તપશ્ચર્યા કરીશ. ત્યાં સુધી તું પ્રજાનું પાલન અને રક્ષાણ કર.' ભરત બોલ્યોઃ 'મને તમારા ચરણ સિવાય બીજું કશું નથી જોઈતું. હું રાજ્યસન પર બેસીશ નહીં. હું બધાં જ મંગલભોગ છોડી નંદીગ્રામે તમારી રાહ જોતો રહીશ. ચૌદ વર્ષ ચૌદ દિવસ પૂરા થતાં પંદરમા દિવસે તમે નહી આવો તો હું અગ્નિકુંડમાં પ્રાણ આપીશ.' રામે ભરતનું કહેવું સ્વીકાર કર્યું. પોતાની પાદુકા ભરતને આપી, એ મસ્તક પર ધારણ કરીને હૃદયે લગાડી. શત્રુધ્ન અને સુમંતને રાજ્ય કારભાર કરવા માટે રામે બંને માતાઓનું સમાધાન કર્યું અને બધાને આદર સહિત વિદાય આપી. સર્વ લોકો અયોધ્યામાં પાછા આવ્યાં. ભરત નંદીગ્રામે જ રહ્યો. શત્રુધ્ન અને સુમંત રામની પાદુકા પર છત્ર ધારણ કરીને રાજ્ય કારભાર ચલાવવા લાગ્યાં.

**જે વનમાં પોહોતા છે શ્રીરામ, તે વનમાં દેખ્યા છે ઉત્તમ ઠામ. ॥૧૦૧॥**
**ત્યારે લક્ષ્મણ બોલ્યા છે શીષ નામ, વાત અમારી સુણો ને શ્રીરામ. ॥૧૦૨॥**
**ભાઈ અહીંના વન છે ઉત્તમ ઠામ, તો બાંધી મઢીને કરો વિશ્રામ. ॥૧૦૩॥**
**ત્યાં ગોર વસિષ્ઠને વાલ્મિકીની ભેટ જો થાય,શ્રીસતગુરૂની રજા લઈ રામ તપ કરવા જાય. ॥૧૦૪॥**
**ગુરૂજીની રજા લઈને શ્રીરામ નિસર્યા, તે સ્વામી કદળી વનમાં જઈ સંચર્યા. ॥૧૦૫॥**
**જયાં દીઠો છે વનમાં ઠામ, ત્યાં બાંધી મઢીને રહ્યા શ્રીરામ. ॥૧૦૬॥**
**જયારે શ્રીરામે વનમાં કીધા મેલાણ,તે ઠામે લક્ષ્મણે બાંધી છે મઢી નિર્વાણ. ॥૧૦૭॥**
**વનકદળી જે બહુ અપાર, એ વનમાં વનસ્પતિ ભાર અઢાર. ॥૧૦૮॥**
**તેણે વન રામ જઈ વસ્યા, તે વનમાં ફલવૃક્ષ બહુ ફુલનો વાસ. ॥૧૦૯॥**
**ડમરો મરૂવાની વાળી જે જયાંય, પાખો જડી છે વાંસનેઘાંસ તણી ત્યાંય. ॥૧૧૦॥**
**શિયળ વૈયળ સિંદુરીયા જયાંય, ભાઈ એવા વન તો કહીયે ત્યાંય. ॥૧૧૧॥**
**ડમરો મરૂવો લાગી મઢી આગળ ધરી, કેટલાએક દિવસ ત્યાં ગયા નિસરી. ॥૧૧૨॥**

ચિત્રકુટ પર્વત પર ઉત્તમ સ્થળ જોઈને લક્ષ્માણે ત્યાં પર્ણકુટી બાંધી. ડમરો, મરૂવો, શિઅળ, વૈયળ વગેરે સુગંધી લાકડા લાવી વાંસ અને ઘાસની મદદથી ઉત્તમ બાંધાણી કરીને રહેવાની એવી યોગ્ય એમાં વ્યવસ્થા કરી. આજુબાજુમાં ઋષિમુનિ આશ્રમ બાંધી રહેતા હતા. એમની સંગમાં શ્રીરામ-લક્ષ્માણ-સીતા એમના દિવસો આનંદથી પસાર કરવા લાગ્યાં. સદ્ગુરુ વસિષ્ઠના માર્ગદર્શન અનુસાર શ્રીરામ તપ સાધના કરતા, લક્ષ્માણ ફળ, ફુલ, કંદમુળ વગેરે લાવી એમની સેવા કરતા, અને ગૃહસ્થ ધર્મને અનુસરીને સીતા એમની સેવા કરતી. એમનો ખરો મહિમા ન ઓળખનારા કેટલાંય બ્રાહ્મણો અને ઋષિ પાસે આવ્યા અને બોલ્યાઃ 'રામ તું અહીં રહ્યો છે માટે અમને ખુબ બીક લાગે છે. તારી પત્ની ખુબ સુંદર છે. એની અભિલાષા લઈ ત્રિશિરા, ખર, દૂષાણ વગેરે રાવાણના સહાયક રાક્ષસો મોટું સૈન્ય લઈને આવશે એવી વાતની અમને ખબર પડી છે. આ માટે તું અહીંથી જઈશ તો અમારી ઉપર મોટો ઉપકાર થશે.' શ્રીરામે કહ્યુંઃ તમે ગભરાવશો નહીં. કોઈપણ સંકટમાંથી હું તમારું રક્ષાણ કરીશ. એમ કહી આશ્વાસન આપ્યું. રાત થયા પછી બધા બ્રાહ્મણો અને ઋષિ સ્વસ્થાન ગયા. એકલા વાલ્મિકી જ ત્યાં રહ્યા. બીજા દિવસે શ્રીરામે એમને નમસ્કાર કરીને એમના આશીર્વાદ લઈને દંડકારણ્ય માર્ગ પ્રતિ પ્રયાણ કર્યું.

---





દંડકારણ્ય અરણ્ય જ હોવાથી મનુષ્યવસ્તી વિરલ હતી. ઠેક ઠેકાણે ઋષિમુનીના આશ્રમ હતા. ક્યાંક ત્રણ દિવસ, ક્યાંક એક મહીનો તો ક્યાંક ત્રણ મહિના ક્યાંક એક વર્ષ સુધી પણ રહ્યા હતા. શ્રીરામે સીતા લક્ષ્મણ સાથે વનવાસનો વિકટ સમય મનોનિગ્રહથી, સંયમથી કાઢયો. આમ બાર વર્ષ વિત્યા. આગળ એ અત્રીઋષિના આશ્રમમાં ગયાં અત્રી-અનસુયાને એમણે નમસ્કાર કર્યા. અત્રી ઋષિએ એમને મંગલ આશીર્વાદ આપ્યા. અનસુયાએ પોતાના કપાળનું કંકુ સીતાના કપાળે લગાડયું અને કદી પણ ન મળનારા દિવ્ય વસ્ત્ર એને પહેરાવ્યા. અને કદી પણ ન સુકાય એવા ફુલની માળા એના ગળામાં પહેરાવીને તને રાક્ષસ દેખાય તો પણ એમની બીક લાગશે નહી એવું વરદાન આપ્યું. ત્યાં તેમણે ફરશુરામની માતા રેણુકાના દર્શન કર્યા. ત્યાંથી આશીર્વાદ લઈને શરભંગ ઋષિના આશ્રમમાં જઈને એમના આશીર્વાદ લઈને એમના કહેવા પ્રમાણે પંચવટીમાં આવ્યા. ત્યાં જટાયુને મળીને મિત્રતાથી એક પર્ણકુટી બાંધી. શ્રીરામ લક્ષ્મણ-સીતા ત્યાં રહેવા લાગ્યાં. ત્યાંનું નિવાસ શ્રીરામને સુખકર લાગ્યું. લક્ષ્મણ રોજ વનમાં જઈને ફળ, કંદ, મુળ લાવતો. ત્રણે જણ સાથે બેસીને ભોજન કરતાં.

This is wrong

**પંચવટીમાં રામલક્ષ્મણ વાસો કરે જયાંહ,શુપર્ણખા ખર દુષણ આવી સંચરે ત્યાંહ. ॥૧૧૩॥**
**શુર્પણખાના પુત્ર શંબર તપ કરે છે ત્યાંહ, કાલખડ્ગથી લક્ષ્મણે સંહાર્યો જયાંહ. ॥૧૧૪॥**
**તે વેર લેવા શુર્પણખાએ કપટ જો કરી, અને સુંદર માયાવી માહિની રૂપ જો ધરી. ॥૧૧૫॥**
**વહાલા લક્ષ્મણજી તું વરને મને, હું તનમનથી સેવા કરૂ કહું છું તને. ॥૧૧** This is wrong
**લક્ષ્મણ કહે રામની રજા હોય તો વરૂ, તેમની આજ્ઞા વિના હું કાઈ નવ કરૂ. ॥૧૧૭॥**
**રામને તેણી પીઠ ઉપર લખી આપ્યો ખૂણ, નાક કાન છેદો એના તતક્ષણ. ॥૧૧૮॥**
**એ છે રાવણભગિની માયાવી અપાર, લંકા ગઢથી આવી પુત્રનું લેવા વૈર. ॥૧૧૯॥**
**ખુણ જોઈ લક્ષ્મણે છેદ્યા તેના નાક કાન, બહુ કોપ કરીને યુધ્ધ કરે છે તે ઠામ. ॥૧૨૦॥**
**ચૌદ સહસ્ત્ર યોધ્ધા માર્યા શ્રીરામને જહી, રાવણ દૈત્યને એણી ખબર જો થઈ. ॥૧૨૧॥** Wrong

નિત્ય ક્રમ પ્રમાણે લક્ષ્મણ પંચવટીના અરણ્યમાં ફળ લેવા ગયા, ત્યારે એક વાંસનું ઝાડ દેખાયું. ત્યાં કાલખડગ એના હાથમાં આવ્યું એણે સહજ રીતે તે ઝાડ પરથી ખડગ લઈ પ્રહાર કર્યો. તો તેમાંથી લોહી વહેવા લાગ્યું. આ જોઈને લક્ષ્મણ ગભરાયો. પોતાના હાથથી એકાદ ઋષિની હત્યા થઈ હોય એમ તેને લાગ્યું. એ રામ પાસે આવ્યો અને એને બધી હકીકત કહી. રામે અંતરજ્ઞાનથી જાણીને લક્ષ્મણને કહ્યું કેઃ 'લક્ષ્મણ તું ગભરાઈશ નહીં. તારા હાથે ઋષિની હત્યા થઈ નથી એક રાક્ષસ માર્યો ગયો છે. રાવણનો ભાણો એટલે શુર્પણખાનો પુત્ર શંબરી આ ત્યાં વાંસના ઝાડ સ્વરૂપે શંકર પાસે કાલખડગ મેળવવા માટે તપશ્ચર્યા કરતો હતો. શંકરે પ્રસન્ન થઈને એને કાલખડગ આપ્યું. પણ ખડગે વિચાર કર્યો કે આ રાક્ષસના હાથે હું ગયો તો મારાથી વ્યર્થ જીવહિંસા-નિષ્પાપ જીવાત્માનો નાશ થશે. એના કરતાં લક્ષ્મણના હાથમાં જવાથી શ્રેયસ્કર થશે માટે એ તારા હાથમાં આવ્યું અને એની તિક્ષ્ણતા જાણવા માટે તે એ વાંસના ઝાડ પર પલાવ્યું તેમાં શબરી કપાઈ ગયો. હવે આપણે સાવધાન રહેવું જોઈએ. એની માતા અને અનેક રાક્ષસ આવી હલ્લો કરશે. તું સાવધ રહીને સીતાનું રક્ષણ કર.'



અહીં શુર્પણખાના સ્વપ્નમાં દુશ્ચિન્હ થવાથી પુત્રની ચિંતાથી એ ત્યાં આવી અને પુત્રની એ અવસ્થા જોઈ શોક કરવા લાગી. પુત્રનો અંતિમ સંસ્કાર કરીને ત્યાં તેણે જોયું તો મનુષ્યનાં પગલાં પડેલાં હતાં, પગલે પગલે રસ્તો શોધતી એ રામની પાર્ણકુટી પાસે આવી પહોંચી. ત્યાં થોડા અંતરે એને લક્ષ્મણને ફળ તોડતો દેખાયો. આને જ પોતાના પુત્રને

---

માર્યો છે એમ વિચાર કરીને એમણે માયાવી સુંદર રૂપ ધારણ કર્યું અને લક્ષ્મણ પાસે આવીને કહેવા લાગીઃ 'હે સુંદર પ્રાણસખા હું તારી ઉપર મોહીત થઇ છું. કેટલાંય દિવસોથી હું વર શોધું છું, પણ મન પ્રમાણે પતિ મળતો નહોતા. પરંતુ મારા પુણ્યથી આજે તારી ભેટ થઇ. હું ધન્ય થઇ.' એમ કહીને નવરત્નનો હાર એના ગળામાં પહેરાવવા લાગી.

લક્ષ્મણે એને કહ્યુંઃ 'તું કહે છે એ ખરૂ પણ મારા વડીલ બંધુ શ્રીરામ સીતા સાથે પંચવટીમાં રહે છે એમની આજ્ઞા સિવાય હું તારો અંગિકાર કરીશ નહીં. એમની આજ્ઞા અને એમના આશીર્વાદ તું લાવ, પછી હું તારો સ્વીકાર કરીશ.' શુર્પણખા રામ પાસે આવી અને પોતાની કાર્યસિધ્ધિ થઇ એમ તેને સમજાયું અને રાત્રે આ ત્રણેયનો સંહાર કરીશ એમ એણે વિચાર કર્યો. એ સીતા પાસે જઇને લક્ષ્મણ માટે રામની અનુમતિ મેળવી આપવા માટે વિનવવા લાગી. એટલે સીતાએ રામની સંમતિ મેળવી આપી. લક્ષ્મણને લિખિત આજ્ઞા આપવા માટે કંઇક શોધવા લાગી પણ કંઇ જ વસ્તુ મળતી નહોતી. તેથી રામે કહ્યુંઃ 'તારી પીઠ પરજ સંદેશ લખી આપું છું. તારી પીઠ મારી પાસે કર.' ત્યારે તેણે શરમ આવે છે એમ સીતાને કહ્યું પણ એ સિવાય બીજું કંઇ સાધન ન હોવાથી રામે એની પીઠ પર કંઇક લખીને લક્ષ્મણ પાસે મોકલી. આનંદથી એ લક્ષ્મણ પાસે જઇને બોલી, આ જુઓ શ્રીરામની લિખિત આજ્ઞા હું લખીને લાવી છું. એ વાંચી અને વૃક્ષલતાની સાક્ષીએ મારાથી વિવાહ બધ્ધ થાઓ.' લક્ષ્મણે એની પીઠ પરની આજ્ઞા વાંચી અને એનું નાક, કાન છેદીને વિદ્રુપ કરી. મોટેથી આક્રોશ કરતી એ રાક્ષસોને બુમો પાડવા લાગી ત્યાં જ ત્રિશિરા, ખર, દુષણ વગેરે રાક્ષસો ત્યાં દોડી આવ્યા. શ્રીરામે એ સર્વ અસંખ્ય રાક્ષસોનો સંહાર કર્યો. શુર્પણખા આક્રંદ કરતી માથુ પછાડતી રાવણ પાસે આવી. એણે સર્વવૃત્તાંત રાવણને કહ્યો. રાવણ એ સાંભળી સ્વસ્થ મને વિચાર કરતો બેઠો. શુર્પણખા બોલીઃ 'રામ લક્ષ્મણ-સીતા પંચવટીમાં રહે છે. લક્ષ્મણે મારા નાક કાન કાપ્યાં. રામે ખર, દુષણ, ત્રિશિરા સહીત અસંખ્ય રાક્ષસોનો સંહાર કર્યો. સીતાના સ્વયંવરમાં ધનુષ્ય ફુલની જેમ ઉપાડી તોડી નાખ્યું અને સીતા ને વર્યો હતો. એ વખતે તારૂ મોઢું કાળું થયું. તું શરમથી ભાગી આવ્યો. શું તારો પુરૂષાર્થ. હવે તારી લંકા જીતીને એ બ્રાહ્મણોને દાન કરશે. હવે તારામાં કંઇક પુરૂષાર્થ હોય તો સીતાને ઉપાડી લાવી તારું મ્હોં ઉજળું કર. મારી લાજ રાખ.' આ સાંભળી રાવણ બોલ્યો, 'એ જ વિચાર કરૂ છું કપટથી જ હું આ વાતનો ઉપાય કરીશ.' એમ કહી રાવણે શુર્પણખાને શાંત કરી.

Wrong

તે દૈત્ય રાવણે રામચન્દ્ર સાથે બહુ કીધો વિખવાદ,અઠોતેરસો બુધ્ધી માંહે એક ન સુઝી ત્યાંયે. ॥૧૨૨॥
વરસ દ્વાદશ વિખવાદ કરતા દૈત્ય હાર્યા જાયે, ત્યારે એ સંઘ સર્વે પુરી થાયે. ॥૧૨૩॥
ત્યારે તે શ્રીરામ સાથે બહુ ખોટુ આયે, ત્યારે તહાં સતી સીતાને હરવા જાયે. ॥૧૨૪॥
હારેભાઇ રામ લક્ષ્મણ બેહુ જેહ, આવીને વનમાં રહ્યા તેહ. ॥૧૨૫॥
મેં સર્વે દેવતા વશ કયા છે એમ કહે રાવણ, હું છું લંકાનો ધણી જાણ. ॥૧૨૬॥
હું તો લાવું સીતા સ્ત્રી શ્રીરામ તણી, એમ તહાં રાવણ કહે લંકાનો ધણી. ॥૧૨૭॥
તાહા મઢીએ રહ્યા છે સાર, રામ લક્ષ્મણે મેલ્યો સંસાર. ॥૧૨૮॥
દૈત્ય કહે તેણી લાવું નાર, જે વન છે રામ તાહા જાઉં સાર. ॥૧૨૯॥
તે તો વનમાંહે જો પોતે આયે, તેનો મામા મારીચ મૃગ સુવર્ણનો થાયે. ॥૧૩૦॥
રાવણ દૈત્યે એવો ગર્વ મનમાંહે ધર્યો, તેણે તાહા મારીચને સુવર્ણ મૃગ કર્યો. ॥૧૩૧॥
ગયો મૃગ ત્યાં વન મોઝાર, જયાં હતી સીતા સાધ્વી નાર. ॥૧૩૨॥
સીતાની વાડીમાંહે તે ચરવા ગયો, સુવર્ણ રૂપે એવો મૃગલોથયો. ॥૧૩૩॥

મૃગલો પાપી દુષ્ટ રાવણ તણો, આવીને ચાળા કરે છે ઘણો. ॥૧૩૪॥
જોઈ મૃગ સીતા મોહી રહે, સુણો રામ વચન કહું તોએ. ॥૧૩૫॥
એ ચરતો મૃગ દીઠો સીતા પાસ, રામ લક્ષ્મણ બેઠયાં સાથ. ॥૧૩૬॥
સીતાએ વચન કીધા તે વાર, સુવર્ણ મૃગ વાડીમાં ફરે છે સાર. ॥૧૩૭॥
મૃગત્વચાની હું પેરૂ કાંચળી, મારોને મૃગ ત્રિભુવનના ધણી. ॥૧૩૮॥
મારે હોંસ છે કાંચળી એ મૃગ તણી, મારી મૃગ લાવો ત્રિભુવન ધણી. ॥૧૩૯॥
સત્ય વચન લક્ષ્મણ સીતાને કહે છે જાણ, સુવર્ણનો મૃગ નથી પ્રપંચ છે નિર્વાણ. ॥૧૪૦॥
સતી સીતાના વચન શ્રીરામ ચિત્તમાં ધરે, શ્રીરામ ધનુષ્ય બાણ કરમાં ગ્રહે. ॥૧૪૧॥
સુણો સ્વામીજી સીતા કહે સત્યભાય, ધનુષ્ય બાણ ચડાવી મારો મૃગ ધાઈ. ॥૧૪૨॥
સુણો સીતાજી કહું તમોને નિરધાર, મારે વનમાં જાવું જયાં મૃગ છે સાર. ॥૧૪૩॥
એવું શ્રીરામે કહ્યા સત્ય ભેદ, મૃગ પાછળ વનમાં જઈ પહોંચ્યા દેવ. ॥૧૪૪॥

રાવણે ત્રિભુવન વિજય મેળવ્યા પછી બધા દેવોને બંદીખાનામાં રાખી એમની પાસેથી એ અલગ અલગ કાર્ય કરાવી લેતો હતો. બ્રહ્મદેવ પાસેથી એમને પોતાનું વિધીનું લેખિત સમજાયું હતું કે દશરથના પુત્ર શ્રીરામથી પોતાનો નાશ થનાર છે એ ભવિષ્ય એને સમજાયું હોવાથી એણે એક વાર દશરથ કૌશલ્યાના વિવાહમાં વિઘ્ન કર્યું પણ નિયતીએ એ વાત ઘડાઈ હોવાથી એ શ્રીરામના જન્મ સુધી રાવણ સ્વસ્થ બેઠો હતો. પરંતુ રામ જન્મ પછી એને ફરી ચટપટી થવા લાગી. રામને મારવાના પ્રયત્ન શરૂ કર્યા. છેલ્લે સીતા સ્વયંવર વખતે એને પૂર્ણ શ્રીરામનું બળ સમજાયું એના વિચાર ફરવા લાગ્યા. પણ શ્રી રામને મારવાનો એકે ય ઉપાય એને સુઝયો નહોતો. એ એમાંજ ત્યાં એકાએક વિદ્રુપ થયેલી શૂર્પણખા ત્યાં આવી. તેણે બધુ વૃતાંત હકીકત કહ્યા પછી એના વિચારો વેગથી ચાલવા લાગ્યા. તેણે વિચાર્યુ કે કૈકેયીના વરદાનથી દશરથની આજ્ઞાથી રામને વનવાસ થયો અને પિતૃવચન પાળવા માટે એ લક્ષ્મણ અને સીતાને લઈને દંડકારણ્યમાં પંચવટીમાં આવીને રહે છે. રામ અને લક્ષ્મણે સાંસારિક રાજભોગનો ત્યાગ કરીને સીતા સાથે વનવાસ કર્યો છે ત્યારે કોઈપણ ઉપાયથી સીતાને લંકામાં ઉપાડી લાવવાની અને રામ લક્ષ્મણનો નાશ કરવાનો. એમ વિચાર એના મગજમાં આવ્યો.

પ્રથમ એ મારીચ પાસે ગયો અને એને કપટબુધ્ધિની યોજના સમજાવી કહ્યું. મારી આ યોજનામાં તું સુવર્ણ મૃગ થઈને રામને કોઈપણ રીતે પર્ણકુટી પાસેથી દુર લઈ જા. આટલું કાર્ય કર એટલે યતિવેષ લઈને સીતાને ભગાડીને લાવવાનું કાર્ય હું કરું છું. પછી એની શોધ કરતા રામ-લક્ષ્મણ લંકામાં આવશે એટલે એનો હું સંહાર કરીશ.' મારીચ બોલ્યો 'રાવણ, રામના પરાક્રમની તને ખબર નથી કે શું ? સીતા સ્વયંવરમાં તારી આટલી ફજેતી થઈ એ ભુલી ગયો કે શું અરે તેણે એક બાણના ખાલી ફણાથી મને સમુદ્રમાં ઉડાવી દીધો હતો અને સીતા તો લક્ષ્મીનો જ અવતાર છે ! ત્યારે આવી સાધ્વી પ્રત્યે દુષ્ટબુધ્ધિ રાખવી એ તારા જેવા શુર અને ત્રિભુવન વિજયી રાજાને શોભતું નથી. આમાં તારો અને તારી નિષ્પાપ લંકાવાસિયોનો નાશ છે એ દુષ્ટબુધ્ધિ છોડીને સદ્‌બુધ્ધિ પ્રમાણે વર્ત. આ સાંભળી રાવણ ક્રોધીત થયો. તેણે તલવાર ઉપાડીને બોલ્યોઃ ' મારું હિત મને ખબર છે તું મારી યોજનામાં મને સહાય કરે છે કે પછી તારું શીર ઉડાડું !' એમ કહીને તે એને મારવા દોડયો. મારીચે વિચાર કર્યો અને દુષ્ટના હાથે મરવા કરતાં રામના બાણથી જ પોતાનું મરણ થશે તો સદ્‌ગતિ મળશે માટે તેણે રાવણની વાતનો સ્વીકાર કર્યો. તરતજ માયાવી રથમાં બેસીને એ પંચવટી આવ્યો. મારીચે

સુંદર કાંચનમૃગનો વેષ ધારણ કરીને રામ સ્મરણ કરતો કરતો આશ્રમ સામે ફરવા લાગ્યો.

એટલામાં સીતાની નજર એ સુવર્ણ મૃગ પર પડી. એણે રામચંદ્રને કહ્યુંઃ આટલો સુંદર મૃગ મેં કદી જ જોયો નથી એના ત્વચની ચોળી બનાવીશ તો ખુબ સુંદર દેખાશે. અયોધ્યામાં ગયા પછી હું એ ચોળી પહેરીશ. એ જોઈ સાસુમાને આનંદ થશે. ત્યારે આ કાંચનમૃગનું કવચ મને લાવી આપો.' આ બોલ સાંભળતાં જ લક્ષ્મણને સીતાના રક્ષણ કરવા માટે મુકી શ્રીરામ ધનુષ્ય બાણ લઈને એ મૃગની પાછળ જવા લાગ્યા. મૃગરૂપી મારીચ રાક્ષસ રામને ખુબ ખુબ દુર લઈ ગયો. છેલ્લે રામે બાણ છોડીને એનો પ્રાણ લીધો અને શ્રમપરિહારાર્થ એક વૃક્ષ નીચે વિશ્રાંતિથી બેઠા.

**જયારે રામરૂપ તો વનમાં ગયા, અને સીતાના મોહથી વ્યાકુળ થયા. ॥૧૪૫॥**
**ચરતો મૃગ દીઠો છે શ્રીરામ, ત્યાં ચઢાવી બાણને કીધા સંગ્રામ. ॥૧૪૬॥**
**લાગ્યું બાણ મૃગલો ત્યાં ઓચર્યો, ધાજો લક્ષ્મણ એમ પોકાર મૃગલો કર્યો. ॥૧૪૭॥**
**પડતો મૃગલો પોકારે શ્રીલક્ષ્મણ ધાઓ, સીતા કહે લક્ષ્મણ તમે દોડી જાવો. ॥૧૪૮॥**
**કહે સીતા તમે સુણો લક્ષ્મણ રાય, બંધવ તમારા માગે છે તમારી સહાય. ॥૧૪૯॥**
**સીતાને લક્ષ્મણ કહે છે તેનો વિચાર, મારો બંધવ કોઈથી ગાંજયો નવ જાય. ॥૧૫૦॥**
**મઢીમાંથી લક્ષ્મણ નીસર્યો બહાર, ત્યાં પડતે મૃગલે કર્યો છે પોકાર. ॥૧૫૧॥**
**ત્યારે લક્ષ્મણ કહે સુણો સીતામાય, તમો ઘરથી બહાર કાઢો નવ પાય. ॥૧૫૨॥**
**રામ રક્ષાની આણ કરૂ છું હું આજ, હમો બેઉ બંધવ કરી આવીયે કાજ. ॥૧૫૩॥**
**એવું કહીને લક્ષ્મણ વનમાં જાય, ત્યાં દૈત્ય રાવણ આવ્યો છે મઢીની પાસ. ॥૧૫૪॥**

અહીં રામ પર્ણકુટી પાસેથી સારા એવા દુર ગયા હતા એમ જોઈને લક્ષ્મણને પર્ણકુટી પાસેથી ખસેડવા માટે રાવણે શ્રીરામ જેવો અવાજ કાઢી હે લક્ષ્મણ દોડ ! દોડ એમ કરૂણવાણીથી બુમ પાડવા લાગ્યો. એ કરૂણ સાદ સાંભળી સીતા ગભરાઈ. શ્રીરામ કોઈક સંકટમાં પડયા છે. એમ લાગતાં તેણે લક્ષ્મણને રામની મદદ માટે જવા કહ્યું. લક્ષ્મણ બોલ્યોઃ 'દેવી આ અવાજ તે રાક્ષસોનું કપટ છે. રામ સંકટમાં પડે એવું કયારેય શકય નથી. તમે સ્વસ્થ રહો.' લક્ષ્મણના બોલ સાંભળીને સીતાને ક્રોધ આવ્યો. એ કઠોરતાથી બોલીઃ 'તમે સાવકા ભાઈ. તમારું કપટ હવે મને જણાયું છે. મારી અભિલાષાને કારણે તમે આમ બોલો છો. ત્યાં રાક્ષસોએ એમને વનમાં માર્યા તો તને જ દોષ છે ! જોયો તારો બંધુ પ્રેમ ! તું કહે છે સીતા મને માતા સરખી છે ! સીતાના આ મર્મભેદક વચન સાંભળતાં જ લક્ષ્મણ બોલ્યો, 'હું બાળક અને તમે મારી માતા છો. અન્યભાવના મારા મનમાં કદી જ આવશે પણ નહીં. એના આ સુર્યનારાયણ સાક્ષી છે. મારા ઉપર વિના કારણ દોષ ન લગાવો. તમારા આગ્રહથી હું રામને શોધવા જાઉં છું, પણ કુટીરની બહાર હું એક રેખા દોરું છું, એ ઓળંગીને તમે બહાર ના જશો. એ ઓળંગશો તો મહાન સંકટમાં પડશો' એમ કહી ખુબ દુઃખથી એ રામની શોધમાં નીકળ્યો.

રામના પગલાં જોતાં જોતાં લક્ષ્મણ એ દિશામાં ગયો. ત્યાં એક વૃક્ષ નીચે રામને જોયા. રામની પણ દ્રષ્ટિ એની ઉપર પડી. એ સાથે એની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગ્યાં. એણે તત્કાળ જઈને રામના પગ પકડ્યા. રામે તેણે  ઉઠાડી હૃદયે લગાડયો અને કહ્યુંઃ 'બંધુ લક્ષ્મણ ! સીતાને મુકીને આવ્યો ?' ત્યારે રડતા રડતા લક્ષ્મણે બધો વૃત્તાંત કહ્યો અને કહ્યું સીતા માતાની દ્રષ્ટિમાં હું દોષી છું કૃપા કરીને મારો વધ કરો. આટલી જ હવે ઈચ્છા છે.' આ સાંભળી સ્રીઓનો સ્વભાવગત આ દોષ છે. તું બિલકુલ દોષીત નથી. એમ કહીને રામે એનું સમાધાન કર્યું. પછી બંને પર્ણકુટી તરફ આવવા નીકળ્યા.

ત્યાં ભભૂત ભેખ ધરી રાવણ ઉભો છે બહાર, તે કપટીનો ભેદ ન કળ્યો સીતા નાર. ॥૧૫૫॥
ભભૂત મુખે ચોળી છે કાય, સીતાને દરવાજે પોતા છે જાય. ॥૧૪૫૬।
ગાયે ગીતને મુખ શ્લોક બોલે અપાર, મને ભિક્ષા આપોને સતી નાર. ॥૧૪૫૭।
સુણો અભ્યાગત તુને કહું સત્ય ભાય, રામરક્ષા છે તે મુજથી મુકી ન જવાય. ॥૧૪૫૮।
સુણો સીતા અમે કહું એક વિચાર, તમે એક પગ બહાર દ્યોને સતી નાર. ॥૧૪૫૯।
મોયે અભ્યાગત જોઈએ આજ, નિરમુખ જાઉ તો આવે લાજ. ॥૧૬૦।
દેવા ભિક્ષા પગ બાહેર નીસરે, સીતાનો દહિત કર જો ધરે. ॥૧૬૧।
લઈ સીતાને રાવણે ખાંધે ધરી, ચાલ્યો દૈત્ય કપટ જાળ કરી. ॥૧૬૨॥
સતી સીતાએ કપટીનો ભેદ ન લીયો, સતીને ખાંધે ચઢાવીને કપટ જો કીયો. ॥૧૬૩॥
ત્યાં જટાયુ પક્ષીએ દીઠો છે જયાંય, પાછળ પડી યુધ્ધ માંડયો છે ત્યાંય. ॥૧૬૪॥
ત્યારે દૈત્યને મનમાં ઉપજી શાન, છાંટી રૂધિરને આલ્યા છે પાન. ॥૧૬૫॥
માંસને લોભે પંખી ત્યાં જો જાય, તે રૂધિર દેખીને પાન જો ખાય. ॥૧૬૬॥
સીતાને લઈ ચાલ્યો છે તેણી વાર, તે જઈ પહોંચો શ્રીલંકા મોઝાર. ॥૧૬૭॥

આ તરફ લક્ષ્મણ પર્ણકુટીમાંથી બહાર જતાં જ રાવણે યતિવેષ લીધો અને એ લક્ષ્મણ રેખા સુધી આવ્યો. પણ એ રેખા એનાથી ન ઓળંગાઈ. ત્યારે સીતાને કોણ છો ? કયાંના છો ? કેમ કરીને વનમાં આવ્યા ? વગેરે પુછયું: સીતાએ સરળ મનથી વિનયથી બધી હકીકત કહી અંદર આવીને ભિક્ષા લઈ જવા કહ્યું. ત્યારે એ કપટથી સીતાને બોલ્યો, ' આ વન રાક્ષસોનું છે. અહીં રહેનારી તું રાક્ષસી કેમ કરીને હોઈ ન શકે ? હું અંદર આવતાં જ તું મને ખાઈ જઈશ. ત્યારે તને જો ભિક્ષા આપવી છે તો બહાર આવીને સત્વરે આપ.' આ સાંભળતાં જ 'શિવ શિવ' બોલતાં કાન પર હાથ મુકીને સીતા બોલી 'અમે તમારા જેવા અતિથિ અભ્યાગત યતીના સેવક છીએ. તમને અમારા તરફથી થોડો પણ ત્રાસ પહોંચશે નહીં. થોડીવાર ઉભા રહો મારા પતિ હમણાં આવશે !'

રાવણે વિચાર કર્યો. કંઈક કપટ કર્યા વગર સીતા રેખાની બહાર આવશે નહીં. તેણે મૂર્છા આવવાનો ઢોંગ કર્યો. થોડી વારે સીતાને કહ્યું: 'હું કેટલાય દિવસનો ભુખ્યો છું. મારા પેટમાં કંઈ જન હોવાથી મારા પ્રાણ આકુળ વ્યાકુળ થાય છે. એકાદ ફળ લાવી મારા પેટમાં નાંખીશ તો મારા પ્રાણ બચશે.' ત્યારે સીતા સંશયમાં પડી. એટલામાં અદ્રશ્ય રૂપે સર્વ દેવ સીતાનું સ્તવન કરીને બોલ્યાઃ 'માતા, તું લંકામાં ન જઈશ તો રાવણના બંદીમાંથી અમારી મુકિત થશે નહીં, તો પણ તારું સત્યરૂપ અગ્નિમાં ગુપ્ત કરીને છાયારૂપે લંકામાં જા એટલે રામ તને શોધતા આવશે અને રાવણને ઠાર મારશે. પછી વિભીષણ બંદીશાળામાંથી અમને મુકત કરશે.' દેવોની આ વાણી સાંભળતાં જ દયાળુ સીતામાતાએ દેવકાર્ય માટે પોતાનું સ્વરૂપ અગ્નિમાં ગુપ્ત કરીને છાયા રૂપે રાવણને ફળ આપવા માટે પોતાનો હાથ રેખા બહાર લઈ ગઈ. ત્યાં જ તેનો હાથ પકડીને રાવણે સીતાને બહાર ખેંચી અને પોતાનું સાચું રૂપ પ્રગટ કરીને એને પોતાના રથ પાસે લઈ ગયો. એને રથમાં બેસાડી આકાશમાર્ગે હંકારવા લાગ્યો. ત્યારે સીતાજી ખુબ આક્રંદ લાગ્યાં. શ્રીરામને અને લક્ષ્મણને મોટે મોટેથી સાદ કરી રડવા લાગ્યાં. હું લક્ષ્મણ ને નિષ્કારણ બોલી એનું આ ફળ મને મળ્યું. માટે એ દેવોને દોષ આપતી બોલવા લાગી'વૃક્ષલતાઓ, પશુપક્ષીઓ મને રાવણ ભગાડી લઈ જાય છે આ વર્તમાન શ્રીરામચંદ્રને જણાવો.' સીતાનું વિલાપ સાંભળી પશુપક્ષીઓ પણ રડવા લાગ્યાં.'

સીતાનો શોક સાંભળીને જટાયુ રાવણની આડે આવ્યો. તેણે પોતાની ચાંચથી એના રથના ઘોડા માર્યા. રથ પણ તોડયો એના દસે મસ્ત લોહી લુહાણ કર્યા. રાવણ ગભરાયો એણે કપટથી જટાયુને પુછયુંઃ 'તારા મૃત્યુનું અંગ કયું છે એ કહે એટલે હું પણ મારું મૃત્યુ કેમ છે એ તને કહું છું. પછી છેલ્લુ યુધ્ધ કરીશું. જો તું ખોટું કહીશ તો તને રામની આણ છે 'જટાયુ સરળ મનનો રામભકત હતો. તેણે કહ્યુંઃ 'મારા બંને પાંખ ઉખાડશે એટલે મારું મૃત્યુ થશે. રાવણે ખોટું કહ્યું કે 'મારા જમણા પગનો અંગુઠો ફોડીશ એટલે મને મૃત્યુ આવશે.' જટાયુએ રાવણનો અંગુઠો ફોડતાં જ રાવણે વીસ હાથથી એની બંને પાંખો તોડી નાખી. લોહી લોહી થઈને જટાયુ જમીન પર પડયો. રામનું સ્મરણ કરતાં કરતાં તેની વાટ જોવા લાગ્યો. સીતાને જટાયુની સ્થિતિ જોઈને ખુબ દુઃખ થયું. રાવણને વિનવવા લાગી. રાવણે તો ધ્યાન ન આપતાં એને ખભા પર લીધી અને આકાશમાર્ગે તરત લંકા તરફ નીકળ્યો.

માર્ગમાં ઋષ્યમુક પર્વત ઉપરથી જતાં કેટલાંક વાંદરા (નલ, નિલ, જાંબુવંત, સુગ્રીવ અને હનુમંત) દેખાયા. તાત્કાલીક સીતાએ પોતાની સાડીનો છેડો ફાડીને એમાં પોતાના શરીર પરના અલંકાર બાંધીને નીચે નાંખ્યા. મારૂતિના શરીર પર એ પડતાં જ તેણે ઉપર આકાશમાં જોયું તો ભયંકર રાક્ષસ એ સુંદર સ્ત્રીને ઉપાડીને લઈ જતો હતો. મારૂતી એને પકડવા માટે ઉંચો કુંદકો લગાવ્યો પણ વાયુવેગથી જતો રાવણ લંકામાં પહોંચી ગયો. એ જોઈ મારૂતી પાછા આવ્યા. તેણે એ અલંકાર સાચવીને મુકયા.

લંકામાં ગયા પછી રાવણે સીતાને ધન, સંપત્તિ, વૈભવ, અલંકાર વગેરે સારાં પ્રલોભનો બતાવી વશ કરવાનો પ્રત્યન કર્યો. સીતાએ એની બધી જ વાતોનો અસ્વીકાર કરી ધિક્કાર કર્યો. પછી તેણે રાક્ષસી ત્રિજટાને બોલાવીને સીતાને એના સ્વાધીન કરી. તેને અશોક વનમાં લઈ જવા માટે કહ્યું અને ત્યાં રાક્ષસોનો પહેરો લગાવ્યો. સીતાએ ત્રિજટાને પોતાની બધી હકીકત કહી. ત્રિજટાએ સીતાને સાંત્વન આપ્યું. ત્યારે સીતા રામને યાદ કરીને એના ગુણ ગાતાં અશોક વનમાં રહેવા લાગ્યાં.

**જયારે રામ ને લક્ષ્મણ બેઉ મળ્યા એક ઠામ, ત્યારે વચન એક બોલ્યા શ્રીરામ. ॥૧૬૮॥**
**કહો લક્ષ્મણ તમે આવ્યા શું કાજ, સુની સીતા કેમ મૂકી આવ્યા આજ. ॥૧૬૯॥**
**ચાલો બંધવ જઈએ આપણે ઘેર, ત્યાં એકલા સીતાજી શી કરશે પેર. ॥૧૭૦॥**
**વનમાંથી ફરી આવ્યા મઢીને પાસ, સુના ઘર દીઠા અને થયા બહુ ઉદાસ. ॥૧૭૧॥**
**જયારે રામલક્ષ્મણ આવ્યા મઢીને ઠામ, ત્યાં નથી સીતા એમ કહે શ્રીરામ. ॥૧૭૨॥**
**જયાં સુની મઢી સુના આવાસ, ત્યાં રામ લક્ષ્મણ બેઉ થયા નિરાશ. ॥૧૭૩॥**
**કહે શ્રીરામ ભાઈ કેવી કરીશું બુધ, સીતા તણી કેમ લઈશું શુધ. ॥૧૭૪॥**
**ત્યારે શ્રીરામે લક્ષ્મણને એમ કહ્યું ભાઈ, સીતાને તો કોઈ દૈત્ય લઈ ગયો જાઈ. ॥૧૭૫॥**
**વનમાં શોધવા ગયા શ્રીલક્ષ્મણને રામ, જટાયુ પક્ષીએ ભેદ કહ્યો તેણે ઠામ. ॥૧૭૬॥**
**જટાયુપક્ષીએ ભેદ શ્રીરામ લક્ષ્મણને કહ્યો, સ્વામી સીતાને દૈત્ય રાવણ લંકામાં લઈ ગયો. ॥૧૭૭॥**
**ત્યારે શ્રીરામ બોલ્યા મન દુઃખ ધરી, એવી નાર મળશે નહી લક્ષ્મણ ફરી. ॥૧૭૮॥**
**આપણ દશરથ રાયેના મહાસુભટ તન, માતા વચને ભોગવ્યાં છે વન. ॥૧૭૯॥**
**ભાઈ બાર વરસતો રહ્યા વનવાસ, અને આજ આપણો મન થયો છે ઉદાસ. ॥૧૮૦॥**



મારીચનો વધ કરીને શ્રીરામ લક્ષ્માણ પછી પોતાની પર્ણકુટીમાં આવ્યા પણ એમને ત્યાં સીતા દેખાઈ નહીં.

તેમણે આમ તેમ શોધીને જોયું પણ સીતાનો પત્તો લાગતો નહોતો. સીતા સિવાય એ પર્ણકુટી શૂન્ય દેખાવા લાગી. શ્રીરામ બેચેન થયા. તેમણે કહ્યું, લક્ષ્મણ મારી સીતા કયાં છે તે બતાવ ! તેમને સીતાનો વીરહ સહન થયો નહીં. તેમનું હૃદય દ્રવી ગયું. તેમના નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. મૂર્છિત થઈ ગયા. તે મૂર્છિત થતાં લક્ષ્માણે રામને સાવધ કર્યા. ત્યારે રામચંદ્ર ઉઠયા અને 'સીતે, સીતે' બોલતા લક્ષ્મણ સાથે સીતાને શોધવા લાગ્યા. સીતા વિયોગથી શ્રીરામની સ્થિતિ એકદમ ભ્રમિષ્ઠ જેવી થઈ. બંને ભાઈ સીતાની શોધ કરતા આગળ જવા લાગ્યા. એમણે બાર હાથ લાંબા રાક્ષસના પગલા અને એની ઉપર સીતાના પગલાંની મુદ્રા ઉપસેલાં જોયાં. નજીક જ લોહી પડેલું અને પાંખો પડેલી દેખાઈ. આમ તેમ શોધતાં જ તેમને જટાયુની ક્ષીણ વાણી સંભળાઈ. રામે તેને આવી અવસ્થા હોવાનું કારણ પુછવાથી તેણે કહ્યું, 'રાવણ સીતાને લઈને લંકામાં જતો હતો એના હાથમાંથી સીતાને છોડાવવા પ્રયત્ન કર્યો પણ એણે તમારા સોગંધ લઈને કપટથી મારી પાંખો તોડી નાંખી. રામ હવે મારાથી વધારે બોલાશે નહીં. તમારા ખોળામાં માથું મુકી પ્રાણ છોડવો એ જ એક ઈચ્છા છે.' શ્રીરામના ખોળામાં માથું મુકી એણે પ્રાણ છોડયા. શ્રીરામે એની અંત્યેષ્ઠી કરીને સીતાની શોધ માટે દક્ષિણ દિશામાં આગળ નીકળ્યા અને મયુરગીરી પર્વત પર આવ્યા. ત્યાં વૃક્ષપાષાણમાં સીતા સમજીને આલિંગન આપતા શોધવા લાગ્યા. પાર્વતીએ સીતાનું રૂપ લઈને એમની પરીક્ષા લીધી. તેણે પુછયું: 'તમે બહાવરા બનીને વૃક્ષપાષાણને સીતા સમજીને કેમ આલીંગન આપો છો ? શ્રી રામ બોલ્યા: 'માતા હું બહાવરો બન્યો નથી પણ અવતાર ચરિત્ર બતાવીને સીતાના નિમિત્તે આ વૃક્ષપાષાણરૂપ ધારણ કરેલ મહા તપસ્વીઓને આલિંગન આપી એનો ઉધ્ધાર કરૂ છું.' પાર્વતીની ગેરસમજ દુર થઈ. તેણે રામને વરદાન આપ્યું,' પ્રભુ રામ, તમે રાવણનો વધ કરીને સીતા સાથે આનંદથી અયોધ્યામાં જલ્દી આવશો.

પછી રામ ત્યાંથી કિષ્કિંધાના માર્ગે ચાલ્યા. રસ્તામાં આગળ શબરીના આશ્રમે પહોંચ્યા. તેણે રામની ખુબ ભકિતભાવથી પૂજા કરીને ફળ ફુલ અર્પણ કર્યા. રામે ત્યાં લક્ષ્મણ સાથે જ્ઞાનોપદેશ કરીને રામગીતા કહી અને લક્ષ્મણનો સંમોહ દૂર કર્યો. પછી શ્રીરામ પંપા સરોવરે ગયા. એ સ્થળનું સૃષ્ટિ સૌંદર્ય અવર્ણનીય હતું. ત્યાંના વૃક્ષલતા ફળોથી ભરપુર હતાં. એ જગ્યાએ એક સ્ફટિક શિલા પર લક્ષ્મણના ખોળામાં માથું મુકી શ્રીરામ વિશ્રાંતી લેવા બેઠા પછી આગળ-તેમને ઋષ્યમુક પર્વત પર નલ, નીલ, જાબુવંત, સુગ્રીવ, હનુમાનને જોયા. હનુમાનને જોતાં જ મનોમન ખુબ આનંદ થયો.

**ત્યારે હનુમંતે કીધા છે ભલાં કામ, પવન વેગે આવ્યા છે તેણે ઠામ. ॥૧૮૧॥**
**જયારે શ્રીરામ લક્ષ્મણને હનુમાન શોધવા ગયા, ત્યારે દેવે મર્મ સઘળા હનુમાનને કહયા. ॥૧૮૨॥**
**હનુમાન શ્રી રામને કહે સત્યભાય, સીતાને લઈ ગયો લંકાનો રાય. ॥૧૮૩॥**
**ત્યાં શ્રીરામે હનુમાનને આલી છે બુધ, તમે સતી સીતા તણી જઈ લાવો શુધ. ॥૧૮૪॥**
**ત્યારે હનુમાન લંકા જોઈ પરલંકા ગયો, ત્યાં રામ નામેથી પવન વેગી થયો. ॥૧૮૫॥**
**હનુમાન પુછે છે ભાઈ કોણ છે ઠામ, અને પરલંકા છે આ ગામનું નામ. ॥૧૮૬॥**
**ત્યાંથી હનુમાનજી પાછા ફર્યા, ત્યાં અશોક વાટીકામાં જઈ સંચર્યા. ॥૧૮૭॥**
**જયાં બેઠા છે સતી માત, તે વાડીમાં જઈ કીધો ઉત્પાત. ॥૧૮૮॥**
**સીતા રાવણની અશોક વાટીકામાં હોય, તે કારણે વાડીને વેરાન કરાય. ॥૧૮૯॥**
**શ્રીરામની મુદ્રિકા સીતાને દેખાડી જયાંય, સીતાને પાય લાગી ઉભા રહ્યા ત્યાંય. ॥૧૯૦॥**
**શ્રીરામનો સંદેશો સતી સીતાને કહે, દેખી હનુમાનને કુશલ સમાચાર લહે. ॥૧૯૧॥**



શ્રી રામને જોતાં જ હનુમાન આનંદીત થયા. સુગ્રીવ, નીલ, જાંબુવંત વગેરે વાનર એ બંને ક્ષત્રીય વીર જોઈને

આશ્ચર્ય થયું. એવામાં એક વટવૃક્ષ પર બેસી હનુમાનજી નાના એવા મર્કટચેષ્ટા કરવા લાગ્યા. મર્કટ ચેષ્ટા બતાવી તેણે રામનું ધ્યાન તેની તરફ ખેંચ્યું. રામે તેને ઓળખ્યા અને લક્ષ્મણને કહ્યું કે, આ વટવૃક્ષ પર બેઠેલો વાનર એણે વજ્ર પ્રમાણે ચમકનારી સુવર્ણ દિવ્ય કૌપીન પરિધાન કરેલી હોવાથી એ જિતેદ્રિંય બ્રહ્મચારી એવો હનુમાન હોય એવું લાગે છે. એવું સાંભળીને હનુમાને તત્કાલ રામની આગળ કુદકો માર્યો અને આ મારા સ્વામી છે કહીને રામચરણમાં દંડવત્ પ્રણામ કર્યા. શ્રીરામે એને ઉઠાડીને હૃદયે લગાડયા અને યાવચ્ચન્દ્રદિવાકારી તું ચિરંજીવ થઇશ એવો એને આશીર્વાદ આપ્યો. મારૂતિ એ શ્રીરામની સ્તુતિ કરીને પદસેવા કરી. ત્યારે શ્રીરામે પોતાની બધી હકીકત મારૂતિને કહી. ત્યારે મારૂતિ બોલ્યોઃ 'સુગ્રીવ સાથે તમે મિત્રતા કરીને એની મદદ કરવાથી તમને સારો એવો લાભ થશે.' શ્રીરામની અનુમતિ મળતાં જ તેણે સુગ્રીવને બોલાવી લીધા એને સર્વ હકીકત કહી. સુગ્રીવે અંતઃકરણથી પોતાની હકીકત કહીને મદદ કરવા વિનવ્યા. વાલીએ નિરપરાધી સુગ્રિવને કંઇક ગેર સમજથી રાજ્યભ્રષ્ટ કરીને એની સ્ત્રી પર બળાત્કાર કર્યો હતો. માટે શ્રીરામે એમની સામે યુધ્ધમાં બાણ છોડીને વાલીનો વધ કર્યો અને સુગ્રીવને રાજ્ય અને સ્ત્રી મેળવી આપી. શ્રીરામે વાલીના પુત્ર અંગદને યુવરાજ્યાભિષેક કરીને એને કાકા-ભત્રીજાની વચ્ચે સમાધાન કરી આપ્યું. આ ઉપકારથી સુગ્રીવે શ્રીરામને સીતાને શોધવા મદદ કરી. બધા વાનર વીરોને ચોતરફ મોકલી તેમને સીતાની શોધ કરી પણ કયાંયથી શોધ મળી નહીં. પછી હનુમાનને બોલાવીને શ્રીરામે તેને સીતાની શોધ માટે મોકલ્યો. હનુમાને સાચવીને રાખેલાં અલંકાર લાવીને શ્રીરામને બતાવ્યાં. શ્રીરામે એ ઓળખતાં જ તેમને સીતાનું ખૂબ યાદ આવી અને એ શોકાતુર થયા. શોકવેગ ઓસર્યા પછી હનુમાને કહ્યું, ' થોડા સમય પહેલાં એક દૈત્ય એક સ્ત્રીને આકાશમાર્ગે ભગાડીને લઇ જતો હતો ત્યારે એ સ્ત્રીએ આ પોટલી ફેંકતા એ મારી જ સામે આવી પડી. એ છોડીને જોતાં આ અલંકાર દેખાયા. આ અલંકાર જો સીતાના હશે તો મને નિશ્ચિત લાગે છે એ સ્ત્રી સીતા જ હશે. એને ભગાડી જનાર એ દુષ્ટ રાક્ષસ લંકાપતિ રાવણ હોવો જોઇએ. સ્વામી ! તમે કંઇક નિશાની આપો અને મને સીતા શોધ માટે જવાની આજ્ઞા અને આશીર્વાદ આપશો તો હું આનંદથી આ કામગીરી સ્વીકારીશ.' શ્રી રામે તાત્કાલીક પોતાની આંગળીમાંની મુદ્રિકા આપી મારૂતિને કહ્યું કે 'અમે ઘરમાંથી નીકળતી વખત કૈકેયીના મંદિરમાં હું સીતાને મારા હાથે વલ્કલ પહેરાવતો હતો. સીતાના શરીરમાંથી કસ્તુરીથી પણ વિશેષ સુવાસ છે. કસ્તુરીની સુગંધ અડધા યોજન સુધી આપે છે. મારા નામનો એ અહર્નીશ જપ કરે છે.' વગેરે વાતો કહીને શ્રીરામે હનુમાનને આશીર્વાદ આપી મોકલ્યો.

કિષ્કિંધામાંથી નીકળી હનુમાન પવનવેગે મહેન્દ્ર પર્વત પર આવી પહોંચ્યા. ત્યાંથી સમુદ્ર ઉલ્લંઘીને તેને લંકામાં જવું હતું. તેણે બધા વાનરોને પાષાણવૃક્ષ પર્વતને પકડવા કહ્યું. બધા એની સામે આશ્ચર્યથી જોવા લાગ્યા. મારૂતિએ ઉડ્ડાણ પહેલા પ્રચંડ ભુભુઃકાર કર્યો. તેણે આખું આકાશ ગરજવ્યું. પછી શ્રીરામનું સ્મરણ કરીને 'જયશ્રી રામ' એ નામની મોટેથી ગર્જના કરતાં મારૂતિએ ઉડ્ડાણ કર્યું. એની સાથે એના શરીરથી મોટા મોટા વૃક્ષો હલ્યા, પર્વત ડોલવા લાગ્યા, ધરતી કંપવા જેવી સર્વત્ર સ્થિતિ દેખાવા લાગી. મારૂતિ આકાશમાર્ગે ઉંચે ને ઉંચે ઉડતા ગયા. દેવોને પણ એનું કૌતુક થયું. જયશ્રી રામના સ્મરણથી સુખરૂપે મારૂતિએ કુદકો માર્યો. લંકામાં પહોંચ્યા. ત્યાં રાવણની બહેન અને કેટલાક વૃધ્ધ રાક્ષસોને એણે લંકા કયાં છે ? એમ પુછયું. એમણે મારૂતીને લંકા બતાવી. લંકામાં તેણે ઇન્દ્રજીતનું, વિભિષણનું અને અનેક ઘર શોધ્યા પણ રામે જે વર્ણન કર્યુ હતું એવી સ્ત્રી કયાંય દેખાઇ નહીં. પછી હનુમાને સુક્ષ્મ રૂપ ધારણ કરીને રાવણની બધી સ્ત્રીઓના મહેલ શોધ્યા. છેલ્લે મંદોદરીના મહેલમાં આવ્યા. ત્યાં રાવણે એક દાસીને સીતાના સમાચાર માટે મોકલી, એ હનુમાને સાંભળ્યું અને એ દાસીની પાછળ પાછળ જઇને અશોકવનમાં એક વૃક્ષ નીચે બેઠેલી સીતાને

એણે જોઈ. એને ખુબ આનંદ થયો. અને અશોક વૃક્ષ પર બેસીને રામનું ચિંતન અને રામચરિત્રનું ગાન કરવા લાગ્યા. અહીં ધ્યાનસ્ત બેઠેલી સીતાને શ્રીરામનું દિવ્યરૂપ નિહાળતી જમણી આંગળીની અંગુઠી ને જોઈ વિચારમાં પડી ગઈ અને આંખો ખોલી જુએ છે તો એ જ અંગુઠી પોતાની સામે. તે અહીં કયાંથી આવી એ માટે આમ તેમ જોવા લાગી તો રામચરિત્રનું ગાન એને કાને સંભળાયું. એ ગીત સાંભળી સીતા આનંદીત થઈ. હનુમાન નીચે કુદકો મારી સીતાના ચરણમાં પડયા અને બોલ્યોઃ 'હું રામનો દાસાનુદાસ હનુમાન છું. શ્રીરામ કિષ્કિંધામાં સુખરૂપ છે. એમની જ આજ્ઞાથી તમારી શોધ કરવા હું અહીં આવ્યો છું' મારૂતિના મુખમાંથી નીકળેલા આ અમૃતથી પણ મીઠા શબ્દો સાંભળી સીતાને અપાર આનંદ થયો. તેણે ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી તારું કલ્યાણ થશે એવો આશીર્વાદ મારૂતીને આપ્યો. પછી મારૂતીએ રામનો સર્વ વૃત્તાન્ત કહ્યો. એ સાંભળી સીતાએ ખાત્રી કરવા પુછપરછ કરી. હનુમાને રામચંદ્રના સ્વહસ્તે સીતાને વલ્કવ પહેરાવ્યાની વાત કહી. હનુમાન શ્રીરામનો સાચો સેવક હોવાની સીતાને ખાતરી થઈ. સીતાએ એક શંકાથી બીજી વાત પૂછીઃ 'તું તો નાનો છે. તારા જેવા બધા વાનર નાના હશે તો લંકા નગરીનો નાશ તમારા હાથે કયાંથી થશે ?' તેની સાથે હનુમાને પોતાનું વિશાળ પ્રચડ રૂપ પ્રગટ કરીને આ શંકાનું સમાધાન કર્યું. એ બોલ્યા, મેં આજે જ લંકા નગરી નષ્ટ કરી હોત પણ મને શ્રીરામની એવી આજ્ઞા નથી. મારા કરતાં પણ વધારે બળવાન, પ્રતાપવાન વાનરો શ્રી રામ પાસે છે. તમે ચિંતા કરશો નહીં.

**હનુમાન કહે સીતાને માતાજી હું ભુખ્યો અપાર, કેના હાથથી ફળ નહીં ખાયે લગાર. ॥૧૯૨॥**
**સીતામાતા કહે હનુમાનને તું વાડીમાં જાય, ભોંય પડેલા વનફળ વીણીને ખાય. ॥૧૯૩॥**
**ત્યાં સીતાના વચન શીર લીધા ચઢાય, રાવણની વાડીમાં પેઠો છે જયાંય. ॥૧૯૪॥**
**ત્યાં પૂંછથી મરડી વૃક્ષ નાખ્યા ઉપાડ, તેની રાવણ આગળ પોતી છે રાડ. ॥૧૯૫॥**
**હનુમાને માતાજીનું કહ્યું કર્યું ત્યાંય, વૃક્ષ ઉપાડી ઝાપટી ફળ ખાધા છે ત્યાંય. ॥૧૯૬॥**
**ત્યાં માતા કહે હનુમાન તે શું કીધું બળ, ઉપાડી વાડીને તે ખાધા છે ફળ. ॥૧૯૭॥**
**દૈત્યના યોધ્ધા આવ્યા છે તેણે કામ, રામનો દૂત આવ્યો તેણી થઈ જાણ. ॥૧૯૮॥**
**કેમ કરીને દરીયામાં કુદ્યો એ જુધ્ધ, તેની લંકાના લોકે ન જાણી શુધ્ધ. ॥૧૯૯॥**
**તે યોધ્ધો છે મહા બળવંતો, તો તું કહે તારો મરવાનો અંત. ॥૨૦૦॥**
**ત્યાં રાવણ પુછે હનુમાનનુ મોત છે કયાંય, મારે પુછડે ગોદડા બાંધી તેલ નાખજો ત્યાંય. ॥૨૦૧॥**
**ત્યારે હનુમાન શું કહે છે મોહે, મારૂ મોત મારા પુછડાથી હોય. ॥૨૦૨॥**
**જો પૂંછડે લગાડી દીજે ઝાળ, તો મારૂ મોત થશે તતકાળ. ॥૨૦૩॥**
**ત્યાં હનુમાને કહ્યો એવો ભેદ, તો હું બળીને મરીશ તતખેવ. ॥૨૦૪॥**
**જો પૂંછડે અગની સળગાવી દીજે મોય, પણ પૂંછડું થોડું ઉઘાડું ન રહે જોય. ॥૨૦૫॥**
**જયારે હનુમાને કહી છે એવી ગુંજ, ત્યાં રાવણ કહે પુછડે અગ્નિ મુકો સુજ. ॥૨૦૬॥**
**મુકયો અગ્નિને ઉઠી મોટી જવાળ, ત્યાંથી હનુમાન કુદ્યા છે તતકાળ. ॥૨૦૭॥**

**ત્યાંથી હનુમાન ચાલ્યા છે જયાં, લંકા બાળી કીધી ખાક ત્યાંય. ॥૨૦૮॥**
**જયાં લગાડી પૂછને કોટ ઉપર જાય, ત્યાં વળી લંકામાં અગ્નિ પ્રલય થાય. ॥૨૦૯॥**
**જયાં બાળી લંકાને ખાક જો થઈ, ત્યાં સમુદ્રમાં પૂછ ઓલાવે જઈ. ॥૨૧૦॥**

હનુમાને સીતાને કહ્યું: 'માતા હું બે દિવસથી ભુખ્યો છું. હું બીજા કોઈના હાથે ફળ ખાતો નથી, તો પણ આ વનના ફળો ખાવા માટે મને આજ્ઞા આપો.' ત્યારે સીતાએ કહ્યું, 'હે હનુમાન આ વનના ફળોને વાયુ પણ સ્પર્શ કરતું નથી. એ પણ બીવે છે. આ વનના રક્ષણ માટે સાઇઠ હજાર રાક્ષસ રાખ્યા છે. ત્યારે હું તને કેવી રીતે આજ્ઞા આપું ? આ સાંભળતાં જ ભુખથી પ્રાણ વ્યાકુળ થયેલા બતાવીને મારૂતી ધરતી પર પડીને આળોટવા લાગ્યા. ત્યારે સીતાએ એના મુખ પર હાથ પસરાવી નીચે પડેલાં ફળો આરોગવા કહ્યું. માત્ર વૃક્ષ પર ચઢીને ફળ ન તોડવાની આજ્ઞા આપી. ત્યારે નીચે પડેલા ફળ ભક્ષણ કરવા એ ઉઠયા અને સીતાના ચરણ પકડયા. પછી નીચે પડેલાં ફળ વીણીને ખાવા લાગ્યા. મુઠી ભર ફળોથી એની ભુખ કંઇ રીતે શમે ! નીચે પડેલાં ફળ ખાધા પછી સીતાની આજ્ઞાથી એ ઝાડ પર ચઢયા નહીં. પણ ઝાડ ઉખાડીને એ હલાવીને નીચે પડેલાં ફળ ખાવા લાગ્યા. આમ એણે અનેક વૃક્ષોનો વિધ્વંશ કર્યો. એ જોતાં જ અસંખ્ય રાક્ષસો હનુમાનજી પર પ્રહાર કરવા દોડી આવ્યા. હનુમાનજીએ રાવણના અનેક સેનાપતિ, એના સાત પુત્રો, જંબુમાલી અક્ષયકુમાર વગેરેને હજારો સૈનિકો સાથે યમસદનમાં મોકલ્યા. છેલ્લે ઈંદ્રજીત રાવણનો પુત્ર ચતુરંગ સૈન્ય સાથે લઇને આવ્યો. હનુમાનજીએ એમનાથી યુધ્ધ કરીને એને એક ગુફામાં ફેંકીને ગુંફાના મુખમાં પ્રચંડ શિલા મુકી દીધી. રાવણે બ્રહ્મદેવને મોકલી ઈંદ્રજીતને છોડાવ્યો. છેલ્લે હનુમાને બ્રહ્મપાશથી પોતે બંધાઇ જઇને ઈંદ્રજિતને સ્વાધીન થઇને એની સાથે રાવણની સભામાં ગયા.

હનુમાન રાવણની પાસે એના સિંહાસન કરતાં સવા હાથ ઉંચા એવી પોતાની પૂંછડી કુંડાળું કરીને એની ઉપર બેઠા. રાવણ કોપાયમાન થયો. ક્રોધથી એણે પુછયું: 'મર્કટ તું કોણ છે ? તું અહીં કેમ આવ્યો છે ? તને અહીં કોણે મોકલ્યો છે ? આ સાંભળી મારૂતિએ કહ્યું, 'હે નિશાચાર, મશક, દુષ્ટચોર ! જેમણે સીતા સ્વયંવરમાં તારી છાતી પર પડેલ ધનુષ્ય ઉપાડી તારા પ્રાણ બચાવ્યા, એ પ્રભુ રામચંદ્રનો હું દાસ હનુમાન છું સમજ્યો ! મેં જ અશોક વનનો વિધ્વંસ કર્યો છે. જંબુમાલી વગેરેને ઠાર માર્યા છે. ઈંદ્રજિતની વિટંબણી કરી છે. શ્રીરામની આજ્ઞા હોત તો તારા દસ શિર છેદીને સીતાને પાછો લઇ ગયો હોત. પણ તારૂ મરણ રામના હાથે છે. મને તારું સામાર્થ્ય તો જોવા દે.'

મારૂતીએ કરેલી આ ટીકા રાવણથી સહન થઇ નહીં. તેણે મારૂતીના નાક કાન અને જીભને કાપવા માટે કહ્યું, મારૂતી શાંતીથી બેસીને ગમ્મત જોવા લાગ્યા. એ બોલ્યા: 'આ તુચ્છ શસ્ત્રોથી મને કંઇ રીતે મરણ આવશે. ! ત્યારે રાવણ બોલ્યો: 'તો પછી તને રામના સોગંધ છે. તારું મૃત્યુ શેમાં છે તે મને કહે.' મારૂતિ બોલ્યો: 'મને મૃત્યુ જ નથી, હું ચિરંજીવ છું.' એટલે રાવણ બોલ્યો: જગતમાં બ્રહ્મદેવને પણ મૃત્યુ છે, તો તું જ અમર કઇ રીતે ? આ સાંભળી રાવણની શાન ઠેકાણે લાવવા માટે મારૂતિ બોલ્યા: 'મારી પૂંછડીમાં વસ્ત્ર લપેટીને એની ઉપર તેલ, ઘી નાંખીને સળગાવો એ બળતાં જ મારું મૃત્યું થશે. માત્ર થોડું પણ એ ઉઘાડું રહેશે તો હું મરીશ નહીં.' મારૂતિના કહેવાથી એની પૂંછડીને વસ્ત્ર લપેટયું. એની ઉપર તેલ, ઘી નાખીને એ સળગાવી. મારૂતિએ પોતાની પૂંછડી પ્રથમ રાવણના દસે મુખોને લગાવતા જ એની દાઢી-મુંઢ બળી. બીજી ક્ષણે એણે આખા મહેલમાં અને નગરમાં સર્વત્ર આગ લગાડી મુકી. કેટલાય રાક્ષસો બળી ગયા. કેટલાંક દોડા દોડીમાં ચગદાઇ ગયા. કેટલાંકને હનુમાને ઝુડી નાખ્યાં. આ પ્રકારે બધાની દુર્દશા કરીને બળતી લંકા જોતા આનંદથી તાળીઓ પાડતા એ સમુદ્રકિનારે આવીને પોતાની પૂંછડી ઓલવવા લાગ્યા. સાગરે એની પૂંછડી ઓલવી. પછી મારૂતિ અશોકવનમાં સીતાની અનુજ્ઞા અને ગુપ્ત નિશાની એમ એના મસ્તક પરનો મણી અને બ્રહ્મદેવનો પત્ર લઇને સમુદ્ર પરથી કુદીને સામે કિનારે આવ્યા. બધા વાનર, નલ, નીલ, જાંબુવંત, અંગદ વગેરે ઉત્સુકતાથી એની રાહ જોતા ઉભા હતા ત્યાં આવ્યા. હનુમાન કાર્યસિધ્ધિ કરીને આવ્યા છે એ જાણી બધાને આનંદ થયો. અને શ્રીરામનો અને હનુમાનનો જયજયકાર કરીને આનંદથી તાળીઓ વગાડતા નાચવા લાગ્યા.

**ત્યાં લંકા બાળી હનુમાને જે ઠામ, આવ્યા પાછા જયાં હતા શ્રી રામ. ॥૨૧૧॥**
**એક છલાંગે શોધી લાવ્યા ત્યાંય, જયાં શ્રી રામ હતા જંગલની માંય. ॥૨૧૨॥**
**અરે હનુમાન સીતા તણી લાવ્યા શુધ, રાવણસાથે આપણે કેમ કરીશું યુધ્ધ. ॥૨૧૩॥**
**ત્યારે શ્રીરામ બોલ્યા હનુમાન તું બુમ હુંકાર, ત્યાં મળયું છે સૈન્ય અગણીત અપાર. ॥૨૧૪॥**
**શ્રીરામની પાસે હનુમાન ઉભા જાય, તે શ્રીરામ હનુમાન બેઠા વડની છાય. ॥૨૧૫॥**
**ત્યારે હનુમાને કીધો છે બુમ પોકાર, ત્યાં મળ્યાં વાનર રીછ અપરંપાર. ॥૨૧૬॥**
**ત્યાં નળનીલ અનિલ જાંબુવંત સાર, જેના બળ તણો ન આવે અંતને પાર. ॥૨૧૭॥**
**ત્યાં આવ્યા સુષેણ ને અંગદ સતસાર, ત્યારે મળ્યા સૈન્ય પદમ અઢાર. ॥૨૧૮॥**
**મળ્યા વાનર સૈન્ય અગણીત સધીર, ત્યાં મળ્યાં યોધ્ધા મહાબળવંત વીર. ॥૨૧૯॥**
**ત્યારે સર્વે જઈને ઉભા રહ્યા છે સાગરતીર,જયાં સમુદ્રમાં છે અથાગ અનહદ નીર. ॥૨૨૦॥**
**ત્યાં મળ્યા યોધ્ધા રીછ વાનર બળવંત વીર, અને સર્વે ઉભા છે સાગર કેરા તીર. ॥૨૨૧॥**
**એવી રીતનું સૈન્ય મળ્યું અતિ અપાર, હવે યુધ્ધ કરીશું કઈ પેરે લંકાને ઠાર. ॥૨૨૨॥**
**ત્યાં આવ્યા યોધ્ધા શ્રીરામજીને પાસ, તમે આપો આજ્ઞા શ્રીરામચંદ્રજી સાર. ॥૨૨૩॥**
**ત્યાં વાજીંત્ર વાગ્યા છેઅપરંપાર, શ્રી રામનું સૈન્ય મળ્યું કરે જયજયકાર. ॥૨૨૪॥**
**જયારે રામ લક્ષ્મણે સૈન્ય દેખ્યું નયન, ત્યારે હસી હરખીને બોલ્યો છે વેણ. ॥૨૨૫॥**
**જયાં સમુદ્ર તીરે કર્યો છે મેલાણ, ત્યાં વાગે વાજાં વાજીંત્ર અતિ નિશાણ. ॥૨૨૬॥**
**શ્રીરામ લક્ષ્મણ ત્યાં કરે છે વિચાર, કેમ કરીને સૈન્ય ઉતરશે પેલે પાર. ॥૨૨૭॥**
**ત્યારે આવ્યા વિભિષણ શ્રીરામને લાગ્યા પાયે, લંકામાં યુધ્ધ મુજથી જોયું નવ જાયે. ॥૨૨૮॥**
**બાંધો સમુદ્રમાં પાળ ક્ષણ એકમાં સાર, સર્વે સૈન્ય ઉતારો પેલે રે પાર. ॥૨૨૯॥**

બધી વાનર સેના હનુમાન સાથે આનંદભર રામને મળવા માટે કુદકા મારતા કિષ્કિંધામાં આવ્યા. મારૂતીને જોતાં જ રામ લક્ષ્મણ અને સુગ્રીવ એની સામે ગયા. ત્યાંજ મારૂતી રામ પાસે આવ્યા. અને રામના ચરણોમાં દંડવત્ પ્રણામ કર્યા. ત્યારે રામે તેને ઉઠાડી પ્રેમાલિંગન આપ્યું. બધા વાનર વીરોએ રામ ભેટયા. પછી રામલક્ષ્મણ આસન પર બેઠા અને વાનર સભામાં બેસતા જ મારૂતી સીતા માતા પાસેથી લાવેલ મણી અને બ્રહ્મદેવે આપેલ પત્ર પ્રભુ રામચંદ્ર આગળ મુકયા. એ વખતે અંગદે સમુદ્રતીર પર્યતનો વૃત્તાંત કહ્યો અને આગળનો વૃત્તાન્ત ફકત મારૂતીને ખબર છે. ત્યારે રામે મારૂતી સામે જોયું. હનુમાન હાથ જોડીને બોલ્યાઃ 'પ્રભુ એ વૃત્તાંત બ્રહ્મદેવે એ પત્રમાં લખીને આપ્યો છે. સીતાદેવી સુખરૂપ ત્યાં કૃશ થયેલાં છે એમણે જ આ મણી એંધાણી તરીકે મારા હાથમાં આપ્યો છે. પછી મારૂતી એ સીતાએ કહેલી તિલક સંબંધની અંતરની વાત રામને કરી. એ વાત સાંભળતા જ રામનું હૃદય દ્રવી આવ્યું અને સીતાએ આપેલ દિવ્ય મણી હૃદય સરસો ચાંપી અશ્રુ પાડવા લાગ્યા. પછી સીતાની શોધ લાગવાથી આનંદથી રામચંદ્ર બોલ્યા, 'વાહ હનુમાન ! અફાટ સમુદ્રને તે કંઈ રીતે પાર કર્યો ? મારૂતી બોલ્યા જતી વખતે તમારી સામર્થ્યથી તર્યો અને પાછો આવતા માતાના દિવ્ય મણીથી તર્યો. આ ઉત્તરથી મારૂતીની નમ્રતા બધા વિદ્વાન વાનરોના નજરમાં આવી. ભકિતનું મહત્વ નિદર્શનથી લાવવું એ જ દેવનું કાર્ય છે.



શ્રી રામની આજ્ઞાથી શ્રીરામે બ્રહ્મદેવનો પત્ર વાંચી બતાવ્યો એમાં હનુમાને સીતાની શોધ અને લંકા દહન કરીને

રાવણને કેવી દહેશત બેસાડી એની ઇત્થંભુત હકીકત હતી. શ્રીરામે બધી વાત સાંભળી હર્ષથી મારૂતીને પ્રેમાલિંગન આપ્યું. અને બોલ્યાઃ 'તું જાનકીના કુશલ સમાચાર લાવ્યો છે તેથી મને શાંતિ થઇ છે. આ દિવ્ય મણીથી આજ જાનકી જ મને મળી છે. મિત્ર હનુમાન, તું ધન્ય છે. તારું ઋણ મારાથી ચુકવાશે નહીં.' આ સાંભળતા જ મારૂતી બોલ્યાઃ 'પ્રભુ તમારો આનંદ એ મારો આનંદ છે ! તમે સીતાના દિવ્ય મણીથી આટલા આનંદમાં છો તો સીતાને મળ્યા પછી તમારા આનંદનો પાર રહેશે નહીં. પછી મને પણ ખુબ ધન્યતા થશે. તમે મને હમણાં જ આજ્ઞા આપો રાવણ સાથે આખા રાક્ષસોને મારીને સીતામાતાને લઇને આવું છું.' શ્રી રામે કહ્યું, 'હનુમાન, તારું પરાક્રમ અને સ્વામીનિષ્ઠા હું જાણું છું. પણ હજી અવધી બાકી છે. યોગ્ય સમયે તને જેવી આજ્ઞા થશે એમ વર્તજે. એમ કહીને શ્રીરામે એનો હાથ પકડી જોડે બેસાડયા. અને એની પાસેથી લંકાની ઇત્થંભુત હકીકત પુછી.

હનુમાને યુધ્ધની દ્રષ્ટિએ લંકાની સ્થિતિનું વર્ણન કર્યું. પછી શ્રીરામચંદ્રની અનુમતિથી હનુમાને મોટેથી ભુભુકાર કર્યો. એટલે સમગ્ર ભરતખંડના રીંછ વાનરો એ જગ્યાએ જમા થયા. એમાં બોત્તેર કોટિ રીંછ, છપ્પનકોટિ વાનરગણ હતા. નલ, નીલ, જાંબુવંત, અંગદ, હનુમાન એમની સાથે સુગ્રીવ યુધ્ધ માટે તૈયાર થયા. હનુમાને રામને, અંગદે લક્ષ્મણને ખભા પર લીધા. બધાએ શ્રી રામનો જયજયકાર કર્યો. ભુભુકાર કરતા અને શ્રીરામને વંદન કરતી વાનરસેના દક્ષિણ દિશા તરફ વાયુવેગથી એ સમુદ્રતીરે પહોંચી. એ જગ્યાએ સૈન્યનો પડવા પડયો એ વાત રાવણને ખબર પડતાં જ એ ચિંતાગ્રસ્ત થયો. તેણે પોતાના પુત્ર, પ્રધાન અને સેનાપતિને ભેગા કર્યા અને બોલ્યોઃ 'રામ પોતાની વાનરસેના લઇને સામા તીરે આવ્યા છે. એક જ વાનરે આપણને કેટલા હેરાન કર્યા હતા. ત્યારે હવે રામ લક્ષ્મણ અને વાનરસેનાનો નાશ કરવાનો વિચાર કરીને ઉપાય કહો.' ત્યારે બધાનો વિચાર લઇને પ્રહસ્ત પ્રધાન બોલ્યાઃ 'લંકાધીશ, તમે બિલકુલ ચિંતા કરશો નહીં. એ નર, વાનર, રીંછ વગેરે તો અમારા ભક્ષ્ય છે. દાંતથી કચકચાવીને તોડીને દાઢથી ચાવીને એમને ગળી જઇશું તમે નિશ્ચિત રહો.' એમ કહીને બધાએ રાવણનો જય જયકાર કર્યો.

વિભિષણ બોલ્યાઃ 'તમે બોલકા વીર છો. ગઇ વખતે ફકત એક જ વાનર આવ્યો, તેણે અનર્થ કરીને તમને ઘાયલ કર્યા. એનો પ્રતિકાર તમને કરતાં આવડયો નહીં. હવે તો પૂર્ણબ્રહ્મ સનાતન રામ પોતાની એ અફાટ વાનર સૈન્ય સાથે આવ્યા છે એની આગળ તમારું શું થશે હજુ પણ સમય છે અને સીતાદેવીને શ્રીરામ પાસે મોકલી પોતાનું કલ્યાણ સાધો. હે પિતૃતુલ્ય બંધુ મારૂ કહેવું માન્ય કરો. લંકામાં અપશુકન થાય છે, ઉલ્કાપાત, રકતોનો વરસાદ થાય છે. મંદોદરીને દુષ્ટ સ્વપ્નો આવે છે. એના કહેવા પ્રમાણે વર્તો. મારી વાણીને વિષાદ ન માનશો. તમારા હીત માટે જ હું બોલું છું' 'ઇંદ્રજિત ક્રોધીત થઇ બોલ્યોઃ કાકા, આ તમારી વાણી સાંભળીને હમણાં જ તમારો વધ કર્યો હોત પણ તમે મારા પિતાના ભાઇ છો ! તમે શત્રુના પક્ષપાતી છો ! શત્રુ સામે આવતાં તમે મ્હાં ફેરવો છો ! એ શુરનું કર્તવ્ય ભુલી જવું એ તમને શોભતું નથી ! પ્રહસ્ત બોલ્યોઃ 'આપણે પણ કંઇ ઓછા નથી પણ આ બીકણપણું પરાક્રમી રાજપુરૂષને શોભતું નથી ! ત્યારે વિભિષણે કહ્યુંઃ મુર્ખાઓ તમારા જેવા લોકોની સંગતથી રાવણ નિબુધ્ધી થયા છે. એને સુવિચાર છોડી દીધા છે. રામના હાથે તમને યોગ્ય શિક્ષા થતાં જ એની શુધ્ધિ થશે પણ એનો કોઇ ઉપાય નથી. તમે બધા ઉનમત્ત થયા છો. હિતના બોલ તમને રૂચતા નથી ! છેલ્લે કહું છું મારું વચન સાંભળશો નહીં તો તમારો ક્ષય થશે ! આ ભયંકર શાપવાણી સાંભળતાં જ રાવણને ક્રોધ આવ્યો અને એ શસ્ત્ર લઇને વિભિષણ પર પ્રહાર કરવા દોડી આવ્યો. ત્યારે વિભિષણ રામની સેવામાં જવા તૈયાર થયા અને પોતાના ચાર સાથીદાર સાથે સમુદ્રના સામા કિનારે રામની છાવણીમાં આવ્યા.

શ્રીરામને આ ખબર પડતાં જ એણે પાસે બોલાવ્યા. વિભિષણ પણ રામના ચરણોમાં પડી ગયા. ત્યારે તેને ઉઠાડીને રામ બોલ્યાઃ 'તમારૂ અક્ષય કલ્યાણ થાવ. મારૂતી પ્રમાણે તમે પણ ચિરંજીવ થશો. ચંદ્ર સૂર્ય હોય ત્યાં સુધી લંકાનું રાજ્ય કરશો.' પછી લક્ષ્મણ અને સર્વ વાનર વીરોએ અને રામે ચતુઃસમુદ્રનું પાણી લાવીને લંકાપતિ તરીકે વિભિષણનો રાજ્યાભિષેક કર્યો. શ્રીરામે એને સાગર કંઇ રીતે પાર કરવો એની માટે પુછતાં એણે કહ્યુંઃ સાગરની પૂજા કરીને એને પુછવું.' શ્રી રામે ત્રણ દિવસ એક સરખું સાગરનું પૂજન કર્યું પણ સમુદ્ર પ્રસન્ન થયો નહીં. ત્યારે રામે ધનુષ્યબાણ કાઢ્યાં અને બાણ છોડે છે ત્યાં જ સાગર પ્રગટ થઇને આવ્યો અને તેણે શ્રી રામની પૂજા કરીને ઉત્તરોત્તર વસ્ત્ર અલંકાર કિરીટકુંડળ અર્પણ કર્યા અને નલના હાથે સેતુ બાંધી પેલે તીર જવું એમ કહ્યું. નલ અને હનુમાને શ્રીરામના નામથી બધા વાનરવીરોએ લાવેલા પથ્થર સમુદ્રમાં નાંખીને સેતુબંધન કર્યું. પાંચ દિવસમાં સો યોજન સેતુ બાંધી સુવેળાચલ પર્વત સુધી લઇ ગયા. શ્રીરામે નલને પ્રેમાલિંગન આપી હર્ષથી ભેટી પડયા.

**ત્યારે કરજોડી લક્ષ્મણ કરે સેવ, તમે સુણો વિનંતી ત્રિભુવનના દેવ. ॥૨૩૦॥**
**સ્વામી ફીણ થકી તમે રચ્યું ઈંડ, તમે વણસ્તંભે રાખ્યું બ્રહ્માંડ. ॥૨૩૧॥**
**આ સકળ સૃષ્ટિ તમે પેદા કરી, હવે ભોળા કેમ થયા શ્રીનરહરી. ॥૨૩૨॥**
**એવી વિનંતી ત્યાં લક્ષ્મણ જો કહે, ત્યારે સ્વામી શ્રીરામ મનમાંહે લહે. ॥૨૩૩॥**
**શ્રીરામે હનુમાનને લીધા બોલાય, તેને કહી વાત એક મન માંય. ॥૨૩૪॥**
**શ્રીરામના સૈન્ય મળ્યા તેના શું કરીયે વખાણ, તે સર્વે છે શુરવીર બળવંતા જાણ. ॥૨૩૫॥**
**સર્વે ભેદ શ્રી રામે કહ્યા સમજાય, તમે લાવો પત્થરને બાંધો પાળ. ॥૨૨૩૬॥**
**સર્વે લાવી પત્થર પાણીમાં ધરે, અને શ્રીરામ નામથી પત્થર તરે. ॥૨૩૭॥**
**જે શ્રીરામે મૃગ માર્યાતતકાળ, તે શ્રીરામે બાંધી સમુદ્રમાં પાળ. ॥૨૩૮॥**
**શ્રીરામના સૈન્યની શું થાય વખાણ, ત્યાં પાણી ઉપર તરાવ્યા છે પહાણ. ॥૨૩૯॥**
**જયાં બાંધી પાળ માવે મન જો ધરી, ત્યાં પહેલા સમુદ્ર વાનર ગયા ઉતરી. ॥૨૪૦॥**
**પછી લશ્કર શ્રીરામે ઉતાર્યું છે ઘણું, ત્યાં સુવેળાપર સૈન્ય આવ્યું શ્રીરામ તણું. ॥૨૪૧॥**
**ખબર થઈ રાવણને દૂત મોકલ્યો ત્યાં, શ્રીરામ સૈન્યની ગણત્રી કરવા લાગ્યા જયાં. ॥૨૪૨॥**
**સોળ માળેથી જુવે રાવણ શ્રીરામના દળ,લક્ષ્મણે જોઈ મુકુટ પડાયા કીધી છળબળ. ॥૨૪૩॥**
**શ્રીરામે અંગદને મોકલ્યો રાવણને પાસ, ત્યારે કોપ કરીને રાવણ બોલ્યો વાચ. ॥૨૪૪॥**
**મારી પાસે છે યોધ્ધા અનંત અપાર, રામના સૈન્યને પકડી ખાયે ન આવે પાર. ॥૨૪૫॥**
**કુંભકર્ણ ઈન્દ્રજીત મારો યોધ્ધો બળવંત, નર વાનર રીંછ સર્વેને કરૂ અંત. ॥૨૪૬॥**
**કોપ કરીને ઉઠાવી લાવ્યો રાવણશિરના મુકુટ, શ્રીરામે વિભિષણને પેરાવ્યો તતક્ષણ. ॥૨૪૭॥**
**ત્યારે ઘમાસાણ યુધ્ધ થયું અપાર, રાવણના સૈન્યની થઈ ધુળધાન. ॥૨૪૮॥**

**હરાવી રાવણને સર્વે સેનાપતિ આવીયો, શ્રીરામે તેઓના બહુમાન જો કર્યો. ॥૨૪૯॥**

પછી શ્રી રામ ઉત્તમ સમય જોઇને બધા સૈન્ય સાથે લંકામાં જવા નીકળ્યા. હનુમાને શ્રીરામને અને અંગદ લક્ષ્માણને ખભા પર ઉપાડી લઇને સર્વ સેના રામનો જયજયકાર કરતા સેતુ પરથી ચાલવા લાગી. અને અડધા પ્રહરમાં સુવેળા ચલ પર આવી પહોંચી. આ ખબર રાવણને મળી. તેણે શુક્ર અને સારણને મોકલી રામસેનાની ગણતરી કરીને લાવવા માટે

કહ્યું એ બંનેએ વાનરોનો વેષ ધારણ કરીને રામસેનામાં આવ્યા. પણ વિભિષણે એમને ઓળખીને રામને કહ્યું, શ્રીરામચંદ્રએ એમની ચોકસાઈ કરીને સેવકોને સૈન્ય બતાવવાની આજ્ઞા કરી. બધા સમાચાર લઈને એ બંને રાવણ પાસે આવ્યા. તેમણે રાવણને સોળ માળના મહેલ ઉપર લઈ જઈને ત્યાંથી બધી માહિતી સવિસ્તાર કહીને દસ યોજન લાંબી એવી વાનરસેનાનો વિસ્તાર રાવણને બતાવ્યો. અને બોલ્યાઃ ‘ભગવાન વિષ્ણુએ જ તમારા વધ માટે શ્રીરામનો અવતાર લીધો છે. એમ અમે સાંભળ્યું, ત્યારે એમની સામે તમારો વિજય થશે નહીં ! એ માટે રામની સીતા પાછી આપી આ યુધ્ધપ્રસંગ ટાળો.’ આ સાંભળી રાવણે ક્રોધથી બંનેને ત્યાંથી ભગાડી મુકયા. અને પોતે ઉભો રહીને રામસૈન્યનું નિદર્શન કરવા લાગ્યો. વિભિષણ રામલક્ષ્મણને રાવણ નિદર્શન કરી રહ્યો છે એમ કહેતાં લક્ષ્મણે બાણી છોડીને એનું મુકુટ છેદી ભુમી પર પાડી દીધો. રાવણ ગભરાયો અને એ નીચે આવ્યો. ચિંતાગ્રસ્ત થવાથી એ કોઈની સાથે સરખું બોલ્યો પણ નહીં. એને ભોજનમાં અન્ન મીઠું ન લાગ્યું. રામસેના પ્રત્યક્ષ જોયા પછી રાવણનું મન વિચલીત થયું. એને પોતાની ઈચ્છા પૂર્ણ થવી દુસ્કર લાગવા લાગી. તેણે મંત્ર શકિતથી રામનું માયાવી શીર તૈયાર કરીને એ સીતા પાસે લાવીને રામ મરણ પામ્યાનું કહ્યું, ત્યારે હવે હું જ તારો આધાર છું. તને પટ્ટરાણી બનાવી મંદોદરીને તારી દાસી બનાવીશ વગેરે પ્રલોભન આપી સીતાને વશ કરવાનો તેણે પ્રયત્ન કર્યો. ત્યારે વિભિષણની પત્ની સરમા, તેણે ગુપ્ત રૂપથી આવી રાવણની આ માયાવી રમત છે. તું ફસાઈશ નહીં. રામલક્ષ્મણ અને એમનું સૈન્ય સમુદ્ર કિનારે સુરક્ષિત છે. એ મહત્વની વાત કહી સીતાને સાવધ કરી. સીતાએ સરમાનો આભાર માન્યો.

આવી રીતે રાવણે ઘણાં પ્રયત્નો કર્યા પણ વ્યર્થ. સીતા રાવણની સામુ પણ જોતી નહોતી. તેથી મંદોદરીને મોકલીને એણે સીતાને મનાવવાનો પ્રયત્ન કર્યો. ત્યારે સીતાએ મંદોદરીનું સ્વાગત કરીને કહ્યુંઃ ‘તું એક મહાન પતિવ્રતા છે એવી હું પણ છું. મારું અંતઃકરણ તું ઓળખવા તૈયાર છે ? સીતાએ એને દિવ્ય જ્ઞાનનોઉપદેશ આપીને બ્રહ્માનંદમાં નિમગ્ન કરી નાંખી. એના મનનો દુષ્ટ હેતુ નષ્ટ થયો. રાવણ પાસે ગયા પછી તેણે રામનું સ્વાગત કરીને માન સન્માનથી સીતાને પાછી સોંપવા વિનંતી કરી. મંદોદરીની વાણી સાંભળીને રાવણે કહ્યુંઃ ‘પ્રિયે તારૂ કહેવું મને માન્ય છે પણ ખરો પુરૂષાર્થી પોતાનો વીરધર્મ કદી છોડતો નથી. શ્રીરામ આદિપુરૂષ છે એ હું જાણું છું, પણ એ મારાથી યુધ્ધ કરવાના હેતુથી આવ્યા છે, ત્યારે યુધ્ધ કરવું મારૂ કર્તવ્ય છે તે હું બજાવીશ જ. તેને હું મારા પરાક્રમથી જીતીશ એ તું ધ્યાનમાં રાખ.’

રાવણની વાણી સાંભળીને મંદોદરી નીકળી ગઈ. અહીં મંદોદરીની વાણીથી ચિંતિત થઈ રાવણ ગોપુર પર ફરીથી ચઢીને વાનર સૈન્ય જોવા લાગ્યો, ત્યાં જ સુગ્રીવ કુદકો મારીને રાવણના શરીર પર જઈ પડયો. એ ચબરાકે રાવણના દસે છત્ર અને દસે મુગટ નીચે પાડયા અને રાવણથી મલ્લયુધ્ધ કરીને નીચે પાડયો અને કૂદકો મારીને ફરી પોતાના સૈન્યમાં પાછો આવ્યો. રામે કહ્યુંઃ ‘મિત્ર’ આપણી પાસે સૈન્ય હોવાથી રાજાએ આગળ ન જવું જોઈએ. તને જય મળ્યો એ ખુબ સારું છે. હવે આપણે બધા મળીને અંગદને વિષ્ટિ માટે રાવણ પાસે મોકલીએ. સમાધાનથી ન માને તો આગળની તજવીજ કરીશું. અંગદ રાવણની સભામાં જઈને પોતાના પરિચય આપતાં બોલ્યોઃ ‘હું વાલીપુત્ર અંગદ રામદૂત તારી પાસે વિષ્ટિ માટે આવ્યો છું.’ એમ કહીને એણે શ્રીરામનો સંદેશ એને આપ્યો. કે ‘રાજાનું કર્તવ્ય પ્રજાનું પાલન કરવું, અન્યાયનો વિરોધ કરી જ્ઞાન દ્રષ્ટિએ ન્યાયથી વર્તન કરવું વગેરે રાજાના કર્તવ્યની ચેતવણી આપીને કહ્યું કે, હે રાવણ ! તું જાનકીને પોતાની કન્યા માનીને શ્રીરામને અર્પણ કર અને સુખી થા.’ અંગદે રાવણને કલ્યાણકારી બોધવચન કહ્યા. પણ દુર્બુધ્ધિ રાવણને એ કંઈજ રૂચ્યું નહીં. ઉલટું એણે અંગદને ગુસ્સે થઈ જેમ તેમ ઉધ્ધતાથી બોલીને ભગાડી મુકયો.

ત્યારે અંગદે પોતે કરેલા પરાક્રમનું રામે બતાવેલા શૌર્યનું વર્ણન કરીને યાદ કરાવી આપી. રાવણને ક્રોધ આવતાં તેણે સેવકને આજ્ઞા કરીને અંગદને પકડીને બાંધવાનું કહ્યું. ત્યારે અંગદે ભયંકર ગર્જના કરીને પોતાની પૂંછડીનો ઝાટકો રાવણના હૃદય પર મારીને પગના અંગુઠાથી એનો મુગટ ઉડાવ્યો અને મુકુટ લઈને આવતા અંગદને જોઈ બધા વાનરોએ ખુશીથી ભુભુકાર કર્યો. અંગદ નીચે ઉતર્યો અને રાવણનો મુકુટ રામ આગળ મુકી એ રામચરણે લાગ્યો. રામે એ રાવણનો મુગટ વિભિષણના મસ્તકે મુકયો અને રામે એનો આદર કર્યો પછી રામ બોલ્યાઃ 'અંગદ ધન્ય છે તને તું ખરો વીર છે.

પછી રામ પાસે આવીને અંગદે રાવણના સભામાંનો બધો વૃત્તાંત શ્રી રામ લક્ષ્મણ સહ બધા વીરોને નિવેદન કર્યો અને રામને કહ્યું, 'યુધ્ધમાં રાવણને જીત્યા સિવાય સીતાદેવી પાછી મળવી શકય નથી.' આ વાકય ઉચ્ચારતાં જ ધનુષ્ય સજજ કરીને લક્ષ્મણે એમાં બાણ ચડાવ્યું અને પોતાના કાન સુધી ખેંચતાં સપ્તદ્વિપ ધણધણી ઉઠયા. સુગ્રીવે સાદ કરતાં જ અઢાર પદ્મ વાનર, છપ્પન કોટિ રીંછ ગર્જના કરી ઉઠયા. વાનરોના ભુભુકારથી લંકાનગર ધણધણી ઉઠયું. પૃથ્વી ડગમગવા લાગી, નક્ષત્ર પડવા લાગ્યાં .લંકાના લોકોને પ્રલયકાળ નજીક આવ્યો હોય એવો ભાસ થવા લાગ્યો. અગ્રભાગે સુષેણ વાનરરાજ વીસકોટિ વાનરવીર સાથે ચાલવા લાગ્યો. મારૂતી ભુભુકાર કરતો એની પાછળ પાછળ દોડયો. પ્રતાપી વાનરો રાક્ષસોના વાળ પકડી એમને નીચે પાડવા લાગ્યા. કેટલાંક વાનર લંકાના કિલ્લા પર ચઢયા. કિલ્લામાંના રાક્ષસોનો એમણે સંહાર કર્યો.

રાક્ષસ ઉલ્હાટયંત્ર, તોમાર, ભિંડીમાળા, વગેરે શસ્ત્રો ચલાવીને વાનરસેનાને મારવા લાગ્યા. ત્યારે કોટના કાંગરા ઉપર ચઢેલા વાનરોએ રાક્ષસો પર અસંખ્ય પત્થરો ફેંકવા લાગ્યા. એને લીધે શસ્ત્ર સહિત રાક્ષસોનો નાશ થવા લાગ્યો. કોઈ પોતાના તીક્ષ્ણ નખોથી રાક્ષસોના પેટ ફાડી ફેંકવા લાગ્યા. કિલ્લાનો સભાખંડ રાક્ષસોના મૃતદેહોથી ભરાઈ ગયો.

રાવણે ધુમ્રાક્ષ, ઈંદ્રજિત વગેરે વીરો સાથે અગણિત સૈન્ય યુધ્ધ મેદાનમાં મોકલ્યાં. બંને સૈન્યોનું ઘોર યુધ્ધ થઈને અસંખ્ય વીર માર્યા ગયા. મારૂતીના જબરદસ્ત પ્રહારથી ધુમ્રાક્ષ મૃત થયો. ત્યારે ઈંદ્રજીત ત્વરાથી લડીને લક્ષ્મણને નાગપાશોથી બાંધીને એ આકાશમાર્ગે વનમાં સીતાને બતાવવા માટે લઈ ગયો. એ કરૂણાદ્રશ્ય જોઈ સીતા અત્યંત શોક કરવા લાગી. પછી સીતાને સરમાએ સાવધ કરી ધીરજ આપી અને શ્રી રામ લક્ષ્મણ થોડી વાર પછી આવશે. તું ચિંતા કરીશ નહીં એમ કહ્યું. અહીં રામલક્ષ્મણ સાથે મૂર્છિત થતાં જ લંકામાં રાવણે આનંદોત્સવ શરૂ કર્યો. બધા વાનરવીર ચિંતાતુર થયા. એટલામાં વાયુદેવે મારૂતીને સાવધ કરીને ગરૂડનો મંત્ર જપવાનું કહ્યું. મારૂતીએ ગરૂડનું સ્મરણ કરતાં જ ગરૂડે આવીને નાગપાશ તોડીને રામલક્ષ્મણને બંધનમુકત કર્યા. એ જોઈને બધા વાનર આનંદિત થયા અને મોટેથી ઉત્સાહનો જયજયકાર કરવા લાગ્યા. પછી એમણે પોતાના સૈન્યની ટુકડી કરીને ચારે દિશાથી લંકાને ઘેરી લીધી. રામ લક્ષ્મણ નાગપાશમાંથી મુકત થતાં જ વાનર સૈન્ય સાથે યુધ્ધમાં ઉભા છે એ વાત રાવણને સમજાઈ ત્યારે આશ્ચર્યચકિત થઈને એણે પ્રહસ્તને વીસ અક્ષૌહિણી સૈન્ય સાથે મોકલ્યો. એ રાવણનો મુખ્ય પ્રધાન અને સેનાપતિ હતો. નીકળતી વખતે તેને પુષ્કળ અપશુકન થયાં એ ન માનતાં આવેશથી એ રામના સૈન્ય પર દોડી આવ્યો. આમ એકાએક બંને સૈન્ય વચ્ચે તુમુલ યુધ્ધ શરૂ થયું. પ્રહસ્ત સાથે યુધ્ધ કરવા નીલને મોકલ્યો. કારણ બંને સેનાપતિ હતા. બંને વચ્ચે દારૂણ યુધ્ધ થયું. પ્રહસ્તે નીલના આખા શરીર પર બાણ માર્યા. નીલ પ્રચંડ તાડવૃક્ષ પ્રહસ્થ ઉપર ફેંકતાં જ એના રથ સાથે ચુરે ચુરા થઈ ગયા. વાનરોએ નીલનો જયજયકાર કર્યો. એ જોઈ રાવણ પોતે યુધ્ધમાં અને ઘનઘોર યુધ્ધ કરવા લાગ્યો.



એટલામાં મંદોદરી પોતાના પુત્ર અતિકાય અને પ્રધાન માલ્યવાન એમને સાથે લઈને ત્યાં આવી અને રાવણને હાથ જોડીને કહેવા લાગી, 'પ્રાણનાથ તમે આ અનર્થ કરશો નહી. અન્યાયથી વર્તનાર કોઈને યશ પ્રાપ્ત થતો નથી. વેદશાસ્ત્રથી નિષિધ્ધ માનેલા પરધન અને પરદારાહરણ એ અનુચિત કાર્યને પ્રવૃત્ત થઈને પોતાના જ હાથે પોતાના ઘાત

કરીને લેશો નહીં. એમ વિનંતી કરી, પણ એની વાતનો કંઇ ઉપયોગ થયો નહીં. રાવણ બોલ્યોઃ 'પુરૂષાર્થી પુરૂષને શત્રુ સામે ઉભો રહેતાં પછી એને પીઠ બતાવવી નહીં. હું શત્રુને ઠાર મારીને હેતુ પાર પાડીશ ! હવે તું ઘરે જા. મારી ચિંતા ન કરીશ.. જેણે કૈલાસ હલાવીને બધા દેવ બંદીત કર્યા. એમની આગળ મર્કટોનો શુ ગજુ ? મંદોદરી ખિન્નપણે ત્યાંથી નીકળી ગઇ. પછી રાવણે સુગ્રીવ, ગવય, ગંધમાધન, મૈંદ, મુકુદ, દ્વિવધ, ગવાક્ષ, નલ આ બધાને ઘાયલ કરીને છોડયા અને એ લક્ષ્મણ તરફ દોડયો. રાવણે અનિવાર્ય બ્રહ્મશકિત અભિમંત્રીત કરીને એ બાણ લક્ષ્મણ પર છોડયું. લક્ષ્મણે એ બાણને રોકયું પણ અડધું બાણ એને વાગ્યું તેથી લક્ષ્મણ મૂર્છિત થયો. રામે આગળ થઇને લક્ષ્મણને સાચવ્યો અને ત્રણ બાણોથી રાવણને ઘાયલ કરીને જમીન પર પાડયો. શ્રીરામ રાવણને બોલ્યાઃ 'દશવદન આજ હું તને છોડું છું. આજનો દિવસ પોતાના ઐશ્વર્યનો ઉપભોગ લે. કાલે બધીજ રાણીઓને પુત્ર પૌત્રોને અને બધા પરિવારને યુધ્ધમાં લઇ આવ. પછી હું તારો વધ કરીશ.' આ વાણી સાંભળી હતપ્રભ થયેલો રાવણ દીન વદનથી ઘેર પાછો ફર્યો.

**ત્યારે મહા યોધ્ધો કુંભકર્ણ સુતો છે જયાંય, તેણે નિદ્રામાંથી જગાડયો છે ત્યાંય. ॥૨૫૦॥**
**ત્યાં જાગ્યો જોધ્ધો ભુખ્યો હતો જેહ, છપ્પન કરોડી સૈન્ય ભરખ્યું તેહ. ॥૨૫૧॥**
**ત્યાં પાછળથી હનુમાન ખોંડતો ગયો, ત્યારે દૈત્યનો ભક્ષ પુરો થયો. ॥૨૫૨॥**
**ત્યારે હનુમાન મન મોહેથી કર્યો વિચાર, ત્યાં રાવણને ધમકી આપી કર્યા નિરાશ. ॥૨૫૩॥**
**એ મહા બળીયો હનુમાન આવ્યો તે પાર, જો તું કરે યુધ્ધ તો નીકળ બહાર. ॥૨૫૪॥**
**જો તું યોધો છે મહાળબળવંત, તો તુ કેમ છુપી રહેવાનો છે અંત. ॥૨૫૫॥**
**હનુમાન જીતી આવ્યો તેણે ઠામ, ત્યાં સૈન્ય લાવ્યા જયાં હતા શ્રીરામ. ॥૨૫૬॥**
**ચઢયું છે સૈન્ય શ્રીરામજી તણું, તો ઋષિવર યુધ્ધ થશે અતિ ઘણું. ॥૨૫૭॥**
**શ્રીરામનું સૈન્ય બળીયું છે અપાર, રાવણ સૈન્યનો કરે છે સંહાર. ॥૨૫૮॥**
**નીલ અનિલ બળીયા યોધ્ધા અપાર, અને પૂર્વની પોળે વળીયા જાય. ॥૨૫૯॥**
**પશ્ચિમ પોળે છે જોધ્ધા જાંબુવાન, દક્ષિણની પોળે રહ્યા છે હનુમાન. ॥૨૬૦॥**
**ઉત્તરની પોળે છે રાઘવરાય, સૈન્ય અનંત ઘણું કહ્યું નવ જાય. ॥૨૬૧॥**
**મારે હાંક વીર હનુમાન, ચારે દિશાથી ઘેરી છે લંકાનગર. ॥૨૬૨॥**

અપમાનીત થયેલ રાવણ લંકામાં પાછો આવ્યો. અપમાનથી એનું હૃદય બળવા લાગ્યું. ચિંતાગ્રસ્ત સ્થિતિમાં મહોદરને કહ્યુંઃ 'હું આટલો પરાક્રમી હોઇને એક ક્ષુલ્લક માનવે મને યુધ્ધમાં ભગાડયો !' ત્યારે મહોદરે રાવણને ધીર આપી કહ્યુંઃ લંકાપતિ, એવી ચિંતા કરશો નહીં. હવે કુંભકર્ણને ઉઠાડો. એ ક્ષણમાં રામલક્ષ્મણ સાથે બધું વાનર સૈન્ય ગળી લેશે.' રાવણને એ વાત પસંદ પડી. અને કુંભકર્ણને ઉઠાડવા માટે દસ હજાર રાક્ષસોને વિરૂપાક્ષ અને મહોદર સાથે મોકલ્યા. કુંભકર્ણ નસકોરાં બોલાવતો ઉંઘતો હતો. રાક્ષસોએ એને જગાડવા માટે ભયંકર બુમો પાડી મોટેથી વાદ્ય વગાડયાં. એના શરીરમાં નાના હથિયારો ખુંપ્યા, તો પણ એ જાગ્યો નહીં. છેલ્લે કેટલીક કિન્નરી સ્ત્રીઓ એના કાન પાસે બેસાડી એમનાં કર્કશ ગાયનોથી એ જાગી ગયો. રાવણે અન્નના પર્વત અને મદ્યના હજારો પખાલી ત્યાં લાવી મુકયા હતા. એણે બધું ભક્ષણ અને પ્રાશન કર્યું. કેટલાંક પશુઓનો આહાર કર્યા. પછી મહોદર તરફ જોયું. તેણે કુંભકર્ણને સીતા હરણથી રાવણના પરાજય સુધીની બધી હકીકત જણાવી. કુંભકર્ણ રાવણને મળવા જવા નીકળ્યો. એને જોતાં જ કેટલાંક રાક્ષસો બી ગયા પછી વાનરોની શું મજાલ ! વિભિષણે રામને કુંભકર્ણ જાગ્યો હોવાની અને એના વિલક્ષણ ભુખનો વૃત્તાન્ત

કહ્યો. એ સાંભળીને કેટલાંક વાનરો ગભરાવવા લાગ્યાં. કેટલાંકના શરીરે પરસેવો વળ્યો. એમને લાગવા માંડ્યું કે હવે આપણી પહોંચ નથી. ત્યારે એમની બીક નષ્ટ કરવા માટે રામે મારૂતીને નેત્રથી સંકેત કર્યો. એ જોઇને મારૂતીએ આકાશમાં ઉંચો કુદકો માર્યો. અને કુંભકર્ણ રાવણ જોડે જતો હતો ત્યારે એની પાછળ ઉતર્યો. તેણે ત્રણ વાર કુંભકર્ણને ઉપાડયો પણ મદ્યના મદમાં હોવાથી એ કુંભકર્ણને ખબર પડી નહીં. ચોથી વખતે એને પકડીને ગોળ ગોળ ફેરવ્યો. એને ફેંકશે તો અનેક જીવ નિષ્કારણ મરશે માટે એને નીચે મુકી મારૂતી પાછો આવ્યો. આ દ્રશ્ય જોઇ વાનરવીરોની બીક જતી રહી.

કુંભકર્ણ રાવણ સભામાં ગયા પછી એને વંદન કરીને પોતાના આસન પર બેઠો અને પુછપરછ કરી. ત્યારે રાવણે સર્વ હકીકત એને નિવેદન કરી. ત્યારે એ બોલ્યોઃ 'તમે સીતાને ઘેર લાવીને વ્યર્થ કુલક્ષય આરંભ્યો છે. શ્રીરામ આદિનારાયણનો અવતાર હોઇને અને વાનર એ દેવ છે. નારદે તમને આ બધું સમજાવીને કહ્યું હતું પણ તમે સમજી વિચારીને વિપરીત કર્મ કરો છો. એના ખરાબ કર્મ ભોગવ્યા સિવાય છુટકો નથી. તમે ન કરવા જેવી વાત કરી તો પણ તમારી મનોકામના પૂર્ણ થઇ કે ? રાવણ બોલ્યોઃ 'પહેલાં સીતાએ મારૂ અપમાન કર્યુ માટે જ હું તેને ઉપાડી લાવ્યો. મેં બધા ઉપાય કર્યા પણ એ વશ થતી નથી. કુંભકર્ણ બોલ્યોઃ વડીલબંધુ હું તને એક ઉપાય બતાવું છું. ઈંદ્રએ જેમ અહલ્યાને ફસાવી એમ તું રામનું રૂપ કપટમંત્રથી લે એટલે એ તત્કાળ તને વશ થશે' રાવણ બોલ્યોઃ 'હું રામ નામ લઇશ તો મારી દુર્વાસના નહીવત થશે અને હું એકબાણી, એકવચનની અને એક પત્ની થઇશ પછી મારો બધો પુરૂષાર્થ વ્યર્થ જશે. માટે તું યુધ્ધમાં જઇને રામ લક્ષ્મણનો વધ કર એટલે સીતા મને વશ થશે.'

ત્યારે મોટા ભાઇના વચનને માન આપી કુંભકર્ણ યુધ્ધમાં જવા નીકળ્યો. તેણે રાવણને નમસ્કાર કરીને આશ્વાસન આપ્યું કેઃ ભાઇ ! 'આજે જ રામ સાથે બધાનું ભક્ષણ કરૂ છું. તું ચિંતા છોડ.' પછી કુંભકર્ણ અગણિત રાક્ષસસેના લઇને સમરાંગણે આવ્યો. ઉભય સૈન્યમાં ઘનઘોર યુધ્ધ થયું. રણાંગણમાં લોહીની નદીઓ વહેવા લાગી. કુંભકર્ણ મુગ્દલ લઇને રામ પર દોડયો. આ જોઇને મારૂતી એક મોટો પર્વત કુંભકર્ણ પર નાંખ્યો. મુગ્દલે એને ચૂર્ણ કરી નાંખ્યું. મારૂતી ઉપર એણે શુળનો પ્રહાર કરતાં જ મારૂતીને મુર્ચ્છા થઇ. નલ, નીલ, સુગ્રીવ વગેરે ઉપર એણે પ્રહાર કર્યા. સુગ્રીવે તેના ખભા પર ચઢીને કુંભકર્ણનું નાક કાન કાપીને રામ આગળ લાવ્યો. કુંભકર્ણને વિજયોન્માદથી એ ખબર પર ન પડી. કુંભકર્ણ વિજયી થઇને આવતા હોવાની વાત ખબર પડતાં જ રાવણ અતિ આનંદથી આગળ આવવા લાગ્યો એ કુંભકર્ણના નાક કાન કાપેલા જોઇ રાવણે અરીસો લઇને પોતાનું પ્રતિબિંબ બતાવ્યું. પોતાનું વિકૃત સ્વરૂપ જોઇને કુંભકર્ણને શરમ આવી અને એ એવો જ રણ મેદાનમાં પાછો આવીને રામ તરફ દોડયો. વિભિષણે એને સમજાવ્યો. પણ કુંભકર્ણએ એને કહ્યુંઃ 'તું બંધુ દ્રોહી છે ! પોતાનું ઘર છોડીને શત્રુને જઇને મળ્યો છે, તું વંશવૃધ્ધિનું કારણ છે ! તું અમને તિલાંજલી આપી રામને ઉપયોગી થઇશ ? પાછળ ફર વિભિષણ અને રામની પાછળ બેસ.' વિભિષણ પાછળ ફર્યો અને કુંભકર્ણ રામ સામે આવ્યો. રામે એને કહ્યુંઃ 'તમે રાક્ષસોએ ત્રિભુવનમાં ત્રાસ ગુજાર્યો છે. પીડા કરીને ગજવી મુકયા છે. તમારા વધ કરવા માટે મેં અવતાર લીધો છે. ! એમ કહીને રામે ધનુષ્ય સજ્જ કર્યું. કુંભકર્ણ બોલ્યોઃ 'શ્રીરામ ! તું અમારા જન્મ જન્માંતરનો વેરી છે. તને હવે ગળી જ જઉં છું. તારા બાણની તો શું વિસાત છે. એક દિવ્ય બાણ કાઢીને એની ઉપર પલયાગ્નિની સ્થાપના કરીને રામે કુંભકર્ણ પર છોડયું એ યોગે એના બંને હાથ તુટી પડયા. બીજા બાણથી એના પગ તોડયા અને ત્રીજા અદ્દભુત બાણે એનું શિર ઉડાડયું. એ પ્રચંડ શિર લંકામાં જઇને પડયું. તેણે અસંખ્ય ઘરોનો નાશ કર્યો. એની સાથે વાનરોએ શ્રીરામનો જય જયકાર કર્યો. આકાશમાં દુંદુભી વાગવા લાગી. બધા દેવોને આનંદ થયો. અહીં કુંભકર્ણ મરણ પામતાં જ એના ગુણ યાદ કરી રાવણ શોક કરવા લાગ્યો. સંપૂર્ણ લંકા નગરી દુઃખ સાગરમાં ડુબી.

**રાવણ સૈન્યમાં છે દૈત્ય મહાબળવંત, રામ સૈન્યશું લઢે ધરે ના ખંત. ॥૨૬૩॥**
**ગગને રેણુ ને લોપે છે સૂર, અને પગ તળે પત્થર થાયે ચકાચૂર. ॥૨૬૪॥**
**મારે હાંકને યોધ્ધા ઓ થરથરે, કંપે ધરતીને મોટા પર્વત પડે. ॥૨૬૫॥**
**ચાર દિશાએ વાજીંત્ર વાજાં ગડગડે, અને ત્રણે લોકમાં હાંક જો પડે. ॥૨૬૬॥**
**રાવણ રાક્ષસ કોપ્યો છે અતિ ઘણો, આવ્યો ઈન્દ્રજીત લક્ષ્મણ ને થઈ જાણ. ॥૨૬૭॥**
**દૈત્ય ઈન્દ્રજિત મહા બળીયો કહેવાય, તેણે બાણેથી લક્ષ્મણ મૂર્છાગત થાય. ॥૨૬૮॥**
**શ્રીરામે હનુમાનને શિખ દીધી સત્યભાયો, તમે દ્રોણાચલ પર્વતથી ઔષધ લઈ આવો. ॥૨૬૯॥**
**ત્યાં રામની શિખ લઈ હનુમાન જાયે, દ્રોણાચલ પર્વત હતો તે ઠાયે. ॥૨૭૦॥**
**જતી હનુમાને આ પર્વત જોયે, સર્વે વૃક્ષ સલવસલાનો દિવા હોયે. ॥૨૭૧॥**
**ત્યાં હનુમાને પૂછ ફેરવીને જ્યાં શ્રીરામ, તે જતીએ ઉઠાવ્યા દ્રોણાચલ પર્વત તેણે ઠામ. ॥૨૭૨॥**
**જતિ હનુમાન સલવસલાનો દિવો લાવ્યા જઈ,તે ઔષધીથી લક્ષ્મણ બેઠા થયા છે સહી. ॥૨૭૩॥**

કુંભકાર્ણનો વધ થયા પછી રાવણની ધીરજ ખુટી. એને કંઈ સુઝતું નહોતું. મોટા મોટા વીર રણમેદાનમાં માર્યા ગયા હતા. હવે રામની સામે કોને મોકલવું એ ચિંતામાં રાવણ હતો. ત્યારે મહોદર, મહાપાર્શ્વ, નરાંતક, દેવાંતક, ત્રિશીર વગેરે અતિકાય આ વીર રાક્ષસો રાવણ પાસે આવ્યા અને બોલ્યાઃ 'અમે રણ મેદાનમાં જઈને રામલક્ષ્મણને ઠાર મારીએ છીએ. તમે ગભરાશો નહીં. આમ ધીરજ આપીને એ રણ મેદાનમાં આવ્યા. આ જોતાં જ કપિવીર આગળ આવ્યા. અંગદ, વૃષભ, નલ અને મારૂતિ આ ચારેય મહાવીરોએ એમનાથી ભયંકર લડાઈ કરી ને એ છ એ રાક્ષસવીરોને યમસદનમાં મોકલ્યા. એક દિવ્ય બાણ છોડીને અતિકાયનો શિરચ્છેદ કર્યો. આ ખબર પડતાં જ રાવણને મૂર્ચ્છા આવી ને નીચે પડયો. એ વખતે ઈંદ્રજિતે પોતાના પિતાને સાંત્વન આપી અને બોલ્યોઃ 'પિતાજી, જે થવાનું હતું એ થયું એમ કલ્પાંત કરવાથી કંઈ વળશે નહીં. એનો શોક કરશો નહીં. હું જ હવે યુધ્ધમાં જઈને શત્રુનો નાશ કરૂ છું.' આમ કહીને એણે લોહીથી સ્નાન કર્યું. રકતવસ્ત્ર પહેર્યા. અગ્નિકુંડ પ્રગટાવી બેહડાના સમિધોથી એમને મંત્રયુકત વિધિયુકત હવન કર્યું અને પૂર્ણ થતાં જ અગ્નિકુંડમાંથી ધનુષ્ય, બાણ, ભાથાં, અનેક પ્રકારના શસ્ત્રો અશ્વસારથી યુકત દિવ્ય રથ બહાર આવ્યો. એ રથ પર બેસીને ઈંદ્રજિત તૈયાર થઈને યુધ્ધ કરવા લાગ્યો. હજારો વાનરવીર, રીંછ ધારાતીર્થે જઈ પડયા. વાનરસેનામાં હાહાકાર થયો. બધી વાનરસેના મૂર્છિત થઈ. છેલ્લે લક્ષ્માણને પણ મુર્છિત કરી દુંદુભી વગાડતો આનંદથી એ લંકામાં ગયો. ઈંદ્રજીતે લક્ષ્માણને પણ મુર્છિત કર્યો પણ હનુમાન અને વિભિષણ પર માત્ર કંઈક અસર થઈ નહીં. હનુમાનજી અને જાંબુવંત લક્ષ્માણને લઈને રામ પાસે આવે છે. જાંબુવંતે રામને સાવધાનં કરીને થયેલી બધી હકીકત જણાવી.

અહીં લક્ષ્માણને ખોળામાં લઈને રામદુઃખ કરવા લાગ્યા. વૈદ્યરાજ સુષેણના કહેવાથી દ્રોણાગિરી પર્વત પરથી અમૃતવલ્લી લાવવા પાછા હનુમાનને મોકલ્યા. હનુમાને પહેલાંની જેમ જ કૂદકો મારી દ્રોણાગિરી પર્વત લાવ્યા. વચ્ચે જ આકાશમાર્ગેથી નંદીગ્રામ પરથી જતા હોવાથી ભરતે રામનામાંકીત બાણ છોડીને મારૂતીને નીચે ઉતાર્યા. એના મુખમાંથી રામનામનો ઉચ્ચાર સાંભળતાં જ કોણ છે એમ પુછયું. મારૂતી એ ટુંકમાં રામનો અને પોતાનો વૃત્તાન્ત કહીને લક્ષ્મણ ઈન્દ્રજીતના બાણથી મૂર્છાગત થયા છે. સૂર્યોદય પહેલાં મને ત્યાં જવું જોઈએ તો જ લક્ષ્માણ બચશે એમ મારૂતીએ કહેતાં જ ભરતને ખૂબજ દુઃખ થયું. પણ પોતાને રામનો વૃત્તાંતની ખબર પડી એટલું જ સારું થયું એટલે મનથી સમાધાન માની તેણેહનુમાનને પર્વત સાથે બાણપર બેસવા કહ્યું અને કહ્યું કે એક જ જાટકે તને લંકામાં પહોંચાડું છું, તું ચિંતા

કરીશ નહીં. પણ શ્રી રામને મારા નમસ્કાર કહે જે અને ચૌદ વર્ષ પૂર્ણ થતાં જ પાછા અયોધ્યા ન આવે તો તમારો બંધુ પ્રાણ ત્યાગ કરશે એવા સમાચાર આપ્યા અને હનુમાનને વિજયી થા એવો આશીર્વાદ આપ્યો. મારૂતી આકાશમાર્ગે રાત્રીના ચોથા પ્રહરમાં સુવેળાએ લંકામાં પહોંચી આવ્યા. રામને અને બધાને આનંદ થયો. સુષેણા એ દ્રોણાગિરીને નમસ્કાર કરીને દિવ્ય અમૃતવલ્લીનો રસ કાઢી લક્ષ્મણને પીવડાવ્યો અને થોડીક લક્ષ્મણના જખમ પર લગાવતાં જ એ ઉઠીને બેઠા થયા અને કયાં છે એ રાવણ કહીને દોડવા લાગ્યા. એને પકડીને શ્રીરામે એને આલિંગન આપ્યું. એ અમૃત વૃક્ષવલ્લીની સહાયથી સુષેણે બધા વાનર જીવંત કર્યા. બધાએ મારૂતીનો જય જયકાર કર્યો. મારૂતીએ શ્રીરામને ભરતનો સંદેશ આપ્યો. એ સાંભળી રામ ગદ્‌ગદિત થયા અને બોલ્યાઃ 'રાવણનો વધ કરીને હું જલ્દી ભરતને મળવા જઈશ.' પછી મારૂતી દ્રોણાગીરીને મુળ જગ્યા પર પાછો મુકી આવ્યા. મારૂતીના આ અદભુત કાર્ય માટે શ્રીરામે એને ક્ષેમાલિંગન આપ્યું.

પછી સુગ્રીવે બધા વાનરોને કહ્યું કે, તમે હાથમાં મશાલ લઈને લંકામાં જાઓ અને લંકાના બધા ઘરોને અગ્નિ લગાડો. વાનરોએ એ પ્રમાણે આગ લગાડતાં જ સુસવાટા ભર્યા પવનથી આગ બધે પ્રસરાઈ થઈ. બધે ધાંધલ ધમાલ મચી ગઈ. રાક્ષસોની સ્ત્રીઓ અને છોકરાંઓ બધાં આમતેમ ભાગવા લાગ્યાં. એ વાત રાવણના કાને જતાં જ સંતાપથી એણે વિરૂપાક્ષ, શોણિતાક્ષ, કુંભ, નિકુંભ, જંપ, પ્રજંપ અને ક્રોધન આ સાત પુત્રોને વાનર સૈન્યના સંહાર માટે મોકલ્યા. ઉભય દળનું યુધ્ધ કરીને વાનરવીરોએ રાવણના એ સાતેય પુત્રોનો સંહાર કર્યો. એ વાતની રાવણને ખબર પડતાં જ એને ખુબ દુઃખ થયું. પછી ખરાક્ષ, નિશાલાક્ષ અને મકરાક્ષ આ વીર આગળ આવ્યા. શ્રીરામે એમનો સંહાર કરી અંત કર્યો. એ વાત ખબર પડતાં જ સંતાપીને ઈંદ્રજિત ફરી આવ્યા. આ વખતે તેણે હોમ હવન કરીને એક કૃત્યા નિર્માણ કરી. એને રથ પર બેસાડીને એની આડમાં એ રામ લક્ષ્મણ પર બાણ છોડવા લાગ્યો. એ અનેક વીરોથી લડીને રામ લક્ષ્મણ સહીત સૌને ઘાયલ કરીને જયજયકાર કરતો લંકામાં પાછો ગયો, ત્યારે રાવણે એને કહ્યું: 'પરાક્રમી ઈંદ્રજીત તું પ્રત્યેક વખતે કપિસૈન્યનો નાશ કરીને આવે છે પણ રાત પુરી થતાં જ એ બધા સાવધ થઈને ત્રાસ આપે છે. આ વખતે કંઈક ઉપાય કરીને રામલક્ષ્મણનો વધ કર.' આ સાંભળી ઈન્દ્રજીત બોલ્યો, 'હવે જો રામ લક્ષ્મણનો યુધ્ધમાં વધ ન કરૂ તો મારું મ્હોં જ બતાવીશ નહીં ?'

**જે શ્રીરામનું સૈન્ય દાનવોશું લઢે, ત્યાં જતી લક્ષ્મણને બાણે ઈન્દ્રજીત પડે. ॥૨૭૪॥**
**જતી હનુમાને હાંક મારી છે જયાંય, ઈન્દ્રજીતને લક્ષ્મણે હણ્યા છે ત્યાંય. ॥૨૭૫॥**
**બેઉ દળના શુરવીર લઢે છે સાર, ત્યાં રાવણનું દળ માર્યું છે અપાર. ॥૨૭૬॥**
**ત્યાં માર્યો દૈત્ય કરોડી અનંત જાણ, ત્યાં પાડી કોટને કર્યું છે મેદાન. ॥૨૭૭॥**
**મેડીઓ મહોલાત ત્યાં નાખ્યા છે ઢાળી, કોટ નાખ્યા અતિ રોળી. ॥૨૭૮॥**
**માર્યો ઈન્દ્રજીત કુંભકર્ણ જે મહાબળીયા હોય, રાવણના વંશમાં ન રહ્યું કોય. ॥૨૭૯॥**
**અતિ બળવંતો એ હનુમાન થયો, શ્રીરામના બાણથી રાવણ રોળ્યો. ॥૨૮૦॥**
**દેવે માર્યો રાવણ પરિવાર સમેત, સર્વે દૈત્ય યોધ્ધા પડયા રણક્ષેત્ર. ॥૨૮૧॥**
**ભકત વિભિષણને ભેટયા શ્રીરામ, માર્યો દૈત્ય રાવણને ફેડયા છે ઠામ. ॥૨૮૨॥**
**સીતા કારણે જે રામ લંકામાં ગયા, ત્યાં મંદોદરી શ્રીરામને કરજોડી રહ્યા. ॥૨૮૩॥**

શ્રી રામલક્ષ્મણના વધની પ્રતિજ્ઞા કરીને ઈંદ્રજીત રણ મેદાનમાં આવ્યો. એણે માયાવી સીતા નિર્માણ કરીને 'આણે જ અમારો કુળક્ષય કરાવ્યો છે. માટે આનો જ વધ કરવો જોઈએ' એમ કહીને શસ્ત્રથી એનો શિરચ્છેદ કર્યો અને વિજય પ્રાપ્ત કરવા નિકુંભમાં હોમ હવન કરવા માટે નીકળી ગયો. હનુમાને સીતાનો વધ થયો એમ સાચું જ લાગવાથી એ શોક કરતા રામ પાસે આવ્યા અને ત્વરીત જ આ હકીકત રામને કહી. એ સાંભળી રામ પણ વિચાર કરવા લાગ્યા. ત્યારે વિભીષણ ત્યાં આવ્યા અને બોલ્યાઃ 'સીતાદેવી લંકામાં સુખરૂપ છે. માયાવી સીતાનો સંહાર ઈંદ્રજીતે કર્યો છે. મારા પ્રધાન આ વાતની તપાસ કરીને હમણાં જ આવ્યા છે.' આ સાંભળી બધાને આનંદ થયો.

પછી વિભીષણ બોલ્યોઃ 'ઈંદ્રજીત નિકુંભમાં હોમ કરે છે. એ હોમમાંથી વિજયરથ અડધો બહાર આવ્યો છે. જો આખો વિજયરથ બહાર આવશે તો એનો કોઈ સંહાર કરી શકશે નહીં. એ માટે એના હોમહવનનો નાશ કરો. બે વખત ઈંદ્રજીત રણ મેદાનમાં આવ્યો અને વિજયી થઈને ગયો. એનું કારણ આ વિજયી રથ જ છે. ત્યારે એનો હોમ પ્રથમ વિધ્વંસ કરો. જે ચૌદ વર્ષથી નિરાહારી અને વિવાહીત હોઈને બ્રહ્મચારી હશે એના હાથે ઈન્દ્રજીતનું મૃત્યુ છે. આ એનું ભવિષ્ય છે. એ માટે વીર ઈંદ્રજીતના હોમનો નાશ કરવા માટે મોકલો.' આ નિવેદન સાંભળતાંજ શ્રી રામે લક્ષ્મણ સામે જોયું. ત્યારે એ ધનુષ્યબાણ લઈને સામે ઉભો રહ્યો. રામે એને પાસે લઈને એના કાનમાં મંત્રોપદેશ કર્યો અને મસ્તક પર વરદહસ્ત મુકયો. લક્ષ્મણે એ આજ્ઞા લઈ રામને વંદન કરીને ત્યાં જવા નીકળ્યો. અંગદે લક્ષ્મણને ખભા પર લીધો અને વાનરવીર કૂદકો મારીને નિકુંભીમાં ગયા. એ જગ્યાએ રાક્ષસસેના સાત વ્યુહ રચના કરીને ઈંદ્રજીતનું રક્ષણ કરતી હતી. ઈંદ્રજિત એક ભોયરામાં બેસીને હવન કરતો હતો. લોહીથી નહાઈને નીકળેલો ઈંદ્રજીત રકતમાંસની આહુતિઓ હોમમાં નાંખતો હતો. એ અગ્નિજવાળામાંથી રથ અડધો બહાર આવ્યો હતો. એ હોમકુંડ પર જ મારૂતીએ અકસ્માત પર્વત નાંખ્યો. એ સાથે અગ્નિ સર્વત્ર પ્રસર્યો. અગ્નિએ રથ ભસ્મ કર્યો. વૃષભે હોમપાત્ર ફોડી નાંખી. યજ્ઞદ્રવ્ય ફેંકી દીધી. આ ગડબડ સાંભળતાં જ ધ્યાનસ્થ ઈન્દ્રજિત સાવધ થયો. યજ્ઞનો વિધ્વસ થયેલો એણે જોયો. એને લાગ્યું આજે પોતાનું આયુષ્ય પુરૂ થતું લાગ્યું. એનો કોઈ સંહાર કરી શકશે. ત્યારે એ દેવોને દોષ આપતો નિકુંભમાંથી બહાર આવ્યો. લક્ષ્મણ વાનરસેના સાથે યુધ્ધમાં સજજ થયેલો દેખાયો એને જોતાં જ ક્રોધીત થઈને ઈન્દ્રજિત લક્ષ્મણ પર બાણની વર્ષા કરી. લક્ષ્મણે એક જ બાણથી એનું ખંડન કર્યું. એકે સર્પસ્ત્ર છોડયું તો બીજાએ ગરૂડાસ્ત્ર છોડયું એમ ઘણો સમય અસ્ત્રોનું યુધ્ધ થયા પછી ઈંદ્રજિત આકાશમાં ઉડયા અને વાદળ પાછળ રહીને લક્ષ્મણ પર બાણ છોડવા લાગ્યો. ત્યારે મારૂતી પ્રચંડ રૂપ લઈને પોતાના હાથ પર લક્ષ્મણને ઉભો કરીને એ આકાશમાં ઉડયા. એ જગ્યાએ લક્ષ્મણ ઈન્દ્રજિત એમનો અદ્‌ભુદત સંગ્રામ થયો. આવું યુધ્ધ આજ સુધી કોઈએ જોયુ નહોતું. પૃથ્વી કંપાયમાન થઈ. ઈંદ્રજીત નીચે ઉતર્યો. એ જોઈને લક્ષ્મણ પણ નીચે આવ્યા. ફરી એમનો સંગ્રામ શરૂ થયો. છેલ્લે એક રામનામાંકિત દિવ્ય બાણ કાઢીને ધનુષ્યમાં લગાવ્યું અને બોલ્યોઃ 'સુર્યવંશમાં જન્મેલા શ્રીરામ આ પૂર્ણબ્રહ્મ પરમેશ્વરનો અવતાર છે, એજો સત્ય હોય, જગત્માતા સીતાદેવી જો ખરી પતિવ્રતા હોય અને હું વિવાહીત હોઈને બ્રહ્મચારી અને ચૌદ વર્ષે નિરાહારી હોવું તો મારા આ બાણોથી ઈંદ્રજીતનું શિર કપાઈ પડશે.' એમ કહીને શ્રીરામનું સ્મરણ કરતાં લક્ષ્મણે બાણ છોડતાં જ ઈન્દ્રજીતનું શીર અને ભુજા તુટીને ભુજા લંકામાં અને શિર નીચે પડયું. બધાએ રામ લક્ષ્મણનો જયજયકાર કર્યો. દેવોએ એમની પર પુષ્પવૃષ્ટિ કરી.



ઈન્દ્રજીતના વધથી રાવણ હતપ્રભ થઈ ગયો. ઈંદ્રજિતની પત્નિ સુલોચના, અને મહારાણી મંદોદરી વગેરે શોકથી કલ્પાંત કરવા લાગી. આખી લંકા નગરી શોક સાગરમાં ડુબી ગઈ. સુલોચના સાસુસસરાની આજ્ઞા લઈને રામ પાસે શિર માંગવા માટે આવી. દુઃખથી કકળતી સુલોચનાને શ્રી રામે ઈન્દ્રજિતનું શિર આપ્યું. એની સાથે સુલોચના સતી થઈ.

રાવણે પુત્રની અંતેષ્ઠિ કરી. શ્રીરામ શત્રુત્વ બાજુમાં મુકીને રાવણના એ દુઃખદ પ્રસંગે સહભાગી થયા. ઈંદ્રજિતના અંતષ્ઠિ સુધી શ્રીરામે યુધ્ધ બંધ રાખ્યું.

રાવણને પુત્ર ઈંદ્રજિત, બંધુ કુંભકર્ણ, પ્રહસ્તાદિ વીર અને અનેક રાક્ષસોના દારૂણ સંહારથી ખૂબ દુઃખ થયું. એ શોક કરતો બેઠો હોવાથી વિદ્યુજિજવ્હ પ્રધાન ત્યાં આવ્યો અને તેણે શોક નિવારણ કરીને પાતાળમાંના અહિરાવણ અને મહીરાવણ ને બોલાવી રામલક્ષ્મણ સાથે યુધ્ધ કરવાનું સુચવ્યું. એમની સુચના પ્રમાણે રાવણે એમને સંદેશ આપી બોલાવી લીધા અને એમને બધી માહિતી કહી. હનુમાને અતુલ પરાક્રમ કરીને અપાર કષ્ટ સહન કરીને અને યોગ્ય જગ્યાએ બુધ્ધિબળનો ઉપયોગ કરી અહીરાવણ અને મહીરાવણનો સંહાર કરીને રામ લક્ષ્મણ પાસે હનુમાનજી આવ્યા.

ઈંદ્રજિત યાદ આવીને રાવણને આવેશ આવ્યો અને એ યુધ્ધ માટે નીકળ્યો. હતું એટલું સૈન્ય લઇને બધું સૈન્ય એણે સાથે લીધું. ક્ષણભરમાં મહાભયંકર તુમુલ યુધ્ધ થયું. શ્રી રામે સાત બાણ મારીને રાવણને ઘાયલ કર્યો. રાવણે વિભીષણ પર બ્રહ્મશકિત બાળ છોડયું લક્ષ્મણે એના ત્રણ ટુકડા કર્યા. ત્યારે રાવણે વિભીષણની ઉપેક્ષા કરી. રાવણે અનેકવાર માયાશકિત બહાર કાઢી અને અભિમંત્રીત કરી એ લક્ષ્મણ ઉપર છોડી. હનુમાને એને અટકાવી ત્યાં જ એ શકિતએ સ્ત્રીરૂપ લીધું અને કહ્યું, 'હનુમાન તું બ્રહ્મચારી કહેવડાવે છે અને સ્ત્રીઓના શરીરને કેમ અડે છે ? હું રાવણ કન્યા હોઇને લક્ષ્મણને વરવા જાઉં છું. લગ્ન વેળા ચૂકી જવાશે માટે તમે મને છોડો.' એ સાથે મારૂતીએ એને છોડી દીધી. ત્યારે એ સ્ત્રીરૂપ છોડીને લક્ષ્માણની છાતી પર પછડાઇ અને એના હ્રદયમાં કાણું પાડી પાતાળમાં નીકળી ગઇ. એનાથી લક્ષ્મણનું શરીર છિન્ન ભિન્ન થઇ ગયું. એ મુર્છિત થઇને જમીન પર પડયો. એ સાથે સર્વત્ર હાહાકાર થઇ ગયો. સર્વ વાનરવીર ત્યાં આવ્યા. શ્રી રામ વિભીષણ સાથે આવ્યાં. વિભીષણ બોલ્યા, 'પ્રભુ રામચંદ્ર, સમય શોક કરવાનો નથી. શત્રુ સામે ઉભો છે. એનો પહેલાં નાશ કરો. લક્ષ્મણને કોઇ બીક નથી. એને સુષેણ ઔષધી લગાવશે.' આ સાંભળતાં જ ઉઠીને શ્રીરામે ધનુષ્યનો ટંકાર કર્યો અને બોલ્યા, હે નિશાચાર, દૈત્ય રાવણ ! હવે તું લક્ષ્મણ પર શકિત નાખી કેવો ભાગે છે તે હું જોઉં છું.' એમ કહીને રામે અસંખ્ય બાણવૃષ્ટિ કરીને રાવણને ઘાયલ કરી નાંખ્યો. એ વખતે રાક્ષસોના અસંખ્ય શીર તટ તટ તુટવા લાગ્યાં. સૈન્ય કેટલુંય નાશ પામ્યું. એની ગણના શેષ પણ કરતા આવી નહીં. રામના ધનુષ્યના ટંકારથી ચૌદે લોક ધણધણવા લાગ્યા. એનો અર્થ એવો કે અપરિમિત સૈન્ય ધરતી પર પડયું. રાવણ હતપ્રભ થયો. તેને જયાં ત્યાં રામ દેખાવા લાગ્યા. આગળ પાછળ, જમણી બાજુ, ડાબી બાજુ, સર્વત્ર ધનુર્ધર રામ એને દેખાવા લાગ્યા. ત્યારે તેણે અંતર્યામમાં જોયું ત્યાં પણ તેને રામમૂર્તિ દેખાઇ. ત્યાંથી ભાગતો એ લંકામાં આવ્યો. ત્યાં સર્વત્ર રામરૂપ દેખાવા લાગ્યું. છેલ્લે એ મંદોદરીના મહેલમાં આવ્યો અને તેણે સર્વ રણવૃત્તાંત કહ્યો. મંદોદરીએ એને સમજાવ્યો. અને રામ જોડે મૈત્રી બાંધવા વિનવણી કરી. ત્યારે રાવણ બોલ્યોઃ 'પ્રિયે, હવે એ સમય નીકળી ગયો છે.'

હવે યુધ્ધની રાહ જોવાય છે. !' રાવણે મંદોદરીની વિનંતી ને નગણકારતાં રાક્ષસકુળનો વિધ્વંસ થયેલો જોઇ ક્રોધિત થઇ ને વાનરોને ચોતરફથી મારવા લાગ્યો. ત્યારે રામ સૈન્ય સાથે યુધ્ધની તૈયારીમાં જ ઉભા હતા. હવે એમનું  અંતિમ છેલ્લુ યુધ્ધ શરૂ થયું. શ્રી રામે રાવણને સમજાવીને નીતિનિયમ રાજધર્મ વગેરેની યાદ આપી તેણે એમ ન વર્તતા અન્યાય અનીતિથી વર્તીને કુલક્ષય કરાવવા બદલે ઠપકો આપ્યો. રાવણે ક્રોધીત થઇ રામ ઉપર બાણવર્ષા શરૂ કરી. ઈંદ્રએ રામ માટે સારથી, શસ્ત્રાશસ્ત્ર લઇને રથ મોકલ્યો. એની ઉપર સવાર થઇને રામે રાવણની સામે નિર્વાણીનું યુધ્ધ શરૂ કર્યું. એ અદ્દભુત રણસંગ્રામ સાત દિવસ રાત ચાલુ રહ્યો. કોઇએ પણ વિસામો લીધો નહીં.

છેલ્લે રામે એક અર્ધચંદ્રાકૃતિ દિવ્યબાણ છોડીને રાવણના દસે દસ માથાનો વધ કર્યો. ત્યાં એકાએક બીજાં દશ શિર પ્રગટ થયાં. ફરી રામે એ છેદયાં, એ ફરી નવા શિર ત્યાં પ્રગટયાં. આ પ્રકાર જોઇ રામને આશ્ચર્ય થયું. એના સારથી- માતલીએ એને કહ્યું, આ રાવણના હૃદયમાં અમૃતરૂપી કાઢયા સિવાય રાવણ મરશે નહીં. ત્યારે શ્રીરામે અગસ્તીદત્તબાણ કાઢીને એના ઉપર બ્રહ્માસ્ત્ર અભિમંત્રીત કરીને એ બાણ રાવણ પર છોડતાં જ એનું હૃદય વિદીર્ણ થઇને એમાંથી અમૃતકુપ બહાર કાઢી નાખી. પછી એ બાણથી રાવણના ત્રણ શિર તોડીને એ બાણ પાછા રામ પાસે આવીને એના ભાથામાં પડયાં. બાકીના શિર તોડવા માટે રામ બીજા બાણ કાઢવા લાગ્યા. ત્યાંજ લક્ષ્મણ બોલ્યોઃ 'રામરાય હવે યુધ્ધ પુરૂ કરો. રાવણ મૃત થયો છે. આ સાંભળી રામે પોતાનું ધનુષ્યબાણ અને ભાથું લક્ષ્મણના હાથમાં આપી કહ્યું, 'આજે મારું અવતાર કાર્ય સંપૂર્ણ થયું.'

એ વખતે સૌએ રામનો જયજયકાર કર્યો. દેવોએ શ્રી રામચંદ્ર ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી. યક્ષ, કિન્નર, ગંધર્વ આનંદથી નાચવા લાગ્યા. ૠષિવર્ગ સંતોષે પામ્યા. પરમઆનંદ થવાથી વાનરો આ ઝાડ પરથી પેલા ઝાડ પર કુદકા મારતા મર્કટચેષ્ટાથી પોતાનો આનંદ વ્યકત કરવા લાગ્યા. નજર ફેરવતાં જ બધે આનંદ થયો. સૌ કૃતાર્થ થયા.

પછી શ્રીરામ બધાની સાથે રાવણના દેહ પાસે આવ્યા. વિભીષણે અપાર શોક કર્યો. શ્રીરામે વિવેકની વાતો કહીને એના મનનું સમાધાન કર્યું. એટલામાં રાવણની એંશી હજાર સ્ત્રીઓ મંદોદરી સાથે ત્યાં આવી. મંદોદરી પતિના દેહને વિંટળાઇ અપાર શોક કરવા લાગી. ત્યારે શ્રી રામે મંદોદરીને આત્મજ્ઞાનની ઓળખ આપી એના મનનું સમાધાન કર્યું. અને વિભીષણને કહ્યુંઃ 'મંદોદરી તમારા વડીલબંધુની સ્ત્રી તમને માતા સમાન છે. એ મહાપતિવ્રતા હોઇને જ્ઞાની છે. ત્યારે તેને એના મહેલમાં પહોંચતી કરો.' પછી રામની આજ્ઞાથી રાવણનો દેહ સમુદ્ર તીરે લઇ જઇ એનો શાસ્ત્રોક્ત વિધિથી સંસ્કાર કર્યા. બ્રહ્મદેવોના કહેવા પ્રમાણે રાવણની ઉત્તરક્રિયા કરીને વિભીષણની રામ પાસે આવ્યા.

**ધન્ય ધન્ય સ્વામી ધન્ય ધન્ય ઘડી, આજે શ્રીરામ પધાર્યા આ લંકાપુરી. ॥૨૮૪॥**
**પાત્ર પરિબ્રહ્મ પરમેશ્વર આવ્યા અમ ઘેર, તેના સ્વાગતમાં નાનાવિધના કીજે પેર. ॥૨૮૫॥**
**વધાવા માટે માણેક મોતીને સોનાની થાળ, શ્રીરામ પધાર્યા જે શ્રી બાળ ગોપાળ. ॥૨૮૬॥**
**આ લંકાના લોકો સહુ દર્શન જો કરે, વસ્તુ સામગ્રી સર્વે લઇને આગળ ધરે. ॥૨૮૭॥**
**રાણી મંદોદરી ત્યાં દેછે શ્રીરામને બહુમાન, તમે અરદાસ અમારી કબુલ કરો શ્રી ભગવાન. ॥૨૮૮॥**
**રાણીને મન ત્યાં થયું સમાધાન, કે જેથી ખુશી થયા છે શ્રીરામભગવાન. ॥૨૮૯॥**
**બંધનથી છોડાવી સીતાને સર્યા છે કાજ, ભકત વિભીષણને ત્યાં આપ્યાં રાજ. ॥૨૯૦॥**
**લંકાના રાજય વિભીષણને ત્યાં દીયા, સતી સીતા લઇને શ્રીરામ પાછા આવીયા. ॥૨૯૧॥**

વિભીષણ આવતાં જ રામે લક્ષ્મણ, સુગ્રીવ અને મારૂતી વગેરેને કહ્યું કે તમે લંકામાં જઇને વિભીષણની રાજ્યાભિષેકની તૈયારી કરો. બધા દેવોને અને રાજાઓને મુકત કરો. હું વ્રતસ્થ છું ભરતની મુલાકાત થતાં સુધી હું વનવાસનું વ્રત છોડીશ નહીં. એ રામની આજ્ઞા સાંભળીને લક્ષ્મણ બધા વાનરો સાથે લંકામાં આવી ગયા. 

શુભ મુહુર્તે વિભીષણનો રાજ્યાભિષેક કર્યો. વિભીષણે માનપાન પ્રમાણે વસ્ત્રાભુષણ આપી બધાંનાં સન્માન કર્યાં. પછી વિભીષણ બધા સેવકોને લઇને સુવેળાચલ પર્વત પાસે આવ્યા. લક્ષ્મણ સાથે વાનર સમુદાય પણ ત્યાં જ હતો. એ વખતે મંગલવાદ્ય વાગવા લાગ્યાં. સર્વને પારાવાર આનંદ થયો. મંદોદરીને આત્મજ્ઞાન સંપન્ન થવાથી તેણે અંતર્યામી

રામને પ્રત્યક્ષ પ્રગટ સગુણ સ્વરૂપે સામે જોઇ એનું હૃદય ભકિતભાવથી પ્રેમથી ભરાઇ આવ્યું. તેણે શ્રી રામનું કર્તવ્ય, મર્યાદાશીલપણું, અન્યાયનો ઉચ્છેદ, ધર્મનીતિ નિયમોનું પાલન વગેરે ગુણોનું ગુણગાન કરીને ધન્યતા વ્યકત કરી એ બોલી, 'એ અંતર્યામી પૂર્ણ પુરૂષોત્તમ શ્રી રામચંદ્ર આજનો દિવસ ધન્ય થયો. આજે આ લંકાપુરી નગરી તમારા પરમ પાવન ચરણોથી પુનીત થઇ. તમે પૂર્ણબ્રહ્મ સનાતન પરમાત્મા અમારી આ ભૂમી પર અવતરીત થઇને પોતાના નાનાવિધ ગુણોથી અને લીલા ચરિત્રથી અમ પતીતોને પાવન કર્યા. સતી સીતાએ પોતાના સુજવળ અને સુશીલ ગુણોથી અમ સ્ત્રીઓની સામે સતીત્વનો આદર્શ મૂકયો છે. ધન્ય હે સીતાદેવી ! આજ અમે તમારૂ સ્વરૂપ દર્શન કરીને કૃતાર્થ થયાં. પ્રભુ ! તમે આ નિર્મળ પવિત્ર સતીનો સ્વીકાર કરો.'

સીતાને મંગલ સ્નાન કરાવી લઇને આવવાની આજ્ઞા થતાં જ હનુમાન આનંદતિશયોથી અશોક વાટીકામાં ગયાં. તેણે શ્રીરામની આજ્ઞા જાનકીને જણાવી. ત્રિજટા અને સરમા એમણે જાનકીને અભ્યંગ સ્નાન કરાવ્યું. તેના શરીર પર ભર્જરી વસ્ત્ર પહેરાવ્યાં. કુંમકુંમ-કસ્તુરી-તિલક તેના કપાળે લગાડયું. પછી રસભરેલા ફળોથી ખોળો ભર્યો અને તેમાંના ફળ ખાવાની વિનંતી કરી. સીતાએ એમાંથી એક ફળ ખાધું અને બાકીનાને પ્રસાદ વહેંચી દીધો. પછી એક દિવ્ય નવરત્નનો હાર વિભીષણે સીતા આગળ મુકયો. એ ઉપાડી સીતાએ પોતાના ગળામાં પહેર્યો. રામ આજ્ઞાથી સીતાને પાલખીમાં બેસાડી સેવકોએ પાલખી ઉપાડી. પાલખીની એક બાજુ વિભીષણ અને બીજી બાજુએ હનુમાન ચાલવા લાગ્યા. એમની સાથે અસંખ્ય સેના વાદ્ય વગાડતી હતી. પાસે આવતાં જ સીતાને જોવા બધાં વાનરો દોડયા. ત્યારે રક્ષકો એમને મારવા લાગ્યા. રામે વિભીષણને કહ્યું, 'વાનરોએ સીતા માટે ખુબ કષ્ટ ભોગવ્યું છે તેમને મારશો નહીં. ત્યારે પાલખી નીચે મુકી સીતા બહાર આવી અને બધાએ એનાં દર્શન કર્યા. સીતાનું દિવ્ય લાવણ્ય સ્વરૂપ જોઇ બધા ચકિત થયા. દેવ, ગંધર્વ, અસુર એમના મનમાં વિકલ્પ થયો. આ આટલી સુંદર સ્ત્રી રાવણના બંદીમાં હોવાથી રાવણ સ્વસ્થ કંઇ રીતે રહ્યો. એમ તેઓ અંદર અંદર ગણગણવા લાગ્યાં. આ શંકા રામના ધ્યાનમાં આવતાં જ એમણે જાનકીને કહ્યું, 'જાનકી તને રાક્ષસ ચોરીને લઇ ગયો. આ જનઅપવાદ જગમાં પ્રસરવાથી મેં તને છોડાવી, પરંતુ તું શત્રુગૃહે છ મહીના રહી, આ તારા પરના આક્ષેપનું તું નિરાકરણ કર ?

શ્રી રામના આ કઠોર શબ્દ સાંભળતાં જ સીતાને વજ્રનો પ્રહાર હૃદય પર કર્યાનું દુઃખ થયું. એ શોકથી બોલી, 'પ્રાણનાથ, આ આક્ષેપ કરતાં તમે જ મારો વધ કરો, હવે જગમાં જીવવાનો અર્થ નથી. છ મહિના પછી પતિ ચરણ દેખાયાં, પણ કર્મ આડાં આવ્યાં. બળતા ઘરમાંથી કાઢવું અને પાછું તેમાં નાંખવું એવી મારી અવસ્થા થઇ. સુવર્ણની દિવ્ય અગ્નિમાં હું ભસ્મ થઇશ.' જાનકીએ વાનરોને એક અગ્નિકુંડ પ્રજવલિત કરવા કહ્યું. જવાળા ધગધગવા લાગી. તેણે અગ્નિકુંડને પ્રદક્ષિણા કરી. શ્રીરામ પાસે આંખો ભરીને જોયું. હૃદયમાં એ મૂર્તિ સ્થાપી. ગળામાંનો સુમનહાર કાઢીને અગ્નિકુંડમાં નાંખ્યો અને એ અગ્નિમાં સીતાએ કુદકો માર્યો એ વખતે પૃથ્વી માતા કાંપવા લાગી. વાનરોએ હાહાકાર કર્યો. લક્ષ્મણ, વાનરવીર અશ્રુ સારવા લાગ્યાં.

સીતા અગ્નિકુંડમાં એક મુળ સ્વરૂપે ગુપ્ત થઇ હતી અને છાયા રૂપે રાવણ સાથે ગઇ હતી. તેનું છાયારૂપ આજે  અગ્નિમાં વિલીન થયું અને મુળ સ્વરૂપમાં અગ્નિદેવે એને ઉપર લાવી અગ્નિમાં જ ઉભી કરી. ત્યારે રૂપ પહેલાં કરતાં સહસ્ત્ર ઘણું તેજોમય દેખાવા લાગ્યું. એ તેજથી દસે દિશા ઝાંખી દેખાવા લાગી. તેને જોતાં જ બધાએ જયજયકાર કર્યો. દેવોએ એની ઉપર અમિત પુષ્પવૃષ્ટિ કરી. સીતા કુંડમાંથી બહાર આવી. એના ચરણ પર મસ્તક મુકી નમસ્કાર કરી મારૂતી નાચવા લાગ્યો. લક્ષ્મણ, વિભીષણ, સુગ્રીવ એમણે એની આગળ દંડવત પ્રણામ કર્યા. એની શુધ્ધતાની હવે

બધાને ખાતરી થઈ. પછી મંદ મંદ પગલાં ભરી જાનકી રામ પાસે આવી. શ્રી રામ ઉઠીને ઉભા થયા. બંનેની દ્રષ્ટી એક થતાં જ રામનું મુખકમળ જોઈને એ હસી. પછી તેણે રામચંદ્રના ચરણ સ્પર્શ કરી નમન કર્યું. રામે પોતાના હાથે આલિંગન આપ્યું અને પછી પોતાની ડાબી બાજુ બેસાડયાં. ત્યારે બધાએ રામ જાનકીનો જયજયકાર કર્યો. દેવ, વાનર, રાક્ષસ સર્વ ભુમંડળ આનંદમય થયું ,ઈંદ્રએ અમૃતવૃષ્ટિ કરીને સર્વ મૃત વાનરોને જીવંત કર્યા. શ્રીરામે વિભીષણને અયોધ્યામાં જવાની આજ્ઞા આપી વિભીષણને શ્રીરામનો વિરહ થશે માટે દુઃખ થયું. શ્રીરામ પુષ્પક વિમાન લાવ્યા. સીતાની આંગળી પકડીને એની સાથે અંદર બેઠા. સાથે લક્ષ્મણને લીધા. પગ પાસે મારૂતી આગળ વિભીષણ, સુગ્રીવ, નલ, નિલ, જાંબુવંત, અંગદ અને સુષેણ વગેરે વાનરવીર બેઠા. એમની પાછળ બધા વાનર, બધા રીંછ અને વિભીષણની બધી રાક્ષસ સેના એમાં બેઠી. પછી રામની આજ્ઞા લઈને લંકાપુરીને પ્રણામ કરીને પુષ્પક વિમાન અયોધ્યા જવા નીકળ્યું.

**વાળી સીતાને પાછા ફર્યા છે શ્રીરામ, ફરીને આવ્યા છે આપણે ધામ. ॥૨૯૨॥**
**બહોત ખેલ યુધ્ધ શ્રીરામે લંકામાં કીયા, પણ શ્રી સદગોર કહે મેં થોડામાંજ કહ્યા. ॥૨૯૩॥**
**શ્રીરામ ચરિત્ર સાંભળે નરનેનાર, જેનો થોડામાં ઘણો કહ્યો છે વિસ્તાર. ॥૨૯૪॥**
**સાતમે સ્વરૂપે શ્રીહરી છે નર સાકાર, ત્યાં ધર્યા છે શ્રીરામ નામે અવતાર. ॥૨૯૫॥**
**રાવણને છેદી ભકતોને વર આપ્યા જયાંય. ત્યારે શ્રીરામ પ્રસિધ્ધ થયા છે ત્રેતાયુગ માંય. ॥૨૯૬॥**

પુષ્પક વિમાન આકાશમાં ઉત્તર તરફ જતું હતું. ત્યારે શ્રીરામે સીતાને માર્ગમાં રમ્ય સ્થળો બતાવ્યાં. સુવર્ણલંકા, સુવેળાચલ, સમુદ્રમાંના સેતુ, મલયાચલ, સુગ્રીવની રાજધાની કિષ્કિંધાનગરી, પંપા સરોવર, ઋષ્યમુક પર્વત, ગૌતમીતીર, પંચવટી વગેરે જોઈને અગત્સ્ય ઋષિના દર્શન માટે એમના આશ્રમમાં ઉતર્યા. ત્યાંથી ભારદ્વાજના આશ્રમમાં ગયાં તેમનાં દર્શન કર્યા પછી ચૌદ વર્ષ ચૌદ દિવસ પૂર્ણ થયા ત્યારે અયોધ્યામાં આવી ભરતને મળ્યા. શ્રીરામે તેને પ્રેમથી આલિંગન આપ્યું. બંનેની આંખોમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં.બધાને આનંદથી મળી ભરતને આજ પોતાના વ્રતનું સાફલ્ય થયું માટે પ્રેમથી બધાનું સ્વાગત કર્યું. શ્રીરામે વસિષ્ઠને નમસ્કાર કરીને એમનો આશીર્વાદ લીધો. ત્રણેય માતાઓને નમસ્કાર કર્યા. બધાને આનંદ આનંદ થયો. યુધ્ધમાં સહાય કરી તેથી શ્રીરામે બધા વાનરવીરોનું યથોચિત સન્માન અને જેની જેવી યોગ્યતા પ્રમાણે ઉપહાર, વસ્ત્ર, અલંકાર, પદવીઓ આપીને ઉપકૃત કર્યા. બધા વાનરવીરોને યથોચિત સન્માન કરીને નલ, નીલ, જાંબુવંત, અંગદ, સુગ્રીવ, વિભીષણ, સુષેણ વગેરે બધાને સહૃદયથી પ્રેમથી વિદાય આપી. દુઃખી હૃદયે બધાએ પોત પોતાના સ્થાન ભણી પ્રયાણ કર્યું. હનુમાન કાયમ શ્રીરામને ચરણે સ્થિર રહ્યા. શ્રીરામ બંધુઓ સાથે રાજ્ય કરવા લાગ્યા. એમના રાજ્યમાં પ્રજા સુખી થઈ. દુઃખ ભય નહિવત થયા. શ્રીરામે ન્યાયપૂર્વક અયોધ્યામાં રાજ્ય કર્યું. પ્રભુએ તેને રામરાજ્ય કહ્યું.

સમય જતાં અયોધ્યા નગરમાં એક ધોબી પોતાની પત્ની સાથે રકઝક કરી સીતાજીનું દ્રષ્ટાંત આપી ખોટો આરોપ મુકી તેણે પત્નીનો ત્યાગ કર્યો. આવી નગર ચર્ચા જાણીને શ્રીરામે સીતાનો ત્યાગ કર્યો. આ સમયે સીતાજીના ઉદરમાં રઘુકુળના ભવિષ્યના વંશ તરીકેના ઓધાનના સંકેતો રહ્યા હતા. તે શ્રીરામ જાણતા હતા છતાં તેવા વિપરીત કાળમાં રામે  લક્ષ્મણને બોલાવીને કહ્યું સીતાને રથમાં લઈને તાપસારણ્ય વનમાં લઈ જવાની અને ત્યાં મુકી આવવાની આજ્ઞા શ્રીરામે કરી. એમ ન કરવા વિષયે લક્ષ્માણે ખુબ સમજાવ્યા પણ એકવચની રામે લોકાપવાદનું કારણ થઈને લક્ષ્મણનું વચન માન્યું નહીં. લક્ષ્મણને ખુબ દુઃખ થયું. સીતાને તો આકાશ ફાટયા જેવું લાગ્યું તેને સર્વ દિશા શુન્ય લાગી. વિલાપ કરતી વખતે તેને અરણ્યમાં મૂર્ચ્છા આવી. તે સાવધ થઈ ત્યારે વાલ્મિક ઋષિ એની પાસે આવ્યા. તેણે સીતા પાસે આવીને કહ્યું:

' બાળા, તું કોણ છે ? અહીં કયાંથી આવી ?' સીતાએ સર્વ હકીકત કહીને 'અપરાધ સિવાય શ્રીરામની આજ્ઞાથી લક્ષ્મણે મને વનમાં લાવીને છોડી ગયા છે વાલ્મિકી દ્રવી ઉઠયા. તેમણે તેના આશ્રમમાં લઈ જઈને પુત્રી પ્રમાણે રાખી. ત્યાં તેને બે પુત્રો થયા. વાલ્મિકીએ શાસ્ત્રવિધી કરીને બંને પુત્રોનો નામ અભિષેક કર્યો. તેમનાં નામ લવ અને કુશ રાખ્યાં. વાલ્મિકી પરમપ્રિતથી એ બાળકોનું લાલન પાલન પોષણ કરવા લાગ્યા. શુકલેન્દુ પ્રમાણે એ છોકરા વધવા લાગ્યા. સાત વર્ષે પૂર્ણ થતાં જ વાલ્મિકીએ કામધેનુને લાવી મોટા સમારંભથી ઋષિસમુદાયમાં એમનું મૌજીબંધન કયું. પછી એ બંનેને એમણે લખવું, વાંચવું ભણાવી વેદાધ્યાયન કરાવ્યું. ષડ્શાસ્ત્ર, અઢારપુરાણ એમનો અભ્યાસ થયા પછી શતકોટી રામાયણ શીખવ્યું અને છેલ્લે ધનુર્વિદ્યામાં પણ પારંગત કર્યા.

સીતાનો ત્યાગ કર્યો ત્યારથી અયોધ્યામાં બાર વર્ષ સુધી વરસાદ જ પડયો નહીં. દુષ્કાળ પડવાથી અયોધ્યાનગરી રૂક્ષ, કળાહીન દેખાવા લાગી. ત્યારે વસિષ્ઠ બોલ્યાઃ 'શ્રીરામ ! તે સીતાદેવીનો અપરાધ નહોવા છતાં વનમાં મોકલી માટે કુલલક્ષ્મી તમારા ઉપર રૂષ્ટ થઈ છે. તું અશ્વમેઘ યજ્ઞ કર એટલે અવર્ષણ દૂર થશે. શ્રીરામે ગુરૂ વસિષ્ઠની અનુમતીથી યજ્ઞ કર્યો અને વિભીષણ, સુગ્રીવ વગેરે રાજાઓને આમંત્રણ આપી બોલાવ્યા. દિગ્વીજય માટે એક શ્યામકર્ણ ઘોડો છોડીને એના રક્ષણ માટે શત્રુધ્ન સાથે પોતાનું સૈન્ય દળ મોકલ્યું. છપ્પન દેશ જીતીને તાપસારણ્યમાંથી જતો હતો ત્યારે લવકુમારે તેને પકડીને બાંધી મુકયો અને શત્રુધ્નની રાહ જોવા લાગ્યો. શત્રુધ્ન ત્યાં આવ્યા પછી ઋષિકુમારોની આ બાળલીલા સમજીને બાળકો પાસેથી ઘોડો છોડાવવા લાગ્યા. ત્યાં જ લવે તેને ધમકાવ્યા અને યુધ્ધ કર્યા સિવાય ઘોડો લઈ જવાશે નહીં. એમ કહીને એ યુધ્ધ માટે સિધ્ધ થયો. શત્રુધ્નએ અનેક બાણ છોડીને લવને વિધ્ધ કર્યો. તેનું લવે નિવારણ કર્યું. છેલ્લે લવ કાબુમાં ન આવતા જાણીને શ્રીરામે આપેલ એક પ્રખર બાણ લવ પર છોડયું. એનો નિવારણનો ઉપાય કુશને ખબર હતો પણ દૈવવશાત કુશ વનમાં લાકડા અને સમિધા લાવવા માટે ગયો હતો, માટે લવને નિવારણ કરતા આવડયું નહીં. બાણ જિવ્હાગ્રે લાગીને લવ મૂર્છિત થયો. શત્રુધ્ને તાત્કાલીક એને પોતાના રથ પર લીધો અને એ અયોધ્યામાં જવા નીકળ્યો આ વર્તમાન કુશને જાણાતાં જ એ ધનુષ્યબાણ લઈને શત્રુધ્નની પાછળ આવ્યો અને પોતાના શસ્ત્રના પરાક્રમથી શત્રુધ્નને હરાવ્યા. પરાજિત થયેલા સૈનિકોએ આ વૃતાંત શ્રીરામને જણાવ્યો. લક્ષ્મણ અને ભરત બધું સૈન્ય લઈને નીકળ્યા. હનુમાન, સુગ્રીવ, જાંબુવત એ પણ સાથે નીકળ્યા. એ બધા વીર એ બંને ક્ષત્રિયકુમારોને જોતાં જ આ બીજા રામલક્ષ્મણ છે કે શું એમ આશ્ચર્યમાં પડયા. છેલ્લે બંને પક્ષોની લડાઈ શરૂ થઈ. એક બાજુ લક્ષ્મણ, ભરત, હનુમાન, સુગ્રીવ વગેરે મોટા મોટા રણવીર સૈન્ય સાથે લડતા હતા તો બીજી બાજુ ફકત લવ અને કુશ બંને બાર બાર વર્ષના સુકુમાર બાળકો યુધ્ધ કરતા હતા. પણ એ કોઈનાથી કાબુમાં રહેતા નહોતા. છેલ્લે બાળકોએ બધા યોધ્ધાઓ હરાવી હતપ્રભ કર્યા અને બધા મૂર્છાગત કર્યા. શ્રીરામને આ વાત સમજતાં જ એ સમરાંગણ પર આવ્યાં. વિભીષણ સાથે હતાં. બંને બાળકોને જોતાં જ શ્રી રામે સીતા ત્યાગની ગણતરી કરી. સાથે બાર વર્ષનો કાળ વીતી ગયો હતો. માટે વનમાં પાકો નિશ્ચય કર્યો કે પોતાના જ પુત્રો હશે, પણ ક્ષાત્રધર્મને અનુસરીને અમને જીત્યા સિવાય કોઈ ઉપાય નથી, આમ વિચાર કરીને તેમણે બાળકો પર શસ્ત્રપ્રહાર શરૂ કર્યો ત્યારે બાળકોએ રામ પર પણ મોહનાસ્ત્ર નાંખી એમને મુર્છિત કર્યા. રામલક્ષ્મણના કિંમતી વસ્ત્ર અને મુગટ કાઢીને પોતે ધારણ કરીને, હનુમાન અને જાંબુવંતની પુંછડીઓ પકડીને અશ્વ લઈને એ સીતા પાસે આવ્યા.



પ્રથમતઃ રામલક્ષ્મણ આવવાનો ભાસ સીતાને થયો પણ બાળકોએ પાસે આવીને તેમણે તેના ચરણે નમન કર્યા. તેનાથી આ પોતાના જ બાળકો છે તે જાણ્યું પણ એમણે આ વસ્ત્ર આભુષણ કિરીટ કયાંથી લાવ્યા માટે એ સંભ્રમમાં

પડી. બાળકોએ રમવા માટે બે મજેદાર વાનરો લઈને આવ્યા છે એમ માતાને કહેતાં જ એને હનુમાન, જાંબુવત, નલ, નીલ, અંગદ વગેરે વાનર વીરોની યાદ આવી. તેણે એમને છોડી દેવા માટે બાળકોને કહ્યું. હનુમાન, જાંબુવંત, એમણે સીતાનાં દર્શનથી ધન્યતા થઈ. એટલામાં વાલ્મિકી પાતાળમાં વરૂણના અનુષ્ઠાન માટે ગયા હતા. એ ઉપરની ઘટના અંતર્જ્ઞાનથી જાણીને પોતાના આશ્રમમાં આવ્યા. સીતાને તેમણે યુધ્ધનો વૃત્તાન્ત કહીને શામકર્ણ ઘોડો બતાવ્યો, વાલ્મિકી સમરાંગણ પર જઈને પોતાના કમંડળમાંથી પાણી બધાના શરીર પર છાંટીને બધાને જાગૃત કર્યા અને શ્રીરામને કહ્યું: 'શ્રીરામ ! તમારૂ સામર્થ્ય અતર્ક્ય છે. બધાનો ગર્વ હરણ કરવા માટે તમે આ લીલા કરી છે. પુત્રો એ તમોને જીતી લીધા છે એ તમારી રમત છે.' વાલ્મિકીની આ વાણીથી શ્રીરામ સંતોષીત થયા. એ દિવસે શ્રીરામ સર્વ સૈન્ય સાથે ૠષિના આશ્રમમાં રહ્યા. લવ અને કુશ એ રામના જ પુત્રક્ષ હોવાથી શ્રીરામ પુત્ર સાથે પત્નીને મળવા આવ્યા છે જાણતાં જ એ જોવા માટે અયોધ્યાના નગરજનો બધાં ત્યાં આવ્યાં. વસિષ્ઠાદિ મુનિવર પણ ત્યાં આવ્યા. વાલ્મિકીએ આશ્રમમાં જઈને લવ અને શ્યામકર્ણ અશ્વ શ્રીરામ પાસે લાવ્યા ત્યાં જ આકાશ વાણી થઈ. 'શ્રીરામ ! સીતા એ સતી હોવાથી નિર્દોષ છે ! એનો તમે સ્વીકાર કરો એ તમારા જ પુત્રો છે' આ સાંભળતાં જ દેવોએ જયજયકાર કર્યો. લવ કુશે શ્રીરામ દંડવત્ પ્રણામ કર્યા. શ્રીરામે એમને હૃદયે લગાડયા અને બેસાડયા. સીતાને આગળ કરીને વાલ્મિકીએ કહ્યું, 'રામ, મેં એનું ધર્મકન્યા સમજીને પાલન કર્યું. આજ તમારા દર્શનથી પુનિત થયો. હવે પોતાના સત્વશીલ પત્નિને સાથે લ્યો એટલે અમારા નેત્રને સુખ થશે અને હું ધન્ય થઈશ.' આકાશવાણીની આજ્ઞાથી શ્રીરામે સીતાને આલીંગન આપ્યું અને સાથે બેસાડયાં. બંનેએ લવકુશને ચુંબન કર્યું. પછી વાલ્મિકીએ શિખવાડેલ રામાયણ સુસ્વર અવાજમાં ગાઈને સાંભળાવી. શ્રી રામે એ સાંભળીને વાલ્મિકીને ધન્યવાદ આપ્યા.

પછી બધાજ ૠષિસમુદાય સાથે રામની વિનંતીથી અયોધ્યામાં આવ્યા. કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી એમણે સીતાને આલિંગન આપ્યું. લવકુશને ગુરૂ વસિષ્ઠના કહેવાથી શ્રીરામે સીતા સાથે યજ્ઞદીક્ષા આપી અને ૠષિ પાસેથી અશ્વમેઘ યજ્ઞ પૂરો કર્યો એ વખતે શ્રીરામે ષડ્સાન્નનું ભોજન આપ્યું. યાચકોને અપાર દ્રવ્યદાન આપ્યું. બધા રાજાઓને ભેટ આપી સુગ્રીવ, વિભીષણ અને સર્વ વાનરવીરોનું સન્માન કરી વિદાય આપી. શ્રીરામ પુત્ર અને બંધુ સાથે વર્તમાન રાજ્ય ચલાવવા લાગ્યા. કુલલક્ષ્મી પાછી ઘેર આવવાથી પ્રજાનું દુઃખ દૂર થયું. અવર્ષણ દુર થઈને વરૂણ રાજાની કૃપાવૃષ્ટિ થઈ સર્વ સમૃધ્ધતા થઈ.

**ત્રેતા યુગમાં ત્રણ રૂપે શ્રીહરી અવતાર, શ્રીરામરૂપે દશરથ ઘેર કિરતાર. ॥૨૯૭॥**
**ત્રણ દાનવો દેવે સંહાર્યા જયાંય, સ્વામીએ ભકતો ત્રણે ઓધ્ધાર્યા છે ત્યાંય. ॥૨૯૮॥**
**રાજા હરિશ્ચંદ્ર આ સતપંથે ધાયા સધીર, ત્યાં ભકતોને બહુજ કષ્ટ પડયા ધરી ધીર. ॥૨૯૯॥**
**એ રાજા હરિશ્ચંદ્ર રાજપાટ છોડયા શુરવીર, તેણે હરવંશ જાંપડા ઘેર ભર્યા છે નીર. ॥૩૦૦॥**
**ત્યાં હરિશ્ચંદ્ર ગોર વસિષ્ઠ પુરા સેવ્યા જેહ, તેણે સતપંથ પુરા પ્રમાણ્યા છે તેહ. ॥૩૦૧॥**
**સતીને રોહિદાસ વેચાયા, માળીને ઝાંપડા જયાંય, તેણે ત્યાં જરા પગ પાછો ન કીધો ત્યાંય. ॥૩૦૨॥**
**ત્રેતાયુગમાં ગોર વસિષ્ઠ વાચા છે જયાંય, એકવીસ કરોડ જીવ નિમાયા છે ત્યાંય. ॥૩૦૩॥**
**તેમાં સાત કરોડી દેવ શ્રધ્ધાળુ સાચા થયા જાણ, તે સર્વે અમરાપુરમાં પહોંચ્યા નિરવાણ. ॥૩૦૪॥**
**તેમાં સાત કરોડીએ વિશ્વાસ ઓછો લાવ્યો જાણ, તે તો ફરીને પાછા પડીયા લક્ષચોર્યાશી ખાણ. ॥૩૦૫॥**

તેમાંથી સાત કરોડી જીવો પ્રલયે ગયા જેહ, જેણે ગોરનર ઉપર જરા ન રાખ્યો સ્નેહ. ॥૩૦૬॥
જાણી જોઇને થયા એ ગાફલ ગેમાર, તેથી જાણી જોઇ નરકે પડિયા તેણે ઠાર. ॥૩૦૭॥
ભકત હરિશ્ચંદ્ર તારારાણી કુંવર રોહિદાસ, તેનો સતપંથ સેવ્યા તો પુરી છે ગોરે તેની આસ. ॥૩૦૮॥
સાત કરોડી દેવશું નિપજયા ભાખ, તેવા ભકતોની ચાલી છે જુગમાં શાખ. ॥૩૦૯॥
ભાઇ હરિશ્ચંદ્ર જેવા સત રાખીએ જે મન,તન મન ધન સર્વે સોપ્યા સદગુરુના વચન. ॥૩૧૦॥
સાત કરોડીશું ભકત હરિશ્ચંદ્ર વૈકુંઠ જાય, અને ત્યાં ત્રેતાયુગ સંપૂર્ણ જે થાય. ॥૩૧૧॥
ચાર લાખ ને બત્રીસ હજાર, ત્યાં લગી હતા શ્રીહરિ રામ અવતાર. ॥૩૧૨॥
ત્યારે દૈત્ય રાવણને માર્યો જેણીવાર, પછી સંસારમાં પ્રગટ થયા શ્રી મોરાર. ॥૩૧૩॥
ત્યારે શ્રીરામચંદ્રની માતા તો કૌશલ્યા કહીયે, અને પિતા તો રાજા દશરથ લહીયે. ॥૩૧૪॥
ત્યારે ગુરૂ તો વસિષ્ઠ મુનિ જાણ, અને શકિત તો સતી સીતાદેવી પ્રમાણ. ॥૩૧૫॥
ત્યારે ચારલાખ બત્રીસ હજાર શ્રીરામરૂપે જાણ, ત્યારે યજુરવેદ હોતા પ્રમાણ. ॥૩૧૬॥
બાર લાખ છન્નુ હજાર વર્ષ ત્રેતાજુગનું પ્રમાણ, હરિશ્ચન્દ્ર સાત કરોડીશું વૈકુંઠ પોતા નિર્વાણ. ॥૩૧૭॥
તેણે સતપંથ આરાધ્યા જાણ, અમરાપુરમાં વાસો પામ્યા નિર્વાણ. ॥૩૧૮॥
એવં શ્રીહરિનો સાતમો અવતાર સંપૂર્ણ જ સહી,એવી શ્રી સદ્ગુરૂ ઇમામશાહે વાણી કહી. ॥૩૧૯॥

શ્રી રામની માતા તો કૌશલ્યા, પિતા તો દશરથ, શકિત તો સીતાદેવી, ગોર તો વશિષ્ઠમુનિ, ત્યાં નરદલો દાનવ તો દશાશિશ રાવણ, સ્થાન તો અયોધ્યા, ક્ષેત્ર તો લંકાપુરી, વેદ તો યજુરવેદ વર્તિ ઓચરંતે ગાયત્રી સાતવાર, સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથિને બાર કરણ નવ ગ્રહ, સૂરમંત્રનો જાપ જપંતા આવ્યા, સ્વામી તમે અવતર્યા યુગે યુગે શ્રીદેવ મોરારી. જે કોઇ ચિત્ત હરીશુ લાવે તેના ધર્મ વધેને પાપનો ક્ષય થાયે, નમો નમો ભાઇ પરબ્રહ્મ નારાયણના નામને રૂપે સદ્ગોર બ્રહ્મા નરનારાયણ હોય આજ રૂપને ધ્યાઇએ હો ભાઇ મુનિવરો.

ત્રેતાયુગમાં શ્રીહરિના ત્રણ પ્રગટ અવતાર થયા છે. વામન, પરશુરામ અને શ્રીરામ. ત્રણે દૈત્યાનો સંહાર થયો છે. બલી, સહસ્રાર્જુન અને રાવણ. ત્રણે સદભકતોનો ઉધ્ધાર થયો છે. કમળાધ્વજ, કમળાપતિ અને હરિશ્ચંદ્ર. હરિશ્ચંદ્ર રાજાએ સતપંથના સત તત્વપાલન કરવા માટે કસોટી સહન કરી. કાયીક માનસિક કષ્ટ સહન કરી આપેલ વચન પાલન કરવા માટે પોતે વેચાઇને સત્વ કાયમ રાખ્યું. એની સાથે રાણી તારામતી, પુત્ર રાહિદાસ તેઓ આ કસોટીથી સત્વ અબાધિત રાખી તે જ સતપંથના આચરણથી અમરપદ પામ્યા. તેમણે યુગપ્રવર્તક યુગગુરૂ વસિષ્ઠના આત્મજ્ઞાન પ્રમાણે સાધના કરીને તેમના વચન પર દ્રઢનિષ્ઠા મુકી ધ્યેયપુરૂષ ભગવાન શ્રીરામની ભકિત પ્રેમરસમાં એકતાન થયા અને આત્મોધ્ધાર સાથે અન્ય સાત કોટિ સદ્ભકતોનો ઉધ્ધાર કરીને અમરપદસ્વરૂપમાં સ્થિર થયા. જે લોકોએ સતપંથધર્મનો સ્વીકાર કરીને શ્રધ્ધાંથી સત્યસ્વરૂપ ભગવાનની ભકિત કરી નહીં એ લક્ષચૌર્યાશીના ફેરામાં પડયા અને જે નાસ્તિકપણાથી  ફકત પોતાનું ઉદર ભરવા માટે ચોરી, હિંસા, દુરાચાર કરવામાં પ્રવૃત્ત થયા, ઇશ્વર, ધર્મ વગેરે પુરાણો વ્યર્થ છે. એવી દ્રષ્ટિથી રહેલા સુખી જીવન ઉધ્વસ્ત કરનારા આ દ્રષ્ટિકોણમાંથી જેમણે, સંત, સદ્ભકત, ધર્મશાસ્ત્ર એમની અવહેલના કરી, એમનો અનન્વિત છળ કર્યો એવા જીવાત્મા પ્રલય સુધી નરક યાતનાનું દુઃખ ભોગવવા લાગ્યા. આ પ્રમાણે ત્રેતાયુગમાંથી યુગધર્મ દિગ્દર્શિત કરીને જે સંત ભકતો મહાત્માઆએ સતપંથધર્મના આધારે કરી એવા વસિષ્ઠ ઋષિએ

અનેક આશ્રમ સ્થાપન કરીને, વિદ્યાપીઠ સ્થાપન કરીને ત્યાંથી ધર્મત્વ અને સંસ્કૃતિનો જગતમાં સર્વત્ર પ્રસાર અને પ્રચાર કર્યો છે. એમની તરફથી શ્રીરામચંદ્રએ અને તેમના પૂર્વજ અનુજોએ આત્મજ્ઞાન પ્રાપ્તિ કરવા દીક્ષા લઈને સાધના કરીને આત્મજ્ઞાન સંપન્ન થયા હતાં એમના આ ધર્મતત્વનો જેમણે વિરોધ કર્યો અને તેવી વિદ્યાપીઠ ઉધ્વસ્ત કરવા માટે જે બલી, સહસ્રાર્જુન, રાવણ, કુંભકર્ણઆદિ રાક્ષસોએ પ્રયત્ન કર્યો તેમનો ઉચ્છેદ ભગવાને વામન, ફરશુરામ, શ્રીરામનો અવતાર ધારણ કરીને કર્યો યુગધર્માનુસાર યર્જુવેદની ક્રિયાચરણથી અનંત સદ્ભકતોનો ઉધ્ધાર કર્યો છે. સુદ ચતુર્દશી એ આ યુગની યુગતિથિ હતી. જલદાગ એ પ્રાધાન્યભૂત અંતિમ સંસ્કાર હતો. પૂર્વ દિશા પૂજનીય મનાતી હતી પૂર્વાભિમુખ બેસીને ગાયત્રી મંત્રના ઉચ્ચાર સાથે શ્રીરામનુ બીજમંત્ર સ્મરણ ચિંતન અને ધ્યાન કરવામાં આવતું. યર્જુવેદનો પિત્તવર્ણ માનીને પિતવસ્ત્રનો વપરાશ હતો. કળશ ઘટપાટ આ રૂપેરી વર્ણનું એટલે ચાંદી હોઈને અર્થ ભંડાર ચાંદીના નાણાંનું ચલણ હતું. આ પ્રમાણે યુગધર્મ ત્રેતાયુગમાં પ્રાધાન્યભૂત હતો. અહીં ત્રેતાયુગ સંપન્ન થયો. ત્રેતાયુગનું પ્રમાણ ૧૨,૯૬,૦૦૦ વર્ષ હોઈને ત્રણ અવતાર થયા છે. હવે આગળ દ્વાપર યુગમાં સોમવતી અમાસ્યાથી શરૂ થઈ છે.

## ❋ રામ રાજ્ય પછીના ઈતિહાસની વિગત ❋

શ્રી રામ સમસ્ત આર્યાવર્તના એકછત્ર ચક્રવર્તી રાજા ઘોષિત થયા અને જનકનન્દિની સીતા આર્યની રાજમહિર્ષીની થઈ. સર્વ સમારોહ સંપન્ન થયા પછી રામે દાન-માન આ યોગે ઉપકૃત કરીને દેવ, દાનવ, માનવ, નર, નાગ, અસુર, રાક્ષસ, યક્ષ, વાનર, ઋક્ષ, દૈત્ય, પ્રતિનિધી, રાર્ષિ, યતિ, બ્રહ્મચારી, વેદપાઠી, ભટ, સુભટ, મિત્ર, બાંધવો વગેરેને સંતોષ આપ્યો. સેવકોને સંતુષ્ટ કર્યા અને અયોધ્યામાં રામરાજ્ય પ્રસ્થાપિત કર્યું.

મથુરાનો રાજા લવણાસુરે રામનું શાસન સ્વીકૃત કર્યુ નહી. એ યાદવનરેશ ભીમાસુર એનો પ્રતિનિધિ હતો. એમ એ રાક્ષસધર્મી ને નરભક્ષી હતો. તેથી રામે શત્રુઘ્નને એની ઉપર ચઢાઈ કરવા મોકલ્યો. શત્રુઘ્ને ઘોર સંગ્રામ કરીને લવણાસુરને ઠાર માર્યો. રામે શત્રુઘ્નને મથુરાના રાજ્ય પર અભિષિકત કર્યા. યાદવ નરેશ ભીમાસુર શત્રુઘ્નના ભયથી દક્ષિણ તરફ ખૂબ દૂર નીકળી ગયો. શત્રુઘ્ને બાર વર્ષ સુધી મથુરામાં રાજ્ય કર્યુ. રામને બે પુત્ર થયા કુશ અને લવ. લક્ષ્મણના અંગદ અને ચન્દ્રકેતુ, ભરતના તક્ષ અને પુષ્કર, શત્રુઘ્નના સુબાહુ અને શત્રુઘાતી એમ પુત્રો થયા.

આ સમય દરમ્યાન કૈકેય દેશનો આનવ રાજા ભરતના મામા યુધાજિતને મારીને ગંધર્વ એ એનું રાજ્ય છીનવી લીધું. આ સાંભળી રામે ભરતને ચતુરંગ સૈન્ય આપી ગંધર્વ જોડે લડાઈ કરવા મોકલ્યો. ભરતે ગંધર્વને પરાજય કરીને ગંધર્વ દેશ અને કૈકેય દેશ એની ઉપર અધિકાર મેળવ્યો. રામે ભરતને ત્યાંનો રાજા બનાવ્યો. કેટલાંક સમય પછી ભરતપુત્ર પુષ્કરે એને પુષ્કરાવતી નગરી વસાવી તેણે પોતાની રાજધાની બનાવી. ભરતપુત્ર તક્ષે તક્ષશિલા નગરી વસાવી. એ જ હમણાં પેશાવર અને તક્ષશિલા એમ પ્રસિધ્ધ નગરી છે.

રામે બીજા પણ સારા એવા રાજ્યોને જીતીને પુત્ર પરિવારમાં વહેંચી આપી સૂર્યવંશની ગાથા સ્થાપન કરી. રામે પોતાના વડીલ પુત્ર કુશને યુવરાજ માટે ઘોષિત કર્યો અને વિંધ્યાદ્રીનો દક્ષિણ કુશસ્થળે કુશાવતીનગર અને ત્યાંનો રાજ્યપાલ નીમ્યો. લવને ઉત્તર કોસલની રાજધાની શ્રાવસ્તીને સ્થાપિત કરી એ ગોંડા અથવા બહરાઈન જિલ્લામાં છે. લવે પંજાબમાં લવપુર નગર વસાવ્યું ત્યાં જ હમણાંનુ લાહોર છે. લક્ષ્મણ પુત્ર અંગદ અને ચંદ્રકેતુ એમણે કારાપથ રાજ્યમાં અંગદનગર અને ચંદ્રાવતી નગરીનું રાજ્ય આપ્યું એ મલ્લદેશમાં હિમાચલ પ્રદેશમાં છે. સુબાહુ મથુરા અને શત્રુઘાતીને વિદીશા એ રાજ્ય આપેલ છે. આ રીતે રામે પોતાના ભાઈઓને અને તેમના આઠે પુત્રોને અલગ અલગ રાજ્ય વિભાગીને મુખ્ય અયોધ્યાની ગાદી પોતાના સ્વાધીન રાખી.

શ્રીરામે સુગ્રીવ, વિભીષણ અને શત્રુધ્ન એમની સાથે લઈને પોતાના બાહુબળથી અન્ય રાજ્યનો અભિષેક કર્યો જેવાં કે અંગ, બંગ, મત્સ્ય, શૃંગવેરપૂર, કાશી, સિંધુ, સૌવીર, સૌરાષ્ટ્ર, દક્ષિણકોસલ, કિષ્કિંધા અને લંકા એ નામની મિત્રશક્તિ હતી. આ સમય સુધી આર્યના ઇતિહાસમાં રામ કરતા શ્રેષ્ઠ વ્યાપક પ્રભાવશાળી સાર્વભૌમ રાજા બીજો કોઇ પણ નહોતો થયો. રામરાજ્યમાં આર્યનો પ્રભાવ સંપૂર્ણ નૃવંશ પર પડયો ને આર્યોની જાતી એ આખી પૃથ્વી પર શ્રેષ્ઠજાતી તરીકે સ્વીકારાઇ. ગોદાવરીની પેલી બાજુ દક્ષિણ સુધી આર્યનું પ્રબળ રાજ્ય પ્રસ્થાન થયું. પંપા, મલય, લંકા વગેરે સુદૂર દક્ષિણ પાસે સર્વ દ્વિપસમુહમાં રામનામનું માહાત્મ્ય અને આર્યનો પ્રબળ ભાવ સ્થાપિત થયો.

રામ રાવણના આ મહાયુધ્ધમાં પાસે પાસે દૈત્ય-દાનવ-નાગવંશી રાજા અને રાજ્યપ્રતિનિધિ રાવણની સહાય માટે આવ્યા હતા. રાવણ લંકાની આજુબાજુમાં રહેલા સપ્તદ્વિપનો અધિપતી હતો. આજની ભૌગોલિક પરિસ્થિતિ જોકે બદલાયેલી છે તે આજ ઓસ્ટ્રેલીયા, જાવા, સુમાત્રા, મેડાગાસ્કર, આફ્રિકા વગેરે નામથી એ પ્રસિધ્ધ છે. આ પ્રબળ શત્રુને મારવો સરળ વાત નહોતી. તિમીરધ્વજન, શંબર અને વર્ચિન એમનાં પછી રાવણના નિધન પછી એ યોગે સંપૂર્ણ અનાર્યનું બળ તુટયું હતું. એના કારણે રામનું નામ અને યશ આ દ્વિપમાં પ્રસારીત થયું અને સંપૂર્ણ મંડળમાં રામ વિખ્યાત થયાં. લોકો મહાદેવ અને જગદીશ્વર એ રૂપે રામની પૂજા કરવા લાગ્યા. ચમ્પા, કમ્બોડીયા, થાઇલેન્ડ, બર્મામાં પણ રામનો પ્રતાપ વ્યાપ્યો. યુરોપમાં કોઇ કોઇ જાતી રામપ્રભાવીત પ્રાચિન જાતીથી સંબંધિત છે. આ રીતે યુરોપના પ્રમુખ દેશ ઈંગ્લેન્ડ, સ્પેન, સ્વિડન, નોર્વે, ગ્રીસ, ઇટાલી પણ રામપ્રભાવથી પ્રભાવીત થયાં. આ પ્રમાણે આજના બધા દેશોમાં આ આર્યનેતા વિજેતા મર્યાદાપુરૂષોત્તમ શ્રી રામનું કંઇક ને કંઇ રૂપે સાંસ્કૃતિક મિશ્રણ છે. એમ ઇતિહાસ સમજાવી આપે છે.

આ તરફ હવે રામ, વસિષ્ઠ, વામદેવ, ઈંદ્ર, અગત્સ્ય, વિભીષણ, સુગ્રીવ, સુતીક્ષ્ણ, વગેરે નરપતિઓની સભા દણ્ડકારણ્યમાં ભરાઇ. ઉત્તરાપથ, આર્યવર્ત, દક્ષિણાવર્તમાંના બધા અધિપતિ, નાગકુલપતિ દંડકારણ્ય ઉપરના મહત્વની સભામાં આવ્યા હતા. પૃથ્વીના રાજ્યનું યોગ્ય વિઘટન થયું. રાવણનું સામ્રાજ્ય છિન્ન ભિન્ન થયું. વિભીષણને લંકાનો રાજેશ્વર અને દ્વિપસમુહોને સંરક્ષક બનાવ્યો. દેવલોક અને આર્યવર્તના રાજ્યોની નવી સીમા નિર્ધારીય થઇ. ત્યારથી દક્ષિણારણ્ય સુધીનો સંપૂર્ણ ભારતવર્ષ ઘોષિત કરવામાં આવ્યો. વસિષ્ઠ અને વિશ્વામિત્ર એમણે પરિસંવાદ કરાવીને આર્યોનો સંમિશ્ર જાતીનું નવી પધ્ધિતીથી સંગઠન કરીને ગુણ અને કર્મથી ચાર વિઘટન કર્યા અને વર્ણમર્યાદાનો ઋચા પ્રસ્તુત કરીને વેદાન્તર્ગવ સ્વીકૃત કર્યું. વેદ એટલે આર્યોનો સાંસ્કૃતિક વ્યાખ્યાનો ધર્મગ્રંથ કહેવડાવવો નિશ્ચત મનાયો. ચાર વર્ણ થવાથી બધે નાના મોટા મૂર્ખ અને વિધ્વાન, સ્વામી-સેવક પરસ્પર અલગ અગલ સમુહોનું પ્રતિનિધિત્વ કરીને પણ સમષ્ટી રૂપે આર્ય જ કહેવાયા. જીતેલા, અનાર્ય, પતીત વગેરેને પણ શુધ્ધ એમ નામ આપીને આર્યત્વની જાતીયમર્યાદા સમાવિષ્ટ કર્યા. દેવ, આર્ય અને આર્યોમાં મૈત્રીસંબંધ પ્રસ્થાપિત થઇ. આર્યનું સૌષ્ઠવત્વ બધાએ સ્વીકાર કર્યુ. વસિષ્ઠ એ આર્યનું સર્વશ્રેષ્ઠ ધર્મ માનીને સ્વીકૃત કર્યું. એમની યજ્ઞવિધિ આર્યએ સ્વીકારી. ફકત દેવગણોએ વર્ણમર્યાદા સ્વીકારી નહીં. એમના ધર્મનેતા નારદઋષિ વામદેવ રહ્યા અને તેમની વામવિધિ દેવોએ સ્વીકારી પણ બંનેમાં સદ્ભાવ કાયમ રહ્યા.



એકવાર કાલપુરૂષ અને દુર્વાસામુનિ શ્રીરામની પાસે આવ્યા. શ્રીરામને વૈકુંઠ આવવાની સુચના આપવા માટે કાળને બ્રહ્મદેવે મોકલ્યો હતો. એણે એકાન્તમાં આવી શ્રીરામને કહ્યું: તમારાથી કંઇક મહત્વની મંત્રણા કરવી છે માટે અહીં એકાંતમાં બીજો કોઇ આવે એ કામનું નથી. જો કોઇ અંદર આવશે તો આપણે તેનો વધ કરવો. શ્રીરામે એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી અને લક્ષ્મણ બોલાવીને કહ્યું કે: 'તું દ્વાર પર ઉભો રહે. કોઇને પણ અંદર આવવા દઇશ નહીં. જો કોઇ અંદર આવે

તો હું તેનો વધ કરીશ..' લક્ષ્મણે રામની આજ્ઞા શિરોમાન્ય માનીને દ્વાર પર ઉભો રહ્યો. એટલામાં દુર્વાસાઋષિ ત્યાં આવ્યા. લક્ષ્મણે તેમને પ્રણામ કરીને બે ઘડી પ્રતિક્ષા કરવા કહ્યું, દુર્વાસાને ક્રોધ આવ્યો. તે બોલ્યા, મને અંદર જવા દે નહીં તો હું તને ભસ્મ કરી નાંખીશ. લક્ષ્મણ ગભરાયો એ એમના આગમનની વાર્તા કહેવા માટે અંદર ગયો. તેને જોતાં જ કાળ પુરૂષ ઉઠયો અને રામને કહ્યું 'રામ પોતે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવી. હું આવું છું. એમ કહીને કાળ નીકળી ગયો. શ્રીરામે દુર્વાસાની ભેટ લઈને તેનું અર્ઘ્યપાદ્યથી પૂજન કરીને ભોજન આપીને સંતુષ્ટ કરીને રવાના કર્યા. પછી લક્ષ્મણ પાસે આવીને કહ્યું,'લક્ષ્મણ ધર્મ પાલનમાં મોટું સંકટ આવ્યું છે કારણ પ્રતિજ્ઞા પાલન કરતાં તારો વધ કરવો આવશ્યક છે. હે વીર હું તારો ત્યાગ કરૂ છું આ જ તારો વધ છે. હવે તું જ્યાં તારી ઈચ્છા હોય ત્યાં નીકળી જા. કાળનો મહિમા જાણી લક્ષ્મણ સરયૂ નદીના દક્ષિણ તીર પર ધ્યાનસ્થ બેઠો અને તેના શરીરમાંથી અત્યંત દૈદીપ્યમાન તેજસ્વી એવો હજાર ફણાનો નાગ નીકળી સરયૂમાં વિલીન થયો. એજ સમયે શ્રીરામ પણ સ્નાન સંધ્યા તર્પણ કરવા માટે સરયૂ નદીએ આવ્યા અને એ પણ સરયૂજળમાં વિલીન થઈ ગયા. અ પ્રમાણે યુગધર્મનો પ્રાધ્યાનુસાર તેણે જલદાગ લઈને પોતાના શરીરનો અંત કરીને લીલા સંપન્ન કરી.

## ॥ ઈતિ શ્રી રામ અવતાર સંપૂર્ણ ॥

બોલીએ શ્રી રામચંદ્ર ભગવાનકી જય

બીજા ત્રેતાયુગનું પ્રમાણ બાર લાખ છન્નું હજાર (૧૨,૯૬,૦૦૦) વરસ તેમાં મોટા અવતાર ત્રણ થયા. શ્રી વામન, શ્રી ફરશુરામ અને શ્રી રામ.

અત્રે શ્રી હરિઅંશ સાતમા અવતારમાં કળા પૂર્ણ કરીને આઠમા અવતારમાં કુળ પલ્ટો કરે છે. એટલે કે રઘુકુળમાં અને સૂર્યવંશમાંથી યદુકુળ અને ચંદ્રવંશમાં જાય છે. અત્રે ત્રેતા યુગ પુરો થાય છે. અને દ્વાપર યુગ પ્રગટ થાય છે. અને સામવેદનો અમલ શરૂ થાય છે. એટલે દ્વાપર યુગમાં સામવેદ પ્રધાનપદે આવે છે.

**ધૂન : હરે રામ, હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે.**



# ❊ ભકત રાજા હરિશ્ચંદ્ર આખ્યાન ❊

॥ શ્રીસતગોર બ્રહ્મા વાચા ॥

સત્યવાદી હરિશ્ચંદ્રના પરછા જાણ, તમે સુણો મુનિવરો સહી પ્રમાણ. ॥૧॥
ત્રેતા જુગમાં મુખી એ તપ કીધા છે જયાંય, મુખી વિરલોચન ઘેર ભકત આવ્યા ત્યાંય. ॥૨॥
તે મુખી ભકતો કારણ આવ્યા સહી, તપસ્વી ગોરની આશિષ વિના કોઈ તરશે નહીં. ॥૩॥
તે મુખી વિરલોચન ઘેર હરીચર્ચા જો કરે, સતગોર વસિષ્ઠ સાથે દેવ સભા ગુપ્ત ભળે. ॥૪॥
તે દેવ સભામાં જયોતિ પ્રકાશીત હોયે, ત્યાં મુખી ગત કલશ પખાળે તેહે. ॥૫॥
તે મુખીયે કલશ પખાળે જેહ, ત્યાંથી તારાસતી કુળ તારણ ઉપન્યા તેહ. ॥૬॥
તે કન્યાની રાજા હરિશ્ચંદ્રે પરિક્ષા કીધી તહા, સતીના ચિરપટોળા પુરીયા જયાંહા. ॥૭॥
રાજા હરિશ્ચંદ્રે તેડાવ્યો પુત્રીનો બાપ, અમે તમારી પુત્રી વરીશુ આપ. ॥૮॥
રાજા તમે અમારો પરખો મરમ, તમે ભલા ક્ષત્રીય તમારો કોણ ધરમ. ॥૯॥
ત્યાં રાજા મુખથી એવું બોલ્યા વચન, અમે ક્ષત્રીય ઉકેડેથી લઈયે રતન. ॥૧૦॥
અમો કન્યા રતન જાણી પરણીશું જેહ, અને અમે પટરાણી કરશું તેહ. ॥૧૧॥
ત્યારે રાજા હરિશ્ચંદ્ર પરણ્યા તારાનાર, અમે એણે ઘરમાંથી નહી કાઢુ બાર. ॥૧૨॥
ત્યારે તારારાણી ગુરૂ વસિષ્ઠને કહે છે એમ, ગુરૂજી સત અમારૂ રાખજો તમે. ॥૧૩॥
રાણી કહે ગુરૂજી તમ આગળ વિનંતી કરૂ જેહ, ધણી એક સ્તુતિ કરી માગુ તેહ. ॥૧૪॥
તારે ગુરૂવસિષ્ઠ કહે તમે સુણો તારારાણી સાર, હું તુજને કહું તે તમે કરજો નિરધાર. ॥૧૫॥
તારારાણી તમે રાખો સતગુરૂ ઉપર દઢ વિશ્વાસ, તો તમારા સહુ સરસે કાજ. ॥૧૬॥
ત્યારે રાજાની સેવા રાણી કરતી આપ, અને સતગુરૂ સેવા કરવા પુત્રી જાયે ઘેર બાપ. ॥૧૭॥

સત્યયુગમાં સદ્ભકત પ્રહલાદ યુગગુરૂ બ્રહ્મપુત્ર નારદ પાસેથી જે પ્રમાણે ગુહ્યજ્ઞાનની પ્રાપ્તિ માતાના ગર્ભવાસમાં જ થઈ હતી અને એ યોગે આગમન થનાર નરસિંહ નારાયણની સ્મરણભકિત કરીને એજ નામ પર નિર્ભર રહીને હિરણ્યકશ્યપુને અનન્વિત કરેલ છળને ન ગણકારતાં પોતાને ઈચ્છિત ધ્યેય મુકિત-પ્રાપ્ત કરી લીધી. એ પ્રમાણે ત્રેતાયુગમાં ભકિતમતિ સતી તારામતી થઈને તેણે પણ પોતાના પતિને, પુત્રને અને સાથે સાત કોટી જીવાત્માઓને મુકિતનો લાભ મેળવી આપ્યો. ત્રેતાયુગમાં અધર્મનો ઉચ્છેદ, સદ્ભકતોનું પાલન-સંરક્ષણ કરવા માટે અને જગતના આદર્શભૂત કાળમાં જયારે રાવણ કુંભકર્ણ વગેરે દુષ્ટ દાનવ-રાક્ષસ મસ્તક ઉંચુ રાખી ફરતા હતા. એ કાળમાં વાલ્મિકીએ કથન કરેલ આગમ આવતારના-શ્રીરામ અવતારનો સંધીપ્રકાશ પ્રસરેલ હતો. અવતાર પ્રગટ થયો નહોતો. પણ ફરશુરામ અવતારનું કાર્ય પૂર્ણ થયા પછી શ્રી રામ અવતારનું કાર્ય શરૂ થયેલ હતું. એવા એ સમયમાં અયોધ્યામાં સુર્યવંશીરાજા હશ્ચિન્દ્ર રાજા રાજય કરતો હતો. એના જ નગર પાસે ગંગા તીર પર એક સુંદર વૃક્ષરાજીત એક સુંદર આશ્રમ હતો. આશ્રમ ભવ્ય, દિવ્ય સુંદર, સુગંધી ફળફુલોથી નિત્ય કંડારાયેલો, વૃક્ષ-લતાઓથી પરિપૂર્ણ હતો. એ આશ્રમનો મુખ્યચાલક વીરલોચન નામનો તપસ્વી હતો. યુગધર્માનુસાર એ આશ્રમમાં પૂજા, અર્ચના, ઈશ્વરસાધના, જ્ઞાનચર્ચા વગેરે ચાલતી હતી. અને વિશેષ જગ્યાએ

મધ્યરાત્રીના સુમારે યુગગુરૂ વસિષ્ઠ આવીને કુંભ, કળશ, પૂજા કરીને યુગધર્માનુસાર યજ્ઞયાગ કરતા ત્યારે દેવ સભા એ જગ્યાએ મળતી હતી. ઈંદ્ર, ચંદ્ર, સૂર્ય, વરૂણ, વાયુ, અગ્નિ, યમધર્મ, કુબેર, અશ્વિનીકુમાર, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, મહર્ષિ, દેવર્ષિ વગેરે સર્વ એ જગ્યાએ પ્રગટ થઈ મંત્રાહૂતિના દ્વારા આપેલ પોતપોતાના હવિર્ભાગગ્રહણ કરીને સદ્ભકતોને કૃપાશિર્વાદ આપીને નીકળી જતા. આ પ્રમાણે પ્રત્યક્ષ પ્રગટ ભગવાનના એ સાક્ષાત વાસ્તવ્યવસ્થાન બનેલું હતું. આવા એ દેવકુલ આશ્રમમાં આ બધા દેવતાપૂજન અર્ચન વગેરે બધું થતું હતું કારણ એ સર્વદિવસભા ગુપ્ત રીતે થતી હતી. રાવણ જેવા દુષ્ટપ્રવૃત્તિના રાક્ષસને ખબર પડવાથી એ આશ્રમને નષ્ટ કરીને ઉધ્વસ કરશે એટલે આ બધી ગુપ્તતા હતી.

એ પુણ્યકારક આશ્રમમાં એ યુગની તારકશકિત સતી તારામતીનો જન્મ થયો. સદ્ભકત વીરલોચન અને એની પરમ પ્રેમાળ સતી સત્યકિર્તી એમના પુણ્યોદયથી એમને એ પવિત્ર નિર્મળ અને ઉજ્જવળ ચારિત્ર્યવાન કન્યાનો લાભ થયો. બંને પતિ-પત્ની અતિશય આનંદથી, પ્રેમથી એ બાળકીનો લાડકોડથી ઉછેર કરતાં હતાં. બાળકીની જન્મજાત ધાર્મિક પ્રવૃત્તિ પૂજા, ધ્યાન, સ્મરણ, ચિંતન, એકાંતસેવન વગેરે ગુણો જોઈને બધાં ધન્યતા માનતાં અને લાડથી એને પ્રેમ કરતાં. કાળાંતરે પોતાના અંગના ગુણથી એણે બધાંને તૃષ્ટ કર્યા હતાં. ધીમે ધીમે એણે બધું દેવસભાની સેવાનું કાર્ય પોતાની પાસે લીધું. દેવસભાના બધાં સેવાકાર્ય એ પોતે પોતાના હાથથી કરીને બધાંને સંતોષીત કરતી. સદગુરૂ વસિષ્ઠે એના સેવાકાર્યથી સંતુષ્ઠ થઈને સતપંથધર્મની દીક્ષા આપી. બીજમંત્ર 'શ્રીરામ' આ જપ એને આપ્યો અને રામચરિત્રનું આગમવર્ણન કરીને એને સંપૂર્ણ આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો. એ યોગે એને દિવ્ય ગતિનું જ્ઞાન પ્રાપ્ત થયું. આ જ્ઞાનસાધના કરતાં કરતાં તેણે ધીમે ધીમે બાલ્યા, કિશોરી, કૌમાર્ય વગેરે અવસ્થા ઓળંગીને તારૂણ્યમાં પદાર્પણ કર્યું શરીરસૌષ્ટવ સાથે એને અંગની સેવા, પરોપકાર, કારૂણ્ય, કર્તવ્ય, સહનશીલતા વગેરે અનેકવિધ ગુણોનો વિકાસ થઈને દિવ્ય તેજોલય એના મુખાવિંદ પર પ્રસરેલ હતાં.

એકવાર અચાનક તારામતી પુષ્પવાટિકામાં દેવપૂજા કરવા ફળ અને ફુલ ભેગાં કરતી હતી તે વખતે નજીકના રસ્તેથી જતાં અયોધ્યા નરેશ હરિશ્ચંદ્રની દ્રષ્ટિ તેના ઉપર પડી. રાજાએ તેનું રૂપ લાવણ્ય અને તેજસ્વીતા જોઈને ક્ષણભર એ સ્તંભીત થયો. એને લાગ્યું આ કોઈ સ્વર્ગની અપ્સરા હોવી જોઈએ અથવા વનદેવી જ પ્રગટ થઈ વનવિહાર કરે છે કે શું ! સેવક પાસે એણે બધી તપાસ કરાવીને તેના પિતાને બોલાવીને એણે કહ્યું: 'હે વિરલોચન તમારી પુત્રીની માંગણી કરવા માટે મેં તમને બોલાવ્યા છે.' આ સાંભળીને વીરલોચન આશ્ચર્યચકિત થયો. એ બોલ્યો: 'મહારાજ તમે અયોધ્યાના નરેશ ક્ષત્રીય છો. અને અમે તો ગરીબ બ્રાહ્મણ ! તમારા કુળશીલ કીર્તિને કલંક ન લાગવા દેશો એ જ આ પામરનું કહેવું છે.' રાજા બોલ્યા: 'વીરલોચન ! તેની ચિંતા તમે ન કરશો. અમે ક્ષત્રીય ઉકરડામાંથી પણ રત્ન શોધી કાઢીએ છીએ. તો પછી તમારા જેવા ધર્મપ્રવિણ મહાત્મા જોડે સંબંધ બાંધવાથી કીર્તિને કલંક લાગશે નહીં. પણ વૃધ્ધિગત જ થશે. તમારી પુત્રીથી લગ્ન કરીને હું તેને પટરાણી બનાવીશ. તેને કોઈ પણ પ્રકારનો શ્રમ પડવા દઈશ નહીં એટલે ઘરમાંથી બહાર પણ જવા દઈશ નહીં.' રાજાની ઈચ્છા જાણીને વીરલોચને વાતને નકારી નહીં. મૂકસંમતિ આપી. વીરલોચને ઘેર આવીને તારામતિને બધી હકીકત કહી. એ જાણીને તે મનોમન સદ્ગુરૂ વસિષ્ઠની આરાધના કરીને કહ્યું: 'ગુરૂ મહારાજ, મારા હાથે દેવસભાનાં સેવાકાર્ય જેટલાં નિયત હતાં તેટલા થયાં, પણ હવે તેમાં વિધ્ન પડશે કે શું ? એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ ત્યારે મારી દેવ સેવાની મનોકામના તમે પૂર્ણ કરો. ગુરૂજીએ કહ્યું: 'પુત્રી તું બિલકુલ ચિંતા કરીશ નહીં. તારી બધી મનેકામના પૂર્ણ થશે. તારા હાથે પતિસેવા જ થશે અને દેવસભાની પણ સેવા થશે આ પ્રકારની

તજવીજ હું કરૂ છું.' આમ કહીને તેણે એને એક શ્યામવર્ણ હંસલો ઘોડો આપ્યો અને એના શરીરના દિવ્ય પ્રતાપની સમજ આપી. સમયાનુસાર તેનું લગ્નકાર્ય થયા પછી ગુરૂ વસિષ્ઠને વંદન કરતાં તેણે વિનવ્યું 'મહારાજ તમે મારું રક્ષણ કરો.' અત્યંત પ્રેમથી આશીર્વાદ આપીને ગુરૂજીએ કહ્યું: તારા સત્વનું રક્ષણ થશે જ. ચિંતા ન કરીશ. આજ સુધી મેં તને ઉપદેશેલા જ્ઞાન સમાધિને પોતાના જીવનમાં ઉપયોગ કરજે. શ્રીરામનું સ્મરણ નિત્ય કરજે. અને ઘરમાં બધાંની સાથે પ્રેમથી વર્તીને પતિની પ્રીતિ સંપાદન કરજે. જલ્દી પરમભકત કુલદિપક એવો પુત્ર તારા ઉદરે આવશે. પતિની સેવામાં નિત્ય રહે. રાત્રે નિરાંત સમયે દેવસભાની સેવા કરજે. કોઈપણ પ્રકારનું આળસ કરીશ નહીં. એ ભગવાન શ્રીરામ અને તારી આ ગુરૂભકિત તારા સત્વનું રક્ષણ કરશે.' ગુરૂ મહારાજના કૃપાશિર્વાદ લઈને અને પ્રેમનોસંદેશ લઈ માતાપિતા અને દેવસભાને વંદન કરીને તેમનો આશીર્વાદ લઈ તેણે પોતાના સંસારમાં પદાર્પણ કર્યું. યથાયોગ્ય સમયે તેને પુત્ર રત્નની પ્રાપ્તિ થઈ. તેનું નામ રોહિદાસ અથવા રોહિતકુમાર એમ રાખ્યું.

**હરિશ્ચંદ્ર તારારાણી તેના કુંવર રોહિદાસ, રાજાને ઘેર કુલતારાણ આવ્યો બાલક. ॥૧૮॥**
**તારારાણી દેવસભામાં જાતા કરવા થાળ, તે રાણીને દાસી સઘળી બોલતી વાણ. ॥૧૯॥**
**સર્વે દાસીઓ મળીને રાજાને કીધી જાણ, સ્વામી તમે એ રાણીને શું ધ્યો છો માન. ॥૨૦॥**
**એક દન રાજા હરિશ્ચંદ્ર રાણીને કહે, જે પુછું રાણી તમને એક વાતજી. ॥૨૧॥**
**આજ રાણી તું કેમ નહીં આનંદમાં, મન તમારા કેમ છે ઉચાટજી. ॥૨૨॥**
**કહે રાણી સ્વામી મસ્તક દુઃખે મારા, કઠિન ભાસે હીરા રતનના હારજી. ॥૨૩॥**
**સેજ સુતો રાજા નિંદ્ર કરે જયાં, તારારાણી ચાંપે છે પાયજી. ॥૨૪॥**
**તારારાણીએ દિવો ઓલવ્યો, રત્નહાર મેલ્યો સંદુક માહેજી. ॥૨૫॥**
**સર્વે શણગાર રાણીયે સારીયા, અને લીધો સતનો શણગારજી. ॥૨૬॥**
**તાહાથકી તારારાણી સંચર્યા, અને જઈ મળ્યા ઘોડસાલ માંહેજી. ॥૨૭॥**
**ઘોડા છોડયો રે તેજી હંસલો, તે ઉપર મેલ્યા પિત્તળ પલાણજી. ॥૨૮॥**
**ઉભા રાજ સર્વે ચરિત્ર જુએ, તેને પછી લાગ જોઈ જાયેજી. ॥૨૯॥**
**દાસી વચને રાજા સ્રીચરિત્ર જોવા ગયા, ઘોડાને પગલે પગલે રાજા પછવાડે ગયા. ॥૩૦॥**

તારામતીનો પુત્ર રોહિદાસ થોડો મોટો થયો પછી પોતાની બાળલીલાથી એ માતાપિતા બધાને મોહીત કરતો. બાળપણથી માતાએ તેને સચ્ચરિત્રાત્મક પૌરાણિક કથાઓ કહીને અને નીતિનિયમ પાલન, શુધ્ધ આચરણ, અને ધાર્મિક પ્રવૃત્તિમાં લગાડયો હતો. તેની નિષ્પાપ, નિરાગસ અને પ્રેમાળવૃત્તિ જોઈને બધાને અતિશય આનંદ થતો. આમ જ કંઈક કાળ વીતી ગયા પછી એકવાર તારામતીની દાસીએ નવી વિશેષ વાત જોઈ કે મધ્યરાત્રીના સમયે રાણી બહાર કયાંક જાય છે. તાત્કાલીક એ દાસીએ ગુપ્ત રીતે હરિશ્ચંદ્ર રાજાના કાને આ હકીકત કહી. અને તારામતી વિશે દ્વેષથી એ હલકટ દાસીએ રાજાના મનમાં ભરમાવ્યું કે હે સ્વામી, અમે તમારી દાસી છીએ પણ નાના મોઢે મોટી વાત કરવી અમને શોભતી નથી. પણ આગળનું અનર્થ ટાળવા માટે દુર્લક્ષ પણ ન હોઈ શકે. તમે સ્વચ્છંદી એવી રાણીને માન આપી પોતાની દુષ્કિર્તી કરી ન લેવી. વગેરે વગેરે કટુ શબ્દોથી રાજાનું મન તારામતી વિષે કલુષિત કર્યુ. સત્ય હકીકત શું એનો છેડો લાવવાનો નિશ્ચય રાજાએ કર્યો.



એક દિવસ રાત્રે તારામતી રાજાની ચરણ સેવા કરતી હતી તે વખતે હરિશ્ચંદ્ર રાજા એ પુછયુ: 'રાણી તને એક વાત પૂછવી છે. આજ તારું મન આનંદીત કેમ દેખાતું નથી ? આટલી રાત થયા પછી પણ તને કેમ ઉંઘ આવતી નથી ?

તું શેની ચિંતા કરે છે ? તુ આટલી ઉદાસ કેમ છે ? રાણીએ કહ્યુંઃ 'કંઇ નહીં મહારાજ આ ઉદાસીનતાનું કંઇ કારણ નથી. તમારા પ્રેમાળ સ્નેહમય કૃપા છત્રમાં હું એકદમ આનંદમાં છું. મસ્તક દુઃખવાથી આજ ઉંઘ નથી આવતી એટલું જ ! તમે નિશ્ચિત આરામ કરો. ચિંતા કરવાનું કોઇ કારણ નથી ! એમ રાજાને સમજાવીને એ એમની ચરણસેવા કરવા લાગી. થોડીક્ષણ ગયા પછી રાજાને ગાઢ ઉંઘ લાગી છે એમ જોઇ રાણી ધીમે રહીને ઉઠી. દીવો ઓલાવ્યો. શરીર પરના રત્નાહાર વગેરે રાજસી અલંકાર કાઢીને સંદુકમાં મુકી સૌભાગ્ય અલંકાર ફકત રાખીને જપમાલા વગેરે પૂજા સાહિત્ય લઇને એ રાજમહેલમાંથી બહાર આવીને એકલી જ અશ્વ શાળા પાસે આવી. રાજાએ રાણીનું ચરિત્ર જોવા માટે ફકત ઉંઘનું નિમિત્ત કર્યુ હતું. પણ રાણી પલંગ પરથી ઉઠયા પછી ગુપ્ત રીતે તેણે નિરીક્ષણ કયું. રાજમહેલમાંથી એણે ગુપ્ત રીતે રાણીની પાછળ પાછળ પ્રયાણ કર્યુ. રાણીએ રાજાને અત્યંત ગમતો શામકર્ણ હંસલો ઘોડો છોડીને એની ઉપર પલાણ વગેરે લગાવી એની ઉપર એ સવાર થઇ. ક્ષણભર રાજાનાચિત્તમાં વિચાર આવ્યો. દાસી જે કહેતી હતી તે સત્ય છે. તલવાર કાઢવી અને આવી રાણીનો શિરચ્છેદ કરવો ? પણ ના, હજુ એ શું કરે છે એ સંપૂર્ણ જોયા વગર કંઇ પણ ન કરવું એમ વિચારી ગુપ્ત રીતે દોડતો જઇ એણે બીજા તેજસ્વી ઘોડા ઉપર સવાર થઇને તારામતીને કોઇપણ પ્રકારની ખબર નપડે તેમ પાછળ જવા લાગ્યો. રાણીને તો મોડું થવાથી કયારે પોતે પહોંચશે અને કયારે નહીં એમ એને થતું.

**તાહા થકી તારારાણી સચર્યા, જઇ રહ્યા ધ્વારપાળને પાસજી. ॥૩૧॥**
**ત્યાં તાળાં લાગેલ સાંકળ લોહાતણી, તે આપોઆપ ઉઘડીયા કમાડજી. ॥૩૨॥**
**તાહા થકી તારારાણી સંચર્યા, જઇ રહ્યા સપ્તદ્વાર બાહેરજી. ॥૩૩॥**
**ગામ પાદરે ઘોડો ચઢીયા, અને આવ્યા તે ગંગાજીને પાસજી. ॥૩૪॥**
**સુતો સાયર વીરા જાગીયો, વચ્ચે વચ્ચે દીધી છે વાટજી. ॥૩૫॥**
**તાહા થકી તારારાણી સંચર્યા, જઇ રહ્યા દેવ દ્વારેજી. ॥૩૬॥**
**આંગણે જઇ ઘોડો ઉભો રહ્યો, ઉતરીને ઘોડો વિરખે (વૃક્ષે) બાંધ્યાજી. ॥૩૭॥**
**તેથી ચાલીને દેવસભામાં ગઇ, રાજા વિરખઉપર ચઢીને જોયેજી. ॥૩૮॥**
**જઇને તારાબાઇ ઉભી થઇજી, વિરલોચન જુવે છે વાટજી. ॥૩૯॥**
**આવતા દેખી મન સંતોષ્યા, કેમ લાગી બાઇ એટલી વારજી. ॥૪૦॥**
**ક્ષેમ દઇને વીરા પુછીયા, બાઇ આજ કેમ લાગે છે વારજી. ॥૪૧॥**
**સાચો જાણો વીરા આપણો, ફરી સુવાડતાં લાગી છે વારજી. ॥૪૨॥**
**તાહા થકી તારારાણી સંચર્યા, જઇ રહ્યા દેવ દ્વારજી. ॥૪૩॥**
**જઇને તારાબાઇ ઉભી થઇ, ગતને કીધાં છે પ્રમાણજી. ॥૪૪॥**
**વહેલા આવી બેસે બાઇ બહેનુલી, તમને કેમ લાગી એટલી વારજી. ॥૪૫॥**
**સાચું જાણોરે વીરા આપણો, જે માટે લાગી છે વારજી. ॥૪૬॥**
**સુતો છે રાજા હમણા જાગસે, મને ના કરો એટલી વારજી. ॥૪૭॥**
**રાજા વિરખથી ઉતરીયા, તે દેવસભાના દ્વારે અડીને ઉભા જોયેજી. ॥૪૮॥**



અશ્વ શાળામાંથી હંસલા ઘોડા પર સવાર થયા પછી તારારાણી નગર દરવાજા પાસે આવી. રાજાએ રાત્રે ચોકી કરવા માટે અને દ્વાર રક્ષણ કરવા માટે ચોકીદાર નિમેલા હતા પણ એ પૈકી કોઇને પણ પ્રકારની ખબર ન પડતાં સાતેય દરવાજાનાં તાળાં આપોઆપ ખુલીને અને દરવાજા પણ ઓપાઆપ ખુલીને રાણીનો ઘોડો દરવાજામાંથી બહાર નીકળ્યો.

અને ઘોડો આગળ જતાં દરવાજા આપોઆપ બંધ થયા. રાજા આ બધી ઘટના જોઈને આશ્ચર્યચકિત થયો. વિસ્મયતાથી એ વિચાર કરે છે ત્યાં ઘોડો રાજમાર્ગ છોડીને આડમાર્ગેથી ઉડવા લાગ્યો અને ક્ષણમાં ગંગાકિનારે આવ્યો. આગળ ગંગાનું અફાટ પાત્ર દેખાય છે. હવે પોતે શું કરવું એમ વિચાર કરવા લાગ્યો ત્યાં જ તારામતીએ ગંગામાતાને વિનંતી કરતાં જ નદી કુદીને તેમાંથી ઘોડો નિર્વિધ્નપણે પાર ઉતર્યો. રાજા તો આ બધું જોઈને વિસ્મયચકિત થયો અને ઉત્સુકતાથી આગળ શું થાય છે તે જોવા લાગ્યો. ત્યાંથી તારારાણી વેગથી પોતાના પિતાના આશ્રમમાં ગઈ. આશ્રમના દ્વારમાં જ તેનો પિતા વીરલોચન તેની રાહ જોતો હતો. એના મસ્તકે હાથ ફેરવી આશીર્વાદ આપી મોડું થવાનું કારણ પુછયુંઃ તેણે પિતાજી દેવસભાનો સમય થઈ જતાં મને ખુંબ મોડું થયું. પણ ચાલો તાત્કાલિક, એમ કહીને એ બંને જણાં દેવસભામાં ગયા. બધાંએ તેને કુશળક્ષેમ પુછયા અને થોડું મોડું થવાનું કારણ પુછયું પણ તેણે બધાના મનનું સમાધાન કરીને બધાને પ્રણામ કર્યા. એટલામાં રાજા ગુપ્ત રીતે દેવસભાના દરવાજાને અડીને આડો ઉભો રહીને આગળનો બધો ચમત્કાર જોવા લાગ્યો.

**ધરમ વાત વીરા અગોચરી, કળશ રૂપાના મુગતીના ઠામજી. ॥૪૯॥**
**તેવા સ્થાપ્યા ઘટપાટ જાણ, સર્વે ગત આવી દરશન કરે પ્રણામ. ॥૫૦॥**
**સર્વે ગત મળી વિનંતી કરે એકચિત્ત, અને પ્રગટ થયા ત્યાં શ્રી વૈકુંઠનાથ. ॥૫૧॥**
**સનસનકાદિ દેવ દેવતા અપાર, તે સર્વે આવી મળે દેવ સભા મોઝાર. ॥૫૨॥**
**કરણ કલ્પના યક્ષ દેવતા અપરંપાર, છપ્પન કરોડી મેઘાને બત્રીસ કરોડી કિન્નર. ॥૫૩॥**
**તેત્રીસ કરોડી દેવસુ આવ્યા રાજા સુરનર, આવ્યા ગણ ગંધર્વે દેવ ત્યાં અપાર. ॥૫૪॥**
**ઘટપાટ પૂજા સહુની સાથે કરે તારારાણી, બહુ સંતોષ્યા શ્રી વૈકુઠના ધણી. ॥૫૫॥**
**ત્યાં સભામાહે સતગુરૂજીને સેવે તે બાલગોપાલ, સર્વ આવી મળે ગત ગંગા મોઝાર. ॥૫૬॥**
**શ્રી રામ કહીને તારાબાઈ ઉભી થઈ અને આરાધ્યા શ્રી ભગવાનજી. ॥૫૭॥**
**યજુરવેદની સાંખ્યે ચાલતા, જપતા શ્રીરામનો જાપજી. ॥૫૮॥**
**તે રાણી સર્વે દેવ શુ વિદાય થાયે, સર્વે ગત વોળાવા જાયેજી. ॥૫૯॥**
**પણ થાળ લેવો કુંવરને કાજ, પોતે અનામત બાંધી લીધો સાથજી. ॥૬૦॥**
**પૂજા થઈને સહુ દેવતા ગુપ્ત થયા, એ સર્વે ચલિંત્ર જોઈ રાજા અચંબે થયા. ॥૬૧॥**
**દ્વાર બાહાર રાણીયે પગરખા મેલી હતીસત, તેની વખાણ કહું છું સાંભલો વાત. ॥૬૨॥**
**પગરખા સુવર્ણનીને જડિત્ર જડયા અપાર, રાજાયે એક પગરખું ઉઠાવી લીધી સાર. ॥૬૩॥**
**ક્ષણ એકમાં પગરખ ઉઠાવી લીધી જયાંય, ને રાજા વિરખ ઉપર ચઢી બેઠો જઈ ત્યાંય. ॥૬૪॥**

દેવસભાના દરવાજા પાસે ગુપ્ત રીતે ઉભો રહી રાજા જોવા લાગ્યો. તો એણે શું જોયું ? સામે મોટી યજ્ઞદેવી હોઈને એની પાસે ચાંદીના નાના સિંહાસન અને ચાંદીના જ કળશની સ્થાપના કરેલી છે. સર્વ ગતગંગા એ જગ્યાએ જમા થયેલી હોવાથી કળશ ઘટપાટની પૂજા થાય છે. તેની પાસે જ રત્નજડિત સુવાર્ણમય શુધ્ધ ધૃતની ત્રણ જ્યોતિ અને બીજા પાત્રમાં એક એવી જયોતિ પ્રગટતી હોવાથી એનો સૌમ્ય પ્રકાશ સર્વત્ર પ્રસરેલો છે. ઉદધૂપ, દિપ, ફળ, પુષ્પ, ગંધ, અક્ષતાવિ, સાધનોની પૂજા ચાલુ હોવાથી યુગધર્મને અનુકુળ એવા યજુર્વેદી ગાયત્રી મંત્ર અને વૈદક મંત્રોની પૂજા થાય છે. બ્રહ્મગાદી મુખ્ય સ્થાન પર તારામતીના પિતા વીરલોચન બેસીને તેની બાજુમાં પ્રસરેલા આસન પર યુગ ગુરૂ વસિષ્ઠ, સનક સનકાદિ, ઋષિ, દેવર્ષિ, બ્રહ્મર્ષિ, યક્ષ, મેઘ, કિન્નર, ગાણ, ગંધર્વ, અષ્ટવસુ, દિક્‌પાલ, આદિત્ય, રૂદ્રગણ,

અશ્વિનીકુમાર, સૂર્ય, ચંદ્ર, વાયુ, વરૂણ, કુબેર, યમ, ધર્મ, અગ્નિ, નારાયણ વૈકુંઠનાથ હોઈને બાજુમાં લક્ષ્મી, પાર્વતી, સાવિત્રી, સરસ્વતી, વગેરે સૃષ્ટિચક્રના દેવદેવતા પ્રગટ થઈને બ્રહ્મર્ષિ, વસિષ્ટાદિ ઋષિએ આપેલ આહુતી સ્વીકારીને પૂર્ણ તૃપ્ત અને આનંદીત થાય છે. તેણે આપેલ નૈવેદ્યનો સ્વીકાર કરીને પ્રસાદ માની ગતગંગામાં સદ્‌ભકતોને આપે છે. આશ્ચર્યકારક હકીકત પ્રત્યક્ષ આંખોથી જોતાં હરિશ્ચંદ્ર રાજા ગૂઢ વિચારમાં દિગ્મૂઢ થયો. એટલામાં એણે જોયું સતી તારામતી સર્વ દેવદેવતાઓને નમસ્કાર કરીને સદ્‌ગુરૂચરણે પ્રણામ કરે છે. બધાંએ તેને ઈષ્ટ વર આપીને સંતુષ્ટ કરી અને સર્વ દેવ સભા ગુપ્ત થઈ. બધાંએ તારામતીને પ્રેમથી સંદેશો આપી રોહિદાસને આપવા માટે એક પાંદડાના પાત્રમાં પ્રસાદ આપ્યો. એ લઈને તારામતી એના પિતાનો આશીર્વાદ લીધો અને તરત બહાર આવવા માટે વળી. ત્યાં દરવાજામાં રાણીના સુવર્ણમંડિત હીરમાણેક રત્ન જડેલી સુંદર મોજડી કાઢેલી હતી. તેમાંથી એક ઉપાડીને રાજા દોડતો જઈને તારામતી આવે તે પહેલાં ઝાડ ઉપર ચડીને બેઠો અને આગળ શું થાય છે તે જોવા લાગ્યો.

તાહા થકી તારારાણી સંચર્યા, ગતગંગાને કીધો પ્રણામજી. ॥૬૫॥
રાણી પગરખ એક ન જોઈ અચંબે થઈ ઘણી, હવે લજ્જા રાખજો હો ત્રિભુવનના ધણી. ॥૬૬॥
પગરખની ચોરી થઈ એક પગની, સહુ ગતને પડિયો વિચારજી. ॥૬૭॥
ચિંતા મુકોરે વીરા કરો વિનંતી, કળસ રૂપી મુગતનો ઠામજી. ॥૬૮॥
આરાધ કરીને બાઈ ઉભા થયાં, સ્વામી તારૂ બ્રીદ તું સંભાળજી. ॥૬૯॥
હો સ્વામી અંબઋષિ રૂખ્માંગદ, તેના કીધા મોટા મોટા કાજજી. ॥૭૦॥
સીધ્રવશીને હો સ્વામી તારીયા, તે ગયા નગરી સાથે કૈલાસજી. ॥૭૧॥
બંધન કાપ્યા સ્વામી ધ્રુવ પ્રહલાદના, તેણે આલ્યા અવિચલ રાજજી. ॥૭૨॥
દયા આણો પ્રભુ ભગત તણી, કુદરતી પગરખ આલી તેણી વારજી. ॥૭૩॥
કુદરત પગરખ પ્રગટ થઈ તતકાલ, બહુ અચરત થયા હરિશ્ચંદ્ર ભુપાલ. ॥૭૪॥
પગરખ પહેરી બાઈ ઉભી થઈ, ગત ગંગાને કીધા પ્રણામજી. ॥૭૫॥
તાહા થકી તારારાણી સંચર્યા, પેગડે મુકયો છે પગજી. ॥૭૬॥
તાહાથકી તારારાણી સંચર્યા, વિરલોચન રડતા જાયેજી. ॥૭૭॥
રહો રહો રે વીર લોચના, તમને હોસે વૈકુંઠનો વાસજી. ॥૭૮॥
વળાવી વિરલોચન પાછા આવ્યા, ફરી જુવે ફરી જુવે હેતજી. ॥૭૯॥
રાજા વૃક્ષથી ઉતર્યા જાણ, ઘોડા પાસે આવી ઉભા રહ્યા નિરવાણ. ॥૮૦॥
ઉભારે રાજા સહુ ચરિત્ર જુવે, પછી લાગે સોહી સાથે જાયેજી. ॥૮૧॥
તારામતી રાણી ઘોડા ઉપર સવાર થઈ, ઘોડાને પગલે રાજા પાછા આવે સહી. ॥૮૨॥
તાહા થકી તારારાણી સંચર્યા, જઈ રહ્યા ગંગાજી પાસજી. ॥૮૩॥
સુતો સાયર વીરા જાગીયો, વચે વચે દીધી છે વાટજી. ॥૮૪॥
તાહા થકી રાણી સંચર્યા, જઈ રહ્યા વારપાળને પાસજી. ॥૮૫॥
તાલા ભોગલ ભાંગી સત લોહા તણી, આપેઆપ ઉઘડીયા કમાડજી. ॥૮૬॥
તાહા થકી તારારાણી સંચર્યા, જઈ રહ્યા ઘોડસાલ માહેજી. ॥૮૭॥

ઘોડો બાંધ્યોરે તેજી હંસલો, ઉતર્યા ચિત્ર પલાણજી. ॥૮૮॥
તાહા થકી તારારાણી સંચર્યા, જઈર હ્યા રાજ મંદિર માહેજી. ॥૮૯॥
સેજે સુતો રાજા નિદ્રા કરે, પોઢો પોઢો મંચક ઉપરજી. ॥૯૦॥
મંદિર જઈને બાઈ ઉભી થઈ, થાળ મેલી તાખ માહેજી. ॥૯૧॥
સતના શણગાર સારીયા, લીધા છે સેજના શણગારજી. ॥૯૨॥
તાહા થકી તારારાણી સંચર્યા, જઈ રહ્યા રાજ દુવારેજી. ॥૯૩॥
તારારાણીયે દીવો પ્રગટયો, રતન મેલ્યા ચારી પાયેજી. ॥૯૪॥
સેજે સુતો રાજા નિદ્રા કરે, તારારાણી ચાંપે છે પાયજી. ॥૯૫॥

દેવસભામાંથી બધાનો આશીર્વાદ લઈને તારામતી બહાર આવી અને જુએ છે કે પોતાની એક મોજડી નથી. આજુબાજુમાં ઘાણું જોયું, પણ એક મોજડી દેખાતી નહોતી. તારામતી અને સર્વજાણ આશ્ચર્યચકિત થઈને હવે શું કરવું એની ચિંતા કરવા લાગ્યાં. છેલ્લે તારામતીએ જ કહ્યું, આપણી સાક્ષાત્ જાગૃત પૂજાવસ્થામાં જ આપણે આરાધના કરીએ. એમ કહીને બધાં અંદર ગયાં. તારામતી મનોભાવથી આરાધના કરવા લાગી: કે હે સ્વામી ! આજે મારી લાજ જવાનો સમય આવ્યો છે. મોજડીની કિંમત નહીં પણ એ યોગથી મારા ઉપર સંકટ આવી પડશે. રાજાને આ વાત જાણાતાં જ મારા કુળ-શીલ અને ગુણ વગેરે ચારિત્રને કાળીમા લાગશે અને દેવસભાની ગુપ્તતા રહેશે નહીં. પ્રભુ ! પૂર્વકાળમાં તમે અંબરિષ, રૂક્ષ્માંગદ, ધ્રુવ, પ્રહલાદ વગેરે સદ્ભકતોના મોટા મોટા કાર્યો કરીને એમને સંકટમુકત કરીને અમર કર્યા. હું પણ પામર તમારી એ ક્ષુદ્ર દાસી તમને મનોભાવથી શરણે આવી છું. મારા શીલરક્ષણ માટે મારી ઉપર કૃપા કરો.' રાણી એવી કલ્પાંત વિનંતી કરે છે ત્યાં જ એક કુદરતી મોજડી અંતરીક્ષમાંથી નીચે આવી. તે પહેલી મોજડી જેવીજ એકદમ બરાબર જોડીની મોજડી જોઈને રાજા હરિશ્ચંદ્ર તો આશ્ચર્યચકિત થયો. પણ બધી સતગંગાને પણ આનંદ થયો. હર્ષોત્ફુલ્લ અંતઃકરણથી તેણે ગતગંગાને ફરી પ્રણામ કર્યા. ત્વરીત ત્યાંથી એ ઘોડા પાસે આવી. તેના પિતા તેને આશીર્વાદ આપવા માટે વારંવાર ફરીફરીને જોઈને અત્યંત ગદ્ગદ્ પ્રેમાળ વાણીથી બોલ્યાઃ 'હે પુત્રી ! તારું રક્ષણ પરમેશ્વર કરે. તારી સેવા સાર્થક હો. ધન્ય ભાગ્ય મારા કે તારા જેવી કન્યારત્ન મને મળી. ધન્ય ભાગ્ય હરિશ્ચંદ્ર રાજાને કે કુલતારણ સતી તેને મળી, પોતાના ગુણોથી અને સેવાથી અમને બધાંને સંતોષિત કર અને પોતાની સાથે બધાંની ઉધ્ધારક હો.' અતિશય પ્રેમથી સ્નેહાર્દ્રતાથી આશીર્વાદ આપીને આંખોના આંસુ લુછીને વિરલોચન આશ્રમમાં ગયા. એ કરૂણ દ્રશ્ય જોઈને હરિશ્ચંદ્ર પણ દ્રવ્યા. પણ હવે આગળ શું થાય છે એ જિજ્ઞાસાથી અને આતુરતાથી એ જોવા લાગ્યાં. સર્વ જાણ દ્રષ્ટિથી દુર થતાં જ રાણી ઘોડા પર સવાર થઈ ગઈ. એટલામાં હરિશ્ચંદ્રએ પણ ઝાડ ઉપરથી નીચે ઉતરીને એની પાછળ પાછળ એ પણ જવા લાગ્યો. ઘોડો વાયુવેગે નીકળી ગંગાતીરે આવ્યો. પૂર્વ પ્રમાણે ગંગાએ તેને વાટ કરી આપી. પછી નગરના મુખ્ય સપ્ત દ્વાર પાસે આવતાં જ દરવાજા આપોઆપ ઉઘડી ગયા. રાણીએ અંદર પ્રવેશ કરતાં જ દરવાજા પૂર્વવત બંધ થયા. પછી અશ્વશાળામાં જઈને રાણીએ પલાણ વગેરે ઉતારી ઘોડાને બાંધ્યો. એટલા સમયનો ફાયદો [illegible]  રાજા પોતાના મહેલમાં જઈને પલંગ ઉપર સુઈ ગયો. થોડી વાર પછી તારામતીએ આવીને જોયું રાજા હજુ ઉંઘે છે. નિરાંતનો એક શ્વાસ લઈ તે પોતાના મહેલમાં ગઈ. કુમાર રોહિદાસ માટે આપેલ પ્રસાદની થાળ તેણે ખુણામાં મુકી શયન મંદિરમાં આવી. પૂજાનો વેષ ઉતારી જાપમાળ વગેરે મુકી રાજવેષ-શયનવેષ ધારણ કર્યો. દિવો પ્રગટ કરીને ધીમેથી રાજાના પગ જોડે બેસીની એમની ચરણસેવા કરવા લાગી. રાજા મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો, હવે શું કરવું,

રાણી તારામતીને કઈ રીતે પુછવું એનો તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો.

**આળસ મરડી રાજા બેઠો થયો, રાણી સપનુ લાધુ છે થોરજી. ॥૯૬॥**
**તમે હો રાણી તમારે પિયરે ગયા, ત્યાં ઘટપાટની પૂજા કરતા જોયાં. ॥૯૭॥**
**તાહા થકી તારારાણી બોલીયા, સ્વામી સાંભળો મારી વાતજી. ॥૯૮॥**
**તારામતી કહે સાંભળો સ્વામી સાર, સપનાની વાત કેમ હોસે હો નિરધારજી. ॥૯૯॥**
**કુડુ સપનુ રાજા ન ભાકીયે, હીનકળા હોસે જીવના નાસજી. ॥૧૦૦॥**
**હરિશ્ચંદ્રરાય ત્યારે બોલીયા, રાણી સાંભળ મારી વાતજી. ॥૧૦૧॥**
**રીસે રીસે રાજા રાતા થયા, થર થર કાપે સહુ ગાત્રજી. ॥૧૦૨॥**
**નાના કટકા રાણી રાઈ તણા, મોટા મોટા મિરગ પરમાણજી. ॥૧૦૩॥**
**હાથમા ખડ્ગ લઈ રાજા બોલ્યા જાણ, સાચું કહે રાત શું લાવેછે થાળ. ॥૧૦૪॥**
**હારે રાણી હવે જો તું બાહેર પગ કાઢે તો વાઢુ આજ, અમે જોયું જે દાસી કહેતી તે સાચ. ॥૧૦૫॥**
**ત્યાં અઢારવર્ણ એકઠી મળે છે રાત, તે સર્વે કરે છે ઘટપાટ પૂજાની વાત. ॥૧૦૬॥**
**તાહા થકી તારારાણી બોલીયા, સાંભળો રાજા મારી વાતજી. ॥૧૦૭॥**
**સ્વામી તમે દાસી વચન પ્રમાણ કરીને જે, શું જખો છો આળ પંપાળ તે. ॥૧૦૮॥**
**સ્વામી તમો ખડ્ગ મેલો તો અમે સતકહું તતકાલ, અમે અબલા ઉપર શું બોલો આળ. ॥૧૦૯॥**
**ત્યાં રાજા હરિશ્ચંદ્ર કોપ કર્યુ બહુ કાજ, અમને હજુર થાળ દેખાડો આજ. ॥૧૧૦॥**
**તે રાણી અમને જુઠા કરે છે આપ, હવે તારૂ સહુ મળ્યું છે પાપ. ॥૧૧૧॥**
**તે એવા વચન સુણી રાણી મંદિરમાં જાય, ત્યાં વિનંતી કરે ત્રિભુવન રાય. ॥૧૧૨॥**

આળસ મરડીને રાજા પલંગ પર બેઠો અને રાણીને કહ્યું: 'રાણી, મને હમણાં જ ખુબ વિચિત્ર સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં મને એમ દેખાયું કે તું તારા પિયર ગઈ અને ત્યાં ઘટપાટની પૂજા કરતાં જોયાં. તારારાણી તરત જ હસીને બોલી 'સ્વામી સ્વપ્નની ઘટના સત્ય જ હોય અથવા એમ જ હોય એવું નથી હોતું અને સ્વામી, અસત્ય એવા સ્વપ્નનો તમે વિચાર સુધ્ધા ન કરશો, એ માટે હીનવિચાર આવે છે. નિષ્ક્રિયતા આવીને જીવનનો નાશ પણ થાય છે. રાણીના આ વચન સાંભળતાં રાજાને ભયંકર ક્રોધ આવ્યો. ગુસ્સાથી એ લાલબુંદ થયો તેની બધાં ગાત્રો થરથર કાંપવા લાગ્યાં. શ્વાસ જોરજોરથી વહેવા લાગ્યો અને તે રાણીને બોલ્યો: 'રાણી, અસત્ય પોતે બોલીને મને તું અસત્ય ઠેરવે છે ? આ જો તલવાર ! આ તલવારથી તારા રાઈ રાઈ જેટલા ટુકડા કરીને પશુ આગળ નાંખીશ ! સાચું કહે રાત્રે તું મારો ઘોડો લઈને ક્યાં ગઈ હતી ? તું તારા પિયર ગઈ હતી કે નહીં ? તું ધ્યાન રાખ. આજથી ઘરની બહાર પગ મુકયો તો આ તલવારથી તારી ઘાત કરીશ. દાસીએ મને સત્ય કથન કહ્યું એ મેં પ્રત્યક્ષ જોયું અને મને અસત્યપણાનો કાલીમા લગાવે છે ?' તારામતી આજીજી કરીને બોલી: 'સ્વામી, તમે દાસીનું વચન સત્ય માનીને મારા ઉપર આ આરોપ કરો છો. તમે મારા ઉપર શસ્ત્ર ઉગામશો તો હું તત્કાળ મારા શિર પર સહન કરીશ. પણ આ અબળા પર આવો આળ આપીને કલંકિત કરશો નહીં.' રાણીના આ વચન સાંભળીને રાજાને અધિક ક્રોધ ચડયો. અત્યંત કોધીષ્ટ થઈને તેણે રાણીને પુછ્યું કે:- હું કહું છું આ જો તને આળ લાગે છે. હે રાણી, મને તું અસત્ય ઠેરવે છે પણ યાદ રાખ ! તારા બધાં પાપોનો ઘડો આજે ભરાઈ ગયો એ નિશ્ચિત સમજ. હું પ્રત્યક્ષ જોઈને જ તને કહું છું, કોઈના પણ વચન પરવિચારીને તને દોષ આપતો નથી, તો પ્રત્યક્ષ

મને જે જે દેખાયું, અનુભવ્યું તેની ઉપરથી જ મે તને સત્ય પુછયું છે. રાજાનું વચન સાંભળીને રાણીને વિચાર થયો. હવે શું કરવું ? સર્વ સત્ય કથન કરવાથી દેવસભાની ગુપ્તતા રહેશે નહીં અને રાજા એ બધી વાતનો છેડો લગાવીને દેવસભાને ઉધ્વંસ કરી નાંખશે. આ બીકથી ચુપ થઇને તે પોતાના મહેલમાં આવી. અને મનોમન ત્રિભુવનપતિને વિનંતી કરવા લાગી.

**સ્વામીજી સદા સુખીયા ભકતોના આધાર, ફરીયાદ કરે છે તારારાણી નાર. ॥૧૧૩॥**
**આરાધ કરીને બાઇ ઉભી થઇ, સ્વામી તમારૂ બ્રીદ તમે સાંભાલોજી. ॥૧૧૪॥**
**પાછલા ભગત સ્વામી તારીયા, તેના કીધા મોટા મોટા કાજજી. ॥૧૧૫॥**
**અંબરીષ, ધ્રુવ હો સ્વામી તમે તારીયા, તેણે આપ્યા અવિંચલ રાજજી. ॥૧૧૬॥**
**બંધન કાપ્યાં સ્વામી પ્રહલાદનાં, તેણે આલ્યો વૈકુંઠવાસજી. ॥૧૧૭॥**
**રાણીની સ્તુતી ચાલી તતકાળ, ત્યાં રાજા ઉભા છે મહાવિક્રાળ. ॥૧૧૮॥**
**તારારાણી થાળ લાવી ઉભા જહાં, સર્વે આપે દષ્ટે દેખતાં તહાં. ॥૧૧૯॥**
**આ સદગુરૂ વચને થાળ મટી છાબડી નિપજે જહાં, રાજા હરિશ્ચંદ્ર અચરજ થાય છે તહાં. ॥૧૨૦॥**
**તે આ સતગુરૂનો પ્રસાદ જેહ, કણકણના મોતી નિપન્યા તેહ. ॥૧૨૧॥**
**ત્યાં પોળી થઈ નાગરવેલના પાન, ને પ્રસાદીનો ફળ નિપન્યા જાણ. ॥૧૨૨॥**
**તે તો થયા સર્વે સતગુરૂ કેરે વચન, તે ફળ બીજોરાના થયા નિરવાણ. ॥૧૨૩॥**
**કહીયે જે કમોદ કેરો ફૂલ, તે સતગુરૂ એ કીધા જુઇ કેરા ફૂલ. ॥૧૨૪॥**
**જાસ્વંદ બકુલ ફૂલ અતિ ઘણા, સ્વામી તુ છે ભકતોના પ્રતિપાલજી. ॥૧૨૫॥**
**એણી રીતે પેરના ભોજન નિપન્યા જહા, રાજા હરિશ્ચંદ્ર ઈમાન આણ્યો તહા. ॥૧૨૬॥**
**થાળજોઇને રાજા અચરજ થયો, રાણી અમને આ ધર્મ દેખાડોજી. ॥૧૨૭॥**
**રાજા હરિશ્ચંદ્ર ખડ્ગ નાખી ઉભા રહ્યા જેહ, રાણી એ ધર્મના મર્મ સર્વે પરખ્યા જેહ. ॥૧૨૮॥**
**રાણી તમે અમકુળ તારણ આવ્યા જેહ,હવે અમને દેખાડો સત્ ધરમ તેહ. ॥૧૨૯॥**

રાજાનાં એ કઠોર વચન સાંભળી રાણીને ખુબ ખોટું લાગ્યું. પ્રાણ જાય તો વાંધો નહી, શરીરના ટુકડા થાય તો પણ વાંધો નહીં પણ દેવસભાનું ગુપ્તત્વ અબાધિત રહે એવું એને લાગતું હતું. રાજાની આજ્ઞા ઉલ્લાંઘાય નહીં. તે મનમાં વિચાર કરતી હતી. રાજાએ થાળ જોઇને મનમાં હજુ કંઇ ગેરસમજ કરી લીધી તો મોટો અનર્થ થશે માટે તેણે ભગવાનની મનોમન આરાધના શરૂ કરી. છેડો પ્રસરીને તેણે ભગવાનને પ્રાર્થનાપૂર્વક પોતાની માંગણી કરી કે, 'હે સ્વામી, જગન્નિયંત્યા હવે મારી નહીં પણ તારી જ લાજ જવાનો સમય આવ્યો છે. હું તો કિચિંત તમારી દાસી છું. તમારા સેવકોનું રક્ષણ કરવા હે ભગવાન તું જ દોડી આવે. હે શ્રી રામ ! તું જલ્દી પ્રગટ થઇને આ દાસીની આબરૂંનું રક્ષણ કર. ગદ્ગદીત વાણીથી એ ભગવાનની આરાધના કરે છે, નયનમાં આંસુની એક સરખી ધારા વહે છે, એટલામાં રાજા હરિશ્ચન્દ્ર તલવાર લઇને ત્યાં આવ્યો અને મોટેથી ગર્જના કરીને બોલ્યોઃ 'રાણી રાણી બતાવે છે કે નહીં મને સત્યવાત નહીં તો મુકુ શસ્ત્ર તારા ગરદન પર ? રાણીએ સત્ય વાત કહી. સત્ય હકીકત સાંભળીને રાજાની બુધ્ધિ ચકરાઇ ગઇ. પોતે રાત્રે જોયું શું અને આ પ્રત્યક્ષ અહીં શું છે ! રાજાને કંઇ કરતાં કંઇ સમજ પડતી નહોતી. છેલ્લે તેણે હાથમાંનું ખડ્ગ ફેંકીને એ પ્રેમથી રાણી પાસે જોઇને બોલ્યો, 'હે સતી, તું કોઇપણ પ્રકારે દોષી નથી. તું કુલતારક સતી છે. અમારા

કુળનો ઉધ્ધાર કરવા માટે જ અમારા અનંત જન્મના પુણ્યથી તારો મેળાપ થયો છે. મેં તારા પર અનન્વિત આરોપ મુકયો તેનો મને પશ્ચાતાપ થાય છે. તું જે ધર્મનું પાલન કરે છે. તે તું મને કહે. મને પણ એ ધર્મની સેવા કરવી છે. તો રાણી તે આચરેલ સતપંથધર્મનું મર્મ હવે મને પૂર્ણપણે સમજાયું છે. આ ત્રૈલોકયમાં મુકિતપદ એવા આ સતપંથધર્મ જેવો અન્ય કોઇ પણ નથી. મુકિતપદ લઇ જનાર એવા આ ધર્મત્તત્વનું તું મને માર્ગદર્શન આપ. હું પણ એ પ્રમાણે વર્તીને દેવસભાની સેવા કરીશ.

**રાજા તમે રાજ કરીને કરો પાર, પણ આ સતપંથ છે ખાંડા કેરી ધાર. ॥૧૩૦॥**
**ખરી ખોટા ખાધે ખોટ ભાંગસે આળ, એવો સતપંથ છે જેવા શીરના બાલ. ॥૧૩૧॥**
**હારે રાજ સિંહાસન વાલુ તમને રાજ, અને એના વગર ગમશે નહિ આજ. ॥૧૩૨॥**
**કહે તમુને વાલો ઘોડો તેજી હંસલો, અને વાલા મંદિરમાં વાસ. ॥૧૩૩॥**
**તમને વાલી તારાલોચની નાર, અને વાલા કુંવર રોહિદાસ. ॥૧૩૪॥**
**પ્રેમે પ્રજાને બાંધ્યા ગામ ગરાસ, તે સર્વે રાજા તમને મેલાવશે ધર્મને કાજ. ॥૧૩૫॥**
**આ ગુરૂજી સર્વે માગે સતશુ જહા, જો પુરૂ અવિંચલ ઇમાન હોય ત્યાંહા. ॥૧૩૬॥**
**આ ગુરૂજી રાજપાટ સર્વે માગશે જેટલે, તે વળી કાળજુ કાયા માગશે તોયે. ॥૧૩૭॥**
**રાણી એ સર્વે રાજપાટ અમે આપીશું મન, અને આ સતગુરૂ કહે તો આલુ વન. ॥૧૩૮॥**
**જો અમે સતપંથ પ્રમાણુ સતવચન, તે પછે આ જીવને ચાલુ ઉદક અન્ન. ॥૧૩૯॥**
**રાજાયે સતગુરૂ કારણે સવાલાખ છંદ મેલ્યા જેહ, અને સવાલાખ ઘર આસનધારી તેહ. ॥૧૪૦॥**
**તે ઘેર સવાલાખ ભટ વાંચતા પુરાણ, તેણે આ સતગુરૂ વચને સર્વે મેલ્યું નિરવાણ. ॥૧૪૧॥**
**તેણે બેતાલીસ લાખ રાજા મુજરે આવતા જેહ, છન્નુ લાખ ઘોડા પાયગામાથી ચઢતા તેહ. ॥૧૪૨॥**
**મુલકે મુલક એણી આણ ફરતી નિરવાણ, એવા રાજા રાજ કરતા પરમાણ. ॥૧૪૩॥**
**તેણે દરભ કોઠડીઆ પાર નહી છેહ, સર્વે સતગુરૂના વચને મેલ્યા તેહ. ॥૧૪૪॥**
**તે ભકત હરિશ્ચંદ્રને સતગુરૂની સેવા કીધી સતશુ જેહ, અને જન્મવ્રત પાળ્યા તેહ. ॥૧૪૫॥**
**હરિશ્ચંદ્રે લોહાર ઘેર ઘણ કુટયા જાય, ભાઇતેણે ખરી ખટી કરીને ખાધું ત્યાંય. ॥૧૪૬॥**
**તે રાજાએ દેવસભા ઘેર લાવ્યા જાણ, તેણે સુખશુ નિંદ્રા ન કીધી નિરવાણ. ॥૧૪૭॥**
**રાતદિન સેવા કીધી એકે ધ્યાન, તે આ સતગુરૂજીને વચન પરમાણ. ॥૧૪૮॥**

તારામતી બોલીઃ 'મહારાજ તમે સુખેથી કાલક્રમણ કરીને નીતિનિયમોથી રાજ્યનું પાલન કરીને પ્રજાને આનંદીત કરો. મેં આચરેલો આ યુગધર્મ સતપંથ અત્યંત વિકટ અને સૂક્ષ્મ છે. તલવારની ધાર પર ચાલવા પ્રમાણે આ સતપંથનું આચરણ છે. સ્વકષ્ટ (પરિશ્રમ)થી અને સત્યથી ઉપાર્જન કરેલ ધનસંપત્તિનો આપણા નિર્વાહ માટે વિનિયોગ કરવો, આસકિત રહિત કર્મ કરીને એ બધાં જ કર્મ ઇશ્વરાર્પણ કરવા. કાયિક, વાચિક અને માનસિક હિંસા પણ તમારા હાથે ન થાય એવી દક્ષતા લેવી. સદૈવ નિર્મલ શુધ્ધ અને પવિત્ર ક્રિયાકર્મ કરીને મન પ્રફુલ્લીત કરી અત્યંત પ્રેમથી દયાર્દ્રતાથી ઇશ્વરનું સ્મરણ કરવું વગેરે વગેરે આ બધાં ક્રિયાચરણ આ ધર્મનં છે. આ આટલો મોટો ભાર વહી લઇને આ ધર્મ પ્રમાણે ચાલવું કઠણ પડશે, માટે સ્વામી મારી તમને એવી વિનંતી છે કે, તમે આટલા મોટા રાજ્યના ધણી છો. કેટલું મોટું અફાટ તમારું ચતુરંગ સૈન્ય, કેટલાંક માંડલિક રાજા નિત્ય તમારી પાસે તમારી આજ્ઞામાં રહે છે. તમારા મંત્રી સભાજન,

તે જ પ્રમાણે આ રાજસભાના નૃત્ય ગાયન નાનાવિધ છંદ અને તેમાં રમતા મનને આ ધર્મ રૂચશે નહીં. માનવામાં આવશે નહીં કે આ હજારો લાખ ભાટ પોતાની નિત્ય વાહવાહ કરીને કથાપુરાણ ગાયન કરીને તમારું મન રિઝવે છે. આ બધું છોડીને તમારું મન એ ધર્મ આચરણમાં રમશે નહીં. ગામ ગામમાં અને દેશ દેશમાં તમારી રાજ્યશાસનની ખ્યાતી પ્રસરેલી છે. એ યશના સુપ્રસિધ્ધિમાં આ ધર્માચરણથી ન્યુનતા થશે. કારણ આ સતપંથ ધર્મમાં આચરણ કરતાં બધી એષણોનો ત્યાગ કરવો પડે છે. પુત્રેષણા, દારેષણા, વિત્તેષણા, લોકેષણા આ બધાનો ત્યાગ કર્યા સિવાય સત્ય ધર્માચરણ થઈ શકશે નહીં. માટે જ કહું છું મહારાજ, તમે તમારા આ રાજકારણમાં રહીને સુખથી કાલક્રમણ કરો. આ ધર્મનું આચરણ કરવાથી સતગુરૂના વચન શિરોમાન્ય માનીને તેની આજ્ઞામાં અને સેવામાં રહેવું જ પડશે. તમારું સર્વસ્વ અર્પણ કરીને તેમના કેવળ દાસ સેવક છીએ, આ પ્રમાણે ભાવ અંતરમાં રાખીને સંસારમાં રહેવું આ પ્રકારનું તત્વ આ ધર્મમાં છે. ધર્માચરણ કરતાં કદાચિત ઈશ્વરાજ્ઞા થઈ તો રાજ્યનો ત્યાગ કરવાની પાત્રતા હોવી જોઈએ. તમારી ગમતી રાણીનો, પ્રાણથી પ્રિય એવા પુત્રનો પણ સમય પર ત્યાગ કરવો પડશે, પોતાને વેચીને પણ ઉદરનિર્વાહ કરવો પડશે. આ પ્રમાણેની પરિસ્થિતિ આવે નહીં પણ કદાચિત આવે તો ધૈર્યથી, નિશ્ચયથી વચન આપીને પોતાના સત્વનું પોતે રક્ષણ કરવું જોઈએ. મહારાજ એટલે હું ઝોળી ફેલાવીને તમારી પાસે ક્ષમા માગું છું. નાનામોઢે મોટી વાત કરી હું તમને દુભવી શકતી નથી. મને ક્ષમા કરો અને આ વિચાર મનમાંથી કાઢી નાંખો.'

રાજા હરિશ્ચંદ્ર બોલ્યાઃ 'હે સાધ્વી રાણી, એ બધી વાતમાં હું તૈયાર છું. સતપંથનો પાલનકર્તા સત્વરક્ષક કરતા હું બધી ઈચ્છા, વાસના, કામના છોડવા માટે તત્પર છું. અમૌલિક એવા દ્રવ્યભંડાર, આ રાજ્યપદ, સ્ત્રી, પુત્ર વગેરેનો પણ સતગુરૂની આજ્ઞા થવાથી ત્યાગ કરી, આ ધર્મનો સ્વીકાર કરીને દેવસભાની સેવા કાર્ય સિવાય હું અન્ન પણ ગ્રહણ કરીશ નહીં.'

રાણી તારામતીને વિસ્મય લાગ્યું. રાજાનો દ્રઢનિશ્ચય જોઈને તેણે સદગુરૂ વસિષ્ઠ મહારાજને એવી વિનંતી કરી, ત્યારે વસિષ્ઠ મુની રાજાને સતપંથના, સત્યધર્મના, મુકિતમાર્ગના સર્વ ભેદ ઉકેલી બતાવ્યા. અગમ્ય આગમવાણીનું કથન કરીને જન્મસાફલ્ય કરવા માટે સાધના વગેરે બધાનું જ્ઞાન શીખવ્યું.

ભકિતભાવ પ્રેમથી તેણે તનમનથી ગુરૂસેવા કરીને આત્મજ્ઞાન સંપાદન કર્યું. રાત્રીના સમયે વેષ પલટીને લુહાર પાસે ઘણ એરણ ઠોકવાનું કામ પણ કરીને સ્વકષ્ટની કમાણી કરીને ધનસંપત્તિમાંથી દાનધર્મ કરીને દેવપૂજા કરી. વીરલોચનના ઘેર થતી દેવસભાનું સ્થાન પોતાના ઘેર એકાન્ત જગ્યાએ માંડી ત્યાં જ તેણે ગુરૂસેવા, નામસ્મરણ, ભકિતપૂજા, ધ્યાન સેવાનાં વ્રત શરૂ કર્યા અને આજન્મ આ વ્રત પાળવાનું ઠેરવ્યું. બધાંને આનંદ આનંદ થયો. જનતા જનાર્દન સુધી આ બધી વાતોની જાણ થઈ. પ્રધાન મંત્રી પણ રાજાના આ વ્રતપાલનથી આનંદીત થઈને એ પણ જ્ઞાન શ્રવણ સ્મરણ સેવા પૂજા વગેરે કરીને રાજાના કાર્યમાં અનુમોદન અને પ્રોત્સાહન આપવા લાગ્યા. જ્યાં ત્યાં હરિશ્ચન્દ્ર તારામતી અને રોહિતદાસ એમની ધવલ કીર્તિની સુગંધ પ્રસરી. સર્વલોકમાં આગમન થનારા શ્રીરામ અવતારનું ચરિત્ર ગુરૂ વસિષ્ઠના મુખમાંથી સાંભળી દ્રઢ શ્રધ્ધાથી ભકિતપ્રમાણે તેનું સ્મરણ કરવા લાગ્યા.



**હવે વિશ્વામિત્રના પરછા લખ્યા છે નિરવાણ, તમે સુણો મુનિવરો એકે ધ્યાન. ॥૧૪૯॥**
**એક દિન શ્રી વૈકુંઠનાથ પોતે પધાર્યા આપ, અને કદલી વન છે જયાં મહા વિખ્યાત. ॥૧૫૦॥**
**તે વનમાં તપસ્વી સદગુરૂ વસિષ્ઠ આવીયા આપ, ત્યાં શ્રીહરિયે તેવોને પુછી વાત. ॥૧૫૧॥**
**હવે સ્વામી દૈત્ય સકલ પ્રગટ થયો ઉત્પાત, તમે ગુરૂજી કહો દેવસભાની કુલ વાત. ॥૧૫૨॥**

**તે દેવ સભામાંહે નારદ ઋષિવર આવ્યા જેહ, તહા સર્વે દેવે બહુ કીધા માન તેહ. ॥૧૫૩॥**
**સર્વે લોકમાં રાજા હરિશ્ચંદ્ર બહુ સત્યવાદી છે જેહ, એમ દેવ સભામાહે જઈ બોલ્યા તેહ. ॥૧૫૪॥**
**ત્યારે વિશ્વામિત્ર બોલ્યા અમે બ્રહ્મતપ સાધ્યો જહીં,હવે એણે હું છલ પાડું જઈને તહી. ॥૧૫૫॥**
**શું તેથી અદકો થયો નહી, આંગુષ્ટ ઉપર બ્રહ્મતપ તેણે અર્પુ તહી. ॥૧૫૬॥**
**ગુરૂ વસિષ્ઠ કહે સ્વામી તમને વિનવું પ્રકાશ, હરિશ્ચંદ્રના તમે સત રાખજો પુરાવો ભક્તની આસ. ॥૧૫૭॥**
**ત્યાંથી ગુરૂ વસિષ્ઠ વાસે પ્રવાસી મોકલ્યો ત્યાં, રાજા હરિશ્ચંદ્ર તારારાણી હતા જયાં. ॥૧૫૮॥**
**રાજા હરિશ્ચન્દ્ર શું પ્રવાસી બોલ્યા ત્યાં, વિશ્વામિત્ર માગે તે કહેજે હાં. ॥૧૫૯॥**
**જો અમરાપુર લેવાનો અરથ હોયે, તો તમે મુખમાંથી ના ન કહેસો ત્યાંયે. ॥૧૬૦॥**
**સ્વામી તમે આજ ગુરૂજી ભલે પધાર્યા તાત, નહી તો અમારે જીવ નરકે જાત. ॥૧૬૧॥**
**આજ ગુરૂજી તમને મસ્તક કાપીને આપીયે તોયે, ગુણ ઓશિંગણ ના થઈયે તોયે. ॥૧૬૨॥**

એકવાર જગત વિહાર કરવા નીકળેલા ભગવાન વૈકુંઠનાથ કદલી વનમાં રહેલા વસિષ્ઠ ઋષિના આશ્રમમાં આવ્યા અને તેમણે બધા કુશળક્ષેમ પુછ્યા. વસિષ્ઠે કહ્યું સ્વામી તમે તો સર્વાન્તાર્યામી અને સર્વસમર્થ છો. દિવસો દિવસ રાક્ષસ પ્રબળ થાય છે. અન્યાય, અનાચાર, અત્યાચાર, હિંસાચાર વગેરે કૃત્યો થાય છે. રાવણ, કુંભકર્ણ, પ્રહસ્ત, મહોખર અને અન્ય રાક્ષસો માથા ઉપર કાઢીને જુએ છે. ઋષિમુનિઓને તપસ્વીઓને તેમનાથી ઉપદ્રવ થવા લાગ્યો છે. પણ વિશેષ એવી ચિંતાજનક પરિસ્થિતિ નથી. પણ સ્વામી તમારા ચરણોમાં એક વિનંતી છે.

પરમ દિવસે દેવસભામાં સર્વ દેવો સમક્ષ એક લક્ષ્યવેધી ઘટના ઘટી. સર્વ સભા ભરેલી હોઈ સર્વ દેવ ઋષિ વગેરે બેઠા હોઈ ત્યાં નારદ મુનિ આવ્યા. ઈંદ્રે નારદની પૂજા વગેરે કરીને સ્વાગત કર્યું અને કંઈક અભૂતપૂર્ણ જોવામાં આવ્યા હોવાનું કથન કરવું એમ વિનંતી કરી. ત્યારે નારદ બોલ્યાઃ ' દેવેન્દ્ર આજ અયોધ્યાના હરિશ્ચંદ્ર રાજા પાસે હું ગયો હતો. તેના જેવો સત્વશીલ, સત્યવ્રત, પુણ્યવાન અને ધર્મરત રાજા મને લાગે છે કે દેવલોકમાં પણ જોવા મળશે નહીં. એ રાજાના પ્રધાન પણ રાજા પ્રમાણે જ સદાચાર સંપન્ન, દયાળુ અને ધર્મરત એવા છે. એ રાજાની સ્ત્રીનું નામ તારામતી અને પુત્રનું નામ રોહીદાસ છે. દેવેન્દ્ર, એની સ્ત્રી અને પુત્ર પણ રાજા પ્રમાણે જ પૂર્ણ સત્વશીલ છે. વધું શું પણ આજ હરિશ્ચિંદ્ર રાજાની સરખામણી કરનાર ત્રિભુવનમાં કોઇ નથી. તેણે મૃત્યુલોકમાં જ પ્રતિસ્વર્ગ નિર્માણ કર્યું છે એવો તો સત્વશીલ છે. નારદે કરેલી સ્તુતિ સાંભળીને અનેક ઋષિએ માથું ડોલાવ્યું.' વસિષ્ઠ આગળ બોલ્યાઃ 'હે સ્વામી મેં પણ કહ્યું ખરેખર એ હરિશ્ચંદ્ર રાજાની યોગ્યતા તેવી જ વિલક્ષણ છે. તેના જેવો દાનશૂર સત્વશીલ અને ધર્મરત રાજા એવો સાંપ્રત આ ત્રિભુવનમાં એ એક જ છે.'

હરિશ્ચંદ્રનાં વખાણ સાંભળીને વિશ્વામિત્રને ખુબ ગુસ્સો આવ્યો. વિશ્વામિત્ર ઋષિ મારો પહેલાંથી દ્વેષ કરે છે. એ બોલ્યાઃ 'વસિષ્ઠ, તું સુર્યવંશનો પુત્ર હોવાથી હરિશ્ચંદ્રના નિષ્કારણ વખાણ કરે છે. અરે ગમે તેટલું કરો પણ એ મૃત્યુલોકમાં વાસ કરનાર, તેની બરાબર સ્વર્ગ લોકોના રાજા સાથે કંઇ રીતે થાય ? તેની કસોટી કરવાથી એ કેટલો સત્વશીલ છે તે ત્યારે જ દેખાશે.' તેની વાણી સાંભળી મે કહ્યું, 'અહો વિશ્વામિત્ર ઋષિ, આપણે ગમે તેટલો પ્રયત્ન કરીશું તો પણ હરિશ્ચંદ્ર સત્ય કદી ચળશે નહીં. આવી મારી પૂર્ણ ખાત્રી છે. રાજા પોતાના પ્રાણ પણ ખર્ચી નાંખશે પરંતુ સત્ય જવા દેશે નહીં. મારી આ વાણી સાંભળી વિશ્વામિત્ર સંતાપ્યા તે બોલ્યાઃ 'વસિષ્ઠ, એમ હોય તો હું તે હરિશ્ચંદ્રને હમણાં જ સત્યમાંથી ચલાવું છું. હું એવી પ્રતિજ્ઞા કરું છું કે, હરિશ્ચચંદ્ર રાજાને સત્યમાંથી ચલાવીશ જ ચલાવીશ અને જો મારો

પ્રયત્ન ફોગટ ગયો તો હું આજ સુધી જે અનેક તપ કર્યા છે એના પુણ્ય હરિશ્ચંદ્રને અર્પણ કરીશ.' એમ પ્રતિજ્ઞા કરીને વિશ્વામિત્ર તરત સભામાંથી નીકળી ગયા. વિશ્વામિત્ર આ કૃતનિશ્ચયી છે તે આવું કંઈક કર્યા વગર છોડશે નહીં. માટે પ્રભુ તમને મારી એવી છે કે, ભકતનું સત્વરક્ષાણ કરવું. એની બધી આશા આકાંક્ષા પુરી કરીને ઉપકૃત કરવું એવું મને લાગે છે.'

ભગવાને વસિષ્ઠને આશ્વાસન આપીને કહ્યું: 'વિશ્વામિત્ર કેટલોય મારા ભકતોને ત્રાસ આપશે તો તેના હૃદયમાં બેસીને હું તેનું અને તેના સત્વનું રક્ષાણ કરીશ, તમે ચિંતા કરશો નહી પણ તાત્કાલીક એ ભકતને પરિસ્થિતિની જાણ કરો.' એમ કહીને ભગવાન અંતર્ધ્યાન થયા. વસિષ્ઠ મુનિ ત્યાંથી નીકળી અયોધ્યા અને એમણે હરિશ્ચંદ્રને મળીને ઈંદ્ર સભામાં ઘડાયેલી હકીકત અને વિશ્વામિત્રએ કરેલી પ્રતિજ્ઞા જાણાવી. એ બોલ્યા: 'રાજા, વિશ્વામિત્રએ તને સત્વ પરાવૃત્ત કરવાની પ્રતિજ્ઞા કરીને એ સિધ્ધાશ્રમમાં આવીને રહેલ છે તો એ આશ્રમમાં તું જઈશ નહીં અને પ્રસંગ આવ્યો તો સત્વથી ચળીશ નહીં.' કુલગુરૂ વસિષ્ટની આજ્ઞા હરિશ્ચંદ્રએ શિરોમાન્ય કરી અને બોલ્યા: 'સ્વામી સદ્ગુરૂનાથ આજ ખરેખર આપે પૂર્ણ કરી મને જાગૃત કરેલ એ જ મહાન ઉપકાર છે. તમારી આજ્ઞાથી એક રતિભાર પણ અલગ રીતે હું વર્તીશ નહીં. આ શિરકમળ જો અર્પણ કરવાનો સમય આવે તો તમારી કૃપાથી હું પાછળ ખસીશ નહીં. તમારા નામને અને સત્યને હું કદી પણ કલંક લગાવીશ નહીં એવા આશીર્વાદ તમે આપો.' વસિષ્ટમુનિએ રાજાને અને રોહિદાસને એવો આશીર્વાદ આપી તેમને આ કસોટીમાંથી યશ મળે માટે પોતે અનુષ્ઠાન કરવા માટે એ પોતાના આશ્રમમાં નીકળી ગયા.

**ત્યાં વિશ્વામિત્ર કદલી વનમાં પોતે પધાર્યા આપ, અને સુવર મંત્રનો કીધો જાપ. ॥૧૬૩॥**
**જયારે વિશ્વામિત્ર પોતે ગયા જહા, અને વરાહનું રૂપ લીધું તહા. ॥૧૬૪॥**
**તે રાજાની વાડી વલંભી છે જયાં, તેના ફલફૂલ ઘટપાટને ચઢે છે ત્યાં. ॥૧૬૫॥**
**ત્યાં જઈ વાડીના વૃક્ષ ઉખેડયા જયાં, રાજા હરિશ્ચંદ્ર કોપીયા ત્યાં. ॥૧૬૬॥**
**રાજા રીસે ચઢીને આવ્યાં ત્યાંહા, અને વરાહ વણસાડ કરે છે વાડીમાંહા. ॥૧૬૭॥**
**રાજાએ વાડી વિટીને બોલ્યા એમ, હવે વરાહ ભાગસે કેમ. ॥૧૬૮॥**
**જેના રેવંત હેઠેથી વરાહ જો જાય, તેનો દેશ નિકાલજો થાય. ॥૧૬૯॥**
**ત્યારે વિશ્વામિત્ર વિચારે મન, હવે એ રાજાને કાઢું વન. ॥૧૭૦॥**
**અમે રાજાના અશ્વ આગળ નિસરૂ જાણ, બાકી કોનુ ના લેઉ નામ. ॥૧૭૧॥**
**સમરથ શિકાર ચાલ્યો જેહ, રાયના રેવંત હેઠળ નિસર્યો તેહ. ॥૧૭૨॥**
**ત્યારે રાજા હરિશ્ચંદ્ર વરાહ પાછળ ધાય, અને શિકાર તો ચાલ્યો જાય. ॥૧૭૩॥**
**તે સહી વિશ્વામિત્ર જોય, અને બ્રાહ્મણરૂપ લીધું છે ત્યાંય. ॥૧૭૪॥**
**બ્રાહ્મણ રૂપ થયાં જે જયાં, અને રાજા ઉભા રાખ્યા ત્યાં. ॥૧૭૫॥**
**તે વિશ્વામિત્રે બાલક બે નિપાવ્યા મોડે, રાજા એ વર કન્યા છે બેઉ જોડે. ॥૧૭૬॥** 
**જો રાજા તમે ના ન કહીને ઉભા રહો મારે નહી જોર,નહી તો વળી અમે પરણાવીશુ નવકરોડ. ॥૧૭૭॥**
**રાજા હરિશ્ચંદ્રે વરકન્યાના દાન દઈ પરણાવ્યા તહા, અને નદી વિશ્વામિત્રી વહે જહા. ॥૧૭૮॥**
**જયારે પેલા ઋગ્વેદી મંગલ વરત્યા જહાં, ત્યારે હસ્તી અંકુશ દીધા છે તહા. ॥૧૭૯॥**
**જયારે બીજા યજુરવેદી મંગલ વરત્યા જયાં, ત્યારે ઘોડા ચાબુક સોપ્યા તાહાં. ॥૧૮૦॥**

**ત્રીજા સામવેદી મંગલ વરત્યા સહી, અને અરથ ભંડાર કુંચીસુ આલ્યા તહી. ॥૧૮૧॥**
**ચોથા અથર્વવેદી મંગલ વરત્યા જાણ, ત્યારે ધરતી પ્રિથમી સોપ્યા તેણે ઠામ. ॥૧૮૨॥**
**રાજાયે હસ્તિ ઘોડા ભંડારને પ્રિથમી આપી જહાં, સેવા મંગલ ચાર ભણાવ્યા તહા. ॥૧૮૩॥**
**જયારે ચતુરવેદી ચોરી વરતાની સહી, ત્યારે બ્રાહ્મણ વાત રાજાસુ કહી. ॥૧૮૪॥**
**હારે રાજા તમે કન્યાદાન દઈ રહ્યા, ત્યાં હવે વરકન્યા સંતોખ્યા અહાં. ॥૧૮૫॥**
**હવે આચાર્ય કાંઇ આપસો જેહે, અને ઔટ ભારસુવર્ણ માંગું તોયે. ॥૧૮૬॥**
**સ્વામી અમો હાથ જોડીને આલીસુ જેહ, નહી તો તમ આગળ ધરીશું દેહ. ॥૧૮૭॥**
**અમે અન્ન પાણી ત્યારે આરોગીશું, જયારે અમે બ્રાહ્મણના ઋણથી છુટસું. ॥૧૮૮॥**

વિશ્વામિત્રે હરિશ્ચંદ્ર રાજાને સત્વભ્રષ્ટ કરવાની ઘોર પ્રતિજ્ઞા કરીને એ દેવસભામાંથી ઉઠી નીકળી ગયા. એ અયોધ્યા નજીકના સિધ્ધાશ્રમમાં આવીને રહ્યા. એ જગ્યાએ તેણે એક અગ્નિકુંડ સિધ્ધ કર્યો અને પોતે અગ્નિકુંડ પાસે બેઠા અને પોતાના શરીરમાંથી લોહી કાઢીને એમાં ચોખા પલાળી એની આહુતી તે અગ્નિકુંડમાં આપવા લાગ્યા. વિશ્વામિત્રની આ ઉગ્ર તપશ્ચર્યા જોઇને અગ્નિકુંડમાંથી પ્રત્યક્ષ ભવાની શકિતની મૂર્તિ નીકળી. તેણે વિશ્વામિત્રનું છિન્ન ભિન્ન થયેલ શરીર પૂર્વવત કરીને વર માગ એમ કહ્યું ત્યારે વિશ્વામિત્ર બોલ્યાઃ ‘હે માતા ભવાની, અયોધ્યા રાજા હરિશ્ચંદ્રને સત્વભ્રષ્ટ કરવાની પ્રતિજ્ઞા મેં કરી છે. આ મારા કાર્યને તમે મદદ કરો. મને સાંબરી વિદ્યા આપો. હું મનમાં ધારું એવું રૂપ લેવાની અને એ પ્રકારે વાતાવરણ નિર્માણ કરવાની મારામાં શકિત આપો.’ ભવાની ‘તથાસ્તુ’ કહીને અદ્રશ્ય થઇ ગયાં.

વિશ્વામિત્રએ અસુર મંત્રનો જાપ કરીને સુવરનું રૂપ ધારણ કર્યું. એ પ્રચંડ વરાહ રાજાની વાડીમાં જઇને ત્યાંના ફળ-ઝાડના અને ફુલ-ઝાડનો નાશ કરવા લાગ્યો. એ ફળ-ફુલ ઘટપાટની પૂજા માટે રાજા કાયમ માટે ઉપયોગમાં લેતા. તેમના રક્ષણ માટે તેણે ખાસ રક્ષકો નીમ્યા હતા. એમને કોઇ પ્રકારની દાદ ન આપતાં સુવરે એ ઉપક્રમ ચાલુ રાખ્યો. રક્ષકોએ ઘણા પ્રયત્નો કર્યા પણ કંઇ ઉપાય ન થયો. એમણે હરિશ્ચંદ્રને સમાચાર આપ્યા. એ સાંભળી રાજાને ક્રોધ આવ્યો અને ડુકકરના શિકાર માટે એ પોતે તલવાર ધનુષ્યબાણ લઇને નીકળ્યા.

રાજા હરિશ્ચંદ્ર વાડીમાં જઇને જુએ છે તો આખી વાડી ઉધ્વસ્ત થયેલી દેખાઇ. એ જોઇ એને ખુબ દુઃખ લાગ્યું. એટલામાં એને એ પ્રચંડ વરાહ દેખાયો. તરત જ રાજાએ દ્વેષથી એની ઉપર બાણ છોડયું પણ અત્યંત ચપળતાથી તેણે બાણ ચુકાવ્યું. ઘણા પ્રયત્ન કર્યા પણ વરાહ હાથમાં આવતો નથી. પછી રાજાએ આખી વાડીને સૈનિકોથી ઘેરી લીધી અને આદેશ આપ્યો કે જેની પાસેથી સુવર છટકી જશે તેને દેશ નિકાલની સજા થશે. ત્યારે વરાહરૂપી વિશ્વામિત્રે વિચાર્યુ કે રાજા પાસેથી છટકીને રાજાને અરણ્યમાં લઇ જાઉં. આમ એક બે નહીં પણ સેંકડો બાણ ચુકવીને એ સુવર રાજાની આગળથી દોડવા લાગ્યો. રાજા સાથે સારા એવા સૈનિકો હતા પણ કોઇને પણ દાદ ન આપતાં બધાંની નજર ચુકવીને એ રાજાની આગળ જતો હોવાથી હાથનો શિકાર જશે એ શંકાથી અધિક ત્વરીત ગતિથી એની પાછળ ઘોડો દોડાવવા લાગ્યો. એમ કરતાં કરતાં એકલા રાજાને વિશ્વામિત્ર ખુબ દુર અરણ્યમાં લઇ ગયા.



છેલ્લે રાજા થાકયા. કોઇ સાથે ન હોવાથી એકલા રાજાએ પણ આગળ જવાનું ટાળ્યું અને ઘોડા પરથી ઉતરીને જળાશય પાસે હાથ-પગ ધોઇને વિશ્રાંતી લેવા માટે બેઠા. એટલામાં એને નજીકમાં એક ઝુંપડી દેખાઇ અને એક વૃધ્ધ

બ્રાહ્મણ ચિંતામાં બેઠેલો દેખાયો. રાજા તરત ઉઠીને એ વૃધ્ધ પાસે ગયા અને બોલ્યાઃ 'હે બ્રાહ્મણ દેવ, તમે આમ ચિંતીત અને ઉદાસ કેમ છો ? તમને કોઈનાથી કોઈ ત્રાસ છે ? હોય તો મને કહો, હું તમારો દુઃખનો ભાર હલકો કરીશ. બ્રાહ્મણ બોલ્યોઃ 'ના, ના એવું કંઈ દુઃખ કે કોઈનાથી કોઈ ઉપદ્રવ નથી, પણ.... તમે શા માટે અમારી માટેત્રાસ વેઠો છો ! પૂર્વ કર્મદોષને લીધે મને આ ગરીબી પ્રાપ્ત થઈ છે. ગમે તેમ કરીને મારું કામ થઈ જશે.'બ્રાહ્મણનું લાચારીપણું જોઈને રાજા અધિક ઉત્સાહથી બોલ્યોઃ 'ભૂદેવ, તમે એ નિઃશંક મનથી ખુલ્લા દિલથી કહો. હું અયોધ્યાપતિ રાજા હરિશ્ચન્દ્ર છું. આપણા રાજ્યના ગરીબ રંજ પિડિત પ્રજાનું દુઃખ હળવું કરવું મારું કર્તવ્ય જ છે. તમારું શું કામ છે મને કહો. હું તે પૂર્ણ કરીશ. બ્રાહ્મણ બોલ્યોઃ 'મહારાજ, તમે આગ્રહ જ કરો છો તો કહું છું. આ મારો પુત્ર છે. તેનું લગ્ન કરવું છે. અને આ છોકરી વહુ છે. એમ અમે નિશ્ચિત કર્યુ છે. પણ આ છોકરીને આ જગતમાં નથી પિતા કે નથી માતા અને ભાઈ નથી, આપ્તજન વગેરે કોઈ નથી. માટે કન્યાદાન કોણ કરી શકશે ? તેના અભાવે આ લગ્ન રદ થાય છે. હું સમર્થ હો તો કંઈક ખટપટ કરીને લગ્ન કરી આપત પણ હું પડયો કંગાલ. મારી તમારા પર પણ કંઈ એવી જબદસ્તી નથી. તમારી ઈચ્છા ન હોય તો રહેવા દો. હું કંઈક બીજો ઉપાય શોધીશ.' બ્રાહ્મણના બોલ સાંભળી રાજા વધારે ઉતાવળથી બોલ્યાઃ 'એમ કેમ કહો છો ભૂદેવ, ઓહો તમે માંગો એ કન્યાદન આપવા હું તૈયાર છું તમે સંકલ્પ કહો એ પ્રમાણે હું દાન કરું.' બ્રાહ્મણ ઋગ્વેદી મંત્રાનુસાર મંગલ ગાયન કરીને સંકલ્પ કહ્યો તે અનુસાર સર્વ હાથીદળ મહાવત સહિત બ્રાહ્મણે માગ્યાં. યજુર્વેદી મંત્રના મંગલ ગાયન પછી અશ્વદળ માંગ્યાં. સામવેદી મંત્ર ગાયન પછી સંપૂર્ણ અર્થભંડાર અને અથર્વવિદી મંત્ર કહ્યા પછી નવખંડ પૃથ્વી રાજ્ય એણે માંગ્યાં. રાજાએ ભાષ્ય આપ્યા પ્રમાણે બ્રાહ્મણે માંગેલ સર્વ દાનનો સંકલ્પ પૂર્ણ કર્યો. મનમાં કિંચીત પણ ઉણપ ન લાવતાં એણે વર-કન્યાને અને સર્વ રાજ્ય સૈન્ય સાથે અને અર્થ ભંડાર સાથે એને સ્વાધીન કર્યું. છેલ્લે બ્રાહ્મણ બોલ્યોઃ 'હે ઉદાર બુધ્ધિ રાજા, તારા ઉદારપણાનાં ખરેખર વખાણ કરવાં જોઈએ. તે કન્યાદાન આપી વધુવરને સંતુષ્ટ કર્યા પણ આ ગરીબ બ્રાહ્મણને દક્ષિણામાં સવાભાર સુવર્ણ હું ઈચ્છા કરું છું.' રાજા બોલ્યોઃ 'બ્રાહ્મણ દેવ, એ પણ હું તમને આપીશ. તમે મારી સાથે આવો અને સંકલ્પ પ્રમાણે દાન તમારા તાબા હેઠળ લો. એમ કહી રાજા હરિશ્ચંદ્ર એ બ્રાહ્મણને રાજ્યમાં લઈ આવ્યો.

રાજા હરિશ્ચન્દ્રએ તાત્કાલીક રાજદરબાર ભરાવીને સર્વ પ્રજાજનોને રાજસભામાં બોલાવ્યા. તારામતી અને રોહિદાસ એમને પણ સભામાં બોલાવ્યાં અને બધાની સમક્ષ નિવેદન કર્યુ. મારા પ્રાણથી પણ પ્રિય એવા સભાજનો, પ્રજાજનો આજ સુધી રાજાના સંબંધથી મારા હાથે જેવી સેવા થઈ એવી મેં કરી. પણ આજ હું તેમાંથી નિવૃત્ત થાઉં છું. કારણ મારી પાસે બેઠેલા આ બ્રાહ્મણ મહારાજને મેં આખુ રાજ્ય દાનમાં આપેલ છે. આજથી હવે તમે બધા એમની આજ્ઞાનું પાલન કરશો.'

એટલામાં બ્રાહ્મણ બોલ્યોઃ 'રાજા દક્ષિણા આપું છું એમ કહીને મને અહીં લઈ આવ્યા છો ! પણ મારી દક્ષિણાની હજુ વાત કરતા નથી ! બ્રાહ્મણને દક્ષિણા આપવા માટે રાજા ભંડાર ખાનામાંથી સવાભાર સુવર્ણ મંગાવા લાગ્યા. ત્યારે બ્રાહ્મણ રાજાને બોલ્યો, 'રાજા તેં તારું સંપૂર્ણ રાજ્ય અર્થભંડાર સાથે કન્યાદાન વખતે મને દાન કર્યું છે, ત્યારે તારો હવે અહીં કશાય ઉપર અધિકાર નથી. હું કહું છું એ અસત્ય છે એમ કહી જો તારું સત્વ ગમાવવું હોય તો હું મારા આવેલા માર્ગે પાછો જાઉં છું.' વૃધ્ધ બ્રાહ્મણની એ વાણી સાંભળીને હરિશ્ચંદ્ર રાજાને ધ્યાનમાં આવ્યું. એ બ્રાહ્મણને કહે, 'મહારાજ, તમે જરા શાંત થાઓ એટલે હું તમારી દક્ષિણાની કંઈક વ્યવસ્થા કરૂ છું. તમે એ બાબતે ચિંતા ન કરશો. આ પ્રમાણે રાજા અને બ્રાહ્મણની અયોગ્યવાણી સાંભળી બધાને એનો ગુસ્સો આવ્યો અને બધા તિરસ્કાર કરવા લાગ્યા. ત્યારે એ

બ્રાહ્મણ સંતપ્ત થઈને બોલ્યોઃ 'હરિશ્ચંદ્ર તું સત્વશીલ કહેવડાવે છે અને લોકો પાસેથી મારી આવી અવહેલના કરાવે છે ? દક્ષિણા આપવી નથી એમ કહે તો હું અહીંથી નીકળી જાઉં છું.' 'મહારાજ, ના એમ કહેવું અમારાથી કદીપણ થશે નહીં. મારા શરીર પર આ અલંકાર છે તે તમે તમારી દક્ષિણામાં લો.' રોહિદાસ બોલ્યોઃ 'મહારાજ તેમજ હું પણ મારા શરીર પરના અલંકાર તમને દક્ષિણા માટે આપવા તૈયાર છું. તમે અમારા બંનેના શરીર પરના અલંકાર ખુશી થઈને લો અને મારા પિતાને તમારા ઋણમાંથી મુકત કરો. એ બ્રાહ્મણ ગર્જના કરીને બોલ્યોઃ 'અરે મુર્ખો, તમારા શરીર પરના વસ્ત્રો અને અલંકારો પર મારી સત્તા છે. એ જ દાન અને એજ દક્ષિણા એમ કરીને તમને તમારું સત્વ ગુમાવવું હોય તો મને વાંધો નથી.' બ્રાહ્મણ આગળ બોલ્યોઃ ' રાજા હરિશ્ચંદ્ર તને જો તારું સત્વ રાખવું હોય તો એક ઉપાય છે એ જ કે તું નિષ્કિંચન સ્થિતિમાં મારા રાજ્યમાંથી સ્ત્રીપુત્ર સાથે બહાર નીકળી જા અને પ્રયત્ન કરીને સવાભાર સુવર્ણ મેળવીને મને આપ. એમ કરવું ન હોય તો સત્વ પર પાણી મૂક એટલે હું કંઇ ન માગતા નીકળી જાઉં.' બ્રાહ્મણની વાત સાંભળીને હરિશ્ચન્દ્ર રાજા બોલ્યા, 'મહારાજ તમે કહો છો એ ખરૂ છે. સંપૂર્ણ પૃથ્વી પણ મેં તમને દાનમાં આપી દીધી છે. પણ દસમુ ખંડ કાશી ક્ષેત્ર માત્ર રહેલ છે તો ત્યાં જઈને હું સ્ત્રી પુત્ર સાથે પોતાનો વિક્રય કરી લઉં છું અને તમારી દક્ષિણા આપું છું.'

રાજાની વાણી સાંભળીને નગરજનોની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. પ્રધાન અને સૂજ્ઞ પ્રજાજનો બોલ્યાઃ 'મહારાજ અમે નગરજનો રાજા માટે સુવર્ણ આપીએ પણ તમે રાજાને ઋણમાંથી મુકત કરો. એમની વાત સાંભળી બ્રાહ્મણ હસ્યો અને બોલ્યો, 'અરે રાજાએ તો સર્વ રાજ્ય મને અર્પણ કર્યુ છે તો પ્રજાના વિત્ત પર અને જિવીત પર પણ હવે મારી સત્તા છે એ તમને કેમ ખબર નથી પડતી ?' ત્યારે હરિશ્ચંદ્ર બોલ્યાઃ 'મહારાજ હવે મારી સાથે વારાણસી ક્ષેત્રમાં આવો ત્યાં તમારી દક્ષિણા હું આપું છું. તમારી દક્ષિણા વગર હું અન્ન પાણી પણ લઈશ નહી. એ બ્રાહ્મણ બોલ્યો, 'સારું ! તારી માટે હું વારાણસી આવું છું. તમે ત્રણેય હવે પોતેપોતાના વસ્ત્રો અને અલંકાર અહીં કાઢીને એક એક વસ્ત્ર પહેરી કાશીના માર્ગે ચાલો. તમે ત્યાં પહોંચો ત્યાં સુધી હું પણ પાછળ આવું છું.' બ્રાહ્મણની આજ્ઞા પ્રમાણે રાજા રાણી ને રાજપુત્ર ત્રણેયે વસ્ત્રાલંકાર કાઢીને મુકયા અને એક એક વસ્ત્ર પહેરીને એ કાશીના માર્ગે નીકળ્યા.

**ત્યાં રાજા હરિશ્ચંદ્ર તારારાણી કુંવર રોહીદાસ, ત્રણે જણા માર્ગે ચાલ્યા તે સાથ. ॥૧૮૯॥**
**રાણી દેવસ્વામીને પુછે જાણ, ગુરૂજી ઘણી એક સ્તુતિ કરૂ તમોને પરમાણ. ॥૧૯૦॥**
**સ્વામીજી અમોને આસ તમારી બહુ, વિનંતી કરી તમશું કહું. ॥૧૯૧॥**
**સ્વામીજી અમે ક્રિયા આચાર વિના છીયે આજ, સ્વામી તમે રાખો અમારી લાજ. ॥૧૯૨॥**
**સ્વામી તમે ભાર દીયા અમે શીર સહી લીયા આજ, તો હવે લેવા અમરપદનું કાજ. ॥૧૯૩॥**
**સ્વામી અમે કોટ ગઢ તો મેલ્યા આજ, સતગુરૂ વચને મેલ્યાં નગરના રાજ. ॥૧૯૪॥**
**ત્યારે રાજા હરિશ્ચંદ્ર કહે રાણી સાંભળો કાજ, આપણા સતગુરૂજીને પુછો આજ. ॥૧૯૫॥**
**અવર કોય અદકી કરણ કમાવીયે અહા, ત્યારે પછી અમને ન કહેસો તહા. ॥૧૯૬॥**

**તો સ્વામીરાજ આ ગુરૂજીનો શબ્દ શીર ચઢાવીયે આપ,તો આપણ સતસુ વેચાઈયે શિર ધરીયે ન પાપ. ॥૧૯૭॥**
**અમે તો દેવશુ હોઈએ આપ, તો હવે સર્વે જુગના જાયે પાપ. ॥૧૯૮॥**
**હરિશ્ચંદ્ર તારાલોચન કુંવર રોહિદાસ, એ ત્રણે જણ ચાલ્યા કાશીખંડમાં વેચાવા આપ. ॥૧૯૯॥**
**રાજ નગર મુકીને ચાલ્યા જે દન, ત્યારે લોક રૈયત કરે રૂદન. ॥૨૦૦॥**

**મહેલવાસ છોડી ચાલ્યા હરિશ્ચંદ્ર રાયે, ત્યાં સર્વે નગરમાં પડીયો ત્રાહે. ॥૨૦૧॥**
**રાજા ચાલતા લોક રોતા ના રહે લગાર, અને બેઠા બ્રાહ્મણ કરે પુકાર. ॥૨૦૨॥**
**તાહા રોવે ઘાંચી મોચી સાઈ સુતાર, અને રોયે રૈયત વર્ણ અઢાર. ॥૨૦૩॥**
**રોયા માલી તંબોલી કુણબી કુંભારને રૈયત સારી, ત્યાં રોયા ખત્રી વાણીયા વૈશ્ય વેપારી. ॥૨૦૪॥**
**ત્યાં રોવે ગુલામ ગોવાલીયો લોહાર, રોયા છે માછી કાછી વાળંદ અપાર. ॥૨૦૫॥**
**તાહા રોવે જાટભાટ સાથી ભટયારે ભટ, રોયા ભવૈયા ઘંચાવાલો સલાટ. ॥૨૦૬॥**
**તે નગર છોડીને ચાલ્યા સતવાદી રાયે, અને વિશ્વામિત્રે પાણીની પરબો માંડી તોયે. ॥૨૦૭॥**
**એ પરબીયો પાણી પાયે છે જાહા, પણ સતી સત ના ચુંકે તાહા. ॥૨૦૮॥**
**વિશ્વામિત્રે બહુ છલ કપટ કરી છળ્યા રાયે, સતગુરૂયે બળ પુરાવ્યું તેણે સોયે. ॥૨૦૯॥**
**હાજરદેવ સદભકતના હ્દે, તે ના છળાયે વિશ્વામિત્રના તપે. ॥૨૧૦॥**

સત્યવાદી હરિશ્ચંદ્ર, ભકિતમતી સતી તારામતી અને માતૃપિતૃ ગુરૂભકત બાળક રોહિતદાસ બ્રાહ્મણની આજ્ઞાથી શરીર પરના કિંમતી વસ્ત્રો અને અલંકાર ઉતારી સાદા વસ્ત્રે રાજ્યમાંથી બહાર જવા લાગ્યાં. ત્યારે પ્રથમ ત્રણે જાણાં દેવસભાના મહેલમાં આવ્યાં. ભગવાનને અને કળશ ઘટપાટને, દિવ્ય જ્યોતિને પ્રણામ કરીને તેમણે પ્રાર્થના કરી ત્યારે રાણી તારામતી અને રાજાએ ભકિતભાવ પ્રેમથી ભગવાનને વિનંતી કરી કે, 'હે અખંડજ્યોતિ સ્વરૂપ નારાયણ કલશોદ્દ્ભવ ભગવાન અમને તમારા દર્શનની, તમારા સ્વરૂપની પ્રાપ્તિની અત્યંત આશા હતી. આ આગમ સ્વરૂપી શ્રીરામચંદ્ર પ્રત્યક્ષ પ્રગટ રૂપ આ નયનોથી જુએ એવી અમારી આંતરિક અભિલાષા હતી, પણ તમારી કૃપાથી વંચીત અમે ઉણિયાચારી, પાપી, કૃતધ્ન, તમારા એ મનોહર સ્વરૂપનું દર્શન લેવા સર્વસ્વી અપાત્ર છીએ. અમારા દુર્ભાગ્યે તમારી સેવા પણ પૂર્ણપાણે થઈ શકી નહીં. માટે અમારી એજ બધું કંઈ છે એમ માની અમારી લાજ તમે રાખો. હે જગદીશ્વર ! તમારી આજ્ઞા વગર આ જગતમાં એક પાંદડું પણ હલી શકતું નથી. તમે અમારા શિર પર સત્યપાલનનો જે ભાર આપ્યો છે એ આનંદથી સહન કરવાની શકિત પણ અમને તમારા સિવાય બીજુ કોણ આપી શકનાર છે ? આજે આ નગર અને રાજ્ય છોડીને જવાનું અમારા નસીબે આવેલ છે માટે અમે દુઃખી થયા નથી પણ તમારી સેવામાં અંતર થશે માટે ખોટું લાગે છે. સ્વામી અમારી તમારા ચરણારવિંદમાં એક જ પ્રાર્થના છે કે, પ્રાપ્ત પરિસ્થિતિમાં અમે કયાંય હોઈશું તો પણ તમારૂ સ્મરણ નિત્ય આ હ્દયમાં રહેશે એવી કૃપાદ્રષ્ટિ અમારા પર કરો. દેવસભામાં હાજર થવાનું સદ્ભાગ્ય જો અમારૂ ન હોય તો તમારૂ સ્મરણ એજ બધું કંઈ છે એમ માની અમારી મતિ બુધ્ધિ સદૈવ તમારામાં લીન રહે એવી પાલવ પ્રસારીને માંગણી માગીએ છીએ.' ગદ્ગદીત અંતઃકરણથી પ્રાર્થના કરીને પ્રાપ્ત પરિસ્થિતિએ ધૈર્યથી દેવસભામાંથી નીકળી ભવ્ય રાજપ્રસાદમાં સૌને વંદન કરીને ત્રણે નગર બહાર આવ્યાં. એ વખતે હજારો પ્રજાજન રાજાને વળાવવા આવ્યાં અને  નાના બાળકોની જેમ રડવા લાગ્યાં. ત્યારે રાજા બધાને સમજાવી કરીને કાશી માર્ગે ચાલ્યાં. જેમણે કદીતાપ-તરસનો સંસર્ગ કર્યો નથી એવી સુકુમાર તારામતી અને કુમાર રોહિદાસ રાજા હરિશ્ચંદ્ર સાથે માર્ગ કાપતાં હતાં. ત્યારે વિશ્વામિત્રએ ભયંકર ઉષ્ણતા નિર્માણ કરી એ યોગથી સર્વ પુથ્વી તપી ગઈ. આવી પરિસ્થિતિમાં તેનું સત્વ હરણ કરવા માટે વિશ્વામિત્ર વૃધ્ધ બ્રાહ્મણનું રૂપ લઈને માર્ગ પર આવ્યા અને રાજાને યાચના કરીને બોલ્યાઃ 'હું એક ગરીબ બ્રાહ્મણ છું. કૃપા કરીને

તમારાં પગનાં પગરખાં આપો. પત્ની ગર્ભવતી છે અને બાળક નાનું છે. તેના પગ આ તાપથી તપી ગયા છે. કૃપા કરીને તમારા પગનાં પગરખાં આપો.' બ્રાહ્મણની દીન વાણી સ્થિતિ જોઇને એ ત્રણેએ પોતાનાં પગરખાં એમને સ્વાધીન કર્યા અને અડવાણે પગે એ આગળ માર્ગક્રમણ કરવા લાગ્યાં.

વિશ્વામિત્ર મહાપરાક્રમી મુનિ હતા. એણે હરિશ્ચંદ્રનું સત્ય હરણ કરવા માટે દરેક પ્રયત્ન કરવાનું ઠેરવી સૂર્યને પ્રખર તાપ પાડવા અને વરૂણને સર્વપાણી ન હોય એમ કરવા કહ્યું. તપઃસામર્થ્યથી સર્વ દેવતા ઉપર વિશ્વામિત્રનો અધિકાર ચાલતો હતો. આજ્ઞા થતાં જ સૂર્યએ હરિશ્ચંદ્રના માર્ગે અગનજાળ જેવો તાપ કર્યો અને વરૂણે પાણી સુકવી દીધું. વિશ્વામિત્રએ આવી વ્યવસ્થા કર્યા પછી હરિશ્ચંદ્ર, તારામતી અને રોહિદાસ એમને ખુબ કષ્ટ થવા લાગ્યું. માર્ગ તપતાં લોખંડ પ્રમાણે તપવાથી એમના પગમાં છાલા થયા અને તૃષાથી ત્રણેના પ્રાણ વ્યાકુળ થયા. એટલામાં એ અરણ્યમાં વિશ્વામિત્રએ જોરદાર પવન વહાવ્યો ત્યારે એ અરણ્યમાં હરિશ્ચંદ્ર, તારામતી અને રોહિદાસ એમ ત્રણે એકબીજાથી અલગ થઇ ગયાં. ઋષિ વિશ્વામિત્રએ આટલી વ્યવસ્થા કર્યા પછી જે માર્ગે હરિશ્ચન્દ્ર ચાલતા હતા એ માર્ગ પર એક નાનું માયાવી ઉપવન, સુંદર પાણીની પરબ ઉત્પન્ન કરી. અહીં એ ત્રણે જંગલમાં એકબીજાની શોધ માટે ભટકતાં હોઇ રાજા હરિશ્ચંદ્ર એ પરબ પાસે આવી પહોંચ્યા. ત્યારે પાણકનો વેશ લીધેલા વિશ્વામિત્રે, રાજાને કહ્યું, 'હે મહાભાગ, આ થોડું સાકરપાણી લો.' રાજા બોલ્યાઃ 'મહારાજ મારા શ્રમથી બીજાને સંતુષ્ટ કરવું આ મારો ધર્મ છે. બીજાના શ્રમથી હું સુખી થઉ એ અનુચિત છે. એ માટે આ પરબનું પાણી મારાથી પીવાશે નહીં.' એમ કહી રાજા આગળ નીકળી ગયો. રાજા ગયા પછી તૃષાથી વ્યાકુળ તારામતી ત્યાં આવી. તેને જોઇને એ વેષધારી પાણક બોલ્યોઃ 'બાઇ, કોણે આ તારી સ્થિતિ કરી છે ! હવે અહીં બેસ, પાણી પી, થોડી વિશ્રાંતિ લે અને પછી આગળ જા.' પાણકની વિનંતી તારામતીએ નકારી. ત્યારે એ પાણક બોલ્યોઃ 'બાઈ તું એકદમ પાગલ છે. હરિશ્ચંદ્ર જેવા સત્વશીલ રાજા જેવા આ પરબનું પાણી નિઃશંકપણે પીવે છે, પછી તને પીવામાં શું વાંધો છે ? આગળ સો કોસ સુધી પાણી નથી તને આટલો આગ્રહ કરૂ છું. જો હરિશ્ચંદ્ર રાજા હજુ હમણાં વિસામો લેતો બેઠેલો છે,' એમ કહી વિશ્વામિત્રએ એક માયાવી હરિશ્ચન્દ્રનું નિર્માણ કરીને પરબમાં બેસાડયા હતા એ બતાવ્યા. પરંતુ એ પતિવ્રતા તારામતીને એની ઉપર વિશ્વાસ બેઠો નહીં અને તે બોલીઃ 'હરિશ્ચંદ્ર રાજાના સત્વશીલપણાની મને પૂર્વ ખાત્રી છે. એ પરબનું પાણી પ્રાણાન્તે પણ પીશે નહીં. આમ કહીં તારામતી તરત આગળ નીકળી ગઇ. તારામતીનું સત્વશીલપણું જોઇ વિશ્વામિત્રને પોતાની પ્રતિજ્ઞાથી નિરાશા થવા લાગી. એટલામાં એ જ માર્ગથી રોહીદાસ આવ્યો. ત્યારે વિશ્વામિત્ર હરિશ્ચંદ્ર અને તારામતી એવી ઉભયતા માયાવી નિર્માણ કરીને એ રોહિદાસને બતાવી અને બોલ્યોઃ ' બાળક આવ અહીં તારા માતા પિતા વિશ્રાંત કરે છે. તું પણ અહીં પાણી પી નેં વિશ્રાંતિ લે. આગળ સો કોસ સુધી પાણી નથી.' પાણકનું ભાષણ સાંભળી રોહિદાસ બોલ્યોઃ 'મહારાજ, સદાવ્રતનું અન્ન અને પરબનું પાણી એ અમને ક્ષત્રિયોને વર્જ્ય છે. માટે આ પાણી મારાથી પીવાશે નહીં. અને મારા પિતા અને માતા આ ધર્માદા પરબનું પાણી પ્રાણાંતરે પીશે નહીં એવી મારી પૂર્ણ ખાત્રી છે. તમે જે બતાવો છો તે કેવળ અસત્ય છે.' એમ કહી રોહિદાસ ત્યાં ન રોકાતાં આગળ નીકળી ગયો.



આ પ્રમાણે ત્રણેનું વિલક્ષણ ધૈર્ય અને સત્વશીલપણું જોઇએ વિશ્વામિત્ર એકદમ છકક થઇ ગયા. પરંતુ એ ત્રણેનું સત્વ ભ્રષ્ટ કરવું જ છે એવી એણે પ્રતિજ્ઞા લીધી હોવાથી એ ફરી એમની પાછળ ગયા. એ ત્રણે ચાલતાં હતાં એ જંગલમાં તેણે આગ જલાવી અને કાળા એવા ધુમાડાથી સર્વ દિશા ધૂધળી કરી નાંખી ત્યારે ત્રણે નાસીપાસ થઇ ત્રણે જુદાજુદા માર્ગમાં ગયા. તારામતી પોતાના પુત્ર અને પતિ એમની શોધ કરવા ફરતી હતી, તેને એક વૃધ્ધ બ્રાહ્મણ







મળ્યો. એ બ્રાહ્મણ એટલે વેષધારી વિશ્વામિત્ર જ હતા. તારામતીએ એને કહ્યું: 'અહો, મહારાજ, આ અરણ્યમાં એક પુરૂષ અને એક નાનો છોકરો તમને દેખાયો છે ? ત્યારે એ બ્રાહ્મણ બોલ્યો: 'બાઈ તું તારા પતિની અને પુત્રની શોધ કરે એમ લાગે છે. બાઈ આ વનમાંથી તું જીવતી બહાર નીકળે એ જ ભાગ્ય સમજ. હું આ વનમાં ફસાયો હતો પણ બહું કષ્ટથી બચ્યો છું. અને માર્ગથી આવતાં એક છોકરો અને એક પુરૂષ શેકાઈને મરી પડેલા દેખાયા. તારા પતિ અને પુત્ર જો એ જ હોય તો તારું નસીબ ફુટયું કહેવાશે બીજું શું ? એમ કહીને વિશ્વામિત્રે પોતાની સાથે તારામતીને લીધી અને તેને રાજાનું અને રાજપુત્રનું કૃત્રિમ શબ બતાવ્યાં. એ બંને શબ જોઈને તારામતીનું હૃદય ફાટી ગયું અને એ શોકાતુર થઈને જમીન પર પડી અને બેભાન થઈ ગઈ.

થોડી વાર પછી ભાન આવ્યું ત્યારે એ મોટેથી વિલાપ કરવા લાગી. તારામતીએ એ વખતે શોક કર્યો તેનું વાર્ણન કરવું કઠીન હતું. હે સ્વામી ! હે વત્સ, કહીને એ મોટેથી રૂદન કરીને પોતાનું મસ્તક ફૂટવા લાગી. ત્યારે વિશ્વામિત્ર બોલ્યા, 'બાઈ, હવે તું ગમે તેટલો શોક કરીશ એનો કોઈ ઉપાય નથી. જે થવાનું હતું તે થઈ ગયું. હવે અહીં અરણ્યમાં બેસવું સારું નથી. મારૂ ઘર નજીક જ છે. ત્યાં રાત ભર રહે. સવારે આ શબની વ્યવસ્થા કરવાની છે એ કરજે. તારામતીએ કહ્યું: 'મહારાજ આ શબોને વનમાં મુકીને કંઈ રીતે ઘેર આવું ? હું રાતભર આ શબો પાસે બેસી રહું છું. તેમાં મારું જે થવાનું હશે તે થશે ! તારામતીએ આમ કહ્યા પછી વિશ્વામિત્ર ત્યાંથી નીકળી ગયા. અહીં તારામતી એ ભયંકર અંધારી રાત્રે શબોનું રક્ષણ કરતી બેઠી હતી એટલામાં વિશ્વામિત્ર ત્યાં વ્યાઘ્રનું સ્વરૂપ લઈને આવ્યા અને બંને કૃત્રિમ શબ લઈ ગયા. પતિના અને પુત્રના શબને પણ વાઘ લઈ ગયો ત્યારે તારામતીનું દુઃખ વધ્યું. હે હરિશ્ચંદ્ર ! હે રોહિદાસ ! એમ કહી એ મોટેથી રૂદન કરવા લાગી. આ પ્રમાણે તારામતી શોક કરતી હતી, ત્યાં હરિશ્ચંદ્ર અને રોહિદાસ બંને તારામતીની શોધ કરતા કરતા એની પાસે આવ્યા. એમને જોતા જ આ પિશાચ છે કે મનુષ્ય છે એમ એને સંશય થયો. પરંતુ હરિશ્ચન્દ્ર અને રોહિદાસે સર્વ હકીકત કહીને ભ્રમ દુર કર્યો ત્યારે તેને આનંદ થયો. એ બધું દુઃખ ભુલીને વારાણસીનો માર્ગ પકડયો. એ ત્રણે કાશીના માર્ગે ચાલતાં એક ઉજજડ નગરમાં દાખલ થયાં. એ નગરમાં મોટા મોટા ઘરો, મંદિરો હતા પણ એ બધું ખુલ્લામાં આવેલા હોવાથી આખા શહેરમાં વિંછી, સાપ જેવા અનેક વિષારી જીવજંતુ નિર્ભયપણે ફરતાં હતાં. આવા શહેરમાં રાતભર રહેવું અત્યંત અઘરું હતું. પરંતુ રાત ખુબ થઈ હોવાથી એક મંદિર જોઈને એમાં એમણે એ રાતે ઈશ્વર ભરોસો રાખી જાગૃતવસ્થામાં કાઢી. સૂર્યોદય થયા પછી ત્રણે માર્ગે ચાલવા લાગ્યાં. કેટલોક માર્ગ પસાર થયા પછી તેમને કાશીક્ષેત્રનાં દર્શન થયાં. ગંગાનો પ્રવાહ અને ભગવાનના નામનો થતો જયઘોષ જોઈને એમને આનંદ થયો. એમણે ગંગામાં સ્નાન કરીને કાશીવિશ્વેશ્વરનાં દર્શન કર્યા. અને એ શંકરની પ્રાર્થના કરવા લાગ્યાં. એટલામાં બ્રાહ્મણ રૂપધારી વિશ્વામિત્ર ત્યાં આવ્યા અને ગુસ્સાથી બોલ્યા: 'બ્રાહ્મણને સવાભાર સુવાર્ણની દક્ષિણા માટે આટલા દુર પગ તોડવા લાવનારો રાજા તું મોટો સત્વશીલ દેખાય છે એટલે હું આટલા દૂર જીવતો આવ્યો. બીજો કોઈ હોત તો કયારનો મરી ગયો હોત. રાજા હરિશ્ચંદ્ર હવે નકકી કર્યા પ્રમાણે મારી દક્ષિણા આપ અથવા સ્પષ્ટ ના એમ કહી દે. હવે સૂર્યાસ્તને થોડી વાર છે. આજ સૂર્યાસ્ત થતાં પહેલાં મારી દક્ષિણા આપી દે તો ઠીક છે નહી તો તું નથી આપતો એમ સમજી હું અહીથી નીકળી જઈશ. વિશ્વામિત્રની એ વાણી સાંભળી રાજાને મનમાં દુઃખ થયું એ હાથ જોડીને બોલ્યો: 'મહારાજ તમે મારી સાથે બજારમાં ચાલો અને ત્યાં અમારા ત્રાણેયને વેચીને તમારી દક્ષિણા લો. રાજાનું કહેવું વિશ્વામિત્રએ કબુલ કર્યુ અને તેણે તે ત્રાણેને સાથે લઈને રાજમાર્ગે વેચાવા માટે ચાલ્યા.

ત્યાંથી સતવાદી લોક ચાલ્યા જાયે, કાશીખંડના ચૌકે ઉભા રહ્યા છે આયે. ॥૨૧૧॥
તાહાં રાજા પુછે લોકો ને સત જો લાયે, અહી માણસ વિક્રય કેવો થાયે. ॥૨૧૨॥
લેવો ખડનો પુળો મસ્તક ચઢાયે, અહી એણી પેર માણસ વેચાયે. ॥૨૧૩॥
ત્યારે કુંવર રોહિદાસ ઘાસનો પુળી લેવા જાયે, તેણે એક મદ્રિકા આલી તાહે. ॥૨૧૪॥
ભાઈ બાકી વધે તેનું શું કરીયે અમે, તેનો ગૌને ચારો નિરજો તમે. ॥૨૧૫॥
ભકત રોહિદાસ વેચાયા બ્રાહ્મણ માળી જયાંય, એ ભકતે પરની સેવા કીધી છે ત્યાય. ॥૨૧૬॥
રાજા હરિશ્ચંદ્રે ઘાસનો પુળો મસ્તકે લીયો, ભાઈ અમને દો ભાર સુવર્ણ આપો કોયે. ॥૨૧૭॥
હરવશ ઝાંપડાએ સોવન આપ્યું ત્યાંહે, તેણે ઘેર રાજા હરિશ્ચંદ્ર નીર ભરે છે તેહ. ॥૨૧૮॥
રાણી તારાદેવી સતી જોયે, તે કૌશિક બ્રાહ્મણ ઘેર દાસી થઈ ત્યાંહે. ॥૨૧૯॥
એ ત્રણ જણા સતસુ વેચાયા આપ, ભાઈ તેણે અમરપદ લીધું કર માપ. ॥૨૨૦॥
તે ભગત પેલા કૌશિક બ્રાહ્મણ મલી જહાં, અને હરવશ ઝાંપડાં ઘેર વેચાયા તહાં. ॥૨૨૧॥
એ ભગત વિપ્રની સેવા કીધી જહાં, તેણે વિશ્વામિત્રે અનેક કષ્ટ મુકયાં તહાં. ॥૨૨૨॥
સતગુરૂને વચને દુઃખ વિટયા જહીં, પણ સતી સત ન ચુકયાં તહીં. ॥૨૨૩॥
તે ભકતોને વર આપવા જેહ, સ્વામીજી દૈત્યને મન વસીયા તેહ. ॥૨૨૪॥

એક બ્રાહ્મણ ત્રણ માણસને વેચે છે એ વાત સર્વત્ર પ્રસરી અને એ જોવા માટે વિશ્વામિત્ર પાસે હજારો લોકો આવ્યાં. રાજા, રાણી અને રાજપુત્ર એમનો કરૂણામય સુસ્વરૂપ ચહેરા સામે જોઈને લોકોને આશ્ચર્ય થયું. તારામતીનું એ અપ્રતિમ લાવણ્ય જોઈ એક ગણિકાને તેની લાલસા ઉત્પન્ન થઈ અને તેણે વિશ્વામિત્ર પાસે તેની માંગણી કરી. તારામતીએ વિશ્વામિત્રના પગ પકડયા અને એ કરૂણ સ્વરથી બોલીઃ 'મહારાજ આ જે સ્ત્રી મને માગે છે એ ગણિકા હોવાથી પશુવૃત્તિ માટે મને વેચાતી લે છે. ત્યારે મારું સતીત્વ ધર્મ રાખવા માટે મારી ઉપર દયા કરો અને મને આ સ્ત્રીના સ્વાધીન ન કરશો.' તારામતીએ દીનવાણીથી વિનંતી કરી એ જોઈને બધા લોકોની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. પણ વિશ્વામિત્રના મન પર એનું કંઈ પરીણામ થયું નહી. એ બોલ્યાઃ 'તારામતી તને ગણિકા પાસે વેચતો નથી પણ અન્ય કોઈ વેચાતી ન લેતો મને મારી દક્ષિણા માટે વેચવી જ પડશે.'

વિશ્વામિત્રની એ કઠોર વાણી સાંભળીને તારામતી દીનવદને ઉભેલા લોકોને જોવા લાગી. તેમાં કાલકૌશિક નામનો એક સત્વસ્થ બ્રાહ્મણ હતો. તેને તારામતીની દયા આવી. તેણે તારામતીને વેચાતી લેવાનું ઠેરવ્યું અને એણે વિશ્વામિત્રને કહ્યુંઃ 'મહારાજ, તમે જ આ મનુષ્ય વેચવાનો ધંધો કરો છો કે શુ ? મને આ સ્ત્રીને વેચાતી લેવી છે. તો એની કિંમત શું તે મને કહો.' વિશ્વામિત્ર બોલ્યાઃ 'હા, આ રાજા હરિશ્ચંદ્ર, આ રાણી તારામતી અને આ રાજપુત્ર રોહિદાસ આ ત્રણેનો વિક્રય માંડયો છે. રાજાનું મુલ્ય અડધો ભાર સુવર્ણ, તારામતીની કિંમત અડધો ભાર સુવર્ણ અને આ રાજપુત્રની કિંમત પા ભાર સુવર્ણ છે. જેમની ઈચ્છા હોય તે સુવર્ણ આપે અને આમને વેચાતાં લે.



વિશ્વામિત્રની માંગણી પ્રમાણે કાલકૌશિકે અડધોભાર સુવર્ણ કાઢયા અને એ વિશ્વામિત્રને હાથમાં ગણીને આપવા લાગ્યો. ત્યારે તારામતી એ બ્રાહ્મણને કહેવા લાગીઃ 'મહારાજ તમે મને કયા કામ માટે વેચાતી લો છો એ કહેશો તો મારી ઉપર તમારો અનુગ્રહ થશે.' ત્યારે કાલકૌશિક બોલ્યો, 'બાઈ, તું એ સંબંધે બિલકુલ ચિંતા ન કરીશ. હું તને મારી પુત્રી બરાબર રાખીશ. મારા આશ્રમમાં અનેક ઋષિ છે તેમને તું રસોઈ બનાવી ભોજન આપજે એટલે બસ.' બ્રાહ્મણે

પોતાને સારા માટે લીધી છે એ જોઈ તારામતીના મનને સમાધાન થયું. તેણે પોતાના પતિની મહામુશ્કેલીએ વિદાય લીધી. રોહિદાસે પોતાના હૃદયથી ચોંપી દીધો. રોહિદાસ માતૃવિયોગ દુ:ખથી વિહવળ થયો અને માતાના ગળાને વિંટળાઈને બોલ્યોઃ 'માતા ! આ અભાગી રોહિદાસ હવે માતા કહીને કોને બોલાવશે ! માતા, તું મને સાથે લઈજા ! તું મને તારાથી દૂર ન કરીશ ! ત્યારે તારામતી એ કૌશિક બ્રાહ્મણને પ્રાર્થના કરીને કહ્યું: 'મહારાજ, આ મારા પુત્રને પણ જો તમે પા ભાર સુવર્ણ આપી વેચાતો લો તો મારી ઉપર અનંત ઉપકાર થશે. અમારા માતા-પુત્રની થનારી જુદાઈ તમે દૂર કરશો તો હું જન્મજન્માંતરની ઋણી થઈશ. આ તમારા ધર્મની પુત્રીની આટલી વિનંતી માન્ય કરો.' તારામતીની કરૂણવાણી સાંભળી કાલકૌશિકને એની દયા આવી અને એણે રોહીદાસનું મુલ્ય આપી એને પણ વેચાતો લીધો. પછી રોહીદાસ અને તારામતી અત્યંત વ્યાકુળ અંતઃકરણથી રાજાની વિદાય લીધી અને તે કાલકૌશિક સાથે એમના આશ્રમમાં ગયાં.

પોતાનાં સ્ત્રી પુત્રનો વિક્રય થયા પછી રાજા સચિંત મનથી પોતાને વેચવાનો વિચાર કરતો રસ્તા ઉપર સ્વસ્થ ઉભો રહ્યો. ત્યારે વિશ્વામિત્ર એને હસીને બોલ્યોઃ ' રાજા, આમ સ્વસ્થ ઉભા રહીને કેમ ચાલશે ? તેં મને દક્ષિણાનું આમંત્રણ આપી અહીં રખડતો કર્યો. તારી પાસેથી દક્ષિણા મેળવવા માટે મારા પ્રાણ કંઠમાં આવ્યા છે, હવે એકવાર અડધો ભાર સુવર્ણ આપી મારૂ પિંડ છોડ.' વિશ્વામિત્રના એ મર્મભેદક શબ્દ સાંભળી રાજાનું હૃદય વિદીર્ણ થયું. તથાપિ રાજા શાંતવૃત્તિએ બોલ્યાઃ 'મહારાજ તમને મારા તરફથી ખુબ શ્રમ પડયો એ બદલ ક્ષમા કરો ! હું મારી દક્ષિણાની તજવીજ હવે જલ્દી કરૂ છું.' આમ કહી હરિશ્ચંદ્ર રાજા ભેગા થયેલા નગરવાસીઓ સામે દીનમુખેથી બોલ્યાઃ 'અહો દયાવંત લોકો, મારી ઉપર દયા કરો અને મારી બદલે અડધોભાર સુવર્ણ આ બ્રાહ્મણને આપી મને વેચાતો લો. રાજાના શબ્દ સાંભળી બધા લોકોનાં હૃદય દ્રવી ગયાં. પરંતુ રાજાને વેચાતા લેવા કોઈ આગળ આવ્યું નહી. પણ એક ઝાંપડો આગળ આવી બોલ્યો મને એક મનુષ્યની ગરજ છે, પણ હું જાતીથી નીચ ઝાંપડો છું. ત્યારે આ કુળના મનુષ્યને લઈને શું કરૂ ? હરિશ્ચંદ્ર બોલ્યાઃ 'તું ઝાંપડો હોય કે કોઈપણ હોય આ બ્રાહ્મણને અડધો ભાર સુવર્ણ આપ અને મને વેચાતો લે. મારી ઉપર તારો ખુબ ઉપકાર થશે. તું કહીશ એ તારું કામ હું કરીશ. મને ખાવા પુરતું અન્ન આપીશ એટલે બસ.' રાજાની વાણી સાંભળી હરવસ ઝાંપડાંને એની ઉપર દયા આવી અને એણે તરતજ અડધો ભાર સુવર્ણ વિશ્વામિત્રને આપી હરિશ્ચન્દ્રને પોતાના ઘેર લઈ ગયો. નક્કી કર્યા પ્રમાણે હરિશ્ચંદ્ર પાસેથી વિશ્વામિત્રને દક્ષિણા મળ્યા પછી પોતે કરેલી પ્રતિજ્ઞા ફોગટ ગઈ છે એમ લાગતાં વિશ્વામિત્રને કંઈક થયું. પરંતુ તેણે ફરી એ ત્રણેને છળવાનો પ્રયત્ન કર્યો.

**કુંવર જઈ રહ્યા માળી ઘેર વાસ, તાહા વિશ્વામિત્ર બોલીયા હું ડસું કુંવર રોહીદાસ. ॥૨૨૫॥**
**ત્યારે વિશ્વામિત્ર બોલ્યા જેહ, સર્પ થઈ ડસું કુંવર રોહીદાસને તેહ. ॥૨૨૬॥**
**વિશ્વામિત્ર નગરીમાં આવ્યા જહાં, કૌશિક ઘેર બ્રહ્મભોજન થતા તહા. ॥૨૨૭॥**
**અરે બાઈ તારા પુત્રને સર્પે ડસ્યો જયાંયે, પણ તે સાંભળી સતી સત ન ચુકી ત્યાંયે. ॥૨૨૮॥**
**બ્રહ્મભોજન વેળા વઈગઈ જયારે, સતી તારામતી વાડીમાં આવી ત્યારે. ॥૨૨૯॥**
**ભાઈ અમારા કુંવરને વાડીમાં સર્પે ડસ્યો જયાંયે, તે અમને સ્નાન ઉપન્યું છે ત્યાંયે. ॥૨૩૦॥**

**ત્યાં સતીએ કુંવરને પથરાવ્યો ત્યાંહે, અને અગર ચંદન હાથે લીધા જયાયે. ॥૨૩૧॥**
**સ્વામી તમે દેવલ દેરામા પધારજો જહી, ત્યાં અમે કુંવરને અગનદાગ દેશું સહી. ॥૨૩૨॥**
**ત્યારે વિશ્વામિત્રે બારમેઘ બોલાવ્યા જહા, અને તેહુને મહાવૃષ્ટિ કીધી છે ત્યાંહા. ॥૨૩૩॥**
**ત્યારે નદીએ મહાપુર આવ્યા જહીં, સતી કુંવરને અગનદાગ દેતી તહી. ॥૨૩૪॥**

**રાજા હરિશ્ચંદ્રને ખબર થઈ મસાણમાં આવ્યો જહાં, તમે દાગ દેયો તો અમને હક આપો ઈહા. ॥૨૩૫॥**
**પેલી રીતે રાવલી આપજો તમે, પછે દાગ કુંવરને આપજો તમે. ॥૨૩૬॥**
**ત્યારે રાણીયે ચિર ફાડી આપ્યો જહા, પણ સતી સત ન ચુકયા તહા. ॥૨૩૭॥**

હરવસ ઝાપડાંએ હરિશ્ચંદ્રને ઘેર લાવ્યા પછી તેને પાણી ભરવાનું કામ કહ્યું. દૂધા ઝાંપડાની સ્ત્રી એને ખાવા માટે જે કંઈ આપે એ લઈને હરિશ્ચંદ્ર જાય અને જમવાનું જમતાં જ વિશ્વામિત્ર અલગ અલગ ભિખારીઓના રૂપથી, કુતરાના રૂપથી આવીને બધું લઈ જતા. દાનવીર રાજા મનમાં કોઈપણ પ્રકારનું દુઃખ ન કરતા પોતે ઉપવાસી રહીને અતિથિ, ભિક્ષુક અને પક્ષુઓને તૃપ્ત કરતા. પણ આવું કેટલાં દિવસો ચાલશે ? અન્નનો એક પણ કોળીયો પેટમાં ન જવાથી ખુબ અશક્ત, દુબળા થયા. હરવસ ઝાંપડાંએ એને અધિક ભોજન આપવા કહ્યું. એકવાર રાજા હરિશ્ચંદ્ર પાણી ભરતી વખતે બેડા ભર્યા, એ એનાથી ઉપાડાયા નહીં. કારણ વિશ્વામિત્રએ એની ઉપર અદ્રશ્ય રૂપથી ભાર આપીને એ જડ કર્યા હતો. એ કોઈ પોતાના માથે ઉપાડી આપશે માટે એ આમ તેમ જોવા લાગ્યા. કુમાર રોહીદાસ ગાયને પાણી પાવા માટે અચાનક એ જગ્યાએ આવ્યો હતો. પણ એણે પોતાના પિતાને ઓળખ્યા નહીં. એ બોલ્યો મારાથી તમારા શરીરને સ્પર્શ નહીં થાય. સ્પર્શ કરૂ તો મારા સ્વામી ભ્રષ્ટ થશે. પણ તમને એક યુકિત કહું છું. પાણીમાં ઘડો લઈને તમે ઉંડા પાણીમાં જાવ પછી માથા પર લો એટલે સહેજમાં તમે ઉપાડી શકશો. રાજાએ બાળકને ઓળખ્યો. આ તો મારો જ પુત્ર. એને જોતાં જ એના વિષયે રાજાના મનમાં પ્રેમભાવ ઉભરી આવ્યો. પણ એને દુઃખ ન થાય માટે રાજાએ મનની વાત મનમાં રાખી. વિશ્વામિત્રે ઘડામાં કાણુ પાડીને બધું પાણી વહાવી દીધું. પાણી ભરતાં ભરતાં રાજા થાકયો પણ ઘડો ભરાતો નહોતો. તેથી હરવસ ઝાંપડાની સ્ત્રીં ખુબ ગુસ્સે થઈને અને એને બોલવા લાગી. પછી એ હરવસ ઝાંપડાએ હરિશ્ચન્દ્રને સ્મશાનમાં રખવાળી કરવાનું કામ સોપ્યું અને જે કોઈ શબ બાળવા માટે આવે એની પાસે કર લેવાની આજ્ઞા કરી.

અહીં કાલકૌશિકના આશ્રમમાં રોહીદાસ હતો, ત્યારે તે ઋષિ પુત્રો સાથે સમિધા અને ફુલો લાવવા માટે ગયો. આ સંજોગ સાધીને વિશ્વામિત્રએ ભયંકર વિષારી સર્પનું સ્વરૂપ લીધું અને રોહીદાસને દંશ દીધો. સર્પ દંશ થતાં જ રોહીદાસ નિષ્પ્રાણ થઈને ભૂમિ પર પડયો. એ પ્રકારે જોતાં જ બધા છોકરાઓ ગભરાયા. એમણે એ વર્તમાન તારામતીને જણાવ્યા. એ અશુભ સમાચાર સાંભળતાં જ તારામતીનાં ગાત્ર શિથીલ થઈ ગયાં. પરંતુ ધૈર્ય ધરીને બોલીઃ 'છોકરાઓ, અંદર ઋષિમંડળ ભોજન માટે બેઠા છે. એમના કાને આ વાત જશે તો એ અડધું જમીને ઉઠશે અને દોષ મને લાગશે આ માટે બાળકો થોડી વાર બોલશો નહીં.' આમ છોકરાઓને કહીને એ મહાસાધ્વી તારામતી પાકશાળામાં ગઈ. ત્યાં તેણે પોતાનું દુઃખ દબાવી રાખ્યુ અને ઋષિઓને ભોજન આપી તૃપ્ત કર્યા. પાઠશાળાનું કાર્ય પત્યા પછી એ આશ્રમમાંથી નીકળી અને વાડીમાં રોહીદાસના શબ પાસે આવી. પ્રાણથી પણ પ્રિય એવા પુત્ર એ ચૈતન્યરહિત અને નિષ્પ્રાણ પડેલું એ શીર જોઈ હૃદય પિગળી જાય તેવું કલ્પાંત કરવા લાગી. પુત્ર વિરહના દુઃખથી એ વિહવળ થઈને બેભાન થઈ ગઈ. શાંત કરીને સાંત્વનના આપવા એની પાસે એ વખતે કોઈ નહોતું.



થોડીવારે વિશ્વામિત્ર બ્રાહ્મણનું રૂપ લઈને ત્યાં આવ્યા. અને તારામતીને દિલાસો આપી શાંત કરીને શબને સ્મશાનમાં લઈ દહન કરવા માટે કહ્યું. પુત્રને બ્રાહ્મણની સહાયથી સ્મશાનમાં લઈ ગઈ અને કેટલાંક લાકડાં ભેગાં કરી રોહીદાસને અંતિમ સંસ્કાર કરવા અગ્નિ પ્રગટાવ્યો. એટલામાં વિશ્વામિત્રએ બારે મેઘને વિનંતી કરીને જોરથી વૃષ્ટિ કરવા કહ્યું. એક જ ક્ષણમાં કાળા વાદળાં આકાશમાં જમા થઈને મુશળધાર વૃષ્ટિ શરૂ થઈ. ચિતા બળી શકી નહીં, અડધા

બળેલા લાકડા પાણીમાં વહી ગયાં. તારામતીએ પોતાના બાળકને એ અપૂર્ણ બળેલા શબને પાસે લઈને ત્યાં જ શોક કરતી બેઠી. વરસાદથી ભીની થયેલી, ઠંડીથી ઠરી ગયેલી એવી એ તારામતી રાત્રીના ભયાનક સમયે ત્યાં બેસેલી હોવાથી કપટવેષધારી બ્રાહ્મણે સ્મશાનની રખવાળી કરનાર હરિશ્ચંદ્રને કોઈ એક સ્ત્રી શબના સંસ્કાર કરે એની પાસેથી કર લીધો કે નહીં. ન લીધો હોય તો તે હજુ ત્યાં જ બેઠી છે એમ જણાવ્યું. હરિશ્ચન્દ્ર તાત્કાલીક ઉઠયા અને એ સ્ત્રી પાસે ગયા. બંને એકબીજાને ઓળખી શકયાં નહીં. હરિશ્ચંદ્રને આ કામગીરી માટે નિમેલા હશે એમ તારામતીને જાણ નહોતી અને આ તારામતી જ હશે એવી હરિશ્ચંદ્રને કલ્પના નહોતી. હરિશ્ચંદ્રે એકદમ ઉગ્રતાથી કહ્યુંઃ 'હે સાધ્વી સ્ત્રી, શબ સંસ્કારનો કર ન આપતાં શબ બાળે છે એ ગુનો છે. કર આપ્યા સિવાય તને શબના અંતિમ સંસ્કાર કરવા દેવામાં આવશે નહીં. તારામતીને એ સાંભળી અતિશય દુઃખ થયું પણ શું કરે ? કર આપવા એની પાસે કંઈ નહોતું. ત્યારે એ શબને આગળ લઈ જઈ વિલાપ કરવા લાગી. તેણે વિનંતી કરી મારી પાસે કર આપવા માટે બીજુ કંઈ નથી. મારા પ્રાણપ્રિય પુત્રના શબને લપેટવા માટે વસ્ત્ર પણ નથી. પુત્રના શબને પણ આ મારી સાડીથી ઢંકેલો છે તો પછી તમને કર માટે શું આપું ? રાજાએ તારામતીને ઓળખી. પણ સત્ય ન જાય અને ભાવી અનર્થ ટળે માટે એમ ન બતાવતાં વસ્ત્રનો એક ટુકડો ફાડીને કર ભરવા કહ્યું. તારામતી પોતાની સાડીનો જ ટુકડો ફાડીને હરિશ્ચંદ્રને આપ્યો અને આગળ શું વ્યવસ્થા કરવી એની ચિંતા કરી શોક કરવા લાગી. અપાર દુઃખમય સ્થિતિમાં પણ રાજા હરિશ્ચંદ્ર અને તારામતી યત્કિંચિત સત્વમાંથી ચળ્યાં નહીં.

**કાશીખંડનો ધવલચન્દ્ર રાજા જેહ, તેનો વિશ્વામિત્રે પુત્ર હર્યો છે એહ. ॥૨૩૮॥**
**એટલું કરીને વિશ્વામિત્ર પોતે ત્યાં પંડિત થાયે, પંડિત જોષી થઈને રાજદ્વારે જાયે. ॥૨૩૯॥**
**રાજા કુંવરને મસાણમાં શંખની ખાતી આયે, તે મહા ચંડાલી ત્યાં બેઠી ખાયે. ॥૨૩૪૦॥**
**ત્યારે રાજ દ્વારેથી દળ આવીયા તેણે ઠોર, ભાઈ એ પંડિતે કહ્યું તે સર્વે સાચ. ॥૨૪૧॥**
**હવે એ ચંડાલીને ચોફેરથી દંડમાર કરો આજ, હવે એનું મોઢું શું જુવો આપ. ॥૨૪૨॥**
**ત્યાં હરવશ ઝાંપડો બોલાવીને શ્વાન મેલ્યા સહી, પણ શ્વાન સતીને જુએ નહી. ॥૨૪૩॥**
**તે હરવશ ઝાંપડા ઘેર હરિશ્ચંદ્ર કરતા કાજ, તેણે કહે તું માર આ ચંડાલીને આજ. ॥૨૪૪॥**
**તે આજ્ઞા હરિશ્ચંદ્ર શિર સહી તતકાલ, જે સ્વામી તમે કહેશો તે કરૂ નિરધાર. ॥૨૪૫॥**
**ત્યાં હરિશ્ચંદ્રે હાથમાં લોહા ખડ્ગ લીધું જહી,દોડી ગયા જયાં બેઠી હતી રાણી તહી. ॥૨૪૬॥**
**ત્યાં હરિશ્ચંદ્ર કહે રાણી તમે સુણો સાર, જે સ્મરવું હોય તે સંભાળજો હો આજ. ॥૨૪૭॥**

વિશ્વામિત્રએ કાશીનગરના ધવલચંદ્ર રાજાના નાના છોકરાને રાત્રીના સમયે ગુમ કરી નાખ્યો. પ્રભાતકાળમાં રાજ્યમાં સર્વત્ર મોટો હાહાકાર થયો. બધે જ છોકરાની શોધખોળ શરૂ થઈ. એટલામાં વિશ્વામિત્રે જયોતિષનું રૂપ ધારણ કર્યું અને રાજદ્વારે જઈને કહેવા લાગ્યોઃ 'મહારાજ તમારો પુત્ર રાત્રીના ચોથા પ્રહરથી નથી. તો ઠીક છે હું જયોતિષ જોઈને કહું છું મારું ભવિષ્ય એકદમ અચૂક સાચું નીકળે છે.' એણે કંઈક આડી ઉભી રેખા ખેંચીને કંઈક અંક ગણીને કહ્યું, ' આપણા ગંગા નદીના ઘાટ પર સ્મશાન ભૂમિમાં એક ડાકણ તમારા પુત્રને મારીને એનું શબ શેકી ખાવાના ઉદ્દેશથી તેની પાસે લઈને બેઠી છે. તુરત જાઓ તો તે મળશે અને રાજપુત્રનું શબ પણ મળશે.'જયોતિષના કહ્યા પ્રમાણે કંઈક સૈનિક સ્મશાન ભૂમિ તરફ દોડયા. જુએ છે તો એ અર્ધવટ કપડાં ધારણ કરેલી સ્ત્રી નાના છોકરાનું શબ ખોળામાં લઈ બેઠેલી એને દેખાઈ. તેમણે તાત્કાલીક રાજાને સમાચાર જણાવ્યા અને જયોતિષી કહે છે એ ખરૂ છે એમ જણાવતાં

---





તાત્કાલીક રાજાએ હુકમ કર્યો. એ ડાકણને દંડ મારીને બાળકનું શબ છોડાવો. હુકમ પ્રમાણે સૈનિક ગયા પણ મારવાની હિંમત કોઈની ન થઈ. આપણે એ ડાકણને મારીશું તો આપણી પાછળ લાગશે એ, એના કરતાં આ સ્મશાનનો માલિક જે છે એને જ કહેવું એ તેને મારી નાંખશે માટે તેમણે ઝાંપડાંને બોલાવ્યો. ઝાંપડાંએ પોતાના સેવકને એટલે હરિશ્ચંદ્રને આજ્ઞા કરી કે આ ચંડાલણીને તું મારી નાંખ એવી મારી પણ તને આજ્ઞા છે. હરિશ્ચંદ્ર પાસે ભયંકર વિકરાળ શ્વાન હતા. તે તારામતી પર છોડયા. પણ કુતરા ત્યાં ગયા અને પ્રેમથી તારામતીને સુંઘીને પાછા આવ્યા. ઝાંપડાએ આજ્ઞા કરી હાથમાં તલવાર લઈને એનો શિરચ્છેદ કર. હરિશ્ચંદ્ર વિચારમાં પડી ગયા. રાજાજ્ઞા અને સ્વામીની આજ્ઞા માનીને હરિશ્ચંદ્રએ હાથમાં તલવાર લીધી અને એ તારામતી પાસે ગયા. આ વર્તમાન નારદને ખબર પડતાં જ નારદ વિષ્ણુલોક ગયા અને વિષ્ણુને કહ્યું: 'હે અનંતા, તમારા ભકતની કસોટીનો કાળ પુરો થયો છે છતાં તમે સ્વસ્થ કેમ છો ? હવે તારામતીનો વધ થાય છે, તો હે દેવ ! ક્ષણનો પણ વિલંબ ન કરતા તમે કાશીક્ષેત્રે જાવ અને એ ત્રણેયનો ઉધ્ધાર કરો.' આ સમાચાર સાંભળતાં જ વિષ્ણુ બોલ્યા: 'નારદ ભકતની સત્ય કસોટીની અવધી પૂર્ણ થઈ છે. અને આગળની બધી યોજના તૈયાર છે. ચાલો આ વિમાનમાં બેસી આપણે બધા ત્યાં જઈએ.'

**હાંરે રાણી આપણાં સતગુરૂજી છે પાસ, તે સ્વામી અંતકાલે ભગતની પુરાવે આસ. ॥૨૪૮॥**
**હવે સ્વામી સંભારૂ શ્રીગુરૂનરનું નામ, અને બીજા સંભારૂ શ્રીરામચંદ્ર ભગવાન. ॥૨૪૯॥**
**વળી ત્રીજા મુખી ગતગંગાનું સંભારીયે નામ, જે શ્રી ગુરૂનર આપે અમરાપુર ઠામ. ॥૨૫૦॥**
**જે સમે વિષ્ણુ નારાયણને લક્ષ્મીજી પુરે થાળ, તે વેળાયે રાણીની સ્તુતિ થઈ ફરીયાદ. ॥૨૫૧॥**
**ત્યારે રાજા હરિશ્ચંદ્ર હાથે ખડ્ગ લીધું જહા, ત્યારે સતીએ સંભાર્યા શ્રીરામ ગુરૂ વસિષ્ઠ તહા. ॥૨૫૨॥**
**રાજાએ લઈને હાથે ખડ્ગ ડાબે હાથે ચોટલો ગ્રહે, ત્યાંહાં સતી શીશ નમાવી ધરે તેહે. ॥૨૫૩॥**
**રાજાએ ખડ્ગ લીધો હાથમાં ને સતી નમાવે શિશ, અંતરીક્ષથી દેવ આવીયા હાથ ઝાલ્યો જગદીશ. ॥૨૫૪॥**
**ત્યારે શ્રી હરિ ગુરૂ વસિષ્ઠ મનવેગે પધાર્યા આજ, હવે ભાઈ ભકતોના તે કરવા કાજ. ॥૨૫૫॥**
**ત્યાં ખડ્ગ ગ્રહીને દેવ ઉભા રહ્યા તેણે ઠામ, ભકત તું માગ વરદાન હવે તારાં સર્યા કામ. ॥૨૫૬॥**
**ત્યાં રાજા હરિશ્ચંદ્ર રાણીને કહે આપણે ગુરૂ પુરા સેવીયા, આપણી વારે ગુરૂનર આવીયા. ॥૨૫૭॥**
**દેવ ભકતોને કાજે આવ્યા તતખેવ, સ્વામી તમે ચતુર ખાણીના ફેરા છોડાવજો હો દેવ. ॥૨૫૮॥**
**ત્યારે શ્રી ગુરૂનર દેવ કહે જેહ, મારા ભકત તે ગતમાં નીત નીત મલતા હોય. ॥૨૫૯॥**
**જેણે પૂર્ણ ઈમાન રાખ્યા જાણ, તે વૈકુંઠ અમરપદ પામ્યા નિરવાણ. ॥૨૬૦॥**
**એ અખંડ અવિચલ ભવન પામે તાહા, તેના જીવ અમર રહે અમરાપુરી માહા. ॥૨૬૧॥**
**સ્વામી અમ ભાગે વિશ્વામિત્ર અમ ઘેર પોતે પધાર્યા આપ, સ્વામીજી અમારા ઈમાન રાખ્યા આપ. ॥૨૬૨॥**
**સ્વામી જે વિશ્વામિત્રે પણ પાકી કરી આપ, તે સ્વામી તમે પેલા તે કરજો માફ. ॥૨૬૩॥**
**પૂર્ણ પ્રભુ ત્રુઠયા સતને કાજ, માગ માગ રે ભગત હરિશ્ચંદ્ર જે માગે તે આપુ આજ. ॥૨૬૪॥**
**ત્યારે ભકત હરિશ્ચંદ્ર બોલ્યા સતભાયે, સ્વામી અયોધ્યાપુરી ધરો વૈકુંઠ માહે. ॥૨૬૫॥**
**જયારે ભકત હરિશ્ચંદ્રે કહી એવી વાત, ત્યારે વિમાને બેઠયા દેવ કરોડી સાથ. ॥૨૬૬॥**
**તે હરિશ્ચન્દ્ર તારારાણી રોહીદાસે સતપંથ ધાયા સધીર, તે ભકતે બહુ કષ્ટ સહ્યા શરીર. ॥૨૬૭॥**

---

---





**હરિશ્ચન્દ્ર તારાલોચનના કુંવર રોહીદાસ, ગુરૂ વસિષ્ઠ જેણે ઓળખ્યા તેનો અમરાપુરમાં વાસ. ॥૨૬૮॥**
**સાત કરોડી વૈકુંઠ ગયા જેણે સેવ્યા શ્રીરામ, યજુરવેદને વાયકે ચાલ્યા તેણે અમર કીધા નામ. ॥૨૬૯॥**
**પુષ્પની વૃષ્ટિ કરે ને સૂજન ધરે અંતરીક્ષથી ધ્યાન, ધન ધન રાજા હરિશ્ચંદ્ર તારાલોચના રોહીદાસ જાણ. ॥૨૭૦॥**

સ્વામીઆજ્ઞા અને રાજજ્ઞા પ્રમાણે હાથમાં તલવાર લઈને હરિશ્ચંદ્ર તારામતી પાસે ગયા. હવે પોતાના જીવનનો અંત જ છે એમ જાણીને તારામતી, રોહીદાસ અને હરિશ્ચંદ્રના નામનો હૈયા ફાટ રૂદન કરી વિલાપ કરવા લાગી. રાજા હરિશ્ચંદ્રને પુત્ર મુત્યુ અને અંતિમ સંસ્કારની દુર્દશા અને રાણીની વિકટ સ્થિતિ જોઈને અતિશય દુઃખ થાય છે અને એનું હૃદય ભરાઈ ગયું, અશ્રુની ધારાઓ એની આંખોમાંથી  વહેવા લાગી. હરિશ્ચંદ્ર બોલ્યાઃ 'રાણી તારામતી હું જ તારો એ અભાગી પતિ હરિશ્ચન્દ્ર છું. ક્ષણ પછી આ જ દુર્ભાગ્યથી તારો અંત થનાર છે. આ માટે તું હવે તારા હૃદયમાં રહેલ અને અંતઃકાળ સામે ભકતની આશા પૂર્ણ કરવા સદગુરૂને યાદ કર. અને એણે બતાવેલા ધ્યેય પુરૂષ અવતારપાત્ર શ્રીરામચંદ્ર પ્રભુનુ સ્મરણ કર. અને એ પછી આપણી કામધેનુ રૂપ રહેલી ગતગંગાનું સ્મરણ કર. રાજા અને રાણી મનોમન સદગુરૂ વશિષ્ઠ અને ભગવાન શ્રીરામચંદ્ર અને મુખી ગતગંગા કળશ ઘટપાટ ને અખંડ જયોતિનું ધ્યાન ધરવામાં મગ્ન  થઈ ગયાં.

ઝાંપડાએ, 'હરિશ્ચંદ્રને વાર કેમ કરે છે ? કહીને ધમકાવીને આજ્ઞા કરે છે ત્યાં જ  હરિશ્ચંન્દ્ર એ જમણા હાથમાં ખડ્ગ અને ડાબા હાથથી રાણીનો ચોટલો પકડીને ઉભા રહ્યા. રાણી ભાનમાં નહોતી. પોતાના જ અંતરમાં ધ્યાન ચિંતન રૂપથી એ એકરૂપ થયેલી હતી. રાજા હાથ ઉગામીને વાર કરે છે એટલામાં જ અંતરીક્ષમાંથી ભગવાન શ્રીહરિએ તેના હાથમાંથી તલવાર લઈ દુર ફેંકી દીધી. રાજાની પીઠ પર હાથ રાખી પ્રેમથી તે તેને પસરાવવા લાગ્યા. એ જગ્યાએ પુષ્પવૃષ્ટિ થઈને ગુરૂ વસિષ્ઠ, વિશ્વામિત્ર, નારદ, સનકાદિઋષિ, બ્રહ્મા, મહેશ્વવર, લક્ષ્મી, પાર્વતી, સાવિત્રી સહ પ્રગટ થયાં. ઈંદ્ર, ચંદ્ર, વાયુ, વરૂણ, યમધર્મ, આદિત્ય, વસુ વગેરે દેવ પ્રગટ થયાં. આ બધું જોઈ રાજાનું હૃદય અપાર પ્રેમથી ઉભરી આવ્યું. તેણે તારામતીને બેઠાં કરી અને બોલ્યા રાણી ઉઠ આપણા સ્વામી ગુરૂદેવ આપણને દર્શન આપવા માટે આવેલ છે. બંને જાણ સદ્‌ગુરૂ વસિષ્ઠ અને ભગવાનના ચરાણે લાગીને આનંદશ્રુથી એમના ચરણ ભીંજવ્યા. એ જ સમયે રોહીદાસ અંગ મોડીને ઉઠયો અને એ પણ એમના ચરાણે લીન થયો.

ભગવાન શ્રીહરિ બોલ્યાઃ ભકત હરિશ્ચંદ્ર, તારામતી, માગો તમને શું વરદાન આપું તે કહો. તમે વિશ્વામિત્રના સત્વ પરિક્ષામાંથી પાર ઉતર્યા છો. સતપંથની કસોટીમાંથી પૂર્ણપાણે પાર ઉતર્યા છો. તમારી શું ઈચ્છા છે એ કહો હું પૂર્ણ કરીશ.' ભકત હરિશ્ચંદ્ર અને તારામતી બંને ગદ્‌ગદ્ થઈ બોલ્યાંઃ' સ્વામી, અમો અપરાધી છીએ. અમારાથી તમારી અને ગતગંગાની અને સદ્‌ગુરૂ મહારાજની સેવા પૂર્ણ રૂપથી થઈ નહીં., સ્વામી, વિશ્વામિત્રએ સત્વ પરીક્ષા લેવા માટે અમારા ઘેર આવીને અમારા ઉપર જે અનુગ્રહ કર્યો છે, એના વતી હું તમારી ક્ષમા માગું છું. તેણે અમને દુષ્ટબુધ્ધિથી આ તાપ આપ્યો નથી પરંતુ  અમને પરમ પાવન કરવા અને તમારા દર્શન માટે પાત્ર કરવા અમારી પર કૃપા કરેલી છે. એમના ઋણમાંથી મુકત ન થતા ઉલટું અમારા હાથે એમની સેવા કરીએ એવો આશીર્વાદ આપો. ભકતનું નિર્વૈર અને કોમળ અંતઃકરાણ જાને સર્વ દેવતા અને ઋષિમુનિઓ આવ્યા. હતા. વિશ્વામિત્રએ ભકતોને છળ્યા એ બદલ ક્ષમા માગી. વિશ્વામિત્રએ કહ્યુંઃ 'સદ્‌ભકતો તમે ફકત વસિષ્ઠમુનિના શિષ્ય હોઈને તમારી સ્વર્ગમાં વાહ વાહ થાય છે આ દ્વેષથી પ્રેરીત થઈને હું તમારું સત્વહરાણ કરવા માટે પ્રાણાંતિક કસોટી લીધી પાણ તમે યત્કિંચીત પાણ સત્વથી ન ડગતાં પોતાના ગુરૂ વચન પર શ્રધ્ધા, ઈષ્ટ ધ્યેય પુરૂષ શ્રીરામ પર નિષ્ઠા, ગતગંગાની સેવા ને સત્ય ધર્મના આચરાણથી કદી પાણ અંતર્યા નહીં માટે પ્રસન્ન થઈને હું તમને બધી તપશ્ચર્યાનું દાન કરૂ છું એમ કહીને વિશ્વામિત્રએ સર્વદિવો સમક્ષ સંકલ્પ કર્યો.



---

સદ્‌ગુરૂ વસિષ્ઠ મુનિ બોલ્યાઃ 'મારો ખરો સદ્‌ભકત યુગધર્માનુસાર દેવવચન પ્રમાણે માને છે. નિત્ય સત્સંગમાં ગતગંગામાં આવી સત્સંગની સંત સદ્‌ભકતોની સેવા કરે છે. મુખી-સદ્‌ગુરૂની આજ્ઞાનુસાર ધ્યેયપુરૂષ અવતારપાત્રનું સ્મરણ ચિંતન ધ્યાન કરે છે. દ્રઢશ્રધ્ધા રાખી સદ્‌ગુરૂની યુગગુરૂની સેવા કરે છે અને અમરપદ પ્રાપ્ત થાય છે. મારા આ ભકતે અનન્ય કસોટીના રૂપથી આ બધું પૂર્ણ કરેલ છે.' ત્યારે ભગવાને સંતુષ્ટ થઈને હરિશ્ચંદ્રને કહ્યું: 'હે, સદ્‌ભકત રાજા હરિશ્ચંદ્ર ! તારી સદિચ્છા શું છે તે કહે હું તે પૂર્ણ કરીશ.' હરિશ્ચંદ્ર બોલ્યાઃ 'સ્વામી, તમે પ્રસન્ન હોય તો જે સદ્‌ભકતોએ મારી ઉપર, દેવસભા પર અને સતપંથ ધર્મ પર અપાર પ્રેમ કરેલ છે, એવા મારા નગરવાસીયોને સદ્‌ગતિ આપો. એજ એક કામના ! હરિશ્ચંદ્રના નગરના સદ્‌ભકતો સાત કોટી ભગવત્‌ભકતગણ હરિશ્ચંદ્રના પૂણ્ય પ્રભાવથી અમરપદે પામ્યાં. અંતરિક્ષમાંથી દેવગણ ગંધર્વ એમણે નૃત્યગાન, મંગલવાદ્ય વગાડીને અને એમની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. ધન્ય રાજા ભકત હરિશ્ચંદ્ર ! ધન્ય રાણી તારામતી ! અને ધન્ય સદ્‌ભકત રોહીદાસ ! એમ બધાં એમના ગુણગાન ગાવા લાગ્યાં.

યુગયુગમાં પ્રગટ થયેલા મહાત્મા સદ્‌ભકતોના જીવનમાં અનંત કસોટી સહન કરીને, સતધર્મ માટે પ્રાણપણાથી આત્મોધ્ધાર સાથે અન્ય જીવાત્માઓનો પણ ઉધ્ધાર કર્યો છે. આમ સંત સદ્‌ભકતના નામ પ્રતાપથી પણ કેટલાંક જીવાત્માઓનો ઉધ્ધાર થાય છે. અને ચંદ્ર સૂર્ય જયાં સુધી છે ત્યાં સુધી તેમની ધવલ કીર્તિ અને જગદુધ્ધારક શકિત અવિચળ રહેશે.

પહેલાં મત્સ્ય અવતારમાં ભગવાન વિષ્ણુએ તળપાતાળમાં વસેલા સદ્‌ભકત કનકાસુર રાજાને વરદાન આપ્યું હતું કે, ત્રેતાયુગમાં રામાવતાર વખતે તું અત્યંત પુણ્યવાન, સત્વશીલ, સતપંથી એવો રાજા થઈશ. તારું નામ હરિશ્ચંદ્ર હોઈને તારી તારામતી એ કુળવાન શીલવાન એવી પરમ સતી થશે અને તારા ઘેર કુળદીપક એવો સત્યવાદી રોહીદાસ ભકતનો જન્મ થશે. સત્વપાલન માટે તને કસોટી સહન કરવી પડશે. પણ એ સહન કરીને તમે આત્મોધ્ધાર સાથે સાત કોટિ જીવાત્માના ઉધ્ધારક થશો. તમારા પુણ્ય પ્રભાવથી ને સત્વ કસોટીરૂપ તપશ્ચર્યાના બળથી જ ભગવાન વિષ્ણુનો સાતમો અવતાર શ્રી રામચંદ્ર ભગવાન તારા વંશમાં જન્મ લેશે અને પોતાનું વચન પૂર્ણ કરશે. એ વરદાન અહીં પૂર્ણ કર્યું.

**ભકત હરિશ્ચંદ્ર તારા રાણી કુંવર રોહિદાસ, પુરા સતપંથ સેવ્યા તો પુરી છે ગોરે તેની આશ. ॥૨૭૧॥**
**સાત કરોડી દેવ શું નીપજયા ભાંખ, તેવા ભકતોની ચાલી પછી જુગમાં શાખ. ॥૨૭૨॥**
**મુનિવર ભાઈ હરિશ્ચંદ્ર જેવા સત રાખીએ જો મન,તન મન ધન સરવે સોપ્યોં સદ્‌ગોર વચન. ॥૨૭૩॥**
**સાત કરોડીશું ભકત હરિશ્ચંદ્ર વૈકુંઠ ગયા, અને ત્યાં ત્રેતાયુગ સંપૂર્ણ જો થયા. ॥૨૭૪॥**
**ચાર લાખને વરસ બત્રીસ હજાર,ત્યાં લગી હતા શ્રી હરિ રામ અવતાર. ॥૨૭૫॥**

## ॥ શ્રી હરિશ્ચંદ્ર આખ્યાન સંપૂર્ણ ॥






realpatidar.com
વ્યાસ સ્વરૂપ ભગવાન વિષ્ણુને નમસ્કાર કરૂ છું અને વિષ્ણુ સ્વરૂપ મહર્ષિ વ્યાસને કે જે મહર્ષિ
વશિષ્ઠના કુળમાં ઉત્પન્ન થયા હતા. અને જેમણે વેદના વિભાગ કર્યા હતા. તેમને વારંવાર નમસ્કાર કરૂ છું.
શ્રી વેદવ્યાસ (દ્રાપરયુગ) (સામવેદ)
realpatidar.com

શ્રી કૃષ્ણ અવતાર

**શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા સત્ય છે.**



वसुदेव सुतः श्रीमान् वासुदेवो जगत्पतिः ।
जहार वसुधाभारं तस्मै कृष्णात्मने नमः ॥



શ્રી વિષ્ણુ ભગવાને, વાસુદેવના પુત્ર થઈ પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો, તે શ્રી પરમાત્માના કૃષ્ણાવતારને હું નમસ્કાર કરૂં છું.

**શ્રી રામ ભગવાનના લવ, લવના પદ્ય, પરિક્ષિત, વિરપાળ,
વાસુદેવના, અંશ તો શ્રી કૃષ્ણ ભગવાન.**

# શ્રી કૃષ્ણ અવતાર

## ॥ અવતાર આઠમો ॥

**પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું
ૐ નમો શ્રી સદ્ગોર પાત્ર બ્રહ્મા વેદમ વ્યાસ મહારાજ,
આદ્ય વિષ્ણુ નિરંજન શ્રી કૃષ્ણ ભગવાન તમારી આશીષે.**

**॥ શ્રીસતગોર બ્રહ્મા વાચા ॥**

**શ્રી હરિનો સાતમો અવતાર પુરો થાય, અવતાર આઠમાનો સદ્ગોરે કહ્યો મહિમાય. ॥૧॥
આઠમો શ્રીકૃષ્ણ અવતારના પરછા જાણ, તમે સુણો મુનિવરો સહી નિરવાણ. ॥૨॥
બીજો ત્રેતાયુગ સમાપ્ત થયો છે જાણ, ત્રીજા દ્વાપરજુગનું માંડયું મંડાણ. ॥૩॥
પ્રથમ અમાસ વદ ને સોમવતી જાણ, તે દિન યુગ દ્વાપરના માંડયા મંડાણ. ॥૪॥
ત્યાંથી ત્રીજા દ્વાપર યુગની છે શાખ, તે યુગમાં છે ગોર વેદવ્યાસ. ॥૫॥
દ્વાપર યુગ ત્યાંથી બેઠો છે સાર, આઠમો શ્રીકૃષ્ણ અવતાર. ॥૬॥
જે કૃષ્ણનાથ શ્રીહરિએ લીધો અવતાર, તે શ્રાવણ વદ આઠમને બુધવાર. ॥૭॥
આઠમો અવતાર શ્રીહરિયે ધર્યો સાર, તમે સુણો મુનિવરો તેના વિચાર. ॥૮॥**

**ત્યાં ઘેર ઘેર પંડિતો કરે છે વિચાર, અને યુગ દ્વાપર બેઠો છે સાર. ॥૯॥**
**પિતા વાસુદેવને દેવકી છે માય, ત્યાં અવતર્યા છે ત્રિભુવનરાય. ॥૧૦॥**
**ત્યાં કંસ દૈત્ય પુછે છે ગોરને વાત, સ્વામી મારૂ મોત છે કોને હાથ. ॥૧૧॥**
**ત્યારે દૈત્યનો ગોર બોલ્યો સોયે, દેવકીનો આઠમો પુત્ર મારે તોયે. ॥૧૨॥**
**ત્યારે કંસાસુર દૈત્ય ત્યાં શું કરે, દેવકીના ઘેર રખવાળુ કરે. ॥૧૩॥**
**જે પુત્ર હોય તે સંભાળે આપ, તો આપણો સર્વે મટે સંતાપ. ॥૧૪॥**
**દેવકીના ઘરની રાખે છે સંભાળ, જે પુત્ર જન્મે તેને મારો તે ઠાર. ॥૧૫॥**

ત્રેતાયુગ સંપન્ન થયા પછી સોમવાર વદ અમાસમાં એટલે સોમવતી અમાવસે દ્વાપર યુગની શરૂઆત થઈ. ત્રેતાયુગમાં સદ્દગુરૂ વસિષ્ઠ દિગ્દર્શીત કરેલા યુગધર્મમાં કાળ પરિવર્તનથી બાહ્યાંગ સ્વરૂપ બદલીને અંતરંગ સ્વરૂપથી વેદ વ્યાસે દર્શાવેલો યુગધર્મ સતપંથ સનાતન હતો. સામવેદના પ્રાબલ્યથી એનું બાહ્ય સ્વરૂપ પરિવર્તીત થયું. તેમણે સંપૂર્ણ વેદોનો, અભ્યાસ કરીને નિષ્કર્ષ કાઢીને, યુગાનુસાર જ્ઞાનસાધનાનો માર્ગ શોધ્યો અને એનો પ્રસાર કરવા માટે પ્રાણાપણથી પ્રયત્ન કર્યો. એ કાર્ય માટે ભગવાને શ્રીકૃષ્ણનો અવતાર ધારણ કરીને સદ્દભકત પાંડવ પાસેથી એ ધર્મનું આચરણ કરાવીને ધર્મનો જય અને પાપનો ક્ષય કરાવીને જગતમાં એનો પ્રસાર કરેલો છે. અને આ કાર્ય સાથે દુષ્ટ-દુર્જનનું પણ ભગવાન શ્રીકૃષ્ણએ નિકંદન કરેલ છે.

શ્રી રામનો અવતાર સંપન્ન થયા પછી સારા એવા સમય પછી દ્વાપર યુગની શરૂઆત થઈ. એવા સમયકાળમાં આ પૃથ્વી પર મોટા મોટા દૈત્યો બધાને ત્રાસ આપવા લાગ્યા. તેમાં કંસ ,ચાણૂર, મુષ્ટિક, કેશી, પ્રલંબ, શિશુપાલ, વક્રદંત, જરાસંધ આ અત્યંત પ્રબળ થઈને પ્રજાને છળ કરવા લાગ્યા જરાસંધે બાવીસ હજાર રાજા પોતાના બંદીખાનામાં લાવી મુકયા. ભૌમસુરે હજારો સુંદર સ્ત્રીઓ સાથે છળ ચલાવ્યો. બાણાસુર, કાલાયવન એમનાં પાપકર્મનો પાર આવ્યો નહીં. દુષ્ટ કૌરવો અનીતિથી વર્તીને અધર્મથી તેમણે લોકોને ત્રાસ આપવાની શરૂઆત કરી. યજ્ઞયાગાદિ કર્મ પર પ્રતિબંધ કરવો, બ્રાહ્મણોને છળવું, લોકોને દ્રવ્યાપાર કરવો, સ્ત્રીઓને ભ્રષ્ટ કરવી, આ પ્રમાણે એ રાક્ષસોએ જ્યારે ઉત્પાત માંડયો હતો. ત્યારે સર્વ લોકો ત્રસ્ત થયા. છેલ્લે પૃથ્વી ગાયનું રૂપ લઈને બ્રહ્મદેવને શરણ ગઈ. તેણે મોટેથી આક્રદ કરીને આક્રોશ કર્યો. એટલામાં થોર ઋષી પણ દૈત્યોએ ચલાવેલાં પાપ કહેવા માટે બ્રહ્મદેવ પાસે આવ્યા. ત્યારે બ્રહ્મદેવ સર્વ દેવ સાથે ક્ષીરસાગરમાં શ્રી વિષ્ણુ પાસે ગયા અને બધાએ હાથ જોડીને ભગવાન શેષાઈ આદિનારાયણ નામે જયજયકાર કરીને પ્રાર્થના કરવા લાગ્યા. એ બોલ્યા, 'પુરાણપુરૂષ ! આદિનારાયણ ! તમારા પદમકમળે અમારા શતશઃ પ્રણામ. હે દીનરક્ષક ! દીનાનાથ ! પૃથ્વી પર દૈત્યોએ મોટો અનર્થ માંડયો છે જરાસંધે બધા ધર્મનિષ્ટ રાજાને લાવીને પોતાના બંદીખાનામાં મુકયા છે. એ દૈત્યોએ ધર્મનો મોટો ઉચ્છેદ ચલાવ્યો છે. એ કારણે પૃથ્વી એકદમ નિસ્તેજ થઈ ગઈ છે. હે દયાવાન ! આમાંથી પ્રજાનું સંકટ હરણ કરવા તમે જ એમ સમર્થ છો. એવી પ્રાર્થના કરી બધા તટસ્થ થઈને જોવા લાગ્યા. તો ક્ષીરસાગરમાંથી આકાશવાણી સંભળાઈ કે દેવો તમે ગભરાશો નહીં. હું જલ્દી જ યાદવકુળમાં જન્મ લઈને બધા દુષ્ટોનો નાશ કરીશ. તમે બધા દેવોએ પણ યાદવ કુળમાં જન્મ લેવો અને ઉપદેવોને ગોવાળોનો જન્મ લેવો. એ પ્રમાણે શેષને બલરામનો જન્મ લેવો. કારણ રામ અવતારમાં તેમને ચૌદ વર્ષ ઉપવાસ સહન કરવા પડયા હતા. તેમજ અત્યંત કષ્ટ ઉઠાવવું પડયું. પણ આ જન્મે હું એનો નાનો ભાઈ થઈને એની સેવા ચાકરી કરીશ. યમ, વાયુ, ઈંદ્ર અને અશ્વિનીકુમાર એમણે કુંતી-માદ્રીના ઉદરે જન્મ લેવો. બૃહસ્પતીએ દ્રોણ થઈને પાંડવોને વિદ્યા શિખવાડવી, હું વાસુદેવની પત્ની દેવકી

ના ઉદરે જન્મ લઇશ !' એ આકાશવાણી સાંભળી બધાએ નમસ્કાર કરીને ભગવાનનો જય જયકાર કરવા લાગ્યા. બધાને આનંદ થયો અને પોત પોતાના સ્થાને પ્રસ્થાન કર્યું.

ત્યાર પછી બધા દેવો સાથે બ્રહ્મદેવ ત્યાંથી નીકળ્યા અને ભગવાને શેષને કહ્યું, બધાએ પૃથ્વી ઉપર મથુરા વૃંદાવન ગોકુળ વગેરે જગ્યાએ સચ્ચચરિત્ર સંપન્ન લોકોને ઘેર જન્મ લીધો. અહિં ભગવાને શેષને કહ્યું: 'શેષ, તારી ઉપર મારું ખુબ ઋણ છે. પૃથ્વી પર જઇને વાસુદેવ-રોહીણીના ઉદરે જન્મ લઇને નંદ અને યશોદાના ઘેર જઇને રહે. આ વખતે તું મારો વડીલબંધુ થા ! હું જલ્દી જ વાસુદેવ-દેવકીના ઉદરે જન્મ લઇશ અને તારા જ સહવાસે આવીને રહીશ.' ભગવાનના આ વચન સાંભળી શેષ બોલ્યો: ' હે પ્રભુ, એ વાસુદેવના ઘરે તમે જન્મ ધારણ કરશો ત્યારે તેની શી યોગ્યતા હશે ?'

શેષની આ પ્રમાણેની ચર્ચા પછી ભગવાન બોલ્યા, 'શેષ, સ્વયંભૂ નામનો મનુ સુપત આ નામે બ્રાહ્મણવંશમાં જન્મ્યો. એની સ્ત્રી પ્રૌણી આ નામની હતી. એમના સહસ્ર વર્ષો પછીના તપથી એમની ઉપર પ્રસન્ન થઇને એમના ઉદરે ત્રણ વાર જન્મ લેવાનું મેં કબુલ કર્યુ હતું. આગળ કશ્યપ અને અદિતી એ જ સુપત અને પ્રૌણી છે. એમની પાસેથી મેં વામન અવતાર ધારણ કરેલો છે. પછી જમદગ્નિ અને રેણુકા એ જ કશ્યપ ને અદિતી હોઇને તેમના ઉદરે મેં ફરશુરામ અવતાર ધારણ કરેલો છે. હવે સાંપ્રત વાસુદેવ અને દેવકી એ જ કશ્યપ-અદિતી હોઇને એમના ઉદરે હું હવે કૃષ્ણ અવતાર  લઇશ. તેમજ જે નંદ યશોદાના ઘેર આપણને રહેવાનું છે એ આગળના દ્રોણ અને પ્રાણિતા આ નામના મહાન તપસ્વી બ્રાહ્મણ હોઇને પુત્રપ્રાપ્તિ માટે અનંત વર્ષો માટે તપ કર્યુ માટે એમના ઘેર પુત્રરૂપે રહેવાનું આશ્વાસન મેં એમને આપેલું છે. એ દ્રોણ અને પ્રણિતા એ જ નંદ અને યશોદા થશે. એમને  આપેલ વચન આ વખતે હું પૂર્ણ કરીશ.'

ગોકુળના શૂરસેન યાદવને વાસુદેવ નામનો પુત્ર થયો. એ સોમવંશીય રાજા હતો. વાસુદેવના ઉદરે ભગવાનનો અવતાર થશે એ દેવોને ખબર હોવાથી એમના જન્મ વખતે દેવોએ આનંદીત થઇને દુંદુભી વગાડયાં. એ ખુબ સ્વરૂપવાન તેમજ અને પુણ્યવાન હતો. ગોકુળની રોહીણીથી એનો પ્રથમ વિવાહ થયો. એનો બીજો વિવાહ મથુરાના રાજા ઉગ્રસેન એમની લાવણ્યમતી કન્યા દેવકીની સાથે થયો. ત્યારે મોટી તૈયારીથી શુરસેન વાસુદેવને વિવાહ માટે લાવ્યા. ઉગ્રસેનનો પુત્ર કંસ એ મોટો દુષ્ટ રાક્ષસી વૃત્તિનો હતો. એ પોતાના માતા પિતાનો દ્વેષ કરતો. પિતાને બાજુમાં મુકી એ પોતે મથુરાનું રાજ કરવા લાગ્યો. ઉગ્રસેને દેવકીનું લગ્ન ખૂબ ઠાઠથી કરી આપ્યું. પોતાના બનેવી ગુણવાન, સુંદર પોતાના બહેનને અનુરૂપ છે એ જોઇ કંસે બંનેનાં લગ્ન ખુબ આનંદથી ઉત્સાહથી કર્યા. એ રથમાં બેસાડી એ પોતે રથ હાંકવા લાગ્યો. બધા લોકો નિમગ્ન હતા ત્યાં આકાશવાણી થઇ કે, 'હે કંસ, આ દેવકીના ઉદરે જે આઠમું સંતાન આવશે તેનાથી તારો પ્રાણ નાશ થશે.' એ વિલક્ષણ આકાશવાણી સાંભળી બધા લોકો ચકિત થયા. કંસને અત્યંત સંતાપ થયો. જેના પેટે આઠમું સંતાન આવી પોતાને નાશ થશે એના કરતાં બહેન દેવકીને જ મારી નાંખવી. તેણે મ્યાનમાંથી તલવાર કાઢી અને એકદમ દેવકીના શીર પર મુકી. ત્યારે વાસુદેવ તેમને વિનંતી કરવા લાગ્યા કે, 'હે કંસ, નિષ્પાપ દેવકીનું વધ કરીને તને શું ફાયદો ! શરીર એ પંચભુતનું હોવાથી આત્મા અવિનાસી છે. તું એને મારીશ તો એ અન્ય જગ્યાએ જન્મ લેશે અને ત્યાં તેને સંતતિ થશે. જે પ્રાકતાનાત લખેલું છે એ કદી પણ ટળતું નથી. ત્યારે નિષ્કારણ પોતાની બહેનને મારીને પાપ કીર્તિ કેમ લે છે ?' વાસુદેવે આ પ્રમાણે કંસને ખુબ વિનંતી કરી. પણ એને પોતાના પ્રાણનો મોહ અધિક હોવાથી એની વિનંતી સામે બિલકુલ ધ્યાન ન આપ્યું. ત્યારે વાસુદેવ બોલ્યા, 'કંસ, એને તું મારીશ નહીં એના પેટે

આઠમું સંતાન પેદા થશે એનો તું નાશ કરજે. એ આઠમું સંતાન જન્મતાં જ હું તારા સ્વાધીન કરીશ.' વાસુદેવે કહેલી વાત કંસને પસંદ પડી પણ વિશ્વાસ ન હોવાથી એણે ઉભયંતાને બંદીગૃહમાં મુકયાં.

કેટલાંક દિવસો પછી નારદ મુનિ કંસને ત્યાં આવ્યા. કંસે નારદને બધી હકીકત કહી આગળ શું તજવીજ કરવી એ પ્રશ્ન કર્યો. ત્યારે નારદ મુનિ બોલ્યાઃ 'કંસ તેં જે વ્યવસ્થા કરી છે એ બરાબર છે પણ આઠમું સંતાન કયું એ ઠેરવવું કઠિન છે. કારણ ઉલટી ગણતરી કરવાથી પહેલા પણ આઠમો આવે છે. કદાચિત બીજો પણ આઠમો આવશે. સારાંશ આઠમો કયો એ સમજાવવા માર્ગ નથી માટે હવે તું આમ કર કે આ વાસુદેવ-દેવકીના ઉદરે જે પુત્રો થશે એ બધાને મારી નાંખ. આઠ ગર્ભનો સંહાર કર્યા પછી એમને છોડી દે. એટલે તું સંકટમાંથી મુકત થઈશ, નહી તો કોઈપણ ગર્ભથી તારો નાશ થશે એ કંઈ કહેવાય નહી. આ પ્રમાણે કહીને નારદ ત્યાંથી ગયા પછી દેવકીને કેટલાંક દિવસે એ સુંદર પુત્ર થયો. બંદીગૃહ પરના પહેરેદારોએ તત્કાળ પ્રસંગ કંસને જઈને જણાવ્યો. એ સાથે કંસ ત્યાં આવ્યો અને તેણે દેવકીના ખોળામાંથી એ સુંદર બાળક છીનવી લઈને બહાર પથ્થર પર જોરથી પછાડયું. એ સાથે બાળક મૃતપાય થઈને એના પ્રંચપ્રાણ પંચભુતમાં મળી ગયા એ દુઃખદ પ્રસંગથી વાસુદેવ-દેવકી અત્યંત શોકાકુલ થયાં. પરંતુ કંઈજ ઉપાય ન હોવાથી બિચારા જેલમાં આયુષ્યના દિવસો કાઢતાં હતાં. એ પછી દેવકીને બીજો પુત્ર થયો. એ પણ કંસે મારી નાખ્યો. આ પ્રમાણે કંસે દેવકીના છએ પુત્રો માર્યા. આ છ પુત્રોના વધથી કંસે તપ કરીને જે કંઈ થોડો પુણ્યસંચય કર્યો હતો એ બધો નહીવત થઈને એના મસ્તક પર ભૃણહત્યાના પાપનો ડુંગર તૈયાર થયો.

કંસે જે વાસુદેવના છ પુત્રોનો નાશ કર્યો એ પહેલાં મારીચ બંધુ હતા. બ્રહ્મદેવ સરસ્વતીની અભિલાષા લઈને જયારે કામાતુર થયા એ પ્રસંગે મારીચના બંધુ બ્રહ્મદેવને જોઈને હસ્યા હતા. એ વખતે બ્રહ્મદેવે તેમને એવો શ્રાપ આપ્યો હતો કે, 'તમને મૃત્યુલોકે જન્મ લીધા પછી હું તમને તાત્કાલીક છુટા કરવા જઈશ એમ કહ્યું. એ મારીચ બંધુને એવું આશ્વાસન આપ્યા પછી અહીં કંસને તેણે આવું સુચવીને એ છએ પુત્રોનો નાશ કરાવ્યો. એ પછી ભગવાન વિષ્ણુએ શેષને દેવકીના ઉદરે જન્મ લેવા કહ્યું. એ પ્રમાણે શેષને દેવકીના ઉદરે ગર્ભ ધારણ કર્યા પછી વિષ્ણુએ માયા ને કહ્યુંઃ 'હે માયા, તું દેવકી પાસે જઈને તેના ઉદરનો ગર્ભ ગોકુળમાં રહેલા રોહિણીના ઉદરમાં લઈને મુક અને માયા તું યશોદાના ઉદરે પ્રવેશ કરીને બાળકી રૂપે રહે.' આજ્ઞા પ્રમાણે માયાએ દેવકીના ઉદરમાં સાતમો ગર્ભ કોઈને ન ખબર પડતાં કાઢયો અને નંદને ઘેર રોહિણી નિદ્રિસ્ત હતી ત્યારે તેના ઉદરમાં જઈને મુકયો અને પોતે યશોદાના ઉદરે પ્રવેશ કરીને રહી. આ પ્રમાણે માયાએ વ્યવસ્થા કર્યા પછી દેવકી જાગીને જુએ છે તો ઉદરમાં ગર્ભ નહીં. ગર્ભ નહીવત થયેલો જોઈને દેવકી અને વાસુદેવ બંને શોકાકુલ થયાં. અહિં રોહિણી જાગીને જુએ છે તો પોતે ગર્ભવતી છે એવું એને લાગ્યું. એકાએક હું કંઈ રીતે ગર્ભવતી થઈ એ ખબર ન હોવાથી એ ખુબ ભયભીત થઈ. અહીં કંસ દેવકીને પ્રસુતિ થતી નથી એ ચિંતામાં હતો. એ તેને સાતમો ગર્ભ નહિવત હોવાનું સમજાયું. થોડા દિવસ ગયા પછી દેવકી ફરી ગર્ભવતી થઈ. ભગવાને લક્ષ્મીને વિદર્ભ દેશના ભીમક રાજા તેની રાણીના ઉદરે જન્મ દેવાની આજ્ઞા કરીને પોતે દેવકીના ગર્ભમાં પ્રવેશ કર્યો.

**જે શ્રાવણ વદ અષ્ટમીને બુધવાર, ત્યારે શ્રીકૃષ્ણદેવે લીધો અવતાર. ॥૧૬॥**
**દ્વાપર જુગમાં શ્રીહરિયે રૂપજો ધરી, અને કહાન આવ્યા મથુરાપુરી. ॥૧૭॥**
**કુળ દેવકીના છોડાવ્યા બંધન, પિતાપ્રત્યે બોલ્યા શ્રીકૃષ્ણનંદન. ॥૧૮॥**
**તમે જાગો વાસુદેવ બેઠા થાવ, અમને લઈને ગોકુળમાં જાવ. ॥૧૯॥**
**જાગ્યા વાસુદેવ રમે છે બાળ, ત્યાં દીઠું રૂપ શ્રી મદનગોપાળ. ॥૨૦॥**

તેણે કરધરીને લીધુ છે બાળ, ત્યાં દીઠો તે કંસાસુરનો કાળ. ॥૨૧॥
ખોલ્યા દરવાજાને ઉઘાડયા બાર, ત્યાં ચોકી પોળીયા ન જાગે સાર. ॥૨૨॥
ભાંગ્યા ભુંગળ ને ઉઘડયા છે દ્વાર, વાસુદેવ ચાલ્યા છે તેણી વાર. ॥૨૩॥
વાસુદેવ વેગે વહેલા વહીને ગયા, તે જઈને યમુનાના તીરે રહ્યા. ॥૨૪॥
ગરજે યમુનાને ઉછળે છે બાળ, ત્યારે વરસે છે મેઘ અખંડ ધાર. ॥૨૫॥
ત્યાં ઈંદ્ર મહારાજની દીધી છે આણ, ત્યારે બારે મેઘ કર્યા છે પ્રણામ. ॥૨૬॥
બંધ થયા મેઘને થોભ્યા છે નીર, ત્યારે વાસુદેવ ઉતર્યા જમુનાને તીર. ॥૨૭॥
વાસુદેવ ગોકુળમાં ચાલ્યા તેણી વાર, ત્યાં જઈ જશોદાના ખોળે મુકયા બાળ. ॥૨૮॥
ત્યાં જશોદા ઘેર પુત્રી થાઈ, તે શ્રી વાસુદેવ લાવ્યા છે જઈ. ॥૨૯॥
વાણુ વાયુ જાગે છે લોક, ત્યારે કંસ પુત્રીને મારવા ચાલ્યો ફોક. ॥૩૦॥
જયારે કંસ કન્યાને મારવા જાય, ત્યારે કંસને તે પુત્રી સમજાવે. ॥૩૧॥
હારે મુરખ મને શું મારે, તુજને મારનારો ગયો ગોકુળ માંહે. ॥૩૨॥
એવું કહી કન્યા ગઈ ભાગ, ત્યારે કંસ તણે હૈએ લાગી છે આગ. ॥૩૩॥

દેવકીના ઉદરમાં એ વખતે શ્રીહરિએ પ્રવેશ કર્યો હતો, એ માટે એ અત્યંત દિવ્ય અને ઉલ્લાસીત દેખાવા લાગી. વાસુદેવની સ્થિતિ પણ તેવી જ આનંદદાયક હતી. આનંદભેરથી દેવકીને ગર્ભવસ્થાનું દુઃખ બિલકુલ નહોતું. યોગ્ય સમય પ્રાપ્ત થતાં જ શ્રાવણ વદ અષ્ટમી બુધવારે મધ્યરાત્રે પ્રભુએ જન્મ લીધો. એ વખતે રોહિણી નક્ષત્ર હોવાથી એકસરખો વરસાદ પડતો હતો. દેવકી અને વાસુદેવ બંનેની સામે જોઈને પ્રભુએ દેવકીના ઉદરમાંથી બહાર પ્રવેશ કર્યો અને પ્રભુની એ બાળમૂર્તિ જોઈને દેવકીને અત્યાનંદ થયો અને તેણે પોતાના પતિને જગાડયા. વાસુદેવ જાગીને જુએ છે તો આગળ પ્રભુની સુંદર શ્યામલ બાળમૂર્તિ ઉભી છે. સર્વાંગ સુંદર મૂર્તિ જોઈને બંને આનંદથી તન્મય થયા પણ પાછળના છ પુત્રોના દુઃખનું સ્મરણ થઈને એ ખિન્ન થયા, ત્યારે એ બાળમૂર્તિ એ કહ્યું: ' ગોકુળમાં નંદના ઘેર યશોદાના ઉદરે યોગમાયાનો હમણાં જ જન્મ થયો છે. ત્યારે તમને મારી માટે ચિંતા કરવાનું કારણ નથી. વાસુદેવ ! તમે મને યશોદાના ઘેર લઈ જઈને મુકો અને યશોદાની એ પુત્રીને તમે અહીં લઈ આવો. હે વાસુદેવ ! તમે પૂર્વજન્મમાં સુપ્રત બ્રાહ્મણ છો ! તમારા ઉદરે શ્રીકૃષ્ણ અવતાર લઈને તમારા ઋણમાંથી હું મુકત થયો છું. તમને હવે મોક્ષની પ્રાપ્તિ થશે. તમને બંનેને મારું લાલન પાલન કરવાની ઈચ્છા છે એ મને ખબર છે માટે હું ગોકુળમાં ક્રિડા કરીને જલ્દી જ તમારી પાસે આવીશ.

શ્રીકૃષ્ણએ વાસુદેવ-દેવકીને આગળની વ્યવસ્થા કહીને પોતાનું બાળરૂપ ધારણ કર્યું. પછી દેવકીએ બાળકને લઈને ચુંબન કર્યુ અને પાસે રહેલાં કપડાંથી એનો દેહ આચ્છાદન કરીને એ બાળક તેણે વાસુદેવને આપ્યું અને વાસુદેવે એ બાળકને એક ટોપલીમાં લઈ એ માથા પર મુકીને જવા લાગ્યાં. દરવાજા મજબુત હતા અને એને મોટા મોટા તાળાં લગાવ્યાં હતાં. પણ વાસુદેવના હાથનો સ્પર્શ થતાં જ તાળાં અને દરવાજા આપોઆપ ખુલી ગયાં. ચોકીદારો નિદ્રામાં પડયા હતા. એ માટે વાસુદેવને રસ્તામાં કોઈએ રોકયા નહીં. બહાર ઘન અંધકાર, મુશળધાર વરસાદ પડતો હતો. આવી સ્થિતિમાં માર્ગ કાઢવાનું અત્યંત કઠીન હતું, સાથે સાથે કંસની બીક હતી. વાસુદેવ જલ્દી જલ્દી માર્ગ કાપતા એ યમુનાના તીરે આવી પહોંચ્યા કૃષ્ણ પાણીથી પલળે નહીં માટે શેષ એની ઉપર ફેંણ પ્રસરીને સાથે ચાલતો હતો. વાસુદેવને એનું ધ્યાન પણ નહોતું. વરસાદના દિવસો, મુશળધાર વરસાદ તેથી યમુના નદી પુરથી ભરાઈને વહેતી હતી. તેવી સ્થિતિમાં

વાસુદેવ કૃષ્ણને મસ્તક પર મુકીને પાણીમાં ગયા. એ વખતે કૃષ્ણના સ્પર્શ માટે યમુના નદીનું પાણી વધવા લાગ્યું. ત્યારે કૃષ્ણએ પોતાનો જમણો પગ બહાર કાઢીને પાણીને સ્પર્શ કર્યો. એ સાથે એ માર્ગે યમુના દુભંગ થઇ અને વાસુદેવ કૃષ્ણને લઇને આગળ ગયા. એ સમયે ગોકુળમાં નંદના ઘરનો દરવાજો ખુલ્લો હતો. વાસુદેવ કૃષ્ણને લઇને નિઃશંકપણે નંદના ઘેર ગયા અને જ્યાં યશોદા હતી એ ઓરડામાં ગયા. જુએ છે તો પલંગ ઉપર યશોદા નિદ્રિસ્થ થઇને તેની હમણાં જ પ્રસુતિ થવાથી પાસે યોગમાયા રમતી હતી. વાસુદેવે કૃષ્ણને ત્યાં મુકયા અને યોગમાયાને લઇને એ તરત જ પાછા આવી પોતાના બંદીગૃહમાં દાખલ થયાં. એ દાખલ થતાં જ દરવાજા પહેલાં પ્રમાણે બંધ થયા અને એ ચોકીદારની નિદ્રા દુર થઇને તેઓ હોંશિયારીથી ચોકી કરવા લાગ્યા. ત્યાંજ યોગમાયા મોટેથી રડવા લાગી. દેવકીએ પુત્રને જન્મ આપ્યો એ જોતાં જ દૂતોએ કંસને જણાવ્યું. કંસ તાત્કાલીક ઉત્કંઠાથી આવીને જુએ છે તો દેવકીના ખોળામાં પુત્ર ન હોઇને પુત્રી છે. ત્યારે ક્ષણમાત્ર એના મનમાં ચલવિચલતા થઇ. પરંતુ કન્યાની ઉત્પત્તિ આઠમા ગર્ભથી છે ત્યારે એનો નાશ પોતે કરવો જ જોઇએ, એમ વિચાર કરીને તેણે એ પુત્રીને દેવકીના ખોળામાંથી ખેંચી લીધી અને એ તેનો પગ પકડીને પથ્થર પર પછાડવા માટે ગોળ ગોળ ફેરવવા લાગ્યો. એટલામાં એ યોગમાયા હાથમાંથી છટકી અને આકાશમાં ઉડી ગઇ. એ આકાશમાં જતાં જતાં કંસને કહેવા લાગીઃ 'અરે દુષ્ટ, પાપી કંસ ! આ બાળહત્યાના પાપથી તારા પાપનો ઘડો પુરો ભરાયો છે. તેં પોતાની બહેનના વંશચ્છેદવાનો પ્રયત્ન કર્યો છે, પણ તારા આ કૃત્યથી તારા વંશનો નાશ થશે. જે પોતાના માતા-પિતાનું અપમાન કરે છે, જે ગુરૂનો દ્રોહ કરે છે, શ્વસુર અને જમાઇને ત્રાસ આપે છે, બહેનનો છળ કરે છે એ નિશ્ચયથી નર્કનો અધિકારી થાય છે. તે પોતાના બહેનનો અને બનેવીનો છળ કરીને પોતાના મસ્તક પર પાપનો પર્વત તૈયાર કરી લીધો છે. ફળ તને જલ્દી જ મળશે. તારો શત્રુ સુખથી રહે છે અને તેના હાથે તારો જલ્દી જ નાશ થશે.' આ પ્રમાણે એ યોગમાયાએ ગર્જના કરી અને એ વીજળીની જેમ આકાશમાં લુપ્ત થઇ ગઇ યોગમાયાની વાણી સાંભળી કંસ ચિંતાગ્રસ્ત થયો.

**જયારે ગોકુળમાં વર્ત્યો છે જયજયકાર, ત્યારે કંસતણી ઘેર પડી છે પોકાર. ॥૩૪॥**
**જયારે ગોકુળમાં આવ્યા દેવ મુરાર, ત્યારે ઉત્સવ મંગળ થાયે સર્વે સંસાર. ॥૩૫॥**
**આઠમે શ્રીકૃષ્ણરૂપે છે અવતાર, ગોકુળમાં અવતર્યા છે એ દેવ મુરાર. ॥૩૬॥**
**જયારે આહિર જ્ઞાતીમાં આવ્યા છે કાન, ત્યારે નન્દ જશોદાએ દીધા છે માન. ॥૩૭॥**
**જયારે ગોકુળમાં આવ્યા છે શ્રીહરિ, ત્યારે ભકતને આનંદ મંગળ કરી. ॥૩૮॥**
**જે દેવકીને ઘેર કાન અવતર્યા છે આય, પણ દેવે દુધ પીધું છે યશોદામાય. ॥૩૯॥**
**જયારે જશોદા ઘેર મંગળ વર્તાય સાર, ત્યારે વાજીંત્ર વાગે અનંત અપાર. ॥૪૦॥**
**જયારે બહુ આનંદ ગોકુળમાંહે ભયો, ત્યારે કંસાસુરના મનમાં સંશય થયો. ॥૪૧॥**
**જેમ જેમ કળા શ્રીકૃષ્ણ દેવની ચઢે, તેમ તેમ કંસાસુર મન સાંસો પડે. ॥૪૨॥**
**કંસ તણા મનને ઉપજયા છે શોક, ભાગી નિંદ્રાને આવ્યું છે દુઃખ ॥૪૩॥**
**કંસના મનમાં આવે છે કાળ, પણ એવો નથી કોઇ જે મારે બાળ. ॥૪૪॥** 
**ત્યાં એવા વચન બોલ્યા કંસાસુર, કોઇ એ બાલકને મારી કરે ચકચૂર. ॥૪૫॥**

ગોકુળમાં કૃષ્ણ આવ્યા પછી એ યશોદાના ખોળામાં રમવા લાગ્યા. કેટલાક સમય પછી નંદરાણી યશોદા જાગીને જુએ છે તો પોતાના ખોળામાં સુંદર બાળક છે. તેને જોતાં જ એ ઉઠીને એ બાળકને ખોળામાં લઇને નિહાળ્યું. એ

બાળકને ક્યાં મુકુ અને ક્યાં નહીં એમ એને થયું. એ મનોહર રૂપ એ આંખોથી નિહાળવા લાગી. એટલામાં બાળકે યશોદા સામે જોઇને હાસ્ય કર્યુ. યશોદાએ પુત્ર થવાની વાત આખા ગોકુળમાં ફેલાઇ ગઇ. સર્વત્ર આનંદ આનંદ થયો. રોહિણી અને બધી ગોવાલણો એને જોવા માટે નંદના ઘેર આવી. ઘરમાં ભીડ થઇ માટે નંદે એમને બેસવા માટે મંડપ ઉભો કર્યો અને એ મંડપમાં નાના પ્રકારના વાદ્યો વગાડવા લાગ્યા. પ્રત્યક્ષ શ્રહરિનો જ અવતાર હોવાથી આશ્ચર્ય સહ એ કૌતુક જોવા માટે દેવોની પણ આકાશમાં ભીડ થઇ ગઇ. બધાએ નંદ-યશોદાના અને બાળકૃષ્ણનાં વધામણા કર્યા. નંદ રાજાના કુલઉપાધ્યાય ગર્ગમુનિ બાળકને જોવા માટે અને તેનું જાતક વર્તવા માટે બધાના પહેલા દોડી આવ્યા. જે દિવસે કૃષ્ણનો જન્મ થયો એ દિવસે ગોકળમાં પર્જન્યવૃષ્ટિ, તો મથુરામાં રકતવૃષ્ટિ થઇ. સુચિન્હો ગોકુળમાં તો દુશ્ચિન્હો મથુરામાં થયાં.

કૃષ્ણનું મુખાવલોકન કરતાં જ નંદને અવર્ણનીય આનંદ થયો અને પોતાના અનંત જન્મોનું પુણ્ય ફળ મળ્યું એમ તેને લાગ્યું. પુત્રજન્મ પ્રાપ્તિર્થે તેમણે હજારો ગાયો, નાના પ્રકારના રત્નો, પુષ્કળ અલંકાર અને વસ્ત્રો દાન કર્યા. ગોવાલણોએ શ્રીકૃષ્ણના દર્શન કરીને વસ્ત્રો અર્પણ કર્યા તો યશોદા અને ગોવાલણો એ એમનાં વધામણાં કર્યાં. જે મંદિરમાં ગોપાળકૃષ્ણનો જન્મ થયો એ મંદિર સજાવવામાં આવ્યું. એની ભીંતો કેસરકસ્તુરીથી લીપી. ઉપર સુંદર ચંદરવા લગાડયા. છતમાં મોતીનાં ઝાલરો મુકયા. મધ્યભાગે સુંદર રત્નજડીત મંચ મુકી યશોદા કૃષ્ણને લઇ એની ઉપર બેઠી. બે ગોવાલણો એમની ઉપર શ્વેત ચમ્મરો ઢાળવા લાગી. નંદરાય અને ગર્ગમુનિ ઇતર બ્રાહ્મણો સાથે યશોદાના મહેલમાં ગયા ત્યાં પુણ્યાહવચન કરીને કૃષ્ણના મુખમાં એમણે મધ મુકયું.

આ સમયે ગર્ગમુનિ ઇતર પંડિતો સાથે બાળકના લક્ષણો અને જન્મપત્રિકા જોવા લાગ્યા. એનો હાથ અને જન્મકાળનો સમય જોઇને ગર્ગમુનિ બોલ્યાઃ 'યશોદા તારું ભાગ્ય ઉજ્જવળ છે. પ્રત્યક્ષ શ્રીહરિ તારા ઉદરે આવ્યાં છે એ પોતાની કિર્તી ત્રૈલોકયભરમાં કરશે. એ સજ્જનોને સુખદાઇ અને દુર્જનોને દુઃખદાયક થનાર છે. આ પુત્ર પર નાના સ્વરૂપે અનેક સંકટો આવશે. પણ બધાંમાંથી એ સુખરૂપ બહાર નીકળશે. નાનપણમાં એને મારવા એક કપટી સ્ત્રી આવશે, એક દૈત્ય વાયુનું રૂપ લઇને આવશે. એમનો એ સંહાર કરશે. બે પ્રચંડ વૃક્ષ એની ઉપર તુટી પડશે. પણ એને એનાથી કંઇ ઇજા થશે નહીં. એક વિષધારી સર્પનું દમન કરશે, પર્વત ઉપાડી ગોકુળનું રક્ષણ કરશે. એક સમયે દાવાનળ પી લેશે. ગુરૂના મરેલા પુત્રને સજીવન કરી ગુરૂને સંતોષીત કરશે. બધાંનું દુધ દહીં ખાવા આવશે. ગોવાલણોને મોહ પાડીને પોતાના છંદે લાવશે. આના હાથે કંસનું મૃત્યુ છે. દ્વારકા નામની અદભુત નગરી બાંધશે. સંતતિ, સંપત્તિ, ઐશ્વર્ય યશદાયક કીર્તિવાન થશે. સર્વ ગોકુળને ઉધ્ધારી લેશે. ભકતોનો ઉધ્ધાર કરી પૃથ્વીનો ભાર ઉતારશે. જ્ઞાનનો સર્વત્ર પ્રચાર કરશે.' આ પ્રમાણે એનું ભાગ્ય ખુબ મોટું છે.

આ જાતક સાંભળીને બધાને આનંદ થયો. ગોકુળમાં ઘેર ઘેર મંગલ ઉત્સવ થવા લાગ્યાં. પણ મથુરામાં એનાથી ઉલટું સર્વ દુશ્ચિન્હો દેખાવા લાગ્યાં. કન્યા છટકીને ગગનમાં ગઇ એ દિવસથી કંસનું મન ધોખાથી વ્યાપી ગયું. તેને સ્વપ્નમાં દેવકીનો આઠમો ગર્ભસ્થ બાળક દેખાવા લાગ્યો. છત્રનો દાંડો તુટીને નીચે પડયો. એ બધું જાણીને કંસ મનમાં ખુબ ગભરાયો. છેલ્લે તેણે રાજસભા ભરીને મહાબલાઢય અસુરોને બોલાવ્યા અને કહ્યુંઃ 'જેમ રાજાએ પ્રજાને સુખી કરવાની છે તેમ પ્રજાએ રાજાને સુખી રાખવાના છે. મને તો આકાશવાણીનો ધ્યાસ લાગ્યો છે. જો કોઇ ખરો સ્વામીભકત હોય તો ગોકુળમાં જઇને મારો વેરી શોધી તેને મારીને મારું આ સંકટ જે નિવારશે તેનો મારી ઉપર અત્યંત ઉપકાર થશે. તેને એ માંગશે એ બક્ષિસ આપીશ.'કંસનું નિવેદન સાંભળી એક મહાબલાઢય મહાબળ નામક દૈત્ય ઉઠીને તેણે કંસને આશ્વાસન

આપીને કહ્યું: 'કંસ મહારાજ, આપના શત્રુની શોધ કરીને એનો નિઃપાત કરવાની હું જવાબદારી લઉં છું. ગોકુળમાં તમારો શત્રુ કોઈપણ જગ્યાએ હશે તેને શોધીને એનો નાશ કરવાની હું પતિજ્ઞા લઉં છું. મહાબળે ગોકુળમાં આવી એક જ્યોતિષી બ્રાહ્મણનું રૂપ લીધું અને ઘેર ઘેર ભટકીને છેલ્લે નંદના ઘેર આવ્યો. એ જગ્યાએ ગર્ગમુનિ એ બાળકૃષ્ણનું જાતક કહેતા હતા. ત્યારે એ બોલ્યોઃ ' આ બાળકના ગ્રહો કયાંક ઉંધા ચત્તા થયા છે. તેથી આ ચોર થશે, કપટી થશે. સ્ત્રીઓને ભ્રષ્ટ કરશે. કાળાંકૃત્યો આના હાથે થશે. છેલ્લે આ છોકરો સ્વકુળઘાત થઈને બધાંનો સંહાર કરશે. આ માટે બાળકને મનમાં દયા ન લાવતાં ખાડામાં પુરો, અથવા સમુદ્રમાં નાંખો, નહી તો અન્યમાર્ગે એનો સંહાર કરવો. ન કર્યો તો આ છોકરો આગળ બધાને ઘાતક થશે.' મહાબળ ભટ્ટના મુખેથી કડવી, સંહારક એવી વાણી નીકળતાં જ ઘરની બધી નિર્જીવ વસ્તુઓ સજીવ થઈને અને વેલણ-પાટલી, પાટલા વગેરે બધી વસ્તુ એના શરીર પર પડવા લાગી. એના આખા શરીર પર ફટાફટ એનો માર પડવા લાગ્યો. વાસણો, માટલા, એના ભડાભડ પ્રહાર એના શરીર પર થઈને આંતરડાં તુટવા લાગ્યાં. તાવડી આવી મોંઢામાં મારવા લાગી. સોય, દાભણ એના શરીરમાં ખુંચવા લાગી. એ ઉઠીને ભાગવા લાગ્યો, ત્યાં જ ખાટલાએ એની આગળ આવીને આડસ કરી, કોદાળી, પાવડા, કુહાડી, દાસ્તા વગેરેનો માર તેને પડવા લાગ્યો. છેલ્લે કૃષ્ણ સામે જોઈને તેણે કૃષ્ણસ્તુતિ કરી. ત્યારે કૃષ્ણએ તેને જીવતો છોડયો. પછી કંસ આગળ ઉભો રહીને એ બોલ્યો, 'મહારાજ, તમારો વેરી ગોકુળમાં વધી રહ્યો છે. એની શકિત અદ્દ્ભુત છે. નિર્જીવ વસ્તુ સજીવ કરીને તેણે મને ભયંકર માર માર્યો. એ કંઈ માનવાકૃતિ નથી. પ્રત્યક્ષ પરમેશ્વર જ એ જગ્યાએ અવતર્યા છે એની આ સાક્ષી છે. મથુરાપતિ તમારો શત્રુ ગોકુળમાં વધે છે. એ બાળક હોય તો પણ કૃત્યોથી જીતાશે નહીં. મને તો લાગે છે કે, તમારૂ મરણ નજીક આવ્યું છે. મહાબળના મુખમાંથી આ શબ્દ સાંભળતાં જ કંસ અતિશય ચિંતામાં પડયો.

**ત્યારે પુતના કહે છે સત્ય ભાએ, ભાઈ તમે કહો તો હું બાલકને મારૂ ધાયે. ॥૪૬॥**
**કહે પુતના જે સુનો કંસાસુર રાજ, ભાઈ યશોદાના બાલક હું મારૂ આજ. ॥૪૭॥**
**માસીએ ટોપી કંદોરોને લીધું પારણું, ત્યાં થાનમાં વિષ વળગાડયું છે ઘણું. ॥૪૮॥**
**પુતના મનશું કપટ કરીને જાય, ત્યાં બહેન જશોદાને મળવા આય. ॥૪૯॥**
**કુડ કરીને જશોદાને ઘેર ગઈ, તે જશોદાને દ્વારે જઈને ઉભી રહી. ॥૫૦॥**
**પુતના જસોદાને મળે છે જયાં, તે દઈ બેસણું ને હર્ષિત જો થાય. ॥૫૧॥**
**ત્યાં હસી હરખીને પુતના ગાયે ગીત, તેણે ધૂત લક્ષણ માંડયા છે ચરીત. ॥૫૨॥**
**તે મુખે હરખથી બોલે ને દિલમાંછે કાળ, આપો બેન હરખે ધવડાવું હું બાળ. ॥૫૩॥**
**બાઈ બહુ હેત છે અમારે મન, બહેન કહે તો એ બાલકને ધવડાવું થાન. ॥૫૪॥**
**પરાણે બાલકને પુતનાએ લીયો, લઈ ખોળામાં ને ઘણા ચુંબન કીયો. ॥૫૫॥**
**માસીએ એ બાલક લીયો છે ઉઠાય, તે માંડી પલાઠીને બેઠી છે ત્યાંય. ॥૫૬॥**
**ત્યાં ટોપી કંદોરો પહેરાવે છે બાલ, તે બહુ હરખ ને હાલરડા ગાય. ॥૫૭॥**
**બહેન જશોદા તમે કરો ઘરના કામ, એ બાલકને અમે ધવડાવીશું થાન. ॥૫૮॥** 
**વિષ થાનમાં લગાડયું એ વાર, અને મનમાં જાણે કે મરડીને મારૂ બાળ. ॥૫૯॥**
**તેણે થાનમાં વિષ લગાડયું છે ઘણું, પણ તે મનમાં જાણે કે દબાવું ગળું. ॥૬૦॥**
**એવો માસી પુતના એ કીધો વિચાર, પણ અંતર્યામી જાણે સર્વે વિસ્તાર. ॥૬૧॥**

**એ બાલકે પુતનાની થાન મુખમાં લીયો, એ થાન ધાવતાં પ્રાણ પુતનાનો ગયો. ॥૬૨॥**
**એ દેવે માસીને થાને ધાવતા લીધા છે પ્રાણ, ત્યાં કંસ રાજાને થઈ છે જાણ. ॥૬૩॥**
**દેવે ધાવતાં પુતનાના કાઢયા છે પ્રાણ, એ દેવે બહુ દૈત્ય સંહાર્યા જાણ. ॥૬૪॥**
**જે દેવ એકવીસ બ્રહ્માંડની શુધ્ધ જો લહે, એ ચૌદે લોકનો રાજા તેહે. ॥૬૫॥**
**જે દેવ ત્રણ ભુવન પેદા કર્યા જેહ, એ દેવ પુતના માસીથી છળાય કેમ જાયે. ॥૬૬॥**
**ઢળી છે પુતના કરે બહુ પુકાર, ત્યાં માતા જશોદા ધાયા તે વાર. ॥૬૭॥**

મહાબળની આવી ફજેતી સાંભળીને કંસને ખુબ ચિંતા થઈ. શું કરવું એવો એક સરખો વિચાર કરતો ત્યારે પૂતના ત્યાં આવી અને બોલીઃ 'કંસરાય હું સુંદર સ્ત્રીરૂપ લઈને સ્તનને વિષથી ભરીને ગોકુળમાં જઉં છું અને ત્યાં કૃષ્ણ સાથે બધા બાળકોને ધાવણ પીવડાવીને ઠાર મારૂ છું. તમે ચિંતા છોડો.'પૂતનાનું આ ભાષણ સાંભળીને કંસને પરમસંતોષ થયો અને તેણે વસ્ત્રાભૂષણ આપી તેનું સન્માન કર્યું.  અને આદેશ આપ્યો. પૂતના એ તરત અત્યંત સુંદરસ્ત્રીનું રૂપ લીધું. નેત્રમાં કાજળ નાંખ્યું. શરીરમાં નાના પ્રકારના અલંકાર પહેર્યા. પગમાં પાયલ પહેરી, એ બીજી રંભા જ દેખાવા લાગી. એ મથુરાથી ગોકુળ આવી. એ બાળકને રમાડવા નિમિત્તે લોકોના ઘરમાં જઈને એ ઘરના બાળકોના પ્રાણ લેતી ગઈ. આગળ એ પૂતના નંદના ઘરમાં આવી. તેનું લાવણ્ય જોતાં જ કોઈ સ્વર્ગની દેવાંગના હોય એમ લાગી. યશોદાએ તેનો સારો આદર સત્કાર કર્યો. એ કૃષ્ણ માટે ટોપી, કંદોરો અને હીંચકો લઈને જોવા આવી છે. એમ જાણી યશોદાને આનંદ થયો. પૂતના કૃષ્ણના પગ પાસે ગઈ હીંચકામાં રમતા એ સુંદર બાળકને જોઈને બોલી, 'યશોદાબાઈ અમે સ્વર્ગમાં રહેનારા અને તમારો પુત્ર બ્રહ્મ અવતાર એ પણ અમારા જેવો એ તો અમારી જુની ઓળખ છે ! પછી કૃષ્ણને જોઈને બોલીઃ 'અરે તું અમને છોડીને અહીં ભાગી આવ્યો ! બાળક ઓળખ ભુલી ગયો કે શુ ? આવ અહીં મારી પાસે ખભા પર એકવાર તને રમાડવા દે. તારો વિરહ મને એકદમ અસહ્ય લાગે છે. કયારે તને હૃદયથી પકડું, એવું મને લાગે છે.' એમ કહે છે ત્યાંજ બાલ કૃષ્ણએ એની સામે જોઈ હાસ્યવદન કર્યુ. ત્યારે યશોદાએ શ્રીકૃષ્ણને એને રમાડવા આપ્યો. તેણે પોતાના ખોળામાં લઈને ટોપી કંદોરો પહેરાવ્યો અને પોતાનો પાલવ ઢાંકે છે. ત્યાંજ કૃષ્ણએ તેની ચોલી ફાડીને તેનું મુખ સ્તનને લગાવ્યું. ચૂંસકી મારીને વિષ શોષવાનો આરંભ કર્યો.

કૃષ્ણએ એના સ્તનોમાંથી બધુ વિષ શોષી લીધું. સ્તનનું બધું દુધ પણ પતી ગયું. હવે રકત શોષવાનો આરંભ કર્યો. હવે એનું શરીર કાંપવા લાગ્યું. ત્યારે શરીરને વાકુચુંકુ મોઢું મચડી કરીને એ તેને છોડાવવા લાગી. પરંતુ એ છુટે કયાંથી ! ગોવાલણોએ તેને છોડાવવાનો પ્રયત્ન કર્યો. પણ એમનો પ્રયત્ન વ્યર્થ ગયો. ત્યારે પૂતના બોલી, 'બાળક, તું હવે વધારે દૂધ ના ખેંચીશ. છોડ છોડ મને ! ખરેખર હવે મારો જીવ વ્યાકુળ થવા લાગ્યો. હું તારા ગોકુળમાં હવે કયારેય આવીશ નહીં.' એમ એ કૃષ્ણને વારવા લાગી. એ અત્યંત વ્યાકુળ થઈ. એ મૂર્છિત પડી અને નિષ્પ્રાણ થઈને જમીન પર પડી. કૃષ્ણ એના વક્ષસ્થળ પર એના સ્તન મુખમાં લઈ રમતો હતો. ગોવાલણોએ કૃષ્ણને ઉપાડી લીધો અને યશોદાને આપ્યો. ત્યારે એના નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેણે તેને હૃદયે લગાવ્યો.

**ત્યારે તે ખબર કંસ તણી ઘેર ગઈ, હવે દુશ્મન મારો પ્રગટ થયો છે સહી. ॥૬૮॥**
**જયાં કંસે મારવાના ઉપાય બહુ કીધા, ત્યાં અંતર્યામીએ સર્વે જાણી લીધા. ॥૬૯॥**
**બાલક રૂપે શ્રીહરિ દેખાય લોકને ત્યાયે, તે દેવ દૈત્યના ફેડયા છે કાયે. ॥૭૦॥**
**શકટાસુરને તૃણાસુર બાલકને છળવા જાયે, અને તે આવ્યા ગોકળમાંહે. ॥૭૧॥**

**ત્યાં કાનજીએ તેણે જોઈ હણ્યો છે તતકાળ, બુમ પાડી તેઓએ તરત છોડયા પ્રાણ. ॥૭૨॥**
**કૃષ્ણજીએ ત્યાં લીલા કીધી અનંત અપાર, જોઈને માતા પિતા હરખ્યા બહુસાર. ॥૭૩॥**
**કહે મારો પુર્વજન્મનો પ્રગટયો છે સાર,ત્રિભુવનનાથ પુત્ર થઈને આવ્યો અમારે દ્વાર. ॥૭૪॥**
**ગોવાળની કહે ધન્ય જશોદા તારો જનમ, તમારા પુત્ર દર્શનથી છુટે અમારા જન્મમરણ. ॥૭૫॥**

પૂતનાને મારવાની હકીકત સાંભળી કંસ તો ખુબ જ ગભરાયો. એનું ચિત્ત ઠેકાણે રહ્યું નહીં. એ જેને તેને જેમ તેમ બોલતો. મારવા દોડી જતો. કૃષ્ણને કંઈ રીતે મારવો એનો એ સતત વિચાર કરવા લાગ્યો. એક દિવસ કૃષ્ણ ઉભો થઈ રમવા લાગ્યો એ માટે નંદે મોટો ઉત્સવ કર્યો અને દાન ધર્મ કર્યું. કૃષ્ણ હવે ઉભો થવા લાગ્યો એ શકટાસુરે જોયું. એ કંસની આજ્ઞાથી કૃષ્ણવધની સંધી જોતો હતો. કૃષ્ણ આંગણામાં રમતો હતો એ સંધી સાધી એ દુષ્ટ ગાડાના રૂપે કૃષ્ણનો ચુરો કરવા માટે એના શરીર પર દોડયો. એને સામેથી આવતા કૃષ્ણએ જોયો અને સહજ લાત મારી એ સાથે એ પ્રચંડ ગાડાનો ચુરો થયો. ભગવાનના ચરણસ્પર્શની એ દૈત્યનો ઉધ્ધાર થયો.

હવે બાળકૃષ્ણ અને બલરામ આંગણામાં જોડીથી રમવા લાગ્યા. તેમની બાળલીલા જોઈને બધાંનું મન હરખાઈ જતું અને બધા લોકો એમને ઉપાડી લઈને વહાલ કરતા અને રમતા. એમનું એ ચાલવું, ધીરે ધીરી કાલી ભાષામાં બોલવું સાંભળી બધાને આનંદ થતો. એ પણ એમનાં ભાગીદાર થતાં. આવો જ આનંદ બધાને કૃષ્ણ સહવાસમાં ગોવાલણો, નન્દ-યશોદા રોહિણી વગેરેને મળવા લાગ્યો. નંદના ઘરે નન્દવન ફુલ્યા.

એકવાર કૃષ્ણ આંગણામાં રમતો હતો. ત્યાં જ કંસ પાસેથી પ્રતિજ્ઞા કરીને તૃણાવર્ત રાક્ષસ પવન રૂપે ગોકુળમાં આવ્યો. ભયંકર પવન ફુંકાયો. ગોકુળ હવે પવનથી આકાશમાં ઉડી જશે કે શું, બધા ઘર પડી જશે કે શું એમ બધાને લાગ્યું. એ વખતે બધાંએ પોતપોતાના દરવાજા બંધ કર્યા. યશોદા કૃષ્ણને આંગણામાંથી લાવવા માટે બહાર આવી, એ તૃણાવર્તે કૃષ્ણને ઉપર ઉડાડયો. ધુળનો એક જ વંટોળ બધે ઉડયો. કોઈ કોઈને દેખાતું નહોતું. મોટા મોટા વૃક્ષ ઘર પર પડવા લાગ્યાં. જયાં ત્યાં હાલક ડાલક થવા માંડયું તે ધમાચકડીમાં કૃષ્ણએ વિરાટસ્વરૂપ લઈને તૃણાવર્તની ડોક મચડી નાંખી અને તેનો વધ કરીને કૃષ્ણ આંગણામાં પોતાના બાળસ્વરૂપે લઈને આવ્યા. લોકો સાવધ થયાં. એ વખતે કૃષ્ણ આંગણામાં રમતો દેખાયો. બધાને આશ્ચર્ય થયું. યશોદાએ એને હૃદયે લગાડયો. મથુરામાં તૃણાવર્ત મરવાની કંસને ખબર પડયા પછી એ ભયથી વ્યાકુળ થયો.

એક દિવસ યશોદા કૃષ્ણને ખોળામાં લઈને બેઠાં હતાં ત્યારે તેણે કૃષ્ણના સુકુમાર મુખમાંથી વાળ બાજુમાં મુકયો. તેણે મુખ પંપાળ્યું. આ રત્ન પૂર્ણપુણ્યથી પોતાને મળ્યું એમ વિચાર એમ મનમાં આવ્યો. એ ફરી કૃષ્ણ મુખ સામે જોવા લાગી. એટલામાં કૃષ્ણએ બગાસુ લીધું ત્યાંજ એના મોઢામાં સપ્તપાતાળ, સપ્તસાગર, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ કરીને તેત્રીસ કોટિ દેવ દેખાયા. તેમજ બલરામકૃષ્ણ એ કંસાસૂરને એમના સિંહાસન પર ચઢીને મારે છે એમ જોઈને એ તટસ્થ થઈ. ક્ષણિક આમ કૌતુક બતાવી એની ઉપર માળાજાય નાંખી એ સ્તનપાન કરવા લાગ્યો. ત્યાં એના મનમાં બધા ભાવતરંગ નીકળી ગયા. પછી તેણે એનું ચુંબન કરી પંપાળ્યો.



**નવ લાખ ગૌઆ જશોદાને દ્વાર, અવર ગોવાળીયાનો નહી પાર. ॥૭૬॥**
**એકજ ધેનુને એકજ ઘરબાર, તેના ઉપરથી કરે છે રોજગાર. ॥૭૭॥**
**ત્યારે કૃષ્ણજીએ કર્યો છે વિચાર, દુર્બલ ગોવાળીયા છે ગોકુળ મોઝાર. ॥૭૮॥**
**જો યાદવ કુળમાં મારો છે અવતાર, તે કુળમાં કેમ રાખુ દુર્બલ પરિવાર. ॥૭૯॥**

**સર્વે ગોવાળીયાને ધનવંતા કરૂ, લક્ષ્મી આણીને આ ગોકુળમાં ધરૂ. ॥૮૦॥**
**જે પુણ્યના પ્રતાપે લક્ષ્મી જો વરે, તે પુણ્ય દાન અહિંયા કોઈ નવ કરે. ॥૮૧॥**
**જેણે સુપાત્ર મુખે ના દીધા દાન, તે દુર્બલ સદા હોય અજ્ઞાન. ॥૮૨॥**
**ગોવાળીયા તણા દુધ દહી ચોરીને ખાયે, એણી રીતે કૃષ્ણજી પ્રસન્ન થાય. ॥૮૩॥**
**કામકાજે ગોવાલણીઓ બાહેર જાયે, તેના સુના ઘર ઉઘાડી દુધ દહી ખાયે. ॥૮૪॥**
**ત્યાં બાલક બોલાવી લીધા છે ત્યાંયે, ઉઘાડયા ઘરને પેઠા છે સઉ માંયે. ॥૮૫॥**
**દુધ દહી ખાઈને કરે છે વણાશ, ગોવાળી ઘરમાં ને કૃષ્ણ છે બહાર. ॥૮૬॥**
**જયારે ઘેર ઘેર કૃષ્ણજી એવું કરે, તેમ તેમ તે ઉપર લક્ષ્મીજી કૃપા કરે. ॥૮૭॥**
**ત્યાં સર્વે ગોવાળીયા પોકારે જાય, કૃષ્ણજી તમારો તો દુધ દહી ખાય. ॥૮૮॥**

નંદ રાજાને ઘેર નવ લાખ ગોધન હતાં. અનેક ગોવાળો અને ગોવાલણો એના ઘેર રહી કામધંધો કરતાં અને ઉદારનિર્વાહ કરતાં. કેટલાક ગોવાળોને ઘેર એક એક બે એમ ગાયો હતી. દહીં દુધ દોહીને મથુરા બજારમાં જઈને એ વેચવું, રાજાનો કર ભરવો અને વધેલા પૈસામાંથી મળે એટલું ધાન્ય લાવી એનાથી કુટુંબ નિર્વાહ કરતા. ઘરમાં ગાય-ભેંસો હોવા છતાં એમને અથવા એમના છોકરાઓને એકાદ દિવસેય પણ દુધ અથવા દહીં મળતું નહોતું. રાજાનો કર જ એટલો હતો કે અડધાથી અધિક દહીંદુધ કરરૂપે નીકળી જતું. બાળકોને સાત્વિક આહારનો કાયમ અભાવ રહેતો. એ માટે બાળકો દુબળા પાતળા અશકત પંગુ એમ હતા. જેમ તેમ કરીને ઉદર નિર્વાહ કરીને એ દિવસો કાઢતા. આખા ગોકુળમાં આવી હાલત હતી. બાલ કૃષ્ણને મનમાં આ વિચાર આવતાં જ એણે નિશ્ચય કર્યો કે, પ્રથમ ગોકુળની વિષમતા નષ્ટ કરવી જે ગરીબ કંગાલ હોય તેને પેટ ભરવા પુરતું તો સાધન ઉપલબ્ધ કરીને આપવું અને એમના બાળકોને દહીં દુધ માખણ મેળવી આપી એમને સશકત કરવાં. અલગ અલગ રમતો રમાડી એમને બળવાન બનાવવાં. મલ્લ અખાડા સ્થાપન કરીને વ્યાયામ, મલ્લયુધ્ધ વગેરેના યોગથી એમને પરાક્રમી મલ્લ બનાવવાં કંસના જાચક રાજવટ અને અન્યાયી જુલ્મને તોડવા માટે એમનામાં ધૈર્ય ઉત્પન્ન થશે તો જ ગોકુળ બચશે. નહીં તો કંસનો અન્યાયી કર અને કારભારથી નષ્ટ થવામાં વાર લાગશે નહીં. આ બધી વાતનો વિચાર કરીને કૃષ્ણ કે બાળકોને દુધ દહીં માખણ માતા પિતા પાસેથી મળશે નહીં, તો એમનાથી ચુપચાપ ઘરમાં ઘુસીને દહીં દુધનાં વાસણો બાળકોની આગળ કાઢી મુકવાં. પ્રથમતઃ બાળકો તેમ કરવા બીશે માટે પોતે દુધ દહીં માખણ ખાતો અને પછી બાળકોને આપતો એટલે એક પ્રકારે ગોરસની ચોરી કર્યા સિવાય ગોકુળમાં સમૃધ્ધિ આવશે નહીં. એમ યોજના કરીને તેણે દસ-બાર બાળકોની ટોળકી બનાવી.

એક દિવસ બલરામ કૃષ્ણને રમવા માટે બહાર લઈ ગયા. ત્યાં ગોવાળીઓના પુષ્કળ છોકરાઓ રમવા માટે ભેગા થયેલા હતાં. આ બધા છોકરાઓએ ચેંડુ, ચક્ર, ગેડીદડા વગેરે નાના પ્રકારની રમતો રમવા બધા ગોપાલ સાથે જઈને દહીં દુધ ખાવાનું ઠેરાવ્યું. કૃષ્ણ બધાની આગળ થઈને બધા ગોપાળ સાથે એક ગોવાલણના ઘરમાં ઘુસ્યો. તેમણે ઘરમાં રહેલાં દુધ દહીં એમને ક્ષણમાં જ ચટ કરી ઘી, મલાઈ, માખણ અને માવો બધા ગોપાલોને વહેંચ્યો. પછી ત્યાંથી બહાર જઈને તેઓ બીજા ગોવાલણના ઘરમાં ગયા. ત્યાં પણ એ બાળગોપાલોએ યથેચ્છ હાથ માર્યો. ત્યાંથી બધા ગોપબાળક પોતપોતાના ઘરે સુઈ જવા નીકળી ગયા. પણ અહીં જ્યાં ત્યાં જઈને કૃષ્ણ અને એના બાળગોપાલોએ ગોરસ દહીં માખણ જે ઘરનાં ખાધાં એ ઘરોના સ્વરૂપ પલટાયાં. એ ઘર દુધ દહીંથી સમૃધ્ધ થયાં અને એ કારણે એમની આર્થિક સ્થિતિ પણ વધતી ગઈ. ગોકુળના બધા ઘર અને કુટુંબો સમૃધ્ધ કરવા માટે કૃષ્ણએ દરેક ઘરમાં પ્રવેશ કરીને દહીં દુધનો ઉપયોગ કર્યો.

---





એકાદ ઘરમાં ગોરસની ચોરી કરતી વખતે કોઇ ગોવાલણીએ પકડયો તો એના મોં પર પોતાના મોંથી દુધનો ફુવારો ઉડાડયો, કોઇક ગોવાલણીની વહુના ખાટલા પર ગોરસનું ખાલી વાસણ મુકી એના મ્હોં પર દહી દુધનાં ફીણ લગાડી મુકતો. કોઇ ગોવાલણ પકડે તો કંઇક કરીને પોતાનો છુટકારો કરી લેતો. દિવસો દિવસ એની આવી મસ્તી વધારે ને વધારે વધતી ગઇ. એની ફરીયાદ કરવા માટે ગોવાલણો યશોદાના ઘેર આવતી પણ ત્યાં એનાં દર્શન કરતાં જ બધી દેહભાન ભુલી જતાં. એના સ્વરૂપના ધ્યાનમાં એ તલ્લીન થઇ જતાં. પ્રત્યેકના મનમાં લાગતું હતું કે, કૃષ્ણ કાયમ પોતાના ઘેર આવે, દુધ પીવે અને પોતાની સામે જુએ. કૃષ્ણ જો એકાદ દિવસ પોતાના ઘેર આવ્યો નહીં તો એમના મનમાં ચેન પડતું નહોતું માટે ફરીયાદના નિમિત્તે કૃષ્ણ દર્શન માટે યશોદાના ઘેર આવતી. ગોકુળના બધા છોકરાઓનો વિલક્ષણ પ્રેમ બાલકૃષ્ણ પર જણાતો હતો.

**ત્યારે ગોવાલણી ભેગી મળી કરે શોર, આપણે છુપી રહીને પકડીશું ચોર, ॥૮૯॥**
**સર્વે ગોવાલણી છુપી રહી એક ઠાયે, ત્યારે કૃષ્ણજી પેઠો છે ઘરમાંહે. ॥૯૦॥**
**ત્યારે નાનાબાળ સાથે કૃષ્ણજી જાય, તે ગોવાલણીના દહીંદુધ જો ખાય. ॥૯૧॥**
**દોડી ગોવાલણીઓએ દીધા છે કમાડ, ઘરમાં છોકરા પાડે છે બહુ રાડ. ॥૯૨॥**
**બાળક સર્વે તયાં એકઠા થાયે, કૃષ્ણજી ત્યાં અલોપ થઇ જાયે. ॥૯૩॥**
**ત્યાં મારે બાળકને ગોવાલણી નાર, નાના બાલક કરે બહુ પુકાર. ॥૯૪॥**
**જે દહી દુધ તો કૃષ્ણજી ખાઇ ગયા, કોઇ ન જાણે તેમ અલોપ થઇ ગયા. ॥૯૫॥**
**અમને કેમ તમે મારો માયે, દહી દુધ તો તમારો કૃષ્ણજી ખાયે. ॥૯૬॥**
**ત્યારે ગોવાલણીઓ કરે છે વિચાર, તે સહુ મળીને આવે યશોદાને દ્વાર. ॥૯૭॥**
**ત્યાં સર્વે છોકરા લઇ ગોવાલણી જાય, તમારો કૃષ્ણજી દહી દુધ ખાય. ॥૯૮॥**
**દ્વાર આંગણે સહુ યશોદાને ત્યાં જાય, બાઇ તમારો કૃષ્ણજી દહીંદુધ ખાય. ॥૯૯॥**
**યશોદાને દ્વારે જઇ ઉભા રહ્યા, ત્યારે કૃષ્ણજી ત્યાંથી નાસી જો ગયા. ॥૧૦૦॥**
**સુણો જશોદામાઇ અમારી વાત, તમારો કૃષ્ણજી કરે છે ઉત્પાત. ॥૧૦૧॥**
**સુના ઘરને જોઇ ઉઘાડે છે દ્વાર, એની સંગાથે છોકરા દસ બાર. ॥૧૦૨॥**
**દહીં દુધના કરે છે વણસાડ, તેથી અમે આવ્યા છીએ તમારે દ્વાર. ॥૧૦૩॥**
**સુણી જશોદા એમ કહે, મારો કૃષ્ણ તો કયાંય નથી ગયો. ॥૧૦૪॥**
**મારે બાલકને કહે જશોદા માયે, ગોવાલણી તણા તું દહી દુધ કેમ ખાયે. ॥૧૦૫॥**
**એમ કોપ્યા છે જશોદા માયે, બાલ કૃષ્ણજીને તે ઝાલવા જાયે. ॥૧૦૬॥**

એકવાર કૃષ્ણએ પોતાના નાના બાલગોપાલને બોલાવી લાવ્યો અને બધા મળીને ગોરસ ચોરીને ખાવાનો વિચાર કર્યો. એક ગોવાલણના ઘરમાં કોઇ નથી એમ જોઇને મંડળી ઘરમાં ઘુસી અને દુધ દહી માખણ ઘી બધું ખાઇને ફરાર થયા. બધા માટલાં, વાસણો ફોડીને ઉધ્વસ્ત કર્યા. એમના ઘરમાં આ બધો કાર્યભાર ચાલતો હતો ત્યાં જ ગોવાલણ બહારથી આવી અને હવે બધા ચોર પકડાયા એમ કહીને તેણે દરવાજો બહારથી બંધ કરીને યશોદા પાસે ફરીયાદ લઇને આવી. ત્યારે યશોદા બોલીઃ ‘બહેન તું ખોટી ફરીયાદ કરે છે. મારો કૃષ્ણ તો અહીં મારી પાસે જ છે. કયારથી અહીં જ રમે છે. એમ કહીને યશોદાએ કૃષ્ણને બુમ મારી તો કૃષ્ણ ઘરમાંથી દોડતો આવ્યો અને કેમ બોલાવે છે એમ પુછવા



---

લાગ્યો. ત્યારે ગોવાલણ ખીજાઈને ઘેર પાછી આવી. દરવાજો ખોલીને જુએ છે તો કોઈ જ છોકરાઓ નથી અને બધી ચીજવસ્તુઓ જેવી ને તેવી તેને દેખાઈ. બીજા એક ગોવાલણના ઘેર કૃષ્ણ બધાંને લઈ ગયો અને ગોરસ દહીં માખણ પર યથેચ્છ હાથ માર્યો. ગોવાલણને એની ખબર પડતાં જ એ લાકડી લઈને મારવા દોડી. બધા છોકરાઓમાંથી કૃષ્ણએ પોબારો કર્યો તે કોઈને ખબર જ ન પડી. ગોવાલણના હાથનો માર ફક્ત છોકરાઓને ખાવો પડયો.

ગોકુળનું એક દંપતી પોતાના ગોરસને ખુબ સાચવીને રાખતું હતું. એમની ફજેતી કરવા માટે એક એક દિવસ ગોપાલ બાલકો સાથે એ ઘરમાં આવ્યો. એ વખતે એ જોડું સુઈ ગયું હતું. એ જોઈને ત્યાંનું બધું ગોરસ ભક્ષણ કર્યું અને તેના બિછોના પર એક ઉંદર છોડીને બધા સાથે કૃષ્ણ ત્યાંથી ભાગી ગયો. થોડી વાર ઉંદરે ધમાચકડી મચાવી. બંને જણા ગભરાઈને ઉઠયા અને ભૂત ભૂત કહીને બુમો પાડી. બધી ગોવાલણો ત્યાં ભેગી થઈ. દીવો લગાવીને જુએ છે તો ઉંદર. બધાએ કહ્યું કે આ પેલા કૃષ્ણની જ રમત છે. બપોરથી ઉંદર લઈને એ ભટકતો હતો. હમણાંથી તો કૃષ્ણ ખુબ તોફાની થયો છે. ગોકુળના બધા છોકરાઓને તેણે બગાડી નાંખ્યા છે. બીજા દિવસે સવારે ગોવાલણો યશોદા પાસે રાતની બધી હકીકત જણાવી કહીને બોલી તારો કૃષ્ણ અમને આવો જ ત્રાસ આપે છે. યશોદા માતા હસવા લાગી ત્યાં જ બીજી બોલીઃ 'કૃષ્ણ, તું મારા ઘેર આવીશ તો તારી ચોટલી પકડીને થાંભલાએ બાંધી દઈશ.' એજ દિવસે રાત્રે કૃષ્ણએ એ ગોવાલણીના ઘેર જઈને છોકરાઓ સાથે દુધ દહીં પર યથેચ્છ હાથ માર્યો. એ બંને પતિપત્નિ નિદ્રામાં હતાં. કૃષ્ણએ બધાં છોકરાઓને ભગાડી દીધાં. અને છેલ્લે એકલો રહીને તેણે બંને પતિપત્નિની દાઢી અને ચોટલાની ગાંઠ મારી. બીજા દિવસે સવારે એ બંનેના ખુબ ઝઘડા થયા. બધા લોકો ગમ્મત જોવા માટે ત્યાં આવ્યાં અને ગાંઠ છોડવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. કૃષ્ણ ત્યાં હતા જ એ બોલ્યોઃ 'કોઈ એક ભગવાનને અથવા સત્પુરૂષને તમે છળ્યાં તો નથી ને ! તમે બધાં મને કહેશો તો હું ગાંઠ છોડાવી આપું છું. ત્યારે બધાએ તેને કહેતાં જ એને ફક્ત એક નજરથી જ ગાંઠ ઢીલી થઈ અને છુટી ગઈ. બંને જણ શરમથી કૃષ્ણને વંદન કરીને ઘરમાં જતાં રહ્યાં.

એકવાર થોડી ગોપીઓ કૃષ્ણની ફરીયાદ યશોદાને કહેવા લાગી અને કૃષ્ણના મ્હોં સામે જોઈ હસવા લાગી. ત્યારે કૃષ્ણ બોલ્યોઃ 'મને જોઈને કેમ હસો છો ? હું સર્વાતીત હોઈને નિર્મલ છું. મને આ ગોપીઓ બાળક કહે છે. 'માતા ! આમની ફરીયાદ હું તને કેટલી કરૂ ! મને આ હૃદય પાસે લઈને પંપાળે છે, ચુંબન કરે છે, અનેક ચેષ્ટા શીખવે છે. આ બધીઓ મારા સમોવડી થઈને ગાય છે, નાચે છે અને કહે છે કૃષ્ણ તું મોટો હોત તો કેટલું સારૂ થાત. આ સાંભળી યશોદા હસવા લાગી. ત્યારે ગોપીઓ ગુસ્સાથી બોલીઃ 'યશોદાબાઈ તમને તમારા બાળકના બોલ સાંભળી નવાઈ લાગે છે, પણ આ પરમ અનાચારી છે. આ અમારા ઉપર આરોપ લગાવે છે. આ તોફાની થયો હોવાથી તું માત્ર ઉલટું એની જ નવાઈ કરે છે.

કાલે શું થયું, આ એકદમ એક જણના ઘરમાં ગયો. એ જગ્યાએ અમે બધાં આની જ વાતો કરતાં હતાં. અમારામાંથી એક જાણીએ એમ જ એને પુછયુંઃ 'કૃષ્ણ, તને પત્ની કેવી જોઈએ !' ત્યારે એ બોલ્યો અનંત બ્રહ્માંડની રચના જેની ઈચ્છાથી થાય છે. એ આદિમાયા મને પત્ની જોઈએ. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ચંદ્રસૂર્ય, ઈંદ્ર, વરૂણ એ બધા દેવતાઓને જે નચાવે છે એ પત્ની મળે તો જ હું એની સાથે લગ્ન કરીશ. જે બધી પતિવ્રતમાં પવિત્ર છે. એમ કંઈક વાતો એ અમને કહેતો હતો, ગોવાલણ બોલીઃ કાલે આ કૃષ્ણ મારા ઘેર આવ્યો અને દહીં દુધનું શીકુ જોવા લાગ્યો. પણ એ છુપાઈને હું જોવા લાગી ત્યારે એ બોલ્યો, 'અરે ગોવાલણ, શંખાસુર વેદ છુપાવીને સમુદ્રમાં ભાગ્યો. ત્યારે મેં મત્સ્ય અવતાર લઈને એ દુષ્ટ દૈત્યનો નાશ કર્યો અને વેદ પૃથ્વી પર લાવ્યો, તો મારી સામે દુધ દહીં માખણ કયાં

છુપાવીશ.' પછી ત્રીજી ગોવાલણ બોલી: 'હા હા, યશોદાબાઇ આ તારો છોકરો આવી જ કંઇક વાતો કહેતો હતો. પરમ દિવસે સવારે હું છાશ બનાવતી હતી. આ કૃષ્ણ ત્યાં આવ્યો અને બોલ્યો. પૂર્વે મેં કુર્મ અવતાર લઇને ક્ષીરસાગર ઘુસળ્યો. ત્યારે મંદરાચળનો રવૈયો કરી. વાસુકીને દોરી કરીને દોરડું બાંધ્યું. તેનો એક છેડો દેવોએ એને બીજો છેડો દૈત્યોએ પકડ્યો. મંદરાચલને આધાર આપવા માટે મેં કાચબાનું રૂપ લીધું. તેમાંથી ચૌદ રત્નો નીકળ્યા પછી મેં મોહીનીનું રૂપ લીધું. મંથનમાંથી નીકળેલ અમૃત દેવોને પિવડાવ્યું. દેવ અમર થયા. આમ કહી મોહિની જેવા હાવભાવ કરીને આ નાચવા લાગ્યો આવો નાટકી છે.' ચોથી ગોવાલણ બોલી: 'મને જોઇને આ તારો છોકરો આવી જ મોટી મોટી વાતો કરતો હતો. હું યમુના પર પાણી ભરતી હતી ત્યારે મારી પાસેથી ઘડો ઉપાડાતો નહતો એ જોઇને આ બોલ્યો અરે તમે આવી કેવી ગોપીઓ ! તમારાથી હલકો ઘડો પણ નથી ઉપાડાતો. પૂર્વે મેં વરાહ અવતાર લઇને પૃથ્વી દાઢ પર ઉપાડી હતી અને ક્ષણાર્ધાનમાં હિરણ્યક્ષ દૈત્યનો નાશ કર્યો હતો. આટલું મોટું બ્રહ્માંડ દાઢ પર ઉપાડી લીધું અને તમારાથી આટલો ઘડો પણ ઉપાડાતો નથી. આમ કહી તેણે અમારી મશ્કરી કરી. એકવાર શું થયું અમે ઘરમાં કાકડી, કોળુ કાપતાં હતાં તેટલામાં કૃષ્ણ ત્યાં આવ્યો અને બોલ્યો, ગોવાલણો, હિરણ્યકશ્યપને મેં આમ જ કાપીને એના આંતરડા બહાર કાઢ્યાં હતાં. એ માટે મેં નરસિંહનું રૂપ લીધું હતું. હિરણ્યકશ્પને નખથી કાપીને ઠાર માર્યો અને ભકત પ્રહલાદનું રક્ષણ કર્યું.' પાંચમી બોલી, યશોદાબાઇ, એકવાર હું મારા પતિના ચરણ ધોતી હતી. આ ધીમે રહીને ત્યાં આવીને બોલ્યો, બળીએ આમ જ પગ ધોયા હતા. બળીએ મને ત્રિપાદભુમિ દાનમાં આપી હતી. એ વખતે મેં વિરાટસ્વરૂપ લીધું અને તેને પાતાળમાં સ્થાપ્યો અને હું તેનો દ્વારપાલ થયો. એક અવતારમાં શ્રીરામ થયો. રાવણનો વધ કર્યો. વિભીષણને લંકાનું રાજ્ય આપ્યું. એ જ હું આજે કૃષ્ણ થઇને ગોકુળમાં આવ્યો. હું કંસને મારનાર છું. ચાણુર, મુષ્ટીક, અધાસૂર, વગેરે રાક્ષસોને ઠાર મારીશ. રાસક્રિડા રમીને બધી ગોપીઓના મનોરથ પૂર્ણ કરીશ. હું આગળ સોળ હજાર એકસો આઠ પત્નીઓ કરીશ. દુષ્ટોનો સંહાર, ભકતોનું રક્ષણ કરવું એ મારું કાર્ય રહેશે. હું પાંડવોનો સહાયક થઇને એમને ગીતાજ્ઞાનનો ઉપદેશ કરીશ. હું આદિનારાયણ છું. બ્રહ્મદેવનો પિતા છું. એમ આ મોંમાં આવે એ બોલતો હતો. કયારેક છોકરાઓને કહેતો, હું આગળ બુધ્ધ અવતાર લઇશ. દસમા અવતારમાં હું નિષ્કલંક થઇને મ્લેંચ્છોનો સંહાર કરીશ. હું [illegible] લીધા છે એની શેષ પણ ગણતરી કરતાં તમને આવડશે નહીં.'

એ પછી એક ગોપી બોલી આ કૃષ્ણ મોટો નાટકી છે. આવી વાતો કહે છે. બધા ઈશ્વરી અવતાર મારા જ છે એમ કહે છે. અરે યશોદા તું જ જો, રાંજાણમાંથી પાણી જુએ ત્યારે બીવે છે અને પ્રલય સમુદ્રમાં મત્સ્ય કેવો થયો હશે ? આ મારી પીઠ ધીમે ધીમે થાપડ એમ કહે છે પછી એણે પીઠ પર મંદાચલ કંઇ રીતે પકડયો હશે ? ચેડું (એક જાતનું રમવાનું સાધન) ઉપાડાતું નથી અને કહે છે પછી આણે દાઢ પર પૃથ્વી ઉપાડી આ કંઇ રીતે સંભવ છે ? અંગરખાં બંધ છોડતાં જ મારા નખ દુઃખે છે એમ કહે છે તો આણે દૈત્યને નખથી કંઇ રીતે ફાડયો હશે ? જેનાથી શેરડી તુટતી નથી એ કહે છે મેં ફરસુરામનું ધનુષ્ય તોડયું એ કંઇ રીતે શકય છે ? જે બીકથી દુર દુર ભાગે છે એણે રાવણને કંઇ રીતે માર્યો હશે ? આના ઉપરથી આનું બોલવું ખોટું છે. કંસને મારવો વગેરે બોલવું આ બધું ખોટું છે. તેમજ હંમેશા અમારી કંઇક ને કંઇક મશ્કરી કરે છે. આ અમારા ગોરસ રહેવા દેતો નથી, વાછરડા ધાણમાં છોડી મુકે છે. એ કારણે અનેક ફરીયાદો યશોદા પાસે કરી. ત્યારે યશોદાએ કૃષ્ણને કહ્યું, 'કૃષ્ણ તું કેટલી મસ્તી કરીશ ? એક ક્ષણભર પણ તારા પગ ઘરમાં ટકતા નથી. તે હવે ઘર બહાર જઇને કોઇની મશ્કરી કરી છે તો હું તને નેતરાંથી બાંધીશ.' ત્યારે કૃષ્ણ બોલ્યો, 'ના, માતા, નેતરાંથી ન બાંધીશ. તારા ચરણોની સોગંધ ખાઇને કહું છું કે, આજથી હું તારી પાસે જ રહીશ.'

કોઈ પણ માર્ગે કૃષ્ણની મસ્તી ઓછી થતી નહોતી માટે યશોદામાતાએ પૌરાણિક બાવાને પુછીને સંકટ ચતુર્થીના વ્રત શરૂ કર્યા. ઉપાધ્યાય પાસેથી વ્રતની માહિતી લીધી એ હાથ જોડીને ગજાનંદને કહેવા લાગી, 'ગણપતિ બાપા, મારા બાળકને ગુણ આપ. હું તારી પૂજા કરીશ અને તારા સંકષ્ટ વ્રત કદી જ છોડીશ નહીં.' કૃષ્ણએ આ વાતો સાંભળી લીધી અને ગણેશને સત્ય કરવા માટે એક ચતુર્થી થતાં સુધી મસ્તી કરી નહીં. આ જોઈને યશોદા બોલી, 'ગણેશ દેવ ધન્ય છે મને તમે પ્રતિતી આપી. હવે આ વ્રત હું આવતી સંકટ ચતુર્થીથી ખુબ ઠાઠથી દર માસે કરીશ.'

જલ્દી જ ચતુર્થી આવી. એ દિવસે યશોદાએ ઉપવાસ કર્યો. વ્રતનો આરંભ કર્યો. મોટા ઉત્સાહથી સમારંભ કર્યો. ચંદ્રનો ઉદય થતાં જ તેણે ગણપતીની પૂજા કરી. નૈવેદ્ય માટે તેણે એકવીસ લાડુ મોદક તૈયાર કર્યા અને એક થાળમાં લાવી દેવ સામે મુકયા. સ્નાન કરાવવા માટે બધા દેવો મંદિરમાંથી બહાર કાઢયા. ધુપ ભુલી જવાથી તે કૃષ્ણને મંદિરમાં જ મુકીને ઘરમાં ગઈ આ સંધી સાધીને કુષ્ણએ એ લાડુ એકદમ ગૂમ કરી નાંખ્યા. યશોદા આવ્યા પછી થાળ ખાલી જોઈ આશ્ચર્ય કરવા લાગી. કૃષ્ણથી આટલા લાડુ ખવાય નહીં. દેવ ખાતા જ નથી. તો લાડુ કયાં ગયા ! આ આશ્ચર્યકારક પ્રકાર જોઈને ભ્રમમાં પડી. પછી કૃષ્ણને કહ્યું: 'અરે બાળક આ થાળમાંના લાડુ કયાં ગયા, એ કહે ? કૃષ્ણ બોલ્યો, માતા, તું બહાર ગઈ એટલામાં એક સુંઢ વાળા દેવ ઉંદર પર બેસીને અનેક લોકો સાથે અહીં આવ્યા. તેણે એ લાડુ બધાને વહેંચ્યા અને પોતે પણ ખાધા. મેં એમને કહ્યું તમે લાડુ ખાશો નહીં. માતા મને મારશે. ત્યારે એ બોલ્યા, મારૂ નામ ગણપતિ આ લાડુ મોદક મારી માટે કર્યા છે. તું માતાને કહેજે કે આ લાડુ ગણપતિએ ખાધા છે. આટલું કીધા પછી તારી માતા તને મારશે તો હું તને છોડાવવા આવીશ. એ પોતાની સુઢ ભયંકર હલાવતો હતો. એને જોઈને હું બી ગયો. મારી બોલતી બંધ થઈ. હવે મને ખુબ ભુખ લાગી છે. મને લાડુ આપને માતા ! યશોદા ગુસ્સાથી બોલીઃ 'લબાડ, તું ખોટું બોલે છે. તેં જ આ લાડુ ખાધા છે. પહેલા તારું મ્હોં ખોલીને જોવા દે.'

એ સાંભળી કૃષ્ણ માતા પાસે જઈને રડવા લાગ્યો. તેણે રડવા માટે પોતાનું મ્હોં ખોલ્યું. અને યશોદાને બતાવ્યું. ત્યારે એ મુખમાં અનેક બ્રહ્માંડ બધા અવતાર યશોદાને દેખાવા લાગ્યા. તેમજ કૌરવ, પાંડવ, ગોવાલણો, હજારો દેવ, દૈત્ય, ઋષિ, રાજા સૈન્ય સાથે યશોદાને દેખાવા લાગ્યા. યશોદાએ એ દિવ્ય પ્રકાર જોઈને તટસ્થ થઈ. એટલામાં કૃષ્ણના મુખમાંથી નીકળી ગણપતિએ યશોદાને કહ્યું, 'યશોદા આ કૃષ્ણ સનાતન દેવાધિદેવ તારા ઉદરે અવતર્યા છે. અમે બધા દેવ એના અવયવ છીએ. હે ભાગ્યવતી માતા, આ પૂર્ણ બ્રહ્માનંદ પરબ્રહ્મને જ તું ભજ. હું મંગલમૂર્તિ ખરો પણ મારો મંગલમૂર્તિ આ કૃષ્ણ છે.' આ સાંભળતાં જ યશોદાને સમાધિ થઈ. એ બ્રહ્માનંદમાં નિમગ્ન થઈ. કેટલાંક સમય પછી એને શુધ્ધી આવી. આંખો ખોલીને જુએ છે તો કૃષ્ણ એની પાસે ઉભો રહીને, 'માતા, મને ભુખ લાગી છે. મને લાડુ આપ. એમ કહે છે.' એ સાંભળી માતા યશોદાએ ગદ્ગદિત થઈને એને ઉપાડી લીધો. એ કૃષ્ણ સાથે ઘરમાં આવી અને બધા બ્રાહ્મણોને મોદકનું ભોજન કરાવી કૃષ્ણ સાથે તેણે અને નંદે પણ ભોજન કર્યું.

**ઝાલી કૃષ્ણજીને ઘરમાં લઈ જાય, છોડી દામણોને બાંધવાને જાય. ॥૧૦૭॥**
**નવસો દામણો છોડયા જશોદા માય, તોયે પુરા ન બંધાયા ત્યાંય. ॥૧૦૮॥**
**રોવા સરખી જયાં યશોદા થઈ, ત્યારે કૃષ્ણજી આપે ગયા બંધાઈ. ॥૧૦૯॥**
**લાકડા તણા ખાંડણીયો હતો ત્યાંય, તે સાથે કૃષ્ણજી બંધાણા જયાંય. ॥૧૧૦॥**
**રોતા કૃષ્ણજી બાહેર જો આવે, ત્યાં પગે પડયો ખાંડણીયો જયાંયે. ॥૧૧૧॥**
**તાડના બેઉ ઝાડ હતા દ્વાર, તે વચ્ચે કૃષ્ણજી ગયા છે તતકાળ. ॥૧૧૨॥**

**ત્યાં ખાંડણીયો બેઉ ઝાડસું અડયો, આડા પડીને ત્યાં બેઉ ઝાડ ઉખડી પડયા. ॥૧૧૩॥**
**બેઉ ઝાડમાંથી બે માણસ જો થયા, તેણે હતા શ્રાપ તે સફળ જો થયા. ॥૧૧૪॥**
**જયારે તમાસો એવાં જયાં નયને દેખીયો,ત્યારે જશોદાને મનમાં અચંબો થયો. ॥૧૧૫॥**
**એ યમલાર્જુનને નારદનો શ્રાપજો હતો, તે કર્મથી તાડના બેઉ ઝાડ જ હુઓ. ॥૧૧૬॥**
**તેણે નારદ મુનીનો હુઓ શાપ, કૃષ્ણજીના ચરણ સ્પર્શથી ગયા પાપ. ॥૧૧૭॥**
**એવા ભકતો ત્યાં ઉધ્ધાર્યા ઘણા, ધન્ય ધન્ય છે પુત્ર જશોદા તણા. ॥૧૧૮॥**

એક દિવસ યશોદા કૃષ્ણને લઈને બેઠી હતી. ઘરમાં ચુલા પર દુધ તપાવા મુકયું હતું. એ ઉભરાવવાની વાસ આવવાથી એ કૃષ્ણને નીચે મુકીને અંદર ગઈ. એ બધું દુધ ઉભરાયેલું એને દેખાયું. કેટલાંક સમય પછી બહાર આવીને જુએ છે તો પોતાના ખોળામાં નીચે મુકીને અંદર ગયેલી માટે કૃષ્ણ ગોરસનો મોટો ઘડો ફોડી નાખ્યો. જ્યાં ત્યાં ગોરસ ઢોળાયેલ દેખાયું. આ કૃષ્ણનું કૃત્ય જોઈને યશોદાનો કૃષ્ણ પર ગુસ્સો આવ્યો. તે કૃષ્ણને નેતરાંથી બાંધવા લાગી. એટલામાં બધી ગોવાલણો ત્યાં આવી અને તેમાણે પણ યશોદાને કહ્યું કે આ ચોરને નેતરાંથી બાંધો આણે અમારા ઘરમાં આવું જ નુકસાન કર્યુ છે. દિવસે દિવસે આના તોફાનો વધે છે. યશોદાએ એક નેતરૂ લાવી અને કૃષ્ણને નેતરાંથી બાંધવા લાગી. ત્યારે કાકલુદીથી બોલ્યોઃ 'માતા મને નેતરા બાંધીશ નહીં. હું આજથી ખરેખર ચોરી કે મસ્તી કરીશ નહીં. તો પણ દુર્લક્ષ્ય કરીને યશોદા એને બાંધવા લાગી. પણ એકે નેતરૂ પહોંચતું નહોતું માટે તેણે બીજા નેતરાથી એને જોડયું પણ એ પણ ઓછું પડયું માટે ત્રીજો ચોથો એમ કેટલાંય નેતરાં તેણે જોડયાં પણ કૃષ્ણ કંઈ કરવાથી બંધાયો નહીં. છેલ્લે તેને માતાની દયા આવી અને તેણે ખાંડણીયાથી પોતાને બાંધી લીધો. એ જોઈને ગોવાલણો હસતી હસતી ઘરે ગઈ અને યશોદા પણ ઘેર આવી. આંગણામાં કોઈ નથી એમ જોઈને કૃષ્ણ ઘુંટણીયે એ ખાંડણીયા સુધ્ધા આંગણામાં બે મોટા વૃક્ષ હતા એની પાસે આવ્યો. એ બે વૃક્ષ વચ્ચેથી પેલી બાજુ ચાલ્યો પણ વચ્ચે ખાંડણીયો નડયો. એનો ધકકો એ વૃક્ષોને વાગતાં જ એ વૃક્ષ નીચે પડયાં અને એમાંથી બે દૈદિપ્યમાન પુરૂષ બહાર આવ્યા અને કૃષ્ણ સામે હાથ જોડીને ઉભા રહ્યા. બહાર મોટો કકડતો અવાજ થયો એમ જાણી યશોદા ગભરાતી બહાર આવી તો તેણે જોયું બે ઝાડ પડયા છે અને કૃષ્ણ પાસે બે દિવ્ય પુરૂષ હાથ જોડીને ઉભા છે. એમાણે કૃષ્ણને કહ્યુંઃ 'મહારાજ, અમે બંને ઉન્મત્ત ગંધર્વ હતા. અમારા નામ યમલ અને અર્જુન છે અમે પૂર્વે કુબેરપુત્ર હોવાથી નારદમુનિના શ્રાપથી વૃક્ષનો જન્મ લીધો. અવિચારોથી ઉન્મત્ત થઈને અમે સ્ત્રીસભામાં જલક્રીડા કરતા હતા ત્યારે નારદમુનિ એજ માર્ગે જવા નીકળ્યા. અમે બ્રહ્મર્ષિને જોયા પણ વિષયાંધથી ખુશાલ નારદ સમક્ષ જલક્રીડા ચાલુ રાખી. આ જોતાં જ નારદમુનિને ક્રોધ આવ્યો અને તેમાણે અમને બંનેને વૃક્ષ થશો.' એવો શ્રાપ આપ્યો. એ શ્રાપવાણી સાંભળતાં જ અમે શુધ્ધિમાં આવ્યા અને નારદમુનિના શરણે ગયા. એમના પગ પકડીને શાપ આપવાની પ્રાર્થના કરી. ત્યારે નારદ મુનિ બોલ્યા : તમે ગોકુળમાં જન્મ લેશો. એ જગ્યાએ યશોદામાતા બાળકૃષ્ણને ખાંડયીણાથી બાંધશે, એ સમયે ખાંડણીઓ ખેંચતા કૃષ્ણ તમારી પાસે થઈને પેલી બાજુ જશે. એ સમયે કૃષ્ણના પગ તમને લાગશે ત્યારે તમારો ઉધ્ધાર થશે.' આજે અમારો ઉધ્ધાર થયો. એમ બોલીને એ ગંધર્વઓએ કૃષ્ણને નમસ્કાર કરીને ગંધર્વ નીકળી ગયા. યશોદામાતા આશ્ચર્યચકિત થઈ ગયાં. એટલામાં નંદ પણ બહારથી ત્યાં આવ્યા અને બંને પ્રચંડ વૃક્ષ પડી એની વચ્ચે કૃષ્ણ ખાંડણીમાંથી બંધાયેલો છે એમ જોઈ તેને બંધનમુક્ત કર્યો અને ઉપાડી લીધો. બધી ગોવાલણો ત્યાં આવી. યશોદાએ કૃષ્ણને નન્દ પાસેથી પોતાની પાસે લઈ એનું ચુંબન લઈ મીઠું વગેરે ઉતારી લૂણ નાંખી અને પોતાનું બાળક સંકટમાંથી બચ્યો માટે તેણે સારો એવું દાનધર્મ કર્યું.

**જયારે વર્ષ આઠના કૃષ્ણજી થયા, ત્યારે લઈ વાંસળીને ગૌચારવા ગયા. ॥૧૧૯॥**
**કાનસ્વરૂપે વૃંદાવનમાં ચારી ગાય, વાગે વેણુને બહુ ગુણ ગાય. ॥૧૨૦॥**
**તે દેવ જમનાની તીરે ખેલે બાલગોપાલ, ત્યાં મળે ગોપાલ તે બહુ અપાર. ॥૧૨૧॥**
**ત્યાં ખેલ ખેલે માવો મન જો ધરી, ત્યારે કર પર ગોવર્ધન તોળ્યા શ્રીહરિ. ॥૧૨૨॥**
**ત્યારે દેવે તોળ્યો ગોવર્ધન કારણ જેહ, મેઘ કોપથી ગાય વાછરૂ રાખ્યા તેહ. ॥૧૨૩॥**
**મલ્લ અખાડે જઈને પેઠા માવજી, ત્યાં દીઠા દેવ જેણે જેવા ભાવજી. ॥૧૨૪॥**
**ત્યાં બ્રહ્મદેવે ગૌને વત્સ ગોપબાળ હર્યુ જઈ, ત્યાં કૃષ્ણજીએ માયાથી ગાયો કીધી સહી. ॥૧૨૫॥**
**દેવે ગોકુળમાં ગાયો ચારીને ખેલ જો કરી, એવા ચરિત્ર કીધા બહુ કાન શ્રીહરિ. ॥૧૨૬॥**

એક દિવસ કેટલીક ગોપીઓ કૃષ્ણની ફરીયાદ કરવા માટે યશોદા પાસે આવી હતી. કૃષ્ણ હવે દિવસે દિવસે ગોપીઓની મશ્કરી વધારે કરતો હતો. ગોવાલણોની વહુઓની મશ્કરી કરી એમને ઝઘડાવતો. એ કારણે ગોવાલણો ચીડાતી. યમુના નદી પર પાણી લાવવા માટે, વાસણ ધોવા માટે ગોપસ્ત્રીઓ જાય એટલે ત્યાં જાણી જોઈને ચીડવવા માટે એ પથ્થર મારીને કેટલાંકની માટલી ફોડતો, કેટલાંકનાં વસ્ત્રો લઈ લેતો. એક, બે નહીં પણ હજારો મશ્કરી કરી એ સ્ત્રીઓને ત્રાસ આપતો. એ બધી મળીને યશોદા પાસે ફરીયાદ કરતી અને યશોદા કૃષ્ણની ખબર લેતી, પણ એની મશ્કરીઓ કરવાનું કંઈ ઓછું થતું નહોતું. કેટલીક ગોપીઓ મથુરા નગરમાં દહીં દુધ માખણ વેચવા જતી. તેમને પણ એ પોતાના ભાઈબંધો સાથે લૂંટી લેતો અને ખાઈ પીને મસ્ત કરતો. કોઈ મારા મારી કરતું તો એની માટલી ફોડતો એમના વસ્ત્ર ખેંચતો. ત્યારે તેઓની ફરીયાદ આવતી એટલે કૃષ્ણ કહેતો, 'માતા, આ બધી ગોવાલણો લબાડ છે જુઠું બોલે છે. એ મારો ખોટો આડ લે છે. ખાલી ફરીયાદો કરે છે. ખરેખર તો આ મને જોવા માટે તારી પાસે આવે છે.' આમ એનું બોલવું સાંભળી યશોદા નંદ હસવા લાગ્યાં.

કૃષ્ણની મસ્તી અને ચોરીઓ કઈ રીતે બંધ થશે એની યશોદામાતા વિચાર કરતી હતી ત્યારે એક ગોવાલણે કહ્યું: 'યશોદા, તારો કૃષ્ણ હવે વનમાં વાછરડાં અને ગાયો લઈને ચરાવવા જવા યોગ્ય થયો છે. એનાથી એની ચોરીઓ રોકાશે. ત્યારે તેને વનમાં વાછરડાં લઈ મોકલ. એની સાથે એના બાલગોપાલ પોત પોતાના ગાય વાછરડાં લઈને જશે. એમની સાથે એમને ભાથું આપવું. તું પણ ભરપુર ભાથું કૃષ્ણ સાથે આપતી જા.' ગોવાલણનું કહેવું બધાંને ગમ્યું. એ પ્રમાણે બીજા દિવસે કૃષ્ણએ ગોકુળના બધા સરખા છોકરાઓને ભેગા કર્યા. બધાં વાછરડાં ભેગાં કર્યા. વાછરડાં આગળ ગોપાલ પાછળ. મધ્યભાગે કૃષ્ણ એવા ઠાઠથી એ બધા વનમાં નીકળ્યા. પ્રત્યેક છોકરા જોડે, પાવા, ઘુમરીઓ, વગેરે સુસ્વર વાદ્ય હતાં. બધા ભેગા થઈને વગાડતા ત્યારે એમનો મોટો સુસ્વર ગજર થતો હતો. કૃષ્ણની નાની મૂર્તિ પિતાંબર પહેરેલી, કમરમાં નાનો મેખલો ભરાવેલ, પગમાં નાનાં નાનાં નુપુર રૂમઝુમતા, શરીર પર મોતીની ઝાલર શોભી ઉઠતી. શરીર પર કેસરી ઉટી લગાયેલી હતી. લલાટ ભાગે કસ્તુરીનું સુંદર તિલક કરેલું હતું. માથા પર મયુરપંખવાળો રત્નજડીત મુકુટ હતો. કાનમાં મકરાકર કુંડળ શોભતાં હતાં. ગળામાં મોતીના હાર હતાં. એની ઉપર વનપુષ્પની માળા શોભતી હતી એવી એ શ્યામસુંદર મનોહર મૂર્તિ ગોવાલાગોના અસંખ્ય છોકરાઓને સાથે લઈને વનમાં જવા નીકળી. કેટલાંક સમય પછી કૃષ્ણ એ પરિવાર સાથે યમુના તીરિ આવ્યા. વનમાં વાછરાં ચરવા માટે છુટા છોડી દીધા અને પોતે ભાઈબંધો સાથે રમવા લાગ્યો. અલગ અલગ રમતો રમતાં સમય કઈ રીતે નીકળી ગયો એ એને ખબર જ ન પડી. પછી કૃષ્ણએ મોરલી વગાડી એ સાથે વનમાંના બધાં વાછરડાં પાણી પીવા માટે યમુના તીરિ આવ્યા. વાછરડાં પાણી પીને ફરી વનમાં ગયાં. વાછરડાં

---





કંઇ રીતે મળશે એવી ગોપાલને ચિંતા દુર થઈ. તે નચિંત થયા. હવે બધાને ભુખ લાગી. એ બીજા પ્રહરનો સમય હતો બધાં બાળકો પોત પોતાના ભાથા લાવ્યા હતા. બધા ગોપબાળકો બેઠા. કૃષ્ણ મધ્યભાગે બેઠો. પછી બધાએ પોત પોતાનું ભાથું લાવી કૃષ્ણ સામે મુકયું. એ ભાથામાં અનેક પ્રકારના મિષ્ટાન અને સાદા પદાર્થ હતાં. કૃષ્ણ બોલ્યા, 'બધાંએ પોત પોતાનું ભાથું ખાવું. બીજાનું ભાથું સારૂ નહી. એમ કોઈએ દ્વેષ કરવો નહી.' કૃષ્ણનું આ કહેવું પેઘને ગમ્યુ નહીં એ તરત જ ઉઠયો અને એક બાજુ દૂર ઝાડ નીચે જઈને બેઠો. એનું કૃત્ય જોઈને બાકીના છોકરાઓ પેઘ પાસે જઈને બેઠા. કૃષ્ણ એકલો જ એ જગ્યાએ રહ્યો. તેને ત્યાં ચેન પડયું નહીં ત્યારે એ ઉઠીને છોકરાઓ પાસે ગયો અને તેમને કહેવા લાગ્યો, 'તમે કહેશો તે પ્રમાણે હું કરીશ. તમે આમ મારાથી દુર રહેશો નહીં. બોલતાં બોલતાં એની આંખમાંથી અશ્રુ આવ્યાં. આ જોતાં જ પેંઘ દોડતા જઈને કૃષ્ણના ચરણ પકડયા. ઈતર ગોપાળ કૃષ્ણ ચરણે લીન થયાં પછી બધાએ કૃષ્ણને વચ્ચે બેસાડી બધા એની આજુબાજુ બેઠા. બધાના ભાથાં એક કર્યા. એ સમપ્રમાણમાં બધાને પીરસ્યાં. કૃષ્ણએ પોતાના હાથે બધાંને એક કોળીયો આપ્યો. ગોપાલોએ પોતાના હાથે કૃષ્ણના મુખમાં કોળીયો મુકયા. બધાંએ એકબીજાને ભરાવ્યાં. કૃષ્ણ અતિપ્રેમથી બધાં સાથે જમ્યો. આ પ્રેમનો સમારંભ જોઈને પ્રત્યક્ષ સ્વર્ગના દેવોને ઈર્ષ્યા થઈ. તેમાંનો પ્રસાદ આરોગવા મળે તે માટે અલગ અલગ પશુપક્ષીઓના રૂપે ત્યાં આવીને એક કણ લઈ સમાધાન માની તૃપ્ત થયાં.

નિત્ય નિયમથી કૃષ્ણ ગોપાળો સાથે યમુના નદીના કાંઠે ગાયો ચરાવતો હતો ત્યારે એકવાર ત્યાં વત્સાસુર નામનો રાક્ષસ વાછરડાનું રૂપ લઈને આવ્યો. એ કંસનો ગુપ્તચર હોઈને કપટથી કૃષ્ણનો નાશ કરવો એ ઉદ્દેશથી આવ્યો હતો. પરંતુ કૃષ્ણએ એને ઓળખી લીધો. કૃષ્ણએ એનો પગ પકડીને ખુબ ગોળ ગોળ ફેરવ્યો અને એક શિલા પર પછાડીને મારી નાંખ્યો. એ પ્રમાણે એક વાર બગાસુર નામનો રાક્ષસ પ્રચંડ બગલાનું રૂપ ધારણ કરીને આકાશમાર્ગથી એકદમ આવ્યો અને કૃષ્ણ પર ઝડપ મુકીને તેણે તેને પોતાની પ્રચંડ ચાંચમાં પડકયો. પણ કૃષ્ણએ એ બગલાની ચાંચ બંને હાથથી પકડીને એને ઉભો ને ઉભો ચીરીને ફેંકી દીધો. બગાસુરની એ દશા થયેલી જોઈને અધાસુર નામનો એક રાક્ષસ અત્યંત સંતપ્ત થયો અને કૃષ્ણનો નાશ કરવા માટે પ્રચંડ અજગરનું રૂપ લઈને ત્યાં આવ્યો. અહીં કૃષ્ણ અને ગોવાલણો છોકરાઓ દહીંભાત ખાતા હતાં, તે અજગરે પોતાનું શરીર લપેટીને એનાથી એક પર્વત તૈયાર કર્યો અને એ પર્વતની ગુફા પ્રમાણે મ્હોં પ્રસરીને તે ત્યાં બેઠો. ગોપાલોએ દહીંભાત ખાધા પછી એક ડુંગર જ છે એમ માની એના પર ચઢયા. કેટલાંક છોકરાઓ ચઢયા પછી બાકીના છોકરાઓને એની ઉપર ચઢવાની ઈચ્છા થતા તેઓ પણ ચઢયા. એ બધો પ્રસંગ કૃષ્ણના લક્ષ્યમાં આવ્યો અને આ અજગર પોતાનો નાશ કરવા માટે આવ્યો છે એમ એણે ઓળખ્યો.

એ છોકરાઓના રક્ષાણ માટે કૃષ્ણને પણ એની ઉપર ચઢવું પડયું. એ છોકરાઓ આગળ અજગરના મુખ પાસે આવ્યો અજગર પોતાનું પ્રચંડ મુખ પ્રસરીને બેઠેલો હોવાથી છોકરાઓને આ એક ગુફા જ છે એમ લાગ્યું અને કોઈપણ વિચાર ન કરતાં તેઓએ અજગરના મુખમાં ગયાં. તેમના સંરક્ષણ માટે કૃષ્ણ પણ અંદર ગયો. કૃષ્ણ પોતાના મુખમાં આવ્યો છે એમ જોતાં જ અજગરે પોતાનું મુખ બંધ કર્યું અને બધાને દબાવીને મારી નાંખવાનો પ્રયત્ન કરવા લાગ્યો. બધા ગોપાલ ગભરાયા અને આ સંકટનું નિવારણ કરવા માટે કૃષ્ણને વિનવવા લાગ્યા. ત્યારે કૃષ્ણએ પ્રચંડ સ્વરૂપ ધારણ કરીને એ અજગરનું પેટ ચીરી નાંખ્યું અને બધા ગોપાલને સુરક્ષિતપણે બહાર કાઢયાં. એ અજગર જયારે મરણ પામ્યો ત્યારે એના શરીરમાંથી તેજસ્વી જયોત બહાર પડી. એ કૃષ્ણએ ગળી લીધી. કૃષ્ણ હાથે આધાસુરનું મૃત્યુ થઈને એનો ઉધ્ધાર થઈને મોક્ષની પ્રાપ્તિ થઈ. પછી ત્યાંથી બલરામ કૃષ્ણ અને સર્વ ગોપાલ યમુનાનાં કાંઠે વૃંદાવનમાં આવ્યા. ત્યાં થોડી વાર જલક્રીડા કરી.



---

એક દિવસે કૃષ્ણ, બલરામ અને ગોપાલો દહીં દુધ ખાતા બેઠા હતા અને એમનાં ગાયો વાછરડાં ચરતાં ચરતાં વનમાં ખુબ દુર ગયાં. એ જોઈને બ્રહ્મદેવ ત્યાં આવ્યાં. બ્રહ્મદેવે બધાની નજર ત્યાં ચુકવીને એ બધી ગાયો સત્યલોકમાં જઈને મુકી. ખુબ દુર સુધી  ગાયો દેખાતી નથી એ જોઈને ગોપાલો બોલ્યાઃ 'કૃષ્ણ ગાયો કયાંક દેખાતી નથી. એ દુર જશે તો મળશે નહીં. માટે આપણે ગાયોને અહીં હાંકી લાવીશું પછી બેસીએ. ત્યારે કૃષ્ણ બોલ્યા, 'તમે અહીં જ બેસો. હું ગાયોને લઈ આવું છું. એમ કહી કૃષ્ણ અને બલરામ ગાયોની શોધ કરવા ગયાં. કૃષ્ણ ગોપાલોની ખુબ દુર ગયો એમ જોઈ બ્રહ્મદેવ એ બાળકો પાસે આવ્યા અને એમને પણ સત્યલોકમાં લઈ ગયા. અને હવે આગળ શું થાય છે એ જોવા લાગ્યા. અહીં ગાયો મળતી નથી એમ જોઈને કૃષ્ણ પાછા આવ્યા તો અહીં પણ એકપણ ગોપબાળક દેખાયું નહીં. એ પ્રકાર જોઈને બલરામ ખુબ જ વિસ્મિત અને ચિંતાતુર થયાં. પરંતુ કૃષ્ણના ધ્યાનમાં એ પ્રકાર આવતા આ કૃત્ય બ્રહ્મદેવનું છે એમ એણે જાણ્યું. બ્રહ્મદેવને પોતાની લીલા બતાવવા માટે કૃષ્ણએ ગાય અને વાછરડાં જેટલા ગુમ થયાં હતાં તેટલાં પહેલાં પ્રમાણે ગોપાલો સાથે નવાં નિર્માણ કર્યા અને એ બધા સાથે ઘેર આવ્યો. ગાયો અને વાછરરડાં અને ગોપાલ આ બધાં હવે કૃષ્ણનો અંશ હોવાથી ગોકુળમાં ઘેર ઘેર કૃષ્ણ અવતીર્ણ થવા જેવું થયું છે. પૂર્વે નંદ-યશોદા એ બંને જ કૃષ્ણના કૌતુક કરતાં હતાં. પરંતુ બ્રહ્મદેવના આ કૃત્યથી હવે બધાને જ એનું  લાલન પાલન કરવાનો યોગ આવ્યો. આ પ્રમાણે કેટલાંક સમય પછી બ્રહ્મદેવને લાગ્યું કે, પોતે કરેલા પ્રકારથી ગોકુળમાં મોટો ગોટાળો થયો હશે એ જોવા માટે એ ગોકુળમાં આવ્યા અને જુએ છે તો પહેલાંની જેમ બધી ગાયો ગોપાલો જેમના તેમ હોવાથી તેમનો વ્યવસાય આનંદથી ચાલી રહ્યો છે. એ પ્રકાર જોઈને બ્રહ્મદેવ આશ્ચર્યચકિત થયા. તેને લાગ્યું પોતે અહીં આવ્યા એમ જોઈને કૃષ્ણએ સત્યલોકમાંથી ગાયો ગોપાલોને ભગાડી લાવ્યા હશે. તેમ માની એ પાછા સત્યલોકે ગયા તો ત્યાં ગાય અને ગોપ છે. ફરી પૃથ્વી પર આવ્યા તો તેવી જ ગાયો ગોપાલો છે પોતે સત્યલોકમાં છે કે મૃત્યુલોકમાં છે એવી ભ્રમથી એ બીવા લાગ્યા. છેલ્લે ક્ષમા માંગવાની ઈચ્છાથી એ કૃષ્ણ પાસે જવા લાગ્યા. એ બધા ગોપાળ કૃષ્ણ જેવા જ એને દેખાવા લાગ્યા. ત્યારે કયા કૃષ્ણના  શરણે જવું એની ખબર પડતી નહોતી. એ અનંત કૃષ્ણ જોઈને બ્રહ્મદેવ અત્યંત વિસ્મીત થયા અને થયેલા પ્રમાદ માટે ક્ષમા માગવા લાગ્યા. બ્રહ્મદેવ બોલ્યાઃ 'હે અનાદી પરબ્રહ્મ પુરૂષ ! હે નિરાકાર નિર્ગુણ આજે તારી સુગુણ સ્વરૂપની મને ઓળખ થઈ. તું આ સગુણ સ્વરૂપ ધારણ ન કરત તો આ અનંત પતિતોનો ઉધ્ધાર ન થયો હોત. હે કરૂણાનિધિ ! તું દુષ્ટોના સંહાર માટે અને સાધુઓના રક્ષણ માટે હંમેશા તૈયાર છે. તું પરબ્રહ્મ ૐકાર છે. હે ભગવાન ! જો હું ફકત તારા કૃપાબળથી આ આટલું વિશ્વ નિર્માણ કરૂ છું તો તને જીતવા હું પામર પૂર્ણપણે અસમર્થ છું. મારા અપરાધને ક્ષમા કર.' આ પ્રમાણે બ્રહ્મદેવ કૃષ્ણની પ્રાર્થના કરીને તેણે ભગવાનના ચરણોમાં મસ્તક મુકયું. કૃષ્ણએ એના મસ્તક પર અભય કર મુકીને તેને ઉઠાડયા અને તેને સત્યલોકે જવાની પરવાનગી આપી. પછી બ્રહ્મદેવે પહેલાંની ગાયો, વાછરડાં અને ગોપાલ કૃષ્ણને સ્વાધીન કર્યા અને પછી સ્વધામ પ્રતિ પ્રયાણ કર્યું.

એક દિવસ શ્રીકૃષ્ણ, બલરામ અને ગોપાલ વૃંદાવનમાં રમવામાં લીન થયા છે એમ જોઈને ત્યાં ધેનુકાસુર આ નામનો દુષ્ટ રાક્ષસ બળદોના પરિવાર સાથે લઈને આવ્યો. એ ગોપાલોને શીંગડાથી તથા લાતોથી મારવા લાગ્યો. એની આવી દુષ્ટપણા જોઈને બલરામને ગુસ્સો આવ્યો અને તેણે તેના પગ પકડીને મસ્તક એના પ્રાણ જતાં સુધી તાડના વૃક્ષ પર પછાડયું અને છેલ્લે એનો નાશ કર્યો. અહીં કૃષ્ણએ એ રાક્ષસોનો જે બળદોનો પરિવાર હતો એ ગદાથી નહીવત કરી નાખ્યો.



નંદરાય પ્રતિવર્ષ ઈંદ્રને યથાસમય યથાયોગ્ય એવી વૃષ્ટિ કરવા માટે એની પ્રન્નતા માટે હોમ-હવન કરતા હતા. એ

પ્રમાણે એક વર્ષે નંદ ગોવાળીઓના ઘેર ઘેર ફરીને દહીં ,દૂધ, ઘી વગેરે હોમની સામગ્રી ભેગી કરીને હોમની તૈયારી કરવા લાગ્યા. ત્યારે કૃષ્ણએ નંદને કહ્યું: 'પિતાજી, આ સામગ્રી ભેગી કરીને તમે શું કરશો ? નંદ બોલ્યા: 'કૃષ્ણ આ સામગ્રીનો ઉપયોગ હોમ કરવા માટે કરવાનો છે. આ હોમ કર્યો એટલે ઈંદ્ર પ્રસન્ન થાય અને પૃથ્વી પર પર્જન્યવૃષ્ટિ કરીને ધનધાન્યની સમૃધ્ધિ કરે છે.' નંદના બોલ સાંભળીને કૃષ્ણ બોલ્યા, 'પર્જન્યાદિ આ સૃષ્ટિનો વેપાર છે. એનાથી ઈન્દ્રનો કોઈ સંબંધ નથી. જે તે ઋતુમાં જે તે વેપાર થાય છે અને તે અષ્ટદિશાના દિગ્પાલ ઘડી લાવે છે. પશ્ચિમ દિશામાં વરૂણ એ નામનો દિગ્પાલ છે. એની પાસે દ્રોણ, પવન, પાગુળ વગેરે અનેક મેઘ છે. એ મેઘ પાસેથી પર્જન્યવૃષ્ટિ કરાવીને પૃથ્વી પર એ ધનધાન્ય નિર્માણ કરે છે. એમાં ઈંદ્રને કોઈ સંબંધ નથી. અમુક દેવ અમુક કાર્ય કરે છે એ જેમની જેવી ભાવના છે. જે તે એ પ્રમાણે પોતાના દેવતાના પ્રમુખ સમજે છે. શૈવોને શંકર એ સર્વસ્વ લાગે છે. વૈષ્ણવ વિષ્ણુ સિવાય, શાકત શકિત દેવી સિવાય, ગણેશ ગણપતિ સિવાય, સૌર્ય સૂર્ય સિવાય કોઈને ઓળખતા નથી. આ પ્રમાણે અનેક પંથ હોઈને જે તે પંથના લોકો પોતાના દેવતાની સ્તુતિ કરે છે. વસ્તુતઃ જગતમાં આ બધુ એક જ હોઈને એ પોતાના ભકતોની ઈચ્છા પ્રમાણે અલગ અલગ અવતાર લઈને પોતાના ભકતોના મનોરથ પૂર્ણ કરે છે. જેવી જેમની ભાવના તેવી તેમણે પોતાના દેવતા માની એની આરાધના કરવી. પરંતુ વાસ્તવીક પૃથ્વીને પર્વતનો આધાર છે અને એમની શકિતના કારણે પર્જન્ય વૃષ્ટિ થાય છે. અષ્ટકુલ પર્વતનું મુળ જે મેરૂ પર્વત છે એ તો બધાનો આધાર છે. એ મેરૂ પર્વતના મસ્તક પર બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તેમજ અષ્ટદિગપાલ, ઈંદ્ર વગેરે બધા રહે છે. ત્યારે એ બધાનો આશ્રયભુત જે મેરૂ એ જ બધાનો અધિક છે. ગોવર્ધન એ મેરૂનો પહેલો વંશજ છે. ત્યારે ઈંદ્રને વિના કારણે મહત્વ આપીને ગોવર્ધન પર્વતની અવહેલના કરી છે. હવે આપણે આ પર્વતની જ ઉપાસના કરો.' કૃષ્ણનું આ કહેવું બધાને પસંદ પડયું. તેથી સૌએ ઇંદ્રના પૂજા યજ્ઞની તૈયારી છોડીને પર્વતની પૂજા માટે તૈયારી કરી. પોત પોતાની શકિત પ્રમાણે અન્ન, દહીં ,દુધ, માખણ, ઘી વગેરે દાન કરવા માટે સૌ સાથે મળીને પર્વતની પાસે આવ્યાં. ત્યાં મંડપ વગેરે બાંધીને પૂજાની તૈયારી કરવા લાગ્યાં. એટલામાં એ પર્વત મનુષ્ય પ્રમાણે બોલવા લાગ્યો. ત્યારે બધા ગોવાળીયાઓએ દહીં, દુધ, ઘી, એના ઘડાના ઘડા રેડીને પર્વતને સ્નાન કરાવ્યું. કેસર, ગંધ, ફુલો ચઢાવ્યાં. ફુલોની માળા ચઢાવી અને સાથે લાવેલ અન્નનો નૈવેદ્ય કર્યો. પર્વતે પોતાનું મુખ ખોલીને સર્વ અન્નનું ભક્ષણ કર્યું. પછી એ પર્વત બોલ્યો, 'હે ગોકુળના ગોપ-ગોવાળીયાઓ તમારી આ ભકિતથી હું પ્રસન્ન થયો છું. તમે જે જે મનોરથ કરશો તે તે સર્વ પૂર્ણ થશે.' પર્વતના આ શબ્દો સાંભળી બધાને આશ્ચર્ય થયું અને આજે કૃષ્ણએ આપણને ખરા દેવ બતાવ્યા એ બદલ ખુબ આનંદ થયો. ધીમે ધીમે આ વૃત્ત સર્વત્ર પ્રસરતાં જ સર્વ દેશ દેશના લોકો ગોવર્ધનની પૂજા કરવા લાગ્યા. ઈંદ્રયાગ બંધ પડયો. એ જોઈને ઈંદ્રને ગુસ્સો આવ્યો. એણે એના અંકીત કરેલા ચાર મેઘ અને અષ્ટ દિગ્પાલ એમને બોલાવીને તેમને કહ્યું, 'મેઘો, એ કૃષ્ણએ મારૂ ખુબ જ માન ભંગ કર્યુ છે. તમે હમણાં ને હમણાં જ ગોકુળ પર જાઓ અને એવા જોરથી વૃષ્ટિ કરો કે સર્વત્ર જલપ્રલય થઈ જાય. ઈંદ્રની આજ્ઞા પ્રમાણે મેઘ ગોકુળ ઉપર વૃષ્ટિ કરવા લાગ્યા ત્યારે ગાયો, ગોપાલો, તથા સર્વ જનોને અત્યંત ત્રાસ થયો. જ્યાં ત્યાં પાણી જ પાણી થઈ ગયું. ગામના ઘરો પડી ગયાં. ઘરની બહાર નીકળીએ તો વરસાદનો મારો થતો. એ બધા કૃષ્ણ પાસે આવ્યાં અને બોલ્યાં: 'કૃષ્ણ તેં આ ઈંદ્રના હોમ હવન બંધ કરાવ્યા છે માટે એનું પરિણામ છે.' ત્યારે કૃષ્ણ બોલ્યા: 'એમ હોય તો જે પર્વતે આપણી પૂજા લીધી છે એ પર્વત આપણું રક્ષણ કરશે. ચાલો આપણે એ પર્વત પાસે જઈએ.' આમ કૃષ્ણએ કહ્યા પછી બધા અબાલવૃધ્ધ કૃષ્ણની પાછળ એ પર્વત પાસે આવ્યાં. ત્યાં કૃષ્ણએ ગોવર્ધન પર્વત ઉપાડયો અને એ છેલ્લે આંગળી પર ઉપાડયો અને એની નીચે બધા લોકોને

બેસાડયા અને બધાનું રક્ષણ કર્યુ. આ પ્રમાણે સાત દિવસ એ પર્વત નીચે રહ્યા પછી આકાશમાં જમા થયેલા વાદળ ઈંદ્ર જોડે પાછા ગયાં અને તેમણે ઈંદ્રને કહ્યું, 'અમે પ્રયત્ન ઘણો જ કર્યો પણ ગોવર્ધન પર્વત ગોકુળ પર છત્રી પ્રમાણે રહેલો હોવાથી અમારી વૃષ્ટિનો કોઈ પણ પ્રયોગ થયો નહીં.' ઈંદ્ર ત્યાં આવીને જુએ છે તો કૃષ્ણએ છેલ્લી આંગળી પર પર્વત ઉપાડી લીધો છે એમ જોઈને ઈંદ્ર પ્રભાવિત થયો. એના ગર્વનો પાર નહીવત થયો અને કૃષ્ણને અનન્યભાવે સાષ્ટાંગ નમસ્કાર કરીને સ્તુતિ કરવા લાગ્યો. કૃષ્ણએ વરદ હસ્ત એના શિર પર મુકયો અને એના આશીર્વાદ લઈને ઈંદ્ર સ્વર્ગલોકમાં નીકળી ગયો.

**જમુનાને તીરે બાલક ખેલે છે દડો, ત્યાં મળ્યા ગોવાળીયાને કરે દોડાદોડ. ॥૧૨૭॥**
**જયાં ગેડી દડો કૃષ્ણજી ખેલવા જાય, ત્યાં જઈ ઝંપલાવ્યો જમુના જળમાય. ॥૧૨૮॥**
**દડો દોડાવીને કાનજી જળમાં ગયા, જશોદાનો બાળ જમનામાં સંચર્યા. ॥૧૨૯॥**
**દેવે ગોકુળમાં ગાયો ચારીને ખેલ જો કરી, એવા ચરિત્ર કીધા બહુ કાન શ્રીહરી. ॥૧૩૦॥**
**ત્યાં કરે વિલાપ જશોદા મા રડે, કીયે ઠામે મારો કૃષ્ણજી જડે. ॥૧૩૧॥**
**કીયા ઠામે બુડયો મારો કાનજી જાય, ત્યાં એવું બોલ્યા જશોદા માય. ॥૧૩૨॥**
**જયાં ઝંપલાવ્યું બાળ કૃષ્ણજી રાય, ત્યાં જઈને ઉભા જશોદા માય. ॥૧૩૩॥**
**જશોદાએ જમનાનું વિષજળ દીઠું જયાંય, ત્યારે પાછા ફર્યા જશોદા માય. ॥૧૩૪॥**
**એવું જળ દેખી કંપ્યું તન, ત્યારે માતા જશોદા ઉભી કરે રૂદન. ॥૧૩૫॥**
**જળમાં કૃષ્ણજી એ ધર્યુ ધ્યાન, જાણ્યું માતા મારી તજશે પ્રાણ. ॥૧૩૬॥**
**જળમાં કૃષ્ણજી ડુબ્યા જેણીવાર, સર્વે નગરમાં પડી છે પોકાર. ॥૧૩૭॥**
**ત્યાં રૂદન કરે જશોદા માય, ત્યારે કંસના ઘેર મંગળ વરતાય. ॥૧૩૮॥**
**કૃષ્ણજી તો ગયા પાતાળ, જયાં સુતા છે કાલીયા નાગ. ॥૧૩૯॥**
**ત્યાં બેઠી પગ ચાંપે નારી નાગ તણી, દીઠો બાલકને અચંબે થાય ઘણી. ॥૧૪૦॥**
**ત્યાં સુતા કાલીયા નાગને નાગણી ચાંપે પાય, તે દેખી કૃષ્ણમૂર્તિને અચંબે થાય. ॥૧૪૧॥**
**કહે નાગણી તું સુણો રે બાળ, એ છે કાલીયા મહા વશિયલ કાળ. ॥૧૪૨॥**
**અરે બાલક તું કાંઈ ભુલ્યો વાટ, કેમ આવ્યો છે આ વસમી ઘાટ. ॥૧૪૩॥**
**અહીંથી નાસી જાવ બાળ તતકાળ, જાગશે કાલીયા નાગ તો હોસે કાળ. ॥૧૪૪॥**
**બાલક વચન તું સુણજે માયે, મારો સ્વામી જાગશે તો મારશે તોયે. ॥૧૪૫॥**
**સુણ રે નાગણી કૃષ્ણજી કહે, મથુરા નગરીમાં કંસાસુર રહે. ॥૧૪૬॥**
**સુણ નાગણી કહુ તને એક વાત, હું નથી ભુલ્યો વસમી વાટ. ॥૧૪૭॥**
**જે કંસરાજા છે નગરી મથુરા તણો, તે સાથે જુવા ખેલ માંડયો ઘણો. ॥૧૪૮॥**
**ત્યાં અમે હારીયો કાલીયાનાગનું શિષ, સાચું કહું તેમાં ન ધરશો રીશ. ॥૧૪૯॥**
**અમે તે કારણ આવ્યા છીએ જાણ, તે કાલીયા નાગનું શિષ લઉ પ્રમાણ. ॥૧૫૦॥**
**એવો બોલ સુણીને ક્રોધે કંપી નાગણી, તેણે મરડી મુછને જગાડયો ધણી. ॥૧૫૧॥**



એક વાર કૃષ્ણ ગોપાલો સાથે યમુના નદીનાં કાંઠે ગેડી દડો રમતો હતો. ત્યારે રમતાં રમતાં દડો યમુનામાં જઈને

પડયો અને ડુબી ગયો. ત્યારે કૃષ્ણએ દડો શોધવા માટે પાણીમાં કુદકો માર્યો. એ યમુનામાં કાલીયો નાગ નામનો એક પ્રચંડ સર્પ રહ્યો હતો. એને એકસો એક મુખ હતા. એ પહેલા રમણક દ્વિપમાં રહેતો હતો. પણ ગરૂડની બીકથી એને ત્યાં રહેવાનું કઠિન લાગવા લાગ્યું. તેથી યમુનામાં આવી રહેતો હતો. આ જગ્યાએ યમુનામાં ગરૂડની બીક નહોતી. કારણ એક સમયે યમુનાનાં જળચળરોને ગરૂડ ખુબ ત્રાસ આપવા લાગ્યો. ત્યારે તેમણે સૌભરીનો પ્રાર્થના કરી કે, 'હે સૌભરી તું પરમ પવિત્ર હોવાથી અમે તારા પરિવારનાં છીએ. તો ગરૂડથી અમારું રક્ષણ થાય એવો કંઇ ઉપાય કર.' ત્યારે સૌભરીએ એમને યમુનામાં એક યોજનમાં રહેવાનું કહ્યું અને એ ભાગમાં ગરૂડ આવવાથી નાશ પામશે એમ શ્રાપ આપ્યો. કાલિયા નાગને પણ ગરૂડનો ખુબ ત્રાસ થતો હતો. તેને જયારે યમુનામાંનો એક યોજનનો ભાગ નિર્ભય થવાનું જણાયું ત્યારે તે પણ રમાણકદ્વિપ છોડીને પોતાના પરિવાર સાથે યમુનામાં આવીને રહ્યો. એ ભયંકર નાગનું વિષ યમુનામાં પ્રસરવાથી એના પાણીનો સ્પર્શ કરવું પણ ભયાવહ થયું હતું. એવા એ પાણીમાં કૃષ્ણએ નિર્ભયપણે કુદકો માર્યો અને પાણીમાં ડુબકી મારીને દડો શોધવા લાગ્યો. એટલામાં કાલીયા નાગની પત્નીઓની દ્રષ્ટિ એની ઉપર પડી. સર્વાંગસુંદર સુકુમાર એવી કૃષ્ણની મૂર્તિ જોતાં જ એમને એની ખુબ દયા આવી અને તેઓ એની પાસે આવીને બોલીઃ 'બાળક ! તારી આ રૂપ સંપન્નતા જોઇને અમને ખુબ દયા આવે છે તો તું આ પાણીમાંથી બહાર નીકળી જા. જો અમારા પતિને તું અહીં આવેલો જાણાઇશ તો તે તારો નાશ કરી નાંખશે. તું આ વિકટ માર્ગથી ભુલીને આવ્યો હો તો તાત્કાલિક વાર ન કરતાં આવેલ રસ્તાથી નીકળી જા.' એ કાલીયા નાગની પત્નીઓની આ વાણી સાંભળીને ગોપાલકૃષ્ણ બોલ્યાઃ 'નાગ સ્ત્રીઓ હું રસ્તો ભૂલેલ નથી. મને અહીં જ આવવું હતું. મથુરાનો રાજા કંસ અને અમે દ્યુત રમતા હતા તેમાં અમે કાલીયાનું શિર દાવે લગાવ્યું છે. પણ અમે હારી ગયા અને શિર લેવા માટે હું આવેલો છું.' કૃષ્ણનું વચન સાંભળતાં જ કાલીયા નાગની સ્ત્રીઓએ કાલિયા નાગને અને ઇતર સર્પોને જગાડયા અને તેમને બધી હકીકત કહીં.

**નાગણીએ જગાડી નાગને કર્યું છે જાણ, ત્યાં કાનજી સાથે રચ્યું યુધ્ધ ઘમાસણ. ॥૧૫૨॥**
**મચી ઘમાસણ કૃષ્ણ નાથજીશું જાણ, તેણે વિષ જળથી નાહ્યા શ્રી સારંગ પ્રાણ. ॥૧૫૩॥**
**ત્યાં જાગ્યો નાગને હુવો સચેત, કૃષ્ણજી સાથે હુઓ રણક્ષેત્ર. ॥૧૫૪॥**
**કાલીયા જાળ કૃષ્ણ ઉપર ચડી, ધોળી અમૃતને પાયા તે ઘડી. ॥૧૫૫॥**
**હુઓ સચેત ને તે ઉઠયો બાળ, ત્યાં નાથ્યો નાગને પગ દઇ પાતાળ. ॥૧૫૬॥**
**ત્યાં હુઆ સ્વાર કાલીયા પર ચઢયા, ત્યાં કમલ ફુલ લઇને આગળ ધર્યા. ॥૧૫૭॥**
**પાતાળ થકી નાગ નાથી લાવ્યા કૃષ્ણરાયે, ત્યારે ગોકુળ નગરીમાં આનંદ વરતાયે. ॥૧૫૮॥**
**ગોકુળ નગરીમાં આવ્યા તે વાર, પડયો અચંબો નગર મોઝાર. ॥૧૫૯॥**
**ગોકુલમાં વરત્યો છે જયજયકાર, ત્યાં આનંદ મંગળ ઓછવ અપાર. ॥૧૬૦॥**
**ગોકુળમાં આનંદ ઉત્સવ વરતાય, પણ કંસ સભામાં પડી છે પોકાર. ॥૧૬૧॥**
**હારે કંસ કૃષ્ણજી તો ગયા પાતાળ, ત્યાંથી નાથી લાવ્યા છે નાગ હો રાય. ॥૧૬૨॥**
**તે ઉપર લાવ્યા કમલના ફુલ શ્રી હરિ, ત્યાં દેવે દાનવ સંહાર્યા કર ધરી. ॥૧૬૩॥**
**ત્યાં નગરના લોક અચંબે થયા ઘણા, ધન ધન પુત્ર જશોદા માતા તણા. ॥૧૬૪॥**
**જે કાલીયા નાગ વસે છે પાતાળ, તે કૃષ્ણજી લાવ્યા છે તતકાલ. ॥૧૬૫॥**
**દેખ્યા કાલીયા સુરનર દેવ, ત્યાં નગરના લોક દેખે તતખેવ. ॥૧૬૬॥**

**સર્વે ગોવાળીયા બોલ્યા સતભણી, અમે જાણ્યું નાથ કૃષ્ણજી ધણી. ॥૧૬૭॥**
**જેવા હોય ભાવ કૃષ્ણજી ભણી, તેવા દીવસે છે ત્રણ ભુવનના ધણી. ॥૧૬૮॥**
**કૃષ્ણ કૃષ્ણ કહે સહુ સાથે મળી, ત્યારે વૃંદાવનમાં થાય રાસ મંડળી. ॥૧૬૯॥**

કાલીયા નાગના રક્ષક નાગો કૃષ્ણની ઉપર દોડી આવ્યા અને તેઓ કૃષ્ણને વીંટી વળ્યા. પરંતુ કૃષ્ણએ એ બધાને ક્ષણાર્ધમાં પગ નીચે કચડી નાખ્યા અને એ કાલીયા પાસે ગયો. ત્યારે કાલીયો નાગ કૃષ્ણ ઉપર ફુત્કાર નાંખતો દોડી આવ્યો. એ બંને વચ્ચે પ્રચંડ યુધ્ધ થયું. કૃષ્ણના શરીર પર ઠેક ઠેકાણે ડંખ કરીને કાલીયા નાગે વિષ નાંખ્યું પણ એ કૃષ્ણના શરીર પર પડતાં જ અમૃત થતું હતું. છેલ્લે કૃષ્ણએ પદન્યાસ કરીને કાલીયા નાગને ઘાયલ કર્યો. કૃષ્ણ એના મસ્તક પર ચઢયો અને એકાદ જલ ગમન કરનારી નૌકા પ્રમાણે એને તે આમથી તેમ ફેરવવા લાગ્યો. એની ફેણ પણ કૃષ્ણ મુરલી વગાડી નૃત્યુ કરવા લાગ્યા. થોડી વાર નૃત્ય કર્યા પછી કાલીયો નાગ મૂર્છિત થઈને પડયો. તાત્કાલિક કૃષ્ણએ કાલીયાની સર્વ ફેણો નાથી. એ કાલીયા નાગની આ વિટંબણા જોઈને એની સ્ત્રીઓ કૃષ્ણ પાસે આવી અને તેને કહ્યું: 'હે દેવાધિદેવ અનંત, તારી શકિત અતકર્ય છે અમે તારી ધર્મની બહેનો છીએ. અમારા ઉપર કૃપા કરો અને અમને ચુડીદાન આપો. અમે તારા શરણે આવ્યાં છીએ. અમને આટલી સૌભાગ્યભિક્ષા આપો.'કૃષ્ણને તેમની દયા આવી એ કાલીયા નાગને કહ્યું: 'હે કાલીયા નાગ તું બ્રહ્મદેવનો પાલતું હોવાથી હું તારો વધ કરીશ નહીં. પરંતુ તે આ પાણીમાં તારૂ વિષ ભેળવીને મોટો અપરાધ કર્યો છે. મારા સર્વ ગોપાળો અને ગાયો આ પાણી પીને મરી ગઈ હતી અને તેમની જેમ જ પુષ્કળ લોકો માર્યા હશે તો તું આ વિષ નહીવત કરીને હમણાં જ અહીંથી નીકળી જા.' ત્યારે કાલિયો નાગ બોલ્યો: 'અનંત, ગરૂડ મને અત્યંત ત્રાસ આપે છે. એની બીકથી હું અહીં આવીને રહ્યો છું. હવે હું અહીંથી બીજી બાજુ જઈશ તો ફરી મને ત્રાસ આપશે.' કૃષ્ણ બોલ્યા: 'કાલીયા, મારા પગના ચિન્હ તારા મસ્તક પર છે. એ ચિન્હ જોયા પછી ગરૂડ બિલકુલ ત્રાસ આપશે નહીં.'

આ પ્રમાણે અહીં પાણીમાં કૃષ્ણ અને કાલીયાનો સંવાદ ચાલ્યો છે. તો ઉપર યમુનાની બહાર કૃષ્ણ પાણીમાં ડુબ્યો છે એવી વાત ગોકુળમાં પ્રસરી અને સર્વ લોક યમુનાના કાંઠે આવી દુઃખ કરતાં બેઠાં છે. માછીમારો ઠેક ઠેકાણે જાળી નાંખીને કૃષ્ણને શોધતા હતા. યમુનાના બંને તીરે શોધ્યા પણ કૃષ્ણની શોધ થઈ નહીં ત્યારે બધા આબાલવૃધ્ધ શોકાતુર થઈને અશ્રુ પાડવા લાગ્યાં. કૃષ્ણ સાથે રમનાર ગોપાલો તો પોંક મુકીને રડવા લાગ્યાં. નંદ અને યશોદા એમના શોકનો પાર રહ્યો નહીં. નંદને તો એ દુઃખદાયક વાર્તા કાન પર પડતાંની સાથે મનથી ગતધૈર્ય થઈને દુઃખથી ગાંડા થયા. યશોદાના શોકાવસ્થાની તો સીમા જ નહોતી. પરંતુ બલરામ નિશ્ચિત મનથી બેસીને એ બધો પ્રકાર જોતા હતા. છેલ્લે યશોદા આત્મહત્યા કરવા માટે પ્રવૃત્ત થઈ એમ જાણતાં જ કૃષ્ણ એ કાલીયા નાગ ઉપર બેસીને પાણીમાંથી ઉપર આવ્યા. એને જોતાંની સાથે બધાના મુખો આનંદીત થયા અને નેત્રમાંથી સુખાશ્રુ વહેવા લાગ્યાં. નંદ અને યશોદા આ તરત દોડતાં જઈને દ્રઢ આલિંગન આપ્યું. ઈશ્વરે આ સંકટમાંથી કૃષ્ણને છુટો કર્યો માટે તેણે તેમની સ્તુતિ કરી. પછી કૃષ્ણએ આ કાલીયા સર્પને રમાણકદ્વિપમાં મોકલી દીધો અને પવિત્ર એવી યમુના નદીને વિષ રહીત કરી.



કૃષ્ણને સાથે લઈને નંદ, યશોદા, ગોપાલ વગેરે યમુના પરથી ગોકુળમાં આવવા લાગ્યાં પણ કૃષ્ણ માટે આખો દિવસ લોકો ભુખ્યા હતા. તેમને ખુબ ખુબ ભુખ લાગવાથી અને ખુબ રાત થઈ ગઈ હોવાથી બધાએ ત્યાં જ મુકામ કર્યો. વનભોજન કરીને બધા લોકો રાત્રે સુઈ ગયા હોવાથી એકાએક દાવાનળ સળગ્યો અને સર્વ જંગલમાં વ્યાપી ગયો. એ ઉષ્ણતાથી બધા લોકો ખડબડીને જાગી ગયા. ચારેય દિશાઓ અગ્નિ બળતી હોવાથી કયાંક ભાગવાનો માર્ગ નહોતો.

બધા લોકો કૃષ્ણને શરણ ગયા. કૃષ્ણને બધાને આંખો બંધ કરવાનું કહ્યું અને વિશાળમુખ કરીને એ બાર ગાઉ (યોજન) અગ્નિ ગળી લીધો. પછી પૂર્વવત શરીર ધારણ કરીને બધાને આંખો ખોલવા કહ્યું. તો એમને અગ્નિનું ચિન્હ પણ દેખાયું નહીં. અરૂણોદય થતાં જ કૃષ્ણનો જય જયકાર કરતા બધાં ઘેર આવ્યાં.

ગોપાલ સાથે કૃષ્ણ ભંડાર વડના ઝાડ નીચે રમત રમતો હતો ત્યારે પ્રલંબાસુર ગોપાલનો વેષ લઈને સાથે રમવા લાગ્યો. તેનો દાવ આવ્યો ત્યારે બલરામ એની પીઠ પર બેઠો. એ રાક્ષસ બલરામને દુર લઈ ગયો. એનું કપટ ઓળખીને બલરામે એની ઉપર એટલો ભાર આપ્યો કે એ જમીન પર પડીને મરણ પામ્યો.

ગોકુળની ગોપીઓ ગૌરી પૂજવા માટે યમુના કાંઠે આવી હતી. ગૌરી પૂજા કર્યા પછી યમુનાનું નિર્મળ પાણી જોઈને એમને જલક્રિડા કરવાની ઇચ્છા થઈ. શરીર પરનાં વસ્ત્રો કાઢીને તીર પરના કદંબના ઝાડ નીચે મુકયાં અને પાણીમાં ઉતરીને જળક્રિડામાં લીન થઈ. એટલામાં કૃષ્ણ ત્યાં આવ્યો અને એ બધા વસ્ત્રો લઈને કદંબ પર ચઢી બેઠો. જલક્રિડા થયા પછી વસ્ત્રો લેવા માટે આવી. જુએ છે તો ત્યાં વસ્ત્રો નહી, લજ્જાથી એ ઉંડા પાણીમાં જઈને આમ તેમ જોવા લાગી ત્યાં જ તેમને કદંબના ઝાડ પર કૃષ્ણના હાથમાં વસ્ત્રો દેખાયાં ત્યારે તેઓ આવેશથી કૃષ્ણને ઝાટકવા લાગી અને અમને નગ્નાવસ્થામાં જોવા માટે અહીં આવ્યો છે ? હમણાં ઘેર ગયા પછી નંદ રાજાને જણાવીએ અને તને શિક્ષા કરવાનું કહીએ. એમ તેઓ કહેવા લાગી. કૃષ્ણ બોલ્યાઃ 'તમે પાણીની બહાર આવો એટલે તમારા વસ્ત્રો હું આપું છું. નિઃશંકાથી કોઈની પણ લાજ મર્યાદા ન રાખતા તમે અહીં નાગવ્યથી સ્નાન કરો છો. આ માટે તમને શિક્ષા મળવી જ જોઈએ. સ્ત્રીઓને શું કરવું એ ખબર પડી નહીં. નિરૂપાય માટે ગુહ્યાંગો ઢાંકીને એ બહાર આવી ત્યારે કૃષ્ણ બોલ્યોઃ ' આ અપરાધને બદલે તમે બંને હાથ જોડીને સૂર્યદેવને નમસ્કાર કરો.' તેમને લાજ આવી અને એમ કરવાનું ટાળવા લાગી. ત્યારે કૃષ્ણ બોલ્યો, ' દેહભાવ છોડીને નમસ્કાર કરો એટલે અપરાધમાંથી મુકત થશો.' છેલ્લે તેમણે તેમ કરતાં જ કૃષ્ણએ એમના વસ્ત્રો પાછા આપ્યાં. પછી કૃષ્ણ ગોવાળીયાઓ સાથે રમવા માટે નીકળી ગયો. સ્ત્રીઓ એના અકૃત્ય માટે લજ્જા કરતી ઘેર ગઈ.

એક દિવસે બધા ગોપાલો સવારે ઉઠયા પછી પોતાની માતા પાસેથી ભાથું લીધું અને ગાયો લઈને વૃંદાવનમાંઆવ્યા અને યમુનાના કાંઠે ગાય વાછરડાઓને ચરાવવા માટે છોડી રમત રમવા લાગ્યા. થોડી વારે ભુખ લાગી તેથી બધાએ ભાથું છોડીને યથેચ્છ ભોજન કર્યુ. અને ફરી રમવા લાગ્યા. મધ્યાહ્ન પછી તેમને ફરી ભુખ લાગી. સવારે જ બધું ખાઈ લીધું. હવે તો આપણે ઘેર જઈને માગશું તો માતાના હાથનો માર માત્ર ખાવા મળશે. ત્યારે કૃષ્ણએ ઋષિના આશ્રમમાં જઈ 'કૃષ્ણ અને બલરામ ગાય ચારણ માટે વનમાં આવ્યા છે, તેમને ખુબ ભુખ લાગી છે તો અન્ન આપો એમ કહો. ઋષિઓ અન્ન આપશે. તે અહીં લઈ આવો પછી આપણે બધા ભોજન કરીશું.' એમ કહ્યું. કૃષ્ણની સુચના પ્રમાણે એ બધા ઋષિના આશ્રમમાં ગયા અને કૃષ્ણનો સંદેશો કહીને અન્ન માંગવા લાગ્યા. ઋષિએ એમને ઝાટકીને કહ્યુંઃ 'ચાલો જાઓ, હમણાં દેવતાર્ચન ચાલી રહ્યું છે એ પુરૂ થયા પછી અમારા દેવોને નૈવેદ્ય અર્પણ કરીશું અને પછી તમને અન્ન મળશે. એની પહેલા કંઈ પણ મળશે નહીં. ઋષિ પાસેથી ગોપાલો વિન્મુખ આવેલા જોઈને કૃષ્ણએ તેમને ઋષિ પત્નીઓ પાસે જઈને અન્ન લાવવાનું કહ્યું. ગોપાલો ઋષિ પત્નીઓ પાસે જઈને અન્ન માગવા લાગ્યા. એ કૃષ્ણનો સંદેશ સાંભળીને એ સ્ત્રીઓને ખુબ સંતોષ થયો કે પોતે પોતાના પતિ પાસે જઈને કૃષ્ણ પાસે અન્ન લઈ જવાની પરવાનગી માગવા લાગી. ત્યારે એ ઋષિ ગુસ્સાથી બોલ્યાઃ ' દેવતાઓની તૃપ્તિ થયા વગર કોઈને પણ અન્ન આપવું અનુચિત છે. આ શાસ્ત્ર તમને ખબર હોઈને પુછવા માટે તમે અહીં શા માટે આવ્યાં ? ઋષિઓએ આમ કહ્યા પછી સ્ત્રીઓ બોલીઃ 'અહો

તો કૃષ્ણ પ્રત્યક્ષ ભગવાન દેવાધિદેવ આ પૃથ્વી પર અજ્ઞજનોના ઉધ્ધાર માટે અવતીર્ણ થયા છે એમ તમે જ અમને કહ્યું હતું કે નહી ? એકવાર નંદ પૂજામાં બેઠા હતા ત્યારે કૃષ્ણ ત્યાં આવ્યા અને ત્યાંના બધા સાહિત્યો તેણે ગળી લીધા અને દેવોના આસન પર બેઠો, ત્યારે યશોદા ગુસ્સે થઇ અને તેને મારવા માટે આવી પણ જુએ છે તો આસન પર કૃષ્ણ જ શંખ-ચક્ર-ગદા પદ્મધારી ચતુર્ભુજ મૂર્તિ છે.' આ પ્રકારે જે કૃષ્ણએ ચમત્કાર કર્યા એ સાક્ષાત જગદીશ્વર પોતે થઇને અમારી પાસે અન્ન માગે છે, આનાથી અમારૂ બીજુ સૌભાગ્ય કયું હશે ? આ પ્રમાણે એ સ્ત્રીઓએ કહ્યા પછી તેમના પતિઓએ તેમને અન્ન લઇ જવાની સંમતિ આપી. પરંતુ તેમનામાં એક ચમત્કારિક ઋષિ હતો. કૃષ્ણ આ સાધારણ મનુષ્ય હોવાથી તેની આ લોકોએ નિષ્કારણ મોટો કર્યો છે. એમ સમજતો હતો. તેની સ્ત્રી જયારે કૃષ્ણ માટે અન્ન લઇને નીકળી ત્યારે તેને ખૂબ કઠોર શબ્દો કહ્યા અને ઇતર સ્ત્રીઓમાંથી ખેંચીને તેને તેણે ઝાડથી બાંધીને પોતે નિત્યકર્મ કરવા માટે આશ્રમમાં જવા નીકળી ગયો. અહી બાકીની સ્ત્રીઓ તેની માટે ખેદ કરતી અન્ન લઇને કૃષ્ણ પાસે આવી. કૃષ્ણ બલરામની એ પ્રસન્ન મુદ્રા જોઇને બધી સ્ત્રીઓને આનંદ થયો. તેમણે લાવેલ અન્ન સામગ્રી કૃષ્ણ સામે મુકીને તેમને વંદન કર્યા. એ સ્ત્રીઓ ત્યાં જુએ છે તો જે સ્ત્રી ઋષિએ ઝાડથી બાંધી હતી એ સ્ત્રી કૃષ્ણ પાસે ઉભી છે. એ દ્રશ્ય જોઇને બધી સ્ત્રીઓને આશ્ચર્ય થયું. પછી એ સ્ત્રીઓએ કૃષ્ણને આસન પર બેસાડી એમના ચરણ ધોયાં. તેના શરીર પર ચંદન તિલક લગાડી અને થાળીઓ મુકી કૃષ્ણને જમવા બેસાડયો. બધાનું ભરપેટ જમણ થયા પછી આ સ્ત્રીઓએ બધાને તાંબુલ આપ્યા. કૃષ્ણએ તૃપ્તની એક નજર એમની પર નાંખીને ઘેર જવા કહ્યું. ત્યારે સ્ત્રીઓએ કહ્યું: 'હે કૃષ્ણ ! અમે જાણી જોઇને તારી પ્રાપ્તિ માટે ઘર છોડીને અહીંયાં આવ્યાં. હવે તું અમને તારા ચરણોથી દુર ન કરીશ. તું શરણોમાં આવેલાનું રક્ષણ કરે છે પછી અમે શરણે આવ્યાં છીએ તો અમારી જ ઉપેક્ષા શા માટે કરે છે ? એ સ્ત્રીઓની કરૂણવાણી સાંભળીને કૃષ્ણ બોલ્યો: 'હે સ્ત્રીઓ ! તમે ઋષિ સાથે વિવાહ સંબંધથી બધ્ધ થયા હોવાથી તેમનાથી તમને દુર કરવું એ ઇહલોકની દ્રષ્ટિમાં પાપ છે. એટલા માટે તમે પોતાના આશ્રમમાં રહીને પતિની સેવા કરો અને મારું ચિંતન કરતાં જાઓ. મારા ભકત મારાથી કેટલાંય દુર હશે તો પણ હું અહર્નિશ એમની પાસે જ હોઉં છું. કૃષ્ણએ આમ કહ્યા પછી એ સ્ત્રીઓએ કૃષ્ણને નમસ્કાર કર્યા અને પોતાના આશ્રમમાં પાછી આવી.

એ પછી જે ઋષિએ એની સ્ત્રીને ઝાડથી બાંધી મુકી હતી એ તે સ્ત્રી પાસે આવ્યો અને તેનો ઉપહાસ કરીને બોલ્યા: 'તમે બધાં છોકરાના સત્કાર કરવા માટે ગયાં હતાં પણ તેમણે તમને બદલો કંઇ જ આપ્યો નહીં એમ મને લાગે છે, છોકરો મનુષ્ય જેવો મનુષ્ય છે. એ તમને શું આપશે !' આ સાંભળી સ્ત્રીઓ બોલી, 'અહો જગદીશ્વર બધું આપવા સમર્થ છે. અમારી એટલી ભકિત નથી માટે તેણે અમને આપ્યું નથી. તમારી સ્ત્રીનું ભાગ્ય અધિક છે. તેની ભકિત મોટી છે. માટે કૃષ્ણએ તેને પોતાની પાસે રાખી લીધી અને અમને બધાંને જવાનો આદેશ આપ્યો.' એ સ્ત્રીઓનું બોલવું સાંભળીને ઋષિને ખુબ આશ્ચર્ય થયું. એ બોલ્યો: 'મેં મારી સ્ત્રીને ઝાડથી બાંધીને મુકી છે. ત્યારે એ સ્ત્રીઓ બોલી: 'અમારે ખોટું બોલીને શું કરવું છે. અમે ત્યાં જે પ્રત્યક્ષ જોયું તે જ તમને કહ્યું.'

આ સાંભળી એ ઋષિ ઝાડ પાસે જઇને જોવા લાગ્યો. તો પત્ની નિષ્પ્રાણ થયેલી દેખાઇ. તેણે તેને ઝાડથી છોડી અને બધા ઋષિઓને બોલાવીને તેની સ્થિતિ બતાવી. ત્યારે તે બધા બોલ્યા, 'તારી પત્ની મરી ગઇ છે.' પોતાની  સ્ત્રીની એ સ્થિતિ જોઇને તેને કૃષ્ણની નિંદા કરવાનો ખુબ પશ્ચાતાપ થવા લાગ્યો. આ બધી સ્ત્રીઓએ પોતાની સ્ત્રીને કૃષ્ણને પાસે જતાં જોઇ ત્યારે તેનું તેનું લિંગ દેહ ત્યાં ગયું હોવાથી અહીં ફકત સ્થુળ શરીર છે એમ જાણીને એ બધા ઋષિઓને સાથે લઇને કૃષ્ણ પાસે ગયો. સાષ્ટાંગ પ્રણામ કરીને એ બોલ્યો: 'હે દયાનિધિ અમે અત્યંત પાપી હોઇને

શાસ્ત્રોના અભિમાનથી અંધ થયા છીએ. તું નિર્વિકલ્પ નિરાકાર હોઇને સમયે સમયે પોતાના ભક્તો માટે સગુણ સાકાર સ્વરૂપ ધારણ કરે છે. તને જાણવાનો વેદનો પણ અધિકાર નથી તો અમે મૂઢ તને કયાંથી જાણીશું. હે પુરૂષોત્તમ, અમે અનંત અપરાધી હોઇને હે કૃપાનિધ અમારા અપરાધની ક્ષમા આપો અને અમારૂ રક્ષણ કરો.' એ ઋષિની પ્રાર્થના સાંભળી કૃષ્ણ બોલ્યોઃ 'હે દ્વિજોત્તમહો અમે ગોવાળો હોઇને તમારા દ્વિજોના આજ્ઞાધારક દાસ છીએ. મને ભગવાન ભગવાન એમ કહીને નિષ્કારણ મારું નામ લોકોમાં કરશો નહીં. તમારી આજ્ઞા જે હોય હશે તે કહો. હું તમારું કાર્ય કરવા તૈયાર છું.'ત્યારે એ ઋષિ બોલ્યાઃ ' હે પ્રભુ નારાયણ, મારી સ્ત્રી મૃત્યુ પામી છે. જીવંત થઇને મને મળે. એટલી જ તમને વિનંતી છે.' એ બ્રાહ્મણની વિનંતી સાંભળીને કૃષ્ણ બોલ્યોઃ 'ઋષિમહારાજ તમે તમારા આશ્રમમાં જાઓ એટલે તમારી સ્ત્રી આશ્રમમાં કામકાજ કરતી હશે એમ તમને દેખાશે. એ પ્રમાણે આશ્રમમાં આવી જુએ છે તો પોતાની સ્ત્રી રોજની જેમ કામકાજ કરે છે. એ જોઇને તેને ખુબ આનંદ થયો.

**ગોપી ગોવાળીયા ત્યાં ટોળે મળી, અને રચ્યો રાસ તે રંગ મંડળી. ॥૧૭૦॥**
**પ્રીતે પ્રેમે ધાઇ લાગે છે પાય, ત્રિકમજી ત્યા કરમદા ખાય. ॥૧૭૧॥**
**નવ નારી જેણે રાખી છે ઘેર, લોક દુરીજન બોલે બહુ પેર. ॥૧૭૨॥**
**ખટ માસની જેણે રજની કરી, સાહેલીયો ત્યાં સરખી મળી. ॥૧૭૩॥**
**સોળ સોળ વરસની સર્વે સરખી નાર, તેમાં કૃષ્ણજી રમે બાળ બ્રહ્મચાર. ॥૧૭૪॥**
**પ્રેમે પ્રેમદા ત્યાં કુદડી ફરે, ત્યાં મન ભાવે હૃદયમાં ધરે. ॥૧૭૫॥**
**છળ કરીને સતી વૃંદા છળી, પડયા જાલંદર જમુનામાંય જઈ. ॥૧૭૬॥**
**કાન રૂપે લીલા જો કરી, અને ગોપીયો સઘળી પ્રેમે વરી. ॥૧૭૭॥**

એકવાર શરદ ઋતુનો પ્રારંભ થયો ત્યારે કુંજવનમાં જઇને કૃષ્ણ મોરલીવાદન કરતો બેઠો. એ સમયે કુંજવનમાં જુહી, મોગરો, ચમેલી વગેરે વેલોને ફુલોની વસંત ખીલી હતી. આખું અરણ્ય સુવાસથી ભરાઇ ગયું હતું. એ દિવસે કાર્તિક શુકલ પુર્ણીમા હોવાથી બધે સ્ફટિક પ્રમાણે સ્વચ્છ ચાંદની પડતી હતી. એટલામાં કુંજવનમાં કૃષ્ણની મુરલીવાદન સાંભળીને ગોકુળના બધા લોકો તલ્લીન થઇ ગયા. એ મધુર અને ચિત્તાકર્ષક વેણુનાદથી સ્ત્રીઓ પોતાનું દેહભાન ભુલી ગઇ. કૃષ્ણની પાસે જઇને એ મુરલી સાંભળવી એવું એમને લાગ્યું. તેઓ ભાન ભુલીને પોતાના ઘરબારને તથા કામકાજનો ત્યાગ કરીને કુંજવનમાં કેમ આવ્યા એ પણ એમને સમજાયું નહીં. એ પોતે પોતાના પતિઓને શય્યા પર ઉંઘાડી કુંજવનમાં આવ્યા. કેટલીક સ્ત્રીઓ બાળકોને ખવડાવતી હતી ત્યારે પોતાના બાળકોને મુકીને તેવી જ કૃષ્ણ પાસે આવી. સ્ત્રીઓ પ્રમાણે જ ગોપાલો, ગાય, વનમાંના પક્ષી વગેરે બધાની એવી જ ચમત્કારીક અવસ્થા થઇ. બધા લોકો કુંજવનમાં કૃષ્ણ પાસે જઇને ઉભા રહ્યા. એ આલાપ પદ પર સુસ્વર વેણુનાદથી દસ દિશા ફરનાર વાયુ પણ સ્થિર થયા હતા અને યમુનાનું પાણી પણ સ્તબ્ધ થયું હતું સ્વર્ગમાંથી દેવગંધર્વ અને અપ્સરાગણ પણ એ મુરલીના નાદથી તલ્લીન થઇને આકાશમાં પોત પોતના વિમાનમાં બેસીને આવ્યાં હતાં. એ વેણુનાદથી દેહભાન ભુલી ગયેલી ગોપીઓએ મુરલીના સ્વર સાથે જ રમવાનો આરંભ કર્યો. ફરીને સુંદર ગાયનો બોલીને નાચવા-રમવા લાગ્યાં. મધ્યભાગે કૃષ્ણ જ વેણુ વગાડવા લાગ્યો. એ વખતે કૃષ્ણની એ રાસલીલા થયા પછી બધી ગોપીઓ આનંદથી નાચતી જ ગોકુળમાં આવવા લાગી. ગોપ પોતાની સ્ત્રીઓની શોધ કરવા લાગ્યા. તો તેઓ પોતાના મંદિરમાં નિદ્રિસ્ત થયેલી દેખાઇ. નંદ કૃષ્ણની શોધ કરે છે તો કૃષ્ણ અને બલરામ પોત પોતાના મંચ ઉપર ગાઢ નિદ્રામાં દેખાયા. સારાંશ પ્રભુની એ અપૂર્વ લીલા જોઇને બધા છક્ક થયા.

**રથે ચઢી કૃષ્ણજી મથુરામાં જાય, ત્યારે કંસાસુરે દળ જોડયા છે ત્યાંય. ॥૧૭૮॥**
**તે કંસાસુર દળ ભેગા કીધા જેહ, દેવે દળ સંહારી નિકંદ કીધા તેહ. ॥૧૭૯॥**
**તે રથે કૃષ્ણદેવ મથુરામાં જાય, ત્યાં કંસાસુર સાથે યુધ્ધ મંડાય. ॥૧૮૦॥**
**ત્યાં માર્યો કંસને પડી પોકાર, મથુરા નગરીમાં વરત્યો હાહાકાર. ॥૧૮૧॥**
**ત્યાં પ્રગટ હુઆ ત્રિભુવન દેવ, દૈત્ય કંસાસુરને માર્યો તતખેવ. ॥૧૮૨॥**
**ત્યાં શેષ નાગના ફેડયા છે ઠામ, અને ત્રિભુવન માંહે વર્તી આણ. ॥૧૮૩॥**
**ત્યાં કંસાસુર દૈત્ય મુવો જે વાર, ને સોળ સહસ્ર નારી લાવ્યા તે વાર. ॥૧૮૪॥**

મથુરાના રાજા કંસ રાજાએ કૃષ્ણ અને બલરામના સંહાર માટે અનેક રાક્ષસ મોકલ્યા. તેમણે અનેક પ્રકારના કપટાચરણ કરીને બલરામ-કૃષ્ણ, ગાયો અને ગોપ એમને છળ્યા. પરંતુ આ ઉભયતાના કુડકપટ જાણીને એમનો સંહાર કર્યો. શંખચૂડ, અરિષ્ટાસૂર, કેશી, વ્યામાસુર વગેરે મહાબલાઢય અને કપટી વિદ્યામાં નિષ્ણાત એવા દુષ્ટાનો સંહાર થયા પછી કંસના હાંજા ગગડયા. એ અત્યંત ચિંતાગ્રસ્ત થયો. એટલામાં નારદમુનિએ પણ આવીને કંસાસુરને હૃદયમાં કૃષ્ણ વધ માટે સુરંગ મુકી. નારદના કહેવાથી કંસે પોતાના ચાણુર, મુષ્ટિક, વગેરે મલ્લોની સહાયથી ધનુર્યાગ કરીને એ બંનેને બોલાવીને તેમનો સંહાર કરો એમ ઠેરવ્યું. ઉગ્રસેને કંસને સારો ઉપદેશ અને વાતો કહીને એ કૃત્યથી પરાવૃત્ત કરવાનો પ્રયત્ન કર્યો. પણ કંસે તેના હાથપગમાં સાંકળ નાંખીને તુરંગમાં નાંખીને અન્યાય કર્યો. છેલ્લે નારદ મુનિ ગોકુળમાં આવીને કૃષ્ણને મળ્યા અને બોલ્યાઃ 'હે શ્રીકૃષ્ણ, તમે ફકત દુષ્ટોના સંહાર માટે અને સાધુના રક્ષણ માટે અવતાર લીધો છે અને હમણાં સુધી તમે સારા એવા અંશી આ કાર્યો કર્યા છે. પણ પ્રત્યક્ષ તમારાં માતા પિતા અને સર્વ પ્રજાનું પુત્રવત પાલન કરનાર સત્વશિલ રાજા ઉગ્રસેન એ દુષ્ટ કંસના કારગૃહમાં પડયા છે. એમને છોડાવવાનો તમે કંઇ વિચાર કેમ કરતા નથી. હવે કંસે ધનુર્યાગ રચીને ચાણુર અને મુષ્ટિ જેવા મલ્લોથી તમારો વધ કરવાનું કાર્ય ઉપાડયું છે. એ યોગ માટે તમે જલ્દી જ આમંત્રણ આપશે. એ વખતે તમે ત્યાં જાવ અને કંસનો નાશ કરીને બધાને સુખી કરો.

નારદે કૃષ્ણને કહ્યા પ્રમાણે કંસે મથુરામાં ધનુર્યાગ કર્યો. તેનું નિમંત્રણ આપવા માટે અને નંદને બલરામ કૃષ્ણને સાથે લઈ આવા માટે તેણે અકુરને મોકલ્યા. કંસ કુર અને કપટી છે અને તેણે બલરામ-કૃષ્ણને મારવા માટે જ આ ઘાટ રચ્યો છે એ બધી અકુરને ખબર હતી. પણ એ કંસનો તાબેદાર હોવાથી કૃષ્ણને લાવવાની જવાબદારી એની ઉપર આવી માટે તેને ખુબ ખરાબ લાગ્યું. કૃષ્ણને કંસનું આ કપટ જણાવવું કે નહીં એ માટે તેણે પોતાની સ્ત્રીની મદદ લીધી. તેણે કહ્યું, 'શ્રી કૃષ્ણ એ જગદીશ્વર છે. બધાના અંતર્યામીનો વિચાર એને ખબર નહીં હોય ? સ્વામી અહીં બોલીએ છીએ સુક્ષ્મદ્રષ્ટિથી એ જુએ છે. પછી કંસનો નીચ મનોદય એને ખબર નહીં હોય ? સ્વામીકાર્યને અનુસરીને અને સજજનોને સંભાળીને વર્તવું. બધી સાચી હકીકત કૃષ્ણને જણાવવી એ યુકત છે.' સ્ત્રીની સંમતિથી અકુરે રથ સજાવી કરીને એ ગોકુળમાં આવવા નીકળ્યા. પ્રત્યક્ષ શ્રીકૃષ્ણનાં દર્શન થશે, તેની લીલા, ક્રિડા, જોવા મળશે, માટે એ અતિશય આનંદીત હતા. ગાયોની પાછળ એની ઉપસેલી સુચિન્હયુકત પગલાં જોઇ એ રથની નીચે ઉતર્યા અને એ પગલાંને વંદન કરતા ભુમી પર આળોટવા લાગ્યા. કૃષ્ણ ચરણધુળથી પોતે પાવન થયા એમ એને લાગ્યું. નંદે એનો ભવ્ય સત્કાર કર્યો. તેણે ભગવાનનાં દર્શન કર્યા અને શ્રીકૃષ્ણની શંખ-ચક્ર-ગદા-પદ્મધારી ચર્તુર્ભુજમૂર્તિ દેખાવા લાગી. અપરિમિત આનંદ થઇને એ ગદ્‌ગદ્દિત થયા. શ્રીકૃષ્ણએ પોતાના પ્રેમાળ ભકતને માટે કૃતજ્ઞતા બતાવી. એના શીર પર પોતાનો પ્રેમાળ વરદહસ્તે મુકયો. તેને ધન્યતા થઇ. પછી નંદે તેની પૂજા કરીને પંચપકવાન્નનું ભોજન આપ્યું. અને પછી આવવાનું કારણ પુછ્યું.

અક્રુરે બધી હકીકત કહીને કંસનું નિમંત્રણ જણાવ્યું. નંદે એકલા જ આવવાનું કબુલ કર્યું. પણ કૃષ્ણએ કંસની ઇચ્છા પૂર્ણ કરવી જરૂરી છે એમ આગ્રહ કરીને બલરામ સાથે આવવાનો આગ્રહ કર્યો. એ સાંભળીને બધી ગોપીઓ વિહવળ થઇ. તેમને અત્યંત શોક થયો. શ્રીકૃષ્ણનો અને પોતાનો વિયોગ થશે માટે એ ખુબ દુ:ખી થઇ. પ્રભુની માયાથી બધા એટલા મોહીત થયા કે, તેમને કૃષ્ણનો વિયોગ અસહ્ય લાગીને અનેક સ્ત્રીઓ રથ નીચે આડી પડી. ત્યારે રથ ઉભો કરીને શ્રીકૃષ્ણ નીચે ઉતર્યા અને તેમને બધાને આત્મપ્રતી બતાવી તેમની ભ્રાંતિ દુર કરી. ભકતો પાસે શ્રીકૃષ્ણ કાયમ વાસ કરે છે એવી સમજણ પડતાં બધા લોકો સમાધાનથી પાછા ફર્યા અને શ્રીકૃષ્ણ બલરામ નંદ વગેરેએ મથુરામાં જવા પ્રયાણ કર્યુ.

રસ્તામાં આવ્યા પછી અક્રુરે કૃષ્ણને કંસના કપટનું કથન કહ્યું અને પોતાને ખુબ દુ:ખ થાય છે એમ કહ્યું. અક્રુરની એ નિખાલસ ભકિત જોઇને કૃષ્ણને આનંદ થયો અને તેણે પોતાનું ખરૂ સ્વરૂપ બતાવી એની બીક દુર કરી. યમુના પાસે આવ્યા પછી તેણે સ્નાસંધ્યા કરી. અક્રુરને પાણીમાં ડુબકી મારતા જ એને સર્વત્ર શ્રીકૃષ્ણની જ મૂર્તિ દેખાવા લાગી અને એ માટે અક્રુરના મનનો ભય પૂર્ણપણે નીકળી ગયો. મથુરા પહોંચ્યા પછી એક ઉપવનમાં એ ઉતર્યા. અક્રુર ત્યાંથી નગરમાં નીકળી ગયા. કૃષ્ણ અને બલરામ એમણે ઠેરવ્યું કે પોતે રાજવેષ ધારણ કરીને નગરપ્રવેશ કરવો. ત્યાંજ રાજાનો એક ધોબી કપડાં ધોઇને લઇ જતો હતો. એ તેમને દેખાયો. બલરામ-કૃષ્ણ તેને ઠાર મારીને એ બધા વસ્ત્રો ગોપાલોને પહેરવા આપ્યાં અને પોતે પણ ઉત્તમ વસ્ત્રો પરિધાન કર્યા. પછી તેમણે નગરમાં પ્રવેશ કર્યો. વાટીકામાં સુદામા માળી મળ્યો. તેણે સંતોષથી બધા ફુલ અને ફુલહાર બલરામ કૃષ્ણ અને તેમના સાથીઓને આપ્યા. પછી કુબ્જા દાસી મળી. કંસ માટે ચંદન ઓગાળીને જતી હતી. પણ કૃષ્ણ દેખાતાં જ તેણે કૃષ્ણને ચંદન લગાવી અંગર્મદન કર્યુ. કૃષ્ણએ એની ભકિત જોઇને એના પગના અંગુઠા પર પગ મુકી અને ડાબા હાથે હનુવટી પકડીને એને વર આપ્યું. એ સાથે એ વાંકી અને કુરૂપ કુબ્જા સીધી થઇને એક સુંદર દેવાંગના પ્રમાણે દેખાવા લાગી. એ સુખકારક અવસ્થા પ્રાપ્ત થતાં જ એ કુબ્જાને કામવાસના ઉત્પન્ન થઇ અને કૃષ્ણનો હાથ પકડીને કહે મારો સ્વીકાર કરો એમ કહ્યું. 'કુબ્જે હું કંઇક કામ માટે કંસ પાસે જતો હોવાથી બ્રહ્મચર્યનો સ્વીકાર કર્યો છે. કંસ પાસેથી પાછા આવ્યા પછી હું તારો સ્વીકાર કરીશ.' એમ કૃષ્ણએ કહ્યું. હવે કૃષ્ણ અને બલરામ ગોપાલોને પાછળ મુકીને સભામંડપમાં આવ્યા. મંડપ ઉત્તમ ઉત્તમ વસ્તુથી શણગારેલ હતો. એ બંને મંડપમાં આવતાં જ લડવાનાં સાધનોથી બે ધનુષ્ય કાઢયાં. એ પ્રચંડ ધનુષ્ય બનંએ વાળીને તોડી નાંખ્યાં. એ પ્રચંડ કડકડાટ સાંભળીને મંડપ રક્ષણ માટે જે રક્ષકો હતો એ એમની પાસે દોડી આવ્યા. એ બધાનો સંહાર કરીને એક ક્ષણમાં મંડપમાં ઉધ્વસ્ત કરી નાંખ્યો. એ વર્તમાન સાંભળતાં જ કંસની છાતી ધડકી અને વિનાકારણ એમને અહીં બોલાવ્યા એમ એને પશ્ચાતાપ થયો. પછી મંત્રી મંડળના આદેશથી તેણે ત્યાં ગોકુળ પર સવારી કરીને ગોપાલ અને ગોપ સ્ત્રીઓને ત્રાસ આપવાનું ઠેરવ્યું. કૃષ્ણએ ગોપાલ બાળકોને તાત્કાલીક ગોકુળમાં રવાના કરીને પોતે મથુરા નગરમાં ગયા. ત્યાં જતા હતા ત્યારે મથુરાવાસીઓએ તેના દર્શન લઇને એના પરના સંકટ ટળે એ માટે ભગવાનને કરૂણા કરવા લાગ્યાં. તેની પૂજા અર્ચના અને નમસ્કાર કરવા લાગ્યાં. હજારો નગરજનો શ્રીકૃષ્ણના દર્શન માટે મહેલના દરવાજા પાસે ભેગાં થયેલાં હતાં. એ બંને સુકુમાર તરૂણ વીરોને જોઇને લોકો એનું આશ્ચર્ય થતું હતું. શ્રીકૃષ્ણનો તેમણે જય જયકાર કર્યો. જેવી પ્રવૃત્તિના લોકો હતા તેવા સ્વરૂપથી તેમને પરમેશ્વરના દર્શન થયાં.



શ્રી કૃષ્ણ અને બલરામ દરવાજામાં આવતાં જ ત્યાં એક પ્રચંડ હાથી ઉભો હતો. શ્રીકૃષ્ણએ તેને કહ્યું: 'અરે મહાવત, હાથીને જરા બાજુમાં લે. અમને મહેલમાં જવું છે.' ત્યારે મહાવત ઉપહાસથી હસીને બોલ્યો: 'અરે

ગોવાળીયાઓ, વનમાં ગેડી દંડા રમવાનું છોડીએ તમને આ મલ્લ સાથે રમવાની દુર્બુધ્ધિ કયાંથી આવી ? તમે આ હાથીથી જો આટલા બીવો છો તો આગળ શું કરશો એ દેખાય જ છે.' એમે કહીને એ મહાવતે એ હાથી બલરામ-કૃષ્ણના શરીર પર છોડયો. એ સાથે કૃષ્ણએ એ મહાવતને નીચો ખેંચ્યો અને બલરામે હાથીની સુંઢ પકડીને એને નીચે પાડયો અને એના બંને દાંત ખેંચીને બંનેએ હાથમાં પકડયા. પછી મહેલમાં પ્રવેશ કરતાં જ ચાણુર, મુષ્ટિક, કુટ, જેટી, સુકુળ વગેરે મલ્લ કૃષ્ણની રાહ જોતા જ બેઠા હતા. પ્રથમ ચાણુર ઉઠીને મધ્યભાગે આવ્યો. પછી મુષ્ટિક, કુટ વગેરે એક કરતાં એક પ્રચંડ બલવાન મલ્લ અખાડામાં કુસ્તી માટે ઉતર્યા, પણ બધાને એ બંનેએ એક જ મુકિતના માર્ગ પર લઇ જઇ મુકયા. આ જોઇ કંસ ગભરાયો, અને પોતાના સૈનિકોને હુકમ કર્યો. 'અરે સૈનિકો જુઓ છો, શું વીર કહેવડાવો છો, તમે આટલા જાણ અજિત હોઇને છોકરાઓની શું વિશાદ ! તમે બધા એકદમ ચારે બાજુ થઇને એમની ઉપર હુમલો કરો.' કંસ આમ બોલે છે ત્યાં જ બલરામ અને કૃષ્ણ એમની સામે દોડયા. એમને જોતાં જ કંસ મોટેથી ગર્જના કરી બોલ્યોઃ 'વીર દોડો ! દોડો ! આ દુષ્ટોને પહેલાં પકડો. એમને બંદીખાનામાં લઇ જઇ વાસુદેવ દેવકીની સામે એમનો વધ કરો. નંદ જોડે બધા ગોવાળીયાઓને પકડીને ઠાર મારો. ધનુર્યાગનો સમારંભ જોવા માટે એમને આપણે આમંત્રણ આપ્યું, તો આ આપણા પ્રાણ હરવા ઉઠયા. હે વીરો, આ જેમના હાથે પકડાશે એમણે એમનો સંહાર કરવો. ગોકુળમાં આગ લગાવો. એ ગોવાળીયાઓની સર્વ સંપત્તિ લૂંટી લાવો. કંસની ગર્જના સાંભળીને કોઇને પણ સ્ફુરણા આવી જ નહીં. જે મૃત્યુ ધરીને સામે આવ્યા તેમનો તે બંનેએ તત્કાળ નાશ કર્યો. છેલ્લે બંને જાણ કંસના સિંહાસન પર ચઢયા. કંસ બીકથી ગભરાઇ ગયો. સંતાપથી ગાંડા જેવો થયો. એ સિંહાસનથી ઉતરીને સુરક્ષિતપણાનો માર્ગ શોધવા લાગ્યો. પણ જયાં જુએ ત્યાં શ્રી કૃષ્ણ એને દેખાવા લાગ્યા. છેલ્લે કૃષ્ણએ એના વાળ પકડીને કયાં ભાગી જાય છે એમ કહીને ઘસેડયો. કંસ મોઢેથી બેબાકળો બની પ્રલાપ કરતો વાળ છોડાવવા પ્રયત્ન કરતો હતો. પરંતુ કૃષ્ણના હાથમાંથી વાળ છુટતા નહોતા. શ્રી કૃષ્ણ બોલ્યાઃ 'કંસ ફકત હમણાં વાળ પકડીને જ તારો પ્રાણ લીધો હોત પણ આ રીતે તારો નાશ કરવો એ વીરનું કર્તવ્ય નથી. માટે હું તમે હમણાં છુટો છોડી દઉં છું. બરોબર તૈયારી કર. તારી શકિત એક કરીને તને જે યુકિતપ્રયુકિતથી મારો નાશ કરવાનો હોય તો એવી યોજના કર.'કંસ એક ચિડાયેલા સિંહ જેવો કૃષ્ણ ઉપર દોડી આવ્યો. ત્યારે કૃષ્ણએ સરળ લીલાથી એની છાતી ઉપર એક મુકકો માર્યો એ સાથે કંસ દુર જઇને પડયો. પરંતુ એ ફરી ઉઠયો એ હાથમાં તલવાર લઇ કૃષ્ણના શરીર પર દોડી આવ્યો. કૃષ્ણએ હાથ પકડીને તલવાર કાઢી લીધી અને એને કહ્યુંઃ 'કંસ આ તલવાર તે લાવી આપી એ ખુબ સારૂ થયું. પણ નિર્જન સ્થળ કરતાં બધા લોકો સામે જ તને કાયમનો આ લોકમાંથી નહીવત કરવો જોઇએ. એમ કહીને રાજમાર્ગ ઉપર ખેંચી લાવ્યા. તલવાર બલરામને આપી નિઃશસ્ત્ર થઇને ત્રણ વાર કંસને ધકેલ્યો. કૃષ્ણ અચળ ઉભા હતા. કંસ પોતાની શિકસ્ત કરતો હતો. પણ એકાદ બાળકને રમાડતો હોય એ પ્રમાણે શ્રીકૃષ્ણ એના પ્રત્યેક પ્રહાર સામે પ્રહાર આપી શિકસ્ત કરતા હતા. એ યુધ્ધ ચમત્કાર જોવા માટે આકાશમાં દેવોના વિમાનની લાઇન થઇ. સારો એવો સમય રમાડીને કૃષ્ણએ કંસને નીચે પાડયો અને તેની છાતી પર બેસીને એનો કંઠનાળ કાપી મસ્તક દુર ફેંકી દીધું. કંસ જેવા દુષ્ટ, કુર, જુલમી અને પ્રજાને છળનાર રાજા મૃત્યુ પામવાથી સર્વપ્રજાને આનંદ થયો. બધાએ શ્રીકૃષ્ણને અને બલરામને ખભા પર બેસાડી માર્ગમાં અનેક વાદ્ય વગાડીને ધજા પતાકા સાથે નાચવા લાગ્યાં. અહીં કંસની રાણીઓ આક્રોશ કરતી આવી અને કંસના છિન્નભિન્ન થયેલા શરીર પર પડીને શોક કરવા લાગી. એ રાણીઓની પતિ નિષ્ઠા જોઇને કૃષ્ણને એમની દયા આવી. એણે તે સ્ત્રીઓને યોગ્ય ઉપદેશ કરીને તેમનાં દુઃખ ઓછા કર્યા. પછી એની ઓર્ધ્વદેહિક્રિયા કરી. એ કંસને મુકિત આપી.

શ્રી કૃષ્ણ અને બલરામ કંસનો વધ પછી પોતાનાં માતા પિતા પાસે જયાં તેમને બંદીગૃહમાં હતા ત્યાં ગયા. એમના હાથ પગમાંથી બેડીઓ કાઢી અને માતા-પિતાને મળ્યા. 'જન્મ આપ્યો ત્યારથી જ આજ સુધી જે પુત્રને કદી ધવડાયો નથી, કદી છાતીએ લગાડયો નથી, કદી ખોળામાં લઈ રમાડયો નથી, કદી હિંચકામાં હિચાવ્યો નથી, કદી કેડ પર લઈ ફેરાવ્યો નથી., કદી જમવા આપ્યું નથી, એવા પુત્રની એકાએક ભેટ થયા પછી એમને શું લાગશે એની કલ્પના કરવી અશક્ય છે. વાસ્તલ્યના પ્રેમ ભરમાં વાસુદેવ દેવકીએ એ બંનેને વારંવાર પ્રેમથી લાડલડાવી એમના ચુંબન લીધા. દેવકી બોલી દીકરાઓ, અમે ફકત નામના તમારાં માતા-પિતા છીએ. તમારું લાલન પાલન કરવાનું યોગ અમારે નસીબે નહોતું. પોતાની પ્રિય માતાના એ ઉદ્દગાર સાંભળીને શ્રીકૃષ્ણ બોલ્યાઃ 'જે માતા પુત્રનાં અહર્નિશ કલ્યાણ ચિંતે છે, તેમનો સર્વ પાતકથી ઉધ્ધાર થાય છે. અને તે ઋણમાંથી મુકત થાય છે. એ પ્રમાણે ઉભયતા નિષ્કામ બુધ્ધિથી અમારા કલ્યાણ માટે

ચિંતિત હતાં એટલે અમારા હાથે આટલું મહત્વનું કાર્ય પાર પડયું. તમારી નિઃસ્વાર્થ પ્રીતિ એજ મારી સર્વશકિત છે, એ જ શકિતને કારણે હું દુષ્ટોનો સંહાર કરી શકયો. આ બધી તમારી જ કૃપા છે.' આ પ્રમાણે માતા-પિતાને તેમણે સાંત્વન આપ્યું અને તેમના ચરણો પર મસ્તકમાં મુકયું અને પોતાના નયનાશ્રુથી એમના ચરણ ધોયા. બલરામે પણ પોતાના માતા-પિતાને એજ પ્રમાણે વંદન કર્યા.

કંસે રાજયતૃષ્ણાથી પોતાના જન્મદાતા પિતાને બંદીગૃહમાં મુકયા હતા અને ત્યાં એની બેશુમાર ખરાબ હાલત કરી હતી. ઉગ્રસેન સત્વશીલ હોઈને ઈશ્વર ભકત હતા. આ બધું દુઃખ તે સહન કરતા હતા. કંસના હાથે પોતાનું મૃત્યુ થશે એમ એને લાગતું હતું એ દુઃસહ સ્થિતિમાં એનો એક એક દિવસ કષ્ટથી કંઠીત જતો હતો. આ સ્થિતિમાં ઉગ્રસેન હતા ત્યારે શ્રીકૃષ્ણ ત્યાં ગયા. દરવાજો ખોલીને, 'ઉગ્રસેન મહારાજના કુશળ હો ! ઉગ્રસેન મહારાજનો જય જય હો ! એમ જયધ્વજ કર્યો. એ સાંભળી ઉગ્રસેનને આશ્ચર્ય થયું અને આમ તેમ જોવા લાગ્યા. કૃષ્ણ અને બલરામ એની પાસે જઈને એમાણે તેમની શૃંખલાઓ કાઢી. એમને જોતાં જ ઉગ્રસેનનું હૃદય ભરાઈ આવ્યું. અને તેણે આલીંગન આપ્યું. કૃષ્ણ બોલ્યા, તેમને 'ઉગ્રસેન, સર્વ સંકટમાંથી મુકત કર્યા છે. ફકત સાધુના રક્ષણ માટે મને કંસનો વધ કરવો પડયો. મેં એમાં મારો કોઈ પણ સ્વાર્થ સાધ્યો નથી, કંસના રાજયની મને બિલકુલ અપેક્ષા નથી. તમે તમારા સિંહાસન પર બેસો અને આનંદથી રાજય ચલાવો. એવી મારી ઈચ્છા છે.' પછી કૃષ્ણએ ઉગ્રસેનનો રાજયભિષેક કરીને સિંહાસન પર બેસાડયા. ઉધ્ધવ અને અકુર એમને પ્રધાન બનાવ્યા. તેમણે મથુરાનું રાજય ઉત્તમ રીતે ચલાવીને સર્વ પ્રજાને સુખી કર્યા. ઉગ્રસેનની વિનંતીથી ઘણા સમય સુધી શ્રીકૃષ્ણ-બલરામ, વાસુદેવ-દેવકી, નંદ-યશોદા વગેરે પરિવાર સાથે મથુરામાં રહ્યાં. શ્રી કૃષ્ણના મેળાપથી મથુરાના લોકોને પ્રત્યક્ષ વૈકુંઠનું સુખ મળ્યું. જે લોકોને ઉગ્રસેન જેવો રાજા, ઉધ્ધવ, અકુર જેવા પ્રધાન, શ્રી કૃષ્ણ જેવો મિત્ર મળ્યા એ ખરેખર ખુબ ભાગ્યવાન હતા.

**હર્ષિત થયા છે ત્યાં દેવકી માય, પિતા વાસુદેવ હર્ષિત જો થાય. ॥૧૮૫॥**
**બાળકનું બળ દેખ્યુ છે માય, અને દૈત્ય ઠામ ફેડયા ત્યાંય. ॥૧૮૬॥**
**પાંચ પાંડવ મહાભકત કહેવાયે, તેના સખા શ્રીકૃષ્ણ હતા જયાયે. ॥૧૮૭॥**
**ત્યાં અષ્ટમે રૂપે શ્રી હરિ અવતાર, દૈત્ય મારવા થયા શ્રીકૃષ્ણ મોરાર. ॥૧૮૮॥**
**કંસાસુર દૈત્ય માર્યો જયાંય, સદ્દભકત પાંડવોને ઓધ્ધાર્યા ત્યાંય. ॥૧૮૯॥**
**ત્યાં પછી સંસારમાં પ્રગટ થયા મોરાર, ત્યાં કૃષ્ણરૂપે શ્રીહરિયે ધર્યો અવતાર. ॥૧૯૦॥**
**ગોકુળ મથુરામાં શ્રીહરિયે રમત કરી, પછી શ્રીહરિ આવ્યા છે દ્વારકાપુર. ॥૧૯૧॥**

**દ્વારકા નગરમાં છે ઉત્તમ વાસ, ત્યાં જઈ રહ્યા વૈકુંઠના નાથ. ॥૧૯૨॥**
**શંખ ચક્ર પદ્મ આસન બેસણાં, ચતુર્ભુજ રાજા ત્યાં રાજ કરે છે ઘણા. ॥૧૯૩॥**
**ત્યાં ભકતોને કારણ શ્રીહરિયે રૂપજો ધર્યા, ને મહાદૈત્ય દુષ્ટને ત્યાં સંહાર્યા. ॥૧૯૪॥**
**ત્યાંશ્રી કૃષ્ણજી ત્રિભુવનના ધણી, તે ભગતજન ઉપર કૃપા છે ઘણી. ॥૧૯૫॥**
**ઘટ ઘટ વ્યાપક સચરાચર, ભકત કારણ રૂપ ધર્યા શ્રીમોરાર. ॥૧૯૬॥**

શ્રી કૃષ્ણ પોતાના પરિવાર સાથે મથુરામાં રહેતા હતા ત્યારે કંસની રાણીઓ પોતાના પિતા જે જરાસંઘ હતા એની પાસે ગઇ અને મથુરામાં થયેલી બધી હકીકત અને નિવેદન કરી. ત્યારે જરાસંઘે સત્તર વાર મથુરા પર યુધ્ધ કર્યું. પણ પ્રત્યેક વખત કૃષ્ણએ એમનો પરાભવ કર્યો. તેમના આ યુધ્ધના કારણે મથુરાના લોકો ખુબ ત્રસ્ત થયા. જરાસંઘે આગળ ફરી યુધ્ધ કરીને કાલયવનને પણ સાથે લીધો. શ્રીકૃષ્ણએ દ્વારકા આ નામની નવી નગરી સ્થાપન કરીને તેમાં વાસ્તવ્ય કર્યું. કાલયવનનો મુચકુંદ પાસે વધ કરાવ્યો. જરાસંઘનો નાશ ભીમ પાસે કરાવ્યો. એમના જ અસ્થીનાં પાસાં બનાવી શકુનિ કપટદ્યુત રમતો હતો. જરાસંઘનો સહદેવ નામનો પુત્ર હતો. તેને સિંહાસન પર બેસાડી એમના બંદીગૃહમાં રહેલા રાજાઓની મુકિત કરી. આગળ દ્વારકામાં રહેતા હતા ત્યારે બલરામના વિવાહ રૈવત રાજાની પુત્રી રેવતીની સાથે થયા. તો શ્રી કૃષ્ણના વિવાહ વિર્દભના કોણ્ડિન્યપૂર નગરના ભીમક રાજાની પુત્રી રૂક્ષ્માણી સાથે થયો. શ્રી કૃષ્ણના બીજા ઘણા વિવાહ થયા હતા. એમાં મુખ્ય સત્યભામા, જાંબવંતી, કાલિંદી, મિત્રવૃંદા, યાજ્ઞાજિતી, ભદ્રા, લક્ષ્મણા આ સ્ત્રી જોડે અલગ અલગ સમયે લગ્ન કરીને શ્રીકૃષ્ણએ ગૃહસ્થાશ્રમમાં પદાર્પણ કર્યુ. આગળ એકવાર ભૌમાસુર અર્થાત નરકાસુર સામે યુધ્ધ કરીને શ્રી કૃષ્ણએ એને મારી એના બંદીગૃહમાં રહેલી જગતની સુંદર લાવણ્યલતિકા એવી સોળ હજાર એકસો કુમારીકાઓને છોડાવી. સમાજમાં એમની દુર્દશા ન થાય અને એ બધાને આશ્રય મળે તે માટે શ્રી કૃષ્ણએ એમની સાથે લગ્ન કર્યાં. અને એમનાં પાલન પોષણ રક્ષણની જવાબદારી પોતાના શિર પર લીધી.

એકવાર ધર્મરાજાએ કરેલ રાજસૂય યજ્ઞમાં સર્વ દેશ દેશના રાજા મહારાજા ઉપસ્થિત હોવાથી મોટા વૈભવથી પૂજા સાહિત્યની થાળી યજ્ઞમંડપમાં લાવી અને અગ્રપૂજાનું માન કોને આપવું એ માટે પુછયું. ત્યારે શ્રીકૃષ્ણએ ભિષ્મએ એ માન આપવું એવી સુચના કરી. પરંતુ આ કૃષ્ણની સુચના શિશુપાલને પસંદ પડી નહીં. એ બોલ્યો 'ભીષ્મને પુત્ર અથવા કન્યા કોઇ પણ સંતતી નથી. અર્થાત એ ગૃહસ્થ નથી, યતિ કહેવાય. એવું એનું તપઃસામર્થ્ય દેખાતું નથી. પછી આને અગ્રપુજાનું માન શું કહીને આપવું ? વડીલ માનીને આપવું હોય તો આ ખરેખર વડીલ નથી. શુદ્ર વૃધ્ધને માન અપાય બ્રાહ્મણ જ્ઞાતિને વૃધ્ધ સમજાય, વૈશ્ય શ્રીમંતને વૃધ્ધ સમજાય અને જે સર્વ ક્ષાત્રધર્મ જાણતો હોય તેને ક્ષત્રિય વૃધ્ધ સમજાય. એ પ્રમાણે આ ભિષ્મના અંગે ક્ષાત્રધર્મના કંઇ જ ચિન્હો નથી. અર્થાત એને અગ્રપૂજાનું માન કયારેય અપાય નહી.' આ પ્રમાણે શિશુપાલે સભામાં વિરોધ કર્યો. ત્યારે સર્વ સભા શિશુપાલ પર પ્રક્ષુબ્ધ થઇ. ભીમ તો તેની જગ્યા પરથી મુઠ્ઠી પકડી ઉઠયો. પરંતુ ભીષ્મે એને પાછો વાળી અને શાંત કરીને તેની જગ્યા ઉપર બેસાડયો. પછી જરાસંઘનો પુત્ર સહદેવ એણે શ્રી કૃષ્ણને અગ્રપૂજાનું માન આપવું એવી સૂચના કરી. પરંતુ શિશુપાલને શ્રી કૃષ્ણ પણ પસંદ પડયા નહીં. તેણે શ્રી કૃષ્ણની નિંદા શરૂ કરી. ત્યારે તેની પ્રત્યેક ગાળ શ્રીકૃષ્ણ આંગળીથી ગણવા લાગ્યા. એક બે ત્રણ એ પ્રમાણે ગણતાં ગણતાં એકસો એક સંખ્યા પુરી થઇ તે સાથે શ્રી કૃષ્ણએ શિશુપાલ પર સુદર્શન ચક્ર છોડીને એનો વધ કર્યો. શિશુપાલના બંધુ દંતવક્ર વધનો બદલો લેવા માટે કૃષ્ણની સામે દોડી ગયો. પરંતુ એનો પણ શ્રી કૃષ્ણે સુદર્શનચક્ર છોડીને નાશ કર્યો. એ બંનેનો મિત્ર વિદુરથ હતો. એ પોતાની ગદા લઇને શ્રીકૃષ્ણની સામે યુધ્ધ માટે આવ્યો. પરંતુ શ્રીકૃષ્ણએ એના હાથમાંથી

ગદા લઇને એ જ ગદાથી એનો સંહાર કર્યો. શિશુપાલ અને વક્રદંત એ પહેલાના જયવિજય નામના પરમેશ્વરના દ્વારપાલ હતા. બ્રહ્મશ્રાપથી તેમને દાનત્વ પ્રાપ્ત થયું. પણ તેમનો સંહાર ભગવાનના હસ્તે થતાં જ તેમની પ્રાણજ્યોત ભગવાનના આત્મજ્યોતીમાં આવીને મળી ગઇ.

એકવાર દુર્વાસાઋષિ ચાતુર્માસ ગોમતીના કાંઠે આવીને રહ્યા હતા. તેમની પૂજા માટે શ્રીકૃષ્ણની સોળ હજાર એકસો આઠ રાણીઓ અલગ પૂજા સાહિત્ય અને નૈવેદ્યની થાળીઓ લઇને નીકળી. પરંતુ માર્ગમાં ગોમતી પાણીથી એકદમ ભરાઇને પૂર વહેતી હોવાથી સામેની બાજુ જવું અશકય હતું એટલે તે બધી કૃષ્ણ પાસે પાછી આવી અને પોતાને સામે બાજુ પહોંચતાં કરવા માટે તેમણે શ્રીકૃષ્ણને વિનંતી કરી. ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યાઃ 'તમે બધી ગોમતીને એમ કહો કે જો શ્રીકૃષ્ણ બ્રહ્મચારી હશે અને અમે પણ વ્રસ્તસ્થ કુમારી હોઇ તો તું દુભંગ થઇને અમને માર્ગ આપ.' એ સ્ત્રીઓએ ગોમતીને એમ કહેતાં સાથે એ દુગંભ થઇ. એ જોઇને બધી આશ્ચર્યચકિત થઇ. અને સામેના કિનારે પહોંચી ગઇ પછી તેમણે દુર્વાસાની યથાવિધિ પૂજા કરીને અને પોત પોતાનું નૈવેદ્ય સમર્પણ કર્યુ. દુર્વાસા બધાની ઇચ્છા જાણીને એ બધાનો પૂજા પ્રસાદ આરોગ્યો. સોળ હજાર એકસો આઠ થાળીઓનું બધું અન્ન એકલાએ ખાધેલું જોઇને એ સ્ત્રીઓને ખુબ આશ્ચર્ય થયું. ભોજન થયા પછી દુર્વાસાએ તેમને આશીર્વાદ આપ્યો અને જવાની રજા આપી. ત્યારે તેઓએ દુર્વાસાને કહ્યું: 'ઋષિમહારાજ ગોમતીમાં ખુબ પાણી છે. સામે બાજુ જવાનો માર્ગ નથી ત્યારે અમે સામા કિનારે કંઇ રીતે જઇએ ? દુર્વાસાએ કહ્યુઃ 'તમે ગોમતીને મારો એવો સંદેશ જણાવો કે, દુર્વાસાઋષિ જો ખરેખર નિરાહારી હોય તો તું દુભંગ થા.' આ પ્રમાણે દુર્વાસાનો સંદેશો ગોમતીને કહેતાં જ નદી દુભંગ થઇ. પછી બધી સ્ત્રીઓ સામેના કિનારે પહોંચી. આ થયેલા ચમત્કાર માટે તેમને ખુબજ આશ્ચર્ય થયું અને તેમણે બધા પ્રકારનો અહંભાવ છોડી પ્રભુની ચિદ્દશકિત એવી રૂખ્માણીને એ માટે પૂછતાં તેણે ભગવાનની લીલા વિષયે ઇતર સ્ત્રીઓને કહ્યું કે, 'આપણા બધા પાસે પ્રભુ સગુણ સ્વરૂપે એક જ સમયે બધા જોડે રહે છે એવું અશકય બીજું કંઇ નથી. બધા પાસે હોઇને એ આત્મસ્વરૂપ ભગવંત અલિપ્ત છે. માટે જ એ બ્રહ્મચારી છે. તેમજ દુર્વાસા ઋષિ એ રૂદ્રસ્વરૂપ છે. એ સંપૂર્ણ વિશ્વ પણ આરોગી જવા સમર્થ છે. ત્યાં આપણા લોકોના અન્નનો શો હિસાબ ?' આપ્રમાણે રૂક્ષ્માણીએ એ બધી સ્ત્રીઓને સમજાવી કહીને તેમની શંકા દુર કરી.

**પાંચ પાંડવ ઉપર જો કૃપા કરી, તેના સખા થયા છે શ્રીકૃષ્ણ હરિ. ॥૧૯૭॥**
**ત્યાં પાંડુ રાજા રાજવૈભવ જો કરે, અને મહાસંતોષ દયા મન ધરે. ॥૧૯૮॥**
**વાચ કાય પુન પવિત્ર છે ઘણા, તે દેવ ધર્મશુ નિર્મળ ચિત તણા. ॥૧૯૯॥**
**ત્યાં સત્ય તણી કરે છે પ્રતિપાળ, એવા જ્ઞાનવંતા ભજે એકજ દયાળ. ॥૨૦૦॥**
**જયાં દુર્યોધન સો બંધવ જે હોય, ત્યાં રાજ કરે છે હસ્તિનાપુરની માય. ॥૨૦૧॥**
**કૌરવ પાંડવ બેઉ રાજ કરે છે જાણ, ત્યાં પાંડવતણા જશ વર્તાય પ્રમાણ. ॥૨૦૨॥**
**કૌરવના મનમાં એ નવ સહેવાય, પાંડવોને મારવા કીધા અનેક ઉપાય. ॥૨૦૩॥**
**ત્યાં ભીમસેને તો ઉખેડયા ઝાડ, એણે સોયે બંધવના ભાંગ્યા હાડ. ॥૨૦૪॥**
**ત્યાં દુષ્ટ દુર્યોધન બોલ્યા છે બોલ, અને દૂર ઉભા રહ્યા સોયે અતોલ. ॥૨૦૫॥**
**ત્યારે પરનાકે પાણી વહ્યા, ત્યારે મરવા સરીખા કૌરવ થયા. ॥૨૦૬॥**
**ત્યાં ક્રોધવંતા દુર્યોધન ભયા, તેણે વિખના લાડુ ભીમસેનને દીયા. ॥૨૦૭॥**

**ત્યાં સોમલ ઝેર અમુલખ કર્યા, મુર્છિત થઇ ભીમ તે ગંગામાં ધર્યા. ॥૨૦૮॥**
**વળતા ભીમ તો પાતાળે ગયા, ત્યાં નાગકન્યાએ તેણે સજીવન કર્યા. ॥૨૦૯॥**
**ત્યાં વાસંગ કન્યા શુ તેના વિવાહ થયો, તેનો પુત્ર તો વીર બર્બરીક થયો. ॥૨૧૦॥**

શેષશાયી નારાયણના નાભી કમળમાંથી બ્રહ્મદેવનો જન્મ થયો. બ્રહ્મદેવના દક્ષ પ્રજાપતિ થયા. એ દક્ષની પુત્રી અદિતી છે. એ કશ્યપને પરણાવી હતી. તેનાથી વિવસ્વાન નામનો પુત્ર થયો. એનો પુત્ર મનુ, એનો પુરૂરવા, એનો વાયુ, એનો પુત્ર નહુષ, એનો પુત્ર યયાતિ આ શુક્રાચાર્યનો જમાઇ હતો. પણ દાનવ કન્યા શર્મિષ્ઠાથી યયાતિને પુરૂ નામનો પુત્ર થયો. એનો પુત્ર જનમેજય, એનો પુત્ર પ્રતિધ્વાન, એનો શર્યાતિ, એનો અહ્યાતિ અને એનો પુત્ર જયત્સેન થયો. એનો પુત્ર પ્રાચિન્વાન, એનો પુત્ર મહાભીમ, એનાથી પ્રાચનધન્વા, એનો પુત્ર અયુત એનો પુત્ર અક્રોધન, એનો દેવાતિથી, તેને ઋચ્ચ નામનો પુત્ર થયો, તેનો પુત્ર દક્ષ, દક્ષનો ઇલીન એનો મતિનાર, મતિનારનો પુત્ર દુષ્યંત, તેનો ભરત, ભરતના પુત્રનું નામ સુહોત્, એનો પુત્ર હસ્તિપ થયો. એણે જ હસ્તિનાપુર નગરનું નિર્માણ કર્યુ. આ હસ્તિનો પુત્ર વિકટ, એનો અજમિઢ, એનુ પુત્ર સંહરણ, એનો પરિક્ષિત, એનો ભીમ, ભીમનો પ્રતીપ થયો. પ્રતીપને શંતનૂ અને વાલ્મિક થયા. શંતનુનો પુત્ર ભીષ્મ, આજ આજ શંતનુના સત્યવતીથી ચિત્રાંગદ અને વિચિત્રવિર્ય એ બે પુત્રો થયા. વિચિત્રવિર્યને ધૃતરાષ્ટ્ર, પાંડુ વિદુર એ ત્રણ પુત્રો થયા. એ પૈકી ધૃતરાષ્ટ્રને સો, પાંડુને પાંચ પુત્રો થયા એ જ કૌરવ અને પાંડવ હતા. પાંડવોને દ્રૌપદીથી પ્રતિવિંધ્ય, શ્રુતસોમ, શ્રુતકિર્તી, શતાનકિ અને શ્રુતકર્મા એ પાંચ પુત્ર થયા. શ્રી કૃષ્ણની બહેન સુભદ્રા અર્જુનને પરણાવી હતી. તેને અભિમન્યુ નામનો પુત્ર થયો. તેનો પરિક્ષિત, એનો જનમેજય, તેને શતાનિક અને શતકર્ણ એ બે પુત્રો હતા. શતકર્ણનો પુત્ર સુદંત છે. એ પ્રકારની આ પુરવંશની વંશાવલી છે.

પહેલાં ઇક્ષ્વાકુ કુળમાં મહાભિષ નામનો પરાક્રમી રાજા થઇ ગયો. તેણે એક હજાર અશ્વમેધ અને સો રાજસૂય યજ્ઞ કર્યા. એ કારણે તેને પુણ્ય પ્રાપ્ત થયું અને એ સ્વર્ગલોકમાં ગયો. એકવાર એ બ્રહ્મદેવની સભામાં બેઠો હતો, ત્યારે ગંગા ઉતાવળમાં વસ્ત્ર પહેરતી હતી એ છુટી ગયું. એ જોતાં જ દેવસભામાં બેઠેલા બધા લોકો નીચે જોવા લાગ્યા. પરંતુ મહાભિષે માત્ર નીચે ન જોતા ઉલટું એની સામે એકીટસે જોયું. એટલામાં ગંગાની નજર એના પર પડી અને તે હસી. એ જોતાં જ બ્રહ્મદેવોએ એ બંનેને શ્રાપ આપ્યો કે, 'તમે બંને મૃત્યુલોકમાં મનુષ્ય જન્મ લેશો એ જગ્યાએ તમારી વાસના પૂર્ણ થયા પછી તરત તમને સ્વર્ગલોક પ્રાપ્ત થશે.' એ પછી ગંગા આકાશમાં ફરતી હતી ત્યારે અષ્ટવસુ રડતા હતા તેવું તેણે જોયું, ત્યારે તેણે રડવાનું કારણ પુછયું તો તેમાણે કહ્યું કેઃ ' વસિષ્ટ ઋષિની ગાય ચોરીને અમે અમારા આશ્રમમાં બાંધી તેથી તેમાણે અમને શ્રાપ આપ્યો કે, 'તમે મનુષ્યનો જન્મ લેશો.' માટે અમે તારા પેટે જન્મ લઇશું. અમારો જન્મ થતાં જ તું અમને ગંગામાં ફેંકી દે એટલે અમે શ્રાપમાંથી મુકત થઇશું.' આ સાંભળી ગંગાએ કહ્યું, 'હું આમ કરીશ તો લોકો મને રાક્ષસી કહેશે, આઠેય પુત્રોને હું પાણીમાં કંઇ રીતે નાખું ?' વસુ બોલ્યા કેઃ, ' તું સાતને પાણીમાં નાખ અને આઠમાની સંભાળ કર. અમારા આઠેયનો વસુ મળીને તારો આઠમો પુત્ર મહાપ્રતાપી જિંતેદ્રિય અને ધર્માત્મા થશે.'

એ પછી કેટલાંક વર્ષો પછી હસ્તિનાપુરનો રાજા પ્રતીપ એક દિવસ શિકાર કરતો ફરતો ગંગાના કિનારે આવ્યો તે અત્યંત થાકયો હોવાથી વિશ્રાંતી માટે થોડીવાર ત્યાં બેઠો. એટલામાં એ પવિત્ર નદીના પ્રહારમાંથી ગંગાની સફેદ વસ્ત્રો પહેરેલી અત્યંત રૂપસુંદર ગૌરવર્ણ મુર્તિ બહાર નીકળી. રાજા અત્યંત આશ્ચર્યચકિત થઇને એ સુંદર કન્યા કોણ છે એમ માની એની સામે જોવા લાગ્યો. એટલામાં એ રાજાના જમણા ખોળામાં આવીને બેઠી અને મને વર એમ કહ્યું, ત્યારે રાજા બોલ્યો કેઃ 'બાળા હું એક પત્ની વ્રતસ્થ છું. અને તું મારા જમણા ખોળામાં બેઠી હોવાથી તું મારી પુત્રી જેવી છે

અને પુત્રવધુ જેવી છે માટે તું મારી પુત્રવધુ થા.' એના ઉપરથી ગંગા બોલી કે, 'રાજા મારા પેટે પુત્ર થશે એ તમારા વંશની કીર્તિ વધારશે.' એમ બોલીને ગંગા અતર્ધાન પામી.

મહાભિષ રાજા આ પ્રતીપના પુત્ર શંતનુ એના રૂપથી જન્મ થયો હતો. દેશ દેશના રાજાઓને શંતનુ પોતાનો જમાઈ થાય એવી ઈચ્છા હતી. પરંતુ પ્રતીપના મનમાં ગંગાને પોતાની પુત્રવધુ બનાવવી એમ હતું. એ પ્રમાણે પ્રતીપે એક દિવસ શંતનુને કહ્યું કેઃ 'ગંગા તને માળા પહેરાવશે માટે તું બીજી સ્ત્રી જોડે લગ્ન કરીશ નહીં. પછી જલ્દી જ પ્રતીપે શંતનુને સિંહાસન પર બેસાડયો અને તપ કરવા માટે નીકળી ગયો. અહીં શંતનું ગંગા તીરે કાયમ શિકાર કરવા માટે જવા લાગ્યો. પરંતુ એનો ખરો હેતુ શિકાર કરવાનો નહીં પણ ગંગાની ભેટ થાય તેવી હતી. એક દિવસ ગંગા સુંદર રૂપ ગુણ લાવણ્યથી પ્રગટ થઈ અને તેણે શંતનુને માળા પહેરાવી ત્યારે તેણે રાજાને કહ્યું કે, 'રાજા હું જે કંઈ કરીશ એ પ્રમાણે માનવું પડશે. જો મેં કરેલી વાત તને માન્ય ન હોય તો એ જ ક્ષણે હું તારી પાસેથી નીકળી જઈશ.' રાજાએ એમ વર્તવાનું તેને વચન આપ્યું અને તેને પોતાની પટરાણી કરીને ઘેર લઈ આવ્યો. આગળ રાણીને દિવસ રહ્યા અને યોગ્ય સમયે તેને પુત્ર થયો. પરંતુ એ પુત્રને રાણીએ તાત્કાલીક ગંગાના પ્રવાહમાં છોડયો. આમ સાત પુત્રો તેણે પાણીમાં છોડી દીધા. શંતનુ કંઈ બોલ્યો નહીં. રાણીને પછી સુર્ય જેવો તેજસ્વી એવો પુત્ર થયો. તો એ ગંગામાં પધરાવવા લઈ જવા લાગી ત્યારે જ રાજા આડો આવ્યો અને તેને કહ્યું, 'ચંડાલણી, આ તો પુત્ર રહેવા દે. તેને ઈતર પ્રમાણે પાણીમાં નાખી તું એનો નાશ કરીશ નહી !' આ સાંભળી ગંગાએ કહ્યું કેઃ 'અષ્ટવસુને મેં આજ શ્રાપમાંથી મુકત કર્યા. હું હવે અહીંથી જઉં છું. આ આઠમો પુત્ર હું તમને યોગ્ય સમયે લાવી આપીશ. એમ કહીને ગંગા ગુપ્ત થઈ ગઈ. આઠમા પુત્રને તે પોતાની સાથે લઈ ગઈ. એ દિવસથી રાજા દુઃખી થયો. રાત દિવસ એનું મન અસ્વસ્થ રહેવા લાગ્યું. એ અસ્વસ્થપણાથી રાજકારભાર કરવા લાગ્યો. એવી રીતે છત્રીસ વર્ષ વહી ગયા. એક દિવસ રાજા ગંગા કિનારે શિકાર કરતો હતો ત્યારે ગંગાનો ધીમો ધીમો વહેનારો પ્રવાહ શાંત થયેલો જોઈને તેને આશ્ચર્ય થયું અને તેને કારણ જાણવાની તેને ઈચ્છા થઈ. એ પ્રમાણે શોધ કરતો હતો ત્યારે એ હરિદ્વાર સુધી જઈ પહોંચ્યો. એ જગ્યાએ એક પરાક્રમી બાળકે બાણની જાળી કરીને ગંગાનો પ્રવાહ રોકી રાખ્યો છે એમ એને દેખાયું. એ પુત્ર શાંતનુનો જ હતો. પણ તે એને ઓળખી શકયો નહીં, પરંતુ તેને જોઈને રાજાને મનમાં વિલક્ષણ મોહ ઉત્પન્ન થયો.રાજાએ તેને પુછયું કેઃ 'હે બાળક ! તું કોનો પુત્ર છે ? આ પ્રશ્ન સાંભળતાં જ એ છોકરો એકદમ ગંગાના પ્રવાહમાં ગુપ્ત થયો. રાજાને એ સમયે ખુબ અઘટીત લાગ્યું. એને પોતાની રાણીની યાદ આવી. એની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યા. ગંગાની મૂર્તિ યાદ કરી એ બોલ્યો કે, 'હે પ્રિયે, આઠમો પુત્ર લાવી આપીશ એમ તે મને વચન આપ્યું હતું એ વચન આ સમયે આપી અને પુત્ર આપીને ખરૂ કર. હવે મન કઠણ કરીશ નહીં. રાજાએ આમ કહેતાં જ ગંગા બાળકને લઈને એકદમ પ્રગટ થઈ. એ બાળકના શરીર પર ઉત્તમ વસ્ત્રો હતાં અને એની ઉપર મોતીઓની માળા ઝળહળતી હતી. બીજા પણ અનેક અલંકાર એના શરીર પર હતાં. એ પુત્રને રાજાના હવાલે કરીને ગંગાએ તેને કહ્યું, 'આ આપણા પુત્રને સંભાળો. આને વસિષ્ઠે વિદ્યા શીખવી છે, ભાર્ગવે ધનુર્વિદ્યા શીખવી છે, બૃસ્પતિ પાસે મંત્રવિદ્યા શીખીને આ પ્રવિણ થયો છે. આ આપણા કુળની કીર્તિ વધારશે. આ બાળક આપણા ઘેર લઈ જાવ અને યુવરાજ પદ આપો. આ તમારી આજ્ઞા પ્રમાણે વર્તશે.' આમ બોલીને  ગંગા ગુપ્ત થઈ. પછી રાજા બાળક ભીષ્મને લઈને હસ્તિનાપુરમાં આવ્યો. બધા રાજા અને પ્રજાએ એમ તેમનું સ્વાગત કર્યુ. સમયાંતરે રાજાએ રાજ્યકારભાર સોંપ્યો અને ભીષ્મએ ઉત્તમ પ્રકારે રાજ્ય કર્યુ. એક દિવસે શંતનુ અરણ્યમાં શિકાર કરવા ફરતો હતો ત્યારે એકાએક તેને દિવ્ય સુવાસ આવી. એ સુવાસની શોધમાં એને એક માછીમારનું નગર દ્રષ્ટિમાં

પડયું. એ જગ્યાએ નદીના કિનારે એક માછીમારની પુત્રી એક હોડીનું રક્ષણ કરતી હતી. એનું લાવણ્ય જોઇને રાજા મોહિત થયો. એના જ શરીરમાં એ દિવ્ય સુવાસ આવતી હતી અને એ દુર સુધી વિસ્તરતી હતી. રાજાએ એને કહ્યું કેઃ 'હે સુંદરી તું કોણ છે ? તું કોની નૌકાનું રક્ષણ કરે છે ? એ સ્ત્રીએ કહ્યું કેઃ 'હું નિષાધરાજાની પુત્રી સત્યવતી છું. હું ઉતારૂઓને સામા કિનારે લઇ જાઉં છું.' એ સાંભળી નિષાધરાજાને ઘેર ગયો. તેને કહ્યું કે તારી આ સુંદર પુત્રી તું મને આપ., હું તેને મારી પટરાણી બનાવીશ.' નિષાધ બોલ્યો કેઃ 'મહારાજ તમારું કહેવું મને માન્ય છે પણ મારી એક શરત છે એ એમ છે કે, આને જે પુત્ર થાય તેને તમારા પછી સિંહાસન પર બેસાડવાનું વચન તમે મને આપો.' એ સાંભળીને રાજા ગભરાયો અને મનમાં બોલ્યો, 'ભીષ્મ જેવો પુત્ર ત્રાણે લોકમાં મળશે નહીં. સુવર્ણસંપન્ન અને જેના પરથી તનમનધન પ્રાણ આપી દેવાય એવો એ પુત્ર છે. રાજ્યપદનો એનો અધિકાર લઇને એને નિરાશ્રીત કરવો એ યોગ્ય નથી.' રાજા શંતનું કંઇ ન બોલતાં ઉઠયો અને પાછો પોતાના નગરમાં આવ્યો. પરંતુ એના મનમાં માત્ર સત્યવતીનો વિચાર આવતો હતો. રાજા એક સરખો આનંદી ન દેખાતાં ચિંતાતુર કેમ છે એ ભીષ્મને જાણાતું નહોતું. છેલ્લે એણે હાથ જોડીને શંતનુંને પ્રાર્થના કરી ને કહ્યુંઃ 'પિતાજી, આપ ચિંતાતુર કેમ છો ? તમને શી વાતની ચિંતા છે. મારા જેવો પુત્ર હોઇને તમે ચિંતા કરો એ યોગ્ય નથી. પ્રત્યક્ષ ઈંદ્રને પણ દુર્લભ હોય એ વસ્તુ હું તમને ક્ષણમાં લાવી આપું છું, પણ તમે પોતાના ચિંતાનું કારણ કહો.' આ સાંભળીને શંતનુએ કહ્યુંઃ 'ભીષ્મ તારા જેવો બીજો પુત્ર મળશે નહીં એ સાચું છે. પરંતુ તારા પછીનો ભાઇ હોવો જોઇએ એવું મને લાગે છે.' એ સાંભળીને ભીષ્મએ પ્રધાનને બોલાવીને તેમને કહ્યું કેઃ 'મહારાજને ધર્મસંગ્રહ માટે પત્ની જોઇએ માટે એકાદ પુત્રવધુ જુઓ.' એટલે શંતનુએ પોતાના પુરોહિતને એકાન્તમાં બોલાવીને કહ્યુંઃ 'નિષાધરાજાની પુત્રી સત્યવતી એને રાણી બનાવવી એવી મારી ઇચ્છા છે. એના સિવાય બીજી સ્ત્રી નહીં. રાજાની એ ઇચ્છા પુરોહિતોએ ભીષ્મને જાણાવી. ત્યારે એ તરત જ સત્યવતીના પિતા પાસે ગયો. તેણે તેનું સ્વાગત કર્યુ. ભીષ્મે તેને આવવાનું કારણ કહ્યું ત્યારે નિષાધરાજાએ શંતનુને જે શરત કહી હતી તે કહી. ત્યારે ભીષ્મ બોલ્યા, સત્યવતીના ઉદરે જે પુત્ર થશે એના ઉપર હું છત્ર ધરીશ અને એના જ વંશની રાજય પર સ્થાપના કરીશ એ ત્રિવાર સત્ય છે. મારો આ શબ્દ કયારેય ખોટો થશે નહીં. આ સાંભળી નિષાધ બોલ્યોઃ 'મહારાજ તમે તમારા શબ્દો ખોટા કરશો નહીં પણ તમારા પુત્રો રાજય છીનવી લેશે નહીં એની શી ખાત્રી ?' નિષાધરાજાના શબ્દ સાંભળીને ભીષ્મએ અચાટ એવી પ્રતિજ્ઞા કરી. એ ગર્જીને બોલ્યોઃ 'હું આજન્મ બ્રહ્મચારી અને વ્રતસ્થ રહીશ એવી પ્રતિજ્ઞા કરૂ છું. એની આગળ જગતની બધી સ્ત્રીઓ મને મારી ગંગા માતા સમાન છે. મદન (કામ) નો હું સંહાર કરૂ છું. આ ક્ષણથી બ્રહ્મચર્યનું વ્રત લઉ છું. સંતતી છોડીને હું મોક્ષપદની પ્રાપ્તિ કરી લઇશ.' ભીષ્મની આ અલૌકિક પ્રતિજ્ઞા સાંભળતાં જ એ બધાએ એને વડીલ પ્રત્યે જે પ્રેમ થતો હતો તેનો જયજયકાર કર્યો. પછી નિષાદે સત્યવતીને ભીષ્મને સ્વાધીન કરી. પછી ભીષ્મએ સેનાના રથમાં સત્યવતીને હસ્તિનાપુર લાવી અને જલ્દી સારું મુહુર્ત જોઇને તેનાં શંતનુ સાથે લગ્ન કર્યા. એ સમયે શંતનુએ પ્રસન્ન થઇને ભીષ્મને એવો આશીર્વાદ આપ્યો કે તે ભીષણ એવી પ્રતિજ્ઞા કરી છે એટલે હવે આગળ તને 'ભીષ્મપ્રતિજ્ઞા' એમ સૌ ઓળખશે. ભીષ્મ તું ઇચ્છા મૃત્યુ પામીશ અને ત્રાણે લોકમાં ધન્ય થઇશ.'

શંતનુને પછી સત્યવતીથી ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય એમ બે પુત્રો થયા. કેટલાક વર્ષે શંતનું સ્વર્ગવાસી થયા.  ત્યારે ભીષ્મે ચિત્રાંદને ગાદી પર બેસાડી એનો રાજયભિષેક કર્યો. તેણે સર્વ જગ જીતીને અપાર ધન મેળવ્યું. પ્રત્યેક યુધ્ધમાં એનો જય થયો. કારણ એની પાછળ ભીષ્મ હતા. પરંતુ ગંધર્વનો રાજા ચિત્રરથ અને પોતાનું જ નામ આ રાજાને છે, એમ જોઇને એનો દ્વેષ થયો અને તેણે હસ્તીનાપુરમાં ચઢાઇ કરી અને ચિંત્રાગદના કપટથી પ્રાણ લઇને એ ગંવર્ધલોકમાં

ભાગી ગયો. પછી ભીષ્મએ વિચિત્રવીર્યને ગાદી પર બેસાડયો અને એની માટે યોગ્ય એવી કન્યા શોધવા લાગ્યો. એટલામાં કેટલાક ઋષિઓએ માહિતી આપી કે કાશીના રાજાને પોતાની અંબા, અંબિકા, અને અંબાલિકા નામની પુત્રીઓના સ્વયંવર માંડયા છે. આ સાંભળી ભીષ્મ ત્યાં ગયા અને તે ત્રણ પુત્રીઓને જીતીને હસ્તીનાપુરમાં લાવી અને સત્યવતીને સ્વાધીન કરી. એ વખતે અંબા બોલી મેં મનથી શાલ્વ રાજાને વરેલ છે. એ સાંભળતાં જ ભીષ્મે તેને રથમાં બેસાડી સન્માનથી પુષ્કળ સૈન્ય સાથે શાલ્વ રાજા પાસે મોકલી. પરંતુ શાલ્વએ કહ્યું: 'ભીષ્મએ તને જીતી હોવાથી હવે હું તારો સ્વીકાર કરીશ નહીં. એમ કહીને પાછી મોકલી. અહીં ભીષ્મએ વ્યાસ ઋષિને બોલાવીને અંબિકા અને અંબાલિકા એમના વિવાહ વિચિત્રવિર્ય સાથે ખુબ ઠાઠથી કર્યા. અંબાએ પાછા આવીને ભીષ્મને કહ્યું: 'તમે મને સ્વયંવરમાં જીતીને લાવ્યા છો ત્યારે હું હવે તમને જ વરમાળા પહેરાવીશ.' ત્યારે ભીષ્મ બોલ્યા: 'અંબા, તું મારી માતા પ્રમાણે છે. બધી જ સ્ત્રીઓને હું માતા પ્રમાણે સમજુ છું. માટે તું પોતાના પિતાના ઘેર જા.' ભીષ્મના આ બોલ સાંભળીને અંબાને પોતાનું અત્યંત અપમાન થવા જેવું લાગ્યું. તે એકલી જ બદરીકાશ્રમે નીકળી ગઇ. ત્યાંથી તેણે કઠોર તપશ્ચર્યા કરી. અને શ્રી ફરશુરામને પ્રસન્ન કર્યા અને ફરશુરામે તેને વર માંગવા કહ્યું ત્યારે તેણે તેમને એમ કહ્યું કે, 'તમારો શિષ્ય ભીષ્મ એની સાથે મારાં લગ્ન કરાવી આપો.' એ સાંભળીને ફરશુરામ તેને સાથે લઇને હસ્તિનાપુર આવ્યા અને ભીષ્મને અંબે સાથે લગ્ન કરવાનું કહ્યું. પરંતુ ભીષ્મએ પોતાની પ્રતિજ્ઞા એમને કહીને લગ્નનો નકાર કર્યો. ત્યારે ફરશુરામને ગુસ્સો આવ્યો અને તેમણે ભીષ્મને યુધ્ધનું આહવાન આપ્યું. ભીષ્મએ તે સ્વીકાર કર્યુ. એ બંનેનું યુધ્ધ થયું. તેમાં ભીષ્મએ ફરશુરામને બાણીથી વિંધી નાખ્યા. પોતાના શિષ્યનું આ પરાક્રમ જોઇને ફરસુરામ સંતુષ્ટ થયા. પછી એ સ્વસ્થતાથી નીકળી ગયા. અંબા અરણ્યમાં ગઇ અને ભીષ્મના પ્રાણ લેવાના હેતુ મનમાં લઇને તપશ્ચર્યા કરી અને દેહનો ત્યાગ કર્યો.

આ જ સમયે દ્રપુદ નામનો રાજા પોતાને પુત્ર થાય એ ઇચ્છાથી શંકરને પ્રસન્ન કરવા માટે તપ કરતો હતો. એની તપસ્યાથી પ્રસન્ન થઇને શંકરે એવો આશીર્વાદ આપ્યો કે, 'તને પુત્ર થશે પણ તે પહેલાં સ્ત્રી અને પછી પુરૂષ થશે.' આગળ અંબા દ્રુપદના પુત્રીના રૂપે જન્મી. તેનું ના દ્રુપદે શીખંડી રાખ્યુ: રાજાએ એ પુત્રી છે એ વાત ગુપ્ત રાખી અને તેને પુત્રનો વેષ પહેરાવી મોટી કરી. શિખંડી મોટો થયા પછી દશાર્વણ દેશના રાજા હિરણ્યની પુત્રી સાથે લગ્ન કર્યું. પછી હિરણ્યના પુત્રીને પોતાનો પતિ પુરૂષ ન હોઇને સ્ત્રી છે એમ જણાયું અને તે પછી તેના પિતા પાસે ગઇ. તેણે તે વાત તેને કહી ત્યારે તે પોતાનું સૈન્ય લઇને દ્રુપદ સાથે યુધ્ધ કરવા માટે આવ્યો. એ જોઇએ શિખંડી અરણ્યમાં ભાગી ગયો અને ત્યાં જ રડતો બેઠો. એટલામાં એ રસ્તે સ્થૂલકરણ નામનો કુબેરનો સેવક જતો હતો. તેણે શિખંડીનું રડવાનું સાંભળ્યું અને તેની પાસે જઇને કારણ પુછયું ત્યારે શીખંડીએ એ બધી વાત તેને કહી. એ સાંભળીને સ્થૂલકરણ બોલ્યો કે હું તારૂ સ્ત્રીપણું લઇને આઠ દિવસ મારું પુરૂષપણું તને આપું છું. એ પ્રમાણે શિખંડી પુરૂષ થઇને ઘેર આવ્યો. તેણે થયેલી બધી હકીકત પિતાને કહી. એ સાંભળી રાજાને ખુબ આનંદ થયો. તેણે દૂત સાથે હિરણ્ય પાસે સંદેશ આપ્યો કે મારો પુત્ર પુરૂષ છે. ખાત્રી કરીને પછી લાગે તો યુધ્ધ કરવું.' હિરણ્યએ કેટલીક સ્ત્રીઓ મોકલીને પોતાની ખાત્રી કરી લીધી પછી પોતાની પુત્રીને દ્રુપદના ઘેર રવાના કરી. આઠ દિવસે શિખંડી પાછો વનમાં ગયો. એ જ વખતે એના સદૈવથી કુબેર ત્યાં આવ્યા. તેણે પોતાના સેવકને સ્ત્રીવેશમાં જોયા પછી તેને શ્રાપ આપ્યો કે, શિખંડી મરતા સુધી તું આમ જ સ્ત્રી થઇને અહીં રહે. તારુ પુરૂષતત્વ શિખંડી ભોગવશે. શિખંડીએ કુબેરના પગ પકડયા. કુબેરે તેને પુરૂષ થઇને સુખેથી રહે એવો આશીર્વાદ આપ્યો.



વિચિત્રવર્ય રાજા પુષ્કળ વર્ષ રાજ્ય કરીને નિપુત્રિક હોતાં મરણ પામ્યા. વંશમાં આગળ સંતાન નહીં એ જોઇને

સત્યવતી ખિન્ન થઈ અને તેમણે ભીષ્મને લગ્ન કરવાનું કહ્યું. પરંતુ ભીષ્મે પોતાની પ્રતિજ્ઞા તોડવા માટે તૈયાર નહોતા. ત્યારે સત્યવતી એ ભીષ્મને કહ્યું કે આ સમયે વ્યાસની પ્રાર્થના કરીને તેને વંશવૃધ્ધિ કરવાની વિનંતી કરવી એટલે એ આપણું મનોરથ પૂર્ણ કરશે. હું કુમારી હતી ત્યારે પરાશર ઋષિનો મારા પેટે એનો જન્મ થયો હોવાથી એ મારો જ પુત્ર છે. ભીષ્મએ આ વાતને આનંદથી સ્વીકારી લીધી. સત્યવતીએ શુર્ચિભૂત થઈને વ્યાસનું સ્મરણ કર્યુ. વ્યાસ પ્રગટ થયા. તેણે મનના હેતુ વ્યાસને કહ્યા. તેણે માતાની આજ્ઞા માન્ય કરી. એનાથી અંબિકાને ધૃતરાષ્ટ્ર નામનો પુત્ર થયો. એ અત્યંત પરાક્રમી અને નવ હજાર હાથીનું બળ હોય એવો વીર હતો. પણ જન્મતાં જ આંધળો હતો. કારણ કે વ્યાસ સાથે સમાગમ કરતી વખતે તેનું તેજ અંબિકાથી સહન ન થવાથી તેણે આંખો બંધ કરી હતી. આંધળો પુત્ર જન્મેલો જોઈને સત્યવતીને ખુબ ખરાબ લાગ્યું અને તેણે અંબાલિકાને પુત્ર ઉત્પન્ન કરવાનું કહ્યું. પરંતુ સમાગમના સમયે વ્યાસને જોઈને એ થરથર કાંપવા લાગી તેથી તેને થયેલો પુત્ર સફેદ પાંઢૂર રંગનો થયો એ જોઈને સત્યવતીએ કરી વ્યાસને બોલાવ્યા અને અંબિકાના પેટે એક પુત્ર ઉત્પન્ન કરવાનું કહ્યું. વ્યાસે માતાની આજ્ઞા માન્ય કરી. પરંતુ ભયથી આ વખતે અંબિકા પોતે ન જતાં તેની દાસીને મોકલી. એને પેટે વિદુર એ સર્વાંગસુંદર પુત્ર જન્મ્યો. વિદુર એ યમધર્મનો અવતાર છે. દાસીના પેટે યમના જન્મ લેવાનું કારણ એમ કે, પહેલાં માંડવ્ય નામનો ઋષિ એક પગ ઉપર ઉભો રહીને તપ કરતો હતો. એકવાર કેટલાંક ચોરોએ રાજાના ખજાના પર બળવો કર્યો અનેપાછળ લાગેલા રક્ષકોના ભયથી એ માંડવ્યની પાછળ આવીને છુપાયા. રક્ષકોએ એ ચોર સાથે ઋષિને પણ પકડયા અને એ બધાને રાજાએ ફાંસી આપવાની આજ્ઞા કરી. માંડવ્ય યમલોક ગયા પછી તેણે યમને તું દાસીના પેટે જન્મ લઈશ એમ શ્રાપ આપ્યો. એ સમયે યમે પ્રાર્થના કરીને ઉશાપ માંગ્યો. ત્યારે માંડવ્યએ તેને એમ કહ્યું કે, વ્યાસથી તારો જન્મ થશે અને તુ: મહાજ્ઞાની, ધાર્મિક અને ઈશ્વરભકત થઈશ.

ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર એ પુત્રો મોટા થતાં સુધી ભીષ્મ રાજ્યકારભાર સંભાળતા હતા. આગળ એ ત્રણે વેદશાસ્ત્ર અને શસ્ત્રાદિ વિદ્યામાં પ્રવિણ થયા. એમનામાં વિદુર તો સર્વ વિદ્યાનો અભ્યાસ કરીને દિવ્યજ્ઞાન મેળવ્યું હતું. ત્યારે ભીષ્મે પ્રધાન, ઋષિ અને ઈતર પ્રજાજનોને એકત્ર કરી બોલાવીને એમ કહ્યું કેઃ 'હવે આ ત્રણ પુત્રોમાંથી કોને રાજ્યમાં બેસાડવો.' ત્યારે એમ મત આવ્યો કે ધૃતરાષ્ટ્ર આંધળો છે અને વિદુર એ દાસીનો પુત્ર છે બંને રાજા થવા માટે યોગ્ય નથી. માટે પાંડુને જ રાજ્યધિકાર આપવો. ત્યારે ભીષ્મએ પાંડુને રાજ્ય પર બેસાડયા. પછી ધૃતરાષ્ટ્રના લગ્ન ગાંધાર દેશના રાજા જે સૌબલ એની ગાંધારી નામની પુત્રી સાથે થયાં અને પાંડુના લગ્ન વાસુદેવની બહેન કુંતી અને ભદ્રદેશના રાજાની કન્યા માદ્રી એ બંને સાથે થયાં. આ પ્રમાણે રાજ્યની યોગ્ય વ્યવસ્થા થઈ એ સમયે પાંડુએ મોટા મોટા યજ્ઞ કર્યા અને સર્વ પૃથ્વીનું રાજ પોતાના અધિકારક્ષેત્ર નીચે લાવ્યા.

કુંતી એ શૂરસેનની પુત્રી અને વાસુદેવની બહેન છે. એ પાંડુરાજાને પરણાવી હતી. એના લગ્ન પહેલાંની વાત એવી કે, એકવાર શૂરસેનને પોતાના મિત્ર રાજા કુંતીભોજ એમની પાસે કુંતીને મોકલી હતી. એ સમયે દેવયોગથી અનુસુયાપુત્ર દુર્વાસામુનિ કુંભોજ પાસે ચાર્તુમાસ માટે આવ્યા હતાં. રાજાએ એને આદરથી પોતાના ઘેર રાખ્યા હતાં. કુંતીએ રાત દિવસ દુર્વાસાની સેવા કરીને તેમના આશીર્વાદ લીધા હતાં. તેમાણે પ્રસન્ન થઈને કુંતીના માથા પર વરદહસ્ત મુકયો. કાનમાં પાંચ મંત્ર કહ્યા અને આગળ એમ બોલ્યા કે, 'આપત્કાળે તું મંત્રનો જપ કરે એટલે દિવ્ય તેજ ધારણ કરેલા પાંચ દૈવત પ્રગટ થઈને તને પુત્ર આપશે. આ દૈવત સુર્ય, યમ, ઈંદ્ર, વાયુ અને અશ્વિનીકુમાર હતા. એમનું સ્મરણ કરતાં જ તેઓ તારી મનોકામના પૂર્ણ કરશે.' આમ કહીને દુર્વાસા ત્યાંથી નીકળી ગયાં. આગળ દિવસો પછી કુંતી ગંગા નદી પર ગઈ. ત્યાં એકલી હતી ત્યારે દુર્વાસા મંત્રનો અનુભવ લેવો એમ તેના મનમાં થયું. તેણે સૂર્યને આવાહન કર્યું.

એની સાથે એ એની આગળ આવીને ઉભો રહ્યો. તેણે તેને બોલાવવાનું કારણ પુછ્યું. તેને જોઈને કુંતી ગભરાઈ અને નીચે ડોક રાખીને ધીરે રહીને બોલી કે તમે મારી ઉપર પ્રસાદ કરો. પરંતુ મારૂ કૌમાર્ય તેમ જ રહે અને વાત એમ જ ગુપ્ત રહે. એ સાંભળી સૂર્યએ કુંતીને કહ્યું: 'તું અતિશય ભાગ્યવાન છે તારી પાસે અપાર પુણ્ય હોવાથી તને મારું દર્શન થયું છે. મારા સંગથથી તારૂ કૌમાર્ય ભાંગશે નહીં. પરંતુ એક રાજા આવી અતિશય આદરથી તને વરશે.' પછી સૂર્યના પ્રસાદથી કુંતીને તત્કાળ સુર્ય જેવો જ પુત્ર થયો. તેના શરીર પર જન્મતઃ જ કિરીટ કુંડલ વગેરે ભુષણ હતા. એ જ કર્ણ હતો. પછી સુર્ય અંતર્ધાન થઈ ગયા. એ બી ગઈ અને તેણે એ બાળક ગંગામાં છોડી દીધો અને તે પોતાના પિતા પાસે આવી.

કુંતીએ બાળકને ગંગામાં પધરાવ્યો પરંતુ એ ડુબ્યો નહીં. કારણ ગંગાએ એનું રક્ષણ કર્યું. નદીના પાણીના તરંગોથી એ રમવા લાગ્યો. એટલામાં અધિરથ નામના કોળીએ તેને ઉપાડી લીધો. તેણે પોતાની સ્ત્રી રાધાને બોલાવીને એ બાળક એના ખોળામાં આપ્યો. બંને એ એનું નામ વસુષેણ પાડયું. પરંતુ રાધાએ એનું પાલનપોષણ કર્યુ માટે તેને રાધેય કહેતા. આગળ ઋષિએ એને વેદાધ્યાયન શીખવ્યું. એ ધનુર્વિદ ઉત્તમ શિખ્યો. અર્જુનના હાથે તેનું મરણ ન થાય માટે સુર્યએ પ્રગટ થઈને કહ્યું કેઃ 'રોજ સુર્યોપસ્થાન જપતો જા. ગાયત્રી મંત્રનો જાપ કરીને યાચાકની ઈચ્છા પૂર્ણ કરવા માટે ઉદાર થા. પરંતુ તારા શરીરના અક્ષય એવા કવચ જડયા છે એ માત્ર કોઈને આપીશ નહીં. એટલે શત્રુના શાસ્ત્રથી તને કદી પણ મૃત્યુ આવશે નહીં.' એમ કહીને સૂર્ય અદ્રશ્ય થઈ ગયા. કુંતીના પુત્રોમાં અર્જુન એ ઈંદ્રનો પુત્ર હતો. ઈંદ્રશકિત અને સૂર્યશકિત એમના સંઘર્ષથી અર્જુનની બાજુ લઈને ઈંદ્રએ બ્રાહ્મણ રૂપ લઈને કર્ણ પાસે આવ્યા અને તેણે સ્તુતિ કરીને કવચ માંગયાં. ત્યારે આ ઉદાર કર્ણએ તાત્કાલીક શીર પરનું કવચ કાઢીને બ્રાહ્મણને આપ્યું. એ જોઈને ઈંદ્ર ચકિત થયા. પછી પ્રસન્ન થઈને ઈંદ્રએ એને દિવ્ય શકિત આપી અને એમ કહ્યું કે જીવ જવાનો પ્રસંગ આવશે ત્યારે આનો ઉપયોગ શત્રુ પર કરજે. પછી એ શત્રુ કોઈ પણ હોય એનો નાશ થશે. એમ કહીને ઈંદ્ર નીકળી ગયા. એ વખતે કર્ણ જેવો ઉદાર, રૂપવાન ધનુરધારી વીર શ્રી કૃષ્ણ સિવાય કોઈ નહોતો.

ભીષ્મએ પરાભવ કર્યો એ દિવસથી ફરશુરામ ક્ષત્રિયોને વિદ્યા શીખવતા નહોતા. માટે ધનુર્વિદ્યા શીખવવા માટે કર્ણ બ્રાહ્મણનું રૂપ લઈને એની પાસે ગયો અને હાથ જોડીને ઉભો રહ્યો. ફરશુરામે તેને તારો વર્ણ કયો છે એમ પુછ્યું ત્યારે તેણે બ્રાહ્મણ એમ ઉત્તર આપ્યો. એ સાંભળીને ફરશુરામે તેને બધી વિદ્યા શીખવાડી. એ જોઈને કર્ણ આગળ અર્જુન સાથે અનર્થ કરશે એવી ઈંદ્રે ધાસ્તી થઈ માટે તેણે કર્ણના ઉપાયની યોજના કરી. એકવાર કર્ણના ખોળામાં માથું મુકી ફરશુરામ ઉંઘતા હતા ઈંદ્રએ ભુંગ (ભમરો) બીજાને લાકડાની જેમ કર્ણનો ખોળો કોતર્યો. એ કારણે લોહીની ધાર વહેવા લાગી પણ કર્ણ હાલયો નહીં. ત્યારે ભુયંગનું રૂપ લીધેલ ઈંદ્ર ફરશુરામના કાન પાસે આવ્યો. એ કારણે ફરશુરામ જાગ્યા. ત્યારે તેણે બધી બાજુ લોહી પ્રસરીલું જોયું. એ જોઈને એણે કર્ણને કહ્યું કે, 'તે આટલી વેદના સહન કરી અને હલ્યો નહીં એટલે તું ક્ષત્રિય હોઈને મોટો શુર છે. તારું નામ શું છે તે કહે ? કર્ણએ પોતાનું નામ કહ્યું, એ સાંભળતાં જ ફરશુરામ કર્ણને કહ્યું કેઃ 'હું ક્ષત્રીયોને વિદ્યા શીખવતો નથી એ ખબર હોવા છતાં તું ચોરીને વિદ્યા શીખ્યો માટે આ તારી વિદ્યા અર્જુન આગળ નિષ્ફળ જશે. આગળ ભાર્ગવરામની આજ્ઞા લઈ કર્ણ ઘરે પાછો ફર્યો.



એકવાર પાંડુ રાજા બંને સ્ત્રીઓ સાથે ખુબ આનંદથી અરણ્યમાં શિકાર કરતા હતા ત્યારે મૈથુન કરતા હરણની એનાથી હત્યા થઈ. પરંતુ એ હરણ નહીં પણ કર્દમઋષિ હતા. તેણે તત્કાળ પાંડુને શ્રાપ આપ્યો કે, તું પણ પોતાની સ્ત્રી સાથે રમમાણ થતાંજ મરણ પામીશ ? આ ઘટનાથી પાંડુને ખુબ દુઃખ લાગ્યું અને એ ત્યાં તાપસનો વેશ ધારણ

કરીને સ્ત્રીઓ સાથે રહ્યા. એ વાત ભીષ્મને ખબર પડતાં જ એને ખુબ દુઃખ લાગ્યું. પાંડુરાજા આ શ્રાપથી શતશૃંગ નામના પર્વત પર સારા એવા દિવસ રહ્યા. એ કારણે બધો રાજ્યકારભાર ધૃતરાષ્ટ્રના નામે ચાલતો હતો. પાંડુ જે અરણ્યમાં રહતા હતા. ત્યાંના કેટલાક ઋષિ એક દિવસ સ્વર્ગમાં જવા માટે નીકળ્યા. પાંડુ પણ એમની સાથે જવા લાગ્યા. પરંતુ ઋષિઓએ એને એમ કહ્યુ કેઃ 'જેમના પેટે સંતાન નહીં તેમનાથી સ્વર્ગમાં જવાશે નહીં.' આ સાંભળીને પાંડુને ખુબ દુઃખ થયું. પરંતુ એની સ્ત્રી કુંતીએ કહ્યું, 'મહારાજ તમે ચિંતા કરશો નહીં. દુર્વાસા ઋષિએ મને પાંચ મંત્ર આપ્યા છે એનો જાપ કરતાં જ મને સંતતી થશે. આ મંત્રનો ખરૂપણા જોવા માટે મેં પહેલાં સૂર્યના મંત્રનો જાપ કર્યો છે અને સૂર્યનારાયણ મારી આગળ આવીને ઉભા રહ્યા. એમનાથી મને મહા તેજસ્વી એવો પુત્ર થયો હતો. હું એને બીકથી ત્યાંજ નાંખીને ભાગી ગઈ. જન્મતઃ જ એના શીર પર કવચ કુંડળ હતાં. એ મંત્રથી અદ્યાપ ચાર મંત્ર હજી મારી પાસે છે. તમે આજ્ઞા આપો તો આપણને પુત્ર થશે.' પાંડુએ આ વાતનો આનંદ સ્વીકાર આપ્યો. પછી તેણે યમ, વાયુ અને ઈંદ્ર એ ત્રણ દેવતાઓનો ત્રણ મંત્રના ક્રમાક્રમથી જપ કર્યો. એનાથી એને યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન એમ ત્રણ પુત્ર એ દેવથી થયાં. અશ્વિનીકુમારનો ચોથો મંત્ર તેણે માદ્રીને આપ્યો. તેનાથી તેને નકુલ અને સહદેવ એમ બે પુત્ર થયા. ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને દૂર્યોધન, દુઃશાસન વગેરે સો પુત્રો થયા. ધૃતરાષ્ટ્રનો એ યુયસ્તુ નામનો પુત્ર હતો. એ સો પુત્ર ગાંધારી જે થયા એની સાથે એમ છે કે એકવાર વ્યાસે પ્રસન્ન થઈને ગાંધારીને સો પુત્ર થશો એમ વર આપ્યો. એ વરના પ્રભાવથી ગાંધારીને ગર્ભ રહ્યો. પરંતુ પચ્ચીસ મહીના ગયા પછી તો પણ પ્રસુતી થઈ નહીં. એટલામાં કુંતીને પુત્ર થવાની વાત લઈને બ્રાહ્મણ આવ્યો ત્યારે ગાંધારીએ ઈર્ષ્યાથી કોઈને ન ખબર પડતાં પોતાના પેટ પર પથ્થર મારી લીધો. ત્યાંજ પેટમાંથી રકતવર્ણની એક કોથળી બહાર પડી. ગાંધારીએ પોતાને પ્રસવ થવા માટે આ ઉપાય કર્યો, પરંતુ એ કારણે ગર્ભપાત થયો માટે એ માટેથી રડવા લાગી. એ વાત બધાને ખબર પડતાં જ એક જ આકાંત થયો. એ સમયે વ્યાસ પ્રગટ થયા અને પોતાના કમંડળમાંથી પાણી મંત્રીને એ રકતવર્ણ કોથળી પર એમણે છાંટયું તેની સાથે તેમાંથી સો અલગ અલગ ભાગ બહાર પડયા. પછી વ્યાસની આજ્ઞાની એ એક એક ભાગ અલગ અલગ વાસણમાં અંગુઠાના પેરા જેટલું ઘી મુકી તેમાં મુકયો. આ પ્રમાણે ભાગ મુકતાં હતા ત્યારે સો કરતા એક ભાગ અધિક થયો તેની દુઃશીલા નામની પુત્રી થઈ. વ્યાસની આજ્ઞાથી એ એકસો એક ભાગ ઘટ મંત્રીને એક બાજુ મુકયા. પ્રત્યેક ઘટ પાસે એક દિવો મુકીને એક સ્ત્રી રક્ષણ માટે રાખી હતી. આગળ એમાંથી દુર્યોધન જન્મતાં જ ગધેડા પ્રમાણે બરાડયો. એટલું જ નહી પણ હસ્તિનાપુરના બધા ગધેડા એજ સમયે બરાડવા લાગ્યા, રકતનો વરસાદ પડયો, વાદળો સાથે પવન જોરથી ફુંકાયો, વિજળી ચમકવા લાગી ઉલકાપાત અને ધરતીકંપ થવા લાગ્યો. ત્યારે આ પુત્ર અપાયકારક અને વંશનો નાશ કરનાર છે એમ કહી ગંગા નદીમાં નાખી દેવો એમ ઋષિએ કરેલ ભવિષ્ય વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું, પણ તેણે તે કબુલ કર્યુ નહીં.

સમયનું ભાવી વિલક્ષણ છે. પાંડુને પોતાનો શ્રાપ યાદ આવ્યો હતો તો પણ એકવાર માદ્રીને જોઈને કામાતુર થયા અને માદ્રીએ તે તેણે ના ના કહ્યું છતાં પણ તેનાથી રમવા લાગ્યો. ત્યારે જ તેનો પ્રાણ ગયો. તેની સાથે માદ્રી સતી થઈ. એના મૃત્યુથી કુંતી અને ધૃતરાષ્ટ્ર વગેરેને અતિશય દુઃખ થયું. કુંતી પાંચ પુત્રને લઈને હસ્તિનાપુર આવી. ત્યાં તે પોતાના પુત્રો સાથે રહેવા લાગી., ભીષ્મ, વિદુર અને ધૃતરાષ્ટ્ર એની યોગ્ય પ્રકારે કાળજી લેતા હતા. દિવસો દિવસ ધૃતરાષ્ટ્રના અને પાંડુના પુત્રો મોટા થતા હતા. તેમાં ભીમસેન એ નાનપણથી શકિતમાન અને બળવાન હતો. એ દુર્યોધન વગેરેને મારતો. ધૃતરાષ્ટ્રના પુત્રો કૌરવો અને પાંડુના પુત્ર પાંડવોના એ નામે પ્રસિધ્ધ થયાં. દુર્યોધનાદિ કૌરવ એ સ્વભાવે ખુબ દુષ્ટ હતા. દુર્યોધન મામા શકુનિ અને મિત્ર કાર્ણ એનો એમની સાથે મળતો હતો એટલે તેઓ પાંડવોને ખુબ દ્વેષ

કરતા. ભીમ વિષયે તો તેમને ખુબ જ અણગમો થતો. એકવાર રમતી વખતે બધા કૌરવો ઝાડ પર ચઢયા છે. એમ જોઈને ભીમે ઝાડ હલાવ્યું. એ સાથે ફળની જેમ બધા કૌરવો ઝાડ પરથી નીચે પડયા. એ જોઈને દુર્યોધન, કર્ણ, દુઃશાસન અને શકુની આ ચારેય એકાંતમાં બેસીને ભીમનો નાશ કરવાની યોજના ઘડવા લાગ્યા. ત્યારે ફાંસી, વિષપ્રયોગ અથવા સર્પદંશ કરવાનો વિચાર પ્રથમ ઠેરવ્યો પણ શકુનિ બોલ્યો કેઃ કોઈપણ પ્રકારે યોજના ઉઘાડી ન પડે એવી યોજના આપણે યોજવી જોઈએ. ભીમને મોદક ખુબ ભાવે છે માટે તે એને ખાવા આપવા. આ વાત બધાને ગમી પછી દુર્યોધને ગંગાના તીરે એક મંડપ સુશોભિત કર્યો અને પોતાની સાથે જલક્રિડા અને વન ભોજન માટે આવવાનું આમંત્રણ બધાજ પાંડવો સહીત તેણે ધર્મને આપ્યું. પછી બધા બંધુને લઈ ધર્મ જલક્રિડા કરવા ગયા. એ સમયે દુર્યોધનને ભોજન માટે પુષ્કળ પકવાન સાથે લીધાં હતાં. એમાં જ ભીમ માટે વિષ નાંખીને તૈયાર કરેલ મોદક પણ હતા. બધા જલ ક્રિડા કરવા માટે ગંગામાં પ્રવેશયા. જલક્રિડા કરતી વખતે કૌરવોએ અનેકવાર ભીમને ડુબાડવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ભીમ જ બધાને પકડીને પાણીમાં ડુબાડી બહાર કાઢતો હતો. સંધ્યાકાળ થયા પછી બધા બહાર આવ્યા. પછી ભોજનનો આરંભ થયો. એ સમયે દુર્યોધન પોતે ભીમને પીરસવા લાગ્યો અને તેણે ચાલાકીથી વિષ નાંખેલા મોદક ભીમને પીરસ્યા. ભોજન થયા પછી બધા પોત પોતાના ઠેકાણે નીકળી ગયા. મધ્યરાત્રીના સુમારે ભીમના આખા શરીરમાં વિષ ચઢયું અને તે મૃતવત પડયો. એ જોઈને દુર્યોધન, કર્ણ, દુઃશાસન, શકુની એ ભીમ પાસે ગયા અને તેમણે બાંધીને એના ગળામાં એક મોટો પથથર બાંધ્યો અને એ ગંગાના મધ્યભાગે લઈ જઈ છોડી દીધો. આ રીતે ડુબવાથી દુર્યોધનને અતિશય આનંદ થયો અને ત્રણેએ સાથે ચુપચાપ પોતાની જગ્યા પર આવી ગયા. જળમાંથી સર્પો એને પાતાળમાં ખેંચી લાવ્યા. ત્યાં અનેક સર્પોએ એને દંશ કરીને એના શરીરનું વિષ શોષી લીધું અને તેને સાવધ કર્યો. ભીમે પોતે બળથી પોતાના બંધનો તોડયાં અને એ છુટો થયો. એ વાત સર્પોએ વાસુકીને જણાવી. એ પોતાના પરિવાર સાથે એને જોવા માટે આવ્યો. ભીમે પોતાનું બધું વર્તમાન જણાવ્યું. ભીમ એ પાંડુરાજાનો પુત્ર અને શ્રીકૃષ્ણનો ફોઈનો પુત્ર હોવાથી મિત્ર છે એમ જણાયા પછી વાસુકી આગ્રહથી એને પોતાના મંદિરમાં લઈ આવ્યો. તેણે તેની પૂજા કરી અને અમૃતથી ભરેલા આઠ કુંડાં એને બતાવ્યા. ભીમે તાત્કાલીક એ કુંડાંનું અમૃત પીને એ કુંડા ખાલી કર્યા. પછી તૃપ્ત થયા પછી તેણે વાસુકીએ પલંગ પર લઈ જઈ વીનવ્યા.

અહીં બીજા દિવસે સવારે ગંગાસ્નાન કરીને કૌરવો ખુબ આનંદથી પોતાના નગરમાં ગયા. એ સમયે કૌરવો અંદર અંદર મોટથી બોલવા લાગ્યા કે અમે પાંડવો માટે જીવ તોડીએ છીએ અને એમની વર્તુણક જુઓ. ભીમ તો એકદમ નિષ્ઠુર છે. તે પહેલાં જ બેપરવાઈથી અમારી પહેલાં એકલો જ નગરમાંથી નીકળી ગયો. ધર્મ અને અર્જુન એમણે બધું સાંભળી લીધું. ધર્મએ કુંતી પાસે જઈ ચોકસાઈ કરી. ત્યારે ભીમ ઘેર આવ્યો ન હોવાનું તેમને સમજાયું એ સાંભળતાં જ ધર્મ ગભરાયા. પછી દુર્યોધને ભીમનો ઘાત કર્યો એમ મનમાં આવતાં એ બધા રડવા લાગ્યાં. એટલામાં વિદુર ત્યાં આવીને તેમને શાંત્વન કરવા લાગ્યો. ત્યારે કુંતીએ તેને કહ્યું કેઃ 'દુર્યોધને ભીમનો નકકી જ ઘાત કર્યો છે. આ સાંભળી વિદુર બોલ્યો કે, તું એમ ન કહીશ. કારણ એ દુષ્ટ પુરૂષ જો આ સાંભળશે તો આ ચારનો પણ એ નાશ કરશે. તમે ચિંતા કરશો નહીં. શ્રીકૃષ્ણનું ચિંતન કરો એટલે એ ભીમને સુખરૂપ લાવી તમારો મેળાવ કરાવશે. વિદુરની વાણી પર વિશ્વાસ રાખીને એ બધા શોકાતુર થઈ બેઠા હતા.



વાસુકી પાસે ભીમ સુઈ ગયો એ આઠ દિવસ સુધી તેમ જ ઘોરતો રહ્યો. નવમાં દિવસે ઉઠયા પછી વાસુકીએ પોતાની પદ્માવતી નામની સુંદર કન્યા ભીમને આપી અને વસ્ત્રો, અલંકાર, વાસણો વગેર આપીને વાસુકીએ ભીમને વિદાય કર્યો. પછી ભીમે નિર્ભયપાણે હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો. ભીમથી પદ્માવતીને જે પુત્ર થયો એ જ બર્બરીક છે. ઘેર

બધા ચિંતામાં બેઠા હતા ત્યારે ભીમને અચાનક જ આવતો જોઈને અતી આનંદથી કુંતી, વિદુર અને ચાર ભાઈઓ એને મળવા દોડયા. એ વખતે ભીમે કુંતી, વિદુર અને ધર્મ એમને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. અર્જુન, નકુલ અને સહદેવ એ ભીમના પગે લાગ્યા. પછી ભીમે બધું વૃત્તાંત એમને કહ્યો. પછી કુંતીએ ભીમનાં શરીર પરના સુવર્ણભુષણ ઉતારીને નાંખ્યા અને અમાપ દાન કરી યાચકોને સુખી કર્યા. એ સમયથી પાંડવોએ વિદુરની સલાહથી વર્તવાનું એવું નકકી કર્યુ અને કૌરવની સંગત છોડી. એમની જોડે બોલવું પણ વર્જ્યુ. ત્યારથી એ પાંચે પણ એકબીજા ઉપર અવલંબતા, એક વિચારથી, મર્યાદાથી વર્તતા. શ્રીકૃષ્ણના ચરિત્ર સાંભળીને એનું ભજન -પૂજન, ધ્યાન અને સતત સ્મરણ કરતા હતા. વિદુરે અનેક કલા રાજધર્મ ધર્મને શીખવ્યા. તેમજ અનેક ભાષા (કરપલ્લવી, નેત્રપલ્લવી) વિદુરે પાંચેય ભાઈઓને કહીને બર્બર ભાષા પણ શીખવી.

**ત્યાં કૌરવ પાંડવનું વેર વધે જેહ, પહેલા રમત આમલી પીપળી તેહ. ॥૨૧૧॥**
**ત્યાં દુર્યોધનને શકુનિ કરે વિચાર, એ ભીમ વિખથી ન મરે લગાર. ॥૨૧૨॥**
**ત્યાં ગુરૂ દ્રોણ સહુને ધનુર્વિદ્યા શીખવે જાણ, પણ તેમાં અર્જુન સફળ થયા નિરવાણ. ॥૨૧૩॥**
**ભીમ ફેરવે ગદા જેમ દીસે છે કાળ, ત્યાં દુર્યોધન દુઃશાસનના હૃદયમાં પડિયો ફાળ. ॥૨૧૪॥**
**તાહા દુર્યોધન શકુની સાથે કરે વિચાર, હવે એ પાંડવનું બળ વધ્યુ છે અપાર. ॥૨૧૫॥**
**ગુરૂદ્રોણાચાર્યે તેઓની પરિક્ષા લીધી જયાં, ધનુર્યાગ યજ્ઞ માંડયો છે ત્યાં. ॥૨૧૬॥**
**યાગમાં દેશદેશના રાજા બોલાવ્યા જયાં,ભીષ્મે તેઓના માન સનમાન કીધા ત્યાં. ॥૨૧૭॥**
**તેમાં અર્જુનને ભીમ સફળ થયા નિરવાણ, દુર્યોધનને કર્ણ શું જોડયું મિત્ર સંધાન. ॥૨૧૮॥**
**દ્રોણાચાર્યે ગુરૂ દક્ષિણા માગી જયાંહા, દ્રુપદરાજાને પકડી લાવો આહા. ॥૨૧૯॥**
**કૌરવે દ્રુપદશું યુધ્ધ કીધું ઘણુ, પણ દ્રુપદ બલનો પાર ન લહુ. ॥૨૨૦॥**
**છેલ્લે અર્જુન દ્રુપદને જીત્યા જહીં, તેણે રથે બાંધીને લાવ્યા ગુરૂને પાસે સહી. ॥૨૨૧॥**
**ધન્ય ધન્ય પાંડવો બળીયા ગુરૂ કહે, કૌરવોના મનમાં બહુ ચિંતા થાયે. ॥૨૨૨॥**
**ભીષ્મે ધર્મને યુવરાજપદ આપ્યુ જહીં, ધૃતરાષ્ટ્રને મનમાં બહુ ચિંતા થઈ. ॥૨૨૩॥**

આગળ સૌ કૌરવ, દાસી પુત્ર યુયુત્સુ, કર્ણ અને પાંચેય પાંડવો મળીને એકસો સાત જણાએ ધનુર્વેદ શીખવવા માટે ધૃતરાષ્ટ અને કૃપાચાર્યે એમની યોજના કરી કૃપાચાર્ય એ ગૌતમ મુનીનો પુત્ર હતો. ગૌતમે પોતાના પુત્ર કૃપાચાર્ય અને ધનુર્વેદ, અસ્ત્ર, મંત્ર વગેરે સકળ વિદ્યામાં પ્રવિણ કર્યો હતો. ભારદ્વાજ મુીનનો પુત્ર દ્રોણાચાર્ય એને ગૌતમે પોતાની પુત્રી કૃપા આપી હતી. આગળ તેને એક પુત્ર થયો એનું નામ અશ્વત્થામા. તેણે જન્મતા જ ઘોડા પ્રમાણે હણહણટી કરી માટે તેનું નામ અશ્વત્થામા એમ રાખ્યું. એની હણહણાટી સાંભળીને દેવોને આનંદ થયો. એ રૂદ્રાંશ હોવાથી દેવોએ એને ચિરંજીવ કર્યો. દ્રોણે અશ્વત્થાને સર્વ વિદ્યામાં પારંગત કર્યો.

એક દિવસે કૌરવ પાંડવો એક કુવા પાસે રમતા હતા, ત્યારે તેની વીંટી અને અંગુઠી એ ઉંડા કૂવામાં પડી. એ અંગુઠી બહાર કાઢતી વખતે દ્રોણ ત્યાં આવ્યા અને બોલ્યાઃ 'રાજપુત્રો, અસાધ્ય વસ્તુ કંઈ રીતે પ્રાપ્ત કરી લેવી એ વિદ્યા તમે કોઈની પાસેથી પણ પ્રાપ્ત કરેલી દેખાતી નથી.' એમ બોલીને તેણે એક દર્ભ મંત્રીને કૂવામાં નાંખ્યો એ સાથે એ વીંટી પાણી ઉપર આવી. તેમજ ધનુષ્યને એક બાણ લગાવી છોડતાં જ પોતાના મુખમાં એ વીંટી લઈ ઉપર આવ્યું. એ એનું અદ્‌ભુત કૃત્ય જોઈ બાળકોને ખુબ આશ્ચર્ય થયું. એ પિતામહ ભીષ્મ પાસે જઈને તેમને એ સર્વ પ્રકાર કહ્યો. એ સાંભળતાં જ ભીષ્મે દ્રોણને તાત્કાલીક બોલાવી લીધા અને બધા બાળકોને વિદ્યા શીખવવા માટે પોતાના આશ્રમમાં મુકયા.

દ્રોણાચાર્ય બધા વિદ્યાર્થીઓને મન લગાવીને વિદ્યા શીખવવા લાગ્યા પણ બધા વિદ્યાર્થીઓમાંથી અર્જુન ધનુર્વિદ્યામાં અને ભીમ ગદાયુધ્ધ, મલ્લયુધ્ધ એમાં વિશેષ ચમકવા લાગ્યાં. તેથી એમની ઉપર દ્રોણનો અતિશય પ્રેમ હતો. આગળ સર્વ વિદ્યા સંપન્ન થયા પછી દ્રોણે બધાની પરીક્ષા લેવાનો વિચાર કરીને એક દિવસ નિશ્ચિત કર્યો. એ પરિક્ષા માટે બધા વિદ્યાર્થી ખુબ આસ્થાથી અભ્યાસ કરતા હતા. એ પરીક્ષા લેવા માટે હસ્તિનાપુરના ઉત્તરમાં મેદાનમાં એક ભવ્ય મંડપ તૈયાર કર્યો. નકકી કરેલા દિવસે હજારો લોકો ત્યાં ઉપસ્થિત હતા. મોટા મોટા રાજા અને ઋષિઓ ત્યાં આવ્યા હતા. તેમજ રાજસ્ત્રીઓ માટે પરીક્ષા જોવા માટે ત્યાંજ વ્યવસ્થા કરવામાં આવી હતી. ભીષ્મ અને કૃપાચાર્ય એ મુખ્ય પરિક્ષક હતા.

એ સમયની પધ્ધતિ પ્રમાણે ગુરૂ દ્રોણનો યોગ્ય સત્કાર થયા પછી સર્વ વિદ્યાર્થીઓને પોતાની વિદ્યાકૌશલ્ય પ્રગટ કરવાનું કહીને યુધ્ધ પરીક્ષાની શરૂઆત કરી. એ તો ખરૂ યુધ્ધ નહોતું તો પણ બધાને ઈર્ષા ઉત્પન્ન થઈને એ પરસ્પર લડયા. તેમાંય વચ્ચે ભીમ અને દુર્યોધન આ બંનેનું કેટલાયે સમય સુધી ગદાયુધ્ધ થયું. એ સમયે એમની ભયંકર ગર્જના અને એકબીજા મારવાના સંધાન જોઈ બધા લોકોને બીક ઉત્પન્ન થઈ. એ બંને તો એકદમ છેલ્લી અણી પર આવી પહોંચ્યા બંનેમાંથી કોઈ જ પીછેહઠ લેતું નહોતું. એમ જોઈને દ્રોણે યુધ્ધ બંધ કરવાની સુચના આપી. પરંતુ એ બંને સાંભળતા નહોતા. છેલ્લે અશ્વત્થામાએ જઈને એમને છોડાવ્યા અને બંનેને બે બાજુ મોકલ્યા. પછી અર્જુને પણ પોતાનું યુધ્ધકૌશલ્ય બતાવ્યું. તેની પરીક્ષા ચાલુ હતી ત્યારે કર્ણ ત્યાં આવ્યો. તેનો એ સમયનો આવેશ, મુદ્રા અને અવસ્થા જોઈને બધાને આશ્ચર્ય થયું. પોતાનું યુધ્ધ કૌશલ્ય બતાવીને અર્જુન પર પોતાનું અધિક બળ બતાવવા માટે કર્ણ અર્જુનને પુષ્કળ બોલ્યો. એ વખતે કર્ણનુ વિલક્ષણ ધૈર્ય જોઈને દુર્યોધનને અતિશય આનંદ થયો. તેણે તાત્કાલીક કર્ણથી મૈત્રી કરીને અને પોતાનો મિત્ર માન્યો. અર્જુનથી આ અપમાન સહન થયું નહીં. કર્ણથી ન બીતાં અર્જુન એને ખુબ બોલ્યો. છેલ્લે બંનેનુ યુધ્ધ થાય એવું આવ્હાન કર્ણને તેને કર્યું અને બંને રણભુમી પર ઉભા રહ્યા. પરંતુ કર્ણ એ ક્ષત્રીય નથી અને રાજા પણ નથી માટે એ અર્જુનની બરોબરી કરવા માટે અયોગ્ય છે એમ યુકિતવાદ કરીને તેનું યુધ્ધ ટળી ગયું. એ કારણે કર્ણને દુઃખ થયું.

દુર્યોધને એ સંધી સાધીને એ વખતે કર્ણને અંગ દેશનું રાજય આપ્યું અને બધા માંડલિક રાજાઓની જેમ તે પણ રાજ માન આપ્યું. ત્યારે કર્ણને અતિશય આનંદ થયો એણે દુર્યોધનને કહ્યું: 'મિત્ર, આ સમયે તું મારી પાસે કંઈક માંગ.' આ સાંભળીને દુર્યોધને કર્ણને કહ્યું, મિત્ર, આપણી મિત્રતા હંમેશા વધતી રહે એટલું જ માંગુ છું. ત્યારે ઠીક છે એમ કહીને કર્ણએ તેને વચન આપ્યું. એટલામાં કર્ણના પિતા અધિરથ ત્યાં આવ્યા. ત્યારે કર્ણએ તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પછી થોડા સમય પછી કર્ણે અને ભીમે એકબીજાને ઉદ્દેશીને નિંદાયુકત વાણી શરૂ કરી. અને એ બંને યુધ્ધ માટે પોરસાયા. ત્યારે દ્રોણાચાર્યે વચ્ચે આવી એ બંનેને સમજાવ્યા. એટલામાં સૂર્યાસ્ત થયો અને સર્વસભાજન પોત પોતાના ઘેર ગયા.

દુર્યોધનના મામા શકુનિ એ સ્વભાવે ખુબ દુષ્ટ હતો. એના શરીરે પરાક્રમ ન હોવાથી કપટથી બીજાનો નાશ કરવામાં એને યોગ્ય લાગતું. કર્ણ દુર્યોધન એમને પાંડવોનો થઈ રહેલો ઉત્કર્ષ સહન નહોતો થતો. તેમાં શકુનીની સહાય મળી. પરીક્ષાનો સમારંભ થયા પછી ભીષ્મએ દ્રોણની સ્તુતિ કરી. પરંતુ પોતાના પુત્ર કરતાં પાંડુ પુત્રો વધારે હોશિયાર છે એમ સાંભળીને ધૃતરાષ્ટ્રને આ સમારંભથી થવું જોઈએ એવું સમાધાન થયું નહી. દુર્યોધન વગેરે પાંડવાનો નાશ કરવામાં કાયમ ટાંપીને બેસતા. એ કારણે સત્યવતી, અંબિકા અને અંબાલિકા એમને ત્યાં રહેવું ઠીક લાગતું નહોતું માટે તેઓ તેમની જાતે બદ્રિકાશ્રમે જઈને રહ્યાં. ભીષ્મ અને વ્યાસમુનિ માત્ર ત્યાંજ રહ્યાં.

એ પછી એક દિવસે દ્રોણાચાર્યે પોતાના બધા શિષ્યોને કહ્યું: તમારી બધી વિદ્યા પૂર્ણ થઇ. હવે તમારે મને ગુરૂદક્ષિણા આપવી જોઇએ. તે એમ કે તમે દ્રુપદ રાજાને જીતીને એને બાંધીને મારે સ્વાધીન કરો. કૌરવો પાંડવો એ કબુલ કર્યુ અને એ મોટું સૈન્ય લઇને દ્રુપદ રાજા પર ચઢાઇ કરવા નીકળ્યા. દ્રુપદ સૈનિકોએ જઇને એ વાત દ્રુપદને કહી. ત્યારે દ્રુપદ રાજા પોતાનું સૈન્ય લઇને નગર બહાર આવ્યો. કૌરવોને પોતાના પરાક્રમનો ગર્વ થયો હતો. માટે સૌથી પહેલા તેઓ પોતાનું સૈન્ય દ્રુપદ પર લઇ કરીને ગયા. દ્રુપદના સૈન્યનું અને કૌરવોના સૈન્યનું ખુબ સમય ભયંકર યુધ્ધ થયું. દ્રુપદે પોતે કૌરવો પર બાણનો પ્રચંડ માર કર્યો કે કૌરવો અને એનું સૈન્ય ભાગી જવા લાગ્યું. દ્રુપદની સેના એનો પીછો કરવા લાગી. કૌરવો મદદ માટે પાંડવોને બોલાવવા લાગ્યા. એ કૌરવોની સહાય માટે ભીમ અર્જુન દ્રોણાચાર્યને નમસ્કાર કરીને રથમાંથી નીચે ઉતર્યા અને દ્રુપદના સૈન્ય પર તેમણે ચાલ કરી. ભીમે પોતાની ગદાથી દ્રુપદ સૈન્યનો નાશ કર્યો. દ્રુપદ અને અર્જુન એમનું યુધ્ધ થયું . અર્જુને પોતાનાં તેજસ્વી બાણોથી દ્રુપદના રથનો ધ્વજ અને છત્ર તોડી નાંખ્યાં. રથના ઘોડા માર્યા. સારથીનો વધ કર્યો અને દ્રુપદનું ધનુષ્ણ અને ભાથાં તોડી નાખ્યાં. પછી અર્જુન પોતાના રથમાંથી નીચે ઉતર્યો અને દ્રુપદને ઉપાડીને તેણે પોતાના રથમાં લાવી મુકયો. એ જોતાં જ કૌરવોએ જયજયકાર કર્યો અને એ દ્રુપદની નગરી લૂટવા દોડયા. પરંતુ દ્રુપદરાજા એ દ્રોણચાર્યનો ગુરૂબંધુ હોવાથી એનું નગર લૂંટવું અથવા પ્રજાને ત્રાસ આપવો અયોગ્ય છે એમ અર્જુને કૌરવોને કહી પાછા વાળ્યા.

પછી અર્જુને દૂત મોકલીને દ્રુપદના પ્રધાનને બોલાવી લીધા અને તેની સાથે દ્રુપદ રાજાને એ દ્રોણાચાર્ય પાસે લઇ ગયો. એ પછી દ્રુપદે નીચે ગરદન રાખીને ગુરૂબંધુ દ્રોણની ક્ષમા માંગી. દ્રોણે તેને આલીંગન આપીને કહ્યું, 'દ્રુપદ તું અને હું બાળપણના મિત્રો છીએ. આપણે નાનપણમાં એક જ જગ્યાએ વિદ્યા શીખ્યા એ હું ભુલ્યો નથી. આજ અર્જુને તને તારા રાજય સાથે ગુરૂદક્ષિણા એમ મને અર્પણ કર્યુ છે. એ પૈકી હું તને અડધું રાજય આનંદથી આપું છું. વૈરભાવ છોડી તુ એ રાજયમાં સુખથી ઉપભોગ કર.' એમ કહીને દ્રોણે દ્રુપદને સન્માનથી એના નગરમાં મોકલી દીધો. પરંતુ આ અપમાનથી દ્રુપદ મનમાં ને મનમાં તડપયા સિવાય રહ્યો નહીં. એ એના મનમાં બોલ્યો, 'હું શ્રી શંકરને પ્રસન્ન કરીને દ્રોણનો વધ કરનાર પુત્ર અને અર્જુનને વરનારી પુત્રી માંગી લઇશ.'

પછી કૌરવ પાંડવ પોતાના સૈન્ય સાથે નગરમાં પાછા આવ્યા. એક વર્ષ પછી ભીષ્મએ ધર્મને યુવરાજપદ આપ્યું. ભીમ બલરામ પાસે જઇને ગદાયુધ્ધ શીખ્યો. એ જોઇને દુર્યોધન પણ બલરામ પાસે જઇને એ વિદ્યા શીખ્યો. અર્જુન, નકુલ, સહદેવ ધર્મરાજાની આદરથી સેવા કરવા લાગ્યા. કેટલાક દિવસો પછી ધર્મની આજ્ઞા લઇને અર્જુન, ભીમ, નકુલ, સહદેવ સાથે લઇને દિગ્વિજય કરવા નીકળ્યો. તેણે બધા રાજાને જીતીને અમાપ સંપત્તિ મેળવી. ધૃતરાષ્ટ્રને આ વાતની ખબર પડતાં એ ચિંતામાં પડયા. એ બોલ્યાઃ 'પાંડવ ખુબ પરાક્રમી થયાં. બધું રાજય એ જ લેશે અને મારા પુત્રો ભિક્ષા માંગશે એમ દેખાય છે. પછી તેણે કણિક નામના પોતાના એક પ્રધાનને બોલાવ્યો. આ પ્રધાન અત્યંત દુષ્ટ સ્વભાવનો હતો. એ ખુબ કપટી પાપી અને નીચ હતો. ધૃતરાષ્ટ્રે એકાંતમાં તેને પોતાની ચિંતા કહી. ત્યારે કણિક બોલ્યોઃ 'મરણ દુર છે એ માટે કદી સ્વસ્થ બેસવું નહીં. તેનો વિચાર તાત્કાલીક કરવો. વેરી, સર્પ અને અગ્નિ નાના હોય તો પણ તેમની ઉપેક્ષા કયારેય કરવી નહીં. બધુ કાર્ય બાજુમાં મુકી પહેલો એનો નાશ કરવો. વેરીથી કૃત્રીમ મૈત્રી બાંધીને એનો પ્રાણ લેવો, પ્રત્યક્ષ માબાપ એ પણ પોતાના સ્વાર્થે બાધા બનવા લાગે તો એમનો પણ વધ કરવામાં આગળ પાછળ જોવું નહી.' કણીક પોતાની દુષ્ટ નીતિનો ધૃતરાષ્ટ્રને ઉપદેશ કર્યો. એ સાંભળી રાજા બોલ્યો, 'કણિક તે જે કહ્યું બરાબર છે પણ આજ મારા મનમાં જે ચિંતા ઉત્પન્ન થઇ એ નહીવત કરવાની શી યુકિત કરવી એ મને કહે.' કણીક બોલ્યો

'યુક્તિ એજ કે બહાર સારાપણું બતાવી શત્રુના પ્રાણ લેવા. એનાથી કોઈ બીજી યુક્તિ મને દેખાતી નથી. પાંડવો જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી તમારા પુત્રો રહેશે નહીં. આનાથી અધિક હું તમને શું કહીશ.' આમ બોલીને કણિક નીકળી ગયો.

અહીં પાંડવોનું વર્તન જોઈને પ્રજા સંતુષ્ટ થઈ. હવે ધર્મ રાજ્ય થશે માટે બધા લોકોને આનંદ થયો. પ્રત્યેક લોકો ધર્મને જ ગાદી પર બેસવાનું કહેવા લાગ્યા. દુર્યોધનના સૈનિકો ઘેર ઘેર ચાલેલી આ ચર્ચા અને પાંડવો માટે લોકોને થનાર પ્રેમ આ વાતો દુર્યોધનને કાને મુકી. આ વાત સાંભળી તેને સંતાપ થયો અને એ પોતાના પિતા પાસે ગયો. એણે ધૃતરાષ્ટ્રને કહ્યું: ' પિતાશ્રી, બધી પ્રજા એક થઈને ધર્મને રાજ્ય આપવાનું કહે છે. તમે અંધ એ માટે તમને રાજ્યધિકાર નહીં મળે. એમ કહે છે. દ્રોણચાર્ય અને ભીષ્મ એ તેમને મળશે. એ બધાં મળીને મારો વધ કર્યા સિવાય રહેશે નહીં. ત્યારે હવે પાંડવોને આપણાથી દુર રાખવા. એમાંજ આપણું કલ્યાણ છે.' દુર્યોધનની મરજી પ્રમાણે ધૃતરાષ્ટ્રે પાંડવોને બોલાવી લાવ્યાં અને એણે તેમને કહ્યું, 'તમે આજથી વારણાસીમાં જઈને રહો. એ રાજ્ય પણ આપણું જ છે.' ધર્મરાજાએ કાકાની વાત માન્ય કરી અને હમણાં જ ત્યાં જઉં છું એમ કહી ધૃતરાષ્ટ્ર, ભીમ, દ્રોણાચાર્ય અને વિદુર એમને વંદન કરી તેમનો આદેશ લીધો.

**એ પાંડવ હવે મરસે કેમ ઉપાયે, જેથી એ બળી મરે એસો કહેજો ઉપાયે. ॥૨૨૪॥**
**ત્યાં કહે શકુનિ તમે જાવો વારણાવત નગરમાં,અને તમો લાખામંદિર બંધાવ ત્યાં. ॥૨૨૫॥**
**ત્યાં દુર્યોધને મંત્રી પુરોચન મોકલ્યો જહાં, તેણે લાખામંદિર બાંધ્યા ઉત્તમ તહા. ॥૨૨૬॥**
**ત્યાં દુર્યોધન કહે ધૃતરાષ્ટ્રને તમે સુણો તાત,પાંડવોને વારણાવત મોકલો નગર જોવા કાજ. ॥૨૨૭॥**
**ધૃતરાષ્ટ્ર કહે પાંડવોને સુણો પંડુનન્દન વીર, તમો માતા કુંતી સાથે જાવો નગર જોવા સધીર. ॥૨૨૮॥**
**ત્યાં દુર્યોધન તમારાકાજે બાંધ્યો મંદીર ઉત્તમ સાર,ત્યાં વરસો સુધી રહે જો સુખશુ નિરધાર. ॥૨૨૯॥**
**ત્યાં માતા કુંતાને વિદુર સાથે જાયે પાંચે વીર,તે ધૃતરાષ્ટ્રની રજા લઈ વારણાવત જાયે સધીર. ॥૨૩૦॥**
**મારગમાં વિદુર કહે યુધિષ્ઠિર તમે સુણો મારી વાત, દુર્યોધને કીધો છે તમારો વિશ્વાસઘાત ॥૨૩૧॥**
**એ દુર્યોધન સહી લાખામંદિર બાંધ્યા છે તમકાજે, જો અગની લગાડયા તેં મંદીર બહુ દાઝે ॥૨૩૨॥**
**તેથી તમે બળી મરસો તતકાળ સહી, અને દુષ્ટ દુર્યોધનનાં કારજ સરસે તહી. ॥૨૩૩॥**
**તે માટે પાંડવો તમે ગફલતમાં ન રહેસો જાણ, નહી તો તમે ખોસો તમારો પ્રાણ. ॥૨૩૪॥**
**ત્યાં જઈ તમે ગુપ્ત રીતે સુરંગ બાંધજો સહી, તે સુરંગથી તમે વનમાં નીકળજો જઈ. ॥૨૩૫॥**
**એવી બુધ્ધિ દઈ વિદુર ત્યાંથી વિદાય થયા, અને પાંડવ વારણાવત નગરપાસે આવી રહ્યા. ॥૨૩૬॥**
**ત્યાં દુર્યોધન પાંડવોને તેડી ચાલ્યો તહા, અને તેને જઈ ઉતાર્યા લાખામંદિર મહા. ॥૨૩૭॥**
**ત્યાં દુર્યોધને પાંડવોને ભોજનલાડુ જમાડયા ત્યાં, પણ સતી પાંડવો સત ન ચુકયા તહા. ॥૨૩૮॥**
**ત્યાં પાંડવને લાખાઘરમાં ગુપ્ત સુરંગ બાંધ્યા જહા, તે વનવીસે નાસી જવા કારણ તહા. ॥૨૩૯॥**
**તે સુરંગ દ્વાર ઉપર ભીમે શીલા રાખી જયાંય, તે હેઠળ સદગુરૂ સુરંગ કરી કહેવાય. ॥૨૪૦॥**



દુર્યોધને કણિક, શકુનિ, કર્ણ, દુઃશાસન વગેરેને બોલાવીને એમના વિચારોથી એક નવો જ વ્યુહ રચ્યો. દુર્યોધને પુરોચન નામના એક કારીગરને બોલાવી લીધો અને તેને કહ્યું: ' તું વારણાવતમાં જઈને ત્યાંના બધા પ્રજાજનો સાથે લઈને પાંડવોની સામે જા. તેમનો મોટો સત્કાર કર અને હું કહું તેમ મહેલ તૈયાર કરીને રહેવા આપ. આ મહેલ લાખ, રાળ, ને કપુર એની સહાયથી બાંધ અને તેમાં વેળુ, તેલ અને લાકડા એમનો અલગ અલગ ઉપયોગ થાય તેટલો ઉપયોગ

કર. મહેલ ભીંતો માખણમાં કપુર ભેળવીને માટીથી લિપીને એની ઉપર માટેનો થર થાય તેટલો ઘટ અને પછી એના ઉપર મનોહર ચિત્રો કાઢ. મહેલ તૈયાર થયા પછી સર્વ પ્રકારના ઉત્કૃષ્ટ સરંજામથી પાંડવોને અર્પણ કર. પછી તને સુચના આપીએ ત્યારે એ મહેલને આગ લગાડવી અને પાંડવો એમાં બળી મરી જશે એવી વ્યવસ્થા કર. એક શબ્દ પણ કોઈને ખબર ન પડે તે ધ્યાનમાં રાખ. તારી કામગીરી વ્યર્થ જશે નહીં. જા હવે તારા કામે લાગ.' પુરોચને એનું કહેવું કબુલ કર્યું અને પોતાના કામે લાગ્યો.

પાંડવો કુંતી સાથે હસ્તિનાપુર છોડીને વારણાવતમાં જવા નીકળ્યા ત્યારે લોકોને ખુબ દુઃખ થયું. લોકોનું સમાધાન કરીને તેમણે બધાંનો આદેશ લીધો. વિદુર આશીર્વાદ આપતી વખતે સાંકેતિક બાર્બર ભાષામાં ધર્મને ભાવી સંકટની જાણ આપી સાવધ રહેવા માટે કહ્યું: દુર્યોધન જોડે હોવાથી એને સ્પષ્ટ પણે બોલી શકયા નહીં માટે તેણે ધર્મને કહ્યું, ' તારી ઉપર ખુબ કઠિન સંકટ આવનાર છે માટે અહોરાત્ર સાવધ રહે. ગૂરૂરૂપે તને અગ્નિ મળશે. તેમાં શું તે સમજ. વનનું ભય લાગતાં જ પ્રાણી પોત પોતાના વિવર (ગુફા)માંથી બહાર નીકળી પડે છે એ તને ધ્યાનમાં જ હશે, દિવસે રણમાં શિકારે જતો જા અને રાત શ્રી હરિનું સ્મરણ કરવામાં કાઢવી. ધર્મ, શત્રુનો મીઠો શબ્દ પણ વિષ જેવો હોય છે, માટે કોઈના પણ શબ્દોને ભુલીશ નહી. શત્રુના ઘરનું અન્ન વિષરૂપ જ માનવું. આ બધી વાતો ધ્યાનમાં રાખ. ઉત્તર દિશામાંથી દક્ષિણ દિશામાં ફરી જઈને આ ભીમસેન ફરી એકવાર વિજયી થશે. કાયમ શ્રીકૃષ્ણનું સ્મરણ કરતો જા. એટલે કોઈ પણ વાતનો અવરોધ થશે નહીં. માટે ધર્મ, મેં કહેલું બધુ ધ્યાનમાં રહેશે ને !' ધર્મએ હા એમ ગદ્‌ગદ્ ઉત્તર આપ્યો. વારણાવત નગર પાસે આવતાં જ પુરોચન બધા લોકો સાથે એમની સામે આવ્યો. તેમને વસ્ત્રો, અલંકાર વગેરે આપીને તેમનો સત્કાર કર્યો અને તેમને તે એક બાજુ જુના મકાનમાં લઈ ગયો અને ત્યાંજ તેમને થોડો સમય રહેવાની વ્યવસ્થા કરી. ત્યાં નિત્યક્રમાનુસાર પાંડવોએ ભોજન કર્યું. પછી પુરોચને નવો મહેલ બાંધેલો મહેલ જોવા માટે ચાલો એવી વિનંતી કરી. મહેલ ખુબ જ સુંદર હતો. પણ ધર્મને વિદુરના શબ્દો યાદ હોવાથી તેણે ભીમને એ ઘની પરીક્ષા કરવા માટે કહ્યું. ધર્મ બોલ્યા, 'ભીમ આ ઘરની ભીંતો પર પાણી છાંટીને સુવાસ આવે છે કે શું એમ જો તો.' ભીમ એ પ્રમાણે કરતાં જ વિદુરે કહેલી વાતનો પ્રત્યય થયો. એ જોઈને ભીમે ત્યાં રહેવા માટે નારાજગી વ્યકત કરી. પણ ધર્મ બોલ્યા, 'આપણું રક્ષણ શ્રીકૃષ્ણ કરશે. હમણાં આપણે પુરોચન સાથે મૈત્રીથી જ વર્તીશું અહીં શ્રીકૃષ્ણએ વિદુરના સ્વપ્નમાં આવીને તેને કહ્યું કે, 'ખોદકામ કરનારાને બોલાવીને પાંડવો રહે છે એ ઘર માટે મોટં વિવર (ભોયરૂં) તૈયાર કરો.' પછી વિદુરે પોતાના એક વિશ્વાસુ કારીગરને બોલાવી ખોદકામ કેમ કરવું એની સુચના આપી. કારીગરે એ ઘરની નીચે સાત યોજન લાંબો એવો એવો ગુપ્ત રસ્તો તૈયાર કર્યો. અને પછી તેણે એ રસ્તો ભીમને બતાવીને એ રસ્તાનું મ્હોં બંધ કરી નાંખવું એમ કહ્યું. કૃષ્ણપક્ષની ચતુર્થીના દિવસે રાત્રે પુરોચન ઘરને આગ લગાવશે એમ કહી એ કારીગર પાછો ગયો.

**એક રાત્રે પાંડવને મારવા લાખા મંદિરને લગાડી આગ,અને તે ત્યાં સુરંગથી વનમાં ચાલ્યા ભાગ. ॥૨૪૧॥**
**તેણે સુરંગદ્વાર ઉપરથી શિલા દૂર કરી જયાંય, અને તે માહે પહેલા ઉતર્યા અર્જુન યુધિષ્ઠિર રાય. ॥૨૪૨॥**
**તે પછે માતા કુંતા નકુલને સહદેવ ઉતર્યા જયાં, ભીમ ઉતરી શિલા રાખી દ્વાર ઉપર ત્યાં. ॥૨૪૩॥**
**ત્યાં સુરંગમાંહે પાંડવ ઉતર્યા જયાંયે, અને લાખામંદિર બહુ દાઝવા લાગ્યા ત્યાંયે. ॥૨૪૪॥**
**તે લાખા મંદિરને દીધી અગ્નિ તારે ઉઠી ઝાલ, ત્યારે કૌરવો કહે હવે મિટયો પાંડવોનો કાલ. ॥૨૪૫॥**
**કહે લોક એ કૌરવે કીધું વિશ્વાસઘાતનું કામ, પણ તેણેના જાણ્યું આવા પાંડવના સતધરમ. ॥૨૪૬॥**
**ત્યાં પ્રજા સહુ દુઃખમાં કહે બહુ વિલાપ, હવે આપણો સ્વામી ગયો જે હતા સતવંતા આપ. ॥૨૪૭॥**

---





**ભીષ્મ વિદુર ગુરૂ દ્રોણ દુ:ખ કરે અપાર, ધૃતરાષ્ટ્ર કૌરવ મનમાં બહુ પ્રસન્ન થયા સાર. ॥૨૪૮॥**
**પણ તે ઉપરથી બહુ શોક કરે ને દુ:ખ ધરે અપાર, જે કહે અમારા બંધવને દુષ્ટે અગનમાં બાળ્યા સાર. ॥૨૪૯॥**
**ઈહા પાંડવ તેણે શિર મોટા જગદીશ મિત્ર, ભાઈ જે પાંડવ ધર્મી છે મહાપુણ્ય પવિત્ર. ॥૨૫૦॥**
**જેના રાખણહારા છે મોટા શ્રી નારાયણ દેવ, તે જળસ્થળમાં ભગતની રક્ષા કરે તતખેવ. ॥૨૫૧॥**
**એ ધણી ઉપર રાખો વિશ્વાસ ધરી, તે ભકત સખા થાયે છે શ્રીહરિ. ॥૨૫૨॥**
**ત્યાં પાંડવ સુરંગે ચાલ્યા સતસુ તે પાર, અને જઈ પોતા તે ગંગાજીને તીર. ॥૨૫૩॥**
**ત્યાં વિદુરે હોડીવાળો મોકલ્યો તે ઠાર, તેણે પાંડવોને હોડી સાથે ઉતર્યા ગંગા કેરે પાર. ॥૨૫૪॥**
**ત્યાંથી પાંડવ મોટા વનમાં નિસરી જાયે, તે વનમાં રાક્ષસ હિડીંબા વસે છે ત્યાયે. ॥૨૫૫॥**
**તે રાક્ષસને ભીમસેને મારીયો જયારે, તેણી બેન હેડીંબા સાથે વિવાહ કીધો ત્યારે. ॥૨૫૬॥**
**તેનો પુત્ર ઘટોત્કચ થયા છે સાર, જે મહા પરાક્રમી યોધ્ધાવીર નિર્ધાર. ॥૨૫૭॥**
**ત્યાંથી પાંડવ. એકચક્રા નગરીમાં બ્રાહ્મણ ઘેર વાસો રહ્યા,**
**ત્યાં બકાસુર રાક્ષસને ભીમે મારી નિ:પાત કીધા. ॥૨૫૮॥**

કૃષ્ણપક્ષ ચતુર્થીનો દિવસ ઉગ્યો. ધર્મરાજાએ તે દિવસે બ્રાહ્મણોની સમારાધના કરી. આજે એજ દિવસે એક ભિલ્લાણ પોતાના પાંચ પુત્રોને લઈને ત્યાં આવી હતી. કુંતીએ એમને ત્યાં રાખી હતી અને ભોજન આપ્યું. એ રાત્રે એ તે જ ઘરમાં રહી. પુરોચન એ દિવસે પાંડવો સાથે જ જમ્યો. રાત્રે બધા સુઈ ગયા. ભીમ માત્ર ઉંઘવાનું નાટક કરીને પોતે સાવધ રહીને બારીકાઈથી બધું જોતો હતો. બાર ઘટક રાત થઈ ગયા પછી પુરોચન મશાલ સળગાવીને ઘર પાસે આવ્યો. ભીમ જાગ્યો. તેણે પુછયું: 'પુરોચન મશાલા કેમ સળગાવી ?' તેણે ઉત્તર આપ્યો, મને ખુબ ઠંડી લાગે છે માટે સળગાવી.' ભીમ પાછો ઉંઘનું નાટક કરીને સુઈ ગયો. ફરી એક ઘટક વિત્યા પછી પુરોચન પાછો મશાલ લઈને આવ્યો. ભીમે એને કહ્યું: 'પુરોચન, ઘરને શું આગ લગાવે છે. તને ખુબ ઠંડી લાગતી હોય તો ચાલ તને અંદર લઈ જઈ તપાવું છું.' એમ કહીને તેણે પુરોચનને બાંધીને ઘરમાં લાવી નાંખ્યો. પછી ભીમે એ ઘરમાં ચારેય બાજુથી આગ લગાડી અને કુંતી સાથે ચારેય ભાઈઓને લઈને વિવરમાં ઉતરી ગયો. મશાલ સળગાવી બધા વિવરમાં બહાર આવ્યા. પછી એ વિવરનું દ્વાર બંધ કર્યું. અહીં એ આખું ઘર ક્ષાણમાં સળગી ગયું. પુરોચન, ભિલ્લવણ અને તેના પાંચ પુત્રો આગમાં બળી ગયા. લોકોએ પાંડવોને ભસ્મ થયા એમ સમજીને અતિઘણો હાહાકાર કર્યો. દૂત હસ્તિનાપુરમાં ગયા અને તેમણે ધૃતરાષ્ટ્રને આગનું વર્તમાન કહ્યું. ધૃતરાષ્ટ્રે ચાર અશ્રુ ઢાળ્યા. કૌરવોએ પણ તેવું જ નાટક કર્યું. પછી દુર્યોધને તેમની ઉત્તરક્રિયા વગેરે કરી પછી મહેલની જગ્યાએ મઠ બાંધવાની આજ્ઞા કરી.

અહીં પાંડવો વિવરમાંથી બહાર નીકળયા. એ ભગીરથીના તીરે જઈ પહોંચ્યા. એટલામાં વિદુરે મોકલેલો નાવિક પોતાની નૌકા લઈને એ જગ્યાએ આવ્યો. એ નાવમાં બેસીને બધા સામા તીરે ગયા. ધર્મએ એ નાવિકને આલિંગન આપ્યું અને તારો ઉપકાર જન્મભર ભુલીશું નહી એમ કહ્યું. પછી નાવિક ધર્મરાજાને નમસ્કાર કરી હસ્તિનાપુર પાછો ગયો. પછી પાંડવોએ ગંગામાં સ્નાન કરીને એ પુણ્યશીલ ભગીરથીને વંદન કરીને એની સ્તુતિ કરી. પછી ભીમે કુંતી સાથે બધાને ખભા પર લીધા અને પોતે અંધારામાંથી ભયંકર જંગલનો માર્ગ કાપવા લાગ્યો. સારો એવો માર્ગ ચાલ્યા પછી કુંતીએ થોડો વિશ્રામ લેવા માટે ભીમને કહ્યું: રસ્તાના શ્રમથી કુંતીને ખુબ જ તરસ લાગી હતી. ત્યારે ભીમ બધાને નીચે ઉતાર્યા. કુંતીની પાસે ધર્મ, પાર્થ વગેરે બેઠા અને ભીમ પાણી લેવા માટે ગયો. અંધારામાં પાણી કયાં છે તે એને



---

બરાબર દેખાતું નહોતું. તેણે આમ તેમ શોધીને ખુબ કષ્ટ પછી પાણી મેળવ્યું પણ એ લઈ જવા માટે વાસણ વગેરે કંઈ પાસે ન હોવાથી તેને ચિંતા થઈ. છેલ્લે એ પોતાનું વસ્ત્ર પાણીમાં ભીંજવીને લઈ આવ્યો. અહીં ભીમને આવવાની વાર થવાથી બધા ઉંઘી ગયા હતા. બધા નિદ્રામાં નિમગ્ન થયા છે એમ જોઈને ભીમે તેણે તેમને ન ઉઠાડતાં આખી રાત રક્ષણ કરતો જાગતો બેઠો.

એ અરણ્યમાં હેડંબ નામનો રાક્ષસ પોતાની બહેન હેડિંબા સાથે રહેતો હતો. માણસની ખબર પડતાં જ તેણે પોતાની બહેનને શોધ કરવા માટે મોકલી. એ શોધ કરતી કરતી પાંડવો પાસે આવી. ત્યાં પાંચે જણ ઉંઘતા હોઈને છઠ્ઠો એમના રક્ષણાર્થે બેઠો છે એમ જોઈને એ નરમાંસલોલુપ હિડંબા રાક્ષસીને ખુબ આનંદ થયો. એ ભીમ પાસે ગઈ. ભીમની એ તેજસ્વી મૂર્તિ જોતાં જ એના મનમાં કામવાસના ઉત્પન્ન થઈ. તેણે રંભાની જેમ સુંદર રૂપ ધારણ કર્યુ અને ભીમને બુમ મારીને કહ્યું: 'હે સુંદર પુરૂષ, મારો ભાઈ એક મહાપરાક્રમી રાક્ષસ હોઈને તે નજીક જ એક ઝાડ પર બેઠો છે. એની અને મારી શકિત એકસરખી હોવાથી મેં તને કયારનોય મારી નાંખ્યો હોત પણ તારા રૂપથી હું મોહીત થઈ છું. એટલે તું મારી ઈચ્છા પૂર્ણ કર.' ભીમે કહ્યું: 'તું જેમ આવી તેમ એ રસ્તે પાછી જા. મને તારા ભાઈની કંઈ બીક નથી. એવા હજારો રાક્ષસ સામે આવે તો પણ ક્ષણાર્ધમાં હું એમનો નાશ કરીશ.' હેડંબ ત્યાંથી ખુબ દુર નહોતો. એને ભીમના આ આવેશાયુકત બોલ સાંભળાયા. એના કારણે એ ગુસ્સેથી ભીમની પાસે દોડી આવ્યો. ભીમ પણ સાવધ થતાં જ બંનેની વચ્ચે ઝપાઝપી થઈ. રાક્ષસ વચ્ચે વચ્ચે મોટેથી બુમો પાડતો હતો. એ નાદથી એ જંગલ ધણધણી ઉઠયું અને ધર્મ વગેરે જાગી ઉઠયા. તે આમ તેમ જુએ છે તો ભીમ અને અક્રાળવિક્રાળ રાક્ષસ સાથે યુધ્ધ ચાલતું હતું. ત્યારે બધા રાક્ષસ ભીમ પર દોડી ગયા. પણ ભીમ એકલાએ હેડંબને ઠાર માર્યો અને દુર ફેંકી દીધો. ભીમે બધાને બધી હકીકત કહી. હિડંબા સાથે એને ઠાર મારવાનો હતો પણ તેણે પોતાનો હેતું કુંતી અને ધર્મ વગેરેને કહ્યા અને કહ્યું 'હું રાક્ષસી છું માટે મારો ધિકકાર ન રશો. હું તમને બધાને સુખ આપીશ. મારા પેટે જે પુત્ર થશે એ તમારા શત્રુનો નાશ કરીને ભગવાન શ્રીકૃષ્ણની સાક્ષીથી અર્જુનના પ્રાણનું રક્ષણ કરશે.

ધર્મરાયે પૂર્ણ ખાતરી કરીને આગળનું ભવિષ્ય જાણીને ભીમને કહ્યું, 'તને આનાથી કઈ અન્યાય થશે નહીં. એની સાથે નિર્ધાસ્તપણે તું લગ્ન કર. ધર્મની અને કુંતીની પરવાનગીથી ભીમનાં હેડંબા સાથે ગંધર્વ પધ્ધતિથી લગ્ન થયાં. પછી હેડંબાએ એ અરણ્યમાં એમની ઉત્તમ વ્યવસ્થા કરવાથી કેટલાક દિવસો પાંડવો ત્યાં જ રહ્યા. આગળ હિડંબાને ભીમથી ઘટોત્કચ નામનો પુત્ર થયો. પુત્ર પ્રાપ્ત થયા પછી હિડંબાએ આગળ જવાની તેમને સંમતિ આપી. પાંડવોએ જતી વખતે તેને એમ કહ્યું કે, સંકટ સમયે અમારું સ્મરણ કરવાથી અમે ત્યાં આવીશું અને તમારા સંકટનું નિવારણ કરીશું.' એટલામાં ઈંદ્રે ત્યાં આવીને કહ્યું કે: 'ઘટોત્કચ ખુબ શુર થશે અને આ તમને અનેક પ્રસંગે ઉપયોગી થશે. તેમજ આ પ્રસિધ્ધ વીર જે કર્ણને એક વાર જીતશે.' એમ કહીને ઈંદ્ર અમરાવતીમાં નીકળી ગયા. પછી પાંડવોને વ્યાસની મુલાકાત થઈ. વ્યાસે તેમને એકચક્ર નગરમાં જઈને એક મહીનો રહેવા માટે કહ્યું.

માતા કુંતીને લઈને પાંડવો એક ગરીબ બ્રાહ્મણના ઘેર ગયા. ત્યાં એ માધુકરી માંગીને પોતાનો નિર્વાહ કરતા હતા. એ ગામમાં બક નામનો એક રાક્ષસનો ખૂબ ત્રાસ રહેતો હતો. તેને રોજ એકગાડું ભરીને અન્ન, બળદ, ભેંસો, બકરીઓ અને એક મનુષ્ય એટલું ખાવા જોઈએ. અને ગામના લોકોએ વારા ફરતી રોજ જંગલમાં લઈ જઈને આપવું પડતું. એક દિવસ પાંડવો જે બ્રાહ્મણના ઘેર રહેતા હતા તે બ્રાહ્મણના ઘરના મનુષ્યનો વારો આવ્યો. પરંતુ એના ઘરમાં એ, એની પત્ની, એક પુત્ર અને પુત્રી એમ ફકત ચાર માણસો હતાં. તેમાંથી કોને મોકલવા એ ચિંતામાં એ બધા રડતાં હતાં, ત્યારે કુંતીએ તેમનું રડવાનું સાંભળીને તેમને દુઃખનું કારણ પુછયું. તેણે તેને બકનો વર્તમાન જણાવી ઉત્તર આપ્યો

કે, 'જો કોઈએ વારો ચુકવ્યો તો રાક્ષસ એકદમ ગામમાં આવીને જે સામે આવશે તેનો સંહાર કરી નાખશે.' કુંતીને એ બ્રાહ્મણની દયા આવી અને તેણે બ્રાહ્મણને એમ કહ્યું કે બદલામાં હું મારો એક પુત્ર આપું છું. પરંતુ પોતાના માટે બીજાનો નાશ થવું અયોગ્ય છે માટે બ્રાહ્મણે તેનું કહેવું નકાર્યું. છેલ્લે કુંતીએ તેને ભીમનું પરાક્રમ જણાવ્યું અને કહ્યું કે એ તે બકનો નાશ કરશે અને તમને લોકોને કાયમનો સુખી કરશે પણ એ વાત તું કોઈની પાસે કરીશ નહીં.' આ પ્રમાણે બ્રાહ્મણનું સમાધાન કરીને કુંતી એ વાત પોતાના પુત્ર ભીમને કહી. એ સાંભળીને બકાસુર સાથે યુધ્ધ કરવા મળશે અને ખુબ દિવસે પેટ ભરીને અન્ન ખાવા મળશે માટે ભીમને આનંદ થયો અને તે બીજા દિવસની રાહ જોવા લાગ્યો.

બીજા દિવસે એક ગાડુ ભરીને અન્ન, વગેરે લઈને ભીમ બક રાક્ષસના કાયમના સ્થળે ગયો. ત્યાં ભીમે અન્નની ગાડી છોડીને ભેંસો, બકરીઓ વગેરે જંગલમાં પાસે છોડી દીધાં અને ભીમ નિર્ધાસ્તપણે અન્ન ખાવા લાગ્યો. એટલામાં બકાસુર ત્યાં આવ્યો અને એ દ્રશ્ય જોઈને ત્વરાથી ગર્જના કરતો ભીમની પાસે દોડયો. અને તેણે લાત મારી અને મુકકા મારવા લાગ્યો. પરંતુ ભીમે ખાવાનું છોડયું નહીં. બધું અન્ન પત્યા પછી ભીમે બકાસુરને ઠાર મારીને તેના મૃતદેહને નગરના દરવાજા પાસે લાવી રાખ્યો. પછી બકાસુરના જે થોડા સાથીદારો હતા એ ભીમના શરણે આવ્યા. ત્યારે ભીમે તેમને કહ્યું કે જો તમે મનુષ્ય ભક્ષણ કરશો તો તમારી પણ આવી જ અવસ્થા થશે. એ કબુલ કરીને એ બધા અરણ્યમાં નીકળી ગયા. ભીમે ત્રિપદનો જપ કર્યો અને ખુબ હર્ષથી પોતાના માણસોને આવી મળ્યા. અહીં ગામના લોકો દરવાજા પાસે આવ્યા અને તેમને બકાસુરનું મૃત શરીર દેખાયું. તેમણે વર્તમાન ગામના રાજાને જણાવ્યો. રાજાએ જે બ્રાહ્મણનો વારો હતો તેને બોલાવીને પુછપરછ કરી. ત્યારે બ્રાહ્મણે કહ્યું કેઃ 'હું અન્ન ગાડું લઈ ગયો. એટલામાં એક તપસ્વી આવ્યા. એણે એક દર્ભ મંત્રીને બકના શરીર પર નાંખ્યો. એ જ ક્ષણે એ મરી ગયો.' એ સાંભળીને બધાને આનંદ થયો.

**ત્યાંથી પાંડવો ગુરૂ વેદવ્યાસ સાથે પાંચાળ દેશમા જાયે, દ્રુપદ રાજાએ દ્રૌપદી સ્વયંવર માંડયા ત્યાંયે. ॥૨૫૫॥**
**ત્યાં અર્જુને મત્સ્યવેધ કરી પણ જીત્યો જયાં, સતી દ્રૌપદી પાંચે પાંડવ સાથે પરણાવ્યા ત્યાં. ॥૨૬૦॥**
**ત્યાં સ્વયંવરમાં શ્રીકૃષ્ણ બલરામ સાથે આયે, ભકત પાંડવ સ્વામીના દર્શન કરે છે ત્યાંયે. ॥૨૬૧॥**
**જયારે આઠમો અવતાર સંગે શ્રી કૃષ્ણ જોયે, ત્યારે દેવ દાનવ એકઠા હોયે. ॥૨૬૨॥**
**ભાઈ જયારે અર્જુન દીવો પાંડવ મહા, અને શ્રીકૃષ્ણનું તેજ ભળ્યું તે મહા. ॥૨૬૩॥**
**મુખી ધર્મપુત્ર યુધિષ્ટિર સ્થાપ્યા સોયે, અને દૈત્યગુણી તો દુર્યોધન હોયે. ॥૨૬૪॥**
**જયારે ગુરૂદેવે વ્યાસે અમરપદ વાંચ્યા જહા, ત્યારે રાજધર્મ રળિયાત થયા છે તહા. ॥૨૬૫॥**
**જયારે તાહા આખર વેળા સાંભળી વાત, ત્યારે ગોર સન્મુખ રાજા થયા વળી આપ. ॥૨૬૬॥**
**સ્વામીજી તે દેશ મુલક છે કહી, જે આખરી વેળામાં મહાદુઃખ ભોગવસે સહી. ॥૨૬૭॥**
**સ્વામીજી તે આજ અમને વાચા સંભલાવો સહી, પછે અમથી દારૂણ દુઃખ વેઠાસે નહી. ॥૨૬૮॥**
**ભાઈ પાંડવો આખર તો પાસે છે તેહ, અને હું પણુ કરો છો દિલમાં હંકારે જેહ. ॥૨૬૯॥**
**તે આખર વેળા જાણો સોયે, ભાઈ સહી વેઠાસે છેલી વેળા તેહે. ॥૨૭૦॥**

**ત્યારે રાજા ધર્મ રોયા આપણ જીવસુ કાજ, ભાઈ અમો પાંડવને પૂર્ણ મન માન્યું આજ. ॥૨૭૧॥**
**ભાઈ પાંડવા આપણે રાજ કલીમાં અવતર્યા મરમ, પણ અહીયાં તો છે સતપંથ ધરમ. ॥૨૭૨॥**
**ભાઈ પાંડવો તમો હથિયાર હાથથી નાખજો આજ, જે અમરપદ લેવાનું હોય કાજ. ॥૨૭૩॥**
**તમે લોકને દુભવશો જીવહિંસા કરસો અધરમ, તો નિશ્ચે તમોને તેનું ભોગવું પડસે કરમ. ॥૨૭૪॥**

**સદગુરૂના વચને પાંડવે હથિયાર નાખ્યા જયાંયે. તેથી કૌરવનું બળ વધ્યું ત્યાંયે. ॥૨૭૫॥**
**દિવસ માસને વરસો વિત્યા જેનાં પવિત્ર પુન પાવન,ગોવિંદ ગુણ ગાતા ગાતા આવ્યા ધૌમ્ય તણા આશ્રમ. ॥૨૭૬॥**
**ભકતની ભીડ ભાંગી ભુધરે શ્રીહરિએ કારજ કર્યા, કઈક મહીપતી હેઠા પડયા પાંડવ પંચાલીને વર્યા. ॥૨૭૭॥**
**મચ્છવેદનું કારજ કીધું ત્યાંપાંડવ પ્રગટ થાય, કુંતા માતા દ્રોપદી સાથે પાંડવ હસ્તિનાપુર જાય. ॥૨૭૮॥**
**ભકત વત્સલ ભુધરોને શ્રીકૃષ્ણ મન વિચાર્યુ જયાંય, પોતાની ભગિની સુભદ્રાને અર્જુનસાથે વરાવી ત્યાંય. ॥૨૭૯॥**
**સુખ દેખી સતીયા તણાને કૌરવને મન ચિંતા થાય, ગુરૂને વચને ચાલ્યા પાંડવ વિદુર કૃષ્ણને સેવે ત્યાંય ॥૨૮૦॥**
**પાંડવ સાથે વેર વધારે દુનિયા ન જાણે વેદની વાણ,ગુરૂ નારાયણ વ્યાસ કૃષ્ણને નિંદે ત્યાંયે. ॥૨૮૧॥**

પાંડવો બ્રાહ્મણના ઘેર રહેતા હતા ત્યારે એક રાત્રે એક પાંથસ્થ બ્રાહ્મણ ત્યાં આવ્યો. રાત્રી ભોજન વગેરે પત્યા પછી અર્જુને તેણે કયાં જવાનું છે એમ પુછયું એ બોલ્યોઃ અહીંથી સાત સુમાર દિવસના અહીં પંચાલ નામક એક મોટું નગર છે ત્યાં દ્રુપદ નામનો રાજા રાજય કરે છે. પહેલાં દ્રોણ નામના બ્રાહ્મણે પોતાના અર્જુન નામના શિષ્યથી એનો પરાજય કરાવ્યો. એ કારણે તેને દુઃખ થયું અને દ્રોણનો પરાજય કરવો આ ઈચ્છાથી વનોવન ફરવા લાગ્યા. આમ જ ફરતા હતા ત્યાં એક દિવસે ગંગાને કાંઠે ગયા. ત્યાં યાજ અને ઉપયાજ એમ બે મહાન તપસ્વી બંધું એને મળ્યા. તેમને દ્રુપદે વિનંતી કરી 'દ્રોણનો વધ કરે એવો એક પુત્ર અને અર્જુનને વરે એવી એક રૂપવાન કન્યા આપવી. મારી આ મનોકામના પૂર્ણ થયા પછી તમને અપરંપાર ધન આપીશ અને તમારી ઈચ્છા પૂર્ણ કરીશ !' ત્યારે એ બંનેએ એમ કહ્યું, 'યજ્ઞ કરીને તારી ઈચ્છા સફળ થશે. માટે યજ્ઞ કર.' એ સાંભળતાં જ દ્રુપદે તત્કાળ ત્યાંજ યજ્ઞની તૈયારી કરી. યજ્ઞ કરી દ્રુપદે પુર્ણાહુતિ કરતાં જ યજ્ઞકુંડમાંથી ધૃષ્ટધુમ્ન નામનો પુત્ર ઉત્પન્ન થયો અને પાછળ જ પુત્રી પણ ઉત્પન્ન થઈ. તેનું નામ યાજ્ઞસેની. પરંતુ એ દ્રુપદની કન્યા એટલે દ્રૌપદી એમ તેને કહેતા. એ વખતે આકાશવાણી થઈ કે, 'આ પુત્રી ખુબ પતિવ્રતા થશે. એના યોગથી પૃથ્વી પરના દુષ્ટોનો નાશ થશે. ધૃષ્ટધુમ્નના હાથે દ્રોણાચાર્યનો વધ થશે.' આ સાંભળી દ્રુપદનો આનંદ ગગનમાં સમાતો હતો. તેણે યજ્ઞ કરનારને ખુબ દ્રવ્યો આપ્યાં.

પુત્ર અને કન્યા સાથે પોતાના નગરમાં પાછો આવ્યો. એ પુત્રી મોટી થયા પછી અર્જુનને આપવાનો નિશ્ચય કર્યો હતો. પરંતુ વારણાવત મુકામે લાક્ષાગૃહમાં પાંડવો બળીને મરી ગયા એવા વર્તમાન ખબર પડતાં જ એ ખુબ દુઃખી થયો. પરંતુ પાંડવોએ મહાબલાઢય હોઈને દ્રોણાચાર્ય પાસેથી ધનુવિદ્યામાં અને વિદુર પાસેથી વ્યવહાર જ્ઞાનમાં નિષ્ણાત હોવાથી એ હજુ જીવતા હશે. એમ તેણે જાણીને દ્રૌપદીનો સ્વયંવર કરવાનો નિશ્ચર્ય કર્યો છે. એ કારણે હજારો લોકો દ્રુપદપુરે જતા હતા. પરમેશ્વરકૃપાથી ત્યાં પાંડવો પ્રગટ થાય તો દ્રુપદને આનંદ થઈને એ ભરપુર દાનધર્મ કરશે. હું દરિદ્ર હોવાથી મને પણ દ્રવ્ય લાભ થશે માટે હું જાંઉં છું. આજથી બરાબર સાતમાં દિવસે સ્વયંવર છે.' આવું પાંડવોને કહીને સવાર પડતાં જ એ બ્રાહ્મણ નીકળી ગયો. પાંડવોના મનમાં આ યોગ સાધવાનો હતો. માટે ગરીબ બ્રાહ્મણના રૂપે કુંતી સાથે પાંચાલપુરીમાં જવા નીકળ્યા. એક બે દિવસ ચાલ્યા પછી રસ્તામાં ગંગા નદી આવી. ત્યાં અંગારપૂર્ણ નામનો એક ગંધર્વ પોતાની કુંભીનસી વગેરે સ્ત્રીઓ જોડે જલક્રિડા કરતો હતો. તેણે આગળ જવા માટે રોકયા. એ વખતે અર્જુન આગળ થઈને બોલ્યોઃ 'અમે રાહદારી છીએ. તું કોણ ચોરની જેમ આટલી રાત્રે અહીં બેઠો છે. ચાલ બાજુમાં થા.' આ સાંભળીને ગંધર્વને ગુસ્સો આવ્યો. તેણે રથમાં બેસીને અર્જુનના શરીર પર બાણ છોડયાં. એ કારણે અર્જુનને ગુસ્સો આવ્યો, તેણે ગંધર્વને પરાજિત કરીને એની ચોટલી પકડીને શિરચ્છેદ કરવા માટે તલવાર કાઢી. ત્યારે તેની સ્ત્રી કુંભીનસી ધર્મને શરણે ગઈ અને પતિદાન માગ્યું. ધર્મની આજ્ઞાથી અર્જુને તેને છોડીદીધો. ગંધર્વએ સંતુષ્ટ થઈને અર્જુનને વજ્ર

શરીરના પાંચસો ઘોડા અને કયાંય પણ કૌતુક થતું હશે એ બેઠેલી જગ્યાએ જ જણાશે એમ ચાક્ષુષી વિદ્યા આપી. અર્જુનને અને અગ્ન્યાસ્ત્ર આપ્યું. આ રીતે પાંડવોનો સ્નેહ સંપાદન કરી સંકટકાળે સ્મરણ કરશો ત્યારે મદદે દોડી આવવાનું આશ્વાસન આપીને એ ગંધર્વ સ્ત્રીઓ સાથે સ્વર્ગલોકે નીકળી ગયો. પાંડવો પણ પોતાના રસ્તે ગયા.

એ અરણ્યમાંથી જતા હતા ત્યારે વ્યાસ ઋષિએ તેમને દર્શન આપ્યાં. પાંડવોએ તેમને તૃણાસન પર બેસાડી પૂજા કરી અને નમસ્કાર કર્યા. વ્યાસે તેમને કહ્યું: 'હે સદ્‌ભકત હમણાં તમે આ કષ્ટ ભોગવો છો. આમ જ કેટલાં દિવસ સહન કરશો ? જલ્દીજ તમે ઐશ્વર્યની પ્રાપ્તિ કરી લેશો. તેવી અમારી અને શાસ્ત્રની તમને આજ્ઞા છે કે આજ તમે ધર્મસંગ્રહ અને નિગ્રહવૃત્તિ ધારણ કરવાથી તમારો વિજય થશે. આગળ અત્યંત ભીષણ પરિસ્થિતિ થશે. કૌરવોની દાનવી શકિતનો તમારે સંઘર્ષ કરવો પડશે. કદાચિત સારા એવા પ્રમાણમાં પ્રાણહાની પણ થશે પરંતુ પોતાનું સત્વ ન છોડતાં નિર્ધારથી શ્રીકૃષ્ણ ચરણે જાઓ. એ તમને યથાસ્થિતિ માર્ગે પહોંચાડશે. હવે તમે પાંચાલપુરીમાં જઈને પણ જીતીને દ્રૌપદી ને મેળવો. એ તમને પાંચેયને વરશે. કારણ તેણે પહેલાં શિવની આરાધના કરીને પાંચ પતિ મળે એવું વરદાન મેળવ્યું છે. હું પણ ત્યાં પ્રગટ થઈને બધું કાર્ય નિર્વિઘ્ને પૂર્ણ કરીશ.' એટલું બોલી વ્યાસ અંતર્ધાન થયા. અને કુંતી માતા સાથે પાંડવ પોતાનો માર્ગ કાપવા લાગ્યા અને યથાસમયે પાંચાલમાં જઈને પહોંચ્યા.

પાંડવોએ ધારણ કરેલા વેષ પરથી આ કોઈ મહાતપસ્વી છે એમ જોનારને લાગતું. એ દ્રુપદપુરીમાં જઈ પહોંચે તે પહેલાં ત્યાં હજારો રાજા પોતાના સૈન્ય સાથે આવ્યા હતા. તેમાં મુખ્યતઃ દુર્યોધન, કર્ણ, શલ્ય, શકુનિ, શ્રી કૃષ્ણ સાથે બલરામ વગેરે રાજા અને પુષ્કળ મહાન ઋષિઓ પણ આવ્યા હતા. દ્રુપદે બધાને એમના યોગ્યતા પ્રમાણે મોટા મોટા આવાસ રહેવા માટે આપ્યા હતા. સ્વયંવર માટે એક વિસ્તીર્ણ મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો. નગરમાં પ્રવેશ કર્યા પછી પાંડવોએ કુંતીમાતાને એક કુંભારના ઝૂંપડામાં મુકી અને તે લગ્નમંડપ પાસે આવ્યા. નકકી થયેલા સમયે બધા રાજા, ઋષિ, બ્રાહ્મણ વગેરે લોકો સભામાં આવીને બેઠા હતા. પણ એ સભામાં પાંડવ ન દેખાવાથી દ્રુપદને સંતોષ થતો નહોતો. પાંડવ બ્રાહ્મણ વેષમાં દક્ષિણમાં બ્રાહ્મણની બાજુમાં આવીને બેઠા હતા. સ્વયંવરનો સમય થતાં જ ધૃષ્ટદ્યુમ્ન દ્રૌપદીને ઉત્તમ અલંકાર અને આભુષણ પહેરાવીને હાથિણી પર બેસાડી મંડપમાં લાવ્યા. તેનું રૂપ જોતાં જ બધા ક્ષત્રિય મોહીત થઈ ગયા. પછી સ્વયંવર માટે લગાવેલ શરત પણ ધૃષ્ટદ્યુમ્ને જાહેર કરી. એ બોલ્યો: 'રાજા મહારાજા અને ઋષિમુનિગણ, અહીં ધનુષ્યબાણ મુકેલ છે એ લઈને નીચે પાણીમાં જોઈને ઉપર ચક્રમાં ફરતી માછલીની આંખ જે વિંધશે એને મારી બહેન માળા પહેરાવશે. માટે હવે ક્ષત્રિયોએ સજજ થવું.' એ સાંભળીને કેટલાક ક્ષત્રિય નિરાશ થઈને એમની જગ્યા પર બેસી રહ્યા. ઘણા સમય સુધી કોઈ ઉઠયું નહીં. એ જોઈને આજ પૃથ્વી નિઃક્ષત્રિય થઈ કે શું ? એમ પ્રશ્ન ધૃષ્ટદ્યુમ્ને પુછયો. એ સાંભળતાં જ કર્ણ મોટા આવેશથી આગળ આવ્યો અને બોલ્યો: 'દ્રૌપદી હવે મારી જ પટરાણી થશે.' એમ કહીને કર્ણ એ ધનુષ્ય ઉપાડવા લાગ્યો પણ એ એનાથી ઉપાડાયું નહીં. ખુબ કષ્ટથી કર્ણએ ફરી ઉઠીને એ ધનુષ્ય ઉપાડતો હતો ત્યાં દ્રૌપદીએ કર્ણને ઓળખીને અને બધાંની સમક્ષ ધૃષ્ટદ્યુમ્નને કહ્યું, 'આ વર્ણરહિત અને કુળહીન છે માટે હું એને વરીશ નહી.' એ શબ્દ કાને પડતાં જ કર્ણને સંતાપ થયો. એ હાથ ચોળતો ચોળતો ખુબ ગુસ્સાથી પોતાની જગ્યા પર જઈ બેઠો.



કર્ણ આ મહાવીર હોઈને એની બરોબરી કરનાર અર્જુન સિવાય કોઈ નહોતું. એની ફજેતી થયેલી જોઈને કોઈ ક્ષત્રિય આગળ આવતું નહોતું. ત્યારે એ ભિક્ષુક બ્રાહ્મણના મેળામાંથી અર્જુન અને ભીમ ઉઠીને આગળ આવ્યા. એ ઘણા દિવસ સુધી વનમાં ફરતા હોવાથી વાળ દાઢી મુંછ વધેલા શરીર પર વલ્કલ વસ્ત્ર અને આખા શરીરને ભસ્મ

લગાવેલ એવી અવસ્થામાં હોવાથી તે કોઇનાથી ઓળખાયા નહીં. પરંતુ બધા એની સામે ખુબ ઉત્સુકતાથી જોવા લાગ્યાં. એટલામાં એ ધનુષ્ય અર્જુને ઉપાડયું એ કારણે બધાંને આશ્ચર્ય થયું. પછી તેણે બધાની સામે પાંચ બાણ લીધાં અને સંધાન કરીને પહેલા જ બાણમાં માછલીની જમણી આંખ વીંધી. તેનું આ કૌશલ્ય જોઇને બધાને ખુબ આશ્ચર્ય થયું. પછી દ્રુપદે દ્રૌપદીને અર્જુનને માળા પહેરાવવા કહ્યું. અર્જુને દ્રૌપદીને ધર્મ, નકુલ અને સહદેવ એમને સ્વાધીન કરી. દ્રૌપદી રાજાને છોડીને સામાન્ય માણસથી વરેલ જોઇને દુર્યોધન અને કૌરવો અને ત્યાં હાજર થયેલ ઈતર રાજા પોત પોતાના શસ્ત્રો લઈને દ્રુપદને મારવા દોડયા. આ ક્ષત્રિયોનું કામ બ્રાહ્મણે કર્યુ એ શાસ્ત્ર વિરૂધ્ધ છે. આ સમયે દ્રૌપદીને ક્ષત્રિય ધર્મ પ્રમાણે બાળી નાખવી જોઇએ એમ બોલીને લગ્નમંડપમાં એણે કલહ કર્યો. એ કારણે યુધ્ધનો પ્રારંભ થઇને અર્જુન, ભીમ, દ્રુપદ અને ધૃષ્ટધુમ્ન એ દુર્યોધન, કર્ણ, શલ્ય એમના સૈન્ય સાથે યુધ્ધ કરવા લાગ્યા. તેમણે કૌરવ પક્ષના લોકોને મારી નાંખ્યા. અર્જુને કર્ણને અને ભીમે શલ્યને ત્યાંથી કાઢી મુકયા. લડાઇ પત્યા પછી પાંડવો પોતાને ત્યાં પહોંચ્યા ત્યાં સુધી કોઈએ ઓળખ્યા નહીં. પછી પાંડવો દ્રૌપદીને લઈને ઘેર આવ્યા અને ઉત્તમ ભિક્ષા લાવ્યા છે એમ માતાશ્રીને કહેતાં જ તેણે જોયા વગર લાવેલી ભિક્ષા બધા વહેંચી લો. એમ કહ્યું, માતાના વચન સાંભળતાં જ પાંડવ ચમકયા અને વિસ્મયથી માતાને કહ્યું: 'માતા તારી પ્રત્યેક આજ્ઞા અમે શિરોધાર્ય માનીએ પણ આજની આજ્ઞા પાળવું કઠિન છે.' દ્રૌપદીને જોતાં જ કુંતીના ધ્યાનમાં આવ્યુ અને તેને પોતાની ભુલ સમજાઇ. હવે શું કરવું એવી ચિંતામાં હતા ત્યાં જ એ જગ્યાએ વ્યાસ મુનિ અને ભગવાન શ્રી કૃષ્ણ પણ આવ્યાં.

અહીં સંધ્યાકાળ થવાથી લોકો પોતાને સ્થાને ગયા પછી પાંડવો દેખાયા નહીં અને પોતાની પુત્રી કોઇ બ્રાહ્મણ જ લઇ ગયો એવી શંકા આવતા દ્રુપદને ખુબ દુઃખ લાગ્યું. પછી ધૃષ્ટધુમ્ને કંઇક ગુપ્ત સૈનિક મોકલીને પાંડવોની તપાસ કરી અને પાછળ પોતે એમની પાસે ગયો. એ સમયે પાંડવો પોતાની માતા પાસે લડાઈની વાતો કરતા હતા એમ એને દેખાયું. પછી એમને મળીને ધૃષ્ટધુમ્ન બધાને ખુબ સન્માનથી મહેલમાં લઇ ગયો. બીજા દિવસે મોટા સન્માનથી ભોજન વગેરે થયા પછી દ્રુપદે તમે કોણ છો એમ ધર્મને પુછયું, ત્યારે ધર્મએ લાક્ષાગૃહ ભસ્મ થયા પછીની બધી હકીકત દ્રુપદને કહી. એ સાંભળીને આ પાંડવો જ છે એમ થવાની દ્રુપદનો આનંદ ગગનમાં સમાતો નહોતો. પછી તેણે લગ્નની સિધ્ધતા કરી. લગ્નસમારોહ ઉત્તમ પ્રકારે શરૂ કર્યો ત્યારે વ્યાસે કહ્યું: દ્રૌપદીનાં લગ્ન પાંચેય ભાઇઓ સાથે કરો. એ સાંભળી દ્રુપદને ખુબ વિમાસણ થઇ. વ્યાસે કહ્યું: 'રાજા આ તારી પુત્રી દ્રૌપદી સાક્ષાત સ્વર્ગલક્ષ્મી છે. પહેલાં દુર્વાસા ઋષિ અનુષ્ઠાનમાં બેઠા હતા ત્યારે ઐરાવત પર બેસીને ઈંદ્ર ત્યાં આવ્યો. એ દુર્વાસા ઋષિને નમસ્કાર વગેરે ન કરતા ઉન્મતપણે આગળ જવા લાગ્યો. ત્યારે દુર્વાસા ઈંદ્ર પર અત્યંત સંતપ્ત થયા. ઈંદ્ર ભયભીત થઈને નીચે ઉતર્યો અને ઋષિને સાષ્ટાંગ પ્રણામ કર્યા, ત્યારે દુર્વાસાએ પ્રસન્ન થઇને પોતાની ગળાની માળા કાઢીને ઈંદ્રને આપી. એ ઈંદ્રએ હાથીના ગંડસ્થળ પર મુકી. હાથીએ સુઢથી એ માળા ભુમી પર નાંખી પગથી તોડી નાખી. આ જોઇને દુર્વાસાએ ઈંદ્રને શ્રાપ આપ્યો કે, 'તું ઉન્મત્ત થયો છે. તારી સ્વર્ગલક્ષ્મી પૃથ્વી પર જશે.' શ્રાપ વચન પ્રમાણે પૃથ્વી પર આવી હોવાથી સહજગત્યા એની દ્રષ્ટિ એક ગાય પર પડી. એની પાછળ પાંચ બળદ લાગેલા જોઇને સ્વર્ગલક્ષ્મીને હસવા આવ્યું. સ્વર્ગલક્ષ્મીના હસવાથી ગાયને ખુબ ખરાબ લાગ્યું અને તેણે સ્વર્ગલક્ષ્મીને એવો શ્રાપ આપ્યો કે, 'તું મારી ઉપર હસી છે માટે તારો પણ ઉપભોગ પાંચ પતિ લેશે.' એ શ્રાપ સાંભળીને સ્વર્ગલક્ષ્મીને ખુબ ખરાબ લાગ્યું. એના નેત્રમાંથી નીચે રહેલી નદીમાં દુઃખાશ્રુ પડવા લાગ્યાં. એ અશ્રુથી નદીમાં સ્વર્ગકમળ નિર્માણ થયાં અને એ વહેતાં નીચે ગયાં અને આગળ એ કમળ યમના યજ્ઞ સમારંભ માટે આવેલા ઈંદ્રને દેખાયાં. એ કયાંથી આવે છે એની શોધ કરતા કરતા એ કમળ પૂર્ણ થયાં પછી તેને નદી

તીરે એક સર્વાંગ સુંદર સ્ત્રી દેખાઈ. તેના અશ્રુથી તૈયાર થયેલા એ કમળ હતા. એ સ્ત્રીનુ અનુપમ સૌંદર્ય જોઈને ઈંદ્ર કામાતુર થયો અને તેને કહ્યું: 'હે સૌંદર્યશાલિની તારૂ આ સૌંદર્ય જોઈને મને પંચબાણોએ વિહવળ કર્યો છે તો તું મારો સ્વીકાર કર.' હું સ્વતંત્ર ન હોઈને મહામુનિને આધીન છું એમ કહી તે જવા લાગી. ઈંદ્ર પાછળ પાછળ જવા લાગ્યો. ખુબ યોજન દુર ગયા પછી એને એક દિગંબરાવસ્થામાં એક મહામુનિ દેખાયા, પરંતુ એ આ ઉભયંતને હજુ દુર જવા લાગ્યો. ઈંદ્રની અજ્ઞાનથી અને કામાતુર હોવાથી મહાપુરૂષને ઓળખી શકયો નહીં. ઈંદ્ર એને મુકીને બોલવા લાગ્યો. ત્યારે મહાપુરૂષે એને એક ખાડામાં નાખ્યો. ત્યાં એના જેવા હજુ ચાર ઈંદ્ર તેણે જોયા અને એ બધાંએ એ આદિપુરૂષની સ્તુતિ કરીને ત્યાંથી છોડાવવા માટે વિનંતી કરી ત્યારે એ આદિપુરૂષ પાંચેય ઈંદ્રોને આશ્વાસન આપીને બોલ્યા: 'મારા કંઈક કાર્ય માટે તમને બધાને પુથ્વી પર મોકલું છું. પૃથ્વી પર શ્રીકૃષ્ણ અવતાર લે એટલે તમે પણ અવતાર લો. આ સ્વર્ગ લક્ષ્મી તમારા પાંચે જણાની સ્ત્રી થશે, એ જ આ દ્રૌપદી અને પાંચ ઈંદ્ર એ જ પાંડવ છે. આ સ્વર્ગલક્ષ્મી પહેલાં એક બ્રાહ્મણ સ્ત્રીના ઉદરે જન્મી હતી. એ તરૂણ થતાં પ્રાપ્તિ માટે ઈશ્વર સેવા કરવા લાગી. ઈશ્વર તેના ઉપર પ્રસન્ન થયા. તેણે આનંદભરમાં તેણે ઈશ્વર પાસે કીર્તિશાળી અને સુંદર એવો પતિ મળે એવું પાંચ વાર કહ્યું શંકરે એને તેટલી જ વાર 'તથાસ્તુ' કહ્યું. માટે આ દ્રૌપદીને કુંતીના વચન પ્રમાણે પાંચેય જોડે લગ્ન કરવા પડયાં.' એમના વચન માન્ય કરીને દ્રુપદે પાંચ પાંડવો સાથે દ્રોપદીનાં લગ્ન કર્યા અને પાંડવોને યથાશકિત દક્ષિણા આપી.

અહીં પાંડવોના લગ્નની દોડધામ હતી. જયારે હસ્તિનાપુરમાં દુર્યોધન અને કર્ણને પાંડવો જીવતા હોવાનું જણાયું ત્યારે તેમને મરણપ્રાય દુઃખ થયું. ધૃતરાષ્ટ્ર અને દુર્યોધન વગેરે કૌરવોને પાંડવોનો ઉત્કર્ષ જોવાયો નહીં. તેમણે કંઈક કારણોથી પાંડવો અને કૃષ્ણમાં વેર થાય અથવા એકજ સ્ત્રી હોવાથી પાંડવોમાં અંદર અંદર કલહ થાય એવું કરવાનું યોજ્યું. કંઈક ઉપાયથી પાંડવો જોડે ઝઘડા કરવાની અનેક યુકિતઓ નીકળી. છેલ્લે કર્ણે તો સ્પષ્ટ જ કહ્યું કે પ્રાણ જાય તો પણ વાંધો નહીં, પણ કંઈક કરીને પાંડવોને ઠાર મારવા જ જોઈએ. તેમને હવે હસ્તિનાપુરમાં પાછા આવવું કંઈ જ કામનું નથી. એવા વિચારની વિદુરને ખબર પડી. ત્યારે તેણે ધૃતરાષ્ટ્રને કહ્યું 'તમે આવા ખરાબ વિચારો તરફ બિલકુલ ધ્યાન આપશો નહીં. પાંડવો મહાપરાક્રમી હોઈને પરમેશ્વરભકત છે. એમનો પરાભવ કર્ણથી પણ થવો અશકય છે એમના સદગુણોથી ભીષ્મ દ્રોણની પાણ એની ઉપર પૂર્ણ કૃપા છે. માટે ખુબ સન્માનથી તેઓને અહીં લાવીને એમના સાથે શાંતિથી વર્તવાથી તમારૂ લૌકિક થશે એમનાથી તારા પુત્રોને જરાપણ અન્યાય થશે નહીં એનું જોખમ હું લઉં છું.' ધૃતરાષ્ટ્રે તેને સંમતિ આપી અને પાંડવોને ખુબ સન્માનથી લઈ આવા વિદુરને મોકલ્યા. વિદુર પાંડવોના પિતા કરતાં પણ પ્રિય હતો. એ કારણે વિદુરને આવતા જોઈ જેમ ગાયનું ભાંભરવું સાંભળીને વાછરડાં દોડી જાય છે તેમ જ તેઓ દોડીને તેમની સામે ગયા. દ્રુપદ રાજાએ એ બધાંને સમજાવ્યા અને વિદુરને ખુબ સન્માનથી એમના મહેલમાં લાવ્યા. પછી એમનો આદર સત્કાર કર્યો. વિદુરે પાંડવાને બધા વર્તમાન કહ્યા. હું તમને હસ્તિનાપુર પાછા લઈ જવા માટે આવ્યો છું એમ કહ્યું. શ્રી કૃષ્ણ પણ ત્યાં જ હતા. તેણે પણ પાંડવોને હસ્તિનાપુર પાછા લઈ જવાની રજા આપી અને હું તમને મુકવા માટે આવું છું એમ કહ્યું. પાંડવોને વિદુર અને શ્રીકૃષ્ણ પર પૂર્ણ વિશ્વાસ હોવાથી તેમણે પણ એ વાત માન્ય કરી.



સારૂ મુહુર્ત જોઈને કુંતી, દ્રૌપદી, શ્રીકૃષ્ણ, પાંડવો અને ધૃષ્ટદ્યુમ્ન હસ્તિનાપુર જવા માટે નીકળ્યા. એ સમયે દ્રુપદે તેમને ખુબ સંપત્તિ આપી. પાંડવો પાછા આવતા હોવાની ખબર પડતાં જ લોકોને આનંદ થયો. લોકોએ તેમનું સ્વાગત કરીને નગરમાંથી મહેલ સુધી વાજતે ગાજતે લાવ્યા. પાંડવોએ બધા મોટા લોકોને નમસ્કાર કરીને દ્વેષભાવ

ભુલીને કૌરવોને પણ મળ્યા. એક બે દિવસ ગયા પછી ધૃતરાષ્ટ્રએ ધર્મરાજાને એકાંતમાં મળીને કહ્યું કે 'મારા મનમાં તમારી માટે બિલકુલ કપટ નથી. ફક્ત શકુનિ, કર્ણ, દુર્યોધનને સમજાવવા માટે મને એમના કહેવા પ્રમાણે કરવું પડે છે. માટે તું રાજ્યનો અડધો ભાગ લઈને ઈંદ્રપ્રસ્થમાં રહે અને રાજ્યનો ઉપભોગ કર. હું તારો કાલે જ રાજ્યભિષેક કરૂ છું. ધર્મરાજાને એનું બોલવું ખરૂ લાગ્યું. પછી વિદુર, ભીષ્મ, કૃષ્ણ એમની સંમતીથી ધર્મરાજાને રાજ્યભિષેક કરાવી ઈંદ્રપ્રસ્થમાં રહેવા રવાના કર્યા. એ સમયે પાંડવોનો વિયોગ થશે માટે નગરવાસિયોને દુઃખ થયું. પણ થયેલો પ્રકાર સમાધાન જેવો લાગ્યો. પછી થોડા જ દિવસોમાં મોટા મોટા રાજમહેલ, ગગનચુંબી ઈમારતો, રસ્તા વગેરે બાંધીને ધર્મરાજાએ ઈંદ્રપ્રસ્થમાં રાજધાનીનું સ્વરૂપ પ્રાપ્ત કરાવી આપ્યું. અને ખુબ ચાતુર્યથી પાંડવો ત્યાં રાજ્યકારભાર ચલાવવા લાગ્યા.

કેટલા દિવસે નારદ ધર્મરાજા પાસે આવ્યા. તેમણે પાંડવોને કહ્યું કે, 'તમારી ધર્મયુક્ત રાજનીતિ જોઈને હું ખુશ થયો છું પણ શાણપણાના ચાર શબ્દો કહેવાની મારી ઈચ્છા છે. એ એમ કે તમે પાંચ ભાઈઓમાં દ્રૌપદી એ એકજ સ્ત્રી છે. મનુષ્ય એકવાર કામાતુર થાય એટલે તેને સારાસારનો વિચાર રહેતો નથી. પહેલાં હિરણ્યકશ્યપના પૌત્ર-નિકુંભના પુત્ર સુંદ-ઉપસુંદ અત્યંત બળવાન અને ત્રિભુવન વિજયી હતા. તેમનામાં અંદર અંદર અલૌકિક મિત્રતા હતી. જાણે બે શરીર પણ એક જ પ્રાણ આ રીતે એ રહેતા. પણ એક સ્ત્રી માટે અંદર અંદર યુધ્ધ થઈને બંને મરણ પામ્યા. એટલા માટે તમારે પોતાની સ્ત્રી માટે કંઈક નિયમ લેવો. એમ ન કરવાથી દ્રૌપદી તમારા નાશનું કારણ બનશે અને કૌરવોને અનાયાસે કાર્યલાભ થશે. એ માટે તમે એમ કરો કે બે મહિના બાર દિવસ સુધી એક એક જણે દ્રૌપદિનો ઉપભોગ કરવો અને જેનો વારો હોય એ સમયે એ ઉભયતા એકાંતમાં હોય અને કોઈના જોવામાં આવી જાય તેણે બાર વર્ષ તીર્થયાત્રા કરવી. આમ નિયમ કરીને એ પ્રમાણે વર્તશો તો એમાં તમારું હિત છે.' આ નારદનું કહેવું પાંડવોને માન્ય કર્યુ. પછી નારદમુનિ ત્યાંથી નીકળી ગયા. નિયમ પ્રમાણે બે મહિના બાર દિવસ થયા પછી દ્રૌપદી અગ્નીકુંડમાં પ્રવેશ કરતી અને એમાંથી એ પવિત્ર થઈને બહાર નીકળી બીજા પતિની સેવા કરતી હતી.

એક દિવસે ધર્મરાજા દ્રૌપદી સાથે એકાંતમાં હતા ત્યારે એક ચોર બ્રાહ્મણને મારી ગાયો લઈ ગયો એવી તકરાર લઈને અર્જુન પાસે આવ્યો. ત્યારે જલ્દી જલ્દીમાં અર્જુન પોતાના શસ્ત્રો લાવવા ગયો હોવાથી એને ધર્મરાજ અને દ્રૌપદી દ્રષ્ટિમાં પડયાં. ત્યારે નાઈલાજસ્તવ અર્જુન શસ્ત્રો લઈને બહાર નીકળ્યો અને ચોરને શિક્ષા કરીને બ્રાહ્મણની ગાયો પાછી મેળવી આપી.

પણ એનાથી નિયમભંગ થયો હોવાથી એ તીર્થયાત્રા કરવા માટે નીકળ્યો. અર્જુનનો બાર વર્ષ વિયોગ થશે માટે બધાંને દુઃખ થયું. અર્જુન ક્રમે ક્રમે તીર્થો જોતાં જોતાં ફરતો ફરતો ત્યારે ગંગાના કિનારે આવ્યો. ત્યાં ઉલુપી નામની સુંદર સ્ત્રી અર્જુને જોઈને મોહીત થઈ. એ નાગરાજા કન્યા હતી. અર્જુન ગંગામાં સ્નાન કરતી વખતે તે અર્જુનને પાતાળમાં ખેંચી લઈ ગઈ અને પોતાનું મનોગત કહ્યું. એ વખતે અર્જુને વ્રતસ્થ હોવાનું કહ્યું પણ તે તેણે સાંભળ્યું નહીં. છેલ્લે તેણે એની સાથે ગાંધર્વ વિવાહ કર્યો અને એક રાત એનું મન સંતુષ્ટ કરીને આગળ ગયો. પછી બદ્રિકેદાર, હિરણ્યગર્ભ વગેરે તીર્થો કરતો એ મણીપુર નગરે આવ્યો. એ સમયે ત્યાં ચિત્રવાહન નામનો રાજા રાજ્ય કરતો હતો. એની પુત્ર ચિત્રાંગી એ સ્વરૂપવાન હતી. એણે અર્જુને જોતાં જ તેની સાથે લગ્ન કરવાની ઈચ્છા થઈ અને તે ઈચ્છા પિતાની અનુમતિ લઈને પૂર્ણ કરી. ત્યાં અર્જુન ત્રણ વર્ષ રહ્યો. ચિત્રાંગીના પેટે બભ્રુવાહન નામનો પુત્ર થયો. પછી અર્જુન ત્યાંથી નીકળી તીર્થયાત્રા કરતો કામ્યક વનમાં આવ્યો અને તપશ્ચર્યા કરવા બેઠો. એ જે જગ્યા પર બેઠો હતો ત્યાં શ્રી શંકર તપશ્ચર્યા કરવા માટે બેઠા હતા. અર્જુનને પોતાની જગ્યા પર બેઠેલો જોઈને શંકરને ગુસ્સો આવ્યો અને અર્જુનને ન ઓળખવાથી આ ક્ષુલ્લક કારણે બંનેનું યુધ્ધ થયું. એ વખતે અર્જુનનું શોર્ય જોઈને શંકર પ્રસન્ન થયા અને તેને કવચ અને કિરીટ આપ્યું.

પછી શંકરની કૃપા સંપાદન કરીને અર્જુન સેતુબંધ રામેશ્વરમાં ગયો. ત્યાં મારૂતી અને તેમની વચ્ચે ગાંઠ પડી. રામના સેતુબંધનથી બંનેમાં થોડી ચકમક થઈ. પણ ભગવાનની કૃપાથી અર્જુન જોડે મિત્રતા થઈને મારૂતીએ લડાઈના પ્રસંગે અર્જુનના રથ ધ્વજ પર આવીને બેસવાનું ઠેરવ્યું. પછી અર્જુન તીર્થ કરતો દ્વારકા પાસે આવી પહોચ્યો. એ વખતે શ્રીકૃષ્ણની બહેન સુભદ્રા એ ઉપવર થઈ હતી. તે પોતાની મેળે ત્રિદંડ સંન્યાસીના રૂપે અર્જુન દ્વારકામાં રહ્યો. એ પોતાની નાતનો યુવાન અર્જુન જ છે એ વાત શ્રીકૃષ્ણ સિવાય કોઈને ખબર નહોતી. બલરામે તો એને એક મહાન યતિ સમજીને એનો સત્કાર કર્યો અને અર્જુનને ચાર મહિના પોતાના મહેલમાં રાખી લીધો. પછી મહાશક્તિના યાત્રા પ્રસંગે શ્રીકૃષ્ણના કહેવાથી અર્જુને સુભદ્રાને ભગાડી. ત્યારે એની અને યાદવોની લડાઈ થઈને અને એ લડાઈમાં યાદવોનો પરાભવ થયો. છેલ્લે બધાના મતથી અર્જુને સુભદ્રા જોડે લગ્ન કર્યા. પછી પાર્થ સુભદ્રા સાથે એક વર્ષ સુધી પુષ્કર ક્ષેત્ર જઈને રહ્યો. ત્યાં સુધીમાં પાર્થનાં બાર વર્ષ પૂર્ણ થયાં. શ્રીકૃષ્ણ અને સુભદ્રા સાથે પાર્થ ઈંદ્રપ્રસ્થ આવ્યો. એનાથી બધાને ખુબ આનંદ થયો. એકવાર ખાંડવવન અગ્નિપ્રકોપથી બળતું હતું. તેમાંથી અર્જુને મયાસુરને એની દીનવાણી પ્રાર્થનાથી બચાવ્યો હતો. એ અર્જુનનો ઉપકાર કોઈપણ રીતે ચુકવવા માટે મયાસુરે ધર્મ, અર્જુન અને કૃષ્ણની પ્રાર્થના કરી. મયાસુર મોટો શિલ્પશાસ્ત્ર હતા એ શ્રી કૃષ્ણને ખબર હતી. તેણે તેને એક સુંદર મહાલય બાંધવા કહ્યું. એ પ્રમાણે મયાસુરે અવર્ણનીય એવું મહાલય તૈયાર કર્યુ. એ મહાલય બાંધતી વખતે પાણીની જગ્યાએ જમીન અને જમીનની જગ્યાએ પાણીનો ભાસ થાય તેવી રચના કરીને પોતાનું અપાર કૌશલ્ય બધાને બતાવી બધાને ચકિત કર્યા. એ મહાલય બાંધી પૂર્ણ થયા પછી ધર્મરાજા એમના બંધુ, આપ્તજન અને ઋષિવર્ય સાથે એ જોવા માટે ગયા. એ વખતે પોતે પ્રત્યક્ષ સ્વર્ગમાં જ આવ્યા છીએ એવો ભાસ થયો. મયાસુરે ભીમસેનને એક સુરેખશી ભવ્ય ગદા બક્ષીસ કરી અને અર્જુનને દેવદત્ત નામનો શંખ આપ્યો. એ મહાલયમાં ધર્મ કોટયાવધી બ્રાહ્મણોને ઈચ્છા ભોજન કરાવ્યું. યુધ્ધ કૌશલ્યમાં અર્જુન પરિપૂર્ણ હોવાથી એની યુધ્ધકલા શીખવા માટે અનેક રાજપુત્ર આવતા. એ બધા વિદ્યાર્થીઓમાં યાદવવીર સાત્યકી અને અભિમન્યુ પ્રવિણ થયા.

પછી પાંડવોએ રાજસુય યજ્ઞ કર્યો. ભીમ અર્જુને દિગ્વિજય કરીને બધા રાજાઓને જીતી લાવ્યા. પછી ભીષ્મ, વિદુર, દ્રોણ, કર્ણ, દુર્યોધન વગેરે કૌરવવીરોને આ બોલાવ્યા હતા. યજ્ઞમાં એ પ્રમાણે એ બધા વીર યજ્ઞમાં આવ્યા. ભીષ્મ અને કૃષ્ણની સલાહથી ધર્મ યજ્ઞના કામની વહેંચાણી કરવામાં આવી. ત્યારે કૃષ્ણએ બ્રાહ્મણના પગ ધોઈને એ સમય પ્રસંગે ઝાડુ કાઢવાનું કામ પોતાના માટે માગી લીધું. બધા ઋષિને ઔષધ ઉપચાર વિદુરને જોવાનું કહ્યું. રાજાઓની બધી સરભરા રાખવાનું કામ સંજય પાસે, દ્રવ્ય આપવાનું કામ અશ્વત્થામા પાસે અને રાજાના સૈન્યની ખાવા પીવાની વ્યવસ્થા દુઃશાસને જોવાનું ઠેરવ્યુ. દાનધર્મ કરવાનું અને દક્ષિણા આપવાનુ કામ કૃપાચાર્ય પાસે, જે રાજા કારભાર લાવે એ લઈને વ્યવસ્થિત મુકવાનું કામ દુર્યોધન પાસે હતુ. યજ્ઞને પુષ્કળ વિઘ્ન આવવાનો સંભવ હતો. માટે એ નિવારણનું કામ અર્જુન પાસે, ભોજન સમયે બ્રાહ્મણોની યથાસાંગ પાર્થના કરવાનું કામ ભીમ પાસે, ગંદાક્ષતા, સુમનમાલા ધૂપાદિ સુવાસિક દ્રવ્યો બધું પુરૂ પાડવાનું કામ નકુલ પાસે, ઘી, મધ વગેરે પંચામૃત વહેંચવાનું કામ સહદેવ પાસે, ભોજન પીરસવાની યોજના દ્રોણ પાસે, જમવાના સમયે બધાને સુંદર પાત્રમાંથી ઠંડુ સુવાસિક પાણી પુરૂ પાડવાનું કામ પાંડવોના પાંચેય પુત્રો પાસે, બધા લોકોને પાનસોપારીની વ્યવસ્થા રાખવાનું કામ ધૃષ્ટધુમ્ન પાસે હતું. બ્રહ્મદેવ, વસિષ્ઠ, વ્યાસ અને યાજ્ઞવલ્કય આ ચાર ઋત્વીજ અને યજમાનપદ ધર્મરાજા પાસે હતું. આ બધાના કામ ઠીક ચાલે છે કે નહીં એ જોવાનું કામ ભીષ્મપિતામહએ જોવું એ બધી વ્યવસ્થા કરી. યજ્ઞ સંપૂર્ણપાણે નિર્વિઘ્નપાણે પૂર્ણ થયો. યજ્ઞમાં અગ્રપૂજાનું માન શ્રી કૃષ્ણને આપવાથી શિશુપાલ અને વક્રદંત એમને નાપસંદ વ્યકત કરી અને તેમની નિંદા કરવા લાગ્યા. ભગવાન

શ્રી કૃષ્ણએ એ બધાનો સંહાર કર્યો. યજ્ઞ સમાપ્ત થયા પછી એક દિવસ વ્યાસ મહર્ષિ પાંડવો પાસે આવ્યા. તેમણે ધર્મરાયને એક બાજુ લઈ જઈને કહ્યું કે: 'હવે કૌરવોનો ઉત્કર્ષકાળ આવ્યો હોવાથી તમને તેર વર્ષ અનેક કષ્ટ, વિપત્તિ, સંકટ ભોગવવાં પડશે. તમે શ્રીકૃષ્ણ વિષયે પૂજ્યબુધ્ધિ રાખો એ તમને બધાં સંકટમાંથી પાર પાડશે. સાધુસંતોના આશીર્વાદ લેતા જાઓ. જુગાર રમશો નહીં અને કદાચિત કંઈ કરવાથી આખુ રાજ્ય જાય તો ધૈર્ય છોડશો નહીં. નિષ્કિંચન થઈને વનમાં જાઓ અને ત્યાં એકાન્ત ભકિત અને યોગસાધના કરો. ધૌમ્યઋષિ તમને માર્ગદર્શન આપશે જ એમના સાન્નિધ્યમાં રહીને જ્ઞાન સાધના કરો.' આ પ્રમાણે કહીને વ્યાસ નીકળી ગયા. પછી આ વૃત્તાંત ધર્મરાયે પોતાના ભાઈઓને જણાવ્યો. એ સાંભળીને અર્જુન બોલ્યો: 'વ્યાસ અને નારદે જે અર્થે આ સુચના આપી એ અર્થે પોતાના ઉપર કંઈક કઠણ પ્રસંગ આવનાર છે એ નિશ્ચિત છે. આપણે હવે વધારે સાધવાનીથી રહેવું જોઈએ.

મયસભામાં બધા પાંડવો, કૌરવો, કુંતી, દ્રૌપદી, ભાનુમતિ વગેરે બેઠાં હતાં ત્યારે દુર્યોધન ત્યાં આવ્યો. એ વખતે એ સભામાં જેમણે યજ્ઞ સમારંભમાં મદદ કરી હતી એમનાં સન્માન કરવાનું કાર્ય ચાલતું હતું. ધર્મએ પ્રથમ દુર્યોધનને જ બોલાવ્યો. એ પ્રમાણે દુર્યોધન ખુબ ગર્વથી એ મયસભામાં આવ્યો, પણ આવતાં સાથે જ એ જમીન સમજીને પાણીમાં જઈ પડયો. ત્યારે બધા સભામાં હસવા લાગ્યાં. એ સમયે દ્રૌપદીની અને દુર્યોધનની દૃષ્ટાદ્રષ્ટિ એક થઈ. દ્રૌપદી હસે છે અને કહે છે 'અંધના દિકરા અંધ જ હોય ને'' એમ સાંભળીને દુર્યોધનને ખુબ જ ગુસ્સા સાથે દુ:ખ લાગ્યું. દુર્યોધન પડતાંની સાથે ભીમે આગળ જઈને દુર્યોધનને પાણીમાંથી બહાર કાઢયો. અને નવા પોશાક પહેરવા માટે આપ્યા. ધર્મએ એનું યથોચિત સન્માન કર્યુ પણ એમાં એનું ધ્યાન લાગતું નહોતું. આ ફજેતીથી એને ખુબ જ ક્રોધ ચડયો હતો. પાંડવોની એમાંય વિશેષથઃ દ્રૌપદીની સારી રીતે વિટંબણા કરવી એ માટે પોતાના હિતેચ્છુ સલાહકારો સાથે મસલત કરવા લાગ્યો.

**એવું જોઈ દુર્યોધન ત્યાં શકુનિ સાથે કરે વિચાર, હવે એ પાંડવોને દ્યુતમાં હરાઉ નિરધાર. ॥૨૮૨॥**
**ત્યારે દુર્યોધને વિદુરને મોકલ્યા યુધિષ્ઠિર પાસ, જો તમે જઈને કહેજો પાસા રમવાને કાજ. ॥૨૮૩॥**
**વિદુરે જઈને યુધિષ્ઠિરને પાસા રમવાનું કીધું જયાંય,ત્યારે યુધિષ્ઠિર બંધુસહ દ્યુત રમવા આવ્યા ત્યાંય. ॥૨૮૪॥**
**હવે દ્યુત રમવાના પરછા લખ્યા છે જાણ, તમે સુણો મુનિવરો તેહે સુજાણ. ॥૨૮૫॥**
**ત્યાં પાંડવ કૌરવ શું હારજીત પારખવા તેહ, અને રમીયા સારા પાસા જેહ. ॥૨૮૬॥**
**આ રમત રમતા હારસે જેહ, ભાઈ સહી વનમાં જાસે તેહ. ॥૨૮૭॥**
**ત્યાં ભીમસેન બોલીયા મન, સહદેવ નકુલ ને અર્જુન. ॥૨૮૮॥**
**ભાઈ સારા પાસા ખેલીસુ પાત્ર, ત્યાં વદીયા છે રાજા ધર્મપુત્ર. ॥૨૮૯॥**
**ત્યાં પાંડવે અશ્વ ગજરથ વદિયા જેહે, અને વદિયા સર્વે દેશ મુલકનું રાજતેહ. ॥૨૯૦॥**
**નહી તો બાર વરસ વનવાસ ભોગવા આજ, ત્યાં ગુરૂ સેવક થઈને કરઉ કાજ. ॥૨૯૧॥**
**કૌરવ પાંડવે બેઉ વદીને પાસા ઢોળ્યા તહા, અને ભીમસેન એઉ બોલ્યા જહા. ॥૨૯૨॥**
**તે પાસા સર્વે સવળા ઢોળીયા જાણ, પણ તે શકુનીએ અવળા પાડયા નિરવાણ. ॥૨૯૩॥**
**તે ભકત પાંડવે સારા પાસા ખેલ્યા જહા, ભાઈ તે હસ્તિનાપુર નગર જો મહા. ॥૨૯૪॥**
**તે તાહા પાંચ પાંડવ હારીયા જહાં, ભીમનો મસ્તમલ હસ્તિ છુટયો તહાં. ॥૨૯૫॥**
**તાહા રાજા યુધિષ્ઠિર નીચુ નિહાળી રહ્યા જયાંય, ભાઈ અમને પુરો વિશ્વાસ હતો ત્યાંય. ॥૨૯૬॥**
**સભામાંહે શ્રીકૃષ્ણ પોતે પધાર્યા જેહ, ભાઈ અમારે સવળા પડસે તેહ. ॥૨૯૭॥**

**સ્વામી જયાં દેવ પોતે પધાર્યા સહી, સ્વામીજી જયાં ભકતને ભીડ પડી તહી. ॥૨૯૮॥**
**ત્યારે સ્વામી તમે સાર કરી તતકાળ, હરજી તમ હાથથી મેલીયા તે સેવા કરવી દયાળ. ॥૨૯૯॥**

ભીષ્મ દ્રોણ વગેરેને પુછવાથી તેમણે દુર્યોધનને કહ્યું કે, 'દુર્યોધન જરાક અમસ્તી વાત પર મનમાં આટલું અડી રહેવું સારૂ નહીં.' દ્રૌપદી તારી પુત્રવધુ હોઇને ધર્મરાય તો તારો ભાઈ જ છે. ત્યારે એમના વિષયે દ્વેષ એ અત્યંત અનુચિત છે.' પરંતુ આ ઉપદેશ એને રૂચ્યો નહીં. તેણે છેલ્લે પોતાનો હેતુ શકુનિમામાને જણાવી એની સલાહ પુછી. શકુનીમામો કપટઘુતમાં પ્રવિણ હતો. એ બોલ્યોઃ 'પાંડવો અને તું જો ઘુતમાં રમશો તો હું પાંડવોને હરાવી નાંખીશ. એકવાર સમારંભ કરવાનું ઠેરવીને બધા રાજાઓને નિમંત્રણ મોકલ્યું. એ પ્રમાણે હજારો રાજા હસ્તિનાપુરમાં આવ્યા. તેમાં પાંડવો પણ આવ્યા. એ સમારંભ સુખરૂપ પાર પડયા પછી દુર્યોધને બધાને સંદેશો આપ્યો. પણ પાંડવોને માત્ર ચાર દિવસ વધારે આગ્રહથી રહેવાનું કહ્યું અને એક દિવસ સંધી સાધીને ધર્મ સાથે ઘુત રમવાની વાત કરી. ધર્મએ તેમાં પોતાની સંમતિ આપી. પછી દુર્યોધને સભા ભરીને ભીષ્મ દ્રૌણ વગેરે મહારથીઓને બેસાડયા. પછી બધાની સમક્ષ ઘુત રમવાનો આગ્રહ કર્યો. પાંડવો તરફથી ધર્મ અને કૌરવો તરફથી દુર્યોધન એ પ્રમાણે ઘુત રમવા બેઠા હતા. ઘુત રમવાનો આરંભ થયા પછી પ્રત્યેક દાવમાં દુર્યોધન હારવા લાગ્યો અને ધર્મ જીતવા લાગ્યા. કેટલાંક દાવ રમ્યા પછી દુર્યોધન પોતાનું બધું ગમાવી બેઠો. પછી શકુનીએ તૈયાર કરેલ કપટી પાસા દુર્યોધનને આપી ફરી ઘુત રમવા બેસાડયા. એ રમતમાં ધર્મ હારવા લાગ્યા. ત્યારે અધિક લાલસાએ ચઢયા અને તેણે પોતાની એક એક વસ્તુ ઘુતમાં લગાવીને એ બધી જ ગુમાવી નાંખી. ગરથ, રથ, ઘોડા, શસ્ત્રભંડાર, રત્નો, રાજય વગેરે ગુમાવ્યા પછી બધું ધર્મ રાજા પાસે માગવા લાગ્યો. ધર્મ એ સત્યવચની હોવાથી તેણે ભીમને ઈંદ્રપ્રસ્થ મોકલીને બધી સંપત્તિ મંગાવી. અને એ દુર્યોધનને સ્વાધીન કરી. એ પરથી વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું, 'તું આમની રમત બંધ કર. નહીતર નિષ્કારણ ઝઘડાવાનો પ્રસંગ આવશે. આ રમતથી મહાન અનર્થ ઘડાશે. આ સાંભળતાં જ દુર્યોધન વિદુરની પાસે આવ્યો અને બોલ્યો, તમે મોટા લુચ્ચા છો,તમે પાંડવોનું કલ્યાણ ઇચ્છો છો. અને અમારું ખાઇને અમારો ઘાત કરવા ઇચ્છો છો. તમને હવે છેલ્લે કહું છું તમારે બોલવું હોય તો નિષ્પક્ષપણે બોલો નહી તો સ્વસ્થ બેસો.' આ સાંભળીને વિદુરને ખુબ સંતાપ થયો. એ બોલ્યાઃ 'આ કૌરવોના વંશનો તું નાશ કરીશ. આ ઘુતમાં તે જો પાંડવોની સંપત્તિ લીધી તો એ અને તારી સંપત્તિ થોડા સમય પછી તારે પાછી આપવી પડશે. એટલુ નહી પણ તમારા બધા કૌરવોનો નાશ થશે.

**ભાઈ પાંડવો એવી વિમાસણ કરો છો કેમ, ત્યારે ત્યાં બોલીયા રાજા સત ધરમ. ॥૩૦૦॥**
**જો રમત રમતા હારીએ જન, ભાઈ તે તમે દુઃખ ન ધરસો મન. ॥૩૦૧॥**
**તમે પગે ચાલી દેવની સેવા કરો એમ, અને તમે તપસી જેવો નિહિંચલ રાખો મન. ॥૩૦૨॥**
**જો દેવની સેવા કરતા જીતસો તન, તો દેવ આપે અશ્વ ગજરથ બહુધન. ॥૩૦૩॥**
**ત્યાં ઘુત સભાથી ઉઠીયા તે સુભટ દુર્યોધન, હસી કરી તાલી દઈ હસ્યા તે દુઃશાસન. ॥૩૦૪॥**
**ભાઈ આપણે માતાપિતાને પાયે લાગીયે ઇશ, અને સતગુરૂજીને નમાવીયે શિશ. ॥૩૦૫॥**
**આજ આપણા બોલ ઉપર થયો જશ, તે આપણને જીતાડયા શ્રી જગદીશ. ॥૩૦૬॥**

**ભીષ્મદ્રોણાચાર્યને કૃપાચાર્ય, અને અશ્વત્થામા કહીયે જેહ. ॥૩૦૭॥**
**જે સહુથી વિદુર અળગા થઈ રહ્યા જેહ, તે સભા સર્વે જોઇને કહે જો તેહ. ॥૩૦૮॥**
**તે પાંડવ ભકત છે તમોતણા જાણ તે સ્વામી આજ તમે હરાવ્યા નિરવાણ. ॥૩૦૯॥**
**પણ તેણે આખર વેળાએ આપસો જાણ, તમે છો સમર્થ શ્રીસારંગ પ્રાણ. ॥૩૧૦॥**

**ત્યાં દૈત્ય દુર્યોધન એમ બોલ્યો સહી, ભાઈ દુઃશાસનની ધીરજ રહે નહી. ॥૩૧૧॥**
**પાંડવો તમે મો લઈને વન જાઓ પાંચો વીર, નહી તો નાર પાંચાલીના કાઢું ચીર. ॥૩૧૨॥**

તથાપિ એ રમત બંધ રહી નહીં તેણે પોતાની સાથે પાંચેય ભાઈઓને દાવે લગાડી આગળ રમવાનો આરંભ કર્યો. પણ એ દાવ પણ દુર્યોધને જીત્યો. ત્યારે ધર્મે દ્રૌપદીને દાવે લગાડી અને એ દાવ પણ દુર્યોધન જ જીત્યો. છેલ્લે ધર્મે બાર વર્ષ વનવાસનો દાવ લગાવ્યો અને એ દાવ પણ દુર્યોધન જીત્યો. ત્યારે ધર્મ નિરાશ થયા. તેણે ફરી એક વર્ષ અજ્ઞાતવાસનો દાવ લગાવ્યો તે પણ એ દાવ દુર્યોધને જીત્યો. દુર્યોધન મોટે મોટેથી રાક્ષસી અક્રાળ વિક્રાળ હાસ્ય કરીને દુઃશાસનના હાથે તાળી આપી બોલ્યોઃ 'દુઃશાસન, આજે આપણું ભાગ્ય મોટું છે. આપણે માતા પિતાના સદગુરૂના ચરણે લાગવું જોઈએ. ભીષ્મપિતામહ, ગુરૂદ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા એ બધાને વિદીત કરીએ કે, 'પાંડવોનું રાજ્ય દ્રૌપદી સહીત અમે જીતેલ છે અને તે બધું આજે અમે અમારા તાબામાં લઈએ છીએ.

દુર્યોધને ધર્મને કહ્યું, 'ધર્મ મેં તમને બધી રીતે જીત્યા છે તો બધું રાજ્ય મારે સ્વાધીન કરીને તમારા ભાઈઓ સાથે વનવાસમાં નીકળી જાવ. આ સાંભળી ધર્મ બોલ્યાઃ ' દુર્યોધન જીત્યા પ્રમાણે બધું રાજ્ય લે. હું મારા ભાઈઓ સાથે વનવાસમાં જવા માટે તૈયાર છું.' ધર્મનું અનુમોદન મળતાં જ દુર્યોધને ઈન્દ્રપ્રસ્થનું બધું રાજ્ય પોતાના તાબામાં લીધું અને સિંહાસન પર બેઠો. સભામાં ભીષ્મ દ્રૌણ વગેરે સૌ પાણીમાં પડેલ માટીની જેમ પીગળી ગયા. કૌરવોનો આનંદ તો ગગનમાં સમાતો નહોતો.

**ત્યાં દુઃશાસન દુત પાંડવ ઘેર મોકલ્યો જાયે, જઈ પોતો નાર પાંચાલી ઘેર માહે. ॥૩૧૩॥**
**તે સતીએ પર પુરૂષ સરખો દીઠો આવતો સાર, તે નાસી મહેલમાં પેઠી તેણી વાર. ॥૩૧૪॥**
**તે દૂત દાસીએ પાછો વાળ્યો કહી મરમ, જે ભાઈ આજ રાણીને છે સ્રી ધરમ. ॥૩૧૫॥**
**આજે કેને અભડવાનો અધિકાર નહી કરમ, આપણો બ્રાહ્મણ સમો છે ક્ષત્રીય ધરમ. ॥૩૧૬॥**
**દૂત દાસીના વચન સુણીને પાછો વળી જાય, તે આવતો દીઠો દુર્યોધન રાય. ॥૩૧૭॥**
**એણે ભુંડે દોમણ કામ નિપજાયે, ભાઈ દુઃશાસન હવે તું ત્યાં જાયે. ॥૩૧૮॥**
**તે દૂત દુઃશાસન ત્યાહા કોપીયો અત્યંત, તે કરે મનમાં મોટું ઉત્પાત. ॥૩૧૯॥**
**તને હું એમ મારતો લાવું માનું નહી અંત, જેના કંથ પાંચે દેખે એક અંત. ॥૩૨૦॥**
**તે દુષ્ટ ત્યાંથી સંચર્યો તે પેર, અને પોતો નીર પાંચાલીના ઘેર. ॥૩૨૧॥**
**તે સતીએ યમ સરીખો આવતો દીઠો ઘેર, ભાઈ હવે તેની થાશે શી પેર. ॥૩૨૨॥**
**તે દાસીએ દુઃશાસન વારીયો જાણ, ભાઈ અમે અબલા ઉપર શું કરો છો પ્રાણ. ॥૩૨૩॥**
**તે રાણી છે રજસ્વલામાં આજ, તે મુખમાંથી ન બોલે વાણ. ॥૩૨૪॥**
**તે ઘરમાં દુષ્ટનાં પાપી ચરણ જે પડયા, સ્વામી તે અમે આચરણ હીના જે થયા. ॥૩૨૫॥**
**ત્યાં નારી હિડે નાસતી મહેલાતે જહાં, એણે દુઃશાસન પુઠે ધાયો તહા. ॥૩૨૬॥**
**તે ઘેરમાંહે અબલા આભડી તેસ, અને તેના દુઃશાસને ધસીને ગ્રહ્યા કેસ. ॥૩૨૭॥**

**તે દુષ્ટે સતીના ધરીયા કેસ, ભાઈ અમે છીયે અબલા બાલી વેસ. ॥૩૨૮॥**
**આજ વીરા અમારે નથી અવસર કાયા સાર, મુને નહી લઈ જાવો સભા મોઝાર. ॥૩૨૯॥**
**ત્યાં મુને સભામાં સહુ લોક દેખસે સાર, વીરા અહીંયાં જાણો તો મારો ઠાર. ॥૩૩૦॥**

ઘુતમાં દ્રૌપદીને જીત્યા પછી દુર્યોધન બોલ્યોઃ 'વિદુર ઉઠો અને જલ્દી દ્રૌપદીને અહીં લઇ આવો. એ હવે અમારી દાસી થઇ છે.' આ સાંભળી વિદુર ચિડાયા. એ બોલ્યા,: 'નીચ, ચંડાળ તને શરમ નથી આવતી. મને આ કામ કહેતાં તારી જીભના ટુકડા કેમ નથી થતા.' ત્યારે દુર્યોધન બોલ્યોઃ 'તમે પાંડવોના હિતકારી છો. એ મને પહેલેથી ખબર છે.' પછી દુર્યોધને પ્રતિકામી નામના એક સારથીના દીકરાને દ્રૌપદીને લાવવા માટે મોકલ્યો. એ દ્રૌપદી પાસે જઇને બોલ્યો, સતી, ધર્મરાજ ઘુતમાં રમીને બધું રાજય હાર્યા અને પાંચેય પાંડવોને અને તમને દુર્યોધને જીતી છે, માટે દુર્યોધને તમને સભામાં બોલાવ્યાં છે.' આ શબ્દ સાંભળતાં જ દ્રૌપદીનું કાળજું કંપી ગયું. એની આંખો પાણીથી ભરાઇ આવી. તેના મોઢામાંથી શબ્દો નીકળતા નહોતા. તો પણ ખુબ પ્રયત્નોથી તેણે કહ્યું, 'હવે તું પાછો જઇને સભામાં ભીષ્મ, દ્રોણ બેઠેલા છે. એમને પુછ કે, તમારી સામે આવવું એ સારું દેખાશે ? હું પાંચ પાંડવો પૈકી હું ભીમની પણ સ્ત્રી હોવાથી મને ધર્મ કંઇ રીતે હારે ? આ સાંભળીને એ પાછો આવીને બધા વર્તમાન તેણે દુર્યોધનને જણાવ્યા. એ સાંભળી દુર્યોધને ખુબ ગુસ્સો આવ્યો. તેણે એ પ્રતિકામીને રીસ કરી બેસવાનું કહ્યું અને દુઃશાસનને કહ્યું, 'તું પોતે જા અને દ્રૌપદીને લઇ આવ. આ કામ બીજાનું નથી. દ્રૌપદી ન આવે તો એના વાળ પકડીને એને ખેંચી લાવ. હવે એ આપણી દાસી થઇ હોવાથી આપણા કહેવા પ્રમાણે તેણે વર્તવું પડશે. એના મોંના આવા શબ્દો સાંભળતાં જ દુઃશાસન દ્રૌપદીના પાસે ગયો. એ દુષ્ટને જોઇને દ્રૌપદી ગભરાઇ. તેને એ ક્રુર જેવો લાગ્યો એ બોલ્યોઃ 'દ્રૌપદી અમે તને ઘુતમાં જીત્યા છીએ. હવે દુર્યોધનની પટરાણી થા. પછી તો તું ખુબ ભાગ્યશાળી થઇશ. તારા આ પાંચ પતિઓની કટકટ હવે મટી, માટે દુર્યોધનનો ઉપકાર માન. હવે જલ્દી ચાલ.' આ સાંભળતાં જ દ્રૌપદી બોલીઃ 'નીચ આ શું બોલે છે ? તારી રાખ થઇ જશે.' આ શબ્દ સાંભળતાં જ દુઃશાસન એની પાસે દોડયો. ત્યારે એ મહેલમાં જવા લાગી. દુઃશાસન પણ એની પાછળ પાછળ દોડવા લાગ્યો. ત્યારે તે ટળવળીને બોલી, 'હવે તમે જ દુર્યોધનને સમજાવો. હુ અસ્પર્શ છું. આપણા ધર્મ પ્રમાણે પવિત્ર એવો ક્ષત્રિય ધર્મ છે. હું અબળા છું. અબળા સ્ત્રીનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનું કર્તવ્ય છે.' પણ નીચ શું સાંભળે ! ઉલટું તેણે દ્રૌપદીનો ચોટલો પકડીને એક ધકકો મારીને નીચે પાડી અને ખેંચવા લાગ્યો. દ્રૌપદીએ એને ખુબ વિનંતી કરી. પણ એ પાષાણ હૃદયમાં એની યત્કિંચીત પણ દયા આવી નહીં. તે તેને તેમ જ ખેંચતાં સભામાં લાવ્યો.

**તે દૈત્ય કેસ ધર્યા કામનીના એમ, તેને મહેલ મંદીર છોડાવ્યા કેમ. ॥૩૩૧॥**
**ત્યાં લોક બહુ જોવા મળ્યા અપાર, ભાઇ એનો સ્વામી છે રાજા ધર્મ સાર. ॥૩૩૨॥**
**ત્યાં ગોરનરને દેવની સ્તુતિ કરે છે જાણ, એ સતીએ સભામાં સંભાર્યા શ્રીસારંગપ્રાણ. ॥૩૩૩॥**
**સ્વામી મારા આ વેળા તમે સખા જાણ, તે ભકતવત્સલ છો શ્રી ભગવાન. ॥૩૩૪॥**
**તમે છો સ્વામી મારા માત ને તાત, અને તમે આજ સગા સાજન મારૂ મોસાળ. ॥૩૩૫॥**
**આજ મારા બંધવ સ્વામી તમે સાર, તમે સાસરૂને તમે છો સંસાર. ॥૩૩૬॥**
**સ્વામી આગળ સતી વિલાપ કરે છે અપાર, વિનંતી કરતા સતી ચાલ્યાં સભા મોઝાર. ॥૩૩૭॥**
**એ સભામાં સતીએ એમના દીઠા પાંચે શ્યામ, તે બેઠા છે વળી અળગે ઠામ. ॥૩૩૮॥**
**તે સુભટ સર્વે ટોળે મળી ભૂપ, ત્યાં જુવે છે સતીના સ્વરૂપ. ॥૩૩૯॥**

**ત્યાં સતીના અંગ ઉઘાડા કરવા જેહ, તેથી બળ કરે છે મહાભૂપ તેહ. ॥૩૪૦॥**
**સતીને આણી સભામાં ઉભા કર્યા જયાંય, ભરી સભામાં નીરખે મોટા ભૂપ ત્યાંય. ॥૩૪૧॥**
**ભાઇ કોઇએ મારો નખ નથી નિરખ્યો દેહ, તો આજ પારકા પુરૂષ નીરખે જેહ. ॥૩૪૨॥**
**સતી મધ્યભાગે ઉભા રહ્યાં જેહ, ત્યાં દુષ્ટ દુઃશાસન પાટુ મારે છે તેહ. ॥૩૪૩॥**

દ્રૌપદીને સભામાં લાવેલી જોઈને સભાના લોકો દિગ્મૂઢ થયા. ભીષ્મ, દ્રૌણ, વગેરેએ તો પોતાના મ્હોં ઢાંકી લીધાં. પાંડવો દીન બનીને પોતાના મ્હોં નીચે રાખી બેઠા હતા. દ્રૌપદીને જોઈને કર્ણ બોલ્યોઃ 'આવ પાંચાલી, જુએ છે શું ? બેસ હવે દુર્યોધનના ખોળામાં, હવે પાંડવોની આશા છોડીને સુખેથી રાજવિલાસ ભોગવ.' એ વખતે દુઃખી થઈને દ્રૌપદીએ ભીમ, અર્જુન સામે જોયું. એ કારણે તે બંનેનો કોપાગ્નિ એકદમ ભડકી ગયો. પરંતુ શું કરે. જેમ એક વાઘ પાંજરામાં સપડાય એ પ્રમાણે દ્યુતની રમતથી તેઓ નિરુપાય થઈ ગયાં. ધર્મરાજ પણ ભાઈઓને વારંવાર શાંત કરતા હતા. એ બોલ્યાઃ 'ભીમ, હમણાં એમણે આપણને જુગારમાં જિત્યા છે. આ સમય ગુસ્સો કરવાનો નથી. તને જો ખુબ ગુસ્સો આવતો હોય તો તારી ગદા મારા માથામાં માર, પણ નિયમ બહાર એક પગલું પણ જઈશ નહીં. એ વખતે ક્રોધીત થઈ ભીમ બોલ્યો, 'ધર્મ, અરે તમને વ્યાસે કહ્યું હતું, નારદે જણાવ્યું હતું, વિદુર તમારા કાનમાં બુમો પાડતા હતા તો પણ તમે કોઈને કોઈની વાત સાંભળી નહી અને આ જુગાર હારીને તમે દુઃખમાં પડયા અને એમને દુઃખમાં નાખ્યા. રાજ્ય પણ ગયું, વૈભવ પણ ગયું તેની અમને પરવા નથી. પરંતુ દ્રૌપદીની જે વિટંબણા થઈ છે. એ મારાથી સહન થતી નથી. તમારા શરીરના ટુકડા ટુકડા કરી નાંખવાનું મન થાય છે. જે હાથે દ્યુત રમીને આ સર્વ નાશ કર્યો એ તમારા હાથ જ તોડી નાખું છું.' એમ બોલીને ભીમે ગદાને હાથ લગાવ્યો. એટલામાં અર્જુને હાથ પકડીને કહ્યું, ભાઈ, આ શું કરે છે. હમણાં સુધી તે ધર્મની મર્યાદા છોડી નહીં અને હવે તને આ વિચાર કયાંથી આવ્યો ? આ આખા બ્રહ્માંડમાં ધર્મ જેવો ભાઈ સત્યવચની કોઈ નથી. જે સંકટ આપણી ઉપર આવેલ છે તે એની ઉપર નથી ? આ પ્રસંગે ધર્મને મારીને અપકીર્તિનો ભંડાર ભરીને મુકીશ ? આ પ્રમાણે અર્જુન બોલ્યો પછી ભીમ શાંત થઈ એની જગ્યાએ બેઠો.

આ બધી વાત દ્રૌપદીને અસહનીય હતી. ભીષ્મ, દ્રૌણ, ગુરૂજનો સામે આવી સ્થિતિમાં ઉભા રહેવું એની સહનશીલતાની બહાર હતું. ભરસભામાં કૌરવો, કર્ણ, શકુનિ જેવા ક્રુર નરપશુઓની આ દુર્બુધ્ધિ અને ઉપહાસ્યાત્મક પણ અસહ્ય લાગતું હતું. પણ અસહાય, દીન, પરાજિત અબળા શું કરી શકે ? રક્ષણની આશાથી જેની સામે જુએ છે એ એક નહીં પણ પાંચેય પતિ લજ્જાથી દીનહીન થઈ બેઠા હતા. ભીષ્મ દ્રૌણ પણ હતપ્રભ થયા હતા. આવી સ્થિતિમાં દ્રૌપદી પોતાના અંતરમાં સાક્ષીભુત પરમાત્માને યાદ કરવા લાગી. એ બોલી, 'હે ગુરૂવર ઈશ્વર ! આ આયુષ્યમાં જે સતીનો એક નખ પણ કોઈ પરપુરૂષને જોયો નથી. જેણે આટલા દિવસોમાં ઘરની બહાર એક પગલું પણ નાખ્યું નથી. એવી આ અબળા પર આજ આ અનિષ્ટ આવ્યું ! બધા લંપટ, નીચ, દુષ્ટ આ સભામાં મારી લાજ લૂટે છે. નિર્લજ્જપણે ખેંચી લાવી અહીં ઉભી કરી છે ! હે ભગવાન આનાથી મરણપ્રાય દુઃખ બીજું શું હોઈ શકે ?

**સતી સંભારે શ્રી ગુરૂનર સાર, સ્વામી તમે કયારે ચઢશો મારી વાર. ॥૩૪૪॥**
**સ્વામી જે પાંડવ મુને વનમાંથી લાવ્યા આપ, સ્વામી તે સહુ તમ ચરણ પ્રતાપ. ॥૩૪૫॥**
**જયાં અર્જુનને મચ્છવેધ કીધો આપ, ત્યાં સ્વામી એ સહુ તમ પ્રતાપ. ॥૩૪૬॥**
**આગે તમે કહેતા હે બાઈ દ્રૌપદી સાર, બાઈ તું છે ભકત પંચાલી નાર. ॥૩૪૭॥**
**તુંજ સરખી વહાલી નહી ભગિની સાર, બાઈ તે આ મારે યુગ ને સંસાર. ॥૩૪૮॥**
**સતી કહે એ વહાલું વહાલું તે કયાં ગયું હેત, સ્વામી તમે છો શ્રી લક્ષ્મી કેરા કંથ. ॥૩૪૯॥**
**આજ કૌરવ કેસ ગ્રહી રહ્યા અંત, તો વહાલા તમો કેમ થઈ બેઠા નિચિંત. ॥૩૫૦॥**
**હવે સ્વામી અહીંથી છોડાવો તો છુટીએ જાણ, વહાલા તમે પધારોને ઘનશ્યામ. ॥૩૫૧॥**

**એવું તમો સાંભળો મારા નાથજી જાણ, તો તમે સહાય કરો શ્રી ભગવાન. ॥૩૫૨॥**
**સ્વામી વિનંતી સુણજો અમ રંકતણી અપાર, સ્વામી તમે પરખો સઘળા મર્મસાર. ॥૩૫૩॥**
**હવે ધર્મ ક્રિયા આચાર હીણા થાઉ અમે, સ્વામી વેગે પ્રગટો પરબ્રહ્મ તમે. ॥૩૫૪॥**
**સ્વામી યુગોયુગમાં ભકતો કારણ આવ્યા દોડી, આગળ ભકતો તાર્યા છે અનંત કરોડી. ॥૩૫૫॥**
**હવે તમે રૂપ પ્રગટ કરો હો દયાળ, એ રાક્ષસ સભાથી ભકતોને ઉગારો તતકાળ. ॥૩૫૬॥**
**તમે ભકતોની આજ કરો સંભાળ, ત્યાં કોપ કરીને કૌરવ ઉઠયા વિકરાળ. ॥૩૫૭॥**
**તેના મુખ દીસે છે મહા વિકરાળ, તે અબળાની ભીમ કહે કેમ રહેશે લાજ. ॥૩૫૮॥**

સતી દ્રોપદી મનોમન ભગવાનની આરાધના કરવા લાગી. 'હે સ્વામી, મારો સાદ તને સંભળાશે ? જે પાંડવો મને વનમાંથી ઘેર લાવ્યા. અર્જુને મત્સ્ય વેધ કરીને મને જીતી આ બધું તારા જ ચરણોનો પ્રતાપ છે. હવે સ્વામી ! મારા પ્રાણ જેવા શ્રીકૃષ્ણ તું તો કહેતો હતો કે, દ્રૌપદી તારા જેટલી પ્રેમાળ બીજી કોઈ બહેન નથી. હે લક્ષ્મીપતિ, તારું એ પ્રેમાળપણું આજ કયાં ગયું. આ દુષ્ટ દુશાસનને મારા વાળ પકડીને આ સભામાં ખેંચી લાવી. એ તારાથી કંઈ રીતે સહન થયું ! હે નાથ ! હે કૃષ્ણ આ હીનદીન રંક અબળા પર એટલી દયા કરીને ત્વરીત આવ અને આ દુષ્ટના બંધનમાંથી અમને કાઢ. હે મારા પ્રાણ સખા, ભકતવત્સલ, અનંત સંકટોમાંથી મારા પતિનું તે રક્ષણ કર્યું. અનંત બળ આપીને બધા સંકટોમાંથી તમે એમને બચાવ્યા પણ આજ એ જ મારા પતિ હીન દીન પરાજિત થયેલા છે. હવે તારા સિવાય અમારું રક્ષાણ કરવા કોણ સમર્થ છે.' સતી દ્રૌપદી મનોમન ભગવાનને યાદ કરે છે, ત્યાં જ દુઃશાસન દ્રૌપદીને બધાની સામે સભામાં ઉભી કરી. ત્યારે દ્રૌપદીએ ભીષ્મ અને દ્રૌણને કહ્યું, 'અહો ઋષીવર્ય, તમે મને વંદનીય છો, તમારા જોતાં મારી આ વિટંબણા થાય છે, ત્યારે તમે સ્વસ્થ કઈ રીતે બેઠા છો ?' પરંતુ તેમણે કંઈજ ઉત્તર આપ્યો નહીં. તેમણે પણ એવું લાગ્યું કે 'તને દુર્યોધનને જીત્યો એમ કહીશું તો એ દુષ્ટ એની મન ફાવે એમ વિટંબણા કરશે અને ન બોલીએ તો ધર્મ ખોટો પડશે.' માટે તેમણે ફકત એટલું કહ્યું કે, 'ધર્મ પોતે જ હું હાર્યો એમ કહે છે. ત્યારે અમારો ન્યાય કોણ સાંભળશે.' પછી કોઈ બોલતું નથી એમ જોઈને કૌરવોમાંથી વિકર્ણ એકદમ ઉભો થઈને મોટેથી બોલ્યોઃ 'અહીં જે દ્યુતની રમત થઈ એ ખરી ન હોઈને એ સર્વ કપટ છે. એ કારણે દ્રૌપદીને જીતે છે એમ કહેવાશે નહીં. દુર્યોધનને દુર્બુધ્ધિ થવાથી તેમજ ધૃતરાષ્ટ્ર માયાથી આંધળા થયા છે. ભીષ્મ અને દ્રૌણ એ દુષ્ટના અન્નથી બંધાયેલ છે. ધર્મરાજ આ સાક્ષાત ધર્મ જ હોઈને દ્રૌપદી તો મૂર્તિમંત દેવી જ છે.' આ સાંભળતાં જ કર્ણ ક્રોધીત થઈને બોલ્યોઃ ' અરે મહામુર્ખ હમણાં જ તને ઠાર કર્યો હોત, પણ તારી માતાને ખરાબ લાગશે માટે છોડી દઉં છું. નિર્લજજ ! અહીં તારા કરતાં હજારો ડાહ્યા લોકો બેઠેલા છે, તે એક પણ શબ્દ બોલતા નથી તું જ મોટો ડાહ્યો થયો છે કે ? અરે મૂઢ ! જે દાસી છે તેને સભામાં લાવવામાં શું વાંધો છે ? જેને પાંચ પતિ છે એ પતિવ્રતા કેવી ? તેની આટલી પ્રતિષ્ઠા શા માટે ? આ જો અન્યાય હોત તો પાંડવ અહીં સ્વસ્થ કેમ બેઠા હોત. ચાલો તેમનાં વસ્ત્રાભુષણ કાઢી લો. દ્રૌપદી, તું હવે બધા કૌરવોની દાસી થઈ છે. ત્યારે તું દુર્યોધનના ખોળામાં આવીને બેસ.' કર્ણની આ નીચવાણી સાંભળીને દ્રૌપદી એકદમ સંતાપી એ બધાને ઉદ્દશીને બોલવા લાગીઃ હે સભાજનો હું વિવાહીત નારી હોઈને કર્ણ બધાની સામે જે અમંગળ વાણી કરે છે એના માટે પણ તમને કંઈ થતું નથી ? પરસ્ત્રીની વિટંબણા કરવાથી રાવણ જેવાની પણ દુર્દશા થઈ હતી, ત્યાં તમારા જેવાની તે શી કથા ! દુર્યોધનના ખોળામાં કર્ણની ઈચ્છા પ્રમાણે ભીમની ગદા બેસીને તેની ઈચ્છા જલ્દી જ તૃપ્ત કરશે.'દ્રૌપદીના બોલવાથી દુર્યોધન અત્યંત સંતાપ્યો. એ ગુસ્સાથી બોલ્યો, 'દુઃશાસન, આ દ્રૌપદી અમારી દાસી હોઈ ગમે તેમ બોલે છે. તેની ફજેતી થવી જ જોઈએ. ઉઠ અને તેના વસ્ત્ર ભર સભામાં ઉતારી નાંખ.

સ્વામી તમે કેમ લાજતા નથી આપ,સ્વામી તમે આવડો વિલંબ કેમ કરો નાથ. ॥૩૫૯॥
સ્વામી તમે દ્વારકા નગરી સુવર્ણની કરી, સોળ સહસ્ત્ર ગોપીમાં ગોવિંદ રમ્યા શ્રીહરિ. ॥૩૬૦॥
સ્વામી તમે સવાલાખ સજન સુ રમતા ત્યાંહ, સોળ સહસ્ત્ર ગોપીશું રાસ રમતા જયાંહ. ॥૩૬૧॥
આજ શું તે કારણ તમે વિસારો કિરતાર, હમારા તમે જુગ જીવનના છો આધાર. ॥૩૬૨॥
સ્વામી ભકતોને નવ વિસારીયે શ્રી હરિ, અમારા અવગુણ તમે જાવો વિસરી. ॥૩૬૩॥
અમે મુખ થકી કેમ દીજે ગાળ, એમ જાણો મારા નાથજી દિન દયાળ. ॥૩૬૪॥
એવું જાણો સ્વામીજી અમારા દીનદયાળ, તમો થાવો ને પ્રભુ વચન પ્રતિપાળ. ॥૩૬૫॥
સ્વામી દુઃશાસન પટકુળ ખેચે ધરી રીશ, ત્યાં વળી ઉઘાડે અંગને શિષ. ॥૩૬૬॥
એવું જાણીને વહેલા પધારો મારા ઈશ, હવે તમે કૃપા કરો પૂરણ જગદીશ. ॥૩૬૭॥
હવે સ્વામી અનાથ અબલાનું રાખીએ માન, અમે છીએ અબુજ અને અજ્ઞાન. ॥૩૬૮॥
સતી દ્રૌપદી એક મને ધરે ગોરનરનું ધ્યાન, હવે તમે વહેલા વળો શ્રીભગવાન. ॥૩૬૯॥

એ વખતે ભીષ્મ, દ્રૌણ વગેરેએ દુર્યોધનને એમ ન કરવા કહ્યું, પણ તેણે બધાને દુરૂત્તરો આપીને ચુપ બેસાડયા અને દુઃશાસનને દ્રૌપદીના વસ્ત્ર ખેંચવા સુચવ્યું. આ વિપરીત પ્રકારજોતાં જ દ્રૌપદી અત્યંત ચિંતાતુર થઈ. ભીમ, અર્જુન તેનું રક્ષણ કરવા સમર્થ હતા, પણ ધર્મએ તેમને સ્વસ્થ બેસવાનું કહેવાથી તેઓ નાઈલાજ થયા હતા. ત્યારે આ સમયે શ્રીકૃષ્ણ ભગવાન સિવાય રક્ષણ કરનાર કોઈ સમર્થ નથી એમ જાણીને તે અંતઃકરણપૂર્વક શ્રીકૃષ્ણને યાદ કરવા લાગી. તે બોલીઃ 'હે કરૂણાધન ! તું મારી મદદ માટે આવવા શા માટે વાર કરે છે. સુવર્ણની દ્વારકાનગરીમાં સોળ સહસ્ત્ર રાણીઓ સાથે રમે છે કે શું ગોકુળની સોળ સહસ્ત્ર ગોપીઓ સાથે રાસક્રિડા રમે છે. હે પ્રાણ સખા ! સવાલાખ ભકતોના હૃદયમાં જ અડીને રહ્યો છે. શું આ દીનહીન દાસીને કેમ ભુલી ગયો ? હે કૃપાળ ! અમે કેટલાંય અપરાધી હોઈએ તો પણ તારા જ ભકતો છીએ ને પછી અમારી ઉપર આવી ઉપેક્ષા કેમ ? હે સ્વામી ! તને કયા શબ્દોથી વિનવું ! તું અંતર્યામી હોઈને પણ મારો આર્તનાદ તને સંભળાતો નથી કે શું ? હે દીનદયાળ ! કૃપાવત્સલ હવે આ દુષ્ટ દુઃશાસન વસ્ત્ર ખેંચીને મને નિઃવસ્ત્ર કર્યા સિવાય રહેશે નહીં. ભગવાન શ્રી કૃષ્ણ ! આ તારી બહેનની તને કેમ યાદ આવતી નથી. આ સભામાં થયેલી વિટંબણા તારાથી કઈ રીતે સહન થાય છે ? હે નારાયણ ! હવે મારો આધાર ફકત તું જ છે. હે સદગુરૂમૂર્તિ ! આ દાસી પાસેથી તમારી સેવામાં શું અંતર પડયું ? તમે કોઈ તાત્કાલીક જઈને મારા આતમચંદ્ર ભગવવાનને-શ્રીકૃષ્ણને આ દીનદાસીનો સંદેશો જણાવો. હવે આ વિટંબણા મારાથી સહન થતી નથી. તે આવી અમારો ઉધ્ધાર કરે. દ્રૌપદીએ આંખો મીંચીને એકાગ્રચિંત્તે ભગવાન કૃષ્ણના અને સદગુરૂ વેદમૂર્તિ વ્યાસનું સ્મરણ કર્યુ. એના નયનમાંથી એકસરખો અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. એ સંપૂર્ણ જગતનું ભાન ભુલી. પતિની અવસ્થા, દુષ્ટોનો પરિહાસ, પોતાની સ્થિતિ વગેરે બધું એ ભુલી ગઈ. ફકત એક પ્રાણસખા એ મુરલી મનોહર ધનશ્યામ એના જ સ્વરૂપધ્યાનમાં એ તદ્રૂપ થઈ ગઈ.

ત્યાં કૃષ્ણજી દ્વારકા હતા જેહ, અને દેવ નિંદ્રામાં પોઢયા છે તેહ. ॥૩૭૦॥

ત્યાં શ્રીદેવ તો પોઢયા છે જયાંય, તે ઉપર રાણી રૂખમણી ઢોળે છે વાય. ॥૩૭૧॥
દેવ નિંદ્રામાં ઝબુકી ઉઠયાં જયાંય, અને તે દેવ દ્વારકા કેરા રાય. ॥૩૭૨॥
ત્યાં ગોર વેદ વ્યાસ આવીને બોલ્યા દયાળ, તમે ગરૂડને તેડાવો તતકાળ. ॥૩૭૩॥

**દાસ આપણાની દુષ્ટને વશ પડી નાર, તેની રક્ષા કરતા વિલંબ ન કરો લગાર. ॥૩૭૪॥**
**દેવને રૂખમણી લાગ્યા પુછવા ભાસ, સ્વામીજી એવા કોણ છે તમારો દાસ. ॥૩૭૫॥**
**તે કારણ હરજી હંફાળ ઉઠયાં આજ, વળી તેના સમરથ કરવાને કાજ. ॥૩૭૬॥**
**તે દાસને તમે શું ઓળખશો સાર, તે ભકિતમતિ પાંચાલી કહીયે નાર. ॥૩૭૭॥**
**ત્રેતાયુગમાં તારાલોચન સતી નાર, દ્વાપરમાં દ્રૌપદી પાંચાલી નાર. ॥૩૭૮॥**
**પાંડવ ધર્મ હાર્યા રાજને પાંચાલી નાર, તે સર્વેહાર્યા અરથ ગરથ ભંડાર. ॥૩૭૯॥**
**જે પાપી પટકુળ ગ્રહી રહ્યા તે વાર, તે તો દ્રૌપદી અબળા સુંદરી નાર. ॥૩૮૦॥**
**સ્વામી તે ભકત મોટા છે તમારા સહી, તેની સહાય કરજો તતકાળ જઈ. ॥૩૮૧॥**
**જે ભકત શ્રધ્ધાથી આરાધે જેહ, તો તેણે પ્રથમ સાથે લેજો દેવ. ॥૩૮૨॥**
**જો ભકતને દુઃખ પડે દાઝીએ સાર, તો સ્વામી તેની પ્રથમ કીજીએ વાર. ॥૩૮૩॥**
**અંતે તેણે ઉપજે તન માહે તાપ, વળી સાચા સજજનને દુઃખ લાગે આપ. ॥૩૮૪॥**
**જો સેવક સ્વામી પઠંતરે દયાળ, તો સ્વામી તમે સહાય કરો તતકાળ. ॥૩૮૫॥**
**સ્વામી ખરા ભકતોને દુઃખ ઉપજે નાથ, તે દુઃખ ઉપજે ગોરનરને આપ. ॥૩૮૬॥**
**જે ભકત સહુ કોઈ ટોળે મળ્યા દેવ સાર, તે વેળા સ્વામી ગરૂડે થયા સવાર. ॥૩૮૭॥**
**જે પાંડવોની પટરાણી છે રે દયાળ, તેણે મહાદુઃખ દે છે દુષ્ટ ભુપાળ. ॥૩૮૮॥**

પરમેશ્વરની સ્તુતિ કરતી વખતે દ્રૌપદીનું ધ્યાન કેન્દ્રીત થયું. હાથ જોડીને અંતરિક્ષમાં આંખો મીંચીને પણ મનોમ
દ્રષ્ટી લગાવી એ એકાગ્રતાથી શ્રીકૃષ્ણનું ધ્યાન કરવા લાગી. અહીં ભગવાન કૃષ્ણ દ્વારકામાં સુખાસન પર નિદ્રાવશ થય
હતાં. નજીક જ રૂક્ષ્માણી બેસીને ભગવાનને પવન નાંખતી હતી. એટલામાં ભગવાન એકદમ જાગી ગયા. વસ્ત્રો સરખ
કરીને બેઠા થયા. એટલામાં વેદમૂર્તિ વ્યાસમુનિ ત્યાં આવ્યા અને કહેવા લાગ્યાં: 'ભગવાન આપણો દાસ દુષ્ટના હાથમ
સપડાયો હોવાથી વિલંબ ન કરતાં તાત્કાલીક એના રક્ષણાર્થે આપણે જવું જોઈએ. આપણે જો એક ક્ષણનો પણ વિલં
કર્યો તો અનર્થ થશે. સ્વામી ત્વરીત ગરૂડ પર સવાર થઈને આવો. હું પહેલાં જઈને ભકતને આશ્વાસન આપું છું. એ
કહીને વ્યાસ મુનિ અંતર્ધાયિ થયા અને મનોવેગથી આવી ભકિતમતી સતી દ્રૌપદીને અંતરિક્ષમાંથી જ આશ્વાસન અ
આશીર્વાદ આપીને ધીરજ આપવા લાગ્યા. ગુરૂ મહારાજના આશીર્વાદ અને આશ્વાસન મળતાં જ સતીને ધીરજ થઈ
અહીં દ્વારકામાં રૂક્ષ્માણી શ્રીકૃષ્ણને પુછવા લાગી, 'સ્વામી તમે ઓચિંતા ઝબકીને કેમ જાગ્યા અને ભાવવેગથી કેમ બહાવર
બની ગયા ? એટલો મહાન તમારો ભકત છે કોણ અને એની ઉપર કયું સંકટ આવ્યું તે કહો.' ભગવાને કહ્યું: રૂક્ષ્માણ
મારી ભકિતમતિ ભગિની દ્રૌપદી પાંચાલી છે. ત્રેતાયુગમાં તારાલોચન રૂપે અવતરેલી મારી અનન્ય નિષ્ઠાવાન ભકિતમ
પરમપ્રિય સહૃદયી એવી મારી ભગિની આ યુગમાં અવતરી છે. પાંડવ દ્યુતમાં હારીને પાંચાલીને પણ હારીને વિન્મુખ
થઈને બેઠા છે અને દુષ્ટ કૌરવ જીતપણાથી ઉન્મત્ત થઈને સતી દ્રૌપદીને સભામાં લાવી અને વિટંબણા કરીને નિઃવસ
કરી રહ્યો છે.' રૂક્ષ્માણીએ કહ્યું: ' અરેરે ! દેવ શું આ ભકતની કસોટી ! સ્વામી તમે તાત્કાલીક જઈને જે ભકત તમાર
પાસે તનમન અને ધન અર્પણ કરીને જે ભકત નિરહંકાર, નિર્વિકાર થયેલ છે તે પરમ સદ્ભકતના શીલનું રક્ષણ કરવ
તમારે શીઘ્ર જવું જોઈએ. રૂક્ષ્માણીનાં વચન સાંભળીને ભગવાન બોલ્યા, 'પ્રિયે સત્યધર્મનું પાલન કરતી વખતે જે ભકત
પર આવેલ સંકટ એ પ્રત્યક્ષ ભકત પર ન હોઈને એ ગુરૂવર આરાધ્ય દેવતા ઉપર જ હોય છે માટે તેનું નિવારણ કરવું એ

અમારું આદ્યકર્તવ્ય છે.' એમ કહીને ભગવાને ગરૂડનું સ્મરણ કરતાં જ ગરૂડ હાથ જોડીને સામે ઉભો રહ્યો. ભગવાને એની ઉપર સવાર થઈને વાયુવેગ કૌરવોની રાજ્યસભામાં અંતરિક્ષમાં આવી ઉભા રહ્યા. એક ભકત સિવાય એને કોઈ દેખી શકતું નથી.

**તું પટકુલ મેલને કામીની નાર, હવે તારી કોઈ નહી લે સાર સંભાળ. ॥૩૮૯॥**
**નિશ્ચે પાંડવ હાર્યા વન જાશે નિરધાર, રાણી તે તો તારા છે ભરથાર. ॥૩૯૦॥**
**તુ એમ કહેતી અંધ કેરા પુત્ર ધુર્યોધન, તું હાંસી કરતી પણ હવે કરશું હમારે મન. ॥૩૯૧॥**
**સતી કહે વીરા નવ બોલીયે જાણ, તમે દુષ્ટ વચન ન બોલો અજ્ઞાન. ॥૩૯૨॥**
**વડીલ ભોજાઈ તે માતસમાન જાણે જેહ, એમ સહી લખ્યુ છે વેદ પુરાણે તેહ. ॥૩૯૩॥**
**ત્યાં દુર્યોધન કહે બાઈ વિષીયલને છંછેડયા જાણ, ત્યારે મુખમાંથી નાખે ફુફાડા ફેણ. ॥૩૯૪॥**
**અરે દુઃશાસન તું શે કરે છે વિચાર, હવે એના વેગે તું વસ્ત્રો કાઢ. ॥૩૯૫॥**
**તે સભામાં સતી વલવલે શરીર, ભાઈ હમણાં એવા ન થઈએ હો વીર. ॥૩૯૬॥**
**દુઃશાસન સતીને વરૂની પેરે વળ્યો શરીર, અને તાણે છે ત્યાં સતીના ચીર. ॥૩૯૭॥**
**ધર્મપુત્ર કહે લાજનારો લાજશે સોય, એ તો સ્વામી પ્રગટ થાશે જોય. ॥૩૯૮॥**
**નિસાસો નાખી ભીમ થયા રાતા જોય, પણ ધર્મે ભીમને વાર્યો સોય. ॥૩૯૯॥**
**ત્યાં દેવ મન વેગે આવ્યા સધીર, અને તે સમરથ સતીના પુરવા ચીર. ॥૪૦૦॥**
**ત્યાં ભકત સર્વે વિનંતી કરે એમ વીર, આંખે આંસુ જેમ નદીએ વહે છે નીર. ॥૪૦૧॥**
**ત્યાં પાંડવો દેશ મુલક હાર્યા જે વાર અને હાર્યા હસ્તિ ઘોડા ગરથ ભંડાર. ॥૪૦૨॥**
**તે કૌરવે તાળા કુંચી કબજે કરી જયારે, ત્યાં ચીર કાઢે છે પંચાલીના ત્યાંય. ॥૪૦૩॥**
**ત્યાં દેવ પુરહારે ચીર પુર્યા આજ, તે તો ભકત પાંડવ કેરે કાજ. ॥૪૦૪॥**
**તે સંસાર સર્વે દેખતા મહારાજ, અને ત્યાં દેવે રાખી ભકતોની લાજ. ॥૪૦૫॥**

અહીં દુઃશાસન મોટેથી ઉપહાસ કરતો દ્રૌપદી પાસે ગયો ને બોલ્યોઃ હે દ્રૌપદી, વિચાર શેનો કરે છે. હવે આ સભામાં કોઈ પણ તારી મદદે આવશે નહીં. માટે જો તારા પતિઓ કેવા હતબળ જેવા બેઠા છે. એમણે વસ્ત્રો કાઢીને વલ્કલ પહેર્યા અને વનમાં જવાની તૈયારીમાં છે. તું એમની ચિંતા કેમ કરે છે. તું ખુશીથી અહીં રહીને દુર્યોધન સાથે રાજ્યમહિષિનો ઉપભોગ લે. જો, એમના ખોળામાં જઈને બેસ, કે પછી ખેંચુ તારાં વસ્ત્ર ?' દ્રૌપદી કલ્પાંત કરતી બોલી, 'ભાઈશ્રી તમને આવું બોલવું શોભતું નથી. મારાથી કોઈ ભુલ થઈ હોય તો ક્ષમા કરો. જોઈએ તો પ્રાણદંડની શિક્ષા કરો. પણ આ રીતે એકાદ સ્ત્રીની ભર સભામાં વિટંબણા કરવી યોગ્ય નથી. સિવાય હું તમારી વડીલ ભાભી છું. શાસ્ત્ર અનુસાર વડીલ ભાઈની પત્ની માતા સમાન માનવી જોઈએ અને શાણપણ કરીને તમારે મારી વિટંબણા થતી રોકવી જોઈએ.' આથી દુર્યોધન મોટેથી બોલ્યોઃ 'અરે દ્રૌપદી આજ તું અમારી દાસી છે. તમારા બાંધેલા મહેલમાં તું મને પાણીમાં પડેલો જોઈને ઉપહાસથી હસી હતી અને 'આંધળાનો પુત્ર દુર્યોધન' એમ બોલી હતી. હવે તું અમારી દાસી થવાથી મનમાં આવે તેમ તારી સાથે વર્તીશું અને શાસ્ત્રમાં એમ કહ્યું છે કે સાપની પુંછડી પર પગ મૂકવો નહીં અથવા એના રસ્તે જવું નહીં. તેમ કરવાથી એ દંશ માર્યા સિવાય રહેશે નહીં. અરે દુઃશાસન કાઢ એના વસ્ત્ર, ઉઘાડું કર એનું અંગ, આ આખી સભાને આપણો પ્રતાપ જોવા દે.' દુર્યોધનની આજ્ઞા થતાં જ જેમ એકાદ વરૂ શરીર પર ચોટે એ પ્રમાણે દુઃશાસને

દ્રૌપદીનાં વસ્ત્ર પકડયા. એક સાથે એનો હાથ ઉપર કરીને બીજા હાથે વસ્ત્ર ખેંચવા લાગ્યો. ભકતની સહનશીલતાની સીમા થઈ. બધાં સજ્જનોએ આંખો મીંચી. દુષ્ટોએ આંખો ફાડીને ઉત્સાહથી સતી સામે નિરખીને જોવા લાગ્યાં.

**દૈત્ય દુઃશાસન છેડો તાણી ઉઘાડે શરીર, ત્યારે ત્યાં સતી કેરા ગ્રહી જો ચીર. ॥૪૦૬॥**
**ત્યાં દેવે બીજુ ત્રીજુ ચોથુ પુર્યા ચીર, ત્યાં પુર્યા જગદીશ સાવ સોનેરી હિર. ॥૪૦૭॥**
**ત્યાં કૌરવ કપટી કુબુધ્ધિ દીસે જાત, ચીર કાઢી જુવે તો નીકલે નવરંગી ભાત. ॥૪૦૮॥**
**ચોથા ચતુર્ભુજે પુર્યા પ્રમાણ, પાંચમે પુરૂષોત્તમ પરબ્રહ્મ જાણ. ॥૪૦૯॥**
**શ્વેત લાલ લીલા પીળા તાર, ત્યાં શ્રીકૃષ્ણે સઘળા પુર્યા સાર. ॥૪૧૦॥**
**ત્યાં દેવે પુર્યા નવરંગી ચીર, તેનું વર્ણન વિવેકે કર્યો નવ જાય. ॥૪૧૧॥**
**જેણે પૂજ્યાં તે સ્વામી પૃથ્વીમાં પ્રગટ થાય, ત્યાં સર્વે લોકમાં દેવ દાનવ જોવાય. ॥૪૧૨॥**
**ત્યાં નવ ખંડના ભૂપ આવી મળ્યા ધાય, અને તે દેવ છે ચતુર્દશભુવનનો રાય. ॥૪૧૩॥**
**ત્યાં હરજીશેઠ હીરાલાલ થયા છે જાણ, અને વેદ વ્યાસ વણકર હુઆ પ્રમાણ. ॥૪૧૪॥**
**ત્યાં વસ્ત્રનાં તાંતણા નવસો નવ્વાણુ જાણ, તે વાત જાણી નવખંડ પ્રમાણ. ॥૪૧૫॥**
**દેવને શેરડી ખાતાં પારી વાગી છે હાથ, દ્રૌપદીએ ચીર તેના ત્રાગડા નવસો નવ્વાણુ સાર. ॥૪૧૬॥**
**તેના શ્રીહરિએ ચીર પુર્યા નવસો નવ્વાણુ આજ,શ્રીહરિએ સતીની રાખી સભામાં લાજ. ॥૪૧૭॥**
**એ અચરજ જોવા લોક મળ્યા અપાર, અને ત્યાં તે જોવા મળ્યો સઘળો સંસાર. ॥૪૧૮॥**
**સદગોર વેદવ્યાસ એમ બોલ્યા વાણ, બાઈ તારૂ સુકરીત સાચું જાણ. ॥૪૧૯॥**
**જે સતીને દેવે તાર તાંતણે પટકુળ પુર્યા જાણ, તે તો નવસો નવ્વાણુ સહ પ્રમાણ. ॥૪૨૦॥**
**જે પટકુળ પુર્યા ભકતોની રાખી લાજ, તે ત્યાં પુર્યા ગોરનરની જાત. ॥૪૨૧॥**
**સદગોર કહે અમે વણકર થયા જાત, પટકુળ પુર્યા છે ત્યાં અવનવી ભાત. ॥૪૨૨॥**

દુઃશાસન એક વસ્ત્ર ખેંચ્યું તો તેમાં એનાથી પણ ઉત્કૃષ્ટ વસ્ત્ર દેખાવવા લાગ્યાં. એ પ્રકાર જોઈને બધાને આશ્ચર્ય થવા લાગ્યું. પણ દુર્યોધન બોલ્યોઃ 'દુઃશાસન આ ખુબ હોશિયાર લાગે છે. આપણને છેતરવા વધારે વસ્ત્રો પહેરીને આવી છે એમ લાગે છે. કંઈ વાંધો નહીં. એ બધાં વસ્ત્રો ખેંચી લે' દુર્યોધનની આજ્ઞા થતાં જ દુઃશાસને ત્વરાથી ઝડપથી દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચવાનો આરંભ કર્યો. પણ આ શું, એક વસ્ત્ર છોડે તો એના કરતાં પણ અધિક મૌલ્યવાન એવાં વસ્ત્ર અંદર તૈયાર જ. દુઃશાસને એ પણ વસ્ત્રો ખેંચ્યાં તો અંદર ત્રીજુ વસ્ત્ર તૈયાર. એ વખતે દ્રૌપદીના નખ પર પણ કોઈની દ્રષ્ટિમાં પડતી નહોતી અને દુઃશાસન પણ વસ્ત્ર ખેંચવાનું બંધ કરતો નથી. લાલ, સફેદ, લીલા, પીળા, ગુલાબી, નારંગી, જરતારી, વેલબુટ્ટીદાર એવાં એ લાખો મૂલ્યનાં એકેક વસ્ત્ર જોઈને બધાંની આંખો અંજાઈ ગઈ. વસ્ત્રો ખેંચતા ખેંચતાં દુઃશાસન થાકી ગયો. સભામંડપમાં અનેક પ્રકારના રંગની સાડીઓનો ઢગલો થયો. પરંતુ દ્રૌપદીના શરીર પર ફરી દિવ્ય વસ્ત્ર કાયમ જ રહ્યાં. પુરા નવસો નવ્વાંગુ વસ્ત્રો એ સતીના શરીર પર પ્રગટ થયાં. છેલ્લે ભગવાને દ્રૌપદીને પોતાનાં દિવ્ય પિતાંબર પહેરાવ્યાં અને કહયું આ વસ્ત્રને હાથ લગાવશ તો બધા દુર્જનોનો સંહાર આજે જ કરીશ. એમ કહીને હાથમાં સુદર્શન લીધું. ત્યારે કોટી વીજળી ચમકયા જેવું થયું તે જોઈ બધા કૌરવો ગભરાયા. દુઃશાસન દોડતો દોડતો એ વસ્ત્રના ઢગલામાં કયાં વિંટળાયો એ દેખાયું નહીં.



પહેલાં એક સમયે શ્રીકૃષ્ણ સુભદ્રા, દ્રૌપદી એમની માટે પોતાના આ વિષયે પ્રેમભાવની પરીક્ષા કરવા શેરડી

ખાવાના નિમિત્તે આંગળી કાપી. એમાંથી લોહીની ધાર વહેવા લાગી. એ આંગળીએ બાંધવા માટે સુભદ્રાએ આમ તેમ વસ્ત્રની શોધ કરી પણ તેને કપડું દેખાયું નહીં. દ્રૌપદીના ધ્યાનમાં આ પ્રકાર આવતાં જ તેણે પોતાની ભર્જરી સાડીનો છેડો ફાડીને તાત્કાલીક શ્રીકૃષ્ણની આંગળીએ બાંધ્યો. એ સાડીના છેડામાં આડા ઉભા એવા નવસો નવ્વાણુ દોરા હતા. એ એક એક દોરાનું એક એક વસ્ત્ર પહેરાવીને ભગવાને સતીની લાજ રાખી. એ અપૂર્ણ દ્રશ્ય જોઇને ભીષ્મ બોલ્યાઃ 'દુર્યોધન એ સતીની વિટંબણા હવે તો બંધ કર. એની સહાય માટે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાન છે એ ધ્યાનમાં રાખ. જો એ ગુસ્સે થઇને શ્રાપ આપશે તો તારો નાશ થવામાં બિલકુલ વાર લાગશે નહીં. ભીષ્મનું એ નિવેદન સાંભળીને અને એ અપૂર્વ ચમત્કાર જોઇને દુર્યોધનને મનમાં બીક ઉત્પન્ન થઇ અને દ્રૌપદીને છોડી દેવા માટે કહ્યું. પોતાની સહાય કરવા માટે હૃષિકેશ આવ્યા છે એમ ખાત્રી થતાં જ દ્રૌપદીની બીક નહીવત થતાં તેને ધૈર્ય પ્રાપ્ત થયું અને ગુસ્સેથી બોલીઃ 'દુર્યોધન ધર્મરાજે તને વચન આપ્યા પ્રમાણે અમારો કોઇ ઉપાય રહ્યો નથી. નહીતર તને શ્રાપ આપીને શિક્ષા કરી હોત. તને તારા દ્યુતકર્મનું ખુબ અભિમાન છે. પણ એ રમતમાં જો નિપુણતા બતાવવી હોય તો એ મને બતાવ. આ દ્રૌપદીની મર્મ વાણી સાંભળીને દુર્યોધન એની સાથે ખુબ અભિમાનથી રમવા બેઠો. પોતાના કપટી પાસાથી પોતે જીતી લેશે તેવો એને વિશ્વાસ હતો. તેણે તેને પોતાને દાવમાં લગાવવા માટે કહ્યું. દ્રૌપદીને એ જ જોઇતું હતું. તેણે એ વાત કબુલ કરીને શ્રીકૃષ્ણનું ચિંતન કર્યુ અને પાસા નાખ્યાં. એ સાથે એ જીતી અને તેણે પોતાને દુર્યોધનની દાસીપણામાંથી છોડાવી લીધી. પછી દુર્યોધને બીજો દાવ પાંડવોનો લગાવ્યો, એપણ દાવ તેણે જીત્યો અને પાંડવોને દાસપણામાંથી છુટકારો આપ્યો. દુર્યોધન આગળ ઈર્ષ્યાથી એની સાથે હજુ રમનાર હતો પણ શકુનીએ તેને ઉઠાડયો અને બોલ્યોઃ 'દુર્યોધન આ કપટી સ્ત્રી છે એની સાથે તું રમવા લાગીશ તો જેટલું જીત્યા છે એટલું બધું ગુમાવીશ.' શકુનીનું કહેવું સાચું લાગવાથી દુર્યોધને ખતમ કર્યો.

**દાદા ભીષ્મને ગુરૂ દ્રૌણ કૃપાચાર્ય, અશ્વત્થામા એમ કહે યોધ્ધા ત્યાં અપાર. ॥૪૨૩॥**
**ભાઇ એ કૌરવોની સભાનું સર્વે સાથ, પતન થાશે પાંડવથી કીધો વિખવાદ. ॥૪૨૪॥**
**એ ભકત પાંડવને સાથે સમરથદેવ આપ, ભાઇ તે કોઈથી ગાંજયાં નવ જાય. ॥૪૨૫॥**
**જેણે નવસો નવ્વાણુ ચીર પુર્યા છે ત્યાંય, તે હરિ એકવીસ બ્રહ્માંડ કેરા રાય. ॥૪૨૬॥**
**એકવીસ બ્રહ્માંડના નાથે ચીર પુર્યા આજ, ત્યાં રાણી પાંચાળીની રાખી લાજ. ॥૪૨૭॥**
**જે દેવ અંતરીક્ષથી આવ્યા આજ, ત્યાં ભાઈ તે ભકતોનાં કરવા કાજ. ॥૪૨૮॥**
**ત્યાં રાજા ધૃતરાષ્ટ્ર બોલ્યા શિશ નામ, બાઈ અમે છું અંધ અબુજ અજ્ઞાન. ॥૪૨૯॥**
**સતી તમે શિતલ વચન સિંચજો જ્ઞાન, બાઇ અમે એવું માંગીએ વરદાન. ॥૪૩૦॥**
**એજી તમે સસરાને અને વહુવર જાત, તમે અજાણી કેવી કહો છો વાત. ॥૪૩૧॥**
**એ લખ્યું અમારા કરમનું જેહ, હવે કોને દીજીએ અપવાદ તેહ. ॥૪૩૨॥**
**રમત રમતા હારજીત ક્ષત્રીયવટ પાળવા સાર, ભાઇ અમે રાજા પાંડુ કુળની નાર. ॥૪૩૩॥**
**પાંડવ સાથે ભકિત કરવા વન આવશું આજ, ત્યાં દીનદયાલ માગું વૈકુંઠનું રાજ. ॥૪૩૪॥**
**જે દેવે નવસો નવ્વાણુ ચીર પુર્યા છે સાર, તે તો જાણે સર્વે જુગ સંસાર. ॥૪૩૫॥**

સભામાં આ પ્રકારની ઘટના ઘટતી હતી ત્યારે ધૃતરાષ્ટ્રના મહેલની પાછળની બાજુએ કાગડા, ગધેડાં વગેરે પ્રાણીઓ આવીને અપશુકન કરવા લાગ્યાં. આકાશમાંથી લોહીની વૃષ્ટિ શરૂ થઇ. એ અમંગળ ચિન્હ જોઇને ગાંધારી

ભરસભામાં રડતી આવી. તેણે પ્રથમ દ્રૌપદી અને પાંડવોને એકદમ જગતને બતાવવા ઉપર ઉપરથી વહાલ કરવા લાગી અને દુર્યોધન વિગેરેની પુષ્કળ ઉપેક્ષા કરી. ગાંધારી પછી ધૃતરાષ્ટ્રે પણ તેવું જ અનુકરણ કર્યુ. તેણે દ્રૌપદીને કહ્યું, 'તું અમારા વંશની ફકત કીર્તિ છો. અમે અંધ અજ્ઞાન છીએ. તારા દિવ્યતત્વને અમે જાણી શકયા નથી. થયેલી વાતોથી અમને ક્ષમા કર. અને તારા અમૃતતોપમ મધુર વચનોનું સિંચન કર. દ્રૌપદી બોલીઃ હું તમારી પુત્રવધુ હોઇને આવી વિપરીત વાત કેમ કરો છો ? થયેલી વાતનું મુળ ફકત અસુરી અહંકાર છે. પણ અમારા કર્મમાં જે લખ્યું હશે તે પ્રારબ્ધ ભોગવવું પડે છે. એનો દોષ અમે કોઇને આપીશું નહીં. હું તમારી કુળવધુ પાંડુ મહારાજની પુત્રવધુ અને સર્વસમર્થ એવા પાંચ પાંડવોની પત્ની છું. પવિત્ર ક્ષત્રિય ધર્મના બંધનનું મારા પતિઓએ અને મેં પાલન કર્યુ છે. આજે મારા સ્વામી અને હું પોતાના બંધનમાંથી મુકત થઇને રાજવૈભવનો ત્યાગ કરીને ભગવાનની ભકિત માટે વનમાં જઇએ છીએ. તમે બધાએ સુખેથી રાજ્યનો ઉપભોગ કરો. જે ભગવાન અખંડ વસ્ત્રો પુરા પાડીને આજ સભામાં જતી મારી લાજ રાખી એ દીનદયાળુ ભગવાનના સાનિધ્યમાં અમારી વનવાસની અવધિ નિર્વિઘ્ને પૂર્ણ થાય એવી ઇચ્છા લઇને અમે બધા ગુરૂજનો, પૂ. મહાત્માઓ, પૂ.વડીલો અને મહાનુભાવો પાસેથી આશીર્વાદની અપેક્ષા કરીએ છીએ.' એમ બોલીને દ્રૌપદી સ્વસ્થ ઉભી રહી અને ત્યારે દુર્યોધનને કહ્યુંઃ 'ધર્મ દ્યુતમાં હાર્યા પ્રમાણે તમે બાર વર્ષ વનવાસ અને એક વર્ષ અજ્ઞાતવાસ ભોગવવા માટે જવું જોઇએ. ત્યારે ધર્મ બોલ્યા, તારું કહેવું સત્ય છે. નિયમ પ્રમાણે વનવાસમાં જવા માટે અમે કબુલ કરીએ છીએ. આમ બોલીને ધર્મ પોતાના આખા પરિવાર સાથે મહેલની બહાર ગયા. કુંતી, અભિમન્યુ અને સુભદ્રા એમને વિદુરને ઘેર મોકલી લીધાં અને એ પોતે, ભીમ, અર્જુન, નકુલ, સહદેવ અને દ્રૌપદી એમને સાથે લઇને વનવાસ માટે ઇંદ્રપ્રસ્થ બહાર નીકળ્યા. ત્યારે ધૌમ્ય ગુરૂ પણ એમની સાથે અરણ્યમાં જવા માટે નીકળ્યા.

**જે પાંડવ વનવાસ ચાલ્યા આજ, ત્યાં તો દૈત્ય દુર્યોધને લીધુ રાજ. ॥૪૩૬॥**
**તે પાંડવો સદ્‌ગોરવચને ચાલ્યા સધિર, સાચા સતપંથી પ્રમાણિક થયા વીર. ॥૪૩૭॥**
**તો એ પગ પાછો ન પાડયો ને રાખ્યો ધીર, જો દુઃશાસને ખેંચ્યા પાંચાળીના ચીર. ॥૪૩૮॥**
**હાર્યા પાંડવને વન ગયા છે આજ, અને કૌરવ કહે અમે કરીશું રાજ. ॥૪૩૯॥**
**જે દુર્યોધન શું પાંડવ સોગટ રમવા ગયા, તેણે હરાવી રાજને વન મોકલ્યા. ॥૪૪૦॥**
**બાર વરસ લગી વનવાસ ભોગવે આજ, ત્યાર પછી અમે આપીશું રાજ. ॥૪૪૧॥**
**તે પાંડવ બાર વરસ રહ્યા વનવાસ, ત્યાં સેવા કીધી શ્રી અવિનાશ. ॥૪૪૨॥**
**તેણે એક મન કરી આરાધ્યા સાર, ત્યાં વનમાં પાન ફળના લીધા આહાર. ॥૪૪૩॥**
**દ્રૌપદીએ શ્રીસૂર્યનારાયણને આરાધ્યા જયાં, તેણે અક્ષયપાત્ર દ્રૌપદીને આલ્યો ત્યાં. ॥૪૪૪॥**
**તેથી તેઓના વનમાં ચાલે ગૃહસ્થાચાર, ગુરૂદેવ વ્યાસ શીખવે તેણે યોગાભ્યાસ. ॥૪૪૫॥**
**પાંડવ તપ સાધના કરે ત્યાં વનમાહા, કામ્યકને પછી દ્વૈત વન છે જયાહા. ॥૪૪૬॥**

પાંડવોના વનવાસની હકીકત વિદુરને જાણ થતાં જ એક ક્ષણનો પણ વિલંબન ન કરતા ઇંદ્રપ્રસ્થ આવ્યા અને ધર્માદિકાને સહૃદય અંતકરણથી મળ્યા અને ભીષ્મને કહ્યું, 'ભીષ્મ, દુર્યોધને આ અત્યંત અનુચિત કાર્ય કર્યુ છે. એનો કરતા તમે એમને બે ઉપદેશની વાતો કહીને ધર્મનું રાજ્ય વગેરે એમને પાછું અપાવો.' ત્યારે ભીષ્મ બોલ્યાઃ 'વિદુર દુર્યોધન એ રાજમદથી અત્યંત ઉન્મત્ત થયો છે. એ સાંભળે એવું મને લાગતું નથી. ઉલટું એ મારો માત્ર ઉપહાસ કરશે.' ભીષ્મએ કહેલી સાચી સ્થિતિ હોવાથી વિદુરે આ બાબતનો વિશેષ આગ્રહ કર્યો નહીં. ભીષ્મ, દ્રૌણ અને વિદુર એમ પાંડવોને

આદેશ આપવા માટે નગર બહાર ગયા. એ વખતે બધાના અંતઃકરણ ગદ્‌ગદ્દીત થઇ ગયા આંખો અશ્રુથી ભરાઇ આવી. ભીષ્મ દ્રોણ વગેરે બોલ્યાઃ 'ધર્મ તમારા પાંડવોની આવી સ્થિતિ જોવાનો અમને પ્રસંગ આવ્યો, દુર્યોધનને આમ ન કરવા માટે અમે ખુબ સમજાવવા પ્રયત્ન કયો પણ એમાં યશ ન મળવાનાં ચિન્હો દેખાવાથી અમે એ વાત છોડી દીધી. ત્યારે ધર્મ બોલ્યાઃ 'મહારાજ એમાં દુર્યોધનનો કોઇ દોષ નથી. આ બધું અમારા કર્મની ગતિ છે. કર્મરેખા જેવી હોય તેવી એ સમયે બધી વાતો ઘડાઈને જ આવે છે. આ પ્રમાણે શાંતવૃત્તિથી બધાનું સમાધાન કરીને ધૌમ્યગુરૂ સાથે પાંડવો વનવાસ પ્રતિ પ્રયાણ કર્યુ. એ સમયે બધા જ લોકો દુઃખી થયા, પણ દુર્યોધનને સ્વર્ગથી થોડે દુર હોય એવો આનંદ થયો.

પાંડવો વનમાં જતા હતા ત્યારે હસ્તીનાપુરની અને ઇંદ્રપ્રસ્થની બધાં પ્રજાજનો ખુબ દુઃખથી એમને મળવા આવ્યાં અને 'અમે તમારી પ્રજા છીએ. જ્યાં તમે જશો ત્યાં અમે આવીશુ, અહીં રોકાવાની અમારી બિલકુલ ઇચ્છા નથી.' એમ બોલીને લોકો વિયોગ દુઃખથી રડવા લાગ્યા. ધર્મરાજાએ એમનું સમાધાન કરતાં કહ્યું કે, ભીષ્મ, દ્રૌણાચાર્ય, વિદુર તમારૂ રક્ષણ કરશે, એમ કહીને ખુબ કષ્ટથી એમને પાછા મોકલ્યા. કેટલાંક બ્રાહ્મણો ફકત આગ્રહ કરીને એમની સાથે રહેવા માટે આગ્રહ કરવા લાગ્યા પણ ધર્મ બોલ્યા, 'વનમાં તમને ખુબ કષ્ટ પડશે માટે તમે અમને આ સંકટમાં ન નાખશો.' એમ કહીને એમને સૌને પાછા મોકલ્યા.

શ્રીકૃષ્ણને પાંડવોના વનવાસની હકીકત જાણાઇ. તે પાંડવોને મળવા માટે કામ્યકવનમાં આવ્યા. તેને જોઇને બધાંની આંખો પાણીથી ભરાઇ આવી. પાંડવોએ દ્યુતક્રિડાની બધી હકીકત કૃષ્ણને જાણાવી. એ સાંભળીને કૃષ્ણને ખુબ દુઃખ લાગ્યું. દ્રૌપદી ખૂબ ગળગળી થઇને તે બોલીઃ 'કૃષ્ણ તે આ તારી બહેનની લાજ રાખી નહોત તો મારી વિટંબાણાનો પાર રહ્યો નહોતો. કૌરવો કપટથી અમને જીતવાથી આ અરણ્ય અમને થયું. મારા પાંચેય પુત્રો પિયર મોકલી દીધા. એમનો વિયોગ મારાથી સહન થતો નથી. કૃષ્ણ, પેલા દુઃશાસને મને ભરસભામાં વાળ પકડીને ખેંચી લાવ્યો. કર્ણ ગમે તેમ બોલ્યો અને દુર્યોધને ન કરાય એવી વિટંબણા કરી. એ વાત યાદ કરતા મારો જીવ તરફડે છે. તેમાણે કરેલા કર્મનું પ્રાયશ્ચિત કરાવ્યા વગર મને સમાધાન થશે નહીં. એ મારી ઇચ્છા પૂર્ણ કરવા માટે તારા સિવાય કોઇ સમર્થ નથી.' દ્રૌપદીની આ વાણી સાંભળીને શ્રીકૃષ્ણએ આશ્વાસન આપી એના મનને શાંત કર્યુ. કેટલાક દિવસ પછી એ ત્યાં એમની સાથે રહ્યા.

શ્રીકૃષ્ણના કહેવાથી તેમણે અરણ્યમાં દેવસભા ભરાવી.કન્દમુળ, ફુલ, ફળોનો પ્રસાદ કરીને બધા દેવદેવતાઓનું પૂજન અર્ચન કરી તેમની સહાય માટે તેમણે ઉપાસના શરૂ કરી. સદગરૂ વ્યાસ આવીને તેમને ધર્મોપદેશ કરતા. એકવાર વ્યાસે ધર્મને કહ્યું, 'ધર્મ તને કૌરવોની જે બીક લાગે છે, તે નિષ્કારણ છે. તારા બંધુ અત્યંત પરાક્રમી હોઇને તેમના હાથે બધા દુષ્ટોનો સંહાર થનાર છે. અર્જુન એ ખરો નર હોઇને શ્રી કૃષ્ણ નારાયણ છે. એ નરનારાયણની જોડી મહા પુરૂષોત્તમે દુષ્ટોનો સંહાર માટે નિર્માણ કરી છે. ત્યારે તેમના પરાક્રમ માટે તું બિલકુલ ચિંતા કરીશ નહીં. હવે અર્જુને વિશેષ શસ્ત્રાસ્ત્ર પ્રાપ્તિ માટે કૈલાસ મોકલ અને હું તને યોગવિદ્યા શીખવું છું. તેનો પણ તું અભ્યાસ કરતો જા.' આમ કહીને તેમણે ધર્મને યોગવિદ્યા શીખવાડી અને અર્જુને કૈલાસ પર જઇને તપશ્ચર્યાથી શંકરને પ્રસન્ન કરીને તેમની પાસેથી પાશુપતાસ્ત્ર ને તેમજ અનેક અસ્ત્રોની પ્રાપ્તિ કરી લીધી. ત્યાંથી ઇંદ્ર તેને સ્વર્ગમાં લઇ ગયા. તેનો ત્યાં વિશેષ સત્કાર કરીને પોતાના વજ્ર વગેરે શસ્ત્રો એને આપ્યાં અને અનેક નૃત્યગાયન કલા શીખવાડી.

એકવાર ઉર્વશીએ અર્જુન ઉપર અનુરકત થઇને પોતાની ઇચ્છા પૂર્ણ કરવાની વિનંતી કરી. ત્યારે અર્જુને તેને કહ્યું તું મારી માતા સમાન છે. આવું અનુચિત વર્તન મારાથી કદાપિ થશે નહીં. આ સાંભળી ઉર્વશીએ એને શ્રાપ આપ્યો.

'એક વર્ષ સુધી તું નપુંસક રહીશ.' ઈંદ્રને આ વર્તમાન જાણાતાં તેણે અર્જુનને ધન્યવાદ આપ્યો અને આ શ્રાપ તને અજ્ઞાતવાસમાં ઉપયોગી થશે એમ કહીને તેનો યોગ્ય સત્કાર કરીને પાંડવો પાસે મોકલી દીધો.

અર્જુન પાછા આવ્યાની ખબર પડતાં જ શ્રીકૃષ્ણ દ્વારકાથી એને મળવા આવ્યા. એ પ્રથમ દ્રૌપદી પાસે જઈને ભોજન માંગવા લાગ્યાં. આશ્રમમાં કંદમુળ સિવાય કંઈ પણ નહોતું તેણે શ્રીકૃષ્ણને કહ્યું, 'કૃષ્ણ મારે તને ભોજનમાં શું આપવું તેની મને ચિંતા છે. તું મારો ખરો ભાઈ હોવાથી તને સાચી સ્થિતિ કહેવામાં વાંધો નથી. અમારા આશ્રમમાં તને ભોજનમાં આપવા જેવી એક પણ વસ્તુ નથી. એ માટે મને ખુબ દુઃખ લાગે છે. આ દુઃખ ગૃહસ્થિતિ કહેતાં મરણપ્રાય દુઃખ થાય છે પણ દેવ અમારી આવી સ્થિતિ હોવાથી કોઈપણ અતિથિ અમારા દરવાજે આવ્યો હોય તો ખુબ દુઃખ લાગે છે. અતિથિ થી વિન્મુખ ન થવું આ ગૃહસ્થનો ધર્મ હોવાથી કંઈક તો કંદમુળ પણ એમના ખોળામાં મુકી એમનું સન્માન કરીએ છીએ તેથી અધિક કંઈ પણ થઈ શકતું નથી. એ માટે અતિથિને અન્નદાન આપી તેમને તૃપ્ત કરી શકીએ. એવું કંઈક સાધન કરી આપ.' દ્રૌપદીની આ વાણી સાંભળીને શ્રીકૃષ્ણ બોલ્યાઃ 'દ્રૌપદી હું તને એક સૂર્યોપાસનાનો મંત્ર કહું છું, એ મંત્ર યોગથી સુર્ય તને પ્રસન્ન થઈને તારી ઈચ્છા પૂર્ણ કરશે.' એમ કહીને દ્રૌપદીને એ સૂર્યનો મંત્ર કહ્યો. એ મંત્રની વિધિપૂર્વક સૂર્યની સ્તુતિ કરતાં જ સૂર્ય દ્રૌપદી સામે પ્રગટ થયા અને એક અક્ષયપાત્ર આપીને કહ્યું, 'દ્રૌપદી મનમાં આવશે એટલા પાત્રોનું અથવા તું જે ઈચ્છીશ એ અન્ન આ અક્ષયપાત્રમાં તૈયાર થતું જશે. માત્ર છેલ્લે તારું ભોજન પૂર્ણ થાય પછી તું આ અક્ષયપાત્રને ધોઈને ઉંધુ વાળીશ. અક્ષયપાત્રના પ્રભાવથી દ્રૌપદી બધાને ભોજન આપી તૃપ્ત કરવા લાગી. કોઈ અતિથિ, ભિક્ષુક, વગેરે બધા તૃપ્ત થઈને જતા. એ જોઈને દ્રૌપદીને ખૂબજ આનંદ થયો. એણે કૃષ્ણને કહ્યું, 'દેવ તારી કૃપાથી બધી ઈચ્છા પૂર્ણ થાય છે. આ વનવાસમાં અમારી કીર્તિ થાય છે, એ તારી જ કૃપા છે.'

પાંડવ કામ્યક વનમાં આવ્યા પછી તેમનો દ્વેષ કરનારા કેટલાંક દુષ્ટ લોકોએ કૌરવોને આ સ્થિતિની હકીકત જણાવી. કૌરવોએ પાંડવોને સત્વહરણ કરવા માટે વિચાર્યુ કે, દ્રૌપદી જમીને અક્ષયપાત્ર ઉંધુ પાડે એટલે દુર્વાસા ઋષિને તેમના સાંઈઠ હજાર શિષ્યો સાથે પાંડવો પાસે મોકલવા એટલે પાંડવો સત્વથી અને દુર્વાસાના શ્રાપથી દુઃખી થશે. અનાયાસે પોતાનો કાર્યભાર સિધ્ધિ થશે.

**ત્યાં દુર્યોધને મોકલ્યા દુર્વાસા સાર, અને વિદ્યાર્થી સાથે સહસ્ત્ર સાઠ. ॥૪૪૭॥**
**ત્યાં પાંડવે કાષ્ટ કીધા એકઠા સાર, પણ નાર પાંચાલીએ રાખી લાજ. ॥૪૪૮॥**
**ત્યાં અબલા વિનંતી કરે આપ, સ્વામી તમે આપે પધારો નાથ. ॥૪૪૯॥**
**ત્યાં દુર્વાસા સ્નાન કરવા ગયા સહુને સાથ, તે સહસ્ત્ર સાઠ આવી દેશે શ્રાપ. ॥૪૫૦॥**
**સ્વામી તમે ગોર બ્રહ્માના વેદ વાળ્યા જયાંય, અને દેવ તમે સાગર મથીયો ત્યાંય. ॥૪૫૧॥**
**ચૌદ રત્ન શ્રી હરિએ કાઢયાં જયાંય, સ્વામી ભકતોને અમૃત પાયા ત્યાંય. ॥૪૫૨॥**
**ત્યાં તમે ધરણી દાઢે ધરી મહારાજ, સ્વામી તમે થંભમાં પ્રગટી કીધા ભકતનાં કાજ. ॥૪૫૩॥**
**પાંચ કરોડીશું તાર્યા ભકત પ્રહલાદ, તે દેવે આલ્યા તેણે અવિંચલ રાજ. ॥૪૫૪॥**
**સ્વામી તમે બળીને યુકિતથી છળ્યાજેહ, અને ઈન્દ્રાસન રાખ્યુ તેહ. ॥૪૫૫॥**
**સ્વામી તમે વ્રત પાલી બેઠા ખરા, તમે સહસ્ત્રાર્જુનને લોહ પાંજરામાં ધર્યા. ॥૪૫૬॥**
**સ્વામી સાગર પાળ બાંધી પાષાણ તાર્યા જેહ, અને દશ મસ્તકનો રાવણ છેદ્યો તેહ. ॥૪૫૭॥**
**સ્વામી હનુમંતને હાથે દ્રોણાગિરી લાવ્યા જેહ, ત્યાં સતી સીતાને વાળ્યા છે તેહ. ॥૪૫૮॥**

સ્વામી હરિશ્ચંદ્રના ખડ્ગે ઉગારી તારા નાર, અને ત્યાં ગોર નરના બહુ જપ કીધા સાર. ॥૪૫૯॥
સ્વામી સાત કરોડીશું હરિશ્ચંદ્રનાં કીધા કાજ, અને તેણે અવિંચલ આપ્યા રાજ. ॥૪૬૦॥
સ્વામી તમે વરસાદથી ગોકુળ રાખ્યુ દેવ, અને હાથે ગોવર્ધન તોળ્યા છે જેહ. ॥૪૬૧॥
સ્વામી તમે પાતાળે જઈ કમળ લાવ્યા જેહ, અને અબલાના પટકુલ પુર્યા તેહ. ॥૪૬૨॥
તમે ભકત સર્વેની વિનંતી સાંભળી વાત, ત્યાં અનંત ભકતો મળ્યા બહુ જાત. ॥૪૬૩॥
ત્યાં પાંડવે કાષ્ટ ભેળા કીધા નિર્વાણ, તો દુર્વાસા ભોજન તે કોણ માત્ર જાણ. ॥૪૬૪॥
તે સમયે દેવની વિનંતી કરી છે જાણ, તે રાણી રૂખ્મિણી થાળ રે પુરે નિરવાણ. ॥૪૬૫॥
તે પવન વેગી પોતે પધાર્યા મહારાજ, સ્વામી તે દુર્વાસા ભોજન કાજ. ॥૪૬૬॥
અમે આજ ભુખ્યા છીએ બેની કાંઈ આલ, કાંઈ ભોજન હોય તો લાવો તતકાળ. ॥૪૬૭॥
જે તાંદળજાનુ પાન ગ્રહે સો દીનદયાલ, ત્યાં ત્રણ ભુવનની પુરી છે થાળ. ॥૪૬૮॥

એક દિવસ દુર્યોધન પાસે દુર્વાસા ઋષિ તેમના સેવકો સાથે આવ્યા. દુર્યોધને તેમને પોતાના ઘેર સારા એવા દિવસો રાખ્યા. અને તેણે તેમની એકનિષ્ઠાપાણે સેવા કરી. કાયમ એમના મુખેથી નીકળેલા શબ્દ ઝીલવામાં એ એકદમ તત્પર રહેતો. એ કારણે દુર્વાસાએ પ્રસન્ન થઈને કહ્યું: 'દુર્યોધન કંઈક વરદાન માંગવું હોય તો તે માંગ. એ વખતે દુર્યોધને ધાર્યુ હોત તો તેને ઈન્દ્રનું રાજ માંગત તો એ પણ મળ્યું હોત. તેમજ પાંડવોનો વારંવાર પરાજય કરવા માટે એકાદ શકિત માંગી હોત તો પણ તેને મળી હોત. પરંતુ દુર્યોધનને પાંડવોના દ્વેષ સિવાય બીજું કંઈ જ સુઝતું ન હતું એ બોલ્યો, સંધ્યાકાળના સમયે તમારે તમારા સાઈઠ હજાર શિષ્યો સાથે જઈને ધર્મ પાસે ભોજન માંગવું. અને તમને ભોજન ન મળે તો તમે શ્રાપ આપી પાંડવોને ભસ્મ કરો.'

દુર્વાસાએ વાત માન્ય કરીને એ રાત્રે સાંઈઠ હજાર શિષ્યો સાથે ધર્મના આશ્રમમાં ગયા અને ધર્મને કહ્યું, 'અમારા બધાંના પ્રાણ ભુખથી ટળવળી રહ્યા છે તો જલ્દી ભોજન આપ.' દુર્વાસાના મુખે એ શબ્દો સાંભળતાં જ ધર્મને ચિંતા થઈ. તેણે મુખ મ્લાન કરીને દ્રૌપદી સામે જોયું. તેને પણ આટલા બધા ઋષિ સમુદાયને આ સમયે ભોજન કયાંથી આપવું એવી ખુબ જ ચિંતા થઈ. તો પણ ઈશ્વર પર વિશ્વાસ રાખી દ્રૌપદીએ ધર્મરાજાને કહ્યું કે બધા ઋષિઓને કહો કે તમે સ્નાન કરી આવો ત્યાં સુધીમાં ભોજન તૈયાર થઈ જશે.' ધર્મએ ઋષિને તેમ કહ્યા પછી દુર્વાસા વગેરે બધાં ઋષિઓ સ્નાન માટે ગયા. પછી દ્રૌપદીએ શ્રીકૃષ્ણ પરમાત્માને યાદ કર્યા. એ બોલી 'હે મેઘશ્યામા ! હે આત્મારામ ! હે શ્રીકૃષ્ણ મુરારી ! આ સમયે આ સંકટ નિવારણ કરવા બીજું તારા સિવાય કોઈ પણ સમર્થ નથી. હે ગોવિંદા ! તું તરત આવ અને અમારા સત્વનું સંરક્ષણ કર. નહીંતો પાંડવો સત્વ માટે પ્રાણ ત્યાગ કરશે. આ બધું તને ખબર જ છે. દ્રૌપદીએ અંતઃકરણ પૂર્વક યાદ કરતાં જ એ સાદ શ્રીકૃષ્ણના કર્ણેન્દ્રિયમાં પહોંચ્યા. એ વખતે દ્વારકામાં શ્રીકૃષ્ણ જમવાની તૈયારી કરતા હોવાથી રૂક્ષ્માણીએ પંચપકવાનની થાળી એના સામે લાવીને જ મુકી હતી. પરંતુ દ્રૌપદીનો સાદ સાંભળતાં જ એ તાત્કાલીક કામ્યક વનમાં આવી પહોંચ્યા. તેણે દ્રૌપદીને કહે પહેલાં મને કંઈક ખાવા આપ પછી તારું જે કામ હોય એ કહે એમ કહ્યું. એ સાંભળીને દ્રૌપદીએ કહ્યું: કૃષ્ણ, સાંઈઠ સહસ્ત્ર શિષ્યો સાથે દુર્વાસા અહીં ભોજન માટે આવ્યા  હોવાથી સંકટમાંથી બચાવવા માટે તને યાદ કર્યા છે. તો તું જ પહેલાં ખાવાનું માંગે છે તો હવે હું શું કરૂ ? ત્યારે ભગવાન બોલ્યા, 'ચાલ તારૂ અક્ષયપાત્ર તો મને બતાવ' એ બોલી, 'એ તો મેં કયારનુંય ઉંધુ કરી નાખ્યું છે.' પણ ભગવંતની લીલા વિચિત્ર છે. એ તેણે થાળી નિહાળીને જોતાં જ ચોંટેલું ભોજનનું પાન એને બતાવ્યું. એ ભાજીનું પાન ખાતાં જ

શ્રી કૃષ્ણની ક્ષુધા શાંત થઈને તેણે ઓડકાર લીધો. સાક્ષાત જગન્નાથ તૃપ્ત થયા પછી અન્યલોકની તૃપ્તિ થવા માટે વાર લાગશે ?

દુર્વાસા ઋષિ જ્યાં સ્નાન માટે ગયા હતા ત્યાં કૃષ્ણ માયાવી પાંડવો દ્રૌપદી નિર્માણ કરીને એમના હાથે સાંઇઠ હજાર સહસ્ર ઋષિઓને ભોજન આપી તૃપ્ત કર્યા. દુર્વાસા વગેરે ઋષિઓએ તૃપ્ત થઈને પાંડવોને આશીર્વાદ આપ્યા. પછી માયાવી પાંડવો અને દ્રૌપદી અદ્રશ્ય થયાં. એટલામાં ખરો સહદેવ ત્યાં આવીને દુર્વાસા વગેરે ઋષિઓને સત્વરે ભોજન માટે આવવાની પ્રાર્થના કરવા લાગ્યો. ત્યારે અંતર્દ્રષ્ટિથી સ્થિતિ ઓળખીને દુર્વાસાએ સહદેવને કહ્યું, 'અમે જમીને તૃપ્ત થયા છીએ. ધર્મને અમારો એવો આશીર્વાદ છે કે તમારા બધા શત્રુ નાશ પામશે અને દ્રૌપદી સાથે તમારા પાંડવોનું સંકટ શ્રીકૃષ્ણ દૂર કરશે.' એમ બોલીને દુર્વાસા શિષ્ય સમુદાય સાથે નીકળી ગયા. સહદેવ પાછો આવ્યો પછી શ્રીકૃષ્ણએ જ બધું ઘડાયેલું વર્તમાન કહ્યું, હું તમારા બધાં સંકટમાં આમ જ રક્ષણ કરીશ એવું વચન આપી એ દ્વારકા ગયા.

**ત્યાં પાંડવને બાર વરસ પુરા થાય, તે ગયા કદળી વન છે જયાંય. ॥૪૬૯॥**
**પાંડવને ત્યાં સ્વામી પધાર્યા જયાંય, ભાઇ સત્ય ધર્મે પુછીયું ત્યાંય. ॥૪૭૦॥**
**તે ભકત પાંડવે કાયા કસી છે અતિ જોગ, તેણે ત્યાં વન પાનના લીધા ભોગ. ॥૪૭૧॥**
**ગોરનર એણી પેરે સાત દિવસ રાખ્યા ભોગ, તો થયા છે સ્વામી દર્શનના જોગ. ॥૪૭૨॥**
**ત્યાં પાંડવ કાજે કલ્પવૃક્ષ લાવ્યા વનફલ, ત્યારે તેની પાસે કાંઇ ન હોતા અન. ॥૪૭૩॥**
**જો વનફળ છોડી આરોગીએ અન, તો બાર વરસની ચોવીસે રહિયે વન. ॥૪૭૪॥**
**ત્યાં દેવ કહે પાંડવ જો ભાઇ, હવે તમે ધીરજ રાખજો આહી. ॥૪૭૫॥**
**હવે રોપી આંબાને ફળ પાકયા પુરા પ્રિત, ભકતોની ભીડ વેળા રાખીને પ્રતીત. ॥૪૭૬॥**
**ભાઇ ત્યાં સાતે સેવકે ધીરજ ધરી, તે લેવા અમર પદ કાજ શ્રી હરિ. ॥૪૭૭॥**
**તેણે એણી પેરે ગોર નરને પુછયું આજ, પણ તેની ખેણુ નવ રાખી લાજ. ॥૪૭૮॥**
**પાંડવે ત્યાં શ્રીહરિની ભકિત કરી, શ્રીગોરનરના વચન શિર ઉપર ધરી. ॥૪૭૯॥**
**તમે બાર વરસ ભોગવો વનવાસ, અને ત્યાં છતા થશો તો રાખીશું દાસ. ॥૪૮૦॥**
**તે વચનના બાંધ્યા તે સતીયા વનમાં રહ્યા, જયારે બાર વરસ સંપૂર્ણ થયા. ॥૪૮૧॥**

પાંડવોનું સુખ દુર્યોધનથી ન સહેવાતાં તેમનો સંહાર કરવાની યોજના ઘડી. એવા વિચારથી દુર્યોધને ઘોષ યાત્રાનું નિમિત્ત કર્યુ. ભીષ્મ, દ્રોણ, વગેરે ગુરૂજનો સાથે ન લેતાં બાકીનું સૈન્ય લઈને એ વનમાં જઈ પહોંચ્યો. એ વાત ચિત્રસેન ગંધર્વને જણાતાં એ પાંડવોના રક્ષણાર્થ આવ્યો. રસ્તામાં જ કૌરવો અને ચિત્રસેન ભેગા થઈ ગયા. મોટી લડાઈ થઈને ચિત્રસેને દુર્યોધનનો પરાભવ કર્યો અને તેને પકડીને એ લઈ જવા લાગ્યો. બધું સૈન્ય આમ તેમ ભાગી ગયું. કેટલાંક પાંડવો પાસે આવીને સર્વ વૃત્તાન્ત ધર્મને કહ્યો. ધર્મએ પોતાના બધા ભાઈઓને આજ્ઞા કરીને દુર્યોધનને છોડાવી લાવવા માટે કહ્યું. પાંડવો પોત પોતના શસ્ત્રો લઈને ચિત્રસેન પાસે ગયા, ચિત્રસેને પાંડવોને મળીને કૌરવોના કપટ કારસ્થાનની માહિતી આપી. પરંતુ તો ય એ અમારા ભાઈ છે. એમને છોડી દો એવી ધર્મએ ચિત્રસેનને આજ્ઞા કરી, એ માન્ય કરીને ચિત્રસેને દુર્યોધનને છોડી દીધો. પરંતુ એની સારી જ આલોચના કરી. દુર્યોધનને અપમાન થવાથી એ અધિક જ દ્વેષથી તરફડવા લાગ્યો પણ એને કંઈ કરતા આવડતું નહોતું. તેણે ઘરે જઈને એના ભાઈ જયદ્રથને દ્રૌપદીની વિટંબણા કરવા માટે સુચવ્યું.

એકવાર જયદ્રથ પાંડવો આશ્રમમાં નથી એવી સંધી જોઇને એ ત્યાં ગયો. દ્રૌપદી સ્નાન કરીને બહાર ઉભી જ હતી. તેણે દ્રૌપદીને જોયા પછી તેના મનમાં વિષયે વાસના નિર્માણ થઇ. તેણે દ્રૌપદીને પોતાના દૂત જોડે સંદેશો મોકલી એની ભાર્યા બનાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ દ્રૌપદી એની નિંદા કરતાં તેણે દ્રૌપદીને જબરદસ્તીથી રથમાં ખેંચીને લાવી અને વેગથી નીકળી ગયો. એ વાતની પાંડવોને ખબર પડતાં જ તેઓ ગુસ્સાથી ભરાઇ થયા. તેમાણે જયદ્રથનો સૈન્યને પરાભવ તો કર્યો જ પણ ભીમે જયદ્રથના દૂતોનો એ જગ્યા પર સંહાર કર્યો. પછી જયદ્રથનો સંહાર કરવા તેની તરફ વળ્યો પણ વચમાં ધર્મએ ભીમને રોકયો. ધર્મ બોલ્યાઃ 'ભીમ, જયદ્રથનો વધ થશે તો આપણી જ બહેન વિધવા થશે. માટે તું આ કૃત્ય ન કરીશ. આ સાંભળીને ભીમે એને દ્રૌપદીની ક્ષમા માંગવાનું કહ્યું. જયદ્રથે દ્રૌપદીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પછી જયદ્રથની બધાએ એની ખુબ જ આલોચના કરી અને તેને કાઢી મુકયો.

આ રીતે પાંડવોએ બાર વર્ષ સુધી અરણ્યમાં અત્યંત સુખપૂર્વક દિવસો કાઢયા. તેઓની વૃત્તિ સત્વશીલ હોવાથી એ સદાય અત્યંત આનંદમાં રહેતા. ભગવાન શ્રીકૃષ્ણની એમના ઉપર કૃપા છાયા હતી. વેદમૂર્તિ સદગુરૂ વ્યાસમુનિ તેમની પાસે આધ્યાત્મિક બળ હતા. અપાર કષ્ટ સહન કરીને કઠોર ધર્માચરણનું તપોબળ પાસે હતું. તેઓ સત્યધર્મનું આચરણ કરતા તેથી એ ક્ષમાશીલ ઉદાર અંતઃકરણના હતા. કૌરવોએ એમનો અનહદ છળ કર્યો, પ્રાણાંતિક દુઃખ આપ્યાં પણ પાંડવો રતિભર પણ વિકૃત માર્ગે ગયા નહીં. એમના સત્વ ધર્મ પાલનનો આમ્રવૃક્ષ હવે સારો ફળ્યો ફૂલયો હતો. પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપ શ્રીકૃષ્ણ ભગવાનના સાનિધ્યમાં રહીને સદ્‌ગુરૂ સેવા રૂપી આમ્રફલ તેમને સંપાદન કર્યા હતાં. અપરિમિત ધૈર્ય ધારણ કરીને આગળ આવનાર પ્રસંગો તરફ ધ્યાન આપીને એ દક્ષતાથી વર્તતા. ધર્મરાજાને મનમાં સદૈવ સાત્વિક ભાવ ઉદભવતા હતા કે યુધ્ધ ન કરતાં પોતાનું રાજ્ય પોતાને મળવું જોઇએ પણ કૌરવોનું તેમના તરફે કંઇજ સદ્‌વર્તન અથવા તેમને અનુકુળ એવું આચરણ ન હોવાથી ભીમ અને અર્જુન અલગ અલગ સાધના કરીને આત્મબળ અને શાસ્ત્રબળ પ્રાપ્ત કરી લીધાં. ભગાવન શ્રીકૃષ્ણ અને વ્યાસની અનુમતિ પ્રમાણે તેમને નિશ્ચિત ખબર હતી કે યુધ્ધ પ્રસંગ અકલ છે. યુધ્ધ કર્યા સિવાય પોતાનું રાજ્ય મળી શકશે નહીં માટે તેમાણે અલગ અલગ રાજાઓને પોતાની પક્ષે લેવાનો પ્રયત્ન ચાલું જ રાખ્યો. તેમની પ્રવૃત્તિ સાત્વિક અને સત્યની હોવાથી અનેક રાજાઓએ તેમને અનુમોદન આપ્યું. હવે તેમને બાર વરસ વનવાસનાં પૂર્ણ થયાં હતાં. મહત્વનું તેરમું વર્ષ તેમને અજ્ઞાતવાસ કાઢવાનું હતું એ માટે તેમાણે સદ્‌ગુરૂ વેદવ્યાસ અને શ્રીકૃષ્ણની સલાહ લીધી.

**જે પાંડવ સંગે ચાલ્યા સાથે સતસાર, તે જઇને પહોંચ્યા પંચ નદી મોઝાર. ॥૪૮૨॥**
**આ તીર્થ સ્નાન કીધા સતસુ જોયે, અને જઇ પહોચ્યા વિરાટનગરમાં સોએ. ॥૪૮૩॥**
**ત્યાં એણી પેરે પાંડવ આપ ગયા જયાંહ, તેને સેવક થઇને કારજ કીધાં ત્યાંય. ॥૪૮૪॥**
**તે ભકત પાંડવ રાજદ્વારે ઉભા સહુ, સુણો રાજા વૈરાટ તમસું કહું. ॥૪૮૫॥**
**ભાઇ આજ અમને વેળા વસમી છે જેહ, અમો પાંડવ તણા દાસ છીએ તેહ. ॥૪૮૬॥**
**ભાઇ કૌરવે કુળ નિકંદન કર્યુ ઠામ, અને કૌરવે યુગમાંહે ખોયુ છે નામ. ॥૪૮૭॥**
**બાર વરસ વન મુકયાં પાંડવોને તે ઠામ, રાજા કહે ભાઇ તમે ત્યાં શું કરતા કામ. ॥૪૮૮॥**
**તે રાજા વૈરાટની જોડે બેઠા ધર્મ ધ્યાન, અને તે સહુ ભાઇઓને પ્રણામ કરી રહેતા માન. ॥૪૮૯॥**
**ત્યાં જોશી સહદેવ શાસ્ત્ર વાંચતા સોયે, અને ભીમસેન વાલવા રૂપે રસોઇ કરતા જોયે. ॥૪૯૦॥**
**ત્યાં પાંચે પાંડવે એવા કર્મ કર્યા સોયે, અને નકુલ ભાઇ ઘોડા દોડાવે જોયે. ॥૪૯૧॥**

**અર્જુને અભિમાન ત્યાં ગાળ્યાં સોય, અને તેણે મહેતા બની વિદ્યા ભણાવી જોય. ॥૪૯૨॥**
**તે રાજા વૈરાટ પાંડવોને પુછે વિચાર, તમે એ સ્ત્રીને મુકો મહેલ મોઝાર. ॥૪૯૩॥**
**ત્યારે ગઈ દ્રૌપદી મહેલ આવાસ, તે જઈને ઉભી રહી રાણી સુદેષ્ણાને પાસ. ॥૪૯૪॥**
**રાણી દ્રૌપદીના રૂપ દેખી કરે વિચાર, જે એવી સુંદરી નહી જોઈ નાર. ॥૪૯૫॥**
**બાઈ આવો એમ કહી રાણી દે આવકાર, બાઈ તમને પહેરાવુ સોળે શણગાર. ॥૪૯૬॥**

બાર વર્ષ પૂર્ણ થયા પછી હવે પાંડવોનો અજ્ઞાતવાસ શરૂ થશે તેથી તેમને મળવા માટે શ્રીકૃષ્ણ તેમની પાસે આવ્યા. ધર્મ બોલ્યા: 'શ્રીકૃષ્ણ હવે અજ્ઞાતવાસનું એક વર્ષ અમને કાઢવાનું છે. તો અમને અજ્ઞાતવાસમાં કોઈ ઓળખશે નહીં માટે અમે કયાં કઈ રીતે રહીએ એ બતાવો. શ્રીકૃષ્ણએ ધર્મને કહ્યું, ધર્મ, તમે બધાં વિરાટ દેશમાં વિરાટ રાજાના આશ્રયમાં જઈને રહો. તમને ત્યાં કોઈ ઓળખશે તો પણ તમે ચિંતા કરશો નહીં. માર્ગમાં તમને યમધર્મ મળશે એ તમને માર્ગદર્શન કરશે. શ્રીકૃષ્ણનો અને કામ્યક વનના ઋષિઓનો આશીર્વાદ લઈને પાંડવો વિરાટ દેશના માર્ગે ગયા. તાપી નદીના કાંઠે આવ્યાં. પછી તેમની યમધર્મની મુલાકાત થઈ ત્યારે બધા પાંડવો તેમને સાષ્ટાંગ પ્રણામ કરીને પોતાનાં વનવાસનાં કષ્ટ જણાવ્યાં. તેમની હૃદયદ્રાવક હકીકત સાંભળીને યમધર્મ બોલ્યા: યુધિષ્ઠિર જલ્દી જ તમારું નૈમિત્તિકર્મ ખતમ થશે. શ્રીકૃષ્ણની કૃપાથી અને સલાહથી વર્તીને તમે ગતવૈભવ પ્રાપ્ત કરશો. પણ હવે તમારો અને મારો મેળાપ થયો છે ત્યારે તમે મારી પાસે કંઈક વરદાન માંગો એવી મારી ઈચ્છા છે.' ધર્મ બોલ્યા, 'મહારાજ તમારી કૃપા હોવાથી અમારું ભાગ્ય મોટું છે. અમને હવે એક વર્ષ અજ્ઞાતવાસમાં કાઢવાનું છે એ માટે અમે કોઈનાથી ઓળખાઈએ નહી એવાં અમારા રૂપ બદલી નાંખો.' એ સાંભળીને યમને કિંચિંત ખેદ થયો. એ બોલ્યો. ધર્મ તમે મારી પાસેથી એકદમ અલ્પ માંગ્યું. પણ આ પ્રસંગે તમને આ જ વાતની આવશ્યકતા છે. ત્યારે તમારી ઈચ્છા હું પુરી કરૂ છું. એમ કહીને યમે દ્રૌપદી સાથે બધાના મસ્તક ઉપર હાથ મુકી એમની પૂર્વરૂપ એકદમ બદલી નાંખ્યા. પછી યમે ધર્મને કંકભટ, ભીમને બલ્લવ, અર્જુનને બૃહન્નલા, નકુલને વિજયવંત, સહદેવને જયંત અને દ્રૌપદીને સૈરંધ્રી એમ નામ રાખીને એમને અલગ અલગ વ્યવસાય કરવા માટે કહ્યું. સૌરંધ્રી રાણી સુદેષ્ણાને તૈયાર કરવી, બૃહન્નલાએ નૃત્ય ગાયન શીખવવું. બલ્લવે રસોઈ બનાવવી, જયંતે ગૌશાળા વગેરેને સંભાળવી, વિજયવંતે અશ્વ પારખ કરવી. કંકભટ રાજાને સંતુષ્ટ રાખવાનો પ્રયત્ન કરવો આ પ્રમાણે તેમને વ્યવહાર કરવાનો રહ્યો. આ પ્રમાણે પાંડવોને અલગ અલગ રૂપ પ્રાપ્ત થતાં જ ત્યાંના વિરાટનગર પાસે આવ્યા. ત્યાંના ઘોર અરણ્યમાં એમાણે શમીના એક ઝાડ પર પોતાના શસ્ત્રો સર્પ રૂપે છુપાઈને મુકયાં અને એ નગરમાં ગયા. એમનાં શસ્ત્રોનું અને ત્યાંની ભુમિનું રક્ષણ કરવા માટે ભગવાન શ્રીકૃષ્ણએ એક વિકરાળ સિંહનું નિર્માણ કર્યુ. એજ કુંવારીકા ભૂમી એટલે એ ક્ષેત્ર નામનું કલિયુગમાંનું પ્રધાન્યભૂત તીર્થક્ષેત્ર છે. આ કુંવારીકા ભૂમીના સ્વામી સદગુરૂબ્રહ્મા જયાં સુધી અહિ આવશે નહી ત્યાં સુધી તારી મુકતતા થશે નહીં. સદ્ગુરૂબ્રહ્મા પ્રગટ લીલા કરી આવ્યા પછી અહીં વાસ્તવ્ય કરવાના ઉદ્દેશથી આવીને ધનુષ્યના યોગે, તારો જમાણો કાન છેદીને એ બાણ પાતાળમાં ઉતરી જશે. ત્યારે તારી મુકિત થશે. એમ ભગવાન શ્રીકૃષ્ણએ કેસરીસિંહને આશ્વાસન આપ્યું. ત્યાંથી શ્રીકૃષ્ણ દ્વારકા ગયા. અહીં પાંડવ નગરીમાં આવીને વિરાટ રાજાને મળ્યા. વિરાટે તેમનો સત્કાર કરીને પુછપરછ કરી. ત્યારે કંકભટે પાંડવોની વનવાસ સુધીની બધી હકીકત વિરાટને કહી બોલ્યો 'રાજા વિરાટ, એ પાંડવોના અમે સેવકો હતા. હું પાંડવોનો પુરોહિત છું. આ બલ્લવ રસોઈનું કામ કરતો હતો. આ બૃહન્નલા નૃત્યગાન શીખવતો હતો. આ સૈરંધ્રી દ્રૌપદીને તૈયાર કરતી. આ વિજય સારો અશ્વ પરિક્ષક છે. તેમજ આ જયંત પશુઓને સારી રીતે સંભાળતો. આ પ્રમાણે પાંડવો પાસે કામ કરીને અમે અમારૂ ઉદરભરણ કરતા હતા. પરંતુ

તેમને વનવાસ અને અજ્ઞાતવાસ પ્રાપ્ત થવાથી તેમણે અમને તમારી પાસે જવા કહ્યું, અનેકહ્યું કે, વિરાટનો અને અમારો સારો સ્નેહ છે. તમે એમના જ આશ્રયમાં જઈને રહો. રાજા વિરાટ પાંડવોના કહ્યા પ્રમાણે અમે તમારા આશ્રયમાં આવ્યા છીએ. કંકભટની વાણી સાંભળીને વિરાટે સંતોષ દર્શાવ્યો. એ બોલ્યાઃ 'કંકભટ તું અને તારા સાથીદાર અહીંયાં નિશ્ચિતથી રહો. પાંડવોનો અને મારો સ્નેહ હોવાથી તમારા બધાનું રક્ષણ કરવું મારું કર્તવ્ય છે. તમે જે કામ પાંડવો પાસે કરતા હતા. એ જ મારે ત્યાં કરીને સુખેથી રહો.' એમ કહીને તેણે એ બધાને કામ સોપ્યાં. અને તેમના રહેવાની વગેરે બધી વ્યવસ્થા કરી.

**જે કૈયો કીચક રાણીનો બંધવ થાયે, તે દ્રૌપદીનું સ્વરૂપ જોઈને કૈયો મોહે. ॥૪૯૭॥**
**એ દ્રૌપદીના મુખડા સામુ જોય, અને કહે દાસી તું મુજપાસે આવે સોય. ॥૪૯૮॥**
**નહીં તો હું તમને જોરે તેડાવું દાસી નાર, એવું કૈયો કીચક બોલ્યો તેણી વાર. ॥૪૯૯॥**
**કઠણ વચન સાંભળી સતી આવ્યા પોતાનેદ્વાર, તે આવી ઉભાં. રહ્યા પંચાલી નાર. ॥૫૦૦॥**
**તે દૈત્યનો ભાવ કહેવા સતીએ સમજાય, અરે પાંડવો કૈયો બોલાવે મને દહેરામાંય. ॥૫૦૧॥**
**પાંડવો તમે તમારી સુજ પડે તે કરો કાજ, નહી તો પાંડવ કુલની જાસે લાજ. ॥૫૦૨॥**
**ત્યા પાંડવ મળી ભીમશું વિચાર કરે, ત્યારે ભીમસેન નારીનું રૂપ જ ધરે. ॥૫૦૩॥**
**ત્યાં ભીમે કૈયો દૈત્ય લીધો બોલાય, તે બેઉ જણ ચાલ્યા દહેરાની માંય. ॥૫૦૪॥**
**તે ત્યાં દહેરામાં જઈ બેઠા બેઉ જણા, ત્યારે દૈત્યે ખેલ ઈશારત માંડયા ઘણા. ॥૫૦૫॥**
**ત્યાં તો ભીમસેનના મનમાં ઉઠી જાળ, ત્યાં તેણે કૈયો માર્યો મહા વિકરાળ. ॥૫૦૬॥**
**તે દૈત્યને ભીમસેન કુંભીતળે ચાંપી ધરે, ત્યા લખી અક્ષર ભીમ બાહેર નિસરે. ॥૫૦૭॥**
**વાણુ વાયુને લોક જાગ્યા સહુ કોયે, ત્યારે રાજા વૈરાટની સભામાં માલુમ હોયે. ॥૫૦૮॥**
**તે સર્વે સભામાં ઉપન્યો છે ક્રોધ, ભાઈ એ કીયા કારણ મુવો છે જોધ. ॥૫૦૯॥**
**જે કોઈ રાજા વૈરાટ પાસે જઈ એમ કહે, ને સર્વે મેં માર્યો મેં માર્યો એમ જ કહે. ॥૫૧૦॥**
**તે અગ્નિદાગ દેવા કાઢયા મસાણ મોઝાર, ત્યારે સૌ કૈયાને ભીમસેન તેડે તેણી વાર. ॥૫૧૧॥**
**દૈત્ય કૈયા ભીમસાથે તેડે તે વાર, ત્યાં સર્વે કાષ્ટ લાવ્યા ક્ષણ મોઝાર. ॥૫૧૨॥**
**જ્યાં ભાઈ કાષ્ટ લગાડી કીધો મોટી ઝાળ, ત્યાં ભીમે સો ભાઈઓને અગ્નિમાં દીધા કાળ. ॥૫૧૩॥**
**ત્યાં એક રહ્યો સો બંધવનો પરિવાર, તે સર્વે ભીમે કર્યો સંહાર. ॥૫૧૪॥**
**ભીમસેને કીચક માર્યો સો ભાઈયો સમેત, ત્યાં એકની જીભ કાઢી અનામત રાખ્યા અચેત. ॥૫૧૫॥**
**ત્યાં પાંડવ બાર માસ ગુપ્ત રહ્યા જાણ, તેણે દાસ પણું કીધુ છે પ્રમાણ. ॥૫૧૬॥**

દિવસ પછી દિવસ જતા હતા. એકવાર સુદેષ્ણા અને સૈરંધ્રી વાતો કરતી બેઠી હતી. એટલામાં કીચક ત્યાં આવ્યો. કીચક એ સુદેષ્ણાનું ભાઈ થતો હતો સૈરંધ્રીને જોઈને તેના મનમાં તેના વિષયે પાપવાસના નિર્માણ થઈ. કીચક બોલ્યોઃ 'આને મારી પત્ની થવા માટે કહે.' સૈરંધ્રી આ સાંભળતાં જ ગુસ્સાથી ત્યાંથી જતી રહી. કીચક સૈરંધ્રીને મનાવવા પ્રયત્ન કવા લાગ્યો પણ સૈરંધ્રીએ તેનો તિરસ્કાર કર્યો. કીચકે બહેનને કહ્યું, 'જો સૈરંધ્રી મારી નહીં થાય તો મને જગતમા અર્થ લાગશે નહીં.' સુદષ્ણાને સૈરંધ્રીએ કહ્યુંઃ 'હું ગંધર્વ પત્ની છું. જે મારા ઉપર પાપ નજર રાખશે તેને ગંધર્વ ઠાર મારશે. એ ગંધર્વ સિવાય ઈતર સર્વજણ મને પિતા સમાન છે.' સુદેષ્ણાએ શું કરવું તે સુઝતુ નહોતું. આમ કેટલાંક દિવસ નીકળી

ગયા. એક દિવસ તેણે સૈરંધ્રીને જમવાની થાળી લઈને કીચક પાસે જવાનું કહ્યું, સૈરંધ્રીએ ના કહી. પરંતુ એ દાસી હોવાથી તેને કીચક પાસે જવું પડયું. તે રસ્તામાં જતી હતી ત્યારે સૂર્યને પ્રાર્થના કરતી જવા લાગી. પ્રસન્ન થઈને સૂર્યએ તેની પાસે એક રાક્ષસ ગુપ્ત રીતે મોકલ્યો. સૈરંધ્રીએ કિચક સામે જમવાની થાળી મુકી એટલામાં કીચકે તેનો હાથ પકડીને પાસે ખેંચવાનો પ્રયત્ન કર્યો. સૈરંધ્રીએ ધકકો મારીને હાથ છોડાવી લીધો. ગુપ્ત રાક્ષસે કીચકને કમરમાં લાત મારીને નીચે પાડયો. સૈરંધ્રી વેગથી ત્યાંથી નીકળી અને વિરાટની સભામાં આવી પહોંચી. એની પાછળ પાછળ કીચક પણ સભામાં આવ્યો. તેણે ભર સભામાં સૈરંધ્રીને લાત મારી. એટલામાં ગુપ્ત રાક્ષસે એક ફટકામાં નીચે પાડીને બેભાન કર્યો. એ આગળ વધે તે પહેલાં જ કંકે તેને ઈશારો કરી શાંત પાડયો. દ્રૌપદીને પણ અલગ શબ્દોમાં તેણે સમજાવી. મધ્યરાત્રીના સમયે સૈરંધ્રી બલ્લવ પાસે ગઈ અને રડવા લાગી. બલ્લવે તેને શાંત કરી. તે બોલ્યો, 'તું મીઠું મીઠું બોલીને કાલે રાત્રે તેને નૃત્યશાળામાં આવવાનું કહે, પછી હું જોઈ લઈશ. સૈરંધ્રી નીકળી ગઈ અને આગળની તૈયારીમાં લાગી. બીજા દિવસે કીચકે સૈરંધ્રીને પાસે જઈને તેની ક્ષમા માગી અને તેની જોડે લગ્ન કરવાની ઈચ્છા વ્યકત કરી. સૈરંધ્રીએ કીચક સાથે થોડું મીઠું બોલીને લાલચ આપીને રાત્રે નૃત્યશાળામાં આવવા કહ્યું, ત્યાં તેની ઈચ્છા પૂર્ણ થશે એમ તેને આશ્વાસન આપ્યું. કીચક એ સાંભળી અકદમ હરખાઈ ગયો. વિરાટે દ્રૌપદીની વાત સાંભળી કીચકને બરાબર ઠપકો આપ્યો. તેમ છતાં કીચક એક દમ ઉધ્ધાતાઈથી વર્તવા લાગ્યો. રાત્રે બલ્લવ પોતાનું કામ પતાવીને નૃત્યશાળામાં જઈને અંધારામાં એક ખુણામાં છુપાઈને બેઠો. સર્વત્ર અંધારું થયા પછી કીચક ધીમેથી નૃત્યશાળામાં આવ્યો. ધીમે અવાજમાં બલ્લવે તેને પાસે બોલાવ્યો. મદ્યત થયેલા કીચકને ખુબ જ આનંદ થયો તેણે સૈરંધ્રી બોલાવે છે એમ સમજીને તેને મળવા માટે હાથ આગળ કર્યો. એ જ સમયે બલ્લવે એનો હાથ ખેંચીને એને નીચે પાડયો અને બંનેમાં મુષ્ટયુધ્ધ થયું. તેમાં બલ્લવે કીચકને ઠાર માર્યો અને ત્યાં લખી મુકયું, 'કીચકને મેં માર્યો છે.' સવારમાં એ વાત પવનની જેમ બધે પ્રસરી. સૈરંધ્રીના ગંધર્વપતિએ કીચકને ઠાર માર્યો એમ જે તે કહેવા લાગ્યા. એ વાતની કીચકના સો ભાઈઓને ખબર પડતાં જ તે પણ દોડતા આવ્યા. અને કીચકની અંત્યેષ્ઠિ કરવા સ્મશાનમાં લઈ ગયા. એ વાતની બલ્લવને ખબર પડતાં જ તેણે વેષાંતર કરીને એ સ્મશાનમાં ગયો. તેણે ત્યાં જઈને કીચકબંધુઓને યમસદનમાં મોકલ્યા. બધા મરી ગયા પછી વિરાટને આ જણાતાં એને આશ્ચર્ય અને દુઃખ થયું. તેણે સુદેષ્ણાને આ વાતની જાણ કરી. સુદેષ્ણાએ સૈરંધ્રીને તાત્કાલીક દેશ બહાર જવાનું કહ્યું. પરંતુ દ્રૌપદીએ હજુ તેર દિવસ રાખી લેવાની વિનંતી કરી. એ બોલી, 'મારા ગંધર્વપતિ તમારા માટે પણ એટલા જ ચિંતીત છે. એ આગળ પાછળ નકકી તમારા ઉપયોગમાં આવશે.

**ત્યાં દુર્યોધને જીમુત મલ્લ મોકલ્યો જોયે, જે મલ્લયુધ્ધ માંહે બહુ બલવંતા કહેવાયે. ॥૫૧૭॥**
**તે જીમુતમલ્લે સર્વે દેશમુલક રાજા જીત્યા જે, તે રાજા વિરાટ ઘેર આવ્યા તે. ॥૫૧૮॥**
**તે જીમુત સાથે બહુ મલ્લોને યુધ્ધ કીધા અપાર, પણ તે યુધ્ધ યોધ્ધાને જીમુતે જીત્યા સાર. ॥૫૧૯॥**
**ત્યાં રાજા વૈરાટ કરે ચિંતા અપાર, હવે મારા દેશ મુલકના નામ જાસે નિરધાર. ॥૫૨૦॥**
**ત્યા બલ્લવ કહે વિરાટને રાજા હું કહું એક બુધ, જો તમે આજ્ઞા કરશો તો કરું એ સાથે મલ્લયુધ્ધ. ॥૫૨૧॥**
**એવી રાજા વિરાટની રજા લઈ ભીમ હુંકારે જીમુત, તેના આપસમાં થયું બહુ મલ્લ યુધ્ધ. ॥૫૨૨॥**
**ત્યાં ભીમે જીમુતને આકાશમાં ઉડાડયા જહા, ગગનથી ગત પ્રાણ થઈ ધરણીપર પડીયા તહા. ॥૫૨૩॥**
**એ ખબર લઈ કૌરવ દૂત ગયા હસ્તિનાપુર માહા,અને તેણે તે ખબર થઈ દુર્યોધનને તહા. ॥૫૨૪॥**



કીચક વધનું વૃતાંત હસ્તિનાપુરમાં થતાં જ દુર્યોધન વગેરે કૌરવોને પાંડવોનો સંશય આવ્યો અને તેમને ઓળખી

કાઢવા બદલ હજુ બાર વર્ષ તેમને ફરીથી વનવાસમાં મોકલીશુ એમ નકકી કરીને તેમણે જીમુત નામના મલ્લને વિરાટ રાજા પાસે મોકલવાનું નકકી કર્યુ. એ બોલ્યો, 'જીમુત મલ્લ તું પોતાના થોડા મલ્લ સાથીદારોને લઇને વિરાટ રાજા પાસે જા અને તેને મલ્લ યુધ્ધ માટે આહવાન કર. ત્યાં ભીમ હશે તો તારી સાથે યુધ્ધ કર્યા સિવાય રહેશે નહીં. એ યુધ્ધમાં તારો પરાજ્ય થાય છે એમ પોતાને હરાવીને પાછો આવ. તું જય મેળવીને આવીશ તો તારું હું સન્માન કરીશ અને પરાજ્ય મેળવીને આવીશ તો પણ ગૌરવ કરીશ. કારણ પાંડવોને શોધવાનું ખુબ મોટું કર્મ એ દ્વારે થશે ! આ સાંભળીને જીમુતને ખુબ સંતોષ થયો અને આ કામ ખાત્રીથી કરી આવું છું. એમ કહીને સેંકડો મલ્લોને લઇને એ વિરાટ નગરમાં આવ્યો. એના પગમાં એક મોટું કડું હતું. તેને પાંચ બાહુલ્ય બાંધેલા હતા. વિરાટના પુછવાથી તેણે કહ્યું કે આ પાંચ પાંડવો છે માટે મેં તેમને પગમાં પહેરેલા છે. ત્યારે કંકભટે તેને કહ્યું: 'અરે જીમુત, પાંડવોએ જોયા નથી ત્યાં સુધી તારી આ અવળવાણી ચાલશે. હમણાં અજ્ઞાતવાસમાં છે એ સંધી સાધીને તું એમની ઠેકડી કરે છે. પરંતુ આ તારું અધમપણું છે.' ત્યાં વિરાટ બોલ્યો: 'અરે આજ જો કીચક જીવતો હોત તો તેણે તને પછાડયો હોત પછી પાંડવોની વાત તો કયાં રહી. પછી કંકભટ બોલ્યો. મહારાજ તમે બલ્લવને આજ્ઞા કરશો તો આ જીમુતને સાથે યુધ્ધ કરશે.' વિરાટે બલ્લવને તાત્કાલીક બોલાવ્યો. એ પોતાના રસોઇયાઓ સાથે પાકશાળામાંથી વેલણ, પાટલી, તવેથા વગેરે લઇને સભામાં આવ્યો. તેને જોઇને બધી સભા હસવા લાગી. જીમુત મલ્લ તો બલ્લવનો ખુબ જ ઉપહાસ કરવા લાગ્યો. પરંતુ વિરાટને બલ્લવના પરાક્રમની ખબર હોવાથી તેને યોગ્ય સલાહ આપી અને જીમુત માટે માહિતી આપીને એની સાથે મલ્લયુધ્ધ કરવાની આજ્ઞા કરી. બલ્લવને ખુબ આનંદ થયો અને તે બોલ્યો, મહારાજ મને મલ્લયુધ્ધની બિલકુલ પણ માહીતી નથી પણ અમે પાંડવોનું અન્ન ખુબ દિવસોથી ખાધેલું છે. એમની નિંદા કરનારા આ દુર્જનને યોગ્ય શિક્ષા કરવી આ અમારો પણ ધર્મ છે તમારી આજ્ઞા પ્રમાણે હું તૈયાર છું. એમ કહીને બંને મલ્લયુધ્ધમાં તૈયાર થયા. જીમુત બોલ્યો મલ્લયુધ્ધની કલા વિકલા શું છે એ તને ખબર છે કે.' ત્યારે ભીમ બોલ્યો: 'મને કલા વિકલા ખબર નથી. હું ફકત કણેક કંઇ રીતે બાંધવી તે જાણું છું. તું પોતાની કલા વિકલા મને બતાવ અને હું તને કણેક કંઇ રીતે બાંધવી એ બતાવું છું. આમ કહીને ભીમ એકદમ જીમુતના શરીરે વળગ્યો. બંને નવનાગ સહસ્રીબલી હતા. બંનેનું ભીષણ મલ્લયુધ્ધ થયું. છેલ્લે ભીમના મુકકાથી જીમુત ઘાયલ થયો અને બોલ્યો હવે થોડો વિસામો લઉં પછી ફરી આરંભ કરીએ. ભીમ બોલ્યાઃ 'જીમુત હું અણસમજુ છું. તારા જેવો શીખેલો મલ્લ નથી. મને વીસમો, ત્રીસમો કે ચાલીસમો એ કંઇ જ ખબર નથી. કણેક સારી નરમ થઇ છે કે નહીં તે જ મને ખબર પડે છે. એમ બોલીને ભીમે તેને જોરથી લાત મારતાં જ એ આકાશમાં ઉડીને ગુલાંટ ખાતો ખાતો નીચે પડયો અને પડતાની સાથે મરણ પામ્યો. તાત્કાલીક કૌરવ દૂતોએ બધો સંદેશ હસ્તિનાપુરમાં મોકલ્યો. અહીં વિરાટે બલ્લવનું પરાક્રમ જોઇને એનો જયજયકાર કરીને વસ્રાલંકારોથી સત્કાર કર્યો. સૈરંધ્રીએ પંચારતી લઇને બલ્લવની આરતી ઉતારીને ધન્યવાદ આપ્યો.

**ત્યાં દુર્યોધન તેના મંત્રી સાથે કરે વિચાર, હવે એ વિરાટને યુધ્ધમાં જીતશું સાર. ॥પ૨પ॥**
**એથી ગુપ્તવાસથી પાંડવ પ્રગટ થાસે જાણ, તો તેણે ફરી બાર વરસ વનવાસ ભોગવસુ નિરવાણ. ॥પ૨૬॥**
**ત્યારે દુર્યોધનના દળ આવીયા જહા, અને વૈરાટરાજા ઉપર ચાલી જાય તહા. ॥પ૨૭॥**
**ત્યાં દક્ષિણ કોરે ત્રિગર્તને સુશર્મા ધેનુ વાળવા જાયે,ત્યાં વૈરાટ સાથે બલ્લવ યુધ્ધ કરવા જાય. ॥પ૨૮॥**
**સર્વે દળ રાજા વિરાટ સાથે ગયા જયાં, એક ઉત્તર કુંવર નગરમાહે અળગો રહ્યો ત્યાં. ॥પ૨૯॥**
**એઉ જોઇને દુર્યોધન ઉત્તર કોરે ધેનુ વાળ્યા જેહ,અર્જુન ઉત્તરકુવરને ઉઠાડીને રથે બેસાડયો તેહ. ॥પ૩૦॥**

જયારે અર્જુન બોલ્યા સતસુ આયે, ભાઇ આજ આપણો ક્ષત્રીય ધર્મ તો જાયે. ॥૫૩૧॥
ત્યારે ઉત્તર કુંવર બોલ્યા સત જો ભાયે, ભાઇ મુજ બાળકથી કાંઇ નવ થાયે. ॥૫૩૨॥
ત્યાં અર્જુન કુંવરને બાંધ્યો અંગસુ સાથ, અમે શમી વૃક્ષથી હથિયાર લીધા હાથ. ॥૫૩૩॥
ત્યાં અશ્વમંત્ર કરીને પવન વેગે રથ ખેડીયો ઉત્પાત, અને સંભાર્યા શ્રીકૃષ્ણને લીધા સાથ. ॥૫૩૪॥
જેમ સુર ઉગે અને કિરણ અનંત હોયે, તેમ બાણ એકના સહસ્ત્ર કરોડ હોયે. ॥૫૩૫॥
કામધેનુ ત્યાંથી વાળી આવ્યા જોય, ત્યાંથી પાછા ફરી વિરાટનગર આવ્યા સાયે. ॥૫૩૬॥
તે ઉત્તર કુંવર ધેનુ વાળી આવીયા ત્યાયે, ત્યારે દન બે પહોરનો જાયે. ॥૫૩૭॥
ત્યારે પાંડવ રાજા વૈરાટ ઘેર બારમાસ સેવા કીધી જોયે, ત્યારે સર્વે સંધ પરિપૂરણ થાયે. ॥૫૩૮॥
તે સંધે પાંચ પાંડવ પ્રગટ થયા જેહે, સ્વામી અમોથી બહુ અપરાધ થયો છે તેહે. ॥૫૩૯॥
ત્યારે રાજા વિરાટ એક પગે ઉભા રહ્યા આપ, સ્વામી તમે હવે અમોને કરજો માફ. ॥૫૪૦॥
ભાઇ અમે ક્ષત્રિય ધર્મ પાળવ્યું તેહ, અમારે દૈવે લખ્યું હતું જેહ. ॥૫૪૧॥
અમે અન્નપાણી તમારૂ આરોગીયું જેહ, તમે સ્વામી પેલા માફ કરજો તેહ. ॥૫૪૨॥
જયારે બાર માસ પુરા થયા છે જાણ, ત્યારે પાંડવો હસ્તિનાપુર જવા નિકળ્યા પ્રમાણ. ॥૫૪૩॥
તે એક રાતમાં સૈન્ય આવી મળ્યા જયાં, ભાઇ સાત અક્ષૌણી દળ આવ્યા ત્યાં. ॥૫૪૪॥

પાંડવોને અજ્ઞાતવાસમાં રહેતાં જ શોધી નાંખવા માટે દુર્યોધન ખુબ પ્રયત્ન કર્યા. ઠેર ઠેર અને બધા રાજયમાં ગુપ્તદૂત મોકલ્યા પણ એમનો પત્તો લાગ્યો નહીં. વિરાટ રાજયમાં કોઇએ મહાબલાઢ્ય જીમુત પહેલવાનને ઠાર માર્યો એટલું જ નહીં પણ સર્વ કીચકોને પણ ઠાર કર્યા એ વાત તેમના કાન પર ગઇ. એ કારણે દુર્યોધન એકદમ બહારવરો બની ગયો અને એટલો જ ગભરાઇ ગયો. એણે ખુબ વિચાર કરીને પોતાના બધા હિતેચ્છુઓની સભા બોલાવી. ત્યારે પાંડવો કયાં હશે એની પર ચર્ચા વિચારણા કરવા લાગ્યા. ભીમના પરાક્રમથી પાંડવો વિરાટનગરમાં જ હશે એવો બધાનો સૂર નીકળ્યો. સર્વાનુમતે વિરાટ ઉપર યુધ્ધ કરવાનું નકકી કરવામાં આવ્યું. ત્યાં પાંડવો જો દેખાશે તો ફરી વનવાસમાં મોકલીશું એવો વિચાર કરીને સુશર્માને દક્ષિણ તરફથી ત્રીસ હજાર સૈન્ય આપીને વિરાટની ગૌશાળા લૂંટવા મોકલ્યો. સુશર્માએ પોતાનું કામ ફતેહ કરીને ગૌશાળામાંથી ગાયો ભગાડી લઇ ગયો. ગોપાલોએ એ વાત વિરાટ રાજાને કહી. વિરાટ રાજાએ ગાયો છોડાવવા સુશર્મા સાથે યુધ્ધ કર્યું. તેમાં સુશર્માએ વિરાટને પરાજીત કરીને મૂર્છિત કર્યો. એ જ સમયે ધર્મે ભીમને વિરાટની સહાય માટે મોકલ્યો. ભીમ અતુલ પરાક્રમ કરીને સુશર્માને પકડીને લાવ્યો હું વિરાટનો દાસ છું એમ એની પાસેથી બોલાવી લીધું. ભીમનો ઉપકાર કઇ રીતે ઉતારવો એ જ તે મને ખબર નહોતી પડતી. અહીં ઉત્તર બાજુથી કૌરવોએ કુચ કરી અને વિરાટનો પુત્ર ઉત્તર એકલો જ હતો. એના હાથપગ કાંપવા લાગ્યા કારણ કે સૈન્ય બધું વિરાટ સાથે ગયું હતું અને સારથી કોઇ ન હોવાથી એનો ઇલાજ ચાલ્યો નહીં. સૈરંધ્રી બોલી, અરે બૃહન્નલા પહેલા અર્જુનનો સારથી રહ્યો હતો. તેને તું પોતાનો સારથી બનાવ. આ સાંભળી ઉત્તરાને ખુબ આનંદ થયો. તેણે બૃહન્નલાને રથ સજ્જ કરવા માટે કહ્યું, બૃહન્નલાએ કૌરવોના સૈન્ય સામે રથ લાવીને ઉભો કર્યો. કૌરવોની અફાટ સેનાસાગર જોઇને ઉત્તરાના પગ કાંપવા લાગ્યા. તેણે રથ પાછો લઇ લેવા બૃહન્નલા ને કહ્યું. પણ બૃહન્નલાએ એની વાત સાંભળી નહી અને એ બોલીઃ 'અરે ક્ષત્રિયોએ રણમાં મરી જવું પણ બીને ભાગવું નહીં. બૃહન્નલાએ રથ પાછો ફેરવવાનું નકાર્યુ , ત્યારે ઉત્તરા રથમાંથી કુદકો મારી ભાગી ગયો. એની પાછળ બૃહન્નલા જવા લાગી. આ પ્રકાર જોઇને

દ્રોણે બધુ જાણ્યું ત્યારે તેમણે આ નકકી અર્જુન છે એ તરત સમજાયું. અહીં અર્જુને શમીના ઝાડ પરથી પોતાના શસ્ત્રો કાઢયાં. ઉત્તરાને આશ્ચર્ય થયું 'આ કોના શસ્ત્ર' એમ તેણે પુછવાથી અર્જુને પોતાની સાચી હકીકત તેને કહી. સત્ય સ્થિતિ સમજાયા પછી ઉત્તરે અર્જુનની ક્ષમા માગી. તેને અધિક બળ આવ્યું. અર્જુને સ્ત્રી વેષ નાંખી દીધો. સરોવરમાં સ્નાન કરીને એ શુચિર્ભુત થયો. અર્જુને મારૂતીનું સ્મરણ કરતાં જ એ તરત જ રથ પર આવેલ ધજા પર આવી બેઠા.

અહીં કૌરવોને દુશ્ચિન્હ જણાવવા લાગ્યું. ભીષ્મ દ્રૌણે અર્જુનને આવતાં જોઇને તેના શૌર્યની સ્તુતિ કરી. પણ એ યોગે કર્ણ એકદમ પ્રક્ષુબ્ધ થયો અને બ્રાહ્મણ કહીને તેણે ભીષ્મ દ્રોણનો ઉપહાસ કર્યો. દુર્યોધને પાંડવોનાં તેર વર્ષ થયાં કે નહીં એની તપાસ કરી. ત્યારે ભીષ્મે દિવસ ગણીને તેર વર્ષ પૂર્ણ થઇ ગયાં હોવાનું તેમને કહ્યું, તેમણે દુર્યોધનને ઉપદેશ કર્યો. પાંડવોને સન્માનથી લાવવા માટે કહ્યું, પરંતુ દુર્યોધને આ સુચનાનો સ્પષ્ટ ઇનકાર કર્યો. દુર્યોધન ગાયો લઇ જવા લાગ્યો. અર્જુને તેનો પીછો કરવાનું શરૂ કર્યુ. વિકર્ણ અને ચિત્રસેન એમને તેણે ત્યારે જ યમસદનમાં મોકલ્યા. કર્ણને બેભાન કર્યો. દુર્યોધન પોતે અર્જુન સાથે યુધ્ધ કરવા લાગ્યો. પણ એક બાણમાં અર્જુને તેણે પણ મૂર્છિત કર્યો. આ જોઇને બધું કૌરવ સૈન્ય ભાગવા લાગ્યાં. તેટલામાં અર્જુને મોહિની અસ્ત્ર છોડીને બધાંને મુર્છિત કરી નાંખ્યા. કૃપાચાર્ય, દ્રોણ, ભીષ્મ, અશ્વત્થામા એમને એમ છોડીને ઇતર કૌરવ વીરોના માથાના વાળ ઉતારી મૂંડન અર્જુને કર્યાં. અડધી મુછો કાપી નાંખી અને દુર્યોધન કર્ણાદિ વીરોના વસ્ત્ર છોડીને પૂર્ણ નગ્ન કર્યા. બધાને વિદ્રુપ કર્યા. વિરાટ પાસે દૂત મોકલીને ઉત્તરે વિજય મેળવ્યો છે એમ જણાવ્યું. અર્જુન પોતાના ગુરૂજનોને નમસ્કાર કરીને એ વિરાટ નગર પાસે પાછો ફર્યો. રસ્તામાં શમીના વૃક્ષ પર શસ્ત્રો મુકીને બૃહન્નલાનો પોષાક પહેરીને સાથે નગરમાં આવ્યો. સારા એવા સમય પછી દુર્યોધન વગેરે વીર શુધ્ધિમાં આવ્યા અને પોતે નગ્ન છે અને પોતાની અપમાનસ્પદ સ્થિતિ જોઇને જ તે લજ્જિત થયા. તેમને એકમેક સાથે બોલવાની શરમ આવવા લાગી આ પ્રમાણે દુર્યોધનની સાત અક્ષૌહિણી સૈન્ય વિટંબણાની ચર્ચા કરે છે ત્યાં જ સુશર્મા પણ એજ સ્થિતિમાં પોતાના ચાર અક્ષૌહિણી સૈન્ય સાથે દુર્યોધનને આવી મળ્યો. તેમની વિટંબણા જોઇને દુર્યોધન બોલ્યોઃ 'સુશર્મા તારી આવી દુર્દશા કઇ રીતે થઇ ? ત્યારે તેણે ઘટેલી બધી હકીકત કહી. તે બોલ્યો, 'દુર્યોધન તેં કહ્યા પ્રમાણે મેં તો ગાયો ભગાડી હતી અને વિરાટ રાજાને પણ વિજયસ્તંભે બાંધીને હસ્તિનાપુરમાં લાવતો હતો. એટલામાં એ રાજાના બલ્લવ નામના રસોઇયાએ અમને મારી બધા પ્રકારે દુર્દશા કરી અને છેલ્લે અમારી આવી વિકટ પરિસ્થિતિ કરી.' આ હકીકત સાંભળીને ભીષ્મ બોલ્યાઃ 'જે બલ્લવ એ જ ભીમ છે હમણાં ગયો એ પાર્થ છે. તેમનો સમય સંપન્ન થયા પછી તેઓ પ્રગટ થયા છે. આમ કહીને ભીષ્મે પોતાના અડધા વસ્ત્ર દુર્યોધનને પહેરવા આપ્યાં. બાકીના લોકોએ ભીલભંગીના શરીર પરનાં ફાટેલા તેટેલાં વસ્ત્રો હતાં એજ બળજબરીથી લઇને એમની લંગોટ તૈયાર કરી અને જેમ તેમ આબરૂનું રક્ષણ કરીને હસ્તિનાપુરમાં પાછા આવ્યા. પરંતુ તેમના મનમાંથી પાંડવોને કપટથી મારવાનું વિષ ઓછું થયું નહીં. વિદુર, ભીષ્મ, દ્રૌણ, કૃપાચાર્ય, તેમણે દુર્યોધનને કહ્યું, 'દુર્યોધન, પાંડવો પોતે સારા પરાક્રમી હોઇને બધા લોકોને એ પ્રિય થયા છે. વિરાટ, દ્રુપદ, દેવેન્દ્ર, ગંધર્વ, નાગ વગેરે રાજાઓએ તેમણે સહાય કરેલ છે. શ્રીકૃષ્ણ ભગવાન તો એમનું યત્કિંચિત પણ ઉણુ પડવા દેતા નથી. એવા પાંડવો સાથે વેર કરવા કરતાં સ્નેહ કરવામાં અધિક ફાયદો છે. એ માટે તું એમની સમજુતી કર અને તેમને એમનું ઇન્દ્રપ્રસ્થ રાજ્ય આપ. પૂર્વે નકકી કર્યા પ્રમાણે રાજ્ય તારે પાછું આપવું જ પડશે. તેમનું રાજ્ય લઇ લેવા કરતાં તું જ તેમને આપીશ એટલે લૌકિક થઇને તેમનો પણ પ્રેમ સંપાદન થશે.' આ પ્રમાણે દુર્યોધનને બધાએ ઉપદેશ કર્યો પરંતુ તે તેણે માન્યો નહીં. પાંડવોને કંઇકજ આપવું નહીં એમ તેણે સ્પષ્ટ જવાબ આપ્યો ત્યારે બધા નિરૂપાય થયા.

અહીં વિરાટ નગરમાં ઉત્તરે અતુલ પરાક્રમ કરીને વિજય મેળવ્યો એનું અભિમાન વિરાટને થયું. પણ કંક બોલ્યોઃ 'બૃહન્નલા સાથે હોવાથી કૌરવોનો પરાભવ ઉત્તરા જ શું પણ એકાદ નાનું છોકરૂ પણ કરશે.' કંકના ઉદ્‌ગાર સાંભળીને રાજાને અતિશય ગુસ્સો આવ્યો. એટલામાં ઉત્તરા પણ ત્યાં આવ્યો. થયેલી પરિસ્થિતિ ધ્યાનમાં આવતા જ તેણે વડીલોને કંકભટની ક્ષમા માગવા માટે કહ્યું અને રણાંગણ પર થયેલો બધો વૃત્તાંત રાજાને કથન કર્યો. તેણે કહ્યું કે, 'જે શુર માણસે મને યુધ્ધમાં સહાય કર્યો એ અર્જુન છે.' એ જ દિવસે પાંડવોએ સવારે વહેલા ઉઠીને સ્નાન કરીને ઉત્તમોત્તમ વસ્ત્રાલંકાર પરિધાન કર્યા. તેઓને પહેલાંનાં જ સ્વરૂપ પ્રાપ્ત થયાં. ઉત્તરે પાંડવોનું સ્વાગત કરીને તેમને માનથી દરબારમાં સ્થાન આપ્યું. થયેલી વાત વિરાટને ખબર પડતાં તેને ખુબ દુઃખ થયું. પોતે પાંડવોને સેવક પ્રમાણે રાખ્યા માટે તેણે પાંડવોની ક્ષમા માંગી. પોતાની પુત્રી ઉત્તરા એ અર્જુનપુત્ર અભિમન્યુને આપવાનો વિચાર પ્રદર્શિત કર્યો. સર્વ રાજાઓને નિમંત્રણ ગયાં અને ઉત્તરા અને અભિમન્યુ એમનો વિવાહ થયો. એ નિમિત્તે પાંડવોના હિતેચ્છું રાજાઓ ભેગા થયા હતા અને હવે આગળ શું કરવું એવી ચર્ચા શરૂ થઈ. સર્વાનુમતે કૌરવો પાસે એક દૂત વિષ્ટી માટે મોકલવો એમ નકકી કર્યુ. અહીં દુર્યોધનને માત્ર યુધ્ધનો સંકલ્પ લીધો. તેણે દેશો દેશમાંથી રાજાને મદદ માટે નિમંત્રણ મોકલ્યું. પુષ્કળ સૈન્ય જમા કર્યુ. કૃષ્ણની મદદ મળે માટે દ્વારકામાં ગયો. અર્જુન પણ એના ઉદ્દેશથી એ જ સમયે કૃષ્ણ પાસે ગયો. દુર્યોધને કૃષ્ણની મદદની માંગણી કરી અને અર્જુને શ્રીકૃષ્ણની સ્વીકૃતિ કરી. હસ્તિનાપુરમાં વિદુર, ભીષ્મ, અને દ્રૌણ ગુરૂએ પાંડવો સાથે અન્યાય કરશો નહીં એમ સલાહ આપી. પરંતુ આ કારણે ધૃતરાષ્ટ્રને ગુસ્સો આવ્યો. વિદુર, સંજય અને ઈતર વરિષ્ઠ મહાનુભાવોએ દુર્યોધનને ઉપદેશ કરીને યુધ્ધ પરાવૃત્ત થવાની સલાહ આપી પણ એ બધો પ્રયત્ન નિષ્ફળ ગયો.

**તે કૃષ્ણજીએ સભા સાંભળી છે જહા, અને પોતે દેવ તો પધાર્યા છે તહા. ॥૫૪૫॥**
**ભાઈ તમે પાસે રહીને શું આરોગશો અન, ભાઈ એ પાંડવ અહીં ભુખ્યા આવ્યા છે વન. ॥૫૪૬॥**
**ત્યાં શ્રીકૃષ્ણજી બોલ્યા સોયે, ભાઈ કૌરવો એ તમારા ભાઈ હોયે. ॥૫૪૭॥**
**એ પાંડવો રાજ મુકીને તમથી અળગા રહે જાયે, તો એણે પાંચ ગામ આપો તોયે. ॥૫૪૮॥**
**અમે સો ભાઈ જીવતા છીએ જેવા સહી, સોયના નાકા જેટલો આલીયે નહીં. ॥૫૪૯॥**
**અમે જાણતા જે બહુ ડાહ્યા છો તમે, પણ બહુ ભોળા ભરવાડ છો તમે. ॥૫૫૦॥**
**યુધ્ધ કરતા જીતશે તે અહીં કરસે રાજ, તેર વરસ સુધી વન ભોગીયા હવે શું મોં લઈ આયા આજ. ॥૫૫૧॥**
**અમે અગિયાર અક્ષૌણી દળોને સો ભાઈ, પણ એતો પાંચજ વીર,**
**એમના બળ ત્યારે પરખીયા સધીર જયારે દ્રૌપદીના ખેંચ્યાં ચીર ॥૫૫૨॥**
**પાંડવો તમે બળીયા હોય તો આવજો આજ, અને સામસામા યુધ્ધ કરવાના કાજ. ॥૫૫૩॥**
**એ સો ભાઈ અગિયાર અક્ષૌણી દળ આયે આજ, ભાઈ ત્યાર પછી તમે લેશો રાજ. ॥૫૫૪॥**
**ત્યારે સહદેવ જોશી સત બોલ્યા જેહે, ભાઈ હવે સામવેદમાં એમ જો કહે. ॥૫૫૫॥**
**ભાઈ હવે દેવના વચનો લખ્યા વેદમા પુરા થયા જેહ, ભાઈ આજ યુધ્ધ કરવાનો સ્તંભ રોપાશે તેહ. ॥૫૫૬॥**
**અમે પાંચ પાંડવ ભાવે શું આપ, અને શ્રીકૃષ્ણજીને લેશું સાથ. ॥૫૫૭॥**
**જે દેવે દાવાનલ પીને ગોવર્ધન તોળ્યા જાય, તેણે અગિયાર અક્ષૌણી કોણ માત્ર. ॥૫૫૮॥**



યુધિષ્ઠિરે ખુબ વિચાર કરીને આખરે શ્રીકૃષ્ણને વિષ્ટિ કરવાની વિનંતી કરી. પરંતુ ભાઈઓને એ વાત ગમી નહીં. દ્રૌપદી તો સંતાપીને બોલીઃ ' હે કૃષ્ણ ! ભર સભામાં વાળ પકડીને જે દુર્યોધન દુઃશાસનને મારી આબરું લીધી એનું વેર

લીધા સિવાય હું વાળ બાંધીશ નહીં. તેર વર્ષ મેં આ વાળ ખુલ્લા રાખ્યા છે. આનો વિચાર કરીને વિષ્ટિ માટે જાવ. પરંતુ ધર્મએ વિચાર કરીને સાત્યકીને સાથે રાખીને કૃષ્ણને હસ્તિનાપુરમાં મોકલ્યા. કૃષ્ણ હસ્તિનાપુરે આવ્યાની ખબર પડતાં ભીષ્મ, દ્રૌણ કૃષ્ણને સન્માનથી લાવ્યા. ધર્મએ બધાને નમસ્કાર કહ્યાનું તેણે કહ્યું. બીજા દિવસે કૌરવોની સભા ભરાઈ. શ્રીકૃષ્ણને તેમણે આદરથી માનનું સ્થાન આપ્યું. કૃષ્ણએ ધૃતરાષ્ટ્રને કહ્યું, ધૃતરાષ્ટ્ર યુધ્ધ ટાળીને પાંડવોને સન્માનથી બોલાવો. એમના હકકનું અડધું રાજ્ય છે તે તમે એમને આપો. પાંડવ મહાબલાઢ્ય છે. પરંતુ સત્યથી અને ધર્મનીતિથી એ કિંચિત પણ ચળેલ નથી. એ જ પ્રમાણે આગળ પણ ચળશે નહીં. ત્યારે બંનેએ અતુલ્યબળ શકિતએ યુધ્ધ ન કરતાં થનારમો સંહાર ટાળો એમ મારો પોતાનો મત છે.' એમ કૃષ્ણએ કહ્યું.

ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રૌણ, કૃપાચાર્ય એમણે કૃષ્ણના આ વિનંતીને માન્યતા દર્શાવી પરંતુ તરત જ દુર્યોધન બરાડયો. તમે બધાં પાંડવોના સમર્થ્યથી બીઓ છો અથવા તેમનાં જ હિતચિંતક છો અને મને દોષ આપો છો. આ સર્વ પ્રકાર માટે પાંડવો જ જવાબદાર છે. એજ દ્યુત રમીને દ્યુતમાં હાર્યા અને વનવાસમાં ગયા. તેમાં મારો શો દોષ ? હું એકદમ સાચું કહું છું. અડધું રાજ્ય તો હું નહીં જ આપું તેમજ પાંચ ગામ શું પણ સોયના અગ્ર ભાગ જેટલી ભુમી પણ હું તેમને આપીશ નહીં. કૃષ્ણને દુર્યોધનના આ ઉછંગપણાથી ગુસ્સો આવ્યો. એ બોલ્યા, 'મૂઢ માણસ, તેં કપટ કરીને દ્યુતમાં પાંડવાનો પરાભવ કર્યો, ભર સભામાં દ્રૌપદીની વિકટ પરિસ્થિતિ કરી, ભીમ પર વિષપ્રયોગ કરીને એને મારવાનો પ્રયત્ન કર્યો, પાંડવોને લાક્ષગૃહમાં બાળવાની ઈચ્છા કરી. તારા અપરાધની યાદી કંઈ ઓછી થશે નહીં. અને હવે તો તું મોટા લોકોનું પણ સાંભળવા તૈયાર નથી ? આટલું શ્રીકૃષ્ણ બોલે છે ત્યાં જ દુઃશાસન ગરજીને ઉઠયો અને બોલ્યો, 'દુર્યોધન આ બધા એક થઈને તને વચનથી બાંધશે. હવે ફકત આપણે ચારે જ જાણા બચ્યા છીએ. હું, કર્ણ અને શકુનિ. ચાલ આ સભામાં રોકાવવાનો કોઈ અર્થ નથી. છેલ્લે એ ચારેય ભર સભામાંથી ઉઠી ગયા. વિદુરે ગાંધારીને વિનંતી કરીને દુર્યોધનને પાછો બોલાવી લીધો એ બોલી, 'દુર્યોધન શ્રીકૃષ્ણ જે કહે છે એ સાચું છે. હવે વિનાકારણ સંહારને કારણીભુત ન બનશો.' પરંતુ દુર્યોધન કોઈનું સાંભળવા તૈયાર નહોતો. એ કૃષ્ણને જ પકડીને રાખવા એવો વિચાર કરતો હતો. અહીં એ વાતની સત્યની ખબર પડી. તે ત્વરીત કૃતવર્માને સંદેશ આપીને સેના સજ્જ કરવાનું કહ્યું છેલ્લે આ ગુપ્ત વાત બહાર ગઈ. બધાને ખબર પડી ત્યારે કૃષ્ણએ દુર્યોધનને કહ્યું કે, દુર્યોધન હું કોણ છું તે મને ઓળખ્યો નહી. એટલું બોલીને તેણે વિશ્વરૂપ પ્રગટ કર્યુ આકાશ પાતાળ સુધી પ્રસરેલ સ્વરૂપ જોતાં જ ધૃતરાષ્ટ્રને પણ આટલા પુરતી દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થઈ.

વિશ્વરૂપ દર્શન આપ્યા પછી શ્રીકૃષ્ણ ત્યાંથી ઝડપથી નીકળી ગયા. જતી વખતે એટલું જ બોલ્યા, તારો નાશ અટલ છે. પાંડવોનો બિલકુલ દોષ નથી. કૃષ્ણને નગર બહાર વળાવવા માટે બધા ગયા. ફકત દુર્યોધન, દુઃશાસન, શકુનિ ગયા નહીં. શ્રીકૃષ્ણએ છેલ્લે પ્રેમથી વિદાય લીધી અને એકલા કર્ણને પોતાની સાથે રથમાં બેસાડયો. રથમાં કૃષ્ણએ કર્ણને કહ્યું, તું કુંતીનો કૌમાર્યવસ્થામાં સૂર્ય પાસેથી થયેલો પુત્ર છે. તું જો પાંડવો પાસે આવીશ તો પાંડવો તારી આજ્ઞામાં રહેશે અને દ્રૌપદી તારી સેવા કરશે. હું પણ તારી મદદ કરીશ. આ સાંભળીને કર્ણે કૃષ્ણને કહ્યું, 'દેવ તમે પૃથ્વી પરના બધા પાપી લોકોના પાંડવોના હાથે નાશ કરનાર છો. પરંતુ મારા કહેવાથી દુર્યોધને યુધ્ધની તૈયારી કરી અને હું પણ તેમની વિશ્વાસઘાત કરીશ નહીં.' આ વાત સંજય પાસેથી કુંતીને જાણાઈ. તે પણ કર્ણને ગંગા પાસે મળી. તેણે પણ કર્ણને પાંડવો પાસે આવવાનો આગ્રહ કર્યો. પણ કર્ણે કોઈની વાત સાંભળી નહી. છેલ્લે તેણે એકલા અર્જુન સિવાય હું બાકીના પાંડવો પર શસ્ત્ર ઉપાડીશ નહીં એમ વચન આપ્યું. કૃષ્ણએ પાંડવોને થયેલી વાત કહી અને દુર્યોધને કૃષ્ણને બાંધવાનો

પ્રયત્ન કર્યો એ જાણતાં જ પાંડવો ચિડાયા અને તેમણે યુધ્ધની તૈયારી કરી. અહીં કૌરવોએ પણ તૈયારી કરી. કુરૂ ક્ષેત્ર પાસે તેમણે યુધ્ધનું સ્થાન નકકી કરી આસપાસ યુધ્ધ છાવણીઓ બાંધી.

**ત્યાં ગોર વેદવ્યાસે મુહુર્ત આપ્યાં જેહ, અને ભાઈ કુરૂક્ષેત્ર જોવા ગયા તેહ. ॥૫૫૯॥**
**કુરૂક્ષેત્ર ભુમી જોઈને આવ્યા જેહ, એવું ગોર વેદવ્યાસે કહ્યા તેહ. ॥૫૬૦॥**
**જે રણસ્તંભ આગળથી રોપશો જેહ, ભાઈ યુધ્ધ જીતશે નિશ્ચે તેહ. ॥૫૬૧॥**
**તે કૌરવે આગળથી રણસ્તંભ રોપ્યા જાણ, અને તેણે ત્યાં એક ચોકીદાર મુકયો પ્રમાણ. ॥૫૬૨॥**
**તે રણસ્તંભ ભીમે વાકો કર્યો જાઈ, ને ભાઈ કુરૂક્ષેત્રની ભુમી માહી. ॥૫૬૩॥**
**ત્યાંહા કુંવર બર્બરીક આવ્યો છે ત્યાંય, અને કુરૂક્ષેત્ર ભુમી જોવાને જાય. ॥૫૬૪॥**
**ત્યાં યુધ્ધ કરતા જે હારશે જેહ, ભાઈ હું તેની સાથે થાઈશ તેહ. ॥૫૬૫॥**
**એક આળે બીજે મારે ત્રીજે સંહારે જોય, એ કુંવર બત્રીસ લક્ષણો પહેલો જોય. ॥૫૬૬॥**
**સ્વામી મુજને છે યુધ્ધ જોવાનો કોળ, તું દેવ ભેળો રહી મસ્તક ચઢાવે સોય. ॥૫૬૭॥**
**ભાઈ બર્બરીક બેઠો બેઠો જોય, જે હારે તેનો પક્ષ કરજે તોય. ॥૫૬૮॥**

વિષ્ટિ અસફળ થવાથી શ્રીકૃષ્ણએ પાંડવો પાસે આવીને કહ્યું, 'પાંડવો, સોયની અણી રહે એટલી પણ ધરતી તમને આપવા માટે દુર્યોધન તૈયાર નથી. હવે તમને જો તમારું રાજ્ય લેવું હોય તો યુધ્ધ સિવાય બીજો કોઈ ઉપાય નથી.' ત્યારે પાંડવો બોલ્યાઃ 'ભગવાન પોતાના જ ગોત્રજોનો વધ કેમ કરવો. તેમ કરવાથી પાપ નહી લાગે ? અને એ કારણે નરક પ્રાપ્તિ થશે એનું શું ? ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યાઃ 'ક્ષત્રિય ધર્મ એટલે યુધ્ધમાં જે આવે પછી એ કોઈ પણ હોય એની સાથે યુધ્ધ કરવું. આ ધર્મનું આચરણ ન કરીએ તો નરક પ્રાપ્તિ થાય છે. સિવાય કે યુધ્ધ ન કરવાથી તમારી આખા જગતમાં અપકીર્તિ થશે. આ વિચાર તમારા મનમાં કેમ આવતો નથી ? હવે તમારે યુધ્ધ ન કરવું હોય, રાજ્ય મેળવવું હોય તો ફરી પ્રયાણ વનવાસ તરફ કરો. કારણ સમય આવતાં દુદૈવ્યને કુબુધ્ધિ સુઝીને પોતાના હિતની વંચીત થાય છે. શ્રીકૃષ્ણની વાણી સાંભળીને ભીમ આવેશથી બોલ્યો, દુર્યોધન જો અન્યાય કરતો હોય તો યુધ્ધ કરીને અમે અમારું રાજ્ય પાછું લઈશું અને આપણે કૌરવોને યુધ્ધમાં મારવા જ જોઈએ. આ સિવાય તેમણે સમય સમયે કરેલ અમારા અપકાર અને અપમાન સ્મરણમાંથી જશે નહીં. દેવ તમે અમારા ભાઈ જેવા અને યોગ્ય માર્ગદર્શક ગુરૂ છો. આજ સુધી અમારૂ સંકટમાં રક્ષણ કરેલ છે. તમારી કૃપાથી હું કૌરવોને એક ક્ષણમાં નિઃપાત કરીશ. ભીમના બોલ સાંભળીને અર્જુન બોલ્યોઃ 'દેવ અમારા સંરક્ષક કૃપાધાન સાહ્યકારી તમે જ છો ! તમે નિર્વાણીના બંધુ છો. અને ભકતજનોના પ્રતિપાળ તમે જ છો ! આ માટે અમારા પર કોઈ પણ પ્રકારનો દોષ ન આવતાં અમારું હીત કરે ! એવી તમારા ચરણે અમારી વિનંતી છે' 'શ્રી કૃષ્ણ બોલ્યાઃ 'તમારી ઉપર કોઈપણ રીતે દોષ આવશે નહીં માટે જ હું સંધી દાવ માટે ગયો હતો પરંતુ કૌરવ રાજમદથી અંધ હોવાથી તેમને મારું બોલવું ગમ્યું નહીં. હવે તમારા પર કોઈપણ પ્રકારનો દોષ અને બોલ રહ્યો નથી. તમે કુરૂક્ષેત્રે ચાલો ત્યાં યુધ્ધ માટેની ઉત્તમ જગ્યા છે તે આપણે પહેલાં જોઈએ.'



શ્રી કૃષ્ણના કહેવાથી અને વેદવ્યાસે કાઢી આપેલ શુભ મુહુર્ત જોઈ ત્યાંથી નીકળી કુરૂક્ષેત્રમાં આવ્યા. ઉત્તમ સ્થળ શોધીને તેમણે ત્યાં તળ સ્થાપ્યો અને વિજયસ્તંભ રોપીને મોટો ઉત્સવ કર્યો. પાંડવોને કુરૂક્ષેત્ર પાસે ગયેલા જોઈને દુર્યોધન વગેરે તેમની પાછળ પાછળ કુરૂક્ષેત્ર આવ્યા. પાંડવોએ ઉત્તમ જગ્યા સાધેલી જોઈને દુર્યોધન મનમાં બી ગયો અને ભીષ્મ પાસે આવીને મ્લાન વદનથી તેણે તેમનો વિચાર કહ્યો ત્યારે ભીષ્મે કહ્યું, બીક રાખીશ નહીં. દસ દિવસમાં હું પાંડવોને

નિઃપાત કરીશ અને રણાંગણમાં દેહ મુકીશ. મારા પડયા પછી દ્રૌણાચાર્ય પાંચ દિવસ તમારું રક્ષણ કરશે અને પાંડવોનો નિશ્ચયથી નાશ કરશે. તેમના હાથે પાંડવો બચશે તો કર્ણ એમના બે દિવસમાં નાશ કરશે અને તમારું રક્ષણ કરશે. તેમના હાથે પાંડવો ન જ મરે તો શલ્ય એક દિવસમાં એમનો નાશ કરશે. એના હાથે પણ પાંડવો બચી જશે તો પછી તમે બલરામને બોલાવજો એટલે એ અમારી પાછળ પાંડવોનો નાશ કરીને તમારું રક્ષણ કરશે.' ભીષ્મના આ બોલ બધાને પસંદ પડીને બધાએ એમનો જયજયકાર કર્યો.

અહીં પાંડવો પાસે ધર્માદિક શ્રીકૃષ્ણ સાથે વર્તમાન પરિસ્થિતિનો વિચાર કરતા હતા. ત્યારે ભીમ બોલ્યો, મારો બભ્રુ નામનો એક બલવાન પુત્ર પાતાળમાં છે. તેને યુધ્ધ માટે બોલાવું ?' શ્રી કૃષ્ણએ સંમતિ આપી. તરત જ ભીમે બધો વૃત્તાંત જણાવી બભ્રુને બોલાવ્યો. તેણે શ્રીકૃષ્ણને અને બધાને વંદન કર્યા. શ્રીકૃષ્ણએ એનાં ત્રણ બાણ જોઈને પુછયું, અરે તારી પાસે તો ત્રણ જ બાણ દેખાય છે. તું યુધ્ધ કેમ કરીશ. બભ્રુ બોલ્યો, દેવ, લોક તો કેટલાંય છે. હું આ ત્રણ બાણોથી પૃથ્વી પરના શું પણ ત્રૈલોકયના લોકોનો નાશ કરીશ.' એમ એનું બોલવું સાંભળીને શ્રીકૃષ્ણને પણ આશ્ચર્ય થયું. તેમણે કહ્યું, આ તારા બોલવાની કંઈક પ્રચિતી બતાયા વગર અમને કંઈ ખબર પડશે નહી.' એ સાંભળીને બભ્રુએ એક બાણ લઈને એ સિંદુરથી ભર્યુ અને આકાશમાં જઈને ત્યાંથી નીચે ફેંકયું અને શ્રીકૃષ્ણ પાસે આવીને બોલ્યો, જેના શરીરમાં જે ભાગ પર પ્રહાર થતાં મૃત્યુ થશે એના એ ભાગ પર સિંદુર લગાડયું હશે એ જુઓ. શ્રીકૃષ્ણએ પોતાના પગનું તળ જોયું એને સિંદુર લાગવાનું સમજાઈ આવ્યું. ત્યારે શ્રીકૃષ્ણને ચિંતા થઈ એ બોલ્યા, 'ન જાણે આ સૈન્યમાં રહેશે અને તેણે કોઈ ચમત્કાર કરીને આપણા સૈન્યનો ઉત્સાહ ભંગ કર્યો તો સર્વત્ર અનર્થ થશે. એ કરતાં આ આપણા સૈન્યમાં ન હોય એ સારું.' આમ વિચાર કરીને શ્રીકૃષ્ણએ એને કહ્યું, બભ્રુ તું કોને સહાય કરીશ ?' બભ્રુ બોલ્યોઃ 'જે દુર્બળ હશે અથવા એમનો પક્ષ ખતમ થયો હશે એને હું સહાય કરીશ. બભ્રુની વાણી સાંભળીને શ્રીકૃષ્ણ મનમાં બોલ્યા. આ મત પણ આપણને અનુકુળ નથી. આ યુધ્ધમાં કૌરવ હારશે અને તેમને આ મદદ કરશે તેનું પરિણામ સારું થશે નહીં. એ કરતાં કોઈ પણ ઉપાયે આનો નાશ જ કરવો જોઈએ. અને બભ્રુનું મૃત્યુ કોના હાથે થશે એનો વિચાર કરીને જોયું ત્યારે ભીમના હાથે એનું મૃત્યુ છે એમ કૃષ્ણએ જાણાયું. રાત્રીના સમયે ભીમ પાસે આવી શ્રીકૃષ્ણને કહ્યું કે, રાત અંધારી છે કૌરવો મહાકપટી છે ત્યારે તેઓ રાત્રે આવીને આપણો રણસ્તંભ ન લઈ જાય અથવા બદલી ન નાંખે એ માટે તું એ સ્તંભ પાસે રાત ભર બેસીને એમનું રક્ષણ કર અને જો કોઈ આવે તો તેમનો નાશ કર.' ભીમ પોતાની ગદા લઈને ત્યાં જઈને બેઠો. અહીં શ્રીકૃષ્ણએ બભ્રુને બોલાવીને કહ્યુંઃ 'કાલે સુર્યોદયથી યુધ્ધની શરૂઆત થશે એ વખતે રણસ્તંભની પૂજા સ્વસ્થ પણે થઈ શકશે નહીં એ માટે પૂજા સાહિત્ય લઈને તું વહેલી સવારે રણસ્તંભ પાસે જા અને એની પૂજા કરીને આવ.' શ્રી કૃષ્ણની આજ્ઞાથી બભ્રુ ત્યાં ગયો. એટલામાં ભીમને રણસ્તંભ પાસે કોઈને આવવાની શંકા થઈ. એ સાથે તેણે ગદાઘાતથી સ્તંભ પાસેના વ્યકિતને ઘાયલ કર્યો. એ કોણ છે એ ભીમને અંધારામાં દેખાયું નહીં. ભીમના ગદાનો પ્રહાર મસ્તક પર થયો હોવાથી બભ્રુ વિહવળ થઈને જમીન પર પડયો. એના વિહવળના શબ્દો પરથી ભીમને આ બભ્રુ હોવાનું જાણાયું. ગભરાઈને એની પાસે દોડતો જઈને અને એ ઘટક અર્ધ ઘટકમાં મરશે એમ જોઈને ભીમ જોરથી આક્રંદ કરવા લાગ્યો. આ વર્તમાન ધર્મરાજાને જણાતાં એ બધા ત્યાં દોડતા ગયા. બધા જાણ આક્રંદ અને શોક કરવા લાગ્યા. એ જોઈને શ્રીકૃષ્ણ એમને શાંત કરીને બોલ્યા. બભ્રુના પ્રારબ્ધમાં જેમ હતું એમ થયું છે. હવે એ માટે શોક કરીને શું કરશો? હવે આગળ દ્રષ્ટિ કરો. તમે શોક કરીને બેઠા છો એ કૌરવોને જણાતાં તેઓ તમારી ઉપર હસશે. એના કરતાં પોતાની છાવણીમાં ચાલો. અહીં બભ્રુ ગદાઘાતથી એકદમ વિહવળ થયો હતો. તેવી અવસ્થામાં તેણે શ્રીકૃષ્ણને કહ્યું,

'દેવ આ યુધ્ધમાં કોની જય અપજય થાય છે એ જોવાની મારી ઈચ્છા થઈ છે. આ માટે કૃપા કરીને આ યુધ્ધ મને અવલોકન કરતાં આવડે એવું કરો એટલે મારી ઈચ્છા પૂર્ણ થશે અને હું આનંદથી પ્રાણ છોડીશ.' બભ્રુની ઈચ્છા સાંભળીને શ્રીકૃષ્ણને દયા આવી તેણે તેને સંતોષથી યુધ્ધ સમાપ્તિ સુધી ક્ષુધાતૃષાથી બાધા ન થતાં જાગીશ એવો આશીર્વાદ આપ્યો. પછી એક ઝાડ પર જગ્યા કરીને તેને ત્યાં બેસાડયો. ત્યાંથી જ એ યુધ્ધ પ્રસંગ જોવા લાગ્યો.



**ધર્મ કહે સ્વામી રથે બેસો યુધ્ધ કરવા કાજ, તો આ યુધ્ધમાંહે અમારી રહેશે લાજ. ॥૫૬૯॥**
**ગોર દેવવ્યાસે શાસ્ત્ર વાંચ્યા જેહ, ત્યાં તો સામવેદ બોલ્યા તતખેવ. ॥૫૭૦॥**
**સ્વામી તે આઠ દૈત્ય મારી દેવોના સાર્યા કાજ, આજ ઝાલી પરોણો રથે બેસો મહારાજ. ॥૫૭૧॥**
**ભાઈ હું હવે ઘરડો થયો ન લગાડશો મોહ, આઠ દૈત્ય માર્યો ત્યારે હતો જુવાન દેહ. ॥૫૭૨॥**
**જયારે પોતી અવધને વળીયા છે ભૂપ,ત્યારેવિકરાળ થયું છે ભીમનું સ્વરૂપ. ॥૫૭૩॥**
**તમે ભાઈ ધર્મને પુછોને વાત, રાખો સદ્‌બુધ્ધિ ક્ષમા કરોને ભ્રાત. ॥૫૭૪॥**
**આજ અવસર નથી સુરા ભીમ પ્રમાણ, ત્યાં ઓચરે ભીમ અવસર કેમ ચુકીએ જાણ. ॥૫૭૫॥**
**તમે દુર્યોધનને સંભાળાવો આજ, અમે મુરત કીધું છે બેસવાને રાજ. ॥૫૭૬॥**
**ત્યાં દુર્યોધનને થઈ છે જાણ, ત્યારે મનમાં ઉઠી જાળને ભાંગ્યાં ધરણ. ॥૫૭૭॥**
**ત્યાં પરાક્રમ કરી બોલ્યા દુર્યોધનરાય, અમે ઉભાને તમથી રાજ કેમ થાય. ॥૫૭૮॥**
**એ તો બોલે ભીમ ભલે એકલો આજ, અમે સો બંધવ જીવતા કેમ આપીયે રાજ. ॥૫૭૯॥**

બીજા દિવસે સૂર્યોદયે બંને સૈન્ય રણાંગણ પર આવ્યાં એ વખતે જયાં ત્યાં શંખ દુદંભી વગેરે રણવાદ્યોનો ધ્વની શરૂ થયો અને વીર સૈનિકો ઉત્સાહજનક થઈને સેનાપતિની આજ્ઞાની રાહ જોવા લાગ્યા. કૌરવ સૈન્યમાં ભીષ્મ સૌથી આગળ હતા. એની પાછળ શકુનિ, સૌબળ, વિંદ, કૈકેય, શલ્ય, બૃહધ્ધ વગેરે મોટા મોટા રાજા પોત પોતાનાં સૈન્ય સાથે ઉભા હતા. મધ્યભાગે દુર્યોધન છત્રચામર મંડિત ગજ પર બેઠો હતો. ભીષ્મે સર્વ વીરોને ઉદ્દેશીને સમયોચિત ભાષણ કરીને ક્ષાત્રધર્મની જાણ કરાવી. પછી ભીષ્મે પોતાના સૈન્યમાં મનુષ્યના શરીર પ્રમાણે માનુષવ્યુહ રચ્યો. એ અપરંપાર કૌરવોનો સર્વ સૈન્યરૂપ સમુદ્ર જોઈને ધર્મ, અર્જુન, ભીમ પોતાના સૈન્યની કઈ રીતે રચના કરવી એનો વિચાર કરવા લાગ્યા. છેલ્લે ભીમે સુચવેલો સિંહવ્યુહ રચાયો. પાંડ સૈન્યના બધા રથમાં અર્જુનનો રથ અધિક શોભતો હતો. એ રથ પર ધ્વજસ્તંભ પર હનુમાન બેઠા હતા. અને સારથી પ્રત્યક્ષ શ્રી કૃષ્ણ ભગવાન હતા. પાંડવોમાં ભીમ મુખ્ય હતા ને કૌરવોમાં ભીષ્મ મુખ્ય હતા. એ બધા જોડે જોતાં જાણે દેવ દૈત્ય જ પ્રગટ થયા છે એમ લાગતું. કૌરવોનો એ વ્યુહ અને ભીષ્મ એમના મુખ્ય છે. એમ જોઈને ધર્મે અર્જુનને કહ્યું, 'અર્જુન કૌરવોની એકંદર તૈયારી જોઈને આપણો વિજય થશે એ વિષયે શંકા થાય છે.' ધર્મની વાણી સાંભળીને અર્જુન બોલ્યોઃ 'મહારાજ કૌરવોનું સૈન્ય અધિક છે અથવા એમાં રથી મહારથી વીર પુષ્કળ છે તો પણ હું પ્રતિજ્ઞાથી કહું છું કે આપણા વીરોની યોગ્યતા એના કરતાં પણ અધિક છે. અને એમની સહાયથી આપણો જ જય થશે એ નિશ્ચિત છે. બંને સૈન્યની તૈયારી થયા પછી શ્રીકૃષ્ણએ અર્જુનને કહ્યું, ' અર્જુન, પેલી બાજુ સૈન્યના રથમાં બેઠેલા, હજારો રાજા જેમનું રક્ષણ કરે છે એવા એ ભીષ્મ જોયા ? એ જો [illegible] જેમ સિંહ એકધારૂ જુએ છે, એ જ પ્રમાણે એ આપણી સામે ક્રુધ્ધ દ્રષ્ટિથી જુએ છે. આ બધા રાજાઓને મારીને ભીષ્મને મારવા જોઈએ તો જ આપણને વિજય મળશે.



અર્જુને પોતાનું ધનુષ્ય સજજ કર્યુ અને શ્રીકૃષ્ણને કહ્યું, 'શ્રીકૃષ્ણ, આપણો રથ બંને સૈન્યના વચ્ચે લઈ ચાલો

એટલે યુધ્ધમાં કયા કયા રાજા આવ્યા છે એ હું જોઉં.' બંને સૈન્યના વચ્ચે શ્રીકૃષ્ણએ રથ લઇ જઇને ઉભો કરતાં જ અર્જુને પોતાના દાદા, કાકા, મામા, સસરા, મિત્ર, ગુરૂ વગેરે આપ્તજન સામે યુધ્ધ માટે ઉભા રહેલા દેખાયા. પોતાના પ્રાણની ચિંતા ન કરતાં યુધ્ધમાં ઉભા રહેલા એમને જોઇને અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું, 'દેવ આ બધા આપ્તજનોને યુધ્ધ માટે તૈયાર થયેલા જોઇને મારા શરીરમાં કંપારી આવવા લાગી છે. મુખ ચિંતાગ્રસ્ત થયુ છે. આંખો સામે અંધારા આવે છે અને હાથમાં ધનુષ્ય પકડવાની શકિત રહેતી નથી. આ આચાર્યદિક સર્વ આપ્ત લોક આપણો નાશ કરવા માટે તૈયાર થયાં છે પણ એમને મારવા મને યોગ્ય લાગતું નથી. ત્રૈલોકયના રાજ્ય આપવા જો કોઈ કબુલ કરશે તો પણ હું આ કૃત્ય કરીશ નહીં. આમને મારીને અમને શું આનંદ મળશે. ઉલટાનું પોતાના મસ્તક ઉપર પાપના ડુંગર થશે. આ કૌરવ લોભથી કુળક્ષય માટે પ્રવૃત્ત થયા છે કારણ એમની સદસદ્વિવેક બુધ્ધિ નષ્ટ થઇ છે પરંતુ અમે સમજીને આ પાપમાં પ્રવૃત્ત થઇશું નહીં.' અમે બોલીને અર્જુને ધનુષ્યબાણ નાંખી દીધાં અને રથના નીચે બાજુ બેસીને શોક કરવા લાગ્યો.

ત્યારે શ્રીકૃષ્ણએ અર્જુનના આ બીકપણાની આલોચના કરીને ખુબ સમજાવ્યો. કૃષ્ણ બોલ્યા: 'આ જગતના કર્તા હર્તા અને પાલન કર્તા હું જ છું. નિમિત્ત માટે માત્ર તું છે. તને નિમિત્ત કરીને આ બધું કાર્ય મારે જ કરવાનું છે. હે અર્જુન ! તારામાં દેહ અને આત્મા એમ બે પ્રકાર છે. એ પૈકી આત્મા સર્વવયાપી, આદિઅંતરહિત, ચિદ્રુપ એમ છે અને તે જ તું છે. દેહ એ તું નથી. આત્મા જન્મ લેતો નથી. અને માટે તે કદી મરતો નથી. એ અજ, નિત્ય, અપક્ષયરહિત, વૃધ્ધિરહિત છે. શરીરનો જો નાશ કરો તો આત્મા મરતો નથી. સિધ્ધિ અને અસિધ્ધિના બદલે યોગસ્થ લઇને અને આસકિત છોડીને સર્વ ક્રિયા કર. તું પોતાના બધા કાર્ય બ્રહ્માર્પણ કર એટલે તું બ્રહ્મ થઇશ. તું સર્વ સંકલ્પનો ત્યાગ કર અને કર્મફળ ત્યાગરૂપ સંન્યાસથી પોતાનું ચિત્ત નિરામય કરીને મુકત થા. તું પોતાના સર્વ અર્થ ઇશ્વરને અર્પણ કરીને ઇશ્વરાત્મા થા. સર્વ પ્રકારના સંકલ્પ, વિષયોના વિચાર શાંત થયા પછી કોઇ પણ પદાર્થના અસ્તિત્વની કલ્પના સંપન્ન થયા પછી જે અનુભવાય છે એ 'બ્રહ્મ' છે. એ બ્રહ્માની પ્રાપ્તિ કરી લેવા માટે ચિત્તવૃત્તિ બ્રહ્માકાર કરવાનો જે ઉપાય એને 'જ્ઞાન' એમ કહે છે. બ્રહ્માકારવૃત્તિ થવામાં અનુકુળ એવી જો એકાકાર ચિત્તવૃત્તિની ધારા એને 'યોગ' એમ કહે છે. સર્વ જગત અને હું બ્રહ્મ છું એમ સમજીને જગત્ અને અહં એનો બાધ કરવો એ બ્રહ્માર્પણ છે. સર્વ દ્વૈતજાત કેવળ ઇશ્વરમાત્ર છે એમ દ્રઢ ભાવનાથી દ્વૈતનો અનુભવ ન થવો એ ઇશ્વરાર્પણ છે. કરેલા કર્મના ફળો ત્યાગ, ફળને બદલે આસ્થા ન રાખવી એ જ સંન્યાસ છે. સર્વ વિષયોનો સંકલ્પ વિચાર છોડી દેવો અને જ અનાશકિત કહે છે. હે અર્જુન ! તું પોતાનું મન મારામાં લગાવ. તું મારી જ ભકિત કર. મારું જ પૂજન કર અને મને જ નમસ્કાર કર. આ રીતે તું મત્પરાયણ થઇને પોતાનું સ્વકર્મ કરે એ અત્યંત શ્રેયસ્કર છે. એ તારો ધર્મ, રાજ્ય, યશ, સ્વર્ગ વગેરે બધાનો અભ્યુદયાલ અને તારા ચિત્તશુધ્ધિ દ્વારા આત્માસુખને પણ કારણ થઇશ. માટે આ સ્વધર્મરૂપ યુધ્ધ કરીને તેમાં વિજયી થા. હે અર્જુન, સામાન્ય અને પરમ એવા મારાં બે રૂપ છે. હસ્તપાદાદિ અવયવોથી યુકત, શંખ, ચક્ર, ગદા, પદ્મધારી એમ રૂપ મારા સામાન્ય છે. આદિ અંતરહિન એક અનામય એમજે મારા બીજા રૂપ છે એ પરમરૂપ છે. તેમાં બ્રહ્મ, આત્મા વગેરે શબ્દોથી બોધે છે. અર્જુન જ્યાં સુધી તને જ્ઞાન થયેલ નથી ત્યાં સુધી તું ચુતુર્ભુજાકાર સામાન્ય રૂપનું પૂજન કરતો જા. એ પૂજા કરતી વખતે તને જ્ઞાન ઉત્પન્ન થાય એટલે તું મારો પરમશ્રેષ્ઠ અનાદિ અનંત રૂપ ઓળખીશ. પછી તને આગળ જન્મ મરણની પીડા થશે નહી. જેમને અહંકાર નથી, અજ્ઞાન નથી, આસકિત નથી, જે નિત્ય આત્મામાં નિશ્ચળ છે, જે સુખદુ:ખના દ્વાન્દાથી મુકત થયા છે, એવા જ્ઞાની પુરૂષ એ અભયપદમાં છે. જે પુરૂષના સર્વ ઉપાય, ઇચ્છા અને સંકલ્પ એમને રહિત હોય છે. જેમના કાર્ય જ્ઞાનગ્રીથી દગ્ધ થયા છે. તેને જ્ઞાની લોકો પંડિત એમ કહે છે.

અર્જુન, તું સુખદુઃખાદિ દ્વંદ્વરહિત હોઈને આત્મ સ્વરૂપી નિત્ય રહે. યોગક્ષેમની પરવા ન કરતાં નિરંતર તું ધૈર્યવાન થઈને રહે અને જે પ્રાપ્ત થશે એનો સ્વીકાર કરીને પૃથ્વીનું રાજ્ય કર. વિંધ્યાદ્રી પર્વતના ટુકડા ટુકડા થાય અથવા પ્રલયકાળનો પવન ફુંકાય, બુધ્ધિમાન પુરૂષે ગુરૂ અને શાસ્ત્ર એમને કહ્યા પ્રમાણે માર્ગ છોડી દેવા નહીં. પોતાના અજ્ઞાનપણાને કારણે વાસના ઉત્પન્ન થાય પણ એ જ વાસના આત્મજ્ઞાનના અભ્યાસથી વિલયમાં જાય છે. સાંપ્રત યુધ્ધ કરીને અધર્મને ઉચ્છેદવા ઉદ્યુકત થા એ તારું કર્તવ્ય છે.' આ પ્રકારે દિવ્યજ્ઞાનોપદેશ કરીને ભગવાને અર્જુનને યુધ્ધ કરવા માટે તૈયાર કર્યો. આ પ્રમાણે શ્રીકૃષ્ણએ ગીતોપદેશ કરીને કર્મયોગથી એટલે યુધ્ધની શરૂઆત કરી.

એટલામાં ધર્મરાજાએ પોતાના માથાનો મુગટ ઉતારીને અને શસ્ત્ર રથમાં મુકી પોતે રથના નીચે ઉતર્યા અને પગે ચાલતા જઈને કૌરવોના દળમાં ગયા. એ જોઈને બાકીના પાંડવો એ પણ ધર્મનું અનુકરણ કરીને એની સાથે ચાલવા લાગ્યા. ભગવાન શ્રીકૃષ્ણ સિવાય બંને દળના લોક આશ્ચર્યચકિત થયા. દુર્યોધન, શકુનિ વગેરે તો પાંડવાનો ઉપહાસ કરવા લાગ્યા અને અંદર અંદર બોલવા લાગ્યા, 'આપણું સામાર્થ્ય અને સૈન્યબળ જોઈને પાંડવો આપણા શરણમાં આવે છે.' થોડીવારમાં ધર્મરાજા ભાઈઓ સાથે ભીષ્મ દ્રૌણ પાસે જઈને પહોંચ્યા અને બંને હાથ જોડીને નમસ્કાર કર્યા અને બોલ્યાઃ 'પિતામહ, દૈવદ્રુવિલાસથી આપણા જેવા અને ગુરૂદ્રૌણ, કૃપાચાર્ય વગેરે પૂજનીય મહાત્માઓની સેવા કરવાના બદલે તમારી સામે યુધ્ધ કરવાનો પ્રસંગ આવ્યો, એ બદલે અમને ક્ષમા કરો અને આ બાળકોને આશીર્વાદ આપો.' ધર્મરાજના એ ઉદગાર સાંભળીને બધા સુજનોના આંખોમાં પાણી આવ્યાં. અશ્રુનયનોથી ભીષ્મ, દ્રૌણ, કૃપાચાર્યએ પાંડવોને યશસ્વી થશો એવો આશીર્વાદ આપ્યો. પાંડવો પાછા પોતાના દળમાં આવીને ભગવાનને મનોમન નમન અને પ્રાર્થના કરીને પોતાના રથ પર આવ્યા અને પછી રણશિંગુ ફુંકીને યુધ્ધની શરૂઆત થઈ.

**ત્યાં પાંચ પાંડવ ને કૌરવ અક્ષૌણી અઢાર, ત્યાં શુરા હસ્તિને તેજી ઘોડા તોખાર. ॥૫૮૦॥**
**મરડી મુછને ત્યાં દીધી ફાળ, ભાઈ રચીયે યુધ્ધને તેડીયે ભુપાલ. ॥૫૮૧॥**
**ત્યાં ભીમ ફેરવે ગદા ધમ ધમકાર, ત્યારે નવતેરો યુધ્ધ થાયે અપાર. ॥૫૮૨॥**
**રાવ રાણા ત્યાં ઉભા છે સોય, પણ ભીમ સામુ કોઈથી નવ જોવાય. ॥૫૮૩॥**
**ભીમ ફેરવે ગદાને ઉડે રૂધીરની ઝેણ, સતી દ્રૌપદી મેલે મોકલી વેણ. ॥૫૮૪॥**
**ત્યારે સામા સામા દલ અથડાયા જાયે, ત્યાં ભીમસેન દુઃશાસન આવ્યા દોયે. ॥૫૮૫॥**
**તે ભીમે દસ સહસ્ર હસ્તી ઉછાળ્યા જોય, ભાઈ તે તો હજી ગગનમા હોય. ॥૫૮૬॥**
**દેવ આજ્ઞાથી અર્જુને બાણ છોડયા જયાંય, ત્યાં એક બાણના દસ લક્ષજ થાય. ॥૫૮૭॥**
**અઢાર અક્ષૌણી દળ ઉડયાં જેહ, ત્યારે દુર્યોધન ત્યાંથી નાઠો તેહ. ॥૫૮૮॥**
**ત્યાં ભીમે દુઃશાસન માર્યો જેહ, અને પાંડવ યુધ્ધમાં જીત્યા છે તેહ. ॥૫૮૯॥**
**એ દુઃશાસન પોતે ચીર સતીના ખેંચ્યા હાથ, ભાઈ એવા ઝગડા જીતાડયા શ્રીહરિનાથ. ॥૫૯૦॥**
**તે દુર્યોધન સરોવરમાં જાઈ પેઠો આજ, ત્યાં ભીમ કહે ભાઈ તે શું કીધું કાજ. ॥૫૯૧॥**
**સો ભાઈને અઢાર અક્ષૌણી દળ મટાવ્યા આજ,ભાઈ તોય તુને નવ આવી લાજ. ॥૫૯૨॥**
**હવે બાહેર નીકળુ ભીમ દીસે છે એક, મારૂ વેર વળે જો ભીમને મારૂ છેક. ॥૫૯૩॥**
**ભીમે ભુદર તોડયા ને પાટુ દીધી જયાંય, દેવે બુધ્ધરૂપે બળ મુકયાને મોત ઓળખ્યું ત્યાંય. ॥૫૯૪॥**
**દેવે ક્ષુધા મુકીને આંબો ઉપજાવ્યો જયાંય, સો ભાઈના મડદા ખડકીને ફળ ખાવા ધાય. ॥૫૯૫॥**

**યુગ દ્વાપર પુરો થયો છે નિરવાણ, ત્યાં પાંડવની શાખ પુરી થઈ જાણ. ॥૫૯૫॥**

**કુરૂક્ષેત્રમાં પુરો થયો છે સંગ્રામ, અને હુવો યુધ્ધ તે તો તેણે ઠામ. ॥૫૯૬॥**
**અનેક રાક્ષસને દૈત્ય મુવા તતખેવ, દ્વાપર યુગ પુરો થયો હો દેવ. ॥૫૯૭॥**
**ભાઈ સેના સઘળી કીધી છે પરાજય, હરાવી કૌરવોને પાંડવે લીધા રાજ. ॥૫૯૮॥**

મહાભયંકર એવું યુધ્ધ શરૂ થયું. પુષ્કળ સૈનિકોનો સંહાર થયો. અભિમન્યુનું યુધ્ધ કૌશલ્ય જોઈને બંને બાજુના વીરોએ તેને ધન્યવાદ આપ્યા. પ્રથમ દિવસે ભીષ્મ અને વિરાટ પુત્ર શ્વેત વચ્ચે મહાયુધ્ધ થયું તેમાં ભીષ્મએ શ્વેતને માર્યો. એ માટે કૌરવોને આનંદ થયો. એ પછી સંધ્યાકાળે લડાઈ બંધ થઈ. બીજા દિવસે પણ ભીષ્મે પાંડવોના સૈન્યનો ઘણો સંહાર કર્યો.ભીષ્મ અર્જુનની લડાઈ થઈ. ભીમે કલિંગ દેશના કેતુમંત રાજા અને એના પુત્રો વગેરેનું ખુબ સૈન્ય ઠાર માર્યુ. એ દિવસે પાંડવોની જીત થઈને યુધ્ધ થોભ્યું. ત્રીજા દિવસે અર્જુને કૌરવોના સૈન્યનો ઘણો જ ઘાત કર્યો. ત્યારે ભીષ્મે કૃષ્ણને કહ્યું કે, 'હાથમાં શસ્ત્ર લઈશ નહીં એવી તે પ્રતિજ્ઞા કરી હતી એ હું ખોટી કરીશ.' એમ કહીને તેણે એટલું મોટું યુધ્ધ કર્યુ કે પાંડવ સૈન્યમાં લોહીની નદીઓ વહેવા લાગી. ભીષ્મ અર્જુનને બાણોથી જર્જરીત કર્યો. એ કારણે અર્જુન મુર્છિત થઈને ભૂમી પર પડયો. એ જોઈને કૃષ્ણ રથમાંથી નીચે ઉતર્યા અને હાથમાં ચક્ર લઈને ભીષ્મ પર દોડી ગયા. ત્યારે ભીષ્મ બોલ્યાઃ 'દેવ હાથમાં શસ્ત્ર લઈશ નહીં એવી તમારી પ્રતિજ્ઞા આ વખતે ખોટી થઈ. હવે મારો વધ કરીને મને મોક્ષ મેળવી આપો. એટલામાં અર્જુન ત્યાં આવ્યો અને તે કૃષ્ણને રથ પર લઈ ગયો. તે બોલ્યો, 'દેવ હું મારા હાથે કૌરવોનો નાશ કરીશ.' એ પછી અર્જુન, ભીષ્મ, સાત્યકી, અભિમન્યુ, ઘટોત્કચ, ધૃષ્ટધૃમ્ન, એમણે કૌરવોના પુષ્કળ સૈન્યનો સંહાર કર્યો. છઠ્ઠા દિવસે અર્જુન ભીષ્મ એમનું ભયંકર યુધ્ધ થયું. યુધ્ધમાં સાત્યકીના દસે પુત્રો મરી ગયા. એ જોઈને ભીમ કૌરવસેનામાં ગયો અને તેમના સૈન્યને સંહાર કરવા લાગ્યો. એ જ વખતે અર્જુનના રથ પરના મારૂતીનું રૂપ ભયંકર દેખાવા લાગ્યું એ જોઈને કૌરવ સૈન્ય ગભરાઈ ગયું. અર્જુન, કૌરવ સૈનિકો પુષ્કળ સૈન્ય મારવા લાગ્યો. પછી અશ્વત્થામા અર્જુન સાથે યુધ્ધ કરવા લાગ્યો. પણ એ અર્જુનનો સામનો કરી શકયો નહીં. દુર્યોધન સૈન્ય લઈને પાંડવ સૈન્ય પર ચડી આવ્યો. એ જ સમયે એના પર દ્રૌપદીના પાંચેય પુત્રોએ ઘેરી લીધો. પોતાના સૈન્યનો સંહાર જોઈને દુર્યોધન ભાગવા લાગ્યો. સુર્ય આથમવાથી યુધ્ધ રોકાયું.

સાતમા દિવસે ભીમે દુર્યોધનને કહ્યું, 'અમે નપુંસક સ્ત્રીઓ છીએ કે વીર છીએ એ તને બતાવી છીએ એમ કહીને ભીમે એના રથના ઘોડા અને સારથી એમને ઠાર કર્યા અને દુર્યોધનને બેભાન કર્યો. આઠમા દિવસે યુધ્ધના શરૂઆતમાં ભીમે સુભાનું નામના રાજા અને પુષ્કળ વીરોનો સંહાર કર્યો. આટલા દિવસ યુધ્ધ થઈને યશ પ્રાપ્તિ ન થવાથી દુર્યોધન ખિન્ન મને ભીષ્મ પાસે જઈને બોલ્યો, 'આજ સુધી આપણે એક પણ પાંડવને માર્યો નહીં. તમે પાંડવોના પક્ષપાતી છો. કર્ણ પાસેથી આવું થયું ન હોત.' એ સાંભળીને ભીષ્મને ગુસ્સો આવ્યો. એ બોલ્યા તને કાલે જ યુધ્ધ ચમત્કાર બતાવીશ. તેણે તે પ્રમાણે બીજા દિવસે ઘનઘોર યુધ્ધ કર્યુ. ભીષ્મ કોઈનાથી હારતા નહોતા. છેલ્લે સૂર્યાસ્ત થવાથી બધા પોત પોતાના તંબુમાં ગયા. દસમા દિવસે શિખંડીને આગળ કરીને અર્જુને ભીષ્મને રથમાંથી નીચે પાડયા. ભીષ્મે દક્ષિણાયન હોવાથી પ્રાણ છોડયા નહીં. ઉત્તરાયણ આવતાં પછી તેમને દેહ ત્યાગ કર્યો.



અગિયારમા દિવસે દ્રૌણાચાર્ય કૌરવોના સેનાપતિ થયા. અર્જુને ઘનઘોર યુધ્ધ કરીને ભગદત્તનો સંહાર કર્યો. એ જ પ્રમાણે તેણે વૃહકેતુ અને અચળ એ બંને ભાઈઓને ઠાર માર્યા. પછી સૂર્યાસ્ત થઈને યુધ્ધ બંધ થયું. બારમા દિવસે દ્રૌણે ચક્રવ્યુહ રચ્યો અને પાંડવોએ સુવાર્ણવ્યુહ રચીને યુધ્ધ ચાલુ કર્યું. અભિમન્યુ ધર્મની આજ્ઞા લઈને આગળ ગયો. તેણે

દ્રોણાચાર્ય અને ઇતર વીરોને ખુબ ત્રસ્ત કરી મુકયા. પછી અભિમન્યુ યુધ્ધ કરતાં એ વ્યુહમાં આવ્યો. ત્યાં તેણે ઘણા વીરોને રક્તસ્નાન કરાવી ઠાર માર્યા. એ જોઈને બધાને થયું કે આ જાણે કંઈક અર્જુન જ છે. અભિમન્યુ યુધ્ધ કરતાં કરતાં બેભાન થયો. તેટલામાં દુઃશાસને એના માથા પર ગદા મારી. અભિમન્યુ મરણ પામ્યો અને એ સ્થિતિમાં જયદ્રથે તેને લાત મારી. એ કારણે બધે 'આ યુધ્ધ નથી' એમ ગર્જના થવા લાગી. કૌરવોએ અધર્મથી યુધ્ધ કર્યુ. અને અભિમન્યુને અન્યાયથી માર્યો એ પાંડવોને જણાયું. આ અર્જુનને ખબર પડતાં જ તેણે પ્રતિજ્ઞા કરી 'કાલે સુર્યાસ્ત પહેલાં હું જયદ્રથને મારીશ અને એ પ્રમાણે ન થાય તો હું અગ્નિમાં બળીને મરીશ.' દૂત પાસેથી આ વાત કૌરવોને જણાઇ ત્યારે કર્ણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, વગેરે મહાન યોધ્ધા જયદ્રથની મદદે જશે એમ દુર્યોધને કહ્યું. બીજા દિવસે જયદ્રથ અર્જુનના સામે આવ્યો નહીં. માત્ર સુર્યાસ્ત થવામાં થોડો સમય હતો એ ખબર પડતાં જ કૃષ્ણએ પોતાનું સુદર્શન ચક્ર સૂર્યને આડે મુકયું. એ કારણે સુર્યાસ્ત થયો એમ બધાને લાગ્યું. અર્જુનની દ્રષ્ટિ એક સરખી જયદ્રથ પર જ હતી. સુર્યાસ્ત થવાથી જયદ્રથ સામે આવ્યો. એટલામાં કૃષ્ણએ ચક્ર બાજુમાં કર્યુ અને સુર્ય દેખાવા લાગ્યો. ત્યારે કૃષ્ણએ અર્જુનને કહ્યું, 'આ જો સુર્યને આ જો જયદ્રથ, આ સાંભળીને અર્જુને એક બાણથી જયદ્રથનું માથું ઉડાડયું. આ શિર જેના હાથમાં પડશે એને તત્કાળ મરણ આવશે એમ ભવિષ્ય કૃષ્ણએ અર્જુનને કહ્યું માટે અર્જુને બીજું બાણ છોડીને એ શિર એના પિતા સિંધુરાજાના હાથમાં પાડયું. એ કારણે એ પણ મૃત્યુ પામ્યો. આ પ્રમાણે અર્જુન આનંદથી પાછો ગયો. પણ કૌરવોના મ્હોં કાળા થયાં. સૂર્ય આથમ્યો તો પણ રાત્રે યુધ્ધ ચાલું જ હતું. દ્રૌણ અને દુર્યોધન આ બંને અંદર અંદર અર્જુન માટે લડતા હતા. એ વખતે ઘટોત્કચનો પુત્ર અંજનપર્વ અનેક સારા વીર મરી ગયા હતા. આ વૃત્ત ઘટોત્કચને જણાતાં એ હજારો રાક્ષસ સાથે આવી કૌરવો સામે યુધ્ધ કરવા લાગ્યો. ત્યારે દુર્યોધનના કહેવાથી કર્ણે ઈંદ્રએ આપેલી શકિત ઘટોત્કચના શરીર પર નાખી. એ શકિત પોતાના શરીર પર આવે છે એ જોઈને પાંડવોનું હિત સાધવા માટે સ્વેચ્છાએ પોતાના શરીર લઈ ઘટોત્કચ મૃત્યુ પામ્યો. દ્રૌણાચાર્ય અને ધર્મરાજા એમનું ખુબ યુધ્ધ થયું. દ્રૌણ ધર્મથી હારતા નહોતાં. છેલ્લે પાંડવોનો સેનાપતિ ધૃષ્ટધુમ્ન એણે કૃષ્ણની મદદથી દ્રૌણનો સંહાર કર્યો. એ વૃત્ત અશ્વત્થામાને જણાતા પાંડવો સાથે યુધ્ધ કરવાની શરૂઆત કરી. પરંતુ અર્જુને એને ભગાડી મુકયો. અશ્વત્થામા ત્યાંથી નીકળ્યો અને ગંગાના કાંઠે તપશ્ચર્યા માટે બેઠો અને વરપ્રભાથી પૃથ્વી નિષ્પાંડવી કરવાનો એણે નિશ્ચય કર્યો. એ જ સમયે વ્યાસે તેને મળીને કહ્યું કે, તું વ્યર્થ શ્રમ લઈશ નહી, કારણ કોઈ પણ દેવ તને એવો વર આપશે નહીં. ઉલટું યુધ્ધ મૂકીને ભાગ્યો એમ દુષણ માત્ર લગાવી લઈશ. જા અને યુધ્ધ કર અને પરાક્રમ કર.' એ સાંભળી અશ્વત્થા ફરી સૈન્યમાં આવ્યો.

દ્રૌણનો નાશ થયો માટે દુર્યોધને કર્ણને સેનાપતિ નિમ્યો. તેને સેનાપતિ નિમવાના પહેલાં તેની પાસેથી દુર્યોધન દાનધર્મ કરાવ્યું. કર્ણ રથમાં બેસીને તૈયાર થયો. બધાનો આદેશ લઈને એ યુધ્ધમાં તૈયાર થયો કર્ણએ પાંડવોના મોટા યોધ્ધા માર્યા પછી ધર્મ સાથે યુધ્ધ કરવા લાગ્યો. કર્ણે ધર્મને પકડીને તેના ગળામાં ધનુષ્ય મારવા જાય છે ત્યાં જ તેને કુંતાની યાદ આવતાં વચન યાદ આવ્યું અને એ પ્રમાણે તેણે ધર્મને છોડી દીધા. અર્જુને કર્ણના પુત્ર વૃષસેનને ઠાર માર્યો. જે જોઈને ભીમને એની પ્રતિજ્ઞા યાદ આવી અને ભીમનું અને દુઃશાસનનું ભયંકર મલ્લ યુધ્ધ થયું. ભીમે એને નીચે પાડયો અને ગર્જના કરતાં બોલ્યો, 'દુર્યોધન, કર્ણ, શકુનિ, સભામાં દ્રૌપદીની ચેષ્ટા કરવામાં જેણે પ્રોત્સાહન આપ્યું એ દુષ્ટ દુઃશાસનનો તમારી સામે વધ કરીને હું પ્રતિજ્ઞા પૂર્ણ કરીશ. એમ કહીને ભીમે ગદાઘાતથી એને છિન્નભિન્ન કર્યો. તેના લોહીથી ભરેલા હાથે તેણે દ્રૌપદીને ચોટલો વાળી પ્રતિજ્ઞા પૂર્ણ કરી.



કર્ણના યુધ્ધથી પાંડવ સૈન્ય જર્જર થઇ ગયું એ જોઈને કૃષ્ણએ અર્જુનનો રથ કર્ણની દિશામાં ફેરવ્યો બંને વીર

સામ સામે આવતાં જ મોટા આવેશથી યુધ્ધ કરવા લાગ્યા. પછી એક બાણ પર ગુપ્ત રૂપે તક્ષક પુત્ર બેઠો હતો એ બાણ કર્ણએ હાથમાં લીધું. એ બાણના તેજથી બધે દિવ્ય પ્રકાશ પડવા લાગ્યો. બધાંની આંખો અંજાઇ ગઇ. એ બાણ કર્ણએ અર્જુનના કંઠ પર છોડયું. એ કારણ અર્જુન મરશે એમ કૃષ્ણને લાગ્યું અને એ કારણે તેણે પોતનો રથ પૃથ્વીમાં લીધો. એ કારણે અર્જુનના કંઠ ચુકીને મુકટ પર ગયું અને મુગટના શતશઃ ટુકડા થયા. પછી કૃષ્ણએ અર્જુનનો રથ કાર્ણના રથ પાસે લાવી ભીડાવ્યો. એ સમયે કર્ણના રથના ચાક જમીનમાં જવા લાગ્યાં. તારા રથના ચાક જમીનમાં જશે એ વખતે તારો અંતઃકાળ છે.' એમ શ્રાપ એક બ્રાહ્મણે કર્ણને આપ્યો હતો. એ શ્રાપ યાદ કરી પોતાનું આયુષ્ય ખતમ થયું એમ કર્ણને લાગ્યું. ફરશુરામના શ્રાપ સિવાય એને કોઇ અસ્ત્ર-મંત્ર યાદ આવતા નહોતા. એ રથના ચાક ઉપર કાઢવા માટે નીચે ઉતર્યો. એ જ વખતે અર્જુને શિવદત્ત બાણ કાઢીને કર્ણનું શિર ઉડાડયું. કર્ણવધ પછી અર્જુન અને કૃષ્ણ પોત પોતાના શંખ વગાડતા આનંદથી પાછા ફર્યા.

કર્ણ વધને કારણે દુર્યોધનને ખુબ જ દુઃખ થયું. એના બધા મુખ્ય યોધ્ધા અવસાન પામ્યા. પછી શલ્યને પોતાનો સેનાપતિ નીમીને દુર્યોધન યુધ્ધ કરવા લાગ્યો. શલ્યએ વ્યુહ રચીને દુર્યોધનને ઉભો કર્યો. જમણી બાજુ કૃપાચાર્ય, પાછળ અશ્વત્થામા એમ ઉભા કરીને અગ્રભાગે પોતે ઉભો રહ્યો. એમ હોવાથી પણ અર્જુને અને ભીમે વ્યુહ તોડીને હજારો સૈન્યનો સંહાર કર્યો. ધર્મરાજા અને શલ્ય એમનું યુધ્ધ થયું એમાં શલ્ય મરણ પામ્યો. કૌરવોનો નાશ થયો. એમના બધાં વીર માર્યા ગયા અને પાંડવોનું પણ ખુબ જ સૈન્ય માર્યુ ગયું. કૌરવ સૈન્ય જયાં ત્યાં ભાગવા લાગ્યું. પછી ભીમે પોતાની ગદાથી એ બધાંનો નાશ કર્યો. આ બધો વૃત્તાંત સાંભળીને અને જોઇને દુર્યોધન ભાગવા લાગ્યો. હવે પોતાને કોઇ પણ રાખનાર નથી એ સમજીને એ દોડવાનો વિચાર કરવા લાગ્યો. અહીં પાંડવો સૈન્યને મારવા લાગ્યા. તે સંધી સાધીને છેલ્લે દુર્યોધન ગુપ્ત રીતે દ્વેપાયન સરોવરમાં છુપાઇ ગયો. અહીં પાંડવો દુર્યોધનને શોધતા હતા. કૃતવર્મા, કૃપા અને અશ્વત્થામા પણ તેને શોધતા સરોવર પાસે ગયા. તેમણે દુર્યોધનને બુમ મારીને કહ્યું, 'હવે છુપાઇને કેમ બેસે છે ? પાંડવો સૈન્ય લઇને આવે છે. આપણે હવે એમની જોડે લડાઇ કરીશું.' એ પાંડવોના એક સૈનિકે સાંભળ્યું અને ભીમને જઇને કહ્યું. પછી પાંડવો તરતજ ત્યાં આવ્યા એની જાણ થતાં જ ઉપરના ત્રણે ભાગી ગયા. ફકત દુર્યોધન એકલો જ રહ્યો.

ધર્મરાજ સરોવર પાસે ગયા અને બોલ્યાઃ 'દુર્યોધન હવે છુપાઇને બેસવાનો શું અર્થ છે ! આટલા દિવસ અનીતિથી વર્ત્યો. એનું હવે પ્રાયશ્ચિત કર. ! દુર્યોધન ભીતિયુકત સ્વરમાં બોલ્યોઃ 'ધર્મરાજા, મને કંઇ નથી જોઇતું. સર્વ રાજય તમારા સ્વાધીન કરીને હું અરણ્યમાં જાઉં છું.' ભીમ બોલ્યોઃ 'દુર્યોધન, અમને નપુંસક બોલીને તે જાણી જોઇને ચીડવ્યા. આજ સુધી તારા લીધે અમારો નાશ થયો. આ વાતનો બદલો ન લઇએ ત્યાં સુધી હવે તને છુટો કેમ છોડું ? ચાલ બહાર આવ.' દુર્યોધન બોલ્યો, 'ઠીક છે તો, હું બહાર આવું છું પણ બધા મારા પર એકદમ પ્રહાર કરશો નહીં.' ધર્મરાજ બોલ્યાઃ 'બહાર આવ અને તારી ઇચ્છા થાય એમ યુધ્ધ કર.'દુર્યોધન બહાર આવ્યો. ત્યારે સાત્યકી અને ધૃષ્ટધુમ્ન એને જોઇને કુચેષ્ટાથી હસવા લાગ્યા. એ જોઇને દુર્યોધનને ખરાબ લાગ્યું. એ બોલ્યો, 'ધર્મરાજા, હું એકલો છું. એક સાથે અનેકોને યુધ્ધ કરવું નહીં એ નીતિ છે.' અર્જુન બોલ્યોઃ 'અભિમન્યુ સાથે લડતી વખતે તને આ વાત ધ્યાનમાં કેમ ન આવી.' એટલામાં દુર્યોધન ગદા લઇને આગળ આવ્યો. ભીમ પણ આગળ આવ્યો. એક મોટી ગર્જના કરતો ભીમ બોલ્યોઃ 'અરે અંધપુત્ર, હમણાં સુધી જે નાશ થયો એ સર્વ તારા લીધે જ થયો. ત્યારે હવે તારો નાશ કરીને આ રણયજ્ઞ પુરો કરૂ. એટલામાં તીર્થયાત્રા કરતા બલરામ ત્યાં આવ્યા. બધાએ તેને નમસ્કાર કર્યા. ત્યારે એ બોલ્યાઃ 'તમે અહીં યુધ્ધ ન કરશો. નજીક જ 'સ્વમંતપંચક' તીર્થક્ષેત્ર છે ત્યાં યુધ્ધ કરો. ત્યાં મરનારને મોક્ષ મળે છે. એ સાંભળીને એ જગ્યાએ

---





ગયા અને યુધ્ધ કરવા લાગ્યા. દુર્યોધન ભીમ પર પ્રહાર મારવાનો વિચારમાં હતો ત્યાં જ ભીમે ગદાથી એનો પગ તોડયો. એ ક્ષણે દુર્યોધન નીચે પડયો. પછી ભીમે તેને લાત મારીને પરાસ્ત કર્યો અને દ્રૌપદી વસ્ત્ર હરણના સમયની યાદ કરી અને પ્રતિજ્ઞા પૂર્ણ કરી.' ધર્મરાજાએ ભીમને કહ્યું: 'તારૂ આવું કરવું  અયોગ્ય છે' બલરામ બોલ્યા: 'મૂર્ખ કમર નીચે કયાંય પણ ગદાનો પ્રહાર કરવો નહીં એમ હોવાથી તું પગ પર પ્રહાર કરીને ધર્મ છોડીને યુધ્ધ કરે છે ત્યારે શ્રીકૃષ્ણે વચ્ચે આવીને એને સમજાવતાં બોલ્યા: 'દ્રૌપદીને ખોળામાં બેસાડવાને બદલે ભીમની ગદા તારા ખોળામાં હશે' આ ભીમે પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે. તેમજ તારો પગ ટુટીને તું મરણ પામીશ.' એમ દુર્યોધનને મૈત્રયઋષિનો શ્રાપ હતો એ પ્રમાણે થયું' એમ એને સમજાવીને દ્વારકામાં મોકલ્યા. ભીમે દુર્યોધનનો પગ તોડયો હતો. એ કારણે નિષ્પ્રાણ પડયો-હતો. પણ હજી જીવંત હતો. આ સ્થિતિમાં પણ એ કૃષ્ણની આલોચના કરતો હતો. એ સમયે કૃષ્ણએ અર્જુનને અક્ષયભાથા અને ગાડીવધનુષ્ય લઈને પોતાના પહેલાં રથ નીચે ઉતરવા માટે કહ્યું. પછી કૃષ્ણ ઉતર્યા એટલામાં મારૂતી કૃષ્ણને નમસ્કાર કરીને રામેશ્વર નીકળી ગયા. અર્જુને નીચે ઉતરતાં જ કૃષ્ણએ રથના ઘોડા છોડયા. એ સાથે જ રથ બળીને ભસ્મ થયો. પાંડવોને આશ્ચર્ય થયું માટે તેમણે કૃષ્ણને એ વિષયે પુછતાં તેણે કહ્યું, કર્ણ, દ્રૌણ, ભીષ્મ એમણે જે અનેક તીવ્ર શસ્ત્રો નાંખ્યા હતાં એ મેં આજ સુધી દબાવી રાખ્યાં હતાં. પણ હવે દુષ્ટોનો નાશ થતાં જ આ શકિત મે દુર કરી ત્યારે તે અસ્ત્રો એકદમ પ્રજવલિત થયાં અને રથ બળ્યો. પછી દુર્યોધનની સંપત્તિની યોગ્ય એ વ્યવસ્થા એણે કરી.

પછી કૃષ્ણ હસ્તિનાપુર આવ્યા અને ગાંધારી અને ધૃતરાષ્ટ્રને મળ્યા. તેમને સમજાવીને બોલ્યા, 'હવે દુ:ખ કરવાથી શું થવાનું છે ગાંધારી કહે : તમે કહેતા હતા તેમજ થયું. જયાં ધર્મ ત્યાં જય ! પછી ભગવાને કહ્યું : તું મહાપ્રતિવ્રતા છે. પાંડવોને પોતાના પુત્રો સમજ. ધર્મરાજાને તમારા માટે ખુબ દુ:ખ છે.' એ આટલું કહેતા હતાં એટલામાં વ્યાસ આવ્યા તેમણે પણ એ બંનેને સમજાવ્યાં. યુધ્ધભુમિમાં દુર્યોધન ધુળમાં જ હજી પડયો હતો.  ત્યાં અશ્વત્થામા કૃપાચાર્ય અને કૃતવર્મા તેને તેવી સ્થિતિમાં મળ્યા. તેને ખૂબ લાગી આવ્યું. પોતાના પછી માતા પિતાનું શું થશે ? એ દુ:ખથી એ વિહવળ પડયો હતો. એ બોલ્યો: 'આ સ્થિતિ માટે મને દુ:ખ થતું નથી પણ પાંડવો પૈકી એક પણ માર્યો નહીં એ જોઈએ મને દુ:ખ થાય છે.' અશ્વત્થામાએ પ્રતિજ્ઞાપૂર્વક પાંડવોને ઠાર મારવાનું આશ્વાસન આપ્યું. તેણે તરત જ અશ્વત્થામાને સેનાપતિ નિમ્યો.

મધ્યરાત્રી સુમારે પાંડવો શ્રીકૃષ્ણને સાત્યકી કંઈક મહત્વનો વિચાર કરતા છાવણીથી દુર ગયા હતા એવા સમયે અશ્વત્થામા ચોરની જેમ એમની છાવણીમાં ધુસ્યો. અર્જુને છાવણી રક્ષણ માટે મુકેલા રૂદ્રને પણ ન માનતા તલવાર લઈને એ અંદર ગયો. બહાર કૃપાચાર્ય અને કૃતવર્મા એમને તેણે રક્ષણ માટે ઉભા રાખ્યા હતા. અંદર તેણે ધૃષ્ટધુમ્ન, ઉત્તમમૌજા, યુધામાન્યૂ અને પાંડવોના પાંચે ય પુત્રો ઉંઘતા હતા તેને મારી નાંખ્યા. કોલાહલ સાંભળીને બીજા જાગ્યા અને એ બહાર ભાગવાનો વિચાર કરવા લાગ્યા. કૃત અને કૃપાચાર્યે તેમને યમસદન મોકલ્યા. એક પણ વીર સૈનિક યોધ્ધાને તેમણે બાકી રાખ્યા નહીં. ઘોર ક્રંદન કરીને એ ત્રણે દુર્યોધન પાસે આવ્યા અને તેમણે બધી હકીકત કહીને પાંડવોના મસ્તક કાપીને લાવ્યાનું દુર્યોધનને કહ્યું. દુર્યોધને ભીમનું શીર માંગતાં જ અશ્વત્થામાએ તે આપ્યું. તેણે જમીન પર પછાડતાં જ તે ચુર થયું. દુર્યોધન હતાશ થઈને બોલ્યો: 'અરે પાંડવો તો હજુ જીવતા જ છે. એ તો એમના પુત્રોના શરીર છે.' દુર્યોધન દુ:ખ કરવા લાગ્યો અને દેવનું નામ સ્મરણ કરવા લાગ્યો. ભગવાને બુધ્ધરૂપે પ્રગટ થઈને દુર્યોધનને આશીર્વાદ આપ્યા. દુર્યોધનની પ્રાણજયોતિ નીકળીને  બુધ્ધ ભગવાનના શરીરમાં પ્રવિષ્ટ થઈ. યુગાંતરે દૈત્ય શંખાસુરને આપેલ વચન ભગવાને પૂર્ણ કર્યુ. ભગવાનના અવતારપાત્ર પ્રાણાલિકાનુસાર દુર્યોધનને ફકત દર્શન આપીને મૌનધારી બુધ્ધ દેવે એની



---

આત્મજ્યોતિ આત્મસ્વરૂપમાં વિલીન કરી લીધી. ત્યાંથી જ ભગવાનના નવમા બુધ્ધ અવતારનો વારો શરૂ થયો. સદભકત પાંડવાનો ઉધ્ધાર માટે દોડી આવેલ યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ એ જ ભગવાન બુધ્ધ રૂપ ધારણ કર્યું હતું.

અહીં જાન્હવીના તીર પર રહેલ ધૃષ્ટધુમ્નના એક સારથીએ અશ્વત્થામાનું એ અઘોર કૃત્યા પાંડવોને જઈને કહ્યું. પોતાના વંશનો નાશ થયો એ સાંભળીને પાંડવોને અતિશય દુઃખ થયું. એ બધા છાવણીમાં આવ્યા. ઉપલવ્યથી દ્રૌપદી સુભદ્રાને લાવ્યાં. તેમને ખુબ જ શોક થયો. દ્રૌપદી બોલીઃ મારા પુત્રોને રણાંગણ પર મરણ આવ્યું હોત તો તેનું કંઇ સાર્થક થયું એમ લાગ્યું હોત. અશ્વત્થામાનો શિચ્છેદ કરો નહીં તો હું પ્રાણાર્પણ કરીશ. ભીમ અર્જુન અશ્વત્થાને શોધવા લાગ્યા. ભીમને જોઈને અશ્વત્થામા વ્યાસની પાછળ છુપાયો. એ પહેલાં જ ભીમ ત્યાં આવી પહોંચ્યો. હવે ભીમ પોતાની ઉપર આવે છે એમ લાગતાં જ તેણે 'પાંડવોનો નાશ થાય' એમ કહીને મંત્ર જપીને બ્રહ્માસ્ત્ર ફેંક્યું. એટલામાં અર્જુન અને ધર્મ ત્યાં ગયા. જે અસ્ત્ર અશ્વત્થામાએ છોડયું હતું તેને અને અર્જુનને દ્રૌણે આપેલ હતું અને એકદમ નિર્વાણીના પણ યોગ્ય સમયે જ વાપરવાનું કહ્યું હતું. અશ્વત્થામાએ છોડેલ અસ્ત્રનો નાશ કરવા માટે અર્જુને તે અસ્ત્ર છોડવું પડયું હતું. બંને અસ્ત્રોની લડાઇ થતાં જ ગગનમાં જ્વાળાઓ ફેલાઇ. હવે જગનો નાશ થાય છે કે શું એમ બધાને લાગ્યું. વ્યાસ અને શ્રીકૃષ્ણએ બંનેને અસ્ત્રો પાછા વાળવા કહ્યું. અર્જુને તરત જ પોતાનું અસ્ત્ર ખેંચ્યું. પણ અશ્વત્થામાનું પુણ્ય ઓછું પડવાથી તેનાથી એ પાછું વળ્યું નહી. અર્જુને એનાથી પાંડવોનું રક્ષણ કર્યું પણ ઉત્તરાના ગર્ભને માત્ર ઇજા પહોંચી. એ સમયે કૃષ્ણને ખુબ ગુસ્સો આવ્યો અને એણે અશ્વત્થામાને કહ્યું, 'તું બાળહત્યા કરે છે માટે તું ત્રણ હજાર વર્ષ પિશાચ યોનીમાં જઈશ. તું દુબળો થઈને હાલ ભોગવીશ. તને સત્પુરૂષ મળશે નહીં. દ્રૌણના પેટે આવીને તે બધે દુષ્કિર્તી મેળવી છે. હું ઉત્તરાના પેટે આવનાર બાળકનું રક્ષણ કરીશ. તેને જે પુત્ર થશે એ કૃપાચાર્ય પાસે શિક્ષણ લેશે અને વડીલ અને દાદાની જેમ સાંઈઠ વર્ષ રાજ્ય કરશે. તારો વધ કરવો એજ કામ હવે બાકી છે પણ તું દ્રૌણાચાર્યનો છે, માટે ગુરૂપુત્ર છે અને તારા પાસે શસ્ત્ર સિવાય કંઇ નથી, ત્યારે તારા માથા પરનો આ મણી કાઢીને અર્જુનને આપ અને આવેલ મરણથી દુર થા.' વ્યાસ અને નારદે પણ એજ કહ્યું. પણ એને કોઈની વાત સાંભળી નહીં. છેલ્લે અર્જુને બાણ મારીને એ મણી કાઢી લીધો. કૃષ્ણે દ્રૌપદીને મણિ બતાવ્યો અને તેનું સાંત્વન કર્યું. ઉત્તરાના પેટમાં રહેલ ગર્ભનું બ્રહ્માસ્ત્રથી રક્ષણ કરવા માટે કૃષ્ણએ કરંગળી એટલું રૂપ લઈને પેટમાં પ્રવેશ કરીને સુદર્શનથી એ અસ્ત્ર કાઢ્યું અને ગર્ભનું રક્ષણ કર્યુ. જન્મતાંજ એ પુત્ર પોતાનું રક્ષણ કયાં છે તે માટે પ્રત્યેકના મુખ તરફ પરિક્ષાપૂર્વક જોવા લાગ્યો માટે તેનું નામ પરિક્ષિત રાખ્યું.

**ત્યારે જીત્યા પાંડવો કૌરવકુળ નિકંદન કીયો, ત્યાં અઢાર અક્ષૌણિનો ધ્વંસ જ થયો. ॥૬૦૦॥**
**કહે અર્જુન મે માર્યો કૌરવ સર્વે દળ સમેત, ભીમ કહે એ મારી ગદા તણો પ્રતાપ. ॥૬૦૧॥**
**તેને લઈ શ્રીકૃષ્ણ બર્બરીક પાસે જાયે, ભાઈ આવો યુધ્ધ જીત્યા કોણ સાહાયે. ॥૬૦૨॥**
**કહે બર્બરીક સ્વામી હરીહર વિના કોણ હોયે, સ્વામી તમારા સમર્થ પ્રતાપ સોયે. ॥૬૦૩॥**
**ભકત પાંડવ ઉપર તમે સદા કૃપાળ, તમે રક્ષા કીધી ભકતોની હો દીન દયાળ. ॥૬૦૪॥**
**એમ કહી બર્બરીકે છોડયા પ્રાણ, તે તેજ જઈ મળ્યા શ્યામ શરણ. ॥૬૦૫॥**
**ટિટોડીના ઈંડા દ્રષ્ટે પડયા તતખેવ, તેણે તમે અનામત રાખ્યા હો દેવ. ॥૬૦૬॥**
**સૈન્યમાં તેજી તોખાર અનેક રાજા ક્ષત્રીજાત, તેવા ટોળામાં ઈંડાં કોણ માત્ર. ॥૬૦૭॥**
**જે દેવે લખ્યું હશે તે થશે પેર, ટિટોરીના ઈંડા ઉપર કરવી મહેર. ॥૬૦૮॥**
**ભાઈ તમો પાંડવો સ્નેહ, તેથી તમે યોધ્ધામાં જીત્યા નિશ્ચે તેહ. ॥૬૦૯॥**

This book is NOT the famous and Holy HINDU Dasavatar of Lord Vishnu
This book is inspired from Hindu Dasavatar and prepared
with the aim of attractings Hindus and to gradually,
over the years, covert them to Muslims





મહાભારત યુધ્ધમાં બધા કૌરવોનો કુળ સંહાર થયો. અઢાર અક્ષૌણિ સૈન્ય માર્યુ ગયું. વિજયી થઈને પાંડવો છાવણીમાં આવ્યા પછી નગરજનોએ મોટો ઉત્સવ કર્યો. ત્યારે અર્જુનના મનમાં ગર્વ ઉત્પન્ન થયો. એ બોલ્યો, 'કૌરવોના અઢાર અક્ષૌહિણી સૈન્ય મારા જ સામર્થ્યથી નષ્ટ થયાં. મારા લીધે જ ધર્મને રાજપ્રાપ્તિ થઈ. એ માટે ખરેખર જ હું ધન્ય છું.' અર્જુનની ગર્વોકિત વાણી સાંભળ્યા પછી ભીમે પોતાની ગદા સરસાવી. એ બોલ્યો, 'અરે અર્જુન પોતાના પરાક્રમનાં શું બઢાઈ કરે છે. અરે ખરો વિજય તો આ મારી ગદાએ મેળવ્યો. તને ખોટું લાગતું હોય તો પુછ કૃષ્ણને એ નિ:પક્ષપાણે ખરું શું એ કહેશે.' શ્રી કૃષ્ણએ કહ્યું તમારા બંનેનો વિચાર મને જાણાવો. તો આપણે બર્બરીક પાસે એનો ખુલાસો કરીશું. પછી એ બધા રથમાં બેસીને રણભૂમી પર બભ્રુ પાસે આવ્યા અને કૃષ્ણએ પુછયું, અરે બાળક, આ રણમાં ખરેખર પરાક્રમ કોણે કર્યુ. એ પૂર્વેજનોના પુણ્યથી તને ખબર પડી ? ખબર હોય તો કહે. આ સાંભળીને બભ્રુ બોલ્યો: 'હું અસત્ય બોલીશ નહીં. આ રણમાં અર્જુનના ગાંડીવ આગળ અને ભીમની ગદા આગળ એવી એક અલૌકિક શકિત યુધ્ધ કરતી હતી કે તેને એક બાજુ એક મુખ ચાર હાથ અને બીજી બાજુ પાંચ શીર દસ હાથ રહેલી 'હરિ અને હર' શકિત યુધ્ધ કરતી હતી. તેને શ્રીકૃષ્ણનું સુદર્શન ચક્ર અને હમનુમાનની પુચ્છ સહાય કરતી હતી. એ જ શકિતથી સર્વ સૈન્યનો [illegible] હવે મારી ઈચ્છા પૂર્ણ થઈ, તમે હવે તમારૂ દાતૃત્વ સંભાળો હું હવે જઉં છું.' તે એમ બો[illegible]રમાંથી જીવ કાઢી લીધો અને બભ્રુ એ શરીર છોડીને પરલોક ગયો. પછી તેનું ઉત્તરકાર્ય ક[illegible] પાછા જતા હતા ત્યારે રસ્તામાં એક ગજઘંટ પડયો હતો, એ ઉપાડવા માટે કૃષ્ણએ અ[illegible]વાથી એની નીચે બેઠેલ લાવરી પક્ષી(તિતર પક્ષી) ઉડી ગયું. આ ચમત્કાર જોઈને અર્જુનને આશ્ચર્ય થયુ અને અણે કૃષ્ણને કહ્યું, 'દેવ આટલા યુધ્ધમાં આ તિતર પક્ષી પોતાના ઈંડા સહિત જીવતું કંઈ રીતે રહ્યું ?' કૃષ્ણએ ઉત્તર આપ્યો: 'અર્જુન, તને બધી ખબર હોવા છતાં કેમ આમ કરે છે ? આ પક્ષી બચે એ માટે એના પર એ હાથીનો ઘંટ જાણી જોઈને મુકયો હતો. ખુબ સમય થયો હોવાથી એ અને બચ્ચાં ગુંગળાઈને મરશે એ માટે એ ઉપાડવા માટે તને કહ્યું. અર્જુન એજ પ્રમાણે અઢાર અક્ષૌહિણી સૈન્યનો નાશ થયો હોવાથી મેં તમને બચાવ્યા. યુધ્ધ સમાપ્ત થયા પછી યાદવોને દ્વારકામાં મોકલીને તેમને દુર્યોધનની છાવણીમાં લઈ ગયા. અર્જુન યુધ્ધ આરંભી વિશ્વરૂપ બતાવીને સર્વ સૈન્યને મેં મારી નાંખ્યાનું તને કહ્યું જ છે. તને મેં ફકત નિમિત્તમાત્ર કર્યો. મારા વ્યકત અવ્યકત ગુણ જ્ઞાની લોકો જાણતા નથી.'

કૌરવ હત્યાનું પાપ ઉતારવા.. બ્રાહ્મણોએ અશ્વમેધ યજ્ઞ કરવાનું કહ્યું? !!

**બનાવટી વાત:** કુંતીમાતા કહે છે કે કૌરવોને મારીને પાંડવોએ કુળને લાંછન લગાડ્યું?
**નોંધ:** અહીં એક બનાવટી સમસ્યા ઊભી કરી અને તેના ઉકેલ રૂપે આગળના અવતારોમાં સતપંથ ધર્મ પ્રસ્તુત કરવામાં આવ્યો. જેથી લોકો સહેલાઈથી સતપંથ તરફ આકર્ષાઈ જાય.

**જયારે કૌરવને જીતી આવ્યા પાંડવ રાય, ત્યારે સન્મુખ થયા છે કુન્તા માય. ॥૬૧૦॥**
**કહે કુન્તાજી તમે કાવો છો ધર્મ, અને કૌરવો મારીને શું કીધા કર્મ. ॥૬૧૧॥**
**ત્યારે પાંડવો તમે શું કીધો અપરાધ, કુળ લાંછન લાગ્યું આપણે શિરઆજ. ॥૬૧૨॥**
**તેડાવી પંડિત પુછી જુઓ આજ, અને ઉતરાવો હત્યાને મેલો રાજ. ॥૬૧૩॥**
**રાજાને મન વિમાસણ થયું જયાંય, પાસે બેઠા પાંચે ભાઈ ત્યાંય. ॥૬૧૪॥**
**તેડાવી પંડિતને પુછે છે પ્રશ્ન, અમે કૌરવો માર્યા છે રાજા દુર્યોધન. ॥૬૧૫॥**
**ઓચરે ભીમ સુણો ને ધર્મરાય, વાદે વઢયાનું પાપ નવ લેખાય. ॥૬૧૬॥**
**ત્યાં પછી પંડિતોએ કહ્યો છે ભેદ, અને યજ્ઞ કરો તમે રાજા અશ્વમેધ. ॥૬૧૭॥**
**મુરત લઈને રાજા મંદિરમાં ગયા, ત્યારે રથે બેસીને કૃષ્ણજી આવ્યા. ॥૬૧૮॥**
**ઓચરે કૃષ્ણજી સાંભળો ધર્મ રાય, અમૃત મેલીને વિષ કેમ ખાય. ॥૬૧૯॥**



કૌરવ હત્યાનું પાપ ઉતારવા.. બ્રાહ્મણોએ અશ્વમેધ યજ્ઞ કરવાનું કહ્યું? !!



This book contains the so-to-say new or amended Dasavatar which uses more of "Hindu" or "Indian" outwardly-looks/words/terms in place of "Islamic" or "Arabic" outwardly-looks/words/terms, used in original Dasavatar preached since formation of Satpanth.
It is understood that this is done to attract Hindus

**લાવો ઉદકને મેલો અમારે હાથ, કૌરવ હત્યા તે અમારે સાથ. ॥૬૨૦॥**
**વળતા રાજા બોલ્યા છે ધરમ, સ્વામી પૂજીએ પાય કેમ આપીએ કરમ. ॥૬૨૧॥**
**કહે કૃષ્ણજી યજ્ઞ કરો શુધ્ધ ભાવ, પણ રખે આવે વખત તો ચુકો દાવ. ॥૬૨૨॥**
**ત્યાં ભાવ જોઈને વળ્યા શ્રીભગવાન, કહે આવે અભ્યાગત તેણે દેજો માન. ॥૬૨૩॥**

અઢાર દિવસ ચાલેલા આ યુધ્ધમાં કૌરવો તરફના કૃતવર્મા, કૃપાચાર્ય અને અશ્વત્થામા આ ત્રણેય અને પાંડવો તરફના કૃષ્ણ, સાત્યકી અને પાંચ પાંડવો એ સાત જણા એમ કરીને ફક્ત દસ જણ જીવતા રહ્યા. એ સાંભળીને ધૃતરાષ્ટ્ર અને ગાંધારી એમને ભયંકર દુઃખ થયું. ગાંધારીએ કહ્યું, 'લડાઈ પૂર્વે મને એક ચમકાત્કારિક સ્વપ્ન દેખાયું હતું. કાળા કપડાં પહેરીને રાજમંદિરમાં બેઠેલ હતી ત્યારે એક વિધવા સ્ત્રીએ મારો ખોળો ભર્યો. અને મારા વહુના કપાળનું કંકુ લુછ્યું. એ ખરાબ સ્વપ્ન દુર્યોધનને જણાવ્યું હતું પણ તેણે સાંભળ્યું નહી. મારા પાપીપણાના હાથે આગળ શું અઘોર કૃત્ય ઘડાશે એ સમયે મારી ઉપર આવ્યો.' એમ કહીને એ બંને શોક સાગરમાં ડુબી ગયાં. ત્યાં વ્યાસ ઋષિ આવ્યા. તેમણે ધૃતરાષ્ટ્રને કહ્યુંઃ 'રાજા શોક કરવામાં કંઈ અર્થ નથી. સંસારમાં કોઈ સુખી નથી. જન્મ થયા પછી કંઈક કૃતકૃત્ય કરવું જોઈએ, નહીં તો ગર્ભવાસનું દુઃખ ફરી નસીબે છે જ. પ્રત્યેક પ્રાણીમાત્ર માતાના મળમુત્રમાં નવ મહિના હોય છે. જન્મ થયા પછી અલ્પ એવા સુખ સાથે એને અનેક દુઃખો ભોગવવાં પડે છે. તારૂણ્ય પ્રાપ્ત થતાં જ એ અભિમાનથી વર્તે છે. માતાપિતા અને ગુરૂ ના શબ્દો કોડી સમાન ગણીને પત્નીના શબ્દ પ્રાધાન્ય ગણે છે. પરંતુ જ્યારે વૃધ્ધાવસ્થા આવતાં જ માતા પિતા એ અનુભવેલા દિવસો એક સમયે તેને પણ અનુભવવા પડે છે ત્યારે હે રાજા, તારૂણ્ય અને વૃધ્ધાવસ્થા એ કશાયમાં સુખ નથી. ત્યારે હવે તારૂ વધેલું આયુષ્ય તું ઈશ્વર ચિંતનમાં વિતાવ ! પાંડવોને તારા પુત્ર સમજ ! એ તમારો તિરસ્કાર કરશે નહીં. અને હવે પોતાના પુત્રોના ક્રિયાકર્મ કર.' સંજય અને વિદુર એમણે ધૃતરાષ્ટ્રને એજ કહ્યું. ત્યારે નાઈલાજે બધાનું કહેવું માન્ય કર્યુ અને તે ક્રિયાકર્મ કરવા માટે નીકળી ગયા. અતિશય દુઃખથી ધૃતરાષ્ટ્રને મૂર્ચ્છા આવી. સાવધ થયા પછી એ ફરી ફરી શોક કરવા લાગ્યા. ત્યારે વિદુર બોલ્યા : હે રાજા, સર્વ જગ આ નાશવંત છે. ત્યારે પુત્ર માટે આ શોક કરવો વ્યર્થ છે. 'કર્મ એવાં ફળ' આ નિયમથી જે થયું એ યોગ્ય છે. ત્યારે હવે ખેદ ન કરશો.' પછી એ બધા સામગ્રી લઈને ક્રિયા કર્મ કરવા માટે ગયા. ધૃતરાષ્ટ્ર, સંજય, વિદુર, ગાંધારી અને એની પુત્ર વધુ કુંતી, દ્રૌપદી, ઉત્તરા, દ્રૌણપત્નિ કૃપિ, સ્ત્રીઓ ધારાતીર્થ પડેલી ક્ષત્રિયોની પત્નીઓ, માતા, બહેનો સર્વ રણક્ષેત્રે આવ્યા. પછી પાંડવો, સાત્યકી, કૃપાચાર્ય આવ્યા. ગંગાતીરે બધાનો મેળાપ થયો. ધર્મએ ધૃતરાષ્ટ્રને આદરપૂર્વ નમસ્કાર કર્યા. પાંડવો કુંતી, એમનો ત્યાં ચૌદ વર્ષ પછી પ્રથમ મેળાપ થયો. દ્રૌપદી સુભદ્રા અને કુંતીને મળી. ધૃતરાષ્ટ્રની બધી પુત્રવધુઓ અને શૂરપત્નીઓએ રણક્ષેત્ર પર દુઃખથી કલ્પાંત કર્યું. ભીષ્મ બાણ શૈયા પર સૂતા હતા. ત્યાં જઈને બધાએ નમસ્કાર કર્યા. ગાંધારી એ એ બધું જોઈને ઉદ્વેગથી શ્રીકૃષ્ણને કહ્યું કે, 'કૃષ્ણ અમારા વંશનો આ નાશ કરવામાં તમે કારણભૂત છો. પાંડવોની પાછળ રહીને તમે આ નાશ કર્યો ત્યારે તારા પણ કુળનો નાશ થશે ! ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા, હે ગાંધારી 'તારો આ શ્રાપ મને હિતકારક જ છે.'

પછી ધૃતરાષ્ટ્રે પોતાના સો પુત્રોના, ધર્મે પોતાના પુત્રાદિકોના દહન અને ઉત્તરાક્રિયા કરી. કર્ણના દેહને કોણ અગ્નિ આપે એવો પ્રશ્ન થયો. ત્યારે કુંતીનું માતૃપ્રેમ જાગૃત થયું. તેણે રડતાં રડતાં બધી હકીકત ધર્મને કહી. એ સાંભળીને ધર્મને દુઃખ થયું. કર્ણ એ મારો ભાઈ છે એ જો મને ખબર હોત તો મેં તેને બંધુપ્રેમથી રાખ્યો હોત. એ આટલો નહીવત્ ન હોતો. સ્ત્રીઓની જાત જ કપટી હોય છે એમ કહીને હવે આગળ સ્ત્રીઓના મનમાં કોઈ જ ગુમ વાત રહેશે નહીં.

એમ તેણે શ્રાપ આપ્યો અને કર્ણની ઉત્તરક્રિયા કરી. ઉત્તરક્રિયા થયા પછી બધાં પોતાની છાવણીઓમાં ગયાં. ધર્મ અને કુંતી માત્ર ગંગા તીરે મહિના સુધી રહ્યાં. ત્યાં ધર્મને મળવા માટે ધૌમ્ય, દુર્વાસા, વિશ્વામિત્ર, ભૃગુ, અત્રિ ઋષિ આવ્યા. તેમની પૂજા કરીને ધર્મ બોલ્યાઃ 'મારા હાથે કૌરવો, ગુરૂ, પિતામહ, આપ્તમિત્ર અને ભાઈ કર્ણ એમનો નાશ થયો છે. આગ લાગે એ રાજ્યને અને ક્ષત્રિય ધર્મને, જે યોગે હું સર્વસ્વી પાપસાગરમાં ડુબ્યો. મને રાજ્ય ન જોઈએ. છેલ્લે વ્યાસે તેને કહ્યું, 'ધર્મ, તારે રાજ્ય કારભાર સંભાળવો જ જોઈએ. રાજા સિવાય રાજ્ય સુનું રખાય નહીં. પછી ધર્મનો રાજ્યાભિષેક કર્યો. શ્રીકૃષ્ણએ પાંચજન્ય શંખથી તેના ઉપર જળસિંચન કર્યું. પછી ધર્મ બોલ્યા, રાજા ધૃતરાષ્ટ્ર એના મતે ચાલવું. ભીમસેનનો મેં યુવરાજ્યાભિષેક કર્યો છે. ધૃતરાષ્ટ્રના કહેવા પ્રમાણે પાંડવો વર્તશે. ભગવાન શ્રી કૃષ્ણ પાંડવોને ભીષ્મ પાસે લઈ ગયા. બાણ શૈયા પર સૂતાં જ ભીષ્મે ધર્મરાજાને રાજનીતિ, ગૃહસ્થધર્મ, ભક્તિમાર્ગ, આત્મજ્ઞાન વગેરે જ્ઞાનનો ઉપદેશ કર્યો અને ઉત્તરાયણ આવતાં જ તેમણે નિજધામમાં પ્રયાણ કર્યું. દેવોએ એમના પર પુષ્પવૃષ્ટિ કરી. દુંદુભી વગાડયાં. ઋષિઓએ અને શ્રીકૃષ્ણએ ધન્ય ધન્ય બોલીને એમની સ્તુતિ કરી. શ્રીકૃષ્ણએ સર્વ રાજચિન્હો સાથે ભીષ્મની અંતિમ ક્રિયા કરી. પછી તેર દિવસ ત્યાં રહીને સર્વ પાછા ફર્યા. શ્રીકૃષ્ણ અને પાંડવો હસ્તિનાપુરમાં આવ્યા. થોડા દિવસો પછી શ્રીકૃષ્ણ દ્વારકા પ્રતિ સિધાવ્યા.

પોતાના સર્વ આપ્તજન ગુરૂ, મિત્રો, બંધુ રણાંગણમાં પોતાનાથી માર્યા એનું દુઃખ ધર્મને વારંવાર થતું હતું. એનું એજ યાદ કરીને ધર્મને રડવું આવતું એ જોઈને કુંતી પણ વારંવાર ચિંતાતુર થતી, ભીમ, અર્જુન ભાઈઓ ધર્મને યથામતિ સમજાવી અને ક્ષાત્રધર્મમાં આ દોષ નથી વગેરે કહીને તેને શાંત કરવાનો પ્રયત્ન કરતા પણ સર્વ વ્યર્થ. આ દુઃખથી વ્યથિત થયેલી કુંતીએ એકવાર વ્યાસને ધર્મના ચિત્તની શાંતિ મેળવવા માટે શું કરવું એમ પુછવાથી વ્યાસ ધર્મને મળ્યા. ધર્મએ તેમની પૂજા કરી અને પોતાનું દુઃખ પ્રગટ કર્યું. એ બોલ્યા, 'મને અહીં રહેવાતું નથી. તમે ભીમને રાજ્ય આપો. મને તપોવનમાં જવા દો.' આ સાંભળી વ્યાસ બોલ્યાઃ 'ધર્મ, તું અશ્વમેઘ યજ્ઞ કર એટલે તને શાંતિ થશે અને પિતૃગણ પરલોકે તૃપ્ત થશે.' ધર્મ બોલ્યા : 'પણ મારી પાસે તો અશ્વમેઘ યજ્ઞ કરવા જેટલી સંપત્તિ નથી. આ યુધ્ધને કારણે પૃથ્વી પરના બધાં રાજાનો નાશ થયો છે. એ કારણે એમના પુત્રો પાસે દ્રવ્ય માંગવું મને યોગ્ય લાગતું નથી. વ્યાસે કહ્યું, પહેલા મરૂત રાજએ મોટો રાજાએ કર્યો, ત્યારે તેણે બ્રાહ્મણોને ખુબ સંપત્તિ વહેંચી કે તેમને લઈ જતા આવડી નહી તેમણે એ ત્યાં જ નાંખી દીધી. એ દ્રવ્ય હજુ ત્યાં જ છે. તું એ લઈ આવ., 'ધર્મ બોલ્યોઃ હું આમ કરીશ તો સર્વ બ્રાહ્મણો મારી કુચેષ્ટા કરશે. વ્યાસ બોલ્યાઃ ધર્મ, અશ્વમેઘ કરવું એ સાદું નથી. એની માટે વીસ હજાર બ્રાહ્મણ બોલાવીને અનુષ્ઠાન માટે બેસવા જોઈએ. સિવાય પ્રત્યેક બ્રાહ્મણને સવા મણ સોનું, એક પાયલી રત્નો, એક હાથી ને ઘોડા વસ્ત્રાલંકારોથી સજાવીને આપવાં જોઈએ અને એક વર્ષ વ્રત પાળવું જોઈએ. આ યજ્ઞ માટે શ્યામકર્ણ ઘોડો જોઈએ.' ધર્મરાજાએ ઋષિઓની, પંડિતોની અને ભાઈઓની સંમતિથી અશ્વમેધ કરવાનું નક્કી કર્યું. ભગવાન શ્રી કૃષ્ણને સંદેશો મોકલીને બોલાવી લીધા. શ્રીકૃષ્ણને ધર્મરાજાને સમજાવતાં કહ્યું, 'ધર્મરાજા તું આ અશ્વમેધ યજ્ઞ કરે છે એ સારું છે પણ મારું પોતાનો મત હું તને કહું છું કે આવા યજ્ઞોથી મન શાંતિ થશે જ એ નિશ્ચિત નથી. તે મનથી ભલે માની લીધું હોય પણ મુળમાં દોષ નથી જ, કારણ ક્ષાત્રનીતિ કહે છે કે રણક્ષેત્રમાં જે અધર્મને પ્રવૃત્ત થયા છે. તેને સહાય કરનાર કોઈ પણ જો હોય તો એમનો નાશ કરવું એ કર્તવ્ય છે, તેમાં દોષ નથી, પાપ કર્મ અથવા હિંસા નથી. માટે મુળમાં ન રહેલા દોષના નિવારણાર્થે લઈને વ્યર્થ ભટકવું યોગ્ય નથી. સાંપ્રત જગત પરિસ્થિતિમાં જોતાં તારે આ યજ્ઞ કરવો ઉચિત નથી. પણ તારી ઈચ્છા મારે તોડવી નથી. તે શ્યામકર્ણ અશ્વ છોડયો. તારું રક્ષણ કરવું મારૂ કર્તવ્ય છે. એમ કહીને શ્રીકૃષ્ણ

કાર્યમાં ઉદ્યુક્ત થયા. શ્રીકૃષ્ણની સહાયથી પાંડવોએ સંપૂર્ણ પૃથ્વી પર શ્યામકર્ણ અશ્વ ફેરવીને દિગ્વિજય મેળવ્યો. અશ્વમેધ યજ્ઞ પૂર્ણ થઈને યથા સમય એની પૂર્ણાહુતિ થઈ. આનંદ થયો. યજ્ઞ થયા પછી સર્વ રાજાઓનો આદર સત્કાર કર્યો. બ્રાહ્મણોને ભોજન અને યથોચિત દાનધર્મ કર્યાં.

એટલામાં ત્યાં એક નોળીયાએ આવીને ધર્મને કહ્યું, 'રાજા અગાઉ એક યજ્ઞકુંડમાં હું આળોટવાથી ત્યાંનો પ્રસાદ ગ્રહણ કરવાથી મારું અડધું અંગ સુવર્ણ થયું છે. રહેલું અડધું અંગ સુવર્ણનું થાય માટે અહીં આવ્યો પણ સુવર્ણમય થતું નથી માટે તારો યજ્ઞ અસફળ છે. એ યથાયોગ્ય થયો નથી. પછી ધર્મરાજાએ નોળીયાને કહ્યું: ' આ યજ્ઞ પ્રસંગે શ્રીકૃષ્ણ અને વેદવ્યાસ હોવાથી મારો યજ્ઞ યથાસંગ થયો નથી અને અસફળ થયો એમ તું કંઈ રીતે બોલે છે ? એસાંભળીને નોળીયો બોલ્યો, કુરુક્ષેત્રમાં શાંતિરૂપ નામનો એક બ્રાહ્મણ ખુબ ધર્મશીલ હતો. તેની સત્યવતી સ્ત્રી, સુશીલ નામક પુત્ર અને સુશીલા નામની પુત્રવધુ એ પણ તેના પ્રમાણે સત્વશીલ હતા. શાંતિરૂપ દરરોજ સાળીના ખેતરમાં જઈને જમીન પર પડેલ ધાન્યના દાણા વીણી લાવતો અને તેના ઉપર એ ચારેય નિર્વાહ કરતા. આમ ચાલતું ત્યારે એકવાર દુષ્કાળ પડીને જયાં ત્યાં અન્નની ખેંચ થઈ. બ્રાહ્મણનો દાણા વીણી લાવવાનો ક્રમ ચાલું જ હતો. પણ દુષ્કાળને કારણે રોજ મળવા જેટલા દાણા ન મળતાં પાંચ સાત દિવસમાં મળીને એકાદ દિવસનું સરાસરી ગુજરાન થતું. એમાં જે કંઈ હોય એ દેવ પિતૃઓને ભાગ આપી, અતિથિ ભિક્ષુકને આપીને જે શેષ રહે એની ઉપર એ ચારેય જણાં નિર્વાહ કરતાં. આ રીતે કંઈક દિવસ ચાલ્યા પછી તેમની પાસે એકવાર ચારશેર ધાન્ય જમા કર્યુ અને તેનો લોટ દળીને એના ચાર રોટલા કર્યા. ત્યાં તેમનું સત્વ જોવા માટે શ્રીવિષ્ણુ બ્રાહ્મણરૂપે એમની પાસે ગયા. શાંતિરૂપે તેનો સત્કાર કરીને પોતાના વહેંચણીનો એક રોટલો એને આપ્યો. અતિથિ એ ખાઈ લીધો પણ એની ભુખ શાંત થઈ નહીં. ત્યારે સત્યવતીએ તેનો ભાગ તેને આપ્યો, તો પણ તૃપ્તતા થઈ નહીં.પછી પુત્રએ અને છેલ્લે પુત્રવધુએ પણ પોતપોતાના ભાગ અતિથિને અર્પણ કર્યા. એ ખાઈને ઉપર પાણીનો ઘુંટ લીધા પછી તે અતિથિને સંતોષ થયો. ત્યારે તે ચારેયે અતિથિ તૃપ્ત થયો એમ જોઈને આનંદ વ્યકત કર્યો અને તેને નમસ્કાર કર્યા. આ તેમનું સત્વ જોઈને વિષ્ણુ પ્રસન્ન થયા અને તેમને સાચું સ્વરૂપ બતાવીને વિમાનમાં બેસાડીને વૈકુંઠમાં લઈ ગયા. એમના ગયા પછી ત્યાં થોડું જ પાણી વધ્યું હતું. અને તેટલા પાણીથી મારા શરીરને જેટલો સ્પર્શ થયો એટલો જ શીરનો ભાગ સુવર્ણમય થયો અને બાકીનો એમ રહ્યો. એ પણ સુવર્ણમય કરવો એવી બુધ્ધિથી હું આ ધર્મ રાજાના યજ્ઞના અન્નરસમાં આવી આળોટયો. પરંતુ મારું શરીર તેવું જ રહ્યું. અર્થાત યજ્ઞ ફોગટ છે. નોળીયાનો આ વૃત્તાન્ત સાંભળીને શ્રીકૃષ્ણએ સર્વ વૃત્તાંત મનમાં જાણ્યો અને ત્યાં જમીન પર તેણે પગ ધોયા. એ પાણીમાંનોળીયો જઈને ફરી આળોટયો. એ સાથે એનું વધેલું શરીર પણ સુવર્ણ થયું. એટલામાંનોળીયાનું રૂપ ગુપ્ત થઈને એ તેજસ્વી પુરૂષ થયો અને ઈંદ્રાદિ દેવોએ એને વિમાનમાં બેસાડીને સ્વર્ગ લઈ ગયા.

પોતે કરેલો આટલો મોટો યજ્ઞ વ્યર્થ ગયો. એમ જાણીને ધર્મ રાજા અધિક જ ઉદ્વિગ્ન થયા. વ્યાસ અને શ્રીકૃષ્ણ એમણે તેનો ઉપદેશ આપ્યો પણ તે સ્વસ્થ થયા નહીં. તેમણે ધર્મને કહ્યું, રાજા હવે જલ્દી જ કલિયુગની શરૂઆત થશે.તમે સ્વસ્થ ચિત્તે રહીને ઉત્તમ રીતે રાજયકારભાર કરો અને ઈશચિંતન કરો. શ્રીકૃષ્ણએ કહ્યું, હું હવે દ્વારકા જાઉં છું. એ સાંભળીને વૃધ્ધાવસ્થા થવાથી ભેગા થવું અશકય છે. કુશળક્ષેમ જણાવતાં રહેજો. અમે કહીને એ અને વ્યાસ ત્યાંથી નીકળી ગયા. એ સાંભળીને પાંડવોને દુઃખ થયું. આટલું યુધ્ધ કરીને વિજય મેળવીને રાજયપ્રાપ્તિ થઈ તો પણ પાંડવોને શાંતિ નહોતી. શું કરવાથી આપણું ચિત્ત સ્થિર થશે એવો ધર્મરાજા વિચાર કરતા હતા. એની ઉદાસિનતા જોઈને બધાં ચિંતા કરતાં. કુંતીથી એ દુઃખ જોવાતું નહોતું. કૌરવ સ્ત્રીઓનો આક્રોશ, ધૃતરાષ્ટ્ર ગાંધારીનો શોક અને કર્ણનુ નિધન આ

---





કારણે પતિ કુંતી શોક કરતી બેસતી. આ પ્રકારે કેટલોક સમય ગયા પછી કુંતીએ ધર્મને કંઈક ધર્મકૃત્ય કર એમ કહ્યું. પંડિતોને બોલાવીને પુછતાં તેમણે 'યજ્ઞ સિવાય મન શાંતિનો અન્ય માર્ગ નથી. યજ્ઞકાર્યમાં અન્ન વસ્ત્ર દ્રવ્ય દાન કરીને પુરોહીત અને યાચકોનો સંતોષ કરવાથી તેમના આશીર્વાદથી મનઃશાંતિ થશે.' એમ સલાહ આપી. એ અનુસાર ધર્મરાજાએ ફરી બીજો યજ્ઞ કરવાનું નકકી કરીને દ્વારકામાં સંદેશ મોકલ્યો. અનેક દેશોના રાજા, બ્રાહ્મણ, પંડિત, પુરોહિત આવીને તેમણે યજ્ઞનાં મંડાણ કર્યા. દ્વારકાથી શ્રીકૃષ્ણ આવવાના બદલે એમના જ દુઃખદ સમાચાર આવ્યા.

કૃષ્ણ ભગવાને દેહ ત્યાગ કર્યો ???
અસલમાં તો કૃષ્ણ ભગવાનનું મૃત્યુની વાત અલગ છે.

ત્યાં રાજા યુધિષ્ટિરે પુછયું આપ, સ્વામી તમે અઢાર અક્ષૌણીનાં ઉતારો પાપ. ॥૬૨૪॥
ત્યારે શ્રીકૃષ્ણજીએ મુકી છે દેહ, અને દેવ સ્વધામે ગયા છે તેહ. ॥૬૨૫॥
તે યજ્ઞમાંહેથી ઉઠી ગયા કિરતાર, ત્યાં દેવે લીધો છે બુધ્ધઅવતાર. ॥૬૨૬॥
પાંડવ પ્રગટ થયાં ત્યાં રાજય કલિનું ગાત્ર, આપણા સારથી હતા તે ગુપ્ત થયા છે પાત્ર. ॥૬૨૭॥
રાજા યુધિષ્ઠિરે માથે લીધું છે કર્મ, બાર વરસ વન ભોગવ્યા તે સાંભળો ધર્મ. ॥૬૨૮॥
ત્યાં ગોર વેદવ્યાસને ઓળખ્યા જેહ, અને કુદરતી બે જીવ મોકલ્યા તેહ. ॥૬૨૯॥
રાજા યુધિષ્ઠિર પ્રલય દુઃખથી ડરતા જેહ, હવે આગળ આવે છે અંતઃકાળ વેળા તેહ. ॥૬૩૦॥
ભાઈ એ તો કુદરતી જીવ છે તેહ, રાજા તમ પાસે અનામત રાખો તેહ. ॥૬૩૧॥
જે વેળા એ પોતે શ્રીકૃષ્ણજી માગશે જેહ, ભાઈ ત્યારે હાજર કરશો તમે દેહ. ॥૬૩૨॥
રાજા ધર્મ છ માસ લગી બેજીવ રાખ્યા તેહ, ત્યાં શ્રી દેવે ધીરજ ધરી તેહ. ॥૬૩૩॥
જો રાજાએ મહા વિકટ કષ્ટ ભોગવ્યો જેહ, પણ ત્યારે ત્યાં સોપરત કીધો તેહ. ॥૬૩૪॥
ત્યાં રાજા બ્રાહ્મણ તેડાવ્યા આપ, અમારૂ અઢાર અક્ષૌણીનું કેમ ઉતરે પાપ. ॥૬૩૫॥
તમે યજ્ઞ રચોને બ્રાહ્મણ તેડાવો રાજ, રાયે દોષ નિવારવા માંડો યજ્ઞ આજ. ॥૬૩૬॥
ત્યાં એવા યજ્ઞથી પાપ છેદાશે તેહ, બ્રાહ્મણની સેવા ઘણી કરજો જેહ. ॥૬૩૭॥
એવા સુવર્ણપાત્રમાં સામગ્રી પુરીને જેહ, એવા બ્રાહ્મણોને સંતોષ પમાડો તેહ. ॥૬૩૮॥
ત્યાં રાજા યુધિષ્ઠિર યજ્ઞ માંડયા જેહ, અને સર્વ દેવોને સંતોષ્યા તેહ. ॥૬૩૯॥
ત્યારે રાજાએ ભીમને પોળે મોકલ્યો જાય, અને આ યજ્ઞમાં કોઈ ચાંડાળ આવશે આય. ॥૬૪૦॥
તેની આભડછેટ યજ્ઞમાં લાગે ધર્મ, ત્યાં તો યજ્ઞ વણસશેને રદ થાય કર્મ. ॥૬૪૧॥
આ યુગમાં આઠમું રૂપ સંપૂર્ણ સાર, ત્યાં શ્રીકૃષ્ણ દેવે ધર્યો બુધ્ધ અવતાર. ॥૬૪૨॥
ત્યાં પહેલા શ્રીકૃષ્ણે કંસાસુર માર્યો. પછી ગુપ્ત બુધ્ધ રૂપે દુર્યોધન સંહાયો. ॥૬૪૩॥
ત્યાં કૌરવો મારીને પાંડવે લીધુ રાજ, ત્યારે ચોથો કલિયુગ બેઠો છેઆજ. ॥૬૪૪॥
સુણો ઋષિવરો સહદેવ બોલ્યા સાર, પણ થોડા પ્રસંગ માહે ઘણો વિસ્તાર. ॥૬૪૫॥
ઘણું કહ્યું કદી ન આવે છેહ, ત્યાં પાંડવ રાજ કરે છે દેવ. ॥૬૪૬॥
હવે બેઠો કલિયુગને દ્વાપારનો આવે અંત, સાંભળો ઋષિવરો તમે એક ચિત્ત. ॥૬૪૭॥
એ ચાર લાખ વરસ બત્રીસ હજાર, ત્યાં લગી શ્રીહરિ ભોગવે શ્રીકૃષ્ણ અવતાર. ॥૬૪૮॥
આઠમે શ્રીકૃષ્ણજી રૂપે દૈત્ય કંસને માર્યો. ત્યાં ભકત પાંડવોને તાર્યો. ॥૬૪૯॥
વ્યાપ છે સંસારમાં પ્રગટ થયા મુરાર, ત્યારે સર્વે સંસારે ઓળખ્યો સાર. ॥૬૫૦॥



---

ત્યારે શ્રીકૃષ્ણની માતા તો દેવકી કહીયે, અને પિતા તો વાસુદેવજી કહીયે. ॥૬૫૧॥
ત્યારે ગુરૂ તો વેદવ્યાસ જાણ, અને શકિત તો રાણી રૂક્ષ્મણી પ્રમાણ. ॥૬૫૨॥
ત્યારે સ્વસ્થાન તો ગોકુળ નગરી જાણ, અને ક્ષેત્ર તો મથુરા નગરી પ્રમાણ. ॥૬૫૩॥
ત્યારે નરદલો દાનવ કંસાસુર જાણ, ત્યારે ભકત પાંડવ ઉધ્ધાર્યા નિરવાણ. ॥૬૫૪॥
ત્યારે ચાર લાખ બત્રીસ હજાર કૃષ્ણરૂપે જાણ, ત્યારે સામવેદ હોતા પ્રમાણ. ॥૬૫૫॥
એવં શ્રી હરિનો આઠમો શ્રીકૃષ્ણ અવતાર સંપૂર્ણ સહી,
એવી શ્રીસદ્ગુરૂ ઈમામશાહે વાણી કહી. ॥૬૫૬॥

શ્રી કૃષ્ણ ભગવાનની માતા તો દેવકી, પિતા તો વાસુદેવ, શકિત તો દેવી રૂક્ષ્મણી, ગોર તો વેદ વ્યાસ, સ્થાન તો ગોકુળ, ક્ષેત્ર તો મથુરા, ત્યાં નરદલો દાનવ તો કંસાસુર, ત્યારે વેદ તો સામવેદ, ઓચરંતે ગાયત્રી સાતવાર, સત્તાવીસ નક્ષત્ર, પંદરતિથિ, બાર કરણ, નવગ્રહ સુરમંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી, ઋષિઓને સ્થાપી, કંસાસુર દાનવને સંહારી, પાંડવ વિદૂર સહદેવ ભકતોને ઓધ્ધાર્યા, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારી, જે કોઈ ચિત્ત હરિશું લાવે તેના ધર્મ વધેને પાપનો ક્ષય થાયે, ભાઈ નમો નમો પરબ્રહ્મ નારાયણના નામને જોગે રૂપે સદ્ગોર બ્રહ્મા નર નારાયણ હોય આજ રૂપને ધ્યાઈએ હો મુનિવરો.

॥ ઈતિશ્રી કૃષ્ણઅવતાર સમાપ્ત ॥

॥ ૐ તત્ સત્ પરબ્રહ્માર્પણમસ્તુ ॥

એકવાર વિશ્વામિત્ર અને નારદ મુનિ દ્વારકામાં જઈને એક ઉપવનમાં બેસીને જ્ઞાનચર્ચા કરતા હતા. એટલામાં કૃષ્ણના પુત્રો ત્યાં રમવા માટે આવ્યા. તેમણે સાંબાને સ્ત્રીવેષ પહેરાવીને સજાવી હતી અને ઋષિ પાસે જઈને એ સ્ત્રીને શું બાળક થશે એમ ઠઠા મશ્કરીમાં પુછયું. પરંતુ તેનું કપટ જોઈને વિશ્વામિત્રને ગુસ્સો આવ્યો અને એ બોલ્યાઃ 'આનાથી એક ખાંડણી થઈને એ તમારો સંપૂર્ણ કુળ સંહાર કરશે.' આમ શ્રાપ આપી ઋષિ ત્યાંથી નીકળી ગયા. બાળકોએ આ વર્તમાન શ્રીકૃષ્ણને જણાવ્યો ત્યારે એ બોલ્યા, 'ઋષિ વાકય કદી પણ ખોટું થશે નહીં.' તેમણે સાંબાનું લપેટેલું વસ્ત્ર કાઢતાં જ તેમાંથી ખાંડણી બહાર પડી. ઉગ્રસેન અને યાદવે એને ઘસીને ચૂરો કર્યો અને વધેલો ટુકડો સમુદ્રમાં નાંખી દીધો. એ ટુકડો એક માછલીએ ગળ્યો. તે એક વ્યાધના જાળીમાં ફસાઈ. તેણે તેને કાપ્યા પછી તેના પેટમાંથી પોલાદી લોખંડનો ટુકડો નીકળ્યો. એ વ્યાધે એનાથી પોતાના બાણની ટોક ઘડી. ખાંડણી ઘસીને થયેલા ચુરાથી સમુદ્ર તીર પર ભાલા જેવું તિક્ષ્ણ ઘાસ ઉગ્યું. અહીં દ્વારકામાં શ્રી કૃષ્ણએ રાજ આજ્ઞા આપીને મદ્યપાન બંધ કરાવ્યું. મદ્યપાન જે કરશે એને શુળી પર ચઢાવાશે એમ સુચવવાથી દ્વારકામાં કોઈ મદ્ય પીતુ નહોતું. આ પ્રમાણે સર્વ યાદવ ખુબ સાવધગીરીથી રહેતા હતા. છતાં સમય આવે એક દિવસ તેમનો દુષ્ટ કાળ આવ્યો. અને એ પ્રમાણે ઉત્પાત અને અનેક દુશ્ચિન્હો થવા લાગ્યાં. ઉંદરો, સ્ત્રી પુરૂષોના વાળ તોડવા લાગ્યા, કાગડા ઘુવડની જેમ બુમો પાડવા લાગ્યા, સફેદ અને તાંબડે પગના પક્ષી યાદવોનાં ઘર પર બેસવા લાગ્યાં. યાદવ પણ એકમેકના અપમાન કરી પાપાચારી થયા. એકલા કૃષ્ણએ માત્ર કોઈની અવજ્ઞા કરી નહીં. માત્ર આ પ્રકાર જોઈને 'મહાભારત યુધ્ધમાં કુરૂનો ક્ષય થયો તેમ યાદવોનો ક્ષય થશે.' એવો ગાંધારીનો શ્રાપ તેમને યાદ આવ્યો. પછી એક દિવસ શ્રીકૃષ્ણએ પર્વણી જોઈને બધાને પ્રભાસ ક્ષેત્ર પાસે સ્નાન માટે જવા કહ્યું.

એ પ્રમાણે બધા પોતાની સ્ત્રીઓ અને બાળકોને સાથે લઇને પ્રભાસ તીર્થ પર ગયા અને અહીં ભગવાન શ્રીકૃષ્ણ ઉધ્ધવને સાથે લઇને દુર નીકળી ગયા. ત્યાં તેમણે ઉધ્ધવને સંપૂર્ણ ભાગવત ધર્મનું મુકિત પ્રદ લઇ જનાર આત્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો.

શ્રીકૃષ્ણ બોલ્યાઃ 'ઉધ્ધવ, જગત એ બધું માયાની રમત છે. આટલા દિવસ મૃત્યુલોકમાં સહવાસ થવાથી મને સહજ રીતે આ મુર્ત્યલોક વિષયે પ્રેમ ઉત્પન્ન થયો છે એ માટે આ લોકોને છોડતાં દુઃખ લાગે છે. આ મૃત્યુલોકનું જીવન અત્યંત ક્ષણભંગુર છે અને હું પૂર્ણ જાણું છું. વીજળી ચમકે છે અને નહીવત્ થાય છે, એ પ્રમાણે આ લોકોની સ્થિતિ છે. જયા સુધી આ શરીરમાં આત્મા હોય છે ત્યાં સુધી આ શરીરની શોભા છે. આત્મા શરીરને છોડયા પછી આ શરીરની યોગ્યતા મુકિત કરતાં પણ ઓછી થાય છે. પ્રાણોત્ક્રમણાના સમયે સાંભળવાની શકિત દિશા હરણ કરે છે. નેત્રની દ્રશ્યશકિત સૂર્ય હરણ કરે છે. દાંતની શકિત વરૂણ નહીવત કરે છે. જઠરાગ્નિ જીભની શકિત નહીવત કરે છે. પાણી એ રકતનું આકર્ષણ કરી લે છે. વાયુ સ્નાયુને નિશ્ચેષ્ટ કરે છે. શરીરમાંના તત્વ આકાશમાં જાય છે. શરીર પંચતત્વમાં ભળે છે અને આત્મા માત્ર તેમજ કાયમ રહે છે. એ ફરી બીજો દેહ ધારણ કરે છે. તેને મૃત્યુ નથી. એ ચિરંજીવ છે અને તેને જ મુકિત છે. મૃત્યુલોક એ વિકટ છે જ પણ મુકિતનું સાધન એ મૃત્યુ લોકે સુલભ છે. આ લોકે ભોગવવા પડતા દુઃખ અને સુખ એ જેમનાં તેમનાં કર્મનાં ફળ છે. મૃત્યુલોકે જ્ઞાનદ્રષ્ટિ ઓછી થઇને માયાનો પ્રભાવ અધિક હોવાથી ભોગપ્રવૃત્તિ વધી છે. આ જગતમાં કેટલાંક કીડાં એવા છે કે એ પોતે કોશ તૈયાર કરીને એમાં પોતે ફસાઇ જાય છે અને જયારે જ્ઞાનદ્રષ્ટિ પ્રાપ્ત થાય ત્યારે તે આકાશમાં ઉડી જાય છે, માટે કોશમાં ઉડીને જવાની એમને શકિત હોય છે. પાંખો હોય છે. પણ કોશના બહાર પડવાની એમને બુધ્ધિ જ હોતી નથી. એ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય માયા બંધનમાં ફસાઇ ગયો હોય છે. આ બંધનો તોડવા માટે જ્ઞાન એ અવશ્ય જોઇએ. જ્ઞાન અને ઉપાસના એ આત્માની ઉન્નતિમાં આ લોકનાં મુખ્ય સાધન છે. તેમાં ભકિત અવશ્ય છે. ભકિતથી જ જ્ઞાનપ્રાપ્તિ થાય છે ભકિત ન કરતાં એકદમ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરવો મુર્ખપણું છે. કર્મ ભકિત અને જ્ઞાન એ જ આ લોકોનું અનુષ્ઠાન છે. આત્માની ઉન્નતિ માટે માટે ભકિત એ જ સરળ સાધન છે. ઇશ્વરનું નામ સાંભળવું એ ભકિતનું પહેલું પગથીયું છે. ઇશ્વરનું ભજન, તેનું સ્મરણ, પાદસેવન, વંદન, અર્ચન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એટલે સમર્પણ એ એવાં આગળનાં પગથીયાં છે. ઉધ્ધવ તું જ્ઞાતા છે. તને બધું કંઇ સમજાય છે અધિક કહેવું નથી. હું હવે વૈકુંઠ થઇશ. ત્યારે તું અહીં ન રોકાતાં બદ્રિકાશ્રમે જઇને પોતાના આયુષ્યનો સારી રીતે ઉપયોગ કર. જતી વખતે વ્યાસને મારો સંદેશો કહીને મોકલ.' કૃષ્ણએ ઉધ્ધવને એમ કહ્યા પછી તેમનું હૃદય ભરાઇ આવ્યું. તેણે કૃષ્ણના પગ પર મસ્તક મુકયું. ખુબ જડ અંતઃકરણથી ઉધ્ધવે ભગવાનનો સંદેશ અને આશીર્વાદ લીધા. પ્રથમ તો વ્યાસના આશ્રમમાં જઇને શ્રીકૃષ્ણનો સંદેશ તેમને જણાવ્યો અને પછી બદ્રિકાશ્રમ તરફ પ્રયાણ કર્યુ.

અહીં પ્રભાસ તીર્થ આવ્યા પછી શ્રીકૃષ્ણ દ્વારકામાં નથી એમ જોઇને યાદવોએ યથેચ્છ મદ્યપાન અને માંસભક્ષણ કર્યુ અને ઉન્મત્ત થઇને એક બીજાના દુર્ગુણો કાઢીને ઝઘડવા લાગ્યા. છેલ્લે તેમનો ઝઘડો વિકોપ ગયો અને તેઓ અંદર અંદર લડવા લાગ્યા. કેટલાંકે સમુદ્ર તીરે ઉગેલું એ તીક્ષ્ણ ઘાસ ઉખાડીને મારવાની શરૂઆત કરતાં જ યાદવોનો સંહાર થવા લાગ્યો. એટલામાં શ્રીકૃષ્ણ પણ ત્યાં આવ્યા. તેમણે યાદવોને વારવાનો ખુબ પ્રયત્ન કર્યો પણ કોઇ એ સાંભળ્યું જ નહીં. શ્રીકૃષ્ણએ દારૂકને કહ્યું કે, 'તું પાંડવો પાસે જઇને યાદવોનો ક્ષય થવાનું જણાવ અને અર્જુનને અહીં મોકલવા ધર્મરાજાને કહે.' દારૂક હસ્તિનાપુર નીકળી ગયો. શ્રીકૃષ્ણએ બધી સ્ત્રીઓને સુરક્ષિત જગ્યાએ પહોંચતી કરી અને અર્જુન ત્યાં આવી સ્ત્રીઓને લઇને જાય ત્યાં સુધી તમે આમનું રક્ષણ કરો એમ ત્યાંના લોકોને કહ્યું. શ્રીકૃષ્ણએ કહ્યુંઃ હું બલરામ

સાથે વનમાં જઈને તપ કરનાર છું. હવે આ દ્વારકા નગરી તરફ મારાથી કંઇ જોવાતું નથી, એમ કહીને દ્વારકા નગરીને સમુદ્રમાં ડુબાડી દીધી. શ્રીકૃષ્ણના અપ્રિય શબ્દ સાંભળીને અને અઘોર કૃત્ય જોઇને બધી સ્ત્રીઓ ભયભીત થઇને આક્રાંત કરવા લાગી. શ્રીકૃષ્ણએ એમને આશ્વાસન આપ્યું કે જલ્દી અર્જુન અહીં આવીને તમારું દુઃખ નિવારણ કરશે. એમ કહીને એ વનમાં ગયા. ત્યાં બલરામ આસન પર બેસીને યોગધારણ કરતા હતા. એ સમયે તેના મુખમાંથી એક સહસ્ત્ર ફણોનો શ્વેતનાગ બહાર પ્રગટ થયો. કૃષ્ણએ એની સામે જોતાં જ તે સમુદ્રમાં વિલીન થઇ ગયો. ત્યાં અનેક નાગ તેમની સ્તુતિ કરવા લાગ્યા.

ઉધ્ધવે શ્રીકૃષ્ણનો સંદેશો વ્યાસને જણાવતાં જ અંતરજ્ઞાનથી જાણીને 'અંતઃકાળના સમયે શ્રીકૃષ્ણ પોતાને બોલાવે છે. પણ એ છેલ્લું દ્રશ્ય પોતાનાથી જોવાશે નહીં માટે અનુષ્ઠાન પત્યા પછી આવું છું.' એમ વ્યાસે જણાવ્યું. અહીં ધર્મરાજાની પણ એજ સ્થિતિ થઇ. તેમણે પાર્થને બોલાવીને કહ્યું કે, 'અર્જુન, કૃષ્ણએ નિજધામ જવાની તૈયારી કરી છે અને તેમને છેલ્લે તને મળવાની ઇચ્છા છે, તો તું જા પણ હવે દેવોથી દુરથી જ વાત કરજે કારણ તેમના શરીરનો સ્પર્શ કરવાથી તારી સર્વ શકિત ક્ષીણ થશે એમ પાર્થને સુચના આપીને ધર્મરાજાએ તેને મોકલ્યો.

યાદવોના સંહારથી અનિરૂધ્ધ પુત્ર વજ્રનાભ એ એક માત્ર જીવતો રહ્યો. આ બધો અનર્થ જોઇને શ્રીકૃષ્ણને ખુબ જ દુઃખ થયું. પ્રભાસ ક્ષેત્ર ભાલુકા તીર્થ પર જઇને એ એક પિંપળના વૃક્ષ નીચે શોકાતુર થઇને યોગનિદ્રામાં મગ્ન થયા હતા, ત્યારે શિકાર કરવા માટે આવેલા પારધીએ કૃષ્ણના પગ પરનું પદમ હરણની આંખ પ્રમાણે લાગ્યું અને તેણે માછલીના પેટમાંથી નીકળેલ લોખંડના ટોકનું બાણ પગનો નિયમ લઇને કૃષ્ણના શરીર પર છોડયું. બાણ બરાબર લાગ્યું છે જોતાં જ પારધી શિકારની આશાથી પાસે આવ્યો તો જુએ છે કે પોતાના બાણથી શ્રીકૃષ્ણ ઘાયલ થઇને વિહવળ પડયા છે એમ તેણે જોયું. એ પ્રકારે જોઇને પારધીને અત્યંત દુઃખ થયું અને તે કૃષ્ણ પાસે ક્ષમા માગવા લાગ્યો. ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યાઃ 'પારધી આમાં તારો કોઇ દોષ નથી. તારા પૂર્વજન્મમાં તને આ રીતે મેં માર્યો હતો. એક કર્મનુ ફળ યોગ્ય મને મળ્યું છે. મૃત્યુલોક એ કર્મભૂમી છે. અહીં કર્મ ભોગવ્યા સિવાય છુટકો નથી. હવે હું સુખેથી મારા પ્રાણોત્ક્રમણ કરીશ.' શ્રીકૃષ્ણ ભગવાન આમ બોલે છે ત્યાંજ અર્જુન આવ્યો. તેને જોતાં જ કૃષ્ણને સમાધાન થયું અને તેમણે કહ્યું, 'અર્જુન સારા સમયે આવ્યો. પ્રાણોત્ક્રમણ સમયે ગંગોદક મુખમાં પડે એવી ઇચ્છા છે.' કૃષ્ણની ઇચ્છા જોઇને પાર્થએ ભૂમી પર બાણ મારીને ગંગા ઉપર લાવી અને એક પાત્રમાં ગંગોદક લઇને એ પાત્ર અર્જુને શ્રીકૃષ્ણને હાથમાં આપ્યું. શ્રીકૃષ્ણનો સ્પર્શ થતાં જ અર્જુનની સર્વશકિત નહીવત થઇ. શ્રીકૃષ્ણ પરમાત્માએ ગંગોદક પ્રાશન કર્યુ અને દેહ મુકયો. પછી અર્જુન સર્વ ઔર્ધ્વદૈહિક કર્મ અનિરૂધ્ધ વજ્રનાભ પાસે કરાવ્યું. પછી તેને અને સ્ત્રીઓને લઇને એ હસ્તિનાપુરમાં આવતી વખતે રસ્તામાં ચોરોએ અર્જુનને લુંટયો. સ્ત્રીઓનું અપહરણ કર્યુ. ચોર અર્જુન પર પ્રહાર કરવા આવ્યા ત્યારે તેણે પોતાના ગાંડીવ ધનુષ્યમાં હાથ નાંખ્યો પણ એ ધનુષ્ય એનાથી ઉપાડાયું નહીં પછી ચાલવાની વાત કયાંથી. એટલો મોટો વીર પણ શકિત નહીવત થવાથી તેને એ વખતે ચોરોએ તેને લુંટી લીધો. હસ્તિનાપુરમાં આવ્યા પછી અર્જુને અનિરૂધ્ધના પુત્ર વજ્રનાભને ઇન્દ્રપ્રસ્થમાં સિંહાસન પર બેસાડીને તેમના નામથી રાજકારભાર ચલાવ્યો. ભગવાન કૃષ્ણ આ દેહથી વૈકુંઠમાં ગયા રૂક્ષ્મણીએ પ્રાણત્યાગ કર્યો.

અર્જુન પછી વ્યાસના આશ્રમમાં ગયો ત્યારે વ્યાસે તેને કુશળવૃત્ત પુછયું પણ એ વ્યગ્રચિત્ત હોવાથી કંઇક જ ન બોલતાં ખિન્ન વદનથી ઉભો રહ્યો હતો. ત્યારે વ્યાસે તેને કહ્યું, 'અરે તું આમ ખિન્ન કેમ છે ? શું તારા હાથે કોઇ નપુંસક, સ્ત્રી કે બ્રાહ્મણની હત્યા થઇ છે કે ? અર્જુને ઉત્તર આપ્યો, 'મારા પ્રિય કૃષ્ણ સ્વર્ગમાં ગયા અને પ્રભાસ તીર્થ

પર બધા યાદવોના ક્ષય થયો. મારાં બાણ અને અસ્ત્ર ફોગટ થઈને મારી સાથે રહેલી સ્ત્રીઓને ચોરો એ લુંટી લીધી માટે હવે આ પ્રાણ રાખવા જેવું મને લાગતું નથી.'અર્જુનની આ વાણી સાંભળીને વ્યાસે તેને કહ્યું, 'અરે આ બધું બ્રહ્મશ્રાપને કારણે થયું છે. શ્રીકૃષ્ણ અને તે મળીને ભૂમીનો ભાર હરણ કરીને ગોબ્રાહ્મણ પર ઉપકાર કરેલા પરંતુ આ બધી કાળની રમત છે એ શોક કરવાથી શું વળશે ? તેમજ તારા જેવાએ આત્મઘાત કરવો અનુચિત છે ? વ્યાસે આ પ્રમાણે સમાધાન કર્યા પછી એ હસ્તિનાપુરમાં પાછો આવીને ધર્માદિકને મળ્યો. પછી બધાએ સાથે મળીને વિચાર કર્યો કે હવે દ્વાપર યુગ સંપન્ન થઈને કલિયુગ શરૂ થાય છે. તો આ કલિયુગમાં આપણને રાજ્ય કરવું મુશ્કેલ છે. માટે આપણે હાથે થયેલા ગોત્રહત્યન માટે એકાદ શાંતિયજ્ઞ કરીને તેમાં પિતૃગણ, આપ્ત, મિત્ર, ગુરૂ બંધુ વગેરેનું શ્રાધ્ધ આદિ કરીને મોટો યજ્ઞ કરવો. બ્રાહ્મણોને યથેચ્છ દાનધર્મ કરીને પાપ નિવૃત્ત થવું અને નિર્મળ નિશ્ચળ મને હરિ સંકિર્તન કરીને આ દેહનો ત્યાગ કરવો એવો તેમણે વિચાર કર્યો અને એ પ્રમાણે યાજ્ઞાનુષ્ઠાન માટે દેશ દેશના વિદ્વાન પંડિત નિષ્ણાત બ્રાહ્મણોને આમંત્રણ આપીને બોલાવ્યા. સમય પરિવર્તનને કારણે અને જ્ઞાનાહંકારને કારણે અને કાલ પભાવથી બ્રાહ્મણોની વૃત્તિમાં ખુબ જ વિકૃતપણું આવ્યું હતું. તેમણે ધર્મરાજાને કહ્યું, 'રાજા અમે યજ્ઞ કરીએ પણ અમને ઈચ્છિત દાનધર્મ કરવાથી જ પ્રસન્ન થઈને આશીર્વાદ આપીશું, એનાથી તમારા શિર પર રહેલ કુળગોત્ર હત્યાનું પાતક નિવારણ થશે પણ પાછળના અનુભવથી તમે મધ્યંતરમાં અ યજ્ઞ છોડીને ઉઠી ગયો તો તેનો દોષ અમારી ઉપર રહેશે નહીં. કારણ ગત સમયે એક નોળીયાએ આવીને આ યજ્ઞ સફળ થશે નહીં એવો દોષ લગાવ્યો હતો. તેમજ જ હવે આ વખતે કોઈ એકાદિ નાસ્તિક કાપાલિક ચાંડાળ આવશે અને આ યજ્ઞ ભંગ કરશે. એ યોગે વાદવિવાદ થવાનો સંભવ છે, તો તેમ ન થાય માટે તેનું પાલન સારા પ્રકારે થવું જોઈએ. અર્જુન હતબળ થયો છે માટે ભીમને દ્વારપાલ રાખવો. બાકીના ભાઈઓએ યજ્ઞદીક્ષા આપવી. અનુષ્ઠાન પૂર્ણ થયા સિવાય વચ્ચે ઉઠવું જ નહીં. અમારા કહ્યા પ્રમાણે વર્તશો તો તમારં બધાં પાતક નિવારણ થશે. કુળગોત્ર હત્યાનું પાતક થઈને સર્વ પિતૃગણ સાથે આપ્ત, ઈષ્ટમિત્ર, બંધુ વગેરેને શાંતિલાભ અને તમને પણ મનઃશાંતિનો લાભ થશે.' આ પ્રમાણે આશ્વાસન અને સુચના આપીને પંડિતોએ યજ્ઞની શરૂઆત કરી.

અહીં પ્રભાસ ક્ષેત્ર પર ભાલુકા તીર્થમાં જે ઠેકાણે ભગવાન શ્રીકૃષ્ણએ પ્રાણ છોડયા, ત્યારે અર્જુને શ્રીકૃષ્ણના દેહને અગ્નિસંસ્કાર કર્યો અને તર્પણ કરીને અર્જુન ત્યાંથી આગળ વ્યવસ્થા કરવા માટે પ્રયાણ કર્યુ. એ શ્રીકૃષ્ણનો દેહ પૂર્ણપણે બળ્યો નહીં. યુગપરિવર્તનથી તેમાં પૃથ્વીતત્વ અધિક થયું. અગ્નિતત્વ ક્ષીણ થયું, માટે હાથ પગની આંગળીઓ, નાક, કાન, વાળ વગેરે નાજુક અવયવ ફકત બળ્યા. શરીર પર ઠેક ઠેકાણે એવા પ્રકારે અપૂર્ણ બળેલ આ દેહ કોનો છે એવો વિચાર ત્યાં આવેલ કેટલાક લોકોએ કર્યો. પણ તેમણે પાછો એ અર્ધ બળેલ દેહ બાળવાનો પ્રયત્ન ન કરતાં લાકડાની પેટીમાં મુકી સમુદ્રમાં ફેંકી દીધો. સમુદ્રમાંની એક મોટી જળચર માછલી સમુદ્ર પર્યટન કરતી કરતી ત્યાં ભટકતી હતી એ સમયે એ પેટીને તે તેનો પોતાના વાસ્તવ્ય સ્થાને લઈને જવા એ ઉદ્દેશથી મુખમાં પકડીને દક્ષિણ સમુદ્રમાં થઈ પૂર્વ સમુદ્રમાં વોડસ્યાપઠ જગન્નાથપુરીની નજીક લઈ આવી. એ સમયે પુરીમાં વીરપાલ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને કંઈક કર્મદોષથી બ્રહ્મહત્યાનું મહાપાતક લાગ્યું હતું, એ નિવારણ કરવા માટે તેણે ભગવાનની મનોમન પ્રાર્થના કરી. ઈશ્વરકૃપાથી તેને પ્રેરણા થઈ. 'તું સમુદ્ર તીરે જઈને એક જળચરના મુખમાં રહેલ પેટીને છોડાવીને ઘરે લાવ અને એકવીસ દિવસ સુધી સુરક્ષિત ઓરડામાં પુરીને મુક. એકવીસ દિવસ પછી સ્નાનાદિક કરીને પવિત્ર થઈને એ પેટી ખોલ જે અને અંદર રહેલા દેહનું દર્શન કરી લે એટલે તું દોષમુકત થઈશ.' આ પ્રમાણે પ્રેરણા થયા પછી રાજા સાગર કિનારે જઈને રાહ જોવા લાગ્યો. એટલામાં તેને દુરથી એક મોટી જળચર મુખમાં એક પેટી લઈને આવતી દેખાઈ. રાજાએ તાત્કાલીક બાણ મારીને જળચરનો નાશ કર્યો અને એના મુખમાંથી તે પેટી કાઢીને ઘેર લાવ્યો. પંદર દિવસ પછી રાજાએ અધીર

થઈને કુતુહલવશ પેટી ખોલીને જોઈ તો તેમાં દેહના હાથ પગની આંગળીઓના અંકુર ફુટતાં હતાં અને નાક અને કાન એના જગ્યાએ પણ તેવા જ અંકુર ફુટે છે, સજીવન થઈને અગ્નિની જવાળા લાગેલ તે ભાગમાંથી રકત લોહી વહે છે એમ એ સ્વરૂપ જોઈને રાજા મનમાં ગભરાયો. ભગવાનની આજ્ઞા પ્રમાણે પોતે પૂર્ણ મુદત ન થવા દેતાં અધીરતાથી વચ્ચે જ ખોલીને જોયું માટે તેને પશ્ચાતાપ થયો. એ કલેવરાધિષ્ઠમાં ભગવાનનાં દર્શનથી રાજાનું પાતક તો દુર થયું અને એ પૂર્વ રીતે સુખી થયો. વીરપાલ રાજાએ જગન્નાથ નામથી જગન્નાથપુરીમાં એ જ સ્વરૂપમૂર્તિની સ્થાપના કરી માટે ત્યાંની મૂર્તિ હાથ, પગ, નાક, કાન નથી. તેને જે સ્વરૂપે ભગવાનના દર્શન થયાં એ જ સ્વરૂપની તેણે સ્થાપના કરી છે. ત્યાંથી એ ભગવાનનું સ્વરૂપ એ જ રૂપે હસ્તિનાપુરમાં પાંડવોના રાજદ્વારે આવી ઉભુ રહ્યું એ બુધ્ધ અવતાર છે.

આ પ્રકારે અહીં કૃષ્ણ અવતાર સંપૂર્ણ થઈને ભગવાને એજ પોતાના દેહમાં ધારણ કરેલ એવો નવમો બુધ્ધ અવતાર પ્રગટ કર્યો. નિજધામમાં પ્રયાણ કરતી વખતે ભગવાને વિચાર કર્યો કે, કૃષ્ણ રૂપ ધારણ કરીને પોતે જે અવતાર કાર્ય કર્યા એ બહુશાંતીથી પૂર્ણ થયાં પણ તેમાંથી છેલ્લો ભાગ પાંડવોનો ઉધ્ધાર કરવો હજુ બાકી રહેલો છે. પોતાના પશ્ચાત કલિયુગના પ્રવાહમાં પોતાના પ્રેમાળ ભાવિક ભોળા સદ્‌ભકત ભોળવાઈ ન જાય તે માટે મુકિતમાર્ગ પર લાવી છોડાવવા એ માટે તેમણે પોતાના પહેલાના શરીરનો ઉપયોગ કરીને એમાં હજુ પણ વિકૃતિ ઘડી લાવી અને પાંડવોને સત્યધર્મનો ઉપદેશ કરવા માટે એમના યજ્ઞદ્વારે ગયા પાંડવોનો એ છેલ્લો યજ્ઞ ચાલતો હતો. કુળગોત્ર હત્યાનું પાતક નિવારણ થાય માટે એ અનુષ્ઠાન માંડેલું જોઈને ભગવાનને આશ્ચર્ય થયું. પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ, વેદમૂર્તિ વ્યાસ જે યજ્ઞમાં ઉપસ્થિત હતા એ પણ સફળ થયા નહીં પછી હવે શ્રીકૃષ્ણ પણ નથી, વ્યાસ પણ નથી અને અનેક પવિત્ર ઋષિમુનિઓ પણ નથી તો પછી આ યજ્ઞ કઈ રીતે સફળ થઈ શકશે ? આવા પ્રયત્ન કરીને પાપનિવૃત્તિ કરવાનો કેટલોય પ્રયાસ કર્યો છે. મનસ્થૈર્ય, આત્મબળ શુચિર્ભૂતપણા, અહિંસા, સત્ય રહ્યા સિવાય યજ્ઞનો શ્રયે મળતો નથી અને યજ્ઞનું શ્રેય એટલે કંઈ મુકિત નથી. મુકિતલાભ માટે જે સાધનોની આવશ્યકતા છે એનું યોગ્ય માર્ગદર્શન પોતાના સદ્‌ભકતોએ કરવું એ ઉદ્દેશથી ભગવાને આ નવમો બુધ્ધ અવતાર ધારણ કર્યો.

ત્રીજા દ્વાપર યુગના સમયકાળમાં શ્રી વિષ્ણુ ભગવાને શ્રીકૃષ્ણ અવતાર ધારણ કર્યો ત્યારે સદ્‌ગોર વેદમ વ્યાસ સામવેદના આધારે સતપંથ ધર્મ સમજાવ્યો હતો. ત્યારે સામવેદની ગાયત્રી મંત્રનો પ્રભાવ હતો.

## -: શ્રી કૃષ્ણ અવતાર સંપૂર્ણ :-

અત્રેથી અપુરૂષ વેદવાણી પ્રમાણે હરિઅંશ નવમા શ્રી બુધ્ધ અવતારે હરિઅંશના નામે જાય છે.



શ્રી બુદ્ધ અવતાર

**શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા સત્ય છે.**



**बुद्धरुपं समासाद्य सर्वरुपं परायणः ।**
**मोहयन्सर्वभूतानि तस्मै मोहात्मने नमः ॥**



સર્વરૂપ પરાયણ એવા શ્રી વિષ્ણુ ભગવાન શ્રી બુધ્ધનું રૂપ ધારણ કરીને સર્વ પ્રાણીઓને મોહિત કર્યા હતા તે ભગવાન બુધ્ધ અવતારને હું નમસ્કાર કરૂ છું.

**શ્રી કૃષ્ણ ભગવાનના પ્રદ્યુમન, અનિરૂધ્ધ, શેષસ્થાન, બિલસ્થાન, વેણી વચ્છરાજ, સિંહરાજના અંશતો શ્રી બુધ્ધ અવતાર**

# શ્રી બુદ્ધ અવતાર

## ॥ અવતાર નવમો ॥

**પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું**
**ॐ નમો શ્રી સદ્ગોર પાત્ર બ્રહ્મા શ્રી વેદમ વ્યાસ મહારાજ**
**આદ્ય વિષ્ણુ નિરંજન શ્રી બુધ્ધ ભગવાન તમારી આશીષે.**

**॥ શ્રી સત્ગોર વાચા ॥**

૧: અવતારનું સ્વરૂપ

શ્રી હરિનો આઠમો અવતાર પુરો થાય, અવતાર નવમાનો સદ્ગોરે કહ્યો મહિમાય. ॥૧॥
નવમા શ્રી બુધ્ધ અવતારના પરછા લખ્યા છે જાણ,તમે સુણો મુનિવરો એકચિત્ત થઇ પરમાણ. ॥૨॥
નવમા રૂપે શ્રીહરિ થયા બુધ્ધ અવતાર, કલ્યાણકારી રૂપ લીધું છે દેવ મુરાર. ॥૩॥
મુખ ચંચા પગ વંકા જાણ, પહેર્યા વસ્ત્ર મલીન નિરવાણ. ॥૪॥
ગલત્ર કોઢ શરીરે વહે, તેની પાસે કોઇ ઉભુ નવ રહે. ॥૫॥
દુર્ગંધ ગંધાયે શરીર, એસો રૂપ લીયો શ્રીજીએ સધીર. ॥૬॥
એસો વિકટ રૂપ લીધું યદુરાયે, શ્રીજી તે પાંડવ દ્વારે પોતે જાય. ॥૭॥
જયારે વિકટરૂપ હરિનું દેખાયે, ત્યારે પાંડવ દ્વારે ઉભા છે ભીમ રાયે. ॥૮॥
ત્યાં પાંડવ યજ્ઞ હોમ જ કરે, અને બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે. ॥૯॥

૨: હિન્દુ ધર્મને ઊતરતો બતાવ્યો

લાગ્યો કલિયુગ ને દ્વાપર ગયો, સર્વ દેવ ઋષિ ગુપ્ત હોઈ રહ્યો. ॥૧૦॥
કલિયુગ માહે બહુ પાપ કહેવાયે, દેવ ઋષિવરે એથી છોડયા ઠાયે. ॥૧૧॥
ત્યારે યુધિષ્ઠિરે કર્યો વિચાર, પુછો બ્રાહ્મણને વેદનો સાર. ॥૧૨॥
સુણો બ્રાહ્મણો યુધિષ્ઠિર જો કહે, એ કૌરવનું પાપ અમ શિર ઉપર રહે. ॥૧૩॥
અક્ષૌણી અઢારની હોઈ છે ઘાત, તેનો અમ શીર ચડીયું છે પાપ. ॥૧૪॥
સુણો રે બ્રાહ્મણો પુછું છું ભેદ, એ પાપ તણો કેશો હોય નિમેખ. ॥૧૫॥

ભગવાન શ્રી હરિના નવમા બુધ્ધ અવતારનું વર્ણન પરમપૂજ્ય સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજ સદ્‌ભક્તોને કહે છે કે, હે મુનિવરો ! તમે એકાગ્ર ચિત્તથી શ્રવણ કરો. બુધ્ધ અવતારનું સ્વરૂપ દેખાવામાં એકદમ કુરૂપ છે. હાથ પગ વાંકા થયેલા, મલીન વસ્ત્ર પરીધાન કરેલ, કોઢ નીકળેલ એમ એ અષ્ટવક્ર જેવું સ્વરૂપ જોઈને કોઈને પણ એ વિષયે ધૃણા જ ઉત્પન્ન થાય. એવા પ્રકારના વિદ્રુપતામાં હજુ એમના આખા શરીરમાં દુર્ગંધી રકતનો પ્રવાહ વહેતો હતો એવું તે મલીનરૂપ, હાથમાં પલાશદંડ લઈને એ પણ જેમ તેમ કરીને ટેકાવતા ટેકાવતા ને એની ઉપર પોતાનો અમંગળ દેહનો જેમ તેમ કરીને ભાર સહન કરતા કરતા એ પાંડવોના યજ્ઞદ્વારે ઉભા રહ્યા. એ વિકટ સ્વરૂપ જોઈને કોઈ પણ એની પાસે કોઈ ઉભું રહી શકે નહીં એવા પ્રકારનું એ સ્વરૂપ હતું. ભગવાને સદ્‌ભક્ત પાંડવોના ઉધ્ધારનો ઉજવલ હેતું મનમાં ધારણ કરીને આ બુધ્ધ અવતાર રૂપ પ્રકાશિત કર્યું હતું. પોતાના બુધ્ધિબળનો ઉપયોગ કરીને પાંડવોએ સંસાર આસકિતમાંથી મુકત કરાવવા માટે તેમણે આરંભેલ મોટો યજ્ઞ બંધ કરાવવા ને ખરો મુકિતમાર્ગનો તેમને ઉપદેશ કરવા માટે એ આવેલ હતા.

યજ્ઞ બંધ કરવા

મહાભારતનું યુધ્ધ પૂર્ણ થયા પછી અને અશ્વમેધ યજ્ઞ પત્યા પછી ભગવાન શ્રી કૃષ્ણ નિજધામમાં ગયા વેદમૂર્તિ વ્યાસ વગેરે સર્વ ઋષિમુનિઓ કલિના પ્રભાવના કારણે ગુપ્ત થઈ ગયા. અશ્વમેધ અસફળ થવાથી હવે આગળ શું કરવું એવો પ્રશ્ન ધર્મરાજને ઉપસ્થિત થયો. એ કારણે વચ્ચે વચ્ચે ભીષ્મ, દ્રૌણ ને કર્ણ વગેરેની યાદ આવીને, વિનાકારણ એમને પોતે મારીને પાપના ભાગીદાર થયા છે એમ તેને લાગતું. એકવાર ધર્મરાજાએ અર્જુનને કહ્યું, 'પાર્થ મને ત્રૈલોકનું રાજ્ય નથી જોઈતું પછી આ એક લોકની કથા શું ?' હવે હું અરણ્યમાં જઈને રહીશ અથવા તીર્થયાત્રા કરીને બાંધવોના વધના પાપ માટે પ્રાયશ્ચિત કરીશ. યુધ્ધ જીતીને આવેલ આ રાજ્ય હું તને આપું છું. તું હવે આ સમગ્ર રાજ્યને સંભાળ. બાંધવાના રકતથી માગેલી આ ભૂમિ મને નથી જોઈતી. હું મારા આત્માનું સાર્થક કરીશ.' એટલું બોલીને ધર્મરાજા સ્તબ્ધ થઈ બેઠા. ત્યારે અર્જુન બોલ્યો: 'હે ધર્મરાજા ! તમે રાજ્યનો ત્યાગ કશો તો લોકો તમારી નિંદા કરશે. રાજ્ય ત્યાગ થવાથી તમને દરિદ્ર, પતિત, અધર્મી સમજીને તમારાથી કોઈ સંસર્ગ કરશે નહીં. અરે ! રાજ્યના યોગથી જ ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચારેય પુરૂષાર્થ સાધ્ય થાય છે. દ્રવ્ય ન હોય તો પ્રાણીનું અમંગળ થાય ! એમ દિલીપ, અંબરીષ, માનધાતા, હરિશ્ચંદ્ર વગેરે અનેક મહાત્માઓએ રાજ્ય કર્યુ. એ માટે રાજ્ય ત્યાગનો વિચાર તમે છોડી દો.' અર્જુન પ્રમાણે જ ભીમનો પણ મત પડયો. એ બોલ્યો: 'રાજ્યહિન ક્ષત્રિયને અમંગલ કહે છે. હે ધર્મરાય રાજ્યનો ત્યાગ કરશો નહી. બધા આશ્રમમાં ગૃહસ્થાશ્રમ ઉત્તમ છે. તેના યોગે સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે. તેના સિવાય બધું વ્યર્થ છે' ભીમ પછી નકુલ સહદેવ ધર્મરાયને પ્રેમથી બોલ્યા: 'હે જ્યેષ્ઠબંધુ, રાજ્ય કરીને જ કીર્તિ મળશે. ચારે પુરૂષાર્થ પણ રાજ્યથી સાધ્ય છે માટે રાજ્યનો સ્વીકાર જ યોગ્ય છે.' દ્રૌપદીએ કહ્યું: 'પતિરાજ, તમે વનમાં હતા ત્યારે કહેતા હતા કે યુધ્ધ કરીને રાજ્ય પ્રાપ્ત થયા પછી હું યજ્ઞયાગ દાનધર્મ કરીશ. બધા વિષયોનો યથેચ્છ ઉપભોગ લઈશ. લોકોનું પ્રતિપાલન કરીશ. એ બધો વિચાર હવે વ્યર્થ ગયો કે શું ? એકવાર જનક રાજાએ રાજ્ય ત્યાગીને ભિક્ષાવૃત્તિ સ્વીકારી ત્યારે તેની રાણીઓએ તેને કહ્યું,

'મહારાજ, તમે રાજ્ય, સ્ત્રીઓ અને પુત્ર એમને ભિક્ષા માગવા લાગશે તો એમાં શું પુરૂષાર્થ છે ? ગૃહસ્થાશ્રમમાં રહેવાથી ચારેય આશ્રમોની સાર્થકતા થાય છે. ભિખારીના હાથે જીવજંતુઓને શું અન્ન મળશે ? એ સાંભળીને ધર્મરાય બોલ્યા: 'રાજ્યોપભોગથી કર્મની ગતિ અને જન્મમરણનું સુખ દુઃખ એ શું ટળવાનું છે ? એ સર્વસંગ પરિત્યાગ કરીને અરણ્યમાં યોગાભ્યાસ કરવાની અંતઃકરણ નિર્મળ થઈને આત્મજ્ઞાન પ્રાપ્તિ થાય છે અને આત્મજ્ઞાન પ્રાપ્તિમાં સંસારથી પૂર્ણ નિવૃત્ત થવાય છે માટે તો વિષયનો ત્યાગ કરીને બુધ્ધિવાન લોકો વનનો આશ્રય કરે છે.' ધર્મરાયના વચન સાંભળીને સભામાં બેઠેલા માન્યવર બ્રાહ્મણ પંડિત બોલ્યા: 'યુધિષ્ઠિર, ઈંદ્રપદ છે એ કંઈ યજ્ઞથી નિરાળું નથી. સાયુજ્યાદિ મુકિતથી યજ્ઞ સિવાય પ્રાપ્ત થતું નથી, એમ હોઈને યજ્ઞ તો રાજદંડ ધારણ કરનારા ગુહસ્થાશ્રમને જ સાધ્ય છે. માટે મહારાજ, તમે રાજદંડનો અથવા ગૃહસ્થાશ્રમનો ત્યાગ ન કરતાં યજ્ઞ કરો એટલે તમારા હાથે થયેલ દોષોનું પરિમાર્જન થઈને તમારા ચિત્તને શાંતિ થશે.'

કહે બ્રાહ્મણ સુણો હો રાયે, માંડો હોમ યજ્ઞ આણે ઠાયે. ॥૧૬॥
સવા સહસ્ત્ર બ્રાહ્મણ વોહોરજો હો રાયે, મન ઈચ્છિત ભોજન દેજો સત્યભાયે. ॥૧૭॥
સુવર્ણપાત્ર સવા સહસ્ત્ર દેજો નિત્ય, એશો યજ્ઞ કરજો એકે ચિત્ત. ॥૧૮॥
એસો બ્રાહ્મણોયે કહ્યારે ભેદ, તો હોયે પાપ તણો નિષેધ. ॥૧૯॥
ત્યાં બ્રાહ્મણ વચને પાંડવ ભુલ્યા જાયે, ત્યાં માંડયો હોમયજ્ઞ તેણે ઠાયે. ॥૨૦॥
ત્યાં રાજા યુધિષ્ઠિર ઘણું રળિયાત થાયે, ઘેર ઘેર ઓચ્છવ મંગળ વરતાયે. ॥૨૧॥
ત્યારે તેડી સહદેવ ને પુછી પેર, ભીમને મોકલો બ્રાહ્મણને ઘેર. ॥૨૨॥
ઓચરે ભીમ પાંડવ યજ્ઞ કરે શુધ્ધિ ભેદ, ત્યાં બ્રાહ્મણ નોતર્યા ચારે વેદ. ॥૨૩॥
આવ્યા બ્રાહ્મણ અસત બહુ પરોડ, આવી ઉભા પાંડવ દ્વારે ક્રોડ. ॥૨૪॥
ત્યાં રચી ભદ્રાસેન ને બેઠા ધર્મરાયે, તહા બ્રાહ્મણને હેમના દાન દેવાયે. ॥૨૫॥
ત્યાં અન્નપાણી વસ્ત્રો નહી લેખ, જયાં ભાવતાં ભોજન સુવર્ણ મુદ્રા અનેક. ॥૨૬॥
અન્નપાણી જયાં પ્રવાહ વહે, ત્યાં રાયે મોકલ્યા ભીમ પોળે રહે. ॥૨૭॥
તેડે ભીમને રાયે શિખામણ દેયે, માંગે પાણી તેણે પાજો રે પેયે. ॥૨૮॥
આવે અભ્યાગત તેને દેજો માન, તેની કરી પૂજા ને દેજો એ દાન. ॥૨૯॥

મહાભારતની કથામાં આવું કોઈ યજ્ઞ જ નથી. એટલે બુદ્ધ અવતાર અને તેના મારફતે બતાવેલ વાતો તદ્દન જુઠ્ઠી છે.

બ્રાહ્મણ પંડિતોએ ધર્મરાજાને કહ્યું, 'મહારાજ આપણો શ્રુતિધર્મ આપણને સ્પષ્ટ કહે છે કે, આપણો ઈષ્ટ હેતુ પરિપૂર્ણ થવા માટે શુધ્ધ ભાવ નિર્મળ ચિત્ત ને શુચિર્મૂર્તતાથી યુકત યથાશકિત યજ્ઞ હોમ હવન યાગ કરવો. સંપૂર્ણ યજ્ઞ કર્મના જ્ઞાતા બ્રાહ્મણોને આદરભાવથી નિમંત્રણ આપીને યજ્ઞકર્મમાં બોલાવવા. દરરોજ સવાસહસ્ત્ર બ્રાહ્મણોની પૂજા અર્ચના કરીને તેમને મનઈચ્છિત દક્ષિણા આપી તેમને સંતુષ્ટ કરવા, વસ્ત્ર અલંકાર ભૂષણ વગેરે દાન કરીને બ્રાહ્મણને પ્રસન્ન કરવાથી તેમના અંતરાત્માથી મળેલ આશીર્વાદથી અને પુણ્યલાભથી તમારાં સર્વ કર્મ દોષ અને કુળગોત્ર હત્યાનું પાતક નિવારણ થશે.' રાજા યુધિષ્ઠિરના મનમાં કુળગોત્રહત્યાની વાત એકાદ કાંટા પ્રમાણે ખુંચતી હતી, એને એ કર્મવિપાક દુર થાય એ માટે આતુર થયા હતા. પંડિતોનાં વચન શિરોધાર્ય માનીને તેણે તાત્કાલીક યજ્ઞકાર્ય આરંભ્યો. ભીમને સર્વત્ર મોકલીને બ્રાહ્મણોને નિમંત્રણ મોકલીને યજ્ઞકાર્યર્થે બોલાવી લાવ્યા. ઘેર ઘેર ઉત્સવ મંગલ ગાન શરૂ થયાં. ધર્મરાજાનું મન અતિશય હળવું ને દયાળુ હોવાથી ક્ષણોક્ષણે તેના ચિત્તમાં પ્રાણિમાત્ર વિષયે દયા પ્રેમભાવ ઉત્પન્ન થાય અને મૃતાત્માના

ગુણ યાદ કરીને શોકાતુર થતા. તેની આ અવસ્થા જોઇને સહદેવે તેને કહ્યું:'ભાઇ યજ્ઞ કાર્ય જેવું મંગલ કાર્ય કરતી વખતે તમે આવા શોકાતુર અને ચિંતાતુર કેમ થાવ છો ? મન શુધ્ધ કરીને વિકારરહિત કરીને દ્રઢ શ્રધ્ધા ભાવથી કરેલ કોઇપણ કાર્ય સફળ થાય છે. આ માટે શોક અને મોહનો ત્યાગ કરી અને દ્રઢ ધૈર્યથી આરંભેલ કાર્ય પાર પાડો.' નાના ભાઇના વચન સાંભળીને ધર્મરાજા ખુશ થયા. તેણે અવભૃત સ્નાન કરીને યજ્ઞવેદી પાસે ભદ્રાસન માંડીને પોતાના બધા બંધુ સાથે, સતી દ્રૌપદી સાથે યજ્ઞકાર્યની સિધ્ધિ કરી. ભીમે સર્વત્ર ફરીને ચારેય વેદોના બ્રાહ્મણ-ઋષિરાજ બોલાવ્યા. બ્રાહ્મણ આવ્યા પણ તેમાં ઘણા એવા ક્રિયાચારહીન અશુધ્ધ વૃત્તિના અને અલ્પજ્ઞ હતા. કલિયુગનો પ્રહર શરૂ થવાથી કાળમહિમા જાણીને ધર્મએ ત્યાં વિશેષ ધ્યાન આપ્યું નહીં. યજ્ઞ શરૂ થયો. ધર્મરાજાએ બ્રાહ્મણોને સંતુષ્ટ કરવા માટે તેમના મનઇચ્છા પ્રમાણે સુવર્ણપાત્રમાં પકવાનોનું જમણ આપીને મનઇચ્છિત દક્ષિણા અને વસ્ત્ર અલંકાર અને સુવર્ણ મુદ્રિકા નિત્ય આપવાનો ક્રમ શરૂ કર્યો. અન્નપાણીનો તો ત્યાં પ્રવાહ જ વહેતો હતો. ધર્મરાજાએ ભીમને આજ્ઞા કરી કે, 'કોઇપણ અતિથિ, ભિક્ષુક, ગોર, ગરીબ, દરિદ્રી, અપંગ આવે તો પણ તેને જે વસ્તુની જરૂર હોય તે તેને આપી સંતુષ્ટ કરવો. કોઇને વિન્મુખ મોકલીશ નહીં. પોતાના દ્વારથી એક પણ અતિથિ ભિક્ષુક અથવા પ્રાણી વિન્મુખ ગયો તો યજ્ઞનું શ્રેય મળશે નહીં. એ માટે કાળજીપૂર્વક ધ્યાન આપીને તેમની સેવા પૂજા અને દેખરેખ કરવાનું કાર્ય સોંપ્યું.

ત્યાં બ્રાહ્મણ વચન બોલ્યા સાર, તમે સુણો યુધિષ્ઠિર કહું વિચાર. ॥૩૦॥
એક ચંડાલ આવશે આણે ઠામ, તે તો યજ્ઞનું તોડાવશે સર્વ કામ. ॥૩૧॥
તે ચંડાલ આવી અહીં કરશે નાદ, તે યજ્ઞમાંહે આવી કરશે ઉત્તપાત. ॥૩૨॥
એ યજ્ઞતણા ધ્વંશ જો કરે, એશો જયોતિષ અમારો ઓચરે. ॥૩૩॥
રાખે દ્વારે પોળીયા મેલો સાર, ભલા બુરા કોઇનાવે આણેઠાર. ॥૩૪॥
ત્યારે ભીમસેનને લાવ્યા તેણી વાર, પોળે રખવાલા મેલો દ્વાર ॥૩૫॥
તેણે દ્વારે ભીમ ઉભા આગેવાન, દ્વારમા ભલો બુરો કોઇ આવે ન જાણ. ॥૩૬॥
જહાં પાંડવ હોમયજ્ઞ જો કરે, તહા બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે. ॥૩૭॥
તે બ્રાહ્મણ વચન બોલ્યા સાર, ત્યાંલગી શ્રીબુધ્ધ આવ્યા દ્વાર. ॥૩૮॥
તહાં નવમે રૂપે હરિ પાંડવ દ્વારે જાયે, બ્રાહ્મણ વચને ભુલ્યા પાંડવ યજ્ઞ કરાયે. ॥૩૯॥
જયાં ગદા ગ્રહીને ભીમ પોળે રહ્યા, ત્યાં યજ્ઞ જાણી અભ્યાગત આવીયા. ॥૪૦॥
દ્વારે જઇ ભીમ બેઠા છે તતક્ષણુ, દેખી શ્રીહરિ રૂપને અચંબે ઘણું. ॥૪૧॥
વિકટ રૂપ લઇ હરિ આવ્યા છે જાણ, પણ શ્રીજી મુખથી બોલે અમૃતવાણ. ॥૪૨॥
કલિયુગ સંધે બ્રાહ્મણ ભુલ્યા છે જાણ, ખબર અવતાર પાત્રની ના જાણે નિર્વાણ. ॥૪૩॥
તહા વિકટ હરિ રૂપને દેહી ગંધાયે, પણ સ્વામીની દ્રષ્ટિ સામું નવ જોવાયે. ॥૪૪॥
દુષ્ટ ગંધ ગંધાયે હરિનું શરીર, એસો રૂપ લીયો યદુનાથ શ્રીહરિયે. ॥૪૫॥
ત્યાં મહાવિકટ રૂપ ભીમ જુએ જયાં નેણ, ત્યારે ભીમસેન બોલે છે અચંબે ત્યાં વેણ. ॥૪૬॥ 

ધર્મરાજાએ ભીમને સુચના આપતાં જ બ્રાહ્મણ પંડિતોએ ધર્મરાજાને કહ્યું કે, 'ધર્મરાજા તમે ખરેખર ધર્મના અવતાર છો. તમારા પદ પ્રમાણે તમે વર્તશો એમાં તલમાત્ર શંકા નથી. કોઇપણ અતિથિ ભિક્ષુક ભિખારીઓનું અન્ન, વસ્ત્ર, દ્રવ્ય દાન કરીને બધાને તમે સંતુષ્ટ કરો પણ તમારો આ યજ્ઞ ભંગ કરવા માટે એક ચંડાળ આવશે એમ અમારું ભવિષ્ય

કહે છે, માત્ર એ ચંડાળ વચ્ચે આવા દેવો નહીં. એ જો યજ્ઞ વેદી પાસે આવ્યો તો યજ્ઞભંગ થશે અને તમારો આટલો મોટો સમારંભ-પાપનિવૃત્તીનો વ્યર્થ જશે. હમણા સુધી ખર્ચ કરેલા દ્રવ્યનો શ્રેય મળશે નહીં. માટે ઉત્તમ અને હોશિયાર બળવાન એવા દ્વારપાલ નિમીને યજ્ઞનું રક્ષણ કરવું. સ્વાર્થી પંડિતોના વચને ધર્મરાજાએ ભીમને બોલાવીને સર્વ હકીકત કહી અને કોઈપણ ખરો ખોટો ભિક્ષુક આવે તેના ઉત્તમ પ્રકારને શોધીને જ અંદર આવવા દેવો. કોઈ એકાદિ નાસ્તિક, ચાંડાળ સંશયાસ્પદ તને લાગે તેને બહારથી જ વિદાય કરજે. આ પકારે ભીમને સુચના આપીને દ્વાર રક્ષક નીમ્યો અને પછી પંડિતો સ્વસ્થ ચિત્તે મોટે મોટેથી વેદમંત્ર કરીને યજ્ઞ કરવા લાગ્યા. બહાર એકત્રીત થયેલ અતિથિ ભિક્ષુકોને અન્નદાન, વસ્ત્રદાન, દ્રવ્યદાન, ભૂમીદાન, ગોદાન વગેરે કરતી વખતે ભીમ પ્રત્યેક વ્યકિત જોડે ચોકક્સ દ્રષ્ટિ જોઈને જેવી જેની જરૂર હોય તે એને આપીને સંતુષ્ટ કરતો હતો. ત્યારે એકાએક ભીમની નજર એક અત્યંત ગંદા ભિક્ષુક તરફ ગઈ. તેના હાથ પગ વાંકા ચુકા થયેલા, ચાંચ જેવું મુખ, શરીરમાંથી દુર્ગંધયુક્ત પ્રવાહ વહે છે એ પ્રકારનું એ વિકટ સ્વરૂપ જોઈને ભીમને સ્તંભીત થયો. હાથમાં દંડ લીધેલ એ અષ્ટાવક્ર જેવા કુરૂપ ને ધ્યાનથી કુતુહલથી જોતાં ભીમને આશ્ચર્ય થતું હતું. તેનો દેહ કુરૂપ હતો, દુર્ગંધ યુક્ત હતો. તેના મુખ પર એવું કંઈક વિલક્ષણ તેજ પ્રસરેલું હતું કે ભીમથી એની સામે જોવાતું નહોતું. એની આંખોમાં બ્રહ્મજ્ઞાનની જે અપરિમિત ચમક હતી એ અવર્ણનીય હતી. એ મુખમાંથી અસ્પષ્ટ અને સંદિગ્ધ એવું કંઈક ઉચ્ચાર કરતો હતો. એ ધ્યાનથી સાંભળીને ભીમ મનમાં એ શબ્દોની મેળવણી કરતો કે એ શું કહે છે એમ એનો અંદાજ કરતો હતો. એ બોલતો હતો કે કાળનો મહિમા અગાધ છે. કાળપુરૂષની ક્રિડા અખંડ અવિરત છે, કાલચક્ર સતત ફરે છે, તેણે શ્રીકૃષ્ણ જેવા અપરિમિત જ્ઞાન પરમપુરુષને પણ કાળે છોડયા નથી. ત્યાં આપણા જેવા હીનદીન દુર્બળની શું કથા. અને હવે તો સાક્ષાત કલિકાળ જ પ્રગટ થયો છે. આ કલિકાળના સમયમાં બ્રાહ્મણ પણ પોતાનું કર્તવ્ય અને ક્રિયાચરણ ભુલી ગયા છે. અવતાર પાત્રની પણ તેમને શુધ્ધિ રહી નથી. ઈશ્વરના અવતારની પણ તે ઘોર અવહેલના કરવા લાગ્યા છે એ જોઈને મને વિષણ્ણતા લાગે છે ! તેના મુખના આ શબ્દ સાંભળીને ભીમે તેને કહ્યું.

**ત્યાં ભીમે સત્ય વચને વાણી કહી, અને ક્રિયા પાલે તે સત્યધર્મી છે સહી. ॥૪૭॥**
**તુજ કાયામધ્યે જીવ જીવે છે કોણ મર્મ, તને કોણ પાપ લાગ્યું છે આ દુષ્ટ કર્મ. ॥૪૮॥**
**ત્યારે બોલ્યા છે શ્રી બુધ્ધ રૂપે હરિ વાણ, અમને રજા દિયોને આગળ જાણ. ॥૪૯॥**
**ભાઈ તમ યજ્ઞ જાણી આવ્યો છું સાર, પણ હું ક્ષુધાર્થી ભુખ્યો છું અપરંપાર. ॥૫૦॥**
**હું છું સત્ય ક્ષુધાર્થી ભુખ્યો અપાર, હું યજ્ઞ જાણી આવ્યો યુધિષ્ઠિરને દ્વાર. ॥૫૧॥**
**હું માગું અન્ન દેખું રાજાનાં દરશન સાર, ત્યાં જઈ યજ્ઞ હોમનો સુણુ વિચાર. ॥૫૨॥**
**ભાઈ તમે હાજર હોયે તો આપો જેહ, હરિ કહે જેમ દુર્બલ આપો તેહ. ॥૫૩॥**
**ભીમ કહે પોળે રખવાળો રહ્યો છું હુંયે, તે તો સહી કરીને ચંડાલ માનજે તુંયે. ॥૫૪॥**
**ભાઈ આ ભોજનવેળા થઈ છે આયે, ત્યાં પ્રાતુશ કાલે પછી શુ મળીયે જાયે. ॥૫૫॥**
**ઓચર્યા ભીમ તમે અહી ઉભા નહી રહો, જે કોઈ વસ્તુ જોઈએ તે મુજને કહો. ॥૫૬॥**
**માગો તે આલુ અન્ન ને ખપે તે આલુરે દાન, આલુ હસ્તી ઘોડા વાહન નિધાન. ॥૫૭॥** 
**ઓચરે અભ્યાગત ભીમ ખુટે છે એહ, ભાઈ આ અમારી દુર્બલ છે દેહ. ॥૫૮॥**
**હમારે ના જોઈએ અન્ન ને ના જોઈએ દાન, ના જોઈએ ઘોડા હસ્તી તોખાર વાહાન. ॥૫૯॥**
**હરિ કહે હમારે તમ ભોજન શું નહી કામ, પણ મને દીયોને રજા યુધિષ્ઠિર પાસે જાણ. ॥૬૦॥**

**જે આ રૂપની શંકા આણો છો તમો, પણ એ શંકા છેદવા આવ્યો છું હમો. ॥૬૧॥**
**હમે રાજા સત્યવાદી સાંભળ્યો છું ઘણો, તે કરે છે દર્શન અભ્યાગત તણો. ॥૬૨॥**

ભીમ બોલ્યોઃ હે અતિથિ અભ્યાગતા, કોઇને પણ જાણતાં અજાણતાં દોષ આપવાનું યોગ્ય નથી. જે શુધ્ધ નિર્મળ, સત્ય અને પવિત્ર ક્રિયાચરણ કરે છે એ સાચો ધર્મી છે. તારા શરીરમાં એવો કયો જીવાત્મા વસેલો કે તે આ વિકૃત દેહમાં સુખ માનીને રમે છે. તારા દેહની આવી અવસ્થા હોવાનું કારણ શું છે ? આવા કયા દોષયુકત પાપકર્મ તારા હાથે થયા છે કે એ યોગે તને આવા વિકૃત દેહની પ્રાપ્તિ થઈ ! તને આવા દુર્ગંધિયુકત દેહમાં રહેવું કંઇ રીતે ગમે છે !' બુધ્ધ બોલ્યાઃ 'ભીમ, તને મારા શરીરથી શું કર્તવ્ય છે ? અરે દેહ ઉત્તમ કે ખરાબ મળવો એ કંઇ કોઇના હાથમાં છે ? આપણે પોતાના સુદ્રઢ દેહનો કેટલોયે અહંકાર કર્યો તો તેમાં કોઇ પણ કાળે શું વિકૃતિ થશે, એ કંઇ કહી શકાય નહીં. માટે મારા શરીરની તરફ ન જોતાં તું પોતાના અતિથિ સત્કારનું કર્તવ્ય કર્મ કર. હું ખુબ ભુખ્યો છું. કેટલાંય દિવસોથી ઉપવાસી છું. યુધિષ્ઠિર મોટો યજ્ઞ આરંભ્યો હોવાથી એ બધાને તૃપ્ત કરીને બધાની મનોકામના પૂર્ણ કરે છે એમ મેં સાંભળ્યું છે. એટલે મોટી આશા કરીને અહીં આવ્યો છું. ભીમ હું એક દુર્બળ માનવી છું. થોડુંક જે કંઇ મળે એ અન્નથી પેટ ભરી અને ધર્મનિષ્ઠ એવા પુણ્યવાન ધર્મરાજાનું દર્શન કરી લઇને આંખોને સાર્થક કરવી અને યજ્ઞ જગ્યાએ ચાલેલ મંત્રો ઘોષ સાંભળીને શ્રવણેન્દ્રિયોની તૃપ્તિ કરવી તથા આ બધાના યોગે આ માનવ દેહને સાર્થક કરવું અને તેનો દોષ ધોવો એ મારો ઉદ્દેશ છે. માટે ભીમ તું મને આજ ધર્મરાજ પાસે જવા દે ! પાછલા અનંત જન્મોનો હજુ કેટલાંય દિવસ સુધી આ દુર્ગંધી ખોપરીમાં જ ખદબદતું રહેવું પડયું હોત.' એમ કહીને એ અંદર જવા લાગ્યો.

ભીમને વિકટ સ્વરૂપ તરફ જોતાં પહેલાં જ ધૃણા આવી હતી. હવે તો એ ધર્મરાજા પાસે જવાની વાત કરે છે અને જાય પણ છે એ જોઇને ભીમ ચીડાયો. એ બોલ્યોઃ 'અરે ચંડાળ ! હું આ યજ્ઞ મંડપના દ્વારે દ્વારપાલ એમ બેઠો છું એ શું એમ જ ? તું ચંડાળ છે તારાથી યજ્ઞવેદ પાસે બેઠેલા ધર્મરાજા પાસે જવાશે નહીં. અને હવે ભોજન સમય પણ પુરો થયો હોવાથી અતિથિ અભ્યાગતોની પંગતમાં પણ તારાથી બેસાશે નહીં. તને શું વસ્તુ જોઇએ. અન્ન, વસ્ત્ર, સુવર્ણ, ગાય, હાથી, ઘોડા, વાહન, ઘર, ખેતજમીન વગેરે જે કંઇ જોઇએ તે માંગ એટલે તને હું આપું છું. એ લઇને તું તાત્કાલિક અહીંથી ચાલતો થા ! અહીં એક ક્ષણભર રોકાઈશ નહીં. તારી જે ઇચ્છા હોય એ મને કહે એટલે તાત્કાલિક તે હું પૂર્ણ કરીશ.' બુધ્ધ બોલ્યાઃ શાબાશ ભીમ ! તું અતિથિ સત્કાર તો સારો કરે છે. માટે જ તને જાણી જોઇને આ કામ માટે ધર્મરાજાએ નિમ્યો છે. અરે, ભાઇ તું મારા પર ગુસ્સે ન થા. તને ધૃણા અને ક્રોધ આવવું સહજ સ્વભાવે છે. પણ આ તારો દોષ નથી અથવા મારો અપરાધ નથી. આ કેવળ આ ગલિત દેહનો પ્રતાપ છે. ભીમ ! આ દેહ દુર્બળ છે. મને તારા અન્નની, વસ્ત્રોની, હાથી, ઘોડા, સુવર્ણરથની, ઘર ,જમીન વગેરે કોઇ વસ્તુની જરૂર નથી. મારો દેહ અન્નના અભાવે ભુખ્યો હશે પણ મને તેની જરૂર નથી. મને ફકત ધર્મરાજાનાં દર્શન કરવાં છે. ભીમ તને આ મારા દેહનો તિરસ્કાર થતો હશે પણ એ જ તારો સંદેહ દુર કરવા માટે, તારી શંકાકુશંકાનું નિવારણ કરીને સમાધાન કરવા માટે હું આવેલ છું. મેં સાંભળ્યું છે કે ધર્મરાજા સત્યવાદી સત્વશીલ છે. એ બધાંની મનોકામના પૂર્ણ કરે છે. કોઇને પણ વિન્મુખ મોકલતા નથી, કોઇપણ અતિથિ અભ્યાગત આવે તો તેમની ઉત્તમ પ્રકારે સેવા પૂજા કરીને, દર્શન લઇને સંતુષ્ટ કરે છે એમ તેનો કીર્તિવર મેં સાંભળ્યો છે. પણ અહીં તો ભાઇ ! તારી સત્તા દેખાય છે. મને આવી બિલકુલ કલ્પના નહોતી, નહીંતર હું આવ્યો જ ન હોત. ધર્મરાજાના દર્શન કરવા આજ એક શુભહેતુંથી આવ્યો હતો. પણ તેં મને વચ્ચે જ રોકયો. તું ભગાડી મુકીશ તો પાછો જઇશ પણ મારા મનની ઇચ્છા વાસના તેમ જ રહી જશે અને આ બધી વાતનું કારણ એટલે તું જ.

---





તેના કરતાં મને અંદર જવા દે, રોકીશ નહીં.' આ પ્રકારે બુધ્ધે ભીમને ખુબ ઉપાયોથી સમજાવ્યો પણ ભીમે એ વાતનો ઈન્કાર કર્યો. એનાથી એનું રોગીષ્ઠ સ્વરૂપ જોવાતું નહોતું. એ કુરૂપ શકય તેટલો જલ્દી ત્યાંથી નીકળી જશે તેટલું સારું એ માટે ભીમ એને ખસેડવા લાગ્યો.

**ભીમ કહે ચંડાળ વચન સુણજે તુ મોયે, અને આગળ જવાની રજા નહી તોયે. ॥૬૩॥**
**તાહા રાજા યુધિષ્ઠિર યજ્ઞ જો કરે અને બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે. ॥૬૪॥**
**જયાં હોમ યજ્ઞ તણુ આરંભ જ હોયે, ત્યાં તુજ ચંડાલ મુખ ના દેખે કોયે. ॥૬૫॥**
**બોલ્યા શ્રીબુધ્ધ ભીમ વચન સુણ મોયે, સર્વ ચંડાલની વાત કહું છું હું તોયે. ॥૬૬॥**
**આજ સર્વ બ્રાહ્મણ દીસે છે અશુધ્ધ, તે અવતારપાત્રની ના જાણે શુધ્ધ. ॥૬૭॥**
**તે આજ પેટને કાજે વાચે ઠાલા વેદ, અને રૂપ અમારાને કરે નિષેધ. ॥૬૮॥**
**ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા વિખ્યાત, ચંડાલ તણી કહું ભીમ તુંને વાત. ॥૬૯॥**
**એ બ્રાહ્મણ માંહેથી બ્રહ્મા ગયા, તે નામ માત્રના બ્રાહ્મણ રહ્યા. ॥૭૦॥**
**આ સર્વ બ્રાહ્મણ વાંચે ઠાલા વેદ, અને તે તો રૂપ અમારાને કરે નિષેધ. ॥૭૧॥**
**જે આજ ઠાલા વેદની વાણ જો કહે, અને તે હરિ અવતારની શુધ્ધ ના લહે. ॥૭૨॥**
**જે આજે અથર્વવેદની ના જાણે વાણ, તેણે ચંડાલ પ્રત્યક્ષ લેજો તમે જાણ. ॥૭૩॥**
**જે અવતાર પાત્રનો આજ વારો વહે, તે અવતારની કોઈ શુધ્ધ ના લહે. ॥૭૪॥**
**આપ સ્વાર્થમાં જે દુષ્ટ મન જો ધરે, તે પાપી હરિ અવતારની ખંતના કરે. ॥૭૫॥**
**આપ સ્વાર્થે એ તો જુઠુ બોલી ભણે, તે તો મોક્ષ મુગતની શુધ્ધ ના ગણે. ॥૭૬॥**
**ભાઈ એથી આગળ બ્રાહ્મણ એસા હોયે, તે મહાલંપટ કપટીને નિર્લજજ સોયે. ॥૭૭॥**
**નહી હરિશુ નેહને વાંચે નિત્ય વેદની વાણ,અથર્વવિદ માને નહી તે ચંડાલ લેજો જાણ. ॥૭૮॥**
**જે વાંચે ઠાલા વેદને ખાલી તીર્થે જાયે,પાણી પથ્થર પૂજે તે પાવન નહી થાયે. ॥૭૯॥**
**આ તેણે જુઠો યજ્ઞ મંડાવ્યો છે સોયે, લોભ સ્વાર્થે સત્યધર્મ ના બુઝે કોયે. ॥૮૦॥**

ભીમ બોલ્યો: 'અરે ચંડાલ તને અંદર યજ્ઞમાં જવા દેવામાં આવશે નહીં. હું તને અંદર જવા દઈશ નહીં. ધર્મરાજા પવિત્ર અને શુચિર્ભૂત થઈને યજ્ઞમાં બેઠા છે. બધા બ્રાહ્મણ નિર્મળ શુધ્ધ પવિત્ર થઈને વેદોકત મંત્રોચ્ચારથી યુકત યજ્ઞવિધિ યથાશાસ્ત્ર કહે છે. ત્યાં તારા જેવા આ કુરૂપ અશુધ્ધ અમંગળ ચાંડાળનું મ્હોં પણ કોણ જોશે ? બુધ્ધ બોલ્યા: 'અરે ભીમ તારી કંઈક ભુલ થાય છે. ચાંડાળ બોલીને આજે તું મારી અવહેલના કરે છે પણ ખરો ચાંડાળ કોણ છે એ જો તને કહીશ તો તારા આશ્ચર્યનો પાર રહેશે નહીં. આજ તારો યજ્ઞ કરનાર જે બ્રાહ્મણ છે એ જ મને અશુધ્ધ દેખાય છે. પવિત્ર, સત્ય અને આદર્શ તત્વ રહ્યા સિવાય કોઈપણ કાર્ય પૂર્ણપણે સિધ્ધ થતું નથી. આજ તારા આ યજ્ઞમાં આવેલ બધાં બ્રાહ્મણ શું નિ:સ્વાર્થબુધ્ધિથી કાર્ય કરે છે ? નિષ્કામ બુધ્ધિ રાખીને કરેલ કોઈ પણ કાર્ય સહજ સફળ થાય છે એ તમારા યજ્ઞમાં નિષ્કામ કર્મનો કંઈ પણ અંશભુત લાગે છે ? પાપનિવૃત્તિ કરવા કરેલા આ યજ્ઞથી તમારો કર્મવિપાક [illegible]  થશે ? આ જે બ્રાહ્મણ વર્ગ અહીં એકત્રિત થયેલ છે એ પૈકી પણ બ્રાહ્મણ પરમેશ્વરના નવમા બુધ્ધ અવતારનો ઉપાસક અથવા ઉપદેશક છે ? બુધ્ધ આ ઈશ્વરી અવતાર છે એટલી પણ બુધ્ધ અવતાર પર તેમની શ્રધ્ધભકિત છે ? અરે ભીમ હજુ તને શું કહેવું, પણ આ બ્રાહ્મણ ચોથા અથર્વવિદને પૂજ્ય માને છે ? અથર્વવિદનું તત્વ શું છે એની પણ તેમને સમજણ

---

છે ? ભીમ અંદર જઈને તું બ્રાહ્મણોને આ બધી વાતો પુછીને પહેલાં પોતાના મનની ખાતરી કરી લે અને ખરેખર જ તને આમાં સત્ય, પવિત્ર અને આદર્શતા દેખાઈ હોય તો યજ્ઞ કર્યાનું શ્રેય તમને પ્રાપ્ત થશે. પોતાના માટે શાસ્ત્ર વચનમાં ભેળસેળ કરીને પોતાને અનુકુળ એવો તેનો ઉપયોગ કરી લેવો અને મોક્ષ મુકિતની કોઈપણ શુધ્ધ ન જાણતાં એહિક અને લૌકિત સુખ માટે મથતા ફકત કર્તવ્ય માનનારા બ્રાહ્મણ આ તારો યજ્ઞ કરવા માટે તત્પર થયા છે. ફકત સ્વાર્થ માટે પોતાના ઉપાર્જન માટે આરંભેલા આ તમારા યજ્ઞમાં કંઈ તથ્ય નથી, કારણ અહીં ફકત શુષ્ક વેદમંત્રોનો પાઠ થાય છે. જે વિધિનો મહિમા નીકળી ગયો છે એવા અનાવશ્યક કર્મનો ભાર તમારા શરીર પર લાદીને આરંભેલ આ તમારું યજ્ઞકર્મ ફકત નિષ્ફળ છે. જે નારાયણના અવતારપાત્રમાં જ ભેદ માને છે, દ્રૈત માને છે. તેમના ચિત્તમાં ઈતર પ્રાણિમાત્ર વિષયે અભેદ્રષ્ટિ રહેવી શક્ય જ નથી. પછી વેદાન્તોનું તત્વજ્ઞાન લોકોને બતાવીને ઉપદેશીને શું અર્થ ? શુષ્ક વેદાન્ત જ્ઞાનચર્ચાથી અદ્વેતની પ્રાપ્તિ થતી નથી અને તેના અભાવે સમ્યક દર્શન બિલકુલ જ થશે નહીં. જયાં સુધી સામ્યક્ દર્શન નહી થાય ત્યાં સુધી જીવાત્માના જન્મ મરણના ફેરા મટતા નથી અને જીવાત્મા સદ્ગતીમાં મોક્ષગતિમાં જઈ શકતા જ નથી. હવે ફકત વંશપરંપરાથી બ્રાહ્મણ વર્ગ હશે જેનામાં વેદમંત્ર અથવા વેદાન્ત જ્ઞાનમાર્ગનો અભાવ હશે, સ્વાર્થ માટે તે અલગ અલગ વ્યવસાય કરવા લાગશે. તેમને બિલકુલ લજ્જા આવશે નહીં. તીર્થ ક્ષેત્રમાં ધાર્મિક ભોળી ભાવિક જનતાને છેતરીને લોભ અને સ્વાર્થ સાધશે. લોકો પણ તેવા ક્ષેત્ર પર જ્ઞાન માર્ગના અભાવે જઈને ફકત પાણી અને પાષાણની જ પૂજા કરશે. તીર્થક્ષેત્રે મહાત્મ્ય પૂજા અર્ચનાની વિધિ અને તીર્થયાત્રાની ફળશ્રુતિ વગેરે મહત્વની વાતો પ્રત્યે પૂર્ણ દુર્લક્ષ કરશે. ફકત યાત્રા કર્યાનો આનંદ થશે. માટે ભીમ આ બ્રાહ્મણો તમારો આ યજ્ઞ ફકત સ્વાર્થ માટે, જીવહિંસા માટે આરંભેલ હોવાથી એમાં સત્યધર્મને તિલાંજલી આપીને ફકત સ્વાર્થ અને લોભ સાધ્યો છે.

**કહે ભીમ ત્યાં હે ચાંડાળ સુણ આયે, યજ્ઞસ્થાને ભલા બ્રાહ્મણ ક્ષત્રીય બેઠા જાયે. ॥૮૧॥**
**તે તો સર્વે આચરવંત દીસે છે ઘણા, એ પણ સાંભળે વેદ એ બ્રાહ્મણ તણા. ॥૮૨॥**
**ત્યાં ત્રણે વેદની રચના એકમેક હોય, ત્યાં તમ ચંડાળ મુખ તો ના દેખે કોય. ॥૮૩॥**
**ત્યાં હરિ કહે ભીમ વચન સુણ તું મોયે, સર્વ ચંડાળ તણી વાત કહું છું હું તોયે. ॥૮૪॥**
**આ ક્ષત્રીય બ્રાહ્મણ હોઈ મન દયાના ધરે, અને બ્રહ્મજ્ઞાન સત્ય ધર્મની નિંદા કરે. ॥૮૫॥**
**હે ભીમસેન સત્વ વિના કોઈ શુધ્ધ ના હોયે, એવા કારણે બ્રાહ્મણ ચંડાળ તે લેજો જોયે. ॥૮૬॥**
**એ ત્રિકાલ સંધ્યા તો બ્રાહ્મણ કોઈક કરે, અને વળી તે ચોથી સંધ્યાના ખબર ના લહે. ॥૮૭॥**
**ભીમસેન જો ચોથા વેદની ના જાણે વાણ, તેણે રાજા ચંડાળ સહી લેજો જાણ. ॥૮૮॥**
**ભીમ દ્વાપર અંતે ત્રણ વેદ જો પુરા થયા, અને આઠ અવતાર તો શ્રીહરિના ગયા. ॥૮૯॥**
**આજ નવમે રૂપે આવ્યો છું જોયે, તે મને બ્રાહ્મણ વળી નહી માને કોયે. ॥૯૦॥**
**હે ભીમ એ ચંડાળ બ્રાહમણ મહા અજ્ઞાન, તે મારા બુધ્ધ અવતારનાં ખંડે છે નામ. ॥૯૧॥**
**સુણો આ સત્ય વાત ભીમ અમ તણી, હું માગું છું અન્ન જે ક્ષુધા વ્યાપી છે ઘણી. ॥૯૨॥**
**જો મુજ દુર્બલને વિધીયે દેશો રે દાન, તોજ આ યજ્ઞ સફળ હોશે સત્ય જાણ. ॥૯૩॥**

ભીમ બોલ્યોઃ 'અરે ચંડાળ અમારા યજ્ઞની અને એ કરનાર ઋત્વીજનોની નિંદા કરનાર એવો તું કોણ એટલો દેવદેત્તા બ્રહ્મદેવ છે ? આટલા આચારવંત બ્રાહ્મણ, ક્ષત્રિય, મોટા મોટા મહર્ષિ આ યજ્ઞમંડપમાં ઉપસ્થિત રહેવાથી અને બધા લોકો મંત્રઘોષ-યજ્ઞવિધિ યથાયોગ્ય કરે છે ત્યારે, આચારવંત એવા બ્રાહ્મણ ક્ષત્રિયોને તું ચંડાળકરીને સંબોધે છે તે મારાથી સહન થશે નહીં. તને હમણાં જ અહીંથી ભગાડવો પડશે. મને એમ લાગે છે કે, બ્રાહ્મણોએ કહેલ ચાંડાળ તો

બ્રાહ્મણોમાં વંશ પરંપરા, પણ આવું દશાવતારમાં ઈમામ શાહ એ લખ્યું નથી. બ્રાહ્મણોનો વિરોધનો મુદ્દો તેમના વિરુદ્ધ ના જાય એટલે વિવરણમાં પોતાના હિસાબે જોડી નાખ્યું છે .

તું જ હોઈશ એ માટે હું તને વચ્ચે જવા દઈશ નહીં. ત્યાં ઉત્તમ આચારવંત બ્રાહ્મણ ઉપસ્થિત છે એ તારા જેવા ચાંડાળનું મ્હોં પણ જોશે નહીં. એ સાંભળી બુધ્ધ બોલ્યાઃ 'ભીમ, શાંત થા ! વિકારોના આહારે ન જઈશ. હું તને બે શબ્દ કહું છું એ શાંતિથી સાંભળી લે. ભીમ ! સતપંથ ધર્મ સત્યરૂપ અધિષ્ઠાન પર સ્થિત હોવાથી વેદ પ્રાણામ્ય એ તેના મુખ્ય આધાર છે. સત તત્વ પાલન સિવાય કોઈ પવિત્ર શુધ્ધ થતું નથી. દાન, દયા, તપશ્ચર્યા અને શુચિર્ભુત રહ્યા સિવાય કોઈ પણ શુભકાર્ય સિધ્ધિ થતું નથી. કર્તવ્યપાલન સાથે બ્રહ્મજ્ઞાન સંપાદન અને પાલન કરવાનું હોય છે. આપણે આ ત્રિકાળ સંધ્યા કરીએ છીએ એટલું જ કરીને નહીં પણ આ ચોથી સંધ્યા જે મુક્તિની છે. તેનું પાલન માત્ર થતું નથી. જીવાત્માને જન્મમરણના ફેરામાં નાખનાર કર્મ તેનાથી દુર થાય છે. મુકિત કરવાનો જે ખરો માર્ગ છે,તે માર્ગની અને એ માર્ગદર્શકની નિંદા કરે છે. દ્વાપરયુગ સુધી ભગવાનના આઠ અવતાર પૂર્ણ થયા છે. વેદત્રયીના યોગથી ફકત કર્મ ઉપાસના અને ભકિત એ સાધના જોડાશે. સાંપ્રતના નવમા બુધ્ધ અવતારનું હમણાં અવતાર કાર્ય ચાલુ હોવાથી તે જ હું આ રૂપે તારી સામે ઉભો છું. મારી અને મારા અવતાર કાર્યની આ બ્રાહ્મણ વર્ગ ઉપેક્ષા કરે છે, કારણ મારાં પ્રમુખ કાર્ય એ નિષ્ક્રિય અને પશુહિંસાત્મક હોય એવા યજ્ઞયાગ બંધ કરવું એ છે. મનુષ્યના ચિત્તમાં સર્વ પ્રાણી માત્ર વિષયે પ્રેમ હોવો. પશુબલી આપવાથી સંતુષ્ટ થનારા દેવતા આસુરી એટલે નિકૃષ્ટ થાય પણ આ પશુને મારીને અમારી પૂજા કરવાથી જ અમે પ્રસન્ન થઈશું એમ વચન કોઈ પણ શ્રુતિસ્મૃતિવેદ ગ્રંથમાં નથી. તેમ હોત તો તેજ શ્રુતિ સ્મૃતિએ આપણને અહિંસા ધર્મનો ઉપદેશ કર્યો ન હોત. પણ સાંપ્રત કાળમાં પશુહિંસાત્મક એ જે ગ્રંથ મંત્રવિધિયુકત કર્મ શરૂ થયા છે એ ફકત સ્વાર્થી, લોભી, દંભી અને લાલચી વિપ્રોએ શરૂ કર્યા છે. ભીમ, આ મારી વાચા ત્રિકાળબાધિત સત્ય છે. તું તાત્કાલીક મારી તૃષા તૃપ્ત,કરીને અહીંથી મને યજ્ઞસ્થળે જવા દે. વિના કારણ અહીં ઉભો રહેવા દઈશ નહીં. મને અપંગ દુર્બળને દાન આપીને ઈચ્છા તૃપ્ત કરવાથી તમારો યજ્ઞ સફળ થશે. તમને આ કર્મનો દોષ રહેશે નહીં. મારી ઈચ્છા એક જ છે, ધર્મરાજાના દર્શન કરવા એ જ છે.

જ્ઞાનને કોઈ સ્થાન નથી

ત્યાં ભીમસેન મન ચિંતા કરે છે જોયે, એ તો દીસે છે અવતારપાત્ર કોયે. ॥૯૪॥
એમની કાયા કરૂપ બાહેર દીસે છે ઘણી, પણ વચન તો બોલે જેમ વૈકુંઠનો ધણી. ॥૯૫॥
સુણોરે યોગેશ્વર ભીમ કર જોડીને કહે, સંક્ષેપ એસો એક મારા મનમાંહે રહે. ॥૯૬॥
ક્ષત્રીય જન માંહે કહો કોણ ચાંડાળ, મારો સંક્ષેપ છેદજો હો દીનદયાળ. ॥૯૭॥
બોલ્યા શ્રીબુધ્ધ ભીમ સુણો વિખ્યાત, ક્ષત્રીય ચંડાળ તણી કહું છું તોયે વાત. ॥૯૮॥
જે ક્ષત્રીય હોઈ મનમાં દયા નહી ધરે, તે બાંધી હથિયારને જીવ હિંસા કરે. ॥૯૯॥
જે વાછરૂ વિયાણ વાળે રે ગાયે, તે તો વસ્ત્ર બીજાના લેયે છીનાયે. ॥૧૦૦॥
વળી અતિ અભિમાન કરે મનમાંહે, ભાઈ બંધ ભલો દેખ્યા ના સેહેવાયે. ॥૧૦૧॥
તે કઠોર અતીત બાંધવને વેણ, માણસ મારતા તો જરાયે ના કરશે કેણ. ॥૧૦૨॥
હે ભીમ તે ક્ષત્રીય ચંડાળ ભુલ્યા વેદ જાણ, તેણે ચંડાળ ભીમસેન સહી પ્રમાણ. ॥૧૦૩॥
જે કોધી બાળે વનને દુષ્ટ વાળે ગાયે, તેણે પર જીવ મારતા દયા નહી થાયે. ॥૧૦૪॥
આ જીવની કાજે પર જીવની હિંસા કરે, બ્રહ્મજ્ઞાન મનમાંહે તે નહી ધરે. ॥૧૦૫॥
મગન અતિ કુડ કપટી વિરોધી હોયે, ચંડાળ ભીમ તેણે લેજો સહી કરી જોયે. ॥૧૦૬॥
બાહ્ય આચાર કરેને અડસઠ તીર્થ જાયે, અવતારને ના ઓળખે તે કદી પવિત્ર ન થાયે. ॥૧૦૭॥

બુધ્ધનું વચન સાંભળીને ભીમને આશ્ચર્ય થયું. એ મનમાં ચિંતન કરવા લાગ્યો કે આના બોલવા પરથી આ કોઈક અવતારી પુરૂષ હોવો જોઈએ. આનો દેહ બહારથી દેખાવામાં એકદમ કુરૂપ અને ગલિચ્છ છે, પણ વાણી માત્ર વૈકુંઠપતિ શ્રીકૃષ્ણની વાણી પ્રમાણે તેજસ્વી ને અમૃતોપમ છે. ભીમે હાથ જોડીને તેને કહ્યું: 'હે યોગેશ્વર, મેં અજ્ઞાનતાથી તમને ચંડાળ કરીને સંબોધ્યા પણ એ મારી ભુલ મને સમજાઈ. તમારી વાણી પરથી તમે કોઈક અધિકારી યોગી પુરૂષ હોવા જોઈએ એમ મને સમજાયું. હે યોગેશ્વર મારા મનમાં એક શંકા ઉદ્‌ભવી છે એ એમ કે ક્ષત્રિય લોકમાં ચાંડાળ કોણ સમજવા ? કયા આચરણથી ક્ષત્રિય ચાંડાળ જણાય એ તમે મને સંક્ષેપતીમાં કહો ! બુધ્ધ બોલ્યા: 'ભીમ ક્ષત્રિય કુળમાં ચાંડાળ કોણ છે એ હું તને કહું છું તે સાંભળ ! ક્ષત્રિય વર્ણ, સમાજે દેશ રક્ષણ માટે, સમાજહિત માટે અને રક્ષણ માટે નિર્માણ કરેલ છે. માનવ કલ્યાણના માર્ગમાં ખેતીવાડી, પશુપાલન, વ્યાપાર, ઉદ્યોગ વગેરે બાબતમાં કોઈ વ્યકિતએ, સમાજે, દેશે બાધા લાવી હોય અને સમાજઘાતક પ્રવૃત્તિ નિર્માણ કરીને અશાંતતા પ્રસરવાથી ક્ષત્રિયોએ એમના વિરૂધ્ધ યોગ્ય એ શાસન સ્વીકારીને સમાજની અને વ્યકિતના જીવનું રક્ષણ કરવું એ માટે ક્ષત્રિય વર્ગ નિર્માણ કર્યો છે. જીવ પ્રાણીમાત્રા વિષયે મનમાં દયાભાવ રાખીને તેમના કલ્યાણની ઉન્નતિની અને સુખ પ્રાપ્તિ કરાવી આપવાની જવાબદારી શિર પર લઈ એ પ્રમાણે જે વર્તે છે એ ખરો વીરપુરૂષ ક્ષત્રિય છે. આનાથી ઉલટું જેના ચિત્તમાં દયાભાવ નથી, પ્રાણી માત્ર વિષયે આત્મિયતા નથી. સદૈવ શસ્ત્રસજ્જ હોઈને જીવ હિંસા કરવામાં જે આગળ પાછળ જોતો નથી. જે ગાય વાછરડાંઓથી જુદા કરીને તેમને ભગાડી લઈ જાય છે. બીજાની ઉપર ગુપ્ત હલ્લો કરીને તેનાં કપડાં-લત્તાં, ધન, વાસણો વગેરે લૂંટે છે, એ ક્ષત્રિય ચાંડાળ કહેવાય છે ! જે મનમાં અતિ અભિમાન કરે છે, પોતાના ભાઈબંધ, આપ્તજન, ઈષ્ટ મિત્ર એમના ભલાપણા ઉત્કર્ષ ઉન્નતિ જેમનાથી સહન થતી નથી. તેમનું વર્ચસ્વ જોઈને જેમના મનમાં એમની માટે દ્વેષ, મત્સર અને ઈર્ષા ઉત્પન્ન થઈને એમનો અધ:પતન અવનતી કયા પ્રકારે થશે એ માટે જે ખટપટ કરે છે, તે અધમ નીચ ચાંડાળ કહેવાય. જે પાષાણહૃદયથી કઠોર ક્ષત્રિય અતિથિ, અભ્યાગત બાંધવોને દુષ્ટબુધ્ધિથી ત્રાસ આપે છે. મનુષ્ય હત્યા કરવામાં જેમના ચિત્તમાં કિંચિત દયા આવતી નથી, દેવ વચન, સત્યવચન પાળતા નથી એ ક્ષત્રિય ચાંડાળ સમજવા. જે ક્રોધાવિષ્ટ થઈને મૂક પશુઓને ચરવા માટેનું ગૌચર જંગલ બાળીને ભસ્મ કરે છે, ફકત મોજ માટે શિકાર રમે છે અને નિષ્પાપ નિર્દોષ પ્રાણીઓને મારે છે, એ જીવ હિંસા છે એમ કિંચિત પણ મનમાં લાવતો નથી, પોતાની જીભની લાલચથી જીવહિંસા કરીને મદ્યમાંસ સેવન કરે છે એવા ઉન્મત્ત થયેલા માનવપશુના ચિત્તમાં બ્રહ્મજ્ઞાન કયાં ઉદ્‌ભવશે. આવા લોકો એ જો બ્રહ્મજ્ઞાન સંપાદન કરવાનો પ્રયત્ન કર્યો તો ખડક પર વાવેલા બીજ પ્રમાણે એ નિરર્થક થશે. અને જે અતિકુડકપટી, વિરોધી અને સમાજઘાતકી હશે એ ક્ષત્રિયોને હે ભીમ ! તું ચંડાલ સમજ. આવા લોકોએ આત્મશુધ્ધિ અને બાહ્યાચરણ માટે ગમે તેટલો પણ શુધ્ધ પવિત્ર રાખવાનો નિયમ કરે, એ ફકત લૌકિક માટે કેટલીય તીર્થયાત્રા કરે તો પણ એ જીવાત્મા પાવન થઈ શકશે નહીં. યુગધર્માનુસાર અવતારપાત્રની ભકિત ન કરનારા કદી પણ પાવન થતા નથી.

**આવી સતપંથમાં ને તેના ન પાળે વેદ ધર્મ, ઉલટા ચોર ધુતારા દૈત્યના કરે કર્મ. ॥૧૦૮॥**
**પૂરી દશાંશ ન આપે ને બ્રહ્મ કણ ખાયે, પોતે હાલ ના ગુજારે ને ગતમાં ના જાયે. ॥૧૦૯॥**
**ન પીયે અમીને ન શીખે બ્રહ્મજ્ઞાનની વાણ, તેણે તું ચંડાળ ભીમ સહી લેજો જાણ. ॥૧૧૦॥**
**સત્પંથ લેઈને પરહરે જે હરિના પાયે, મુખી ગતની નિંદા કરી દશાંશ ગેર ખાયે. ॥૧૧૧॥**
**વળી તે નિસાની વેળાયે હાજર હોયે, હે ભીમ તે ચંડાળ જીવ કેમે પાવન ના થાયે. ॥૧૧૨॥**
**કળશ ઘટપાટ પૂજાની વેલા બહુ મોટી હોયે, પૂર્વ પૂર્ણ પુણ્ય વિના ના મળે સઉ કોયે. ॥૧૧૩॥**

ત્યાં ઝગમગ જયોતિ તે આદ્યશકિત કેવાયે, ૐ બ્રહ્મ ત્યાં પ્રત્યક્ષ હાજર હોયે. ॥૧૧૪॥
સહુ દેવ દેવતા ત્યાં મળીને આવે, ત્યાં દેવ સભાનાં મહિમા કહ્યો નવ જાયે. ॥૧૧૫॥
એવો મહિમા પૂજાના જે ના જાણે કોયે, તે તો અબુજ અજ્ઞાન પાવન ના થાયે. ॥૧૧૬॥
ઓવ સુણી વચન ભીમ અચંબે હોયે, આ તો અવતાર પાત્ર દીસે છે કોયે. ॥૧૧૭॥
આગમ નિગમની સર્વ કરે છે વાત, કાયા છે કુરૂપ પણ પ્રાણ મહા વિખ્યાત. ॥૧૧૮॥

૧૨ વર્ષનું વનવાસ એ સતપંથ છે ?

બુધ્ધ બોલ્યા : ભીમ, આ સંપૂર્ણ અવની તળપર તરીને જવાનો સહજ સુલભ અને સરળ માર્ગ એટલે યુગધર્માનુસાર સતપંથ ધર્મનું ક્રિયાચરણ પાલન કરવું તે છે. બાર વર્ષના વનવાસમાં તમે પોતે આચરણ કરેલ મુકિતમાર્ગ એજ સતપંથ છે. આ માર્ગ પ્રણાલીનુસાર ઈશ્વરના નિર્ગુણ નિરાકાર સ્વરૂપનું જયોતિ સ્વરૂપમાં ધ્યાન કરાય છે. કારણ આત્મા સ્વયં જયોતિ સ્વરૂપ પ્રકાશમાન ચૈતન્યમય છે. માટે એજ સ્વરૂપના માધ્યમથી તેનું ધ્યાન કરવું. ૐ પ્રણવબ્રહ્મને ઉચ્ચાર અને સતત નામસ્મરણ કરવું. વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ સંહારના મુળે રહેલ પ્રણવબ્રહ્મ એ એકમેવ આદ્યતત્વ હોઈને નિર્ગુણ નિરાકારમાંથી સગુણ સાકારમાં આવનાર આદિ નારાયણનો એ બીજમંત્ર છે. ૐ એ આદિનારાયણ અને જયોતિ એ આદ્યશકિતદેવીનું પ્રતિક હોઈને ધર્મરૂપી અધિષ્ઠાન પર સ્થિત રહેલા કલશ એ બ્રહ્માંડનું સ્વરૂપ છે. દાન, દયા, તપશ્ચર્યા, શુચિર્ભૂતતાએ મુળભુત પાયા પર ઉભી રહેલ બ્રહ્માંડ મૂર્તિ જ આ કળશ છે. આ કળશમાં મંત્રોપચારથી તીર્થજળ ભરીને તેમાં વિશ્વ બ્રહ્માંડમાંના સંપૂર્ણ સૃષ્ટિચક્ર ચલાવનારા દેવી દેવતાઓનું આહવાન કરીને અધિષ્ઠાન પ્રસ્થાપિત કરવાનું હોય છે. વિશ્વમાં પોતાનો પ્રાણ એ વાયુ, જળ, તેજ, અને અન્નરૂપ હોવાથી એ પદાર્થોથી યુકત મંત્રોપચારથી હવિર્ભાગ રૂપથી એટલે અર્ધ્ય, નૈવેદ્ય રૂપથી એ સર્વ દેવી દેવતાઓનું પૂજન અર્ચન કરવું. સદ્ભકતોએ તેમના વાસ્તવ્યનું નિર્માણ થયેલ તીર્થજળનું પ્રાશન કરીને કૃપાશિર્વાદ રૂપ પ્રસાદ સેવન કરવો. યથામતિ, યથાશકિત સ્વયંજયોતિ સ્વરૂપ આદ્ય શકિત માતાના પ્રતિકમાં ધ્યાન કેન્દ્રિત કરીને આત્મ જયોતિ રૂપ પરબ્રહ્મ સાક્ષાતરૂપથી પ્રાપ્તિ કરવી અને એ સ્વરૂપમાં પોતાની બધી ચિત્ત વૃત્તિ લય કરવાનો પ્રયત્ન કરવો એ પ્રકારનો આ સતપંથ ઘટપાટ પૂજા વિધિનો મહિમા છે. પૂર્વ જન્મના અનેક પુણ્યકર્મનાં ફળોનો સિવાય મુકિત માર્ગ મળતો નથી. એક તો માનવ દેહ મળવો દુર્લભ, તેમાં સત્પુરૂષનો સંગ, જ્ઞાની પ્રેમી ભકતોનો સંગ, પણ અત્યંત દુર્લભ હોય છે અને દૈવયોગથી બંને વાતોનો લાભ મળ્યો તો જ મુકિત માર્ગનો રાહ અત્યંત દુર્લભ છે તે મળે છે. એ માટે સદ્ગોર કહે છે પહેલાં પૂર્ણ પુણ્યના બળથી જે સન્માર્ગ મળ્યો એ વ્યર્થ ખોશો નહીં. તમે હવે છેવટની પળે મુકિતનો માર્ગ મેળવી લો. જે સદ્ભાગ્યવાન જીવાત્માઓ આ મૃત્યુ માર્ગ સ્વીકારીને એ પ્રમાણે ન વર્તતા અભાગી અનધિકારી જીવાત્માઓ અજ્ઞાનાંધ કહેવા જોઈએ. તેવા જીવાત્મા કદી પણ પાવન થતા નથી; જેમણે આ સતપંથ મુકિતમાર્ગ સ્વીકાર્યો હોવા છતાં નિત્યપૂજા પાઠમાં જતા નથી, સદગુરૂ ચરણામૃત પ્રાશન કરતા નથી. ગુરૂમુખમાંના ઉપદેશામૃત શ્રવણ કરતા નથી, ગતગંગામાંના આવીને ગતગંગાની સેવા કરતા નથી. મુખી અથવા ગોર ગતગંગાની નિંદા કરે છે. દાન દસવંત કરતા નથી, કરેલા અપરાધોની માફી માગતા નથી. ગોર ગતગંગામાં કળશ જયોતિને પ્રણામ કરતા નથી, બેઈમાનીના, ચોરીના, દંભથી લોકોને ફસાવીને ભેગી કરેલી સંપત્તિ પર પોતાનો નિર્વાહ કરે છે, એવો પાપી ચાંડાળ કદી પણ પાવન થતો નથી.' બુધ્ધના મુખમાંથી આ વચન સાંભળીને ભીમ આશ્ચર્યચકિત થયો. એ વિચાર કરવા લાગ્યો, આગમનિગમનું જ્ઞાન કહેનારા ત્રિકાળદર્શી આ કોઈક અવતારી પુરૂષ જ હોવા જોઈએ. તેણે કાયા તો કુરૂપ ધારણ કરી છે, પણ વાણી માત્ર અમૃતોપમ છે. દિવ્યજ્ઞાન બુધ્ધિ સંપન્ન એવો આ મહાત્મા કોણ હશે અને અમારા ઉધ્ધારની એને આવશ્યકતા કેમ થઈ હશે. આવી એક સરખી જીજ્ઞાસા ભીમને થઈ. એ આગળ બોલ્યો:

3: હિન્દુ સમાજ અને પરંપરા વિષે;
– સાચીખોટી વાત મિશ્ર કરી લોકોના મનમાં હિન્દુ ધર્મ પ્રત્યે શંકાઓ નિર્મિત થાય



કહે ભીમ સુણોરે હો દેવ દીનદયાળ, મહાજન જાતમાં કહે જો કોણ ચંડાળ. ॥૧૧૯॥
કહે શ્રી બુધ્ધ સુણો ભીમ વિખ્યાત, મહાજન ચંડાળ તણી કહુ તોયે વાત. ॥૧૨૦॥
મહાજન હોઈ મનમાં કરે જે અભિમાન, જે માલ તોલતા દિલ ના રાખે ઠામ. ॥૧૨૧॥
લેતી વેળા તે છાનુ ઘણેરૂ લેયે, અને દેતી વેળા કપટે થોડેરૂ દેયે. ॥૧૨૨॥
તે કરે અભિમાન ને વખાણે આપ, તે એવી દાંડી તોલ્યાનું મહા છે પાપ. ॥૧૨૩॥
જે દયા ધર્મ ક્ષમાની ના કરે વાણ, તે મહાજન ચંડાળ છે ભૂલ્યા જાણ. ॥૧૨૪॥
કહે ભીમ તમે સુણો યોગિશ્વર દયાળ, અને મનુષ્ય જાતમાં કોણ છે ચંડાળ. ॥૧૨૫॥
તે એવો સંક્ષપ મોએ કહેજો દયાળ, જે એવા કોણ કરમથી હોય ચંડાળ. ॥૧૨૬॥
કહે શ્રી બુધ્ધ સુણો ભીમ વિખ્યાત, તે મનુષ્ય ચંડાળ તણી કહું તોયે વાત. ॥૧૨૭॥
જે દયા ધર્મ ને ના જાણે ક્ષમા મન, તે તો સુવે નિચિંતા ને પોતાનું પોશે તન. ॥૧૨૮॥
જે કોઈ પાપી માતા પિતા સામો હોઈને લડે, તે તો પાપી દુષ્ટ નરકમાંહે પડે. ॥૧૨૯॥
જે પરજીવ મારી સ્વાદે પેટપોતાનું જો ભરે, અને પરનારીશું જે દુષ્ટ સંગમ કરે. ॥૧૩૦॥
જે નર પારકુ ધુતીને આપ રે ખાયે, તે પણ પાપી નર ચંડાળ નરકમાં જાયે. ॥૧૩૧॥
પુરૂષ એક ને વળી તે સ્ત્રી કરે રે દોયે, એકશું અતિપ્રિત રાખે તે સાયે. ॥૧૩૨॥
દુજી કલકલે ને દિલમાંહે લાવે દુઃખ, તે એવા પાપી ચંડાળ નર મુવે ના પામે મોક્ષ. ॥૧૩૩॥
તે ચંડાળ તો નિશ્ચયે નરકમાહે જાયે, તેના પૂર્વજો કદીએ પવિત્ર ના થાયે. ॥૧૩૪॥
જે નર કન્યાતણો દ્રવ્ય જ પોતે લહે, અને વિશ્વાસઘાત કરી વિષ જો દહે. ॥૧૩૫॥
વણ વાયકે કોઈ પર ઘેર જમવા જાયે, જે ત્યાં જઈ જૂઠુ બોલીને મીઠુ ખાયે. ॥૧૩૬॥
જીભ સ્વાદે જે કોઈ પરજીવને હણે, ખાયે માંસ અને તે દુષ્ટ દોષ ના ગણે. ॥૧૩૭॥
જુઠું ગવાહી પુરે ને ચઢાવે આળ, હે ભીમસેન મનુષ્ય જાતમાં તે ચંડાળ. ॥૧૩૮॥

ભીમ બોલ્યોઃ 'હે દેવ દીનદયાળ, મને એકવાત જાણી લેવાની ઈચ્છા છે તો આપ તે કહેવાની કૃપા કરો. મહાજન એટલે વૈશ્ય, વ્યાપારી, શેઠ, શાહુકાર, એમનામાં ચાંડાળ કોણ સમજવા એ મને સંક્ષપથી કહો.' બુધ્ધ બોલ્યાઃ 'હે ભીમ મહાજન વૈશ્ય ચંડાળ કોણ એ હું તને કહું છું. મહાજન એટલે સમાજના ઉચ્ચ લોક ખેતીવાડી, વ્યાપાર, વગેરે કરીને ધનધાન્ય સંપન્ન વસ્ત્ર વગેરેથી સમૃધ્ધ હોઈને સમાજમાં જે વિશેષ માનનીય વિશિષ્ટ હોય છે તે એ લોકો સમાજના પ્રતિષ્ઠાન સંપન્ન હોવાથી સર્વસામાન્ય લોક તેમના અનુસરણ કરવાનો પ્રયત્ન કરે છે. સ્મૃતિમાં કહ્યું છે કે, 'મહાજનો યેન ગઃ સ પન્થાઃ' પ્રતિષ્ઠિત લોકો જે આચરણ કરે છે એ પ્રમાણે સમાજના સર્વ સામાન્ય લોકો વર્તે છે. મહાજન એ સમાજના અધ્વર્યુ હોય છે. હવે આવા પ્રતિષ્ઠિત જે લોકો હોય છે એ જો મનમાં મોટા અભિમાનથી વર્તશે સત્યનિષ્ઠા ઠામ રાખશે નહીં, વેપારમાં દાંડી તોલતી વખતે પોતાનું હૃદય સાફ રાખશે નહીં., જે માલ ખરીદી કરતી વખતે વધુ લેશે અને માલ વેચતી વખતે પ્રમાણ કરતાં ઓછું આપશે એવા પ્રકારનું કપટપણા કરશે, 'હું જ મોટો સાચો વ્યાપારી છું, સત્ય વચન પાલન કરવું એ મારું કર્તવ્ય છે, વગેરે વગેરે દંભથી ભ્રામકવાણી બોલે છે અને લોકોને ફસાવે છે માલ લેતી વખતે એકદમ ઓછા ભાવમાં અને વેચતી વખતે ખુબ વધારે ભાવથી વેચે છે, ધાન્યમાં ભેળસેળ કરે છે, વ્યવહારમાં ભ્રષ્ટાચારપણું કરે છે, લોકોના મન દુઃખવી તેમને તડપાવે છે. વ્યાજ, દોઢું બે ગણું રકમ વસુલ કરે છે, બેઈમાનીપણાથી,

કપટથી લોકોની વસ્તુ લઈને તેમનો વિશ્વાસ ઘાત કરી. ખોટા દસ્તાવેજ, ખોટા કરારનામા, બક્ષીસપ્રત્રકો વગેરે કરીને લોકોને છેતરે છે. એવા સફેદ ઠગ, લુચ્ચા, ચોર, પ્રતિષ્ઠિત કહેવડાવનારા મહાજન ચંડાળ સમજવા. જેના ચિત્તમાં દયા નથી, કરેલ અપરાધ માટે કોઈ પણ પ્રકારનો પશ્ચાતાપ નથી, ગુન્હો કરીને પણ નાકબુલ કરે છે, ક્ષમાનો અંશ સુધ્ધાં જેના ચિત્તમાં દેખાતો નથી એને ચંડાળ સમજવો.

ભીમ બોલ્યાઃ 'હે દીનદયાળ યોગેશ્વર મનુષ્ય જાતમાં ચંડાળ કોણ સમજવાં ? કયા કર્મ કરવાથી મનુષ્ય ચંડાળ ગણાય છે એ મારા મનનો સંશય દુર કરો.' બુધ્ધ બોલ્યાઃ 'હે ભીમ સાંભળ, મનુષ્ય પ્રાણીઓમાં કોને ચંડાળ સમજવો એ હું તને કહું છું. જેના ચિત્તમાં દયા, ધર્મ, પ્રેમભાવ અને ક્ષમાવૃત્તિ નથી તે જીવાત્મા નિશ્ચિત મનથી સુઈ જઈને ફકત પોતાના જ પિંડ પોષણ કરવામાં બધો સમય ખર્ચી નાંખે છે, જે કોઈ કુપુત્ર માતા પિતાના વિરૂધ્ધ લડીને તેમનો છળ કરે છે, તે પાપી દુષ્ટ કૃતઘ્ન ચંડાળ બધાના પહેલાં નર્કમાં જશે. પર પ્રાણી મારીને એટલે જીવહિંસા કરીને પોતાનું પેટ ભરશે, જે દુષ્ટ પરસ્ત્રીસંગ અથવા અભિલાષા કરશે, બીજાની ધનસંપત્તિ વગેરે લૂંટી ચોરીથી, બળજબરીથી, દુષ્ટપણાથી, અન્યાયથી પોતાનું પેટ ભરશે એ દુષ્ટ નીચ પાપી ચંડાળ નર્કમાં જશે. એક પુરૂષ હોઈને બે સ્ત્રીઓ કરે છે, એક સ્ત્રી પર પ્રિતી કરે છે અને બીજીનો છેહ કરે છે, એક સુખી હોય તો બીજીનો આત્મા દુઃખથી કળકળે છે, એના આ દુઃખથી એ પાપી ચંડાળ મનુષ્ય કદી મોક્ષ પામતો નથી. એ ચંડાળ નિશ્ચય નર્કમાં જાય છે. એના પૂર્વજો કદી પણ પવિત્ર થતા નથી. જો કોઈ મનુષ્ય પોતાની કન્યાનાં દ્રવ્ય હડપ કરે છે, વિષપ્રયોગ કરીને મારે છે અથવા અન્ય કારણથી એનો નાશ કરે છે, વિશ્વાસ ઘાત કરે છે એ પાપી ચંડાળ સમજવા. આમંત્રણ ન હોય છતાં પણ જે બીજાના ઘેર જમવા જાય છે, ત્યાં જઈને ખોટું બોલીને, ખોટી પ્રશંસા વાહવાહ કરીને ભોજન કરે છે. જીભના સવાદ માટે જીવહિંસા કરીને મદ્યપાન ભક્ષણ કરે છે પણ એનો કોઈ પણ વિધિનિષેધ ન પાળતાં, અન્નદોષ ન માનતાં નિઃશક મનથી અભક્ષ્ય ભક્ષણ અને અપેયપાન કરે છે, કોર્ટ કચેરીમાં અથવા પંચ પાસે ખોટી સાક્ષી આપે છે, બીજા પર આળ આપે છે એવો દુષ્ટ નીચ મનુષ્ય ચંડાળ સમજવો.'

**જયાં સદ્ગુરૂ બ્રહ્માના હોય આશ્રમ ધરમ, તેનો જે કોઈ ચોરી ખાસે બ્રહ્મ કણ માલ. ॥૧૩૯॥**
**જેણે કીધા વચનને દેખાડયા શ્રીહરિ, તેશુ મુનિવર બોલે પ્રપંચ કરી. ॥૧૪૦॥**
**જેણે લીધા ધર્મને પરહરે શ્રીહરિના પાયે, તે પાપી ચંડાળ જીવ નિશ્ચય નર્કમાં જાયે. ॥૧૪૧॥**
**આપણને અક્ષર એક શિખાડે નર જેહ, તેને તો ગુરૂ કરીને સત્ય માનવો તેહ. ॥૧૪૨॥**
**જે કોયે જુઠા સમ લાલચે હરિના ખાયે, તે ચંડાળ જીવ તો કદીયે પાવન ના થાયે. ॥૧૪૩॥**
**મનુષ્ય એકબીજાની નિંદા કરે છે જે સાર, જે પરનિંદા કરે તે તો છે મહાચંડાળ. ॥૧૪૪॥**
**ત્યારે ભીમ કહે સુણો દેવ દયાળ, ચોપગા અને પંખીમાં કોણ ચંડાળ. ॥૧૪૫॥**
**કહે શ્રી બુધ્ધ સુણો ભીમ વિખ્યાત, ચોપગા અને પંખીતણી કહુ તાયે વાત. ॥૧૪૬॥**
**ચોપગા માહે શ્વાન ગર્ધવ ને શિયાળ, પંખી જાતમાંહે એક કાગ ચંડાલ. ॥૧૪૭॥**

જે સદ્ગુરૂ બ્રહ્માના સાચા ઉપાસક અને શિષ્ય છે, એમની પાસેથી સદૈવ પરમારથ જ મળશે. તે એમનો કોઈ પણ સ્વાર્થી કર્મમાં આનંદ માનશે નહીં. એમનું ધ્યેય એટલે કૈવલ્યજ્ઞાન પ્રાપ્તિ અને એ અનુસાર આચરણ કરવું એજ હોય, એવા હરિભકતોનાં ઉપજીવિકાના સાધન જો નષ્ટ કરશે એટલે તેવા સદ્ભકતોની ધનસંપત્તિનો અપહાર જે કરશે એને ચંડાળ સમજવા ! જે મહાત્માએ પોતે અપરિમિત કષ્ટ ભોગવીને સદ્ભકતોને જ્ઞાનોપદેશ કર્યો, સદભકતો પાસેથી

અલગ અલગ સાધના કરાવીને શ્રીહરિની પ્રાપ્તિ સાક્ષાત્કાર રૂપે કરાવી એ મહાત્માના એ અમૌલિક ઉપકાર ન માનતાં તેમની સામે જે પ્રાપંચિક બુધ્ધિથી વર્તે દ્દિ, તેમના અલૌકિક દિવ્યતત્વ ન જાણતાં એકાદ સામાન્ય પ્રાપંચિક વ્યકિત પ્રમાણે તેમને માનવું એ દોષમૂલક છે. જેમણે એકાદ મહાત્મા પાસેથી ધર્મદીક્ષા લીધી અને તેમના વચનાનુસાર વર્તતાં અશુધ્ધ માર્ગ પ્રમાણે વર્તે છે એ પાપી ચંડાળ જીવાત્મા નરકે જાય છે. લૌકિક વ્યવહારમાં જે જ્ઞાન શિખવે છે એ શિક્ષક હોય છે, જે ગુરૂ પોતાના શિષ્યને અક્ષર બ્રહ્મતત્વનું જ્ઞાન આપી ને તેવા પ્રકારની સાધના શિષ્ય પાસે કરાવીને, મુકિતમાર્ગે લઈ જાય છે, તેવા ગુરૂ દિવ્યત્વ અલૌકિત્વ પોતે સ્વીકારને ગુરૂની સેવા કરવી પડે. તે ન કરતાં જે જીવાત્મા પોતાના લૌકિક સુખ માટે તેમને છોડી જાય છે અથવા તેમની અવહેલના કરે છે એ દુષ્ટ નીચ ચંડાળ સમજવા. જે જીવાત્મા સ્વાર્થ માટે લાલચથી ખોટી શપથ લે છે, જે મનુષ્ય બીજાની નિંદા, ચુગલી, ચાડી, દ્વેષ, મત્સર કરે છે, એ મહાચંડાળ જાણવો. તેવા મનુષ્ય બીજાનું જીવન બગાડવાનો પ્રયત્ન કરે છે પણ એ યોગે તેને પોતાના જ જીવનમાં અનંતકાળ સુધી કષ્ટિ ભોગવવી પડે છે.

ભીમ બોલ્યોઃ 'હે દેવ દીનદયાળ ચતુષ્પાદ પ્રાણીમાં અને પક્ષીઓની જાતમાં ચંડાળ કોને સમજવા એ કૃપા કરીને તમે મને જણાવો.' બુધ્ધ બોલ્યાઃ 'હે ભીમસેન પશુ પક્ષીઓમાં આમ જોવા જઈએ તો કોઈપણ ચંડાળ નથી કારણ એ યોની એટલે ભોગયોની છે. મનુષ્ય જન્મમાં કરેલા શુભાશુભ કર્મનું ફળ ભોગવવાનું ફકત તેમને કર્તવ્ય હોય છે. નવા ક્રિયામણની ભર તેમની કરતાં આવડતી નથી. તે પશુ પક્ષીઓને જે ઉચ્ચ અથવા નીચ યોની મળી હોય છે એ પરથી એમને ઉત્તમ અથવા અધમ માનીને હિન કહેવાનો અર્થ નથી. આ સર્વ એના પૂર્વસુકૃતનો ગુણ દોષ હોય છે. પણ ચતુષ્પાદમાં શ્વાન અને શિયાળ એ ચંડાળ ગણાય છે અને પક્ષીઓમાં કાગડો એ ચંડાળ કહેવાય છે. એનુ કારણ ફકત એક જ છે એ પશુ પક્ષીઓમાં હલકી યોની હોઈને તેમનું બુમો પાડવી અથવા હાલચાલ અશુભસુચક હોય છે. લોકો તેમને અપશુકનકારક માને છે. માટે જ એ ચંડાળ ગણાય છે. પણ ઈશ્વરી પ્રેરણાથી એવા પ્રાણીઓને શુભાશુભ ઘડનારી વાતોથી બધાથી પહેલાં જાણ થાય છે માટે તેઓ આમ બુમો પાડીને લોકોને જાગૃતીની સુચના આપે છે.

**કહે ભીમ સુણો હે યોગેશ્વર દીનદયાળ, સ્ત્રી જાતમાં કહેજો કોણ ચંડાળ. ॥૧૪૮॥**
**કહે શ્રીબુધ્ધ સુણો ભીમ વિખ્યાત, સ્ત્રી ચંડાળ તણી કહું તોયે વાત. ॥૧૪૯॥**
**જે સ્ત્રી હોઈને પર પુરૂષ શું રમે, અને ઘરનો પુરૂષ દેખ્યો નવ ગમે. ॥૧૫૦॥**
**એકને છોડી દુજા પરપુરૂષને સાથે જાયે, તેથી ચંડાળ સ્ત્રી દુજી કોઈ નહી આયે. ॥૧૫૧॥**
**જે સ્ત્રી હોઈને નવરી પર ઘેર ભમે, અને ઘરનાં કામકાજ દેખ્યાં નવ ગમે. ॥૧૫૨॥**
**જે નારી પુરૂષ તણો ના કરે રે કહ્યો, તેથી નિત્ય ઉઠીને નર સંતાપે રહ્યો. ॥૧૫૩॥**
**જે સાસુ સસરાની ના રાખે લાજ, તે નણંદ જેઠાણીશું કરે વિખવાદ. ॥૧૫૪॥**
**જે સાસુ સસરાની ના કરે નાર કેણ, તે નણંદ જેઠાણીશું ના રાખે વેણ. ॥૧૫૫॥**
**જે જુઠુ બોલીને ચઢાવે પર આળ, સ્ત્રી જાતમાં તે હે ભીમ જાણો ચંડાળ. ॥૧૫૬॥**
**જે વિધવા નાર હોઈને વકરમ કરે, અને તે માઈ બાપની લાજ નવ ધરે. ॥૧૫૭॥**
**જે નારી પાડે પેટને બાળક હણે, તે મનમાંહે શંકા કશી નવ ગણે. ॥૧૫૮॥**
**જે સ્ત્રી કુળ લજાવે ને વધે બાળ, આજ એ છે સ્ત્રી જાતમાં મહા ચંડાળ. ॥૧૫૯॥**

---





**જે સ્ત્રી હોઈને પુરૂષની સેવા ના કરે, અને કૂડૂ બોલતાં શંકા ન ધરે. ॥૧૬૦॥**
**વ્રત ધર્મ ના કરે ને બોલે આળ, સાંભળો ભીમ સ્ત્રી જાતમાં તે ચંડાળ. ॥૧૬૧॥**

ભીમ બોલ્યોઃ 'હે યોગીશ્વર, દીનદયાળ સ્ત્રીજાતમાં ચંડાળ પ્રમાણે નીચ કોને સમજવી ?' બુધ્ધ બોલ્યાઃ 'ભીમ સ્ત્રીજાતીમાં ચંડાળ કોને કહેવી એ હું તને કહું છું. જે સ્ત્રી વિવાહીત હોઈને પરપુરૂષ સાથે રમે છે, પરપુરૂષની સંગતીમાં રહીને ઘરના પુરૂષને જે પ્રેમ કરતી નથી. જે પુરૂષ સાથે લગ્ન થયાં તેને નિર્બળ માનીને, ઝઘડીને ત્યાગ કરે છે અથવા તે એક છોડીને બે ચાર અનેક પુરૂષ સાથે અનૈતિક વ્યવહાર કરે છે એ સ્ત્રી મહાપાતકી પતિતા કુલટા ચંડાળી સમજવી. જે સ્ત્રી ઘરનાં કામકાજ ધંધો કરવાનું છોડીને નવરી થઈને ઘેર ઘેર ભટકે છે ને બીજાના વાંધા વચકા કાઢીને ફરે છે. ઘરના લોકોનું કંઈક ન સાંભળતાં નિત્ય ઉઠતાં બેસતાં એમને સંતાપ કરે છે એ સ્ત્રી ચંડાળી સમજવી. જે સ્ત્રી સાસુ સસરાની લાજ મર્યાદા પાળતી નથી, તેમની બેઅદબી અને અવગણના કરે છે, જેમ તેમ બોલીને માન ખંડન કરે છે, તેમના દુઃખદ પ્રસંગે બિમારીની કોઈ પણ ચિંતા કરતી નથી, વૃધ્ધાવસ્થામાં એમની ઉપર કદી પણ દયા કરતી નથી, જે સ્ત્રી નણંદ જેઠાણી અથવા દેરાણી સાથે વાદવિવાદ કરે છે, નિત્ય એમની સાથે ઝઘડા કરે, ખોટું બોલીને એમના ઉપર અલગ અલગ આળ આરોપ લગાવી તેમને દુભાવે છે, તિરસ્કાર કરે છે, હે ભીમ સ્ત્રી જાતમાં એને ચંડાળી સમજવી. જે સ્ત્રી વિધવા હોઈને પાપકર્મ કરે છે, માતાપિતાની કોઈપણ પ્રકારની લાજ લજ્જા મર્યાદા શીલ ન કરતાં પતીતા બને છે, જે સ્ત્રી ગર્ભપાત, ભ્રુણહત્યા, બાલહત્યા કરે છે, જે સ્ત્રી તેવાં ઘોર પાપ કર્મ કરતી વખતે કોઈ પણ શંકા કુશંકા મનમાં લાવતી નથી, આ પ્રકારે કુળશીલ મર્યાદા વગેરેનો આચારવિચાર લોપ કરીને જે સ્ત્રી સમાજમાં ઉંચે માથે ચાલવાનો પ્રયત્ન કરે છે એ મહાપાતકી ચંડાળી સમજવી. જે સ્ત્રી પોતાના પતિની સેવા કરતી નથી. બાળકોની સારસંભાળ યોગ્ય રીતે કરતી નથી. પતિના, બાળકોના સુખ તરફ પાલન, પોષણ, આરોગ્ય તરફ ફકત આળસપણાથી દુર્લક્ષ કરે છે. દુષ્કપટનું આચરણ કરીને પતિ પોતાની મુઠ્ઠીમાં રહેશે અથવા એ પોતાના કહેવા પ્રમાણે જ વર્તે, ફકત પોતાની આજુ બાજુ જ રહે એ માટે અલગ અલગ પ્રયોગ કરે છે, ઉત્તમ પ્રકારના વ્રત ન  કરતાં ઘરમાં કોઈ પણ પ્રકારની શાંતિ રહેશે નહીં એ પ્રકારે કુડકપટ પાપચરણ કરશે, ઘરના વ્યકિત ઉપર અલગ અલગ આળ આરોપ લઈને ઘરમાં સદૈવ અસંતુષ્ટતાનું અસ્થિરતાનું નિર્માણ કરે છે એ સ્ત્રી ચંડાળ સમજવી. વ્રત, ઉપવાસ, અનુષ્ઠાન, પૂજા, અર્ચના વગેરે સાધનો ઘરમાં સુખ શાંતિ આનંદ લાભ થાય એ માટે કરાય છે અને એ બધી જવાબદારી સ્ત્રીઓને સંભાળવાની હોય છે, પુરૂષોએ આ કામમાં સહયોગી થઈને બંનેના સહકાર્યથી ઘરમાં, સમાજમાં સુસ્થિતિ નિર્માણ કરવી.

**સુણો યોગીશ્વર ભીમ કરજોડી કહે, સ્વામી સંક્ષેપ એક મારા મનમાં રહે. ॥૧૬૨॥**
**હવે તે સંક્ષેપ એવો છેદજો દીનદયાળ, મનુષ્ય જ્ઞાતીમાં કોણ મધ્યમ ચાંડાળ. ॥૧૬૩॥**
**ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા વિખ્યાત, મધ્યમ ચંડાળ તણી કહું તોયે વાત. ॥૧૬૪॥**
**જે સાચ વિના હરિની પૂજા કરે, દ્વારેથી અભ્યાગત નિરાશ પાછા ફરે. ॥૧૬૫॥**
**દયા ધર્મ વેદ ક્રિયા ના પાળે જેહ, મહા મધ્યમ ચંડાળ કહીયે નર તેહ. ॥૧૬૬॥**
**જે વેચે દહી દુધ મદ્ય ને માંસ, અને બોલે બહુ ને કરે વણાશ. ॥૧૬૭॥**
**જે વ્યાજ સવાયા લેવે નર જેહ, મહામધ્યમ ચંડાળ કહીયે તેહ. ॥૧૬૮॥**
**એક હરિની ભકિત મનમાંહે ધરે, અને બીજો આવી મન ભંગ જો કરે. ॥૧૬૯॥**
**દાન પુણ્યધર્મ કરતા વારે નર જેહ, મહામધ્યમ ચંડાળ કહીયે તેહ. ॥૧૭૦॥**



---

જે કોઈ પશુ ઢોર નર પાળે જેહે, તેની ચારા પાણીની ખબર ના લેહે. ॥૧૭૧॥
તે તો ભુખ્યા તૃષા બહુ દુઃખ સહે, આપની વેદના તે તો કાને ના કહે. ॥૧૭૨॥
એ નર તો રાયે મહામધ્યમ તેહ, હૃદયે પરવેદના ના જાણે જેહ. ॥૧૭૩॥
ઋષિવર હોઈને દુનિયામાં ખાયે, પછે તે પાવિત્ર્ય પોતાના પરહરી જાયે. ॥૧૭૪॥
અને જ્ઞાન ધર્મની નિંદા કરે નર જેહ, મહા મધ્યમ ચંડાળ કહીયે તેહ. ॥૧૭૫॥
જે થાપણ મુકીને નેમ કરે નર જેહ, અને સુરાપાન આચરે નર તેહ. ॥૧૭૬॥
નર જે જુઠુ બોલી ચઢાવે આળ, મહા મધ્યમ પાપી તે નર છે ચંડાળ. ॥૧૭૭॥

ભીમ બોલ્યોઃ 'હે યોગેશ્વર હાથ જોડીને મારી તમને એક વિનંતી છે કે મારા મનમાં એક વાત માટે શંકા છે કે કયા કર્માચરણથી મનુષ્ય મધ્યમ ચંડાળ ગણાય. કૃપા કરીને એ મને કહો.' બુધ્ધ બોલ્યાઃ 'ભીમ, જે લોકો હરિભકિત પૂજા અર્ચના કરે છે, પણ તેમાં સત્યનો અથવા પુણ્યનો અંશ ન હોય, તેના દ્વારેથી અતિથિ અભ્યાગત નિરાશ થઈને વિન્મુખ પાછા જાય છે, જેમના ચિત્તમાં જીવપ્રાણીમાત્ર વિષયે દયાભાવ, પ્રેમભાવ નથી, નીતિનિયમોનું પાલન નથી, વૈદિક શુધ્ધ ક્રિયાચરણ નથી એવા લોકો કેટલાંય સમય ઘંટ વગાડીને પૂજા અર્ચના કરે તો પણ તેનો કોઈ ઉપાય નથી. દાન, દયા, તપાચરણ, પાવિત્ર્ય એ માટે તો પૂજા અર્ચના કરવી. આવા આચરણ કરતા નથી તે મહામધ્યમ મંડાળ સમજવા. જે વ્યાજ સવા દોઢા વગેરે લઈ કર્જે આપે છે, એ મધ્યમ ચંડાળ સમજવા. એકાદ મનુષ્ય પરમેશ્વરની ભકિત, દેવપૂજા, અર્ચના, વ્રતવિધિ, ઉપવાસ, જપતાપ, તીર્થયાત્રા કરતો હોય તો તેને નાસ્તિકતાથી તેનો બુધ્ધિભેદ કરીને તે માર્ગથી તેને પરાવૃત્ત કરે છે, દાનધર્મ પુણ્યકર્મ કરનારા વ્યકિતને અડચણરૂપ બને, એ પાપી મનુષ્ય મહાકૃતઘ્ન અધમ ચંડાળ સમજવો. તેવો મનુષ્ય બહાર ધાર્મિકપણાનો કેટલોય દેખાવ કરે તો પણ એ અંતરકપટી મહાદંભી અધમ સમજવો. જે કોઈ ગાય, બળદ, ભેંસ, ઘોડો વગેરે પશુ પાલન કરીને તેમના ચારા પાણીની શુધ્ધ રાખે નહીં, એ મુક એક પ્રાણી નિઃસહાય ભુખ તરસ સહન કરે છે. કારણકે વાચાના અભાવથી એ દુઃખ તેમને સહન કરવાં પડે છે પણ તેમના હૃદયની વેદના જે જાણતો નથી, એ મનુષ્ય મહામધ્યમ ચંડાળ સમજવો. ઋષિના વ્રત ધારણ કરનારા મુખી, પૂજા અર્ચના કરનારા ગુરૂ વગેરેએ દુનિયાદારીના સામાજિક કાર્યથી, ખાન પાનથી અલિપ્ત રહેવું, નહીંતર પવિત્રતા જળવાતી નથી, શુભિર્ભૂતના નિયમ ન પળાય તો એ કરેલી પૂજા, અર્ચના, ઉત્તરકાર્યાદિ પિંડદાન વગેરે પૂર્ણપણે સફળ થતાં નથી અને તેમ થયું એટલે લોકો જ્ઞાનની, ધર્મની, કર્મભકિત ઉપાસના માર્ગની નિંદા કરે છે, અવહેલના કરે છે. એ માટે ઋષિમુનિ, મુખી આચાર્યોએ આવા નિયમ અવશ્ય પાળવા જોઈએ. જે તે પાળશે નહીં અને જે ભ્રષ્ટાચાર કરશે અથવા ભ્રષ્ટાચારને પ્રવૃત્ત કરશે એ મહામધ્યમ ચંડાળ સમજવા. જે બીજાની થાપણ વગેરે સ્વીકારીને પાછળથી વિશ્વાસઘાત કરીને, એ હડપ કરીને, ગરીબ પ્રજાને ત્રાસ આપે છે, અપેયપાન અભક્ષ્ય ભક્ષણ કરીને દુર્વ્યસની બને છે, અસત્ય બોલીને અસત્યાચરણ કરે છે, હીનદીન ગરીબ દુર્બળોને પીડે છે એ પાપી અધમ નીચ જીવ મહામધ્યમ ચંડાળ સમજવા.

જે રાજા બ્રાહ્મણોનું અન્ન જો ખાયે, અને જે ક્રિયા બારમુ જમવા જાયે. ॥૧૭૮॥
જીવને ફાંસી દઈને મારે નર જેહ, તે મહામધ્યમ ચંડાળ કહીયે તેહ. ॥૧૭૯॥
જે કામણ ઋષિવરને કરે, તે પરને વેદના દઈ પેટ પોતાનું ભરે. ॥૧૮૦॥
પાડે સ્રી ગર્ભ ને જે વેધે બાળ, મહામધ્યમ કહીયે તે નર ચંડાળ. ॥૧૮૧॥
જે ધર્મી હોઈને ના પાલે ધર્મ, સુવે નિચિંતાને કરે કુડા કર્મ ॥૧૮૨॥

**હાલના નિમડે ને ગતમા ના જાયે, દશાંશ ના દેવે ને દુનિયામાં ખાવે. ॥૧૮૩॥**
**એ મુખે નામ હરિનુ ના લેવે જેહ, મહા મધ્યમ ચંડાલ કહીયે તેહ. ॥૧૮૪॥**
**જે પાંચ માસ સ્ત્રી ગર્ભ જો ધરે, અને તે નારીશું જે પુરૂષ સંગમ કરે. ॥૧૮૫॥**
**પશુ ખાશી કરાવે નર જેહ, મહા મધ્યમ ચંડાળ કહીયે તેહ. ॥૧૮૬॥**
**વણ આદરે જે નર જમવારે જાયે, કરજ લઈને વળીજે મુકકર થાયે. ॥૧૮૭॥**
**વણ વાકે સ્ત્રી પરહરે નર જેહ, મહા મધ્યમ ચંડાળ કહીયે તેહ. ॥૧૮૮॥**
**માતપિતા થઈ બાલકને વેચે જેહ, મહા મધ્યમ ચંડાળ કહીયે તેહ. ॥૧૮૯॥**

જે ઋષિવર, મુનિવર હોઈ રાજગૃહનું અન્ન ગ્રહણ કરે છે એ રાજસી વૃત્તિનો થાય છે. રાજા, વેશ્યા, ચંડાળના ઘરનાં અન્ન આશ્રય દોષથી દુષિત થયેલ હોય છે. એ સેવન કરવાથી બુધ્ધિમાં હિનત્વ આવે છે. વૃધ્ધિ સુતકના ઘરનું અને રજસ્વલાધર્મ જે ઘરમાં પાળતા નથી એ ઘરનું અન્ન ગ્રહણ કરવું નહીં, કારણ એ પ્રકારનું અન્ન સેવન કરવાથી હીનત્વ આવે છે. શુચિર્ભુતતા પાવિત્ર્ય રહેતી નથી અને તે દોષથી તેમણે કરેલાં શુભકાર્ય પૂજા વિધી એ ફળદાયી થતા નથી. જે જીવાત્મા ગળે ફાંસો લગાવીને, નદી નાળાંમાં કુદીને, વિષ પ્રાશન કરીને, વિદ્યુત શકિત, વાહન વગેરે નીચે પડીને વગેરે અનેક પ્રકારે આત્મહત્યા કરે છે અથવા બીજાનો ઘાત કરે છે એ મહા અધમ પાપી ચંડાળ સમજવો. જે મનુષ્ય પોતાનો રાક્ષસી હેતુ અને આસુરી આકાંક્ષા સાધ્ય કરી લેવા અલગ અલગ અઘોરી પ્રયોગ કરે છે, જારણ મારણ વશીકરણ પિશાચ સાધના કરે છે અને એ યોગે બીજાને વેદના આપી પીડા કરીને પોતાનો લાભ કરાવી લે છે તે મહા અધમ ચંડાળ છે, જે સ્ત્રી ગર્ભપાત કરાવીને ભ્રુણહત્યા અને બાળહત્યા કરે છે. અનૈતિક સંબંધ રાખીને પાપાચરણ કરે છે એ મહાઅધમ ચંડાળી સમજવી ! જે ધર્મી હોઈને ગુરૂ પાસેથી દિક્ષા લઈને ગુરૂનાં વચન પ્રમાણે આચરણ કરતા નથી. કોઈ પણ પ્રકારની કાળજી અથવા ચિંતા ન કરતાં, નિશ્ચિત મનથી ઉંઘમાં આયુષ્ય કાઢે છે, કંઈક કર્મ કરાવું પડે તો કુડ કપટ પાપાચરણ કરીને તેમાં આયુષ્ય વેડફી નાંખે છે. સત્કૃત્ય નહી, દયાભાવ નહીં, દાનધર્મ નહીં, પરોપકાર પ્રેમભાવ નહીં, ગતગંગામાં જઈને સેવા પ્રવૃત્તિ નહીં, નીચ કર્મનો પશ્ચાતાપ નહીં, દશાંશ સુકૃત દાન કરતા નથી, દુનિયાના નાચ, ગાયન, છંદ સ્વછંદ આહાર વિહારમાં સુખ માનીને તેમાં જ મગ્ન રહે છે. જેમનાં મુખમાંથી એકવાર પણ શુધ્ધ અંતઃકરણથી શ્રીહરિનું નામ નથી. મુખમાંથી સદૈવ ખરાબ વચન ગાળો, નિંદા, કુચેષ્ટાનો પ્રવાહ વહેતો હોય એવો નીચ હલકટ મનુષ્ય મહા અધમ ચંડાળ સમજવો. પાંચ મહીના ગર્ભવતી સ્ત્રી સાથે જે સંગમ કરે છે એ પશુ કરતાં પણ નીચ હલકટ નરપશુ સમજવો. બકરી, મરઘી વગેરે પશુ પક્ષીઓનું પાલન જે મનુષ્ય ફકત માંસ ભક્ષણ માટે કરે છે એ પાપી ચંડાળ મહા અધમ સમજવો ! આદરભાવ, સત્કાર જે જગ્યાએ મળતો નથી એવી જગ્યાએ પણ વિના આમંત્રણથી જે જમવા જાય છે એ કર્મ કરીને એ પ્રાયશ્ચિત કરવામાં તજવીજ કરતો નથી. ઉધાર લાવેલા પૈસા વસ્તુ વગેરે બેઈમાનપણાથી પાછું ન કરતાં યથેચ્છા વાપરે છે, એ મુકકર પાપી જીવાત્મા તેને મહા અધમ ચંડાળ સમજવો. તેમજ કોઈપણ પ્રકારનો અપરાધ ન હોવા છતાં જે મનુષ્ય સ્ત્રીનો ત્યાગ કરે છે, જે માતા અથવા પિતા પોતાના સ્વાર્થ માટે અથવા અન્ય પાપયુકત કર્મ માટે પુત્ર પુત્રીઓને વેચે છે અને એના ઉપર પોતાનો ઉદરનિર્વાહ કરે છે એ પાપી અધમાધમ ચંડાળ પાપ જ  ભક્ષણ કરે છે એ પાપાત્માઓને કદી જ સદ્ગતી મળશે નહીં.

**ત્યારે ભીમ કહે સ્વામી પુછું એક વાણ, સ્વામી મનુષ્ય જાતમાં ઉત્તમ કોણ. ॥૧૯૦॥**
**ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા વિખ્યાત, ઉત્તમ તણી તોયે કહું હું વાત. ॥૧૯૧॥**

જે પ્રાણીને સદ્ગુરૂ બ્રહ્માજી મળ્યા, તેના આવાગમનના ફેરા જો ટળ્યા. ॥૧૯૨॥
હાલ વાયક ખરા દસોંદી નર જેહ, મનુષ્ય જાતમાં ઉત્તમ કહીયે તેહ. ॥૧૯૩॥
જે સદાએ ભજન ધ્યાન હરિના કરે, અને બ્રહ્મજ્ઞાન તે મનમાંહે ધરે. ॥૧૯૪॥
નીત નીત ગતમાં મળે નર જેહ, મનુષ્ય જાતમાં ઉત્તમ કહીયે તેહ. ॥૧૯૫॥
દયાવંતા ક્ષમાવંતા જે નર હોઈ, એ ક્રિયા ચાલીસ પાલે નર સોઈ. ॥૧૯૬॥
અહોર્નિશ શ્રીહરિ નામનાં વિશારે જેહ, મનુષ્ય જાતમાં ઉત્તમ કહીયે તેહ. ॥૧૯૭॥
ઈન્દ્રિય સ્વાદ પરહરે નર જેહ, કામ ક્રોધ મન વશ કરે નર તેહ. ॥૧૯૮॥
પાંચ તત્વના ભેદ જાણે નર જેહ, મનુષ્ય જાતમાં ઉત્તમ કહીયે તેહ. ॥૧૯૯॥
ગોર નરના વચન શિર ઉપર ધરે, અને ગુરૂ કહે તે નિશ્ચે કરે. ॥૨૦૦॥
સતસંતોષી ક્ષમાવંતા નર જેહ, મનુષ્ય જાતીમાં ઉત્તમ કહીયે તેહ. ॥૨૦૧॥
જે નર જીવમુક્ત હોઈને રહે, સુખ દુઃખ દિલના હરિશું કહે. ॥૨૦૨॥
અહોનિષ હરિનામ ના વિશારે જેહ, મનુષ્ય જાતમાં ઉત્તમ કહીયે તેહ. ॥૨૦૩॥
જે માતા પિતાની ભક્તિ કરે, ને કુડ કપટ સર્વે મનથી પરહરે. ॥૨૦૪॥
સર્વે ગત કુટુંબનો સહવે શિર ભાર, વિષ્ણુ ભક્તિ ઉપર સદા રાખે પ્યાર. ॥૨૦૫॥
પરવેદના આપ સહે નર જેહ, મનુષ્ય જાતમાં ઉત્તમ કહીયે તેહ. ॥૨૦૬॥
ગત લોકમાં જેનો જશ ઘણેરો હોયે, રતિ અવગુણના બોલે મન કોયે. ॥૨૦૭॥
વાચ કાય દ્રષ્ટે નિર્મળ નર હોયે, નાત પરનાતે ગુણ બોલે સહુ કોયે. ॥૨૦૮॥
દયા ધર્મ ક્ષમાવંત હોય નર જેહ, મનુષ્ય જાતમાં ઉત્તમ કહીયે તેહ. ॥૨૦૯॥

ભીમ બોલ્યાઃ 'સ્વામી મારા મનમાં એક આંતરિક શંકા છે તે હું તમને પુછું છું કે, મનુષ્ય જાતિમાં ઉત્તમ કોને કહેવો ? કયા કર્મ પછી મનુષ્ય ઉત્તમ ગણાય છે એ મને સંક્ષેપમાં કહો.' બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'હે ભીમ, ઉત્તમ મનુષ્યના લક્ષણ હું તને કહું છું તું શાંત ચિત્તથી શ્રવણ કર. જે મનુષ્યને સદ્ગુણ બ્રહ્માની પ્રાપ્તિ થઈ એના આવાગમનના ફેરા મટે છે. માનવ જન્મમાં આવીને માનવે પોતાના જન્મને સાર્થક કરી લેવા માટે આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી. શાસ્ત્ર પઠન વાંચન કરતી વખતે મન શાંત અને સ્થિર રાખવું. ગુરૂ, સંત, મહાત્મા એમની પાસેથી જ્ઞાન શ્રવણ કરવું. જે આપણને આપણી આત્મસ્થિતિ જણાવી આપનાર હોય છે. એવા બ્રહ્મસ્વરૂપી સદ્ગુરૂ મહારાજની સેવા કરીને તેમના વચન પ્રમાણે વર્તીને તેમની કૃપા સંપાદન કરવી. પોતાની કમાણીમાંથી ઉપાર્જિત કરેલા ધનસંપત્તિમાંથી દશાંશ એમ દસમો ભાગ તેણે ધર્મપ્રચારાર્થ ચલાવેલ ધામમાં-મંદિરમાં-આશ્રમમાં અર્પણ કરવો. તે જગ્યાએ ચાલેલા સદાવ્રત, દેવતાર્ચન, સત્સંગ, ગ્રંથજ્ઞાન પ્રચાર, ધર્મશાળા, દવાખાનાં, અનાથાલય, વાંચનાલય વગેરે કાર્યમાં એ રકમનો સદુપયોગ કરવો. જે નિત્ય નિયમિતપણે ગતગંગામાં એટલે સત્સંગમાં આવી ગુરૂ, સંત, સદભક્તોના મુખેથી જ્ઞાનચર્ચા શ્રવણ કરે છે, બ્રહ્મદર્શી એવા મહાત્માના મુખમાંથી સાંભળેલ જ્ઞાન પોતાના ચિત્તમાં ગ્રહણ કરી એ યોગે પોતાનું મન નિર્મળ પવિત્ર કરે છે અને આવા શુધ્ધ અંતઃકરણે પરમેશ્વર ભક્તિ, જ્ઞાન, ધ્યાન, સેવા જે કરે છે એ મનુષ્ય જાતીમાં ઉત્તમ સમજવો. જે દયાવંત ક્ષમાવંત હોય છે, જીવ પ્રાણીમાત્ર વિષયે જેના હૃદયમાં કરૂણા હોય છે, મુખીની ચાલીસ ક્રિયા જેમના આચરણમાં છે, જેને કામક્રોધ અને સ્વાદ જેણે જીતેલા છે, પંચવિષય એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એવી બાબતે જેણે સંયમ

રાખ્યો છે, આ પંચવિષય મનુષ્યને સંપૂર્ણ ગૃહસ્થે ન છોડવા હોય તો સંયમીતપણે તેનો ઉપભોગ લેવો જોઈએ. આ પંચવિષયમાં પણ જીભનો સ્વાદ અને જનનેદ્રિયનો ભોગ એ વિશેષતઃ મનુષ્યને સંભાળવાનો હોય છે, કારણ સર્વ અનર્થનું મુળ એ જ હોય છે. આ પંચેન્દ્રિયોનો ભેદ જાણી જે મનુષ્ય સદાચરણ કરે છે એ ઉત્તમ જાણવો. ગુરૂ, સદ્‌ગુરૂ, માર્ગદર્શક, સંત મહાત્માના વચન શિરમાન્ય માનીને તેમના વચન પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરે છે, તેમનાં વચનો એટલે સદ્‌ધર્મનું પાલન કરે છે. ઢોંગી ગુરૂથી સાવધ રહે છે. સત્ય, પ્રેમે, અહિંસા, ક્ષમા, પરોપકાર અને યથાલાભ સંતોષ, યોગાચરણ, તપાચરણ એ સન્માર્ગના તત્વ છે. આ તત્વ પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરે છે એ મનુષ્ય ઉત્તમ જાણવો. ગુરૂ માર્ગદર્શનથી અને જ્ઞાનધ્યાનથી જેની વૃત્તિ સમ થઈ છે. સદાચરણથી અને નિષ્કામ કર્માચરણથી જે જીવાત્મા થયો છે, પોતાનાં સુખદુઃખ ફક્ત જે ઈશ્વરને વિદીત કરે છે, ઈતર લોકો સામે પોતાનાં વખાણ કરતો નથી, જેમનું પરમેશ્વર સ્મરણ અને સ્વારૂપાનુસંધાન સદૈવ ચાલું રહે છે એમાં કદી પણ વિક્ષેપ પડતો નથી એ મનુષ્ય ઉત્તમ સમજવો. જે પોતાના માતા પિતાની ભક્તિભાવથી સેવા કરે છે, તેમની આજ્ઞા શિરોમાન્ય માને છે કારણ માતા પિતાએ દેવ સમાન છે. આપણા ધર્મ સંસ્કૃતિમાં માતા પિતાને, ગુરૂ, અતિથિને દેવ માનેલ છે કારણ એ પ્રત્યક્ષ પ્રગટ ચાલે છે, બોલે છે, દૈવત હોઈને આપણને સન્માર્ગની દિશા બતાવી એ પ્રમાણે આચરણ કરાવી ઈચ્છિત સ્થળે ઉન્નતિ તરફ લઈ જનાર હોય છે, માટે તેમની સાથે પૂજ્ય ભાવથી વર્તાને સેવા કરવી. નિર્મળ, શુધ્ધ અને પવિત્ર મનથી બધાં સાથે વર્તવાનો પ્રયત્ન કરવો. કુટુંબનું કલ્યાણ, ઉત્કર્ષ, ઉન્નતિ કેમ થશે, સદાચરણ કંઈ રીતે થશે એની કાળજી કરવી. કુટુંબ પ્રમાણે જ ગુરૂ ગતગંગાની ઉન્નતિ, વિકાસ, ભક્તિમાર્ગની ઉપાસના, જ્ઞાન કર્મ ભક્તિ યોગનું આચરણ વગેરે વાતોનું માર્ગદર્શન કરીને સેવા કરવી. આ સર્વ કર્મ નિર્ધારથી, ધૈર્યથી કરવાની જ જવાબદારી લે છે, પોતે ભગવાન વિષ્ણુની, આદિનારાયણ સત્‌ચિત્‌આનંદ સ્વરૂપ ભગવાનની ઉપાસના કરે છે. પરપીડા જાણીને અન્ય જીવપ્રાણીઓને સુખી રાખવાનો કાયાવાચામનથી પ્રયત્ન કરે છે. એ મનુષ્ય સર્વશ્રેષ્ઠ માનવો. જેના સંપર્કમાં આવી લોકો સુખી અને આનંદીત થાય છે, સર્વત્ર જેનું યશોગાન થાય છે, વાચાથી, કાયાથી, કાનથી અને દ્રષ્ટિથી નિર્મળ પવિત્ર નિરામય છે. સ્વજાતીમાં, પરજાતિમાં જેના ગુણ ગવાય છે તે મનુષ્ય ઉત્તમ છે. પ્રત્યેક મનુષ્યે યથામતિ યથાશક્તિ આ પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરીને માનવ જન્મને સાર્થક કરવો.

**ભીમ કહે સુણો યોગિશ્વર દયાળુ દેવ, સ્વામી એક વાતનો પુંછું હું ભેદ. ॥૨૧૦॥**
**સ્ત્રી જાતમાં કહેજો તે ઉત્તમ કોણ, સ્વામી સંક્ષેપ અમને કહેજો ક્ષોણ. ॥૨૧૧॥**
**ત્યારે કહે શ્રી બુધ્ધ સુણો ભીમ વિખ્યાત, ઉત્તમ સ્ત્રી તણી કહુ તોયે વાત. ॥૨૧૨॥**
**જે સ્ત્રી હોઈ સ્વપુરૂષની સેવામાં રહે, જે વચન કહે તે શિર ઉપર ધરે. ॥૨૧૩॥**
**જે સતી હરિસેવા ના વિશારે નિત્ય, ક્રિયા ચાળીસ પાલે તે એકે ચિત્ત. ॥૨૧૪॥**
**દાનવંતી દયાવંતી ક્ષમાવંતી રહે જેહ, સ્ત્રી જાતમાં ઉત્તમ કહીયે તેહ. ॥૨૧૫॥**
**જે સ્ત્રીના હૃદયે નિર્મલ જ્ઞાન, જે સાસુ સસરાનાં રાખે માન. ॥૨૧૬॥**
**કોઈ કૂડૂ બોલે તોયે ના આણે કાલ, જુવો સદ્‌લક્ષણી જેવું નાનેરૂ બાલ. ॥૨૧૭॥**
**નીચી દ્રષ્ટિ હસમુખી હોય નાર જેહ, સ્ત્રી જાતમાં ઉત્તમ કહીયે તેહ. ॥૨૧૮॥**
**જે સ્ત્રી હરિની સેવા વિના અન્ન ના ખાયે, દ્વારે અભ્યાગત જેણે પાછો ના જાયે. ॥૨૧૯॥**
**થોડા માહેથી થોડેરૂ દેવે નાર જેહ, અને સદાકાલ સત્યવંતી કહીયે તેહ. ॥૨૨૦॥**
**જે ધરમ કરતા ના કરે કેણ, શોભે સ્ત્રી જાતમાં મહા ઉત્તમ તેહ. ॥૨૨૧॥**

**જે સ્ત્રી પોતાના પુરૂષની સેવામાં રહે, અને સુખ દુઃખ દિલના હરિને કહે. ॥૨૨૨॥**
**જે સ્ત્રી બાલ ગોપાલની સેવા કરે નિત્ય, તે મહાસત્યવંતી નિર્મલચિત્ત. ॥૨૨૩॥**
**જે સમાજમાં નમી નમી ચાલે જેહ, અને કહીયે સ્ત્રી જાતમાં ઉત્તમ તેહ. ॥૨૨૪॥**
**ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા છે એહ, સુણો ભીમ સત્ય કહું હું તેહ. ॥૨૨૫॥**

ભીમ બોલ્યોઃ 'હે દેવ દયાળુ યોગેશ્વર, તમે મનુષ્ય જાતીમાં ઉત્તમ કોણ એનું માર્ગદર્શન કહ્યું. હવે મારા મનની સદિચ્છા સ્ત્રી જાતીમાં ઉત્તમ કોણ એ જાણવાની છે. તો કૃપા કરીને મને એ કહો. બુધ્ધ બોલ્યાઃ 'હે જિજ્ઞાસુ ભીમ, સ્ત્રી એ કોઈ માનવ સમાજથી અલગ નથી. એ માનવ જ છે માટે મનુષ્ય જાતીમાં જેટલા સદ્‌ગુણ છે તેટલા સ્ત્રીમાં હોવા જ જોઈએ, એ સિવાય પૂર્ણત્વ થવા માટે હજુ કેટલાક ગુણ સંભાળવા પડે છે. સ્ત્રીએ પોતાના પુરૂષના એટલે પતિની સેવામાં રહેવું જોઈએ. જે સ્ત્રી પતિસેવા કરીને શ્રીહરિની ભકિત કરે છે તેમજ સદ્‌ગુરૂ મહારાજે બતાવેલ ધર્મનું પાલન તથા ક્રિયાચારણનું સર્વ અથવા ઓછામાં ઓછા ચાલીશ નિયમનું પાલન કરે છે, જે સ્ત્રી દાનશીલ, દયાશીલ અને ક્ષમાશીલ છે તે સ્ત્રીને સતી જાણવી, જે સ્ત્રીનું હૃદય નિર્મળ પવિત્ર એવા આત્મજ્ઞાનથી યુકત છે અને જે સાસુ સસરાની ઉત્તમ સેવા ચાકરી દેખભાળ લક્ષ્યપૂર્વક કરે છે, એમને માન સન્માનથી વર્તે છે, કોઈ એને જેમ તેમ બોલે તો એ તેનું અજ્ઞાન છે એમ જાણીને ક્રોધાવશ થતી નથી. નાના બાળકની જેમ જેની નિરામય વૃત્તિ છે. સદૈવ નમ્રદ્રષ્ટિ, નમ્રવાણી, નમ્ર વ્યવહાર, જેનું મુખ સદાય હસતું હોય છે, કોઈને બોલતી નથી. એવી વૃત્તિની જે સ્ત્રી હોય છે એને ઉત્તમ જાણવી.ઘરના વ્યકિતઓની સેવા કરીને એટલે સાસુ સસરાની સેવામાં રહીને તેમની શિખામણ શીરોમાન્ય માનવી, પતિની આજ્ઞામાં રહીને તન-મન-પ્રાણથી તેમની સેવા કરવી, જેઠ, દિયર, નણંદ, જેઠાણી, દેરાણી વગેરે ઘરના ઈતર વ્યકિતઓ સાથે પ્રેમથી, નમ્રતાથી અને અદબથી વર્તવું, ઘરના અને પોતાના બાળકોને સારું શુરત્વ વિરત્વ કથા કહીને તેમના મન પર સારા સંસકાર કરવા. શકય હોય તો ધ્યાન, સ્મરણ, યોગાભ્યાસથી પ્રાથમિક માર્ગદર્શન કરવું વગેરે એ સર્વ જવાબદારી પ્રથમ માતાની હોય છે. સંતતિ ઉત્તમ તેજસ્વી અને સંસ્કારક્ષમ થવાથી ઘરનો, ગામનો, દેશનો ઉધ્ધાર કરવાને પાત્ર થાય છે. જે માતા આ બધું કાર્ય કરે છે એ સ્ત્રી જાતીમાં ઉત્તમ જાણવી. જે સ્ત્રી પરમેશ્વરનું સ્મરણ, ધ્યાન, સેવા કર્યા સિવાય ભોજન ગ્રહણ કરતી નથી. જેના દ્વારેથી અતિથિ, અભ્યાગત, ભિક્ષુક અન્ન સિવાય વિન્મુખ જતા નથી, જે સ્ત્રી કોઈ પણ વ્યવહારમાં સત્યપાલન કરે છે તે સત્યવંતી ને દાનધર્મ કરનારી સ્ત્રી જાતીમાં ઉત્તમ જાણવી, દાન, દયા, સત્યપાલન અને શુચિર્ભુતતા એ સ્ત્રીના ખરા અલંકાર અને સૌંદર્ય પ્રસાધન છે. આ જ અલંકારથી સ્ત્રી સૌભાગ્યદાયી, સૌંદર્યશાળી અને શાલીન ગણાય છે. ફકત બાહ્ય સૌંદર્ય, પ્રસાધનોનો ઉપયોગ કરીને સ્ત્રી રૂપગર્વિતા દેહપૂજા કરનારી અને લોકોની નજર આત્કૃષ્ટ કરીને સંસ્કારોને ભુલવનારી થાય છે . સ્ત્રી એ ઉત્તમ ગુણોથી જ શોભે છે. જે સ્ત્રી પોતાના સુખ દુઃખ ફકત હરિને જ કથન કરીને એ રાખે તેમ રહેવું તેમાં જ સમાધાન માને છે. જીવનમાં કેટલાંક સમયે આવું થાય કે સ્ત્રી સુખી આનંદમાં રહેતી હોવાથી તેનો દ્વેષ નિંદા તિરસ્કાર કરનારા પરિબળો વ્યર્થ સંતાપ આપવાનો પ્રયત્ન કરે છે. જો સ્ત્રી દુઃખી, ચિંતાગ્રસ્ત હોય તો ઘરમાં અશાંતતા ઉદ્વેગ વગેરે ઉદ્‌ભવે છે માટે પોતાનું સુખ દુઃખ ફકત શ્રી હરિને જ નિવેદન કરવું. સુખમાં અંજાઈ ન જવું જોઈએ, દુઃખમાં નિરાશ ન થવું. બંને વખતે ધૈર્યધારણ કરીને ભગવાનની સેવા કરવી. ગૃહકાર્યો સંભાળતી વખતે વાતો, નિંદા, ચાડી, ચુગલી, આળસ, નિંદ્રા ન કરતાં સત્સંગ કરવો. સત્સંગ સિવાય આત્મોન્નતિનું જ્ઞાન થતું નથી. ફકત સંસાર સુખ માટે જ સ્ત્રી સૃષ્ટિ નિર્માણ થઈ નથી. પોતાનો આત્મવિકાસ અને આત્મોધ્ધાર સ્ત્રીએ પોતે જ કરવાનો હોય છે. એહિક સુખ કુટુંબના લોકો આપી શકશે પણ પરમાર્થનું

કાર્ય માત્ર તેમને પોતાને જ કરવાનું હોય છે. એ માટે જ્ઞાન હોવું આવશ્યક છે. એ જ્ઞાન સત્સંગ સિવાય મળતું નથી. માટે સત્સંગ અને ગતગંગામાંની સેવા કરીને આત્મોન્નતિ કરનારી સ્ત્રી બધામાં ઉત્તમ શ્રેષ્ઠ જાણવી.

કહે શ્રી બુધ્ધ સાંભળો ભીમ વિખ્યાત, અઢારે વર્ણની કહુ હું તોયે વાત. ॥૨૨૬॥
કલિયુગના બ્રાહ્મણ હોશે જેટલા, એ તો ધર્મ હીણા થાસે સર્વ તેટલા. ॥૨૨૭॥
એ વેદ તણાતો તજશે અભ્યાસ, તે તો કરશે નિત્ય ઉઠી પરાઈ આશ. ॥૨૨૮॥
શુદ્રાદિકની એ તો કરશે નિત્ય સેવ, વળી સંધ્યા તર્પણ તજશે વાસુદેવ. ॥૨૨૯॥
એ તો કરશે છલ કપટ ચેટક બહુ નિષેદ, તે તો શત્રુસમ વૈરી ગણશે વેદ. ॥૨૩૦॥
તે તો રાજાનું પ્રતિગ્રહ લેશે ઘણું, એ થી તે લેશે સ્વ શિશ પાતક પણું. ॥૨૩૧॥
તજસે સ્વધર્મને સંધ્યા સાર, તે જઈ સેવકને ઘેર કરશે આહાર. ॥૨૩૨॥
પર આંગણે વિપ્ર જમવા બેઠા જાય, લેશે રશાણ લોહ પાષાણ તે સાર. ॥૨૩૩॥
અને જે ભાણશે વેદ જઈ શુદ્રને ઘેર, સ્વધર્મ આચાર મુકશે ને નહી તેની પેર. ॥૨૩૪॥
પોતે ચોરી ચાડીનો કરશે વિચાર, તે પોતે તજશેસ્વધર્મ તણો વ્યવહાર. ॥૨૩૫॥
ભુલી ભાન શુદ્ર તણા પશુ તો તે ચારશે, અને પોતાના લાલચે ભુખે મારશે. ॥૨૩૬॥
વળી શુદ્ર તણા બાળક તે તો રાખશે, અને પોતાના બાળક અધર્મે હાકશે. ॥૨૩૭॥
અન્ય ઘેર એકી વેલા જશે, અને તે બીજા પ્રત્યે વડવાડ માંડશે. ॥૨૩૮॥
શુદ્ર તણી ક્રિયા શ્રાધ્ધ અવેદે સારશે, લોભે પોતે બ્રાહ્મણને જઈ મારશે. ॥૨૩૯॥
શુદ્ર તણુ ત્યાં હેતે દયણુ દળે, ત્યાં રાંધે રાંધણુ તે જમવા મળે. ॥૨૪૦॥
પોતે ગરધવની પેરે વહેશે ભાર, મન માંહે ધરશે અતિ અહંકાર. ॥૨૪૧॥
શુદ્ર તણા રસોડે કરશે સર્વે પાક, પ્રેમે નાનાવિધના કરશે તે તો શાક. ॥૨૪૨॥
પ્રથમ પોતે તો શુદ્રને ધીરજે પીરશે અને પોતે કેડેથી જમતા દીસસે. ॥૨૪૩॥
દાસી દાસ બીજા જાણે હોય છે જેમ, કલિયુગના બ્રાહ્મણ જાણજો એમ. ॥૨૪૪॥
રાજા થાસે પાછલ પ્રજા જેહ, દુષ્ટ કર્મે અંતે નરક પામશે તેહ. ॥૨૪૫॥
ન દીયે દાન નેમ ને કરશે સ્વાદ સાર, તે શુદ્ર ઘેર જઈ કરશે આશિર્વાદ. ॥૨૪૬॥
તે પરહેરૂ કરીને દેશે અન્યને આળ, ત્યાં સોબતે વિસરશે શ્રીગોપાળ. ॥૨૪૭॥
કન્યા તણુ તો લેશે અતિ ઘણુ ધન, કરશે ધીરજે છલ ગતમા બહુ માન. ॥૨૪૮॥
ગજ રથ ભોભી છોડશે ભાર, વાદે વળુધ્યા વિરોધ કરશે વિશ્વાસઘાત. ॥૨૪૯॥
એવા વિપ્ર કલિયુગ માંના હોય જેહ, તે દુષ્ટ ક્રિયાએ નરક પામશે સર્વે તેહ. ॥૨૫૦॥
કહે શ્રી બુધ્ધ સુણો ભીમસેન રાયે, જે પુછો તો તે સર્વ કહું સત્ય ભાયે. ॥૨૫૧॥



શ્રી બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'હે ભીમ હવે હું તને કલિયુગમાં સર્વ વર્ણના લોકોની સ્થિતિનું વર્ણન કહું છું એ તું સાંભળ. કલિયુગમાં વિશિષ્ટ એવું કોઈ જ વર્ણ રહેશે નહીં. ચાર મુખ્ય વર્ણ, અઢાર જાતીના લોકો આ બધાનો એકાકાર થશે. બધા વર્ણમાં બ્રાહ્મણ એ શ્રેષ્ઠ અને ધર્મનિષ્ઠ જ્ઞાનવાન ગણાય છે. કારણ સર્વ માનવ જાતીને વ્યવહારિક, સામાજિક, ધાર્મિક, જ્ઞાન દાન કરવાનું તેનું કાર્ય છે, એમ આપણા વેદશાસ્ત્ર પુરાણો કહે છે અધ્યયન અને અધ્યાપનનું

૪: કલિયુગમાં હિન્દુ ધર્મની માન્યતા બરાબર નથી એવું કહેવાનો પ્રયત્ન

ઉપર જણાવેલ ઈમામશાહ લખ્યું એના વિરુદ્ધ છે. બધા બ્રાહ્મણને ઈમામ શાહ એ ખોટા બતાવ્યા છે.



કાર્ય કરવા માટે અને ધર્મવિધિ, પૂજા પાઠ, શ્રધ્ધતર્પણ, ક્રિયાકર્માન્તર વગેરે કરવાની જવાબદારી બ્રાહ્મણોની છે. એ કારણે બ્રાહ્મણ વર્ણએ શ્રેષ્ઠત્વ છે અને ઈતર વર્ણોના લોકોએ પૂજા અર્ચના કરાવીને દાન ધર્મ કરવું, અન્નવસ્ત્ર, ઘર, ખેતી વગેરે દાન કરીને બ્રાહ્મણોને ઉપજિવિકાનું સાધન ઉપલબ્ધ કરાવી આપવું એ તેનું કર્તવ્ય છે. પરંતુ હવે આ કલિયુગમાં કેટલાક બ્રાહ્મણો ધર્મહીન થશે. ધર્મ સંસ્કૃતિનું જ્ઞાન તેનું લોપ પામશે. એ વેદોના અભ્યાસ કરવા છોડી દેશે. નિત્ય આળસપણામાં રહીને પૌરાણિક પૂજાવિધીનો ફક્ત પેટ ભરવાનું સાધન માનીને જ તેનો ઉપયોગ કરશે, છળકપટ નાટક વગેરે નિષિધ્ધ કર્મો કરશે. કલિયુગમાં કેટલાક બ્રાહ્મણ રાજાની મરજી સંપાદન કરવાને બદલે તેનો પરિગ્રહ લઈને એના ઉપર અનુગ્રહ કરશે અને તેની સારી પાતકરાશી પોતાના શિર પર લેશે. સ્વધર્મચરણ, સંધ્યા, કર્મકાંડ વગેરે સર્વ છોડીને સેવકોના ઘેર શુદ્ર નોકરાદિકના ઘેર જઈને આહારવિહાર કરશે. શુદ્રના બાળકોનું લાલન પાલન કરશે અને પોતાના બાળકો તરફ દુર્લક્ષ કરશે, સંસ્કારના અભાવે તેમની સંતતિ લોભી લાલચી દંભી કપટી થશે અને અધર્માચરણ કરવામાં પ્રવૃત્ત થશે. બીજાના ઘેર પુરાહિત જઈને અંદર અંદર વાદવિવાદ કરીને ઝઘડા કરશે. શુદ્રના ઘેર જઈને શ્રાધ્ધ તર્પણ વગેરે વિધિ કરશે. અને સર્વભ્રષ્ટાચાર, અવિધિપૂર્વક પૂજા અર્ચના કરશે અને લોભથી દાન દક્ષિણા વગેરે લેશે. અને ફક્ત પેટ ભરવાના આશયથી એમની સેવા ચાકરી કરશે. પોતે મનમાં તો મોટો અહંકાર ધારણ કરશે. શુદ્રોના ઘેર અથવા કાર્ય પ્રયોજનના સમયે રસોઈયા તરીકે જઈને ખુબ પ્રેમથી અલગ અલગ પ્રકારની રસોઇ સિધ્ધિ કરશે. પ્રથમ શુદ્રોને પીરસીને તેમની તૃપ્તતા થયા પછી વધેલા ભોજન પર તે ઉપજીવીકા કરશે. અને જે મળે એ પૈસા લઈને ઉપજીવિકા કરશે. એ પ્રમાણે બ્રાહ્મણવર્ગની સ્થિતિ થશે.રાજા જે પ્રકારનો થશે એવા પ્રકારની તેની પ્રજા થશે. રાજા અને પ્રજા દુષ્ટ કર્મના આચરણથી નરકગતિ પ્રાપ્ત કરશે. કોઈ પણ દાન ધર્મ શુધ્ધ ક્રિયાચરણ, નીતિનિયમનું પાલન કરશે નહીં. ધર્મ, પૂજા, અર્ચના, વ્રત વગેરે ફક્ત સ્વાર્થપૂરતાં લાલચથી પાલન કરશે. ધર્મનું સત્ય સ્વરૂપ લોપીને વિકૃત સ્વરૂપમાં પાલન કરશે. ધર્મ સંસ્થાપક અને પ્રવર્તક એવા મહાત્મામાં ચારિત્રનું પાલન પોષણ થશે નહીં, તેમના નામ નીચે ધર્મનું આડંબર, દંભાચરણ થશે. ફક્ત ભિક્ષા માટે, અન્ન માટે ઘેર ઘેર ભટકીને આશીર્વાદ આપવાના બહાને ફરશે. એ આશીર્વાદથી કોઈપણ તથ્ય સરશે નહીં. કારણ તેમાં તેનું લક્ષ ફક્ત અન્ન ઉપાર્જનમાં જ રહેશે આશીર્વાદમાં નહીં. તેમજ કન્યાદાન સાથે દ્રવ્ય, વાસણ, અલંકાર, કપડાં વગેરેનો અફાટ ખર્ચ પિતાને કરવો પડશે. તેમાં પણ છળ કપટનો વ્યવહાર થશે અને એ કારણે ઝઘડા ઉદ્ભવીને વધુવરના સંસારનો ઉધ્વંસ થશે. રાજાનું રાજાપણું નષ્ટ થશે, તેનાં ઉપજીવીકાના સાધનો ખેતી વગેરે બધા ભાર તેમને છોડી દેવા પડશે. વાદવિવાદ ઝઘડા યુધ્ધ ઉપસ્થિત કરશે. આ પ્રકારે કલિયુગમાં વેદાધ્યાયન, સ્વધર્માચરણ, સત્કર્માચરણ એ સર્વ વાસ્તવિકતાનો લોપ થઈ માત્ર લોકાચાર થઈ જશે. હે ભીમ તને હજુ કંઈ પુછવું હોય તો પુછ હું તને બધું કહીશ.

ભીમ કહે સ્વામી સાંભળીયે સોયે, કલજુગ તણા ક્ષત્રીય હવે કેવા હોયે. ॥૨૫૨॥
ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા વિખ્યાત, અને ક્ષત્રીય તણી કહું હું તોયે વાત. ॥૨૫૩॥
કલિયુગના ક્ષત્રીય ચોરીએ વાળસે ગાયે, પુઠે મ્લેચ્છ તેણે મુકાવા જાયે. ॥૨૫૪॥
બ્રાહ્મણની સ્ત્રી શું કરશે અધર્મે કુડા વેવાર, અને ઉતારી તે લેશે પરના શણગાર. ॥૨૫૫॥
અને તે મદ્યમાંસનો કરશે આહાર, ઘરમાંથી ધર્મતણો જાશે આચાર. ॥૨૫૬॥
લોભે સેવા શુદ્રની કરશે અપાર, અને સ્વામીને મારશે હથિયાર. ॥૨૫૭॥
બહુ આળસુ થઈ બેઠા હશે, તે રાજા સઘલા દુઃખીયા થશે. ॥૨૫૮॥

ગૌ બ્રાહ્મણ સ્ત્રી શુદ્ર જેહ, અને બેઠા નિંદા કરશે તેહ. ॥૨૫૯॥
કુપાત્ર ને દાન આપે હાથે આડે, અને સુપાત્રને મારી કાઢે. ॥૨૬૦॥
અહંકારથી સહુ કદળીવન છેદશે, તીર્થ તણા તો માર્ગ ભાંગશે. ॥૨૬૧॥
નિશાએ બાળશે પુરને ગ્રામ, અંતે તે તો પામશે નર્કમાં ઠામ. ॥૨૬૨॥
એવા સર્વ કરમ કરશે સહી, કલિયુગના ક્ષત્રીયોની વિગત કહી. ॥૨૬૩॥
શ્રી બુધ્ધ કહે સુણો ભીમસેન રાયે, કલિયુગના ક્ષત્રિયનો કહ્યો મહિમાયે. ॥૨૬૪॥

ભીમ બોલ્યાઃ 'હે સ્વામી તમે બુધ્ધિના અને જ્ઞાનના સાગર છો. તમે મને કલિયુગના ક્ષત્રિયોની સ્થિતિનું વાર્ગન કરો.' બુધ્ધ બોલ્યાઃ 'હે ભીમસેન રાજા ક્ષત્રિય વર્ગનું કર્તવ્ય પ્રજાનું રક્ષણ કરવું, અધર્મનું દંડણ કરી સત્કર્મનું પાલન રક્ષણ કરવું, પ્રજાનાં ધનમાલ પ્રાણીમાત્રના રક્ષણ કરવાનું કર્તવ્ય છે. દેશસેવા કરીને દેશનું રક્ષણ કરવું, સમય પ્રસંગે યુધ્ધ થાય તો સ્વપ્રાણાર્પણ કરીને દેશનું અને દેશવાસિયોનું રક્ષણ કરવું એ ક્ષત્રિયોનું કર્તવ્ય હોય છે. ગોબ્રાહ્મણ પ્રતિપાલન એ ક્ષત્રિયોનું કર્તવ્ય છે. કલિયુગના કેટલાક ક્ષત્રિયો અન્યાયથી ચોરી કરીને લોકોની ગાયોનાં અપહરણ કરશે અને બ્રાહ્મણ તથા સ્ત્રીઓને અધર્મથી કુડકપટ કરીને અન્યાયથી લૂંટશે, એમની સાથે દુર્વ્યવહાર, દુરાચાર કરશે. સ્ત્રીઓના દર દાગીનાઓનો અપહાર કરશે, ચોરી કરશે, મદ્યમાંસાદિકનો માદક આહાર કરશે. ઘરમાં ધર્માચરણનું અધિષ્ઠાન રહેશે નહીં. લોભથી સ્વાર્થથી પ્રીત થઇને શુદ્રોની સેવા કરશે અને દુર્વ્યસની થઇને સ્વામીને માલીકને શસ્ત્રથી મારશે, ખુન કરશે, કેટલાક ક્ષત્રિય ખુબ આળસુ થઇને કોઇ પણ કામ કરશે નહીં. સર્વ બાબતે લાલચ-લાંચ લઇને તેની ઉપર ઉપજીવિકા કરશે. સર્વ રાજ્ય શાસનપધ્ધતિમાં પણ આમુલ ફેર બદલ થશે. લાંચરૂશ્વત, ભ્રષ્ટાચાર, સ્વાર્થી, દંભી એવા પ્રકારના શાસનકર્તા આગળ થશે અને સર્વ પ્રજાને દુઃખ આપશે પીડા આપશે, ગોબ્રાહ્મણ શુદ્ર અને સ્ત્રીઓ એ દુર્બળ ઘટકોનું રક્ષણ કરવાનું છોડીને તેમના જીવન નિર્વાહની માલમત્તાનું દ્રવ્યોનું અપહરણ કરશે, નિંદાસ્પદ કામ કરશે. કુપાત્ર વ્યકિતને ચોરી, લૂંટમાર, સટ્ટા, પત્તાં, જુગાર કરનારા વ્યકિતઓને અને તેવા અનૈતિક વ્યવસાય જે જગ્યાએ ચાલતો હશે એવી જગ્યાએ ઉદાર હાથે મદદ દાનધર્મ કરીને તેવા અડ્ડાને પ્રોત્સાહન આપશે અને સત્પાત્ર વ્યકિતઓને મારી પીટીને ભગાડી મુકશે. અહંકાર દંભ અને કુવ્યસનાધીન થઇને બાગ બગીચા ઉધ્વસ્ત કરશે. તીર્થયાત્રા ધામમાં વિઘ્નો પાડશે. નિશાચાર-નશાબાજ થઇને ઉન્મત્તપણાથી ગામના ગામ બાળીને ઉધ્વસ્ત કરશે. જીવપ્રાણી માત્રનો ઘાત-નાશ સંહાર કરશે અને કૃતકર્મ પાપકર્મોનાં નરકફળ ભોગવશે. હે ભીમસેન રાજા, દુસ્તર એવા કલિયુગમાં સત્કર્મ કરીને સમાજ સેવા પ્રાણીમાત્રની ઉન્નતિ રક્ષણ કરનારા ખુબ જ કવચિત રહેશે. બાકી તો કાલપ્રવાહની ગતિમાં સપડાઇને સર્વનાશ માટે પ્રવૃત્ત થશે. આ પ્રકારની ક્ષત્રિય વર્ગની સ્થિતિ મેં તને કહી, હજુ કંઇ પુછવું હોય તો પુછ, તારી બધી શંકા કુશંકાનું નિરાકરણ કરવા માટે હું તત્પર છું.

કહે ભીમ સાંભળીયે મહારાજ, કલિયુગે કેવા મહાજનના કાજ. ॥૨૬૫॥
ત્યારે શ્રીબુધ્ધ બોલ્યા વિખ્યાત, કલિમહાજનની કહું તોયે વાત. ॥૨૬૬॥
મહાજન તે તો કપટે વેચશે ગાયે, અને કૂડા વણઝ કરશે સત્યભાયે. ॥૨૬૭॥ 
કૂડા વણઝ અને કૂડા વેપાર, કૂડા વૈશ્ય સર્વ તણા આચાર. ॥૨૬૮॥
કલિયુગ તણા શુદ્ર ધર્મી જેટલા, અજ્ઞાને દાંભિક થાશે તેટલા. ॥૨૬૯॥
સેવા હરિની મુકે નેમ ધર્મ આચાર, અને દાન તણોના લંભે પાર. ॥૨૭૦॥

ઉત્તમ તીર્થે જાશે થઈ ભેળા, પણ ત્યાં રસોઈ જમશે એકલા. ॥૨૭૧॥

જપશે હરિ હરિને તોલશે ઓછો માલ, એકની નિંદા ને દુજાને કરશે વહાલ. ॥૨૭૨॥
એવા આચાર કરશે તે બહુ, ત્યાં કુળ લજાવી જાશે બહુ. ॥૨૭૩॥
પરણી અબલાને છાંડશે, અને પરસ્રીનું ઘર માંડશે. ॥૨૭૪॥
ગલી વાવશે ખેડજ કરી, પછી વલોવશે કોઠાઓ ભરી. ॥૨૭૫॥
ગલી તણા અખાડા તેહ, અનેક જીવની હિંસા તેહ. ॥૨૭૬॥
તે તણુ ધન એકઠું થશે, ત્યારે પાપ ઉપર મન વશે. ॥૨૭૭॥
આદરવાડી કરશે અતિ ઘણા, ધરશે અહંકાર અતિ તેની નહી મના. ॥૨૭૮॥
ઘર આગળ બ્રહ્મપુરી જેટલી, સરવે કુટી પાડશે તેટલી. ॥૨૭૯॥
ત્યાં કરશે ઘર પોતા તણું, કરશે સ્થાનક રમવા જમવાનું ઘણું. ॥૨૮૦॥

ભીમ બોલ્યોઃ 'હે સ્વામી બુધ્ધ ભગવાન, કલિયુગમાં મહાજન વૈશ્યોની સ્થિતિ કંઈ પ્રકારની થશે. માટે તમે મને સંક્ષેપથી કહો.' બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'હે ભીમસેન કલિયુગમાં મહાજન વૈશ્યોની સ્થિતિ હું તને કહું તે તું શ્રવણ કર. વૈશ્યલોક ગાય વગેરે જાનવરોનો વિક્રય કરશે, કુડકપટતાથી વેપાર કરશે. વેપાર ધંધો વિગેરે સર્વ ભ્રષ્ટાચાર કરશે. કાળા બજાર કરીને ધન, સંપત્તિ જમા કરશે. વેપારમાં અને વ્યવહારમાં સત્ય નિયમ પાળશે નહીં, સર્વત્ર અન્યાય અનાચાર ચાલશે. કલિયુગના મહાજન વૈશ્ય વર્ણના લોકો અતિ અહંકારી, દાંભિક થશે. પોતાને કોઈ પણ જ્ઞાન ન હોતાં મોટા મોટા વરિષ્ઠ પદે જઈને બેસશે. પરમેશ્વરની સેવાનિયમ ધર્મ આચાર બધું છોડી દેશે. દાન ધર્મ કરશે પણ તેમાં અહંકાર ગર્વ અને જાહેરાતબાજીમાં વધારે હશે. ફકત નામલૌકિક માટે દાનધર્મ કરાશે. જ્યાં તેવો પ્રકાર નહીં હોય એ જગ્યાએ કોઈ દાનધર્મ જ કરશે નહીં. તીર્થ ક્ષેત્ર પર લોકો ભરપુર સંખ્યામાં જશે પણ તેમાં ધાર્મિકવૃત્તિ અથવા સદ્ભાવ ક્વચિત જ રહેશે. તીર્થક્ષેત્રે સહભોજન વનભોજન અથવા ઉત્સવ એટલું જ મહત્વ રહેશે. દાનધર્મ અથવા ગોરગરીબોને અન્નદાન વગેરે કંઈ પણ આપશે નહીં. હરિનામની ગર્જનાઓ માટે મોટેથી કરશે પણ એ ફકત આક્રોશ જ રહેશે. અંતઃકરણના તન મનથી કોઈ નામસ્મરણ કરશે નહીં. હરિનામ મોટે મોટેથી દાંભિકતાથી, દેખાવાથી લેશે પણ માલ આપતી વખતે ઓછું આપશે, બેઈમાનપણું કરશે, એકમેકની નિંદા કરશે. સ્વાર્થ માટે ઉપર ઉપરથી પ્રેમભાવ બતાવશે, આ પ્રકારનો આચારધર્મ વૈશ્ય વાણી મહાજનોની રહેશે. કુલવધુસ્રીઓ કુલકલંકિની બનશે અને કુળશીલ ધર્મનો ભ્રષ્ટાચાર કરશે. જેની જોડે લગ્ન વિવાહ થયો તે સ્રીને છોડી દેશે અને પરસ્રીઓ સાથે વ્યાભિચાર કરીને એમની સાથે ઘર માંડશે, અખાડાની જગ્યાએ કતલખાનું ખોલશે અને ત્યાં અતોનાત જીવહિંસા થશે. ઠેક ઠેકાણે મદ્યમાંસાહારના, સટ્ટા રેસના, પત્તાના એવા અડ્ડા થશે અને અતોનાત ધનની ત્યાં ઉથલપાથલ થશે. એ સદૈવ પાપચરણમાં રહેશે. લોકોનો અતિશય આવભાવ સત્કાર કરશે પણ તેમનો ધ્યેય ફકત પૈસા લેવાનો જ રહેશે. ઘરના બહાર આંગણામાં રમવા માટે, ખાવા પીવા માટે, ઉત્તમ પ્રકારની સુખ સાહેબી માટે, ઘર અલગ અલગ વસ્તુઓથી શણગારશે.

ઉત્તમ ઉપજનું ક્ષેત્ર જેહ, પડી ભોમી લેઈને આપશે તેહ. ॥૨૮૧॥

માટે તેને ભોમી આપશે સહી, જેમાં જરા દાણો પાકે નહીં. ॥૨૮૨॥
તેના ઉપર લેશે દોકડા, તે દેશે ગાળને કહેશે બોકડા. ॥૨૮૩॥
જે બ્રાહ્મણની વૃત્તી ટળશે, તે વેશ્યાને ભોમી આપશે. ॥૨૮૪॥

જે નિલા વૃક્ષ તે વાઢસે ઘણા, ત્યાં મંદિર કરશે સોહામણા. ॥૨૮૫॥
જે ભાઠી કરશે ચુનાતણી, જે મંદિર શોભા દીશે ઘણી. ॥૨૮૬॥
તેમાં પર્વતણી ઈટો જેટલી, સર્વ કુટીને પાડશે તેટલી. ॥૨૮૭॥
તે ઘરને બહુ સમરાવે છજા, અંત્રીક્ષે લાવે બહુ ગોરવને ગજા. ॥૨૮૮॥
જે જન વેદ ધર્મથી અળગા તો રહે, તેના પૂર્વજ દાનપુર વિનાનો પિંડના લહે. ॥૨૮૯॥
પુત્રી પિતા સાથે ન રાખે વિવેક વિચાર, કલિયુગ તણો એસો હોયે આચાર. ॥૨૯૦॥
અથર્વવેદની નિંદા તે મૂરખ બ્રાહ્મણો કરે, એવા દુષ્ટ નરકે તે વહેલા સંચરે. ॥૨૯૧॥
તે માટે તો ભ્રષ્ટ બ્રાહ્મણનો કીધો નિષેધ, જે વેદગત અવતારનો ના જાણે ભેદ. ॥૨૯૨॥
જે માત પિતાને નહી આપે રે અન્ન, એવા કલિયુગ કેરા બ્રાહ્મણના ફંદ. ॥૨૯૩॥
વિપ્રતણી લાજ ઘરમાં વાવરે, ઘરમાં જઈ તે સેવા વેશ્યાની હેતે કરે. ॥૨૯૪॥
પુત્રી ભગીની કુળમાં હોશે રે જેહ, આજ તે ઉપર હેત નહી રાખે તેહ. ॥૨૯૫॥
ચારે વર્ણ કલિયુગમાંની રે જેહ, રખે સાંભળી દુ:ખ મનમાં ધરતા તેહ. ॥૨૯૬॥
તે માટે ના દુભાશોરે વિરા કોયે, એ મહિમા કલિયુગ કેરો રે જો હોયે. ॥૨૯૭॥
કહે શ્રી બુધ્ધ સુણો ભીમસેન રાયે, એવા મહિમા કલિયુગનો રે કહેવાયે. ॥૨૯૮॥

ઉત્તમ પ્રકારની ઉપજાઉ જમીન પડાવી લઈ તેના બદલામાં હલકી બીન ઉપજાઉ જમીન આપશે કે જે જમીનમાં એક દાણો પણ ઉગશે નહી અને ઉપરથી એ દામ લેશે. તેમાં કુડકપટ, રુશ્વત, દલાલી, કાળાબજાર વગેરે થઈને વાદવિવાદ ઝઘડા ઉપસ્થિત કરશે. બ્રાહ્મણોને કોઈ અમેની વૃત્તિ (સીધું સામગ્રી) વગેરે આપશે નહીં પણ વેશ્યાઓને મોટી મોટી જમીન ઘરદાન કરશે. સારા લીલા વૃક્ષોનાં વન ઉપવન ઉધ્વસ્ત કરીને ત્યાં મોટા મોટા મંદિર કારખાના વસ્તીગૃહ તૈયાર કરશે. બાંધકામ, વાસ્તુશિલ્પને વધારે પ્રાધાન્ય આપશે. ચુના પત્થરનાં મહેલ જેવાં બાંધીને તેને ઉત્તમોત્તમ પ્રકારના રંગ કામ કરીને સુશોભિત અને નયનમનોહર એવાં ઘર સજાવશે. પાકી ઈંટો વાપરીને સારાં મજબુત કરશે, અલગ અલગ પ્રકારના મોટા મોટા ઉત્તમોત્તમ  કારીગરી નકશીકામ કરેલી બારીઓ ગવાક્ષો વગેરે બાંધીને સારી સજાવટ કરશે. તેવી સજાવટમાં જ અતોનાત દ્રવ્ય ખર્ચ કરશે. વૈદિક ધર્માચરણ ક્રિયા આચાર ધર્મ વગેરે છોડી અને ખોટા ચમત્કાર, દંભાચરણ, પાપાચરણ ને અતિશય મહત્વ આપશે. જેથી દાનપુણ્ય ધર્માચરણ લોપ પામશે. તેમના પૂર્વજ દાનધર્મ પુણ્યકર્મના અભાવે પીંડ પણ ગ્રહણ કરશે નહીં. પિતા પુત્રી વચ્ચે અપવિત્ર સંબંધ થઈને અનાચાર વિવેકશૂન્ય આચરણ અને પશુતુલ્ય વ્યવવહાર કરશે. કેટલા બ્રાહ્મણલોક પણ મુર્ખપણાથી જાણતાપણાથી અથર્વવિદની નિંદા કરશે અને એ વેદની આજ્ઞા પ્રમાણે જે વર્તશે તેની પણ તે નિંદા, દ્વેષ, મત્સર, તિરસ્કાર કરશે. માટે જ ભીમ, આ આવા ભ્રષ્ટ બ્રાહ્મણનો નિષેધ કરાય છે. એ વેદ અને અવતારનો ભેદ જાણી શકતા નથી. ભૂતકાળનાં જ ફક્ત એ મહાત્મ્યનું વર્ણન કરે છે વર્તમાન કાળનું દુર્લક્ષ કરે છે અને ભવિષ્યકાળની શુધ્ધ કહેશે નહીં. આવા પ્રકારનાં બ્રાહ્મણવર્ગનાં છળ થશે. જેના અસ્તિતત્વથી આ મનુષ્ય ઉદયમાં આવે એ વેદવિહીત માર્ગની જ એ વિટંબણા કરવા લાગ્યા. જે પ્રમાણે એકાદ કુપુત્ર પોતાની સુસ્થિતિમાં પણ પોતાના માતા પિતાની દુરાવસ્થા વિટંબણા કરે છે, છળ  કરે છે એવી એ ગતી છે. ઘરમાં પુત્ર બહેન વગેરે સંબંધ રહેશે પણ તેવો ઉદાત્તભાવ પ્રેમ રહેશે નહીં. દહેજ અને અન્ય લેણ દેણના કારણે પીડાતા પુત્રી અથવા બહેનો માટે શું પ્રેમભાવ રાખશે એ પુછશો જ નહી ! કલિયુગમાં ચારેય વર્ણના લોકોની સ્થિતિ એ એવા

પ્રકારની અત્યંત દુઃખદ થશે.  તો હે ભીમ મારું તને એ જ કહેવું છે કે ! તમે આ કલિયુગમાં જ્યાં સુધી છો ત્યાં સુધી કોઈને પણ પીડશો નહીં. કલિયુગનો મહીમા અગાધ છે. તેની સ્થિતિનું વર્ણન કેટલુંક કર્યુ. એ પ્રકારનો એ કલિયુગ છે.

**કહે ભીમસેન સાંભળીએ મહારાજ, કુડા કલિયુગનો મહિમા કહેજો આજ. ॥૨૯૯॥**
**તે સાંભળીને સર્વે સોહેલો જો થઈએ, હૃદયે શરણ સ્વામી તમારૂ તો લઈએ. ॥૩૦૦॥**
**કહે શ્રી બુધ્ધ સુણો ભીમ સત્ય સાર, કલિયુગ તણો સત્ય કહુ તોયે વિસ્તાર. ॥૩૦૧॥**
**કલયુગે સર્વ કલ્પવૃક્ષ તો નહીરે ફળે, ક્રોધ વિરોધ શોકજો નહી તો ટળે. ॥૩૦૨॥**
**અલ્પ દુધ આપતી હોશે સર્વે ગાયે, કુપ સરોવર તે કુંડાસમ કહેવાયે. ॥૩૦૩॥**
**અલ્પધાન્ય નિપજે પૃથ્વીયે સહી, અલ્પ આયુષ્ય તો કલિયુગમાં થઈ. ॥૩૦૪॥**
**પુત્ર પિતાને નહી દે અન્ન, માત પિતાથી કરશે તે વ્હાલુ ધન. ॥૩૦૫॥**
**માતાપિતાનેં પરહરશે જે પુત્ર, સાસુસસરાને સોંપશે ઘરસુત્ર. ॥૩૦૬॥**
**બંધવ પરિવાર તે માનશે શત્રુ સમાન, પણ ઘરમાં સસરા સાળાનો બહુ માન. ॥૩૦૭॥**
**સ્વપુત્રી વસ્ત્રાભુષણ પાખી રહે, પણ સાલીનો સાસરવાશો તે કરે. ॥૩૦૮॥**
**ભગિનીને નહી આપે એકો ઠામ, કલિયુગે બેન તણું ન કરશે એકે કામ. ॥૩૦૯॥**
**કલિયુગમાં વહુ તણી છેએ રીત, સાસુ સાસરા શુ નહી રાખે પ્રીત. ॥૩૧૦॥**
**દેરાણી જેઠાણીશું નહી નેહ, શત્રુ સમાન વહુવરને રાખે તેહ. ॥૩૧૧॥**
**સ્ત્રી ભથારનું કહ્યું કાને નવ ધરે, પહેલા તે માત પિતાને નજરે કરે. ॥૩૧૨॥**
**તે ધનને લોભે સ્રી કરાવશે પાપકર્મ, તે વડા વડેરાવું ઘરમાં નહી રાખે મર્મ ॥૩૧૩॥**

ભીમ બોલ્યો : 'હે સ્વામી બુધ્ધ ભગવાન, છળ, કપટ, અસત્ય, દંભચરણથી ભરેલા આ કલિયુગનો મહિમા શું છે તે તમે મને કહો એટલે તેવી વાતોથી સાવધ રહીને જીવન નિર્વાહ સુલભ કરતાં આવડે. હે સ્વામીન્, હું તમારી અનન્ય રીતે સાચા અંતઃકરણથી શરણમાં આવ્યો છું.' શ્રી બુધ્ધ બોલ્યા : હે ભીમ, હું તને આ કલિયુગની સ્થિતિનું સવિસ્તર અને સત્યતાથી વર્ણન કરીને કહું છું એ તું સાંભળ અને વિચાર કરીને એ પ્રમાણે વર્ત, હું તને આ કલિયુગમાંથી તરીને જવા માટે જે માર્ગ અથવા ઉપાય કહીશ તેનું અવલંબન કરવાથી સહજતાથી તરીને જવાશે પણ એનાં પહેલાં આ કલિયુગની સ્થિતિનું વર્ણન સાંભળ. આ કલિયુગમાં કલ્પવૃક્ષો ફળો આપશે નહીં એટલે જે પોતાની ઈચ્છિત મનોકામના છે એ પરિપૂર્ણ થઈ શકશે નહીં, ક્રોધ, વિરોધ, શોક, સંતાપ, અહંકાર દુષ્ટ ભાવ એના કારણે સકામકર્મના પણ ઉત્તમ ફળ મળશે નહીં. ગાય, ભેંસ વગેરે પ્રાણી અલ્પ દુધ આપનાર થશે. તળાવ, કુવા, સરોવર એ બધું જઈને એકાદ ડબકા પ્રમાણે, કુંડા પ્રમાણે દેખાવા લાગશે, પૃથ્વી પર અલ્પ પ્રમાણમાં ધાન્યની નિપજ થશે. અને એ ધાન્ય જનતાને પુરું પડશે નહીં અને તે માટે જીવપ્રાણી માત્રના માંસ પર લોકો નિર્વાહ કરશે. પુરક અન્ન માટે તેનો વપરાશ કરશે. માનવ તેમજ અન્ય જીવપ્રાણીમાત્રનું આયુષ્ય એકદમ અલ્પ થશે. જે ઈશ્વર અને ધર્મ પર શ્રધ્ધા ન રાખનાર, અપવિત્ર રહેનાર, જપ તપ, મંગલ કાર્યનો ત્યાગ કરનાર, મદિરાપાન વગેરે દુષ્કર્મમાં આસકત થયેલા અને પુર્વ કર્મદોષથી  મનુષ્ય અલ્પાયુષિ થઈને, અકાળે મૃત્યુવશ, આત્મઘાતકી, આપઘાતથી મરનાર થશે.. પુત્ર પોતાના પિતાને માતાને ખાવા પણ અન્ન નહીં આપે. માતાપિતા કરતાં ધન પર અધિક પ્રેમ રહેશે. જે માતા પિતાથી ધન મેળવવાનું શક્ય હોય ત્યાં સુધી તેમની તરફ ધ્યાન આપશે અને તે એકવાર તાબામાં આવ્યા પછી અથવા મળવાની આશા ખુંટવાથી એમની તરફ

જોશે નહીં. પુત્ર માતા પિતાનુ ભરાણ પોષાણ કરશે નહીં. તેમની અવહેલના વિટંબાણા કરશે અને બંધુ પરિવારને શત્રુ પ્રમાણે માનશે પાણ સાળીના સાસરીપક્ષનો સર્વ પ્રકારનો ખર્ચ પોતે ભોગવશે. અને ઘરમાં સાસુ અને સાળાઓનો સન્માન થશે. ઘરમાં પોતાની પુત્રી બહેન વસ્ત્રભરાણથી વિન્મુખ રહેશે પાણ સાળીના સાસરીપક્ષનાં સર્વ પ્રકારનો ખર્ચ પોતે ભોગવશે. પુત્રી અથવા બહેનની કોઈપાણ પ્રકારની આશા આકાંક્ષા પૂર્ણ કરશે. નહીં તેમને કંઈ પાણ માનભર્યો પ્રેમના શબ્દ બોલીને આનંદીત કરશે નહીં પાણ સાસુ સાળીની સર્વતોપરી ઉત્તમ રીતે સરભરા કરશે. કલિયુગમાં કુલીન સંસ્કારી કુલવધુ પાણ કુલાચાર સદાચાર છોડી દેશે, સાસુ સસરાને પ્રેમથી અદબથી રાખશે નહીં. તેમને હડધુત કરશે. ઘરમાં દેરાણી, જેઠાણી, નાણદ વગેરે સાથે વૈરત્વથી શત્રુત્વથી વર્તશે. એટલું નહીં તો પોતાના પતિને પાણ શત્રુ સમજીને-તેમની સાથે તેવું વર્તન કરશે. સ્ત્રી પોતાના ભરથારનાં વચન પાલન કરશે નહીં. એની ઉપર અનેકાનેક દોષારોપાણ કરીને એ પોતાના માતા પિતા પાસે એમની ચાડી કરીને વિતંડવાદ ઝઘડા ઉપસ્થિત કરીને કોર્ટ કચેરી દાવા ફટકા વગેરે કરાવી શિક્ષા ભોગવવાનાં કારાણભુત થશે. ઘરમાં પત્ની કરતાં અથવા પતિ કરતાં ધનને જ અધિક મહત્વ અપાશે. ધન હશે તો એકમેક ઉપર પ્રેમ કરવાનું નાટક કરીને સારી રીતે વર્તવાનો ઢોંગ કરશે, નહીં તો કાયમ ઘરમાં ઝઘડા થશે. સ્ત્રીઓ ઘરના વડીલ વ્યકિતઓને પાણ મર્મઘાતક બોલીને બેઅદબ કરશે. તેમનાં માન સન્માન કરશે નહીં.

**રાજા પ્રજાનો દંડ અતિ જો કરશે, તે મહાદુઃખો કલિયુગમાં ધરશે. ॥૩૧૩॥**
**વળી તીર્થતણા મહિમા ભાંગશે, જયાં ત્યાં દુઃખ દાવાનલ લાગશે ॥૩૧૪॥**
**ઉલ્કાપાત થાશે અતિ ઘણા, અને ભૂંડા કર્મમાહે નહી રહે મણા. ॥૩૧૫॥**
**સત્ય સ્નેહે નહી હોય નરને નાર, તે ધન સાંચવેને રાખશે કુડા વ્યવહાર. ॥૩૧૬॥**
**કપટે ત્રાજુવા તોલા તે કુડા રાખે, ખોટાનાણા વધશે ખોટી સાખે. ॥૩૧૭॥**
**એવા અન્યાય થાશે રે જાણ, કોઈ વેદ શાસ્ત્ર નહી જાણે પુરાણ. ॥૩૧૮॥**
**જયારે બાર વરસનો ફળસે પુરૂષ, તેણે પચીસે પલી આવે મુખ. ॥૩૧૯॥**
**નવ વરસની જોબનવંતી હોશે રે નાર, તે ધરશે ગર્ભને દુઃખ ભોગવશે અપાર. ॥૩૨૦॥**
**વરણાવરનો જાશે ધર્મ આચાર, સત્ય ધર્મના ભાંગશે સર્વ વ્યવહાર. ॥૩૨૧॥**
**ત્યારે વરકન્યાનું મન નહી હેતે મલે, ધન હોય તો ત્યાં મન માયાયે ભળે. ॥૩૨૨॥**
**શીત કાળે હોશે અગ્નિનો તાપ સાર, ઉષ્ણકાળે થાશે શીત તણો વ્યવહાર. ॥૩૨૩॥**
**ત્યારે પૃથ્વી ખંડભંગ થાશે દેશાદેશ, પુણ્ય તણો નહી જાણે રહે લવલેશ. ॥૩૨૪॥**
**કહે શ્રી બુધ્ધ સુણો ભીમસેન રાયે, એવો છે કલિયુગ તણો મહિમાયે. ॥૩૨૫॥**
**વસ્તાં ગામ દુઃખે ઉજાડ થાશે અનેક, તેમા વસવાને નહી રહે કોઈ જાણ છેક. ॥૩૨૬॥**
**ધાન તણા બીજ તો સરવે પરલે જાશે, દયા હિણા તો સર્વે નરનારી થાશે. ॥૩૨૭॥**
**ત્યાં રાંધ્યા ધાન વેચાશે રે બહુ, ઉત્તમ લોક તે હર્ષે લેઈ ખાશે રે સહુ. ॥૩૨૮॥**
**વિવાહ ધર્મ તણો તે મારગ ભાંગશે, વડીલ આજ્ઞા વિના તો નારી નરને જશે. ॥૩૨૯॥**



કલિયુગમાં રાજા પ્રજાને અતિશય પીડશે, મહાદુઃખથી સર્વ પ્રજા પરેશાન થશે. મન પ્રમાણે કાયદા કાનુન બનાવીને પ્રજાજનને થોડા ક્ષુલ્લક કારાણે પાણ પ્રાણાંતિક દંડ આપશે. પ્રજા ઉપર અન્યાયથી જડ કર બેસાડશે અને તે કર ભરી શકશે નહીં એટલે તેમની ઉપજીવીકાના સાધનો જ નષ્ટ કરશે અને પ્રજા પાણ સ્વાર્થવશ થઈને લીધેલાં કર્જ પાછા

કરશે નહીં. આ પ્રકારે રાજા ને પ્રજા પાણ અતિ દંભી કપટી થશે. તીર્થક્ષેત્રનો બધો મહીમા નીકળી જશે અને તીર્થોનું મહાત્મ્ય વગેરે બધું આડંબર, કલ્પિત છે એમ જ લોકો માનવા લાગશે. તીર્થયાત્રા એક ધાર્મિક, શ્રધ્ધિષ્ઠ બાબત ન સમજતાં સુખચેન આરામ અને નૈસર્ગીક સૌંદર્યનું ક્ષેત્ર સમજીને સર્વ પ્રકારના ભોગના સુખ માટે પ્રજાને લૂંટશે અને આ રીતે ત્યાં દુઃખદ દાવાનળ સળગશે. ઉલ્કાપાત, નક્ષત્રપાત, ધરતીકંપ, જવાળામુખી, વાદળ, ચક્રવાત, અતિવૃષ્ટિ, મહાપુર, રોગો, મહાયુધ્ધ, આણુયુધ્ધ વગેરેને કારણે જગતમાં જીવપ્રાણી માત્ર નષ્ટ થશે. આણુયુધ્ધને કારણે પ્રચંડ આગ લાગશે. દાવાનળ સળગીને અરણ્ય, જંગલ, વન, ઉપવન, અન્નધાન્ય ખેતર ઉધ્વસ્ત થશે. વાતાવરણ અત્યંત દુષિત વિષાકત થશે. અલગ અલગ રોગ, આજાર, ઉદભવી મનુષ્યહાની તેમજ પ્રાણીમાત્રની હાની થશે. માણસમાં અથવા સ્ત્રી પુરૂષમાં કોઈપાણ પ્રકારનો પ્રેમભાવ સ્નેહાર્દ્રતા રહેશે નહીં, કારણ કૃત્રીમ બીજધાન કરાશે. સ્ત્રીને સંતતી નિર્માણ કરવાનું એક યંત્ર જેટલી જ કિંમત રહેશે. પ્રમભાવના અને સૌજન્યતા રહેશે નહી. અસત્યાચરણ દંભીપાણું કરીને ધનપ્રાપ્તિ કરવાનું અને કોઈપાણ શુદ્રાતિશુદ્ર કાર્યમાં પાણ લાભ લાંચ ખાવું એ જ ધ્યેય રહેશે. ત્રાજવા કાંટા વગેરે બધાં ખોટા તોલાશે એટલે વસ્તુ લેતાં આપતાં અસત્યાચરણ કાળા બજાર ચાલશે. જનતા પાસે પુષ્કળ અનિતિનું દ્રવ્ય હશે અને એને પરિણામે દુવ્યવહાર, અનાચાર, ભ્રષ્ટાચાર, અનીતિ, અન્યાય, દુર્વ્યસન, વ્યભિચાર વગેરે દુર્વર્તનમાં ઉભરાશે. પછી વકીલ, વેશ્યા અને વૈદ્ય એમનાં ઘર પૈસાથી ભરાશે. આ પ્રકારનો અન્યાય સર્વત્ર પ્રસરીને વેદશાસ્ત્ર, પુરાણ, કથાકીર્તન, પોથી, સતસંગ વગેરે સર્વનો લોપ થશે. બાહય આડંબરથી સર્વ કોઈ ઠેકાણે દેખાશે પાણ તેમાં કોઈપાણ તથ્ય રહેશે નહીં. અન્ન, અભક્ષ્યાક્ષય, અનેકાનેક પ્રકારના પેય અને સ્વૈરાચાર વગેરે મુળથી મનુષ્યનાં આયુષ્યમાન એકદમ અલ્પ થશે. ઉંમરમાં બારમા વર્ષથી મનુષ્યમાં તારૂણ્યતા પ્રાપ્ત થશે અને પચીસમાં વર્ષે જ વૃધ્ધપકાળ આવશે. નવ વર્ષની છોકરી તારૂણ્યતા પ્રદાર્પાણ કરીને ગર્ભધારાણ કરશે અને પ્રસુતિકાળે અત્યંત કષ્ટિ ભોગવશે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વેશ્ય સર્વ વાર્ણ વ્યવસ્થા નષ્ટ અને સર્વ વાર્ણ સંકર થશે, માનવમાં જાતિભેદ, વાર્ણભેદ, આશ્રમભેદ વગેરે કંઇ રહેશે નહીં. સર્વ જગતમાં માનજાત એ એક જ ગણાશે અને એ કારાણે લગ્નપધ્ધતિ બંધ થશે અને દહેજ અથવા ધન સંપત્તિના વેપારને કારાણે વિવાહ કાર્ય બંધ પડશે. પ્રેમવિવાહ વધારે પ્રમાણમાં થશે અને આગળ તે પાણ બંધ થઈને કૃત્રીમ બીજદાન ધારાણ કરીને સંતતિ નિર્માણથી કોઈપાણ ધાર્મિક વિધિને મહત્વ રહેશે નહીં. સ્ત્રી, પુત્ર, કન્યા, પિતા-માતા, પતિ-પત્ની, એવા નજીકના સંબંધનો પાણ લોપ થશે. વેદપુરાણ, ઉપનિષદ, શાસ્ત્ર વગરે સર્વ ધાર્મિક ગ્રંથો લોપ પામશે તે સર્વ ઈતિહાસ થશે. દંભ, લોભ, કપટ, હિંસા, વ્યભિચાર, અખાદ્ય, અપેય વિચાર વગેરે બાબતમાં પાણ વિધિ નિષેધ રહેશે નહીં. સ્વૈરાચાર વધશે અને આપાણે જે કર્તવ્ય કરીએ તે જ ધર્મ અને એજ નિયમ એ લોકો માનવા લાગશે. સત્સંગ દેવ મંદિરો એટલે કુટુંણખાના સમજીને એ ઉધ્વસ્ત કરશે, વેશ્યાગૃહ, એશઆરામ, ભોગવિલાસ આજ ખરા જીવનના સુખોપધામ એટલે મંદિર ગણાશે.

દેવી, દેવતા, સંતમહંત, ગુરૂ વગેરે આ બધી ભાવના લોપ પામીને નાટક, ચેટક, મોહીનીવિદ્યા વગેરેમાં તેમાં કામ કરનારા નટ કલાકાર એમને જ દેવતાતુલ્ય સમજીને તેમની ઉપાસના કરવા લાગશે. વિજ્ઞાનને અતિશય મહત્વ અપાશે. યંત્રતંત્ર વિજ્ઞાન અને વેપાર એના પછી શિક્ષાણ ક્ષેત્રે રહેશે નહીં. અલગ અલગ કલા લોપ પામીને સ્થાપત્ય વાસ્તુ કલાને જ ફકત પ્રાધાન્ય રહેશે. મોટા મોટા કારખાનાં, પ્રયોગશાળા, રસાયણશાળા અને ઔદ્યોગિક વસાહતો નિર્માણ થઈને એ માટે સારી જમીનો ઉપયોગ થશે. મોટા મોટા ધરાણ, રસ્તા, પાટ, બંધ વગેરેથી સારી એવી જમીન પડીત રહેશે. અન્ન ધાન્યની તુટ પડશે. જમીન એકદમ રસકસ વગરની થશે. તેમાંથી અન્ન ધાન્યનું નિર્માણ થશે નહીં. ઉનાળામાં શિયાળો અને શિયાળામાં ઉનાળો અને બારેમાસ ચોમાસુ આ પ્રમાણે ઋતુ પરિવર્તન થશે અને આ ઋતુપરિવર્તનથી જમીન

ઉપજાવ ન થતાં રસકસ વગરની થશે. પછી તેમાં કંઈ પણ વાવે તો ઉગશે નહીં. અલગ અલગ દુષિત વાતાવરણ વગેરેને કારણે પાક ઉગશે નહીં, ઘાસ પણ ઉગશે નહીં, ચારાના અભાવથી ઢોરોના બે હાલ થશે. લોકોને સમુદ્રના જલચર પર ઉદર નિર્વાહ અને પાણીનો વપરાશ કરવો પડશે. બજારમાં પકવેલ અન્નનો વિક્રય થશે. અતિશય મોંઘા ભાવથી વેચાશે અને ફકત સારા શ્રીમંત લોકો જ લઈ શકશે. ગરીબોને મળશે નહીં તે માટે ચોરી, લૂંટફાટ અને ધાડનું પ્રમાણ વધીને લોકો પોતાની ગરજ પુરી કરશે. આ પ્રકારની દુસ્તર પરિસ્થિતિ આ કલિયુગમાં થશે. વ્યવસાય, ધંધો, વ્યાપાર માટે પૃથ્વીના પટ પર લોકો કોઈપણ ક્યાંય નીકળી જશેને વ્યવસ્થિત ઠેકાણે વસ્તી કરશે. પુણ્યપાપનો વિવેક વિચાર રહેશે નહીં. સ્ત્રીઓ, છોકરા, છોકરીઓ વડીલોને આજ્ઞા માનશે નહીં. શિક્ષણથી સ્વૈરાચાર વધીને અનૈતિકતા; અલૈગિંકતા વધશે. ગર્ભપાત, ભૃણહત્યા, બાળહત્યા, એનો વિધિનિષેધ રહેશે નહીં. પશુ કરતાં પણ નિકૃષ્ટ એવુ માનવ જીવન થશે.

**થાશે દરિદ્રી સઘળા સંસાર લોક, ઘરોઘર થાશે સઘળાને કલહને શોક. ॥૩૩૦॥**
**પાપી બ્રાહ્મણ હોશે તે કલિયુગ તણા, તે તો ફાંસી માર્ગમાં દેશે લોકોને ઘણા. ॥૩૩૧॥**
**તે રમશે દ્યુતને અવળો કરશે વહેવાર, તે વારે તો તેઓ થાશે મહાપાપી અવતાર. ॥૩૩૨॥**
**તે તો કન્યા વિક્રય દુષ્ટપણે કરશે રે બહુ, તે વારે સસરાને કુડી ગાલ દેશે વહુ. ॥૩૩૩॥**
**ત્યારે વનસ્પતિ તે સર્વે નિર્ફળ થાશે, એવી વેલા કલિયુગમાં વખડી વર્તાશે. ॥૩૩૪॥**
**પૃથ્વીમાં જે થકી જે બલિયા નર હોયે, તે ધનપિયારૂ બળે હરિ લેશે સોયે. ॥૩૩૫॥**
**જે પુરૂષ પોતાની પરહરશે નાર, તે તો બીજાશુ કરશે કુડા વ્યવહાર. ॥૩૩૬॥**
**ત્યારે આજ્ઞા લોપશે શિષ્ય ગુરૂ તણી, જે કલિયુગે થાશે બ્રાહ્મણ એવા ગણી. ॥૩૩૭॥**
**ત્યારે સાધુ તણી સંગત તો નહી ગમે, કુડા કપટી કેડે ભુલી પૃથ્વી ગાંડી ભમે. ॥૩૩૮॥**
**ત્યારે ચારે વેદ તણો તો સર્વ જાશે દર્શન, પુછે નહી કોઈ બ્રાહ્મણને પ્રસન્ન. ॥૩૩૯॥**
**ત્યારે થાશે ભુવા ભાટ કલિયુગના ડંડ, તે તો કપટેથી હરી લેશે દામ શિર મુંડ. ॥૩૪૦॥**
**વીરસાધનાને મેલા કરશે મંતર, અને કરશે ઔષધ ચિઠીને જંતર. ॥૩૪૧॥**
**જે કાજલ ભુરકીને કરે વશીકરણ, ત્યાં તો ગરોડાને નિત્ય જાશે શરણ. ॥૩૪૨॥**
**ત્યારે ભાંડ ભવૈયા ઉપર પ્રીત, ત્યાં ગમશે નહી વેદ શાસ્ત્રની રીત. ॥૩૪૩॥**
**ત્યારે ચેટક નાટકને જોવા જન જાશે, જ્ઞાન ધ્યાન સાંભળીને આળસ થાશે. ॥૩૪૪॥**
**ભુવા ત્રેત્રપાળ શાકત માતંગી ને ભુત, કુડ કપટી પેશાવલને બાને ખાશે ધૂત. ॥૩૪૫॥**
**કહે શ્રીબુધ્ધ સાંભળો ભીમ ભૂપાળ, એવો કલિનો મહિમા છે અતિ વિકરાળ. ॥૩૪૬॥**
**એવા કલિયુગ તણા મહિમા છે જન, તેમાં સ્થિર નહી રહવે કોઈ માણસનું મન. ॥૩૪૭॥**

અવની તળ પર સર્વત્ર અશાંતતા, દાદ્રિયતા પ્રસરશે. લોકો શ્રીહીન, નિસ્તેજ, દરિદ્ર, કંગાલ, રોગગ્રસ્ત આચરણના થશે. કલેશ, ચિતાં, વિતંડવાદ વધશે. અપમૃત્યુ, આત્મહત્યાનાં અલગ અલગ મૃત્યુનું પ્રમાણ વધશે અને સર્વત્ર શોકગ્રસ્ત, ભયગ્રસ્ત વાતાવરણનું નિર્માણ થશે. લોકો દ્યુતકિડા અલગ અલગ પ્રકારના સટ્ટા, પત્તાં, રેસ વગેરે અનેકાનેક રમતો રમીને વેપાર કરશે. એ સર્વ વ્યવહાર અભદ્ર દ્રશ્યો રહેશે. દેશમાં આ પ્રકારના પાપનો, અન્યાયનો, અનીતિનો પૈસો વધે એટલે દેશ વિનાશાપ્રત અધોગતિમાં જશે. દેશના મોટા મોટા કાર્યકર્તા શાસનકર્તા જ એવા પાપી દુરાચારી થઈને લોકોને અભદ્ર દ્રવ્યના લાલચ લેવડ દેવડ વગેરે માર્ગના પાઠ ભણાવશે અને એ યોગે સંપૂર્ણ રાજ્યયંત્રણા

વિનાશ પામી વિલયમાં જશે. દાન લોભથી સ્વાર્થ થઈને કન્યા વિક્રય કરશે. પોતાની બહેન, દિકરીને નાત તમાશો અથવા નાટશાળામાં મોકલીને ઉજળા માથે વ્યભિચાર કરાવશે. તેવા ઘરના લોકો પ્રતિષ્ઠિત ગણાશે. પુત્ર વધુ પોતાના સસરાને કંઈપણ ન ગણતાં તેને ગાળો આપશે. તેમની મર્યાદા પાળશે નહીં. વનસ્પતિને ફળો જ આવશે નહીં. ઔષધ વનસ્પતિના ગુણ નીકળી જશે. પૃથ્વી પર જે અત્યંત બળવાન મનુષ્ય હશે એ બીજાના ધનસંપત્તિનો અપહાર કરશે, ચોરી ,લુંટફાટ, અન્યાય, ખૂન કરીને બીજાની માલમત્તા હડપ કરશે. લોકો પોતાનીવિવાહીત સ્ત્રીનો ત્યાગ કરીને પરસ્ત્રીઓ સાથે ગૈરવ્યવહાર, વિનયભંગ, વ્યભિચાર કરશે. શિષ્ય ગુરૂની આજ્ઞા પાળશે નહીં. ગુરૂ જ્ઞાનોપદેશ કરશે એનો વિકૃત અર્થ લઈને શિષ્ય વિપરીતથી વર્તશે. ગુરૂ ઉપદેશ નીચે વ્યભિચાર અને અખાદ્ય અપેયનો વપરાશ કરીને પાવિત્ર્ય પાળશે નહીં. સાધુસજ્જન સત્પુરૂષોના બેઠકમાં બિલકુલ બેસશે નહીં. પણ રાત દિવસ કુસંગતમાં રહેશે. સંત મહાત્મા, આચારધર્મ, નીતિનિયમોનો અને ઉન્નતજીવનનો ધર્મોપદેશ કરશે. ત્યાં કોઈ પણ ફરકશે નહીં પણ જ્યાં છળકપટ ચાલશે ધર્મના નીચે ઉઘાડા, અન્યાયના નાચ ચાલશે એની પાછળ સર્વ પૃથ્વી-જન ગાંડાની જેમ ફરકશે. વૈદિક આચાર ધર્મકૃત્યોનો લોપ થશે. ભૂતપિચાશ અલગ અલગ દેવ દેવતાના નામ કહીને નીચ અપવિત્ર એવી વ્યકિતના શરીરમાં આવી, નાચી ધુમીને લોકોની નિંદા કરશે. ભૂતયોની અદ્રશ્ય હોવાથી ભૂત અને વર્તમાન કાળની બધી ઘટના જાણવામા સમર્થ હોય છે પણ આગમ ભવિષ્ય માત્ર તેમને એક અંશથી પણ સમજશે નહીં. ભોળા અને રોગગ્રસ્ત, આપત્તિ વિપત્તિગ્રસ્ત, પીડિલા વ્યકિતઓને ભુકાળની ઘટના કહીને પ્રભાવીત કરીને, અલગ અલગ માર્ગ કહીને, અલગ અલગ દેવી દેવતાના રૂપે કરી યથેચ્છ લુંટશે. અનેકાનેક કુડ કપટ, દંભછળ કરીને, છેતરીને ધનસંપત્તિ, વાસણો, વસ્ત્ર, આભુષણ, લુંટશે. કેટલાંક લોકો પિશાચ સાધના, પ્રેત સાધના સાધ્ય ગણશે અને અંધશ્રધ્ધાળુ ભાવિક ભોળા જીવાત્માઓને છળકપટથી ભુલાવશે. કંઈક ઔષધ પાણીની યોજના કરીને અસાધ્ય રોગો નિવારણ કરશે અથવા તેવો ભાસ કરાવશે. કેટલાંક લોકો મોહિની શકિતના અલગ અલગ પ્રયોગ કરીને સ્ત્રીઓ બાળકોને અને માણસોને વશ કરશે, તેમને યથેચ્છય લુંટીને તેમને પોતાના ખાનગી કામ માટે ઉપયોગ કરી લઈને સમય આવ્યા પછી તેમનો ઘાત પણ કરશે અથવા વિકૃત કરીને-છોડીદેશે. આ પ્રકારના દંભીઓ કલિયુગમાં ઉભરાઈ આવશે અને લોકો સત્યધર્મને છોડીને દેશે તેવા અસત્યાચરણને રસ્તો જશે અને એ માર્ગને પ્રાધાન્ય આપશે. નાચ તમાશો, નાટક, નજરબંધી આ કૃત્યોને દિવસે દિવસે વધારે મહત્વ આપશે, નટનટયા, તમાશામાં સ્ત્રીઓ, નૃત્ય કરનારા હીજડા, વગેરેને મનોરંજન કરનારા કલાકાર માનીને માથે ચડાવશે પણ ખરો માર્ગ બતાવીને માનવજીવનની અને ઉધ્ધારગતી કરાવનારા સાધુ સત્પુરૂષ સંત મહાત્માને દોષ આપી મારપીટ કરશે. વેદશાસ્ત્ર નીતિનો માર્ગ કોઈને ગમશે નહીં, નાટક, તમાશા, મેળા, નંગા નાચ વગેરે જોવા લોકોની ગરદી સમાશે નહીં. પણ કથાકિર્તન પ્રવચન ભજન એવી જગ્યાએ શ્રોતા જશે નહીં. ભુવા (ભગત) ક્ષેત્રપાળ, શકિતદેવતા (જેમને ભાંગ અને મદીરાનો નૈવેદ્ય ચાલે એવા અઘોરી દેવતા) માતંગીભુત વગેરે નિકૃષ્ટ પ્રેતગણ એમની ઉપાસના, સેવાપૂજા સાધના કરનાર લોકો આ અત્યંત નીચ હીન આચરણથી અને પવિત્ર ગલિચ્છ હોઈને ઉપરના સાધનાનોઉપયોગ કરીને એ લોકોને લૂંટશે. ઢોંગ, દંભ, છળ કપટથી મન આકૃષ્ટ કરશે, ભગવાન બુધ્ધ બોલ્યા: 'હે ભીમ, આ પ્રકારનો આ કલિયુગનો મહિમા અત્યંત ભયાનક વિકરાળ છે. એ કહેતાં તથા સાંભળવાથી શરીર પર કાંટા લાગે છે. એ માટે હે ભીમ, જો માણસનું મન ગમે તેટલુંય અસ્થિર અને ચંચળ હોય તો પણ સદ્વિચાર અને વૈરાગ્યયુકત ભાવનાનો જો તેને અંકુશ લાગે તો તેને સ્થિર અને સદ્વિચારી કરતાં આવડે છે તેનો અભ્યાસ કરીને કલિયુગના વિકરાળ એવા કાળ પ્રવાહમાંથી પોતાની આત્મોન્નતિ કરતાં આવડશે.'

કહે ભીમ સ્વામી વિનંતી કરીયે અમો, અને એક મારા મનનો સંક્ષેપ છેદજો તમો. ॥૩૪૮॥
ત્યારે શ્રીબુધ્ધ બોલ્યા વિખ્યાત, અને સાંભળો ભીમ અમારી વાત. ॥૩૪૯॥
જે કલિયુગે વડ પીપલો વાઢશે, તે તો લેઈ ધન ને વળી દેવાળુ કાઢશે. ॥૩૫૦॥
તુલસી ગૌ બ્રાહ્મણને જે જુગના દેવ, તેની સહુ કોઈ કરશે કપટ કુડથી સેવ. ॥૩૫૧॥
વેશ્યા તો લજ્જા ધરશે અપાર, અને મહા નિર્લજ્જ થાશે કુલવંતી નાર. ॥૩૫૨॥
જુગમાં શિસાના નાણા તો ચાલે, વળી સાચાને તો સુળીયે ઘાલશે. ॥૩૫૩॥
સર્વે તલાવમાંહે કરસન તો વાવશે, સત્ય સાધ હશે તો તે દુઃખીયા સર્વ થાશે. ॥૩૫૪॥
સુખીયા થાશે કપટી કુડીયા પાપી જેહ, આગળ નરકે જાશે સર્વથી પહેલા તેહ. ॥૩૫૫॥
અન્યાયી મુકકરને ઘેર હોશે આચાર, ઉત્તમ વર્ણ ખોસે ધર્મ વ્યવહાર. ॥૩૫૬॥
વેશ્યા ઉપર તો ઘણા ભાવજો થાશે, અને સર્વ ધૂર્ત ગરોડાને માનશે. ॥૩૫૭॥
માહો માહે તો દુઃખ દેશે રે ઘણા, ભીમ એવા લક્ષણ તો કહું કલિયુગ તણા. ॥૩૫૮॥
વેશ્યા થઈને સર્વ આગળ નાચશે, અત્યંજ પાસે ઉત્તમ જઈ અન્ન માગશે. ॥૩૫૯॥
સર્વ થાશે જન વિદ્યાવંતારે બહુ, પણ એ તો ખોટા ઔષધ દેવે તે સહુ. ॥૩૬૦॥
જે રોગ જાણ્યા વિના ઔષધ કરે, એવા વૈદ્ય તો નિશ્ચે નરકે સંચરે. ॥૩૬૧॥
જોશી તે જયોતિષ ભેદ ના ગણે, ત્યારે જ્ઞાની થઈ જ્ઞાન તો ના ભણે. ॥૩૬૨॥
લેઈ કરજને નહી આપે વળી, તેના મન ફેરવશે આ પાપી કલિ. ॥૩૬૩॥

ભીમ બોલ્યો: 'હે સ્વામી તમારી પાસે મારી વિનંતી છે કે તમે મારા મનનો સંશય દુર કરો.' ભીમ એમ વિનંતી કરે છે ત્યાંજ ભગવાન બુધ્ધ બોલ્યા: 'હે ભીમ, હજુ કલિયુગ સ્થિતિનું વાર્ગન સાંભળ પછી તને જે કંઈ શંકા હોય એ પુછ. તુલસી, ગાય, બ્રાહ્માગ એમની પૂજા કરશે, પાગ તેમના પૂજ્ય ભાવના બિલકુલ રહેશે નહીં. કલિયુગમાં વેશ્યા સ્ત્રીઓ અત્યંત શીલવાન ગાગાશે. પાગ સત્વશીલ, ગુાગવાન, શીલવાન કહેવડાવનારા કુળની કેટલીક સ્ત્રીઓ નિર્લજ્જ, કુટીલ ભ્રષ્ટ આચરનારી થશે. એ પોતાના કુળશીલ ગુાગને દુષિત કરશે. આ કલિયુગમાં લોકો ધંધો વેપાર ખેતી માટે કરજ લેશે પાગ સુખ ચૈન માટે તેનો વિનિયોગ કરશે અને એ પાછું કરવાનું નામ પાગ લેશે નહીં. કલિયુગમાં બધી જ વિપરીત ગતિ થશે. જગતમાં સોના ચાંદીના તાંબાના નાગાં બંધ થઈને શિશાનાં, એલ્યુમિનિયમ અને તેનાથી પાગ નિકૃષ્ટ લોખંડી ધાતુનાં નાગાં ચાલશે. કાગળના નાગાંનો પ્રચાર વધશે. તળાવ સરોવર મોટી મોટી નદીઓ સુકાઈ જશે અને તેવી જગ્યાએ લોકો ખેતી કરીને અન્ન ધાન્ય, કંદમુળ, ફળ, શાકભાજી વગેરેને ઉગાડશે. સત્યવાન, શીલવાન, ધર્મપ્રવૃત્તિના મનુષ્ય સંત પુરૂષ એ અત્યંત દુઃખીત થશે. અન્ય લોકો તેને ત્રાસ આપીને ઉપદ્રવ કરશે અને ત્રાહીમામ કરાવશે અને કુડકપટથી, લાલચી, પાપી, દુર્વ્યસની, દુર્જનો અત્યંત સુખી દેખાશે અને સમાજમાં એવાને જોયા પછી લોકો દુષ્પ્રવૃત્તિ તરફ જ વળશે અને બધાના પહેલાં નર્કમાં જઈને બેસશે. ધર્મદ્રોહી, જાતીભ્રષ્ટ, અન્યાયી , પાપી, ચોર, અભદ્ર વ્યવહાર કરનારા એમના ઘેર આચાર પાલન, પૂજા, અર્ચના વગેરે આડંબર થતું દેખાશે પાગ ઉત્તમ વર્ણના લોકોના ઘેર જે કળવાન, શીલવાન, ધર્મભીરૂ એ ઘરમાંથી પૂજા અર્ચના નિત્યપાઠ ધર્મ આચાર પાલન વગેરે વ્યવહાર કરનારને દુષ્ટ લોકો રંજાડશે. ત્રાસ આપશે. વેશ્યાવર્ગ પર લોકોની પ્રિતી વધશે. વેશ્યા વ્યવસાય અતિપ્રમાણમાં થશે અને બહુતાંશ લોકો ધૂર્ત ધુતારાઓના અલગ અલગ ચમત્કાર કરીને લોકોને ફસાવનારાઓનો વધારો થવા લાગશે. અંદર અંદર કોઈ

પણ પ્રેમભાવ પરોપકાર બુધ્ધિ રહેશે નહીં., ધનના સ્નેહનો મનમાં પ્રવેશ કરાવીને કલિ, કલહ, દ્વેષ, મત્સર, દુઃખ ઘડી લાવશે આ પ્રકારનું અતિશય દુસ્તર કઠણ એવો આ કલિયુગ છે. સ્ત્રીઓ, તરૂણી, ઉપવરપુત્રી વેશ્યા પ્રમાણે સર્વ લોકોની સામે નાચશે અને પોતાના શરીરનું કલા કૌશલ્યનું પ્રદર્શન દેહનું પ્રદર્શન માંડશે. ઉત્તમ કુળવાન ધનવાન મનુષ્ય અત્યંજ પાસે હાથ લંબાવશે. શાળા, વિદ્યાલયો, મહાવિદ્યાલયો, પ્રશિક્ષણો, અલગ અલગ ધંધા વ્યવસાય, વેપાર, વગેરે ક્ષેત્રમાં આમુલ ફેર બદલ થશે પણ બધાનું મુળ પૈસા ઉઘરાવવાનું રહેશે. ઈમાનદારી અને કર્તવ્યનિષ્ઠાથી જવાબદારી વગેરે કોઈપણ સંભાળશે નહીં. વકીલ, વૈદ્ય વગેરે ક્ષેત્રમાં પણ સચ્ચાઈ રહેશે નહીં. રોગનિદાન ન કરતાં જ વિના પરિણામી ઔષધોપચાર કરીને રોગી પાસેથી પૈસા પડાવશે. ન્યાયદાન સચ્ચાઈનું રહેશે નહીં. અધિક પૈસા આપશે તેની બાજુએ ન્યાય મળશે. જ્યોતિષ, ભવિષ્યકથન, દંભી જ્યોતિષ વગેરે સર્વ તથાકથીત થશે. જ્યોતિષ શાસ્ત્રનો ખગોળનો ભેદ ન જાણતા અથવા તેનું નિયમ અપવાદ વગેરે ન જાણતા પોતાની મનની હોંશિયારીથી વર્તશે અને કથન કરેલ ભવિષ્ય બધું ખોટું પડશે. આ પ્રકારે સર્વ ક્ષેત્રમાં લોકો વિદ્યાસંપન્ન અતિ હોંશિયાર પ્રગતિશીલ હોઈને પણ વૃથા સ્વાર્થ, ભ્રષ્ટાચાર, દંભ અહંકારથી અને માનપાનના ભૂતથી પછડાઈને મૂઢ, મુર્ખ અને પાપી બનશે આ પ્રકારનો આ કલિયુગનો મહીમા છે. ભીમ તું આ જાણ અને આ વાતનો સૂક્ષ્મ રીતે વિચાર કર.

**ભુંડા પુરૂષને ભુંડી હોશેરે નાર, જોવા મળશે તેનો ભવેડો સકળ સંસાર. ॥૩૬૪॥**
**જે નર સુખે મેળવશે ધર્મે રે અન્ન, તેનુ રાજા અન્યાય દંડી લેશેરે ધન. ॥૩૬૫॥**
**જયારે ખેડુતના ચારે ભાગ જો જાશે, તે ઉપર કરજમાં બાલક પોતાના વેચાશે. ॥૩૬૬॥**
**જે જુઠુ બોલીને લેશે ચોરી ને વળી લાંચ, તે તો કુડા કરમે દેશે અન્યાય સાથે આંચ. ॥૩૬૭॥**
**સુપાત્રને કોડી દાન તો કોઈ ના દીયે, પણ કુપાત્રના ચરણ તો ધોઈ ધોઈ પીયે. ॥૩૬૮॥**
**જયારે માતપિતા બાળકને વેચશે, ત્યારે એવા ફંદ તો કલિયુગમાં થશે. ॥૩૬૯॥**
**જયારે પુત્ર પિતાનું છેદશે રે શિશ, ત્યારે સાચુ કહેતા સર્વને લાગશે રીશ. ॥૩૭૦॥**
**પુત્ર થઈને મા બાપને પડશે નેટ, ત્યારે દિકરી જમાઈનું રહેશે સાસુને પેટ. ॥૩૭૧॥**
**વળી જે નર અતિ જુઠા બોલારે હશે, તે કલિયુગ અમે આગળ વડેરા થશે. ॥૩૭૨॥**
**આપો આપ મુકશે પોતાના ધ્યાનને ધરમ, અને તે નિત્ય ઉઠીને કરશે અતિ કુડા કરમ. ॥૩૭૩॥**
**નિશાએ ભુલી ભાનને ભોજન કરશે બહુ, અનગળ્યા નીર વાવરશે દુઃખ ભોગવશે સહુ. ॥૩૭૪॥**
**અતીત અભ્યાગતને તો મારી મારી કાઢશે, અને ઘરમાં દુષ્ટો બેઠા સર્વે પાક ઝાડશે. ॥૩૭૫॥**
**જે પરણી સ્ત્રી સાથે રાખે નહી નેહ, અને પરસ્ત્રીશુ રાખે અતિ કુડા સ્નેહ. ॥૩૭૬॥**
**કહે શ્રી બુધ્ધ સુણો ભીમસેન રાજ, હવે તો અવગુણ કહેતા અવે છે લાજ. ॥૩૭૭॥**
**કહે હરિ સાંભળો ભીમસેન હો રાયે, એવો છે દુષ્ટ કલિયુગ તણો મહિમાયે. ॥૩૭૮॥**

કલિયુગની સ્થિતિનું વાર્ણન કરતી વખતે ભગવાન બુધ્ધ બોલ્યાઃ 'ઝઘડાખોર સ્ત્રીઓ અને દુર્વ્યસની પાપી પુરૂષ નિત્ય ઉઠીને ઝઘડા કરશે અને એમનો એ તમાશો અસત્યચરણનો ઝઘડો જોવા લોકો એકત્ર થશે. જે લોકો [illegible] સચ્ચાઈથી અન્ન, ધન મેળવીને સુખ સમાધાનથી જીવન જીવી જોશે, તેમનું અન્ન અને ધન પણ રાજકર્તા પુરૂષ અન્યાયથી બળજબરીથી લૂટશે અથવા દંડ, કર વગેરેના રૂપે લોકોને લૂંટશે. ખેતીના ખર્ચ માટે લોકો કરજ કાઢશે, ઉત્પત્તીના અભાવે કર્જ ફીટશે નહીં પછી ખેતી, ઘર, લિલામ કરીને તે કર્જની વસુલી કરાશે. જેમની પાસે જમીન ઘર વગેરે ન હોય તેમણે

પોતાના છોકરા છોકરી વેચીને કર્જ ભરવું પડશે. આ પ્રકારે ગુલામીનો વેપાર શરૂ થશે. લોકો ખોટું બોલીને ચોરી કરીને અન્યાયથી બળજોરીથી ધનસંપત્તિ ભેગી કરીને લાલચ આપીને અન્યાયનાં કામ કરશે. કેટલાંક લાંચ ખાઇને પણ કુડકપટ કરીને લૂંટશે. આ પ્રકારે સર્વ વ્યવહાર જુઠા દંભથી, ચોરી, હિંસા અનીતિનો થશે. જે સુપાત્ર હશે, જેને જે વસ્તુની અન્ન, વસ્ત્ર, ધન, નિવાસ વગેરેની અત્યંત જરૂર હશે એ કોઈની પાસે હાથ ફેલાવશે તો લોકો એને મારીને અડધો મરેલો કરી દેશે, પણ જે કુપાત્ર છે દુર્વ્યસન, દુરાચારી, પાપી, અત્યાચારી, વિષયાંધ, ક્રોધી હશે તેને સત્યાત્મા, ધર્માત્મા માનીને ઘરમાં બોલાવીને માન સન્માનથી પૂજા અર્ચના કરીને તેના પગ ધોઈને પ્રાશન કરશે. આ પ્રમાણે કલિયુગમાં માનવોની વિપરીત મતી થશે. જયારે માતા પિતા પોતાનાં બાળકોને વેચશે ત્યારે પુત્ર પણ પોતાના પિતાનું શિરચ્છેદ કરવામાં આગળ પાછળ જોશે નહીં. એનો અર્થ જ એવો કે માતા પિતા, પુત્ર, પતિપત્ની, કન્યા, ભગિની વગેરે સર્વ આપ્તસંબંધ નષ્ટ થશે, હેતભાવ, પ્રેમ, આત્મિયતા રહેશે નહીં. સત્યજ્ઞાન ઉપદેશ સલાહ કોઈને ગમશે નહીં. તેની અવહેલના વિટંબણા કરશે. પણ દંભી, કપટી, સ્વાર્થી, દુરાચાર, અસત્ય સલાહ આપશે એ માત્ર શિરોધાર્ય માનીને એ પ્રમાણે વર્તશે અને છેલ્લે ફસાશે. પુત્ર થકી માતા પિતાને અત્યંત હાલ ભોગવવા પડશે. જમાઇ અને સાસુના અનૈતિક સંબંધ થઈને અનાચારી પ્રજા થશે. અપવિત્રતા સર્વત્ર પ્રસરશે. જે વધારેમાં વધારે સારું ખોટું બોલશે એ જ સર્વ શ્રેષ્ઠ માન્યવર ગણાશે .આ પ્રકારનો સંભાવિત ઢોંગી ઠગ સમાજનો, ગામનો અને દેશનો આગળ પડતો થઈને બધાને લયમાં લઈ જશે. મોટી મોટી ધાર્મિક સંસ્થા, વિદ્યાસંસ્થા, આરોગ્ય સંસ્થા, વેપાર ધંધાની સંસ્થા વગેરે સર્વ ક્ષેત્રમાં એવા સંભવીત ઠગોની સંખ્યા ભરપુર પ્રમાણમાં થઈને જનતાને પીડવાનું, લૂંટવાનું, શોષવાનાં કામ કરશે. પોતાની કુલશીલ જાત, ધર્મ, સ્થાન, કર્તવ્ય વગેરે બધું એક બાજુએ મુકીને ગમે તેમ અનાચાર, દંભાચાર કરશે. દુર્વ્યસની, સ્વાર્થાંધ થઈને હંમેશ કુડ કપટથી વ્યગ્ર એવું સમાજ ઘાતક, માનવઘાતક કામ કરશે. અમલી પદાર્થ, મદિરા પ્રાશન કરીને ભાન ભુલીને પશુ પ્રમાણે આચરણ કરશે, ખાવું પીવું, નાચવું, કુદવું ગમે તેમ ભક્ષણ કરવું અને પશુવત ક્રિડા કરવી એમાં મગ્ન થશે અને તે છેલ્લે રોગ્રસ્ત થઈને અત્યંત હાલ ભોગવશે. પાણી ગાળ્યા વગર વાપરશે, અતિથિ, અભ્યાગત, હિતચિંતક, આપ્ત મિત્ર વગેરેને મારી પીટીને ભગાડી દેશે, પણ સમાજના ઠગ, ચોર, ડાકુ, અન્યાયી, કુડકપટી, વ્યભિચારી એમને ઘેર બોલાવીને ખુબ સત્કાર કરીને તેનું મનોરંજન કરશે. પોતાની વિવાહીત સ્ત્રીને બિલકુલ પ્રેમ કરશે નહીં, ભીમ ! આવું કલિયુગમાં અસત્યાચરણ થશે. એનું વર્ણન કરતાં કરતાં જ મને બોલવાની પણ લાજ આવે છે એટલો એ દુર્ગુણી છે. તું એ સાંભળીને વિચાર કર અને કુડકપટી કલિયુગમાં રહેવું કે નહીં એ પોતાના મનમાં પૂર્ણ વિચાર કર.

**જે થાશે કુડા રાજાને થાશે કુડા પ્રધાન, અને તેની રૈયત તો ચોર ધુતારી રે જાણ. ॥૩૭૯॥**
**જે રાખશે કુડા તીર્થને કુડા દેવલે વિશ્વાસ, વળી જે કુડ કપટ ધરશે પિઆરી આશ. ॥૩૮૦॥**
**જેની કુડી આશ અને જેનો કુડો સંસાર, તેના સર્વ કુડા વચન વિવેક અને વિચાર. ॥૩૮૧॥**
**જેની કુડી છે સર્વ કરમને ધરમની રે રીત, અને કુડી છે કલિયુગ તણી પરતીત. ॥૩૮૨॥**
**જે કલિયુગની કૂડી છે ધીને કૂડા છે પુત્ર, વળી તે કૂડા બંધવાને કૂડા છે ઘરસુત્ર. ॥૩૮૩॥**
**જે કુડી લક્ષ્મીને કુડા દેવ મંદીર ધામ, તેના કૂડા સર્વ મનોરથ ને કૂડા કામ. ॥૩૮૪॥**
**જે સર્વ કૂડા દેશને સર્વ કૂડા સંસાર, તે કૂડે કૂડાના હર્ષનો શોભે વ્યવહાર. ॥૩૮૫॥**
**કૂડા કલયુગે અને સાચુ જે દેશે રે દાન, જે સેવે સાચે શ્રી સતગુરૂ ભગવાન. ॥૩૮૬॥**
**જે કોઈ ઈન્દ્રિયે પાંચે વશ પોતાની રાખશે, તે તો સર્વ જીવતા વૈકુંઠના ફલ ચાખશે. ॥૩૮૭॥**

ત્યારે કહે શ્રી બુધ્ધ સાંભળો હે રાજન, તમે પાંચે બંધવ રાખો નિર્મલ મન. ॥૩૮૮॥
મહા પાપી છે આ કલિયુગ તો નિર્ધાર, તે તમે મન વિષે જાણો સત્ય અપાર. ॥૩૮૯॥
ત્યારે ધર્મના ધોરી ધરા છાંડશે જેહ, તે કલિયુગમાં રાજ્યનું કરો કેમ નેહ. ॥૩૯૦॥
જયાં સુધી કલિયુગ અહીં આવે નહી, ત્યાં લગી તમે રાજ કરજો ને સહી. ॥૩૯૧॥
એ માટે સતીયા તમે સર્વે હિમાલે રે જાઓ, તો તમે દર્શન શ્રીહરિ નારે પાઓ. ॥૩૯૨॥

હે ભીમસેન આ કલિયુગમાં બધા જ ક્ષેત્રોમાં વ્યવસાયમાં કુડ કપટચરણ ચાલશે. કલિયુગનું સામ્રાજ્ય જ કપટી છે. રાજા કપટી, તેના પ્રધાન, તેના બધાં પદાધિકારી અને સર્વ પ્રજા પણ તેવા જ સ્વરૂપે દંભી અસત્યા ચરણી થશે. ચોર અને દગલબાજનો જયજયકાર થશે. તીર્થક્ષેત્ર, દેવદ્વાર, મંદિરો વગેરે જગ્યાએ પણ કુટ કપટાચરણ, દંભાચરણ ચાલશે, લોકોને લૂંટવાનો ધંધો શરૂ થશે, સત્યાચરણ લોપ પામશે, તેમનું ધર્માચરણ, કર્માચરણ બધું જ અસત્ય દંભી કપટી સ્વાર્થી રહેશે. ઘરમાં પિતા પુત્રના આચરણ અસત્ય થશે. કન્યા તથા માતાનાં આચરણ ભ્રષ્ટ થશે. આપ્ત ઈષ્ટ મિત્ર, ભાઈબંધ વગેરેના સંબંધો તુટી જશે, અધર્મની ધનસંપત્તિ ભેગી કરીને દેવમંદિર, ધર્મશાળા, અન્નક્ષેત્ર, સદાવ્રત, અનાથાલયો, ઔષધશાળાઓ, વિદ્યાપીઠો વગેરે બધાં જ ક્ષેત્રોમાં દંભાચરણ અસત્યાચરણ ઘુસી જશે. તેમના મનોરથ ખોટા, તેમનાં કામ ખોટાં, તેમના લક્ષ્ય ખોટાં, સાધ્ય ખોટા, માર્ગ ખોટા, દેવસેવાની ભાવના ખોટી, વેપાર ખોટા, સંપૂર્ણ આચરણ ખોટું રહેશે, ખરેખર આ કલિયુગમાં પોતાનું સત્વ સંભાળવું ખુબ કઠણ છે. સત્વપાલન કરવાનું મનુષ્ય મનમાં આવે તો પણ બાહ્યચારને કારણે એ મનુષ્ય લપસી જશે અને જાણતા અજાણતા એ પણ દંભાચરણમાં લપેટાઈ જશે. આવ દંભી, કપટી, કુડાચરણી કલિયુગમાં પોતાનું મન દ્રઢ સ્થિર નિશ્ચળ પવિત્ર અને સત્યાવેષી થઈને એ ભીમ સત્યધર્મ પ્રમાણે વર્તનારા જે હશે એમની ઉત્કર્ષ ઉન્નતિ થશે. એવા સદ્ભકતોને જ સદ્ગુરૂની પ્રાપ્તિ થશે, સદ્ગુરૂની કૃપા પ્રસાદથી જ શ્રી હરિનારાયણની ભકિત કરીને જીવાત્મા મુકત થાય છે. જે સદ્ભકત પંચેન્દ્રિય દમન કરીને શબ્દસ્પર્શાદિ પંચવિષય જીતે છે એટલે એ વિષયે આહાર ન જતાં એના પરિમિત રીતે આસકિત રહીત ઉપભોગ લે છે એ ગૃહસ્થ જીવંતપણે વૈકુંઠપદનું બધું ઐશ્વર્ય ભોગવે છે. હે ! સદ્ભકત પાંડવો તમે પંચેન્દ્રિય દમન કરીને મન નિર્મળ કરો. આ કલિયુગ અત્યંત પાપમય છે, તેમાં સર્વત્ર પાપાચરણ વ્યાપ્ત થયું છે. મનુષ્યનું મન ફેરવનાર આવા આ કલિયુગના ગુણ છે. આ સંપૂર્ણ જગતને ધારણ કરનાર એવું જે સત્યધર્મ છે એનું ક્રિયાચરણ કરનારના પણ મન ફેરવી નાખનારો આ કલિયુગ છે. હે રાજા ભીમ ! આવા આ પાપ પરિમલ વ્યાપ્ત કલિયુગમાં રાજ્ય કરવાનો મોહ તમે કરશો નહીં. રાજ્યની આસકિતમાં લાગશો નહી. જ્યાં સુધી કલિકાળનો પૂર્ણ પ્રહર આવતો નથી એટલે સાચા અર્થમાં કલિયુગની શરૂઆત થતી નથી ત્યાં સુધીમાં રાજ્ય કારભાર સમેટીને તેમાંથી નિવૃત્ત થવાનો પ્રયત્ન કરો. રાજ્યની આગળની તજવીજ કરીને પરિક્ષિતને તેની ધુરા સોંપીને તમે હિમાલયમાં પ્રસ્થાન કરો. હિમાલયમાં જઈને યોગસાધના કરીને પરમેશ્વર પ્રાપ્તિ અને સામુજ્ય મુકિત એ જ ધ્યેય રાખીને તેનું શ્રેય સંપાદન કરવાનો પ્રયત્ન કરો.'

ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા રે વિખ્યાત, સુણો ભીમ કહું તોયે સત્ય વાત. ॥૩૯૩॥
તમે રાજા યુધિષ્ઠિરને કહેજો રે જાયે, જે પુછવું હોય તો પુછજો ને આયે. ॥૩૯૪॥
સત્ય વચન કહું છું હો ભીમ રાયે, યજ્ઞ કરશે તો પણ પાપ નહી જાયે. ॥૩૯૫॥
જો આવીને દર્શન અમારા રે જોયે, તો અનંત યજ્ઞતણુ તમને ફલ હોયે. ॥૩૯૬॥
એવું યુધિષ્ઠિરને કહેજો તતક્ષણું, નહી તો પછી પસ્તાવો રહેશે ઘણું. ॥૩૯૭॥

પ: બુધ અવતાર,
એટલે સતપંથના શાસ્ત્ર પ્રમાણે - ભગવાન કૃષ્ણના મોઢે;
– હિન્દુ મૂલ્યો અને માન્યતાથી લોકોને અલગ થવા.. સ્વયં ભગવાન કહે છે.

ત્યારે ભીમે ચિંતા મનમાં કરી છે ઘણી, એ તો દીસે છે ત્રિભુવનનો ધણી. ॥૩૯૮॥
જે પાંડવ વંશપર સદા કૃપાલ, તે જાણી અમ દ્વારે આવ્યા દયાલ. ॥૩૯૯॥
સુણોરે યોગેશ્વર કહું શિરનામ, દયા કરી તમે ઉભા રહેજો આણે ઠામ. ॥૪૦૦॥
અમે જઈને પુછું રાજા યુધિષ્ઠિરને જોય, પાછો સંદેશો આવી તમને કહું હું સોય. ॥૪૦૧॥
ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા છે વાણ, તમે સુરો ભીમસેન સહી નિર્વાણ. ॥૪૦૨॥
તમારો યજ્ઞ જાણી આવ્યો છું આંહી, અહીં રાજા આવે કે મને તેડાવે ત્યાંહી. ॥૪૦૩॥
ભીમ કહે સ્વામી અહી ઉભા રહેજો સહી, અમે રાજા યુધિષ્ઠિરને જઈ પુછું સહી. ॥૪૦૪॥
ઓચરે ભીમસેન સ્વામી વારૂ કહો, પણ બે ચાર ઘડી અહીં ઉભા રહો. ॥૪૦૫॥
અમે યજ્ઞમાં જઈને કરૂ રે જાણ, આઘા આવો તો રાજા ધર્મની આણ. ॥૪૦૬॥
એવી આણ દઈ ભીમ યજ્ઞમાંહી ગયા, યજ્ઞ કરતા રાજા ઉઠી ઉભા તો થયા. ॥૪૦૭॥

બુધ્ધ ભગવાને ભીમને કહ્યું: 'હે ભીમ ! મેં તને જે સત્ય વચન છે તે જ કહ્યું. તું ધર્મ રાજા પાસે જઈને તેને બધી હકીકત જે તને મેં હમાણાં કહી છે એ કથન કર અને કંઈ શંકા કુશંકા હોય તો હું તેનું નિરાકરણ કરીશ. હે ભીમ ! હું તને સત્યવચન કહું છું એ યુધિષ્ઠિરને કહે. આવા કેટલાંય વચનો કર્યા તોય તેના કારણે કર્મદોષ ટળશે નહીં, ઉલટું નવા કર્મથી બંધન બંધાશે. કર્મદોષ ફક્ત એક જ ઉપાયે ટળી શકશે. મહાત્મા સદગુરૂના આશીર્વાદથી અને તેમાણે ઉપદેશેલા આત્મજ્ઞાનના શ્રવણ મનન નિદિધ્યાસનના યોગથી આત્મચિંતન કરીને આત્મૌપમ્ય બુધ્ધિનો અવલંબન કરવાથી જ પાપપરિમલ દોષ નિવારણ થાય છે. હૃદય શુધ્ધ થાય છે. તેમાં નિર્મળ જ્ઞાનનો ઉદય થઈને મનુષ્ય કર્મદોષથી નિર્લિપ્ત થાય છે. એ માટે યુધિષ્ઠિર અહીં આવે અથવા હું ત્યાં આવું તો તેને આ બધું કહેવાશે, નહીં તો છેલ્લે સુધી તમારે પશ્ચાતાપ કરવો પડશે.' બુધ્ધના આ વચન સાંભળીને ભીમ મનમાં ચિંતા કરવા લાગ્યો. શું નિર્ણય કરવો એ તેને સમજાતું નહોતું. ભીમને સંપૂર્ણ ખાતરી થઈ હતી કે આ દેખાવમાં જો અમંગલ હોય તો તેની વાણી અમૃતોત્તમ હિતોપદેશની જ છે. પ્રત્યક્ષ ત્રિભુવનના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાનની જ આ વાણી છે અને એ દયાળુ અને કૃપાળુ ભગવાનની અમ પાંડવો પર પંડુ વંશ જ પર સદૈવ કૃપા છે. એમની કૃપા છત્રથી જ મહાઘોર એવા કુરૂક્ષેત્ર પર અમે પાંડવો જીવતા રહીને વિજયી થઈ શક્યા. પ્રત્યેક સમયે જે જે સંકટ, પ્રસંગ અમારા પર આવ્યા એ બધાંમાંથી એ જ દયાળુ ભગવાને અમને સુરક્ષિત રાખ્યા છે. અમારા માટે પોતે પોતાનું પદ પણ ભુલી ગયા. ત્રિભુવનના સ્વામીએ અમારા પર કૃપા કરીને અર્જુનનો રથ હંકાર્યો. તે જ આ જગજીવન આજ અમારા હિતનો ઉપદેશ કરવા માટે ઘેર ચાલતા આવ્યા છે અને અમારા ઉધ્ધારની તેને આ કેટલી ચિંતા થઈ છે. ખરેખર ધન્ય છે અમારું ભાગ્ય ! પ્રત્યક્ષ ગંગા અમારા ઘેર જ અવતરી છે. હે યોગેશ્વર ! હું તમને એક વિનંતી કરૂ છું કે હું આ બધી હકીકત ધર્મરાજા પાસે જઈને કહું ત્યાં સુધી અહીં રોકાવ. યુધિષ્ઠિર મારી ઉપર જે જવાબદારી રાખી છે એ નિભાવવા માટે મને તેમને આજ્ઞાનું પાલન કરવું જ પડશે, પણ તમે કહો છો એ હિતોપદેશ એના કરતાં પણ મહત્વનો છે. પણ હું વચનથી બંધાયેલો હોવાથી તમને યજ્ઞમાં એકદમ જવા દેવું યોગ્ય નથી. હું પહેલાં ધર્મરાજાની આજ્ઞા લઉં છું. તેની ઈચ્છા હોય તો તે અહીં આવશે અથવા મને પરવાનગી મળવાથી હું તમને અંદર લઈ જઈશ, ત્યાં સુધી બે ચાર ઘડી અહીં જ બેસો. એવી મારી હાથ જોડીને નમ્ર વિનંતી છે. મારા અહીં આવવાની પહેલાં જો તમે બહાર નીકળી ગયા અથવા યજ્ઞ સ્થાન પાસે આવ્યા તો તમને ધર્મરાજાની આણ છે.' આ પ્રકારે બુધ્ધને આણ બધ્ધ કર્યા પછી ભીમ તાત્કાલીક યજ્ઞવેદી પાસે ગયા. બ્રાહ્મણો મોટે મોટેથી મંત્રઘોષ કરીને આહુતી

નાંખતા હતા. ધર્મરાજાને ભીમને આવતાં જોઇને આશ્ચર્ય થયું અને પોતે પણ એકદમ ઉભા થઇ ગયા. બાકીના બધા પાંડવો અને બ્રાહ્મણો પણ વિસ્મયમાં પડયા. શું થયું ભીમ કેમ દોડતો આવ્યો, ધર્મરાજા એકદમ ઉઠીને ઉભા કેમ થયા ? એનું બધાને વિસ્મય થયું અને સૌ એ બંને સામે પ્રશ્નાર્થક મુદ્રાથી જોવા લાગ્યા. એટલામાં ભીમ પાસે આવ્યો અને હાથ જોડીને ધર્મરાજાને કહ્યું.

**ત્યાં જઇને ભીમસેન તો ઉભા રે રહ્યા, કહે રાજા ભીમસેન તમે કેમ આવીયા. ॥૪૦૮॥**
**વળતા વિચારી ભીમસેન તો કહે, ભાઇ આવ્યા અભ્યાગત તે પોળે રહે. ॥૪૦૯॥**
**ત્યારે ગયા ભીમસેનો લાગી વાર, ત્યાં રાજાશું જોઇને કહ્યો વિચાર. ॥૪૧૦॥**
**જયાં ચારે બાંધવ છે એકાંત, ભીમે ત્યાં જઇને કહી સર્વ વાત. ॥૪૧૧॥**
**કહે ભીમસેન ભાઇ સર્વે સાંભળો સાર, એક દેવ બુધ્ધરૂપે ઉભા છે બાર. ॥૪૧૨॥**
**સુણો રે રાજા યુધિષ્ઠિર કહુ વિચાર, અલૌકિક પુરૂષ આવ્યા આપણે દ્વાર. ॥૪૧૩॥**
**ભીમ કહે સાંભળો યુધિષ્ઠિર વાત, એ મહા બ્રહ્મણસ્વરૂપી આવ્યા વિખ્યાત. ॥૪૧૪॥**
**આગમ નિગમની વાત જે સર્વે કહે, તે પાત્ર અભ્યાગત આવી ઉભાછે દ્વારે. ॥૪૧૫॥**
**પાંચે બાંધવ મળીને વિચારે રે જહાં, એ કોણ સ્વરૂપે હોશે હો ભીમ તહાં. ॥૪૧૬॥**
**એ સ્વામીને મુખ ચંચાને પગ વંકા જેહ, અને શરીરે ગલત્ર કોડ વહે છે તેહ. ॥૪૧૭॥**
**તે વાણી મુખે અમૃત સમ ઓચરે, જેના વેણે વેણ હિયા રત્ન તો ખરે. ॥૪૧૮॥**
**દીશે કાયા કરૂપને વાસ દુષ્ટ ગંધાતા, પણ વાત તો કરે છે જેમ વૈકુંઠનાનાથ. ॥૪૧૯॥**
**ચૌદે ભુવનની સર્વે તે કરે છે રે વાત, ઉભા છે દેવ ત્યાં એક મના થઇને નાથ. ॥૪૨૦॥**
**અમશું એવી વાતો બહુ હોઇ સત્ય ભાષે, પણ અમથી ઉત્તર દીયો ના જાયે. ॥૪૨૧॥**

દોડતા આવેલા ભીમને ધર્મરાજાએ કહ્યું: 'અરે ભીમસેન આટલો જલ્દી કેમ આવ્યો ? કંઇક વિશેષ સમાચાર છે ?' ત્યારે ભીમ બોલ્યો: 'હા ! વિશેષ છે. માટે તો તમને વિદીત કરવા માટે આવ્યો છું. આપણા યજ્ઞમંડપના દ્વારે એક અતિથિ અભ્યાગત આવ્યા છે' ધર્મરાજા બોલ્યાઃ પણ તેમાં શું વિશેષ છે તેની સેવા ચાકરી કરીને તેમની ઇચ્છા અનુકુળ થાય એ દાન આપી સંતુષ્ટ કર.' ભીમ બોલ્યો: 'મહારાજ એ તો મારૂ કર્તવ્ય જ છે. તમે મને નીમ્યા પ્રમાણે એ કાર્ય તો હું ઉત્તમ રીતે કરું છું પણ આ અભ્યાગત કંઇ અલગ પ્રકારનો છે. એ સર્વ પ્રકારના આગમ નિગમ જ્ઞાન કથન કરતો હોવાથી તમને એક સંદેશ પહોંચાડવા માટે તેણે મને તમારી પાસે મોકલ્યો છે.' ધર્મરાજા આશ્ચર્યચકિત થયા. ચારેય ભાઇ યજ્ઞવેદમાંથી ઉઠીને ભીમને લઇને એકાંતમાં ગયા અને ત્યાં ભીમ તેમને કહેવા લાગ્યો કે 'અલૌકિક એવા એ પરમહંસ પરિવ્રાજકે કહ્યું છે કે પાંડવો તમે હવે કલિયુગની શરૂઆત હોવાથી આ યજ્ઞ બંધ કરીને હિમાલયમાં પ્રસ્થાન કરો. રાજ્યોપભોગનો મોહ કરશો નહીં. કુલગોત્રહત્યા, બંધુહત્યા વગેરે સર્વ તમે મનથી માનેલ પાતક છે એ મન શુધ્ધ, પવિત્ર કરીને યોગ્ય સાધના કરવાથી જ નિવારણ થશે, એવા યજ્ઞ યોગોથી થશે નહીં. અતિશય ભયાનક અને દુસ્તર એવી આ કલિયુગની સ્થિતિ છે. તેમાં સત્યધર્મથી વર્તવું તમને અતિશય કઠણ પડશે. આ પ્રકારે એ અલૌકિક દિવ્ય પુરૂષે મને કહ્યું છે. એ સાંભળી ચારે ભાઇઓ પુછવા લાગ્યા. આ અભ્યાગત કોણ છે ? ભીમ તે એનો પરિચય નથી પુછયો ? ત્યારે ભીમ બોલ્યોઃ બંધુઓ એનો પરિચય વગેરે કંઇ નથી, એ પરમહંસ છે, દેખાવમાં એકદમ કુરૂપ અમંગળ છે. તેનો દેહ અત્યંત વિકૃત છે, મ્હોં પક્ષીના ચાંચની જેમ આગળ આવેલ છે. હાથ પગ વાંકા ચુંકા કુબડ નીકળેલું એવું એ અષ્ટાવક્ર સ્વરૂપ

છે. તેના શરીરમાંથી અતિશય દુર્ગંધ આવે છે કે તેની પાસે ઉભા રહેવું પણ ગમતું નથી એવા ગલિચ્છ પ્રકારનો મલીન એનો દેહ છે પણ મુખમાંથી હીરા માણેક રત્ન મુલ્યના એક એક શબ્દ નીકળે છે કે એનું મુલ્ય કરતાં જ ન આવડે. આ પ્રકારની અલૌકિક દિવ્ય અમૃતવાણી તેની છે. ચૌદ ભુવનની બધી ઘટના જાણીને કહે છે. પ્રત્યક્ષ વૈકુંઠપતિ ભગવાન શ્રીકૃષ્ણ જ જાણે આ બુધ્ધ રૂપે અવતર્યા છે, એવું જ મને લાગે છે. તેણે મને એટલી વાતો કહી પુછી પણ મને ઉત્તર આપતાં આવડયા જ નહીં. પ્રત્યક્ષ ભગવાનનો જ એ અવતાર હોવો જોઈએ અને આપણને માર્ગદર્શન આપવા માટે જ આવ્યા હોવા જોઈએ એવું મને નિશ્ચિત લાગે છે.'

**ભાઈ તે ના લેવે અન્નને ના લેવે દાન, તે ના લેવે હસ્તી ઘોડા ને વાહન. ॥૪૨૨॥**
**કહે રાજા સત્યવાદી સાંભળ્યો છે ઘણું, તે દર્શન કરે છે અભ્યાગત તણું. ॥૪૨૩॥**
**તે તમને સંદેશો કહ્યો છે હો રાયે, યજ્ઞ કરશો તો પણ પાપ નહીં જાયે. ॥૪૨૪॥**
**તે કહે છે અથર્વવેદ થયો વ્યવહાર, જે ભુલ્યા બ્રાહ્મણ ને વર્ણ અઢાર. ॥૪૨૫॥**
**જે શ્રીબુધ્ધ રૂપે અવતાર હુવો દિનદયાળ, ભાઈ તેણેજ એ બ્રાહ્મણો કહે છે ચંડાળ. ॥૪૨૬॥**
**કહે છે હરિ અવતારને ના જાણે હો રાયે, ભાઈ તેથી ચંડાલ દુજા નહી કોઈ આયે. ॥૪૨૭॥**
**ભાઈ તમને એસા સંદેશો કહ્યો છે મુરાર, ત્યારે યુધિષ્ઠિરે કીધો બધું મળીને વિચાર. ॥૪૨૮॥**
**એવી વાત જયારે ભીમસેને કહી, ત્યારે યુધિષ્ઠિર કાંઈક સમજયા તે સહી. ॥૪૨૯॥**
**ત્યારે યુધિષ્ઠિર ભાઈને પુછે છે ભેવ, એ કોણ પુરૂષ કહોને સત્ય સહદેવ. ॥૪૩૦॥**
**દેખી જયોતિષને સહદેવે સત્ય કહ્યો, શ્રીબુધ્ધ અવતાર શ્રીકૃષ્ણજીયે લીયો. ॥૪૩૧॥**
**તે વાચીને ભેદ સર્વે વેદના સહદેવે કહ્યા, બુધ્ધ અવતાર તો શ્રીકૃષ્ણજી થયા. ॥૪૩૨॥**
**કહે સહદેવ હો ધર્મ તમે તો સુણો, સેવસો નહી તો પસ્તાવો પડસે ઘણો. ॥૪૩૩॥**
**મુકી યજ્ઞને હરીને મળવા જાવો હો રાયે, એવા પ્રસંગ બોહોડ નહી તો થાયે. ॥૪૩૪॥**
**એ ભુલ્યા બ્રાહ્મણ સહદેવ કહે, તે હરિ અવતારની શુધ્ધ ના લહે. ॥૪૩૫॥**
**જે પેટ સ્વાર્થે વાંચે ઠાલા વેદ, તે બુધ્ધ અવતારના કરે છે નિષેધ. ॥૪૩૬॥**

ભીમ બોલ્યોઃ 'બંધુઓ, મેં તેને બધી પુછપરછ કરી પણ એ અન્ન લેતા નથી, દાન લેતા નથી, હાથી ઘોડા, વાહન, ધનસંપત્તિ, ઘર, ખેતી, ગાય વગેરે કંઈ પણ લેતા નથી. એ કહે છે કે બધું લઈને હું શું કરૂ ? કયાં અને કોના માટે રાખું. મને આમાંથી કંઈ નહીં જોઈએ. મેં એમ સાંભળ્યું છે કે ધર્મરાજા પુણ્યશીલ સત્યવાદી હોઈને અતિથિ અભ્યાગતનું દર્શન લઈને સત્કાર કરે છે. તેણે મને એમ પણ સંદેશ કહ્યો છે કે આ યજ્ઞની તમારા પાતક નિવારણ થશે નહીં. હવે કલિયુગમાં અથર્વવેદનું પ્રાધાન્ય હોવાથી યુગધર્માનુસાર પ્રચલિત રહેલાં પૂજા અર્ચનથી અને જ્ઞાન ધ્યાન સાધનાથી જ પાતક નિવૃત્તિ થશે. આ અથર્વવેદનાં મુખ્ય તત્વ જ બ્રાહ્મણ ભુલ્યા છે. અને પોતે અહંકારથી પ્રેરીત થઈને ભ્રમમાં પડેલ છે અને તેમણે જ અઢાર જાતીના લોકોને એટલે સર્વ માનવ પ્રાણીમાત્રને ભ્રમમાં નાખ્યાં છે. મારા આ સ્વરૂપને ચંડાળ સમજીને એ મારી અવગણના કરે છે. મારા અવતારપાત્રને જાણતા નથી. મારા દિવ્ય જન્મ અને કર્મના તત્વને  ન જાણતાં અથવા મારા સ્વરૂપના જ્ઞાનની પૂર્ણ જાણ ન લેતાં મારી નિંદા કરે છે. અવગણના કરે છે તેનાથી બીજા ચંડાળ કયાં હશે ? અને ખરેખર ધર્મરાજા પરમેશ્વરના અવતારને ન જાણતાં મારું વચન ન માનતાં તમારી ફસામણી થઈ છે. પહેલાં બ્રાહ્મણના વચનને પ્રાધાન્ય આપીને તમે યજ્ઞ આરંભ્યો પણ એક અસફળ થયો આ બીજો કર્યો એ પણ પાર

પડે છે કે નહીં એની શંકા જ છે. એના કરતાં બુધ્ધ ભગવાનના વચન પ્રમાણે વર્તીને આપણે મુક્ત કેમ થતા નથી ? એવું મારું મત છે.' ભીમના વચન સાંભળીને ચારેય જણ આશ્ચર્યચકિત થયા. ધર્મરાજા તો ચિંતાથી વ્યાકુળ થયા. કેવલ વાણીના નજરે સહદેવ પાસે જઈને ધર્મરાજા બોલ્યા, 'હે ભ્રાતા સહદેવ, જ્યોતિષ જોઈને તું મને સત્ય કહે. આ અલૌકિક દિવ્ય પુરૂષ કોણ હોવો જોઈએ ? સહદેવે ગ્રહગતીનાં ગણિત કરીને ભવિષ્ય કથન કર્યું એ બોલ્યા, 'ધર્મરાજા મારું જ્યોતિષ કહે છે કે આ ખરેખર અલૌકિક દિવ્ય પુરૂષ છે. તે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાને જ આ નવમો બુધ્ધ અવતાર ધારણ કર્યો છે. ભગવાન શ્રીકૃષ્ણએ પોતાના અવતારનું અપૂર્ણ રહેલું કાર્ય જાણીને એ પૂર્ણ કરવા માટે આ રૂપ ધારણ કર્યુ છે. હે રાજા, આપણા પર ભગવાનની અપરિમિત અસીમ કૃપા છે. અનંત યજ્ઞ કરીને પણ ભગવાનની પ્રાપ્તિ થવી અશક્ય હોય છે. પણ કૃપાળુ એવા ભગવાને આપણા ઉધ્ધાર માટે આ શ્રમ લીધો છે. છોડો આ યજ્ઞ અને આ યજ્ઞમાં ખરેખર જ કંઈ સાર રહ્યો નથી. પાતક નિવારણ થઈને ભગવાનની પ્રાપ્તિ માટે કરવાના યજ્ઞ કરતાં પ્રત્યક્ષ ભગવાન દ્વારે ઉભા હોઈને તેનું દર્શન ન લઈએ તો આપણને ખચિત પશ્ચાતાપ કરવાનો સમય આવશે. આ માટે બંધુઓ આવો પ્રસંગ વારંવાર ઉપસ્થિત થતો નથી. આપણે બધા એ ભગવાનનાં દર્શન માટે જઈએ. આ બ્રાહ્મણો ભાન ભુલ્યા છે. આપણને એમણે કહ્યું હતું કે આ યજ્ઞ ભંગ કરવા માટે એક ચંડાળ આવશે, એ ચંડાળ બીજો ત્રીજો કોઈ નથી પ્રત્યક્ષ ભગવાનનો બુધ્ધ અવતાર છે. આ બ્રાહ્મણો એ અવતારનું રૂપ જાણતા હોવા છતાં તેની અવહેલના કરવા લાગ્યા. સત્ય ધર્મ જાણનારા વેદ પારંગત સકળ વિદ્યાવંત હોઈને પણ ફક્ત સ્વાર્થ માટે એ ખોટું બોલવા લાગ્યા. વેદાંતની પોકળ વાતો કરવા લાગ્યા, યજ્ઞયાગ, હોમ હવન એ કર્મકાંડ જ ફક્ત મોક્ષનું સાધન છે. એમ લોકોને કહીને સત્ય ધર્મથી તેમને પરાવૃત્ત કરવા લાગ્યા. પ્રત્યક્ષ શ્રીકૃષ્ણના અમૃતોપમ ઉપદેશને ન માનતાં ઋષિસ્મૃતિ પુરાણોનો આધાર લઈને સદ્ભક્તોના મુકિતમાર્ગની વાટ બંધ કરીને કર્મકાંડ અને ઐહિક સૌખ્યદાયક દેવદેવતાની ઉપાસનાના વાદે લગાવી દિશા ભુલવવા લાગ્યા. અવતાર પાત્રનો નિષેધ કરવા લાગ્યા. બુધ્ધ અવતાર એ નાસ્તિક, ચંડાળ છે એવું બોલીને તેમની અવહેલના કરવા લાગ્યા. તો હે બંધુઓ મારી તમને એવી વિનંતી છે કે આ યજ્ઞનો ત્યાગ કરીને દ્વાર પર આવેલ અભ્યાગત ભગવાનના પગ પકડવા એમાં જ આપણું શ્રેય છે. જીવનનું સાર્થક છે. !

પાંચે બાંધવ ચાલ્યા તેણીવાર, ત્યારે બ્રાહ્મણોયે કર્યો વિચાર. ॥૪૩૭॥
સુણો રાજા યુધિષ્ઠિર કહું સત્યભાયે, એ ચંડાળમુખ દેખ્યો કેમ જાયે. ॥૪૩૮॥
હમે બ્રાહ્મણ મહા ઋષિ રાયે, હે રાજા તેના તમે કેમ પરહરો પાયે. ॥૪૩૯॥
ત્યારે સહદેવ બોલ્યા તેણી વાર, સુણો ભાઈ યુધિષ્ઠિર કહું એક વિચાર. ॥૪૪૦॥
ભાઈ જો તમે કહ્યુ બ્રાહ્મણનું રે કરો, તો તમે નારાયણ દેવને નહી મળો. ॥૪૪૧॥
ભાઈ જેણે સરજી ધરતીને આકાશ, અને પવન પાણી કીધા પ્રકાશ. ॥૪૪૨॥
જેણે ચન્દ્રમા સુરજ સર્જ્યા જાણ, જેણે નિરપાઈ છે આ ચારે ખાણ. ॥૪૪૩॥
જેણે અષ્ટકુળ પર્વત સર્જ્યા રે જાણ, અને તારા મંડલ રચ્યા નિરવાણ. ॥૪૪૪॥
જેણે સરજ્યા વનસ્પતિ ભાર અઢાર, નવકુલ નાગ સર્જ્યા તેણીવાર. ॥૪૪૫॥
જેણે સાતે સમુદ્ર સર્જ્યા જાણ, અને નવસો નવ્વાણુ નદીઓ પ્રમાણ. ॥૪૪૬॥
એ સર્વ રચના કરતાં ના લાગી વાર, તે સ્વામી ઉભા છે આપણે દ્વાર. ॥૪૪૭॥
જયારે એવી વાત સહદેવે કહી, ત્યારે યુધિષ્ઠિર સમજયા છે સહી. ॥૪૪૮॥

જો રાજા તમે સુણો બ્રાહ્મણની વાત, તો પસ્તાવો રહેશે દિવસ ને રાત. ॥૪૪૯॥
આજ નવમે શ્રીબુધ્ધ રૂપ ધરી, તે તો આવ્યા છે પાંડવ દ્વારે હરિ. ॥૪૫૦॥
જે આ પ્રેમે યજ્ઞ કરો છો હો ધર્મરાયે, હવે આ વિધિનો ના રહ્યો મહિમાયે. ॥૪૫૧॥

યુધિષ્ઠિર અને બધા પાંડવોનો નિર્ધાર થયેલો જોઈને બ્રાહ્મણો આગળ આવ્યા અને તેમને કહ્યું: 'યુધિષ્ઠિર, યજ્ઞ અપૂર્ગ છોડીને તમે ક્યાં જાઓ છો ? આ કારણે યજ્ઞનું શ્રેય મળશે નહીં. પોતાનો સનાતન માર્ગ છોડીને તમે આ વિપરીત શું કરો છો ? અનાદિ કાળથી ચાલતા આવેલા યજ્ઞ યાગનો સર્વશ્રેષ્ઠ એવો માર્ગ છે. એ કારણે તમે પાપ નિવૃત્તિ થઈને પિતૃગણ દેવગણ પ્રસન્ન થાય છે અને પોતાના ત્રિવિધિ તાપની શાંતિ થાય છે. આ પ્રકારનો સર્વોત્કૃષ્ટ માર્ગ છોડીને તમે આ નાસ્તિક બુધ્ધના પગ પકડવા માટે જાઓ છો એ તમને શોભતું નથી ! તેની યજ્ઞ યાગમાં આસ્થા જ નથી. બ્રાહ્મણ વિષયે પૂજ્ય બુધ્ધિ નથી. સનાતન કાળથી ચાલી આવેલ આપણા આર્ય સંસ્કૃતિને જે પૂજ્ય માનતું નથી અને સ્વમતાનુસાર બુધ્ધિ વાદનો સ્વીકાર કરીને બુધ્ધિબળથી લોકો આકર્ષિત કરીને ભુલવે છે. એવા મલીન આચરણના ગલિચ્છ દેહનો અને છળબુધ્ધિના ચાર્વાકને શરણે જાઓ છો એ યોગ્ય નથી અને આનાથી તમારું કાર્ય સિધ્ધ થશે નહીં.' બ્રાહ્મણના વચન સાંભળીને યુધિષ્ઠિર સંભ્રમમાં પડયા. શું કરવું અને તેને બિલકુલ સુઝતું નહોતું. બ્રાહ્મણના કહેવા પ્રમાણે એ ખરેખર જ બુધ્ધિભ્રંશ કરનારો હશે, તો પોતાની ત્રિશંકુ જેવી ગતી થશે, માટે ચિંતાતુર થઈને એ વિચાર કરવા લાગ્યા. એટલામાં સહદેવ બોલ્યા: 'જ્યેષ્ઠ ભ્રાતા તમે ચિંતા કરશો નહીં. હું તમને સત્ય વિચાર કહું છું એ પ્રમાણે કરીએ. આજે આપણને આ બ્રાહ્મણવૃંદના વચન પ્રમાણે વર્તીશું તો આપણને પશ્ચાતાપ કરવાનો વારો આવશે. પ્રત્યક્ષ ભગવાનના દર્શન કરવાનું છોડીને પથ્થરોમાં ઈશ્વરત્વ શોધવામાં જ અને તેમની પૂજા અર્ચના બાંધવામાં શું અર્થ ? જે ભગવાને આ સૃષ્ટિ, આકાશ, જળ, વાયુ, ચન્દ્ર, સૂર્ય, ચાર ખાણી, ચૌર્યાસી લક્ષ જીવયોની નિર્માણ કરેલ છે, જેમણે અષ્ટકુળ પર્વત, નવકુળ નાગ, અઢાર ભાર વનસ્પતિ, નક્ષત્ર, રાશી, નવગ્રહ, તારામંડળ રચ્યાં છે, જેણે નવસો નવ્વાણુ પવિત્ર નદીઓ, સરોવરો, પાતાળ, સમુદ્ર, સપ્તસાગર નિર્માણ કરેલ છે, આ બધું નિર્માણ કરવા માટે અને નષ્ટ કરવા માટે જેને કોઈ પ્રકારનો સમય લાગતો નથી એ જગત્સ્ત્રષ્ટા જગન્નિયંતા ભગવાન આપણા યજ્ઞદ્વારે આવીને ઉભા રહ્યા છે. એ ભગવાનને આ જગત્કાર્ય માટે ધારણ કરેલ અવતાર પૈકી આ નવમો બુધ્ધ અવતાર છે. આજ બ્રાહ્મણ તેને ચંડાળ માને છે પણ એ વસ્તુતઃ બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, મ્લેચ્છ, ચંડાળ વગેરે જાતીભેદ વાર્ણભેદ વિરહીત છે. સર્વ જગત તેણે જ નિર્માણ કર્યુ હોવાથી તેમાં રમનારો પણ તે જ અને સાક્ષીભુત પણ તે જ છે. આપણે જે પ્રેમભાવ શ્રધ્ધાથી આ યજ્ઞ કરીએ છીએ તેનું જ ફળ આપણને મળ્યું છે તે એમ કે એ ભકિતબળથી ભગવાને આપણા પર કૃપા કરીને દર્શન આપ્યાં છે અને આપણા ઉધ્ધારનો હેતુ લઈને પ્રત્યક્ષ આપણા ઘેર આવ્યા છે. આપણું સદૈવ અવ્યાહત કલ્યાણ થાય આપણી જન્મ જન્માંતરની ભ્રાંતિ મટે એ કેટલી ચિંતા એ ભગવાનને છે. ખરેખર આજે આપણે ધન્ય થયા છીએ આપણો જન્મ કૃતાર્થ થયો.'

ત્યાં બ્રાહ્મણના મનમાં પડીયો છે રે ત્રાસ, કોણ આવ્યો છે એવો વેદિયો વ્યાસ. ॥૪૫૨॥
તમે જાવોને ધર્મરાજા યુકિતયે કરી, અને કોણ આવ્યો છે પોળે હસ્તિનાપુરી. ॥૪૫૩॥
જે જુગતે કરીને હે રાજન જુવો જોગ, ત્યાં ભીક્ષા માગે છે ભાવ ભકિતનો ભોગ. ॥૪૫૪॥
અમે આવ્યા છું યજ્ઞ જાણી યહાં, એ કહે છે કે આવે રાજા કે હમને તેડે તહા. ॥૪૫૫॥
વળતા રાજાને વિચાર જો થાયે, એ ના હોય અભ્યાગત કૃષ્ણજી આયે. ॥૪૫૬॥

વળતા રાજા ઓચરે ભીમ વેગે જાવો વળી, રખે એ અભ્યાગત ના જાયે પાછા વળી. ॥૪૫૭॥
જઈને અભ્યાગતને અતિ આદર કરો, જે માંગે તે સર્વ તેઓની આગળ ધરો. ॥૪૫૮॥
એ આવે છે રાજા ક્ષેણુ નહી લાગેરે વાર, આદર કરે છે તમને મળવા તણો અપાર. ॥૪૫૯॥
ભીમને મોકલાવી રાજા યજ્ઞમાંહે જો ગયા, ત્યાં વેદ વદંતા બ્રાહ્મણને એ પુછીયા. ॥૪૬૦॥
સત્ય વચન વિચાર રાજાયે બ્રાહ્મણને કહ્યા, આવ્યા અભ્યાગત જે પોળે રહ્યા. ॥૪૬૧॥
તે માગે છે રાજા દર્શનનું રે દાન, દુર્બલ છે દેહી પણ કથે છે બ્રહ્મજ્ઞાન. ॥૪૬૨॥
ઓચરે બ્રાહ્મણ સાંભળો ને રાજા ધર્મ, સત્યવાદી રાજાનું એ ના હોયે કર્મ. ॥૪૬૩॥
બોલ્યા પંડિત રાજા શું ઘેલા થાયે, મુકી અધુરો યજ્ઞ ને બાહેર કેમ જાયે. ॥૪૬૪॥
વિચારી મનમાં રાજાયે રાખી વાત, આજ્ઞા આપી સર્વ બ્રાહ્મણને સાથ. ॥૪૬૫॥
ત્યારે બ્રાહ્મણે આપ્યો ભડકણો તે ભૂર, અને એથી થતો યજ્ઞ કરાવ્યો દૂર. ॥૪૬૬॥
ત્યાં બ્રાહ્મણને અતિ ઘણી ચડી છે રે રીશ, તેથી બ્રાહ્મણ ઉઠી ગયા છે દો દિશ. ॥૪૬૭॥

પાંડવોનો ત્યાં એકાંતમાં વિચાર વિનિમય ચાલતો હતો ત્યારે બ્રાહ્મણો અહીં યજ્ઞવેદ પાસે અંદર અંદર ચર્ચા કરવા લાગ્યા. આવો કોણ ભિક્ષુક આવ્યો હશે દ્વાર પર ! ખરેખર ધર્મરાજા ભાવિક અને ભોળા છે. કદાચિત યુકિત પ્રયુકિતથી એને કોઈ ભુલવે તો એ યજ્ઞ પણ છોડી દેશે અને યજ્ઞ અપૂર્ણ રહેવાથી આપણે પણ દોષીત ઠરીશું અને આપણો દાનદક્ષિણાનો લાભ પણ જશે. આના કરતાં તેને સમજાવીને આપણે આપણું કાર્યભાગ સંપન્ન કરવો એવો વિચાર કરીને એ ધર્મરાજાને અને પાંડવોને કહેવા લાગ્યા. ત્યારે ભીમ બોલ્યોઃ ધર્મરાજા એ અભ્યાગતે મને જાણી જોઈને તમારી આજ્ઞા લેવા માટે મોકલ્યો છે કે, તમારો યજ્ઞ જાણીને હું આવ્યો છું, એક તો મને યજ્ઞવેદી પાસે જવા દો અથવા ધર્મરાજાને અહીં બોલાવી લઈ આવો. મારી ઈચ્છા ધર્મરાજાનાં દર્શન કરવાની છે એ જ એક દાન મને જોઈએ છે. બીજા કશાનીય મને ઈચ્છા નથી. ધર્મરાજા બોલ્યાઃ ભીમ મને પૂર્ણ વિચાર કરી સમજાઈ આવ્યું છે કે એ સામાન્ય અતિથિ નથી. પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાને જ એ રૂપ ધારણ કર્યુ હોવાથી આપણા પર એમની પૂર્ણ કૃપાદ્રષ્ટિ છે. ભીમ તું તાત્કાલીક પાછો જા અને તે અભ્યાગતને ઉભા રાખ ! અત્યંત આદર પ્રેમભાવથી એની સેવા પૂજા કર જે માંગે એ તેની સામે હાજર કર. તેની સેવામાં કોઈ પણ ઉણપ પડવા દઈશ નહી. અને બે હાથ જોડીને મારી નમ્ર વિનંતી તેને જણાવ કે ક્ષણનો પણ વિલંબ ન કરતાં ધર્મરાજા તમારી સેવામાં હાજર થાય છે. તમે નારાજ થશો નહીં. તેમના મિલન માટે મારા મનમાં અત્યંત આદર છે. હું જલ્દી જ તેમની સેવામાં આવું છું. ભીમ તાત્કાલીક જઈને આ સંદેશ તું બુધ્ધ ભગવાનને કહે, મોડું કરીશ તો તે નીકળી જશે. આવો સંદેશ ભીમને આપી ધર્મરાજા યજ્ઞવેદી પાસે બ્રાહ્મણ પાસે ગયા. વેદમંત્રોના ઉચ્ચાર કરતાં બ્રાહ્મણોએ ધર્મરાજાને પુછયુંઃ 'રાજા તમે સ્થિર બુધ્ધિના સંયમી વૃત્તિના હોઈને પણ આ ચંચળતા તમારા મનમાં કેમ આવી. યજ્ઞ અપૂર્ણ કરીને તમે કયાં નીકળ્યા ? તમને મહાત્મ્ય અથવા વિધિનિષેધની ખબર નથી ? ધર્મરાજા બોલ્યાઃ 'યજ્ઞેશ્વર પંડિતો બ્રહ્મવૃંદ ! મને યજ્ઞનું મહાત્મ્ય વિધિનિયમ બધું ખબર છે અને મારું મન પણ ચંચળ નથી, પણ યજ્ઞ દ્વાર પર એક અતિથિ એવા આવ્યા છે કે ફકત મારા જ દર્શનનું દાન માંગે છે. એનો દેહ દુર્બલ છે પણ વાણી બ્રહ્મજ્ઞાની છે. આત્મજ્ઞાનનો દ્રષ્ટા એવો અલૌકિક દિવ્ય પુરૂષ ધર્મરાજાના દર્શનની કામના મનમાં કરવા આવ્યો હોવાથી તેમની સેવામાં હાજર થવું મારું કર્તવ્ય છે અને તે માટે તમે ત્યાં જવાની આજ્ઞા આપો. પંડિતો બોલ્યાઃ 'રાજા અમને ખબર નથી પડતી કે તમારી બુધ્ધીમાં આ ભ્રમ કેમ થયો ? તમે સત્યવાદી છો, ધર્મવિત્તા છો, આજ આ યજ્ઞ અપૂર્ણ છોડીને બહાર જાઓ છો એ તમને શોભતું

નથી. કોઈપણ વિધિ પૂર્ણ થયા વગર અડધી છોડી દેવી અને બીજાના પાછળ લાગવું એ ડાહ્યા માણસનું કર્તવ્ય નથી. આ યજ્ઞ પૂર્ણ થવા દો પછી તમને તો લાગે એ અતિથિ સેવા કરો. પંડિતોનું કહેવું રાજાને ગમ્યું નહીં. કારણ એ ઉચિત નહોતું. માટે રાજાએ પંડિતોને કહ્યું: 'બ્રહ્મવૃંદ મારા મનમાં તમારા વિષયે તલ ભર પણ દુષ્ટબુધ્ધિ નથી. તમે મને સદૈવ વંદનીય અને પૂજ્ય છો. તમારા બધાની અમારા પર સદૈવ કૃપાદ્રષ્ટિ છે એ અમારું ભાગ્ય જ છે એવું અમે સમજીએ છીએ. તમે આદરેલ યજ્ઞની અવગણના કે ઉપેક્ષા કરીને અમે જઈએ છીએ એવો પણ અમારો હેતુ નથી, પણ ફકત એક જ ભાવના રાખીએ છીએ કે જે ભગવાને અપાર કૃપા કરીને આજ સુધી અમારું સમયે સમયે કઠણ પ્રસંગમાં રક્ષણ કર્યુ છે તેનું એ અમારા હિતકર્તા, સાહ્યકર્તા, પ્રેમાળ, કૃપાળુ, ભકતોધ્ધાર, કરૂણાકર પ્રભુ અમારા દ્વારે ઉભા છે તેનું દર્શન લેવા માટે જવાની અમને તમારી આજ્ઞા આપો. તમે આજ્ઞા આપો તો ઉત્તમ છે. કૃપા કરીને તમે અમને રોકશો નહીં. પંડિતો બોલ્યા 'રાજા ધર્મ, તેવું કરવું ઉચિત નથી. એ ધર્મની અવગણના છે. ધર્મરાજાને નાઈલાજ થયો પણ અર્જુન સહદેવ વગેરે ઈતર ભાઈઓએ માત્ર સ્પષ્ટ કહ્યું, 'જે ધર્મયુકત છે નીતિયુકત છે તે જ અમે કરીએ છીએ. અમે તે અભ્યગતાના દર્શન માટે જઈશું જ એ નિશ્ચિત છે.' આ વચન સાંભળતાં જ પંડિતોને ગુસ્સો આવ્યો અને દુર્મુખ થઈને એક બાજુમાં જઈને વિચાર કરવા લાગ્યા.

**વળતા બ્રાહ્મણ તો ચિંતાગ્રસ્ત થાયે, તે તો ફરીને રાજા પ્રત્યે બોલ્યા છે આયે. ॥૪૬૮॥**
**તમે તો રાજા ભલે અભ્યાગતના દર્શન કરો, પણ એક વાત અમારી ચિત્તમાંહે ધરો. ॥૪૬૯॥**
**વલાવો છાર ને આ ધરતીયે છુટાવો ને નીર, તેની ઉપર પથરાવો પવિત્ર પટકુલ ચીર. ॥૪૭૦॥**
**તે ઉપરથી રાજા તમે ચાલીને રે જાવો, અને તમ આગળ બ્રાહ્મણ પાસે વેદ ભણાવો. ॥૪૭૧॥**
**ત્યારે ચાલ્યા પાંચે બાંધવ રે જહા, અને જયાં શ્રીબુધ્ધ અવતાર ઉભા છે તહા. ॥૪૭૨॥**
**જયારે ચાલ્યા યુધિષ્ઠિર બુધ્ધ કેરે પાસ, ત્યારે બ્રાહ્મણોએ વચન કર્યો છે પ્રકાશ. ॥૪૭૩॥**
**તે રાજાને સઘળા બ્રાહ્મણ કહે છે આયે, હે રાજા તે ચંડાળ મુખ જોયું કેમ જાયે. ॥૪૭૪॥**
**તમે સુણો રાજા સત્યવાદી અમારી રે વાત, તમો આગળ ગળીના પરદા બંધાવો સાત. ॥૪૭૫॥**
**તમે તો પાણી ગંગોદક મંગાવો સધીર, એ ગંગોદક તમે કર ધરી છાંટોને શરીર. ॥૪૭૬॥**
**એસો આચાર કરજોને હો ધર્મ રાયે, તે યજ્ઞમાંથી જઈને દેખો એ ચંડાલના પાયે. ॥૪૭૭॥**
**એણી રીતે અભ્યાગતને મળવા તમે જાવો, આગળ ગળીના પડદા સાત બંધાવો. ॥૪૭૮॥**
**સત્ય શ્રી વિષ્ણુની પરીક્ષા છે રે એહ, શ્રીજીની દ્રષ્ટિએ ધોળા થાશે તેહ. ॥૪૭૯॥**
**રાજા અભ્યાગત સાંભળ્યો દુર્મુખ ઘણો, તે દુષ્ટ શરીર ના દેખે હે રાજા આપણો. ॥૪૮૦॥**
**ધરમે અભ્યાગતને મળવા આદર કર્યો, સઘળી વસ્તુઓને પોતે આગળ ધર્યો. ॥૪૮૧॥**

પાંડવોનો નિર્ધાર જોઈને પંડિત લોકો ચિંતાતુર થયા. તેમને સમજાઈ આવ્યું કે હવે આ યજ્ઞ છોડીને ગયા સિવાય રહેશે નહીં. એના કરતાં કોઈ પણ ઉપાયે એમના ચિત્તમાં બુધ્ધ વિષયે અનાસ્થા ઉત્પન્ન થાય તેવું કરવું, એમ વિચારીને એ ધર્મરાજાને બોલ્યા: રાજા, તમારી ઈચ્છા હોય તો ભલે એ અભ્યાગતનાં દર્શન માટે જાઓ પણ અમે કહીએ એ વાત ચિત્તમાં ધારણ કરો. પ્રથમ તમો બધાએ ગંગાજળમાં સ્નાન કરવું, પછી યજ્ઞ દ્વાર સુધીની સંપૂર્ણ જમીન તીર્થજળથી સિંચન કરવી. એના ઉપર પવિત્ર વસ્ત્ર નાંખીને શરીર પર ગંગાજળ છાંટતા જવું. તમારી પાછળ બ્રાહ્મણ મંત્રપાઠ બોલતા ચાલશે એ પ્રકારે આ વિધિથી ચાલતા જઈને એ બુધ્ધ સુધી જાઓ પણ એનાથી દુર જ રહીને બોલવું એની

પાસે જશો નહીં, કારણ એ અમંગળ છે, ચંડાળ છે. તમારા જેવા સત્યવાદી, પરમપવિત્ર અને પુણ્યશાળી રાજાએ તેવા ચંડાળનું મ્લેચ્છનું મુખ જોવું એકદમ અયોગ્ય છે. જે વેદોની નિંદા કરે છે, વૈદિક યજ્ઞયાગની અવગણના કરે છે, બ્રાહ્મણોની અવહેલના કરે છે તેને તમે અવતાર સમજીને પૂજા કરવા માટે જાઓ છો એ એકદમ અનુચિત છે, પણ તમારો રાજહઠ છે તેથી અમારો નાઈલાજ છે. તેટલા માટે એક કામ કરો કે આગળ ગળીના રંગના સાત પડદા બાંધો જે યોગે એ ચંડાળનું મુખાવલોકન તમને થશે નહીં અને એ ખરેખર જ ભગવાનનો અવતાર હોય તો એ સામે પડદા બદલીને સફેદ થશે. કારણ શુક્લવર્ણ ભગવાનની સામે એ રંગ રહેતો નથી એ ઉજળો થાય છે. તો પણ હે રાજા ! અમારી તમને વિનંતી છે કે એ દ્રષ્ટદેહી અભ્યાગત પાસે જશો નહીં. એ ખુબ દુર્મુખ છે. એમ અમે સાંભળ્યું છે.' ધર્મરાજા બોલ્યા: 'વિદ્વતજનો તમારી આજ્ઞા શિરધાર્ય છે. તમારી આજ્ઞા પ્રમાણે અમે ગંગોદકથી સ્નાન કરીને, માર્ગ પવિત્ર કરીને, મંત્રઘોષથી યુક્ત થઈને ગળીના સાત પડદા બાંધીને પણ દ્વારે આવેલ અભ્યાગતને મળીને તેમનો યોગ્ય એવો આદરભાવ સત્કાર કરવો એ અમારું કર્તવ્ય છે, તે અમને કરવું જ છે અને તે કરવા માટે અમને તમારી અનુમતી આપો.

**રાજાએ સુણી તે બ્રાહ્મણ કપટની વાત, તે સર પર ગળીના પરદા બંધાવ્યા છે સાત. ॥૪૮૨॥**
**ત્યાં જઈને જોવા પરદા બંધાવ્યા છે રે રાયે, તે શ્રીહરિની દ્રષ્ટીએથી ઉજળા થાયે. ॥૪૮૩॥**
**જે ગળીના પરદા બંધાવ્યારે સાત, તે કપટી બ્રાહ્મણોએ ખાધી છે ઘાત. ॥૪૮૪॥**
**જયારે બ્રાહ્મણ વચન બોલ્યા છેરે એહ, ત્યારે દેવે શ્રાપ દઈને ઉથાપ્યા છે તેહ. ॥૪૮૫॥**
**જયાં પાંડવ દેવનું દર્શન કરવા રે જાયે, પુળાસમ દ્રષ્ટી બ્રાહ્મણોને ભીમ ફગાવે. ॥૪૮૬॥**
**ગળીના પરદા બંધાવીને પાંડવ જો ગયા, તો શ્રીહરિની દ્રષ્ટિએથી ઉજળા તો થયા. ॥૪૮૭॥**
**પાણી છાટતા આવ્યા યુધિષ્ઠિર રાયે, ત્યારે શ્રીબુધ્ધ બોલ્યા છે સત્ય ભાયે. ॥૪૮૮॥**
**તમે સુણો રે યુધિષ્ઠિર જો હમારી રે વાત, તમે કેવા કારણે પરદા બંધાવ્યા છે સાત. ॥૪૮૯॥**
**તમે શા કારણે કહ્યું બ્રાહ્મણોનું રે કર્યો, અને કેવા કારણે મન માહે સંક્ષેપ ધર્યો. ॥૪૯૦॥**
**રાજા કેવા કારણે ધરતીએ છંટાવોછો નીર, તમે શા કારણે ખોટો આક્ષેપ ધરો શરીર. ॥૪૯૧॥**
**જો નિર્મળ મન કરી દેખો અમારા પાયે, તો રાજા પાપ તમારા તે દો દીશ જાયે. ॥૪૯૨॥**
**મન નિર્મળ કરીને દર્શન અમારા જોયે, તો અનંત યજ્ઞતણુ અનંત ફળ હોયે. ॥૪૯૩॥**
**અમ સામા ચાલીને આવો જો એક મન, તો પગલે પગલે યજ્ઞ તણારે પુણ્ય. ॥૪૯૪॥**
**ત્યારે હરિને નમન કરીને યુધિષ્ઠિર એમ કહે, સ્વામી કુરૂક્ષત્રના પાપ તો અમ શીર રહે. ॥૪૯૫॥**
**સ્વામી અમો મહાઅપરાધી ને પાપી જન, સ્વામી અમે એકાએક કેમ દેખીયે દર્શન. ॥૪૯૬॥**
**સ્વામી અમે મનમાહે તે વિચારી વાત, તે કારણે પરદા બંધાવ્યા છે આ સાત. ॥૪૯૭॥**
**સ્વામી અમે મહા ગુન્હેગાર પાંચે વીર, તે કારણે ધરતીએ છંટાવ્યા ગંગાના નીર. ॥૪૯૮॥**
**જયાં ફાટયાં પરદાને દો દીશ ગયા, ત્યારે તો વેદ ભણતા બ્રાહ્મણે રહ્યા. ॥૪૯૯॥**
**ત્યાં ટાળી પરદાને બેઠા સર્વ ભકત એકાંત, અને મહીન રૂપે દીઠા શ્રીહરિ અનન્ત. ॥૫૦૦॥**



ધર્મરાજાએ બ્રાહ્મણ પંડિતોની આજ્ઞા પ્રમાણે કરવાનું વિચાર્યું. ગંગોદકથી સ્નાન કરીને જે માર્ગે તેમને યજ્ઞ દ્વાર પર જવું હતું એની ઉપર તેમણે ગંગોદક છાંટ્યું. સાત પડદા બાંધ્યા અને એ ચાલવા લાગ્યા. તેની પાછળ બ્રાહ્મણ મંત્રપાઠ બોલવા લાગ્યા. પંડિતોના વચન પર શ્રધ્ધા મુકીને તેમની અવગણના ના થાય માટે રાજાએ એ બધું કરવાનું

દુર્લક્ષ કર્યુ નહીં અને બ્રાહ્મણની કપટીબુધ્ધિ તરફ તેણે ધ્યાન પણ આપ્યું નહીં. અતિશય શ્રધ્ધાથી ભકિતભાવથી ધર્મરાજા અને તેના ઈતર ત્રણ ભાઈ બ્રાહ્મણ સાથે મંત્રઘોષ સાંભળતાં સાંભળતાં યજ્ઞદ્વાર પર આવી પહોંચ્યા. યજ્ઞદ્વાર પર ઉભેલા ભીમે એ સર્વ તરફ જોતાં જ બ્રાહ્મણનું કપટ તેને સમજાયું. પોતાના ભાઈઓએ બાંધેલ સાત પડદા જોઈને ભીમને બ્રાહ્મણો પર ખુબ ગુસ્સો આવ્યો. ગુસ્સાથી આંખો ટગર ટગર ફેરાવતાં ભીમે ગર્જના કરી 'અરે કપટી પંડિતો, તમે બ્રાહ્મણ હોઈને આવા હીન બુધ્ધિના છો પણ તમારા આવા વર્તવાથી શ્રાપ મળશે ત્યારે માત્ર પશ્ચાતાપ કરવાનો સમય આવશે. ધર્મરાજા ભાવિક ભોળા છે માટે તમે તેની આવી આબરૂ કાઢી પણ ધ્યાનમાં રાખો આ જ તમારું કર્મ તમને ભિક્ષા માંગવા માટે કારણીભુત થશે.' ધર્મરાજા પોતાની પાસે આવતાં જોઈને બુધ્ધ ભગવાન આગળ આવ્યા, એ બોલ્યાઃ 'પૃથ્વીપતી ધર્મરાજા આ પડદા બાંધીને મોઢું અને શરીર પર પાણી છાંટતા આવવાનું શું કારણ છે ? તમારા મનમાં કંઈ શંકાકુશંકા છે ? એકવાર અંતરચક્ષુ ખોલીને જુઓ એટલે તમને બ્રાહ્મણોનું કપટ સમજાશે. તમારા પડદા તો નકલી છે એ કયારેય નીકળી જશે, ફાટી જશે પણ તમારા મન પર ચોંટેલ સંશયનો પડદો માત્ર સહજ રીતે નીકળશે નહીં અને એજ પડદો દૂર કરીને શુધ્ધ સાત્વિક પવિત્ર એવાં 'મારા' દર્શન કરાવી લેવા માટે આવ્યો છું. એ માટે હે સદ્‌ભકતો ! હવે પુરી કરો આ બધી પંડિતોની ભ્રમજાળ. અને હવે તમે હું કહું એ પ્રમાણે કરવા તૈયાર થાઓ. ધર્મરાજા બોલ્યાઃ 'સ્વામી અમે પતીત છીએ, પાપી કુળગોત્ર, ગુરૂજન હત્યા કરનારા દુષ્ટ છીએ, અનેકોના સંસાર ઉધ્વસ્ત થવામાં અમે કારણભૂત છીએ, અમે આવા પાપી લોકો છીએ, માટે મોં છુપાવવા પડદા બાંધ્યા છે. ગંગોદકથી પ્રક્ષોપન કરીને શુધ્ધ પવિત્ર થવાનો પ્રયત્ન કર્યો છે. હવે સ્વામી અમારા ઉધ્ધારની દિશા તમે જ છો. તમે અમારા સુકાની થઈને અમારી જીવનનૌકા સામે કિનારે પહોંચાડો. આટલું ખોળો પાથરીને તમારી સામે ભિક્ષા માંગીએ છીએ. અત્યંત ગદ્‌ગદીત કંઠે ધર્મરાજાએ કરેલ વિનંતી સાંભળીને બુધ્ધ ભગવાને પોતાના અમૃતમય કૃપાદ્રષ્ટિથી એમની સામે જોતાં જ સાતેય પડદા સફેદ થઈને એક પાછળ એક એમ નીચે પડી ગયા. પાંડવોને તો આશ્ચર્ય થયું જ પણ બધા બ્રાહ્મણોને ભયમિશ્રીત આશ્ચર્ય થયું. તેમને બીક લાગી, મંત્ર મોંમાં ને મોંમાં જ રહ્યા, નીચે ગરદન નાંખીને એ ઉભા રહયા. અહીં પાંડવોની આંખો પરથી અજ્ઞાનના પડદા નીકળતાં જ તેમને બુધ્ધ ભગવાનના દર્શન થયાં. નિર્નિમેષ નજરથી ધર્મરાજા એમની પાસે જોઈને અત્યંત કરૂણાથી એમને વિનવવા લાગ્યા.

**જયારે કળા જોઈ બ્રાહ્મણ નાશી ગયા અસુખ, કહે ચંડાળ હરિને તે શું દેખડાવે મુખ. ॥૫૦૧॥**
**જયારે બ્રાહ્મણ નાશી દો દિશ ગયા, ત્યારે રાજાને અભ્યાગત એકાન્તે થયા. ॥૫૦૨॥**
**ભુલ્યા બ્રાહ્મણ દેવદર્શન ઓળખ્યા નાયે, તે માટે કલિયુગમાં કણ માંગી ખાયે. ॥૫૦૩॥**
**જો ભુલ્યા બ્રાહ્મણ સહદેવ જોશી કહે, તે તો અવતાર પાત્રની શુધ્ધ જો ના લહે. ॥૫૦૪॥**
**પગ વંકા મુખ ચંચા દુર્બલ દેહી ગલે શરીર, તેવા ધ્યાન ધરીને ઉભા છે નરહરી. ॥૫૦૫॥**
**ત્યારે દંડવત કરીને રાજા પાયે લાગીયા, ત્યારે યુધિષ્ઠિર ઘણુ રળિયાત જો થયા. ॥૫૦૬॥**
**પાંડવ દેવના દર્શન કરી રળિયાત થાયે, એ તો જઈ હરિને લાગ્યા છે રે પાયે. ॥૫૦૭॥**
**ધન ધન કુલ તે પાંડવ તણું, આજ ઘેર અભ્યાગત આવ્યા ગણું. ॥૫૦૮॥**
**ત્યારે શ્રી બુધ્ધને પગે જઈને પડયા, ત્યારે એ પાંચે પાંડવ કર જોડીને રહ્યા. ॥૫૦૯॥**
**યુધિષ્ઠિર પાયે લાગીને પ્રણામ જો કરે, સ્વામી તમે પધાર્યા પાંડવને ઘરે. ॥૫૧૦॥**
**ઓચરે રાજા હવે તો શી કરશું રે પેર, પાવન કરવા સ્વામી પધાર્યા અમ ઘેર. ॥૫૧૧॥**

**અભ્યાગત ઓચરે સાંભળો રાજા ધર્મ, જેના માતા પિંતા પવિત્ર તેને ના લાગે કર્મ. ॥૫૧૧॥**
**તમે ભણતા હતા સકળ શાસ્ત્રનો ભેદ, વચન ઉથાપિ કેમ મંડાવ્યા યજ્ઞ નિષેધ. ॥૫૧૨॥**
**તે માટે તમને ગુરૂદ્રોહ લાગ્યો હો રાયે, હેમ હસ્તી આપે તોયે પાપ નહી જાયે. ॥૫૧૩॥**
**ગુરૂના વચન ઉથાપે તે સદા રહે દુઃખી, આવા કરોડ યજ્ઞ કરે કેમના થાશે સુખી. ॥૫૧૪॥**
**તમે સાંભળોને સતીયારાજા ધર્મ, કરોડ યજ્ઞ કરે તોએ ના છુટે કર્મ. ॥૫૧૫॥**

બ્રાહ્મણોએ બુધ્ધના એ વિકૃત સ્વરૂપ તરફ જોતાં જ નાક ચડાવ્યું. મોં વાંકુ ચુંકુ કરીને નાક ઢાંકીને એ 'અરેરે શું આ ચંડાળ અહીં ઉભો છે. એમ કહીને ત્યાંથી ભાગ્યા અને ધર્મરાજા અને પાંડવોને દોષ આપતા નીકળી ગયા. એમને નિષેધ કરીને જતા જોઈને સહદેવ બોલ્યાઃ 'અહો બ્રહ્મવૃંદ તમારી આવી દુઃખકારક દુઃસ્થિતિ કેમ થઈ, તમે ભાગીને કયાં જાઓ છો ? ભગવાનના અવતાર પાત્રની જેમને શુધ્ધિ નથી અને જે અવતારને જ જાણતા નથી એ કદી પણ સુખી થતા નથી. તેમના ચિત્તમાં સમાધાન ન હોવાથી સમૃધ્ધતા થતી નથી અને તેમને પેટ ભરવા માટે મુઠ્ઠી ભિક્ષા માટે ઘેર ઘેર ભટકવું પડે છે ? આ માટે બ્રહ્મવૃંદ તમે આ ભગવાનના મલીન સ્વરૂપનો નિષેધ કરશો નહીં. આ મલીનત્વ ભગવાનના સ્વરૂપની જાણ કરી લેવાની, શ્રધ્ધા ભકિતની કસોટી છે, પરીક્ષા છે, આ બાહ્ય કવચ છે. ખરૂ અંતરંગ સ્વરૂપ નથી. તમે એ બ્રહ્મસ્વરૂપીને અંતરંગ જ્ઞાન દ્રષ્ટિથી શોધશો તો તમને પોતાના બ્રાહ્મણત્વનું વૃથા અભિમાન જણાશે.

મુખ ચુંચુ પ્રમાણે, હાથ વાંકા ચુંકા, દુર્બળ અને ગલિચ્છ દેહ ધારણ કરેલ ભગવાનને ઉભા રહેલા જોઈને ધર્મરાજાએ નીચે દંડવત પડીને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. બધા પાંડવોએ પરમેશ્વરને ચરણે નમીને હાથ જોડીને નમસ્કાર કર્યા. અત્યંત કરૂણાર્દ્રતાથી એ ભગવાનને બોલ્યાઃ 'હે કરૂણાકર સ્વામી ! આજ ખરેખર અમારૂ કુળ ધન્ય ધન્ય થયું. આજ અમારા ઘર આંગણાં પવિત્ર કરનારા અભ્યાગત આવી અમને પાવન કર્યા. ધર્મરાજાએ પોતાના ભાઈઓને કહ્યું, બંધુઓ, આપણા ઘરને, કુળગોત્રને, વંશને અને આપણનેપાવન કરવા માટે પતીત પાવન ત્રિભુવનનાથ આપણા ઘેર આવ્યા છે. તેમની સેવા પૂજા અને યોગ્ય આદર સત્કાર આપણે કરવો જોઈએ. સર્વ પ્રકારનો આળસ છોડીને લજજાનો અને મોટાઈનો ત્યાગ કરીને અત્યંત દીનતાથી નમ્રતાથી ભગવાનને શરણે જઈને તેમની આજ્ઞા શિરોધાર્ય માનીને અને આ પરમપાવન ચરણની સેવા કરીશું. એમ કહીને ધર્મરાજાએ બુધ્ધ ભગવાનના ચરણની ધુળ મસ્તકે ધારણ કરીને અત્યંત ગદ્‌ગદ્દીત વાણીમાં વિનવવા લાગ્યા. ભગવાન બુધ્ધ બોલ્યાઃ 'રાજા યુધિષ્ઠિર અને સદ્‌ભકત પાંડવો, ધન્ય છે તમારા વંશને, તમારાં માતા પિતાને અને તમને પણ. જેમના માતા પિતા પવિત્ર, તપસ્વી અને તેજસ્વી છે, તેમને કોઈ પણ પ્રકારનું દુષ્કર્મ લાગતું નથી, માતાપિતાએ પોતાના સંતતી પર જે પ્રકારના સંસ્કાર કરેલા હોય, તેવા પ્રકારની એમની સંતતી થાય છે. વસ્તુતઃ તમારા માતાપિતા પવિત્ર ઉજજવળ કીર્તિના સત્પ્રવૃત્તિ અને ધાર્મિક છે. તમે પણ તેવા જ ગુણના છો. તમારાથી કદી પણ મર્યાદાનું ઉલ્લાંઘન થયું નથી. તમારો આ જયેષ્ઠ ભ્રાતા પ્રત્યક્ષ ધર્મનો અવતાર ધર્મરાજા જ છે એમ હોઈને આ કર્મગતીના ભવચક્રમાં કેમ અથડાયા એ જ મને સમજાતું નથી. તમે બધા તત્વ ધર્મજ્ઞ હોવાથી અને પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાને તેમને નીતિ નિયમ, ક્રિયાચરણ, સત્ય ધર્માચરણના પાઠ આપ્યા હોવા છતાં તમે આ જ્ઞાન રૂપી કર્મ કાંડના ફેરામાં કેમ ફસાયા ! હે સદ્‌ભકતો ! સદ્‌ગુરૂના ભગવાનના વચન ઉલાંઘનને તમે યજ્ઞ યાગાદીકના ફેરામાં પડ્યા માટે તમને ગુરૂદ્રોહનો દોષ લાગ્યો છે. ગુરૂદ્રોહનું પાતક યજ્ઞયાગાદિકના કોઈ પણ ઉપાયે નષ્ટ થતું નથી. કોટયાવધી યજ્ઞ કરવાથી પણ એ દોષ મટી શકતો નથી. આપણા શરીરમાં એકાદ અવયવમાં કંઈક દોષ થવાથી, બગાડ થયો હોય અને ઔષધોપચાર બીજા વિકારનો કર્યો તો પહેલો દોષ ન મટતા બીજો જ અન્યાન્ય વિકાર ઉદ્‌ભવે છે તદ્વત ગુરૂદ્રોહનું પાતક નિવારણ

માટે ધર્મવિધિ કરવાનું છોડીને આ કર્મકાંડના નાદે લાગીને આત્મવંચના કરો છો એ યોગ્ય નથી. પંડિતોએ તેમના સ્વાર્થ માટે ભુલવીને તમને આ કાર્ય કરવા માટે પ્રવૃત્ત કર્યા પણ એ કારણે તમારો ભવરોગ ન મટતાં ઉલટું જન્મ મરણના ફેરાની સાધન સામગ્રી માત્ર વધે છે. તો હે સદ્‌ભકતો, ભવરોગ મટાડવાનો યોગ્ય માર્ગ તમે જાણી લો, તમારા હાથે થયેલા ગુરૂદ્રોહના પાતકનો દોષ મટાડવો એટલે તમે સુખી અને અમર થાશો.

**રાજા ખુશી થઈને શ્રીહરિશું ઓચરે વાત, પુત્ર વિસર્યા તમતણા ક્ષમા કરો હો તાત. ॥૫૭॥**
**અભ્યાગત ઓચર્યા સાંભલોને રાજન, રીશ હમારી ઉતરી તમે બોલ્યા સત્યવચન. ॥૫૧૮॥**
**ત્યાં શ્રી બુધ્ધને પગે જઈને પડે, અને રાજા યુધિષ્ઠિર વિનંતી જો કરે. ॥૫૧૯॥**
**રાજા યુધિષ્ઠરે વિનવ્યા હર્ષ જો ધરી, અમર ઉપર કૃપા કીધી હો શ્રીનરહરી. ॥૫૨૦॥**
**સર્વે જુગના પાતક અમારા રે ગયા, આજે જગદીશના દર્શન જો થયા. ॥૫૨૧॥**
**સ્વામી યજ્ઞ અમારો પુરો થયો આજ, જયારે ઘેર પધાર્યા શ્રી મહારાજ. ॥૫૨૨॥**
**ત્યાં પાંચે પાંડવ કરજોડીને રહ્યા, સ્વામી ચરણ આણી ભોમે ભલે થયા. ॥૫૨૩॥**
**હારે પાંડવ તમે યજ્ઞ મંડાવ્યા કહ્યા, જે વારી ગયો તો હું તમને તહા. ॥૫૨૪॥**
**સ્વામી અમે બ્રાહ્મણ વચને ભુલ્યા એહ, તેથી અમે વચન લોપ્યું છે તેહ. ॥૫૨૫॥**
**ત્યારે બુધ્ધ તણે પાયે જો પડે, પાંચે પાંડવ ઘણી વિનંતી કરે. ॥૫૨૬॥**
**માતા કુંતા સ્વામીના ઓવરણા તેહે, રાજા યુધિષ્ઠિર પગે ચુંબન દેયે. ॥૫૨૭॥**
**જિયાં પાંચે પાંડવ કરજોડી રહ્યા, સ્વામી આણી ભોમે ભલે પધાર્યા. ॥૫૨૮॥**
**ધન્ય ધન્ય વંશ પાંડવ જીવ્યા જેહ, આજ જગદીશ નયને નિરખ્યા તેહ. ॥૫૨૯॥**
**આજ સર્વ યુગના પાપ અમારા રે ગયા, શ્રીબુધ્ધ અવતારના દર્શન જો થયા. ॥૫૩૦॥**
**ધન્ય ધન્ય છો તમે દીનદયાળ, જે બંદા તમારા લીયા સંભાળ. ॥૫૩૧॥**
**અમે જુઠા બ્રાહ્મણની કરી રે કેણ, તે તો સર્વે લોક લજજાને વેણ. ॥૫૩૨॥**
**થયા જુઠા બ્રાહ્મણ ઋષિરાયે, જુઠા યજ્ઞ મંડાવવાનો કર્યો ઉપાયે. ॥૫૩૩॥**

ભગવાન બુધ્ધદેવના મુખની વાણી સાંભળીને ધર્મરાજાનું હૃદય ગદગદીત થયું. એ બોલ્યાઃ 'હે તાત, અમે તમારા પુત્રો છીએ, તમે અમારા માતા પિતા ગુરૂ અભ્યાગત છો. પુત્ર કર્તવ્ય ભુલ્યા તો તેને ક્ષમા કરીને યોગ્ય એવા સન્માર્ગે લાવવા પિતાનું કર્તવ્ય છે. અમે તમારા જ્ઞાની બાળકો છીએ. અમને ક્ષમા કરો, તમે અમને સન્માર્ગના દર્શન કરાવો.' બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'રાજા તમે સત્ય વચન કથન કર્યુ ત્યારે હું શાંત થયો છું. તમને સત્ય માર્ગનું દર્શન કરાવવા માટે જ હું આવ્યો છું. મારા ભકતો મને ભુલીને મારી પ્રાપ્તિ માટે અન્ય માર્ગે લાગ્યા એ જોઈને મારું હૃદય દ્રવ્યું અને વૈકુંઠધામમાં જવાનું છોડીને હું આ જ દેહથી આવ્યો છું.' અત્યંત હર્ષિત થઈને ધર્મરાજા ભગવાન બુધ્ધનાં ચરણ પકડીને વિનંતી કરવા લાગ્યા. અને બોલ્યા, હે નરહરી સ્વામી દિનવત્સલ દાતાર ! અમારા કેટલા ભાગ્ય છે. ત્રિભુવનપતી કૃપાળુ થઈને અમારા રક્ષણ માટે ઘેર દોડતા આવ્યા. અમારા આ જ જન્મના શું પણ અનંત યુગના અનંત જન્મોના પાતક દૂર થયા. અમને જગત્‌નિયંતા જગદીશનાં દર્શન થયાં. અમે કૃતાર્થ થયા. આજ અમારો યજ્ઞ સાચા અર્થે પૂર્ણ થયો. જેની પ્રાપ્તિ માટે આટલો પ્રયત્ન કરીને યજ્ઞ આરંભ્યો એ અમારા સ્વામી જગન્નાથ અમારા ઘેર જ પ્રત્યક્ષ પ્રગટ થઈને ચાલતા આવ્યા છે, આજે એ યજ્ઞ સફળ થયો, અમે ધન્ય થયા. બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'પ્રેમી સદ્‌ભકત પાંડવો ! યજ્ઞ કરવા માટે તમારા

વિચારોને પરાવૃત્ત કરીને પણ તમે તેનું અનુષ્ઠાન માંડયું કારણ આ યજ્ઞાદિકથી સંતુષ્ટ થનાર દેવતા તમારી ફકત ઐહિક કામના પુરી કરશે. તે પણ હું જેમના અંશભુત અવતાર છું તેની જ પ્રેરણાથી...કૃપાથી અન્યથા એ દેવતા પણ પરતંત્ર જ છે. પછી મુકિતસુખના લાભમાં એ દેવતા બિલકુલ કાર્ય કરી શકતા નથી. કારણ તેમની પાત્રતા તપશ્ચર્યા, ઓજસ, શકિત નથી. મુકિતભાવ તો પરબ્રહ્મ પરમેશ્વરની જ કૃપાથી જ થતા હોય છે માટે તમે આ યજ્ઞયાગ વગેરે આરંભીને જન્મમૃત્યુના ફેરામાં હજુ વીંટળાયેલા છો. એ માટે આ યજ્ઞાદિકાનો ત્યાગ કરો અને હવે પોતાનો છેલ્લો મુકિતપંથ સ્વીકારી જયાં ગયા પછી જીવાત્મા કદી જ પાછો આવી શકતો નથી. એવા કૈવલ્યધામ પ્રાપ્તિના માર્ગે અવલંબન કરો. ભગવાન શ્રીકૃષ્ણ એટલે મેં જ તમને પહેલાં કહ્યું હતું. પણ આ બ્રાહ્મણોની મીઠી ભાષાથી અને પાપક્ષાલન થઈને મધુર એવા સ્વર્ગીય સુખ પ્રાપ્તિના પ્રલોભને તમે વળગી પડયા છો. તેનો ત્યાગ કરો.' યુધિષ્ઠિર અને ચારે ભાઈઓ એ નમ્રતાથી હાથ જોડીને ભગવાન બુધ્ધનાં વચન શિરોધાર્ય માન્યાં. એટલામાં માતા કુંતી, સતીદ્રૌપદી, સુભદ્રા વગેરે પોતાની પુત્રવધુ સાથે અને દાસી સાથે હાથમાં પંચારતી અને પૂજા સાહિત્ય લઈને ત્યાં આવી. માતાને અને બધી સ્ત્રીઓને ભગવાનના દર્શને આવતા જોઈને બધાને આનંદ થયો. ધર્મરાજાએ અભ્યાગતને ઉચ્ચ આસન પર બેસાડીને પાદપ્રક્ષાલન કર્યુ અને તે ચરણોદક બધાએ શિરોધાર્ય માનીને સેવન કર્યુ. પછી ધર્મરાજાએ શોડષોપચારથી ગંધાક્ષતોથી યુકત પૂજા અર્ચના કરીને પુષ્પહાર અને પુષ્પાંજલી સમર્પણ કરી. માતા કુંતીએ ભગવાનની આરતી કરી અને પછી બધાંએ દંડ્વત સાષ્ટાંગ પ્રણામ કરીને હાથ જોડીને બુધ્ધ ભગવાન સામે ઉભા રહ્યાં. માતા કુંતી બોલીઃ 'હે ભગવાન ! આજ આ આંખોને તમારું સ્વરૂપ દર્શન થયું, અમે ધન્ય થયાં, અમારા આ વંશ પર તમારી પ્રથમથી જ કૃપા દ્રષ્ટિ છે. આ અમારું સદ્‌ભાગ્ય છે, અમે તમારા દાસ દીનહીન પામર સેવક છીએ. તમારા વચનનું ઉલ્લંઘન કરીને મોટું પાપ કર્યુ છે. સંસારદુઃખ દાવાનળથી રંગાયેલ અમે અજ્ઞાની પામર જીવ સુખની અને પાપનિવૃત્તિની સાધના માટે પડયાં. પણ તમારા સદુપદેશ સામે દુર્લક્ષ કર્યું માટે તમારી આ દાસીઓને 'સત્' માર્ગ પર લાવવા માટે તમને આ પરિશ્રમ લેવો પડયો હે સ્વામી ! અમારા હાથે તમારું વચન ઉથાપવાનો અક્ષમ્ય અપરાધ થયો છે. તમે કહો એ પ્રાયશ્ચિત કરવા અમે તૈયાર છીએ. તો કૃપા કરીને તમે અમને માર્ગદર્શન કરો એવી અમારી નમ્ર વિનંતી છે.

**પાંડવ ઉપર સ્વામી સદા તમે કૃપાળ, તમો ધરણીધર છો દિનદયાળ. ॥૫૩૪॥**
**અમે સેવક તમારા ગુન્હેગાર, તમે છો સ્વામી સદા ક્ષમા કરનાર. ॥૫૩૫॥**
**ત્યારે શ્રીબુધ્ધ બોલ્યા છે રે સાર, સુણો રે યુધિષ્ઠિર કહુ સત્ય વિચાર. ॥૫૩૬॥**
**લાગ્યો છે કલિયુગને હુવા અથર્વવેદ પ્રકાશ, થાશે એથી સર્વ ખટદર્શન તેના નિષેધ. ॥૫૩૭॥**

અથર્વ વેદ લાગુ પડ્યો

**શ્રીહરિને કરજોડી યુધિષ્ઠિર પુછે ક્ષોણ, સ્વામી કલિયુગમાં યોગી બ્રાહ્મણ કોણ. ॥૫૩૮॥**
**ત્યારે શ્રી હરિ બુધ્ધ બોલ્યા વિખ્યાત, યોગી બ્રાહ્મણ તણી હું કહું તોયે વાત. ॥૫૩૯॥**
**બ્રાહ્મણ તે જે જાણે રે બ્રહ્મ, બ્રહ્મજ્ઞાનના તત્વે બાળે કર્મ. ॥૫૪૦॥**
**આજ પ્રત્યક્ષ હરિ અવતારનો જાણે ઠામ, આજ બ્રાહ્મણ કલિના કહ્યા સત્યનામ. ॥૫૪૧॥**
**જેણે પ્રત્યક્ષ બ્રહ્મા ભેટયારે જાણ, આજે તે બ્રાહ્મણ કલીમાં પરમાણ. ॥૫૪૨॥**
**જે વેદ ગાયત્રીના ભેદે જાણેરે જાપ, તે બ્રહ્મવંશી બ્રાહ્મણ આપે આપ. ॥૫૪૩॥**
**જેણે પ્રત્યક્ષ બ્રહ્મગુરૂ સેવ્યા રે જાણ, કલિમાં સાચા બ્રાહ્મણ તે સત્ય નિર્વાણ. ॥૫૪૪॥**
**જેની સુરતા યોગ ધર્મમાં હરીશું રહે, અને ખરી દશાંશ સુકિત ગુરૂમુખે ધરે. ॥૫૪૫॥**

જેણે પ્રત્યક્ષ ગુરૂનર ભેટયા જાણ, તે યોગી કલિયુગના સહી પ્રમાણ. ॥૫૪૬॥
ત્યાં શ્રી બુધ્ધ બોલ્યા છે સત્ય ધ્યાન, સત્ય માનો અમે રામને અમે કાન. ॥૫૪૭॥
અમે આપે યોગીને અમે આપે બ્રહ્મ, અમે જ ગુરૂ મુખી અમે જ સત્યધર્મ. ॥૫૪૮॥
ગુરૂ મુખે નર પિછાણ તે યોગીને બ્રહ્મ, અથર્વવેદની કાંડીયે ઉતારે સર્વે કર્મ. ॥૫૪૯॥
ત્યાં રાજા યુધિષ્ઠિર બહુ વિનંતી કરી, અમારી મુકિત કેમ થાશે હો શ્રીહરી. ॥૫૫૦॥

કર્મ કાંડ અથર્વ વેદ પ્રમાણે કરવું

૬: પાંડવોના (કહેવાતા) પાપના નિવારણ માટે ગૌ હત્યા કરાવી

પાંડવોએ બુધ્ધ ભગવાનને કહ્યું: 'હે સ્વામી આ તમારા દાસ ઉપર તમારી સદૈવ કૃપાદષ્ટિ છે. માટે હે ધરણીધર, દીનદયાળુ ભગવાન અમારો ઉધ્ધાર કરવા માટે તમે પોતે અમારા યજ્ઞદ્વારે આવ્યા છો. અમે તમારા દીનહીન દાસ પામર સેવક છીએ. તમે અમારા અપરાધોની ક્ષમા કરનારા દયાળુ છો. આ તમારો બાળક માર્ગ ચુકયા છે, તેમને સદ્ધર્મનો ઉપદેશ કરાવો અને એમને જે યોગે મુકિત મળે એ માર્ગ કથન કરાવો. તમારા વચન અમે શિરોધાર્ય માનીશુ. ભગવાન બુધ્ધ બોલ્યા: 'આજ્ઞાધારક સદ્ભકતો, તમને ખરેખર આ બ્રાહ્મણોએ ભુલવ્યા એ પણ કાળનો જ મહિમા છે. કર્મ અને જ્ઞાન એ વિષયના તત્વજ્ઞાન માટે વિદ્વાનોમાં જ મોટા મોટા અલગ અલગ એવા વાડા વિભાગ પડયા છે. તેમણે દર્શન એમ નામ આપ્યું હોવાથી મુખ્ય એમ છ દર્શન વિદ્વાનોએ માન્ય કર્યા. તેમાં દરેક પોતપોતાના મતથી તત્વજ્ઞાનનું વિશ્લેષણ કર્યુ છે. ઉપદર્શન સારા એવા છે અને આ મતમતાંતરને કારણે સામાન્ય સદ્ભકત ગોટાળામાં પડીને નિશ્ચિત સત્યદર્શન કયું એ બાબતે એ સાશંક થાય છે અને એ પછી નિશ્ચિતમાર્ગ ન મળવાથી એ પૂર્ણત્વમાં જઈ શકતો નથી. જે સત અવિનાશી પરબ્રહ્મ તત્વ છે એ આ ષડદર્શનથી પણ પર છે એ જાણવા માટે ગુરુની અને સત્શાસ્ત્ર જ્ઞાનની અત્યંત આવશ્યકતા છે અને જેમણે સ્વાનુભુતીથી સતત્વની પ્રાપ્તિ કરાવી લીધી છે, એ જ સતગુરૂની સેવાથી અને કૃપાથી સદ્ભકતોને મુકિતનો લાભ થાય છે એ માટે હે, સદ્ભકતો એવા માર્ગદર્શક બ્રાહ્મણ કોણ ? અને યોગી કોણ ? એ માટે હું તમને થોડાકમાં કહું છું એ તમે સાંભળો. બ્રાહ્મણ તેને સમજવો જે બ્રહ્મને જાણીને બ્રહ્મક્રિયાનું આચરણ કરે છે. સત્ય, પ્રેમ, અહિંસા, પરોપકાર અને ઈન્દ્રિય નિગ્રહ પૂર્ણપાણે કરીને શાસ્ત્ર અને ગુરૂ પાસેથી આત્મજ્ઞાન ગ્રહણ કરીને એ પ્રમાણે આચરણ કરે છે એ આત્મજ્ઞાની-આત્માનુભવી જ ખરો બ્રાહ્મણ છે. જેને બ્રહ્મસ્વરૂપી સદગુરૂની પ્રાપ્તિ થઈને તેમના સત્સંગમાં રહીને જ્ઞાનપ્રાપ્તિ કરી તેના સર્વ કર્મદોષ થાય છે એમ કર્મદગ્ધ થયેલા સંસ્કારી જીવાત્મા ખરા બ્રાહ્મણ સમજવા. જે યુગ ધર્માનુસાર પ્રચલિત રહેલા અવતાર પાત્રની જાણ કરીને પ્રેમપૂર્વક ભાવભકિત કરે છે. જે યુગધર્માનુસાર આચરણ કરીને વેદગત ગાયત્રી મંત્રનો ઉચ્ચાર વિચાર અને સાધના કરે છે એ ખરા બ્રહ્મવંશી જાણવા. સાતે જ્ઞાન દ્રષ્ટિથી તન્મય થઈને તેમના સાનિધ્યમાં રહીને અથવા તેમના વચન પર દ્રઢ શ્રધ્ધા રાખીને જે આત્મતત્વ પ્રાપ્તિ સાધના કરે છે એ આ કલિયુગમાં બ્રાહ્મણ સમજવા. યોગી એ જાણવા જે વેદધર્માનુસાર યોગમાર્ગનું આચરણ કરે છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગ યોગ સાધનાથી જે આત્મતત્વનો સાક્ષાત્કાર કરે છે એ સંસારી મનુષ્ય પણ યોગી જાણવો. જેની સુરતા, લક્ષ, સદૈવ શ્રી હરિની તરફ હોઈને પોતાનાં બધાં કામકાજ કર્મ યથાસ્થિતિ રીતે નિર્લિપ્તપાણે આચરણ કરે છે એ ખરો યોગી સમજવો. હે સદ્ભકત પાંડવો આ પ્રકારે મેં તમને આજે ખરો સત્યમાર્ગ કહ્યો છે એ યથાર્થ રીતે જાણીને પોતાના ચિત્તમાં આ ઉદ્દેશે ગ્રહણ કરો. એટલે તમને સમજાશે કે હું બીજો ત્રીજો કોઈ ન હોઈને જે રામ એ જ કૃષ્ણ અને એ જ હું બુધ્ધ છું. અને મારો આ ઉપદેશ એ જ ગુરૂ એ જ મુખી અને એ જ સત્યધર્મ છે. ગુરુમુખમાંથી આ યોગધર્મ વિશેષ માહિતી જાણીને સમજી લો અને અથર્વવેદના કર્મકાંડાનુસાર એટલે સત્પંથ યજ્ઞ વેદવિધિ અનુસાર પોતાના સર્વ કર્મદોષ નિવારણ કરીને શુધ્ધ મુકત થાઓ. આ અમુલ્ય

સંધી હવે અનાયાસે તમારા પૂર્ણ પુણ્યોદયથી ચાલતી આવી છે. હવે એ વ્યર્થ ખોશો નહીં. ત્યારે ધર્મરાજા બોલ્યાઃ 'હે સ્વામીન !અમારી એક વિનંતી કાને ધારણ કરો. જે યોગે કર્મમુકત થઈને અમે શુધ્ધ નિર્લિપ્ત આત્મદર્શન કરી શકીએ અને મુકિતપ્રત જઈ શકીએ એવો માર્ગ તમે અમને બતાવો. અમે તમારા અનન્ય શરણે આવ્યા છીએ. અમે તમારા દાસ છીએ. અમારા ઉપર કૃપા કરો.'

ત્યારે શ્રીબુધ્ધ બોલ્યા છે વિખ્યાત, તમે સુણો યુધિષ્ઠિર કહું હું તોયે વાત. ॥૫૫૧॥
હવે બેઠો કલિયુગને આ દ્વાપર ગયો, સર્વ દેવ ઋષિવર અલોપ હોઈ રહ્યો. ॥૫૫૨॥
તમે તો ધર્મના પુત્ર છો હો રાયે, હવે તમથી કલિયુગમાં રહ્યો નહી જાયે. ॥૫૫૩॥
તમે તો રાય કુરૂક્ષેત્રમાહે છોરે વઢયા, અક્ષોણી અઢાર બંધવો રણમાં પડયા. ॥૫૫૪॥
ત્યારે દવે દૈત્યને સંહાર્યા છેરે આપ, તેના તમો શિર લેઈ બેઠા છોરે રે. ॥૫૫૪॥
તેનો હિસાબ ચુકાવો ને જાયે, નહી તો અંતઃકાળ દુઃખ ભોગવશો રાયે. ॥૫૫૬॥
ત્યારે પાંડવે વિનંતી કરી છે ઘણી, આપ જે કહેશો કરશું હો ઘણી. ॥૫૫૭॥
ત્યારે રાજા યુધિષ્ઠિર બોલ્યા છે સાર, જે તમો કહેશો તે કરશું હો કિરતાર. ॥૫૫૮॥
ત્યારે શ્રીબુધ્ધ બોલ્યા છે રે એહ, તમે જઈને હિમાલે ગળાવો સર્વે દેહ. ॥૫૫૯॥
જો તમે હિમાલે દેહી ગળાવો રે જાયે, તો તમે વૈકુંઠનું રાજ લેશો રાયે. ॥૫૬૦॥
શ્રીબુધ્ધ બોલ્યા છે ત્યાં તો રે વેણ, અમો ભાઈ આવ્યો છું તમને રજા દેણ. ॥૫૬૧॥
વિત્યો દ્વાપરને કલિયુગ બેઠો છે આયે, હવે તમે હિમાલે જજો હો રાયે. ॥૫૬૨॥
ત્યારે ભીમસેન બોલ્યા તરત કાલ, તમે આગમ ભેદ કેમ ના કહ્યું હો દયાલ. ॥૫૬૩॥
અમે સો બંધવ મારીને લીધુ રે રાજ, સ્વામી તમે કલિયુગ કેમ આણ્યો આજ. ॥૫૬૪॥
અમે માર્યો દુર્યોધન ગુરૂ ગાંગેય, જેની મહા વિદ્યા તણો નહોતો છેહ એવ. ॥૫૬૫॥
તમ વચને માર્યો દુર્યોધન દુઃશાસનને ભગવંત, એના બળને ના પામીયે અંત. ॥૫૬૬॥
અઢાર અક્ષૌણીને બંધવ મારી લીધું રાજ, સ્વામી તમે કલિયુગ કેમ લાવ્યા છો આજ. ॥૫૬૭॥
જો એવી આગમ કહેતા રે ગુંજ, તો હમો કુરૂ ક્ષેત્રમાં ન કરતા યુધ્ધ. ॥૫૬૮॥
કહે યુધિષ્ઠિર સુણો ભીમસેન રાયે, હરિ સામે તમે ઉત્તર દીયો છે કાયે. ॥૫૬૯॥
આજ દેવ કહે તે વિશ્વાસ કરો, એ હરિના વચન તો શિર ઉપર ધરો. ॥૫૭૦॥
કર્મે લખ્યુ તે ટળ્યુ કેમે ના જાયે, શ્રીહરિના વચન નિશ્ચે પાળો સતભાયે. ॥૫૭૧॥
ત્યારે રાજા યુધિષ્ઠિર પુછે છે ભેવ, તમે કલિયુગના ચારિત્ર કહો હો દેવ. ॥૫૭૨॥
કલિયુગમા કેવો આહાર ન કેવો વ્યવહાર, એ સંક્ષેપ મોએ કહેજો હો મુરાર. ॥૫૭૩॥
ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા વિખ્યાત, આ કલિયુગ તણી કહું છું તોએ વાત. ॥૫૭૪॥
યુધિષ્ઠિર કરજોડી વિનવી કરે છે સેવ, એ આગમના ચરિત્ર કહેજો હો દેવ. ॥૫૭૫॥
કહે નારાયણ સુણો યુધિષ્ઠિર રાયે, અમે કલિયુગ તણો તો કહુ મહિમાયે. ॥૫૭૬॥
ત્યારે શ્રીબુધ્ધ બોલ્યા છેરે સાર, યુધિષ્ઠિર કહું કલિયુગના વિચાર. ॥૫૭૭॥

બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'હે યુધિષ્ઠિર હું તમને કહું છું એ વાત લક્ષપૂર્વક સાંભળો. હવે દ્વાપર યુગ સંપન્ન થઈને

કલિયુગ બેઠો ત્યાર થી.. સર્વ દેવ અને ઋષિવર અલોપ થઈ ગયા

કલિયુગ કેવો હશે?

કલિયુગની શરૂઆત થઈ છે અને સર્વ દેવઋષિ મુનિ વગેરે ગુપ્ત થયા છે. કલિયુગના પાપી પ્રભાવથી તે પ્રગટ રૂપે રહેશે નહીં. તમને પણ આ કલિયુગમાં રાજ્યકારભાર સંભાળવું અતિ કઠણ થશે, કારણ સત્ય ધર્મ પ્રમાણે વર્તવું મુશ્કેલ જ થશે. આ માટે તમે પણ અહીંથી પ્રયાણ કરો. તમે મહાભારત યુધ્ધ કરીને અઢાર અક્ષૌણી સૈન્ય સાથે દુર્યોધન આદિ કૌરવોનો સંહાર કર્યો છે. તેમના પાતકનો ભાર પોતાના શિર પર છે એમ તમે મનથી માન્યું છે. તેનો નિવેડો થવો જ જોઈએ, નહીંતર તમારા મનને એ કાયમનો દાગ લાગશે અને અંતઃકાળે તમને એ દુઃખ ભોગવવું પડશે. એ માટે તમને પ્રાયશ્ચિત કરવું પડશે.' ત્યારે યુધિષ્ઠિર હાથ જોડીને બોલ્યાઃ 'હેસ્વામી ! તમે કહેશો એ પ્રાયશ્ચિત સ્વીકારીને અમે દોષમુક્ત થઈશું માટે દયા કરીને અમને ઉપાય સુચવો.' ભગવાન બુધ્ધ બોલ્યાઃ પ્રાયાશ્ચિત એમ છે કે યજ્ઞની પૂર્ણતા કરીને રાજ્યનો ત્યાગ કરવો અને હિમાલયમાં જઈને સંન્યાસ સ્વીકારીને યોગસાધના કરવી. પંચેન્દ્રિયનું દમન કરીને મન વાસના રહિત કરવું એ જ આ કર્મ દોષનું પ્રાયશ્ચિત છે. એ સુચવવા માટે અને યોગકર્મનું આચરણ કેમ કરવું એની ફરી જાણ કરવા માટે હું આવ્યો છું. મારા સદ્‌ભક્ત મારી પાછળ યુગપરિવર્તનના ફેરામાં ન રહે અને નવા કર્મ સંચિત થઈને તેના જન્મ મૃત્યુના કારણભુત ન થાય માટે મારે અવતાર ધારણ કરવો પડયો છે. ભગવાનના વચન સાંભળીને ભીમ બોલ્યોઃ 'હે દીનવત્સલ દયાળુ ભગવાન ! આ યુગપરિવર્તનનો ભેદ અમને પહેલાં જ કેમ ન કહ્યો. દ્વાપર યુગ સમાપ્ત થઈને કલિયુગ લાગશે અને કલિનો મહિમા આ પ્રકારનો રહેશે એની જાણ જો અમને તમે આપી હોત તો શા માટે અમે યુધ્ધ કર્યુ હોત. કુરૂક્ષેત્રમાં આટલા મોટા રણક્રંદન કરીને અઢાર અક્ષૌણી સૈન્ય માર્યા ગયા, બંધુ, ગુરૂ, સગાં વગેરે બધાને મારીને અમે રાજ્ય જીત્યા અને આજ તમે કહોછો કેઆ રાજ્યનો ત્યાગ કરીને સંન્યાસ લો, આ તમે પહેલાં કેમ કહ્યું નહીં ? અમારો દાનવીર ભાઈ કર્ણ, વિદ્યાવંત કલાપૂર્ણ દુર્યોધન, ગુરૂદ્રોણ, ભીષ્મપિતામહ, અમારા વંશનો પોલાદી પુરૂષ દુઃશાસન, વગેરે અનેકાનેક શુરવીર પુરૂષ એમના મારવામાં અમે જે કારણભુત થયા એ બધાને મારીને અમે રાજ્ય જીત્યુ પણ લાભ શું ? આજ તમે કહો છો કે આ બધું છોડીને વલ્કલ પહેરીને હિમાલયમાં જાઓ અને યોગસાધના કરીને કાળને સ્વાધીન થાઓ ! હે સ્વામીન્ શું એટલા માટે જ અમને આ યુધ્ધ કરવા કહ્યું ? તમે જો અમને પહેલાં જ સુચવ્યું હોય તો આ આટલો મોટો પાતક ડુંગર અમે રચ્યો ન હોત ! અમે યુધ્ધ કર્યુ જ નહોત ! ભીમની એ રોષયુકત વાણી સાંભળીને યુધિષ્ઠિર બોલ્યાઃ 'ભીમ શાંત થા, અરે આપણે કર્મ કર્યા અને ભગવાનને કેમ દોષ આપવો. ભગવાનના સામે આમ રોષયુકત ભાષણ કરવું તને શોભતું નથી. આપણા નસીબમાં પ્રારબ્ધ કર્મમાં જે ફળ લખ્યાં છે એ આપણને મળ્યાં છે. કારણ કર્મલેખ એટલે વિધી લિખિત કોઈને પણ ટાળવું શકય જ નથી. એ ટાળવું યોગ્ય જ નથી, એ ભોગવવું જ ઇષ્ટ છે. આગળના જન્મ મરણના ફેરામાંથી કર્મદગ્ધ કરી નાંખવા જોઈએ. ભગવાન શ્રીકૃષ્ણએ પણ આપણને આમ જ કહ્યું હતું પણ એ વચનનું ઉલ્લંઘન કરીને આપણે અનાવશ્યક કર્મ જંજાળમાં ફસાયા, હવે આપણા પુણ્યના ફેરામાંથી આપણા ઉધ્ધાર માટે આ નવો જન્મ અવતાર ધારણ કર્યો. હવે આ ભગવાન બુધ્ધ જે કહેશે એ નિશ્ચયથી કરવું એમાં કોઈપણ શંકા, કુશંકા, ખોટ, અવિશ્વાસ લાવવાનું કામ નથી. હે સ્વામી ! બુધ્ધ નારાયણ તમે અમને આ કલિયુગનો મહિમા કહો. એના ગ્રહ્ય-ત્યાજ્ય એવા એ ધર્મવિધિ નિયમ તત્વ હશે એ તમે અમને કથન કરો અને યોગ્ય એવું માર્ગદર્શન કરીને આ પતિત અબાધ બાળકોને સદ્‌બોધ કરો. આ પ્રકારે બંને હાથ જોડીને કરેલી વિનંતી સાંભળીને ભગવાન બુધ્ધ એમના ઉપર કૃપાદ્રષ્ટિ કરી એ બોલ્યાઃ 'રાજા ધર્મ ! તું ખરેખર ધર્મમૂર્તિ જ છે કલિયુગનો બધો મહિમા મેં ભીમસેનને કહ્યો છે. તમારી એ આગમ શ્રવણ કરવાની ઇચ્છા છે તો હું તમને કથન કરૂ છું એ સાંભળો.

**સત્ય વાચક જેના તે તો બ્રાહ્મણ જાણ, જે મહા બ્રહ્મકુલ વિષ્ણુ હોશે પરમાણ. ॥૫૭૮॥**
**જેણે પ્રત્યક્ષ ગોરનર ભેટયારે જાણ, તે યોગી બ્રાહ્મણ આ કલિયુગના પ્રમાણ. ॥૫૭૯॥**
**યમ નિયમ આસન પ્રાણાયામ ને પ્રત્યાહાર, ધારણા ધ્યાન સમાધી પાળે એ ક્રિયાચાર. ॥૫૮૦॥**
**એ યોગ ક્રિયા પાળે ને આચરે સત્યકર્મ, એ આપે છે યોગી ને આપે છે બ્રહ્મ. ॥૫૮૧॥**
**જે જનોઈ ધરે તે બ્રાહ્મણ તો નાહી, બ્રહ્મ અક્ષર જાણે તે બ્રાહ્મણ સહી. ॥૫૮૨॥**
**બ્રાહ્મણ બોધી કહાવે નર સહુ કોયે, બ્રહ્મ જડે પૂરણ ભાગ્યવંતા હોયે. ॥૫૮૩॥**
**જેણે સદગોર બ્રહ્મા મળીયા છે સહી, તે તો ગર્ભવાસમાં ફરી આવે નહીં. ॥૫૮૪॥**
**તે માટે તમે સાંભળજો હો ધર્મ રાયે, એ બ્રહ્મ પૂજા તો અધિક કહેવાયે. ॥૫૮૫॥**

ઠ.૧: હિન્દુ ધર્મને અપમાનિત કરવામાં આવ્યો

જે સત્યવચન કથન અને પાલન કરે છે એ જ ખરો બ્રાહ્મણ છે. આવા બ્રહ્મવંશી ભગવાનનો અથવા સદ્ભકત મહાત્માઓનો પ્રત્યક્ષ પ્રગટ અવતાર થાય છે. જેને એ અવતાર સ્વરૂપનું દર્શન થયાં, એ સંત મહાત્માનો સંગ થાય એનો જન્મ સાર્થક થાય છે. મહાન એવા બ્રહ્મસ્વરૂપી મહાત્માના કહેવાથી સદ્ભકત યોગી થાય છે. યોગમાર્ગના આઠે અંગોનું પાલન કરીને અને સંસાર ઉત્તમ પ્રકાર સાધ્ય કરીને જે સમાધી અવસ્થા સુધી પ્રયાણ કરે છે એ આ કલિયુગમાં મહાન યોગી અને બ્રહ્મપદનો અકિારી થાય છે. ફકત જનોઈ એટલે સૂત્ર શરીર પર ધારણ કરવાથી મનુષ્ય બ્રાહ્મણ થતો નથી. બ્રહ્મક્રિયા પાલનથી જ મનુષ્ય સાચો બ્રાહ્મણ થાય છે. જે પૂર્ણ ભાગ્યવંત હોય છે તેને જ આ બ્રહ્મબોધ થતો હોય છે. તેને જ સદગુરૂ બ્રહ્માની પ્રાપ્તિ થઈને મુકિત લાભ થાય છે, તેના જન્મ મરણના ફેરા મટે છે. ધર્મરાજા યોગી બ્રાહ્મણ કોને કહેવાય તેની પાત્રતા શું હોય અને તેને કઈ સાધના કરવી પડે છે એ માટે હું તને જ્ઞાન કહું છું એ સાંભળ. વિવાહિત કર્મ કરીને જે ફળની અપેક્ષા કરતા નથી એ કર્મયોગી અને જેના અંતઃકરણમાં બ્રહ્મભાવ જાગૃત થાય છે એને જેને આખા વિશ્વમાં એક બ્રહ્મ સિવાય કંઈ દેખાતું નથી, એવો પુરૂષ· દેહાભિમાન અને ફળોની ઈચ્છા છોડીને કર્મ કરે છે. એ શ્રેષ્ઠ સંન્યાસી છે. જે લોકો નિત્ય નૈમિત્તિક કર્મને છોડે છે અને કર્મયોગને ન સમજવાથી બીજા કર્મ માર્ગે લગાવી લે છે, તેને માત્ર ગુંચવાણ ઉભી થાય છે.

ગૃહસ્થાશ્રમના યોગ્ય કર્મ કરવાથી આત્મસુખ પ્રાપ્ત થશે. સંકલ્પ નહીવત હોવા એ જ સાચા યોગનો સાર છે. હવે યોગના લક્ષાણ શું છે જો - પ્રથમતઃ યમ નિયમ પાલન કરવું એ યોગનો પાયો છે. એ પછી આસન, પ્રાણાયામ કરવું પછી પ્રત્યાહાર એટલે ઈંદ્રિય વિષયથી પરાવૃત્તિ કરવું. એ જગ્યા ખુબ કઠીન છે. મોટા મોટા બુધ્ધિવાનોની બુધ્ધિ આ જગ્યાએ લપટાય છે. પરંતુ નિરાશ થવાનું કારણ નથી. નિત્ય યમ અને નિશ્ચયના બળે આ વાત ધીમે ધીમે સાધ્ય થશે. ધ્યાન ઉત્તમ થાય તો ચિત્તવૃત્તિ તદાકાર નથી. અહીં મનનો વેગ બંધ થાય છે અને સાધક બ્રહ્મ સાથે એકરૂપ થાય છે. આ જગ્યાએ યોગી સમાધીની અવસ્થાએપહોંચે છે. ઉલટું દેહાભિમાન રાખવાથી મનુષ્ય પોતે જ પોતાના ઘાત કરી લે છે. તેની સ્થિતિ નળી પર બેઠેલા પોપટની જેમ થાય છે. પોપટ નળી પર બેસે એટલે એના વજનથી નળી ફરે છે એ ઉંધો થાય છે અને તેને લાગે છે કે જો પોતે પગ છોડશે તો નીચે અંદર પડશે અને મરશે આ બીકથી એ નળી ઘટ્ટ પકડીને રાખે છે અને જકડાઈ જાય છે. વાસ્તવિક ભગવાને આપેલ પાંખોનો ઉપયોગ કરીને એ સહજ ઉડી જઈ શકે છે. એ પ્રમાણે વસ્તુતઃ જીવ બ્રહ્મરૂપ હોઈને પણ દેહાભિમાનથી સંસારમાં પડે છે. માટે જ જે દેહાભિમાન લેતો નથી. એ જ સાચો આત્મજ્ઞાની છે. આવા પુરૂષને શીત-ઉષ્ણ, સુખ-દુઃખ, માન-અપમાન, શુભ-અશુભ આ વાતો કલેશદાયક લાગતી નથી. શત્રુ-મિત્ર, પરિચિત-અપરિચિત એવો ભેદભાવ નષ્ટ થવાથી સમગ્ર વિશ્વમાં પરબ્રહ્મ સિવાય કંઈ નથી એવો

અનુભવ જેને થયો એ સમબુધ્ધિ પ્રાપ્ત થયેલો છે એમ જાણવું. દ્વૈતભાવને દુર કરનારી એ જ બ્રહ્મવિદ્યા છે. ભગવાન શ્રીકૃષ્ણએ તમને બધી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હોવા છતાં કાલપ્રવાહને કારણે તમારા ચિત્તમાં વિસ્મૃતિ થઇ અને આ બ્રહ્મત્વ પ્રાપ્તિની વિદ્યા-માર્ગ છોડીને તમે અન્ય ઉપાય તરફ વળો છો માટે સદ્‌ભકતો હવે હું તમને આ બ્રહ્મવિદ્યા કેવી રીતે સંપાદન કરવી એનો અભ્યાસ-સાધના કહું છું.

પ્રથમ યોગાભ્યાસ માટે યોગ્ય એવું સ્થાન જોવું. એ સ્થાન નિસર્ગરમ્ય હોવું જોઇએ. નજીક સંત સજ્જનોની વસ્તી હોય, ગીચ ફળ ઝાડ હોય. વિપુલ પાણીના સુંદર ઝરા બારે મહિના વહેતા હોય. હંસ મોર વગેરે પક્ષીઓનું ત્યાં નિવાસ સ્થાન હોય. એવી જગ્યાએ પ્રથમ દર્ભાસન પાથરવું. એની ઉપર મૃગચર્મ અથવા કામળ પાથરીને એની ઉપર નિર્મળ વસ્ત્રની ઘડી પાથરવી. આસન ખુબ ઉંચુ ન હોવું જોઇએ. એની ઉપર પીઠનો ભાગ ટટ્ટાર રાખીને એકાગ્ર ચિત્તે ઇંદ્રિય અને મન સ્થિર કરીને બેસવું અને ઇષ્ટ દેવનું સ્મરણ કરવું. એવો નિત્ય થોડો સમય અભ્યાસ કરવો. આ અભ્યાસ સારા અધિકારી યોગાભ્યાસીના સાનિધ્યમાં રહીને કરવો. તેવા ગુરૂની પ્રાપ્તિ થવું એ પોતાની જ યોગ્યતા પર અવલંબે છે. આ યોગ્યતા કંઇ બજારમાં મળનારી વસ્તુ નથી એ પ્રાપ્ત થવા માટે વિરકતપણા દેહથી વિહીતકર્મ નિયમથી કરવું અને વાસનાનો પરિત્યાગ કરવો. આ વાતો ધ્યાન યોગ માટે આવશ્યક છે. વિષયોનું સેવન મર્યાદિત હોવું જોઇએ. ઇંદ્રિયો ઉપર વિજય મેળવવો, સાધકે આહાર મર્યાદિત રાખવો. ઉંઘ મર્યાદિત લેવી. બોલવું ચાલવું જાગરણ વગેરે બધી જ બાબતે મર્યાદિતપણું રાખવું જોઇએ. મન હંમેશા જાગૃત રાખવું અને ઇંદ્રિયોને નિયમીતપણાની આદત કરાવવી એટલે અભ્યાસથી કષ્ટ ન થતાં મનુષ્યને યોગ સાધ્ય થાય છે.

ઇંદ્રિયોને જીતવા માટે પ્રથમ આસન સ્થિર કરવું. શરીર સ્થિર થયા પછી મન પણ આપોઆપ જ સ્થિર થાય છે. વિષયોની પાછળ દોડવાનું છોડીને એ અંતર્મુખ થાય છે અને એ જ સમયે આત્મસ્વરૂપનું દર્શન થાય છે. આ રીતે એક વાર જીવ શીવની એકરૂપતા થાય એટલે યોગી મહાસુખમાં નિમગ્ન થાય છે. તેને દેહભાન થાય છે. આવા અપ્રતિમ સુખની ઝાંખી થયા પછી તેને બાહ્ય વિષયોની યાદ પણ થતી નથી. મનુષ્ય સુખ માટે જ્ઞાન મેળવે છે. પરંતુ આ જગ્યાએ તો મૂર્તિ મંત સુખમય જ બની જાય છે. આ માટે બધા વિષયોને ઉત્પન્ન કરનારો જ સંકલ્પ એ પહેલાં પ્રયત્નપૂર્વક નહીવત કરવો જોઇએ. વાસનાક્ષય થાય એટલે બુધ્ધિ બળવાન અને તેજસ્વી થાય એ મનને અનુભવના માર્ગે ધીમે ધીમે લઇ જઇ આત્મદ્રષ્ટિમાં સ્થિર કરે છે. મનુષ્યએ મનમાં એવો નિશ્ચય કરવો કે અમુક એક નિયમ હું અખંડ ચાલુ રાખીશ. પછી એ નિયમ કેટલોય નાનો હોય. એના સાતત્યથી અખંડ શકિત નિર્માણ થાય છે. એ અવિચળ મનને સ્થિર કરે છે અને મન સ્થિર થતાં સાથે તેને આત્મ સ્વરૂપનું દર્શન થાય છે. પછી સાધકની દષ્ટિથી સર્વ વિશ્વ ચૈતન્મય થાય છે. દ્વૈતભાવ નહીવત થાય છે. આખા વિશ્વમાં હું જ ઓતપ્રોત થઇ રહ્યો છું. વસ્ત્રમાં જે પ્રમાણે સુતરના તાણાવાણા છે તેમ મારી જગ્યાએ સર્વ જગ અને જગમાં સર્વત્ર હું જ છું એવી એ સમદ્રષ્ટિ રાખે છે તેને આત્મદર્શન થઇને અખંડ સુખની પ્રાપ્તિ થાય છે.

આમ સાધ્ય થવા માટે સ્થિર મનની અત્યંત જરૂર છે. પણ મન કાયમ બુધ્ધિને છળે છે અને તે કદી પણ સ્વસ્થ બેસવા દેતું નથી. આ ચંચળ મન સમેટવા માટે એક સરળ ઉપાય છે. યમ, નિયમની યોગ્ય આદત કરીને મન સ્થિર કરાય છે. મનનો એક ગુણ ખુબ સારો છે. તેને કોઇ પણ વાતની ટેવ પડે અને તે ગમતાં તેણે ચાખી એટલે એ વાત છોડવા માટે મન તૈયાર થતું નથી. માટે ખુબ કૌશલ્યથી તેને આત્મસુખ લગાવું પડે છે. મનનું નિયમન કરવા માટે આ યોગશાસ્ત્ર અત્યંત ઉપયુકત છે. તેના જ બળ પર પંચમહાભૂત સ્વાધીન થાય છે. જે મનુષ્ય શ્રધ્ધાપૂર્વક મોક્ષ માટે પ્રયત્ન

કરે છે, પણ તેને યોગનું કંઈ જ્ઞાન નથી, વિષયોથી પરાવૃત્ત થયો છે. પણ આત્મ સ્વરૂપના ધામમાં માત્ર પહોંચ્યો નથી એવો શ્રધ્ધાશીલ મનુષ્ય એકદમ મોક્ષમાં પહોંચતો નથી એ વાત સાચી. એનો કંઇક કાળ સ્વર્ગ સુખનું ઉપભોગ લેવામાં નીકળી જાય છે. ત્યાંથી તે મૃત્યુલોકમાં ફરી જન્મ લે છે. પૂર્વ સુકૃતને કારણે એ અત્યંત ધર્મશીલ અને નીતિનિયમ કુળમાં જન્મ લે છે. તેનું આચરણ ધર્મશાસ્ત્ર પ્રમાણે હોય છે. સુવિચારોનો નંદાદીપ સતત તેજવંત હોય છે. ઇશ્વર સિવાય એ કોઈપણ વાતનું ચિંતન કરતો નથી. એ યોગના ઠેકાણે બાળપણમાં જ તેને આત્મજ્ઞાન સ્ફુરણા પામે છે. તેના શરીરમાં સર્વજ્ઞતા પ્રગટે છે. સર્વવિદ્યા અને શાસ્ત્રો એ માઢે બોલે છે. આવા જન્મની દેવ પણ ઇચ્છા કરે છે. આવો પુરૂષ એટલે મૂર્તિમંત વૈરાગ્યની મૂર્તિ જ છે. એ દેખાવમાં સામાન્ય હોય તો પણ તેનો મહિમા અલૌકિક હોય છે. એવી આ બ્રહ્મ સ્થિતિ જેને પ્રાપ્ત થાય છે એ હજારો જન્મોનો અનુભવ લઈને આત્મસિધ્ધિના દ્વારમાં પહોંચેલો હોય છે. બુધ્ધિને પ્રકાશિત કરનારી જે શકિત સાથે તેના અમર્યાદ સુખનો એ અનુભવ લે છે. એ છેલ્લી ગતિ, બ્રહ્મ સ્થિતિને પ્રાપ્ત થયેલી હોય છે માટે એ સર્વ લોકમાં વંદનીય થાય છે, સર્વ સંશયનો ક્ષય થવાથી સાચા મોક્ષનું અને સ્વાનંદનું સુખ એ અનુભવતો હોય છે માટે ઇશ્વરનો એ બીજો પ્રાણ જ સમજ. એના અને મારા અધ્યાત્મ પ્રેમને જગતમાં કોઇ જ ઉપમા મળવા જેવી નથી.

**હે ધરમ એ વિગતે બ્રાહ્મણ જો જાણ, તેના કહું હું એવા લક્ષણ નિધાન. ॥૫૮૬॥**
**પ્રથમ બ્રહ્મ તો આ 'પવન' ને લહે, બીજો બ્રહ્મ શાસ્ત્ર આ 'જલ' ને કહે. ॥૫૮૭॥**
**વેદે ત્રીજો બ્રહ્મતે 'અગ્નિ' કહ્યો જાણ, ચોથા બ્રહ્મ 'તેજ' સચરાચરી માન. ॥૫૮૮॥**
**હવે પાંચમો બ્રહ્મ તો 'પૃથ્વી' હોયે, જો આ ધરા ઉપર વસે છે સહુ કોય. ॥૫૮૯॥**
**કહે હરી બ્રહ્મ કહાવે નર જેહ, અદકૂ ઓછું કોઇને ગણે નહીં તેહ. ॥૫૯૦॥**
**સાતમા બ્રહ્મની ભકિત જે કરે, બ્રહ્મ ભકિતએ એ તે બ્રહ્મ માંહે સંચરે ॥૫૯૧॥**
**બ્રહ્મદ્વારે જઈ જો કોઈ કર્મ તો કરે, તે કર્મના ફળ સર્વે ભોગવવા પડે. ॥૫૯૨॥**
**પછી તે ભલા કે ભુંડા કર્મ જેહ, થાયે તેણે વજ્રલેપ કહીયે તેહ. ॥૫૯૩॥**
**ગુરૂ ભાઇ થઇને રાખે માંહે દુર્મતિ, તેની કેમ થાયે વૈકુંઠની રે ગતિ. ॥૫૯૪॥**
**વળી જે ના માને શાસ્ત્રની વિધિ, તેવા દુષ્ટોના મુખ તે જોવાના નથી. ॥૫૯૫॥**
**કહે શ્રીબુધ્ધ સાંભળો યુધિષ્ઠિર સાર, જે કહું છું તે સત્ય માનજો નિરધાર. ॥૫૯૬॥**
**'યોગી' તે જે જાણે વેદ વેળાતણી જુગત, જે સત્યજ્ઞાને કરી ખોળે છે મુગત. ॥૫૯૭॥**
**'યતિ' તે જે યોગધર્મમાં રહીને કર્મ કરે, ખરી દશાંશ સુકિત ગરૂ મુખે ધરે. ॥૫૯૮॥**
**ગુરૂ મુખે હાલ ગુજારી પાળે ધર્મ, એ ઓળખવા ખરા યોગીને બ્રહ્મ. ॥૫૯૯॥**

ભગવાન બુધ્ધ બોલ્યા: 'હે ધર્મરાજા મેં તમને યોગાભ્યાસ કઇ રીતે કરવો, તેનાથી શું લાભ થાય એ માટે માહિતી આપી, હવે આ યોગાભ્યાસ કરવાનું લક્ષણ કયા પ્રકારનું હોય છે, યોગાભ્યાસનો લાભ જેને થયો અને સ્થિતિ કયા પ્રકારની હોય છે એમને તમને ટુંકાણમાં કહું છું. બ્રાહ્મ સ્થિતિમાં પહોંચેલ મનુષ્ય 'પ્રાણ' પ્રમાણે બધાના જીવન હોઇને બધામાં અંદર અને બહાર હોઇને અલિપ્ત હોય છે. 'પ્રાણ' એ પહેલો બ્રહ્મ છે. બીજો બ્રહ્મ 'જળ' એ કહેવાય છે. જળ પોતે નિર્મળ હોઇને બીજાને નિર્મળ કરે છે. બ્રાહ્મી સ્થિતિમાં ગયેલો મનુષ્ય પણ જળ પ્રમાણે નિર્મળચિત્ત હોય છે. ત્રીજુ બ્રહ્મ અગ્નિને કહ્યું છે. અગ્નિને સુગંધ-દુર્ગંધ, ભીના-સુકાં એવો દ્વૈતભાવ નથી. કોઇ પણ વસ્તુને સ્વાહા કરીને

ભસ્મ કરવું એ અગ્નિનો ગુણ છે. તદ્વત બ્રહ્મ અવસ્થા પ્રાપ્ત થવાથી દ્વૈતભેદને ભસ્મ કરીને શુદ્ધાદ્વૈત તત્વનું અવલંબન કરવું જોઇએ. ચોથુ બ્રહ્મ તેજ છે. સ્વયંપ્રકાશિત હોઇને બીજાને તેજસ્વિતતા પ્રાપ્ત કરાવી આપવું એ તેજનો ગુણ છે. જ્ઞાની મનુષ્યે પોતે સંપાદન અને આત્મસાત કરેલા જ્ઞાનનો દીપસ્તંભરૂપ થઇને અજ્ઞાનને તેજસ્વી એવા સનાતન દેવયાન માર્ગ તરફ લઇ જવાનો પ્રયત્ન કરવો. પાંચમું બ્રહ્મ પૃથ્વી છે. બધાનું ધારણ પોષણ કરવું અને અન્યાય પર પણ ઉદાર બુધ્ધિથી ક્ષમા કરવું એ પૃથ્વીનો વિશેષ ગુણ છે. જીવનમુકત મનુષ્યની પણ આવી જ અવસ્થા હોવી જોઇએ. ક્ષમાવૃત્તિ ધારણ કરીને જગતના વ્યવહાર તરફ અને સંબંધ તરફ દગ્ધવસ્ત્રા પ્રમાણે જોવાનું હોય છે. અહંભાવ શૂન્ય થવો જોઇએ. આ પ્રમાણે જે બ્રહ્મ ઉપાસના ધ્યાન સેવા કરે છે એ બ્રહ્મમય જ થઇ જાય છે એ માટે બીજા અલગ અસ્તિત્વ જ રહેતાં નથી. આ બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત થયા પછી એ જીવાત્માને કોઇ પણ શુભ અશુભ કર્મ બંધનકારક રહેતાં નથી, પણ જ્યાં સુધી જીવાત્મા આ સાધનોનો અભ્યાસ કરે છે ત્યાં સુધી તેણે એ કર્માકર્મણ્યત જોડે ઝીણવટથી ધ્યાન આપવું જોઇએ. પરંતુ જોણે ધ્યાન ન આપ્યું અને ઈંદ્રિયોને આહારે જઇને વિકૃત કર્મ તરફ વળવાથી આ યોગમાર્ગથી ભ્રષ્ટ નષ્ટ થશે જ પણ તેને વજ્રલેપ જડીને એ સર્વ કર્મોના ભોગ ભોગવવા પડશે. એ સિવાય તેનો છુટકો થશે નહીં. માટે આત્મવસ્તુ પૂર્ણપણે ઓળખવું એ જ જ્ઞાન છે. આત્મજ્ઞાન બધી વિદ્યામાં શ્રેષ્ઠ, ગુપ્તતાના અગ્રણી, પરમપવિત્ર, જન્મમૃત્યુ છોડાવનારા સ્વયંસિધ્ધ અને જે નિત્ય પોતાની પાસે છે, પણ આપણે તેને પારકા થયા છીએ. ગુરૂકૃપાથી એ ઉદયમાં આવ્યા એમ લાગે છે પણ એ સદૈવ ઉદીત જ હોય છે, ગાયની ત્વચાની અંદર પવિત્ર અને મીઠું દુધ હોય છે પણ એનો ત્યાગ કરીને ઇતરડી નામનું જંતુ તે રકતનું જ સેવન કરે છે.એક જ કીચડમાં દેડકો અનેક મળ હોય છે પરંતુ ભ્રમર કમળના પરાગનું સેવન કરે છે. અને દેડકાના ભાગે કીચડ જ આવે છે. એ પ્રમાણે હૃદય મંદિરમાં સર્વ સુખ આપનાર આત્મારામ પ્રતિષ્ઠિત હોવાથી ભ્રાંતીજીવ વિષયસુખ તરફ જ દોડે છે. મૃગ જળ જોઇને મ્હોંમાંથી અમૃત થુંકી દે છે અથવા રસ્તામાંછીપ મળ્યું માટે ગળામાં બાંધેલ પારસમણી તોડી નાંખવું એના જેવી સંસારી જીવોની કૃતિ હોય છે.'

ભગવાન બુધ્ધ પાંડવોને ઉપદેશ કહેતાં કહે છે કે, 'હે સદ્ભકતો આ જગત એટલે ભગવાનના અવ્યકત રૂપનું જ વ્યકત સ્વરૂપ છે. જેમ બીજનું જ વૃક્ષ થાય અને વૃક્ષમાં બીજ થાય છે. એ પ્રમાણે ભગવાનનો જ વિસ્તાર એટલે આ જગત છે. જે પ્રમાણે પાણીથી ફીણ નિર્માણ થાય છે. પરંતુ ફીણમાં પાણી દેખાતું નથી. એ પ્રમાણે ઇશ્વરથી બધા બધા જીવ થાય છે પરંતુ તેમાં ઇશ્વર પ્રગટ દેખાતા નથી.એ પ્રમાણે ઇશ્વર અને પ્રાણીમાત્ર અખંડિત જ હોય છે. વસ્તુતઃ સૂર્ય અને તેની પ્રભા એ ભિન્ન નથી એ પ્રમાણે સર્વ પ્રાણી અને ઇશ્વર એકરૂપ જ છે. એ જીવમાત્રથી અલગ નથી એજ તેનો ઐશ્વર્ય યોગ છે. પ્રકૃતિ જ બધી સૃષ્ટિ ઉત્પન્ન કરવા માટે જવાબદાર છે. આ બે પ્રકારે સર્જન થયું છે. એક પરા અને બીજી અપરા. અપરા એટલે અષ્ટધા પ્રકૃતિ અને પરા એટલે જીવસ્વરૂપ. કલ્પો પહેલાં આ જગ પ્રકૃતિજન્ય માયામાં વિલીન હતું અને કલ્પારંભે ઇશ્વરના અધિષ્ઠાન પર જ જીવમાત્ર ઉત્પન્ન થાય છે. ઇશ્વર પ્રકૃતિને ધારણ કરે છે. એ વિશ્વની ઉત્પત્તીને નિમિત્ત માત્ર છે. તાત્પર્ય જીવ માત્ર ઇશ્વરમાં છે પણ આવા અમાનુષ રહેનારા ઇશ્વરને લોકો મનુષ્ય સમજે છે. આ નાશિવંત દેહમાં તે અવિનાશીને જોનારાને એ કેમ દેખાશે ? પ્રકૃત્તિના આ વિકૃત સ્વરૂપને જ ઇશ્વર સમજવાની અવગત થાય છે. એ સ્વયં સિધ્ધ હોય ત્યારે તેની મૂર્તિ ઘડે છે એ મનુષ્ય છે એમ માનીને આ લોકોના બધા  જન્મકર્મ તેને લાગુ કરે છે. આવું તેનું વિપરીત જ્ઞાન છે. સંતમહાત્માની સ્થિતિ આના કરતાં ખુબ નીરાળી હોય છે. એના પવિત્ર અંતઃકરણમાં હું ઇશ્વર સદૈવ વાસ કરૂ છું, એ વૈરાગ્ય સંપન્ન અને શ્રધ્ધાવાન હોય છે. તેમના રૂપથી મૂર્તિમંત ધર્મ જ ભૂતળે રહે છે. તેમના અંતઃકરણ શાંત પરિપૂર્ણ હોય છે.નીતિમાન પણ હોઇને ભગવાનની ભકિત આગળ મુકિતને

પણ તુચ્છ લેખે છે. આ દૈવી સંપત્તિથી મહાત્મા હોય છે. એ ઈશ્વરરૂપ થઈને અખંડ તેની સેવા કરે છે. એજ સાચા યોગી, યતિ, સંત, મહાત્મા સદ્‌ગુરૂ થાય છે. એ નામસંકીર્તન કરવા લાગે એટલે ઈશ્વરી નામઘોષથી આ ભુતળ પર વૈકુંઠ નિર્માણ કરે છે.પોતાને ભુલી જઈને પ્રેમથી નાચે છે. આ રીતે સત્‌પુરૂષ એ વિશ્વનું દુ:ખ નહીવત કરે છે. એ સૂર્ય પ્રમાણે પ્રકાશમાન હોય છે પણ તાપ આપનાર નથી હોતા. એ અમૃત સિવાય અમરત્વ આપે છે. એ ઈશ્વરના ગુણ સંકીર્તન કરવા લાગે એટલે સ્થળકાળ ભુલીને દેહાતીત થાય છે. જાત, ભાષા, ધર્મ, વર્ણ, દેશ એમના અભિમાનમાં ન રહેતાં બધાનો દંભ એ હરણ કરે છે. તેમણે મન તાબામાં રાખવાથી પંચમાત્ર જાતે જ તેમની મુઠ્ઠીમાં આવે છે. એ કારણે યમ નિયમોનું આચરણ નિસર્ગતઃજ ઘડે છે. વજ્રાસન નાંખીને પ્રાણાયામ સાધવાનો એ જાતે જ સાધે છે. એવી અવસ્થા પ્રામ થયા પછી કુંડલીની શકિત જાગૃત થાય છે. તેને મન અને પ્રાણવાયુ સહાય થઈને સત્તરમી જે જીવકળા એ પ્રાપ્ત થાય છે. ઈંદ્રિય અંતર્મુખ થવાથી જાતે જ વિકાર રોકાય છે. વિકાર રોકાય એટલે પંચ મહાભુતની સત્તા સંપુષ્ટમાં આવે છે અને આત્માનુભવનો સાધકાળ અનુભવ થાય છે. હે સદ્‌ભકતો, ઈશ્વરના ભજનનું આ રહસ્ય છે. એ બધા ચરાચરમાં ભરેલો છે અને તે અનુભવે છે અને એ કારણે એ ભેદાતીત થયા હોય છે.

ભગવાન બુધ્ધ બોલ્યાઃ હે સદભકત પાંડવો વેદગત સમયાનુસાર સતપંથ પ્રમાણે વર્તીને જીવાત્માથી પોતાના જન્મને સાર્થક કરવો. સત્યજ્ઞાન શોધીને અને નિષ્કામ કર્મયોગચરણથી વર્તીને જે જીવાત્મા સદ્‌ગુરૂનું જ્ઞાનાનુસંધાન કરે છે, એ યોગી જાણવો. સંસાર નિરચ્છપણે કરીને પોતાની બધી કામના ઈશ્વરચરણે અર્પણ કરે છે, યમ નિયમાદિકોનું આચરણ કરીને સદાચરણ સંપન્ન જે હોય છે એ ખરો યોગી જીવન્મુકત સદ્‌ભકત સંત હોય છે. હે સદ્‌ભકતો, હવે તમે આ બધા યજ્ઞયાગાદી કામ્ય કર્મ છોડીને આ નિર્વાણપદનું અનુસંધાન કરો. આયુષ્યના સાયંસંધીકાળમાં લોકેષણા, ધનેષણાં, રાજેષણા આ સર્વ આસના વાસનાનો ક્ષય કરીને એકમેવ ભગવાનમાં પોતાના ચિત્તનો લય કરો. આગળ કલિયુગ અત્યંત દુસ્તર છે. તેમાં જ્ઞાન સાધના, ધ્યાનસાધના અને લયયોગ સાધ્ય થવું ખુબ દુરાપાસ્ત છે, માટે તમે હમણાં જ આ બધું ઐહિક સુખોપભોગનો ત્યાગ કરો અને પારમાર્થિક સૌખ્ય શાંતિનો અને આત્મ પ્રામિના સુખ માટે હિમાલયમાં જઈને નિર્વાતપણે ધ્યાનયોગ સદ્રુપ થઈને રહો. આ જ મારો તમને અંતિમ સંદેશ છે.

**ત્યારે શ્રીહરિ વિનવે યુધિષ્ઠિર રાયે, સ્વામી અમારી મુકિત કઈ પેરે થાયે. ॥૬૦૦॥**
**ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા વિખ્યાત, તમે યુધિષ્ઠિર સુણો કહુ સત્ય વાત. ॥૬૦૧॥**
**હવે લાગ્યો કલિયુગને રાજા દ્વાપર ગયો, સર્વ દેવ ઋષિવર અલોપ હોઈને રહ્યો. ॥૬૦૨॥**
**કલિયુગમાં કેનુ મન થર નહિ તો રહે, સાડાઓગણીસ વસા તો પાપના વહે. ॥૬૦૩॥**
**જયાં અર્ધો વસો સત્યધર્મનો રે જાણ, ત્યાં એવી કઠણ વેળા વીતશે પરમાણ. ॥૬૦૪॥**
**શ્રીબુધ્ધને યુધિષ્ઠિર પુછે છે વિચાર, સ્વામી કેસો કલિયુગનો ચાલે સંસાર. ॥૬૦૫॥**
**ત્યાં કેવા રાજાને કેવા હોશે પ્રધાન, અને કેવા લોક રૈયત હોશે નિર્વાણ. ॥૬૦૬॥**
**કેવા પંડિત પઢે વેદ પુરાણનીરે વાણ, અને કેવા શ્રોતા ત્યાં બેઠા સાંભળે જાણ. ॥૬૦૭॥**
**ત્યાં કેવા યોધ્ધા રણે સનમુખ લઢે, વળી અને કેવા યોધ્ધા ત્યાં રણમાં પડે. ॥૬૦૮॥**
**કેવા હશે યોગી યતિ તે યુગમાં જાણ, કેવા દાતા હોશે જે દેશે પુણ્યને દાન. ॥૬૦૯॥**
**ત્યાં કેવા વર્ષા કલિયુગ માં રે હોવે, હે પ્રભુ કેશી ધર્તી પાકશે સોયે. ॥૬૧૦॥**
**ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા વિખ્યાત, સુણો યુધિષ્ઠિર કહું હું તોયે વાત. ॥૬૧૧॥**

અલ્પ વર્ષા કલિયુગમાં સર્વે રે હોયે, અને અલ્પ ધરતી પાકશે સહુ કોયે. ॥૬૧૨॥
કલિયુગમાં વર્ષા ઘટતી નહી નાખશે મેહ, ગુરૂના પ્રતાપે પૃથ્વી પાક આપશે તેહ. ॥૬૧૩॥
જે કલિના રાજા મહા કપટી હોયે, સેના નાયેકને રૈયત ધુતારી સોયે. ॥૬૧૪॥
લોભી રાજાને લંપટી થાશે પ્રધાન, તેની રૈયત ચોર ધુતારી હોશે જાણ. ॥૬૧૫॥
ત્યાં લોભી પંડિત વાંચે સ્વાર્થે પુરાણ, ત્યાં તો લંપટ શ્રોતા બેઠા જાણ. ॥૬૧૬॥
યુધ્ધ સમે સહસ્ત્રયોધ્ધા રણ માંહે ચઢે, સહસ્ત્ર માંહે કોઈ એક સન્મુખ લઢે. ॥૬૧૭॥
લાખ મધ્યે એક દાનવંતા નર રે જોયે, કરોડ મધ્યે એક યોગી યતિ હોયે. ॥૬૧૮॥

રાજા યુધિષ્ઠિર બંને હાથ જોડીને અત્યંત દીનતાથી ભગવાન બુધ્ધને બોલ્યાઃ 'હે સ્વામીન્ ! દયાળુ દાતાર ! અમારી મુકિત કયા ઉપાયથી થશે. એ કૃપા કરીને મને કહો.' ત્યારે બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'ધર્મરાજા, હું કહું છું તે વચન સત્ય માનીને એ પ્રમાણે વર્તો. હવે દ્વાપર યુગ ખતમ થઈને કલિયુગમાં કોઈનું પણ મન સ્થિર રહેશે નહીં. કારણ, સાડા ઓગણીસ વીસા પાપકર્મનો પ્રવાહ વહેશે એટલે સો કર્મમાં સાડા સત્તાણુ કર્મ પાપ કર્મ રહેશે અને બાકીઅઢી કર્મ જ ફકત પુણ્યકર્મ રહેશે. આવા પ્રકારની અત્યંત દુઃસહ સ્થિતિ આ કલિયુગની રહેશે.' યુધિષ્ઠિર બોલ્યાઃ હે બુધ્ધ સ્વામી ! જો આ પ્રકારનો કલિયુગ છે તો આ કલિયુગમાં સંસાર કઈ રીતે ચાલશે ? આ કલિયુગમાં લોકવ્યવહાર કયા પ્રકારનો રહેશે ? એ તમે અમને કહો. આ કલિયુગમાં રાજા કયા પ્રકારના થશે ? પ્રધાન કેવા પ્રકારના હશે ? અને પ્રજા કેવા પ્રકારની હશે ? વેદવેત્તા શાસ્ત્રીપુરાણીત કયા પ્રકારના હશે અને શ્રોતા કયા સ્વરૂપના હશે ? રણસંગ્રામમાં કયા પ્રકારના યોધ્ધા હશે અને યુધ્ધ કઈ રીતે થશે ? આ કલિયુગમાં યોગી યતિ બ્રાહ્મણ કયા પકારનો થશે અને દાનધર્મ કયા પ્રકારનું થશે ? આ બધું અમને કહેવાની કૃપા કરો. કલિયુગમાં વૃષ્ટિ કયા પ્રકારની થશે ? જમીનમાં કયા પ્રકારના પાક થશે ? એ પણ મને કહો.' ત્યારે બુધ્ધ બોલ્યાઃ 'હે રાજા, યુધિષ્ઠિર, આ કલિયુગમાં બધાં જ કર્મો વિપરીત થશે. અત્યંત અલ્પ એવી વૃષ્ટિ થશે અને પૃથ્વીમાં અન્નધાન્ય અત્યંત અલ્પ પ્રમાણમાં થશે. ગ્રહગતીના ફેરામાં અને કલિયુગમાં અસત્યાચરણને કારણે પૃથ્વી એકદમ નિસ્તેજ થશે. અન્નધાન્યની સમૃધ્ધતા બિલકુલ જ રહેશે નહીં. પ્રજા, પશુ પક્ષી એમની સંખ્યા વિપુલ પ્રમાણમાં થશે અને એ કારણે અન્નધાન્યની અતિશય તુટ પડશે. માટે લોકો તૃણધાન્ય વગેરે પર જ નિર્વાહ કરશે. મનુષ્ય વસ્તી અત્યંત વધશે. સમુદ્રમાંના જળચર પ્રાણીઓ ઉપર ઉપજીવીકા કરશે. અન્ન ધાન્ય વસ્ત્ર સંપત્તિની અલ્પતા હોવાથી દાન, કર્મ, ધર્મ વગેરે લોપ પામ્યા જેવાં થશે. ત્યાગવૃત્તિ ઓછી થશે. અને સ્વાર્થ વૃત્તિ વધશે. લક્ષાવધી લોકોમાંથી એકાદ દાનવંત થશે, દાનકર્મ કરતી વખતે પણ મોટાપણું કરશે. કોટયાવધી લોકમાંથી એકાદ ખરો યોગી યતિ થશે. હજારો લોકોમાંથી એકાદ યોધ્ધો થશે અને તેવા હજારો યોધ્ધાઓમાંથી એકાદ શુરવીર સાચી યુધ્ધકલા શાસ્ત્રવિશારદ થશે. રાજકર્તા લોભી સ્વાર્થી એશ આરામી અને લાંચ ખાઉ થશે. પ્રધાન પણ એવા જ પ્રકારના લંપટી અને સ્વાર્થી થઈને પ્રજાને લુંટશે. પ્રજાનાં ધનમાલ જીવનનું રક્ષણ કરવાની જવાબદારી ભુલીને તેમની ધનસંપત્તિ પોતાના હસ્તકે કઈ રીતે આવશે એ ઘ્યેય વિચારીને પ્રજાને લૂંટશે. પ્રજાની સ્ત્રીઓનું શીલ રક્ષણ કરવાનું છોડીને તેમની બેઆબરૂ કરીને શીલભ્રષ્ટ કરશે. આવા પ્રકારના રાજ્યકર્તા અને પ્રજા પણ તેવા જ પ્રકારની ચોર, દંભી, સ્વાર્થી, લંપટ, ધુતારી એવી થશે. સત શાસ્ત્ર પુરાણોનો લોપ થશે. રાજાઓની કથા, વાર્તા કપોલકલ્પિત સાહિત્યને વિશેષ પ્રાધાન્ય આવશે. લોભી પંડિત શાસ્ત્રી પોતાના માહાત્મ્ય વધારવા માટે એવા પ્રકારની કથા પુરાણોનો અર્થ લગાડીને શ્રોતાઓને પોતાના તરફનું આકર્ષણ લગાવશે. શ્રોતા પણ મતલબી દંભી, કપટી અને લંપટ થશે અને આ રીતે આ કલિયુગમાં 'લોભી ગુરૂને

લંપટ ચેલા, દોનોંકા નરકમેં ઠેલઠેલા.' આ પ્રકારની પરિસ્થિતિ થશે. જે સાચા સદગુરૂ યુગગુરૂ ધર્મપ્રવર્તક ગુરૂ હશે, પોતે બ્રહ્મ સ્થિતિમાં રહીને સદ્‌ભક્તોનો ખરેખર આત્માન્નતિનો ઉપદેશ આપીને એ પ્રમાણે જે આચરણ કરશે એવા સદ્‌ગુરૂના અને સદ્‌ભક્તોના પુણ્ય પ્રતાપે સૃષ્ટિચક્ર ચાલી શકશે. અન્યથા વિનાશકાળ, આપદ્‌સ્થિતિ, ધરતીકંપ, અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, ભયાનક આગ, રોગ, આપઘાતી મૃત્યુ એમનું પ્રમાણ વધીને પ્રજા ત્રસ્ત થશે.

**ત્યારે રાજા યુધિષ્ઠિર બોલ્યા છે વિખ્યાત, તમને શ્રીબુધ્ધ પુછું એક વાત. ॥૬૧૯॥**
**કલિયુગમાંહે કોણ તીર્થ તે કહીયે જાણ, ત્યાં કોણ સુપાત્ર મુખે દીજીયે દાન. ॥૬૨૦॥**
**ભાગવન્તા કોણ વ્રત કલિયુગમાહે કરે, કોણ દિશાયે બેસીને જાપ ઓચરે. ॥૬૨૧॥**
**કલિયુગમાંહે કયાં વાશો રહેશે ધર્મ, કયાં જઈને પાપના છુટીયે કર્મ. ॥૬૨૨॥**
**કયાં થાશે તે ધર્મ કહો હે મહાદેવ, કયાં જઈ વાણી સુણીયે ત્રતખેવ. ॥૬૨૩॥**
**કવણ દાન કલિયુગમાંહે દહે, કોણ વિધિયે કેવા સુપાત્ર તો તે લહે. ॥૬૨૪॥**
**ત્યારે શ્રીબુધ્ધ બોલ્યા રે ત્યાં વાત, સુણો યુધિષ્ઠિર હું તમને કહું સાક્ષાત. ॥૬૨૫॥**
**આજ ગત તીર્થ કલિયુગમાંરે જાણ, અને સદ્‌ગુરૂ બ્રહ્મા મુખે દીજીયે દાન. ॥૬૨૬॥**
**બીજ શુક્રવારી કલિયુગમાંહે વ્રત કરો, અને પશ્ચિમ દિશા સન્મુખ બેસી જાપ ઓચરો. ॥૬૨૭॥**
**ત્યાં તો દયા આલંભે ઉપજશે ધર્મ, ગતગંગામાહે જઈ છુટીયે કર્મ. ॥૬૨૮॥**
**સંપતે જે સેજ દાન કલિયુગમાં રે દેયે, તેણે સંતોષથી વિધીયે સુપાત્ર જો લેયે. ॥૬૨૯॥**
**કલિયુગમાં જો ક્ષમારૂપી સ્થાપતે ધર્મ, ક્રોધી વાણીના ના સુણીયે મર્મ. ॥૬૩૦॥**
**ત્યારે યુધિષ્ઠિર બોલ્યા ત્યાં તો વિખ્યાત, કહો શ્રીભગવાન કલિયુગની વાત. ॥૬૩૧॥**
**ચારે યુગમાં કલિયુગ છેલ્લો આવે સાર, તે તો પુણ્ય પાપનો કેવો કરે વ્યવહાર. ॥૬૩૨॥**
**કહો સ્વામી કલિયુગ કેરી સર્વ વાત, ત્યારે શ્રીબુધ્ધ બોલ્યા મહા વિખ્યાત. ॥૬૩૩॥**

રાજા યુધિષ્ઠિરે બુધ્ધ ભગવાનને કહ્યું: 'હે સ્વામી બુધ્ધનાથ ! મારા મનનો એક સંશય દુર કરો. આ કલિયુગમાં પ્રાધાન્યભૂત અને મુક્તિદાયક તીર્થ સારાં કયાં હશે ? તેમજ દાનકર્મ કરવા માટે યોગ્ય સત્પાત્ર કોને સમજવા ? હે ભગવાન અતિશય શ્રેષ્ઠ એહિક અને પરલૌકિક સૌખ્યા શાંતિદાયક વ્રત કયાં કરવાં અનેજપ, પૂજા, ધ્યાન, સ્મરણ કરવામાં યોગ્ય એવી દિશા કઈ હશે ? આ કલિયુગમાં કયા મહત્વના આશ્રયથી ધર્મ રહેશે ? પાપકર્મનો હાસ કયા કર્માચરણથી થશે ? આ કલિયુગમાં ધર્મનું સ્વરૂપ શું હશે ? કઈ વાણી શ્રવણ કરવાથી શ્રેય લાભશે ? દાન કરવાનું સ્વરૂપ વિધિ પાત્રાપાત્ર વિચાર કયા પ્રકારનો હશે ? એ બધું તમે અમને કહેવાની કૃપા કરશો.' ભગવાન બુધ્ધ બોલ્યા: 'હે રાજા ધર્મ, તેં પૂછેલા બધાં પ્રશ્નોના ઉત્તર હું તમને આપું છું તમે એકાગ્રચિત્તે શ્રવણ કરો. આ કલિયુગમાં અતિશ્રેષ્ઠ અને પરમ પાવક એવા અનેક તીર્થો છે. મુખ્યતીર્થો અષ્ટાત્તરશત એટલે ૧૦૮ અત્યંત મહત્વના છે. ત્યાં સ્નાન કરવાથી, એ તીર્થક્ષેત્રોના દર્શન કરવાથી જીવાત્માના બધાં પાપ પરિમળ ધોવાઈ જાય છે. આ પ્રકારના એ તીર્થ દર્શન છે. પણ સદ્‌ગુરૂચરણે એ બધા તીર્થનો મહિમા છે કારણ તેનું વાસ્તવ્ય સદ્‌ગુરૂચરણે છે. એવા સદગુરૂના વાસ્તવ્યને સ્થાને એકત્ર આવીને જે ગતગંગા, તેની સેવા પૂજા અર્ચના કરે છે, જ્ઞાન શ્રવણ કરે છે, અધ્યાત્મજ્ઞાનની ચર્ચા અને આચરણ જે જગ્યાએ થાય છે એ ગતગંગાતીર્થ આ કલિયુગમાં વિશેષ પ્રાધાન્યભૂત અને મુક્તિદાયક છે એમાં જે સત્સંગ કહેવાય છે. આવા ગતગંગાના સ્થાને સત્સંગની જગ્યાએ કરેલા દાન એ જ સત્યપાત્રી છે. એ સદગુરૂ મહાત્માના ધામ પર ચાલતાં અન્નક્ષેત્ર,

ગોરગરીબ, અપંગ, અનાથ, પીડિત લોકોની થતી સેવા, ધર્મશાળા, અનાથાલયો ઔષધાલયો, ગ્રંથાલયો, સંકટગ્રસ્ત લોકો માટે કરેલી મદદ વગેરે અનેકાનેક કાર્યો માટે લાગનારી ધનસંપત્તિ અન્ન વસ્ત્ર વગેરે કરીને મદદ કરવું, દાન કરવું એજ ખરૂ સત્પાત્રી દાન છે માટે આ કાર્યો જે મહાત્માના હાથે થાય છે. તેમની સંસ્થામાંથી થાય છે, એવા સદ્ગુરૂ મહાત્માઓને દાનધર્મ અત્યંત શ્રેયસ્કર છે. જ્યાં દાન કરેલી ધનસંપત્તિનો-અન્નવસ્ત્ર દ્રવ્યનો દુરૂપયોગ થાય છે. તેનો વપરાશ કરાય છે,એવા અપાત્ર જગ્યાએ દાનધર્મ કરીને કંઇ લાભ નથી. જે પાત્ર આપેલ દાનકર્મનો યોગ્ય સદુપયોગ કરે છે તેને જ દાનધર્મ કરવું  આ કલિયુગમાં એહિક અને પરલૌકિક સૌખ્યા શાંતિ પ્રાપ્તિ માટે શ્રેય પ્રાપ્તિ થાય છે એવા યુગતિથિનું વ્રતાચરણ કરવું. કલિયુગની યુગતિથિ શુક્રવારના ચંદ્રદર્શન છે માટેએ વ્રતના આચરણથી મનુષ્યને પરમાર્થ લાભ થાય છે.જપપૂજા,ધ્યાનકરવા માટે શ્રેયસ્કર જયોતિ સન્મુખ છે.  દાન,દયા, તપશ્ચર્યા અને શુચિભૂર્તતા આ ચારેય અંગોથી રહેવા ધર્મનું આચરણ કલિયુગમાં ફકત પ્રાણીમાત્ર પર દયા કરવી, આત્મૌપમ્ય બુધ્ધિથી વર્તવું એ અત્યંત મહત્વનું અને અત્યાવશ્યક છે. નિત્યનિત્ય ગતગંગામાં જઇને સત્સંગમાં રહીને કૃતકર્મનાં પાપ પરિમળ ધોઇ કાઢવું અગત્યનું છે. ક્ષમા એટલે દુ:ખ સહન કરવું અને બીજા પ્રત્યે સહાનુભુતિ રાખી ક્ષમાનું દાન કરવું. સંસારમાં આ કસોટી સહન કરવી એ તપ છે. માટે ઉદાર બુધ્ધિથી જીવપ્રાણી માત્ર પર દયા કરીને ક્ષમા કરવી. ક્રોધાયુકત વાણીનો ઉપયોગ કરવાથી કોઇ પણ કાર્યસિધ્ધી થશે નહીં. માટેમૃદુ અને સત્યવાણીનો ઉપયોગ કરવો. સાંભળનારને આનંદઅને સંતોષ આપનાર સત્ય કલ્યાણકારક, જે વાણીથી અજ્ઞાન નહીવત થઇને આત્મપ્રાપ્તિનો માર્ગ મળે છે, જેને સાંભળનારને અભાવ થતો નથી એવી વાણી વાચીક તપ છે. સમય વ્યર્થ ન કરતાં ઇશ્વર સ્મરણ, વેદાધ્યન એમાં જે વાણીનો ઉપયોગ કરે છે તેને જ વાચિક તપ કહે છે. દાનનું પણ એવું છે.સ્વકષ્ટથી અને સન્માર્ગથી મેળવેલ ધન પુણ્યક્ષેત્ર સત્પાત્ર મહાત્માને આદરપૂર્વક આપ્યું હોય એ સાત્વિક દાન છે. જેના તરફથી સદ્ઉપયોગ થશે. તેને જ દાન કરવું અને હું દાતા આ યાચક એવો ભાવ ન રાખતાં જે દાન અપાય છે તેને સાત્વિક દાન કહે છે.ફલેચ્છા ન રાખતાં દાન કરવુ એને સાત્વિક દાન કહે છે. પરંતુ મોટાઇ મળશે આ ઇચ્છાથી ગાયને ચારો અથવા પહેરામણીની દ્રષ્ટિ રાખી સગાસંબંધીને લગ્ન કાર્યનું આમંત્રણ આપવું અથવા લાંચ લઇને બીજાના કામ કરવા, એમ લોકોને પોતાનાં વખાણ કરાવવાં એવી ઇચ્છાથી જે દાન કરે છે તેને રાજસ દાન કહે છે. નગરનો ચૌટા, અપવિત્ર વસ્તી રહેલી જગ્યા અથવા અરણ્ય આવા જગ્યાએ એકત્ર થઇને જુગારી, વેશ્યા, ભાટ અથવા તમાસાગીર લોકો એમને જે લોકો રાત્રે ચોરી કરીને લાવેલ ધન મોટા ઉદારપણાથી વહેંચણી કરે છે, તેમના એ દાનને તામસદાન કહે છે અથવા કદાચિત સત્પાત્ર મનુષ્યને આપે તો પણ તેની માનહાની કરીને અને અપશબ્દ બોલી જે દાન અપાય છે તે તામસ દાન હોય છે. વેદમંત્રોથી યુકત કરેલ અને સ્વીકારેલ દાન આપનારને અથવા લેનારને બંધનકારક રહેતું નથી. આ માટે દાનકર્મ, યજ્ઞપૂજા, અર્ચનાદિ કર્મો, તપકર્મો વગેરે સર્વ વેદ મંત્રોચ્ચારથી યુકત બ્રહ્માર્પણ કરીને કરવું.'

યુધિષ્ઠિરે કહ્યું: 'હે બુધ્ધનાથ ભગવાન ! ચાર યુગોમાંથી કલિયુગ એ છેલ્લો આવ્યો છે. આ કલિયુગની સ્થિતિ કેવી હોઇ શકે છે. તેના આચારધર્મ પુણ્યપાપ કર્મના વ્યવહાર કેવા પ્રકારના થશે, એ બધું તમે અમને કહો. ત્યારે ભગવાન બુધ્ધે યુધિષ્ઠિરને કહ્યું:



**શ્રીબુધ્ધ કહે સુણો યુધિષ્ઠિર કહું સાક્ષાત, સર્વ કલિયુગ તણી કહું સત્ય વાત. ॥૬૩૪॥**
**જે ચારે યુગમાં આ કલિયુગ છે સાર, તે તો સર્વે પાપપુણ્યના કરે નિસ્તાર. ॥૬૩૫॥**
**કલિયુગમાં પાપી ધર્મી એકજ તડે ફરે, ત્યાં તો પાપી બુડે ને ધર્મી તો તરે. ॥૬૩૬॥**

જે પહેલાં સત્યયુગમાં કરતા પુણ્ય, તેની કથા સુણો રાજા એકે મન. ॥૬૩૭॥
સહસ્રવાર જયારે દેતા રે દાન, ત્યારે તેનું ફળ એકવાર લેતા પ્રમાણ. ॥૬૩૮॥
એકવાર દાન જો કલિયુગમાં રે દહે, તે સવાલાખ ઘણેરૂ મુનિવર લહે. ॥૬૩૯॥
એસા પુણ્ય તો કલિયુગમાંહે વિસ્તરે, એ યુગમાં અનંત કરોડી જીવ ઉધ્ધરે. ॥૬૪૦॥
મુખ્ય અથર્વવેદ કલિયુગમાંહે વહે, તે ત્રણ વેદીનું તો ઠામ નહી રહે. ॥૬૪૧॥
બહુ પાપ આ કલિયુગમાં વિસ્તરે, તો પણ આ કલિધર્મને સાચો તો કરે. ॥૬૪૨॥
કઠણ દાનને કઠણ છે આ સંસાર, વળી કઠણ રાજા પ્રજાના વ્યવહાર. ॥૬૪૩॥
જે ચોર ધુતારાના તો કર્મ જો કરે, આવા બ્રહ્મજ્ઞાન તે મનમાહે નવધરે. ॥૬૪૪॥
શ્રીહરિને મુકેને માને પથ્થરને ભૂત, જેમ માબાપને ના માને દુષ્ટ કપૂત. ॥૬૪૫॥

બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'હે રાજા યુધિષ્ઠિર ચારેય યુગમાં આ કલિયુગ છેલ્લો છે. આની આગળ પાંચમો યુગ જ નથી અને સર્વ પ્રાણીમાત્ર સૃષ્ટિનો અંત છે માટે આ કલિયુગ અત્યંત મહત્વનો અને અમુલ્યનો છે. આમાં જીવાત્માના બધા કૃત કર્મનો ભોગનો પરિપાક થશે. પાપકર્મ અથવા પુણ્યકર્મનો નિવેડો થઈને તત્કાળ તેના ફળ જીવાત્માને ભોગવવાં પડશે. આ કલિયુગમાં પાપી અને ધર્મી, દેવ અને દાનવ, સુર-અસુર એક જ જગ્યાએ કર્મ કરશે, એક ક્ષેત્રમાં એ પોત પોતાના ગુણકર્માનુસાર કર્મો કરશે પણ દરેકની મતિ-બુધ્ધિ ભિન્ન હોવાથી તેમને પોત પોતાનાં કૃતકર્મના ફળ સારા અથવા ખરાબ ભોગવવાં પડશે. આ હાથે કામ આ હાથે દામ એવાપ્રકારની કર્મભોગની સ્થિતિ આ કલિયુગમાં વિના વિલંબ ભોગવવી પડશે. તેમાં પાપી ડુબશે અને ધર્માચરણ કરનારા પુણ્યાત્માનો ઉધ્ધાર થશે. સત્યયુગમાં એક હજાર વખત કરેલા દાનકર્મનું એક વાર ફળ મળે છે. પણ કલિયુગમાં એકવાર નિરિચ્છ બુધ્ધિથી કરેલા દાનકર્મનું ફળ સવાલાખ ગણું પ્રાપ્ત થાય છે. એટલે સત્યયુગ કરતાં કેટલાંય ગણો આ કલિયુગ મુમુક્ષુ જીવાત્માને લાભદાયી છે. સત્યયુગમાં એક હજાર વર્ષ સુધી કરેલી તપશ્ચર્યાનું ફળ આ કલિયુગમાં એક જ દિવસમાં કરેલા તપશ્ચર્યાથી પ્રાપ્ત થાય છે. એ પુણ્યકર્મનું અનંત ફળ પ્રાપ્ત થવાથી જ બાકીના ત્રણે યુગમાં થઈ ગયેલા જીવાત્મા આ કલિયુગમાં કલિયુગના અંત સમયે અનંત કરોડી જીવાત્માઓને સદગતી-મોક્ષગતી મળશે. આ કલિયુગમાં મુખ્ય પ્રાધાન્યભૂત એવા અથર્વવેદનું મહાત્મ્ય અવર્ણનીય છે. ત્રિવેદના-વેદત્રયીના કર્મકાંડને કારણે મનુષ્ય મન સ્થિર રહી શકશે નહીં. કારણ ફક્ત એહિક સુખોપભોગ માટે થતાં યજ્ઞયાગ પૂજા અર્ચાદિ કર્મને કારણે મનુષ્યનાં જીવનમાં પૂર્ણત્વ આવતું નથી તો એ મેળવીને પણ છેલ્લો જે પુરૂષાર્થ-મોક્ષ-સંપાદન કરવું છે અત્યંત મહત્વનું અંતિમ ધ્યેય છે. અથર્વવેદમાંના ગૂઢ એવા બ્રહ્મવિદ્યાના અભ્યાસ સિવાય એ સાધ્ય થતાં નથી માટે અથર્વવેદ એ વેદત્રયીનો કળશ છે. એ સિવાય મોક્ષ મંદિરમાં પૂર્ણત્વ આવશે નહીં. હે ધર્મરાજ, આ કલિયુગમાં જો કેટલોય કઠણ દુસ્તર હોય તો પણ અત્યંત મહત્વનો અને ઉપયુક્ત છે. આમાં કૃતકર્મનો યોગ્ય અને એજ સમયે નિવેડો થાય છે અને સત્યનું ફળ મળે જ છે. સત્યની નાવ કલિયુગના પાપ પ્રવાહમાં અતિશય ડોલાયમાન થાય છે પણ યોગ્ય સ્થાને જઈને જ પહોંચે છે. આવા પ્રકારનો આ કલિયુગ અત્યંત શ્રેષ્ઠ છે. એમાં રાજા-પ્રજાના વ્યવહાર સંબંધ અતિ દુસ્તર રહેશે. ભૂતભક્તિને અને દાંભિકપણાને અતિશય પ્રાધાન્ય આવશે. જે પ્રમાણે એકાદ માતાપિતાનો દુષ્ટ કુપુત્ર હોય છે. એ બંડખોરપણાથી માતાપિતાને ત્રાસ આપે છે એ પ્રમાણે અધર્મી ઢોંગી, દંભી લોકો સાચા ઈશ્વરને છોડીને દંભપણાથી લોકોને લૂંટીને પોતાના જ વિચારો લગાવી ડુબાડશે અને પોતે તો કાયમના નરકાગરમાં પડશે જ.

જે કલિયુગના બ્રાહ્મણ વાંચે ઠાલા રે વેદ, કલિયુગમાં અથર્વવેદના કરે નિષેધ. ॥૬૪૬॥
કલિયુગના બ્રાહ્મણ લાલચુ ને અશુધ્ધ, ભાઈ તેથી તો તેઓની ગઈ છે રે બુધ. ॥૬૪૭॥
યુગ પરમાણે ના ઓળખે સદ્‌ગુરૂની સુધ, તે દશમા અવતારની ના જાણે બુધ. ॥૬૪૮॥
કલિયુગ માંહે પશુહિંસા બહુજ થાયે, ધર્મેથી ગાયે પૂજાયે પણ તેની હિંસા થાયે. ॥૬૪૯॥
કલિયુગના લોક મન દયા નવ તે ધરે, અને વિશ્વાસઘાત તો તે બહુજ કરે. ॥૬૫૦॥
એવા કલિયુગમાં ચંડાલ જાણો નર તેહ, સમયના વિષ્ણુ રૂપને ના ઓળખે જેહ. ॥૬૫૧॥
વિષ્ણુ કુળ વિના તો બ્રાહ્મણ નહી, ચંડાળ નિંદા બ્રહ્મા વિષ્ણુની કરશે સહી. ॥૬૫૨॥
આજ નારાયણ રૂપે વિષ્ણુ માનીયે, ભેદ તેના અથર્વવેદ ભણે જાણીયે. ॥૬૫૩॥
શ્રીવિષ્ણુ કહે દ્વાપર તો ગયા વહી, એથી કુળ મર્યાદા સર્વ ઝાંખી થઈ. ॥૬૫૪॥
આદ્ય નારાયણે કલિયુગને તો આપ્યુ રાજ, તે માટે વિષ્ણુ નારાયણ રૂપે થયા મહારાજ. ॥૬૫૫॥
નિષ્કલંકી હોશે નારાયણ અંશ રાજન, અથર્વવેદી આવશે તે અશરણાશરણ. ॥૬૫૬॥
શ્રી બુધ્ધ કહે બ્રાહ્મણ કલિયુગમાં જાણ, જે અથર્વવેદી બ્રહ્મવિદ્યા જાણે પ્રમાણ. ॥૬૫૭॥
કલિયુગમાંહે વિષ્ણુ બ્રાહ્મણ ઘેર જાણ, બીજા બ્રાહ્મણ તે ભકતો નિર્વાણ. ॥૬૫૮॥

કલિયગુમાં બ્રાહ્મણ શુષ્ક વેદ પઠન કરશે. એ વેદ પઠનનો કોઈ ઉપયોગ - લાભ થશે નહીં. અંદર અંદર કુટીલ મત ભેદથી એક બીજાનો દ્વેષ નિંદા તિરસ્કાર કરીને ઉચ્ચ નીચ એવા ભેદ પાડશે. અથર્વવિદને નિકૃષ્ટ માનીને તેનો નિષેધ, અવહેલના,, તિરસ્કાર કરશે. અથર્વવિદનું મહત્વ જાણશે નહીં. ધનસંપત્તિની લાલચથી એટલે ફકત દક્ષિણા લાભના ઉદ્દેશથી જ વૈદિક કર્મકાંડ યજ્ઞયાગ કરાશે. તેમાં શુધ્ધાશુધ્ધતાનો, પાવિત્ર્યતાનો વિચાર કરશે નહીં. ગ્રહગતી શુભાશુભ ફળ વગેરે ગૌણ માનશે અને ધાર્મિક ભાવના સમજીને શુધ્ધાશુધ્ધતાનો વિચાર કર્યા સિવાય કર્મો કરશે. તેવા કર્મ યશસ્વી ન થતાં વિપરીત પરિણામ ઘડાઈને લાવશે અને એ કારણે લોકોની ધાર્મિક ભાવના શ્રધ્ધા ઓછી થશે. દસમા અવતારના કાર્ય માટે અને અવતાર માટે લોકોમાં ભ્રમ પ્રસરાવશે. માટે સત્ય વસ્તુસ્થિતિ માટે અસંબધ્ધતા થશે. કલિયુગમાં પશુઓની સંખ્યા વિપુલ પ્રમાણમાં થશે તેના પાલન પોષણ માટે યોગ્ય એવાં જંગલો ન હોવાથી ચારા પાણીના અભાવે પશુની સંખ્યા ઓછી કરવી પડશે. પર્યાયથી પશુહિંસાનો ઉભરો આવશે અને તેનો દોષ ગણાશે નહીં. ધર્મથી ગાયો પૂજ્ય મનાશે તેની પણ હિંસા થશે. લોકોના મનમાં કોઈ પણ પ્રકારનો દયા ભાવ પ્રેમ ભાવ રહેશે નહીં. વિશ્વાસઘાત તો પદોપદી કરશે. લોભસ્વાર્થ માટે એક બીજાના બળે પાડવામાં એ કમી કરશે નહીં. હિંસકવૃત્તિ અતિશય બળવત્તર થશે. આવા કૃત્યોને કારણે જ આ કલિયુગને બધામાં નિકૃષ્ટ ચાંડાળ પ્રમાણે ગણેલ છે. આવા કલિયુગમાં વિષ્ણુ ભગવાનને અથવા તેના અવતાર પાત્રને જે જાણશે નહીં એને પણ ચંડાળ જ જાણવો. ભગવાન વિષ્ણુના અથવા તેના અવતારની ઉપાસના સિવાય કોઈ પણ કુળને, વંશને, ઘરાનાને પ્રાધાન્ય મળશે નહીં, કારણ વિષ્ણુની ભકિત એ સાત્વાધિકય ગુણયુકત હોવાથી સત્વાંશ ગુણ સિવાય બ્રાહ્મણને મહત્વ નથી. જે બ્રહ્માની વિષ્ણુની મહેશની નિંદા કરશે એ ચંડાળ સમજવો. બ્રહ્મા એ સદગુરૂ રૂપે, વિષ્ણુ અવતાર રૂપે અને મહેશ ઈશ્વરસ્વરૂપે આ જગતમાં પોત પોતાના યોગમાયાના અંશભુત સ્વરૂપથી જગત્કાર્ય કરી રહ્યા છે. તેમના આ કર્મ રહસ્ય ન જાણતાં તેમની જે નિંદા કરે છે એ ચંડાળ સમજવો. અથર્વવિદ આ કલિયુગનો પ્રાધાન્યભુત વેદ છે. આ કલિયુગમાં ભગવાન વિષ્ણુ નિષ્કલંક રૂપ ધારણ કરીને અવતાર કાર્ય કરવાના છે. આ કલિયુગમાં કોઈપણ એકજ વંશને, કુળને, ઘરાનાને, જાતીને, વર્ણના પ્રાધાન્ય રહેશે નહીં. બધાની કુળ મર્યાદા

વગેરે નષ્ટ થશે. આદ્ય નારાયણે આ કલિયુગને આપેલ વરદાન અનુસાર આ કલિયુગ એ સર્વશ્રેષ્ઠ ગણાશે. ત્રણ યુગમાં વર્ણ જાત વંશ ભેદ મનાય છે, પરંપરાગત એ ભેદ પળાયા પણ કલિયુગમાં વર્ણ જાત કુળ વંશનું અભિમાન માનવીની ઉન્નિતમાં આડું આવશે. માટે ભગવાન વિષ્ણુ એક સામાન્ય ગરીબ ઘરાનાનો આશ્રય લઈને માનવ જાતિના એકાકારની ધુરા પોતે વહેવડાવશે. અઢાર જાતી, ચાર વર્ણ એક થશે અને તેના આ એકાકરને જે માનશે નહી તેનો વિધ્વસ કરાશે અને પછી ભંગવાન નિષ્કલંકી નારાયણ અથર્વવિદ બ્રહ્મવિદ્યાનો સર્વત્ર પ્રસાર કરીને માનવોની અધ્યાત્મિક શકિતની વુધ્ધિ કરીને આત્મોન્નતિ કરાવશે. આવા પ્રકારનો એ અશરણાશરણ ભગવાન (જે કોઈને પણ શરણ જતો નથી પણ સર્વ ભૂતપ્રાણી જાત અનન્ય ભાવે જેના શરણમાં આવે છે એ આદિનારાયણ) આ કલિયુગમાં અનંત લીલા કરશે. આ માટે હે સદ્ભકત પાંડવો તમે પણ અથર્વવેદી બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરો, આચરણ કરો અને અથર્વવેદી બ્રહ્મવિદ્યા સંપન્ન બ્રાહ્મણના ઘરનો આશ્રય લઈને ભગવાન અવતાર ધારણ કરેશે એ કોઈના પણ ઘેર બાળક રૂપે જન્મ લેશે નહીં. એ તો પોતે સ્વયંસિધ્ધ પ્રગટ થશે. કલિયુગમાં તેની જ ભકિત પ્રાધાન્યભૂત રહેશે. જે તેની ભકિત કરશે એ આ કલિયુગમાં બ્રાહ્મણ પ્રમાણે પૂજ્ય ગણાશે.

**ત્યારે જે ભકત જનની નિંદા તો કરે, તેના પાપ તો કર્મ કરીને નહી ઉતરે. ॥૬૫૯॥**
**જે ભકતને વહાલા હોસે શ્રીહરિ સહી, તે તો નિંદા અરીપરી કોઈની કરસે નહીં. ॥૬૬૦॥**
**મનુષ્ય રૂપ માંહે સાચા દેવ કહીયે તેહ, સતપંથ પાળી દેવના ગુણ રાખે જેહ. ॥૬૬૧॥**
**મનુષ્યમાત્ર માંહે ઉત્તમ અધમ તો કોઈ નથી, ઉત્તમ અધમ કર્મ કહાવે છે તેની મતી. ॥૬૬૨॥**
**સહસ્ત્રનામ પોતે ભણાવ્યા છે હરિ, સત્ય સેવાને પાંચજ્ઞાન રાખે પાઠ કરી. ॥૬૬૩॥**
**પોતે ગતગંગા આગળ હાલ નિવેદન કરે, તેતો જીવ મુવે યમયાતના નવ સહે. ॥૬૬૪॥**
**વળી જે નર સહસ્ત્રનામ શિખે રે નહી, આપ ડહાપણે મિથ્યા લવરી કરશે સહી. ॥૬૬૫॥**
**હરિ કહે તેવાનુ મુખ જોતા લાગે બહુ પાપ, સર્વે સાધુજન તેણે તો દેવે અતિશ્રાપ ॥૬૬૬॥**
**મનુષ્યમાંહે ના શિખે જ્ઞાન જેહ, હરિ કહે ધિક અવતાર જાણે તેહ. ॥૬૬૭॥**
**જે શિખવતા મન સંકોચ કરે, તેના શિર પાપીના પાપ જો ચઢે. ॥૬૬૮॥**

જે ભકતજનોની નિંદા કરશે, સાધુ સંતમહાત્માઓની અવહેલના તિરસ્કાર કરશે, તેનાં એ પાપકર્મો કોઈપણ ઉપાયથી મટી શકશે નહીં. જે ભકતોએ ફકત એકમેવ ઈશ્વર પર પોતાનો દ્રઢવિશ્વાસ રાખીને તેને જ પોતાનું તનમનધન પ્રાણ અતિ પ્રેમ આદરથી અર્પણ કરશે, જેનો પ્રિય પ્રેમાસ્પદ એ ભગવાન જ હશે. એ કોઈની પણ નિંદા કરતો નથી, મત્સર દ્વેષભાવ તિરસ્કાર આ તેનામાં જ નહીં હોય. સર્વભૂત પ્રાણીમાત્ર પર એ અખંડ પ્રેમની વૃષ્ટિ કરે છે, મનુષ્યરૂપમાં એ એક ચાલતો બોલતો ઈશ્વર સમજવો. પથ્થરની મૂર્તિમાં ઈશ્વરત્વ કલ્પીને માનવું પડે છે પણ તેવા સદભકતના હૃદયમાં ઈશ્વર સાતત્યથી અખંડીત રીતે બેઠેલો હોય છે. સતપંથ કર્મનું પાલન આચરણ કરનારા મુમુક્ષોની પણ આ જ સ્થિતિ હોય છે. દેવોના ગુણ એટલે દૈવી સંપદાના ગુણ જેમનામાં હોય છે એ ખરા સતપંથી હોય છે. આ દૈવી સંપત્તીના ગુણ છે-

પહેલો ગુણ એટલે અભય છે. જે સર્વ જગ આત્મસ્વરૂપમાં જુએ છે તેને સંસારનો ભય ક્યાંથી રહેશે ? પોતાની જગ પ્રત્યેની અદ્વૈત ભાવના થયા પછી ભયનું નામ સંભળાતું નથી. બીજો ગુણ શુધ્ધ બુધ્ધિ છે. જે પ્રમાણે ગંગાના પાણી હંમેશા નિર્મળ હોય છે. એ પ્રમાણે જેની બુધ્ધિ નિર્મળ હોય, સંકલ્પ વિકલ્પ એ બંને જે જગ્યાએ નિર્માણ થતા નથી. રજોગુણ અને તમોગુણ નહીવત થઈને જે બુધ્ધિને આત્મચિંતનની આવડત થાય એ શુધ્ધ બુધ્ધિ છે. ત્રીજો ગુણ

એટલે ચિત્તવૃત્તિ સ્થિર કરવું. એને જ જ્ઞાનયોગ કહે છે. ચોથો ગુણ દાન જે પોતાનો શત્રુ હોય અને તેને પણ સંકટમાં મદદ કરવી એ સાચું દાન છે. વૃક્ષ જે પ્રમાણે પોતાના પાન, ફુલ, ફળ, છાયા એ કેટલાંય વટેમાર્ગુને પરમાર્થ ભાવે આપે છે. એ પ્રમાણે કાયાવાચા મનથી અને સંપત્તિ પ્રસંગાનુસાર હોય એ આપી અસહાયને સમાધાન કરવું જે સાચું દાન કહેવાય છે પાંચમો ગુણ ઈંદ્રિયો તાબામાં રાખવી એને દમ કહે છે. આ દૈવી સંપત્તિનો પાંચમો ગુણ છે. આનાથી સાચું વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. બધાને પોત પોતાના માનવ અધિકાર અનુસાર જે જે ધર્મ હોય છે તે તે યથાશાસ્ત્ર પાળવો પરંતુ તેમાં ફળની આશા રાખવી નહીં. એને જ યજ્ઞ કહે છે. પોતાનું મુખ જોતા આવડે માટે જે પ્રમાણે અરીસો વારંવાર લુછીને સ્વચ્છ મુકીએ એ પ્રમાણે ઈશ્વરનું સ્વરૂપ જાણી એ માટે કાયમ વેદાભ્યાસ કરવો અને તેની સ્તુતિ સ્ત્રોત ગાયન, એને સ્વાધ્યાય કહે છે. બ્રાહ્મણોએ વેદના બ્રહ્મસુત્રો અને ઈશ્વરનાં નામ વારંવાર બોલવાં. ધુપ અગ્નિ પર પડીને તેનો નાશ થાય છે. પણ એ બધાને સુગંધ આપે છે એ પ્રમાણે આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવા માટે પ્રાણ ઈંદ્રિયો અને શરીર જીવરવવું એને જ તપ કહે છે. બધાં પ્રાણીમાત્રથી સૌજન્યથી વર્તવું એને આર્જવ કહે છે. જગતના સુખ માટે કાર્ય કરતા રહેવું, કાયા વાચા મનથી કોઇને દુભાવવા નહી એને જ અહિંસા કહે છે. સત્યમધુર અને હિતકારક એવું ભાષણ એ સત્ય બોલવું. તીક્ષ્ણ પરંતુ સાંભળવાથી મધુર હોય એ વાણી સત્ય વાણી છે. કાળજાને વિંધનાર કઠોર બોલ સાંભળીને પણ જેને ક્રોધ આવતો નથી તે સ્થિતિને અક્રોધ કહે છે. રાખમાં ઘી હોમવાથી જેમ અગ્નિ સળગતો નથી તેમ જે શબ્દપયોગથી કામ ક્રોધ ઉત્પન્ન થાય છે તેનો ઉચ્ચાર કરવાથી પણ જેને ક્રોધ આવતો નથી તેને અક્રોધત્વ કહે છે. ઉંઘનો ત્યાગ કરવાથી જેમ સ્વપ્ન ત્યાગ જાતે જ થઈ જાય છે, જેમ દુષ્ટ વિચારોનો ત્યાગ કરવાથી વિષયોપભોગનો ત્યાગ જાતે થાય છે એ પ્રમાણે જ્ઞાની પુરૂષ 'હું' આ અહંકારનો ત્યાગ કરીને સંસારમાં રહે છે તેને જ સાચો ત્યાગ કહે છે. આની આગળનો ગુણ એટલે પરમશાંતિ. આત્મવસ્તુ સાથે એકરૂપતા જ્યારે થાય છે ત્યારે અંતઃ કરણમાં સાચી શાંતિનું રાજ્ય શરૂ થાય છે. કોઈપણ દુઃખી જીવને તેના દોષથી મુકત કરીને તેને મદદ કરવું મહાપુન્ય છે. પુર્ણિમાના ચંદ્ર શીતળતા આપવામાં નાનો એવો ભેદભાવ ન કરતાં જે પ્રમાણે બધાને એક સરખો જ આપે એ પ્રમાણે દુઃખીઓનાં દુઃખ હરણ કરતી વખતે આ ઉત્તમ આ અધમ એવો ભેદ દયાર્દ્ર અંતઃકરણનો મનુષ્ય કરતો નથી, એ ગુણને જ દયા કહે છે. જે પ્રમાણે વહેનારૂ પાણી રસ્તામાં આવનારાને ખોબા ભરીને આપ્યા સિવાય આગળ જતાં નથી તેમ પોતાને શરણે આવેલા મનુષ્યને સંતોષિત કર્યા સિવાય જે રહેતો નથી અને બીજાના સુખ જોઇને જેને સમાધાન થાય છે એ સાચો દયાળુ મનુષ્ય છે. કોઈપણ વિષયોમાં મન લલચાવવામાં નહીં એને અલોલુપત્વ કહે છે. જળચરોને પાણી, પક્ષીઓને આકાશ અથવા નાના બાળકોને માતાનો પ્રેમ જેમ સુખકર લાગે છે તેમ જગના જીવ માત્રના વિષયે જેને પ્રેમક્ષ થાય છે તે ગુણને માર્દવ કહે છે.મન અને પ્રાણના સંયમથી ચંચળતા નહીવત થાય છે ત્યારે દેહને અને મનને સ્થિરત્વ આવે છે, તેને અચળપલ્ય કહે છે. ઇશ્વર પ્રાપ્તિ માટે જ્ઞાનમાર્ગે મનથી આચરણ કરવું એને શારીરિક તેજ કહે છે. સહનશીલતા હોઈને તેનો ગર્વ ન થવો એને ક્ષમા કહે છે. આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એવી સર્વ પ્રકારના સંકટ ગહન કરવું એ ગુણને ધૃતિ કહે છે. શરીર અને મન પવિત્ર અને શુધ્ધ રાખવું એને જ શૌચ કહે છે. ગંગાનું પાણી સમુદ્ર તરફ જતી વખતે કાંઠા પર આવેલા વૃક્ષોનું પોષણ કરે છે અને સ્નાન કરનારાનાં પાપ અને તાપ નહીવત કરે છે એ પ્રમાણે સ્વાર્થ સ્વાધિન રહેવાથી બીજાને પણ જે સુખ આપે છે તેમના આ ગુણને અદ્રોહત્વ કહે છે. લોકોમાં માન મળવાથી જેને સંકોચ થાય છે તેના એ ગુણને અમાનિત્વ કહે છે. એમ આ દૈવી સંપત્તીના ગુણ છે. મનુષ્યજાતમાં ઉચ્ચનીચ એવા જન્મથી કોઇ પણ નથી. જેના તેના ઉત્તમ અધમ કર્માનુસાર અને બુધ્ધિનુસાર એ મનુષ્ય ઉત્તમ અથવા અધમ થતો હોય છે. પરમેશ્વરને

સહસ્ત્ર નામ છે. કોઈપણ નામે હાક મારીએ તો પણ તે એને જ ઉદ્દેશીને હશે માટે તેના સ્થાને ઉત્કૃષ્ઠ નિકૃષ્ઠ એવો ભેદ નથી. મનુષ્યએ હંમેશા ઉત્તમ બુધ્ધિનો ઉપયોગ કરીને ઉત્તમ કર્મ કરીને ઉત્તમ થવાનો પ્રયત્ન કરવો. પંચવિષયોનું જ્ઞાન સંપાદન કરીને, પંચેન્દ્રિય દમન કરીને સત્યવચન અને સેવા વૃત્તિનું અવલંબન કરવું. સત્સંગમાં નિત્ય નિત્ય રહીને ગતગંગામાં કૃતકર્મનું નિવેદન કરીને કર્મદોષ ટાળવો એટલે એ જીવાત્માને યમયાતના ભોગવવાનો સમય આવશે નહીં. પરમેશ્વરનાં સહસ્ત્ર નામ હોવા છતાં યુગાવતારના નામને જે લોકો અજાણ્યા નહીં અને અમુક જ નામ શ્રેષ્ઠ, અમુક કનિષ્ઠ એવો ભેદ કરે છે. આવા ભેદબુધ્ધિ માનવોનું મુખાવલોકન પણ દુષિત જાણવું, સંત મહાત્મા સત્પુરૂષ એવા દ્વેષી મત્સરી મનુષ્યને સમજાવે છે છતાં તેનો નિષેધ કરે છે. આ મનુષ્ય જન્મમાં આવીને પણ માનવીની ઉન્નતિનું જ્ઞાન જે મેળવતા નથી. માનવતા ધર્મ પ્રમાણે વર્તવાનો જે પ્રયત્ન કરતા નથી તેમનો માનવ જન્મ વ્યર્થ જાણવો. પશુ પક્ષીઓના જન્મ કરતા પણ તેવા અકર્મણ્ય મનુષ્યનો જન્મ ધિક્કારવા પાત્ર સમજવો. જે મનુષ્યએ સ્વપ્રયત્ને સતશાસ્ત્રોનો અભ્યાસ કરીને અથવા સતગુરૂ મહાત્માઓ પાસેથી આત્મોન્નતિનું જ્ઞાન સંપાદન કરીને પોતાની આધ્યાત્મિક પ્રગતિ કરી છે. તેમની ઉપર સમાજનું ઋણ હોય છે. એટલે માનવમાત્ર ને સંપાદન કરેલા જ્ઞાનનો ઉપદેશ કરીને સમાજ જાગૃતિ કાર્ય કરવું. પોતાના આદર્શથી સમાજને દીપાવીને જ્ઞાનજ્યોતિનો પ્રકાશ કરવો. એ કરતી વખતે જો સંકોચ કરશે અથવા સંકુચિત વૃત્તિથી જ્ઞાનદાન કરશે તેના શિર પરથી આ ઋણ ઉતરશે નહીં માટે સતજ્ઞાન પોતે સંપાદન કરવું અને લોકોને તેનો ઉપદેશ કરીને જ્ઞાન સંપન્ન કરવું એ શ્રેષ્ઠ કર્મ યોગ છે.

**જે હરિદ્વારે જઈ પ્રસાદ માંગી લેહે, હીણે કાજે કુળ મર્યાદા મુકે તેહે. ॥૬૬૯॥**
**આંબલા પ્રમાણે કહ્યો પ્રસાદ જાણ, ભેટ મોકલેલ ભગવાનની તે માન. ॥૬૭૦॥**
**જે ભેટ આપ્યા વિના પ્રસાદ લેહે, તે તો દેવનો કૃતઘ્ની પાપી છેયે. ॥૬૭૧॥**
**હરિદ્વારે ચોરી કરે નર જેહ, રોમે રોમે દુ:ખીયો થાશે તેહ. ॥૬૭૨॥**
**પ્રસાદમાં જે કરે ભાગ વિભાગ, તેણે તો માથે પડે છે મોટું પાપ. ॥૬૭૩॥**
**ઋષિ શ્રાપ તો ભલેરો રે સહી, પણ ચોરી સરખુ કોઈ પાપ તો નહી. ॥૬૭૪॥**
**જે જન ધર્મ ઉપરથી પ્રીત ઓછી કરે, તેનુ પાપ તો તેણે મસ્તકે ચડે. ॥૬૭૫॥**
**તે માટે તમે ધર્મ સાંભળો સાર, અજ્ઞાન સમો બીજો પાપ નહી નિર્ધાર. ॥૬૭૬॥**
**એમાં પ્રસાદની ચોરી જે કરે, તે પાપી તો કદી કહી નહિ ઠરે. ॥૬૭૭॥**
**અન્યાયે લેઈને ડગ જો ભરે, એને બ્રહ્મહત્યા તો માથે ચડે. ॥૬૭૮॥**
**ઋષિવરનું લક્ષણ પ્રસાદ માગે નહી, હરિદ્વારે ગયે તો પ્રસાદ પામે સહી. ॥૬૭૯॥**
**પ્રસાદ છે મોટું પાપ, હરિદ્વારેથી ફરે તેણે લાગે છે શ્રાપ. ॥૬૮૦॥**
**તે માટે જ્ઞાન શિખીયે સહી, જેમ અજાણ્યો દોષ લાગે નહીં. ॥૬૮૧॥**
**જે નર જાણે ને શીખે રે જ્ઞાન, તે નરને પ્રીતી હોયે શ્રીભગવાન. ॥૬૮૨॥**
**જ્ઞાની તો કરે વિચારની રે વાત, જેથી વધે તેના દિલની ખ્યાત. ॥૬૮૩॥**
**અજ્ઞાની નર જુગમાં હોયે જેટલા, અને એ તો સ્વર્ગ નહી પામે તેટલા. ॥૬૮૪॥**
**વેદ વિના તો હરિ ઓળખાયે નહી, જેમ કોઈ મૂર્ખને અન્ન આપે સહી. ॥૬૮૫॥**

**અજ્ઞાની હોયે તે ના જાણે ભગવાન, જ્ઞાની તે જાણે પુરૂષ પુરણ. ॥૬૮૬॥**
**તે માટે તમે યુધિષ્ઠિર જોયે, ધર્મવિના સત્યની છાપના હોયે. ॥૬૮૭॥**
**અથર્વવેદી સર્વ કર્મ એહ, અને આલજો દાન વિના અભિમાને જેહ. ॥૬૮૮॥**

'જે પરમેશ્વરના દરબારમાં એટલે મંદિર પૂજાગૃહ વગેરે જગ્યાએ ફકત પ્રસાદ મેળવવાની આશાથી જાય છે તે હીન પ્રવૃત્તિના જાણવા. જેમણે કુળ શિલની મર્યાદા છોડી છે તે જ હીનદીન પેટ ભરવાના આશયથી મંદિર, પૂજા ગૃહ, સદાવ્રતો વગેરે જગ્યાએ દોડે છે. પ્રસાદ મેળવવો હોય તો અને સદાવ્રતમાં જમવાનું હોય તો એ ભગવાનના ધામ પર ભેટવસ્તુ, પ્રસાદ વસ્તુ, પદાર્થ, દ્રવ્ય, અન્નધાન્ય અર્પણ કરવું. કંઈ પણ અર્પણ કર્યા સિવાય પ્રસાદ લેવો અથવા જમણ કરવું કે દેવઘરમાં ચોરી કરવી એ મહાન પાતક છે. ત્યાંની વસ્તુ જે લોકોએ આપેલી હોય તે ભગવાનને ભેટ માનીને અર્પણ કરેલી હોય છે માટે ભગવાનના મંદિરની હોય છે. એ વસ્તુ પર કુદ્રષ્ટિ રાખીને ચોરી કરવી અથવા પોતે ઉપભોગ કરવો એ મહાન પાપમૂલક છે. તેવા વ્યકિતના રોમે રોમ દુઃખ વ્યાપી પીડા ભોગવશે. પ્રસાદ વહેંચતી વખતે જે મોં જોઈને ઓછું વધારે ભાગ વિભાગ કરે છે એ પણ પાપકર્મના અધિકારી થશે. ૠષિશ્રાપ અત્યંત દુસ્તર હોય છે. એ પણ ઉઃશાપથી મટી શકશે પણ પરેમશ્વરના દરબારમાં કરેલી ચોરી, અન્યાય, વ્યભિચાર, ભ્રષ્ટાચાર, બેઈમાનીપણું એના ફળ ભોગવ્યા સિવાય છુટકો જ નથી. આ કર્મદોષોના ફળ પેઢી વંશ પરંપરાગત ભોગવવાં પડે છે. જે મનુષ્ય ધર્મ ઉપર શ્રધ્ધા ઓછી કરશે તેનું પાતક પણ શિર પર આવી પડશે. ફકત એહિક લાભ તરફ દ્રષ્ટિ રાખી ધર્માચરણ કરતો હોય છે એ તેની આકાંક્ષા પૂર્ણ થતી નથી ન હોય એટલે મનુષ્યની ધર્મ તરફ અનાસ્થા થાય છે, પણ આ તેની સંકુચિત ભાવના છે. દ્રઢ શ્રધ્ધાથી ધર્માચરણ કરવાથી મનુષ્યની એહિક અને પરમાર્થિક ઉન્નતિ થાય છે. આ માટે હે સદભકતો, પહેલા તમે સતપંથ સદ્ધર્મનું જ્ઞાન સંપાદન કરો. અજ્ઞાનપણા ન રહેશો. મનુષ્ય જન્મમાં આવી ધર્મનું જ્ઞાન ન હોવું પાપમુલક છે. પશુઓને પશુધર્મનું જ્ઞાન હોય છે. આહાર, નિદ્રા, મૈથુન ન શિખવતા પણ નિસર્ગતા પશુ પક્ષી જીવ પાણીમાત્રમાં હોય છે. એ પ્રમાણે માનવને માનવતા ધર્મનું જ્ઞાન અને આચરણ અત્યાવશ્યક છે. અજ્ઞાનતા જેવું બીજું કોઈ પાપ નથી. અન્યાય બળજબરીથી બેઈમાની બનીને જે અન્ન ખાશે તેને બ્રહ્મહત્યાનું પાતક લાગશે. તે અપાર યમયાતના ભોગવશે. પોતાના મુખે ન માંગતા જે પ્રસાદ મળે છે એ જ સાચો પ્રસાદ હોય છે. જે સાચા ૠષિવર હોય છે તે પોતે કદી પણ મુખથી માગતા નથી. પરમેશ્વરના દરબારમાં આવ્યા પછી પ્રસાદ ન માગતાં મળે છે, પણ જીવાત્માની તેવી શ્રધ્ધા હોવી જોઈએ. પ્રસાદ વસ્તુ સ્વરૂપે, અન્નરૂપે જોવા ન મળે તો સંત મહાત્માનો કૃપા પ્રસાદ અયાચિત પણ મળતો જ હોય છે. તે દ્રઢશ્રધ્ધાથી ન હોય અને પ્રસાદની યાચના કરો તો તેને પ્રસાદ મળશે પણ તેની ભાવના વાસના ફકત પ્રસાદ પુરતી જ છે એમ ગણાઈને તે નિરિચ્છ બુધ્ધિથી કરેલી ભકિતથી છે. માટે કોઈપણ કામના મનમાં ન રાખતાં ભગવાનનું સ્મરણ ચિંતન ધ્યાન કરો. પરમેશ્વરના દરબારમાં જઈને વિન્મુખ રહેવું એટલે તેની ભકિત, પૂજા, અર્ચના, ધ્યાન, ચિંતન, સ્મરણ ન કરવું, જ્ઞાનચર્ચા ન સાંભળવી, સત્સંગ ન કરવો, અર્થહીન ચર્ચાઓ કરવી વગેરે અને અકર્મણ્યતેત રહેવું તે અત્યંત અનર્થમૂલક પાપ મૂલક છે. એ માટે હે સદ્દભકતો તમે જ્ઞાન મેળવો. અજ્ઞાનપણામાં રહેશો નહીં. ફકત અંધશ્રધ્ધાની ચાહ પકડશો નહીં. જે મનુષ્ય આત્મજ્ઞાન સંપાદન કરીને તે પ્રમાણે આચરણ કરે છે તે ભગવાનને અત્યંત પ્રિય હોય છે જે ભકત સર્વ ઈંદ્રિયો સહ પોતાનું ચિત્ત ઈશ્વરને અર્પણ કર્યા પછી દેહભિમાન આપો આપ નહીવત થાય છે અને ભગવાનની પ્રાપ્તિ સહજ થાય છે. ચોવીસ કલાકમાંથી દસમો ભાગ મનથી ક્ષણભર જો પોતાનું ધ્યાન ભગવાન તરફ લગાવ્યું તો જ

મુકિત મળશે. ધાર્મિક અભ્યાસથી દુષ્કર વાતો પણ સાધ્ય કરાય. પણ કદાચિત આ વાત રૂચી કર ન હોય તો પણ મન વાચા અને શરીર એમની તરફથી જે જે આચાર ઘડાશે તે તે હું કરૂ છું. એમ જાણશો નહીં. અભિમાન છોડીને સર્વ કર્મ મને અર્પણ કરો. એટલે સહજરીતે તમે મુકત થશો. કર્તાહર્તા નિશ્ચલચાલક પરમાત્મા છે એવી ધારણા રાખો. અથવા આ પણ ન થાય તો કર્મ કરીને તેના ફળની અભિલાષા કરશો નહીં. શેકેલું બીજ રોપવાથી જેમ ઉગતું નથી એ પ્રમાણે નિરિચ્છ બુધ્ધિથી કરેલા કર્મને કારણે ફરી જન્મ લેવો પડતો નથી. ધર્મઅભ્યાસ કરતાં જ્ઞાન થાય છે. જ્ઞાન કરતાં ધ્યાન એ ઉપરની પાયરીનું અને કર્મનો ફળોનો ત્યાગ એ એના કરતાં પણ શ્રેષ્ઠ છે. બધામાં શ્રેષ્ઠતમ વાત જો કોઈ હોય તો તે એટલે આત્માનુભવ છે. તેની પ્રાપ્તિથી માનવને અખંડ આનંદનો લાભ થાય છે. ઈતર વિષયોનો આનંદ તે નિત્ય મેળવવો પડે છે પરંતુ બ્રહ્માનંદ એ એવી વાત છે કે જે એકવાર જ મેળવવા માટે કષ્ટ પડે છે પણ મળ્યા પછી ફરી યાતાયાત કરવી પડતી નથી. તેમજ એ આનંદ કોઈ કાઢીને પણ લઈ શકતું નથી. સાચો સદ્ભકત કોઈ પણ પ્રાણીનો દ્વેષ કરતો નથી. તેને ઉંચનીચ એવી કલ્પના નથી હોતી. ગાયની તરસ છીપાવવી અને વાઘને વિષ દઈને મારવો એવો ભેદભાવ જે પ્રમાણે પાણી પાસે નથી હોતો તે પ્રમાણે સર્વ પ્રાણી માત્ર જોડે તે મિત્રભાવ રાખે છે. તે ક્ષમાથી સંપન્ન હોય છે. સમુદ્ર જે પ્રમાણે જળથી પરિપૂર્ણ હોય છે તે પ્રમાણે તે નિત્ય સંતુષ્ટ હોય છે. મન અને બુધ્ધિ ઈશ્વરને જ અર્પણ કરીને તેના ભજનાનંદમાં એ રંગાઈ ગયો હોય એવો ભકત ભગવાનને પ્રાણ કરતાં પણ પ્રિય હોય છે. ચંદ્ર પ્રમાણે જે સર્વ પ્રાણીમાત્રને સમાન માને છે, જે નિંદાથી ગુસ્સે થતો નથી અથવા સ્તુતિથી પ્રસન્ન થતો નથી, જે લાભ થયો હોવાથી સંતોષ અને હાની થવાથી ઉદ્વેગ માનતો નથી, એવો જે સદ્ભકત તેને પરમ વંદનીય જાણવો. તેવા સદ્ભકત તીર્થોને પણ પાવન કરે છે. તેમના રક્ષણ માટે પોતે નિર્ગુણ નિરાકાર ઈશ્વર, સગુણ સાકાર થઈને દોડતો આવે છે ભગવાન બુધ્ધે કહ્યું: હે સદ્ભકતો, તમારી ભકિતબળે જ હું અહીં ખેંચાઈ આવ્યો. તમે મને અત્યંત પ્રિય છો.'

**હરિ એમ ઓચરે સાંભળો સતીજન આજ, અમે સધામે સીધાવશું તમે સબળા કરજોડ. ॥૬૮૯॥**
**ત્યારે પાંડવ બોલીયા વાણ, અમને અહીં ના સોહાયે ભગવાન. ॥૬૯૦॥**
**ચરણ ધારણ કીધા આજ લગી, તે કેમ છોડાયે અવિનાશ. ॥૬૯૧॥**
**આ ચાલે કલિયુગમાં સર્વે કપટનું રાજ, ત્યાં તમો ભકત પાંડવો કેમ કરી કરસો રાજ. ॥૬૯૨॥**
**સુણો રાજા યુધિષ્ટિર તમશું કહું, હમે તો કલિયુગમાં પ્રગટ નહી રહું. ॥૬૯૩॥**
**ત્યારે પુછે યુધિષ્ટિર સુણો મુરાર, સ્વામી તમ વિના કેમ ચાલે સંસાર. ॥૬૯૪॥**
**સુણો રે યુષ્ટિર હું તમશું કહું, અમે તો ભકતના હૃદયે ગુપ્ત હોઈને રહું. ॥૬૯૫॥**
**જો તમે ધરણી પગ ના ધરો યદુરાયે, તો સંસાર સઘળો પ્રલયે જાયે. ॥૬૯૬॥**
**તમે સુણો વિનંતી દેવ મુરાર, અમને કહો તમ રહેવાનો ઠોર. ॥૬૯૭॥**
**જો તમે રાજા યુધિષ્ઠર પુછો એહ, તો ઠામ અમારૂ બતાવું છું તેહ. ॥૬૯૮॥**
**જેસા ફુલમાં વાસ હોયે, તેસા ઘટઘટ વ્યાપક જોયે. ॥૬૯૯॥**
**જેસા તનમાહે કહિયે પ્રાણ, તેસા ચૌદ ભુવનમાં વ્યાપાક જાણ. ॥૭૦૦॥**
**સુણો રે યુધિષ્ટિર તમને કહું અણી પેરે હું કલિયુગમાં રહું. ॥૭૦૧॥**

ભગવાન બુધ્ધે પાંડવોને કહ્યું: 'હે સદ્ભકતો મેં તમારા હિતનો આત્મકલ્યાણ માર્ગ તમને કહ્યો. એ પ્રમાણે

વર્તીને આત્મકલ્યાણ કરી લો. હવે મારું અવતાર કાર્ય પૂર્ણતામાં આવ્યું મને મારા સ્થાને જવું જ જોઈએ. હવે તમે મને રજા આપો અને સુખથી અને પોતાની સદ્બુધ્ધિથી કર્તવ્ય કર્મ કરો. ત્યારે પાંડવો બોલ્યાઃ હે સ્વામી ! તમે આમ વિપરીત કેમ બોલો છો. અમે તમારા દાસ સેવક છીએ. તમે અમારા સ્વામી પ્રેમાળ પિતા છો, સન્માર્ગદર્શન સદ્ગુરૂ છો. અમે તમને રજા આપનાર કોણ છીએ. તમને રજા આપીને તમારા સિવાય અમે અહીં રહીશું નહીં. હે નાથ ! આજ સુધી આ દાસોએ તમારી સેવા કરી. આ ચરણ આજ સુધી અમે અમારા હૃદયમાં ધારણ કર્યા. આજે એનો વિયોગ અમને સહન થશે નહીં. હે સદગુરૂનાથ ! અમને છોડીને તમે જશો નહીં. હે અવિનાશી યુગગુરૂ ! જો તમને જવું હોય તો અમને પણ તમારી સાથે લો. કૃપા કરો હે જગન્નાથ ! તમારા સિવાય એક ક્ષણ ભર પણ અમે અહીં રહીશું નહીં.' ભગવાન બુધ્ધ બોલ્યાઃ 'હે સદ્ભકતો, મને પણ તમારા જેવા સદ્ભકતો સિવાય રહેવું ગમતું નથી, પણ જગતકાર્ય કરવા માટે યોગમાયાની આડ લઈને જે કાર્ય હું કરૂ છું તેને મારા જ હાથે બાંધી લાવી શકતો નથી. હું તમારા હૃદયમાં ગુપ્તરીતે નિત્યનિરંતર છું, પણ પ્રગટ સાકાર રૂપે મારાથી વધારે રહેવાશે નહીં. તમારે હજુ ખુબ કાર્ય કરવાનાં છે. આટલા મોટા ભારતવર્ષના રાજાની ધુરા તમારા શિર પર છે. તે જવાબદારી પાર પાડીને અથવા બીજી કોઈ યોગ્ય વ્યકિત પર એનો ભાર સોંપીને તમે મારૂ અનુસરણ કરજો. આ કપટી અને દુરાચાર કલિયુગમાં રહેવા કરતાં તમને રાજયનો ત્યાગ કરવો જ શ્રેયસ્કર થશે. હે ધર્મરાજા, આ કલિયુગમાં પ્રગટરૂપે રહેવાશે નહીં.' યુધિષ્ઠિર બોલ્યાઃ ' હે ભગવાન પછી તમારા સિવાય આ જગતચક્ર કઈ રીતે ચાલશે ? તમારા અસ્તિત્વ સિવાય આ જગતનો કોઈ જ વ્યવહાર થઈ શકશે નહીં. આખું જગ પ્રલયાપ્રત જશે. ' ત્યારે બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'હે ધર્મરાજા, તમારૂ કહેવું એકદમ યોગ્ય છે પણ હું આ કલિયુગમાં પ્રગટ સગુણ સાકાર રૂપે રહી શકીશ નહીં. સદ્ભકતોના હૃદયમાં ગુપ્ત રૂપે અખંડીતપણે રહીશ. સદ્ભકત, સંત, સત્પુરૂષ, સદ્ગુરૂ મહાત્માઓ મારા જ અંશથી પરિપૂર્ણ રહેશે. હું જ તેમના રૂપે આ જગતમાં અજ્ઞાની જીવાત્માઓને જ્ઞાન પ્રકાશ આપીશ. આ આખું જગત મારા જ અંશથી થયેલ યોગમાયાનું નિર્માણ છે. તેમાંના અણુરેણુમાં ચૈતન્ય પ્રકાશ રૂપે મારું જ અસ્તિત્વ છે. પણ માયાની ઉપાધી ભેદથી પ્રાણીમાત્રમાં અવિદ્યાનું આવરણ પ્રસરેલું હોય છે. માટે જીવાત્મા મને ન જાણતાં પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ કલ્પિને અહંભાવથી કર્મ કરે છે અને જન્મ મરણને અને નાના પ્રકારની વાસનાત્મક ભોગયોની પ્રાપ્ત થાય છે. વસ્તુતઃ પ્રત્યેક ચૈતન્યરૂપે મારું અસ્તિત્વ હોય છે. જે પ્રમાણે ફુલમાં સુગંધ હોય છે જીવ પ્રાણી માત્રમાં પ્રાણસ્વરૂપે હું જ વિચરું છું. તે પ્રમાણે સંપૂર્ણ વિશ્વ બ્રહ્માંડ સુક્ષ્મ રૂપે હું વ્યાપ્ત છું. આજે જે જાણે છે તેમની પાસે હું પ્રત્યક્ષ પ્રગટ હોવું છું.

ત્યારે રાજા યુધિષ્ઠર બોલ્યા સાર, તમે પ્રગટરૂપ કયાં ધરશો મુરાર. ॥૭૦૨॥
ત્યારે શ્રીબુધ્ધ બોલ્યા વિખ્યાત, સુણો યુધિષ્ઠિર તમને કહું વાત. ॥૭૦૩॥
સહસ્ત્રદ્વિપ ઉત્તમ ઠામ, ત્યાં શેષશાયી નારાયણનાં સ્થાન. ॥૭૦૪॥
તે શ્વેતદ્વિપ માંહેથી અમે અવતરૂ સાર, અને આ કલિમાં દશમો અવતાર. ॥૭૦૫॥
ભરતખંડે જંબુદ્વિપે અમે આવસુ નિર્વાણ, અને શ્રીનિકલંકી ધરાવું નામ. ॥૭૦૬॥
સહસ્ત્રદ્વિપમાં ઠામ અમારો છેયે, કળા અમારી ગુરૂ બ્રહ્માંડમાં રહે. ॥૭૦૭॥
ત્યાં યુધિષ્ઠિર પુછે શિર નામ, અમને ગુરૂબ્રહ્માનું બતાવો ઠામ. ॥૭૦૮॥
શ્રીબુધ્ધ કહે ગુરૂબ્રહ્માજીનું ઠાયે, તમે વચન અમારા સુણજો હો રાયે. ॥૭૦૯॥

કલિયુગમાં નારાયણનો પ્રકટ વાસ

જે જંબુદ્વિપ ભરતખંડરે જાણ, ત્યાં કુંવારીકા ક્ષેત્ર મહા ઉત્તમ ઠામ. ॥૭૧૦॥
ઈમામપુરી નગરીમાં ગુરૂ ઈમામશાહ રહે, કલિયુગમાં ગુરૂ બ્રહ્માનું થાનક એહ છેયે. ॥૭૧૧॥
સાબરમતી તીર પાવન ગંગા કહેવાયે, ગુરૂબ્રહ્મા જયોત ત્યાં પ્રગટ હોયે. ॥૭૧૨॥
ત્રણ દેવની કળા લઈ ગુરૂ ફરશે સહી, તે ગુરૂમાં સતના દિવા દેખાશે સહી. ॥૭૧૩॥
જયાં ગોરનર ઈશ્વર કહ્યા ઠામ: ત્યારે પાંડવે કર્યા હરિને પ્રણામ. ॥૭૧૪॥

ધર્મરાજાએ ભગવાનને કહ્યું: 'હે સ્વામી ! તમે પ્રગટ રૂપ કયારે અને કયાં ધારણ કરશો એની જાણ અમને આપો. ત્યારે બુધ્ધ ભગવાન બોલ્યાઃ હે રાજા યુધિષ્ઠિર, હું તમને મારા પ્રગટ વાસ્તવ્યનું સ્થાન કહું છું તે તમે ધ્યાનથી શ્રવણ કરો. શ્વેતદ્વિપ એ મારું શેષશાયી નારાયણનું મુખ્ય વાસ્તવ્ય છે. એ જગ્યાએ એટલે ઉત્તર ધ્રુવ પ્રદેશમાં એક હજાર બેટનો દ્વિપ સમુદ્ર છે. ત્યાં મનુષ્ય વસ્તી નથી ફક્ત બરફ સર્વ દુર પ્રસરેલ છે. આ મહાસાગરના ઉત્તરભાગ એટલે બરફાચ્છાદિત પ્રદેશ છે. અહીં શેષશાયી નારાયણનું મુખ્ય વાસ્તવ્યસ્થાન હોઈને આર્યનું મુળ ઉગમસ્થાન છે. આવા બ્રહ્મવૈવર્તપુરાણ, વિષ્ણુપુરાણ, બ્રહ્મપુરાણ વગેરે ગ્રંથમાં વર્ણન છે. એને જ શ્વેતદ્વિપ હે છે. આ સ્થા નથી જ હું કલિયુગના છેલ્લા પ્રહરમાં નિકલંકી નારાયણ રૂપે પ્રગટ થઈને અવતાર ધારણ કરીશ. મારું વાહન જે શેષ નાગ છે તે શ્વેત અશ્વ થશે અને તેની .પર આરૂઢ થઈને શ્વેતદ્વિપમાંથી હું જંબુદ્વિપ ભરતખંડમાં કુવારીકા ક્ષેત્ર પર આવવા માટે પ્રયાણ કરીશ. મારા અવતારની કળા સદગુરૂ બ્રહ્મા પાસે રહેશે. સદગુરૂ બ્રહ્મા એ કલિયુગમાં સદગુરૂશ્રી ઈમામશાહના નામે પ્રગટ થશે. એ જગતને પોતાની બ્રહ્મજ્ઞાનનો પરિચય આપશે અને કુંવારીકા ભૂમીમાં પોતાનું આસન પ્રગટ કરશે. આ કુંવારીકા ભૂમી સાબરમતી નદી કિનારે હશે. આ સાબરમતીને કલિયુગમાં ગંગાનું મહત્વ આવશે. તેની પૂર્વ દિશાએ ત્યાં સદ્દગુરૂ બ્રહ્મા પોતાની દિવ્ય અમરજયોત પ્રગટ કરશે. આ સદગુરૂ બ્રહ્માપાત્ર એટલે ઈમામશાહ મહારાજ બ્રહ્મા વિષ્ણુ અને મહેશ આ ત્રણે દેવોની કળાથી યુકત થયેલા ગુરૂ દત્તાત્રેય પ્રમાણે બ્રહ્માના અંશભુત હશે. યુગધર્માનુસાર તેમના તપોબળથી એ બ્રહ્મસ્વરૂપી સન્માર્ગ દર્શક એવા યુગગુરૂ થશે અને જગતને સતરૂપ દિવ્ય જ્ઞાનનો પ્રકાશ બતાવી મુકિતમાર્ગે લઈ જનાર એવા દિપસ્તંભ રૂપ થશે. તો હે સદભકતો, આ કલિયુગના અગમ્ય અને અતિગુહ્ય એવા આ આગમભેદ મેં તમને કહ્યા એ તમે સત્ય જાણો. ત્યારે પાંડવોએ શ્રીહરિને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને હાથ જોડીને તે બુધ્ધ ભગવાનને અન્ય ભાવે વિનવવા લાગ્યા.

હે યુધિષ્ઠિર સત્યવચન સુણજો મોયે, વળી અમારો ત્રીજો ઠામ કહુ છું તોયે. ॥૭૧૫॥
જયાં મળે ગત ને એકાન્ત હોયે, ત્યાં નિત નિત અમી પીયે સહુ કોયે. ॥૭૧૬॥
જયાં એક મના કરગરે ને પાલે વેદની વાણ, રાચે તે ઘર વાસો અમારા જાણ. ॥૭૧૭॥
જે પાલે બ્રહ્મક્રિયા ગૃહસ્થધર્મમાં રહી, તે ઘર વાસો અમારો સહી. ॥૭૧૮॥
જયાં મલી ગતને હરિનુ સ્મરણ કરે, એ એક મના થઈ જ્ઞાન ઓચરે. ॥૭૧૯॥
જે ધરે હરિનું ધ્યાન એક મેના થઈ, રાચે તે ઘર વાસો અમારો સહી. ॥૭૨૦॥
જે વિષ્ણુભકત દયાવંતારે હોયે, અને ક્રિયા સઘળી પાળે સોયે, ॥૭૨૧॥
આજ ધરમ કરતા ના કરે વાણ, રાચે તે ઘેર વાસો અમારો જાણ. ॥૭૨૨॥
જ્ઞાની ધ્યાની ગુરૂ આજ્ઞાયે રહે, અને સુખદુ:ખ દિલના હરિને કહે. ॥૭૨૩॥

જે સંત સંતોષી ક્ષમાવંતા હોયે, રાયે તે ઘર વાસો અમારો જોયે. ॥૭૨૪॥
જે ઉદ્યમ કાજે જગમાંહે ફરે, હરિનું સ્મરણ સદા હૃદયમાં ધરે. ॥૭૨૫॥
જે નીચી દ્રષ્ટે હસમુખ હોયે, તે ઘર વાસો અમારો જોયે. ॥૭૨૬॥
જે ધનવંતા જોબનવંતા જાણ, જે ગર્વ થઈ ફરે નહી નિર્વાણ. ॥૭૨૭॥
કુડકપટ ત્યજે પરસ્ત્રી વ્યભિચાર, રાયે તે ઘર વાસો અમારો સાર. ॥૭૨૮॥
સુણો રે યુધિષ્ઠિર તમસું કહું, એણી પેરે કલિયુગમાં ગુપ્ત હોઈ રહું. ॥૭૨૯॥
જયારે હરિયે કહ્યો ગુરૂનરનો ઠામ, ત્યારે યુધિષ્ઠિરે તે દિશાને કર્યા પ્રમાણ. ॥૭૩૦॥

બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'હે રાજા ધર્મ, મારા નિત્ય વાસ્તવ્યનું સ્થાન હવે હું તમને કહું છું તે સાંભળો. જ્યાં ગતગંગા એકત્રિત થાય છે. એક ચિત્તથી એકાગ્ર મનથી પરમેશ્વરનું ધ્યાન સ્મરણ ચિંતન કરે છે. વૈદિક વિધિનુસાર કલશ પુજાદિ પુજાવધિ કરે છે. સદ્ગુરૂ મહારાજના ચરણામૃત પ્રાશ કરે છે અને તેમની શિક્ષાપાત્રીનુસાર નિત્ય નિયમનું વાચન પાઠન કરીને આચરણમાં લાવવાનો પ્રયત્ન કરે છે એ જગ્યાએ મારું વાસ્તવ્ય હોય છે. જે ગૃહસ્થાશ્રમધર્મ પાળીને બ્રહ્મક્રિયા પાલન કરે છે. બ્રહ્મમૂહૂર્ત પર ઉઠીને સદ્ગુરૂની પૂજા ધ્યાન સ્મરણ કરે છે. સત્શાસ્ત્રોનું વાંચન પાઠન સ્વાધ્યાય કરે છે અને મહાત્માપુરૂષ પાસેથી જ્ઞાન સંપાદન કરવાનો પ્રયત્ન કરે છે એવા સ્થાને મારું પ્રગટ વાસ્તવ્ય છે. જે વિષ્ણુભકિત વૈષ્ણવ દયાવાન છે. અખિલભૂત પ્રાણીમાત્રના વિષયે જેમના ચિત્તમાં દયાભાવ, પ્રેમભાવ છે, આત્મૌપમ્યબુધ્ધિ છે, ધર્મત્વથી આચરણ કરતી વખતે જે કિંચીત પણ આળસ અથવા અશ્રધ્ધા રાખતો નથી, તેના ઘેર મારું નિરંતર વાસ્તવ્ય છે એમ તું સમજ. જે જ્ઞાની હોઈને ધ્યાની હોય છે, ગુરૂની આજ્ઞા પાલન કરનારા એવા સદ્ભકત હોય, પોતાનું બધું સુખ દુઃખ હૃદયસ્થ પરમેશ્વરને કહે છે, સુખ પ્રાપ્ત થવાથી આનંદથી હરખી જતો નથી, મનમાં સંયમ સહનશીલતા રાખતાં જે સાતત્યતાથી વર્તનારા, બોલનારા છે. યથાલાભ સંતોષી છે. જે અક્રોધી, ક્ષમા, શીલવાન છે હે રાજા ! તેમના ઘેર મારું નિત્ય નિરંતર વાસ્તવ્ય છે. સંસારનો વ્યવહાર વ્યવસ્થિત ચાલે માટે અને સત્યના માર્ગે સ્વકષ્ટથી ધનસંપત્તિ પૈસા મેળવવા માટે જે અલગ અલગ વેપાર ધંધા કરે છે પણ ધ્યાન ફકત સદૈવ મારા તરફ સ્થિર રાખે છે, નમ્રશીલતા દ્રષ્ટિ રાખી બધાની સામે હસતા મુખે વ્યવહાર કરે છે. શત્રુ હોય કે મિત્ર હોય અથવા હિતચિંતક હોય બધા સાથે નમ્રતાથી હસતામુખે અને મૃદુતાથી બોલે છે, કોઈના વિષયે આ નિષ્કારણ દ્વેષ, તિરસ્કાર, ભેદભાવ, મત્સર, ક્રોધ રાખતો નથી એવો સદભકત મને પ્રાણથી પણ પ્રિય છે. રાજા હું નિત્ય નિરંતર તેના ઘેર જ વાસ્તવ્ય કરીને રહું છું. જે ધનવાન છે, ગુણવાન છે, રૂપ યૌવન સંપન્ન છે પણ એ વિષયે કોઈપણ પ્રકારનો ગર્વ જેની પાસે નથી, ઉલટું પોતાની તરફથી કોઈનું પણ કલ્યાણ થવાનું ઉત્તમ જ, પણ અકલ્યાણ માત્ર કોઈનું પણ થાય નહીં એવું જે વિચારતા હોય છે. જે કુડકપટથી અસત્યાચરણ દંભાચરણ એનો ત્યાગ કરે છે, વ્યભિચાર, ભ્રષ્ટાચાર, પરસ્ત્રી અવલોકન ટાળે છે, નિર્ધારથી કાયા, વાચા, મનથી શુધ્ધ રહેવાનો પ્રયત્ન કરે છે પરધન ધુળ સમાન અને પરસ્ત્રી માતા સમાન માનીને મનથી પણ તેના ઉપભોગ વિષયે ઉદાસિન હોય છે. હે રાજા, તે સદ્ભકત મારા કંઠની માળા પ્રમાણે મને અત્યંત પ્રિય હોય છે. આ પ્રકારે આ મારા વાસ્તવ્યસ્થાનનો મેં તમને કહ્યા. કલિયુગમાં આ રીતે હું ગુપ્ત થઈને રહીશ. સદ્ભકત પાંડવોએ અત્યંત ગદ્ગદીત થઈને નમ્રતાથી ભગવાનને પ્રણામ કર્યા અને તે ભગવાનને બોલ્યા, -



ત્યાં યુધિષ્ઠિર વિનવે તતખેવ, હવે અમને રજા કેસી દો છો હો દેવ. ॥૭૩૧॥
ત્યાં હરિયે કહ્યો મોક્ષનો ઠામ, પણ હિમાલે ગયા વિના નહી થાયે. કામ. ॥૭૩૨॥

જયારે એસો વચન શ્રીબુધ્ધ બોલીયા, યુધિષ્ઠિર એ વચને શિર ડોલાવીયા. ॥૭૩૩॥
સ્વામી જે કહો તે નિશ્ચે કરૂ, પણ તમ સ્મરણ કદી ના વિસરૂ. ॥૭૩૪॥
સુણો રે યુધિષ્ઠિર તમને તો કહું, નિશ્ચે અમો તમ સાથે રહું. ॥૭૩૫॥
ભકતો તમો મન રાખો વિશ્વાસ, સ્મરણ કરશો ત્યાં હું છું તમ પાસ. ॥૭૩૬॥
શ્રીબુધ્ધ કહે સાંભળોને રાજા ધરમ, અમને રજા આપો કાયે કરો છો વિલંબ. ॥૭૩૭॥
રાજા વિચારી મનમાંહે કરે છે ઉપાયે, હું પુછું છું દ્રૌપદીને વળી કુંતા માયે. ॥૭૩૮॥
હુ પુછું પ્રેમશું ભાઇ તમે સાંભળો સર્વ સાથ, અભ્યાગતની આજ્ઞા નહી દિવસ નહી રાત. ॥૭૩૯॥
રાયે પુછે સહદેવને કરો પંડિત વિચાર, મધ નીરે નાવ ભાંગી કેમ ઉતરીયે પાર. ॥૭૪૦॥
ત્યારે સહદેવને ધર્મરાજ પુછે વિચાર, સાચુ કહો સત્યશું એ સત્ય કિરતાર. ॥૭૪૧॥
સહદેવે કહે તમે દ્રૌપદીને પુછો દ્રઢ, વાઘેશ્વરી વાણી ઓચરે જેણે વદને વરસે નૂર. ॥૭૪૨॥
રાજા રાતા માતા થઈ પુછે દ્રોપદીને સાર, પ્રણામ કરીને કહે તમે સાચુ કહ્યું છે નાથ. ॥૭૪૩॥
કહે દ્રૌપદી સાંભળી સ્વામી સત્યવાત, આપી અભ્યાગતે આજ્ઞા જેવો આપણો અપરાધ. ॥૭૪૪॥

યુધ્ધિષ્ઠિર ભગવાનને હાથ જોડીને નમ્રતાથી બોલ્યાઃ ' હે સ્વામી ! તમારું ગુપ્ત અને પ્રગટ વાસ્તવ્યનું સ્થાન હવે અમને પૂર્ણપણે સમજાયું. હવે અમારા પર કૃપા કરો અને અહીં જ તમે કાયમ માટે વાસ્તવ્ય કરો. તમારા સાનિધ્યમાં રહીને મોક્ષ સાધ્ય કરવો છે. કદી પણ તમારો વિયોગ ન થાય એવી તમારા ચરણોમાં અમારી નમ્ર વિનંતી છે.' ભગવાન બુધ્ધ બોલ્યાઃ 'રાજા હું આત્મ જ્ઞાન રૂપે સતત તમારી પાસે જ છું. તમને મોક્ષગતીનું, યોગાભ્યાસનું શિખવ્યું તે અનુસાર સાધના કરવા માટે આ જીવીતનું અંતિમ ધ્યેય સાધ્ય કરીને લેવા માટે આ રાજયની જવાબદારી કોઈને સોંપી હિમાલયમાં આવો. ત્યાં આપણો મેળાપ થશે જ. હે સદ્દભકતો તમે પોતાના મનમાં દ્રઢ વિશ્વાસ રાખો. જે સમયે જે જગ્યાએ તમે મારું સ્મરણ કરશો ત્યાં હું દોડતો આવીને તમને સહાય કરીશ. પણ આ મોક્ષમાર્ગ નિષ્કામ કર્મ યોગી માર્ગ તમે પોતે અવલંબ્યા સિવાય સાધ્ય થશે નહીં. માટે હિમાલયમાં જાઓ અને તપસ્યા સાધના કરો. હવે મને જવાની આજ્ઞા આપો. ભગવાનના વચન સાંભળીને ધર્મરાજા મનમાં વિચાર કરવા લાગ્યા. ભગવાનનું વચન તો મને શિરોધાર્ય છે પણ પોતાના ભાઈ, સતી દ્રૌપદી, માતા કુંતી એમને માન્ય છે કે નહીં., તેમની સંમતી હજુ આપણે લીધી નથી. તેમની સંમતી ન લેતાં મને પોતાના કૃત્યોને કારણે કેટલો ત્રાસ સહન કરવો પડયો અને આજ સુધી આ બધી ખટપટના પોતે જવાબદાર થયા, હવે આની આગળ તો પોતાની તરફથી તેમ ન થાય અને આ પોતાના આજ્ઞાધારક ભાઈઓને, પત્નીને ત્રાસ ન થાય તેમની સંમતી મેળવવા એ માટે ધર્મરાજા તેમને બોલ્યાઃ 'હે મારા પ્રાણપ્રિય બંધુઓ મારી ઉપર તમારી અસીમ શ્રધ્ધા છે તમે આજ્ઞા અને મર્યાદા પાલન કરનારા છો. માટે મારા હાથે કંઈ વિપરીત ન થાય અને જેમાં આપણા બધાનું કલ્યાણ થશે એવી વાત માટે મારે તમારી સંમત્તિ જોઈએ. મારો તો પૂર્ણ મત છે કે આપણો અંતિમ ધ્યેય મુકિતપદ મેળવવા માટે કંઈક વિચાર કરવાનો છે. ભગવાને આપણને હિમાલયમાં જવાની જે આજ્ઞા કરી છે એ માટે તમારી બધાની સંમતિ જોઈએ છે. તમારી સંમતી નહીં હોય તો પણ મેં એકલાએ જવાનો પાકો નિર્ણય કર્યો છે. તો હે સહદેવ, તારી શું ઈચ્છા છે. સંસાર સાગરના મધ્યમાં આપાણી આ જીવનનૌકા આવીને ઉભી છે. આપણે સુખેથી આ ભવસાગર તરીને મોક્ષપદે જઈને અથવા અહી રહીને ભવદુઃખ ભોગવવું. એમ તને જે યોગ્ય એ સત્ય હોય તેનો સારાસાર વિચાર કરીને કહે.

'ત્યારે સહદેવ બોલ્યાઃ 'હે ભ્રાંતા આજે જ આવું વિપરીત મને કેમ પુછો છો ? આજ સુધી અમે બધા તમારી આજ્ઞા શિરોધાર્ય માનીને આવ્યા અને આજ એવી શંકા તમારા મનમાં કેમ ઉદભવી. જો તમને અમારી બુધ્ધિમાં કંઈક વિપરીતપણું ભાસતું હોય તો આ સતી દ્રૌપદીને પુછો, મારા કરતાં એ સતી યોગ્ય કહી શકશે. પછી ધર્મરાજાએ સતી દ્રૌપદી તરફ વાળીને એ જ પ્રશ્ન એને પુછયો. બંને હાથ જોડીને પ્રણામ કરીને અત્યંત વિનમ્ર ભાવે દ્રૌપદી બોલી : 'હે સ્વામી નાથ ! જગદુધ્ધારક એવા યદુપતિનાથે જે આજ્ઞા કરી છે તે આપણે શીરોધાર્ય માનવી જોઈએ. આપણા અપરાધ માન્ય કરીને તેની ક્ષમા યાચના કરવા માટે અને બુધ્ધ ભગવાને આપેલ પ્રાયશ્ચિત યોગ્ય માનીને તાત્કાલિક એ નિર્ણય અમલમાં લાવવો એવી અમારી નમ્ર વિનંતી અને સદિચ્છા છે.

તમે યજ્ઞ આદર્યો પાપ ઉતારવા કાજ, વિપરીત વેળાયે ઉગારવા પધાર્યા શ્રીમહારાજ. ॥૭૪૫॥
કહે સમો ના વર્ત્યો તમે હે રાજા ધરમ, શ્રીકૃષ્ણ વચન ઉવેખીયા તેનું લાગ્યું કરમ. ॥૭૪૬॥
કર્યું હતું હરિયે તે પાંડવ ના જાણી પેર, પાવન કરવા પાંડવને સ્વામી પધાર્યા ઘેર. ॥૭૪૭॥
સર્વે થાઓ સાબદા મલી પાંચે વીર, એ છે સમર્થ સારથી જેણે પુરીયા પટકુલ ચીર. ॥૭૪૮॥
એણે લજજા રાખી ત્રણ લોકમાં, સતી દ્રૌપદીની પુરી આશ,
નવ ખંડમાં રવી ઉગમીયા, તમે જાણો હરિ આવ્યા. ॥૭૪૫॥
થાળ ભરાવો થાગ મોતીયે, અને હરિ વધાવા જાયે,
કાષ્ટમાહે બળતા સંભારીયા જે હરિ આવ્યા વનમાંહે. ॥૭૫૦॥
આશા તે પુરી આપણી, અને તૃપ્ત કીધા મુનિજન,
શ્રીકૃષ્ણે પાત્ર પખાળીયા ત્યારે ઉદકે દીઠા છે અન્ન, ॥૭૫૧॥
ભોજન આલ્યા ભાવતા, જેના મનમાહે હેતુ જેહ,
એવા સ્વામી મહાસમર્થ છે, સમર્યા સહાય કરે છે તેહ. ॥૭૫૨॥
પૂર્ણ પુણ્યે રાયે પાંડવો અને હરી પધાર્યા આપ,
કર્મ ઉતારવાને કારણે ભણાવ્યા અજંપાજાપ. ॥૭૫૩॥
શંકા તે મનમાં ના લાવશો, એ સતી કહે છે વાત,
ને શ્રીગુરૂ વાણી ઓચરે તે હા કહેજો તમ સર્વે સાથ. ॥૭૫૪॥
હવે પકવાન કરીને પેમશુ અને જમાડશું શ્રીમહારાજ,
સત્ય તમારો તો વાધશે કરોડ યજ્ઞનું સરસે કાજ. ॥૭૫૫॥
રાજા સમજી વિચારી પધાર્યા અને લાગ્યા અભ્યાગતને પાયે,
ભોજન પીરસશે ભગવાનને પોતે જોડે કુંતા માયે. ॥૭૫૬॥ 

સતી દ્રૌપદીએ ધર્મરાજાને કહ્યું: ' હે નાથ ! તમે તમારા શિર પરનો પાપકર્મનો દોષ ઉતારવા માટે યજ્ઞ આરંભ્યો પણ વિપરીત કાળમાંથી પાર કરવા માટે ભગવાન પોતે સગુણ સાકાર રૂપ ધારણ કરીને આપણા રક્ષણ માટે આવ્યા અને તેમનો આપણા પર કેટલો ઉપકાર માનવો ? તેમના વચન પ્રમાણે પાછળ આપણે એમ કર્યુ નહીં. તેમના વચન

ઉલ્લંઘીને આ ક્રમકિરિ માટે પ્રવૃત્ત થયા માટે વચનભંગ કરવાનો દોષ આપણાથી થયો છે, હવે પ્રાયશ્ચિત સ્વીકારીને આપણે એ દોષમાંથી મુક્ત થઈએ. આપણને પાવન કરવા માટે તે આવ્યા છે. આ બુધ્ધ ભગવાન બીજો ત્રીજો કોઇ નથી. પ્રત્યક્ષ આપણા પ્રાણસખા રક્ષણકર્તા અને હિતકર્તા એવા ભગવાન શ્રીકૃષ્ણ છે. પ્રેમ મૈત્રી સખ્ય માનીને જે જગદીશ્વરે અર્જુનનું સારથ્ય કર્યું અને અપાર સેના સાગરમાંથી મહા વિશ્વ વિખ્યાત એવા મહાયોધ્ધાઓને મારીને જીતીને વિજયશ્રેય પ્રાપ્ત કરાવી આપી, આપણા જીવન રથનું આમ જ સારથ્ય કરીને ભગસાગરમાંથી પાર કરવા માટે અને ભવસાગરની અનંત અડચણો સંકટો દુર કરનાર વત્સલ દીનદયાળુ સ્વામી છે. કૌરવ સભામાં જતી મારી લજ્જા આબરૂ તેણે અનંત વસ્ત્રો પુરવીને રક્ષી. વનવાસમાં દુર્વાસા ઋષિએ લીધેલ કસોટીમાં સહાય કરીને. ઋષિ શ્રાપમાંથી અને બળતી ચિતાથી આપણું રક્ષણ કર્યું. બધા ઋષિઓને દેવદુર્લભ ભોજન આપી તૃપ્ત કર્યા એવા પ્રકારના મહાસામર્થ્યવાન અને સંરક્ષણકર્તા સહાયકર્તા એવા આ આપણા પ્રાણ સખા છે. આપણા પૂર્વ પુણ્ય બલવત્તર છે માટે ત્રિભુવનપતિ શ્રીહરિ આપણા આ કર્મદોષ નિવારવા માટે ઘેર ચાલતા આવ્યા છે. અજંપા જાપનો ઉપદેશ કરીને આપણાં કર્મજંજાળ મિટાવનાર એવા જગતકર્તા સર્જનહાર આપણી ઉપર કૃપાળુ થઈને આવ્યા છે. તેમની કોઇ પણ પ્રકારે શંકા કુશંકા ન કરતાં તેમની આપણે શોડષોપચારે પૂજા કરીશું. સન્માર્ગદર્શક જગત ઉધ્ધારક એવા શ્રી શ્રીગુરૂચરણને હવે કદી પણ છોડીશું નહીં. સદૈવ આપણાથી આ જ ચરણોની સેવા માટે આપણા હૃદય સિંહાસન પર એમની જ સ્થાપના કરીને સેવા, પૂજા, જપ, ધ્યાન કરવું. એમનો ઉપદેશ હૃદયે લેવો. પ્રેમથી પંચપકવાનના ભોજન કરાવીને તુપ્ત કરશું. તો જ આપણો ગૃહસ્થ ધર્મ પણ સફળ થશે અને કોટયાવદી યજ્ઞ કરવાનું શ્રેય આપણને મળશે.' સતી દ્રૌપદીની વાણી સાંભળીને ધર્મરાજા ગદગદિત થયા. સતી દ્રૌપદીને શતશઃ ધન્યવાદ આપીને તે ત્યાંથી બુધ્ધ ભગવાન પાસે આવ્યા. અતિશય દ્રઢતાથી તેણે ભગવાનના પગ પકડયા અને અત્યંત કરૂણાર્દ્રતાથી તેમના નયનના પ્રેમાશ્રુથી તેણે ભગવાનના ચરણ પ્રક્ષાલન કર્યાં. ભગવાને તેણે ઉઠાડીને પોતાના હૃદયે લગાવ્યા. અને પ્રેમથી તેને કહ્યું: 'રાજા ધર્મ તમે પ્રત્યક્ષ ધર્મમૂર્તિ છો ! તમને સત્યધર્મની શિખામણ આપવાનું પ્રયોજન જ નથી. કારણ તે તમારા હૃદયમાં પ્રભુ કાયમના વસેલા છે. પણ લોકકલ્યાણ માટે તમે આ વ્રત પાળો છો. તેમાં તમે સફળ થશો. હવે ઉર્વરીત આયુષ્ય ઇશ ચિંતનમાં નાંખો અને જીવનનું સાફલ્ય કરો. સારું તો હવે હું જાઉં છું, ફરી આપણો મેળાપ હિમાલયમાં થશે. એમ બોલીને ભગવાન બુધ્ધ જવા માટે સિધ્ધ થયા, ત્યાં જ ધર્મરાજા કરૂણાર્દ્રથી બોલ્યાઃ સ્વામી માતા કુંતી, સતી દ્રૌપદી તમારાં દર્શન માટે આવે છે. તેમની ઇચ્છા પૂર્ણ કરવી. અમારા ઘેર ભોજન કરીને તૃપ્ત થયા વગર તમે ન જાઓ એવી અમારી તમને આગ્રહભરી વિનંતી છે.

**એટલી વાત તો શ્રી બુધ્ધ સું થઇ, ત્યારે કુંતા માતા આવ્યા છે સહી. ॥૭૫૭॥**
**ત્યાં લઇ આવ્યા ભોજનની થાળ, પાંડવ બોલ્યા તમે જમો દીનદયાળ. ॥૭૫૮॥**
**ત્યાં કરજોડી કુંતાજી વિનવે, સ્વામી તમોછો પ્રતિપાળ,**
**ભોજન જમોને ભાવસું તો અમો છુટીયે કરમજાળ. ॥૭૫૯॥**
**વળતા તો શ્રીહરિ ઓચરે, અને સાંભળો સતી એક મન,**
**જો કામધેનુ પૂજો અમ દેખતા, તો અમો જમીએ ભોજન. ॥૭૬૦॥**
**ત્યારે પાંચ બંધવ પાંડવ, દ્રૌપદી અને કુંતાજી માત,**
**ત્યાં યોગેશ્વર વાણી ઓચરે જયાં છે પાંડવ સર્વે સાથ. ॥૭૬૧॥**
**ત્યારે પાંડવ બોલ્યા છે સતી સાથ, જો તમો કહેજો તે કરશું હો દીનાનાથ. ॥૭૬૨॥**

ત્યાં શ્રી બુધ્ધ બોલ્યા સત્ય સાર, તમે સુણો યુધિષ્ઠિર ! સહું વિચાર. ॥૭૬૩॥
શ્રી બુધ્ધ કહે એ પાપને, તમે જાણ્યું નહીં, આવા યજ્ઞ કરવાથી પાપ ઉતરે નહીં. ॥૭૬૪॥
તમે હવે "ગો" મેધ કરી રાખો ઈમાન, તો અમ ઠામ તમે પામો નિર્વાણ. ॥૭૬૫॥
પાંચ પચ્ચીસ ઈન્દ્રિયો વશ કરો જઈ, તો પાંડવ તમે અમરાપુર પામો સહી. ॥૭૬૬॥
પાંડવ ઉપર શ્રીહરિએ ધર્યું છે હેત, ધ્યાન યોગની બતાવી છે રીત. ॥૭૬૭॥
ચંચળ મન વશ કરવા કરવો ઉપાય, વૈરાગ જો ઉપજે તો અભ્યાસે વશ થાય. ॥૭૬૮॥
અભ્યાસે સુખ ઉપજે, સમગ્ર દુ:ખનો નાશ, મન ઈન્દ્રિયને વશ કરે તે 'ગો' મેધ તણો અભ્યાસ. ॥૭૬૯॥
જે યોગ યુકતિ જાણે, તે યોગી, સમદર્શી હોય, શ્રીહરિમાં જગત દીસે ને જગતમાં શ્રીહરિ હોય. ॥૭૭૦॥
તમે જો હસ્તિનાપુરનાં રાજ, તો સરે પાંડવ તમારાં કાજ. ॥૭૭૧॥

ડ.૨: ગાયને વરોધો (વધ કરો) – હિન્દુ માટે પૂજનીય ગાયનો વધ કરવાનું કહ્યું..

Missing: ૭: જનોઈનું અપમાન કરવામાં આવ્યું – જેથી હિન્દુઓ જનોઈ ઉતરે

કુરૂક્ષેત્રના મેદાનમાં અઢાર ક્ષોણી યોધ્ધા માર્યાનું પાપ તમારે શીર નથી તેવું શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું હતું છતાં વચનમાં સંશય થવાથી તેમનું વચન ઉથાપ્યું. તેથી કર્મદોષનું પાપ લાગ્યું છે. તેના નિવારણ માટે બુધ્ધરૂપે શ્રીહરિએ પાંડવોને "ગો" મેધ કરવા માટે સુચન કર્યું છે.

ગો=ઈન્દ્રિયો, મેધ=વશ કરવી, શરીરમાં રહેલી પાંચ કર્મ ઈન્દ્રિયો, પાંચ જ્ઞાન ઈન્દ્રિયો, મન, બુધ્ધિ, ચિત્ત અને અહંકારને વશ કરી ઈન્દ્રજીત બનવું. રાજપાટનો (મોહનો) ત્યાગ કરી હિમાલયમાં જઈ તપસ્યા કરી, દેહનો ત્યાગ કરી આત્મા પરમધામમાં પહોંચશે ત્યારે તમો કર્મદોષમાંથી મુકત થશો.

ત્યારે પાંડવ બોલ્યા છે એણીવાર, અમે કહ્યું તમારૂ કરશું કિરતાર. ॥૭૭૨॥
ત્યારે બુધ્ધ કહે, સાંભળોને રાજા ધરમ, અમને રજા આપો, ન કરો ને વિલંબ. ॥૭૭૩॥
રાજા મનમાં વિચારી કરે છે ઉપાય, હું પુંછું દ્રૌપદી, અને કુંતા માય. ॥૭૭૪॥
હું પુછું પ્રેમશું, તમે સાંભળો સર્વ સાથ, અભ્યાગતની આજ્ઞા, નહિ દિવસ નહી રાત. ॥૭૭૫॥
રાએ પુછે સહદેવને, કરો પંડિત વિચાર, મધદરિયે નાવ ભાંગી, કેમ ઉતરીએ પાર ? ॥૭૭૬॥
ત્યારે સહદેવને સર્વ, રાજા પુછે વિચાર, સહદેવ કહો સત્ય શું, એ સત્ય કિરતાર ? ॥૭૭૭॥
સહદેવ કહે તમે, દ્રૌપદીને પુછો ધીર, વાઘેશ્વરી વાણી ઓચરે, જેને વદને વરસે નુર ? ॥૭૭૮॥
રાજા માતા થઈ, ગયા દ્રૌપદીને દ્વાર, પ્રણામ કરી પુંછે, તમ સાચું બોલો સાર ? ॥૭૭૯॥
કહે દ્રૌપદી સાંભળો, રાજા ! સત્ય વાત, આપી અભ્યાગતે આજ્ઞા, જેવો આપણો અપરાધ. ॥૭૮૦॥
તમે યજ્ઞ આદર્યો, પાપ ઉતારવા કાજ, વિપ્રિત વેળાએ ઉગારવા, પધાર્યા મહારાજ. ॥૭૮૧॥
કહે સમયનાં વર્ત્યા, તમે હે રાયે ધર્મ ! શ્રી કૃષ્ણ વચન ઉથાપ્યાં, તેનું લાગ્યું કર્મ. ॥૭૮૨॥
કહ્યું હતું હરિએ, તે પાંડવ ના જાણી પેર, પાવન કરવા પાંડવને, સ્વામી પધાર્યા ઘેર. ॥૭૮૩॥

સર્વ થાઓ સાબદા, તમો મળી પાંચે વીર, એ છે સમર્થ સારથી, જેણે પૂર્યાં પટકુલ ચીર. ॥૭૮૪॥
એણે લજ્જા રાખી ત્રણ લોકમાં, અને દ્રૌપદીની પૂરી આશ. ॥૭૮૫॥
નવખંડમાં રવી ઉગીયો, તમે જાણો શ્રીહરિ આવ્યા પાસ. ॥૭૮૬॥
થાળ ભરાવો સાચા મોતીએ, અને શ્રીહરિ વધાવા જાએ,
દુર્વાસા મુનીના શ્રાપથી ઉગારીયા, જે શ્રીહરિ આવ્યા વન માંહે. ॥૭૮૭॥
આશા તે પુરી કરી આપણી, અને તૃપ્ત કીધા મુનિ જાન,
શ્રી કૃષ્ણે પાત્ર પખાલિયા, ત્યારે ઉદકે દીધા છે અન્ન. ॥૭૮૮॥
ભોજન આપ્યાં ભાવતાં, જેના મન માંહે હતું જેહ,
એવા સ્વામી મહાસમર્થ છે, સમર્યા સહાય કરે છે તેહ. ॥૭૮૯॥
પૂર્વ પુન્યથી હો, રાએ પાંડવા, અને શ્રીહરિ પધાર્યા આપ,
કરમ ઉતરાવવાને કારણે, ભણાવવા અજંપા જાપ. ॥૭૯૦॥
શંકા તે મનમાં નાં લાવશો, એ સતી કહે છે વાત,
જે શ્રીહરિ વાણી ઓચરે, તે હા કહેજો તમ સર્વે સાથ. ॥૭૯૧॥
હવે પકવાન કરો ને પ્રેમશું, અને જમાડોને શ્રી મહારાજ. ॥૭૯૨॥
સત્ય તમારૂ તો સરશે, કરોડ યજ્ઞનું સરશે કાજ. ॥૭૯૩॥
રાજા ! સમજી વિચારી પધારજો, ને તમે લાગો અભ્યાગતને પાએ. ॥૭૯૪॥
ભોજન પીરસશે ભગવાનને, દ્રૌપદી અને કુંતા માએ. ॥૭૯૫॥
એટલી વાત ધર્મરાયે શ્રી બુધ્ધને કહી, ત્યારે કુંતા માતા આવ્યા છે સહી. ॥૭૯૬॥
ત્યાં આવ્યા ભોજનના થાળ, પાંડવ બોલ્યા તમો જમો દીનદયાળ. ॥૭૯૭॥
ત્યાં કરજોડી કુંતાજી વિનવે, સ્વામી ! તમો છો પ્રતિપાલ. ॥૭૯૮॥
ભોજન જમોને ભાવશું તો અમો છુટીએ કરમ જાળ. ॥૭૯૯॥
વળતાં તો શ્રી હરિ ઓચરે, અને સાંભળો સતી ! એક મન. ॥૮૦૦॥
જો કામધેનું પૂજો અમ દેખતાં, તો તમશું જમીએ ભોજન. ॥૮૦૧॥
કુંતાજી કહે સાંભળો પાંચે વીર, કામધેનુ પૂજવાનો કરો વિચાર. ॥૮૦૨॥
પાંડવો કામધેનુ પૂજવા જાય, સાથે દ્રૌપદીને કુંતા માય. ॥૮૦૩॥
ત્યારે પાંચે બાંધવ પાંડવા, દ્રૌપદી અને કુંતાજી માત. ॥૮૦૪॥
ત્યાં યોગેશ્વર વાણી ઓચરે, જયાં છે પાંડવ સર્વે સાથ ॥૮૦૫॥

ત્યાં તો શ્રી બુધ્ધ બોલ્યા વિખ્યાત,
તમે સુણો પાંડવો અમારી વાત. ॥૮૦૬॥
પાંડવો જો અમ ભેગા જમશો હો રાયે,
તો તમારા પાપ દો દીશા રે જાય. ॥૮૦૭॥
જયારે પાંડવો હરિ ભેગા જમ્યા પ્રકાશ,
અદ્રશ્ય ઘંટાવળ વાગી આકાશ. ॥૮૦૮॥
શ્રી બુધ્ધ કહે સાંભળો ધરમ રાયે,
હવે યજ્ઞ તમારા તો સંપૂર્ણ થાયે. ॥૮૦૯॥
રાજા કહે અમારો યજ્ઞ થયો ધન્ય ધન્ય,
તમ દરશને સ્વામી અનંત યજ્ઞનો પુણ્ય. ॥૮૧૦॥
ધન્ય ધન્ય જીવવું અમારૂ હો મહારાયે,
અનંત યજ્ઞનું ફળ વસે તમ પાયે. ॥૮૧૧॥
પાંડવો શ્રીહરિ ભેળા જમ્યા જો વાર,
ત્યાં લોકોએ નિંદા કીધી છે અપાર. ॥૮૧૨॥
દ્વાપર ઉતરતા પાંડવોને, કરોડી નવશું વર જો થયા,
ભક્ત વિનવે સર્વ દેવને, દો કર જોડીને ઉભા રહ્યા. ॥૮૧૩॥
હરિ જયાં ભક્તને એવું કહી, અને રૂપ પલટે જે વાર,
ત્યાં તો પાંચે પાંડવ જઈ, હરિને પાયે લાગે સાર. ॥૮૧૪॥
હરિ આગળ બહુ વિનંતી કરી, અને રોયા તે પાંચે વીર,
હવે સ્વામીજી તમે રાખજો, હરિ પત અમારી સધીર. ॥૮૧૫॥
સ્વામીજી હવે એ વિનંતી, અને શું કહીયે અધિક ઘણી,
અમને અંતઃકાલમાં નાથજી, ના વિસારશો હે અનંતના ધણી. ॥૮૧૬॥
ધણી તે કરે છે વિનંતી, પાંડવ દ્રૌપદીને કુંતા માત,
મને ઘટે છે સ્વામી આપવી આજ્ઞા, તમે છો અનાથનોનાથ. ॥૮૧૭॥
કહે શ્રીબુધ્ધ કલિ પ્રટયો, તેમાં તમથી નહી રહેવાયે,
હવે રાજ આપો પરિક્ષિતને, કરો હિમાલે પગરણ રાયે. ॥૮૧૮॥



ભગવાન બુધ્ધ બોલ્યાઃ હે સદ્‌ભક્તો, તમારો આ અદભુત ગૌપૂજન જોઈને અને ભાવભક્તિ પ્રેમ પુણ્યપ્રતાપ જોઈને મને ખરેખર જ ધન્યતા લાગી. સદ્‌ભક્તો જીવના સાફલ્યની પાત્રતા તમે સંપાદન કરી છે. હવે મારું અવતાર કાર્ય સંપન્ન

થવા આવ્યું છે. તમે આજે જે યજ્ઞ આરંભેલો હતો તે પણ હવે સિધ્ધ થયો છે. હવે ફકત તેની પૂર્ણાહુતી રહી છે. સ્વર્ગીય મંગલવાદ્યો વાગે એટલે એ પૂર્ણાહુતિ પણ સંપન્ન થશે અમે તમે કૃતકૃત્ય થશો. ધર્મરાજા બોલ્યા, 'સ્વામી તમારી આજ્ઞા પ્રમાણે તમારા આ દાસે ગૌપૂજન ગૌદાન કર્યુ છે. હવે તમે પ્રસાદ સ્વીકારો એવી અમારી વિનંતી છે. બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'તમારી વિનંતી હું શિરોધાર્ય માનું છું. તમે પણ મારી સાથે જ બેસીને ભોજન કરો.' ધર્મરાજાએ ભગવાનને કહ્યુંઃ 'સ્વામી, તમે આજ અમારા અતિથિ છો, અતિથિ અભ્યાગતને તૃપ્ત કર્યા પછી શેષ પ્રસાદ ગૃહસ્થે લેવો એવો ગૃહસ્થ ધર્મ છે. તેમ આપે જણાવ્યું હતું. બુધ્ધ ભગવાન બોલ્યાઃ 'તે ઠીક છે પણ મારી આજ એવી ઈચ્છા છે કે આપણે બધા સહભોજન કરીએ. આજ જગ્યાએ આપણે સ્વામી-સેવક ભાવ છોડીને એક સમભાવથી વર્તવું છે. તમારા ચિત્તના સ્થાને હું અપરાધી, હું પાપી, હું દોષી એમ કોઈપણ શંકા ન રહે તો જ તમારો આ યજ્ઞ સફળ થશે માટે આપણે સહભોજન કરવું. તાત્કાલિક પાંડવોએ પણ ભગવાન સાથે પ્રસાદ ગ્રહણ કરવાનું યોજ્યું. પાંડવો અને બુધ્ધ ભગવાન એકજ પંગતમાં બેસીને ભોજન કરતાં જ આકાશમાંથી અદ્રશ્ય રૂપે ઘંટનાદ, મૃદંગ, ભેરી, ઝાંજ, વીણા વગેરે દશનાદ શરૂ થયા. તે અનહદ નાદ સાંભળીને પાંડવો અત્યંત આનંદીત થયા. અંતઃકરણથી તેમણે ભગવાનના ચરણે મસ્તક નમાવી અભિવાદન કર્યુ. તે અનહદ નાદમાંથી ધ્વની પ્રગટ થઈ. 'હે સદ્ભકત પાંડવો આજ તમારો યજ્ઞ સફળ થયો છે. આજ પાંડવ વંશ પૃથ્વી પર ધન્ય થયો. બુધ્ધ ભગવાન સાથે સહભોજન કરીને અને અદ્ભુત ગૌયજ્ઞ અને ગાર્દાન કરીને આજ તમે સાચા અર્થથી યોગી થયા છો. હવે ઉર્વરીત આયુષ્ય તમે મારા ચિંતન ધ્યાનમાં સેવામાં વિતાવીને જલ્દી જ મને આવીને મળશો. મારા સુધી આવી પહોંચવાનું બળ શકિત હું તમને અર્પણ કરું છું. એમ કહીને ભગવાનની એક દિવ્ય અમૃતવાણી લય પામી. દિવ્ય વાણી સાંભળીને હર્ષોત્ફુલ્લ અંતઃકરણથી એ પાંડવો બુધ્ધ ભગવાનને નમસ્કાર કરે છે તો એ જગ્યાએ બુધ્ધ ભગવાનનું પહેલાંનું રૂપ પલટીને દિવ્ય અલૌકિક તેજસ્વી એવા તેજથી ઝકળનારા ભગવાન શ્રીકૃષ્ણ એમની સામે મંદ સ્નેહસ્નિગ્ધ હાસ્ય કરતા પોતાના પ્રેમાળ ભકતોને એવા તેજથી નિરખે છે એવું તેમને દેખાયું. અત્યંત ગદ્ગદિત થઈને ધર્મરાજા પાંડવોએ ભગવાનના ચરણમાં નમન કરીને પોતાના પ્રેમાશ્રુગંગાથી તેમના ચરણ પ્રક્ષાલન કર્યા. સતી દ્રોપદી માતા કુંતી પણ પોતાના દોહીત્ર પરિક્ષિતને સાથે લઈને ભગવાનને નમસ્કાર કરવા લાગ્યાં. ભગવાને બધાને પ્રેમથી નિરખતા અને પરિક્ષિતના શિર પર પોતાનો વરદ હસ્ત મુકતાં અત્યંત સ્નેહાદ્રતાથી કહ્યું. સદ્ભકતો તમારા ભકિતપ્રતાપ બળે મને વૈકુંઠમાંથી ખેંચી લાવ્યા. આજ તમારો યજ્ઞ પણ સફળ થયો અને તમે કૃતકૃત્ય થયા. આજ અવની પર પાંડવ વંશ ધન્ય થયો. હવે તમે આ પરિક્ષિતનો રાજ્યાભિષેક કરો અને તમે રાજસંન્યાસ લઈને હિમાલયમાં પ્રસ્થાન કરો. તમારા શિર પર હજુ એક મોટી જવાબદારી છે. નવ કોટી જીવાત્મા તમારી ત્યાં રાહ જુએ છે. તમારા પુણ્ય પ્રતાપે તેમનો ઉધ્ધાર થવાનો છે. મત્સ્ય અવતારમાં તમે તળપાતાળમાં ભુતલદેશમાં મત્સ્ય રાજાના ઘેર પાંચેય પુત્ર રૂપે અવતર્યા ત્યારે મત્સ્ય ભગવાને તમને આપેલું વચન સફળ થયું. તમે માંગી લીધેલા વરદાન પ્રમાણે અપાર સકોટી સહન કરીને પૂર્ણત્વનું છેલ્લુ મહાત્વનું કાર્ય બાકી રહ્યું તે સાધ્ય થાય એટલે તમે પૂર્ણત્વમાં વિલીન થશો એ માટે તમને હિમાલયમાં જઈને સાધના કરીને અપાર કષ્ટ સહન કરવાનું છે. તમે સિધ્ધ થાવ અને આગળના કાર્ય માટે તત્પર રહો. ભગવાનના વચન સાંભળીને પાંડવ, દ્રૌપદી અને માતા કુંતી બોલ્યા, 'હે અનંત વિશ્વનાયક તમે અનાથના નાથ છો. અમારા કલ્યાણ માટે આ તમે કેટલો પરિશ્રમ કર્યો. તમારા કૃપાશીર્વાદ સતત અમારા પર રહે એવી અમારી વિનંતી છે.



**એવી તે શ્રીબુધ્ધની વાચા સાંભળી લાવ્યા હરિને હસ્તિનાપુર,**
**પરોણા રાખ્યા તે હરીને, માસ એક ઘેર પોતાને મધુર. ॥૮૧૯॥**

હરિવંશી વિપ્ર સંગ છે, વોળાવે તે વૈકુંઠના નાથ,
દક્ષિણા આપી મન ગમતી, ત્યાં ભોજન કર્યા હરિસાથ. ॥૮૨૦॥
વિપ્ર સર્વે ગયા પછી, હરિયે માગી આજ્ઞાયે,
હવે પાછમ દિશામાંહે પરવરૂ, તમે સાંભળો ધર્મરાયે. ॥૮૨૧॥
કલિયુગ માહે નામ અમારૂ, અને તેનો કહુ મહિમાયે,
અથર્વવેદી નામ અમતણુ, શ્રી નિકલંકી નારાયણ કેવાયે. ॥૮૨૨॥

અથર્વ વેદ માં નિષ્કલંકી નારાયણનો ઉલ્લેખ નથી

ત્યાં તો અજંપાના જાપથી, અને થાયે અમારૂ દરશન,
એમ કલિયુગમાં અમને ભજે, તે તો આવે અમારે ભવન. ॥૮૨૩॥
વચન અસત્ય મુખમાહેથી, અને ના વદે નર જેહ,
સત્ય વાણીએ વિચારતા અમરપદ પામે તેહ. ॥૮૨૪॥
અમે તો વસુ પાછમ દિશા, અને શ્વેતદ્વિપ સાર,
અવતાર તો વળતાજે લેશું, તે તો જંબુદ્વિપ મોઝાર. ॥૮૨૫॥
એ એંધાણીયે ઓળખજો, અને સૃષ્ટગુરૂ અવતાર,
ત્યાં ભેટ આપી પાંડવે, શ્રીહરિને અનંત અપાર. ॥૮૨૬॥
પછે પાયે લાગીને કહે, અમે જાશુ હિમાલે સર્વે સાથ,
તમે દયાયે ચરણમાં રાખજો, હો સ્વામી વૈકુંઠના નાથ. ॥૮૨૭॥
છે પોતે વૈકુંઠનાથજી, તે માટે નાથ ધરાવ્યું નામ,
છે પુરૂષ પુરણ એ તો, તે શ્રીબુધ્ધ દેવ નિરવાણ. ॥૮૨૮॥
ત્યાં ઘણી વિનંતી કરે, અને હરિને પોહોચાવા જાયે,
ત્યાં પાંડવ સ્થાનકે આવીને લાગે છે હરિને પાય. ॥૮૨૯॥
આવ્યા જયારે શ્રીબુધ્ધજી, ચાલી પાંડવ દ્વારે ગયા,
પાંડવો ત્યાં વર પામીને, હસ્તિનાપુરમાં તે આવીયા. ॥૮૩૦॥
ત્યારે પાંડવ વિચારીને કહે, અને શી ગત કીજે આજ,
હવે આપણે શ્રીહરિ વચને, મુકી દેવું જોઈએ આ રાજ. ॥૮૩૧॥
હરિ પાયે પાંડવે લાગીને, અને વિનંતી કરે છે અપાર,
સ્વામી તમોછો સદાયેના, અમ શરણાગતના આધાર. ॥૮૩૨॥
સ્વામીજી અભય વચન બોલીયા, અને સુણો તે પાચે ભાઈ,
ગુરૂના વચન ઉવેખીયા, તેની તમો શિર રહી છે લાઈ. ॥૮૩૩॥
હિમાલે જઈ હિસાબ ચુકાવો,તો તમે બેસશો સ્વામીને પાસ,
સાથે નવ કરોડી જીવોની તે ત્યાં પુરે તમારી આશ. ॥૮૩૪॥

**પાંડવ વચન આ અમતણો અને સત્યસહી કરી માનસો તમો,**
**જો રાજપાટ સર્વે ત્યાગો તો હિમાલે આવી મળીશું અમો. ॥૮૩૫॥**

બુધ્ધ ભગવાને પાંડવોને આશીર્વાદ આપ્યો અને કહ્યું: 'હે સદભક્તો તમે બિલકુલ ચિંતા કરશો નહીં. તમારી બધી મનોકામના પૂર્ણ થશે. તમારા બધા સદ્હેતુ સફળ થશે. જીવનની અંતિમ ક્ષણ સુધી સતત કરેલ ભક્તિ, કર્મ, જ્ઞાન, ધ્યાન, યોગાભ્યાસ અને સતત અભ્યાસથી તમે મુક્ત છો. બુધ્ધ ભગવાનની વાણી સાંભળીને પાંડવો ગદ્‌ગદીત થયા. તેમણે ભગવાનને હસ્તિનાપુરમાં આવવાનો અને આતિથ્ય સ્વીકારવાનો આગ્રહ કર્યો. તેમની વિનંતીને માન આપી ભગવાને સંમતિ આપી. પાંડવો હસ્તિનાપુરમાં ભગવાનને અને તેમના સહવાસમાં રહેલા સદભક્તોને લઈને આવ્યા. નિત્ય તેમના સત્સંગમાં રહીને જ્ઞાનચર્ચા યોગ સાધાનાભ્યાસ કરવા લાગ્યા. એક મહીના સુધી તેમના સાનિધ્યમાં રહીને ભગવાને તેમને સંપૂર્ણ યોગશાસ્ત્રનું જ્ઞાન શીખવ્યુ અને તેવી સાધના કરાવીને પારંગત કર્યા. પછી ભગવાને જવાની રજા માગી. ભગવાન બોલ્યા: 'હે સદ્‌ભક્તો હવે મારું અવતાર કાર્ય સંપન્ન થવાથી હું મારા સ્થાને એટલે શ્વેતદ્વિપમાં જઉં છું. કલિયુગના છેલ્લા પ્રહરમાં સદ્‌ગુરૂ બ્રહ્મા ઠેક ઠેકાણે પ્રગટ થઈને અથર્વવેદી આત્મજ્ઞાનના પ્રચારથી જનજાગૃતિ કરશે. આત્મજ્ઞાનસંપન્ન સદ્‌ભક્ત અજંપા જાપ યુક્ત મારું નિષ્કલંકી નારાયણ નામથી ભજન, પૂજન, સંકીર્તન કરશે.ત્યારે હું નિષ્કલંકી નારાયણ અવતાર ધારણ કરીને જંબુદ્વિપ ભરતખંડમાં કુંવારીકા ક્ષેત્રમાં આવીશ. હે સદ્‌ભક્તો, આ પ્રકારનું આ મારું આગમભવિષ્ય છે. એ સમયે સદગુરૂ ઈમામશાહ મહારાજ કલિયુગમાં પ્રગટ થશે જ. પાંડવોએ ભગવાનના ચરણે સાષ્ટાંગ દંડ્‌વત કરીને વિનંતી કરી. હે પુરાણ પુરૂષ પુરૂષોત્તમ હવે અમે તમારી આજ્ઞાનુસાર હિમાલયમાં જઈને સાધના કરીશું તમારા ચરણ કમળમાં અમારું મન સદૈવ સ્થિર રહે એવી અમારી વિનંતી છે. આમ વિનંતી કરતાં કરતાં તે ભગવાનની પાછળ પાછળ જવા લાગ્યા. ભગવાને પ્રેમથી પાછળ જોઈને પાંડવોને કહ્યું, 'હે સદ્‌ભક્તો તમે હવે પાછા વળો. મારા કહ્યા પ્રમાણે રાજ્યની ધુરા પરિક્ષિતને સોંપીને હિમાલયમાં જવા માટે સિધ્ધ થાઓ. ત્યાં હું તમારી રાહ જોઉં છું. નવ કોટી જીવાત્માઓ તમારી ત્યાં વાટ જુએ છે. તેમના ઉધ્ધારની જવાબદારી તમારા શિર પર છે. એ કાર્ય પૂર્ણત્વ થયા પછી તમારી આશા સફળ થશે. હું હવે તમારી રજા લઉં છું. ફરી આપણો મેળાપ હિમાલયમાં થશે, એમ બોલી ભગવાન બુધ્ધ જવા લાગ્યાં. તેમનો વિરહ સહન ન થવાથી ધર્મરાજાને મૂર્છા આવી. બધા લોકો ધર્મરાજાને પકડવા લાગ્યા. થોડા સમય પછી શુધ્ધિ થયા પછી ધર્મરાજા પોતાના જીવનના એક એક પ્રસંગ યાદ કરીને અને બધાં પ્રસંગોમાં પોતાને કંઈ રીતે બચાવ્યા એ કહેતા કહતા ધર્મરાજા શોક સાગરમાં ડુબી ગયા. તેવી અવસ્થા બધા ભાઈઓની થઈ. ઘરમાં દ્રૌપદી કુંતીમાતા અને ઈતર સ્ત્રીઓ એમની પણ તેવી જ અવસ્થા થઈ. જે પ્રમાણે આપણો પ્રાણ શરીર છોડીને નીકળી જાય છે અને શરીર નિશ્ચેત રહે છે એકદમ તેવી અવસ્થા સદ્‌ભક્ત પાંડવોની થઈ. ભગવાનનો વિરહ તેમનાથી બિલકુલ સહન થતો નહોતો. એ વારંવાર ભગવાનને વિનવીને કહેવા લાગ્યા: 'હે ભગવાન અમને એકલા છોડીને તમે કેમ નીકળી ગયા ? કેમ અમારો ત્યાગ કર્યો ? અમને તમારી સાથે લઈ જાઓ.'

૬૮ તીર્થ અને ગંગાજી આવ્યા

**પાંડવને છોડી હરિ જયાં જાયે, ત્યારે અડસઠ તીર્થ આવી લાગ્યા હરિને પાયે. ॥૮૩૬॥**
**જયારે સામે આવતા હરિ દીઠા સહી, ત્યારે ગંગાજીયે સર્વે તીર્થ શું કહી. ॥૮૩૭॥**
**સર્વ ભેદ ગંગાજીએ તીર્થને કહ્યો, શ્રીબુધ્ધ અવતાર કૃષ્ણજીએ લીધો. ॥૮૩૮॥**
**શ્રી બુધ્ધ અમૃતવાણી બોલ્યા છે આયે, ત્યાં સર્વ તીર્થ હરિને લાગ્યા પાયે. ॥૮૩૯॥**
**ગંગાજીએ વિનંતી કરી બહુ વિવેક, ત્યાં વચન હરિ બોલ્યા છે એક. ॥૮૪૦॥**

અડસઠ તીર્થ હરિશું કહ્યો છે આયે, સ્વામી અમથી કલિયુગમાં રહ્યો ના જાયે. ॥૮૪૧॥
ગયો દ્વાપરને કલિયુગ બેઠો સાર, સર્વે દેવ ઋષિવરને છોડયા છે ઠાર. ॥૮૪૨॥
ત્યારે ગંગાજીએ વચન હરિશું કહ્યો, જો તમે કલિયુગમાં પ્રગટ નહી રહો. ॥૮૪૩॥
જો તમો કલિયુગમાં પ્રગટ ફરો નિર્વાણ, તો હરિ અમને મુકો પાછા અમારે ઠામ. ॥૮૪૪॥
જયારે વિનંતી એવી તીર્થે સર્વે રે કહી, ત્યારે શ્રીહરિ બુધ્ધ રૂપે બોલ્યા સહી. ॥૮૪૫॥
સુણો રે ગંગાજી વાત તમને તો કહું, અમે તો આ કલિયુગમાં પ્રગટ નહી રહું. ॥૮૪૬॥
પશ્ચિમ દિશામાંહે શ્વેતદ્વિપ કહું, ત્યાં દસમો અવતાર ગુપ્ત હોઈ રહું. ॥૮૪૭॥
ત્યારે તીર્થ હરિશું કહે સત્યભાયે, સ્વામી ગુરૂનર વીના રહ્યું કેમ જાયે. ॥૮૪૮॥
કરે જીવહિંસા ને કુડ કપટસુ કામ, જયાં લોભ લાલચે કરી જોડે દામ. ॥૮૪૯॥
તે દામ લાવી પૂજા અમારીરે કરે, સ્વામી તેનુ પાપ અમ શિર ઉપર ચડે. ॥૮૫૦॥
એવા મહાપાપ તો કલિયુગ માંહે થાયે, સ્વામી કલિયુગમાં રહ્યો નહી જાયે. ॥૮૫૧॥
શ્રીહરિ જે વકર્મ કરીને અમમાં નહાયે, તે પાપીના મુખ તો દેખ્યા કેમ જાયે. ॥૮૫૨॥
ત્યારે શ્રીબુધ્ધ વચન એ તીર્થને કહ્યા, તમો બ્રહ્માની કલામાં હેથી પેદા થયા. ॥૮૫૩॥
જે બ્રહ્માના થાપ્યા તીર્થ યુગમાં આયે, તે ગુરૂબ્રહ્માની કલા માંહે રહેસો જાયે. ॥૮૫૪॥
એવા વચન હરિયે ગંગાજીનેરે કહ્યા, ત્યારે સર્વ તીર્થ મનમાહે હર્ષિત તો થયા. ॥૮૫૫॥
ત્યારે નારાયણને ગંગાજી પુછે શિરનામ, સ્વામી અમને કહો ગુરૂ બ્રહ્માના ઠામ. ॥૮૫૬॥
ત્યારે ગુરૂબહ્માનાં ઠામ નારાયણ કહે, ત્યાં સકળતીર્થ ચિત્ત દઈને રહે. ॥૮૫૭॥
જંબુદ્વિપ કુંવારીકા ક્ષેત્ર પ્રગટ રૂપે બ્રહ્માજી બેસસે તેણે ઠામ. ॥૮૫૮॥
પ્રેરણાપીઠ ધામમાં ગુરૂ બ્રહ્માજીનાં ઠામ, તે કલિયુગ અંતે સદ્‌ગુરૂ ઈમામશાહ નામ. ॥૮૫૯॥
ગુરૂને જે ઘર તપ કર્યા તે લેજો જોયે, તેણે ગાફલ દુનિયા ના જાણે કોયે. ॥૮૬૦॥
જયારે નારાયણે કહ્યા ગુરૂ બ્રહ્માના ઠામ, ત્યારે સર્વ તીર્થે તે દિશાને કર્યા પ્રણામ. ॥૮૬૧॥
ત્યારે સકળ તીર્થ પુછે રે શિરનામ, સ્વામી અમને કહો હવે તમારા ઠામ. ॥૮૬૨॥
શ્રી નારાયણ દેવ ગંગાજીને ઠામ તો કહે, અને કળા અમારી ગુરૂ બ્રહ્માજીમાં રહે. ॥૮૬૩॥
જયારે વચન શ્રીબુધ્ધાયે ગંગાજીને કહ્યા, ત્યારે સર્વ તીર્થ મન હર્ષિત તો થયા. ॥૮૬૪॥
એસો ભેદ શ્રીબુધ્ધાયે કહ્યોરે પઠાયે, અડસઠ તીર્થ બ્રહ્મકલામાં બેઠા જાયે. ॥૮૬૫॥
કલિયુગમાં સર્વ તીર્થ બ્રહ્મકલામાં ગયા, ત્યારે સર્વ તીર્થના ઘર ઠાલા થયા. ॥૮૬૬॥
જયારે અડસઠ તીર્થ ચાલીને રે ગયા, તે તો સર્વે જંબુદ્વિપમાંહે આવીયા. ॥૮૬૭॥
તે સર્વ તીર્થ તો રજાવંતારે આપે થયા, તે ગુરૂ બ્રહ્માની કળામાંહે આવીયા. ॥૮૬૮॥

પાંડવોનો અતિશય પ્રેમનો સંદેશ લઈને ભગવાન જયારે જવા લાગ્યા, ત્યારે અડસઠ તીર્થો ત્યાં ભગવાન પાસે આવ્યાં અને તેમણે ભગવાન બુધ્ધના ચરણે સાષ્ટાંગ દંડવત કર્યા. ભગવાને ઉભા રહીને તેમને આવવાનું કારણ પુછ્યું. ત્યારે બધા તીર્થોમાં શ્રેષ્ઠ એવા ગંગાએ હાથ જોડીને ભગવાનની સ્તુતિ કરી. ગંગાએ કહ્યું: 'હે પુરાણપુરૂષ પુરૂષોત્તમ ! હે

૬૮ તીર્થ અને ગંગા પિરાણા માં આવ્યા

**Missing**
**૮: હિન્દુ ધર્મના પવિત્ર 68 તીર્થ સ્થાનો અને ગંગા નદીનો પીરાણામાં વાસ – હિન્દુ શ્રદ્ધા અને આસ્થા ઉપર પ્રહાર**

**૯: હિન્દુ ધર્મના મંદિરો અને સ્થાનકોમાં ભૈરવ અને ભૂત વસે છે – મૂર્તિ પૂજાથી પુણ્ય ના મળે – હિન્દુ મંદિરો અને તીર્થ પ્રત્યે લોકોનું મન ઉઠી જાય એવા પ્રયત્નો**

પતિત પાવન, સકળ માંગલ્યના તમે પરમનિધાન એવા છો, આ જગતમાં સમય સમયે અલગ અલગ રૂપ નામ ગુણથી અવતાર ધારણ કરીને તમે જગત્કાર્ય વ્યવસ્થિત ચલાવો છો, તમે જ શ્રીકૃષ્ણ, શ્રીરામ, તમે જ નિયંતા તમે જ ભવતારક ભગવાન છો. તમારા જ આશ્રયથી અમે રહીએ છીએ. અમે અડસઠ તીર્થો હોઈને તમારી જ સત્તાથી અમારા પર આવેલી જવાબદારી પાળીએ છીએ. તમારી ઈચ્છા સિવાય કૃપાદષ્ટિ સિવાય અમે ક્ષણભર પણ અસ્તિત્વમાં રહી શકતા નથી. તમારા પ્રગટ વાસ્તવ્યથી વારંવાર થંનારા પદસ્પર્શથી સંગથી અમે પરમ પાવન થઈએ છીએ પણ સાંપ્રત કલિયુગમાં બધા દેવ, ઋષિ અને મુનિ સંત, મહાત્મા, ગુપ્ત થતા હોવાથી અમારે કોના આશ્રયે રહેવું. અત્યંત દુસ્તર અને પાપી એવા આ કલિયુગમાં અમારાથી રહેવાશે નહીં. ભગવાન તમે જો પ્રગટ સગુણ સાકાર રૂપે રહેતા હોવ તો અમે અમારા વાસ્તવ્ય સ્થાન પર જઈએ, નહીં તો તમારા જ સાનિધ્યમાં તમે જયાં જાઓ ત્યાં અમે પણ આવીશું. ભગવાન બુધ્ધ બોલ્યાઃ 'હે પરમ પાવક તીર્થો, મારાથી આ યુગમાં પ્રગટરૂપે રહેવાશે નહીં. તમે તમારી જીદ છોડો મારી સાથે પણ અવાશે નહીં, કારણ હું જંબુદ્વિપના મારા મુળ સ્થાને ગુપ્તરૂપે વાસ્તવ્ય કરીશ અને કલિયુગના છેલ્લા પ્રહરમાં નિષ્કલંકી નારાયણ રૂપે પ્રગટ થઈશ. ત્યારે બધા તીર્થોએ ભગવાનને પ્રાર્થના કરી કે હે ભગવાન ! આ કલિયુગમાં લોકો અધર્મ માટે પ્રવૃત્ત થશે. જીવહિંસા, કુડકપટ,અસત્યાચારણ કરશે, લોભ લાલચથી સ્વાર્થી ભરેલા એવાં કામ કરશે, લોકોને લુંટીને અનેકાનેક કુકર્મ કરીને ધનસંપત્તિ ભેગી કરીને તે સંપત્તિમાંથી દાન કર્મ, અમારી પૂજા અર્ચના કરશે અને તેમના કૃતકર્મનો ભાર અમારા પર સોંપશે. એ યોગે અમારા શિર પર પાતકના ડુંગર ઉભરાશે અને તેની નીચે અમે નિષ્પ્રાય થઈ જઈએ માટે આ મહાપાપી કલિયુગમાં અમે તમારા સિવાય રહીશું નહીં.

બુધ્ધ ભગવાન બોલ્યાઃ હે તીર્થો, તમારો ગુણધર્મ અથવા તમારી અગાધ શકિત છે કે જે કોઈ જીવાત્મા શુધ્ધ અંતઃકરણથી સદભાવ હેતુથી તમારામાં સ્નાન કરશે, તમારી સેવા પૂજા તપ ધ્યાન કરશે, તેના પાપ પરિમલ ધોઈને શુધ્ધ શુચિર્ભુત કરવું એ તમારા અંગની શકિત છે. તમારી ઉત્પત્તિ સદ્‌ગુરૂ બ્રહ્માથી-બ્રહ્મદેવથી થઈ છે. તમારો મહિમા-તમારા પ્રાણ સદ્‌ગુરૂ બ્રહ્મા માટે રહેશે. ત્યાં જ તમે વાસ્તવ્ય કરો. તે સદ્‌ગુરૂ બ્રહ્માના વાસ્તવ્ય સ્થાન કલિયુગમાં ભરતખંડમાં, જંબુદ્વિપમાં કુંવારીકા ક્ષેત્ર પર સાબરમતી નદીના પૂર્વ તીરે પ્રેરણાપુરી નગરીમાં રહેશે. કલિયુગના છેલ્લા પ્રહરમાં ઈમામશાહ આ નામે સદ્‌ગુરૂ સગુણ સાકાર રૂપ ધારણ કરશે અને અપાર લીલા ચરિત્ર કરીને લોકોને સદધર્મનો સતપંથનો ઉપદેશ કરશે. એ જગ્યાએ તેમની કલામાં જઈને તમે વાસ્તવ્ય કરો એટલે તમારામાં સંચિત બધા પાપપરિબળ નષ્ટ થઈ જશે. બુધ્ધ ભગવાને આ ભેદ કહેતાં જ તેમણે એ દિશા તરફ વળીને પ્રણામ કર્યા. બધા તીર્થોને આ પ્રકારે વાસ્તવ્ય સ્થાન દર્શાવીને તેમને કૃપાશિર્વાદ આપી ભગવાન બુધ્ધ આગળ જવા લાગ્યા. અહીં બધા તીર્થ સદ્‌ગુરૂ બ્રહ્માના ધામમાં તેમના આશ્રયે આવ્યાં.

**અહી તીર્થ વોળાવી હરિ જયાં જાયે, ત્યારે ભૈરવો ભૂત આવીને લાગ્યો પાયે. ॥૮૬૯॥**
**ત્યાં પાયે લાગીને વિનંતી કરે છે ઘણી, હવે અમને રજા કેસી દો છો શ્રીહરી. ॥૮૭૦॥**
**હરિ ઈશ બ્રહ્મા પ્રગટ નહી હોય દયાળ, ત્યાં કોણ કરશે અમારા પ્રતિપાળ. ॥૮૭૧॥**
**જયારે એસા વચન ભૈરવ ભૂત કહે, ત્યારે શ્રીનારાયણ દેવ વચન ઓચરે. ॥૮૭૨॥**
**ત્યારે નારાયણે ભૈરવને કહ્યો વિચાર, તમે કાયે છોડો છો આવો રૂડો સંસાર. ॥૮૭૩॥**

જે મદ્ય માંસનો છે આહાર રે તમ તણો, તે કલિયુગમાં ભુલ્યા લોક પુજસે ઘણો. ॥૮૭૪॥
જયારે એવા વચન નારાયણે રે કહ્યા, ત્યારે સકળ ભૈરવ ભૂત હર્ષિત થયા. ॥૮૭૫॥
ભૈરવ ભૂત કર જોડીને કહે શિર નામ, સ્વામી કલિયુગમાં કહો અમારો ઠામ. ॥૮૭૬॥
તમે જયાં કહેશો ત્યાં રહશું જાયે, એસો ભૈરવ ભૂતે કહ્યો સમજાયે. ॥૮૭૭॥
ત્યારે નારાયણ ઠામ ભૈરવ ભૂતને કહે, આજ અડસઠ તીર્થના ઘર ઠાલા છેયે. ॥૮૭૮॥
સર્વતીર્થ ઉઠીને ગયા ગુરૂ બ્રહ્મા પાસ, તેના ઘરમા જઈ તમે પુરજો વાસ. ॥૮૮૯॥
ત્યાં કરી રૂડા ચારિત્ર કરજો પ્રતુત, સર્વ ભોળા લોકોને તમે ખાજોરે ધૂત. ॥૮૮૦॥
જેમ જેમ ચારિત્ર કરસો તમે તતક્ષણુ, તેમ તમે લોક તમારા તીર્થે આવસે ઘણું. ॥૮૮૧॥
હરિયે ભૈરવોને દીધા છે એવા રે ઠામ, ત્યાં સકલ ભૈરવે દેવને કર્યો પ્રણામ. ॥૮૮૨॥
ત્યારે શ્રી હરિયે કહ્યો સર્વ ભૈરવોનેરે ઠામ, જઈને રહેજો તમે અડસઠ તીરથ મુકામ. ॥૮૮૩॥
નવખંડ ચોવીસ મુલકે વ્યાપક ભૈરવ ભૂત, તે સર્વ ગાફીલ દુનિયાને ખાયે છે ધૂત. ॥૮૮૪॥
કલિયુગમાં જે વેદવિધિ વિના પૂજા થાયે, તે સર્વ પૂજા ભૈરવભૂત લઈ જાયે. ॥૮૮૫॥
કલિયુગમાં દસમો અવતારની પૂજા હોયે, શાસ્ત્ર વેદ વચને સતગુરૂ ઘેર લેજો જોયે. ॥૮૮૬॥
એસો કહી ભૈરવભૂત દીયા રે પઠાયે, સર્વ તીર્થોના દેવલ દેરે બેઠા જાયે. ॥૮૮૭॥
કલિયુગમાં સર્વેવ્યાપાક ભૈરવ ભૂત, તે તો ગાફીલ દુનિયાને ખાયે છેરે ધૂત. ॥૮૮૮॥
ચરપટે રાચ્યો છે આ સકલ સંસાર, તેના જાણે કોઈ સતગુરૂ મુરતના ઠાર. ॥૮૮૯॥
ભૈરવ ભૂતને વોળાવી હરિ જયાં જાયે, ત્યારે તેથી શ્રી બુધ્ધરૂપ ગુપ્ત જો હોયે. ॥૮૯૦॥

૬૮ તીર્થ માં ભૂત/ ભૈરવ વસે છે.

અડસઠ તીર્થોને સંદેશ આપીને ભગવાન બુધ્ધ જવા લાગ્યાં. ત્યાં જ પોતાના ભૂતગણ સાથે ભૈરવ આવ્યા અને ભગવાનને વિનંતી કરવા લાગ્યા. એ બોલ્યાઃ હે સ્વામીનાથ ! જગત્પતિ, જગદીશ્વર અમારા પર કૃપાદ્રષ્ટિ કરો. તમે નીકળી ગયા તો અમારું પ્રતિપાળ કોણ કરશે ? અમે અહીં રહીને શું કરીશું ? અમને પણ તમારી સાથે આવવાની કૃપાદ્રષ્ટિ કરો.' ત્યારે ભગવાન બુધ્ધ બોલ્યાઃ ' હે ભૈરવભૂતગણો તમને ઉદાસ થવાનું કારણ નથી, તમારો તો હવે આ કલિયુગમાં અત્યંત ઉન્નતિનો ઉત્કર્ષનો કાળ છે. આવો સુંદર કાળ, સુંદર જગત અને એમના જીવાત્મા છોડીને તમને હવે બીજે જવાની જરૂર નથી. મદ્ય, માંસ, તામસ એવો તમારો આહાર કામ, ક્રોધ, લોભ એ તમારું આશ્રય ઘર અને વિહારસ્થાન, એવા વિહારોની આ કલિયુગમાં કોઈ ઉણપ નથી. આવું સુંદર નંદનવન છોડીને તમે ક્યાં જાઓ છો. અન્યત્ર ક્યાંય ન જશો. અહીં મૃત્યુલોકમાં જ રહો. આ કલિયુગના સન્માર્ગ ભુલેલા માણસો તમારા શરણે આવીને તમારી પૂજા અર્ચના કરશે.' ત્યારે ભૂત ભૈરવ આનંદીત થયા અને બોલ્યા, 'પછી સ્વામી અમારું નિવાસ સ્થાન ક્યું હશે ? અમે ક્યાં વાસ્તવ્ય કરીએ ? જે જગ્યાએ કહો ત્યાં અમે વાસ્તવ્ય કરીશું' 'બુધ્ધ ભગવાન બોલ્યાઃ હે ભૈરવ ભૂતગણો, અસંખ્ય વેરાન તીર્થોમાં તમે જઈને વાસ્તવ્ય કરો. એ જગ્યાએ જેમ જેમ તમારા ચરિત્ર કરશો તે પ્રમાણે લોકો તમને માનશે અને તમને ભજશે. આ કલિયુગના લોકો અજ્ઞાનપણાથી અને ભોળપણાથી પાપક્ષાલન માટે તથા સુખપ્રાપ્તિ માટે તમને જ વધારે માનશે અને ભકિત કરશે. મદ્યમાંસનો નૈવેદ્ય, પશુપક્ષીઓની બલી આપી તે લોકો તમારી ખુબ

ભક્તિભાવથી સેવા પૂજા ભક્તિ ઉપાસના કરશે. આ માટે તમે એ જગ્યાએ વાસ્તવ્ય કરો. આ પ્રકારે એ બુધ્ધ ભગવાને ભૂતભૈરવોને સ્થાન દર્શાવીને આશીર્વાદ આપતાં જ એ બધાં આનંદથી તાળીઓ વગાડતાં નાચવા લાગ્યાં. કલિયુગમાં વેદ વિધિ સિવાય જે કંઇ પૂજા છે તે સર્વ પૂજા ભૂત ભૈરવ જ સ્વીકારી લે છે. તેના ફળ જીવાત્માને મળી શકતા નથી. કારણ એ પૂજા ઇચ્છિત અને સાચા દેવદેવતા સુધી પહોંચતી નથી. એ માટે જીવાત્માઓએ વેદશાસ્ત્ર વચનાનુસાર સાચા બ્રહ્મસ્વરૂપી સદ્દગુરૂને જાણીને સેવા પૂજા કરવી. યુગધર્માનુસાર શુધ્ધ પવિત્ર સત્યધર્મનું આચરણ, ભગવાન નિષ્કલંકી નારાયણના અજંપા જાપનું નામસ્મરણ અને જ્યોતિ સ્વરૂપના ધ્યાનથી 'પરબ્રહ્મ ૐ' સ્વરૂપે પ્રાપ્ત થાય છે. આ સંસારમાં કુડકપટનો ત્યાગ કરીને નિર્મળ શુધ્ધ અને પ્રેમાળ અંતઃકરણથી પોતાના જીવના ઉધ્ધાર માટે અને કલ્યાણ માટે ભૂતભક્તિનો-અંધશ્રધ્ધાનો ત્યાગ કરીને શુધ્ધ ભક્તિ કરવી ભગવાન બુધ્ધ અવતારનું કાર્ય અહી પૂર્ણ થયું. ઉર્વરીત આયુષ્ય તેમને ધ્યાન ચિંતન સ્મરણમાં કરી પોતાના અવતારનું વિસર્જન કર્યું.

ભાઇ દેવની ખેલ રમત સવા પહોરની જેહ,
શ્રીબુધ્ધજીએ આગમ કથી સંભળાવી તેહ. ॥૮૯૧॥
આ વેદવચન સહી પ્રમાણે નર જેહ,
શ્રીબુધ્ધ અવતારે આગમ ભાખ્યા તેહ. ॥૮૯૨॥
જે નવમો રૂપ દ્વાપર અંતે હુવો છે સાર,
ત્યાં તો દેવે ધર્યો છે શ્રીબુધ્ધ અવતાર. ॥૮૯૩॥
તે શ્રી બુધ્ધની માતા રેણુકા, અને પિતા તો શ્રી સિંહરાજ,
શકિત તો હંસાદેવી જાણો, ને ગુરૂ તો શ્રી હંસરાજ. ॥૮૯૪॥
શ્વેતદ્વિપે ઉપન્યા, જંબુદ્વિપ હિમપુરી સ્થાને જઇ,
ભરતખંડમા રમત રમીયા, પાંડવ મોક્ષ પામ્યાતહી. ॥૮૯૫॥
કૌરવને દુર્યોધન દૈત્ય કંસાસુર જયારે મારીયા,
નવ કરોડીશું ભકત પાંડવો યુધિષ્ઠિરને ઓધ્ધારીયા. ॥૮૯૬॥
ત્યા પછી સંસારમાંહે ફર્યા શ્રી મોરાર,
ત્યાંથી લાઇ લીધી પાંડવે અને ગયા તે વેલુ વન મોઝાર. ॥૮૯૭॥
ત્યારે નારાયણ પ્રગટપધારીયા અને ભકત પાંડવ છે જહી,
પાંડવોને તો તે પુછવા ભાઇ કુશળ છો કે નહી. ॥૮૯૮॥
ત્યાં પાંડવે કાયા કેશેઢાકી છે વાયે ભરખી લેછે ભોગ,
સદગુરૂએ એણીપેરે રાખીયા ત્યારે થયા હિમાલે સીજયા જોગ. ॥૮૯૯॥
હરિયે પાંડવને આપી આજ્ઞા તમે ચાલો હિમાલે જેહ,
તમે ખોલીયા કથી થાવ ખાકના તો થાશે નુરાણી દેહ. ॥૯૦૦॥
યુધિષ્ઠિર વાણી ઓચરે સ્વામી સદેહી સ્વર્ગ દેખાડ,
જે પહેલા કોલ કરાર કીધા તમો શ્રીહરિ હમ સાથે સીધાર. ॥૯૦૧॥

બુદ્ધની માતા અને પિતાનું નામ

શ્વેત દ્વિપએ જન્મયા

ફરીથી જણાવેલ છે કે બુદ્ધ અવતારે દુર્યોધનને માર્યો !! ?

પાંડવે હિમાલે ચલાવીયા અને રાજા ધર્મે માંગ્યો કોલ,
સ્વામી હવે અળગા ના કીજીએ આપણે જઈએ અમરાપુર મોહોલ. ॥૯૦૨॥
શ્રીહરિ ત્યારે એમ બોલીયા, અને સાંભળો પાંડવો આજ,
રાજ આલો પરિક્ષિતને તમે કરજો ધરમના કાજ. ॥૯૦૩॥

ભગવાનની અવતાર લીલા અતકર્ય અચિન્ત્ય છે. એક સવા પ્રહર પ્રમાણે અત્યંત અલ્પકાળમાં ભગવાને પોતાનું અવતાર કાર્ય સંપન્ન કર્યું. બુધ્ધ ભગવાને પાંડવોને પાત્ર જાણીને આગમ અગમ્ય ભવિષ્ય કથન કરીને જે કંઇ સાધના કરવી પડે છે તેનો ઉપદેશ બુધ્ધ ભગવાને કર્યો છે. ભગવાન શ્રીકૃષ્ણએ મહાભારત યુધ્ધના સમયે અર્જુનને કરેલો જ્ઞાનોપદેશ તેમના ચિત્ત પર દ્રઢપણે ગ્રહણ થાય તે ભગવાને દ્વાપર યુગના અંતે બુધ્ધ અવતાર ધારણ કરીને પાંડવોને આ સદ્બોધ આપ્યો છે. પાંડવો પછી રાજસ્થિતિ, સમાજ સ્થિતિ અને ધર્મસ્થિતિ વ્યવસ્થિત સુરક્ષિત રહે તેમાં વિકૃતિઓ ન આવે માટે બુધ્ધ ભગવાને આ માર્ગ શોધ્યો હતો. તેમના ધર્મમતના પ્રભાવથી સારા એવા કાળ પછી કલિયુગના અનાચારનો આળ બેઠો. પાંડવો પછી પરિક્ષિત અને એ પછી જનમેજય રાજા સુધી કલિનો તેટલો ઉપદ્રવ નહોતો. એ પછીના કાળમાં કલિનો પ્રાદુર્ભાવ વિશેષ જોરથી શરૂ થયો.

બુધ્ધ ભગવાનની લૌકિક માતા રેણુકા, પિતા સિંહરાજ હતા, શકિત હરસિધ્ધ (હંસાદેવી) અને ગુરૂ હંસરાજ હતા. ક્ષેત્ર કુરૂક્ષેત્ર હોઇને ત્યાં જ દુર્યોધનને પોતાના મુળ સ્વરૂપે દર્શન આપી તેને પોતાના સ્વરૂપમાં લય કર્યો હોઇ ત્યાંથી પ્રગટ થઇને એટલે ભગવાન શ્રીકૃષ્ણના અંશ સ્વરૂપે જ્ઞાનોપદેશ કરવા માટે પાંડવોના યજ્ઞદ્વારે ઈંદ્રપ્રસ્થમાં આવ્યા હતા. ત્યાંથી ભગવાન બુધ્ધ ભરતખંડમાં સમયાંતરે કપિલવસ્તુનગરમાં શુધ્ધોધન રાજાની માયાદેવી નામની રાણીના ઉદરે જન્મ લઇ સિધ્ધાર્થ નામ ધારણ કરી ભરયુવાનીએ સંસારનો ત્યાગ કરી તપશ્ચર્યા કરી બુધ્ધત્વ પ્રાપ્ત કર્યુ અને બુધ્ધ નામ ધારણ કરી ધર્મને અનુસરીને સત્ય, પ્રેમ, અહિંસા, કરૂણા વગેરે કલ્યાણકારક ગુણોનો પ્રચાર અને પ્રસાર કર્યો છે.બુધ્ધ ભગવાનના ઉપદેશથી પ્રભાવીત થયેલા પાંડવો તે જ દિવસથી ધ્યાન, ચિંતન, સ્મરણની સાધનામાં લાગ્યા. તેમણે યજ્ઞ તો સંપન્ન કર્યો જ હતો. રાજ્ય વ્યવસ્થા સુવ્યવસ્થિત કરી ખુદ હસ્તિનાપુરના રાજ્યકારભાર માટે અલગ અલગ અધિકારી નિમ્યા અને પ્રત્યેકના ખાતાના વિભાગ કરીને પોતાના શીર પરની જવાબદારીઓ ઓછી કરી નગરની બહારના રાજયોદ્યાનમાં-જઇને સાધનાભ્યાસ શરૂ કર્યો. વ્રત ઉપવાસ કરીને તપશ્ચર્યા કરવા લાગ્યા. નિરાહાર નિરંકાર ઉપવાસ કરીને દેહ જીરવવા લાગ્યા. દેહનો સર્વ વિલાસનો ત્યાગ કર્યો આ પ્રકારે વિહાર પર નિયંત્રણ રાખી ઈંદ્રિયો દમન કરીને મનઃ સમય પાળવા લાગ્યા. સાંસારિક વાચા પર નિયંત્રણ કર્યું. તપસ્યા, સાધના અને ઇશ્વર ચિંતન ધ્યાન સમય વિતાવવા લાગ્યા.

રાજા યુધિષ્ઠિર કહે પરિક્ષિતને, તમે સુણો મારા પૌત્ર,
હવે અમે જાશુ હિમાલે, તમને સોપું રાજયધર સુત્ર. ॥૯૦૪॥
પ્રજાને પાળજો પ્રેમથી, અને કરજો ઉત્તમ કર્મ,
ધર્મમાર્ગથી સહુને દોરજો, સતનો પરિછજો મર્મ. ॥૯૦૫॥

સત્યવાદીએ રહેવાયે નહી, અને એવો તો છે કલિકાલ,
મર્યાદા તે માને નહી, પિતા તણી ત્યાં બાલ. ॥૯૦૬॥
નારી નરને સુતો વેચે, એવા કલીનું છે કર્મ,
વર્ણાવર્ણ માને નહી, સહુ મુકે ને કુળના ધર્મ. ॥૯૦૭॥
વળી બ્રહ્મ તો થયા વિના, તે બ્રહ્મ દિશાનો પાલે મર્મ,
શુભ થઈને અશુભ ઓચરે, અને તે મુખે કહે એ ધર્મ. ॥૯૦૮॥
એ તો ધર્મને જાણે નહી, અને કરે તે ખંડન પુણ્ય,
સ્વાદ અર્થે તે સત્ય મુકે, તેણે દયા ધર્મ નહી મન. ॥૯૦૯॥
લોભી રાજા પ્રજાને લુંટે, ને પિતા તે લુટે પુત્ર,
માતા તો વેચે તનયા, ને લેવે તે કન્યાનો શુલ્ક. ॥૯૧૦॥
અનેક તે બીજા છે કરમ,અને કહેતા તો નિંદા થાયે,
ભાવે ભોજન કરાવે નહી,પછે લોક જમવા રે જાયે. ॥૯૧૧॥
સત્ય કહેતા તે માને નહી, અને પુછવા પંડિતને ધાયે,
તેણો મર્મ તે જાણે નહી,મિથ્યા દેવલ દેરે પૂજાયે. ॥૯૧૨॥
સાચું કહું છું પઠંતરે, તમે સુણજો ને પરિક્ષિત રાય,
નીચ ઉંચ તો ત્યાં એકઠા તે સર્વ એકાકાર જો થાય. ॥૯૧૩॥
સપાત્રને તો આપે નહી, ને ધુતારાને આપવા જાયે,
કુપાત્રને પૂજે ઘણો, એવો છે કલિનો મહિમાયે. ॥૯૧૪॥
કલિ મધ્યે હરિને માને નહી, અને શુન્ય પૂજવા ધાયે
ગોલા તો થાયે રાજીયા, અને અસાધુ પૂજાયે. ॥૯૧૫॥
જુઠુ બોલી માન આપે, અને કરે તે નિત્ય વખાણ,
તે પંચ મતને માને નહી, એ છે કલિના એંધાણ. ॥૯૧૬॥
ગાયો તો વિકરે હવી, કન્યા વિકરે ઉત્તમ નામ,
કુળની મર્યાદા તે છોડીને, તે નીચા કરશે કામ. ॥૯૧૭॥
રાણી તો સેવે દાસને, દાસી તે સેવે રાયે,
અનેક કર્મ બીજા છે ઘણા, એવો કલિનો મહિમાયે. ॥૯૧૮॥
ભ્રાત સાથે વેર લેખવે, ત્યાં અમે કેમ રહેવાયે,
તે માટે તો જાશુ અમો, પુત્ર તમે ફરજો નિર્મલ કાયે. ॥૯૧૯॥
પરિક્ષિત કહે અમે કેમ રહુ, પાપી મહાકલિયુગ કહેવાયે,
તે માટે સંગે હમે આવશું, અમને એમ ઘટે છે રાયે. ॥૯૧૯॥

**ધર્મ કહે તમે હમણાં ઉપન્યા, તે માટે કરવું ઘટે છે રાજ,**
**જયાં લગી પુત્ર થાયે નહી, ત્યાં લગી પિતૃઋણ રહે છે રાજ. ॥૯૨૦॥**
**પરિક્ષિતને તો રાજ આપી, પછી જાયે છે સહુ હિમ,**
**હવે હમે સર્વ હિમાલયે જાશું, એમ ઘટે છે કલિયુગનું નીમ. ॥૯૨૧॥**

કેટલાંક સમય ગયા પછી ધર્મરાજાએ પોતાના તેજસ્વી સુંદર એવા પૌત્ર પરિક્ષિતને પાસે બોલાવ્યો, પ્રેમથી તેનાશિર પર હાથ ફેરવ્યો અને સ્નેહાર્દ્રથી તેને પોતાના હૃદયે લગાવી આલિંગન કર્યુ. ધર્મરાજાએ પરિક્ષિતને કહ્યુંઃ હું તારા હિતની બે વાતો કહું છું ધ્યાનથી સાંભળ. ધીમેધીમે અમારો કાળ નજીક આવતો હોવાથી અને રાજયની ધુરા સંભાળવા માટે તું યોગ્ય હોવાથી તનેરાજયસુત્ર અને ઘરસુત્ર સોંપીને રાજ સંન્યાસ લેવાનો અમારો વિચાર છે. પ્રજાનું પ્રેમથી પાલન રક્ષણ કરવું એ રાજાનું પ્રમુખ કર્તવ્ય છે. સદગુરૂ મહારાજ વ્યાસવેદ તને વચ્ચે વચ્ચે કર્તવ્યકર્મનો, રાજય કારભારનો, અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ કરશે. પણ એ બધા ઉપદેશ વ્યવસ્થિત ધ્યાનથી સાંભળીને જ્ઞાનોપદેશ કરજે. સદૈવ ઉત્તમ લોકોના સંગતમાં રહેવું. ઉત્તમ પ્રકારની, ધર્મને અનુરૂપલોકહિતની, સમાજ સુધારણાની અને પ્રજાજનોના ઉત્કર્ષ ઉન્નતિના કર્મો કરવા, કુસંગથી અને દુર્વ્યસનથી દુર રહેવું. એકપત્ની વ્રતથી રહીને કામવિકાર સંયમી ધર્મ અને અર્થ ઈતર પુરૂષાર્થ લઈને ચાલવાનો પ્રયત્ન કરવો. સતમાર્ગનું જ અવલંબન કરવું. સદૈવ મર્યાદામાં રહીને નામસ્મરણ જપ, જાપ, પૂજા, ધ્યાન, સેવામાં પોતાનું આયુષ્ય વિતાવવું. ધર્મમર્યાદાનું ઉલ્લંઘન જે સમયે તારાથી થશે એ જ ક્ષણ તારા નાશનો કારણભૂત થશે. હવે કલિયુગના સામ્રાજયનો પ્રભાવ પ્રગટ થશે, અતિશય દુસ્તર પાપી એવો આ કલિયુગ છે.

હે બાળક પરિક્ષિત ! આ કલિયુગમાં સત્યવચન કહેવાથી લોકોને ત્રાસ ભોગવવો પડશે પણ અસત્યાચારણ, ભ્રષ્ટાચાર કરનારાને માત્ર લોકો માથા પર લઈને ફરશે. નીચ અને ઉંચ વગેરે જાતીય ભેદ ન રહેતા સર્વ એકાકાર થશે. યાચકને દાન આપશે નહીં પણ દંભી, દુરાચારી પણ લોકોના પણ પૂંજીને તેમને દાન કર્મ કરશે. કુપાત્રની પૂજા કરશે. આવા પ્રકારનો કલિ પ્રતાપ છે. તેને રાજા પણ પ્રતિબંધ લગાવી શકશે નહીં. ગાયોને પૂજય પવિત્ર માનશે નહી. ઈતર સામાન્ય પશુ પ્રમાણે વિક્રય અને હિંસા થશે. કન્યા વિક્રય થશે. ઉત્તમ કુળવાન સ્ત્રીઓ કુળશીલ ધર્મ છોડીને અત્યંત નીચ કામ કરવા લાગશે. આવા પ્રકારે અત્યંત વિપરીત એવું કર્મ કલિયુગમાં પ્રાધાન્યભુત થશે. બાંધવો સાથે નિત્ય ઝઘડા થતા રહેશે. અસહકારતા વધશે. આવું કલિનું વર્તમાન થશે. અમારી હવે અવસ્થા પણ થઈ છે. અમે વાનપ્રસ્થ સ્વીકારીને હિમાલયમાં જઈને તપસ્યા કરીશું. તું નિર્મળ ચિત્તથી ધર્માચરણ કરીને આ રાજયનો કારભાર સંભાળજે.આપણા મૈત્રીગણ પુરોહીત વર્ગ તને સહકાર આપશે. પરિક્ષિત બોલ્યોઃ 'હે તાત અત્યંત પાપી એવા કલિયુગમાં હું પણ કંઈ રીતે રહી શકીશ ? હું પણ તમારી સાથે આવીશ. તમને છોડીને મારાથી રહેવાશે નહીં. મેં પણ સાથે આવવાનો નિશ્ચય કર્યો છે.' ધર્મરાજા બોલ્યાઃ 'તું હજી નાની ઉંમરનો બાળક છે, તને હજી ધર્મ, રાજયસાશન, સામાજિક જ્ઞાન સંપાદન કરીને ચાર પુરૂષાર્થની પ્રાપ્તિ કરવાની છે તારા જીવનનો સર્વાંગી વિકાસ થવાનો બાકી છે. ગૃહસ્થાશ્રમની જવાબદારી ઉપાડવાની છે, ધર્મઋણ, પિતૃઋણ અને સમાજઋણ એ ચુકવ્યા વગર માનવ જીવનને પૂર્ણતા નથી, માટે તું આ બધી જવાબદારીઓ સંભાળ. અમે આ બધા ઋણમાંથી મુકત થઈ હવે છેલ્લા વાનપ્રસ્થાશ્રમ માટે હિમાલયમાં જઈએ છીએ. એમ સમજાવીને તેણે પરિક્ષિતનો રાજયાભિષેક કર્યો.

## –: સદ્‌ભકત પાંડવોનું સ્વર્ગારોહણ પર્વ :–

યાદવોનો ક્ષય થયો અને કલિયુગ શરૂ થયો. ભગવાન કૃષ્ણની પાછળ પાછળ બુધ્ધ અવતાર થઈને પણ અંતર્ધ્યાન પામ્યા. તેમણે કરેલા ઉપદેશાનુસાર પાંડવોએ હિમાલય તરફ પ્રયાણ કરવાનો વિચાર કર્યો. ધર્મ બોલ્યાઃ 'અર્જુન આપણું વૈભવ અનુકુળ કાળથી પ્રાપ્ત થયું હતું, પણ હવે વિપરીત કાળ આવ્યો છે. હવે યોગમાર્ગનું અવલંબન કરવું ઈષ્ટ છે. આપણા આરાધ્ય દેવ સન્માર્ગદર્શક પ્રિય સખા રહેલા ભગવાન કૃષ્ણનું અને બલરામનાં સ્મરણ માટે પહેલાં તેમનાં શ્રાધ્ધ કરવાં પછી આગળના કાર્યો કરવાં એમ મને લાગે છે. 'ધર્મરાજાની સાથે દ્રૌપદી, ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ દ્વારકામાં આવ્યા. ત્યાં તેમણે માર્કંડેય, ભારદ્વાજ, યાજ્ઞવલ્કય વગેરે ઋષિઓનાં પૂજન કરીને વસ્ત્ર ભુષણ ,અશ્વ, ગજ, ગાયો વગેરેનાં દાન કર્યાં. બલરામ વગેરે બધા યાદવોના શ્રાધ્ધ કર્યા.

પાંડવો આવ્યા છે આપણે ઠામ, શ્રીહરિ થયા છે અંતર્ધાન. ॥૧॥
વિચાર કરતા રજની વહી ગઈ, યુધિષ્ઠિર ચિંતા કરે છે ત્યાંહી. ॥૨॥
પ્રાતઃકાળ હુઓ જેટલે, રાજાયે સભા ભરી તેટલે. ॥૩॥
સ્નાન ધ્યાન વિધ ભોજન કરી, પાંચે બાંધવ ચિંતા મન ધરી. ॥૪॥
પાસે બેઠી કુંતાજી માત, પતિવ્રતા પાસે છે વિખ્યાત. ॥૫॥
પ્રજા પ્રધાન તેડાવ્યા સહુ, ઉત્તમ વર્ણનો પાર ન લહુ. ॥૬॥
સભા ભરીને બેઠા રાજન, સૌને દીધા આસન માન. ॥૭॥
ઉત્તમ મુહુર્ત લીધું છે સાર, નવરાવી પાટે બેસાડયા પરિક્ષિત કુમાર. ॥૮॥
વસ્ત્ર આભુષણ પહેરાવ્યા સોયે, સહુ પ્રજા લોક તેડાવ્યા જોયે. ॥૯॥
ચંદ્રવા શોભતા બંધાવ્યા સાર, મંદીરે તેજ તણો નહી પાર. ॥૧૦॥
સકળ દુંદુભી ઢોલ વાગે વાજીંત્ર, પરિક્ષિત કુમાર પર સર્વની પ્રીત. ॥૧૧॥
રાજા ધર્મે પાટે બેસાડયા પૌત્ર, અને પરિક્ષિત ઉપર ધરાવ્યું છત્ર. ॥૧૨॥
પાંચે બાંધવ સર્વે ઉભા થયા, કરી પ્રણામને સહુ સામા રહ્યા. ॥૧૩॥
સુભટ પ્રધાન ત્યાં નિમ્યા તતકાળ, અને મસ્તકે છત્ર ધર્યા નૃપત બાળ. ॥૧૪॥
આશીર્વાદ બધા જન ત્યાં દેવે, ત્યારે અભ્યાગતને દાન પરિક્ષિત દેયે. ॥૧૫॥
પરિક્ષિતને ત્યાં બેસાડયા રાજ, પ્રધાનને ત્યાં સોંપ્યા સર્વ કાજ. ॥૧૬॥
તે દિવસ આનંદે ત્યાં વહી ગયો, જોઈ સહુલોક રળીયાત જો થયા. ॥૧૭॥
ઉઠીને પાંચે વીર વિચારે વાત, અને સુંદરી સાથે પાંચે ભ્રાત. ॥૧૮॥
તન મન સર્વે સોંપ્યા શ્રીનાથ, વાણુ વાયુને જવું સર્વે સાથ. ॥૧૯॥



બલરામ વગેરેના શ્રાધ્ધ કાર્યો પુરા કરીને વિપુલ દાન ધર્મ કરીને પાંડવ હસ્તિનાપુરમાં પાછા આવ્યા. ભગવાન શ્રીકૃષ્ણ અંતર્ધ્યાન થવાથી હવે પાંડવોને અતિશય ઉદાસપણું લાગતું હતું. તેમણે કશાયમાં રસ લાગતો નહોતો. રાતદિવસ વિચાર કરીને તેમના મસ્તક સૂન થઈ ગયાં હતાં. યુધિષ્ઠિર ચિંતા સાગરમાં પડયા હતા. છેલ્લે તેમણે એક દિવસ પોતાના રાજ્યપ્રતિનિધિને બોલાવીને તેમની સભા ભરી અને પરિક્ષિતના રાજ્યાભિષેક સહીત પોતાના બધા મંતવ્યો તેમની સામે

વિદીત કર્યા. કોઈને પણ મનથી પાંડવો જેવા સદ્‌ભક્તોનો ત્યાગ કરવો યોગ્ય લાગતું નહોતું. તેમના જેવા યોગ્ય શાસક, મમતાળુ રાજા અન્ય કોઈ મળશે નહીં. પાંડવોએ રાજ્ય છોડીને વનમાં જવાનું નક્કી કર્યુ હોવાથી નગરજનોને કોઈજ ઉપાય નહોતો. એક શુભ મુહુર્તનો દિવસ જોઈને તેમણે રાજ્યના પુરોહિતો, મંત્રીઓ, શ્રેષ્ઠીઓ અને પ્રજાજનોને વગેરે બધાને આમંત્રીત કર્યા. નક્કી સમય પર બધા લોકો ઉપસ્થિત થયા. મુખ્ય સિંહાસન બાકી રાખીને બાજુમાં પાંડવો, કુંતીમાતા, સતી દ્રૌપદી સાથે બેઠાં. બધા રાજપુરોહિતોએ પરિક્ષિતને મંગલસ્નાન કરાવીને ઉંચા વસ્ત્રો પરિધાન કરાવી રાજ્યાભિષેક કરાવી ઉચ્ચ સિંહાસન પર બેસાડયો.નવા નવા ઉંચા વસ્ત્રો પરિધાન કરીને બધા પ્રજાજનો આ નવા યુવરાજ્યાભિષેકના પ્રસંગમાં ઉપસ્થિત થયાં. બધાએ પરિક્ષિતનો જયજયકાર કર્યો. ધર્મરાજા, સદ્‌ગુરૂ વ્યાસમુનિ તેમની સલાહથી મંત્રીમંડળ અને રાજ્યપ્રતિનિધિ નીમાયા. પરિક્ષિતને રાજદંડ આપી તેના નામની સર્વત્ર દાહી ફેરવી. બધાએ અત્યંત પ્રેમથી આનંદથી તેનો સ્વીકાર કરીને જય જયકાર કર્યો. સર્વત્ર ઉત્સવ કરવામાં આવ્યો. વાદ્યો વગાડીને બધી પ્રજાએ દીપોત્સવ ઉજવીને નવા રાજાનું સવાગત કર્યું. ધર્મરાજાએ બધી પ્રજાને પવિત્ર દિલથી, પ્રેમથી અને ધર્મનીતિ પ્રમાણે વર્તવાનું અને નવા રાજાને સહકાર્ય કરવાનું નિવેદન કર્યુ અને રાજાને પણ યોગ્ય ન્યાયનીતિ પ્રમાણે પ્રજાપાલન સંરક્ષણ અને વિકાસ કરવાનું નિવેદન કર્યુ. પરિક્ષિત પોતાના પિતામહાની આજ્ઞાનુસાર પ્રજાહિતેક્ષુ રહેવાનું આશ્વાસન આપ્યું. પ્રજાએ પોતાના અત્યંત પ્રિય શુરવીર અને ધર્મરત રાજા પરિક્ષિતનું મનોમન કલ્યાણ થાય તેવા આશીર્વાદ આપ્યા. ધર્મરાજાએ તેના શિર પર ધ્વજા છત્ર ધારણ કરીને તેમની પાસેથી અપાર દાનધર્મ કરાવ્યો. અતિથિ અભ્યાગત, યાચક અને સંપૂર્ણ પ્રજાજનોને અન્ન, વસ્ત્ર, ભુમિ, અશ્વ, ગજ, ગાયો યથોચિત દાનધર્મ કરીને બધાને સંતોષત કર્યા. આ રીતે રાજ્યના બધા સૂત્રો તેને સોંપી કરીને ધર્મરાજા અને પાંડવો પોતાના શિર પરની જવાબદારીમાંથી મુકત થયા. બધાએ આનંદ થયો, બધા પ્રજાજનોને ક્ષણ ભર સુખનો તો ક્ષણમાં દુઃખનો ઉમળકો આવવા લાગ્યો. નવા રાજા પાંડવોનો પૌત્ર ધર્મનીતિવાન અને સુસંસ્કારી હોવાથી તેમને આનંદ થતો હતો, પણ જેમણે આખું આયુષ્ય રહીને પ્રજાજનોના હિત તરફ જ ધ્યાન આપ્યું, પુત્રવત પોતાની પ્રજાનાં પાલન રક્ષણ કર્યુ તે મહાવીર પાંડવો આજે રાજ્ય છોડીને વનમાં જશે. માટે પ્રજાને દુઃખ થતું હતું. તે વારંવાર હાથ જોડીને પાંડવોને ન જવા માટે વિનવતા હતા. પાંડવોની પણ તેવી જ અવસ્થા થઈ હતી. જે પ્રજાએ પોતાને અત્યંત પ્રેમ કર્યો, પોતાના શાસનકાળમાં સમયે સમયે દુઃખ, કષ્ટિ સહન કરીને ત્રાસ સહન કર્યો અને સહકાર્ય કર્યુ એવી આજ્ઞાધારક પ્રેમાળ પ્રજાને છોડીને જવું યોગ્ય લાગતું નહોતું.

**વળી પ્રભાતકાળ થયો જેટલે, ધર્મરાજાયે સભા તેડાવ્યા તેટલે. ॥૨૦॥**
**ભૂપ યુધિષ્ઠિર બોલ્યા વાણ, મનોમન સાથે લીધા ધ્યાન. ॥૨૧॥**
**ભીમસેન વાણી સાંભળો, મુકીને મનનો આમળો. ॥૨૨॥**
**તુજ સમો ભડ બળીયો નહી કોયે, ત્રિભુવન માંહે વખાણું જોયે. ॥૨૩॥**
**તું દીસતો ભડ સબળ શરીર, મહા પરાક્રમી તું મહાવીર. ॥૨૪॥**
**અમે હિમપંથની મન ઈચ્છા ધરી, સકળ ધર્મપાળી જપો તમે શ્રીહરી. ॥૨૫॥**
**મારે તો જાવું છે નિરધાર, જયાં છે પોતે નંદકુમાર. ॥૨૬॥**
**એક તમને કરૂ વિનંતી, બંધવ અબળાને દ્રૌપદી સતી. ॥૨૭॥**
**તમે કરો રાજનો અધિકાર, ચલાવો ધર્મ સકળ સંસાર. ॥૨૮॥**

પ્રજા પાળજો ભાવે કરી, બેઠા આસન ભજો શ્રીહરી. ॥૨૯॥
દિન પ્રતે આશિષ દે માત, સેવા કરશે સર્વે ભ્રાત. ॥૩૦॥
મુખથી સત્યવચન ભાખજો, અને મન શુધ્ધ અતિ રાખજો. ॥૩૧॥
હસ્તિનાપુરમાં કરજો રાજ, ધર્મ નિયમ રખે કરતા ત્યાગ. ॥૩૨॥
કરી વાત રાય છાના રહે, પછી ભીમસેન વાણી કહે. ॥૩૩॥
જે કહેશો તે ખોટી વાત, અમે આવીશુ તમારી સાથ. ॥૩૪॥
તમને છે કળયુગની બીક, રાય અમને પણ છે એવી સીખ. ॥૩૫॥
તમ કેડે અમે પરવરૂ, હસ્તિનાપુરમાં રાજ નહીં કરુ. ॥૩૬॥
એક વચન કરૂ પ્રમાણ, હું રહું તો શ્રીહરિની આણ. ॥૩૭॥

બીજા દિવસે સવારે સુર્યોદયના પહેલાં જ ધર્મરાજાએ ઉઠીને પ્રાતઃસ્નાન સંધ્યા વગેરે બધુ સંપન્ન કરીને બધા ભાઈઓ અને સતી દ્રૌપદીને બોલાવ્યાં. મનોમન પરમેશ્વરનું ધ્યાન કરીને ધર્મરાજાએ ભીમને કહ્યું: 'ભીમ ! હું તને એક વાત કહું છું તે ધ્યાનથી સાંભળ. મનમાં કોઈ પણ પ્રકારનો સંશય ન રાખીશ. તારા જેવા મહા બળવાન પૂર્ણપણે શકિત સામર્થ્યવાન બીજો કોઈ જ નથી. મલ્લવિદ્યામાં નિષ્ણાત અને અત્યંત પરાક્રમી એવો તું મહાવીર છે. મારી ઈચ્છા છે કે તું ધર્મ ન્યાયનીતિ પ્રમાણે વર્તીને રાજકુમાર પરિક્ષિતને રાજ્ય શાસન માટે મદદ કર. હું હિમાલયમાં જઈને ભગવાનની આજ્ઞાનું પાલન કરૂ છું. જે જગ્યાએ નન્દકુમાર છે એવા તેમના ધામમાં તેમના ચરણો પાસે જવાનો મારો નિર્ધાર છે. મારી તને એવી વિનંતી છે કે આપણા ત્રણ ભાઈઓ અને સતી દ્રૌપદીના સહકાર્યથી ઉત્તમ પ્રકારે રાજ્ય કારભાર કર. ધર્મ ન્યાય પ્રમાણે વર્તીને પ્રજાનું ઉત્તમ રીતે પાલન કર. રાજ્ય શાસન સાથે ઘેર જ નિવૃત્ત બેસી ભગવાન શ્રીહરિનું ભજન પૂજન સ્મરણ કર. હીનદીન લોકોને યથેચ્છ દાન ધર્મ કરીને તેમના આશીર્વાદ લે. બધાં મળીને માતાની સેવા કરો અને તેનો સ્નેહ સ્નિગ્ધ આશીર્વાદ લો. પછી ભીમસેન બોલ્યોઃ 'હે ભ્રાતા, આ ખોટી વાત તમે મને કેમ કહો છો. મને રાજ્યનો કોઈ પણ મોહ નથી. હું તો તમારી સાથે જ આવીશ. હે ભ્રાતા, તમને ભગવાને જે પ્રમાણે કલિયુગની સ્થિતિ કહીને યોગસાધના કરવા માટે હિમાલયમાં જવાનું કહ્યું તેમ જ મને પણ કહ્યું છે. તમને છોડીને એક ક્ષણ પણ હું રહી શકીશ નહીં. હે પિતૃતુલ્ય બંધુ જ્યાં તમારા આ ચરણ જશે ત્યાં જ હું અનુસરણ કરીશ. વિના કારણે રાજ્યનો મોહ આપી મને પોતાના વિયોગનું દુઃખ આપશો નહીં. એકવચન હું તમને કહું છું. તમને છોડીને હું હસ્તિનાપુરમાં રહું તો શ્રીહરિની આણ છે.

વળતા રાયે અર્જુનને કહે, પાર્થ તું હસ્તિનાપુરમાં રહે. ॥૩૮॥
રાજ કરો હસ્તિનાપુર માંહે રહી, અંતઃકરણથી ભજો શ્રીહરી. ॥૩૯॥
રાજ તણુ ચલન ઓચરો, કુંતાજીની સેવા તમે કરો. ॥૪૦॥
વીર તુ મહાધર્મ પવિત્ર, ગોવિંદ સરખા તારા રે મિત્ર. ॥૪૧॥
કહ્યું અમારૂ ધરજો હૃદે, વળતા અર્જુને તેવી વાણી વદે. ॥૪૨॥
ભાઇ રાજ તણું ન લેશો નામ, અમે આવીશું વૈકુંઠ ધામ. ॥૪૩॥
કશી આશા ન કીજે ઘણી, અને રહુ તો પ્રતિજ્ઞા માતા તણી. ॥૪૪॥

વળતાં વચન કહે ધર્મ ભ્રાત, નકુલ સાંભળો મારી વાત. ॥૪૫॥
કરૂ વિનંતી સાંભળો તમે, કુંતા માતાને વહાલા છો તમો. ॥૪૬॥
તમો તે હસ્તિનાપુરમાં રહો, રાજ તણો શિર ભાર વહો. ॥૪૭॥

પછી ધર્મરાજાએ અર્જુનને કહ્યું: 'હે પાર્થ તું હસ્તિનાપુરમાં રહીને અહીંનું રાજ્ય કર. અંતઃકરણથી શ્રીહરિની સેવા કર. પ્રજાનું ઉત્તમ રીતે પાલન કર. માતા કુંતીની સેવા કરીને સંતુષ્ટ કર. ધનુર્વિદ્યામાં તું પ્રવિણ છે. તારા જેવો ધીરવીર પરાક્રમી પુરૂષ અન્ય કોઇ પણ નથી. ગોવિંદનો તું પરમસખો છે. તારો પ્રેમ ભગવાન પર એટલો હતો માટે તેમણે તારૂ સારથી પણું પણ કર્યું. એવી ભગવાનની પ્રીતિ તારી ઉપર છે. માટે મારું કહેવું તું હૃદયમાં ધારણ કર.' ધર્મરાજાનું વચન સાંભળીને અર્જુન બોલ્યોઃ 'હે સુહૃય બંધુ મારી સામે રાજ્યનું નામ પણ લેશો નહીં. મને મારા આ પ્રેમ સુહૃદય ભગવાનના દર્શનની જ ફક્ત ખેંચ છે. તેના દર્શન સિવાય ઇતર રાજ્ય સુખોપભોગ સર્વ વ્યર્થ છે. તે મારે નથી જોઇતું. હું માતાના સોંગધ ખાઇને કહું છું કે હું તમારા સિવાય પાછળ એકલો રહી શકીશ નહીં. જ્યાં તમો જશો ત્યાં હું આવીશ એવી મારી પ્રતિજ્ઞા છે.' પછી ધર્મરાજાએ નકુલને કહ્યું, 'હે ભ્રાતા નકુલ, મારી વિનંતી તું અમાન્ય ન કરીશ. તું માતાનો અત્યંત લાડકો છે. માતાની તારી પર વિશેષ મમતા છે. માટે માતાની સેવા કરવા માટે તું તો ઘેર રહે. હસ્તિનાપુરનું રાજ્ય બાળક પરિક્ષિત કરશે, તું ફક્ત તેની દેખભાળ કરતો રહેજે. અને શ્રીહરિ ભજન સ્મરણ કરજે. નકુલ બોલ્યોઃ હે પિતૃતુલ્ય બંધુ તમે આવી વિપરીત વાતો મને કહેશો નહીં આજ સુધી અમે તમારો શબ્દ કદી પણ વ્યર્થ જવા દીધો નથી, કારણ પ્રત્યક્ષ ધર્મવાણી જ તમારી વાણીમાં પ્રગટ થાય છે. પણ આજ તમે આ શું આરંભ્યું છે. અને અમને વિપરીત આજ્ઞા કેમ આપો છો, એ જ મને સમજાતું નથી. મારા હૃદયમાં તમારા સાનિધ્ય સિવાય અન્ય વિચાર નથી. તમારા જ સોગંધ લઇને હું કહું છું તમને છોડીને હું પાછળ રહીશ નહીં. હું પણ તમારા સાથે આવીશ.

એ રાજા યુધિષ્ઠિર કરે વિચાર, સહદેવ પ્રત્યે બોલ્યા વાણ. ॥૪૮॥
રાજ તણો ઉત્તમ છે વહેવાર, પતિવ્રતા છે ઘરમાં નાર. ॥૪૯॥
બેઠા ભજવા શ્રી અવિનાશ, ગજ રથ એવા તણી શી વાત. ॥૫૦॥
દાસી દાસ નહી પાર, સુવર્ણ ધન ભર્યા ભંડાર. ॥૫૧॥
એવા વચન કહે યુધિષ્ઠિર રાય, એ સાંભળો તમે સહદેવ ભાઈ. ॥૫૨॥
વચન કહીને રાય છાના રહે, વળતા રાયને સહદેવ વાણી કહે. ॥૫૩॥
બોલે બોલ વચન સાંભળો, ભાઈ સાધુ જનમાહે નિર્મળો. ॥૫૪॥
મારે રાજ હલાહલ પાન, મારે જાવું છે જયાં પરમ નિધાન. ॥૫૫॥
મારે શ્રી ગોવિંદજી આણ, અમે રાજ નહી કરૂ નિરવાણ. ॥૫૬॥
પાંચે બાંધવ મન ઇચ્છા ધરી, પ્રેમે બોલાવ્યા સુંદરી. ॥૫૭॥
દ્રૌપદી સતી સાંભળો વાત, તમે સેવા કરજો કુન્તામાત. ॥૫૮॥
સાસુ વૃધ્ધને વહુવર તમો, ગંગા યમુના રેવા તમો. ॥૫૯॥
સાસુની સેવા કરી સુખી રાખજો, બેઠા વૈકુંઠના ફળ ચાખજો. ॥૬૦॥
સાસુને દુઃખ દેવે જેહ, રોમ રોમ નરકે પડશે તેહ. ॥૬૧॥

સાસુની જે ભકિત કરે, વૈકુંઠ માંહે તે સંચરે. ॥૬૨॥
તે માટે મન નિશ્ચય કરી, તમે હસ્તિનાપુરમાં રહો સુંદરી. ॥૬૩॥
પરિક્ષિત અભિમન્યુનો જેહ, બાળક પાંચ વરસનો તેહ. ॥૬૪॥
તેણે રાજ બેસાડી કરી, અમે હીમ પંથે જાશુ સુંદરી. ॥૬૫॥
તમે બાળકની રક્ષા કરો, શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ વાણી ઓચરો. ॥૬૬॥

રાજા યુધિષ્ઠિરે સહદેવને કહ્યું: 'સહદેવ, તું બધામાં નાનો અને માતાનો અતિશય પ્રિય છે. તું તો મારું વચન સાંભળ અને રાજ્યનું ઉત્તમ રીતે પરિપાલન કર. ઘરમાં અત્યંત પતિવ્રતા એવી દ્રૌપદી છે, ગજ, રથ, દાસ, દાસી, સુવર્ણભંડાર વગેરે બધાની વિપુલતા છે. પરિક્ષિત જેવો અત્યંત સુશીલ સદ્‌ગુણી એવો પૌત્ર તારી સેવામાં અત્યંત તત્પર રહેશે. વૃધ્ધ માતાની સેવા કરજે. અને આ બધું કરીને ભગવાન શ્રી અવિનાશીનું ભજન પૂજન સ્મરણ પણ ઘેર બેસીને તારાથી થશે માટે તું ઘેર જ રહે.'ધર્મરાજાના વચન સાંભળીને સહદેવ બોલ્યો: 'હે ભ્રાતા, તમે મારા અત્યંત પ્રેમાળ, હિતકર્તા, તત્વવેત્તા વડીલ બંધુ છો. આખા જગતમાં એક અત્યંત સાલસ બુધ્ધિના નિર્મળ ચિત્તના, બધાના હિત ચિંતનારા સાધુ સત્પુરૂષ તમે છો. આવું હોઈને તમે મને આ વિપરીત ઉપદેશ કેમ કરો છો. મારા મતથી તો આ રાજ્ય કરવું એટલે હળાહળ વિષપાન કરવા પ્રમાણે છે. મને આ રાજ્ય પણ જોઈતું નથી. અને તમે મને તેવો કોઈ જ મોહ આપશો નહીં. તે સર્વ વ્યર્થ છે. મને ફક્ત તમારા સાનિધ્યમાં રહીને તમારી સેવા કરવી છે. એટલે પરમનિધાન એવા શ્રીકૃષ્ણ ભગવાનની પ્રાપ્તિ થશે. એ ભગવાનની જ આણ લઈને હું તમને નિર્ધારથી કહું છું મને રાજ્ય કરવું નથી તમારું જ અનુસરણ કરવું છે.

ચારેય ભાઈઓએ ધર્મરાજાનું કહેવું અમાન્ય કર્યું. બધાંને એમ જ લાગતું હતું કે ધર્મરાજાના સહવાસમાં રહીને જે ભગવદ પ્રાપ્તિ થશે તે અહીં રાજ્યશાસન કરીને બિલકુલ શકય નથી. ધર્મ પણ એ જાણતા હતા. પણ ફકત વડીલભાઈ તરીકે બધાની પરિક્ષા કરતા હતા. દ્રૌપદીને બોલાવીને અને તેને કહ્યું, 'હે સતી હું તમને એક વાત કહું છું તે સાંભળો. તમારાં સાસુ માતા કુંતાજી અત્યંત વૃધ્ધ થયાં છે. તમે વહુ છો, માટે વૃધ્ધ સાસુની સેવા કરવી તમારું કર્તવ્ય છે. ગંગા યમુના રેવા પ્રમાણે સતી સ્રીઓનું પાવિત્ર્ય હોય છે. એટલું જ નહીં પણ સાસુ સસરાની સેવા કરનારી સતી સ્રીઓ નદીઓને પણ પવિત્ર કરે છે. વૃધ્ધાકાળમાં સાસુ સસરાને જે દુ:ખ આપે છે. તે સ્રી કેટલાંય વર્ષો સુધી રૌરવ નર્કમાં પડે છે માટે તમે તો ઘેર રહીને સાસુની સેવા કરો. અને વૈકુંઠ સૌખ્ય પ્રાપ્ત કરાવી લો. બાળક અભિમન્યુનો પુત્ર પરિક્ષિત હજુ અલ્પજ્ઞ છે તેને રાજ્ય સિંહાસન પર બેસાડયો છે. અમે હિમાલયમાં જઈએ છીએ તમે રાજ્યશાસન અને વ્યવહાર શાસ્રમાં નિષ્ણાત છો. માટે તમે પરિક્ષિતનું ધ્યાન સારી રીતે કરીને તેને ઉત્તમ રીતે સજ્ઞાન કરશો. એવી અમારી જ્ઞાતા હોવાથી તમારા પર આ બધો ભાર સોંપીને જઈએ છીએ. ઘેર રહીને જ બાળકનું ધ્યાન તમારાથી થશે અને તમારા પ્રેમાળ પ્રેમાસ્પદ પ્રાણ સખા એવા શ્રીકૃષ્ણ પરમાત્માનું ભજન પણ થશે માટે તમે અહીં જ રહો ! અમે હિમાલયમાં જવાની તૈયારી કરીએ છીએ.



વચન સાંભળીને દ્રૌપદી કહે, અને સાંભળવા રાય છાના રહે. ॥૬૭॥
સુંદરી કહે સાંભળો મન થકી, અને કર જોડી કરી કરૂ વિનંતી. ॥૬૮॥
અબળા તણુ ધર્મ રહેવે જયાંય, સેવા કંથ તણી કરે ત્યાંય. ॥૬૯॥

કંથ વીના ટળવળતી કામની, મેઘ વિના જેવી દામની. ॥૭૦॥
કંથ થકી છે અળગી રહે, તેને મસ્તકે કુળ પાતક રહે. ॥૭૧॥
અબલાનું છે તીરથ કંથ, અને તાપી તીરથ જાણો કંથ. ॥૭૨॥
નારીને નારાયણ કેદાર કંથ, સેવા કરે સતી હોય ભગવંત. ॥૭૩॥
કશો અપરાધ નથી હો રાયે, વણઅપરાધે તજી કેમ જાયે. ॥૭૪॥
અપરાધી નારી છે જેટલી, પુરૂષ વચન ઉથાપે તેટલી. ॥૭૫॥
જો અહીયાં મુજને મુકી જશો, તો નારી વિહોણા પાચે થશો. ॥૭૬॥
જો મુકી જવાની કરશો વાત તો હું પ્રાણ તજીસ હો નાથ. ॥૭૭॥
સ્ત્રી હત્યાનું પાતક છે જેહ, તો તમે મનભાવે કેમ લેશો તેહ. ॥૭૮॥
અબળાનું બળ કાંઈ ચાલે નહી, તજીશ હું પ્રાણ મારા હો સહી. ॥૭૯॥
કલિયુગની બીક મુજને ઘણી, કલિયુગે સ્ત્રી થાસે પરાધીન પણી. ॥૮૦॥
એ કારણ હું આવું સ્વામી સંગાત, સેવા કરવા સાંભળી હો નાથ. ॥૮૧॥
હસ્તિનાપુરમાં જો હું રહું આજ, માતાપિતાને કુળ લાગે લાજ. ॥૮૨॥
ગોવિંદજીના સમ હું ખાઉ સહી, મારે ઘેર તો રહેવું નહીં. ॥૮૩॥
હવે છ એ જણા ચિંતા કરે મનમાં ઘણી, હિમ પંથે જાવુ ખરે ખરી. ॥૮૪॥

યુધિષ્ઠિરનાં વચન સાંભળીને સતી દ્રૌપદીએ કહ્યું: 'હે સ્વામી નાથ હાથ જોડીને હું તમને વિનંતી કરું છું કે સ્ત્રીનો ધર્મ એવો છે કે પતિ જયાં હોય ત્યાં તેની સેવા કરવી. જે સ્ત્રી પતિને છોડીને રહે છે તેના શિર પર કલ્પાન્તનું પાતક આવી પડે છે. સ્ત્રીનું તીર્થક્ષેત્ર પતિ જ છે. પતિ સેવા એ જ સ્ત્રીનું તપ છે. પતિ એ સ્ત્રી માટે પ્રત્યક્ષ નારાયણ છે. તેની સેવા છોડીને જે સ્ત્રી અન્યત્ર ભટકે છે. તે વ્યભિચારિણી છે. પતિ સેવા કરનારી સ્ત્રી જ સતી જણાવી છે. હે ! કૃપાળુ સ્વામીનાથ, મારા હાથે એવો કયો અન્યાય થયો. વિના અપરાધ મને કેમ છોડીને જાઓ છો. જે સ્ત્રી પોતાના પતિના શબ્દનું ઉલ્લંઘન કરે છે, મર્યાદા છોડીને વર્તે છે તેને અપરાધી જાણવી. આજ સુધી મેં તમારી એક પણ આજ્ઞા તોડી નથી, પણ હવે તમે આપેલ આ વિપરીત આજ્ઞા પાલન કરવાનું મારાથી સહન થશે નહીં. નાથ તમારા સિવાય મારો પ્રાણ એક ક્ષણભર પણ જીવતો રહી શકશે નહીં. તમે મને આમ વિપરીત વચન કહેશો નહીં અને તમે જો મને છોડીને જશો તો સ્ત્રીરહીત એવા તમને જોઇને એ મારો પ્રાણબંધુ સુહૃદય શ્રીકૃષ્ણ ભગવાન તમને દોષ નહી આપે ? તમારો વિરહ મારાથી સહન થશે નહીં. અને સ્ત્રી હત્યાનો દોષ પણ તમને લાગશે. સ્વામીનાથ ! હું અબળા છું. તમારા આગળ પાલવ પાથરીને હું વિનંતી કરૂ છું કે મને છોડીને જશો નહીં. તમારા સિવાય મારા પંચપ્રાણ ટળવળશે અને આ દેહ કાળના સ્વાધીન કરીને નીકળી જશે. આ કલિયુગ અત્યંત વિપરીત છે, એમાં રહેવું અત્યંત દુસ્તર છે. જે કલિયુગના ભયથી તમે આ જગ છોડીને જાઓ છો તે આ ભયાનક કાળમાં મને ઘસડશો નહીં. તમારી પાછળ પાછળ તમારા ચરણોની તમારી સેવા માટે મને આવવા દેવાની કૃપા કરો. આજ તમને છોડીને જો હસ્તિનાપુરમાં રહીશ તો મારાં પિયર અને સાસરૂ બંને કુળને કલંક લાગશે. મારા આ કૃત્યથી ઇહલોક અને પરલોક બંને મને અંતરશે. સ્વામીનાથ ! હું મારા પરમ પ્રેમાસ્પદ ગોવિંદના સોગંધ ખાઇને કહું છું કે હું તમને છોડીને રહીશ નહીં. તમે મને સાથે લઇ જવાની પરવાનગી

આપો. નહી તો તમારા પ્રસ્થાનના પહેલાંજ આ પ્રાણ નીકળી જશે. દ્રૌપદીનો કળવળાટ જોઈને પાંચય ભાઈઓના હૃદય દ્રવી ગયા. તેમણે સતીને પોતાની સાથે લેવાનું ઠેરવ્યુ અને છએ જાણાંએ હિમાલયમાં જવાનો પાકો નિશ્ચય કરીને માતા કુંતીના મહેલમાં પ્રવેશ કર્યો.

**સહુ માતા કુંતાને મંદિરે આવ્યા, અને માતાએ દીધાં માનજી. ॥૮૫॥**
**નગરલોક ત્યાં સર્વે જોવાને મળીયા, નરનારી સહુ પરિવારજી. ॥૮૬॥**
**પાંચે ભાઈ જઈને પાયે લાગ્યા, અને માતાજીયે દીધા આશિર્વાદજી. ॥૮૭॥**
**પુત્રવધુ જઈને ચરણે લાગ્યા, તમને કૃપા કરે શ્રી જગદીશજી. ॥૮૮॥**
**હે માતાજી અમને આજ્ઞા આલો, અને અમને હિમપંથે જવું આજજી. ॥૮૯॥**
**પરિક્ષિતનું પરિપાલન કરજો, અને રાખજો સર્વેની સંભાળજી. ॥૯૦॥**
**વળતા કુંતાજી માતા એમજ બોલ્યા, સાંભળો મુજ પુત્રજી. ॥૯૧॥**
**તમ વિના હું કેમ કરૂ વૈભવ, અને મારે શું કરવું ઘર સુત્રજી. ॥૯૨॥**
**તમ સાથે હું આવીશ આજે, અને વૃધ્ધ પણે ના તજીયે માતાજી. ॥૯૩॥**
**મારો જીવન સુનો કરીને ચાલ્યા, વહુવરને પાંચે ભ્રાતજી. ॥૯૪॥**
**હું નહી રહું મંદિર સુને, હું તો ચાલીસ તમારી સાથજી. ॥૯૫॥**
**વળતા યુધિષ્ઠિર માતા પ્રતે બોલ્યા, હે માતાજી કરસો નહી એ વાતજી. ॥૯૬॥**
**વાઘ શિયાળ વરૂ બહું વાટે વસે, રીંછ વાંદરા દીપડા સારજી. ॥૯૭॥**
**માટે માતા તમે બેસી રહોને મંદિર, ભજન કરોને શ્રીહરિ મોરારજી. ॥૯૮॥**
**દેજો દાન પુણ્ય અને પુત્રને સંભાળો, અને ખોળે બેસાડો પરિક્ષિત બાળજી. ॥૯૯॥**

બધાએ માતાને નમ્ર અભિવાદન કરીને ચરણ સેવા કરી. બધા દાસદાસી પરિવાર ભયાકુળ થઈને સ્તબ્ધ આશ્ચર્યચકિત થયા. કોઈપણ કંઈ બોલતું ન હતું. પણ એક બીજા તરફ જોઈને દુઃખથી નિશ્વાસ નાંખતા હતાં. તેમની ચમત્કારિક પરિસ્થિતિ થઈ હતી. માતા કુંતીએ પાંચેયને પાસે બેસાડીને આશિર્વાદ આપ્યો. દ્રૌપદીએ માતા કુંતીને નમસ્કાર કરીને તેના ચરણ પાસે સ્થાન લીધું. માતાએ પ્રેમથી તેના મસ્તક પર હાથ ફેરવીને કહ્યું: 'હે પુત્રો ! જગદીશ તમારા બધા પર કૃપા કરીને તમને સુખમાં રાખે. મારા તમને આ જ આશીર્વાદ છે. ધર્મરાજ બોલ્યાઃ માતા, તમારી અમારા પર આવી જ કૃપા દ્રષ્ટિ રહે. હે માતા આજ સુધી તમે અપાર કષ્ટ શોષીને અમને સુખમાં રાખવા માટે અનેક પ્રયત્ન કર્યા. કલ્પાન્ત સુધી આ ઉપકાર ચુકવાશે નહીં. જન્મો.જન્મ આ જ ચરણોની સેવા અમારાથી થાય એવી અમારી પરમેશ્વર પાસે પ્રાર્થના છે. હવે અમારા પર એક કૃપાદ્રષ્ટિ કરો. અમે ધર્મનિયમ (પ્રતિજ્ઞા) કરીને હિમાલયમાં જઈએ છીએ. તમે અમને આશીર્વાદ અને રજા આપો. બાળક પરિક્ષિતનું પરિપાલન કરીને બધા પર આમ જ સ્નેહા દ્રષ્ટિ રાખો. યુધિષ્ઠિરનું વચન સાંભળીને માતા કુંતીએ કહ્યું: હે પુત્રો ! આજે તમે આ શું આરંભ્યું છે ! મને છોડીને આજ તમે કયાં જાઓ છો ? તમારા વગર આ વૈભવ ધનસંપત્તિ એનો ઉપભોગ કરીને હું શું કરું ? આ ઘરસંસાર આ રાજ્યસુત્ર એનો મારે શું ઉપયોગ ? હવે આ વૃધ્ધાકાળમાં મારો ત્યાગ કરીને તમે કયાં અને કેમ જાઓ છો ? મારું જીવન શૂન્યવત કરીને તમે પાંચેય ભાઈઓ અને આ સતી દ્રૌપદી મારી પ્રેમાળ વહુ તમે બધા લોકો કેમ જાઓ છો. તમારા જવાથી શૂન્ય થયેલા ઘરમાં હું એક ક્ષણભર પણ રહીશ નહીં. હું તમારી સાથે આવું છું. મને છોડીને ન જશો. યુધિષ્ઠિરે કહ્યું: 'હે માતા !

તમે આ વાત ન કરશો. ભગવાનની આજ્ઞા પ્રમાણે અમારે તો જવાનું જ છે, પણ બરફમય પ્રદેશમાં અતિશય ઠંડીને કારણે તમારાથી રહેવાશે નહીં. રસ્તામાં વાઘ, સિંહ, રીંછ, શિયાળ વગેરે હિંસક પશુઓની ખુબ બીક છે. વાનર, વરૂ, ચિત્તા વગેરે ઉપદ્રવી પ્રાણીઓથી ત્રાસ થશે. માટે હે માતા ! તમે અમારી સાથે ન આવતાં ઘરે જ સુખેથી ભગવાનનું ભજન પૂજન સ્મરણ કરતાં રહો. બાળક પરિક્ષિતના હાથે પૂજન અર્ચન દાનધર્મ કરાવો. યોગ્ય વચનો થયા પછી તેને અનુરૂપ એવી વધુ સાથે તેના લગ્ન કરી સન્માર્ગે લગાવો. તેની પાસેથી અપાર દાનધર્મ, પુણ્ય કૃત્યો, સત્કાર્યો કરાવજો. હે માતે, અમારી સાથે તમને અપાર કષ્ટ શોષવું પડશે પણ રાજ્ય નિષ્કંટક થવાથી પરિક્ષિતનું પરિપાલન કરતાં ત્રાસ થશે નહીં. હવે તમે અમને મુકત હૃદયે રજા આપો.

**વળતાં કુંતાજી કહે તમે સુણો મારા પુત્ર,એ કુંવરને તમ વિના કેમ સહેવાય જી. ॥૧૦૦॥**
**હવે કોણ મુજને માતારે કહેસે, પુત્ર અમને તજી કેમરે જાય જી. ॥૧૦૧॥**
**કોણ ચિંતા કરસે અમારી, તે સુખદુઃખ કોને કહેવાય જી. ॥૧૦૨॥**
**પૂર્વે પાપ મેં તો કર્યા રે મોટા, તો આજ દેવે દીધા બહુ દુઃખ જી. ॥૧૦૩॥**
**વુધ્ધ અવસ્થાયે પુત્રે રે મુકયાં, એ હૈડે દુઃખ અપાર જી. ॥૧૦૪॥**
**હવે પુત્ર વિના દેહ કેમ કરી રાખું, વીરા વલંભે છે મારા પ્રાણ જી. ॥૧૦૫॥**
**પુત્ર વિના કોઈ વસ્ત્ર ના આપે, પુત્ર સરખું નહી ધન જી. ॥૧૦૬॥**
**પુત્ર વિના સંસાર મારી કાઢે, પુત્ર વિના સહુ દે છે ગાળ જી. ॥૧૦૭॥**
**પુત્ર વિના કોઈ નીરના પાવે, પુત્ર વિના ન ભાવે અન્ન જી. ॥૧૦૮॥**
**પુત્ર વિના કોઈ મુખના જુવે, પુત્ર વિના ભવ બુડાય જી. ॥૧૦૯॥**
**પુત્ર વિના કોઈ મોક્ષ ન પામે, પુત્ર વિના ધર્મ ના સચવાય જી. ॥૧૧૦॥**
**પુત્ર વિના કોઈ બાંધવ માન ન દેવે, અને તે મહા પાપી કહેવાય જી. ॥૧૧૧॥**
**પુત્ર વિના પિયર નહી રે માને, સાસરીયે નહી હોયે માન જી. ॥૧૧૨॥**
**પુત્ર વિના કુટુંબને કોણ જ પેખે, ઘરમંદિર કહીયે સમસાણ જી. ॥૧૧૩॥**
**પુત્ર વિના કોઈ સુખના પામે, પુત્ર વિના શું સજવો શણગાર જી. ॥૧૧૪॥**
**પુત્ર વિના કોણ કહેશે રે માઈ, પુત્ર વિના સહુ સુનસાન જી. ॥૧૧૫॥**
**તે જીવવાથી મરવું રે ભલું, એવું વૃધ્ધપણે હું દુઃખ પામીયા જી. ॥૧૧૬॥**
**ઘણા વર્ષ પ્રભુ સીદ જીવાડી, હજી દુઃખના દિવસનો નહી પાર જી. ॥૧૧૭॥**
**દુર્યોધન શું ઘુત ફાસા રમીને, ખોયા ગરથ ભંડાર જી. ॥૧૧૮॥**
**બાર વરસ વન ભોગવ્યા દુઃખ, આજ પુરા પડીયા મને વિયોગ જી. ॥૧૧૯॥**
**વળી કુંવર પરિક્ષિત મુકીને ચાલ્યા, હવે પાર ન દીસે કોઈ જી. ॥૧૨૦॥**
**હે દિનાનાથ મુજને કાંરે જીવાડી, હવે કોને મળીશું જાઈ જી. ॥૧૨૧॥**
**તમે પુત્ર સીધાવો કહ્યુ માતાયે, અને લઈ આશા સતસાર જી. ॥૧૨૨॥**
**રૂદન કરે સહુ માતાના મુખ આગળ, નેત્રે વહે જળની ધાર જી. ॥૧૨૩॥**

યુધિષ્ઠિરના વચન સાંભળીને કુંતીએ કહ્યું: હે દીકરાઓ ! આ પરિક્ષિત બાળક હજુ અલ્પજ્ઞ છે. તેનું યોગ્ય પાલન તમારા સિવાય બીજું કોણ કરી શકશે ? આજ તમે મને છોડીને જશો તો આજે જ મારા વૃધ્ધકાળનો આધાર તુટી પડશે. વૃધ્ધાકાળમાં દીકરાઓના આધારથી જીવન કાઢવાનું હોય છે. માટે વૃધ્ધ માતા પિતા અપાર કષ્ટ શોષીને પોતાના પોતીકાઓનું લાલન પાલન કરે છે. આજે હું તમારા પછી કોના મોઢાં જોઇશ. મારી પ્રકૃતિની આહાર વિહારની દેખભાળ કોણ કરશે. મારા અંતરના સુખ દુઃખ દીકરાઓ ! હું કોને કહું. ખરેખર પૂર્વ જન્મમાં મે અગણીત પાપ કર્યા હશે માટે જ આજ ભગવાને મને આ પરિમિત દુઃખ આપ્યું. વૃધ્ધાકાળમાં બાળકોએ માતાને છોડી જવું એનાથી બીજું કયું કઠણ હશે. દીકરાઓ ! મારા હૃદયમાં આ દુઃખ સહેવાતું નથી. હવે પુત્રો ! તમારા સિવાય આ દેહ જીવીત રાખીને શું કરું.. મારો પ્રાણ તડપે છે. હૃદયના કવચ ફાડીને આ પ્રાણ ઉડી જવાનો પ્રયત્ન કરે છે. અરેરે ! ઇશ્વર કેવો આ વિપરીત કાળ તે મારા પર આવ્યો. પુત્રો વગર કોઇ પાણી આપતું નથી. પુત્રો સિવાય અન્ન વિષતુલ્ય થાય છે. પુત્રો સિવાય કોઇ વસ્ત્ર પહેરાવશે નહીં. પુત્રો જેવું અન્ય કોઇ જ ધન શ્રેષ્ઠ નથી. પુત્રો સિવાય માતાનો બધો સંસાર ઉધ્વસ્ત થાય છે. પુત્રો સિવાયની માતાને લોકો અઘટીત વાણી કહે છે. પુત્રો સિવાય કોઇ એ સ્રીનું મુખ જોતું નથી. પુત્રો સિવાય એ માતા સર્વ સંસાર ડુબેલો હોય છે. પુત્રો સિવાય મોક્ષ મળતો નથી. પુત્રો સિવાય ધર્માનુસંધાન સધાતું નથી. પુત્રો સિવાય ભાઇ પરિવારમાં મન રહેતું નથી. પુત્રો સિવાય પિયરમાં સ્રીને માન નથી હોતું. પુત્રો સિવાય સાસરીમાં માનસન્માન નથી હોતું. પુત્ર સિવાય કુટુંબનું પાલન પોષણ અને ઉન્નતિ થતી નથી. પુત્રો સિવાય ઘર અથવા વાસ્તવ્ય સ્થાન સ્મશાન પ્રમાણે ઉધ્વસ્ત લાગે છે. પુત્રો સિવાય માતા એ અમૃત તુલ્યનો શો અર્થ. પુત્રો સિવાય માતા સુખી નથી. પુત્રો સિવાય સ્રીનું જીવન શૂન્યવત છે. માટે હે દીકરાઓ ! હવે મને નિશ્ચય લાગે છે કે આ વૃધ્ધાકાળમાં પુત્રવિરહનું દુઃખ સહન કરવા કરતાં જીવન સમાપ્ત કરીને મરણને સ્વાધીન થવું સારું. પ્રભુ ! મને આટલું દીર્ઘઆયુષ્ય આપીને શું લાભ ? જીવનભર દુઃખના ડુંગર સહન કર્યા પછી જયારે મારા જીવનમાં સુખની પ્રાપ્તિ થઇ ત્યારે છેલ્લી પુત્રવિરહનું દુઃખ ભોગવવા માટે જ પ્રભુ મને જીવંત રાખી. મને હવે આ જીવન એકદમ અસહ્ય થયું છે. મારાથી હવે અધિક કાળ સુધી આ પુત્રવિરહનું દુઃખ સહન થશે નહીં. હે જગદીશ્વર ! દુર્યોધન સાથે દ્યુત રમીને પ્રાપ્ત થયેલા વનવાસનું દુઃખ પુરૂ થયા પછી આગળ સુખના દિવસો આવશે આ એક આશાથી મેં સહન કર્યુ,પણ હવે ગયેલા મારા પુત્ર પાછા કદી જ આ આંખોને દેખાશે નહીં. આજ આ પુત્ર વિરહનું દુઃખ હું કઇ આશાથી સહન કરૂ. બાર વર્ષના એ વિરહ દુઃખ કંઇક કરીને સહન થયા પણ હવે ચિરવિરહનું દુઃખ સહન કરવાની શકિત મારામાં નથી. બાળક પરિક્ષિતને છોડીને જાઓ છો, હે પુત્રો, એ કલ્પના જ મારાથી સહન થતી નથી. હે દિનાનાથ ! દિનબંધુ, ભકતવત્સલ પ્રાણસખા ભગવાન ! હવે મારાં બધાં ગાત્ર શિથિલ થયાં. સહનશકિત ગઇ અને મારી પ્રાણશકિત પણ ક્ષીણ થઇ. બુધ્ધિ લયમાં ગઇ. ઇચ્છાશકિત આથમી ગઇ છે. મને જીવતી રાખવાનો હવે અર્થ નથી. જે આ અભાગિણીને જન્મ આપી તું જગતમાં લાવ્યો છે એ મને હવે ક્ષણનો પણ વિલંબ ન કરતાં અહીંથી લઇ જા. તારી ઇચ્છા શકિત આગળ કોઇનું પણ બળ ચાલતું નથી. જે કાળ પુરૂષે તમને આ જન્મમાં સાથે રાખ્યા દીકરાઓ તેણે તમને અહીંથી જવાનું આહવાન કર્યુ છે. તેની સત્તામાં કોઇ પણ ફેરફાર કરવામાં સમર્થ નથી. તેની ઇચ્છાનુસાર જ તમારે અને મારે વર્તવું જોઇએ. ભીષ્મ, દ્રોણ, ભગવાન શ્રીકૃષ્ણ, બલરામ એમને પણ કાળ પુરૂષ સામે જવું પડે છે. પછી આપાણી તો શું ગતિ, હું તમને તમારા માર્ગમાં અવરોધ લાવી શકતી નથી. આજ સુધી જે દુઃખનો મહાસાગર પાર કરતા આવ્યા, તેની માત્ર કોઇપણ ઇચ્છા આસકિત રાખશો નહીં. મારો તમને આશીર્વાદ છે. સતત તમારી પાછળ સત્પ્રેરણા રૂપે હું રહીશ. ' માતાનો આશીર્વાદ અને આજ્ઞા શિરોધાર્ય માનીને છએ

જાણ તેમના ચરણે લાગ્યાં. ક્ષણ પછી આ પરમ કૃપાળુ ધૈર્યશાલી ધીરવીર માતાના ચરણને આપણે છોડીશું. એ જાણી બધાને દુઃખનો આંચકો આવ્યો. બધાનાં નયનોમાંથી અશ્રુ ધારા વહેવા લાગી. માતાએ બધાને પાસે લઇને પ્રેમથી હૃદયે લગાડયા. પ્રેમભરથી દ્રૌપદીને હૃદયે લગાવી તેના મસ્ત પર પોતાનો પ્રેમાળ સ્નેહાળ વરદ હસ્ત ફેરવ્યો.

વળતા ધર્મ કહે હિમપંથે જાવું સહી, એવી નિશ્ચિત કીધી વાત જી. ॥૧૨૪॥
સહુ ભાઇ પોઢયા એ નિશ્ચે કરી, તે વહાણે ઉઠયા પ્રભાત જી. ॥૧૨૫॥
પ્રભાત થયો જયારે અતિ ઉત્તમ, અને જાગ્યા તે પાંચે વીર જી. ॥૧૨૬॥
સતી દ્રૈપદી પાસે પધાર્યા, અને સમર્યા શ્રીજગદીશ જી. ॥૧૨૭॥
સ્નાન દાન અને ભોજન કીધા, અને બેઠા મંદિર માહે જી. ॥૧૨૮॥
રાજા યુધિષ્ઠિર વાણી ઓચરે, અને તમે સાંભળો સહુ ભ્રાત જી. ॥૧૨૯॥
આયુધ વસ્ત્ર તજો આભુષણ, વૈરાગ્ય મનમાં આણો વિર જી. ॥૧૩૦॥
દ્રઢ વિશ્વાસ કરી પંથે ચાલો, મન ચંત રાખો સ્થિર જી. ॥૧૩૧॥
વેશ પહેરો સહુ તપસ્વી કેરો, સહુ ધરો કમંડલ હાથ જી. ॥૧૩૨॥
દામ એક ન રાખો પાસે, કાંઇ ન જોઇએ આપણે સાથ જી. ॥૧૩૩॥
હૃદયમાં ધ્યાન રાખો શ્રીહરિ તણુ, તો તે કરશે આપણી સાહાય જી. ॥૧૩૪॥
જેણે અનેક ભકત આગે ઓધાર્યા, એ છે આતમના ઓધાર જી. ॥૧૩૫॥
કરી વિચાર સહુ ભાઇ રે ઉભા, અને તજયા સર્વે શણગાર જી. ॥૧૩૬॥
વનકુળ પહેરી બાહેર પધાર્યા, તે સાથે દ્રૌપદી સતી નાર જી. ॥૧૩૭॥
માગી શીખને પાંડવો ચાલ્યા, તેને વોળાવવા સર્વે જાય જી. ॥૧૩૮॥

એ રાત પાંડવો અને સતી દ્રૌપદીએ માતાના મહેલમાં વિતાવી. રાતભર માતાએ બધાને અમુલ્ય ઉપદેશ કર્યા. પરમેશ્વર સ્મરણ, જપ, પૂજા, ધ્યાન વગેરે સંબંધે ચર્ચા કરી. કલિયુગની સ્થિતિ, ભગવાનના અવતાર લીલાનાં વર્ણન સાંભળીને બધા હૃદય ભગવત પ્રેમથી ઉભરાઇ આવ્યાં. પછી ધર્મરાજાએ પોતાના ભાઇઓ અને સતીને ઉદ્દેશીને કહ્યુંઃ 'હે પ્રેમાળ બંધુઓ આપણે દ્રઢ નિશ્ચય કરીને હિમાલયમાં જવાનું નકકી કર્યુ છે. આપણા પ્રસ્થાનનું મુહુર્ત કાલે સવારે જ હોવાથી બધાએ પોત પોતાની તૈયારીમાં તત્પર રહેવું. શિથીલતા લાવવી નહીં.' રાતભર ભગવાનના ચિંતન સ્મરણમાં સમય કયાં નીકળી ગયો એ પણ ખબર પડી નહીં. બીજા દિવસે સવારે બ્રહ્મમુહુર્તમાં ઉઠીને બધાએ પાતઃવિધિ, સ્નાન સંધ્યા, દેવતાર્ચન, પિતૃતર્પણ, સ્મરણ, ચિંતન, ધ્યાન કરીને યથેચ્છા દાનધર્મ કર્યા. યાચક અતિથિ ભિક્ષુક વગેરેને દાનધર્મ કરીને સંતુષ્ટ કર્યા. પછી અલ્પાહાર કરીને ધર્મરાજાએ બધા ભાઇઓ અને સતી દ્રૌપદીને પોતાના નિવાસમાં બોલાવ્યાં. આજ આપણા પિતૃતુલ્ય રાજયકર્તા આપણને છોડીને હિમાલયમાં પ્રસ્થાન કરશે એ વિદીત થવાથી પ્રજા અને રાજય પ્રતિનિધિઓ રાજ મહેલમાં પહેલાં જ આવી બેઠા હતાં. બધાના મુખ પર ભયમિશ્રીત શોકની છાયા દેખાતી હતી. સતી દ્રૌપદીએ ધર્મરાજાને મહેલમાં જઇને ત્યાં ભેગા થયેલા પોતાના પાંચેય પતિના ચરણે નમસ્કાર કર્યા. બધાએ ભગવાન જગદીશનું સ્મરણ કર્યુ. પછી ધર્મરાજાએ બધાને કહ્યુંઃ 'પ્રેમાળ બંધુઓ ! હે સતી શિરોમણી ! હું તમને બે હિતની વાતો કહું છું તે તમે એકાગ્ર ચિત્તે સાંભળો. આજ આપણે આ બધું રાજય, પ્રેમાળ પ્રજા, આપ્તજન, ઇષ્ટ મિત્ર એમને છોડીને

પ્રસ્થાન કરવાનું છે. પાછાં કદી જ આવવું નથી. શરીર છોડીને ગયેલા પ્રાણ પાછા ફરીને જ શરીરમાં આવતા નથી. એ પ્રમાણે આ નગર, આ રાજય અને સર્વ પ્રજાજન છોડીને આપણે આત્માલાભાર્થ યોગ સાધના કરવા જવાનું છે, અરણ્યમાં જતી વખતે શસ્ત્રાસ્ત્ર, રાજવસ્ત્ર, અલંકાર વગેરે બધાનો ત્યાગ કરવો. મનમાં દ્રઢ વૈરાગ્ય ધારણ કરો. દ્રઢ નિશ્ચયથી માર્ગક્રમણ કરો. મનમાં કોઇ પણ પ્રકારની ચિંતા કરશો નહીં. માત્ર ભગવાનનું ચિંતન સ્મરણ મનમાં કરો. તપસ્વીઓનો વેશ ધારણ કરો.વલ્કલ વસ્ત્રો પહેરીને વાળ બાંધીને ભસ્મચર્ચિત અંગ કરીને હાથમાં દંડ અને કમંડળ ધારણ કરો. સાથે એક દામ પણ લેવાનો નથી. રસ્તામાં સુખ પ્રાપ્ત થાય એવી ઇચ્છા પણ ન કરશો. કોઇ પણ વસ્તુમાં આસકિત, મમત્વ રાખશો નહીં. નિશસ્ત્ર, નિઃસંગ, નિરાસકત થઇને માર્ગક્રમણ કરો, હ્રદયમાં શ્રીહરિનું ધ્યાન કરો એ જ ખરો આપણો સહાયકકર્તા, હિતકર્તા છે. આજ સુધી અગણિત ભકતોનો તેણે ઉધ્ધાર કર્યો છે. આપણા આત્માનો ઉધ્ધાર કરનાર પણ એ જ એક શ્રીહરિ છે માટે તેનાં સ્મરણ ચિંતન કરતાં કરતાં આપણે આપણું ઇચ્છિત સ્થળ અને ઇચ્છિત ધ્યેયે પહોંચવાનું છે માટે હવે બધાએ તૈયાર થવું. એમ કહીને પાંચેય ભાઇઓ અને સતી દ્રાંપદીએ પોતાનાં શરીર પરના ઉત્તમ વસ્ત્રો આભુષણ શસ્ત્ર વગેરે ઉતારીને, વલ્કલ વસ્ત્ર ધારણ કરીને, તપસ્વીવેષ ધારણ કરીને રાજમહેલમાં આવ્યા. સર્વ પ્રજાએ તત્કાળ ઉઠીને બધાને અભિવાદન કર્યું. ધર્મરાજાએ રાજપ્રતિનિધિને નિવેદન કર્યું. સર્વ પ્રજાજન દુઃખ સાગરમાં ડુબી ગઇ, કોઇને શું બોલવું એજ સુઝતું નહોતું. છેલ્લે ધર્મરાજા બધા પ્રજાજનોને પ્રણામ કરીને બોલ્યા, 'હે પ્રેમાળ સુહ્રદય પ્રજાજનો ! તમે બધાએ સાચા હ્રદયથી અમને અઢળક પ્રેમ કર્યો છે. તેનું ઋણ અમે ઉતારી શકીશું નહીં. હવે તમારા રાજા પરિક્ષિત છે. તે તમારા બધાના સુખ દુઃખની ચિંતા કરશે. તેની આજ્ઞામાં રહીને તમે પણ સુખી થશો. પોત પોતાના કુલ ધર્મના આચરણથી શકિતસંપન્ન થાઓ. તમારા બધાનું રક્ષણ કરવા માટે એ સમર્થ છે તેને તમે તન, મન, ધનથી સહાય કરજો. અમારા હાથે કંઇ અન્યાય, આતતાયીપણું, નિષ્ઠુરપણું વગેરે કંઇક દોષ થયો હોય તો ક્ષમા કરો અને અમને અહીંથી જવાની અનુજ્ઞા આપો. એમ કહીને પાંચેય પાંડવો અને સતી દ્રૌપદી વનપ્રસ્થાન માટે સિધ્ધ થઇને જવા લાગ્યાં.

**પ્રજા લોક નગરના સાથે સિધાવ્યા, દુઃખ હ્રદયમાં ન માય જી. ॥૧૩૯॥**
**રૂદન કરે સહુ બ્રાહ્મણને ક્ષત્રીય, અને વૈશ્ય શુદ્ર સર્વે સાથ જી. ॥૧૪૦॥**
**ચારણ ભાટને માળી તાંબોળી, એમ સઉજન વોળાવા જાય જી. ॥૧૪૧॥**
**કડિયા કુંભાર સર્વે રડે છે, પાંડવ ભગત જાતા નિરધાર જી. ॥૧૪૨॥**
**ઘાંચી મોચી અને સર્વે વસ્તી, તે દરજી વણકરને કંસારા જી. ॥૧૪૩॥**
**ભલા આયર ગંધર્વ ગઢી, એમ અઢાર વર્ણ એહ જી. ॥૧૪૪॥**
**પાંડવ જાતા સહુ રૂદન કરે છે, અને દુઃખ ધરે છે તેહ જી. ॥૧૪૫॥**
**ગાય સ્વાન હાથીને ઘોડા, અને પોપટ પાંજરે તેહ જી. ॥૧૪૬॥**
**નગર બાહેર ચાલી પાંડવ પોતા, અને વોળાવે તે સર્વે સંસાર જી. ॥૧૪૭॥**
**જય શ્રીકૃષ્ણ કહ્યું ભુપતે અને સર્વે નમાવે શિસ જી. ॥૧૪૮॥**
**શ્રી બુધ્ધ શ્રીબુધ્ધ સર્વે સંભારે, તમને રક્ષા કરે શ્રીજગદીશ જી. ॥૧૪૯॥**
**પછી સતી પંચાળી સાથે સિધાવ્યા, તે પૂર્વ દિશાએ જાય જી. ॥૧૫૦॥**

---





પ્રજા વોળાવી સહુ જન વિચારે, આપે વસીશું વન મોઝાર જી. ॥૧૫૧॥
પ્રજાજન કહે છે રાયે ને, અને કરે ઘણા રૂદન જી. ॥૧૫૨॥
આગળ યોજન એક ગયા પછી, સહુને આપી રાયે આજ્ઞા જી. ॥૧૫૩॥
કુંવર પરિક્ષિત કહે રાજા, પ્રજાને લઈ પાછા વળો રાય જી. ॥૧૫૪॥
મળ્યા કુંવર પરિક્ષિત સામી પેરેભેટી, અને સર્વે કરે રૂદન જી. ॥૧૫૫॥
રાજા ધર્મે મસ્તકે હાથ જ મુકયો, અને કુંવર વધે તમારૂ ધર્મ જી. ॥૧૫૬॥
સદા સર્વદા પ્રજાને પાળો, અને ઓળખજો શ્રી ભગવાન જી. ॥૧૫૭॥
અથર્વવેદે સતપંથનું વર્ણન કરજો, એમ કહાવે પુરૂષ પુરાણ જી. ॥૧૫૮॥
પછી પ્રજા સઘળી રે પાછી વળી, અને સંગે પરિક્ષિત રાય જી. ॥૧૫૯॥
વોળાવી સહુ મંદિરે આવ્યાં, અને પાંડવ ચાલ્યા જાય જી. ॥૧૬૦॥
નગર તજી એક બે યોજન ગયા, અને શ્રીહરિશુ પ્રેમ અપાર જી. ॥૧૬૧॥

પાંડવો દ્રૌપદી સાથે નગરમાંથી બહાર ગયાં. સર્વ પ્રજાજનોને અતિશય દુઃખ થયું. બધાના હૃદયો દ્રવી ગયાં હતાં. ગદ્‌ગદ્દીત થઈ સર્વ નગરવાસીઓ તેમને ન જવા માટે વિનવવા લાગ્યાં. નગરના બધા લોકો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, ચારેય વર્ણના લોકો, ભાટ, ચારણ, માળી, તંબોળી, તેલી, કુંભાર, લુહાર, ઘાંચી, મોચી, સુથાર, વણકર, શિલ્પી, કંસારા, કણબી, ગંધર્વ, ગઢવી વગેરે અઢાર વર્ણના લોકો અપાર શોક કરવા લાગ્યા અને પાંડવોને ન જવા માટે વિનવવા લાગ્યા. પાંડવોની પાછળ પાછળ રડતા દુઃખ શોક કરતા નગરના લોકો જવા લાગ્યાં. ગાયો, કુતરાં, હાથી, ઘોડા વગેરે પ્રાણીઓ પણ શોકાતુર થઈને જોવા લાગ્યાં. તેમના નયનમાંથી એકસરખા અશ્રુપ્રવાહ શરૂ થયા. પિંજરાનાં પોપટ, મૈના, ઝાડ પરની કોયલ, ચકલીઓ, કબુતર, મોર, વગેરે પંખી પણ દુઃખાતિશયથી અશ્રુ ઢાળતાં ચુપચાપ બેઠાં. નગરના સ્ત્રી પુરૂષ વૃધ્ધ નાના બાળકો પાંડવોને આડા આવીને તેમને ન જવા માટે રોકવા લાગ્યાં. પણ નિર્ધાર કરેલા પાંડવોએ બધાને ધીરજ આપીને સાંત્વન કરીને સમજાવીને બાજુએ કર્યા અને પોતાના માર્ગે ચાલવા લાગ્યાં. બધાનાં નેત્રોમાંથી અને એકસરખી ગંગા, યમુના વહેતી હતી. જય શ્રીકૃષ્ણ જય શ્રીકૃષ્ણ બોલતા બોલતા લોકોની વંદના સ્વીકારતા અને બધાને નમ્રભાવથી અભિવાદન કરતા પાંડવો શ્રીબુધ્ધનું નામસ્મરણ કરતા આગળ જતા હતા. અને શ્રી જગદીશઆપણું રક્ષણ કરશે, તમે તેમનું સ્મરણ કરો એવો ઉપદેશ કરતા ધર્મરાજા આગળ અને તેની પાછળ ચારેય ભાઈ, સતી દ્રૌપદી એમ જવા લાગ્યાં. સર્વ પ્રજાજનોએ ધર્મરાજાને વિનવ્યું કે હે સ્વમીનાથ તમે અમને છોડીને જશો નહીં. જયાં તમે જશો ત્યાં અમે પણ આવીશું, તમારા સત્સંગમાં વનમાં પણ અમે રહીશું. અમારો ત્યાગ કરશો નહીં, એમ કહીને બધા લોકો રડવા લાગ્યાં અને વારંવાર વિનવવા લાગ્યાં છેલ્લે એક યોજનભર ગયા પછી ધર્મરાજા પાછળ વળીને પ્રેમાળ પ્રજા તરફ કરૂણાદ્ર દ્રષ્ટિથી જોયું. પરિક્ષિતને પાસે લઈ તેના મસ્તક પર હાથ ફેરવતાં ધર્મરાજા બોલ્યાઃ હે પુત્ર, પરિક્ષિત આમ શોકાતુર થઈને ધીરજ છોડીશ નહીં. પ્રિય બાળ, તારી બધી રૈયતને પાછી વળાવીને તું સુખેથી, આનંદથી ઘરે જા. હે બાળ !  સદૈવ નીતિનિયમોનું પાલન કરીને પ્રજાને આનંદમાં રાખ. ધાર્મિક સત્કૃત્યો, દાનધર્મ, પૂજા અર્ચના કરતો સદૈવ સત્યમાર્ગનું સતપંથનું અનુસરણ કર. કાળ ધર્માનુસાર અથર્વવેદનું તત્વ પરિશિલન કર. 'અયમાત્મબ્રહ્મ' એટલે સર્વ જીવપ્રાણીમાત્રમાં એકમેવ બ્રહ્મતત્વ, આત્મતત્વ, ચૈતન્યરૂપે વ્યાપેલ છે. આ તત્વાનુસાર બધા જોડે આત્મીયતાથી વર્તન કરજે. અને આવા

---

આચરણથી છેલ્લે તું પણ અવિનાશી પુરાણપુરૂષ એવો પરબ્રહ્મમાં વિલય પામીશ. હે બાળક ! મન સ્થિર કર. પ્રારબ્ધ કર્માનુસાર પ્રાપ્ત થયેલા ભોગ પ્રત્યેકને જ ભોગવવા પડે છે. રાજા હોય કે રંક, સ્વામી હોય કે સેવક, સ્ત્રી હોય કે પુત્ર, પ્રત્યેકને પૂર્વ સંચિતાનુસાર કર્મભોગ ભોગવીને નિવૃત્ત થવાનું છે. ધર્મમર્યાદાનું કદી પણ ઉલ્લંઘન કરીશ નહીં, કલિકાળ તને આડો આવી શકશે નહીં. પોતાના સ્વકર્તૃત્વ પ્રયત્નથી પોતાના પૂર્વજો પ્રમાણે યશ, શ્રી અને કીર્તિનું તેજ તારામાં વધે એવો અમારો તને આશીર્વાદ છે. હવે વિલંબ ન કરતાં આ પ્રેમાળ પ્રજાને પાછી લઈને જા. અને સુખેથી રહે.' આમ આશીર્વાદ આપીને પાંડવાએ પરિક્ષિતને અને સર્વ પ્રજાજનોને નગરમાં પાછી મોકલ્યાં. ખુબ જડ અંતઃકરણથી પોતાના શાસનકર્તા પિતૃતુલ્ય રાજાના, સદ્ભકત પાંડવોના, ભકિતમયિસતી દ્રૌપદી માતાનાં ગુણગાન કરતાં, તેમના જીવનના અનેકાનેક પ્રસંગોનું સ્મરણ કરતાં કરતાં પાછા ફરીને જોતાં જોતાં સર્વ પ્રજા પાછી વળી.

**પાંડવ ચાલ્યા તેણે જો દિન, રાજા પ્રજા રોવે પંખી જોવન. ॥૧૬૨॥**
**પાંજરે પોપટ કરે અતિ રૂદન, ઝાંખા ઉગ્યા ભાણ ન દીસે દન. ॥૧૬૩॥**
**હસ્તી ઘોડા ચારા ન ખાય, બાળક થાન ન ધાવે માય. ॥૧૬૪॥**
**શહર હસ્તિનાપુરમાં પડીયો સોર, નહી બોલે કોકિલાને મોર. ॥૧૬૫॥**
**ઉત્તર દિશાયે સહુ ચાલવા લાગ્યા, પાંડવો ચાલ્યા ગળાવવા દેહ. ॥૧૬૬॥**
**સત ગયા પાંડવોની સાથ, કલિયુગ બેઠો તેની રાત. ॥૧૬૭॥**
**જીભ્યા ઈન્દ્રિય જેવારે સાર, જે વશ કરે તો ઉતરે કાળ. ॥૧૬૮॥**
**ઈન્દ્રિયો થર વિના પાપ ન જાય, ને પાપ ગયા વિના શુધ્ધ ન થવાય. ॥૧૬૯॥**
**શુધ્ધ થયા વિના સંતોષ ન હોય, અને સંતોષ વિના ભાવ ન જોય. ॥૧૭૦॥**
**ભાવ વિના ભકિત ન થાય, અને ભકિત વિના મુકિત ન પાય. ॥૧૭૧॥**
**મુકિત વિના કોઈ અમર ન થાય, અમર વિના કોઈ દેવતા ન કહેવાય. ॥૧૭૨॥**
**દેવ થયા વિના દર્શન ન થાય, દર્શન થાય તે સહુ કોઈ પાય. ॥૧૭૩॥**
**એ અમરવાણી સતગોરે કહી, સાંભળો ઋષિવરો એક ચિંતે રહી. ॥૧૭૪॥**
**કલિકાળ પુરણ જેથી આવરદા ઘટી, સ્ત્રી પુરૂષનું માને નહી. ॥૧૭૫॥**
**માતાપુત્રને સામે સામ લઢે, એણી હત્યાયે કુળમાં કોઈ નહી તરે. ॥૧૭૬॥**
**પુત્ર પિતાને દેસે છેહ, અને જળ વિહોણા તો વરસે મેહ. ॥૧૭૭॥**
**ધરતીયે અગ્નિ વરસે જોગણી, બે વચની રાજા નહી કોઈ ધણી. ॥૧૭૮॥**
**દઈ કોલને પાલન નહી કરે, સવારે બોલે તે સાંજે ફરે. ॥૧૭૯॥**
**કાળ સ્વરૂપી ત્યાં વેળા ફરે, ઈમાન વિહોણા તે કોઈ ના તરે. ॥૧૮૦॥**
**ત્યાં સ્વામી લેખા લેસે સહી, કીધા ગુના સહુ ભોગવસે સહી. ॥૧૮૧॥**
**ત્યાં આખર વેળાયે નિમધર્મ ઓછુ પાળે, ને બ્રહ્મક્રિયા તેની સગળી ટળે. ॥૧૮૨॥**
**સાચા સતપંથી મુનિવર હોશે જેહ. મન વાંછિત ફળ પામસે તેહ. ॥૧૮૩॥**

પાંડવો હવે કાયમના માટે વનવાસ ગયા. ફરીને હવે તેમનાં દર્શન થશે નહીં. માટે રાજા પ્રજા બધાં દુઃખમાં હતાં. પાંડવો જે માર્ગે ગયા તે દિશા તરફ મ્હોં કરીને નજરથી જાણે તેમને શોધતાં હતાં. બાળક સ્તનપાન પણ કરતાં નહોતાં. બધાના હૃદયમાં એક જ શોકદાયી ઘટના ઘર કરી ગઈ હતી. હસ્તિનાપુર નગર એટલું રાહદારીઓથી ધબકતું હતું પણ આજ બધા નિરાશ હતાં. સર્વ વ્યવહાર બંધ હતા. પોતાના દેહની પરવા ન કરતાં યોગસાધના કરીને મુક્ત થવા માટે પાંડવો હિમાલયમાં જતા હતા. અહીં કલિયુગની શરૂઆત થઈ હતી. એ કારણે સત તત્વ પાંડવોની પાછળ પાછળ નીકળી જવા લાગ્યું અને કલિયુગના અસત્યાચરણની શરૂઆત થવા લાગી. આ કલિયુગનું અસત્યાચરણનું મુખ્ય સ્થાન એટલે જિવ્હા અને જનનેદ્રિયો હતાં. જીવ્હા અને જનનેદ્રિયોનો સંયમ જેમાણે પાળ્યો તે જીવાત્મા આ ભવસાગર સહજ સુલભતાથી તરી જાય છે. મનના યોગે ઈંદ્રિયો સંયમીત થયા વગર પાપનિવૃત્તિ થતી નથી. પાપનિવૃત્તિ થયા વગર જીવાત્મા શુધ્ધ પવિત્ર થતા નથી. પવિત્ર થયા વગર સંતોષ થતો નથી. સંતોષ પ્રાપ્ત થયા વગર ભાવ ઉત્પન્ન થતો નથી. ભાવ દ્રઢ થયા વગર ભકિત થતી નથી. ભકિતની પરમ સીમા એટલે જ મુકિત, મુકિતલાભ એટલે જ અમરત્વ પ્રાપ્તિ છે. શ્રી સદ્ગુરૂ ઇમામશાહ મહારાજ આ અમરવાણી સદ્ભકતોને ઉપદેશે છે. હે ઋષિવરો, મુનિવરો તમે એકાગ્રતાથી શાંત ચિત્તે શ્રવણ કરો અને એ અનુસાર પોતાની જીવનનૌકાને આ જ્ઞાનસાગરમાંથી સદ્ગુરૂના જ્ઞાનની સહાયથી પાર થઈ શકે છે. આ કલિકાલ જેમ જેમ પૂર્ણ થશે તેમ તેમ માનવીનું આયુષ્ય ઘટતું જશે.

કલિયુગના અંત સમયે નીતિધર્મ અત્યંત અલ્પ પ્રમાણમાં પળાશે. જે તેનાં પાલન કરશે તેને અતિશય યાતના સહન કરવી પડશે અને એ યાતનાને કારણે એ કેટલાંક પોતાના નિયમધર્મ જ છોડી દેશે. સદગુરૂ કહે છે હે ઋષિવર મુનિવર જે સાચો સતપંથી હશે એ જીવનની અનન્વીત કસોટી સહન કરીને વિશ્વાસ શ્રધ્ધા ભકિત નિષ્ઠા કાયમ સ્થિર રાખીને સત્ય ધર્મનું જ પાલન કરશે અને મન ઈચ્છત મોક્ષ પ્રાપ્ત કરી લેશે.

આ કલિની માયા કેવા પ્રકારની અનર્થકારી છે એ વિષયે પુરાણોમાં કહ્યું કે પરિક્ષિતને રાજ્ય આપ્યા પછી તેની વ્યવસ્થા કરવા માટે પાંડવોએ સાત દિવસ ત્યાં રહેવું પડયું. પરંતુ કલિયુગની શરૂઆત થયેલી હોવાથી સર્વ પદાર્થ અપવિત્ર જોઈને તેમણે ત્યાં અન્નોદક પણ લીધું નહીં. તથાપિ કલિયુગનો થોડો તો પવન તેમને પણ લાગ્યો જ. રાજ્યની વ્યવસ્થા થયા પછી ક્ષુધાર્ત થઈને તે વનમાં ચાલવા લાગ્યા, ત્યારે કલિએ વિચાર કર્યો કે આ પાંડવોએ મારૂ અપમાન કર્યુ છે.એમ કહીને નદીના તીરે એક માયાવી વાડી બનાવી. તે જોઈને ધર્મને ખુબ ભુખ લાગી હોવાથી તે તેમાં ગયાં. ત્યાં પુષ્કળ ચિભડાં હતાં. પરંતુ કોઈ રખેવાળ ત્યાં દેખાતો નહોતો. ત્યારે ફળ મફત કેમ લેવાં એવો વિચાર કરીને ધર્મએ પોતાની સોનાની વીંટીં ત્યાં મુકી અને તેમાંનાં છ ચીભડાં તોડી લીધા. એટલામાં કલિ વૃધ્ધ માળણના રૂપે ત્યાં આવ્યો અને ફળ તોડેલા જોઈને તેણે ખુબ આક્રાંત શરૂ કર્યો. ત્યારે ધર્મએ તેને કહ્યુંઃ ‘બાઈ માલણી, અમે કોઈની વસ્તુ દ્રવ્ય આપ્યા સિવાય લેતા નથી. આ ફળના મુલ્ય માટે એ જુઓ ત્યાં વીંટીં મુકી છે તે લે. આ સાંભળીને કલિએ વધારે જ આક્રાંત કર્યો. એ બોલ્યોઃ ‘તું સાચો ધર્મ નથી. તેં મારા બાળકોનો વધ કર્યો.’ આ સાંભળીને ધર્મરાયે ઝોળીમાં જોવા લાગ્યાં તો તેમાં બાળકોનાં કાપેલાં શીર મુકયાં. એ જોઈને તેણે જમીન પર શીર મુકયાં. આ બુમાબુમ સાંભળીને ભીમ અને અર્જુન ત્યાં આવ્યા તો ‘આણે મારા બાળકોનો માર્યા એમ કહીને માલણ અધિક બુમો પાડવા લાગી. ભીમે વિચાર કરીને જોયું તો આ સાચી માલણ ન હોઈને કલિ છે તેમ તેને સમજાયું પછી તેણે ચાર થપાટ આપી. તેને ઉભી કર્યા પછી કલિએ માલણનું રૂપ નાંખીને પોતાનું સાચું રૂપ લીધું. એટલામાં ત્યાંના વાડી વગેરે બધું નહીવત થયું. ધર્મ બોલ્યાઃ આજે આપણે ફળ ખાધા નહીં એ કારણે મોટો અનર્થ ટળ્યો. એમ કહીને પાંડવો આગળ ચાલવા લાગ્યા.

**એક બે યોજન પોતા પછી, રાય બેઠા ધરવા ધીર જી. ॥૧૮૪॥**
**રાજા યુધિષ્ઠિર એમ જો કહે, અને સાંભળો ચારે વીર જી. ॥૧૮૫॥**
**સતી દ્રૌપદી તમે સાંભળો, હવે કહું આગળની વાત જી. ॥૧૮૬॥**
**જે હિમ પડે ત્યાં જાવું આપણને, ત્યાં વિઘ્નો નહી પાર જી. ॥૧૮૭॥**
**ત્યાં વાટે જાતા અસત ન બોલવું, અને હંસ વૃત્તીયે કરવો વિચાર જી. ॥૧૮૮॥**
**મુનિવ્રત લઈને સહુને ચાલવું, અને રૂદિયે ધરવી ધીરજ જી. ॥૧૮૯॥**
**માયા અહંકાર સર્વે પરહરી અને શ્રીહરિશું રાખવો નેહ જી. ॥૧૯૦॥**
**કામ ક્રોધ મોહ મત્સર, તે મનમાં વ્યાપે નહી લગાર જી. ॥૧૯૧॥**
**સુખ ભોજન અને વસ્ત્ર વિના, અને સર્વ તજો અભિમાન જી. ॥૧૯૨॥**
**એણે પેરે સહુ જન ચાલજો, તો મળશે શ્રીભગવાન જી. ॥૧૯૩॥**
**માત તાત ને ભ્રાત ભારજા, તે પુત્ર પુત્રી સહુ વીસાર જી. ॥૧૯૪॥**
**કર્યા રાજ પાટને ઘરમંદીર, અને પરહરવો વહેવાર જી. ॥૧૯૫॥**
**એ સર્વ વૃથા છે આપણને, અને તે ન ચાલે સંગાત જી. ॥૧૯૬॥**
**કોઈ રૂણ સામું દેવા અવતરે, અને કોઈ લેવા આવે વેવાર જી. ॥૧૯૭॥**
**કુટુંબ સર્વે વૃથા જાણો, અને જુઠો જગ વેવાર જી. ॥૧૯૮॥**
**કોઈ ગયા સંસારમાં સર્વે હરાઈ, કોઈને લાભનો નહી પાર જી. ॥૧૯૯॥**
**માયા સઘળી મનથી અળગી મુકો, અને સમજો મિથ્યા છે આ સંસાર જી. ॥૨૦૦॥**

એક બે યોજન આગળ ચાલતા ગયા પછી ધર્મરાજાએ એક સુરમ્ય જગ્યા જોઈને ક્ષણિક વિશ્રાંતી માટે એક શિલા પર જઈને બેઠા. બાકીના ભાઈઓ પણ તેનું જ અનુસરણ કરીને તેની સામે જઈને બેઠા. સતી દ્રૌપદી પણ તેમની પાસે જ પણ થોડી બાજુમાં જઈને બેઠી. ધર્મરાજાના મુખ પર કૃતકર્મની પ્રસન્નતા હતી. તેણે ભાઈઓને અને દ્રૌપદીને કહ્યું, 'હે કૃતશ્રિયી બંધુઓ પ્રેમમૂર્તિ દ્રૌપદી, તમને બધાને હું એક અત્યંત મહત્વની અને આગળ સદૈવ આપણું કલ્યાણ કરનારી વાત કહું છું. તમે તે નિર્ધારિથી શ્રવણ કરો. હવે આપણે અત્યંત વિકટ એવા અરણ્યમાં કુર હિંસક પ્રાણીઓ, વાનરવસ્તી, કાંટાળા વૃક્ષો, ખાડા-ટેકરા પત્થરોના વિકટ માર્ગ, નદી નાળા પાર કરીને છેક હિમાલયમાં જવાનું છે. ગામ શહેર લોકવસ્તી મુકીને નિર્જન ભાગમાંથી પ્રવાસ કરીને છેલ્લે હિમાલયમાંથી બરફાચ્છાદિત પ્રદેશમાંથી હિમશિખરો, હિમનદીઓ, હિમવૃષ્ટિમાંથી ચાલતા જઈને પોતાના ધ્યેય પર પહોંચવાનું છે. ત્યાં વિઘ્નોનો તોટો નથી. અપાર અગણિત સંકટોથી દુઃખ વેઠવું પડશે. રસ્તામાં કોઈ પણ પ્રકારનું અસત્યાચરણ આપણાથી થાય નહીં. કોઈ પણ કર્મ કરતી વખતે હંસ ક્ષીર ન્યાયથી વર્તાનિ યુકત કર્મનું આચરણ કરવું. પાછલાં બધાં કર્મ બંધનમાંથી મુકત થઈને આપણે ઘરમાંથી નીકળ્યા છીએ. હવે નવા કર્મબંધનના ફેરામાં પડવું નહી: બધાએ મૌન વ્રત ધારણ કરીને ચાલવું, હૃદયમાં ધૈર્ય અને પરમેશ્વરનું નામસ્મરણ  કરવું. માયા, મમત્વ, અહંકાર, હુંપણાનો ગર્વ છોડી દેવો. ફકત એકમેવ ભગવાનનું ધ્યાન સ્મરણ કરવું. જગતની મિથ્યા વસ્તુ માત્ર પર પ્રેમ ન કરતાં એક ભગવાન પર ફકત પ્રેમ કરો. કામ, ક્રોધ, મોહ, મત્સરનો મનથી ત્યાગ કરો. પોતાનું મન આ વિકારોથી વ્યાપશેનહીં એની અંતઃકરણથી કાળજી લો. બધાએ સુખ એશ આરામ, ષડરસભોજન, મિષ્ટાન,

અને ઉંચી કિમતી રેશમી વસ્ત્રોનો ત્યાગ કરવો. તેમની આશા ઈચ્છા કામના પણ કરવાં નહીં. અને મેં બધી વાતોનો ત્યાગ કર્યો એવો અભિમાન પણ કરવો નહીં. આ રીતે બાંધવો, આપણે બધા વર્તીશું તો આપણને પ્રત્યક્ષ ભગવાનની પ્રાપ્તિ થશે. માતાપિતા, ભાઈ બહેન, પતિ પત્ની, પુત્ર કન્યા વગેરે આ બધો પરિવાર સંસાર, મહેલ, રાજ્ય, સિંહાસન વગેરે બધાનો યથાયોગ્ય તથાકાલ ઉપભોગ લીધો તેની આસકિત મનમાંથી છોડી દેવી. જે સુખ ઉપભોગ કર્યા તે પણ નાશવંત અને જે દુઃખ ભોગવ્યાં તે પણ નાશવંત જ છે. એ બધું વ્યર્થ જ છે. કુટુંબ પરિવાર સંસાર વગેરે સર્વ વ્યવહાર અસત્ય સ્વપ્નતુલ્ય વ્યર્થ છે. ઋણાનુબંધનના યોગથી બંધાયેલ આ સંસાર બંધનમાં કોઈ ઋણ લેવા માટે તો કોઈ આત્મજ્ઞાન આપવા માટે આવતાં હોય છે. કોઈ આ સંસારમાં હણાય છે તો કોઈ જીતે છે આ સંસારમાં આવી કોઈ આત્મજ્ઞાન સંપાદે છે તો કોઈ સંસારમિથ્યા કરીને નીકળી જાય છે. કોઈ સંસારને જ સત્ય માનીને આત્મજ્ઞાનથી વંચિત રહે છે. તો કોઈ મિથ્યા માયા મોહમાં બધ્ધ થઈને સંસાર તીરે જ રહે છે. માટે મારા સુહૃદ પ્રેમાળ બંધુઓ આપણે મિથ્યામાયાના વ્યવહાર, તેનો ત્યાગ કરીને આત્મલાભ માટે કસોટી સહન કરવાથી, યોગાભ્યાસથી આપણને આપણા ઈચ્છિત સ્થળે મુકિતપદે જવાશે. તેજ માર્ગે આપણે હવે નિશ્ચય અને નિર્ધાર કરીને પ્રયત્ન કરીશું. ભગવાન શ્રીકૃષ્ણએ આપણને પહેલાં જ આ કર્મફળ ત્યાગ યોગમાર્ગનો ઉપદેશ કરીને મોક્ષરૂપ પુરૂષાર્થ સંપાદન કરવા કહ્યું છે. આ મોક્ષપદ પ્રાપ્ત કરવું અતિ કઠિન છે. પણ એકવાર આ માર્ગનું અનુસરણ કરી નિર્ધારિથી આગળ જવું જોઈએ. પરમેશ્વર આપણા બધાને એ બળ આપે એ જ તેના ચરણે નમ્ર પ્રાર્થના છે.

**દઈ શિખામણ રાયે રહા છાના, અને તે ધર્મ યુધિષ્ઠિર વીરજી. ॥૨૦૧॥**
**વાણી સાંભળી ત્યાં યુધિષ્ઠિર તણી, ભાઈ થયા રળિયાતજી. ॥૨૦૨॥**
**સહુના કેડે તે ચાલે કામિની, અને આગળ પાંચે ભ્રાતજી. ॥૨૦૩॥**
**સ્નાન સંધ્યા કરે માર્ગે જાતા, અને કરે જળ ફળનો આહારજી. ॥૨૦૪॥**
**ચાલતા દિવસ ગયા કેટલા, અને જઈ પોતા હિમાલે ઘાટજી. ॥૨૦૫॥**
**લાગા વીર હિમાલે વાટ, ઉત્તર પર્વત દુર્ધર ઘાટ. ॥૨૦૬॥**
**તન મન ચિંતન આતમરામ, પ્રથમ હિમાચલ પોતા ઠામ. ॥૨૦૭॥**
**પાંચ ભ્રાતને દ્રૌપદી નાર, ગયે ચાલી ગંગાજી દ્વાર. ॥૨૦૮॥**
**ક્રિયા સ્નાન સર્વેને ઠામ, અને પિંડદાન કીધા પૂવજના ધર્મ. ॥૨૦૯॥**
**ત્યાંહા દેખે શ્રીશંભુ પ્રાસાદ, ભદ્રેશ્વર જે આદિ અનાદ. ॥૨૧૦॥**
**કંકુમ ચંદન પરિમળ ધૂપ, વિવિધ કમલ દલ અર્ચે ભૂપ. ॥૨૧૧॥**
**પૂજે ભુપ નહી લાગે વાર, પાંચે વીરને છઠ્ઠી દ્રૌપદી નાર. ॥૨૧૨॥**
**તે છએ જણા ધર્મ નિયમ જ પાળે, શ્રીહરિ રહેજો અમારે હૃદે. ॥૨૧૩॥**

વસ્તુસ્થિતિની જાણ ભાઈઓને અને સતીને આપી ધર્મરાજા મૌન થયા. પોતાના વડીલ ભાઈની વાણી સાંભળીને બધાં ગદગદીત થયાં. બધાનાં હૃદય ઈશ્વરીય પ્રેમથી ભરાઈ ગયાં. ઈશ્વર નામનું સ્મરણ કરતાં કરતાં આગળ પાંચેય જણ અને તેમની પાછળ પાછળ દ્રૌપદી એમ તે છએ જણ નિર્મળ, નિરામય બુધ્ધિથી ચાલવાં લાગ્યાં. માર્ગ ચાલતા જ્યાં નદી જળાશયો, તીર્થસ્થાનો આવતાં ત્યાં સ્નાન, સંધ્યા તર્પણ કરતાં. ઈષ્ટ દેવદેવતાઓનું પૂજન અર્ચન કરીને વન ફળોનો

નૈવેદ્ય અર્પણ કરીને ફળોપહાર કરતાં. જ્યાં ફળ ઉપલબ્ધ ન હોય ત્યાં કંદમુળ અથવા ફક્ત જલાપન કરીને જ ઉદરનિર્વાહ કરતાં. આ પ્રકારે વિશ્રામ કરતા કેટલાક દિવસે ચાલતા જઈને તે હિમાલયની નજીક પહોંચ્યાં. ઘનઘોર અરણ્યમાંથી ઘાટ ચઢીને, દુર્ગમ પર્વત શિખર ઓળંગીને, નદી નાળાં પાર કરતાં કરતાં તે ગંગાર્તીરે જઈને પહોંચ્યાં. ગંગાદર્શન થતાં જ બધાને ખુબ આનંદ થયો. બધાએ સ્નાન વગેરે કરીને પૂર્વજોના, ભાઈબંધોના, મૃતાત્માઓના નામે પીંડદાન શ્રાધ્ધ કર્મ કર્યાં. ભગવાન શ્રીકૃષ્ણ અને બુધ્ધનાં સ્મરણ થતાં તેમને પ્રેમભાવ થયો. તેમની અવતારલીલાનું સ્મરણ કરતાં કરતાં તે અત્યંત રાજી થયાં. ગંગાર્તીરે આવેલ ભદ્રેશ્વર-શંભુ-મહાદેવના લિંગનું કુંકુમચંદન, ધૂપથી પુજન કર્યુ. વિવિધ પ્રકારના કમળ પુષ્પોથી અર્ચના કરી. ભકિતભાવથી નમસ્કાર કરીને તેમણે નિરીચ્છ ભાવથી પૂજા કરી અને ક્ષણભર ત્યાં શિવાલયમાં વિશ્રાંતી લીધી.

**સુનો હો વીર ધનંજય સહી, માદ્રીસુત તમ બળ ધારી. ॥૨૧૪॥**
**દુર્ગમ પંથ હિમાળા તણું, ત્યાં વાઘ સિંહ રાક્ષસ ઘણું. ॥૨૧૫॥**
**વનચર ક્રુરને બહરી બાજ, ગરધવ મૃગને પંખીના કાલ. ॥૨૧૬॥**
**દિસત માત્ર તે લેવે પ્રાણ, તે પંથે એઉ પાયા જાય. ॥૨૧૭॥**
**તુમ મંદિર જોયેવો હરિ, કરો રાજ કેમ મરસો રડબડી. ॥૨૧૮॥**
**કહે ભીમ સુણો મહારાજ, ભોગ વિલાસનું નથી કાજ. ॥૨૧૯॥**
**ભીમ કરી કેમ લેખા તમે, જીવતા ચરણન મેલો અમે. ॥૨૨૦॥**
**જો મોહી સાથે સામો હોયે, તો છાંડો ક્રોધને સંતોષે રહે. ॥૨૨૧॥**
**તીહા રહિવાસ અસુરનો ઘણું, મન સમજ રાખો આપણું. ॥૨૨૨॥**
**જપતપ ધર્મ નહી વિસરે ક્રોધ, દુષ્ટ શત્રુ હોયે બંધુ વિરોધ. ॥૨૨૩॥**
**અતિ તામસ કાયા કે દેહે, બીનસે ધર્મ અર્થ નહી રહે. ॥૨૨૪॥**
**તજી ક્રોધ મારી વ્રત ધરો, જો નિરંજન રહ્યો અમારો ખડો. ॥૨૨૫॥**

ધર્મરાજા બોલ્યાઃ હે અર્જુન, હે ભીમસેન, માદ્રીનંદન નકુલ, સહદેવ, હે સતી પાંચાલી તમે મારી એક હિતની વાત સાંભળો. તમે બધા અતિશય ધીરવીર બલવાન છો, શુર પરાક્રમી છો. પણ આ હિમાલય જે આપણી આગળ ઉત્તુંગ અપાર અને દુર્ધર છે. એ અતિ ઠંડી શીતવાયુ, અરણ્ય, હિંસક પશુ, નિશાચાર બ્રહ્મરાક્ષસ, અતિશય બલવાન સામર્થ્યશાલી અસુર દૈત્યોથી વ્યાપેલ છે. પદોપદે આપણા પર વિપત્તિ આપત્તિ આવવાનો સંભવ છે. ગિધડ વગેરે ક્રુર પક્ષી એનો તો સર્વત્ર વસવાટ છે. દેખતાં સાથે પ્રાણ લેનાર એવા તે શ્વાપદ છે તેમનાથી બચવું મુશ્કેલ છે. માટે તમે આ સુંદર શિવાલયમાં આનંદથી સુખોપભોગમાં રહો. કાળ આવતા સુધી મારી સાથે વિનાકારણ રખડશો નહીં. ધર્મરાજાની વાણી સાંભળીનો ભીમ બોલ્યોઃ 'અહો મહારાજ ધર્મરાજ, ભોગવિલાસનું સુખ અમારે ભોગવવું હોત તો અમે રાજ્ય છોડીને આટલા દુર કેમ આવ્યા હોત. ક્રુર, શ્વાપદ, રાક્ષસોની બીક અમને બતાવતાં એ સંકટ તમને પ્રાપ્ત નહીં થાય? અમે ધીર વીર, સામર્થ્યવાન છીએ તેની ચિંતા તમે કરશો નહીં. પદોપદે સંકટ આવશે તેનું અમે નિવારણ કરીશું. તમારા આ ચરણ છોડીને અન્ય બીજે અમને કેમ ધકેલો છો. જ્યાં તમારા ચરણ જશે ત્યાં અમે આવીશું. આ અમારો નિર્ધાર છે. સંકટથી અમે ચલીત થઈશું નહીં. માટે તમે અમને વારંવાર આ વિપરીત વાત કહેશો નહીં.' ધર્મરાજાએ કહ્યું:

'અરે ભીમ તમારી ધીરવિરત્વ પરાક્રમ પર શું મને ભરોસો નથી ? બંધુઓ મને પૂર્ણ ખાતરી છે આપણે કોઈ પણ સંકટમાંથી મુકત થઈ શકીશું. પણ મારી ચિંતા ખુબ અલગ છે. સંકટમાંથી મુકત થવા માટે તમે પરાક્રમ કરશો પણ એ યોગે વૃથા જીવહાની થશે. આ હિંસાનું પાતક આપણા શીરે આવશે. જે પાતકની નિવૃત્તિ માટે આપણે અહીં આવવું થયું તેમાં હજું પણ નવીન ભાર સાથે આપણો કર્મભોગ અધિકાધિક વધતો જશે. આપણા આ જપ તપાદિ યોગ સાધનાનો કોઈ પણ ઉપયોગ થશે નહીં. માટે તમને બધાને મારું નિવેદન છે કે જો મારી સાથે આવવું જ હોય તો કામ અને ક્રોધ અને મોહ એ છોડવો જોઈએ. ક્રોધ આ એવો મહાન શત્રુ છે કે જપ, તપ, ધર્મ, વ્રત, નિયમ વગેરે બધા પર પાણી ફેરવે છે. માટે બંધુઓ તેવો પ્રસંગ આવે તો, કોઈ એ વિકારના સહારે જવાથી થનારા અનર્થનો પાર રહેશે નહીં. આ માટે કામ ક્રોધ અને મોહ એ વિકાર છોડવાનો નિર્ધાર કરો. પ્રતિજ્ઞા કરો. કોઈપણ દુર્ધર પ્રસંગ આવ્યો તો પણ પાછળ ફરવું નહીં એ નિશ્ચય કરો.'

**ગ્રહી નેમ તવ ચાલ્યા વીર, પોતા પાંડવ હરિદ્વાર ગંગાતીર. ॥૨૨૬॥**
**તીહાથી પુરવ દિશા મુની કહે, નદી ત્યાં પૂર્વગામીની વહે. ॥૨૨૭॥**
**પુણ્યોદક જોઈને ભૂપ ત્યાહા થબકાયે, પંચસરોવર કીયો સ્નાન ત્યાયે. ॥૨૨૮॥**
**સંધ્યા તર્પણ પૂર્વજ કાજ, પૂજી હરિદ્વારને ચાલ્યા રાજ. ॥૨૨૯॥**
**તાહા થકી આગળ સંચરે, યોજન સાત ત્યાં આરોહણ કરે. ॥૨૩૦॥**
**માળાધર પર્વતના નામ, હેમ પગર ઉદિત તેનો ઠામ. ॥૨૩૧॥**
**દસ યોજન ચાલ્યા ત્યાં, આડો યોજન પાંચ પ્રમાણ. ॥૨૩૨॥**
**કરે રાજ ત્યાં ગણ ગંધર્વ, તુરી ભેર બાજે ધ્વની સહસ્ત્ર. ॥૨૩૩॥**
**તે વળી વીસ યોજન આવીયા, તે પાંડવ પાંચે વીર જી. ॥૨૩૪॥**
**તાહા વૃક્ષ દીસે સોહામણા, અને ગંગા કેરે તીર જી. ॥૨૩૫॥**
**સ્નાન ધ્યાન કરી સહુ ચાલ્યા, એ રાય પાંડવકેરા તન જી. ॥૨૩૬॥**
**એટલે તે સામી આવી અપ્સરા, અને જોવા તે ધીરવીર જી. ॥૨૩૭॥**

આ નિયમ ધારણ કરીને પાકો નિશ્ચય કરીને પાંડવો આગળ ચાલવા લાગ્યા. અરણ્યમાંથી નદી તીરે જતા જતા તે હરિદ્વાર આવી પહોંચ્યા. હરિદ્વારની પૂર્વ બાજુએ ગંગાતીરે ઋષિમુનિઓની વાસ્તવ્ય ભુમી પર આવ્યા. પછી એ થોડો સમય રોકાયા. ત્યાંના પંચ સરોવર કુંડમાં સ્નાન સંધ્યા અને પૂર્વજ તર્પણ વગેરે કર્યા. પછી શ્રીહરિના શ્રીહરેશ્વરની પૂજા અર્ચના કરી. પછી એ છએ જણ ત્યાંથી નીકળી પૂર્વ અને ઉત્તર બાજુ ચાલવા લાગ્યાં. ઋષિકેશના માર્ગે આવી તે થોડા આગળ એટલે સાત યોજન ચાલીને આવ્યા પછી તેમને હિમાલયનું ઉંચું શિખર દેખાયું. સુવર્ણ પ્રમાણે અને ચાંદી પ્રમાણે ચળકનારી એ માળા જોઈને તેમના મનને ખુબ આનંદ થયો. ધીમે ધીમે એ ઉત્સાહથી એક એક શિખર ચઢવા લાગ્યાં તો શું આશ્ચર્ય ! ઉપર ચઢી ગયા પછી તેમને સુંદર વનશ્રીથી યુકત એવા દસ યોજન દુર પાંચ યોજન વિસ્તારમાં ગંધર્વોનું રાજ્ય આવ્યું. ત્યાં ગણગંધર્વની વસ્તી હોવાથી એ સદૈવ નૃત્ય ગાયન કરતા, વીણા, શંખ, ભેરી વગેરે વાદ્યોનો ધ્વની કરતા તાન આલાપથી રાગ રાગિણીના સુસ્વર ગાયન કરતાં એમને દેખાયા. એ અત્યંત રમણીય સ્થાન જોઈને અને એ દિવ્ય નાદ સાંભળીને પાંડવો હરખીત થાય. ત્યાંના વૃક્ષ સદૈવ પાન, ફુલ, ફળ મહોરથી છવાયેલાં હતાં. તેમની સુગંધ

ઘ્રાણેન્દ્રિયોને આનંદ કરનારી હતી. નજીક જ ગંગાનો સતત વહેનારો જળપ્રવાહ વચ્ચે વચ્ચે તેમને મળતાં નાના મોટા ઝરણાઓનો સુમધુર એવો ધ્વની કર્ણેન્દ્રિયને તૃપ્ત હતો. એ સ્વર્ગીય નિસર્ગ સૌંદર્ય નયનોને ઉત્તેજીત કરતું હતું. એવા એ સ્વર્ગીય વાતાવરણમાં સ્નાન ધ્યાન કરીને નિર્ભયતાથી આનંદથી વિચારતા હતા ત્યાં જ તેમની સામે એક સંકટ ઉભુ રહ્યું. તેમના ધીરવીરત્વની કસોટી જોવાનો પ્રસંગ ઉપસ્થિત થયો.

તે અપ્સરાના રૂપદેખી, નરપત થયા દિંગ મૂઢ રે,
વાટે જતા વિઘ્ન ઉપન્યો, લજ્જા રાખજો શ્રી ભગવાન રે. ॥૨૩૮॥
પાંડવ આગળ ઉભી અપ્સરાને ચરણે નમાવે શીશરે, ॥ટેક॥
પાંચે જણાને વનિતા જોયુ આગળે, અને સોળવરસની સમાન રે,
કેટલીકએક વાજીંત્ર વગાડે અને કેટલીકએક કરે ગાન. ॥૨૩૯॥
નાના વિધના પટકોલ પેરીયા, તે સુવર્ણ શોભીતા અંગરે. ॥૨૪૦॥
ચાંદલો સેંથો ને રાખડી, અને અંબોડો સુંદર સારરે,
સોળે શણગાર સજ કરી, તેના રૂપનો નહી પારરે. ॥૨૪૧॥
આગળથી આડી ફરે, અને પાસે અડવા જાયરે, પાંડવો સહુ
ત્રાયત્રાય કરે, અને લજ્જા રાખજો શ્રીભગવાનરે. ॥૨૪૨॥
જુએ નાચે અને હસે સામી, અને અંગે આળસ મરડે નારરે,
વસ્ત્ર ઉતારીને અંગ દેખાડે, અને જુવે પંડુ કુમારરે. ॥૨૪૩॥
પાંડવો મનમાં ચિંતા અતિ કરે, સંભારો શ્રીભગવાનરે,
આ વિઘ્ન ઉપન્યુ વાટમાં, તે કારણ કેવું થાય ઉત્પાત રે. ॥૨૪૪॥
જાણ્યું હતું કે વૈકુંઠ જાસુ, અને જયા છે શ્રી યદુનાથ રે,
આ માર્ગમાં વિપરીત ઉપન્યુ, ધર્મરાય પછાડે શીશને બેઉ હાથ રે. ॥૨૪૫॥
પાંચ જણ તમે ભલે પધાર્યા, અને અમને કૃપા કીધી જગદીશ રે.
સકળ જન્મનું પુણ્ય છે અમારૂ, અને તે સફળ થયું આજરે. ॥૨૪૬॥
ઘેર બેઠા સુંદર વર આવીયા, તમે રાખો અમારી લાજરે,
કરે ચલિંત્રને દેખાડી અગં, અને ચરિત્ર કરે અપારરે. ॥૨૪૭॥
પુષ્પ તણા ફેરવે આગળ વિંઝણા, વિધવિધ પેરના વાય નાખેરે,
પાંચે જણા દે તાળી, અને રાજા ધર્મ તે સાખે રે. ॥૨૪૮॥
હસી વચન અને પ્રેમ દાખવે, અને ચુવાચંદન ચઢાવે અંગરે,
ચરણ ઉપર જો મુકે, અને પુષ્પતણા હાર નાર આપે રે. ॥૨૪૯॥
કંકુ અંગે લેપન કરે, અને મોતીએ ચોક પુરાવેરે,
અગર કપુરની કરે આરતી, અને આગળ બેસણા લાવેરે. ॥૨૫૦॥

બત્રીશ લક્ષણી દિસે સઘળી સ્યામા, અને રૂપતણો નહી પારરે,
ભાવ સ્વભાવ કરીને દેખાડે, ના છળાએ પંડુ કુમાર રે. ॥૨૫૧॥
દીનાનાથ તમે મંદીરે પધારો, અમને કાં કરો છો ખોટીરે,
મનિચ્છા વાચાને કર્મના, અમે નહી મેલુ તમારી કેડીરે. ॥૨૫૨॥

ત્યાં અપ્સરાના લાવણ્ય જોઈને પાંડવો દિગ્મુઢ થયા. આશ્ચર્યચકિત થઈને કર્તવ્યમૂઢ થયેલા પાંડવો મનોમન ભગવાનની આરાધના કરીને આ સંકટમાંથી પાર પાડવા માટે વિનવવા લાગ્યાં. એ બધી અપ્સરાઓ ષોડશાવર્ષીત અતિશય સુંદર અને સુકુમાર કન્યા હતી. કેટલીક વાદ્ય વગાડતી હતી, કેટલીક ગાયન કરતી હતી તો કેટલીક સુંદર નૃત્ય કરતી હતી. તેમણે અલગ અલગ રંગનાં તરેહ તરેહનાં વસ્ત્ર પરિધાન કર્યા હતાં. ઉત્તમ ઉત્મત શુભચિન્હ દાગીના સુવર્ણ અલંકાર ધારણ કર્યા હતા. કપાળ પર કસ્તુરી કંકુમના ટીલાં લગાવ્યાં હતાં. માથામાં ગુલાલ ભર્યુ હતું, વાળનો સુંદર અંબોડા બાંધેલો, સુગંધી પુષ્પોથી વિભુષીત કરેલી વેષભુષા કેશરચના એનાથી તેમનું સૌદર્ય અધિક ભર લાગતાં હતાં. આ પ્રકારે બધી રીતના સાજ શૃંગારથી સજેલી અપ્સરાઓ અલગ અલગ હાવભાવ કરીને પોતાનું ઉદર, ઉરોજ મુખ બતાવીને પાંડવોને ભુલવવા લાગી. તેમની સામે નૃત્યગાન રાગ તાન આલાપ ગાઈને હાવભાવ કરીને નમસ્કાર કરવાના ઉદ્દેશથી પાંડવોને સ્પર્શ કરવા લાગી. એ જોઈને પાંડવો ત્રાહી ત્રાહી કરીને ભગવાનની આર્તતાથી લજ્જા સહીત રક્ષણાર્થે પ્રાર્થના કરવા લાગ્યા. અહીં અપ્સરાઓનું નાચવું ,અડી જવું, આડી નજરથી જોવું, હસવું, વિનોદી બોલવું, ઠઠ્ઠા મશ્કરી કરવું, અંગ મોડીને આળસ આપવું, એક બીજાને આલિંગન આપવું, વસ્ત્ર ઉતારીને અંગ પ્રત્યાંગ બતાવવું વગેરે કામોત્તેજક ક્રિડા ચાલતી હતી. એ જોઈને પાંડવો અત્યંત ચિંતાગ્રસ્ત થયા, મનોમન ભગવાનની આરાધના કરીને બોલ્યાઃ હે ભગવાન ! આ કેવું અઘટિત વિઘ્ન અમારી સામે ઉપસ્થિત થયું. અમને લાગતું હતું કે નિર્વિઘ્નતાથી વૈકુંઠમાં જવાશે પણ શું અમારું આ દુર્ભાગ્ય ! હજુ આ દુર્ભાગ્ય અમારો પીછો છોડતું નથી. એમ કહીને ધર્મરાજા બંને હાથે પોતાનું મસ્તક નીચું કરી ઢાંકી નાખ્યું. પાંચેય જણાએ પોતાના હાથે મ્હોં ઢાંકી લીધા. સતી દ્રૌપદી વિઘ્નોની ભીષણતા જાણીને અત્યંત દુઃખીત થઈને આર્તતાથી ભગવાનની પ્રાર્થના કરવા લાગી. એટલામાં એ અપ્સરાઓએ આગળ આવીને પાંડવોને કહ્યું, 'અહો પ્રાણનાથ, અહો સ્વામી, અમારું ભાગ્ય કેટલું સારૂ કે તમે પાંચેય જણ અહીં ચાલતા આવ્યા છો. એ જગદીશ્વરે અમારા પર આ કેટલી મોટી કૃપા કરી છે. અનંત જન્મોનું પુણ્ય અમારું સફળ થયું. ઘેર બેઠાં સુંદર વર ભગવાને અમારા માટે મોકલ્યા માટે તમે અમારી સેવાનો સ્વીકાર કરીને અમારી લાજ રાખો. તમે અમારું આતિથ્ય અંગિકાર કરીને કૃપા કરો.' અપ્સરાનું એ ચારિત્ર્ય હાવભાવ કામુક ચરિત્ર જોઈને પાંડવો અધિક જ ચિંતાતુર થયા. કેટલીક અપ્સરાઓ હાથનાં ગુંથેલી માળા, સુગંધી ફુલો વગેરે લાવેલ, કેટલીક સુંદર પંખાથી પવન નાંખવા લાગી. પાંડવોને મોહિની કરવા માટે અને કામુક બનાવવા માટે અલગ અલગ ફુલોથી તૈયાર કરેલ સુવાસિત તેલ, અત્તર વગેરે લગાવવા આગળ થઈ. કેટલીક તાળીઓ વગાડીને તેમનું ધ્યાન પોતાની તરફ કરવા લાગી. હસી બોલીને નયનબાણ છોડીને પોતાનું પ્રેમ વ્યકત કરવા લાગી. કેટલીક ચુવાચંદન લગાવવા માટે આગળ આવી, કેટલીક પુષ્પહાર પહેરાવવા માટે સિધ્ધ થઈ. કંકુ, ગુલાલ, સિંદુર એનું લેપ કરવા માટે આગળ આવી. કેટલીકિ માણિક મોતીના હાર થાળીમાં લઈને, અગર ધુપ કપુર લગાવીને તેમની આરતી ઉતારવા માટે સિધ્ધ થઈ. કેટલીકિ તેમને બેસવા માટે સુખાસનો લાવી પગ ધોવા માટે જલપાત્રો લાવી. આ પ્રકારે અલગ અલગ સેવા પચારોથી તેમને સંતુષ્ટ કરવા બધી સિધ્ધ થઈ. તેમનું રૂપ સૌંદર્ય લાવણ્ય અલૌકિક હતું. બત્તીસ લક્ષણોથી યુકત એવી એ સૌદર્યખાણી હતી. તેમનાથી થાય તેટલા હાવભાવ કરીને પાંડવોને રીઝવવા તે પ્રયત્ન કરતી હતી. પણ એ

એમના હાવભાવથી નખરાથી પાંડવો ભુલતા નહોતા. કામ વિકાર પર જેમણે વિજય મેળવ્યો હતો, ઈંદ્રિય યમ જેમનું દ્રઢ છે. તેમની આગળ પ્રત્યક્ષ રતિ પણ ઉભરી રહે તો પણ એ ઢળી શકશે નહીં. પાંડવો પોતાના માર્ગે દ્રઢ સ્થિર હતા. અપ્સરાના કોઈ પણ કૃત્યને એ જોતા નહોતા. છેલ્લે અપ્સરાઓએ કહ્યું હે દિનાનાથ અમે અબળા છીએ. અમારા પર કૃપા કરો. અમાર મંદિરે ચાલો અને અમારા આતિથ્યનો સ્વીકાર કરીને અમને કૃતકૃત્ય કરો. અમે મનથી વાચાથી કર્મથી તમને વરેલાં છીએ તમને છોડીને અમે કયાંય જઈશું નહીં. તમે પણ અમને છોડીને કયાંય જશો નહીં. અમારી ઈચ્છા કામના પૂર્ણ કરો. અમને વ્યર્થ વિરહ કરાવશો નહીં. અમારી સેવાનો સ્વીકાર કરો.

પાંડવ યુધિષ્ઠિર બોલીયા, અને શું છે તમારે કામરે,
નહી લેવું નામ નહી આવું મંદિરે, ન લેસો અમારું નામ રે. ॥૨૫૩॥
સ્નાન સંધ્યા તપ તીર્થ ધર્મ ઓચરે, મિથ્યા સિધ્ધ કરોછો પ્રીત ખોટીરે,
રાજસિધ્ધિરિધ્ધ પરિવાર ત્યજીને, આજ અમે જાઉ છું ઉઠીરે. ॥૨૫૪॥
પરનારી સુ પ્રેમ ન કીજીયે, અને વાત ન કીજીયે ઉભારે,
તેને વૈકુંઠની પ્રાપ્તિ ન હોય, અને લોકમા જાય શોભારે. ॥૨૫૫॥
નારી સઘળી વિખની વેલડી, અને સંગમ કરે પુણ્ય જાયરે,
સાત જનમનું સુક્રિત જે કરેલું, તે ક્ષણ એકમા પરલે થાયરે. ॥૨૫૬॥
પરસ્રી શું ક્ષણ એક ન રહેવું, એમ શાસ્ત્ર પુરાણે ભાખ્યું રે,
જે આગે પર રમાશુ રંગે રમ્યા, તેને પોતાનું પુણ્ય હાર્યારે. ॥૨૫૭॥
સ્નાન સંધ્યા તપ આચરે, અને ધર્મની આજ્ઞા પાળેરે,
પરનારીનો સંગમ કરતા, અને તે પડે નર મોઝારરે. ॥૨૫૮॥
એમ કહીને ચાલ્યા પાંડવો, અમે નહી સહીયે નારીરે,
આંહી ખોટી કરો છો તે મિથ્યા અમે જાસુ જયાં છે દેવમુરારીરે. ॥૨૫૯॥
પાંચ પાંડવ સંગે સતી ચાલ્યાં, અને અપ્સરા ધર્મને વળગીરે,
મુકોને માતા હું પુત્ર તમારો, તે સાંભળી અળગી થઈ રે. ॥૨૬૦॥
નારી સઘળી નાસીપાત થઈ, અને સહુ નિજમંદિરે જાયે,
રાજા યુધિષ્ઠિર પંથે ચાલ્યા, ઉલટ અંગે નમાયેરે. ॥૨૬૧॥
જે નરનું મન નિર્મળ હોવે, અને તે પામે ભવ પારરે,
ખોટા ઉપાય કરી કામનીયે, પણ ન ચુકયા પાંડુ કુમારરે. ॥૨૬૨॥
પાંડવ તણા સત પરગટા, તે હિમપંથે સૌ જાય રે,
વાટમાહે તે વિઘ્ન ઉપજે, તારા સાહ્ય કરે શ્રીયદુરાયરે. ॥૨૬૩॥
પાંડવ આગળ ઉભી અપ્સરાને ચરણે નમાવે શીશરે. ॥ટેક॥

ધર્મરાજા અને ચારેય ભાઇઓ બોલ્યાઃ 'હે સુંદરીઓ, તમે વિના કારણ અમારો માર્ગ રોકશો નહીં. કંઇ અન્ય કામ હોય અમારાથી થવા જેવું હોય તો અવશ્ય કરશું પણ ફકત માયીક પ્રાપંચીક વિચારોથી પ્રવૃત્ત થવું હોય તો અમારાથી દુર રહો. અમારા રસ્તામાં પણ આવશો નહીં. અમે તમારા મંદિરમાં આવીશું નહીં. તમે અમને મોહમાં નાખો છો. એ તમારી પ્રીતિ ફકત ફસાવવા માટે છે. અમે સર્વ પ્રકારનું રાજ્વૈભવ, સુખોપભોગ, ઐહિક સુખસિધ્ધી છોડીને આજ વનમાં આવ્યા છીએ શું તે આમાં ફસાવવા મિથ્યા નાશવંત માયા પર પ્રેમ કરવા માટે ? એવી તમારી સમજ હોય અને તમારો એવો વિચાર હોય તો એ મિથ્યા છે, એ સર્વ છોડી દો. પરસ્ત્રી સાથે એક ક્ષણભર પણ પ્રેમની વાતો કરવી નહીં, તેમની સાથે ક્ષણભર પણ ઉભા રહેવું નહીં. તેમની માયાવી પાશ મહાભયંકર છે, વૈકુંઠ પરથી ચલિત કરનાર અને લોકોમાં દુષ્કીર્તિનો વ્યાપ કરનાર એવો પરસ્ત્રીઓનો સંગ હોય છે. પરસ્ત્રી એ વિષની વેલ છે. સાધ્યા વેલી પણ વૃક્ષને જકડી નાંખે તો આ વિષારી વેલ તો જીવથી મારશે એમાં શી શંકા. પરસ્ત્રીના સંસર્ગથી સંપૂર્ણ ક્ષય થાય છે. એટલું જ નહીં પણ પાછળના સાત જન્મમાં કરેલ સત્કૃત્યોનો પણ નાશ થાય છે, એમ શાસ્ત્રવચન છે. શાસ્ત્રપુરાણમાં આવા કેટલાંક ઋષિ મહાત્માઓના ચરિત્ર કહ્યા છે, કે જે સંગતીમાં રમ્યા તેમના બધા પુણ્યનો ક્ષય થયો, સ્નાન, સંધ્ય તપશ્ચર્યા, વ્રત, પૂજા, નિયમ ધર્મ કેટલુંય પાળીએ તો ફકત એક ક્ષણભરના પરસ્ત્રીના સંગથી એ બધા પુણ્યફળ નષ્ટ ભ્રષ્ટ થાય છે અને તે જીવાત્મા નરકયાતના ભોગવે છે. માટે હે દેવાંગનાઓ, તમે અમારો રસ્તો છોડો. અમને જવા દો રોકશો નહીં. આમ કહીને પાંચેય જણ અને છઠ્ઠી દ્રૌપદી આગળ જવા લાગી. અપ્સરાઓને વિરસ થયો. તેમના રોમરોમમાં કામ વ્યાપ્યો હતો. મોહાંધ થઇને તે આગળ થઇ અને ધર્મરાજાને આલીંગન આપ્યું. ધર્મરાજાએ નમ્રતાથી હાથ જોડીને અપ્સરાઓને કહ્યુંઃ 'એ માતાઓ ! તમે અમને માતા કુંતી પ્રમાણે પૂજ્ય છો, અમે તમારાં બાળકો છીએ. માતાએ પોતાના પુત્રો સાથે આમ ગેરવર્તન કરવું નહીં. ધર્મરાજાના મુખમાંથી આ શબ્દ નીકળતાં જ લજ્જાથી, શરમથી ચુર થયેલી એ અપ્સરાઓ નિરાશ થઇને પાછી ફરી પાંડવોને ધન્યવાદ આપી પોત પોતાને સ્થાને નીકળી ગઇ. પાંડવો પોતાના માર્ગે આગળ ચાલવા લાગ્યા. અપ્સરાઓએ પાંડવોને ચળવાનો સારો ખોટો ઉપાય કરીને જોયો પણ એ પોતાના દ્રઢ નિશ્ચયથી બિલકુલ ચળ્યા નહીં. દ્રઢ નિર્ધારથી પાંડવોનું સત્વ (સત્તત્વ) એજ જગ્યાએ પ્રગટ થયું. તેમના સત્વની પરીક્ષા થઇ પણ એ સત્વ પરીક્ષામાં પાંડવ અચળ નિર્ધારથી તેજોમય નીકળ્યા. સત્યધર્મના પાલનનું બળ તેમની પાસેથી હોવાથી રસ્તામાં જો વિઘ્ન ઉપસ્થિત થાય તો તેમના રક્ષણ માટે, સહાય માટે ભગવાન યદુનાથ શ્રીકૃષ્ણ તેમની પાછળ હતા. સદૈવ એ તેમની જ ભકિતમાં તલ્લીન રહીને આગળ જતા હતા.

**વાટે જાતાં વિઘ્ન ઉપજે, તમે સહાય કરો મહારાજ રે. ॥ટેક॥**
**આયુધ વિના નિજ બાંધવા, અને પ્રેમે પાવન જેહે રે,**
**દારૂણ શીતવાયુ વાયે ઘણા, અને સામા વિઘ્ન હોયેરે. ॥૨૬૪॥**
**અશ્વરથ ગજને લક્ષ્મી પરહરી, અને પરહર્યા વેવાર રે,**
**મુકિત કારણ પરહર્યું અને ત્યાગ કર્યો સંસાર રે. ॥૨૬૫॥**
**યોજન બાર ગયા પછી, અપશકુન રાયને થાય રે,**
**રજ ભરાણી નેત્રમાં, અને વાયુ વસમા વાયરે. ॥૨૬૬॥**
**વામલોચન ફરફરે, અને પડ્યા હૃદયમાં ફાળરે,**
**શ્વાન સન્મુખ સાદ કરતા, અને સંચરી શિયાળ તતકાળરે. ॥૨૬૭॥**

હરણ આડા ત્યાં આવી ઉતરે, અને ફરકે ડાબુ અંગરે,
આકાશ દીસે છે ધુંધળો, નરપત થયા મન ભંગરે. ॥૨૬૮॥
સુકે લાકડે બેઠો ભેરવો, અને સાદ કરે વનભારીરે,
જમણી તે જાય લોમડી, આડી ઉતરે મીઝારરે. ॥૨૬૯॥
આકાશથી તારા ખરી પડે, અને થાય અતિ ઉત્પાતરે,
થઈ ચિંતા પાંચે વીરને, અને મુનિવ્રત ધરે છે ભગતરે. ॥૨૭૦॥
ત્યાં ચિન્તા કરતા ભડ સાચરા, એક પર્વત દીઠા પરોડરે,
અપશુકન દેખી કરગરે, અને રક્ષા કરજો ગરૂડ ધ્વજરે. ॥૨૭૧॥
એ પર્વતમાં એક નગરમોટુ, તે મેઘપુરનગર કેવાયરે,
મેઘનાદ નરપતિ ત્યાં વસે, બહુ દૈત્ય કેરો રાયરે. ॥૨૭૨॥
તેની પાસે દૈત્ય છે એવા, અને દિસે છે વિકરાળ રે,
ઊંટ ગરધવ અને શ્વાન શિયાળ, અને મોટા ભડ મુછાળરે. ॥૨૭૩॥
તે ગદા યુધ્ધ સહુને હાથે, અને જીવહિંસા કરે અપારરે,
મનુષ્ય પંખી અજગર સર્વે ગંધર્વ વાઘને શિયાળરે. ॥૨૭૪॥
ચિત્તા વાંદરા અને સંસલા, તે સહુ કોઈનો કરે આહારરે,
એવા આહાર કરે ત્યાં પાપીઓ, અને વસે તે નગર મોઝારરે. ॥૨૭૫॥
મેઘનાદ ત્યાં ભુપતિ કહાવે, અને વસે તે તેણે ઠાયેરે,
ચાર યોજન નગર મોટું તે વલુ પર્વત માહેરે. ॥૨૭૬॥
પાષાણ માંહે મંદિર ઘણા, અને પાપી પુરુ કહેવાયરે,
તેનગર પાસે થઈને સંચર્યા, સતીનું વ્યાકુળ થયા શરીરે. ॥૨૭૭॥
વાટે જાતા વિઘ્ન ઉપજે, તમે સહાય કરો મહારાજ રે. ॥ટેક॥

શસ્ત્રાસ્ત્રનો ત્યાગ કરીને બધા ભાઈઓ અને છઠ્ઠી દ્રૌપદી સતી અતિશય દ્રઢતાથી ઈશ્વર પ્રાપ્તિના દિવ્ય પ્રેમભાવથી આગળ માર્ગે ચાલવા લાગ્યાં. અતિશય આનંદથી ઉત્સાહથી અંતઃકરણથી આગળ જતાં જ અત્યંત શીત વાયુએ તેમને કઠિનતા આપવાની શરૂઆત કરી. ધૈર્યતાથી એ અતિ ઠંડીના સુસવાટાભર્યા પવનનો માર સહન કરતા કરતા અને સંકટોને પાર કરતા આગળ જવા લાગ્યાં. એક કાળના રાજપુરૂષ, રાજ્યાસુખના વૈભવનો, અશ્વ, ગજ, રથ, લક્ષ્મી, અધિકાર વગેરેનો ત્યાગ કરીને મુકિત લાભાર્થે એકલા વનમાં અનંત કષ્ટ સહન કરતા પાયદળ ચાલતાં હતાં. પણ કોઈપણ પ્રકારનો વિષાદઅંતઃકરણમાં ન રાખતાં બધાના અંતઃકરણ પ્રભુના પ્રેમથી ફકત સંતૃપ્ત થયાં હતાં. બાર યોજન ચાલી ગયાં પછી તેમને અપશુકન થવા લાગ્યાં. સુસવાટાભર્યા ઠંડા પવનથી તો ઠર્યા જ હતા પણ એ સાથે ઉડનારી ધુળથી આંખો ભરાઈ, આંખો ચોળી ચોળીને લાલ થઈ. રાજા ધર્મની ડાબી આંખ ફરકવા લાગી. હવે ભાવી અણધાર્યા સંકટથી રાજાના હૃદયમાં હલચલ શરૂ થઈ. સામેથી કુતરા જોરજોરથી રડવા લાગ્યા. શિયાળ આમ તેમ ભાગતાં રડવા લાગ્યાં. હરણ આડા આવી નીચે ઉંડી ખીણોમાં ઉતરવા લાગ્યાં. રાજાનું ડાબું શરીર થર થરવા લાગ્યું. આકાશ વાદળોથી ધુરકટયું. આ

દુષ્ચિન્હોથી રાજાનું મન અકળાયું. મોટું ભયાનક સંકટ આવવાની આ સુચના જ હતી. કોરા શુષ્ક લાકડા પર બેસીને કાગડા ગિધડ ભયાનક કર્કશ શબ્દ કાઢીને બુમો પાડવાં લાગ્યાં. ખડતલ થયેલા શિયાળ લોકડી જમણીબાજુથી જવા લાગ્યાં, રાનમાંજર આડી આવી ભટકવા લાગી, દિવસ હોઈને પણ આકાશમાંથી તારા ખરી ઉલ્કાપાત થવા લાગ્યો. આ બધો ઉત્પાત જોઈને બધાનાં હૃદય કાંપ્યાં. છએ જણ ચિંતાતુર થયાં. પણ એક જાણે પણ મૌનવ્રતનો ભંગ ન કરતાં આગળ જતાં હતાં. ત્યાં જ એક ચિત્તો તેમની બાજુથી ભાગતો આવ્યો. તેનો માર્ગ ચુકવવા લાગ્યો. અને એક મહાભયંકર પહાડ બીજી બાજુ દેખાયો. આ બધા અપશુકન ભયંકર સંકટની જાણ કરાવી આપનાર હતાં. સર્વ જણ અત્યંત કરૂણાથી ભગવાન ગરૂડધ્વજ નારાયણની આરાધના કરીને આવનાર સંકટનો ધૈર્યથી સામનો કરી સહાય કરવાની પ્રાર્થના કરતાં હતાં. એ પર્વતમાં એક મોટું મેઘપુર નગર વસેલું હતું. મેઘનાદ નામનો અસુર રાજા ત્યાં રાજ્ય કરતો હતો. ખુબ મોટી સંખ્યામાં દૈત્યો એ જગ્યાએ રહેતા હતા. મેઘનાદની પાસે ભયંકર અક્રાળ વિકરાળ એવા સેનાપતિ હતા. તેમનું સૈન્યદળ પણ તેવું જ ભયાનક અને અતિશય મોટું હતું. એક એક સૈનિક પાસે, ઉંટ, ગધેડાં, કુતરાં અને શિયાળ વગેરે અગણિત પશુધન હતાં. પ્રત્યેક પાસે ગદા, ભાલા, ત્રિશુળ, તોમાર વગેરે શસ્ત્ર હોઈને અપાર એવી જીવહિંસા એ કરતા. તેમનો આહાર એટલે મનુષ્ય, પક્ષી, અજગર, ગધેડાં, વાઘ, શિયાળ, ચિત્તા, વાંદરા, સસલા વગેરે જે પ્રાણી મળે એમનો શિકાર કરીને તેમની ઉપર નિર્વાહ કરતા. આ પ્રકારનોએ પાપી દૈત્ય એ મેઘપુર નગરમાં રહેતા હતો. ચાર યોજન વિસ્તીર્ણ એવું એ નગર ચારેય બાજુએ પર્વત શ્રેણીના કોટીમાં વસ્યું હતું. ત્યાંના ઘરો અતિશય ભવ્ય ઉંચાં અને પથ્થરોથી બાંધ્યાં હતાં. અતિશય સુરક્ષિત જગ્યામાં સુરક્ષિત રીતે બેઠેલા એ મેઘપુર નામના પાપી નગરનો રાજા મેઘનાદ એ સુખેથી રાજ્ય કારભાર કરતો હતો. એ નગરની બાજુથી પાંચેય પાંડવો સતી દ્રૌપદી સાથે જતા હતા. ઘડેલા અપશુકનને કારણે હજુ તેમના અંતઃકરણ ધડકતાં હતાં. આપણને આગળ કંઈક ભયાનક સંકટ આવશે અને તેની તેમને જાણ થઈ હતી. પણ નિશ્ચિત સ્વરૂપે શું થશે એ સમજાતું નહોતું. પણ પ્રાપ્ત પરિસ્થિતિમાં ધૈર્ય રાખી સિધ્ધ થવા માટે તે બળ મેળવવા માટે અત્યંત કરૂણાદ્રતાથી ભગવાનની આરાધના કરતાં હતાં.

**એટલે નારદ આવ્યા રાક્ષસને ઘેર, મેઘનાદ નિરખી પુછવા લાગ્યો પેર. ॥૨૭૮॥**
**સભામાહેથી ઉઠીયા અને દીધું આસન માન, પગ પખાળી ઋષિતણા કર્યુ ચરણામૃતપાન. ॥૨૭૯॥**
**અનેક રાક્ષસ ફરીને બેઠા તે મેઘનાદના ભુવન, વદે રાયે સુણો ઋષિરાજ મારૂ તે મોઠુ પુણ્ય. ॥૨૮૦॥**
**ભલે પધાર્યા કરવાને પાવન કેમ પધાર્યા આજ, ભલી ભુડી વાર્તા અમને કેજો ઋષિરાજ. ॥૧૮૧॥**
**વળતા નારદ ઓચરે સુણો ને ભડવીર, કાંઈ કહું તે સાંભળો સુભટ મારા વીર. ॥૨૮૨॥**
**સુધબુધ્ધીથી સાંભળો આ ઘડી મારી વાત, સુખદાનવ મામા તારો તે રહેતો વન મોઝાર. ॥૨૮૩॥**
**અર્જુને તેણે મારીયો તે જાણે સકળસંસાર, તુજ સરખો ભાણેજ મહાભડ પરાક્રમી કહેવાય. ॥૨૮૪॥**
**વેર લે મામા તણું તુજને કહું છું આજ, દૈત્ય કહે હું શું કરૂ વેગળું ન જવાય. ॥૨૮૫॥**
**હસ્તિનાપુર જઈ શત્રુ મારૂ ઘણા દિવસ થાય, વળતા નારદ ઓચયા નરપત વધામણી આજ. ॥૨૮૬॥**

**આ જાય પાચે શત્રુ તારા તું ખડ્ગ ગ્રહોને હાથ, સાથે છઠ્ઠી છે કામની નથી કેડે હથિયાર. ॥૨૮૭॥**
**હિમપંથે જાયછે જઈ વેગે કરને વાર, એમ કહીને વળ્યા પાછા સંચર્યા ઋષિરાય. ॥૨૮૮॥**
**મેઘનાદ ઉઠી ધસ્યો તે પાંડવ પુઠે જાય, કાળની પેરે જઈ પોતાની વદે ભુંડી વાણ. ॥૨૮૯॥**

**ગાળ દેતા ધાયો કેડે પણ પાછુ ન જુવે હો, રાય યુધિષ્ઠિર સર્વે વિમાસે એ અપશુકનના ફળ હો. ॥૨૯૦॥**
**અપશુકન કયાંથી મળ્યાએવા ભડ વિકરાળ, લવરી કરતો કેડે ધસીયો જાણે પ્રગટયો કાળ વિકરાળ. ॥૨૯૧॥**
**પાંચ બાંધવને કામની ચિંતા કરે છે અપાર, મુનિવ્રત બોલતા નહી રાખજો વિશ્વઆધાર. ॥૨૯૨॥**
**શ્રીહરિ સ્મરણ કરતા ચાલે પાંડવ પાંચે રાય, ત્યાં છઠ્ઠી છે દ્રૌપદી જેણી કોમલ કાય. ॥૨૯૩॥**
**કાંકરા ખુંચે પગમાં ભીમસેન ખાંદે ચઢાય, મહાવન દારૂણ બીહામણું સિંહ કરે ગર્જનાય. ॥૨૯૪॥**
**ભ્રાત સઘળા સંભારી ચાલે સંભારે વૈકુંઠનાથ, હવે દ્રૌપદી પછવાડે રહ્યા તે ચાલી ન શકે પાય. ॥૨૯૫॥**

પાંડવો દ્રૌપદી સાથે મેઘપુર પાસેથી જતા હતાં. અહીં નગરમાં એક ઘટના ઘટી. નારદઋષિ રાક્ષસ મેઘનાદના મહેલમાં આવ્યા. મેઘનાદે નિરખીને જોયું કે આ નારદમુની જ છે. એમ જાણીને સભામાંથી બધાએ એમનું અભિવાદન કર્યું. માન સન્માનથી તેમને આસન આપ્યું. નારદઋષિના ચરણ પ્રક્ષાલન કરીને ચરણોદક મસ્તકે ધારણ કર્યુ. ષોડશોપચારે પૂજા અર્ચના કરી મેઘનાદ હાથ જોડીને બોલ્યોઃ 'અનંતજન્મના પુણ્ય આજ ઉદય થયાં. અમને પાવન કરવા માટે જ તમારું આગમન થયું છે. તો આ દાસને કંઇ હિતની બે વાતો કહીને ઉપકૃત કરો. તમે ત્રિભુવનમાં વિચરણ કરનારા છો. કંઈક ભલી બુરી વાતો હોય તો કહેવાની કૃપા કરો. હવે નિશ્ચિત અમને કંઈક સાંભળવા મળે. સર્વ રાજ સભા તટસ્થ થઈને નારદમુની સામે એકટસે જોવા લાગ્યા. નારદ મુની પોતાની ધીરગંભીર વાણીથી બોલ્યા, રાજા મેઘનાદ તારા શૌર્ય ધૈર્યનું શું વર્ણન કરવું, અત્યંત બલવાન પરાક્રમી એવી આ તારી સભા ખુબ બળશાળી રણવીર છે. આવા સહાયકર્તા તને મળવાથી તું સુખી અને ધન્ય થયો છે. તું પણ કંઈ ઓછો પરાક્રમી નથી. અત્યંત શુધ્ધ બુધ્ધિથી તારા હિતની પરાક્રમી વાત તને હું કહું છું તે તું શ્રવણ કર. સુખદાનવ આ તારો મામો પહેલાં આ વનમાં આનંદથી રાજ્ય કરતો હતો. ત્યારે અર્જુન નામનો હસ્તિનાપુરના રાજાએ તેને વિનાકારણ યુધ્ધ કરીને માર્યો એ તને ખબર નથી ? મેઘનાદ બોલ્યોઃ હોએ, એ તો મને પૂર્ણ ખબર છે. એ અર્જુને ભયંકર યુધ્ધ કરીને મામાને માર્યા હતા. શું એ અર્જુનના પરાક્રમનાં વર્ણન કરવાં એ એકલો અને મારો મામો પણ કંઈ ઓછો પરાક્રમી નહોતો. અગણિત તેના વીર સૈનિક હતા. પણ એકલા અર્જુને એ બધાને અને મારા મામાને માર્યો એ મને પાકકુ ધ્યાનમાં છે. નારદ બોલ્યાઃ 'અરે ફકત ધ્યાનમાં રાખીને શું કરવું છે તારી પાસે શૌર્ય છે હાથી શસ્ત્રાસ્ત્ર છે. અગણિત તારું સૈન્ય બળ છે એ સર્વ હોઈને તને આ વાતની ખબર નથી. અરે એ અર્જુન કેટલોય પરાક્રમી હોય તો તારા બળ આગળ તેનું શું ચાલવાનું છે. તારા મામાનું વેર તું એ અર્જુન તો શું પણ એ પાંડવોનો નાશ કરીને વસુલ કર. તો જ તારા મામાને શાંતિ મળશે. તેમણે જ મને તારા સુધી સુચવવા કહ્યું છે. તને તારા મામા પર અંતરથી પ્રેમ હોય અને તેમના અંતરાત્માને સૌખ્ય શાંતિ મળે એવી તારી ઈચ્છા હોય તો હું કહું એ પ્રમાણે કર.' મેઘનાદ બોલ્યોઃ 'હે ઋષિમહારાજ તમે કહો છો એ પૂર્ણ સત્ય છે. અને મારા હિતનું પણ છે પણ હવે એ વાતને ખુબ દિવસો થઈ ગયા અને હસ્તિનાપુરમાં જઈને એમની સાથે યુધ્ધ કરવું અત્યંત ત્રાસદાયક છે. એટલું દુર જઈને તેમની સાથે યુધ્ધ કરવું કંઈક શકય લાગતું નથી.

નારદ બોલ્યાઃ 'અરે ગાંડા તને હસ્તિનાપુર જવાની શું જરૂર છે ? અરે તારાં ભાગ્ય ખરેખર સારાં છે એ  પાંચેય શત્રુ આ તારા નગરની નજીકથી જાય છે. તે એકલા જ છે. સૈન્ય અશ્વ, ગજ, રથ, શસ્ત્ર વગેરે તેમની પાસે કંઈ નથી. ફકત તેમની સાથે સ્ત્રી છે. તેને તું ભગાડી લાવ એટલે એ અનાયાસે યુધ્ધ માટે તૈયાર થશે. ત્વરીત કરીશ તો તે તારા હાથે લાગશે નહી તો હિમાલયના માર્ગે આગળ નીકળી જશે. તારા હિતનું જે કહેવું હતું તે તને કહ્યું હવે આગળ તારે શું કરવું તે તું કર.' એમ કહીને નારદમુની ત્યાંથી નીકળી ગયા. મેઘનાદ તત્કાળ સજ્જ થયો. તેણે પોતાના સૈનિકોને

સજજ રહેવાનું કહીને એકલો જ ગામ બહાર આવ્યો. જુએ છે તો પાંચેય જણ આગળ જાય છે અને એક સ્ત્રી તેમની પાછળ પાછળ જાય છે એમ તેને દેખાયું. તેને ખુબ આનંદ થયો. નારદના કહેવા પ્રમાણે આજ તે પાંડવો અને તેમની સ્ત્રી ત્રૈલોકયસુંદરી દ્રૌપદી હોવી જોઈએ એવો વિચાર કરીને તે તેમની પાછળ પાછળ મોટે મોટેથી ગર્જના કરીને અભદ્ર બોલતો, ગાળો બોલતો બોલતો દોડવા લાગ્યો. મેઘનાદની બુમો સાંભળીને યુધિષ્ઠિર વગેરે પાંડવો ચિંતાતુર થયા અને આ અપશુકનનું જ ફળ છે એમ જાણીને આ ભયાનક પ્રસંગમાંથી છોડાવવા માટે ભગવાનને આરાધના કરવા લાગ્યા. એક ભયંકર અકરાળ વિકરાળ રાક્ષસ મોટે મોટથી બુમો પાડતો પોતાની બાજુ આવતો તેમણે જોયો. પાંચે ભાઈઓએ મૌન ધારણ કર્યુ હોવાથી એ બોલતા નહોતા. પણ આવનાર સંકટ નિવારવા માટે શું કરવું એની ચિંતા કરતા હતા. એક પણ ઉપાય તેને સુઝતો નહોતો. કારણ પોતે ધર્મરાજાએ તેમને નિયમ આપ્યો હતો કે જીવન જાય તેવું સંકટ આવે તો પણ બોલવું નહીં, યુધ્ધ વગેરે કરીને જીવહિંસા કરવી નહીં. કામ, ક્રોધ, મોહ કરવો નહીં. એ કારણે હવે શું કરવું એની ચિંતામાં શ્રીહરિનું સ્મરણ કરવા લાગ્યાં. પાંચેય જણ અને દ્રૌપદી શ્રી હરિનું સ્મરણ ચિંતન કરતાં હિમાલય ચઢતાં હતાં પાંચેય ભાઈઓ શુરવીર હતા પણ ખાડા-ટેકરા, કાંટા-કાંકરાના માર્ગે અડવાણા પગે ચાલવાની તેમને આદત કયાંથી હોય. અને દ્રૌપદી અત્યંત સુકુમાર સુકોમળ. કેટલુંય જોઈ જાળવીને ચાલે તો પણ પથ્થર કાંટા વગેરે ખુંચીને તેનાં ચરણ લોહીલુહાણ થયાં હતાં. પણ તેની પરવા ન કરતાં તે બધા આગળને આગળ જતાં હતાં. ખુબ ત્રાસ થયો હોવાથી દ્રૌપદીથી ચલાતું નહોતું. આવા સમયે એના કારણે પોતાની જુદાઈ ન થાય., વિલંબ ન થાય માટે ભીમ તેને કયારેક ખભા પર ઉપાડી લેતો અને ઝટપટ પગલાં નાંખતો પોતાના ભાઈ પાસે લઈ જતો. અત્યંત ભયંકર વિકટ વનમાં સિંહ વ્યાઘ્ર એમની ગર્જના સાંભળીને ભયભીત થયેલા એવા પ્રકારનો એમનો પ્રવાહ ચાલુ હતો. એમાંય મેઘનાદનો ભયાનક પ્રસંગ આવ્યો. પાંચેય જણ ભગવાનનું સ્મરણ કરતાં કરતાં આગળ નીકળી ગયા હતા. દ્રૌપદીથી એમની સાથે ચલાતું નહોતું. એ એમનાથી ખુબ જ પાછળ રહી હતી. ભગવાન શ્રીહરિનું સ્મરણ અને તેમના અવતારલીલાનું ચિંતન કરતી એ ધીમે ધીમે ચાલતી હતી. એટલામાં મેઘનાદ ત્યાં આવી પહોંચ્યો.

**પાંચે બંધવ માર્ગે પરવર્યા પાછળ છઠી કેડે નાર, મુખે ગાળો દેતો આવે પુઠે મેઘનાદ દૈત્ય વિકરાળ. ॥૨૯૬॥**
**ઉભા રહો તમે પાંડવો કયાં જસો પાંચે વીર, મારી સાથે યુધ્ધ કરો તમે ધનુર્વિદ્યાના ધીર. ॥૨૯૭॥**
**મારા મામા કેરાં વેર લેવા છે તમે કેમ જસો આજ, હસતા રમતા ત્યાં સાંચરો હવે આવ્યો તમારો કાળ. ॥૨૯૮॥**
**મુજ મામા કેરૂ વેરજ માગુ આપો મુજને તેહ, સાવધ થઈને યુધ્ધ કરો અમે તમ પાસે માગે એહ. ॥૨૯૯॥**
**તમે ખરા ક્ષત્રિય હોતો કેમ વાસો દઈને જાય, કલંક દીધું પાપીયે કૃષ્ણે તે તો ચન્દ્ર કુળની માય. ॥૩૦૦॥**
**તમે જીવતા જશો નહી મારે તમ સાથે કામ, બળ ન હોય એવડું તો કોનુ ન લેશો નામ. ॥૩૦૧॥**
**કહો તમે ભુંડા પાપીઓ નાસીને કયાં જાય, કરો યુધ્ધને વળો પાછા લવરી કરે છે ત્યાંય. ॥૩૦૨॥**
**વચન એવા સાંભળીને ભીમને ચઢી રીસ, મારીને કટકા કરૂને પાડતો રાખુ ચીસ. ॥૩૦૩॥**
**ધર્મ કહે વીરા મારા પાપ ના કીજે ભ્રાત, સાન કરીને સમજાવ્યો પછી મુકી સઘળી વાત. ॥૩૦૪॥**
**તેણે ગાળ તો દસવીસ દીધી મેઘનાદે ત્યાંભૂપ, મારશે હિંડે કેડે જોતો ને દેખાડે રાક્ષસ રૂપ. ॥૩૦૫॥**
**પછી મેઘનાદે દ્રૌપદીને ગ્રહી લીધી જમણે ખાંધે,ખાંધે ચઢાવી કામિની લઈ ચાલ્યો વનીતા સાથ. ॥૩૦૬॥**
**કામની તો મુખે કરગરે, મુકાવો મુજ કંથ, બુમપાડી રૂદન કરે અતિ કલ્પાંત. ॥૩૦૭॥**

**નાથજી તમને અળખામણી આજ થઇ નિરાધાર, ત્યાં જઇને શું કરસો તમને ન ગમી નિજ નાર. ॥૩૦૮॥**
**પાંચે તે માર્ગે જાય ચાલીને કરે નહી મારી વાર, કામની અતિ વલવલે નેત્રે વહે જળ ધાર. ॥૩૦૯॥**
**નયને જળ વહે કામનીને મુકી માળીયા માંય, પાંચે પાંડવ મુનિવ્રત ગ્રહીને માર્ગે ચાલ્યા જાય. ॥૩૧૦॥**
**દ્રૌપદી રૂએ માળીએ અને માર્ગે રૂવે કંથ, અરજ કરે જગદીશને જે હરિ દેવ અનંત. ॥૩૧૧॥**
**મેઘનાદને માળીએ દ્રૌપદી રૂવે અપાર, મારી વારે ચઢજો કૃપાળ મુજ અબળાની કરજો સાર. ॥૩૧૨॥**

પાંચે ભાઇઓ માર્ગે ચાલતા હતા આગળ નીકળી ગયા. દ્રૌપદીથી ચલાતું ન હોવાથી તે એકલી જ ખુબ પાછળ રહી હતી. એટલામાં મેઘનાદનો ભયંકર કર્કસ વિકરાળ અવાજ સાંભળીને દ્રૌપદી ભયભીત થઇ. જેમ તેમ ગાળો બોલતો દોડતો આવતો એ દાનવ જોઇને જ વાઘના પંજામાં સપડાયેલા હરણ પ્રમાણે દ્રૌપદી થરથર કાંપવા લાગી. મેઘનાદ બોલ્યોઃ 'અરે પાંચેય પાંડવો, ઉભા રહો તમે વીર હોઇને આમ ચોરની જેમ ભાગીને કયાં જાઓ છો. તમને તમારા વીરત્વનો ગર્વ હોય તો મારી સાથે યુધ્ધ કરો. હમણાં જ તમારો ગર્વ ઉતારું છું. તમે સાચા ધનુર્વિદ્યાધારી હોત તો મારી સાથે યુધ્ધ કરો. મામાને તમે વિનાકારણ મારીને મારી સાથે વેર જોડયું છે. તેનો બદલો લીધા સિવાય હું તમને સરળ કઇ રીતે જવા દઇશ. હમણાં સુધી હસતા રમતાં તમે જીવન કાઢયું પણ હવે મારા રૂપે તમારો પ્રત્યક્ષ કર્દનકાળ આવ્યો છે. માટે સાવધ રહો. કયાં છે તમારા શસ્ત્ર, ખુબ જ અભિમાન છે તમને તમારા શસ્ત્રોનો ! મને બતાવો તમારા શસ્ત્રોનું પરાક્રમ. તમે સાચા ક્ષત્રિય છો ને, પછી એમ બીકણની જેમ ભાગી કેમ જાઓ છો. એ કલંકી પાપી કૃષ્ણએ તમને ચેતીને સંપૂર્ણ સોમવંશનો નાશ કરાવ્યો. તેમના કુળનો નાશ થયો એવા એ કાળા શ્રીકૃષ્ણના નાદથી તમે બારેખંડમાં ખુબ વિનાશ ઘડયો અને હવે એ કલંક ધોવા માટે અહીં કેમ આવ્યા છો ? ઉભા રહો તમારો સમમુળ જ કલંક હું ઉતારું છું. તમે હમણાં જીવતા મારા હાથે છુટશો નહી. જો મારી સાથે યુધ્ધ કરવાનું ધૈર્ય ન હોય તો મારા મામાને મારીને વેર કેમ જોડયું ? અરે મુર્ખો, પાપીઓ હવે કાળા મોઢા કરીને ભાગી જાઓ છો. જલ્દી પાછળ વળો અને મારી સાથે યુધ્ધ કરો. વિલંબ કરશો નહીં. મેઘનાદની બુમા બુમ અને અભદ્ર બોલવું સાંભળીને ભીમને ખુબ ગુસ્સો આવ્યો. પાછળ વળીને એ કંઇ બોલે ત્યાં જ ધર્મે તેના મ્હોં પર હાથ મુકી કહ્યુંઃ ભ્રાતા, ક્રોધ સમેટ. પ્રતિજ્ઞાનું સ્મરણ કર. પાપકર્મને અને જીવ હિંસા માટે પ્રવૃત્તિ થઇશ નહી. શાંત થા. આ પ્રસંગમાંથી આપણા મનનો તોલ કરી ધૈર્ય ધારણ કર અને શાંતિચિત્તથી મારી સાથે ચાલ. પાછળ જોઇશ નહીં. એ દાનવ જેમ આવે તેમ આગંતુક નીકળી જશે. જો તેની સાથે બે હાથથી યુધ્ધ કરવા લાગ્યો તો કરેલી તપસ્યા યોગાસાધના સર્વ વ્યર્થ જશે.' આમ ભીમને સમજાવીને ધર્મરાજા અને ચારે ભાઇ આગળ જવા લાગ્યા. અહીં મેઘનાદ ગાળો બોલતો પોતાની રાક્ષસી લીલા કરતો તેમની પાસે ને પાસે આવવા લાગ્યો. એક પણ પાંડવ પાછળ વળીને જોતા નથી આગળ જ જાય છે તેમ જોઇને તેને અધિક જોર આવ્યું. અને તેણે એક જ ઝાપટમાં દ્રૌપદીને પકડી. દ્રૌપદી મોટે મોટેથી વિલાપ કરવા લાગી. ઝપાટાથી ઉપાડીને પોતાના ખભા પર બેસાડીને અને તરતજ પાછો ફરીને ઝડપભેર પગલાં નાંખતો પોતાના નગર તરફ આવવા લાગ્યો. દ્રૌપદી મોટેથી વિલાપ કરતી રડવા લાગી અને રાક્ષસથી છોડાવવા માટે પોતાના પતિને બોલાવવા લાગી અને રાક્ષસને આજીજી કરીને છોડી દેવા માટે તેને વિનવવા લાગી. પણ પાષાણ હૃદયી રાક્ષસને તેનો શું વિધિનિષેધ હતો. દ્રૌપદી મોટેથી વિલાપ કરીને મોટેથી બુમો પાડીને કહેતી હતીઃ 'હે નાથ તમે મને આ દુષ્ટના હાથે છોડીને કયાં જાઓ છો. તમારા સિવાય મારું રક્ષણ કોઇ કરી શકશે નહીં. હું નિરાધાર અબળા આજ ખરેખર જ નિરાધાર થઇ છું. ત્યાં વૈકુંઠમાં જઇને શું કરનારા છો. એક સ્ત્રીનું રક્ષણ તમારાથી થઇ શકતું નથી. આ દુષણ લઇને જ જશો કે તમારા માર્ગમાંથી મારો કાંટો દૂર કરવા માટે જ તમે કેમ દોડી આવતા

નથી. શું કરૂ હવે પ્રાણ આપ્યા વગર છુટકો નથી. પાંચેય જણા મૌન વ્રત ધારણ કરીને આગળ જતા હતા. પોતાને છોડાવવા કોઈ આવતું નથી એ જાણીને દ્રૌપદીને અત્યંત દુઃખ થયું. તેની આંખોમાંથી એકસરખો અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. એ તરફડવા લાગી. છેલ્લે મેઘનાદે તેને પોતાના નગરની એક ઉંચી મેડી પર પુરી રાખી અને છોડાવવા માટે કોઈ આવે છે કે શું એની રાહ જોવા લાગ્યો. તેને પૂર્ણ ખાતરી હતી કે દ્રૌપદીને છોડાવવા માટે બધા જ દોડી આવશે, પરંતુ ત્યાંથી કોઈ જ વિરોધી પ્રતિક્રિયા ન થતી જોઈને તે આશ્ચર્યચકિત થયો. અહીં દ્રૌપદી એકસરખો વિલાપ કરીને આવેલ આ સંકટમાંથી બચવા માટે એ ભગવાનને યાદ કરવા લાગી. અત્યંત કરૂણાદ્રતાથી એ બોલીઃ ‘હે પ્રાણનાથ, ભગવાન જગદીશ્વર, હે અનંત સચરાચર વ્યાપી સર્વસાક્ષી પુરાણપુરૂષોત્તમ આ અબળાની સહાય માટે દોડી આવ. હે નારાયણ કૃપાળુ ભગવાન આ મેઘનાદના બંધનમાંથી મને છોડાવ મારું સત્વરક્ષણ કર. એમ કહીને વિલાપ કરતી દ્રૌપદી મેઘનાદના મહેલમાં બેસી અશ્રુ સારવા લાગી. એ અત્યંત શોક કરવા લાગી. તેના દુઃખનો કોઈ પાર નહોતો.

**પ્રભુજી પધારો રે, હરિ મારી વારે આવો રે. ॥ટેક॥**
**હે અનાથ નાથ પતીતપાવન તમે છો દેવ અનંતરે,**
**આણી વારની કરજો કૃપા મુકી ગયા મુજ કંથ રે. ॥૩૧૩॥**
**મત્સ્યવેધ કરાવ્યો માધવે પારથ કેરો હાથરે, પાંચે પાંડવશું**
**પરણાવી કામની જુગમાં કીર્તિ કરાવી રે. ॥૩૧૪॥**
**વસ્ત્રે વળગેલો દુઃશાસન ચીર કાઢવા મહાપાપીરે,**
**મારૂ અબલાનું કાંઈ ન ચાલ્યું મેં વિનવ્યા અવિનાશીરે. ॥૩૧૫॥**
**અંતરીક્ષથી અંતરજામીએ નવસો નવ્વાણુ ચીર પુર્યા રે,**
**ત્યારે પત રાખી પરમેશ્વર અને રાખી મારી લાજ રે. ॥૩૧૬॥**
**લાખા ઘેર વિખના ભોજન મોકલ્યા તે મયદાવનથી ઉગાર્યા રે,**
**લાખા નાળે ઉતારીયા અગ્નિમાં લીધા ઉગારીરે. ॥૩૧૭॥**
**દુર્યોધનને દુર્વાસા મોકલ્યા અને જમવા પછી આવ્યા રે,**
**અક્ષયપાત્ર ધોઈ પખાળીયું અઠયાયશી સહસ્ત્રઋષિ લાવ્યા રે. ॥૩૧૮॥**
**સ્નાનસંધ્યા કરવા ઋષિ ચાલ્યા ત્યાં કાષ્ટ પ્રજાળી લીધારે,**
**પ્રદક્ષિણા કરતા અટકાવીયા અને વારે આવ્યા વનમાળી રે. ॥૩૧૯॥**
**અક્ષયપાત્ર મંગાવ્યું શ્રીકૃષ્ણે લીધું હાથરે,**
**પાંચે ભ્રાત ઉગાર્યા જીવનદાન આપે દીધુ રે. ॥૩૨૦॥**
**નગરમાંહેથી વનમાં આવ્યા તાહા દુર્યોધનને બળ કીધુરે,**
**નગર મધ્યે કોઈ નીર ના પાયે જલ જઈ વનમાં પીધુ રે. ॥૩૨૧॥**
**ધર્મવિપ્ર વૃકોદર વાલુવો અને વેદલ અર્જુન ભુપરે,**
**સહદેવ ગોપ નકુલ મસાની હું થઈ દાસી સ્વરૂપરે. ॥૩૨૨॥**
**રાયે વિરાટની સેવા કરતા કૈયો કીચકે દુઃખ દીધુરે,**
**ભીમે તેનો વંશ છેદન કીધુ તમે સદાયે અમને ઉગાર્યુ રે. ॥૩૨૩॥**

ત્યારે ભીમસેન ક્રોધ ચઢાવીયો મારૂ પતિવ્રતા ધર્મ રાખ્યુ રે,
વિરાટ ઘેર મુજને ઉગારી કૈયો કીચક પોચાડયા યમદ્વારે રે. ॥૩૨૪॥
આ મેઘનાદ મને દુઃખ દેસે જો નામ અમારૂ લેસે રે,
તો પ્રાણ તજીસ હું મારા સહી તો દોષ તમુને બેસેરે. ॥૩૨૫॥
એ જીવ્યાથી મરવું રૂડું હું દુઃખ ન પામું મારા નાથરે
શું જાણે હવે શું થાશે મુકી ગયા મારા નાથરે. ॥૩૨૬॥
છોરૂને છેહ ન દીજીયે તમે ભકતવત્સલ છો ઈશરે,
કંથ મારા મુકી ગયા છે સ્વામી ઘટે નહી તમને રીસરે. ॥૩૨૭॥
પ્રભુજી પધારો રે, હરિ મારી વારે આવે રે. ॥ટેક॥

દ્રૌપદી ભગવાનને યાદ કરવા લાગી, 'હે અનાથનાથ ! દીનબંધુ, પતિતપાવન અનંત વિભો, આ દીનહીન અબળા પર કૃપા કરો. હે કરૂણાસાગર ! મારા પતિ મને આ ઘોર સંકટમાં નાંખી નીકળી ગયા. આ દીનહીન દાસી પર સમયે સમયે આવેલા સંકટમાંથી તારા સિવાય કોઈએ બચાવી નથી. પાર્થે મત્સ્ય કરીને પણ જીતીને મને વરી, પણ પૂર્વ પુણ્યપ્રતાપથી પાંચ પત્નીની સેવા કરવાનું સદ્દભાગ્ય મને મળ્યું. લોકવિલક્ષણ જગથી અલગ એવો અમારા ગૃહસ્થાશ્રમ શરૂ થયો. પણ તેમાં કદી પણ વિતુષ્ટતા આવી નહીં. આ ફકત તારો જ પ્રતાપ છે. તેં જો મને તેવું બળ આપ્યું ન હોત તો મારી જીવનનૌકા કયાંય કે કયાંને અથડાઈને ફુટી હોત. પણ હે દીનાનાથ ! અનાથરક્ષક, તારા જ પુણ્ય પ્રતાપે મારા પતિનું લાક્ષાગૃહમાં રક્ષાણ થયું. તેમાંથી સુખરૂપતાથી સુરંગમાર્ગથી તેઓ વનમાં ગયા. વિદુરજીને અને મયદાનવોને સત્પ્રેરણા આપી તેં એમનું રક્ષાણ કર્યુ. અમારા જીવનમાં કેટલાંય પ્રસગો કે તારી સહાય ન હોય તો એક પણ પ્રસંગમાંથી છુટી શકયા ન હોત. ધુત સભામાં પરાજિત થયેલા મારા પાંચેય પતિ સામે અને ભીષ્મ દ્રોણાદિ ગુરૂજનો સામે દુષ્ટ દુઃશાસને મારા વસ્ત્ર ફેડવાનો પ્રયત્ન કર્યો, હે ભગવાન ! મારૂ અબલાનું શું બળ ચાલવાનું હતું તેમની સામે. પણ એ જગ્યાએ મારી પાછળ તને તે અંતરીક્ષમાંથી વસ્ત્રો પુરવીને મારી લજ્જાનું રક્ષાણ કર્યું. તે એ જગ્યાએ મારી પત રાખી ન હોત તો ત્યાંજ ખતમ થઈ ગઈ હોત. પણ એવા દુર્ધર લજ્જાસ્પદ પ્રસંગમાંથી પણ તે મારું સત્વ કાયમ રાખ્યું જ. હે અંતર્યામી ભકત સખા દુર્યોધને અમારું સત્વ હરાણ કરવા માટે વનવાસમાં દુર્વાસાને પોતાના ઈઠયાસી સહસ્ત્ર શિષ્યો સાથે મોકલ્યા હતા. અમારું ભોજન પુરૂ થઈને અક્ષયપાત્ર ધોઈને સ્વચ્છ કર્યુ. ત્યારે દુર્વાસાઓ આવીને જમવાની ઈચ્છા દર્શાવી એ પ્રસંગ યાદ કરતાં જ મને બીકથી થરકાટ થાય છે. દુર્વાસાને કેમ કરીને હા કહેવરાવીને સ્નાન માટે મોકલ્યા. એ અતિશય વિકટ પ્રસંગ અમારા પર આવ્યો હતો. મારા પતિએ તો આ બ્રહ્મશાપ કરતાં અગ્નિમાં કુદી જવું સારું એમ સમજીને અગ્નિ પ્રગટાવ્યો પણ મારો પ્રાણસખો વનમાળી મારી દીનવાણી સાંભળીને દોડતો આવ્યો ! ભુખનુ નિમિત્ત કરીને મારી કસોટી લીધી. પણ ફકત શાકના એક પાનના કણથી દુર્વાસાના ભકતગણ સાથે મિષ્ઠાન ભોજન આપી તુપ્ત કરી અને એ મહાભયંકર પ્રસંગમાંથી મને અને મારા પતિને બચાવ્યા. હે જગત્પિતા જગદીશ્વર ! કેટલા તારા ગુણ વર્ણવું, મારી બુધ્ધિ જ - વાણી ચાલતી નથી. ધુત સભામાં હાર્યા પછી વનવાસમાં જતી વખતે દુર્યોધનની બીકથી અમને નગરમાં કોઈ પાણી સુધ્ધાં આપતું નહોતું. અરણ્યમાં જઈને જ અમે અમારી તરસ છીપાવી. વિરાટ રાજાને ઘેર અજ્ઞાતવાસના વર્ષ કાઢવા માટે મારા પતિને-ભીમસેનને પ્રેરણા આપી કીચકનો સમુળ વંશચ્છેદ કરાવ્યો. કેટલાંય પ્રસંગ અમારા જીવનમાં આવ્યા પણ હે દીનબંધુ ! એ બધા પ્રગસમાંથી અમારી પાછળ રહીને અથવા પ્રત્યક્ષ આવીને અમારું

રક્ષણ કર્યું. તારી જ આજ્ઞાથી આ હિમાલયનું આરોહણ કરવા માટે આજ અમે અહીં આવ્યાં, પણ આ દુષ્ટ મેઘનાદ રાક્ષસે અમારો વિયોગ કરાવ્યો. મારા પતિએ પ્રતિજ્ઞા કરી છે તે નિશ્ચયથી પાર પાડશે પણ આ અભાગિનીને માત્ર આ મેઘનાદના મહેલમાં રહેવું પડયું. હે ભગવાન ! આ દુઃખ મારાથી સહન નથી થતું, હવે આ દુષ્ટ દૈત્ય મને ત્રાસ આપે છે. હવે જીવતા રહેવામાં કંઇ સાર નથી. હું પ્રાણત્યાગ કરીશ ત્યારે આ જીવલેણ દુઃખમાંથી છુટીશ પણ મારા પતિને અને પરમ પ્રેમાસ્પદ પ્રાણપ્રિય તને પણ દોષ લાગશે, કારણ મારો હીતકર્તા, રક્ષણકર્તા જીવનદાતા તું જ છે. મારા સર્વસ્વનો ભાર મેં તારા પર સોંપેલો છે. તારવું અથવા મારવું સર્વસ્વ તારા સ્વાધીન છે. હે ભકત વત્સલ તું ગાય છે હું તારૂ વાછરડું છું. મારી સર્વસ્વી સંભાળ કરવું તારા જ સ્વાધીન છે.

તાહા ઉભી છે દ્રૌપદી તે સામું કોને ના જોવાયેરે,
ગ્રહીને મેઘનાદ તેને ગાળ દે તો કીચકને પેરે થાએરે. ॥૩૨૮॥
તરૂણી તાહા અતિ વલવલે અને પાંડવ ચાલ્યા જાયેરે,
ભીમસેનને ક્રોધ ઉપન્યો ત્યારે ત્રુટયા વૈકુંઠના રાયે રે. ॥૩૨૯॥
તમ પાખે અમે રહસુ બંધવ અને વૈકુંઠનું શું કામરે,
અબલા કેમ જાશું મેલી તો જાયે આપનું નામરે. ॥૩૩૦॥
આટલા યોજન આવ્યા અમો સંભારી નહી નિજ નારરે,
વૈકુંઠ જઇ ને શું કરસો ભાઇ અપયશ થાયે સંસારરે. ॥૩૩૧॥
ધરમ કરતાં થયું વગોરું અને જાણુ જે દેસે શિખરે,
વીરા તમુથી દોષ જ પામા તે ઘણી મનાવી બીખરે. ॥૩૩૨॥
તમ પ્રતાપે અમે કષ્ટ બહુ પામ્યા ખોયું ધનને રાજ રે,
કૃષ્ણજી તમુને રીસ કરશે સ્રી કેમ કીધી ત્યાગ રે. ॥૩૩૩॥
શ્રીહરિ ઓળખસે તમુને સ્રી તને એંધાણ રે,
મેઘનાદનું નગર ગરહીને એણે પોચાડો યમદ્વાર રે. ॥૩૩૪॥
આકાશથી સાહીને મારૂ જઇ મારૂ પાતાળ રે,
મ્રીત લોક માહેથી શોધીને મારૂ હવે ખુટયો એનો કાળરે. ॥૩૩૫॥
રાજા યુધિષ્ઠિર સાન કીધી અને મા જાશો તમે વીરરે,
ફટ કહીને વળ્યો પાછો ભીમસેન મહાધીરરે. ॥૩૩૬॥
ધસ્યો બલીયો વીર તે પવનવેગે પરવર્યો રે,
ઉભા રહો તારૂ શીસ નમાવુ મેઘનાદ ભણી ધસી ધાયે રે. ॥૩૩૭॥
યુધિષ્ઠિર અને ધનુર્ધારી નકુલ ને સહદેવ રે,
એ ચાર માર્ગે પરવર્યા અને ભીમ વળ્યા તતખેવ રે. ॥૩૩૮॥
પ્રભુજી પધારો રે, હરિ મારા વારે આવો રે (ટેક)

મેઘનાદના મહેલમાં ઉભા રહીને દ્રૌપદી શોક કરતી હતી. સામેથી પોતાના પતિ પૈકી કોઈપણ છોડાવવા આવતું નથી એ જોઈને તેને અપાર દુઃખ થતું હતું. અનન્યભાવે એ ભગવાનને યાદ કરતી હતી. પાછળના એક એક અપાર કસોટીના દુઃખ પ્રસંગ યાદ કરીને અને એ બધામાંથી ભગવાન શ્રીકૃષ્ણએ સહાય કરીને બચાવ્યા હતા એ યાદ કરીનેં તેને નિશ્ચિત ખાતરી થતી હતી કે મારા પ્રાણસખા સુહૃદયી ભ્રાતા આવશે તે અવનીતલ પર દેહ રૂપે નથી પણ આત્મચૈતન્ય રૂપે તો સર્વત્ર છે. કોઈને પણ અંતઃપ્રેરણા ચેતના આપી એ નિશ્ચિત સંકટમાંથી મને બચાવશે પણ પોતાને છોડાવવા માટે હજું કોઈ કેમ આવતું નથી ! હે ભકત વત્સલ ધર્મરાજા તો નહીં પણ કદાચિત ભીમસેન આવશે. અથવા અર્જુનના મનમાં છોડાવવા માટે સદ્‌બુધ્ધિ થશે. નકુલ, સહદેવ પોતાના વડીલ ભ્રાતાને કહીને મને છોડાવવા માટે આવશે ! કોઈપણ નહીં ધર્મરાજાની તેમને એવી આજ્ઞા થતી જ નહીં હોય ! ધર્મરાજાની આજ્ઞા તોડીને મને છોડાવવાનું ધૈર્ય ફકત ભીમસેનમાં જ છે ! અહો ભીમસેન મહારાજ તમને પણ આ અબલાની દયા નથી આવતી ? હવે કયાં ગયો તમારો ક્રોધ ! હે ભગવાન, મારા ભીમસેન મહારાજનો ક્રોધ જાણીને-જાગૃત કરીને મને છોડાવવા માટે તો મોકલો. હવે આ દૈત્ય મેઘનાદ અહીં આવે છે એ મારી આબરું લેશે ! તેનો કીચક જેવો નાશ થવા દે ! એટલામાં મોટેથી ગાળો બોલતો આક્રોશ કરતો મેઘનાદ દ્રૌપદી ઉભી હતી ત્યાં આવ્યો. દ્રૌપદી ભયથી અત્યંત થરથર કાંપવા લાગી અને આ દુષ્ટના હાથે લાગવા કરતાં મહેલમાંથી કુદકો મારીને પ્રાણ આપવા સજ્જ થઈ. અહીં પાંડવો એક ક્ષણ ભર પણ પાછળ ન જોતાં માર્ગ કાપતા હતા. મેઘનાદની બુમા બુમ, ગાળો અને યુધ્ધનું આહવાન વગેરે સર્વ તેમને સંભળાતું હતું. પણ એને મ્હોં આપવાથી હજુ જીવહિંસાના કર્મ જોડાશે માટે ધર્મરાજા પાછળ ન જોતાં જોરજોરથી આગળ જતા હતા અને ચારેય ભાઈઓ એનું અનુગમન કરતા હતા. એ દ્રૌપદી તરફ કોઈનું જ ધ્યાન નહોતું તે જો પાછળ રહેશે તો એ પણ ભાગતી આવશે જ એ ઉદ્દેશથી કોઈએ પણ ધ્યાન ન આપ્યું. પરંતુ મેઘનાદનો અવાજ હવે બંધ થયો અને દ્રૌપદી હજુ આવી નથી માટે ભીમને ભયાવહ શંકા થવા લાગી. ક્ષણભર રોકાવવાનો તેણે પ્રયત્ન કર્યો પણ ધર્મરાજા સાંભળે ના. છેલ્લે ભીમને ક્રોધ ચઢયો. દ્રૌપદીની અસ્પષ્ટની આર્તતાનો સાદ તેને સંભળાવા લાગ્યો. એણે ધર્મરાજાને કહ્યુંઃ 'હે બંધુ તમે અમને પ્રિય છો ! પૂજય છો ! તમારી આગળ અમોને મોક્ષની પણ ઈચ્છા નથી. અમે તમારા આજ્ઞા ધારક દાસ છીએ. પણ સતી દ્રૌપદીને છોડીને આપણે જઈએ છીએ એ યોગ્ય નથી. એ માત્ર કાયરતાનું કામ છે. વાસ્તવિક તેની સંભાળ કરવી આપણું કર્તવ્ય છે. તેને પાછળ મુકીને આપણે આટલા દુર આવ્યા. તેની દેખભાળ પુછપરછ કરી નહી, મેઘનાદે તેનું કંઈક તો અનિષ્ટ કર્યું હશે. આ તેનો આર્ત સંભળાય છે અને એ દુષ્ટ મેઘનાદનો અવાજ પણ બંધ થયો છે. દ્રૌપદી પર કંઈક ભયાનક સંકટ આવ્યું છે. હે પ્રિય બંધુઓ, વૈકુંઠમાં જઈને શું કરવું છે ! પોતાની પત્નીનું જે રક્ષણ કરી શકતો નથી. તેમાં જે અપશયી થયા તેમને વૈકુંઠ પણ કંઈ રીતે મળશે ? હે ભ્રાતા, તમે પોતે ધર્મ છો. અમારા વડીલ ભ્રાતા છો ! ધર્મની શિખામણ આપનાર છો ! અમને સત્યધર્મની શિખામણ ન આપતાં ગુણહીનતાની શિખામણ આપો છે. એ તમને શોભતું નથી. હે બંધુ તમે જો અમને પૂજય હોવ તો આજ હું તને સ્પષ્ટ કહું છું. તમારા આ સ્વભાવને કારણે આપણને આ દુઃખ ભોગવવું પડયું. તમારા ભયથી અમે બોલી શકયા નહીં. શાંતિથી એકલા સહન કર્યુ અને તમારી આજ્ઞા પાલન કરી તેના પરિણામે ધનસંપત્તિ, રાજય, આપ્તમિત્ર, બંધુ વગેરે બધા છોડવા પડયા. આ ફકત તમારી સહનશકિતની પ્રતીપ  છે. તમને દુભવીને દુઃખી કષ્ટિ કરવા એ મારું કર્તવ્ય નથી, પણ આજનો પ્રસંગ ફકત તમારી મર્યાદાથી આપણા પર આવી પડયો છે. વસ્તુતઃઆપણા પ્રાણ ખર્ચીને અબળાનું રક્ષણ કરવું એમ હોઈને તમે પોતાની જ સ્ત્રી વિષયે આટલો ઉદાસિન કેમ છો ? વૈકુંઠમાં ગયા પછી ભગવાન શ્રી કૃષ્ણ તમને પુછશે 'મારી પ્રાણપ્રિય ભગિની કયાં છે ? તેનો કેમ

ત્યાગ કર્યો ? તેનું રક્ષણ સંભાળ તમને કરતાં આવડયું નહી ? તો શું ઉત્તર આપશો ? એ સ્ત્રીનું રક્ષણ કરી શકતા નથી એ પાંચ વીર શું કામના ? આ કાયરતાનું લક્ષણ છે. તમે હવે મને આજ્ઞા આપો કે ન આપો હું આમ જ જઉં છું. કોણ તે મેઘનાદ છે એ જોઉં છું. આકાશમાં પાતાળમાં કયાંય એ છુપાયો હશે તો એને ખેંચીને એનો નાશ કરીને સતીને તેના તાબામાંથી છોડાઉં છું. તમે આગળ જાવ અથવા અહીં જ ઉભા રહો. હું સતીને લઈને આવું છું.' એમ કહીને ભીમે મોટેથી ગર્જના કરી મારી અને પવન વેગથી મેઘપુર નગર તરફ દોડયો ત્યાં ઉપર કરૂણાજનક દ્રશ્ય એના નજરમાં પડયું.

ભીમે રીસ ચઢાવી છે જયાંય, ક્રોધે ભર્યા ભટકાય ત્યાંય. ॥૩૩૯॥
પગ મુકેને ધરણી ધ્રુજે, નારી સંભારી મનમાં દાઝે. ॥૩૪૦॥
આવ્યો નગર ઢુકડો વીર, લઈ પાષાણ ગદા ગ્રહી સધીર. ॥૩૪૧॥
દ્રૌપદી માળીયેથી રૂવે, અને જપે જે કૃષ્ણને માર્ગે જુએ. ॥૩૪૨॥
ભીમે પર્વત દીઠો છે એક, પાસે એક ગ્રહી લાવ્યો છેક. ॥૩૪૩॥
ગડીયો કાઢી સમુળો લીધો, નગર ઉપર આદળ કીધો. ॥૩૪૪॥
એક હાથે પર્વત તોડયો ત્યાંયે, અને બુમ પાડી અસુર આવ્યો જયાંય. ॥૩૪૫॥
કરી રીસ પાસે આવ્યો પેલી પાટુએ હાર મનાવ્યો. ॥૩૪૬॥
ભીમસેન હૈયે પાટુ દીધી, અને દ્રૌપદી માળીયેથી ઉતારી લીધી. ॥૩૪૭॥
લઈ દ્રૌપદી બારણે આવ્યા તેણીવાર, અને દીઠુ નગર તણું દ્વાર. ॥૩૪૮॥
હાથે પર્વત હતો જેહ, લઈને ઢાંકણ દીધું તેહ. ॥૩૪૯॥
સર્વે રાક્ષસોનો નાશ જ કીધો, લાવ્યા દ્રોપદી કારજ સીધ્યો. ॥૩૫૦॥
મેઘનાદ દુષ્ટ માર્યા જયાંય, કહે દ્રૌપદી ભીમસેન ભલે પધાર્યા ત્યાંય. ॥૩૫૧॥
મારા દુઃખના દિન નિવાર્યા, ભલે ભીમસેનને ક્રોધ ચઢાવ્યા. ॥૩૫૨॥
માર્ગ ભણી દ્રૌપદી સાથે વળીયો, અને ભીમસેન સહુ ભ્રાતને જઈ મળીયો. ॥૩૫૩॥
સહુ બંધવ સાથે મળીયા, ભલે પધાર્યા ભીમસેન મહાબળીયા. ॥૩૫૪॥
ભીમ કહે હું પંચાલી લાવ્યો, ઢાંકયું નગરને દૈત્ય સંહાર્યો. ॥૩૫૫॥
સતી વિના સ્વર્ગે કેમ જઈએ, શ્રીકૃષ્ણ બુધ્ધજી આગળ શું કહીયે. ॥૩૫૬॥
પંથે હરખ ધરીને જાયે, શ્રીહરિ તણા ગુણ મુખે ગાયે. ॥૩૫૭॥
આગળ અબળા કિધી સાર, કેડે ચાલે પંડુ તણા કુમાર. ॥૩૫૮॥

મેઘનાદના મહેલમાંથી કુદકો મારી પ્રાણત્યાગ કરવાની તૈયારીમાં રહેલી દ્રૌપદીને જોઈને ભીમસેન બોલ્યોઃ 'ઉભી રહે સતી, આમ પ્રાણ ત્યાગ કરીશ નહીં. જ્યાં સુધી આ ભીમ જીવતો છે ત્યાં સુધી આ મેઘનાદ જ શું એનો બાપ પણ હોય તો તેને ઉભો ચીરીને તારૂ રક્ષણ કરીશ. હવે આ મેઘનાદનું આયુષ્ય પૂર્ણ થયું એમ તું સમજ અને દુઃખનો ત્યાગ કર. એમ કહીને પ્રથમ ભીમે દ્રૌપદીને ઉપાડી દુર એક ટેકરા પર સુરક્ષિત મુકી અને એક મોટી શિલા ઉપાડીને નગર દરવાજા પર પછાડી એનાથી ગામની બહાર જવાનો માર્ગ જ બંધ થયો. બધા રાક્ષસ ચિડાઈને ભીમ પર પોત પોતાના શાસ્ત્રો ઉગામવા લાગ્યા. મેઘનાદ વાઘ પ્રમાણે ગર્જના કરીને ભીમ પર તુટી પડયો. ભીમે તેના બંને પગ હાથમાં

પકડી ઉપાડયા અને ઓળ ઘોળ ફેરવી તેના નગર પર જ ફેંક્યો. તેના આઘાતથી જ ઘણા લોકો તે જગ્યા પર જ દબાઈને મરણ પામ્યા. ભીમે ત્રણ ટેકરીઓ ઉપાડી સંપૂર્ણ નગર પર ઢાંકણ મુકી દીધું. જોર જોરથી પદાઘાત કરીને એના પર નૃત્ય કર્યુ. આ પ્રકારે આખા નગરને નામશેષ કરી નાંખી. દ્રૌપદીને ઉપાડીને ખભા પર લીધી અને વેગથી દોડતો પોતાના ભાઈઓ પાસે આવવા નીકળ્યો. દ્રૌપદીને અપરિમિત આનંદ થયો. એણે કહ્યું: ' હે સ્વામીનાથ ! તમે અપરિમિત પરાક્રમ કરીને એ દુષ્ટ દૈત્યનો સંહાર કરીને મહેલમાંથી મને છોડાવી. નહીંતર આજ જ મારો કાળ ખતમ થયો હતો. ક્ષણભર વાર થઈ હો તો આ દ્રૌપદીનું શરીર જ લઈ જવાનો પ્રસંગ તમારા પર આવ્યો હોત, પ્રાણબંધુ ભગવાનની આપણા પર ખરેખર જ કૃપા છે. માટે આપણે આ વિરહ પ્રસંગમાંથી છુટયાં.' એમ બોલીને દ્રૌપદીએ ભીમને આલિંગન આપ્યું. તેના નયનમાંથી એકસરખાં પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. છેલ્લે ભીમ તેને ભાઈઓ પાસે લાવ્યો. બધાને આનંદ થયો. ભીમે થયેલો વૃત્તાંત તેમને નિવેદન કર્યો. બધાએ તેનો ગૌરવ કર્યો અને બધા આનંદથી આગળ માર્ગ કાપવા લાગ્યાં. ભગવાન શ્રી કૃષ્ણનું અને બુધ્ધનું નામસ્મરણ કરતાં, તેમના ગુણગાન ગાતા પાંડવો આગળ ચાલવા લાગ્યા હવે તેમણે દ્રૌપદીને બધાની આગળ કરી અને પાંચેય ભાઈઓ તેની પાછળ ચાલવા લાગ્યા.

દુર્યોધનનો ત્યાં મિત્ર હતો, અલમસત દૈત્ય કહેવાયે,
તેણે લાગ જોઈને દ્રૌપદી હેરી, તે વનમાં ચાલ્યો જાયે. ॥૩૫૯॥
ઓ ધરમ ભીમસેન કહી રૂદન કરે, મેલાવો વનમા આજ,
પણ મૌન વ્રત ત્યાં પૂર્ણ છે, તે નહી બોલે મહારાજ. ॥૩૬૦॥
દ્રૌપદી કહે આવો ને અર્જુન, કરજો મારી સહાય,
સહદેવ નકુળ કોઈવારે આવો, કોઈ મારી કરો ચિંતાય. ॥૩૬૧॥
વનમાં મુને એકલી મુકી, તે ન ઘટે ઓ મહારાજ,
કૈયા કિચકથી મુકાવી, મને છે વિશ્વાસ આજ. ॥૩૬૨॥
ત્યારે ભીમસેને શબ્દ સાંભળ્યો, હરી ગયો દૈત્ય વનિતા કોય,
મહા ક્રોધ ત્યાં ઉપન્યો, ઝાડે ચઢીને ચો દિશા જોય. ॥૩૬૩॥
અલમસત દીઠો આગેથી, અને ખાંધે દ્રૌપદી સતી હોય,
પવન વેગે ભીમ પરવર્યો, કેસ ગ્રહી પકડયો દાનવ સોય. ॥૩૬૪॥
અરે પાપી સતીને હરતા, જીવતો રહીસ તું કયાંય,
એવું કહીને દ્રૌપદી મુકાવી, યુધ્ધ આરંભ્યું ભીમે ત્યાંય. ॥૩૬૫॥
પાર કર્યા ત્યાં દૈત્યને, મલ્લયુધ્ધ ત્યાં હોય,
પદાઘાતથી ધરતી ધ્રુજે, મેદની ધમધમ ત્યાં થાય. ॥૩૬૬॥
ભીમસેને ક્રોધ કરીને, ચરણ ગ્રહ્યા બેઉ જેહ,
શીશ પાછળ ફેરવીને પછાડયો પર્વત માય. ॥૩૬૭॥

રૂધીર પ્રાણ તેના કાઢી નાખ્યા, દ્રૌપદીસુ લીધા ખાંધ,
પછે પવન વેગે ભીમ પરવર્યો, જયાં હતા ચારે ભ્રાત. ॥૩૬૮॥
ભીમસેને ખાંધેથી ઉતારી, જયાં છે ઉભા ભ્રાત,
ફરી ભ્રાત સંગેસતી લાવ્યા, મહાબળીયા ધન્ય પવન સૂત. ॥૩૬૯॥

છએ જણ રસ્તામાં આગળ આગળ જાય છે, રસ્તો પણ ત્યાં કયાંથી હશે ? અરણ્યમાં જનારી સાદી પગ વાટ પણ ત્યાં નહોતી. ખાડા ટેકરામાંથી, કાંટાળા ઝાડમાંથી, ખુણા ખડકમાંથી કંઇક રીતે માર્ગ કાઢતા તે જાય છે, મનમાં કશાનું પણ ચિંતન નહી, હૃદયમાં ફક્ત એક જ ભાવ ભગવાન શ્રીકૃષ્ણના સ્વરૂપ માધુર્યના દર્શનની તાલાવેલી. મુખમાંથી અને મનમાંથી ફક્ત ભગવાન શ્રીકૃષ્ણનું ચિંતન ચાલે છે; નહી શરીરની શુધ્ધ, નહી કામનાની આસકિત, નિરિચ્છ, નિસ્પૃહ વૃત્તિથી તે પોતાનો જીવન પ્રવાસ નીભાવતા હતા. રસ્તામાં ચાલતાં ચાલતાં અનેક અડચણો, અનેક સંકટ આવતાં હતાં. કશાય તરફ કોઇનું પણ ધ્યાન નહોતું. પગમાં કાંટા વાગે, અણીદાર પત્થર ખુંચે તો પણ જેમ તેમ લંગડાતાં ચાલતાં હતાં. જયારે દ્રૌપદીથી ચલાતું નહોતું, ત્યારે ભીમસેન તેને ખભા પર ઉપાડી લેતો. માર્ગ સારો આવે એટલે દ્રૌપદી નીચે ઉતરી ચાલવા લાગતી. આ પ્રકારે અત્યંત કઠિન એવો તેમનો પ્રવાસ ચાલતો હતો. અરણ્યમાંથી જતી વખતે દુર્યોધનનો મિત્ર રહેલો એક દૈત્યએ દ્રૌપદીને એ બધાની પાછળ રહી છે અને બધા નજર આડે થયા છે એમ જોઇને તેણે દ્રૌપદીને તેમના ધ્યાનમાં આવતાં પહેલાં જ ઉપાડી ખભા પર લીધી અને પવન વેગે એ ભાગી ગયો. દ્રૌપદી મોટે મોટેથી વિલાપ કરતી પાંડવોને બોલાવવા લાગી, 'હે ધર્મરાજ, મહાબલવાન ભીમસેન, ધનુર્ધારી પાર્થ, મહાપરાક્રમી નકુલ, સહદેવ દોડો ! આ દૈત્ય મને ઉપાડી જાય છે. આ નરપશુના તાબામાંથી મને છોડાવો. ! અહો પ્રાણનાથ, આ અબલાને કારણે તમારા પર સમય સમયે સંકટ આવે છે તમે મહાબલશાળી હોઇને સામર્થ્યવાન છો. કીચક દુર્યોધન વગેરે દુષ્ટોનો સંહાર કરીને તમે જમીન પરનો ભાર ઉતાર્યો. હવે આ દુષ્ટને પાછળ જીવતો રાખશો નહીં. નહીંતો આ અને આના સાથીદાર આપણા બાળ પરિક્ષિતને આગળ ત્રાસ આપશે. માટે હમણાં જ આને ખતમ કરી નાખો,' સતી દ્રૌપદીની કરૂણતાની વાણી સાંભળીને ભીમને ધ્યાન આવ્યું કે દ્રૌપદી પર ફરી સંકટ આવ્યું છે. ચારેય ભાઇઓને આગળ જવા દઇને એ પાછળ રહ્યો. દ્રૌપદીને છોડીને જવું તેને બિલકુલ પસંદ નહોતું પણ હવે દ્રૌપદી કયાં મળશે એ ચિંતામાં તે એક ઝાડ પર ચઢયો અને આજુ બાજુ જોવા લાગ્યો. તો તેને દ્રૌપદીને ખભા પર લઇને એક દૈત્ય વાયુવેગે ભાગતો દેખાયો. તેણે તાત્કાલીક નીચે કુદકો માર્યો. અને તેના બે ગણા વેગથી દોડવા લાગ્યો. એક ક્ષણમાં દૈત્યને પાછળની બાજુથી તેના વાળથી પકડયો. પકડીને તેને નીચે પાડયો. ભીમે અતિશય સંતાપથી એને કહ્યું: 'અરે પાપી ! હવે તું જીવતો રહી શકીશ ? હવે તારા સો પાપી પિતૃઓને યાદ કર અને મરવા માટે તૈયાર થા. મહાભારતના યુધ્ધ સમયે દુર્યોધનનો મિત્ર કહીને તું યુધ્ધમાં આવ્યો હતો. પણ ભીમનું પરાક્રમ જોઇને બીકથી ભાગ્યો, ત્યાંથી અહીં આવીને બેઠો છે ? વાસ્તવિક તારા જેવા નામર્દને મારવું મને ઉચિત લાગતું નથી પણ પરસ્ત્રીની છળ કરવાથી શું ફળ મળે છે એ એક કારણ અને બીજું એમ કે તારા જેવા પાપાત્માને જીવતો રાખવાથી સામાન્ય લોકોને ઉપદ્રવ થશે એનાં કરતાં તને કાયમ માટે ખતમ કરવો સારો.' એમ કહીને ભીમે તેના પર મલ્લયુધ્ધનો પેચ નાંખ્યો. અલમસ્તે તેનો પ્રતિકાર કર્યો, ત્યારે ભીમે ચીડાઇને તેના પગ પકડીને માથેથી ગોળ ગોળ ફેરવીને જોર જોરથી પર્વત શિખર પર પછાડવા લાગ્યો. એના એ પ્રચંડ આઘાતથી જમીન થરથર કાંપવા લાગી. ધડાધુમ એક પ્રચંડ અવાજ થઇને શિખરો તુટી પડયા. આ પ્રમાણે પછાડીને તેના શરીરનું બધું લોહી કાઢી નાંખ્યું

અને તેનો પ્રાણ પણ લઈ લીધો, ત્યારે જ ભીમના મનનું સમાધાન થયું. શાંત થયા પછી અતિશય આનંદથી ભીમે દ્રૌપદીને ઉપાડી લીધી અને વાયુવેગે ભાઈઓ પાસે દોડતો આવ્યો અને નીચે ઉતારીને બધી હકીકત ભાઈઓને જણાવી. બધાએ ભીમસેનને ધન્યવાદ આપ્યો અને તે આગળ જવા લાગ્યા.

**આગળ સહદેવ નકુલ કુંવર, તેના પાછળ સતવંતી નાર. ॥૩૭૦॥**
**ચઢયા વીર પર્વતને ટોચ, અસૂર કપટ મન કર્યો ધનેટ. ॥૩૭૧॥**
**તાલકેત સૂત દુષ્ટે દ્રૌપદી હેરી, આવ્યો ફરી આપણી નગરી. ॥૩૭૨॥**
**પર્વત શિખર ઉપર પાંડવ સંચરે, નાર ના દેખી વિસ્મય કરે. ॥૩૭૩॥**
**ધર્મરાય મન ઉપના સંદેહ, દૈવચરિત્ર હુવો વરણવે. ॥૩૭૪॥**
**લઈ દુષ્ટ કોણ થાનક જાયે, બહુત અચંબો ઉપનો હોયે. ॥૩૭૫॥**
**કહે નકુલ બંધવ સહદેવ, તું જયોતીષ બલ જાણે ભેવ. ॥૩૭૬॥**
**કવન દિશા કવન નગરી ગામ, કહો વીર તુમ તેનો ઠામ. ॥૩૭૭॥**
**તબ સહદેવ વિચારી કહે, અલકનંદા નદી જહાં વહે. ॥૩૭૮॥**
**ત્યાહાં તટ શ્રીનગર અસૂર બળવીર, લઈ ગયો તાલકેત સૂતધીર. ॥૩૭૯॥**
**સુણી વાત તબ કોપે બલ્લાળ, તૃતીય નયને નિકલે જવાળ. ॥૩૮૦॥**
**લઈ શીલા પવનકે સુત, પગતળ પાષાણ કીયો બભૂત. ॥૩૮૧॥**
**પરવત વાટઘાટ બહુ કઠિન, કહે ધરમ વૃકોદર તુ સુન. ॥૩૮૨॥**
**મુની વ્રત ખંડીત થાયે આપણું બહુત પ્રાછત હિંસા તણુ. ॥૩૮૩॥**
**ક્રોધ વ્યર્થ હોય હાન શરીર, ક્રોધ ઘણા વીગતો હો વીર. ॥૩૮૪॥**
**ધર્મપંથ ચાલો ચિત્ત ધરી, પુત્ર કલત્ર સર્વે રાજ પરહરી. ॥૩૮૫॥**
**સરગ સમાન નહી સુખ રાજ, તુ મુની કરી અકારજ. ॥૩૮૬॥**
**ભીમ કહે તમે સુણો રાજાધર્મ, મારી નહી સ્વર્ગસુ કામ. ॥૩૮૭॥**
**પરવત વાટઘાટ મુઝે નહી નિર્ગમ, કહે વૃકોદર ધર્મરાયે સુણ. ॥૩૮૮॥**
**ઉત્તર દીશા ભીમ ગીરી ચઢે અલકનંદા નદી તટ,**
**જઈ પોતા ભીમ તાહા તાલકેત સુત સું ઘનઘોર યુધ્ધ. ॥૩૮૯॥**
**હુવો અદ્રષ્ટ તજે તીન ઠામ, તૃતીય નયને પ્રજાળ્યા ગામ. ॥૩૯૦॥**
**તબ સત છુવે અસૂર મહીપ, આવી ઉભો ભીમસેન સમીપ. ॥૩૯૧॥**
**ચરણકમળ કરી વિનવે સેવ, તોહીસુ જુઝયે નહી પુરાવે દેવ. ॥૩૯૨॥**
**કૈસે કહું પાપી હવે હું તોયે, પરસ્રી ધરેતા રોમરોમ પડે નરક માહે. ॥૩૯૩॥**
**હરીનાર અબ તુ મહાસતી જાણ, ભીમે તન પગ દઈ લીધા પ્રાણ. ॥૩૯૪॥**
**નારી વનવે ધન હો જોધ, તારા પ્રિથમી સહેઉ ન શકે ક્રોધ. ॥૩૯૫॥**
**લીધી છોડાઈ દુષ્ટથી મોયે, કહા લગી ગુણ પ્રકાશુ તોયે. ॥૩૯૬॥**

**ચાલ્યો વીર હર્ષ મન ધરી, પોતો વેગે સાથ સુંદરી. ॥૩૯૭॥**
**રાજાના જઈ લાગા પાયે, મનમાંહે મુરકાવે પાંડવ રાયે. ॥૩૯૮॥**
**લીયો હૈયાસુ આલિંગન દિયો, ધન્ય વૃકોદર તારો હિયો. ॥૩૯૯॥**
**પવન વેગે ચાલ્યા જોજન ચાર, પોતા છે જહા તીરથ કેદાર. ॥૪૦૦॥**

અલમસ્ત દૈત્યથી દ્રૌપદીને છોડાવીને લાવ્યા પછી પાંડવો તેની માટે વધારે ચિંતા કરવા લાગ્યા. તે કાયમ તેને પોતાની વચ્ચે લઈને ચાલતા હતા. પણ એ રસ્તો એવો નહોતો કે બધાં સાથે ચાલી શકે ! જેને જયાંથી ગમે ત્યાંથી એ જવાનો પ્રયત્ન કરતાં. તેમજ એકવાર ટેકરી ચઢતાં વળતી વખતે પાંચેય જણા નજરઆડ થતાં જ એક દુષ્ટ દૈત્યએ એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં દ્રૌપદીને ખભા પર ઉપાડી અને એ પાંડવોના ધ્યાનમાં આવવાના પહેલાં જ એ દૈત્ય ગીચ ઝાડીમાં તેને લઈને અદ્રશ્ય થયો. અહીં પાંડવો એક પર્વત શિખર ચઢીને ઉપર ગયા પણ હજુ દ્રૌપદી કેમ નથી આવતી માટે બધા બીકથી આશ્ચર્યચકિત થયા. ધર્મરાજાએ કહ્યું 'અરેરે શું આપણા દુર્દૈવ હાથ ધોઈને પાછળ લાગ્યાં છે. જો ભીમ અરે આ દ્રૌપદીને હજુ કયા દુષ્ટે પકડી અથવા તેનાથી ચલાયું નહીં હોય તો વચ્ચે કયાંક વિશ્રાંતિ લે છે અથવા એકાદ ક્રુર હિંસક પશુએ તેના પર તડપ તો લીધી નહીં હોય ? તેનો અવાજ પણ સંભળાતો નથી અને દ્રષ્ટિ પણ પડતી નથી. જુઓ તો શું થયું હશે. ભીમે ખુબ મોટે મોટેથી બુમ મારી પણ પ્રતિસાદ સિવાય બીજો કોઈપણ શબ્દ સંભળાયા નહીં. ત્યારે નકુલ અને અર્જુને, સહદેવને કહ્યું, 'સહદેવ જયોતિષને દ્રૌપદીનું કંઈક ખરાબ થયું કે શું તે જો.' સહદેવ ગ્રહગતી, પ્રાણગતિ વગેરે જાણીને જયોતિષ જોયું અને ભાઈઓને કહ્યું 'પ્રસંગ અતિશય કઠિન છે. મોટા માયાવી દૈત્ય સાથે યુધ્ધ કરવું પડશે. અલકનંદા નદીના તીરે આવેલા શ્રીનગરના પ્રમુખ દૈત્ય તાલકેતુના પુત્રએ દ્રોપદીને ઉપાડી તેનું મોં બંધ કરીને લઈ ગયો છે. એ અતિશય બળવાન અને માયાવી છે.' એ સાંભળીને ભીમની જાણે ત્રીજી આંખ જ ઉઘડે એવા ક્રોધથી થરથર કાંપવા લાગ્યો. તેની આંખમાંથી અગ્નિજવાળા પડવા લાગી. અતિશય ચિંડાઈને તેણે જોરથી પગ જમીન પર પછાડતાં જ મોટા મોટા પથ્થરના ચુરા થયાં. જમીન ધ્રજી ગઈ. એ જોતાં જ ધર્મરાજા બોલ્યા, 'અરે ભીમ એટલો ક્રોધ શા માટે કરે છે ? આ જમીન દબાવવાથી તેની નીચે અસંખ્ય જીવપ્રાણી ચિરાઈ ગયાં હશે. બિચારા નિરપરાધ પ્રાણીઓને કેમ કરીને ત્રાસ આપવો. હિંસાના પાક્ષાલના માટે આજે આપણે અહીં આવ્યા અને અહીં પાછા તે જ કર્મ કરતા બેસીશું તો ગૃહત્યાગ કરવાનો અર્થ શુ ? ક્રોધથી જીવપ્રાણી માત્રના અનિષ્ટ તો થાય છે પણ આપણા દેહનો પણ નાશ થાય છે. પુત્ર, સ્ત્રી વગેરે માયીક બંધ છોડીને હવે કુળ ગુમાવ્યા કરતાં ભીમ તાત્કાલીક ક્રોધનો ત્યાગ કર. અને આગળના રસ્તે સિધ્ધ થા.' ભીમ બોલ્યો, 'હે બંધુ તમે આપેલી શિખામણ સારી છે પણ મને તેમ સ્ત્રી વિરહિત સ્વર્ગસુખ નથી જોઈતું. એક ક્ષણભર તમે અહીં ઉભા રહો અથવા આગળ ચાલો, હું એ દૈત્યનો યોગ્ય સમાચાર લઈને સતીને છોડાવી લાવું છું.' એમ કહીને ભીમ ઉત્તર તરફ ટેકરીઓ ચઢીને નીચે અલકનંદા નદીના ખોળામાં જયાં શ્રીનગર વસેલું હતું ત્યાં પવનવેગે સંચાર કરીને ક્ષણમાં આવ્યો તેણે દુષ્ટ દૈત્યને પકડયો. દૈત્યને ભીમની જાણ થતાં જ તેણે મોટેથી રણશિંગુ ફુંકયું અને શંખનો નાદ કર્યો. અલકનંદાના ખુણે ખુણે એ નાદ ચોફેર ધુમ્યો અને એ સાંભળીને કેટલાંક દૈત્ય નાદના અનુરોધથી સર્પની જેમ દોડી આવ્યા. એ જોઈને ભીમને અધિક જ સ્ફુરણા ચઢી અતિશય ક્રોધથી ભીમે દૈત્યને પકડવાની પેરવી કરી પણ તત્કાળ અદ્રશ્ય થઈને દૈત્ય આગળ જવા લાગ્યા. ભીમ પણ ચપળતાથી તેમની પર તુટી પડયો અને તેમની સાથે મલ્લયુધ્ધ કરવા લાગ્યો. બંનેનું ખુબ ઘનઘોર યુધ્ધ થયું. કોઈપણ કોઈથી હાર માનનાર નહોતું. છેલ્લે ભીમે એક પેચ નાંખીને દૈત્યના પગ પકડીને ઉપર કર્યો અને ફેરવવાનો પ્રયત્ન કરતાં જ દૈત્ય મુખેથી બોલ્યોઃ

'હે બલવંત તારો પરાક્રમ અવર્ણનીય છે. મને છોડ. મને તારા ચરણકમળની સેવા કરવા દે.' ભીમ મલ્લયુધ્ધમાં પૂર્ણ નિષ્ણાત હતો. છેતરપીંડી કરીને આ દૈત્ય પોતાના પગ પકડશે અને દુષ્ટબુધ્ધિથી પોતાને જ પેચમાં પકડશે એ ભીમ પૂર્ણપણે જાણતો હતો. દૈત્યનું શરણાગત પણું એ ફસામણ છે એ તે જાણતો હતો. ભીમે કહ્યું તને આ ચરણોની સેવા કરવી હોય તો આ તારું શિર પહેલાં વહાવું પડશે. અરે પાપી દુષ્ટ દુરાત્મા પરસ્ત્રીનો અભિલાષ કરવાથી, તેનો અપહાર કરવાથી શું ફળ મળે છે તે તું પહેલાં જો. તે દુષ્ટ રોમરોમ નરકમાં તો પડે જ છે પણ તેના પિતૃઓ પણ નરકમાં પડે છે. તારા પિતૃઓ નરકમાં આવ્યા છે કે નહી તે જો.' એમ કહીને ભીમે એક લાત્તાપ્રહાર કરીને એનો પ્રાણ લીધો અને જોરથી ઉપાડીને શ્રીનગર પર ફેંકી દીધો. ભીમનો એ અમાનુષ પરાક્રમ જોઇને સતી દ્રૌપદીને અપરિમિત આનંદ થયો. તે એની સ્તુતિ કરવા લાગી. છેલ્લે ભીમે તેને ઉપાડીને વાયુવેગે ધર્મરાજ પાસે લાવ્યા. ધર્મરાજાએ ખુબ પ્રેમભાવથી ભીમને આલિંગન આપી હૃદયે લગાવ્યો અને અનેક ધન્યવાદ આપ્યા. આગળ અતિશય જલદ ગતિથી ચાલતા એ ચાર યોજન ગયા પછી કેદારનાથમાં જઇ પહોંચ્યા.

**તીન સ્થાને મુખમાર્જન કરે, સંધ્યા તર્પણ પીંડ ઉધ્ધારે. ॥૪૦૧॥**
**પંચલિંગ આચ્છાદ લિંગના ઠામ, કલેશ્વર ભુવન ઇશ્વરનામ. ॥૪૦૨॥**
**તુંગનાથ અરૂ ચલે કેદાર, દુર્ગેશ્વર ભુવન ઉત્તંગ અપાર. ॥૪૦૩॥**
**અર્ચે કમળ પહુપઅતિ ઘણી, નીરહો તબ તે પંચજની. ॥૪૦૪॥**
**પંચકેદાર કુંડનો નીર, ક્ષુધા તૃષા થાયે સર્વે દુર. ॥૪૦૫॥**
**શીતવાત ચિત ન દુઃખ ધરે, આનુ ઉદક નીત આચરે. ॥૪૦૬॥**
**વલ્કલ અંગ ઉબાવન પાયે, હિમાચલ ગિર પોતા જાયે. ॥૪૦૭॥**
**માર્ગે હરિ તણા કરે છે સ્મરણ, ગયે વેગે બદરિકાશ્રમ. ॥૪૦૮॥**
**દેખે સ્વામી આદિનારાયણ નાથ, પદ્મરાગ મંડિત પ્રાસાદ. ॥૪૦૯॥**
**છ જણા તે મનમાહે આનંદે ઘણુ, ત્યાં લઇ દરશન પ્રભુતણું. ॥૪૧૦॥**
**ત્યાંથી મનમાં ઓળખી દેવકુમાર, ચાલ્યા વીર કરી મીનુહાર. ॥૪૧૧॥**
**યોજન તીસ તીને કીયો પ્રયાણ, મલયગીરી પર્વત ઉત્તમ ઠામ. ॥૪૧૨॥**
**ખડ્ગધાર સમ ગિરીવર જીહા, રયેણી દિવસ નહી સુજે તીહા. ॥૪૧૩॥**
**જોજન સાત તણુ વિસ્તાર, ઉંચો લખન જાણુ પાર. ॥૪૧૪॥**
**અંધઃકાર વનઘણું નગ્રજીત, વાટ બિના બીલખાનસુત. ॥૪૧૫॥**
**સેંસો ઉપનું અતીસો પ્રાણ, સર્વે ચિંતા કરે બહુ જાન. ॥૪૧૬॥**
**નકુલ હિરદે સંચરે દેવ, વીર મારગના ભેદ સહદેવ. ॥૪૧૭॥**
**તબ પંડિત બોલ્યા સુણો વિચાર, પરવત ભેદો હો પવનકુમાર. ॥૪૧૮॥**
**વૃકોદર ગીરીને મારે લાત, સિંહ હાક બળ મહાવિખ્યાત. ॥૪૧૯॥**
**મલયગીરી કીયો હુઇ પંડ અગણીત, લોટ ચાલ્યા પવનસુત. ॥૪૨૦॥**

કેદારનાથના પરિસરમાં જઇને પહોંચ્યા પછી પાંડવોએ મુખમાર્જન કર્યું. સ્નાન, ધ્યાન, સંધ્યાતર્પણ કરીને પૂર્વજોના નામે પિંડશ્રાધ્ધ વગેરે કર્યું. ભગવાન શંકરના આચ્છદલિંગ વગેરે પંચલિંગનો અભિષેક કરી. મનની પ્રસન્નતા થયા પછી ત્યાંથી તુંગનાથમાં ગયા. પછી દુર્ગેશ્વર ભુવનમાં ગયા. અતિસુંદર એવા કમળપુષ્પોથી ભગવાન શંકરની અને દુર્ગામાતાની પૂજા અર્ચના કરી. અલગ અલગ ફુલ, ફળ, કંદમુળનો નૈવેદ્ય અર્પણ કરીને થોડો ફળાહાર કર્યો. પંચ કેદારના કુંડમાં સ્નાન કર્યુ ત્યાંનુ અમૃતોપમ શિતલ જલપ્રાશન કરીને તનમનની તૃષા શાંત કરી. શીતલવાયુ, અતિશય જોરથી વહેતો હતો. એ કારણે પાણી પણ અતિશય શીતળ હતું. હિમપવન, હિમવૃષ્ટિ, અને હિમજળ એમાંથી રક્ષણ પુરતાં ફક્ત વલ્કલ ધારણ કરેલાં હતાં. એ સદભક્ત પાંડવો શ્રીહરિનું સ્મરણચિંતન કરતા કરતા બદ્રિકાશ્રમે પહોંચ્યા. બદ્રિકાશ્રમની અવર્ણનીય શોભા જોઇને અને મુખ્ય એટલે આદિનારાયણનું એ સ્વરૂપ માધુર્ય જોઇને પાંડવોને અપરિમિત આનંદ થયો. ભગવાન સ્વરૂપની તેમણે મનોભાવે પૂજા અર્ચના કરી. કમલદળોથી યુક્ત ને પાનફુલ ફળાદિકનો નૈવેદ્ય અર્પણ કરીને ભગવાનને પ્રસન્ન ચિત્તે પૂજ્યા. તેમનાં મનમોહક સુંદર છબીનું દર્શન લઇને એ કૃતકૃત્ય બન્યા. રસ્તાનો શ્રમ, અનંત સંકટ, અનંત દુઃખ તે ભુલી ગયાં. ભગવાનના દર્શનથી તેમનો શ્રમપરિહાર થયો. ખુબ દિવસ સુધી રહીને તેમણે ત્યાં યોગસાધના ધ્યાન ધારણા અને તપશ્ચર્યા કરી. મનની પૂર્ણશાંતિ તૃપ્ત થયા પછી આગળ જવા નીકળ્યા. હવે તે અતિશય ઉંચા એવા મલયગિરી પર્વત તરફ જવા લાગ્યા. લાંબો રસ્તો કાપ્યા પછી એટલે સુમારે ત્રીસ યોજન અંતર ગયા પછી પર્વતનું શિખર તેમને દેખાવા લાગ્યું. ચઢાવ અતિશય ઉંચો અને કઠિન જ હતો. તલવારના ધાર પ્રમાણે હોવાથી પથ્થરમાંથી, ખાડા ટેકરામાંથી માર્ગ કાઢતાં કાઢતાં તે ઉપર ચઢવા લાગ્યાં. ધુમ્મસ એટલું પ્રસરેલું હતું કે દિવસ અથવા પ્રકાશ સુધ્ધા દેખાય નહીં. રાત્રીનો અંધકાર વ્યાપ્યા પછી એ સંપૂર્ણ પ્રદેશ અંધકારમય દેખાતો હતો. આગળ કયાં પગલું નાખવું અને કોણ કયાં ઉભું છે એ પણ દેખાતું નહીં. એ કારણે બધા ત્યાંજ રોકાયા અને આગળ શું કરવું, કેમ જવું તેની ચિંતા કરવા લાગ્યા. નકુલે સહદેવને કહ્યુંઃ 'સહદેવ તારી જયોતિષ વિદ્યાથી શોધીને આગળનો માર્ગ કહે. ત્યારે સહદેવ બોલ્યાઃ આગળનો માર્ગ ચઢીને જાણે અતિશય કઠણ અને જોખમી છે. તેમાં એકજ ઉપાય છે. અને તે એ છે કે ભોયરૂ બનાવી પેલે પાર જવું એ ભોયરૂ ભીમ સિવાય બીજા કોઇથી થશે નહીં. સહદેવના મુખેથી વાણી સાંભળીને ભીમે શ્રીકૃષ્ણનું-બુધ્ધ દેવનું અને સવિતા નારાયણનું સ્મરણ કરીને જોરથી પર્વતના શિખરને લાત મારી તો એ શું આશ્ચર્ય એ લત્તાપ્રહારથી સર્વત્ર મોટો ગડગડાટ થયો અને પર્વત શિખરને મોટું ભંગાણ પડયું. ભીમસેને તેમાંથી પથ્થર માટી હાથથી ફેલાવીને રસ્તો તૈયાર કર્યો અને એ ભોંયરામાંથી એ આગળ મલયગિરીની પેલી બાજુ નીકળી ગયા.

**પંચ મન ધ્યાતે જગદીશ, પોહોતા તીહા જોજન પચીસ. ॥૪૨૧॥**
**પર્વત લોપનમોહનના નામ, ભદ્રકાળી દેવીના ત્યાંહા ઠામ. ॥૪૨૨॥**
**ગણ ગંધર્વ તીહા કિન્નર જખા, કોટ લાવણ્ય કન્યા સત લખા. ॥૪૨૩॥**
**જોજન સાત વિસ્તાર સુચગ, તખીન જોજન પંચ ઉગત. ॥૪૨૪॥**
**હેમ પગાર હેમ તાહા ઘણું, ગીત નાદ હોયે પેખનું. ॥૪૨૫॥**
**બાજે ભેર શંખ રણ તુર, ફીટી કોપખન ઉદિત જેવું સુર. ॥૪૨૬॥**
**આદિ અંબીકા તણુ પ્રસાદ, અનુહદ ઉઠે છત્રીસ રાગ. ॥૪૨૭॥**
**કુંવરી કોટ વિનવે તીનઠામ, પાંડવસુ તીને કીધો પ્રણામ. ॥૪૨૮॥**
**કરી શૃંગાર તે ઉભી રહે, કામ મા રસ બની કહે. ॥૪૨૯॥**

**ધન ધન દિવસ અમારે આજ, ભદ્રકાળી પુરવી અમારી આસ. ॥૪૩૦॥**
**જરા મરણ નહી ઉપજે ત્રાસ, અરૂ નિકટ સકળ ભોગ વિલાસ. ॥૪૩૧॥**
**હમકોટ સખી વિનવું તમ પાયે, તવ બોલ્યા યુધિષ્ઠિર રાયે. ॥૪૩૨॥**
**સતવચન સાંભળો વિનંતી, હમ પંચ ઇન્દ્રીય નિગ્રહ જતિ. ॥૪૩૩॥**
**તજયો રાજઘર ભોગવિલાસ, માયા ત્યજી અબ હુવો ઉદાસ. ॥૪૩૪॥**
**ગ્રહી ધર્મ નેમ હમ સહું નિગ્રહે, સુણો હો નાર યુધિષ્ઠિર કહે. ॥૪૩૫॥**
**અંતર્યામી કૈવલ આત્મારામ, અબ હમે વિષ્ણુ ચરણશું કામ. ॥૪૩૬॥**
**સુણી વચન તબ હુવો નિરાસ, ચલી પાછી ફિરી આવાસ. ॥૪૩૭॥**

પાંડવો મનમાં શ્રીજગદીશનું નામ સ્મરણ, ચિંતન, ધ્યાન કરતા કરતા આગળ પચ્ચીસ યોજન નીકળી ગયા. પછી લોપનમોહ નામનો પર્વત આવ્યો. ત્યાં ભદ્રકાળી દેવીનું સ્થાન હોવાથી અત્યંત રમણીય એવી એ જગ્યાએ છે એ જગ્યાએ જયાં ત્યાં ગણગંધર્વ યક્ષ કિન્નરની વસ્તી છે. વચ્ચે વચ્ચે તેમનું ગાયન નૃત્ય વાદ્યોનો મધુર સુર સંભળાતો. લાવણ્યકોટી સુંદરી સુમધુર કંઠની સુસ્વર ગાયન નૃત્ય કરનારી કન્યા બાળા તરૂણીઓ જયાં ત્યાં દેખાતી હતી. સાત યોજન વિસ્તીર્ણ અને પાંચ યોજન ઉંચો એવો એ પર્વત સુવર્ણમય કિરણોથી ખલખલતો હતો. સર્વત્ર સુવર્ણ જ પ્રસરેલું હોય તેમ લાગતું હતું. વચ્ચે વચ્ચે શંખ, ભેર, મૃદંગ, ટાળ, વિણા, ઘંટ, શૃંગ, સુનઇ, બાંસરી વગેરે વાદ્યો વાગીને સુમધુર નાદ સંભળાતો હતો. આ પ્રકારનું એ આદિ અંબિકા ભદ્રકાળી દેવીનું સંપૂર્ણ પરિસર અતિશય સુશોભિત હતું. ત્યાં છપ્પન પ્રકારના ભોગ પ્રસાદ નૈવેદ્ય દેવીને ચઢાવીને નિત્ય પૂજા આરતી, છત્તીસ રંગના ગાયન કિન્નરીના-અપ્સરાના સુસ્વર આલાપ યુકત ગાયન અને નૃત્ય વગેરે થઇને સંગીતના આરાસ થતાં હતાં. આવા અત્યંત ભોગવિલાસ સૌંદર્યથી ભરેલા એ સ્થાને પાંડવો આવતાં જ ત્યાંની કેટલીક દેવકન્યાઓ અપ્સરાઓ નાના પ્રકારના સાજશૃંગાર કરીને કામોદ્દિક હાવ ભાવ કરીને પાંડવોને સામે આવી. પાંડવોને તેમણે પ્રણામ કર્યા અને હાથ જોડીને કહ્યું, 'અહો કામદેવ કેટલાંય દિવસોથી અમે તમારી પ્રતિક્ષા કરીએ છીએ. મનમાં તમારી આરાધના કરીએ છીએ. અને માતા ભદ્રકાળીને વિનવીએ છીએ કે અમારી કામશાંતિ કરનારા અમારા પતિદેવો એટલે કામદેવોને અહીં બોલાવી અમારી કામનાને શાંત કરો. વૈભવ સુખોપભોગ વિલાસમાં અહીં કોઇ પણ પ્રકારની ઉણપ નથી પણ આ બધામાં અને અમારી સેવાનો અંગિકાર કરનારા કામપુરૂષ સિવાય આખા શૃંગારવિલાસનો અર્થ નથી. માતા ભદ્રકાળીએ એ અમારી કેટલાંય વર્ષોની આશા આજે સફળ કરી. ધન્ય ધન્ય આજનો દિવસ કે આજ કેટલાય દિવસો પછી કામના પૂર્ણ થશે. અહો સ્વામી પ્રાણનાથ, હવે તમે કાયમ અહીંજ જ નિવાસ કરો. અહીં જરા એટલે વૃધ્ધાવસ્થા નથી, મૃત્યુ નથી. અહી સર્વ પ્રકારનું સુખ વિલાસભોગ પદોપદી ઉપલબ્ધ છે. તેનો ઉપભોગ લેવો. તમારી સેવા માટે અમે બધી સખીઓ રાત દિવસ તમારા ચરણો પાસે હાજર છીએ. અમને તમારા સેવાની અનુજ્ઞા કરવી.' અપ્સરાઓનાં વચન સાંભળીને ધર્મરાજાએ કહ્યું: 'હે માતાઓ સત્વવચન તમને કહીએ છીએ એ શાંતચિત્તે શ્રવણ કરો. સર્વ પ્રકારના સુખ વિલાસભોગનો ત્યાગ કરીને, માયાને નિષેધ કરીને, નિગ્રહથી પંચેન્દ્રિય દમન કરેલા અમે યતિ છીએ. ઘરનો, રાજવૈભવ ત્યાગ કરીને ઉદાસ મન કરીને, દ્રઢવૈરાગ્ય ધારણ કરીને, દ્રઢતાથી ફકત આત્મચૈતન્ય સ્વરૂપ ભગવાનની પ્રાપ્તિનો નિયમ ગ્રહણ કરીને અમે આવ્યા છીએ. અમને ફકત અમારા પ્રાણપ્રિય ભગવાન વિષ્ણુના ચરણોમાં જઇ દર્શન કરવાં છે. બાકી વાતો તુચ્છ અને ત્યાજય છે. માટે હે માતાઓ, અમારા માર્ગથી બાજુએ થાઓ અને અમને આગળ જવા દેવાની કૃપા કરો. યુધિષ્ઠિરની એ વાણી સાંભળતાં

જ બધી અપ્સરાઓ નિરાશ થઈને તેમને અભિવાદન કરીને બાજુમાં થઈ અને પોતાના સ્થાને નીકળી ગઈ. રસ્તામાં આવેલ વિઘ્ન ટળેલું જોઈને પાંડવોને અતિશય આનંદ થયો અને તે આગળ માર્ગ કાપવા લાગ્યાં.

પાંડવ લાગ્યા ઉત્તરપંથ, મનમાંહે ધ્યાયા શ્રીભગવંત, ॥૪૩૮॥
ચાલ્યા પાંડવ અતિ નિરધાર, પોતા જહા નદી મંદાકિની તીર. ॥૪૩૯॥
મંદાકિની જલ પુણ્યસાગર દિષ્ટા તે જાયે પાપ,
જરા મરણ નહી ઉપજે, સોહાગી જન સંતાપ. ॥૪૪૦॥
તટ ઉપર હંસ સારીસ ચક્રવાક નકલસે બીકરસ,
સુવર્ણમંડિત શંભુ પ્રતિમા રચે રતે તે જુઝાસ. ॥૪૪૧॥
શુકદેવને સુફળીત દેસ ચંદન સાગ પહુપ,
માલતી ચંપક મોગરો અગ્ર વૃક્ષ શોભે અનુપ. ॥૪૪૨॥
પુગી જો નારીયલ સરી બડ દીઠો દાડીમ દરાખ,
નારીંગ કેળ બહુકિની શોભા અસંખ્ય લાખ. ॥૪૪૩॥
બિલ્વ નાગવેલ દિસે કમલકપન કન્યા નાર,
અવર વૃક્ષ કહેતા કથા વાધે બહુ ભાર. ॥૪૪૪॥
અડતળો કલ્પવૃક્ષ પારિજાતકી છાયા બૈઠા મુનિવર ધ્યાન,
પરાશર સૂત ઋષિ વૈશંપાયન શુક ધ્યાવે શ્રીભગવાન. ॥૪૪૫॥
નારદ ગુરૂ અંગીરસ શૃંગી વાલ્મિક કાશ્યપ જાન,
દુર્વાસા ગાલવ ગૌતમ વ્યાસ અવરાજ સર્વે વખાણ. ॥૪૪૬॥
ભૃગુદેવ વિશ્વામિત્ર કૌશિક જમદગ્ની પુલસ્ત,
સારોઋષિ ઉદાસતામન પ્રચકા અગસ્ત. ॥૪૪૭॥
ચ્યવન અરમુનિ લોમસ સુરતાઋષિ માતંગ,
દત્તાત્રેય માંડવ્ય પારૂચીત બીહે રાખી શ્રીરંગ. ॥૪૪૮॥
ગણ ગંધર્વ ઋષિ મુનિ કિન્નર દેવતા પાંડવે પ્રણામ જો કિન્હુ,
તબદેવ મુનિવર સર્વે આશિષ દે ઘણું. ॥૪૪૯॥
કરજોડીને કીયો પ્રણામ, આશિર્વચન દિયા મુનિવર જન. ॥૪૫૦॥

નિસર્ગ સૌંદર્યની શોભા જોતાં મનમાં અતિશય હર્ષિત થઈને પાંડવો આગળ ઉત્તરમાર્ગે જતા હતા. ત્યાં મંદાકિની નદી આવી. અતિશય નિર્ધારથી અને ઉલ્હાસિત અંતઃકરણથી ભગવાનના નામનો જયજયકાર કરતા મંદાકિનીના તીરે ઉભા રહ્યા. મંદાકિનીની પરિસર અતિશય ઉદાત્ત નિસર્ગરમ્ય વનશ્રીથી શોભતું હતું. મંદાકિનીનું જળ અતિશય પુણ્યપાવક, પાપહારક, દુઃખવ્યાધી પીડનિવારક, જરામાણ ભયભંજક એવું છે. મંદાકિની જળના ફકત દર્શનથી સર્વ શ્રમપરિહાર થઈને મનુષ્યને સ્વર્ગીય આનંદથી પ્રાપ્તિ થાય છે. આવા એ મંદાકિની તટ પર હંસ, સારસ, ચક્રવાક, મયુર, ચાતક વગેરે પક્ષીઓના કિલકિલાટથી અતિશય મનમોહક સુશ્રાવ્ય સંગીત નિનાદ થતું. સુવર્ણ પ્રમાણે ચમકનારી શિવપ્રતિમા

ત્યાં ઝગમગતી હતી. શુક, સારિણ, કોકીલા, નાનાવિધ, પક્ષઓનો કંઠમધુર કલરવથી સંગીતમય બનેલા એ વનમાં ચંદન, સાગ, સાલ, માલતી ચંપા, મોગરા, ગુલાબ, નારીયેળ, કેળાં, સુપારી નારંગી, દાડમ, ફણસ, દ્રાક્ષ, ચીકુ, સફરજન, વગેરે ફળઝાડ ઠેક ઠેકાણે ઉગ્યાં હતાં. બિલીવૃક્ષ, વડ, પીપળ, લિંબ, નાગરવેલ વગેરે છાયાનાં ઝાડને કારણે વનમાં અધિક જ શોભા હતી. વચ્ચે વચ્ચે તાડમડ, તલામ, સુરૂ, નીલગીરી વગેરે વૃક્ષો ઉંચા માથા કરીને વાયુના ઝાંકાથી ડોલતા હતાં. એ કારણે એ સ્થળે રમણીય દેખાતું હતું. નીચે ઉંડી ખીણમાં મંદાકિની નદીનો ખળખળ પ્રવાહ પોતાના નાદ માધુર્યથી વનપ્રદેશ ભરી નાંખતો હતો. અદ્દભુત નિસર્ગમ્ય વનમાં કલ્પવૃક્ષ, પારિજાતવૃક્ષ વગેરેની છાયામાં અનેક ઋષિઓનાં ગુરૂકુલ વસ્યાં હતાં. તેમના પૂર્વ પ્રાચાર્ય ધ્યાનમગ્ન અવસ્થામાં બ્રહ્માનંદમાં તલ્લીન થયેલા એવા સદ્દભકતોને યોગસાધના, ધ્યાનયોગ, બ્રાહ્મીસ્થિતિ, સમાધિયોગ, રાજયોગ વગેરે અનેકાનેક વિદ્યાનું પ્રાશિક્ષણ આપતા હતા. કેટલાંક પોતાની ધ્યાનધારણામાં નિમગ્ન, પૂર્ણ લીન થયા હતા. એવા એ તાપસારણ્યમાં પરાશર, વ્યાસ, સૂત, વૈશંપાયન, શૂક, નારદ, અંગિરસ, શૃંગી, વાલ્મિકી, કાશ્યપ, દુર્વાસા, ગૌતમ, ભૃગુ, ભારદ્વાજ, વિશ્વામિત્ર વશિષ્ટ, માંડવ્ય કૌશિક, જમદગ્નિ, પુલસ્ત્ય, અગસ્ત્ય, ઉદ્વાસતામન, પ્રચિકા, ચ્યવન, લોમસ, સુરત, માતંગ, દત્તાત્રેય વગેરે ઋષિમુનિ તપસ્વી યોગી મન વિરકત કરીને એટલે પૂર્ણ વૈરાગ્ય ધારણ કરીને પરમાત્માના ધ્યાન, ચિંતન, સ્મરણમાં મગ્ન થયા હતા. ઋષિમુનિગણ, ગંધર્વ, યક્ષ, કિન્નર વગેરેનું નિવાસ ત્યાં જાણીને પાંડવોએ તેમણે પ્રણામ કર્યા. બધાએ પાંડવોને અને દ્રોપદીને આશીર્વાદ આપ્યા. બધાનો આશીર્વાદ લઈને તેમના આગ્રહાસ્તવ પાંડવો કેટલાંક દિવસ ત્યાં તેમના સત્સંગમાં રહીને આત્મજ્ઞાન ગ્રહણ કરવા લાગ્યાં. બધાએ પોતાની રીતે પાંડવો પર અનુગ્રહ કરીને સન્માર્ગદર્શન કર્યુ.

**ક્ષેપ દઈ પુછે ૠષીરાયે, કોણ કારણ પુહમી તજી આયે. ॥૪૫૧॥**
**જાયે ભૂમી તજી કેઉ વાહા, કોણ કારણ તમે આવ્યા ઈહા. ॥૪૫૨॥**
**તવ રાજા યુધિષ્ઠિર કહ્યો વિચાર, કલિયુગ તણો હુવો પ્રસ્તાવ. ॥૪૫૩॥**
**લંપટ ચોર પાખંડી દ્યુત, તેનો આદરમાન બહુત. ॥૪૫૪॥**
**સેવાસુક્રીત ન કરસે લોક, તજી સ્રી ગણીકાસુ ભોગ. ॥૪૫૫॥**
**ચતુર્વેદ બ્રાહ્મણ ભણે, તે નીત હિંડે અન્ન કારણે. ॥૪૫૬॥**
**બ્રીદ લોપી ખાસે પરગ્રાસ, પાપે બુધ ન ઉપજે થાશે ત્રાસ. ॥૪૫૭॥**
**પ્રથમ રહેસ કરી આપે દાન, ત્યાં પછે ફિરી ગયા અમાન. ॥૪૫૮॥**
**કહ્યું શ્રીબુધ્ધે કલીમાહે દારૂણ પાપ, કન્યા વિકરો કરસે બાપ. ॥૪૫૯॥**
**સેવક તાકે સ્વામીની નાર, કહે કથા હોવે વિસ્તાર. ॥૪૬૦॥**
**ઐસો સુણો અમે આવ્યા આહો, જાવું છે શ્રીકૃષ્ણદેવ જહા. ॥૪૬૧॥**
**અમરપર દયા કરી નરનાથે, આપણ ઈહા રહો સહુ સાથે. ॥૪૬૨॥**
**કરો રાજ સુખ પાંડવ નરેશ, હોવે મુકિત વૈકુંઠ પ્રવેશ. ॥૪૬૩॥**
**મંદાકિની ગિરી ઉત્તમવાસ, ઈહા નહી રાજા જેણે ત્રાસ. ॥૪૬૪॥**
**કરજોડી નૃપ ૠષિયોને વિનવ્યો, દર્શન તુમારો પાતક ગયો. ॥૪૬૫॥**
**મે વતન પરતીત વિષ્ણુસુ કરી, તે કારણ રાજ તજી આવુ નિસરી. ॥૪૬૬॥**

**મુનિ મનમાંહે સમજાઈ પાયે, પરવત કૂર્મ પોહોતા જાયે. ॥૪૬૭॥**
**અતિ તેજ કોટ રવિ ઉદીત, અતિ મનોહર ઉપની ભ્રાંત. ॥૪૬૮॥**
**ઉપમા જાણું કી વૈકુંઠ ખડો, ત્રિભુવન અસ્ત નહી દુસરો. ॥૪૬૯॥**
**અતિ તેજ નહી સુઝે પંથ, ભકતાધિન શ્રીકમળાકંથ. ॥૪૭૦॥**
**દામોદર રૂપ હરિ લીયો, પાંડવને પંથ દેખાડી લઈ દીયો. ॥૪૭૧॥**
**પૂજા કરી ચરણપર ધરી શીશ, પૂર્ણ અદષ્ટ હુવા જગદીશ. ॥૪૭૨॥**
**શંભુલિંગની પૂજા અર્ચા કરી, ઉત્તરાપંથે પાંડવ ચાલ્યા નિસરી. ॥૪૭૩॥**

સર્વ ઋષિવર મુનિવર્યના સત્સંગમાં બેઠા હતા ત્યારે તેમણે ધર્મરાજાને પુછયું, 'રાજન સર્વ પ્રકારનું ઐશ્વર્યભોગ, ધનધાન્ય સંપત્તિ, સંપન્ન રાજ્ય, શ્રી, કિર્તી, વૈભવ વગેરે સર્વ ઉપસ્થિત હોવા છતાં એ બધું છોડીને અહીં આવવાનું કારણ શું ? એ બધાનો ત્યાગ કરીને કઠિન વૈરાગ્ય ધારણ કરીને અન્ન વસ્ત્ર, ભોગ વર્જિત કરીને આ વલ્કલ કેમ ધારણ કર્યા ? ' મુનિવર્યનો આ પ્રશ્ન સાંભળીને ધર્મરાજા બોલ્યાઃ 'હે મહાત્મા ગણો, હવે સાંપ્રત કલિયુગનો પ્રભાવ જગતમાં શરૂ થવાથી લોકસ્થિતિખુબ બદલાયેલી છે. સર્વ દેવ મહાપ્રભુજી અને ગુપ્ત થઈને અહીં વસેલા છે અને એ કારણે સન્માર્ગ દર્શનના અભાવથી અને બદલતી લોકસ્થિતિને કારણે ત્યાં ધર્મ પ્રમાણે રાજ્ય કરવું અતિશય કઠિન થયું છે. સિવાય કલિયુગની સ્થિતિ એવી વિપરીત છે કે, લંપટ, ચોર, પાખંડી, જુગારી, એમને અતિશય મહત્વ આપશે. તેમનો આદર સત્કાર માન મરતબો રખાશે. સતકૃત્યો અને પૂજા અર્ચના સેવા એ કોઈ કરશે નહીં, સ્વસ્ત્રીનો ત્યાગ કરીને ગણિકાને પાસે રાખી ઐશ્વર્ય ભોગ કરશે. કેટલાક બ્રાહ્મણોને પણ મુઠી ભર અન્ન માટે નિત્ય ઘેર ઘેર ફરવું પડશે. પ્રમથ દયા બતાવી, દાનધર્મ કરશે અને પછી દાનીપણાનો ગર્વ કરીને આપેલ દાન પાછું લેશે અથવા નાસંમત થશે. માતા-પિતા, કન્યા, વિક્રય કરશે, સેવક સ્વામીની અને સ્વામી સેવિકા દાસી એમના અનૈતિક વ્યવહાર થશે વગેરે આ સર્વ કલિયુગ સ્થિતિનું વર્ણન ભગવાન શ્રી બુધ્ધે અમને કહ્યું છે. માટે એ અત્યંત ભયાનક એવા કલિકાળમાં જગણ્ય કરતાં જ્યાં ભગવાન શ્રી કૃષ્ણ પ્રત્યક્ષ સ્વયંસિધ્ધ બિરાજમાન છે એવા વૈકુંઠધામમાં જવું ઉત્તમ જાણીને અમે અહીં આવ્યા છીએ. તો અમને એ સન્માર્ગ બતાવો.' ઋષિવર બોલ્યાઃ 'સદ્ભકતો આ તમે કર્યુ એ ખુબ સારું થયું. કલિકાલ તમે કહો છો એ પ્રમાણે જ ભયાનક છે માટે હવે તમે અહીં જ સુખેથી રહો. બધા જણ મળીને આનંદથી આ તપોવનમાં રાજ્ય કરો, તપશ્ચર્યા કરો. આપણે બધા એકબીજાના આશ્રયથી રક્ષણથી અહીં રહીને ભગવાનની ભકિત અને યોગસાધના કરીશું. અહીં ઉત્તમ પ્રકારનું પુણ્યકારક અને પાપશોક રોગનિવારક એવી મંદાકિનીનું સુશિતલ અમૃતોપમ જળ છે. આ ઉત્તમ પ્રકારની રમણીય સદૈવ ફુલેલી ફળેલી એવી સુંદર વનશ્રી છે. હે રાજન, અહીં એક પણ પ્રાણી દુઃખી નથી. ફકત સુખનું આનંદનું સામ્રાજ્ય અહીં છે. માટે તમે બધાં અહીં જ રહો. ધર્મરાજા બોલ્યાઃ 'હે બ્રહ્મવૃંદ તમે અમારા કરતાં જ્ઞાની તપસ્વી સંયમી છો. તમારું દર્શન થતાં જ અમારા જન્મજન્મના પાતક નિવારણ થયાં. તમને કંઈ કહેવું એવી અમારી પાત્રતા નથી. પણ અમે ભગવાન પાસે પ્રતિજ્ઞા કરી છે. ફકત ભગવાન પ્રાપ્તિ માટે આ દેહ રહ્યો છે. તેને કોઈ પણ પ્રકારનું ઐશ્વર્ય સુખની આસકિત નથી. આ દેહ છે ત્યાં સુધી અમારા દયાધન પ્રભુની પ્રાપ્તિ કરી લેવી અને તેના જ ચરણે આ દેહ રાખવો એ અમારી ઈચ્છા કામના છે. એ ધ્યેય થયા વગર અમને કયાંય રોકાવવું નથી. તમે અમને અહીં રહેવા માટે આગ્રહ કરશો નહીં. જલ્દી અમને આગળનો માર્ગ કહો અને અમારા પર અનુગ્રહ કરો.' મુનિવરો મનમાં સમજી ગયા કે પાંડવો અહીં રહેવા બિલકુલ શકય નથી. માટે તેમને આગ્રહ કરવો યોગ્ય નથી. તેમણે તેમના પર અનુગ્રહ કરીને

ઈશ્વરપ્રાપ્તિનો માર્ગ અને સાધના કહીને આગળના માર્ગે વિદાય કર્યા. મુનિવર્યનો પ્રેમનો સંદેશ લઈને પાંડવો કૂર્મ પર્વત જઈ પહોંચ્યા. કોટયાવધી સૂર્ય ઉગે એ પ્રકારનું અત્યંત પ્રખર અને સુશિલ એ પ્રકારનું તેજ સર્વત્ર પ્રસરેલ તેમને દેખાયું. પ્રત્યક્ષ વૈકુંઠ જ ત્યાં અદિત થાય છે એમ તેમને લાગ્યું. ત્રિભુવનમાં ત્યાંથી જ તેજ પ્રસર્યુ હશે એમ તેમને દેખાયું. એ તેજથી તેમને રસ્તો પણ સુઝતો નહોતો. કેમ કરીને આગળ જવું છતાં પણ અત્યંત હર્ષિત થઈને ભગવાનની આરાધના કરીને માર્ગદર્શન માટે વિનવવા લાગ્યાં. ભકતાધીન ભગવાને દામોદરે પોતાનું સ્વરૂપ સગુણ સાકાર કરીને ભકતોને દર્શન આપ્યું અને આગળ ચાલીને તેમની પાછળ પાછળ આવવાનો સંકેત કર્યો. ભગવાનના એ સગુણ સ્વરૂપનું અનુસરણ કરીને પાંડવો ઉંચા એવા કૂર્મ પર્વતના શિખર પર ચઢવા લાગ્યા. ઉપર જઈને પહોંચતાં જ સદ્‌ભકતોએ ભગવાનના ચરણોમાં શિર મુકયું. ત્યાંજ ભગવાને પોતાનું સ્વરૂપ ગુપ્ત કર્યુ. ફકત એક તેજનો ગોળો ત્યાં તેમને દેખાવા લાગ્યો. એ તેજસ્વી એવા શિવલીંગની પૂજા કરીને તેઓ આગળ ઉત્તર પંથે જવા લાગ્યાં.

**હિમાંચલગિરી ઉત્તુંગ અપાર, મહાવજ્ર વ્યાપક ધંધુ:કાર. ॥૪૭૪॥**
**યોજન ત્રણ ગયા એટલે, દીઠા સુંદર સરોવર આયે,**
**તાહા પુષ્પ નાનાવિધના, તેની રચના કહી નવ જાયે. ॥૪૭૫॥**
**દ્રૌપદી કહે ભીમને, એ કમલ માલાનું મન છે મારો,**
**મુને લાવી આપો સરોવરથી, મને નારાજ ના કરો. ॥૪૭૬॥**
**ભીમ કહે કમલ કેમ લઈએ, જે ઈંદ્રના ગંધર્વ કરે રક્ષાયે,**
**તે લેતા યુધ્ધ થાશે સહી, એ લીધુ આપણુ સત જાયે. ॥૪૭૭॥**
**દ્રૌપદી કહે આસ પુરાવે મનની, જો હતા મારા ભાઈ,**
**વજ્રવાયક સાંભળી, ત્યાં ભીમને ઉપની દાહ. ॥૪૭૮॥**
**પણ સતી તે કેણે કહે, અને કેવા સામી જોગ,**
**પછે ભીમે કમલ ફુલ લીધા, દેખતા ગંધર્વ પામો સોગ. ॥૪૭૯॥**
**યુધ્ધ કરવા સર્વે આવીયા, અને મલી ગંધર્વ જેહ,**
**શું મતા છે બાપની ? જે માંગ્યા ના કેમ લેવાય. ॥૪૮૦॥**
**ક્રોધ કરીને સર્વે પાટવે, ભીમસેન ઉભા જોયે,**
**પણ અર્ધુ અંગ વજ્રનું તે ના ગુણે ઘણનો ઘાયે. ॥૪૮૧॥**
**પછે ભીમે હાથ વાવરા, નાસી ગયા ગંધર્વ જેહ,**
**ઈન્દ્ર આગળ જઈને, કરી ફરીયાદ તેહ. ॥૪૮૨॥**
**અમે કમલોની રક્ષા કેમ કરૂ, અને સુરપતિ મહારાજ,**
**કુંતાના સુત ભીમ છે, તેણે કમળ લીધા આજ. ॥૪૮૩॥**
**અમે યુધ્ધ કર્યું સહી, પણ ન ચાલ્યુ લગાર,**
**સુરપતિ કહે ચિત્રસેનને, અને ગંધર્વસુ વિચાર. ॥૪૮૪॥**

પ્રણામ કરીને પુછજો, તેડે સુરપતિ રાયે જન,
ઈચ્છા એ પધારીયો, તે કહ્યું છે સુરભુવન. ॥૪૮૫॥
સમાચાર જઈ કહેજો, અમ સરીખુ હોયે કાજ,
સુરપતીએ કહાવીયુ છે, તમે ક્ષમા કરજો આજ. ॥૪૮૬॥
તાહા ધરમ કહે અમે અનઘટતુ કર્યુ, તે ક્ષમા કરજો સહી,
અમને હિમાલયે જવું છે તે માટે રેવાય નહી. ॥૪૮૭॥
વચન એવા સાંભળીને, ગંધર્વ લાગ્યો પાયે,
જે ભેટ આપી સુરપતીએ, તે મોકળી હતી તાહે. ॥૪૮૮॥
મણી કનકનો હાર આપ્યો, અને દ્રૌપદીસુ જેહ,
પ્રણામ કરીને વળ્યો પાછો, અનેચિત્રસેન તેહ. ॥૪૮૯॥

હિમાલયના ઉંચા જ શિખર ચઢતી વખતે હિમ ધુમ્મસના કારણે બિલકુલ દેખાતું નહોતું. મધ્યરાત્રીએ સર્વત્ર અંધકાર પ્રસરેલો દેખાતો હતો. જેમ તેમ તે છએ જણ  ત્રણ યોજન સુધી જતાં જ તેમને અતિશય સુંદર એવું સરોવર દેખાયું. અત્યંત નીલવર્ણના એ સરોવરનું પાણી દ્રષ્ટિમાં પડતાં જ પાંડવોને અતિશય આનંદ થયો. સરોવરના કાંઠે સુંદર સુગંધી ફુલ ઝાડ ખીલેલાં હતાં. બધા સૌંદર્યમાં વિશેષ ભર સરોવરમાં નીલકમળોની પડતી હતી. એ કમળ જોતાં જ દ્રૌપદીનું મન મોહિત થયું. તેણે ભીમને કહ્યું: 'મહારાજ, આ જુઓ કમળ કેટલાં સુંદર મનમોહક છે. અત્યંત નયનરમ્ય એવાં આ નિલકમળોની માળા કરવી એવી મારી ખુબ ઈચ્છા  થઈ છે. માટે એ ફુલ મને લાવી આપો. તમે મને નારાજ ન કરતાં. ખાત્રીથી લાવી આપશો માટે તમને વિનંતી કરૂ છું.' દ્રૌપદીની વાણી સાંભળીને ભીમને આશ્ચર્ય થયું એ બોલ્યો: 'સતી તું એ ફુલોની આસકિત કેમ કરે છે. તને કલ્પના પણ છે કે એ કોના માલિકીનાં ફુલો છે ! હે દ્રૌપદી, પ્રત્યક્ષ દેવરાજ ઈંદ્રનું આ ક્રિડા સ્થાન છે. તેણે આ પુષ્પરિણીના રક્ષણાર્થે ગંધર્વ નિમેલા છે. એ કમળ કાઢવા એટલે ગંધર્વ સાથે યુધ્ધ કરવું પડશે અને આસકિતનો ત્યાગ કરીને આપણે મુકિતમાર્ગને લાગ્યાં છીએ. અને આ ક્ષુલ્લક ફુલોની આસકિતમાં બધ્ધ થયા તો આપાણું સત્વ જશે.' ભીમના કહેવા તરફ દુર્લક્ષ કરીને દ્રૌપદીએ કહ્યું: 'મારો પ્રિયબંધુ શ્રીકૃષ્ણ મારા મનની બધી કામના  પુરનારો હતો.' આ વજ્રપ્રાય સાંભળીને ભીમને ખુબ દુઃખ થયું. દ્રૌપદીના મનની હોંશ પુરી કરવા તેણે પ્રાપ્ત પ્રસંગ સાથે મુકાબલો કરવાનો નિર્ધાર કર્યો. તેણે સરોવરમાં કુદકો મારી ઝપાટાથી કમળ પુષ્પો કાઢવાની શરૂઆત કરી. ગંધર્વે તને જોતાં જ પોતાના શસ્ત્રો ઉપાડીને તેની પાસે દોડી આવ્યા. ગંધર્વએ ભીમને કહ્યું, 'હે બલવંત વીર, તે ઉધ્ધતપણે અમને ન પુછતાં ફુલોને હાથ લગાવ્યો માટે દેવેન્દ્રનો ગુન્હેગાર થયો છે. હવે પહેલાં અમારી સાથે યુધ્ધ કર અને મરવા માટે તૈયાર થા. આ ફૂલ કંઈ તારા બાપનાં રાખેલાં નથી. પરવાનગી વગર બીજાની વસ્તુને હાથ લગાવવાથી શું પરિણામ થાય છે એ તને જલ્દી જ સમજાશે.' ગંધર્વના એ ઉન્મત્તપણાના બોલ સાંભળીને ભીમને ખુબ ગુસ્સો આવ્યો. તે ત્યાંજ સીધો ઉભો રહ્યો અને મોટેથી હાથવાર કરીને તેણે યુધ્ધ માટે હસ્ત થાપટયા. ગંધર્વો અને ભીમ વચ્ચે યુધ્ધ શરૂ થયું. ગંધર્વોએ પોતાના શસ્ત્રાશસ્ત્ર ભીમ પર ફેંકયાં પણ વજ્રવેદી ભીમ પર તેની કોઈ પણ અસર થઈ નહીં. ગંધર્વ પાસેના બધા શસ્ત્રો ખતમ થઈ ગયાં. છેલ્લે ભીમે કુદકો મારીને મલ્લયુધ્ધનો પેચ નાંખતાં જ ગંધર્વ બીકથી થરથર કાપતા ભાગી ગયા. ઈંદ્ર પાસે જઈને તેમણે કહ્યું કે હે સુરપતિ મહારાજ, આપણા સરોવરના નીલ કમળોનું રક્ષણ કરતી વખતે અમારૂ એક પણ ન સાંભળતાં કુંતીપુત્ર ભીમે ઉધ્ધતપણે ફુલ તોડયાં. અમે એની સાથે યુધ્ધ કર્યુ પણ એની આગળ અમારું કંઈ

બળ ચાલ્યું નહીં. હવે અમે કમળફુલોનું રક્ષણ કઇ રીતે કરીએ ? સુરપતીએ ગંધર્વની હકીકત સાંભળીને ગંધર્વરાજ ચિત્રસેનને બોલાવ્યો અને તેને કહ્યું: 'ચિત્રસેન તું પોતે એ જગ્યાએ જઇને પાંડવોને મારો સંદેશ જણાવ. અમારાથી આતતાયપણું થયું માટે તેમની ક્ષમા માંગીને તેમને બધાંને સુરપતીએ સ્વર્ગમાં બોલાવ્યાં છે. એમ કહીને અહીં લાવ.' ઈંદ્રની આજ્ઞા સાંભળીને જ ચિત્રસેન પાંડવો પાસે ગયો. થયેલા કૃત્ય માટે ક્ષમા માંગી અને ઈંદ્રરાજાનો સંદેશ કહ્યો. એ સાંભળીને ધર્મરાજા બોલ્યા: 'હે ચિત્રસેન સાચું જોઇએ તો તમારૂ આતતાયીપણું ન હોઇને અમારાથી જ આ અયોગ્ય કૃત્ય થયું છે માટે તમે જ અમને ક્ષમા કરો. દેવરાજાનો સંદેશ અમને મળ્યો છે. મન અત્યાનંદથી ભરાઇ ગયું, પણ ભગવાન શ્રીકૃષ્ણચરણે વૈકુંઠમાં જવું એવો અમે નિશ્ચય કર્યો હોવાથી અમને સ્વર્ગીય ઐશ્વર્ય ભોગમાં રહેવું નથી. તમારી આજ્ઞા મર્યાદા ઉલ્લંઘન કર્યા બદલ ક્ષમા કરો. ઈંદ્રને અમારા પ્રેમભર્યા પ્રણામ કહેજો અને અહર્નિશ અમારા પર કૃપાદ્રષ્ટિ રહે એવી પ્રાર્થના પહોંચાડજો. ધર્મરાજાનું કરૂણાર્દ્ર હૃદય જાણીને ચિત્રસેનને ખૂબ જ હેત આવ્યું એ ધર્મરાજાના ચરણે લાગીને ધન્યવાદ આપવા લાગ્યો. દેવરાજાએ પાંડવોને આપવા માટે જે અમૂલ્ય ભેટ આપી હતી એ ચિત્રસેને પાંડવોના ચરણે અર્પણ કરી. ધર્મરાજાએ તેનો સહર્ષ સ્વીકાર કરીને શિરોધાર્ય માનીને પાછી ચિત્રસેનને આપી અને બોલ્યા: 'અમને હવે આવા બહુમુલ્ય ઉપહારનું શું કર્તવ્ય છે ? આ તમે અમારા પિતૃતુલ્ય દેવરાજાના સંગ્રહે રહેવા દો. ચિત્રસેન બોલ્યો: 'ઠીક છે પણ તેમના પ્રેમની યાદ માટે તેમના આ સ્મરણાર્થે દ્રૌપદીને આ મણિરત્નનો હાર સૌભાગ્ય લક્ષણ માટે અર્પણ કરીએ છીએ તેનો સ્વીકાર કરો એમ કહીને તેણે એ હાર દ્રૌપદીને આપ્યો અને પછી પાછો ફર્યો. પછી પાંડવોએ આગળ પોતાના માર્ગે જવા પ્રસ્થાન કર્યું.

મહાગંધમાદ પર્વત માંહે, વનસ્પતિ ભાર અઢાર,
નારીયેલ કેળ શોભતી, ત્યાં સુપારીની ઝાડ. ॥૪૯૦॥
કેરી કોઠી કરમદા, અને જંબુ બુલર સોયે,
પવને ફળ પડે ત્રુટી, કાચા પાકા જોયે. ॥૪૯૧॥
દાડમ દરાખ બદામ, ખારીક ને ખજુર,
આંબા ને ઈમલી, તે પાકી પુરેપુરી. ॥૪૯૨॥
આગળ વન આકોડના, અને ભીલામ કાજુ જાય,
કડા અને ફણસ પીસ્તા કહીયે તેહ. ॥૪૯૩॥
વન જાલ મોટી આવે, સુખડ ચંદનગિરીના વન,
લવિંગ એલચીનુ જાવંત્રી, તે જુએ રાયે જન. ॥૪૯૪॥
જાયફલ ને ડમરો મરૂવો, અને તમાલપત્રના પાન,
તેહે તાહા અતિ ઘણા, તે કરે શોભાયમાન. ॥૪૯૫॥
બિજારોને નારંગી નાગરવેલ તેના જો પાન,
તાહા વનસ્પતિ દીસે ઘણી તે દેખીને શોભાયમાન. ॥૪૯૬॥
ઘણુ બોલે પપિહા ઉઠેશોર, કોયલ ટહુકા કરે,
અને ચાત્રુક બોલે મોર, શોભાના નહી પારરે. ॥૪૯૭॥

પોપટ સુડા અતિ ઘણા, વનમાં કલોલજ થાયે,
તાહા સરોવરે બગ હંસ ફરે, તે ધર્મ ઉભા જોયે. ॥૪૯૮॥
તાહા દિવસ પાંચ વસા પાંડવ, દેખી વનની શોભામાન,
મહા ગંધમાધનથી ઉતરા, એટલે આવી ત્યાં મેરૂની સંધ. ॥૪૯૯॥

પાંડવો ત્યાંથી આગળ નીકળીને મહાગંધમાધન પર્વત પર ચઢવા લાગ્યા. મહાગંધમાધન પર્વતની શોભા અત્યંત રમણીય હતી. અઢાર ભાર વનસ્પતિ એ વનરાઈમાં વસતી હતી. નારિયેળી, કેળી, સોપારી, જાંબુ, ઉંબરા વગેરે ફળ ઝાડોના જાણે બગીચા ને બગીચા કોઈએ લગાવ્યા હોય એ પ્રકારના ઘટાટોપ બાગ જયાં ત્યાં પ્રસરેલા હતા. પવનના ઝોકાથી અનેક કાચા પાકા ફળ તુટીને જમીન પર ફળોની વૃષ્ટિ થયેલી હતી. દાડમ, દ્રાક્ષ, બદામ, ખારેક, ખજુર, આંબો, આમલી, ચીકુ વગેરે ફળ ઝાડ અને પાકેલાં ફળ સર્વત્ર દેખાતા હતા. આ વનોની શોભા જોતાં અને વનફળોનો આહાર કરતા પાંડવો આગળ આગળ જતા હતા. આગળ આક્રોડ, ભીલામા, કાજુ, કમળ કાકડી, ફણસ, પિસ્તા વગેરે મેવા વૃક્ષોના વન હતાં. ત્યાંથી થોડે આગળ ગયા પછી સુગંધી એવા ચંદન પારિજાત વગેરે સુગંધી વૃક્ષોના વન ઓળંગીને પાંડવો આગળ આગળ જવા લાગ્યા. આગળ તેમને લવીંગ, ઈલાયચી, જાવંત્રી, જાયફળ, તમાલપત્ર, ડમરા મરૂઆ વગેરે મસાલાનાં ઝાડોના વન આવ્યાં. તે પણ ઓળંગીને ગયા પછી એમને નાગરવેલ, સંતરા, મોસંબી, નારંગી વગેરે વનસ્પતિ જોઈને મનમાં ખુબ આનંદ થયો. બધી રીતેની વનસ્પતિ અત્યંત શોભાયમાન દેખાતી હતી. કોકીલા, મોર, ચાતક, પોપટ વગેરે પક્ષીઓનું મધુ કુંજન મનને અતિશય ઉલ્હાસિત કરતું હતું. ઠેક ઠેકાણે સુમધુર અમૃતાપમ પાણીનાં સરોવરો દેખાતાં હતાં. તેમના કિનારા પર હંસ બગલા વગેરે પક્ષી સ્વચ્છંદે વિહરતાં હતાં. આ સર્વ વનશ્રીની શોભા જોઈને બધાનાં હૃદય પુલકિત થયાં. પાંચ દિવસ સુધી રોકાઈને પાંડવાએ ગંધમાદન પર્વતની શોભા નિરખ્યા કરી. પછી એ પર્વતની નીચે ઉતરવા લાગ્યાં. ગંધમાધન પર્વત ઉતરી ગયા પછી અતિશય ઉંચો જ ઉંચો સીધો મેરૂ પર્વત આવ્યો. અત્યંત પરિશ્રમે એ છએ જાણ એ મેરૂ પર્વત ચઢવા માટે સિધ્ધ થયાં.

પાંચ પાંડવોને છઠ્ઠી સતી નાર, તે મેરૂ શિખર ગઢ ચઢે નિર્ધાર. ॥૫૦૦॥
પ્રેમભકિતની વાર્તાતે મનમાં ધરે, મન સાથે હરીસુ ધ્યાન જો ધરે. ॥૫૦૧॥
હવે શીત વ્યાપ્યું દ્રૌપદીને તે ચાલી ન શકે ચરણ,
યોજન એક ચાલ્યા સતી તે પડયા પૃથ્વી ધરણ. ॥૫૦૨॥
અર્ધપંથે સહુ આવ્યા જેટલે, અને સતી દ્રૌપદી ઢળી પડયાં તેટલે. ॥૫૦૩॥
પ્રાણ ચાલ્યા નિસરી અને સુખવંત થઈ તે સોય,
હવે રોદન કરીને પાંચે મળે પડયો સતીનો વિયોગ. ॥૫૦૪॥
તાહા ધર્મ કહે રાણી ઉઠો અને જાવું વેગળે પંથ,
સંઘે જે ત્યજી નહી તે કેમ ગયા કંથ. ॥૫૦૫॥
અર્જુનને વરવા કારણ થાયે અને સાથે લેવા વન,
ભીમસેન સાદ કરે મે મુકાવી અલમસ્તથી સતીજન. ॥૫૦૬॥

તે પ્રીત કેમ સાંભરે નહી પૃથ્વી પડિયા સતી નાર, અર્જુન ગાટાકાઢી
રૂદન કરે અને ગૌરી તણા ગુણ ગાય. ॥૫૦૭॥
સુહુ કોઇ જાણે છે અર્જુનસુ અધિક પ્રીત વિચાર,
તેહે કેમ ઢળી પડયા સતી જન મહા સાર. ॥૫૦૮॥
નકુળ વર્ણવે ગુણ સતીના સ્મરે છે જેહ,
આજ કેમ પ્રીત છોડી દીધી છે તેહ. ॥૫૦૯॥
સહદેવ સાધને દુઃખએ દીધુ ન ઘટે સતી પાવન,
હવે અમે રહુ કોને આસરે સતી વિચારોનો મન. ॥૫૧૦॥
પણ દુઃખદ કાળ આવ્યો સર્વનો દ્રૌપદી પડયા ત્યાંય,
હવે ધર્મરાય વાળે સહુ ભ્રાતને જે હરિ કરે સહુ હોય. ॥૫૧૧॥
અમર કોઇ છે નહી સંસારનો ખોટો સંગ,
કાળ કોઇને મુકે નહી મનુષ્યની એવી રીત. ॥૫૧૨॥
હવે રાજા કહે સહદેવને સંબંધ જેટલો હોય,
રાજા યુધિષ્ઠિર વાણી વદે સતી ગળ્યા કેમ જાયે. ॥૫૧૩॥
સહદેવ કહે રાયજી પાર્થ ઉપર સદા મન,
એ કર્મ નડયું એમને ઢળ્યું સતીનું તન. ॥૫૧૪॥
ક્ષમા કરી રાય પાસે ગયા, દેખી સતીને દુખીયા થયા. ॥૫૧૫॥

અત્યંત ઉંચો સીધો ઉભો એવા મેરૂ શિખર પર પાંચેય આગળ અને તેમની પાછળ દ્રોપદી એમ ઉપર ઉપર ચઢવા લાગ્યાં. અત્યંત નિર્ધારથી સંકટનો મુકાબલો કરતાં કરતાં તે ચાલતાં હતાં સર્વત્ર હિમધુમ્મસ પ્રસરેલું, સુર્યકિરણોનું નામ પણ નહીં, અત્યંત બરફનો પવન વહેતો હતો, સતત હિમવર્ષા થતી હતી અને એ સંકટમાં માર્ગ કાઢવા પરમેશ્વરનું સ્મરણ કરતાં મનોમન તેમનું ધ્યાન ચિંતન સ્મરણ કરતાં કરતાં આગળ ચાલતાં હતાં. એ મેરૂશિખર પર પૂર્ણ એક યોજનભર ચઢી ગયા પછી માત્ર દ્રૌપદીના શરીરમાં અશકિત ભરાઇ. તેનાથી એક પગલું પણ આગળ નંખાતું નહોતું. અતિશય ઠંડીથી એ થરથરતાં એણે પોતાનો દેહ જમીન પર મુકયો. પોતાના પાંચેય પતિને બુમ મારીને તેણે પાસે બોલાવ્યા. પાંચેય પતિઓને વંદન કર્યું અને ભગવાન શ્રીકૃષ્ણનું સ્મરણ ધ્યાન કરતાં કરતાં તેના પ્રાણજ્યોત નિજધામમાં નીકળી ગયા. દેહ ત્યાંજ પડી રહ્યો. પાંચેય ભાઇ અત્યંત શોકાતુર થયા. સતી દ્રૌપદીના નિસ્તેજ પણ શાંત વદન તરફ જોઇને પાંચે જણા મોટે મોટેથી વિલાપ કરીને રડવા લાગ્યા. ધર્મરાજા બોલ્યાઃ 'હે સતી ઉઠ ! તારાથી આ માર્ગ સહન ન થતો હોય તો આપણે અલગ રસ્તાથી જઇશું. પણ અહીં રોકાશ નહીં. અહીં સુધી અમારી સાથે આવીને હવે અમારો સંગ છોડીને એકદમ જ કેમ ચાલી ગઇ ! ભીમ બોલ્યોઃ 'હે દ્રૌપદી અર્જુને તને જીતીને વરી પણ માતાની આજ્ઞા શીરોધાર્ય માનીને તે પ્રેમથી પાંચેય પતિની સેવા કરીને જગથી અલગ સત્વ રાખ્યું. વનથી તે દૈત્ય સુધીના બધા પ્રસંગ યાદ કરીને ભીમ મોટે મોટેથી વિલાપ કરીને સતીના ગુણ ગાવા લાગ્યો. અર્જુન બોલ્યોઃ 'હે સતી શિરોમણી ! અત્યંત પ્રેમથી તેં અમારી બધાંની સેવા કરી અને સંપૂર્ણ સુખદુઃખના પ્રસંગે છાયા પ્રમાણે સાથે રહીને તેનો ભાર તે સહન કર્યો અને

આજ અમને છોડીને કેમ નીકળી ગઈ, આજ અમારા પરથી પ્રિતનું છત્ર કેમ તે કાઢી લીધું ? નકુલ, સહદેવ પણ અત્યંત શોકાકુલોપદીના ગુણ યાદ કરી રડવા લાગ્યા. પાંચે ભાઈઓ આ પ્રમાણે બધા અપાર શોકસાગરમાં ડુબ્યા. સારો એવો સમય થયા પછી છેલ્લે ધર્મરાજાએ ભાઈઓને સમજાવીને કહ્યું, 'બંધુઓ આ જગતમાં અમર તો કોઈ પણ નથી. જગતનો સંગ એ મિથ્યા છે. કાળ કોઈને પણ છોડશે નહીં. સર્વ પ્રાણીમાત્ર કાલગતિના ચક્રમાં સપડાયેલા છે. જ્યાં સુધી સતીનો અને આપણો ઋણાનુબંધ હતો ત્યાં સુધી તે આપણી સંગતીમાં હતી પણ આજ તે સંગ કાળના યોગે તુટયો પણ આત્મા તો અજર અમર છે. એ નષ્ટ થનાર નથી. પણ હે સહદેવ, સતી દ્રૌપદી આપણા પહેલાં કાળને સ્વાધીન થઈ એનું કારણ શું હશે ? સહદેવ બોલ્યોઃ દ્રૌપદી ખરેખર જ મહાસતી હતી. બધા સાથે તેનું પ્રિતનું વર્તન હતું પણ અર્જુને તેને સ્વયંવર જીતી હોવાથી અર્જુન પર તેની વિશેષ પ્રીતિ હતી. આ પક્ષપાતના કારણે સતીને અહીં પહેલાં દેહ છોડવો પડયો. ભગવાન શ્રીકૃષ્ણ પર તેને અત્યંત ઉત્કૃષ્ટ પ્રેમ હતો માટે તે તેમના ચરણે લીન થઈ. થનારી ભાવી ઘટનાઓ કોઈ ટાળી શકતું નથી. મહાસતી દ્રૌપદીના આત્માને શાંતિ મળે માટે આપણે બધા તેના હાથે જાણ્યે અજાણ્યે થયેલા દોષ કર્મની ક્ષમા કરવી અને આગળના પ્રયોજનની તજવીજ કરવી.

તે નારી પાસે જઈ બેઠા સહુ કંથ, ત્રાહે ત્રાહે શ્રી ભગવંત. ॥૫૧૬॥
હાથ ઘસીને હલાવે શીશ, અને સ્ત્રી વિના કર્યા જગદીશ. ॥૫૧૭॥
નારી વિના જે પુરૂષ હોયે, અને મરવા સમો ગણવો જોયે. ॥૫૧૮॥
નારી વિના સુખ એકે ના હોય, નારી વિના ઘર સુનુ જોયે. ॥૫૧૯॥
નારી વિના કોઈ ન કરે વિશ્વાસ, નારી વિના પુરૂષ તણી ન પોચે આશ. ॥૫૨૦॥
સ્ત્રી વિના સગુ કોઈ ઘેર ન આવે, સ્ત્રી વિના લંપટ સર્વે કહાવે. ॥૫૨૧॥
સ્ત્રી વિના એકે ધર્મ ન રહે, સ્ત્રી વિના સહુ અપરાધી કહે. ॥૫૨૨॥
માતાપિતા સહોદર વીર, સ્ત્રી વિના કોઈ ના પાવે નીર. ॥૫૨૩॥
સ્ત્રી વિના સકળ લોક પરહરે, વણવિચારી સ્ત્રીની નિંદા કરે. ॥૫૨૪॥
સ્ત્રી વિના આભુષણ કેસો, સુકે લાકડે શોભે જેસો. ॥૫૨૫॥
સ્ત્રી વિના કોયે પાસે ના રહેવાયે, પાંચે વીર કરે છે હાયે હાયે. ॥૫૨૬॥
ભીમ કહે સાંભળીયે મહારાજ, અર્ધે પંથે કેમ ખુટયો કાળ. ॥૫૨૭॥
શ્રીહરિતણા ન દીઠા ચરણ, કોણ પાપથી પામી મરણ. ॥૫૨૮॥
કહે યુધિષ્ઠિર સાંભળો વીર, કર્મભોગ તે ભોગવવું પડે છે સધીર. ॥૫૨૯॥ 
વનમાં ભુમી દાગ દઈ ગયા, સતી વિયોગે અતિ દુખીયા થયા. ॥૫૩૦॥
પાંચે વીર પછે ઉભા થયા, કરી સ્નાનને માર્ગે ચાલીયા. ॥૫૩૧॥

**પાંડવ પાંચાલી મુકી ગયા, સ્ત્રી વિયોગનું દુઃખ સમાવી રહ્યા. ॥૫૩૨॥**
**વનમાં આગળ નિસર્યા,ભ્રાત પાંચે નિરધાર,આગળ શિત વ્યાપે જાયે સતનો આધાર. ॥૫૩૩॥**
**શોક સમાવી ચાલ્યા રાયે, કૈરાત ગિરિ પોહતા આયે. ॥૫૩૪॥**
**કૈરાતકેશ્વર પૂજા કરી, તતક્ષણ વીર ચાલ્યા નિસરી. ॥૫૩૫॥**
**ચન્દ્રકાન્તી ગિરી શ્વેત શિતલ, ઉદીત તેજ નિર્મલ શશીકલ. ॥૫૩૬॥**
**માર્ગે ચાલ્યા જાયે વીર, સ્મરણ કરતા શ્યામ શરીર. ॥૫૩૭॥**

સતી દ્રૌપદીના દેહની આજુબાજુ બેસીને પાંચેય જણ શોક કરતા હતા. ત્રાહીત્રાહી કરીને ભગવાનની આરાધના કરતા હતા. યુધ્ધમાં પરાજિત થયેલા એકાદ દુર્દૈવી વીર પ્રમાણે હાથ ઝટકતા અને શીર તાડન કરતા હૃદયવિદારક એવા તે શોક કરતા હતા. સતી દ્રૌપદીના ગુણ યાદ કરીને તે બોલતા, 'હે જગદીશ્વર આજ તેં જાણી જોઈને અમારો પ્રાણ જ હરણ કર્યો. અમે ચૈતન્યશકિતરહિત થયા. સતી સ્ત્રી વિરહીત જે પુરૂષ છે તે ચૈતન્ય રહિત દેહ પ્રમાણે જાણવો. સ્ત્રી સિવાય ગૃહસ્થને સુખ મળતું નથી. સ્ત્રી સિવાય ઘર શૂન્યવત લાગે છે. સ્ત્રી રહિત વિરહીત મનુષ્યોનો કોઈ પણ વિશ્વાસ કરતું નથી, સ્ત્રી સિવાય ગૃહસ્થથી આશા પૂર્ણ થતી નથી. સ્ત્રી વગર સંબંધ જોડાતા નથી. સ્ત્રી વિરહિત ગૃહસ્થ જગતની દ્રષ્ટિમાં લંપટ ગણાય છે. સ્ત્રી સિવાય ધર્મ, અર્થ, કામ, મોક્ષ વગેરે કોઈપણ પુરૂષાર્થ સાધ્ય થતું નથી. સ્ત્રી રહિત ગૃહસ્થના હાથે સમાજમાં અપરાધ થવાનો સંભવ રહે છે. સમાજદ્રષ્ટિથી એ ગુન્હેગાર ઠરે છે. સ્ત્રી સિવાય સંસારમાં ઐશ્વર્ય નથી, કુટુંબમાં માતા પિતા સહોદર હોય તો પણ ગૃહસ્થની બધી મનોકામના સતી સાધ્વી સ્વસ્ત્રી સિવાય પુર્ણ તૃપ્ત થઈ શકતી નથી. સ્ત્રી સિવાય કોઈ પણ પાણી પણ આપવાનું સૌજન્ય બતાવતું નથી. સતી સાધ્વી પ્રેમાળ સ્ત્રીના સંગતીમાં જ ગૃહસ્થનો સંસાર સુખી થાય છે. અવિચારી વિષયલંપટ વિકારી લોભી નરપશુ જ સ્ત્રીની નિંદા કરે છે. સ્ત્રી ગૃહસ્થધર્મનો અમુલ્ય એવો દાગીનો છે. સ્ત્રી વિરહીત ગૃહસ્થાશ્રમ એટલે ખાલી વૃક્ષ પ્રમાણે ભયાનક જાણવો. હે ભગવાન ! આજ અમે સ્ત્રી સિવાય એવા પરાકા થયા છીએ. હાય હાય હવે અમારી ખબર અંતર દેખભાળ કોણ કરશે ? સુખ દુઃખમાં સહભાગી થઈને દુઃખ અમને ભોગવવું પડ્યું છે. 'ભીમ બોલ્યાઃ 'હે ભ્રાતા, હવે શું કરવું. ભગવાન પાસે જઈને મોં કંઈ રીતે બતાવવું ? આપણે અનેક પ્રસંગે યુધ્ધ કરીને સતીનું રક્ષણ કર્યુ પણ આજ કાળને લીધે આપણે હાર્યા. સતીના એવા કયાં અદષ્ટ કર્મ હશે કે તેને અકાળે મૃત્યુ થયું ? યુધિષ્ઠિર બોલ્યાઃ 'ભીમ પ્રત્યેક પ્રાણીમાત્રને આ પોતપોતાનો કર્મભોગ પ્રાકતનાનુસાર ભોગવવો પડે છે. નિયતીના આ કારભારમાં કોઈ ફેરફાર કરવા માટે સમર્થ નથી. શ્રી હરિચરણ પ્રાપ્તિ સિવાય મહાસતી દ્રૌપદી દેવીને મરણ આવ્યું માટે અઘટિત લાગે છે પણ તેનાથી આપણો કોઈ ઈલાજ નથી.' સતીના વિયોગથી અત્યંત દુઃખી થઈને બધા રૂદન કરતા હતા. છેલ્લે તેમણે દ્રૌપદીના દેહને ભૂમીદાગ આપી સ્નાન કર્યુ. સતીના વિયોગનું મહાદુઃખ હૃદયમાં રાખી એ આગળને માર્ગે પ્રયાણ કર્યું. સતી દ્રૌપદી વગર ભુલ્યા ભુલ્યા જેવું તેમને લાગતું હતું. દ્રૌપદીનો વિરહ તેમનાથી સહન જ થતો નહોતો. આ દેહથી એ આગળ ચાલતા હતા પણ જીવ માત્ર સતી પાસે જ અડગ્યો હતો. છેલ્લા નિર્ધારથી એ આગળનો માર્ગ કાપવા લાગ્યા. આગળ અધિકાધિક ઠંડી વ્યાપેલી હતી. સત્યનો આધાર જશે કે શું એમ લાગતું હતું. મનમાં શોક સમાવીને આગળ ચાલતાં પાંડવો કિરાતગિરી પર જઈને પહોચ્યા. કૈતરાકેશ્વરની પૂજા કરીને પાંડવો આગળ જવા લાગ્યા. ચન્દ્રકિરણ પ્રમાણે સુશિતલ અને અત્યંત તેજસ્વી એવા એ પર્વતનું શિખર ચઢતાં એ ઉપર ચાલ્યા. અસંખ્ય ચંદ્રોદય થાય એ પ્રમાણે સર્વત્ર શ્વેતશિખરનું તેજ પ્રસરેલું હતું. એ આધારથી ચઢતા અને ભગવાનનું નામસ્મરણ ચિંતન ધ્યાન કરતા પાંચેય જણ આગળ ચાલ્યા જાય છે.

જોજન પચીસ ગયા જેટલે, નકુલ ગળી પડયા તેટલે. ॥૫૩૮॥
પાયે પ્રિથમી ટકે નહી જાયે, અને હિમાચલ આવો સોયે. ॥૫૩૯॥
પાસે વીટીને બેઠા રે ભ્રાતા, હવે દિનાનાથ આ થયું ઉત્પાત. ॥૫૪૦॥
રૂદન સહુ કરે ને સંભારે વીર, સુઇના રહિયે ભ્રાત સધીર. ॥૫૪૧॥
આજ તે ન ઘટે મહા રણધીર, રણમાહે રથીયો સધીર. ॥૫૪૨॥
લાકડવાયો વર્ણાગી બંધવ જેહ, અને માર્ગે મરણ પામ્યો તેહ. ॥૫૪૩॥
પુછે ભીમ ભાઈ યુધિષ્ઠિર સુણો, કોણ પાપે એ ભાઈ નકુળ ઢળ્યો. ॥૫૪૪॥
એનું પરાક્રમ શું કહું ઘણું, ગુણ અને રૂપ ન જાયે કળ્યું. ॥૫૪૫॥
યોધ્ધામાહે યોધ્ધો સાર, કોણ પાપે પડયો હિમ મોઝાર. ॥૫૪૬॥
માતાને વહાલો હતો તે ઘણો, બળવાન હતો પણ ન થાતો છતો. ॥૫૪૭॥
અર્ધે પંથે કેમ પામો મરણ, તે મુજને સંભળાવો કારણ. ॥૫૪૮॥
પૂર્વ જન્મનું લાગ્યું પાપ, ગયો નકુલને થયો સંમોહ. ॥૫૪૯॥
કહે ભાઈ યુધિષ્ઠિર સુણજો રાયે, નકુળના મરણની કહુ કથાયે. ॥૫૫૦॥
એણે રૂપ તણો ગર્વ હતો ઘણો, તે કારણ તે વનમાં ગળ્યો. ॥૫૫૧॥
બળવંત હતો બંધવ જેહ, અકાળ અજાણ્યો રહ્યો તેહ. ॥૫૫૨॥
મહા પરાકમી પૂર્ણ કહાવે અતિ, શુરામાંહે તે શૂર મહારથી. ॥૫૫૩॥
મુકો સર્વે નકુલની વાત, કરી સ્નાનને ચાલ્યા ભ્રાત. ॥૫૫૪॥
નાનો જાણીને ન કેતા આજ, પણ ઘરે તો મોટા કાજ. ॥૫૫૫॥
ઉઠીને ભ્રાત માર્ગે પરવર્યા, ભુમી દાગ દઈને આગળ સંચર્યા. ॥૫૫૬॥
મનમાં ધરતા શ્રીહરિનું ધ્યાન, જીભે જપતા નારાયણનું નામ. ॥૫૫૭॥
શ્રીહરિ શ્રીહરિ જપતા જાયે, બંધવ ત્રણને ચોથા રાયે. ॥૫૫૮॥

આશરે પચ્ચીસ યોજન ચાલીને ગયા પછી ઠંડા પવનનું ઝોકુ આવી હિમવૃષ્ટિ થવા લાગી. જમીન પર પગ પણ સ્થિર રહેતા નહોતા. કંઇક કરીને તોલ રાખીને પાંચેય જણ ચાલતા હતા. ત્યારે નકુલનો દેહં પડયો. નીચે પડતાની સાથે જ તેનો પ્રાણ જગદીશ્વરને શોધતો અનંતમાં વિલીન થયો. ચારેય જણ જમીન પર નકુલના દેહની પાસે બેસી શોક કરવા લાગ્યા. 'હે દીનાનાથ હવે આ કેવો ઉત્પાત થયો. હે વીર નકુલ ! ધીર ધરીને ઉઠીને બેસ. ભ્રાતા ઉંઘીશ નહીં. તું અત્યંત પરાક્રમી મહારથી વીર હોવાથી અને તારો પરાક્રમ અવર્ણનીય હોવાથી તું અમને એકાએક છોડીને કેમ ચાલયો ગયો. માતાનો અત્યંત લાડકો, પ્રેમાળ, સુંદર, શુરવીર, રણધીર હે બંધુ, કયા તારા ગુણ યાદ કરવા. અમારી મતી કુઠીત થાય છે. તારા ગુણ અને રૂપ સૌંદર્ય અવર્ણનીય હતા. હવે તું આ અમારા નયનોને કયારે દેખાઈશ ? અમને ભ્રાતાને અપાર શોક સાગરમાં પાછળ મુકીને એકલો જ આગળના પંથે પ્રયાણ કર્યું ? તારો શોક કરીને પણ તું પાછો આવીશ નહીં એ જાણતા હોવા છતાં મન માનતું નથી. ભીમે ધર્મરાજાને કહ્યું: ' આપણો આ લાડકો બંધુ કયા દોષે આ હિમાલયમાં અડધા માર્ગે મૃત્યુ પામ્યો હશે ? બધા સાથે પ્રેમથી બોલનારો વર્તનારો અત્યંત નમ્ર શીલવાન ગુણવાન પરાક્રમી અને

ધર્માનુસરણ કરનારા એવા ભ્રાતા પાસેથી કંઈ પાપ કર્મ ઘડાયા હશે એવું મને બિલકુલ લાગતું નથી. તો હે બંધુ ધર્મરાજ, મારા મનની જિજ્ઞાસા તમે પૂર્ણ કરો. કયા દોષથી નકુલ ભ્રાતાએ પોતાના પહેલા દેહ છોડયો ? ' ધર્મરાજા બોલ્યા: 'ભીમ, નકુલથી આ જન્મમાં કોઈ પણ પાપ કર્મ થયાં નથી પણ પૂર્વ આ જન્મના કર્મદોષને કારણે અને જન્મના તેના સૌદર્યભિમાનને કારણે તેને આપણા પહેલાં જ મૃત્યુ આવ્યું છે. નકુલ અત્યંત બલવાન અને ગુણસંપન્ન હોંશિયાર હતો પણ તેણે પોતાના આ ગુણ કદીયે જ કશાયમાં લગાવ્યા નહીં. આ દોષથી એ કાળપુરૂષની જાળમાં જલ્દી જ ઘેરાઈ ગયો. હવે વધારે વિચાર કરીને સમય વ્યર્થ કરવાનો અર્થ નથી. આપણે બધાએ પણ આ કાળ પુરૂષના જ શરણે જવાનું છે, માટે ત્વરીત ઉઠો. બંધુ નકુલની અન્ત્યેષ્ઠિ કરો અને આગળના રસ્તે પ્રયાણ કરો. ધર્મરાજાનું વચન શિરોધાર્ય માનીને તેમણે નકુલને ભૂમીદાગ આપ્યો. સંસ્કાર પિંડશ્રાધ્ધ ઉત્તરકાર્ય વગેરે મંત્રવિધિથી કરીને એ આગળ જવા માટે સિધ્ધ થયા. મનમાં પરમેશ્વરનું ધ્યાન ચિંતન કરતા અને નારાયણનું નામસ્મરણ કરતા જયઘોષ કરતા ચારેય ભાઈ ઉત્તરપંથે રવાના થયા.

**પંદર યોજન પોતા રે વળી, એટલે તાહા સહદેવ પડા ગલી. ॥૫૫૯॥**
**પડયા ધરણીયે પામ્યા મરણ, મેલ્યુ તેજ જઈ શામ શરણ. ॥૫૬૦॥**
**ભીમ કહે કારણ કહો, ભાઈ સહદેવ જ્ઞાની માર્ગે રહ્યો. ॥૫૬૧॥**
**બ્રહ્મજ્ઞાન જાણતા પાળે વેદ વાણ, તેણે વાલા સદાયે પુરૂષ પુરાણ. ॥૫૬૨॥**
**ધનુર્વિદ્યાનો ધોરી હતો, યુધ્ધ કરતા અતિ ગુણ છતો. ॥૫૬૩॥**
**તે ભાઈ સહદેવ ઢળી પડયો આજ, હવે શું થાશે શ્રી મહારાજ. ॥૫૬૪॥**
**રાજા ધર્મ કહે સાંભળો ભાઈ ભીમ, સહદેવ જાણતો હતો આગમનિગમ. ॥૫૬૫॥**
**દ્યુત ફાસા રમતા આપણે દુઃખીયા થયા, જાણ્યા છતાં તેના મર્મ ન કહ્યા. ॥૫૬૬॥**
**જો અમને ભાઈ રમવાને વારતો, જાણી દોષને રહેતો અનછતો. ॥૫૬૭॥**
**જો વારતો તો આપણે રમતા નહી, સતી દ્રૌપદી દુઃખ પામતી નહી. ॥૫૬૮॥**
**તે દાડાનું તેણે લાગ્યું પાપ, પામ્યો મરણને થયો સંતાપ. ॥૫૬૯॥**
**કર્મવિધિ કરી સહદેવની, ભોગદાગ દઈ સંચર્યાને સ્મરે શ્રીહરિ. ॥૫૭૦॥**
**કર્યું સ્નાન સહદેવ તણુ, તાહા રાજા તો દુઃખ પમ્યા ઘણું. ॥૫૭૧॥**
**કરી સ્નાનને ચાલ્યા તેણીવાર, સ્મરણ કરતા જુગદાધાર. ॥૫૭૨॥**
**શ્રીહરિ શ્રીહરિ એમ કહેતા વીર, હિમપંથે જાયે ત્રણ વીર સધીર. ॥૫૭૩॥**

હજુ પંદર યોજન ઉત્તરપંથે ગયા પછી સહદેવ ઠંડીથી થરથરવા લાગ્યો. તેનાથી આગળ ચલાતું નહોતું. એક હિમવાતના ઝોંકા સાથે એનો દેહ જમીન પર પડયો. પડતા સાથે તેણે મોટે મોટેથી ભગવાનનું નામ સ્મરણ શરૂ કર્યું. નામ સ્મરણના લયમાં તેની પ્રાણજ્યોતિ પણ લયમાં જવા લાગી. એકાદ દીપ બુઝાતાં જેમ ધીમે ધીમે ક્ષીણ થતાં થતાં છેલ્લે નહીવત થાય છે. તદ્રત સહદેવની પ્રાણજ્યોત ધીમે ધીમે ક્ષીણ થતાં થતાં ભગવાનના નાદબિંદુમાં વિલય પામી. શ્યામશરણના ચરણે તેના ચૈતન્ય સ્વરૂપમાં સમાઈ ગઈ. ભીમ બોલ્યા: 'અરેરે ! હવે માત્ર મહા અનર્થ થયો. આ ભગવાન મારા આ જ્ઞાનવિદ્યાસંપન્ન ભાઈને પણ અમારી પાસેથી કેમ લઈ ગયો ? બ્રહ્મજ્ઞાની વેદશાસ્ત્ર સંપન્ન જ્યોતિષવિદ્યા પારંગત

---





અત્યંત પરાક્રમી ધર્નુધારી એવા અમારા ભાઈને લઈ જઈ હે, પરમેશ્વર, તેં શું કર્યું. ભીમ બોલ્યોઃ હે ધર્મરાજા, આપણો પ્રિય ભ્રાતા એકાએક આપણને છોડીને કેમ વિલય થયો ? કોઈ પણ દોષ ન હોવા છતાં કાળપુરૂષ તેને કેમ ખેંચી લઈ ગયો ?' ધર્મરાજા બોલ્યાઃ 'ભીમ મનુષ્ય જે કર્મ કરે છે તેના ફળ આપનાર જે નિયતી છે તેને વિનાકારણ દોષ આપવાનો શું અર્થ ? પ્રાકતના ભોગે મોટા મોટા ઋષિમુનિઓ પણ છુટતા નથી . અહીં આપણા જેવા યત્કિંચિત માનવની શું કથા ! આપણો ભ્રાતા સહદેવ પૂર્ણ જ્ઞાની જ્યોર્તિવિદ હતો. ઘુત રમવાનું પરિણામ શું થશે ? તેનું પર્યવસાન શું થશે એ બધુ તે જાણતો હતો; પણ વ્યસનાધિન થયેલા વડીલ ભાઈને ધર્મ મર્યાદાના યોગથી એ નિવારી શક્યો નહીં. ઘુતક્રિડામાં દુર્યોધન-શકુનિ કપટથી દાવ રમતા હતા તે પાસાં જરાસંઘના અસ્થિના બનાવેલાં હતા એ જાણતો હોવા છતાં એ વિષયે મારી પાસે એ વાત પણ કાઢી નહીં. જો તેણે મને ત્યાંજ સુચવ્યું હોત તો હું ઘુત ન રમ્યો હોત અને આગળ થયેલો અનર્થ-સતી દ્રૌપદીની ભયંકર વિટંબણા થઈ નહોત. છતાં કંઈપણ પૂછયા વગર ન કહેવાનો તેના નિશ્ચયપણાથી સતીને અને આપણા બધાને અને આપણી પ્રજાને પણ અનોતનાત દુઃખ કષ્ટ ભોગવવું પડયું. આ બધા દોષથી આજ આપણો આ જ્ઞાની પ્રેમી બંધુ ચિરવિશ્રાંતિ લઈ અહીં સૂતો છે. આ દુઃખનો શોક દુર કરીને પણ આપણે આગળ જવું પડશે. ભગવાનને આપેલ વચન નિભાવવું પડશે. એ માટે હે બંધુઓ, ઉઠો તમે શોક કરશો નહીં. શોક કરીને કોઈ જ કાર્ય સિધ્ધ થતું નથી. ધીરજ આપીને ધર્મરાજાએ બંધુ સહદેવને ભુમીદાગ આપી અંતિમ સંસ્કાર, ઉત્તરકાર્ય, પિંડશ્રાધ્ધ આપ્યાં. પછી સ્નાન કરીને મનમાં ભગવાનની અપાર લીલા ચરિત્રનું સ્મરણ કરતા હવે ત્રણે ભાઈ આગળ ચાલવા લાગ્યા. અત્યંત દુસ્તર એવા માર્ગમાં ભગવાનનાં સ્મરણ ચિંતનથી પસાર કરતા એ જવા લાગ્યા.

**પવન વાયે ને શીત આવે અપાર, હિમની વૃષ્ટી પડે અંગ ઉપર સાર. ॥૫૭૪॥**
**પણ સતવાદી તેણે ગણતા નહી, ભીમ ધરે અંગ વજ્ર ત્યાંહી. ॥૫૭૫॥**
**તે ભજન કરે ભગવાનનું સહી, અને યોજન દસવો લાગા સહી. ॥૫૭૬॥**
**યોજન દસ ગયા જયારે રાયે, ત્યારે અર્જુનના અંગે કંપારો થાયે. ॥૫૭૭॥**
**દસ યોજન ઓળંગ્યા જેટલે, ભાઈ અર્જુન ગળીપડા તેટલે. ॥૫૭૮॥**
**પડતા ખેવ રાયે છોડયા પ્રાણ, મેલ્યુ તેજ નારાયણનું શરણ. ॥૫૭૯॥**
**યુધિષ્ઠિર તાહા રૂદન કરે, ભીમસેન દુઃખ મનમાં ધરે. ॥૫૮૦॥**
**કહે ભીમ હવે અમે કોને કહું, ધર્મરાજા દુઃખ પામ્યા બહુ. ॥૫૮૧॥**
**પડયો અર્જુન ભ્રાતને દુઃખીયા થયા, રૂદન કરી બેઊ અળગા રહ્યા. ॥૫૮૨॥**
**અરે બળવંત અર્જુન વીર રતન, તને આ ન ઘટે અમર વિયોગ. ॥૫૮૩॥**
**તારા ગુણની શું કહું વાત, મુજને મુકી ગયો તું ભ્રાત. ॥૫૮૪॥**
**સભામાં મચ્છ વિંધ્યો જીત્યા રાણા રાયે, પંચાળી વર્યો પ્રેમશુ સહુયે. ॥૫૮૫॥**
**રખુપણ કરતો તે આગળ કેમ જાય ધીર, ધીરજ કેમ રાખુ જીતી દ્વારકા એકલે વીર. ॥૫૮૬॥** 
**યજ્ઞ તણો મહિમા રહ્યો તે વીર તારૂ પુણ્ય, રાયે ધર્મ કહે એ કાળની અવળી ગત. ॥૫૮૭॥**
**વૈરાટ ઘેર કામ જ કીધું, વૈઢળ રૂપ લઈ કારજ સીધ્યું. ॥૫૮૮॥**
**અર્જુન સરીખો બંધવ ભલો, સુખ દુઃખનો સાથી ખરો. ॥૫૮૯॥**

---

ધનુર્વિદ્યાના ધારૂ વીર, સાથે ફરતા શ્યામ શરીર. ॥૫૯૦॥
અશ્વમેધ યજ્ઞનો આરંભ કર્યો, રાજ સોહી યજ્ઞ પુરણ કર્યો. ॥૫૯૧॥
મોટા સરખા કરતા કામ, લેતા શ્રીનારાયણ તણુ જો નામ. ॥૫૯૨॥
ખરી પ્રીત શ્રી નારાયણને સાથ, શ્યામ શરીર રહેતા તુંજ સંગાથ. ॥૫૯૩॥

ભયાનક ઠંડો સુસવાટાભર્યો પવન વહેતો હતો. શરીર પર ધરતી પર બધે દૂર સુધી બરફ જ બરફ પડતો હતો. પણ સત્વશીલ જીવાત્માઓ સત્વરૂપી હૃદય સાથે ઠંડીનો બધો ભાર સહન કરતા કરતા ચાલતા હતા. ભીમનું શરીર વ્રજનું હોવાથી સુરક્ષિત લાગતું હતું. ભકિતભાવ પ્રેમથી ભગવાનનું ભજન કરતાં નવ યોજન તો પાર પડયા. દસમા યોજનનું અનુસરણ એ કરતા હતા ત્યારે અચાનક અર્જુનના શરીરમાં અશકિત ભરાઈ. ભયંકર ઠંડીને કારણે તેનું શરીર થરથર કાંપવા લાગ્યું. દસમું યોજન પૂર્ણ ચાલીને જતાં જ અર્જુનનો દેહ જમીન પર પડયો. ભગવાન શ્રીકૃષ્ણનું સ્મરણ કરતાં તેના પ્રાણ દેહમાંથી નીકળી અને ભગવાનના સર્વવ્યાપી સર્વાધાર સ્વરૂપમાં વિલીન થયો. એ અત્યંત દુઃખદ પ્રસંગ જોઈને યુધિષ્ઠિર ભીમ અત્યંત કરૂણ વિલાપથી રડવા લાગ્યા. અત્યંત બલવાન ધનુર્ધારી વીર પણ જવાથી તેમને અપાર શોક થયો. ભીમ બોલ્યોઃ 'હે ભગવાન ! હવે આ દુઃખ અમારા હૃદયમાં સહેવાતું નથી. કોને કહીએ અને કેમ કહીએ, અમારાથી હવે ધીર ધરાતી નથી. તારો પાણસખા હોવાથી તું તેને લઈ ગયો પણ અમને પૂર્ણ નિરાધાર કર્યા ને ? કેમ કહું મારાથી બોલતું પણ નથી. હે ભ્રાતા અર્જુન, મહાબળવંત વીરા, અમને અપાર દુઃખ સાગરમાં છોડીને એકલો જ આગળ નીકળી જવું તને શોભતું નથી. આ તારો વિયોગ અમારાથી એકદમ અસહ્ય થયો છે. તારા ગુણોનું શું વર્ણન કરવું, વાણી અપૂર્ણ પડે છે. દ્રુપદ સભામાં મત્સ્યવેધ કરીને પણ જીતીને અત્યંત પ્રેમથી પંચાલીને વરી, ત્યાં ઘડેલા યુધ્ધ પ્રસંગે, અરણ્યમાં ગંધર્વ સાથે, વિરાટનગરમાં રહેતા કૌરવો અને મહાભારત યુધ્ધ પ્રસંગે અપાર બળ ખર્ચ કરીને સદૈવ વિજય મેળવી આપ્યો. અત્યંત ધૈર્યવાન મહાપરાક્રમી એવો તું વીર હતો. ભકતવત્સલ ભગવાન શ્રી કૃષ્ણ તારા પ્રાણસખા સખ્યભકિતને કારણે એ અનંત બ્રહ્માંડ નાયક જગદીશ્વર યુધ્ધ વખતે તારો રથ હાંકનાર સારથી થયા. તદ્વત ભવયુધ્ધમાં પોતાના જીવનરથના પણ સારથી થઈને અહીં સુધી આપણને લાવ્યા. પણ તેમાંથી તમે-દ્રૌપદી, નકુલ, સહદેવ અને હવે તો તું પણ વિદાય થયો. હવે અમે બંને જ આગળ જઈને શું કરીશું ? તારા ભકિતભાવ પ્રેમથી ભગવાન તારા અંકીત હતા. દ્વારકાધીશને જીતીને તે પોતાના હૃદયમાં બિરાજમાન કર્યા હતા. રાજસૂયયજ્ઞ, અશ્વમેધયજ્ઞ વગેરે અનેક પ્રસંગે ફકત તારા પુણ્યપ્રતાપે આપણે વિજયી થયા પણ આજ કાળની આ શું વિપરીત ગતિ. અમને પૂર્ણ નિરાધાર બનાવી તું કાળને સ્વાધીન થયો. વિરાટ રાજાના દરબારમાં પ્રસંગોપાત કાર્ય કરનારો આટલો પરાક્રમી મહાવીર નરસિંહ નરપુંગવ હોઈને એક સામાન્ય ક્ષુલ્લક નર્તકનું રૂપ ધારણ કરીને દુર્ધર પ્રસંગ નિભાવી લીધો. એવો અમારો પ્રેમાળ ભાઈ, અમારા સુખ દુઃખનો સાથીદાર, આજ માત્ર અમને શોકસાગરમાં છોડીને અનંતના પંથે ચાલ્યો ગયો.' ધનુર્વિદ્યા, અસ્ત્ર, શસ્ત્ર, શકિતસંપન્ન, શ્રીકૃષ્ણ ભકત, સખા, નિર્મલચિત્ત, સહૃદયી બંધુ અનંત જન્મમાં સંચિતથી પણ પાછો મળશે નહીં. આ પ્રકારે ભીમ વિલાપ કરતો હતો ત્યારે ધર્મરાજા તેને સમજાવવાનો પ્રયત્ન કરતા પણ ભીમને સમજાવતાં ધર્મરાજા પણ વ્યાકુળ ને શોકાતુર થયા. આ પ્રમાણે સારો એવો સમય નીકળી ગયો. અર્જુનના અંગના બધા ગુણ યાદ કરીને એ શોક કરતા બેઠા હતા. 

ત્રાહી ત્રાહી મુખ બોલે વાણ, કેમ કરીશું હવે સારંગ પ્રાણ. ॥૫૯૪॥
કૌરવકુલ સંહાર્યું જેહ, મહાપરાક્રમી બંધવ એહ. ॥૫૯૫॥
શ્રીકૃષ્ણ દેવે ધર્યો અવતાર જેહ, તેના સખા ભકત અર્જુન કહીયે તેહ. ॥૫૯૬॥

સતી પાંચાળી નારે તણો આધાર, કહે ધર્મ અર્જુનને સાથે શ્રીમોરાર. ॥૫૯૭॥
વરખ સરસા વાતું કરે, શ્રીહરિ શ્રીહરિ વાણી ઓચરે. ॥૫૯૮॥
ભાઈ છાના રહો ભડ ભીમ ભણે, ભાઈ અર્જુન ગળ્યો તે કોણ કારણે. ॥૫૯૯॥
કોણ પાપે ગળ્યો તે જુવો વિચાર, ભાઈ અર્જુને પ્રાણ તજયા નિરધાર. ॥૬૦૦॥
ગુણ સાંભળતાં મુર્છા વળી, બેશુધ્ધ થયા જાણે પ્રાણ ગયા નિસરી. ॥૬૦૧॥
ધર્મરાય મુર્છાગત બે ઘડી રહ્યા જાણ, પછી આવી રાયને શુધ્ધ સાન. ॥૬૦૨॥
ધાટે સાદે ભીમસેન રડે, અને વનમાં સાથ કોઈનો ના મળે. ॥૬૦૩॥
વળી વળી વારે રાયે ભીમને સાર, આવી ગત કેમ થઈ મુરાર. ॥૬૦૪॥
આ કાળે શ્રીકૃષ્ણ નહીં અર્જુન ઉત્તમ સાર, જ્ઞાની ગુરૂ ગાંગેય કૃપને દ્રોણાચાર. ॥૬૦૫॥
કર્ણ સરીખા નહી દાનેશ્વર આગે, સંગાથ વિહોણા ઉભા આહે. ॥૬૦૬॥
યુધિષ્ઠિર કહે ભીમને એમ સાર, અર્જુનને વાલા શ્રી ગોપાળ. ॥૬૦૭॥
વળી સત્ય કાર્યમાં પરમાર્થ કરતો જાયે, તે પૃથ્વી કેમ ઢલી પડયો આહે. ॥૬૦૮॥
રાજા યુધિષ્ઠિર કહે સત્ય કહું વાત, અહંકારે પડયો પૃથ્વીએ ભ્રાત. ॥૬૦૯॥
અર્જુન જાણતો મુજ સરીખો બળીયો નહી કોયે,તે પાપે પડયો અર્જુન પૃથ્વીયે સોયે. ॥૬૧૦॥
કહે યુધિષ્ઠિર ભાઈ ભીમ ભડ સુણો, એ મહિમા કહ્યો તે અર્જુન તણો. ॥૬૧૧॥
અર્જુન સરીખા ચાલયા ભ્રાત, તેની વૈકુંઠમાં પોહોચી વાત. ॥૬૧૨॥
જ્ઞાની વૈરાગી થઈ કુબુધ્ધિ ન ધરીયે આયે, ભાવી ભગવાનને ગમતુ થાયે. ॥૬૧૩॥
પછી ભોગદાન વિધિ કરી જવાયે, મહીમા પોઢો અર્જુન હો રાયે. ॥૬૧૪॥

ધર્મરાજા યુધિષ્ઠિર ત્રાહી ત્રાહી કરીને અર્જુનના ગુણસ્મરણ કરતા વિલાપ કરવા લાગ્યા. એ બોલ્યાઃ 'હે સારંગધર ! પ્રાણપ્રિય ભગવાન હવે હું શું કરું ? મારો પ્રાણપ્રિય ભ્રાત મને પાછો મળશે ? કેટલો અપાર ગુણનો સાગર મહાપરાક્રમી મારો પ્રિય બંધુ, કૌરવોનો સંહાર કરીને અધર્મનો ઉચ્છેદ જ કરવા માટે જાણે તે અવતર્યા હતો અને તેની જ સહાય માટે ભગવાને પણ અવતાર ધારણ કર્યો હતો. સતી પાંચાળી પણ મહાયોગિની તપસ્વિની હતી. તેને અર્જુન અને શ્રીકૃષ્ણનો મોટો આધાર હતો. આ ત્રણેય જણ વૃક્ષ પ્રમાણે પરોપકારી સુશીલ સહૃદય અને બધાને ધારણ પોષણ કરનારા એવા હતા. આજ તેમાંથી અર્જુન એ છેલ્લે તારો દેહ પડયો. હે ભગવાન, હવે ખરેખર મારા પ્રાણ પણ જાણે નીકળી ગયા એમ મને લાગે છે. હે શ્રીહરિ જગત આધાર હવે અમારો બધો આધાર આથમ્યો. અમારે શું કરવું ? ફક્ત તારા નામ સિવાય અન્ય કોઈ પણ આધાર નથી. પ્રાણપ્રિય ભ્રાતા ? શોક કરશો નહીં. આપણને આગળના લક્ષ્ય પર દ્રષ્ટિ રાખીને આગળ જવું જોઈએ. ફક્ત શોક કરતા બેસવાથી કંઈ પણ સાધ્ય થશે નહીં. અર્જુન જેવા મહાપરાક્રમી મહાબલવંત વીર પણ અહીં ઢળી પડયો એનું કારણ શું હશે ? ભીમ આમ પુછે છે ત્યાં જ શોકાતુર ધર્મરાજાને મૂર્છા આવી. એ જોતાં જ ભીમ પણ વિહવળ થયો. ધર્મરાજાની પણ એવી જ શોચનીય સ્થિતિ થાય છે કે શું એ આણધારી બીકથી ભીમ ગભરાયો. એ પણ મોટે મોટેથી વિલાપ કરીને રડવા લાગ્યો. પણ હવે આ ભયાનક મેરૂ શિખર પર તેના જ પ્રત્યાઘાતના અવાજ સિવાય બીજું કોણ તેને સાથ આપે ? કેટલો આ કરૂણાપ્રસંગ ! આટલા સત્વશીલ સદ્ભક્ત પણ તેમના પર

કેટલી કસોટી લખેલી હતી. કેટલી ભયાનક, શોચનીય એ તેમની સ્થિતિ ! છેલ્લે બે ઘટિકા પછી ધર્મરાજા સાવધ થયા. ભીમને કરૂણ વિલાપથી રડતો જોઈને ધર્મરાજાએ તેને ધીરજ આપીને કહ્યું. 'ભીમ, અરે તું મને ધીરજ આપે છે અને હવે તું જ શોક કરે છે ! હવે આ માયા મમતા મુકી શ્રીકૃષ્ણ જેવા આપણા પરમપૂજ્ય ત્રાતા ગયા, પિતામહ ભીષ્માચાર્ય ગયા, નરકેસરી નકુલ સહદેવ ગયા અને એમની પાછળ આપણો આધાર અર્જુન ભ્રાતા પણ ગયો. હવે કાળાંતરે આપણી પણ આ જ ગતિ થશે. માટે શોક ન કરીશ. શ્રીહરિનું સ્મરણ કર. ભીમ બોલ્યોઃ 'પણ અર્જુન કયા દોષથી આપણા પહેલો ગયો ?' ધર્મરાજા બોલ્યાઃ 'અર્જુન ભગવાન શ્રીગોપાલકૃષ્ણનો અત્યંત ગમતો પ્રાણસખો હતો. અનેક નાના મોટા પરોપકારના કામ એ કરતો પણ આજ એ દેહ વિલય થવામાં ફકત એનો વ્યકિતગત અહંકાર જ કારણભૂત થયો. મારા જેવો પરાક્રમી રણધુરંધર શૂરવીર બીજો કોઈ નથી એમ એ સમજતો હતો. આજ અહંકાર હોવાથી તેનું આજે પતન થયું હશે ! છોડ હવે આ બધી વાતો. અર્જુન જેવો ભ્રાતા ગયો. પણ આપણા પહેલાં એ વૈકુંઠ જઈને પહોંચ્યો. આપણને હજુ માર્ગ ક્રમવાનો છે. કુબુધ્ધિ, મમત્વ આસકિતનો ત્યાગ કરીને જ્ઞાનવૈરાગ્ય સંપન્ન થઈને આગળ ચાલો એમ ભીમને કહીને અર્જુનના દેહને ભૂમીદાગ આપી, કર્મવિધિ પછી એ આગળના માર્ગે પ્રયાણ કરવા લાગ્યા.

**નિશ્વાસ મુકી ગયા જેટલે માર્ગ, માહે ચાલ્યા તેટલે. ॥૬૧૫॥**
**વળી સ્નાન કરી ચાલા બેહુ વીર, સ્મરણ કરતા શ્યામ શરીર. ॥૬૧૬॥**
**યોજન પાંચ પોતાન દુઃખે ભરા, તાહા પોતે ભીમ મરણ અનુસરા. ॥૬૧૭॥**
**પડયો માર્ગે ભડ ભીમ રે ગળી, થઈ મુચ્છર્ા ભૂપતને વળી. ॥૬૧૮॥**
**રાય ધર્મ થયા ગળગળા, ધ્રજી ધરણી લડથડી પડા. ॥૬૧૯॥**
**પછે પ્રહર એક રાજાને રે થયા, વળી મૂચ્છર્ા ને બેઠા થયા ત્યાં. ॥૬૨૦॥**
**મારૂ કહ્યું ન કરતો એહ, તે માટે દુઃખ પામ્યો તેહ. ॥૬૨૧॥**
**હવે કોણ મને પુછસે વાત, ગયા બંધવ ચાર સતી સંગાત. ॥૬૨૨॥**
**ભૂપત ધર્મ સ્નાન કરી સંચરે, મન સાથે સ્મરણ હરિનું કરે. ॥૬૨૩॥**
**સદ્‌ગુરૂ કહે સાંભળો હે મુનિજન, રાજા દુઃખ ધરે છે બહુ મન. ॥૬૨૪॥**
**હવે રાજા યુધિષ્ઠિર કરે છે વિચાર, હે પરમેશ્વર તું પાર ઉતાર. ॥૬૨૫॥**
**એકવાર ચરણ પામીયે તમારા સહી, બંધવ સતીને ત્યાં મળીયે જઈ. ॥૬૨૬॥**
**સાચી સતી પાંચાળી ગઈ નાર, તે દુઃખ કોને કહું હો મુરાર. ॥૬૨૭॥**

દુઃખનો ઉભરો લઈને બંને ભાઈ આગળના માર્ગે ચાલવા લાગ્યા. પરમેશ્વરનું શ્રીકૃષ્ણનું ધ્યાન સ્મરણ ભજન કરતાં કરતાં પાંચ યોજન સુધી એ ગયા ત્યાં જ ભીમ અશકત થયો અને તેનો દેહ જમીન પર પડયો. તેના વજ્ર શરીરના આઘાતથી મેરૂ શિખર પણ ધ્રજી ગયું. અને ભગવાનનું સ્મરણ કરતાં કરતાં તેનો આત્મા પરધામ પ્રતિ પ્રયાણ કરી પરમાત્મામાં વિલીન થઈ ગયો. ભીમના શરીર પર વજ્ર હોવાથી તેને ઠંડીની બાધા થઈ નહીં. પણ વચ્ચે જ કાળ ખુટવાથી તેને કાળને સ્વાધીન થવું પડયું. નીચે પડતાં જ ભીમનો પ્રાણ શ્યામસુંદરના પ્રાણજ્યોતિમાં સમાવવા માટે પ્રયાણ કરી ગયો. અતુલ ધૈર્ય અને બળશાળી હોઈને પણ ધર્મરાજા એકાદ અનાથ નિરાધાર બાળક પ્રમાણે કરૂણ વિલાપ કરીને રડવા લાગ્યા. અતિશય શોકથી તેની શોચનીય સ્થિતિ થઈ. તેના મનથી ધૈર્ય રહ્યું નહીં. શરીર થર થર ધ્રજવા લાગ્યું. સંમોહિત

થઈને ધર્મરાજા ત્યાં જ મૂર્છાગત થઈને પડયા. હવે તેને ધીરતા આપનાર, સાવધ કરનાર ત્યાં કોણ હોય ! જે ભાઈ હતો તે પણ તેમને એકલો મુકીને ચાલ્યો ગયો. શું આ કાળની કુર ક્રિડા ! જીવનભર સત્વથી કદી પણ ચલિત થયા નહીં, રાજ્યએશ્વર્ય સુખોપભોગ વિષવત માનીને ફકત અંતિમ ધ્યેય મોક્ષપદ મેળવવા માટે જે જીવનભર કષ્ટમય આયુષ્ય જીવ્યા. એ સદ્ભકત પાંડવોની કાળપુરૂષે કરેલી આ ધૃણાસ્પદ સ્થિતિ જોઈને કયા સહૃદયી જીવાત્માને દુઃખ થયા સિવાય રહેશે. હે ભગવાન ! ત્રિભુવન પર, તેમાંની સંપૂર્ણ ચરાચર વસ્તુ માત્ર પર, જીવપ્રાણી માત્ર પર તારી અબાધિત સત્તા છે. પણ તને ય જીતનારો આ ત્રિભુવનમાં એક શુરવીર નરવીર પણ નીકળ્યો, એ એટલે ધર્મરાજા મહાન સત્વશીલ રાજા યુધિષ્ઠિર. પોતાના સતધર્મ પરિપાલનથી કાલપુરૂષને પણ અંકીત કરી શકયો. ધન્ય એ મહામાનવ ! ધન્ય એ કુલ ઉધ્ધારક મહાન સત્વશીલ ધર્મ !

પ્રહરભર પછી રાજા શુધ્ધિમાં આવ્યા. સામે ભીમનો નિષ્પ્રાણ દેહ જોઈને એ અપાર શોકસાગરમાં ડુબ્યા હતા. અહાહા, હે પ્રાણપ્રિય બંધુ, છેલ્લે તું પણ મને છોડીને ચાલ્યો ગયો ને ! મારા હાથે એવો આપણા બધાની બાબતમાં શું અન્યાય થયો હશે ! તમે બધા મને આ ભીષણ મેરૂ ગિરી પર છોડીને ચાલ્યા ગયા. કેમ તમને મારી સંગત ગમી નહીં. મારાથી દૂર ચાલ્યા જવા માટે એવા કયાં દુષ્ટ કૃત્ય મારાથી થયાં ? મને તો હવે કંઈ જ સુઝતું નથી. મારૂ સંવેદનશીલ મન સંવેદનાશૂન્ય થયું છે. હે પરમેશ્વર ! હવે મને જ એકલાને પાછળ કેમ છોડયો છે ? મારા ચાર ભાઈ સતી સ્ત્રી સંગતથી જયાં ગયા ત્યાં જ મને પણ લઈ જા ! અમારો વિયોગ કેમ થયો ? કેમ તું આવી કુર મશ્કરી કરે છે ? આ મારા હૃદયના દુઃખ હવે હું કોને કહું ! આ દુઃખભાર કોને વિદીત કરીને હલકો કરૂ ! આટલું આ હૃદય ભવ્ય દિવ્ય છે એ પણ આ દુઃખભાર સહન કરવા માટે એકદમ અસમર્થ છે !' રાજા ધર્મ એકલા જ એ પર્વત ઘાટ પર મોટા કરૂણાદ્રતાથી વિલાપ કરવા લાગ્યા. એક એક ભાઈના તથા સતી દ્રૌપદીના ગુણ યાદ કરીને એ અત્યંત વિલાપ કરવા લાગ્યા. 'હે ભગવાન હવે ખરેખર હું એકલો થયો. અનાથ થયો. હવે તમેજ કહો તમારા સિવાય હું કોના શરણે જાઉં. તમારા સિવાય મારા દુઃખ સુખની વાર્તા હવે કોને કહું ? હે પૂર્ણબ્રહ્મ ભગવાન નારાયણ ! હવે મારો બેલી તમે જ છો. એકવાર ફકત એક જ વાર તમારા પરમપાવક ચરણ બતાવ, જેના દર્શનથી હું મારા બાંધવો સાથે સતી દ્રૌપદી પાસે જઈ પહોંચીશ. તેમના પ્રતિ જનારા માર્ગનું મને માર્ગદર્શન કરો.

**તમ વના હું કોણે કહું શ્રીહરિ, મારા કર્મ દુઃખની વાત.**
**બંધવ મારા ગયા સતી સંગાતે, માર્ગે ગળ્યા જુજવા ઘાટ. ॥૬૨૮॥**
**કહો શ્રી હરિ કેમ રહેવાયે રે. ॥ટેક॥**
**પાંચાળી સતીના શ્રીહરિવાલા, પ્રથમ પડી તે વાર,**
**તે દુઃખ ન માયે હૃદયે માહે, જે સતી શિરોમણી નાર. ॥૬૨૯॥**
**સાઠસહસ્ત્ર બટુક વનમાં આવ્યા, દુર્વાસા સાથે દેવા શ્રાપ,**
**કાષ્ટમાં બળતા રાણીયે રાખ્યા, તે સતી તણો પ્રતાપ. ॥૬૩૦॥**
**સઘળી ગત ગોવિંદજીની જાણે, અને પતિવ્રતા વ્રત પાલે,**
**પ્રાણીનું ઘર કીધા પછી, રાજરિધ સર્વે આલે. ॥૬૩૧॥**
**નકુલ નામ નિજ બાંધવ બલીયો, અને કારણ ના જાણે કોયે,**
**સંગ્રામે શત્રુ જીતી, અકલવંતા પરાક્રમી હોયે. ॥૬૩૨॥**

તેહ તણુ દુઃખ સઘલુ સાથે, અને નેત્ર વહે છે નીર રે,
તે કમલાપતિ સર્વે જાણે, અને બહુ પરાક્રમી વીર રે. ॥૬૩૩॥
સકળ કળા ગુણ સર્વે જાણે, અને સહદેવ સુખ નિધાન,
પડી વેળામાં પ્રભુજી આવે, પાંડવ કીધા હેરાન. ॥૬૩૪॥
મંત્રવિદ્યા આયુધ અંગે, અને જોગણી જીતી આવ્યો,
માદ્રીસુત મુજને ગમતો, એવો પાર્થ મુજને ભાવ્યો. ॥૬૩૫॥
આજ પડયા તે મારગ માંહે, અને મુજને દીધો છેહરે,
કર્મકથા કહું કેને આગળ, અમથી કેમ ખાયે તે હરે. ॥૬૩૬॥
કહો શ્રી હરિ કેમ રહેવાયે રે. ॥ટેક॥

ધર્મરાજા યુધિષ્ઠિર અત્યંત કરૂણાદ્રતાથી વિલાપ કરીને કહે છેઃ 'હે શ્રીહરિ ! હવે ફક્ત તમારા સિવાય હું કોને મારા દુઃખની વાત કહું ! મારું હૃદય આ દુઃખદ વાર્તાથી એકદમ ભરાઈ ગયું છે ! જો તમારી પાસે ખાલી નહીં કરું તો આ હૃદય એકદમ ફુટી જવાનો સમય આવ્યો છે ! મારા બંધુ સતી દ્રૌપદીના જ માર્ગે મારી પાસેથી મારી આંખો સામે મને એકલાને પાછળ મુકીને ચાલ્યા ગયાં ! આ પર્વત શિખરના અલગ અલગ ઘાટ પર તેમના દેહ પડયા છે અને ચિરવિશ્રાંતિ લેતા એ ત્યાં જ ઠંડા થયા. હે ભગવાન ! શ્રી હરિ તમે જ કહો ! હવે મારાથી ધીરજ કેમ ધરાશે. સતી પાંચાલીને પ્રેમાળ પ્રાણસખા ભ્રાતા એ જગન્નિયંતા શ્રીહરિ હતા. બધાના પહેલાં જ અખંડ સૌભાગ્યનું લેણું લઈને તે મહાસતી પરમેશ્વરમાં સમાઈ ગઈ. એ દુઃખ મારા આ હૃદયમાં પણ સમાતું નથી. વનવાસમાં દુર્વાસાના શ્રાપથી મુક્ત કરનારી મારી પ્રાણપ્રિય મહાસતી પાંચાલી તેના જ પુણ્ય પ્રતાપે અમે બચ્યા, નહી તો અગ્નિકાષ્ટ ભક્ષણ કરીને એ જ દિવસે ભસ્મ થયા હોત. પતિવ્રતા વ્રત પાલન કરીને પણ ભગવાન ગોપાલ કૃષ્ણની અત્યંત પ્રીતિથી સેવા પૂજા ભક્તિ કરતી અને પોતાના શરીરના સદ્‌ગુણોથી તેણે ભગવાનને પણ અંકીત વશ કર્યા હતા. સંસાર સંભાળીને પરમાર્થ કરનારી એવી અમારી સતી દ્રોપદી હતી. ભગવાનની સેવા માટે અને સ્વરૂપસાક્ષાત્કાર માટે અધિરી થઈને એ અમારા બધાની પહેલાં ચાલી ગઈ. મારો કનિષ્ઠ ભ્રાતા નકુલ સંગ્રામજીત, જ્ઞાનવંત, ચતુર, હોશિયાર, બુધ્ધિવંત, પરાક્રમી અને સુંદર હતો. એ પણ તેની પાછળ ચાલ્યો ગયો. તેનું સ્મરણ થતાં જ બંને નેત્રોમાંથી ગંગા યમુના વહેવા લાગે છે. ભગવાન કમલાપતિ ! તમે જ બધાનાં હૃદય જાણો છો. સકળ કલા ગુણોથી યુક્ત, જ્ઞાની, આગમનિગમ જાણનારા, અમારા પડતીના કાળમાં ધૈર્યથી પાછળ ઉભા રહીને સહાય કરનારા, મારો ભ્રાતા સહદેવ મંત્રવિદ્યા શાસ્ત્રવિદ્યા વિશારદ હતો. એમ કેટલાંય ગુણ યાદ કરવા મારે મારા માદ્રીસૂત સહદેવના ! રણાંગણમાં કદી પણ કોઈથી પણ હારી ન જનાર એ મારા પરાક્રમી વીરો આજે માત્ર રસ્તામાં મને એકલાને પાછળ મુકીને કાળના સ્વાધીન થયા એ કર્મકથા હે ભગવાન હવે કોને કહું ! આ મારાથી સહન થતું નથી.



અર્જુનવીર મહા ધનુર્ધારી, અને સહસ્ર કળા ગુણ જાણે,
અશ્વમેધનો આરંભ કરતા, રાજા સોહી સુવખાણે રે. ॥૬૩૭॥
કહો શ્રી હરિ કેમ રહેવાયે રે. ॥ટેક॥

---





દ્રુપદરાયને ઘેર આવ્યા, અને વિંધ્યો મચ્છ સતસાર,
ત્યાં વિપ્ર તણી જો સેવા કીધી, તેથી પામ્યા સુખે સતી નાર રે. ॥૬૩૮॥

કુરૂક્ષેત્ર માંહે યુધ્ધ મંડાણો, અને નરપતિ હાર મનાવ્યા,
તે સંગ્રામમાં સુભટ જીતી, નરપતિ પમાડયા હાર રે. ॥૬૩૯॥

વિરાટરાયને મંદિરે રહેતા, અને કુંવારી ઉત્તરાને પાસ રે,
ધેનુ મુકાવી કુંવર સાથે, તે મુજને છે વિશ્વાસ રે. ॥૬૪૦॥

જે પાર્થ આજ પડયો માર્ગમાં, તે દુઃખ મુજને ના સાહે રે,
કહો કરૂણાનંદ કેઈ પેર કરીસુ, તમ વિના નહી ચાલે રે. ॥૬૪૧॥

ભીમ ભંડારી વાલવો વારૂ, જેણી ત્રણ ભુવનમાં હાકરે,
કઈયો કીચક મારીને કચરો કીધો, તે પૂરણ બલવંતરે. ॥૬૪૨॥

ભદ્રાવતીનો ભુપત જીત્યો, અશ્વગ્રહી ઘર લાવ્યા,
દુર્યોધન ભડ હાર મનાવ્યો, ગદા ગ્રહી ઘર આવ્યા રે. ॥૬૪૩॥

સુખદુઃખની વાત સૌને પુછતો, તે વનફળ દેતા આણી,
દૈત્ય નિરખી સર્વે ભાગે, રાખી દ્રૌપદી રાણી. ॥૬૪૪॥

ધર્મ કહે કર્મ કથા કોને કહુ, એમ ધર્મ કરે વિચાર,
બલવંત બંધવ તુજ સરખા, સાથે સતી શિરોમણી નાર. ॥૪૫॥

એવું કહીને રાયે કરે ઓરતો, ને હૈયે દુઃખ ના માયે,
પડી વેળા માહે પાંડવની, હે કેશવ જાણો યદુરાય રે. ॥૬૪૬॥
કહો શ્રી હરિ કેમ રહેવાયે રે. ॥ટેક॥

મારો પરમપ્રિય ભ્રાતા મહાધનુર્ધારી અર્જુન સહસ્રકળાથી ઉગનારા સૂર્ય પ્રમાણે પોતાના કર્તુત્વશકિતથી ઝળહળતો હતો પણ આજ તેનું પણ તેજ લોપાઇ ગયું, બધા રાજા વખાણ કરે એ પ્રકારનું ધૈર્ય, બલ, શૌર્ય હતુ. તેના બળ પર અશ્વમેધની આરંભાણી અમે કરી હતી. એ જવાબદારી તેણે જ પાર પાડી. વિપ્રસેવા કરીને તેના આશીર્વાદથી દ્રુપદ રાજાના દરબારમાં મત્સ્યવેધ કરીને દ્રૌપદીને પણ તેણે જ જીતી અને તેના જ પ્રતાપથી સતી શિરોમણી પતિવ્રતા સ્ત્રી મળીને અમે સુખી થયા. ધન્ય થયા. આ બધા શ્રેય મારા પ્રિયબંધુ અર્જુનના જ છે. કુરૂક્ષેત્ર પર ઘનઘોર યુધ્ધ કરીને બધા બલાઢય નૃપતીને હાર માનવી પડી. આ ફક્ત તેનો જ પ્રતાપ છે. વિરાટ રાજાના મહેલમાં ઉત્તરાકુમારી પાસે બૃહન્નલા વેષ ધારણ કરીને તેને નૃત્ય ગાયનનું શિક્ષણ આપ્યું. ઉત્તરકુમારને સાથે લઇને વિરાટ રાજાનું ગોધન કૌરવ જેવા દુષ્ટ પાપી રાક્ષસોના પાસેથી છોડાવ્યું. એ પાર્થ, આજે માર્ગમાં આમ અનાથ દીન થઇને પડયો એ દુઃખ મારા હૃદયમાં સમાતું નથી. હે કરૂણાનંદ જગદીશ્વર, તમારા સિવાય હવે મને કોનો આધાર છે ? તમારી કૃપા વગર મારાથી એક પગલું પણ ભરાશે નહીં.'



---

'મહાબલવંત મલ્લયોધ્ધા ભીમ પણ પ્રાપ્ત પરિસ્થિતિને કારણે અજ્ઞાતવાસમાં ભંડારનું કામ કરવા લાગ્યો. જેની ત્રિભુવનમાં હાંક સંભળાતી નથી. એવા આ મહાવીરને સો ભાઇઓ સાથે કીચકનો ચકકાચૂર કર્યો. ભદ્રાવતી નરેશ જરાસંઘ મહાબળવાન હતો, તેને ઉભો કાપી નાંખ્યો, મહામલ્લ બલશાલી દુર્યોધન મહાન ગદાધારી વીર હતો. તેને પણ જીતીને વિજય મેળવ્યો. અમારા બધા દુઃખ પ્રસંગે પાછળ ઉભો રહીને, પડે એ કાર્ય કરીને સહાય કરતો. વનફળ ભક્ષ્ય ભોજન બધું ઉપલબ્ધ કરીને આપતો, દૈત્યોને નિરખીને તેમનો સંહાર કરતો. મેઘનાદ, તાલકેતુ, અલમસ્ત વગેરે દુષ્ટ દૈત્યોના સકંજામાંથી દ્રૌપદીને છોડાવી લાવી. એ અતુલ પરાક્રમી વીરના અંગના એક એક ગુણ વખાણવા જેવા હતા પણ આ કર્મકથા હું હવે કોને કહું. હે બંધુઓ, મને એકલાને જ નિરાધાર છોડીને સતી શિરોમણી દ્રૌપદી સાથે તમે નીકળી ગયા. હવે આ શૂન્યવત જીવન જીવીને શું કરૂ ? આ દુઃખ મારા હૃદયમાં સમાતું નથી રે ! યદુરાય, કેશવ, માધવા હવે આ દાસને-પામરને પણ લઇ જાઓ. એને પાછળ છોડીને હવે કંઇ દુર્દશા કરવાની રહી છે ? આ પ્રકારે ધર્મરાજા અત્યંત શોક કરવા લાગ્યા.

**કરી સ્નાન રાયે ત્યાંથી ચાલ્યા, અને સાચરા યોગ આધાર,**
**અરણ્ય પર્વતમાં ફરે એકલા, તાહા દુઃખ તણો નહીં પાર. ॥૬૪૭॥**
**હવે વીરા બળવંત બળીયાને, તુજ વિના ચડાવે કોણ,**
**મહાદુઃખમાં સાંભરે બળીયા, મારા હૈયે સાલે છે ગુણ. ॥૬૪૮॥**
**લાખાગૃહથી ઉગારીયા, અને તે તારી કૃપાયે,**
**બંધવ ગુણ શું વર્ણવું, એમ દુઃખ ધરે છે રાયે. ॥૬૪૯॥**
**હિડંબાસુર હરણ્યો ગર્વથી, વનમાં તે પમાડયો સુખ,**
**આજ તે ભ્રાતા કેમ કરી, દીધુ વિયોગનું દુઃખ. ॥૬૫૦॥**
**એ બકરાક્ષસ હણ્યો જોતજોતામાં, માર્યો જીમુત મલ્લ,**
**રણથી વૈરાટ વાળીયા, ધન ધન તારા પ્રતાપ બલ. ॥૬૫૧॥**
**તે ગુણ નહી વિસરેને, સતીયે સહ્યા દુઃખ,**
**સંગ્રામ કીધો અતિ ઘણો, પણ આજ દિન ન પામ્યા સુખ. ॥૬૫૨॥**
**ધિક પડયો જીવતર માહેરૂ, જે કોઇ ન મળે સત સાર,**
**ધિક પડયો જન્મ અમારો, જે ન પામ્યા રાજસુખ લગાર. ॥૬૫૩॥**
**સત્ પાલે તેણે સુખ નહી, અને તે મોયા જોગ સંસાર,**
**પડયા ધરણીયે રૂદન કરે, તે મહાવન દારૂણ મોઝાર. ॥૬૫૪॥**
**ભીમ તણું રૂપ દેખીને, ધર્મ પાડે મુખ ચીસ,**
**પણ ભ્રાતના દુઃખ માટે, તે થઇ રહ્યા સુન શીશ. ॥૬૫૫॥**
**પણ મુખે તો બોલે નહી, અને કહાવે પ્રિથમીનો ભૂપ,**
**મુર્છાગત થઇ રાયેને, તાહા દેખી ભીમના સ્વરૂપ. ॥૬૫૬॥**

ત્યારે પરિબ્રહ્મે જાણીયા, જે ધર્મ પામ્યા મહાદુઃખ,
ચિંતારથી રાયે પડિયા, તે પ્રીથમી માંહે અસુખ. ॥૬૫૭॥
ત્યારે દર્શન થાયે અવિનાશનું, એટલે રાયેને આવી સાન,
પણ મુખથી કાંઇ બોલે નહી, જો બોલાવે શ્રીભગવાન. ॥૬૫૮॥
હૈયામાં સાથે નાથજી, કરે રૂદન મોટા આવાજ,
હવે ધર્મ રડતા હરિ રડે, અને છાના નહી રહે મહારાજ. ॥૬૫૯॥
શ્રીહરિ કહે રાજા ધર્મ, એ કાળની અવળીગત,
તે માટે રાયેજી જાણજો, મિથ્યા સંસાર તે અસત્. ॥૬૬૦॥

કેટલીક ઘટિકા પછી શોક મુકીને ધર્મરાજા ઉઠયા. દસે દિશા હવે શૂન્યવત દેખાતી હતી. આટલા મોટા અંતરાળમાં જયાં જીવપ્રાણીમાત્રનું અસ્તિત્વ નથી. એવા એ ભયાનક ભીષણ ગિરીશિખર પર એકલા જ ચિંતાગ્રસ્ત શોકમગ્ન અવસ્થામાં ફરતા એ એક જલાધાર પાસે આવ્યા. એ સ્વચ્છ સુશીતલ નિર્ઝર જોઇને રાજાએ સ્નાન સંધ્યા તર્પણ કર્યું. થોડું જળ પ્રાશન કરીને ક્ષણભર સ્વસ્થ બેઠા. ત્યાં જ તેને દુઃખનો ઉભરો આવ્યો. 'અહાહા, હે ભીમ બાંધવ ! બળવંત તારો જ મને મોટો આધાત લાગતો હતો પણ આજ તું મને આ મહાદુઃખ સાગરમાં એકલો જ પાછળ છોડીને ગયો. તારા ગુણ યાદ કરીને મારૂ હૃદય દુઃખના ઉમળકાથી તુટે છે. પોતાના પરાક્રમથી તે અમને લાક્ષાગૃહમાંથી સંભાળ કરીને બચાવ્યા. હે બાંધવ ! તારા ગુણ કેટલા વર્ણવું. અરણ્યમાં ગયા પછી હિડંબાસુરના સકંજામાં સપડાયા પણ તેનો સંહાર કરીને તે અમને સુખી કર્યા. આજે હે ભ્રાતા ! આ વિયોગનું દુઃખ કેમ આપે છે. એ બકાસુરને મારીને તે એ પરિસારના બધા લોકોને સુખી કર્યા હતાં. જિમુત મલ્લને મારીને વિરાટ રાજાની ચિંતા તે દૂર કરી હતી. મહાભારત યુધ્ધમાં અતુલ પરાક્રમ કરીને તે જય મેળવી આપ્યો. પણ તમારા આ બધા શ્રમનું મૂલ્ય મારાથી થઇ શકયું નહીં. હે ભ્રાતા, હે મહાસતી સાધ્વી દેવી, તમે બધાએ મારા કરતાં અપાર દુઃખ વેઠયાં. તમારા બધાના ગુણ ભુલાશે નહીં. જીવનભર સત્વ પાલન માટે સંગ્રામ કરીને અપાર કષ્ટ સહન કર્યા. પણ હું તમને સુખી કરી શકયો નહીં. ધિક્કાર એવા મારા આ જન્મને, મારું જીવન ખરેખર જ જીવન સૌખ્યના અભાવથી ધિકારાસ્પદ જ કહેવું જોઇએ. આ જગતમાં સત્વપાલન કરનારા જીવાત્માને સૌખ્ય મળતું નથી એ સાચું છે. યોગ સાધન કરવાના જીવાત્માને મિથ્યા સાંસારિક માયાએ જે પ્રમાણે ઘેરેલું હોય છે તદ્વત સત્વપાલનના ક્ષેત્રમાં દુઃખનું પ્રાબલ્ય હોય છે. ધર્મરાજા આ જ વિચાર ચક્રમાં ગુંથાઇને જમીન પર પડયા. અતિશય એવા એ મેરૂ શિખર ઘાટ પર પડેલા ભીમના દેહને જોઇને મોટેથી ચિત્કાર કરતા કરતા ધર્મરાજા શૂન્ય મસ્તક થઇને મૂર્છાગત પડયા. ચિંતાતિરેકથી અને મહાદુઃખથી રાજા હાથ પગ ઘસડવા લાગ્યા. એ દુઃખાતિશયની પરિસિમા જોઇને કરૂણાધાર ભગવાન દ્રવ્યા. તેણે કરૂણા કરી ભગવાન પરબ્રહ્મ પરમેશ્વર સગુણ સાકાર રૂપે પ્રગટ થયા ને ધર્મરાજા પાસે આવીને તેને ઉઠાડી બેસાડવા લાગ્યા. હે ભગવાન ! હે ભગવંત, હે નારાયણ ! ધર્મરાજાના મુખમાંથી એક અક્ષર પણ નીકળતો નહોતો. એ પોતાનું ભાન ભુલ્યા હતા. પણ ભગવાનના સ્વરૂપ સાક્ષાત દર્શનથી એ ભાનમાં આવ્યા. હાથ જોડીને ધર્મરાજા ભગવાનના ચરણે દંડવત પડયા. તેના નયનમાંથી સ્તવનારા ગંગાયમુનાથી ભગવાનના ચરણ ધોવાયાં. ભગવાને તેને બાહુપાશમાં લઇને હૃદયેથી લગાડયા, તેનું કરૂણાર્દ્ર વદન જોઇને ભગવાનનું મન પણ દ્રવી ગયું. તેમના નયનમાંથી પણ કરૂણતા સ્ત્રવા લાગી. એક ઘટિક તો નિઃશબ્દ શાંતતામાં નીકળી ગઇ. કોઇના પણ મુખમાંથી શબ્દ નીકળતો નહોતો. છેલ્લે ભગવાન બોલ્યાઃ ધર્મરાજા કાલગતિ ખુબ વિચિત્ર છે. ધન્ય છે તને તું એક વીર આ જગતમાં સત્વ રક્ષણ

માટે સંસાર મિથ્યા જાણીને અહીં સુધી ચાલીને આવ્યો. ધન્ય તારી ધૈર્યની અને સહનશીલતાની શકિતને. રાજા હવે તને કોઈ પણ જાતનું કષ્ટ સહન કરવું પડશે નહીં. પણ હજુ તારા પર જવાબદારી હોવાથી તને આ જ માર્ગે આગળ જવું પડશે. એમ કહીને ભગવાન અંતર્ધ્યાન પામ્યા. ભગવાનની આજ્ઞાનુસાર ધર્મરાજાનો શોક ઓછો થયો. પછી ભીમના અંતિમ ભૂમિ સંસ્કાર કરી. પિંડ શ્રાધ્ધ કર્યા.

**ભીમને મુકી સ્નાન કરી રાજા સંચરે, તે મન સાથે મન ધ્યાન જો ધરે. ॥૬૬૧॥**
**શ્રીફલનો ત્યાં કિયો આહાર, ચાલ્યા ધર્મરાય અતિ નિર્ધાર. ॥૬૬૨॥**
**ભ્રાત ને નારીતણું દુઃખ ધરે ભુપાલ, પોહોતા માન સરોવર નેપાલ. ॥૬૬૩॥**
**સરોવરમાં હંસ જલક્રિડા કરે અપાર, યોજન પાંચ તેનો વિસ્તાર. ॥૬૬૪॥**
**સુરીજકાંતી મણિ ઝળકે ઘણી, કીયો સ્નાન, તાહા પૃથમી ધણી. ॥૬૬૫॥**
**માન સરોવર તીરે આવી રહ્યા, ભૂપતિ અતિ ચિંતાવશ થયા. ॥૬૬૬॥**
**સ્નાન કરી જલ પીધુ જાંહા, ગલી ટચલી આંગળી રાજાની તાંહા. ॥૬૬૭॥**
**રાજા ધર્મ ત્યાં કરે વિચાર, અસત્ય બોલ્યો હતો એકજ વાર. ॥૬૬૮॥**
**'નરો વા કુંજરો વા' વાણી ઓચરી, માર્યો દ્રોણ ત્યાં કપટ જો કરી. ॥૬૬૯॥**
**તે માટે મારી આંગળી પડી ગળી, હુવો પસ્તાવો રાજાને વળી. ॥૬૭૦॥**
**માન સરોવર કેરે તીર, તાહા રૂદન કરે યુધિષ્ઠિર વીર. ॥૬૭૧॥**
**મારા પાપ તણો નહીં પાર, માર્ગે ન રહ્યા નિજબંધવને નાર. ॥૬૭૨॥**
**ભાઈ વિના સુનો સંસાર, ભાઈ વિના જીવવું ધિકાર. ॥૬૭૩॥**
**ભાઈ વિના રણે નહી આવે કોયે, ભાઈ વિના અધિકારી ન હોયે. ॥૬૭૪॥**
**માયેનો જાયો બંધવ જેહ, ઘર બેઠા નવે નિધ કહીયે તેહ. ॥૬૭૫॥**
**ભાઈ વિના નહી પાવે નીર, ભાઈ વિના સુખ નહી શરીર. ॥૬૭૬॥**
**ગઈ લક્ષ્મી પાછી પેખીયે, પણ બીજે અવતારે ભાઈ ના દેખીયે. ॥૬૭૭॥**
**ભાઈ વિના હું જાઊ રે કહા, હવે તજુ પ્રાણ બેસીને ઈહાં. ॥૬૭૮॥**
**ઘેલો કરીને ગયો મુજને એ ભ્રાત, અને પતિવ્રતા સ્રીને સંગાત. ॥૬૭૯॥**
**એકો દિશા ન સુજે આજ, કરો કૃપા તમો શ્રી મહારાજ. ॥૬૮૦॥**

ભીમને ભૂમિદાગ આપીને ધર્મરાજા હવે એકલા જ આગળ જવા લાગ્યા. મનોમન ભગવાનનું ધ્યાન કરતા આગળ જતા એ ભુખથી ખુબ વ્યાકુળ થયા. બરફમય પ્રદેશ હોવાથી ત્યાં ઝાડ તો શું પણ ઘાસનું એક પત્તુ પણ કયાંય ઉગેલું દેખાતું નહોતું. ગતગોષ્ટી, દુઃખોનો પ્રસંગ, ભાઈઓનો અને સતિનો વિયોગ વગેરે પ્રસંગ સ્મૃત્તિથી તો એને સતત દુઃખ થઈ આવતું. એ નિર્જન, પ્રાણીમાત્ર વિરહીત પર્વત શિખર પર કોણ તેના દુઃખનો ઉભળકો જાણી નિવારી શકનાર હતું. એ અતિશય ભીષણ પરિસ્થિતિમાં ધર્મરાજા તરસ, ભુખ વગેરે બધું ભુલી ગયા હતા. પણ હવે માત્ર ભુખની તેને તિવ્રતા જણાવા લાગી. આજુબાજુમાં જુએ છે તો ત્યાં વેરાન બરફ પ્રદેશમાં એક નારીયેળનું ઝાડ તેને દેખાયું. જેમ તેમ ત્યાં જઈને તેણે શ્રીફળનો ફળાહાર કર્યો. તેના ચિત્તને થોડી શાંતી થઈ. પછી થોડો સમય વિશ્રાંતિ લઈને ગતદુઃખ યાદ કરતાં

કરતાં ધર્મરાજા આગળ ચાલતાં ચાલતાં છેક માનસરોવર પાસે જઈને પહોચ્યાં. અતિશય રમ્ય નિર્મળ એવું એ જળાશય અને ત્યાંના હંસોની જળક્રિડા જોઈને તેનું મન અત્યંત પુલકિત થયું. ત્યાંની રેતી, રેતી શેની એ પ્રત્યક્ષ હીરા, માણેકમોતી, સૂર્ય પ્રમાણે ચકચકિત તેજસ્વી એવા રત્નના કણ સરોવરમાં સરોવરની બહાર સર્વત્ર પ્રસરેલા હતા. અત્યંત પ્રસન્નતાથી ધર્મરાજાએ સ્નાન સંધ્યા તર્પણ કર્યુ અને તૃષાશમનાર્થ આચમન કરીને એક ઘુંટ પાણી પીધું ત્યાં જ એક ચમત્કાર થયો. કોઈ પણ પ્રકારનો ત્રાસ ન થતાં એના જમણા પગનો અંગુઠો ત્યાં જ પડી ગયો. એ સાથે સ્વપ્નમાંથી જાગે એ પ્રમાણે ધર્મરાજા શુધ્ધિમાં આવ્યા. તેનું જ્ઞાનનેત્ર ખુલ્યું. તેને લાગ્યું ઈશ્વરી યોજના એકદમ પળેપળ બરાબર છે એક આણુરેણુ જેટલો પણ નિયતીના ન્યાયમાં ફેરફાર નથી. જીવનમાં એક વાર જ મેં અનિચ્છાથી અસત્ય ભાષણ કર્યુ હતું. યુધ્ધકાળમાં ગુરૂ દ્રોણાચાર્યને હતોત્સાહ કરવા માટે અશ્વત્થામાનું મૃત્યુ પામવાનું જાહેર કર્યું. તેમાં નર શું કે હાથી ? એવા દ્રોણાચાર્યએ સત્યવાદી ધર્મરાજાને પ્રશ્ન કરતાં જ અનિચ્છાથી શ્રીકૃષ્ણએ કહેવા પ્રમાણે જાણી બુઝીને 'નરો વા કુંજરો વા' આવો શબ્દ બોલવાથી દ્રૌણ હતબળ થયા ને અર્જુને તેવી ક્ષીણ અવસ્થામાં તેમનો શિરચ્છેદ કર્યો અને એ જ પાપનું પ્રાયશ્ચિત હવે મને મળ્યું. આ વાત યાદ કરીને ધર્મરાજાને અત્યંત દુઃખ થયું. એ પોતાના મનને વાચાને દોષ આપીને બોલ્યા, અરેરે સર્વ અનર્થનું કારણ હું જ થયો. મારાથી બધા આપ્ત, ઇષ્ટ, મિત્ર, બંધુ, પુત્ર, ગુરૂ બધા માર્યા ગયા. તેમનું પ્રાયશ્ચિત મને હવે મળ્યું. મારી સ્ત્રી, મારા બધા ભાઈ મને એકલાને આ ભવસાગરમાં પાછળ મુકીને ચાલ્યા ગયા હવે હું પણ રહીને શું કરું ? આ સરોવર અત્યંત પરમ પવિત્ર પાવક છે. અહીં જ ચિરવિશ્રાંતિ લઈને બંધુની પાછળ પાછળ ચાલ્યા જવું એ જ મને શ્રેયસ્કર લાગે છે. હવે ક્ષણભર પણ ધીર ધરાતી નથી. બંધુ સિવાય આ ત્રિભુવનના બધા સુખ શુન્યવત છે, બંધુ સિવાય આ મારું જીવન હવે ધિક્કારયુક્ત છે, મારા બંધુ અત્યંત બલશાળી સામર્થ્ય સંપન્ન હતા માટે તેમના બળ પર મને જય મળ્યો. પણ તે જ બંધુઓને કાળના ઝપાટામાંથી મને છોડાવતાં આવડયું નહીં. ત્રિવાર ધિક્કાર છે મને. બંધુ સિવાય બીજું કોઈ નથી. બંધુ સિવાય કોઈ પાણી આપતું નથી., બંધુ પ્રીતિથી જીવને સૌખ્ય મળે છે. ગયેલી લક્ષ્મી પાછી મળી શકશે પણ ગયેલા ભાઈ પાછા મળી શકશે નહીં. બંધુઓ કયાં છો રે તમે બધા જણ છુપાઈને કેમ બેઠા છો. મેં ત્રાસ આપ્યો માટે મને છોડીને ગયા કે શું ? ઉભા રહો મને પણ તમારી સાથે આવવા દો. હવે આ મારા પગનો ફકત અંગુઠો પડયો પણ હવે આ દેહ પણ મને અસહ્ય થયો છે. એક વાર જ આનો અંત કરીને હું પણ તમારી સાથે આવું છું. એવું વારંવાર વિલાપ કરતાં ધર્મરાજા અત્યંત દરૂણાદ્રતાથી ભગવાનની આરાધના કરતા ત્યાં જ માનસરોવરના તીરે મુચ્છાંગત થઈને પડયા.

**રાજા દુઃખ ધરે છે જાહા, ધર્મ શ્વાન થઈ આવ્યા તાહા. ॥૬૮૧॥**
**ઋષિ શ્રાપે કરી દેહ જો ધરી, પુત્ર તણું દુઃખ મનમાં ધરી. ॥૬૮૨॥**
**પુત્રપાસે આવી રહા, ધર્મ ધરી શ્વાન સ્વરૂપ,**
**રાયે આવતા ઓલખા ઉઠીને ભેટીયા ભુપ. ॥૬૮૩॥**
**શ્વાન સંગાતે સાંચરા, અને ચાલા માર્ગે જાયે,**
**વૈકુંઠ પુરી છે વેગળી દુઃખ ધરે છે યુધિષ્ઠિર રાયે. ॥૬૮૪॥**
**રાજા યુધિષ્ઠિર ચાલ્યા જાયે, અંતર સ્મરે શ્રી યદુરાયે. ॥૬૮૫॥**
**મારગમાં ચાલ્યા જેટલે, ઈંદ્ર આવી મલ્યા તેટલે. ॥૬૮૬॥**
**ધસી શીશ નમાઉ ચરણ, ભલે પધાર્યા શરણાશરણ. ॥૬૮૭॥**

તમ દર્શને પાવન થયા, મહા પાતકના સંચ જો ગયા. ॥૬૮૮॥
સ્વર્ગે પધારો મારા નાથ, કરૂ સેવા બહુ જોડી હાથ. ॥૬૮૯॥
આપો આજ્ઞા તે ચઢાવુ શિશ, તમે આશા પુરો શ્રી જગદીશ. ॥૬૯૦॥
વળતા ભકત યુધિષ્ઠિર કહે, સાંભળવા દેવરાયે છાના રહે. ॥૬૯૧॥
આવો સ્વર્ગે હું નહી આવુ ધીર, ત્યાં જાઉ જયાં શ્યામ શરીર. ॥૬૯૨॥
ગોવિંદજી આજ્ઞાયે કરી, વળ્યો ઈંદ્ર આશા પરહરી. ॥૬૯૩॥

એક પ્રહર પછી ધર્મરાજા યુધિષ્ઠિર શુધ્ધિમાં આવ્યા, ત્યારે તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. નજીક જ એક કુતરો અત્યંત કરૂણ દ્રષ્ટિથી સામે જુએ છે એ પોતાના મસ્તકને સુંઘતો ઉભો છે એમ તેને દેખાયું. એ શ્વાન તરફ જોતાં ધર્મરાજા વિચારમગ્ન થયા. આટલા નિષ્પ્રાણીપર્વત શિખર પર આ કુતરો અહીં કઈ રીતે હોય ? આ ખરેખર જ કુતરો છે કે પોતાને દિશાભુલ કરનારી કોઈ માયાવી શકિત છે પણ હવે માયા શકિતનો પ્રાન્ત તો પાછળ રહી ગયો. ત્યારે આ જે પ્રાણી અહીં અચાનક આવ્યો છે એ ખરેખર કુતરો નહી પણ બીજી કોઈ દિવ્ય શકિતમાન પુણ્યાત્મા મહાત્મા અથવા દેવ હોય એવી ધર્મરાજાને ખાતરી લાગતાં જ તેણે આકાશમાંથી ધીરગંભીર નાદ સાંભળાયો. અદ્રશ્ય રૂપે, વિણાનાદ થઈને નારાયણનું નામસ્મરણ સંભળાયું અને મધુર સ્વરમાં એ વાણી બોલીઃ 'રાજા યુધિષ્ઠિર, તારું ઐશ્વર્ય હવે સંપન્ન થયું. જલ્દી જ તું વૈકુંઠમાં પ્રવેશ કરીશ. તને માર્ગદર્શન માટે પ્રત્યક્ષ તારા પિતા ભગવાન યમધર્મ શ્વાનનું રૂપ લઈને આવ્યા છે. હવે તેના  માર્ગદર્શાનુસાર માર્ગ ક્રમતો તું વૈકુંઠમાં પહોંચીશ. વચ્ચે કોઈ પણ મોહમાં અટકીશ નહી ! દિવ્ય સંદેશ આપી એ વાણી વિલય પામી. યુધિષ્ઠિર શ્વાનરૂપે યમધર્મને. (તેના અપરાધથી દુર્વાસાએ યમધર્મને શ્રાપ આપ્યો હતો કે તેને ત્રણ વાર ચંડાળનો જન્મ લેવો પડશે. હરિશ્ચંદ્ર સત્યપરીક્ષાના સમયે દૂધા (હરવંશ) અત્યંજના રૂપે, કુરૂવંશમાં દાસી પુત્ર વિદુર રૂપે અને યુધિષ્ઠિરને સ્વર્ગારોહણના સમયે માર્ગદર્શન માટે શ્વાનરૂપે એમ ત્રણ જન્મો યમધર્મે ઋષિ શ્રાપ પ્રમાણે ધારણ કર્યા. શ્વાનરૂપે યમરાજા છે). આલિંગન આપીને યુધિષ્ઠિરને અત્યંત સહાનુભુતિ થઈ. એકસરખી ગંગા યમુના એના નેત્રમાંથી વહેવા લાગી. થોડા સમય પછી ભાનમાં આવી યુધિષ્ઠિરે શ્વાનની સાથે આગળ જવા લાગ્યા. ખુબ અંતર ચાલીને ગયા પછી યુધિષ્ઠિરને એક વિમાન સામેથી આવતું દેખાયું. તેની આગળ આવતાં વિમાન રોકાયું અને તેમાંથી અલૌકિક દિવ્ય તેજસ્વી પુરૂષ દેવરાજ ઈંદ્ર ઉતર્યા. ઈંદ્રને જોતાં જ યુધિષ્ઠિરે તેના ચરણોમાં પ્રણામ કર્યા. 'હે નાથ દેવાધિપતિ આજ તમારું પ્રત્યક્ષ દર્શન થયું. હું એકદમ પુણ્યવાન પાવન થયો, મારા બધા જન્મોનાં પાતક રાશી નષ્ટ થયાં, મારા સંચિત બધાં બળી ગયાં. હવે હું મુકત થયો. ઈંદ્ર બોલ્યાઃ 'ભકત યુધિષ્ઠિરે હવે ખતમ થયાં તારાં કૃતકૃત્યો, હવે તું પરમ પાવક પવિત્ર પુણ્યવાન થયો છે. મારી સાથે સ્વર્ગલોકમાં ચાલ બેસ વિમાનમાં અને મારા સમવેત આ દિવ્ય સ્વર્ગલોકનું અલૌકિક સૌખ્ય ભોગ.  દિવ્ય સ્વર્ગીય સુખોપભોગમાં, દિવ્યાંગનાઓના સાનિધ્યમાં યથેચ્છ ક્રિડા કરી તું અહીં જ તું દિવ્યાનંદનો અનુભવ લે.' ભકત યુધિષ્ઠિર બોલ્યાઃ 'મહારાજ તમારો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. તમારાં દર્શનથી હું કૃતાર્થ થયો. જગદીશ્વરની કૃપાથી અને તમારી સહાનુભુતીથી હું પરમપાવન થયો. તમે મારા પર હજુ એક ઉપકાર કરો. તમે પિતૃતુલ્ય છો હું તમારો બાળક એક આજ્ઞા માગું છું કે તમે મને આદિવ્ય સ્વર્ગીય સુખોપભોગના માયાના બંધનમાં મોહિત કરશો નહીં, અહીંથી આગળ જવાની ભગવાન જગદીશને પ્રાપ્તિ થવાની મને અનુજ્ઞા કરો. જયાં મારો શ્યામ, ગોવિંદપ્રભુ બિરાજમાન છે. ફકત તેનાં જ ચરણોમાં લીન થવું એ જ એક અભિલાષા છે. માટે તમે કૃપા કરીને આ સ્વર્ગીય દિવ્ય સુખોપભોગનો માયાવી પાશ કાઢી લો અને આત્મિક પ્રેમથી મને ધ્યેય પામવાનો આશીર્વાદ આપો.'

યુધિષ્ઠિરની વાણી સાંભળતા જ ઈંદ્ર રાજી થઈને યુધિષ્ઠિરને અભિવાદન કરીને પોતાના સ્થાને પાછા ફર્યા. ભક્ત યુધિષ્ઠિર શ્વાન સાથે આગળ જવા લાગ્યા.

ચાલ્યા રાયે ને આનંદરે ઘણો, સામે સ્મરણ સુંદર ગોવિંદ તણો. ॥૬૯૪॥
સત માટે દેહ રહીયો, સતી સંદેહે જે આયે, ધર્મને કહે કૃપાનિધી, તું મોટો સતવાદી રાયે. ॥૬૯૫॥
દેહનું સુખ સંસારમાં સાર, અને સતીયે સત રખાયે,
પણ તે મરજાદાયે કરી, ક્ષણ માહા સત પોતાનું જાયે. ॥૬૯૬॥
યુધિષ્ઠિર સદેહે સ્વર્ગે આવ્યા, એથી અદકુ શું કહેવાયે,
પૂર્વે તો સદેહિયે ગયા, પ્રહલાદ હરિશ્ચંદ્ર રાયે. ॥૬૯૭॥
પેલા સદેહે રૂખ્માગદ પોતા, વળી યુધિષ્ઠિર રાયે,
પણ સત વિના વૈકુંઠમાં, સદેહે કાહાથી જાયે. ॥૬૯૮॥
એમ બોલે વેદવાણી, તે તમે નિશ્ચયે જાણ,
સત વિના રાખે નહી, તે તાહા સારંગપ્રાણ. ॥૬૯૯॥
સતે રવિચંદ્ર ઉગે, અને સતે તારામંડલ,
સતે ચૌદ ભુવન રહા, સતે મેરૂ રાખા અચલ. ॥૭૦૦॥
સતે શેષ ધરા ધરે, સતે સમુદ્ર ન લોપાયે,
મર્યાદા પ્રિથમી તણી, તે સતે કટકા ન થાયે. ॥૭૦૧॥
સતે મેઘ વરસે સંસાર, સતે સહેવો સતીઆને ભાર. ॥૭૦૨॥
સત વાહાલુ સતીઆ હોય, સત વના જીવ દુઃખ પામે સોયે. ॥૭૦૩॥
સત રાખુ હરિશ્ચંદ્ર તારારાણી સાર, અને સત રાખુ તે રોહિદાસ કુમાર. ॥૭૦૪॥
સતે રહા કમલધ્વજ, સતે રહા કમલાધિપતિ જોયે,
તે માટે તુ સાંભળ રાજા અને સત વના નહી કોયે. ॥૭૦૫॥

અત્યંત સુંદર પરમપુણ્યકારક રમણીય એવી દેવ ભુમી પરથી જતા હતા, ત્યારે ધર્મરાજાના મનને ખુબ આનંદ થયો. તેનું મન પ્રફુલ્લ થયું. ઉત્સ્ફૂર્ત અંતઃકરણથી શ્યામસુંદર ગોવિંદનું સ્મરણ કરતા જતા હતા, ત્યારે યમધર્મએ પણ પોતાનું શ્વાનરૂપ બદલી નાંખી દિવ્ય કાન્તિમાન સૌમ્ય પણ ધીર ગંભીર સ્વરૂપ ધારણ કર્યુ. ભગવાન યમધર્મ બોલ્યાઃ 'યુધિષ્ઠિર, માનવ જીવનમાં આવીને તું ખરેખર ધન્ય થયો છે. મારા અંશથી પ્રગટ થઈને જીવનભર ધર્માચરણ કર્યુ, અપાર કષ્ટ કસોટી કરીને અંતિમ ધ્યેય સાધ્ય કર્યુ. મને પણ ધન્ય કર્યો વત્સ ! આ અસાર સંસારમાં દેહના સુખ માટે ઝુરનાર ખુબ જ છે પણ આત્મિકસુખ માટે પ્રયત્નશીલ રહેનારા મુઠ્ઠીભર લોકોમાં તું જ અગ્રક્રમે છે. સાંસારિક સુખ, દેહનું સુખ, સ્વર્ગીય સુખ, ક્ષણિક મર્યાદિત છે પણ આત્મિકસુખ નિઃસમ અમર્યાદિત છે. ફક્ત સત પાલનથી જ એ મળી શકે છે અન્યથા નહી. હે ભક્ત યુધિષ્ઠિર એ સત્યના પાલનથી તારો આ મૃત્યુલોકનો દેહ પણ કાયમ રહ્યો. બાકીના બધાનાં દેહ નષ્ટ થયાં. ભંગ પામ્યા પણ તારો દેહ કાયમ રહ્યો. આના પરથી તું સતની જ સૌમ્યમૂર્તિ છે. સર્વ ધર્મ મર્યાદાનું પાલન કરીને સત્વને વળગ્યો માટે તને અમર્યાદિત અમરપદનું સુખ મળ્યું. પૂર્વકાળમાં ભક્ત રૂખ્માગદ, ભક્ત પ્રહલાદ, મહાન

સત્વશીલ રાજા હરિશ્ચંદ્ર વગેરે ત્રિભુવન કીર્તિ મહાન સત પુરૂષ આજ દેહથી અમરભૂમીમાં આવ્યા હતા. તેમણે પોતાના સત્વપાલનની નિયતી પર, જાત સમર્પિત કરી હતી. વત્સ, હવે તું પણ તેની પાછળ સદેહથી સ્વર્ગમાં અમરભૂમીમાં આવ્યો છે. સુપ્રસિધ્ધ વેદવચન છે કે આ સૃષ્ટિનામુળ સાથે સત એ એકમેવ તત્વ છે કે તે આ સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે, સ્થિરત્યંતર કરે છે અને લય કરે છે. તે જ આ સત એટલે ચૈતન્યમય સ્વયંપ્રકાશિત અમૃતતત્વ આત્મા છે. એ સત સિવાય પંચમહાભૂત અસ્તિત્વમાં આવી શકતો નથી. રવિ ચંદ્ર એ જ સત ને કારણે ઉદયાસ્ત પામે છે, તારા મંડળ પ્રકાશે છે, મેરૂ દંડ અચલ અટલ રખાય છે. શેષ ધરાનો ભાર પોતાના શિર પર ધારણ કરે છે, સમુદ્ર મર્યાદામાં રહે છે. મેઘપૃથ્વી પર વૃષ્ટિ કરે છે વગેરે આ બધા નિસર્ગક્રિયા વ્યવસ્થિત અવ્યાહતપણે ચાલે રહે છે. એ ફકત સત ને કારણે જ. સત ને કારણે સત્યવાનના સત્ય રખાય છે. સત્વશીલોને સત અત્યંત પ્રિય છે. એ સત સિવાય જીવાત્મા અત્યંત દુઃખ ભોગવે છે. સત્વપાલન માટે જે કસોટી સહન કરાય છે એ કસોટી એટલે દુઃખ નહી પણ સત પ્રાપ્તિનો એ એક ઉજ્જવળ માર્ગ જ છે એમ સદભકત જાણે છે. સત્વશીલ રાજા હરશ્ચિંદ્ર, તારામતી, રોહિદાસકુમાર આ એજ કસોટીના સદ્ભકત હતા. ભકત પ્રહલાદ સત્વશીલ કમલધ્વજ, સત્વપ્રિય કમલાપતિ સત્યવાન હતા. આ મહાન લોકોત્તર દિવ્ય સત્પુરૂષોને એ જ એકમેવ સત પર પૂર્ણ નિષ્ઠા રાખી ત્યારે જીવનનો એ ઉજ્જળ પરમ પ્રકાશિત દિવ્ય માર્ગ મળ્યો. માટે એ સત ભકત મહાત્મા આ જ દિપસ્તંભરૂપ થઈને જગતના અજ્ઞાની જીવાત્માને સત્યના માર્ગનો પ્રકાશ આપે છે. માટે હે વત્સ, તું પણ આ અજર અમર ઉજ્જવળ સતનું. અવલંબન કરીને આ અમરભૂમીમાં આવ્યો છે. તારી પ્રશંસા જેટલી કરીએ તેટલી થોડી જ છે.

**દ્રૌપદી નકુલ ને સહદેવ, અને અર્જુન ભીમસેન ભાઈ,એ પાંચે ગયાય.**
**હિમે હાડ ગળાવી તે મુજને મળશે કયાંય. ॥૭૦૬॥**
**હવે માર્ગ મધે ધર્મ સંગ જાયે, અને ગ્રહી મેરૂની સંધ,**
**ત્યા માર્ગમા એક કુપ દીઠો, રાય પુછે ધર્મને વિધ. ॥૭૦૭॥**
**આ રકત વર્ણના કુપ દીસે, તેનો મહિમા કહો મહારાજ,**
**શ્રીધર્મ કહે એમાં સ્નાન કરો, એનો મોટો મહિમા છે આજ. ॥૭૦૮॥**
**રાય કહે મર્મ જાણ્યા વિના, કેમ કરીયે તેમાં સ્નાન,**
**મુજને એનો વિવેક કહો, તો પછી નહાવુ એમાં ભગવાન. ॥૭૦૯॥**
**ધર્મ કહે અંગિકાર કરા વિના, અને એનુ ફલ જાયે,**
**ધર્મરાજ એમ બોલીયા, તમે સાંભળો યુધિષ્ઠિર રાયે. ॥૭૧૦॥**
**નરકના કુંડ આગળ, બેહુ જણ સાથે જાયે,**
**અગનની આચ ઘણેરી, દુઃખ માહા દુઃખ દેખાયે. ॥૭૧૧॥**
**રાય યુધિષ્ઠિર વાણી બોલા, અને નરક આચ અપાર,**
**કૃપા કરીને ક્ષમા કરજો, માહે અગ્નિ દીસે અદકાર. ॥૭૧૨॥**
**ધર્મરાજ મુખે બોલ્યા વાણી, અને પગ બોળો તો સારૂ,**
**યુધિષ્ઠિર વાણી સત ઓચરે, સ્વામી મેહેર કરો તો વારૂ. ॥૭૧૩॥**

**વળતા રાજા કાંપીયાને, શીર પડયો બહુ ત્રાસ,**
**જે ચરણ પખાળ્યા ચાલતા, તો કરોડી નવ અમરાપુર વાસ. ॥૭૧૪॥**

યુધિષ્ઠિર યમ ધર્મ સાથે આગળ ચાલતા હતા ત્યારે એકદમ તેને સતી દ્રૌપદી, નકુલ, સહદેવ, અર્જુન, ભીમ વગેરેની યાદ આવી. અત્યંત કરૂણ સ્વરે એ બોલ્યા, આજ મારા ભાઈ, મારી લાડકી સતી દ્રૌપદી મારી સાથે હોત તો તેમને અને મને કેટલો આનંદ થયો હોત. પણ કાળે તેમના હાડ ગાળી કરીને ત્યાં હિમાલયમાં જ રાખી દીધા. શું થયું હશે મારા બાંધવોનું ? કયાં હશે મારી સતી સ્ત્રી ? એ બધા કયાં જઇને મને મળશે ? અમારો પુનર્મિલાપ થશે કે નહી ? કયાં થશે ? પુછું પોતાના પિતૃતુલ્ય યમધર્મ ભગવાનને, એમ યુધિષ્ઠિરને મનમાં વિચાર આવ્યો. ત્યાં જ ધીરગંભીર મેઘગર્જના પ્રમાણે રહેલી વાણીએ યમધર્મરાજે કહ્યું: વત્સ, યુધિષ્ઠિર તારી બધી ઈચ્છા જલ્દી જ પૂર્ણ જશે, મારી સાથે ચાલ. આ મેરૂ પર્વતને ઓળંગશુ એટલે આપોઆપ તને બધી ઘટના સમજાશે. એમ ધર્મરાજાની વાણી સાંભળીને યુધિષ્ઠિર તેની સાથે જવા લાગ્યા. ત્યાં જ તેને દુરથી એક દ્રશ્ય દેખાયું. રકતવર્ણનો અત્યંત લુપ્ત તેજસ્વી એવો તે એક કુપ હતો. યુધિષ્ઠિરે ધર્મરાજાને એ કુપ વિષયે જિજ્ઞાસાથી પુછયું. ત્યારે ધર્મરાજા બોલ્યા: 'યુધિષ્ઠિર આ જગ્યાનો મોટો મહિમા છે. આજે પર્વણીનો દિવસ હોવાથી અહીં સ્નાન કરવાથી તને મોટું પ્રાધાન્ય મળશે.'

યુધિષ્ઠિર બોલ્યા: 'મર્મ સમજાયા વગર હું સ્નાન કંઇ રીતે કરીશ ! માટે પહેલાં મને અહીંનુ માહાત્મ્ય કહો. એ કહ્યા વગર હું સ્નાન કરીશ નહીં. ધર્મરાજા બોલ્યા: 'મહાત્મ્ય તને પછી જણાશે જ. પણ પહેલાં તને કહેવાથી અહીંનો મહિમા નીકળી જશે માટે પહેલાં તું સ્નાન કર.' જેમ તેમ યુધિષ્ઠિર સ્નાન માટે તૈયાર થયા અને એ બંને એ કુપ પાસે જવા લાગ્યા. તો તે એક નરક કુંડ હોઇને અગ્નિના યોગથી ધગધગતો હોવાથી યુધિષ્ઠિરને સમજાયું. ત્યાંની તિવ્ર દુર્ગંધ અને ધગધગતા અગ્નિની આંચ યુધિષ્ઠિરથી સહન થતી નહોતી. યુધિષ્ઠિર આગળ જતા નથી એમ જોઇને યમધર્મ બોલ્યા, 'યુધિષ્ઠિર વિચાર શાનો કરે છે અરે માર એકદમ કુદકો એ કુપમાં અને અહીંના બધા જીવાત્માનાં શ્રેય મેળવ, વિચાર કરતો બેસીશ તો આવેલી સંધી ગુમાવીશ.' યુધિષ્ઠિર બોલ્યા: મહારાજ મને ક્ષમા કરો, મારા પર કૃપા કરો, મારાથી અહીંની દુર્ગંધ અગ્નિની આંચ પણ સહન થતી નથી અને તમે અત્યાગ્રહથી આ કુપમાં સ્નાન કરવા માટે કહો છો. શું કરવું હું એ સભ્રમમાં પડયો છું. મારા પર અનુગ્રહ કરીને મને આ સંકટમાંથી દુઃખમાંથી મુકત કરો. હું સ્નાન કરી શકતો નથી.' ધર્મરાજા બોલ્યા: 'અરે આજ જ તું આમ વિપરીત કેમ બોલે છે. હમણાં સુધી બધા સંકટ, બધા દુઃખ તે સહન કર્યા અને આજ જ તારી આવી વિપરીત મતિ કેમ થઇ છે ? તું પ્રતિકાર કરીશ તો શ્રેય જશે. એના કરતાં મારી એક વાત સાંભળ. તારે સ્નાન કરવું ન હોય તો ફકત એક પગ તો કુપમાં ધો.' ધર્મરાજાની આજ્ઞા પ્રમાણે યુધિષ્ઠિરે ચાલતાં ચાલતાં એક પગ એ કુપમાં મુકયો. અનામિક પણ નિરાધાર બીકથી રાજા યુધિષ્ઠિર થર થર કાંપવા લાગ્યો. તેણે કુપમાં પગ મુકયો પણ અંગુઠો ડુબે ન ડુબે ત્યાં જ એણે પગ ઉપર ખેંચ્યો. તેટલામાં તેના શરીરમાં જાણે પ્રત્યક્ષ અગ્નિએ પ્રવેશ કર્યો એમ તેને લાગ્યું. તેનું અંગ ધગધગવા લાગ્યું, અત્યંત તિવ્ર દાહથી એ પગ ઝાડવા લાગ્યા. અને તેના પગને કુપમાંથી ચોંટી આવેલાં જંતુ નીચે પડવા લાગ્યા અને જમીન પર પડતાં જ એ જંતુ માનવી આકાર લેવા લાગ્યાં. આ આશ્ચર્ય જોઇને યુધિષ્ઠિર વિસ્મય ચકિત થયા.



**પછી ચરણ બોળતા જંતુ વળગ્યા, નવ કરોડી આવા તાહા.**
**પાચ બાલક આવ્યા દ્રૌપદીના, જે પડયા રણક્ષેત્ર માહા. ॥૭૧૫॥**

કાશી રાજાનો પુત્ર ભોજ બળીયા, અનેક રથી મહારથી કહેવાયે,
માલવા દેશનો મહિપાલરાજા, તે અનેક દેશના રાયે. ॥૭૧૬॥
બીજા કહેતા પાર ના આયે, જમલે જીવ નવ કરોડી થાય
યુધિષ્ઠિર પુછે ધર્મરાજાને, એ જીવ સાહા કેવાયે. ॥૭૧૭॥
ધર્મરાજ કહે રાયે સાંભલો, જે પડા કૌરવ કર્ણ દલ સાથ,
તે દિવસના દુખીયા થયા, જઈ પડા નરકે માથ. ॥૭૧૮॥
રાય કહે જે રણ પડે, તે તો જાયે સ્વર્ગે સાથ,
હરિ કહે તે સાચું સહી, પણ એ પડા કૌરવ હાથ. ॥૭૧૯॥
રણ માહે કાયેર જેહ, અને નરકે પડી તેની દેહ,
કાયેર થયા તે નિશ્ચે ગયા, ઈહ પર લોકથી તેહ. ॥૭૨૦॥
હરિ વચને ચરણ પખાળ્યા, અને આગ લાગી અદકાર,
ચરણ પોતાના ધોયા યુધિષ્ઠિરે, તે નરકે દુઃખ અપાર. ॥૭૨૧॥
શ્રીમહારાજ બોલ્યા મુખવાણી, નવ કરોડી સ્વર્ગે આયે,
અઢાર કરોડી રહા કુંડમાં, તેના પાર ના પાયે. ॥૭૨૨॥
ધર્મ યુધિષ્ઠિર વાણી બોલ્યા, કહો તો કુંડમાં નહાઉ જાણ,
વચન અમારા વઈ ગયા, અવસર વેળા વખાણ. ॥૭૨૩॥
અવસર વેળા વચન અમારા, અને વ્રત વેળા પરવારી રાયે,
નવ કરોડી જીવ ચરણે કાઢયા, તે કોણ કારણ કેશવરાયે. ॥૭૨૪॥

યુધિષ્ઠિરના અંગુઠાને ચોંટી આવેલા જંતુથી એક એક એવા નવ કોટી જીવાત્મા ત્યાં પ્રગટ થયા અને હાથ જોડીને યુધિષ્ઠિરને વિનવવા લાગ્યા. એ બોલ્યાઃ 'હે પરમ પાવન ધર્માત્મા તમારા સંસર્ગથી અમારા બધાં પાપ પરિબળ નષ્ટ થયાં. દીર્ઘકાળથી નરકમાં પડેલા નરકાગ્નિમાં તપેલાં અમને પતિત જીવાત્માઓને તમારા સૂક્ષ્મ સ્પર્શથી પરમ સુશીતલ શાંત અને પવિત્ર કર્યુ છે. અમને ક્ષણભર તમારા આ પવિત્ર શાંત સુશીતલ સાનિધ્યમાં રહેવા દો. યુધિષિઠર એ જીવાત્માઓની વાણી સ્થિતિ અને વિનમ્ર પ્રાર્થના સાંભળીને વિસ્મયતાથી એમની સામે જોવા લાગ્યા અને તે પોતાના જ પાંચ પુત્રો (દ્રૌપદીથી થયેલા પાંડવોના પુત્રો) પોતાના પક્ષ તરફના કેટલાંક સૈનિકો, કાશી નરેશ, ભોજપુત્ર માલવ નરેશ, મહિપાલ રાજ વગેરે અનેક રથી, મહારથી, રાજા, યોધ્ધા, મહાયોધ્ધા, તેને દેખાવા લાગ્યા. એ જોઈને યુધિષ્ઠિરનું મન સાશંક થયું. તેથી તેણે ધર્મરાજાને તેનું કારણ પુછયું ધર્મરાજાએ કહ્યુંઃ 'યુધિષ્ઠિર આ જીવાત્મા દુષ્ટ કૌરવોના હાથે મર્યા. માટે દુઃખિત થઈને તેને આ અવગતિ પ્રાપ્ત થઈ.' રાજા બોલ્યાઃ 'પણ શાસ્ત્ર વચન છે કે રણાંગણમાં જે વીર પડે છે તે સ્વર્ગમાં જાય છે પછી આ જીવાત્માઓને આ દુર્ગતિ કેમ ભોગવવી પડી ? ધર્મરાજા બોલ્યાઃ 'તું કહે છે એ બરાબર છે પણ કૌરવોના હાથે મરવાથી તેમણે હમણાં સુધી આ દુઃખ ભોગવવું પડયું. રણાંગણમાં જે જીવ બીકથી બીકણ પ્રમાણે ભાગી જાય છે. તેને કાયર કહે છે. એ મૃત્યુ પછી ઈહલોકમાં અને પરલોક સાથે તેને કાયમ માટે નરકાગરમાં પડવું પડે છે. રાજા તારા પુણ્ય પ્રતાપે આ જીવાત્માના સદ્દભાવે નવ કરોડી જીવાત્મા જીવમુકત થયા પણ હજી અઢાર કોટી જીવ આ કુપમાં છે. હે યુધિષ્ઠિર ! તું હવે સારા શુધ્ધ શીતળ જળથી તારો પગ ધોઈ નાંખ.' ધર્મરાજા યુધિષ્ઠિરના

પગમાં જાણે આગ જ લાગી હતી. એટલું તે અપાર દુઃખ હતું. તેનાથી દુઃખભાર બિલકુલ સહન થતું નહોતું. તો પણ એ બોલ્યાઃ 'હે મહારાજ, હજુ અઢાર કોટી જીવાત્મા જો આ નરકકુંડમાં હોય તો તેમની મુકિત માટે હું આ કુંડમાં સ્નાન કરૂ છું. હે સ્વામી, તમે મને આજ્ઞા આપો. હું આ કુપમાં કુદકો મારું છું. બિચારા બધા જીવાત્માઓને તો મુકિત મળશે. આ જીવનું કંઈ પણ થાય. હવે હું આ જીવનો મોહ કરીશ નહીં. મને જો આ પહેલાં જ ખબર હોય તો મેં આ પુણ્યકાર્ય ટાળ્યું નહોત.' એમ કહીને યુધિષ્ઠિર કુપમાં કુદવા તૈયાર થયા. પણ ભગવાન યમધર્મ એને બોલ્યા, 'ઉભો રહે યુધિષ્ઠિર, હવે વિના કારણ આત્મનાશ કરીશ નહીં. હવે તું કેટલોય પ્રયત્ન કરીશ તો અંદર રહેલા જીવાત્મા છુટી શકશે નહીં. એ સમય, એ મહિમા હવે નીકળી ગયો. એ પર્વણી હવે રહી નથી. સાચું મહત્વ સમયનું જ હોય છે. વ્રત, ઉપવાસ, જપ, તપ વગેરે સર્વ યોગ્ય સમયે જ ફળપ્રદ થાય છે. જે પ્રમાણે ઋતુ સિવાય ફળ પ્રાપ્તિ નથી, તદ્વત હવે એ મહિમા નીકળી જવાથી વિનાકારણ પશ્ચાતાપ કરવાનો શો અર્થ. હવે પગ ધોઈ નાંખ.'

**નવ કરોડી રહ્યા કુંડમાં જે બેઈમાની અંધ,**
**નવ કરોડી જીવે લોચા વાળ્યા તે પડયા આવાગમનના ફંદ. ॥૭૨૫॥**
**સત્તાવીસ કરોડી નરકે પડયા, અને સાંભલજો સાચા ભાઈ,**
**સતગુરૂ વચન ઉવેખિયા, તેણે કુડી ફરી કમાઈ. ॥૭૨૬॥**
**પિંડ પડયા જેમ વિષમાં નાખ્યા, સાંભલજો શ્રી યદુરાયે,**
**ચરણે આગ લાગી ઘણી, ને જીવ અમારા જાયે. ॥૭૨૭॥**
**ચરણ પખાળા નવ્વાણુ વાર, અને વીખ વલોવી કડાયે,**
**નવ કરોડી વળગી આવે, કોણ કારણ કેસવાયે. ॥૭૨૮॥**
**નવ કરોડી વળગી આવા, તે ધર્મી રૂડા મોટ,**
**નવ કરોડીયે લોચા વાળ્યા, અને નવ કરોડીની ખોટ. ॥૭૨૯॥**
**ધર્મ યુધિષ્ઠિર વાણી બોલ્યા, અને સાંભળો સ્વામી નાથ,**
**આજ્ઞા કરો તો પિંડ પખાળુ, શ્રીહરિ તેની કહેજો વાત. ॥૭૩૦॥**
**ધર્મરાજ બોલ્યા મુખ વાણી, અને વચન વેળા પરમાણ.**
**હવે તમે પડો તે શેને કાજે, રાયે અવસર નથી લગાર. ॥૭૩૧॥**
**ધર્મ યુધિષ્ઠિર કહે હરિને, હવે કુંડમાં કરૂ સ્નાન,**
**ધર્મે કહ્યું તે વેલા વઈ ગઈ, જે પ્રથમ ન ધર્યુ કાન. ॥૭૩૨॥**
**પછે રાયે હુવો ખરખરો, જે સાત અક્ષૌણી સ્વર્ગે લઈ જાત,**
**પગે વળગ્યા તે ઉધ્ધાર્યા નવ કરોડી રાયેની સંગાત. ॥૭૩૩॥**
**છેલ્રી વારે જે ચરણ પખાળ્યા, તેનું રહ્યું જે ઝેર,**
**છેલ્લુ પાણી પાસે રહ્યુ શ્રીહરિ તેની કીજે પેર. ॥૭૩૪॥**
**દુનિયામા સઉ કોઈ જાણે, નરકના દુઃખ કેવા હોય,**
**તે વિષ વિછીંને આંકડે મુકયું, એ છેલ્લા પાણીનું ઝેર. ॥૭૩૫॥**

યુધિષ્ઠિરે યમધર્મને કહ્યું, 'હે તાત, આ તપ્ત કુપમાંથી આ નવ કોટી જીવાત્મા જે ઉપર આવ્યા તેમનો ઉધ્ધાર થયો એમ તમે કહો છો એ કંઇ રીતે અને આ મારી શંકાનુ તમે સમાધાન કરો.' ત્યારે યમધર્મ બોલ્યાઃ 'હે યુધિષ્ઠિર, ત્રેતા યુગ ખતમ થઈને દ્વાપરયુગની શરૂઆત થઇ ત્યારથી શ્રીકૃષ્ણ અવતારનું પ્રાધાન્ય શરૂ થયું. સતગુરૂ વેદમૂર્તિ વ્યાસ એ આ યુગના સત્યધર્મના યુગ પ્રવર્તક યુગગુરૂ હતા, વ્રત સોમવતી અમાસ, દાગ અગ્નિદાગ, દાન કપિલાદાન, દક્ષિણદિશા પ્રધાન્યભુત, સામવેદ પ્રમાણ એવા પ્રકારનો આ યુગધર્મ વ્યાસે દ્વાપરયુગમાં પ્રચલિત કર્યો. એ યુગાધર્માનુસાર વેદવ્યાસે સતયાવીસ કોટી જીવાત્માને સત્યધર્મની દિક્ષા નિયમ ધર્મ આપ્યો. એ પૈકી નવ કોટી જીવાત્મા પૂર્ણપણે નીતિનિયમથી વર્તનારા હતા. તો કંઇક પૂર્વસંચિત દોષને કારણે આ સંસારકુપમાં નરક યાતના ભોગવા પડયા હતા, તારા ચરણ સ્પર્શથી એટલે સદભકતોના પુણ્યપ્રતાપે તે જીવાત્માઓનો હવે ઉધ્ધાર થાય છે. કારણ તેમનો કર્મવિપાક સંપન્ન થયો છે. તારા પુણ્યકારક સતસંગથી તેમનું સંચિતકર્મ હશે તેટલું સંપન્ન થયું. કારણ તેમને સદ્‌ભકિતનો અને નિષ્કામ કર્મ યોગચરણથી નવા એવા કોઇ જ કર્મ જોડયા નહોતા. બીજા નવકોટી જીવાત્માં પુણ્યપાપના સંમિશ્ર ક્રિયાચરણથી ભવભવના એટલે જન્મમૃત્યુના દુઃખ ભોગવે છે. આ જન્મમૃત્યુના ભોંયરામાંથી છુટવાની તેમની ઇચ્છા હોવા છતાં એ જન્મ મરણની ઉપાધીમાંથી છુટતા નથી. કારણ, જો તેમણે ગુરુ પાસેથી અનુગ્રહ લીધો હોત તો ગુરૂબોધ તેમના ચિત્તમાં ઠસ્યો હોત. કર્મફળની આસકિત એ છોડી શકતા નથી. માટે એ જન્મમરણની ઉપાધીમાંથી છુટી શકતા નથી. અને બાકી રહેલ નવ કોટી જીવાત્મા આ કલ્પાન્તકાળ સુધી એ નરક કુંડમાં જ રીબાતા પડનારા છે. કારણ તેમનાં કર્મ જ મૂળ તામસ પ્રવૃત્તિનાં પાપમય હોય છે. તેના કર્માચરણમાં પુણ્યનો લવલેશ નથી હોતો. સદૈવ ચોરી, હિંસા, વ્યભિચાર, અનાચાર અને પાપકર્મમાં એ ડુબ્યા હોય છે. તેમને કૃતકર્મનો પશ્ચાતાપ પણ થતો નથી અને આ પાપકર્મદોષ નીવારવા માટે કોઇ ઉપાય કરવો એવી ઇચ્છા પણ તેમને નથી હોતી એમ અશુધ્ધ પાપી જીવાત્મા આ સંસાર કુપમાં કાયમના જ ભવદુઃખ નરક યાતના ભોગવે છે. તેમનો કદી પણ કશાયથી ઉધ્ધાર થતો નથી. પરંતુ કદાચિત તેમના ચિત્તમાં પોતાનો ઉધ્ધાર થાય એવી પ્રબળ ઇચ્છા જાગૃત થવાથી સંત મહાત્માઓના અનન્યરીતે શરણે જઇને કૃતકર્મનો પશ્ચાતાપ કરીને ફરી એ પાપમય કર્મદોષમાં ન અટકતા સત્સંગ કરશે તો એ જીવાત્મા પણ જ્ઞાનાગ્નીના યોગથી કર્મદગ્ધ કરીને મુકત થઇ શકે છે. તેને આત્મબળ અને ગુરૂબળની આવશ્યકતા હોય છે. ભલે, હે યુધિષ્ઠિર હવે તારા આ ચરણસ્પર્શથી આ જે નવ કોટી જીવ ઉપર આવ્યા છે તેમના સમવેત તું વૈકુંઠમાં જઇશ પણ હવે તું તારા ચરણ પહેલા ધોઇ નાંખ. ત્યારે યુધિષ્ઠિરે પોતાના પગને થતી વેદનાની સ્મૃતિ થઇ અને તેણે પગ ધોયા. નવ્વાણુ વખત પણ પગ ધોવા છતાં તેની તીવ્રતા ઓછી થતી નહોતી. એ પગના સંસર્ગમાં એ પાણી તીક્ષ્ય વિષમય થતું હતું. સો વખત જયારે યુધિષ્ઠિરે પગ ધોયા ત્યારે એ પાણી એટલું દાહક હતું કે વિંછી દંશ થયા પછી મનુષ્યને જેમ વેદના થાય છે તેવા પ્રકારની વેદના હજુ યુધિષ્ઠિરના શરીરમાં થતી હતી. માટે યમધર્મે તે વિષ વીંછીના આંકડામાં મુકયું અને યુધિષ્ઠિરની વેદના ઓછી કરી, આ પ્રમાણે નરકનાં દુઃખ અત્યંત તિવ્ર વિષાકત અને દાહક હોય છે. માટે સંત મહાત્મા સદગુરૂ આવા જીવાત્માને સદુપદેશ આપી તેમને આ યમ યાતનામાંથી છોડાવવાનો પ્રયત્ન કરે છે.

**શ્રી યમધર્મે કહ્યું રાજા યુધિષ્ઠિરને, શ્રીહરિની અકળ ગત,**
**પણ અમે અબુજ અજ્ઞાન સમજે નહી, અમને રાખો તમારી શરણ. ॥૭૩૬॥**
**શ્રીહરિ શ્રીહરિ જપતા વૈકુંઠ ગયા, ધર્મ પુત્રને સાથે લાવીયા. ॥૭૩૭॥**
**પેલા ત્યાં ધર્મે દેખાડી વાટ, અને પોતા વૈકુંઠને ભાગ્યા ઉચાટ. ॥૭૩૮॥**

વૈકુંઠનાથ પોતે બેઠા છે જાહા, મહામુનિવર બેઠા છે તાહા. ॥૭૩૯॥
અમરાપુરી તે વૈકુંઠ કેવાયે, હેમપુર મધ્યે આવા યુધિષ્ઠિર રાયે. ॥૭૪૦॥
કનક આસને બેઠી દ્રૌપદી, અને દાસીયું શોભે શ્રેષ્ઠ,
વીર ચારે દીઠા નજરે, તેની અખંડ દેહીને વસ્ત્ર. ॥૭૪૧॥
ત્યાં તેજની કાયા સર્વે દેવની, અને કરે છે મન ઇચ્છા આહાર,
કલ્પવૃક્ષ ત્યાં કહીયે, જેણે કર્યા છે જપ અપાર. ॥૭૪૨॥
સતી જીવ સતે ત્યાં વસે, તે કલ્પવૃક્ષની અમર છાય,
દાસદાસી અને દેવકન્યા, સેવા કરે છે ત્યાં અપાર. ॥૭૪૩॥
તાહા આહાર છે પણ નાહાર નહી, અને દેવ સભામાં સાર,
સતી માતા ને બંધવ દીઠા, અને ત્યાં દેખ્યા પંડૂના પરિવાર. ॥૭૪૪॥
બહુ દાસ દાસી સેવા આચરે, અને સતી જીવ સેવા શ્રીહરિની કરે. ॥૭૪૫॥
જયારે દિઠા હસ્તિનાપુરના ધણી, ત્યારે શ્રીહરિ ધાયા ભુપત ભણી. ॥૭૪૬॥
રાજાએ જઈ ચરણે નમાવ્યું શિશ, મળ્યા યુધિષ્ઠિરને શ્રીજગદીશ. ॥૭૪૭॥
આસન આપીને પૂજા કીધી, સુખ દુઃખની વાતો ત્યાં કીધી. ॥૭૪૮॥

શ્રી યમધર્મ બોલ્યાઃ 'હે રાજા યુધિષ્ઠિર, ભગવાન શ્રીહરિની કળા અપરિમિત, અવર્ણનીય છે. તેણે યોજેલી પ્રત્યેક વાત માનવી માનવના હીત માટે છે.' યુધિષ્ઠિર બોલ્યાઃ 'હે તાત, હું તો અબુધ અજ્ઞાન છું. ભગવાનની લીલા જાણવા હું એકદમ અસમર્થ છું. અમન થઈને હું તમારા શરણે આવ્યો છું. તમે મને આ અવિનાશી પરબ્રહ્મના ધામપ્રતિ લઈ જાઓ. એવી અનન્ય શરણાગત પ્રાર્થના કરીને ભગવાન શ્રીહરિનું સ્મરણ કરતાં કરતાં ધર્મદેવ સાથે યુધિષ્ઠિર વૈકુંઠમાં પહોંચ્યા. ધર્મદેવે પોતાના પુત્રને યુધિષ્ઠિરને પોતાની સાથે વૈકુંઠમાં લાવી પ્રવેશ કર્યો અને ધર્મ પોતાના સ્થાનપ્રત નીકળી ગયા. અહીં વૈકુંઠમાં ભગવાન શ્રી હરિના મંદિરમાં પ્રવેશ કરતાં જ યુધિષ્ઠિરને અપરિમિત આનંદ થયો. વૈકુંઠ ધર્મની સ્થિતિ અને અલૌકિક રચના જોઈને રાજા વિસ્મય ચકિત થયા. અત્યંત ઉલ્લાસીત અંતઃકરણથી તેણે ભગવાનના મુખ્ય ધામમાં પ્રવેશ કરતાં જ તેને સામે જ વૈકુંઠપતિ નારાયણની પરમ સૌજ્વલ મૂર્તિ મુખ્ય આસન પર આરૂઢ થયેલી દેખાઈ. તેમની સામે સાનિધ્યમાં અનેકાનેક ઋષિ, મુનિ, સંતમહાત્મા તેનું એકાગ્રચિત્ત ધ્યાન કરતા તેને દેખાયા. એ અમરાપુરીમાં વૈકુંઠધામમાં ભગવાન શ્રીહરિના એ ભવ્ય દિવ્ય ઉદાત્ત ધામમાં યુધિષ્ઠિરને દેખાયું કે મહાસતી દ્રૌપદી અત્યંત દિવ્ય ક્રાંતિમય એવા સુવર્ણ આસન પર બેઠેલી છે. ચન્દ્રકાન્ત મણીની જેમ તેની અંગક્રાંતિ ચમકે છે. દાસીના પરિવાર સહિત એ સુખેથી પોતાના આસન પર સ્થિરાવેલી છે. પોતાના ચાર ભાઈ ભીમ, અર્જુન, નકુલ, સહદેવ પણ દિવ્યક્રાંતીથી યુકત દાસદાસીના પરિવાર સહિત સભામાં સ્વ આસન પર બિરાજમાન થયા છે. બધાની આગળ માતા કુંતી બેઠા છે અને શું આ કર્ણ ; આ દ્રોણાચાર્ય, ભિષ્માચાર્ય, આ દુર્યોધન, આ બધા કૌરવ, આ બધા કૌરવ પાંડવોનો પરિવાર આ અમરાપુરમાં બિરાજમાન થયો છે. આ બધુ જોઈને ધર્મરાજા યુધિષ્ઠિરને અપરિમિત આનંદ થયો. એ બધા કલ્પવૃક્ષની છાયામાં બેસીને મનઈચ્છિત આહાર વિહાર કરીને આનંદથી ડોલે છે. અનેક દાસદાસી દેવકન્યા પરિવાર તેમની સેવા માટે ઉપસ્થિત છે. એ દાસદાસી તેમની સેવા કરે છે અને એ બધા શ્રીહરિની સેવા કરે છે. એ જોઈને ધર્મરાજાનું મન અત્યંત ગદ્‌ગદ્દીત થઈ ગયું. અત્યંત

કરૂણાદ્રતાથી તેમના નયનમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં. હાથ જોડીને તેવી જ અવસ્થામાં એ આગળ દોડયા. હસ્તિનાપુરાધિપતિ યુધિષ્ઠિર આવે છે એમ જાણીને ભગવાન નારાયણ પોતાના આસન પરથી ઉઠયા અને પોતાના ચરણે લાગેલા યુધિષ્ઠિરને ઉભો કરી પોતાના બાહુપાશમાં લઇ હૃદયે લગાવ્યા. ભગવાન અને યુધિષ્ઠિર ક્ષણભર એકરૂપ થઇ ગયા. છેલ્લે ભગવાને યુધિષ્ઠિરને આસન પર બેસાડીને સેવક દ્વાર તેનું પૂજન કરાવ્યું પછી તેને કુશળ ક્ષેમ વૃત્તાંત પુછયું.

**શ્રીહરિ કહે સાંભળો વિનંતી, માર્ગે સુખ કેવા ભૂપતિ. ॥૭૪૯॥**
**કહે યુધિષ્ઠિર સાંભળો વૈકુંઠનાથ, માર્ગે દુઃખ કહ્યું નવ જાય. ॥૭૫૦॥**
**નકુળ અર્જુન ભીમને સહદેવ, સતી દ્રૌપદી તે કરતા સેવ. ॥૭૫૧॥**
**અર્ધે પંથે આવ્યા જેટલે, સતી ગળી પડયા તેટલે. ॥૭૫૨॥**
**માનસરોવર હું આવી ગયો, ગળી આંગળી ને દુઃખીયો થયો. ॥૭૫૩॥**
**યમરાજ ધર્મે મુજને દેખાડી વાટ, શ્રીહરિ તમ દીઠે ભાંગ્યા ઉચાટ. ॥૭૫૪॥**
**તમ દર્શનનુ ફળ જો એહ, હું નયને દેખું કૌરવ પાંડવ તેહ. ॥૭૫૫॥**
**વણ દીઠે ન હોય સંતોષ, દીનબંધુ ના ધરીયે રોષ. ॥૭૫૬॥**
**ગદ્‌ગદ્ કંઠ કરી રાયા રૂવે, શ્રીહરિના મુખ સામુ જોવે. ॥૭૫૭॥**
**રોદન કરતા જાયે જેહ, ભ્રાંત ઉપની રાયેને મન તેહ. ॥૭૫૮॥**
**આંસુ લોઇને અળગા રહ્યા, છાના રહો વિનવે બહુ કહ્યા. ॥૭૫૯॥**
**પ્રથમ નરક દેખાડા વીર, પછે ઓચરા શ્યામ શરીર. ॥૭૬૦॥**
**દીઠા કૌરવને પંડુકુમાર, દીઠા દ્રૌપદીને હરખા અપાર. ॥૭૬૧॥**
**રાયે યુધિષ્ઠિર સર્વેને મળ્યા, સુખ દુઃખ ભવના સર્વેના ઢળ્યા. ॥૭૬૨॥**
**ઉત્તમ મંદિર આપ્યા સાર, તાહા આવી વશા પંડુ કુમાર. ॥૭૬૩॥**
**અનુદિન સેવક પાસે, દર્શન ભજન કરે ને મનમાં હર્ષે. ॥૭૬૪॥**
**ચિરંજીવી કર્યા સર્વે સાથ, ભકત વત્સલ છે વૈકુંઠનાથ. ॥૭૬૫॥**
**પાંચે પાંડવ વૈકુંઠ પામા સહી, રાજા યુધિષ્ઠિરની દેહી મીટીની રહી. ॥૭૬૬॥**

ભગવાન શ્રી હરિ બોલ્યાઃ 'રાજા યુધિષ્ઠિર, સ્વપ્રયત્નથી સદેહથી ચાલતા આવી તમે વૈકુંઠધામમાં આવી પહોચ્યાં છો. ખરેખર તમે આદરવા યોગ્ય અને ધન્યતા પાત્ર છો. પણ તમે જે માર્ગે અહીં સુધી આવ્યા એ માર્ગ કયા પ્રકારનો છે એ કથન કરો. ત્યારે ધર્મરાજા બોલ્યાઃ હે શ્રીપતિ તમે સર્વાન્તર્યામી છો. બધી ઘટના તમે જ ઘડો છો. સુત્રધાર તમે છો. અમે બધા કઠપૂતળી પ્રમાણે છીએ, પ્રેમસુત્રદોરીથી તમે આ બધા પ્રાણીઓને બાંધેલાં છે. એ દોરી તમે જેમ ખેંચશો તે પ્રમાણે આ ઢીંગલીઓ નાચે છે. મારા માટે પૂછશો તો મારા અનુભવોથી હું કહું છું કે વૈકુંઠધામનો માર્ગ અતિશય દુસ્તર કષ્ટમય છે. જગ્યાએ જગ્યાએ દુઃખના દરીયા અરણ્ય છે. એ પાર કરતાં કરતાં જીવાત્મા ઘાયલ થાય છે. પણ તમારા નામામૃત સિંચનથી જીવાત્માને પુનર્જીવન પુનચૈતન્ય પ્રાપ્ત થઇને તમ પ્રતિ આવવાની ખેંચ લાગી હોય છે. ચિત્તમાં સતત તમારું જ સ્મરણ ચિંતન ધ્યાન હોવાથી તેવા જ્ઞાની સાધકને બાકીનો શોક માયા મોહના જાળમાં જકડાવાની શકયતા

હોતી નથી. તમારા આંતરિક સત્પ્રેરણા એ જીવાત્માને દુર્ગતિથી બચાવે છે. શરૂઆતમાં અમારી સાધનામાં પણ અનેક સંકટ દુઃખ આવ્યાં. સુખ દુઃખના બધા પ્રસંગ આવ્યા. મોહના ક્રોધના પ્રસંગ આવ્યા. પણ એ બધામાંથી તમારી કૃપાથી પાર ઉતાર્યા. આગળ ઉત્તરપંથ આવ્યા પછી માત્ર સતી દ્રૌપદી, નકુલ, સહદેવ, અર્જુન, ભીમ એ ક્રમાક્રમે દેહત્યાગ કરી નિષ્પ્રાણ થવાથી અતોનાત શોક સંતાપ, માનસિક તાપ આવ્યો. છેલ્લે માનસરોવરમાં પગનો અંગુઠો પડતાં જ મારામાં રહેલો બધા અહંકારનો ક્ષય થયો. અતિશય ક્ષિણતાથી મને મૂર્ચ્છા આવી. પ્રત્યક્ષ મૃત્યુદેવતાએ મને માર્ગદર્શન કરીને અહીં સુધી તમારા ચરણ પાસે લાવ્યા છે. હે ભગવાન, હવે તમારા ચરણસ્પર્શથી દર્શનથી બધા કષ્ટ ચપટી વગાડતાં ભાગ્યાં અને મને તમારા દર્શનનો નિર્વેધ આનંદ પ્રાપ્ત થયો. જ્યાં સુધી તમારું દર્શન નહોતાં થયાં ત્યાં સુધી શોકમોહ, સંતાપ વગેરે બધું કંઈ હતું પણ હવે ફક્ત તારા અમૃતમય દર્શન સુખ મળ્યું. હું ધન્ય થયો. કૃતાર્થ થયો એમ કહેતાં રાજાનો કંઠ ભરાઈ આવ્યો. શ્રીહરિનું મુખાવલોકન કરતાં તેના નયનોમાંથી પ્રેમાશ્રુ આનંદાશ્રુ ઓસરતાં હતાં. તેના ચિત્તમાં અષ્ટ સાત્વિક ભાવ જાગૃત થયો. અત્યંત ગદ્‌ગદ્દિત અંતઃકરણથી તેણે પ્રભુને વિનવણી કરી. તેમના ચરણે મસ્તક મુકીને નમન કર્યા. તેને ત્યાંથી ઉઠવાની ઈચ્છા જ થતી હોતી. ભગવાને તેને બેઠા કરી હૃદયે લગાડયા.

ભગવાન શ્રીહરિ ભકતવત્સલ છે. દીનદયાળુ કરૂણાસિંધુ એવા ભગવાને ધર્મરાજાના મસ્તક પર પોતાનો પરમસુખદાયક પ્રેમાળ વરદહસ્ત મુકયો અને ભગવાન બોલ્યા, ‘હે પ્રિય સદભકત પરમદુઃખનો હિમાલય પાર કરીને હવે તમે પરમસુખ સામ્રાજયમાં આવ્યા છો. હવે અહીં કોઈ ચિંતા નથી. કલેશ નથી, નરકપ્રાય દુઃખ નથી, ફક્ત સુખનું આનંદનું સામ્રાજય. કલ્પાન્ત કાળ સુધી આ જ આનંદનું અમૃતપાન કરવાનું કહીને ભગવાને યુધિષ્ઠિરને એક ભવ્ય તેજસ્વી મણિરત્નમાણિકયથી સુશોભિત એવો મહેલ નિવાસ માટે આપ્યો. ત્યાં પાંચેય પાંડવો સતી દ્રૌપદી માતા કુંતી સાથે રહ્યા. હજારો દાસદાસીઓ તેમની સેવામાં સદૈવ ઉપસ્થિત રહીને તેમની સેવા કરતાં અને તે નિત્ય અહર્નિશ ભગવાનની સેવા પૂજા ધ્યાન કરતાં. તેમના સાનિધ્યમાં રહીને વાર્તાલાપ કરતાં. આ રીતે મૃત્યુલોકના જીવનમાં સત્વપાલન માટે અપાર કસોટી સહન કરીને સત્યધર્મ પ્રમાણે વર્તીને, યોગ સાધના કરતાં કરતાં છેલ્લે તેમણે ચિરંજીવીત્વ પ્રાપ્ત કર્યું. સદ્‌ભકત પાંડવો અમર થયા. અમરધામમાં નવ કોટી જીવાત્મા સમવેત ભગવાનની કૃપાથી મુકિતના આનંદમાં તલ્લીન થયાં.

**રાજા તે પોઢયા પાલખી, નિંદ્રા કીધી એક જ પ્રહર,**
**તાહા યમદૂત તો આવીયા, કબજે કર્યો રાજાનો દેહ. ॥૭૬૭॥**
**ખોળીયું મટાડયું મિટીનું, અને વસાવી નુરાની દેહ,**
**અમર કાયા કીધી શ્રીહરિયે તેની, તેમાં મુકયો રાજાનો રૂહ. ॥૭૬૮॥**
**ઝબકીને રાજા જાગીયા, દીઠી કાંતિની અમર દેહ,**
**ઉઠીને ભેટયા શ્રી ભગવાનને, ત્યાં પવિત્ર વર્ષા મેહ. ॥૭૬૯॥**
**ઝગમગ જયોત તયાં અપાર છે, જાણે કોટિક આદિત હોય,**
**ત્યાં નવ કરોડીનાં મુક્તસ્થાપ્યા, તે અમરાપુરમાં જોય. ॥૭૭૦॥**
**વૈકુંઠ વૈભવ સઊ ભોગવો, અને હિંચે હિંડોલા ખાટ,**
**અમે જઈશું મૃત્યુ લોકમાં, કરોડી અનંત જુવે છે વાટ. ॥૭૭૧॥**
**વળતાં તે રાજા ઓચરે, સ્વામી તમ વિના સ્વર્ગમાં ન સોહાયે,**
**ગાય વિના જેમ વાછરૂ, તેમ બાલક વછુટી માયે. ॥૭૭૨॥**

---





વૈકુંઠમાં અમે નહી રહીયે એકલા, જયાં નહી થાય આપણું દર્શન સાર,
સોળ શૃંગારે જેમ શોભતી, પણ પુરૂષ વિનાની નાર. ॥૭૭૩॥
તે માટે અમે માગીએ, અમે આવીશું તમારે સંગાથ,
દર્શન કીજીયે નીત નીત આપનાં અને સન્મુખ કરીયે વાત. ॥૭૭૪॥
પાંચ બાંધવ ત્યાં પાંડવો, અને દ્રૌપદી કુંતાજી માત,
વૈકુંઠમાંથી અવનીયે અવતર્યા, તે આવ્યા હરિની સંગાથ. ॥૭૭૫॥

પાંચેય પાંડવો સુખેથી આનંદથી વૈકુંઠધામમાં વાસ્તવ્ય કરીને રહ્યા. અમરાપુરના સ્વર્ગીય દિવ્ય સુખોપભોગમાં તેમને જરા પણ ઉણપ નહોતી પણ આ સ્થુળ દેહથી ચાલતા જઈને ધર્મરાજા વૈકુંઠમાં પહોંચ્યા હતા. માટે તેનો દેહ હજુ મલીન એટલે સ્થુળ મૃત્યુલોકનો હતો. બાકીના બધાનો દેહ મૃત્યુલોકમાં જ પડવાથી એ દિવ્ય દેહી ક્રાંતિમાન તેજસ્વી હતા. માટે ભગવાને દેવદૂતને ધર્મરાજનો સ્થુળ દેહ નષ્ટ કરવાની આજ્ઞા કરી. એક વાર ધર્મ આળસ કરીને ક્ષણભર ઉંઘ્યા હતા ત્યારે દેવદૂતે તેના સ્થુળ દેહની ખોળ કાઢી નાંખી. સ્વપ્નમાં એકાદ ઝટકો લાગે એમ ધર્મરાજ ગભરાઈને જાગ્યા. જુએ છે તો પોતાનું દેહ અત્યંત તેજસ્વી દિવ્ય ક્રાંતિમાન થઈને સાત્વિકતાના દિવ્ય તેજનો વર્ષાવ સર્વત્ર થતો હોવાનું ધર્મરાજાને દેખાયું. તેઓ ઉઠીને એ ભગવાનના દર્શન માટે આનંદથી દોડયા. હર્ષાતિકથી તેણે ભગવાન ચરણે નમસ્કાર કર્યા. કોટયાવધી ઉદીત થાય એ પ્રમાણે ભગવાનની દિવ્ય ક્રાંતિ ઝગમગતી હતી. એ દિવ્યજયોતિના સ્વરૂપદર્શનમાં ધર્મરાજા તદ્રૂપ થયા. ક્ષણ પછી ભગવાને તેને એ દિવ્ય જયોતિ સ્વરૂપ સાક્ષાત્કારમાંથી જાગૃત કરીને કહયું: ‘રાજા હવે તમે સુખેથી આ અમરાપુરીનું સામ્રાજય વૈભવ ભોગવો. આ બધાં તમારા બંધુ, સતી વગેરે તમારી સેવામાં તત્પર રહેશે. તમે નવ કોટી જીવાત્માના ઉધ્ધારક મુખી માનીને અહીં રહેશો. આ રત્નખચિત હિંડોળા પર બેસીને, કલ્પવૃક્ષના અમૃતફળો આહાર કરીને સુખથી આનંદસાગરમાં તલ્લીન થઈને રહો ! કદી પણ ઓસરશે નહીં, કદી પણ મટશે નહી આવા પ્રકારનાં આ દિવ્ય સુખ છે. મૃત્યુલોકમાં ધર્મથી વર્તીને ઈંદ્રિય દમન સંયમન કરીને જે આત્મજ્ઞાન સંપાદન કરીને યોગસાધના કરે છે, એ મુમુક્ષુ જીવાત્મા આ સ્થાનપ્રત આવીને આ આનંદસાગરમાં વસે છે. આ જ મુળ સનાતન માર્ગ છે. પૂર્ણતાનો માર્ગ, સત પંથ છે. અહીંથી કદી પણ જીવાત્માનું પુનરાવર્તન થતું નથી. જીવન્મુકત વિદેહમુકત મહાત્માનું દેહ અંતિમ સ્થાન વૈકુંઠ અમરધામ નિજધામ છે. હવે તમે બધા સુખથી આ વૈકુંઠપુરી સુખોપભોગ ભોગવો, હું મૃત્યુલોકમાં જઈને આગળના માર્ગની સત્યધર્મ માર્ગની તજવીજ કરૂ છું. અનંત કોટી જીવાત્મા મુકિતની ઈચ્છા મનમાં લઈને મારી આર્તતાથી આવવાની કરીને રાહ જુએ છે. તેમની મુકિત માટે મારે યુગાનુયુગ ધર્મમાર્ગ કરી આપવાનો છે.’ ભગવાનના વચન સાંભળીને ધર્મરાજા બોલ્યાઃ ‘હે સ્વામીનાથ, તમારા સિવાય આ વૈકુંઠધામમાં રહી શકીશું નહીં. ગાય સિવાય વાછરડું રહી શકતું નથી. માતા સિવાય બાળક રહી શકતું નથી, તદ્વત તમારા સિવાય અમે રહી શકીશું નહીં. જયાં તમારા નિત્ય દર્શન નથી, સંભાષણ નથી, સાનિધ્ય નથી એવું વૈકુંઠ લોક હોય તો પણ એ અમારે નથી જોઈતું. અમને વૈકુંઠલોકો સાથે અમરાપુરી સાથે કર્તવ્ય નથી. તમારા ચરણોનું કર્તવ્ય છે. સોળ શૃંગારથી યુકત એવી સ્ત્રી હોય પણ મુખ્યશૃંગાર એવો પતિ જ નહોય તો તેના શૃંગારનો શો અર્થ ? માટે અમારા મુખ્ય અલંકાર તમારા ચરણ છે તે જયાં હશે ત્યાં અમે જઈશું. તમે અમને પણ તમારી સાથે મૃત્યુલોકમાં લઈ જાઓ. તમારા સિવાય અમે અહીં રહીશું નહી. અમારું માંગવું તમે પુરૂ કરો. અમને તમારે પોતાના સાનિધ્યમાં રાખવા. એ માટે જો જન્મમરણના દુઃખ પણ ભોગવવા પડે તો પણ અમે સ્વીકારીશું પણ તમારાથી દુર કરશો નહીં. ધર્મરાજા અને પાંડવોની વિનંતી



---

સાંભળીને ભગવાનનો કંઠ ભરાઈ આવ્યો, એ બોલ્યાઃ 'અહાહા, ધન્ય મારા ભકત ! આવા ભકતોએ જ ખરેખર મને પ્રાધાન્ય મેળવી આપ્યું છે. હે સદ્ભકતો તમારી બધી મનોકામના પૂર્ણ થશે.'

મૃત્યુલોકમાં આવીયા, ને મોકલ્યા તે જુજવા ઠામ
કાશમીરમાં રાજા કહીયે, ધર્મ અવતાર લીધા તે ઠામ. ॥૭૭૬॥
વંશ વલોણીમાં અવતર્યા, તેના પિતા તે રાઘવ નામ,
માતાતે કહીયે લોચના, રાજા યુધિષ્ઠિર કરેપ્રણામ. ॥૭૭૭॥
અર્જુન તે આદવંતા અવતર્યા, અને બાણાવલી મહાવીર,
ઉંચ નગરમાં ઉત્તમ કુળ કહિયે, કુળ પટવા વેપારી હિર. ॥૭૭૮॥
ઉજળા છે નેત્ર આંખના, તે લોક ના સમજે દુરિજન,
માતાએ પુત્ર પ્રસવ્યો, પણ ના જાણે અર્જુન. ॥૭૭૯॥
ભીમ ભડ ભલે અવતર્યો, તે જાલંધર મહાદેશ,
જેની અટક વલોણી આલ કહીયે, અમરકોટ નગર આવાશ. ॥૭૮૦॥
એની એંધાણીયે ભીમસેન છે, મહાયોધ્ધા બળવંત શરીર,
અવળે કેશે અવતર્યા, તેને ન જાણે કોઈ સંસાર. ॥૭૮૧॥
સહદેવ જોશી ત્યાં અવતર્યો, શાલવુ માહા કુળ સાર,
માળવા મધ્યે શહેર કહીયે, ઉજજેન નગરમાં અવતાર. ॥૭૮૨॥
એ શહેર મધે શોભતા, તે મહાન ગુણવંત દેવ,
દક્ષિણ દિશામાં પટ્ટણપુર, ત્યાં જન્મ્યા છે સહદેવ. ॥૭૮૩॥
ત્યાં નકુળને જગાડિયા, તે પૂર્વ માહે બંગાલ દેશ,
ભોટનગર માહા અવતરા, તે કશ્યપ કુળ તેની સાખ. ॥૭૮૪॥
તેના નાક માહે નથ છે, અને કાને તે મુકતાફળ,
માતાને ગર્ભે અવતર્યા, તે પાંડુ પુત્ર નકુળ. ॥૭૮૫॥
શકિત આ સંસારે અવતર્યા, અને સતી દ્રૌપદી કુંતાજી માત,
ભિલડી નગરની પટરાણી, જેની નિગમ પુરે છે સાખ. ॥૭૮૬॥
ચંડિકા કાળી અવતર્યા, જે શકિતનો પરિવાર,
તે બાળ કુંવારી બાળકી, તેવા શકિત રૂપે સંસાર. ॥૭૮૭॥
દર્શન છે એ જાગતા, તમે ખોળી લ્યો ગુણવંત,
દશમે સ્વામી રાજા આવીયા, અને વર લાવ્યા જીવ અનંત. ॥૭૮૮॥



કલિયુગમાં ભગવાને સદ્ભકતોનો ઉધ્ધાર માટે મૂળ સતપંથ સનાતન ધર્મના યુગ પરિવર્તનાનુસાર પુનર્રચના કરવાનું કાર્ય શરૂ કર્યુ. એ માટે જગતમાં તેમણે અલગ અલગ જગ્યાએ, અલગ અલગ દેશમાં, રાષ્ટ્રોમાં અનેકાનેક સંત મહાત્મા,

સદ્દભકત, અવતારી સત્પુરૂષ એમની ગુપ્તતાથી યોજના કરી. એ સત જ્ઞાન સતધર્મેપ્રવર્તક, મહાત્માઓએ દેશ, કાળ, પરિસ્થિતિ અનુસાર આત્માન્નતિ કરીને સદ્દધર્મનો ઉપદેશ કરીને સદ્દભકતોને આત્મોન્નતિનું માર્ગદર્શન કર્યુ છે. તેવા સદભકત મહાત્મા પૈકી પાંડવોને તેમણે જે વાસ્તવ્ય ભૂમી આપી તે અનુક્રમે નીચે પ્રમાણે છે. ભગવાને ધર્મરાજાને કહ્યું કે 'હે ધર્મરાજા કાશ્મિરમાં વલોણી વંશમાં રાઘવરાવ અને લોચના એમના ઘેર તમે અવતરશો એજ તમારું સ્થાનક છે. કાશ્મિરમાં મને ખુબ સૈન્યો સાથે સહાય કરશો. તેમજ તમારા ચારેય ભાઈઓ પણ એ કાળમાં એટલે કલિયુગના છેલ્લા પ્રહરમાં અલગ અલગ જગ્યાએ શાસનકર્તા એમ પ્રગટ થઇ પોતાના બધાના સદવિચારોથી વિરોધી આસુરી શકિતને નામશેષ કરશે. તેમનાં સ્થાનક એવાં-ઉંચા મુલતાન એટલે પંજાબ પટવા હીરાના વેપારીના ઘેર ઉજજવળ નેત્રનો અર્જુન સુંદર તેજસ્વી આંખોથી યુકત પ્રગટ થશે. જાલંદર દેશમાં અમરકોટ નગરમાં વલોણી વંશમાં ઉત્તમ ઘરાનામાં મહાબળવંત શરીરનો ભીમ જાટ રૂપે અવતરશે. તેના વાળ લાંબા અને ઉંધા હશે અત્યંત બલભીમ એવો એ કુસ્તીગીર મલ્લ થશે. માળવા દેશમાં ઉજજૈન નગરમાં દક્ષિણની બાજુમાં આવેલ પટ્ટણપુરમાં શાલઉ કુળમાં મહાગુણવાન સત્વશીલ એવો સહદેવ પ્રગટ થશે. તેમજ પૂર્વ બંગાળમાં ભોટનગરમાં કશ્યપ કુળમાં નકુલ અવતરશે. અત્યંત સૌંદર્યવાન, કલાકૌશલ્યથી યુકત ધીર વીર પરાક્રમી એવો આ પાંડુ કુલનંદન નકુલ પ્રગટ થઈને પોતાની બધી શકિતથી ભગવાન નિકલંકી નારાયણને સહાય કરશે. ભારતખંડના નજીક પશ્ચિમમાં આવેલ ભિલડી નગરમાં માતા કુંતી અને સતી દ્રૌપદી અવતરીને બાલકુમારી બાલ બ્રહ્મચારિણી એવી એ રણકાર્ય ધુરંધર રણચંડિકા દેવી જ જાણે અવતરશે. ભીલડીનગરના મુખ્ય શાસનકર્તા થઈને એ સ્ત્રી સૈન્યની મુખ્ય થશે અને ભગવાન નિકલંકી નારાયણને સહાય કરશે.' આ પ્રકારનું ભગવાને આ પ્રેમાળ સદ્દભકતોને તેમના સ્થાન નિયુકત કરીને આશીર્વાદ આપ્યા અને સદ્દભકત પાંડવો પોત પોતાના નિયુકત સ્થાને જઇને ગુપ્ત રીતે વાસ્તવ્ય કરીને પોતે પોષક એવું વાતવરણ નિર્માણ કરવામાં ઉદ્યુક્ત થયા આ બધા સદ્દભકતોનો અદભુત રમ્ય એવો મેળાપ નિકલંકી નારાયણના અવતારકાર્યમાં સદ્દભકતોથી દેખાઈ આવશે.

**કરોડી પાંચસુ પ્રહલાદે તાર્યા, અને સાતે તે હરિશ્ચંદ્ર રાયે,**
**નવ કરોડીશું પાંડવ તાર્યા કરોડી બારશુ કમળાકુંવર રાયે. ॥૭૮૯॥**
**દિલમ દેશે અવતર્યા, અને ગઢ વરજા શહેર,**
**જેને જાંખા મેઘા કિન્નર તાર્યા, કરોડી તેત્રીસ કીધા મહેર. ॥૭૯૦॥**
**આજ અનંત કરોડી કલિયુગમં, મનખા રૂપે તારશે દેહ,**
**હેમપુરીમં તખતે બેઠા, પ્રત્યક્ષ બોલ્યા તહે. ॥૭૯૧॥**
**ભરતખંડને જંબુદ્વિપે, પ્રત્યક્ષ બેઠા જેહ,**
**આશા પુરે સર્વે જીવની, જે સત્ય હશે તેહ. ॥૭૯૨॥**
**ત્રણ કલ્પ ને ત્રણ યુગમાં, ગુરૂ ભેદ માર્ગ છે એક,**
**આજ કલીયુગમા દશમે સ્વામી આવીયા, તે આપોઆપ અલખ. ॥૭૯૩॥**
**શ્રી નિકલંકી નારાયણ નિરંજન જાણ, જેહુને ચરણે ઉગમીયા અનંત ભાણ. ॥૭૯૪॥**
**ગિનાન સંપૂર્ણ ચિત્તમાં ધરો, શ્રીહરિ નારાયણ રદે ઓચરો. ॥૭૯૫॥**
**નવમો શ્રીબુધ્ધ અવતાર સંપૂર્ણ જાણ, ને ત્યાં સદગુરૂ વેદવ્યાસ લખ્યા પ્રમાણ. ॥૭૯૬॥**

વર્ષ ચારલાખને બત્રીસ હજાર, ત્યાં સુધી ભોગવે તે શ્રીબુધ્ધ અવતાર. ॥૭૯૭॥
દશમે અવતારે શ્રીનિકલંકી રૂપ, હવે નહી કોય રાજા મુકત સર્વે ભૂપ. ॥૭૯૮॥
ભણે સતગુરૂ બ્રહ્મા સત્ય સાર કહ્યા, શ્રીબુધ્ધ અવતાર સંપૂર્ણ થયા. ॥૭૯૯॥
દેવની ખેલ રમત સવા પ્રહરની જેહ,શ્રીબુધ્ધજીયે આગમ કહી સંભળાવી તેહ. ॥૮૦૦॥
આ વેદ વચન સહી પ્રમાણે નર જેહ, જીવતા અમરફળ પામે તેહ. ॥૮૦૧॥
જેણે આ સતપંથ આરાધિયા જાણ, તે તો અમરાપુરી સહી પોતા નિરવાણ. ॥૮૦૨॥
એવું શ્રીહરિનો બુધ્ધ અવતાર સંપૂર્ણ સહી,એવી શ્રી સતગુરૂ ઈમામશાહે વાણી કહી. ॥૮૦૩॥

સત્યયુગમાં સદ્ભકત પ્રહલાદ સાથે પાંચ કોટી જીવાત્મા અમર પદે ગયા, ત્રેતાયુગમાં સદ્ભકત રાજા હરિશ્ચંદ્ર સાત કોટી જીવાત્મા સાથે વૈકુંઠમાં ગયા. દ્વાપરયુગમાં સદ્ભકત યુધિષ્ઠિર સાથે નવ કોટી જીવાત્માઓનો ઉધ્ધાર થઈને અમર થયા. તદ્વત કલિયુગમાં બ્રહ્મદર્શી એવા સદગુરૂના માર્ગદર્શનથી યોગ સાધનાના આચરણથી બાર કોટી જીવાત્મા દેવગતી પામીને અમરભૂમીના નિવાસી થશે. આ ચોથા કરણ કલ્પાતમાં સદ્ભકત થઈને પહેલાના ત્રણ કલ્પમાં અનુક્રમે દશરાયણ કલ્પમાં યક્ષ, દેવગુણ કલ્પમાં મેઘ, લીલવગુણ કલ્પમાં કિન્નર એવા જીવાત્મા મુકત થયા હવે કલિયુગના છેલ્લા પ્રહરમાં કલ્પાંત કાળના પહેલાં આ અમરાપુરીના બધા જીવાત્મા મુકત ગતિમાં જશે. તેમની સંખ્યા અગણિત રહેશે. કરણ કલ્પના છેલ્લા કલિયુગના અંતે આ અનંત કોટીના ભરણા એટલે અનંત કોટી જીવાત્માઓનો મુકિતનો યોગ આવશે. કલ્પાંતકાળમાં એટલે સર્ગકાળમાં ફકત બે જ ગતિ જીવાત્માઓ કર્માનુસાર જન્મમરણના ફેરા ખાય છે. કલ્પાંત કાળમાં જીવાત્મા સૂક્ષ્મ વાસનાત્મક બીજ રૂપે કર્મભોગ ભોગવીને પણ બાકી રહેલા સંચિત કર્મોના પોટલા લઈને જીવાત્મા સૂક્ષ્મ વાસનાત્મક બીજ રૂપે પરમેશ્વરના વિશિષ્ટ સ્વરૂપમાં સમાઈ જાય છે. સર્ગકાળમાં સંપન્ન થયા પછી એ જીવાત્મા ફરી પ્રગટ થઈને કર્મગતિના ફળો ભોગવે છે. આ પ્રમાણે અનાદિકાળથી ચાલતા આવેલા આ સનાતન સતપંથી માર્ગનું દિગ્દર્શન કરવા માટે આ કલિયુગમાં સદ્ગુરૂ મહારાજ બ્રહ્મસ્વરૂપી ઈમામશાહ રૂપે પ્રગટ થઈને તેમને સદ્ભકતોને આ માર્ગદર્શન કર્યુ છે. કલિયુગમાં છેલ્લા પ્રહરમાં ભગવાન શેષશાઈ નારાયણ નિકલંકી નારાયણ નામે પ્રગટ થઈને દૈત્યદુષ્ટ કાલિંગાને મારીને પૃથ્વી નિર્દાનવી કરીને સદ્ભકતોનો ઉધ્ધાર કરશે અને પછી વાયુ પ્રલય, સૃષ્ટિ પ્રલય, જલ પ્રલય થઈને નષ્ટ થશે. આવા આ મહા કઠિન કલ્પાન્ત કાળમાં ભગવાન શ્રી નિકલંકી નારાયણ દસમો અવતાર ધારણ કરશે. ભરતખંડમાં જંબુદ્વિપમાં કુંવારીકા ક્ષેત્ર પર સાબરમતી નદીના તીરે હિમપુરીમાં સદગુરૂ બ્રહ્માની અખંડ જ્યોતિની સ્થાપના થઈને સ્થાન મંડાશે. ત્યાં આ નિકલંકી અવતાર આવી ત્યાંથી જ સર્વ સુત્રો ચલાવશે. દેશ દેશના રાજાઓનાં આયોજન અહીંથી જ ઘડાશે અને જ્યાં દાનવી શકિત રહેલી તે ચીન દેશ અને ત્યાંના શાસનકર્તા સાથે જાગૃતિક સ્વરૂપની લડાઈ થશે. તેમાં ચીનદેશ પોતાના આસુરી શકિતથી પૂર્ણપણે નષ્ટપ્રાય થશે અને બધા જગતમાં એક શ્રી નિષ્કલંકી નારાયણની અખંડીત અબાધિત સત્તા ચાલશે તેમાં માનવ જીવનનાં ઉન્નતિના એહિક, લૌકિક, પરમાર્થિક, ધાર્મિક, મુકિતપદ એવી વાતોનો સમાવેશ હશે. એવા એ સમૃધ્ધિના કાળમાં સત્યવાન પુણ્યવાન જીવાત્મા પોતાના અંતિમ ધ્યેય સાધ્ય કરશે અને અનંત સૂર્ય, અસંખ્ય ચંદ્ર જેના ચરણે ઉદીત થયા છે તેવા પરમ તેજોમય શ્રી નિષ્કલંકી નારાયણના તેજસ્વી સ્વરૂપમાં એ જીવાત્મા લય પામશે. સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ કહે છે હે સદભકતો સતના ઉપાસકો ભગવાનના અવતારપાત્રનું અને આત્મોન્નતીનું સંપૂર્ણ જ્ઞાન તમે પોતાના ચિત્તમાં યથાર્થતાથી ધારણ કરો. નવમા બુધ્ધ અવતારના અવતારક્ષેત્રના સદભકતોનું લીલાચરિત્ર અહીં પૂર્ણ થયું. સદગુરૂ વેદ વ્યાસે દ્વાપર યુગમાં સામવેદાનુસાર નિયમ કરેલો યુગધર્મ અહીં સંપુષ્ટ આવ્યો. ચાર લાખ બત્રીસ હજાર વર્ષનો બુધ્ધ અવતારનો કાળ એક ક્ષણમાં એક પ્રહરભર પ્રમાણે નીકળી ગયો. આઠ

લાખ ચોસઠ હજાર વર્ષો દ્વાપર યુગનું પ્રમાણ હતું. એ કાળમાં ભગવાને શ્રીકૃષ્ણ અને શ્રીબુધ્ધ અવતાર ધારણ કરીને અનંત લીલાચરિત્ર કર્યા. પોતાની જીવનપધ્ધતિ ઉપરથી પૂર્ણત્વાસ પહોચેલા માનવે કઇ રીતે વર્તવું એ માટે નીતિ પાઠ આપી પોતે ભગવાને આચરણ કરીને જગત સામે પોતાનો આદર્શ મુકયો. અનાદિકાળથી ચાલતા આવેલા સનાતન ધ્યાન, યોગ, સતપંથ જ્ઞાનમાર્ગનું દિગ્દર્શન કરીને નવા યુગને અનુરૂપ એવી જ્ઞાનની શિખામણ તેમણે આપી. માનવી જીવન પૂર્ણાવસ્થામાં જતી વખતે જે અડચણ આવે છે, જે ઘટના ઘડાય છે, તે બધાનું દિગ્દર્શન ભગવાન શ્રી કૃષ્ણના ચરિત્રમાં ઉધૃત થયું છે. આત્મજ્ઞાન પ્રાપ્તિ પછી આવનાર સમબુધ્ધ અવસ્થાનું દિગ્દર્શન ભગવાન બુધ્ધે કરેલા ઉપદેશથી અને પાંડવોના સ્વર્ગારોહણ પર્વથી કરી આપ્યું છે. જે આ સંપૂર્ણ જ્ઞાન સદ્ વિવેક બુધ્ધિ ગ્રહણ કરશે એ જીવનમાં અમરફળ પામશે. જેમાં સતપંથ જ્ઞાન માર્ગાનુસાર યુગધર્મને જાણીને તે અનુસાર વર્તીને જેણે પોતાનું જીવન ઉન્નત કરવાનો પ્રયત્ન કર્યો એ અમરાપુરી પદના અધિકારી થયા એમ સમજવું. આ પ્રમાણે ભગવાન શ્રીહરિના નવમા બુધ્ધ અવતારનું વર્ણન અહીં પૂર્ણ થયું એવી સદગુરૂ શ્રી ઇમામશાહ મહારાજે આ દિવ્ય વાણી કથન કરી છે.

## ઈતી શ્રી બુધ્ધ અવતાર સમાપ્ત

॥ ૐ તત્ સત્ પરબ્રહ્માર્પણમસ્તુ ॥

ત્રીજા દ્વાપર યુગમાં શ્રી વિષ્ણુ ભગવાને શ્રી બુધ્ધ અવતાર ધારણ કર્યો ત્યારે સદ્ગોર વેદમ વ્યાસે સામવેદની ગાયત્રીના આધારે સતપંથ ધર્મ સમજાવ્યો હતો.

જેમ શ્રી કૃષ્ણ અવતારે અર્જુનને ગીતાનો મહિમા સમજાવ્યો હતો. તેમ શ્રી બુધ્ધરૂપે શ્રીહરિએ ભીમને દ્વાપર યુગ અને કલિયુગના સંધિકાળના સમય મુજબ બંને યુગનો મહિમા સમજાવ્યો હતો. પાંડવોને તેની ભૂલનું પ્રાયશ્ચિત કરાવી તેનો ઉધ્ધાર કરવાનો રાહ બતાવ્યો હતો.

અત્રેથી અપુરૂષ વેદવાણી પ્રમાણે હરિઅંશ દસમા શ્રી નિષ્કલંકી નારાયણ અવતારે હરિઅંશમાં જાય છે.



શ્રી નિષ્કલંકી અવતાર

**શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા સત્ય છે.**



हनिष्यति कलौ मध्ये म्लेच्छान्तुरंगवाहनः ।
धर्म संस्थापनाथाय तस्मै कल्क्यात्मने नमः ॥



શ્રી વિષ્ણુ ભગવાને ધર્મની થયેલી ગ્લાનિ પછી, ધર્મનું સ્થાપન કરવા માટે કલિયુગને અંતે ઘોડા ઉપર અસ્વાર થઈને જે અસુરી તત્વોનો નાશ કરશે તે શ્રી નિષ્કલંકી નારાયણ અવતારને હું નમસ્કાર કરૂ છું.

# શ્રી નિષ્કલંકી નારાયણ અવતાર

## ॥ અવતાર દસમો ॥

**પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું**
**ૐ નમો શ્રી સદ્ગોર પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ મહારાજ**
**આદ્ય વિષ્ણુ નિરંજન શ્રી નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....**

**॥ શ્રી સતગોર બ્રહ્મા વાચા ॥**

**રાગ - "ભાઈ ભકિત રે એવી, જેમ તરસ્યાને પાણી જેવી"**

વિભાગ ૧: પૂર્વભૂમિકા

નવ અવતાર શ્રીહરિના પુરાથાય, અવતાર દસમાનો સદગોરે કહ્યો છે મહિમાય. ॥૧॥
પહેલા વૈશાખ સુદ બીજ ને શુક્રવાર, તે દિન કલિયુગ બેઠો છે સાર. ॥૨॥
હે મુનિવરો આ કલિયુગમાં અથર્વવેદ પ્રમાણ, સતગુરૂ બ્રહ્માયે ઈમામશાહ ધરાવ્યું નામ. ॥૩॥
શ્રીહરિ વિષ્ણુ કલિયુગમાં હુવા છે સાર, તે દશમો શ્રીનિષ્કલંકી નારાયણ અવતાર. ॥૪॥
દશમે રૂપે હરિ પાત્ર શ્રી નિષ્કલંકી અવતાર, તે આજ ગુપ્ત હોઈ રહ્યા કલિયુગ મોઝાર. ॥૫॥

નિષ્કલંકી અવતાર ગુપ્ત છે

આ ગુરૂયે કેટલાક ચરિત્ર શ્રીહરિના કહ્યા, તે દેવ આજ કલિયુગમાં ગુપ્ત હોઈ રહ્યા. ॥૬॥
જે સતગુરૂ બ્રહ્મા કલિયગમાં ગુરૂ ઈમામશાહ અવતાર, તે ગુરૂ અથર્વવેદ લઈ ફર્યા ચોવીસ મુલક મોઝાર. ॥૭॥
જે ગુરૂ ચોવીસે મુલકમા પ્રત્યક્ષ બોલી રહ્યા, તે ફરતા ફરતા ચીન નગરીમાં ગયા. ॥૮॥

વિભાગ ૨: સુરજારાણી અને કમલાકુંવરને સતપંથનો ઉપદેશ

કલિયુગમાં કલિંગો - કાશીવિશ્વનાથનું જાપાવે છે નામ





જયારે લાગ્યો કલિયુગને દ્વાપર ઉતર્યો, ત્યારે દૈત્ય કાલિંગો ચીન મહાચીનમા અવતર્યો. ॥૯॥
તે ચીન મહાચીનમાં બેઠો છે આજ, જે કાલિંગો કલિયુગ લાગતાં કરે છે રાજ. ॥૧૦॥
જે નવેખંડમાંહે વ્યાપક હોઈને કરે છે કામ, કલિયુગમાં કાશીવિશ્વનાથ જપાવે નામ. ॥૧૧॥
ત્યાં સુરજારાણીયે સાધ્યું હતું રાક્ષસનું જ્ઞાન, તે સ્મરણ કરે કાલિંગાનું એકે ધ્યાન. ॥૧૨॥
તેને સપ્ત ખંડી મેડીને ફરતા ઝરૂખા ચાર, ત્યાં ઉગાડા મંદિર મહોલ ને રાજદ્વાર. ॥૧૩॥
ત્યાં સુરજારાણી મોતીવીણે ને સ્વામીનુ સ્મરણ કરે, ત્યાં મધ્યાન કાળે આવી પંખી કલોલ જ કરે. ॥૧૪॥

વૈશાખ સુદ બીજ શુક્રવારના દિવસે કલિયુગની શરૂઆત થઈ. દ્વાપરયુગના અંતમાં સદ્દભકત પાંડવોએ ભગવાન બુધ્ધના કહ્યા પ્રમાણે સ્વર્ગરોહણ પ્રયાણ કર્યુ તે જ રાત્રે કલિયુગની શરૂઆત થઈ. બુધવારની પૂર્ણ અમાસ, ગુરૂવારના દિવસે સુર્યાસ્ત સુધી પડવો અને શુક્રવારના દિવસે પૂર્ણ બીજ હોઈને ચંદ્રદર્શન હોય તો આ કલિયુગનું મહાન વ્રત સમજવું. તેને અજવાળી બીજ, થાવર બીજ કહે છે. આવા વ્રતના દિવસે બાર પ્રહરનો નિરંકાર નિર્જર નિરાહાર ઉપવાસ કરીને વ્રત કરે છે. માટે આ અજવાળી બીજનું વ્રત યુગધર્માનુસાર યુગતિથિનું વ્રત ગણાય છે. પ્રત્યેક મહીનાના ચંદ્ર દર્શન ચાર પ્રહર એટલે ચંદ્રદર્શનના દિવસે જ ફકત નિરંકાર નિરાહાર ઉપવાસ કરવાનો હોય છે. કલિયુગમાં અથર્વવિદને પ્રાધાન્ય એટલે પ્રધાનપદી હોવાથી અથર્વવિદાનુસાર જ્ઞાન ધ્યાન યોગ સાધનાને પ્રમાણે છે. સંપૂર્ણ જ્ઞાનકાર્યમાં અથર્વવિદ એ શ્રેષ્ઠ બ્રહ્મપદે હોય છે કારણ એ જ્ઞાનથી અને આત્મવિદ્યાથી શ્રેષ્ઠ છે. માનવ જીવન સુખી સમૃધ્ધ અને ઉન્નત કરવા માટે વિવિધ દેવતાર્ચન અને જ્ઞાનયાગ વગેરે વિધિનો મંત્ર વગેરે ત્રાણેય વેદોમાંથી વિસ્તારેલ છે. પણ માનવ જીવનનું અંતિમ ધ્યેય મોક્ષ સાધ્ય કરવાની જે વિદ્યા છે. વિધિ છે તેનો સમાવેશ ફકત અથર્વવિદમાં બ્રહ્મ વિદ્યા આ ઉપવિભાગમાં થઈ છે. અથર્વવિદના સર્વ ઉપનિષદો આ બ્રહ્મવિદ્યાથી જ ઓપપ્રોત ભરેલાં છે. એ મુળ સનાતન સતપંથના જ આચરણથી જીવાત્મા જીવન મુકત થઈને વિદેહી થયા છે. ત્યાંજ મુળ સનાતન સતપંથ મુકિતનો માર્ગ, બ્રહ્માનુભૂતિ પામેલ આધાકારીક મહાત્મા સદગુરૂ ઈમામશાહ મહારાજે સદ્દભકતોને સતપંથ રૂપે દિગ્દર્શિત કર્યા છે. યુગધાર્માનુસાર અને અથર્વવિદના તત્વપ્રણાલીનુસાર કલિયુગમાં મુકિતનો આ જ એક સાધન સંપન્ન અને સહજ સાધ્ય સરળ માર્ગ છે. અથર્વવિદની બ્રહ્મવિદ્યા એ અષ્ટાંગ યોગસાધ્ય છે. તેનું સંપૂર્ણ વિવરણ સદગુરૂ ઈમામશાહ મહારાજે નિષ્કલંકી ગીતા અને મુળબંધ આ ગ્રંથમાં વિષદ કર્યુ છે. અથર્વવિદના યોગ સાધનાનુસાર બ્રહ્માનુભૂતિ પામેલ મહાત્મા સદ્દગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે કળશ પૂજા આરાધના માટે અથર્વવિદી મંત્ર આધારિત યજ્ઞવિધિ ગ્રંથ ઉપદેશ્યો. તે અનુસાર કલશ ઘટપાટપૂજા વિધિનો અવલંબ કરીને વાયુ, વરૂણ, ઈંદ્ર, ચંદ્ર, સૂર્ય, યમધર્મ, અર્યમા, ગાયત્રી, સરસ્વતી, લક્ષ્મી, આદ્યશકિત આદિ સંપૂર્ણ વિશ્વના દેવી દેવતાઓની આરાધના કરતાં આવડે અને તેમના કૃપાશીર્વાદથી અને આત્મબળથી માનવ જીવન સુખી, સમૃધ્ધ, શુધ્ધપવિત્ર અને ઉન્નત કરતાં આવડે. માનવની દૈવિક શકિત સાત્વિક તેજ વૃધ્ધિગત કરાય. એ પૂજા એક પ્રકારનો વરૂણ યજ્ઞ, જલયજ્ઞ જ છે. યજ્ઞમાં અગ્નિના માધ્યમથી દેવદેવતાઓની આહુતી અર્પણ કરાય છે. આ ઘટપાટ કલશપૂજા વિધિનુસાર જલના માધ્યમથી દેવદેવતાઓનું પૂજન, અર્ચન, નૈવેદ્ય સમર્પણ અને આરાધના કરાય છે. જયોતિસ્વરૂપમાંથી પરબ્રહ્મ પરમાત્માનું ધ્યાન કરવાથી ચિત્તની એકાગ્રતા જલ્દી થઈને જીવાત્માને પરમાત્માનો સાક્ષાત્કાર થવામાં સુલભતા થાય છે. માટે પૂજાયજ્ઞના સમયે શુધ્ધ ધૃતની જયોતિ લગાવી તેની ધ્યાનધારણા કરી. પૂજાના સમયે ૐ પ્રણવબ્રહ્મનાસ્મરણથી ગુરૂમંત્રનો જાપ કરવો. જાપ શકયતઃ સુક્ષ્મતાથી એટલે ફકત સ્મરણથી જ કરવો. શ્વાસોચ્છવાસાનુસાર જાપ તરફ ધ્યાન તરફ કેન્દ્રિત કરવાથી એ અજંપા જાપ જ વિશેષ પ્રાધાન્યભૂત અને શિઘ્ર ફળપ્રદ

નિષ્કલંકી નારાયણ -અલગ નામ અને અલગ અલગ દેશ માં હશે

થાય છે. ઇશ્વરના સ્વરૂપના દર્શન સાક્ષાત્કાર માટે આ વર્ણન કરેલા સુલભ માર્ગ સદગુરૂએ કથન કરેલો છે. પણ સૃષ્ટિકાર્ય માટે ઇશ્વરનો જે સગુણ સાકાર અવતાર પ્રગટ થઇને અવતારલીલા ચરિત્ર ફરશે. એ શ્રીનિષ્કલંકી નારાયણ અવતારનું આગમ ચરિત્ર સદ્ગુરૂ મહારાજે અંતર્જ્ઞાન દ્રષ્ટિથી જાણીને જે કથન કર્યુ છે તેનું હવે વર્ણન કરાય છે.

ભગવાન શ્રી હરિ વિષ્ણુ નારાયણ આ કલિયુગમાં છેલ્લા પહરે એટલે કલિયુગના અંતસમયે નિષ્કલંકી નારાયણ એ નામ ધારણ કરીને અવતરશે, પ્રગટ થશે. ત્યાં સુધી ગુપ્તરૂપે મહાત્મા રૂપે પ્રગટ થઇને અલગ અલગ દેશમાં, અલગ અલગ નામે પ્રગટ થઇને સદ્ભકતોને અધ્યાત્મજ્ઞાનનો અને મુકિતમાર્ગનો ઉપદેશ કરશે. બ્રહ્મદેવ પણ ગુપ્તરૂપે અથવા સતગુરૂ રૂપે અવની તલ પર અલગ અલગ ભૂમીમાં જન્મ ધારણ કરીને લોકોધ્ધારનો અને જનજાગૃતિનો પ્રયત્ન કરશે. સતગુરૂ બ્રહ્મા, બ્રહ્મસ્વરૂપી સંત મહાત્મા રૂપે પ્રગટ થઇને સત્ ભકતોને સતપંથ ધર્મનું દિગ્દર્શન કરીને મુકિતમાર્ગનો ઉપદેશ સદભકતોને કરતા હતા. અધ્યાત્મ જ્ઞાન સાધનાનું અવલંબ કરીને બ્રહ્માનુભૂતિ પ્રાપ્ત થયેલા આ મહાત્માએ દીપસ્તંભ પ્રમાણે જગતના અજ્ઞાનપંથ જીવાત્માને મુકિતમાર્ગનો પ્રકાશ બતાવ્યો. એ માર્ગ એટલે જ મુળ સનાતન સતપંથ ધર્મ છે. આ સતધર્મનો પ્રચાર અને પ્રસાર કરવા માટે એ મહાત્માને પોતે અપાર કષ્ટ સહન કરીને જગતના મુખ્ય એવા ચોવીસ દેશોનો પ્રવાસ કર્યો. પ્રત્યેક દેશમાં તે તે દેશના લોકભાષાથી તેમણે ઉપદેશ કર્યો. જન્મોજન્મની દ્રઢ તપશ્ચર્યાથી તેઓ જીવાત્માના આત્મોધ્ધાર માટે લોકકલ્યાણ અને જનજાગૃતિ કરવા માટે તેમણે એક વાર ચીન દેશમાં પ્રયાણ કર્યુ. ચીન દેશની લોક સ્થિતિ, સામાજિક દુરાવસ્થા અને લોકોનું અજ્ઞાન જોઇને તેમને ખુબ દુઃખ થયું. આ ચીન દેશમાંથી દૈત્ય કાલિંગો પોતાના મુખ્ય પાંચ સેનાની અને ચોવીસ પ્રચારક પરદેશના દૂત અને અગણિત એવા પોતાના સૈનિકો મારફતે દેશમાં અન્યાય, ચોરી, હિંસાચાર, આક્રમક ધોરણ વગેરેને કારણે સર્વત્ર અશાંત અસુરક્ષિત વાતાવરણ નિર્માણ થઇને પ્રજાહીત સંકટમાં આવ્યું. આ પ્રકારનું દુષ્ટ શાસન દૈત્ય કાલિંગો ચીની પ્રજા પર કરવા લાગ્યો. પ્રજાને બીજો કોઇ પણ સુયોગ્ય શાસનકર્તા ન મળવાથી નાઇલાજ દૈત્ય કોલિંગાનું શાસન તેને માન્ય કરવું પડયું. હવે જેમ જેમ કલિયુગનો પ્રહર વિસ્તારીત થવા લાગ્યો, તેમ તેમ જગત પર પોતાનો અમલ વધારવા લાગ્યો અને કાલિંગો એટલે પ્રત્યક્ષ કલિયુગનું સ્વરૂપ એમ લોકો કહેવા લાગ્યા. ધાર્મિક પૂજા અર્ચના યજ્ઞયાગ, જ્ઞાનશ્રવણ, કથન, સત્સંગ, ભજન, પૂજન, કિર્તન વગેરેનો વિધ્વંસ તેણે શરૂ કર્યો. પ્રજાને અન્યાય, ચોરી, વ્યભિચાર, દંભ વગેરે દુર્ગુણોથી ઠગીને, લૂંટીને પોતાના ભજને લગાવ્યા. કામ, ક્રોધ, અહંકાર, મત્સર વગેરેના આહારે જઇને ઠેક ઠેકાણે સુરાજય નષ્ટ ભ્રષ્ટ કરીને એવી અરાજકતા પ્રસરાવવા લાગ્યો અને જગમાં હું એક મહા શાસ્ત્રોજ્ઞાતા અને ત્રાતા છું એમ સર્વત્ર નિર્માણ કરવા લાગ્યો. તેના આ પાશવી કૃત્યોનો અંત લાવવા માટે, તેના અમાનુષ કૃત્યો પર નિયંત્રણ નાખવા માટે દૈવી શકિતનો પ્રાદુર્ભાવ ત્યાં થાય તે માટે સતગુરૂ બ્રહ્મદેવે વિચાર્યુ કે દૈત્ય કાલિંગાના અભેદ્ય એવા કિલ્લામાં અંદર પ્રવેશ કર્યા સિવાય આપણો હેતુ સિધ્ધ થશે નહીં. આ બધી યોજનાની ગુપ્તતા રહેવી જોઇએ એ માટે પોતાના સિધ્ધિના બળથી તેમણે પોપટ રૂપ ધારણ કર્યુ અને અંદર રાજયના બાગમાં પ્રવેશ કર્યો. દૈત્ય કાલિંગાનો મહેલ સાત માળનો ભવ્ય અને સુશોભીત હતો. ચારેય બાજુમાં ફરી શકાય આ પ્રકારના સજજ, ગવાક્ષ દરવાજા તેણે લગાવ્યા હતા. બગીચામાં અલગ અલગ પ્રકારના ફુલઝાડ, ફળઝાડ લગાવ્યાં હતાં. અત્યંત નયનરમ્ય સુંદર સુગંધિત એવા એ બગીચામાં એક કદંબ વૃક્ષ પર સતગુરૂ બ્રહ્મા પોપટ રૂપ ધારણ કરી બેઠા. મધ્યાન્હ કાળમાં ત્યાં બગીચામાં અનેક પક્ષી વિશ્રાંતિ માટે આવી બેઠાં. એમનો એ કલરવ અત્યંત શ્રવણીય અને આહ્લાદાયક હતો. એ પક્ષીઓમાં બહુશઃ સુડા એટલે પોપટ જ હતા અને બહુતેક સર્વ પક્ષી અલગ અલગ અવાજ કાઢીને દૈત્ય કાલિંગાનું નામસ્મરણ કરતાં હતાં, એમ ભાસ થતો હતો. એટલી દૈત્ય કાલિંગાની ચરાચરસૃષ્ટિ પર પણ

વ્યાપક સ્વરૂપની છાપ પડી હતી. દૈત્ય કાલિંગાની સ્ત્રી સુરજારાણી અત્યંત સાધ્વી અને પતિસેવા પરાયણ હતી. દૈત્યની આસુરી સત્તાનો પ્રભાવ તેના પર હોવાથી તે પણ દૈત્ય કાલિંગાનું સ્મરણ ચિંતન કરતી. એ દિવસે સુરજારાણી પોતાના મહેલના ગવાક્ષમાં મોતીઓનું વીણવાનું કામ કરતી બેઠી હતી. ત્યારે પક્ષીઓનો કલરવ કરતાં દૈત્ય કાલિંગાના ગાયન તેને કાન પર પડયાં. એ કુતુહલથી બગીચાના કદંબ વૃક્ષ પર એ પક્ષીઓને જોવા લાગી તો તેમાં એક નવો પ્રકારનો પોપટ દેખાયો. એ પક્ષીનું રૂપ સૌદર્ય અને તેજ જોઈને અને તેના મુખમાંથી મંદમધુર એવા પ્રાણવ ૐ નો ઉચ્ચાર સાંભળીને સુરજારાણીને અત્યંત આશ્ચર્ય થયું. અત્યંત કુતુહલબુધ્ધિથી એ તે પોપટનું નિરીક્ષણ કરવા લાગી.

ઈમામશાહ પોપટ
બની ચીનમાં ગયા

**ત્યાં આવી પંખી તેમા સુડા બહુ, તે તો સ્મરણ કરે કાલિંગાનું સહુ. ॥૧૫॥**
**તે માંહે સતગુરૂબ્રહ્મા પોપટ રૂપે દીઠા સહી, તે તો સામા કદંબના ઝાડ ઉપર બેઠા જઈ. ॥૧૬॥**
**ત્યાં સર્વે પંખી બહુ કરે કલોલ, પણ તેમાં બ્રહ્મસ્વરૂપી બોલે નવા નવા બોલ. ॥૧૭॥**
**ત્યારે સુરજા રાણી મનમાં બહુ કરે વિચાર,એ તો કોઈ બ્રહ્મસ્વરૂપી આવ્યો નગર મોઝાર. ॥૧૮॥**
**એસો છે કોઈ નગરમાં હમારો દાસ, એ બ્રહ્મસ્વરૂપી પોપટને લાવે હમારે પાસ. ॥૧૯॥**
**તે સુરજા રાણીના મનમાં એવી ચિંતા થાયે, જે રાખે બ્રહ્મ સ્વરૂપી પોપટ ઉડી જાયે. ॥૨૦॥**
**ત્યારે સુરજારાણી મનમાં એવી ચિંતા કરે, તે તો વચન પોપટના હૃદયમા ધરે. ॥૨૧॥**
**હવે એવો છે કોઈ અમારો દાસ, એ પોપટને કરે ફાસો ને લાવે હમારે પાસ. ॥૨૨॥**
**ભાઈ જે ફાંદોને ફાસ પોપટને કરો, તે પોપટ લાવી મુજ આગળ ધરો. ॥૨૩॥**
**રાણી તમે શાને કરો ફાંદોને ફાસ, બાઈ હું તો કરવા આવ્યો છું તમને દાસ. ॥૨૪॥**
**સુણો સુરજા રાણી એક અમારી વાત, બાઈ તમે કહો તો આવુ તમારી પાસ. ॥૨૫॥**
**તમે સુણો સુરજારાણી અથર્વવેદી બ્રહ્મજ્ઞાન, તમે જે થકી આગળ પામો અમરાપુર ઠામ. ॥૨૬॥**

દૈત્ય કાલિંગાના રાજના બગીચામાં એ કદંબ વૃક્ષ પર અનેક જાતીના પક્ષી અને તેમાં તેમની વચ્ચે સત ગુરૂબ્રહ્મા એ પણ પોપટ રૂપ ધારણ કરીને રાજમહેલની સામેની ડાળી પર બેસીને ૐ પ્રાણવ બ્રહ્માનું સ્મરણ અને સ્પષ્ટ ઉચ્ચાર કરતા બેઠા હતાં. તેમના પ્રણવોચ્ચાર સાંભળીને પોપટનું સૌંદર્ય, નાદમાધુર્ય જોઈને વિસ્મિત થયેલી સુરજારાણી પોતાના મનમાં વિચાર કરે છે. આ અતિશય સુંદર પોપટ આજ સુધી પોતાને જોવામાં આવ્યો નથી. આ અત્યંત સુંદર અને અલૌકિક દિવ્ય ક્રાંતિમાન અને નાદમધુર વાણીનો પોપટ આપણા દેશનો તો નથી જ ? એ કોઈ અલૌકિક મહાત્મા અથવા સ્વર્ગી દેવ યક્ષ અથવા ગંધર્વ હોવો જોઈએ. તેની વાણી અત્યંત ધીરગંભીર અને બ્રહ્મસ્વરૂપી છે. આ મને જોઈએ છે ! આ પોપટ સદૈવ પોતાની પાસે રહેવો અને સતત તેની વાણી સાંભળતા રહેવું મને લાગે છે. અરે કોઈ દાસ સેવક છે કે મહેલમાં ? આ પોપટને પકડીને મારી પાસે લાવી આપે એવો કોઈ સેવક અહીં છે ? સુરજા રાણીના મનમાં હવે એકસરખી ચિંતા થવા લાગી કે જો થોડી વાર થઈ તો આ પોપટ જ અહીંથી ઉડી જશે અને પોતાની મનોકામના અપૂર્ણ રહેશે માટે ખુબ ઝટપટ કરીને એ સેવકોને બોલાવવા લાગી. અહીં સુરજારાણીનું ધ્યાન હવે પૂર્ણપણે પોતાની તરફ આવ્યુ છે એમ જાણીને પોપટ સ્વરૂપ સદ્‌ગુરૂ મહાત્મા અમૃતોપમ વાણીથી એક એક શબ્દ એવા અમૌલિક ઉચ્ચારવા લાગ્યા કે તે સુરજા રાણીના હૃદયમાં જઈને લાગ્યા અને તેની જિજ્ઞાસા અધિકાધિક જાગૃત થવા લાગી. અને તે પોતાના નોકરોને હુકમ કરવા લાગી કે કંઈ પણ પ્રયત્ન કરીને ઝાડ પર જાળ નાંખીને આ પોપટને પકડી લાવો. ઉડી જવા દેશો નહીં. આ પોપટને પકડીને મારી પાસે લઈ આવો. જે લાવી આપશે તેને અમુક ઈનામ મળશે આ પ્રમાણે બક્ષીસની પણ લાલચ આપી

સુરજા રાણીએ સેવકો પાસેથી પોપટને પકડવાનો પ્રયત્ન કર્યો. સુરજા રાણીની એ તાલાવેલી અને નોકર ચાકરની દોડધામ જોઈને સતગુરૂને ક્ષણભર મજા આવી. પછી રાણીની અધિરતા અને સ્થિતિ જોઈને સદગુરૂ મહારાજ મધુર વાણીથી બોલ્યા: 'હે સુરજા દેવી, હું તો અનંતાવકાશમાં સ્વચ્છંદ વિહાર કરનાર મુકત અને સ્વતંત્ર પક્ષી છું. મને પકડીને બંદીશાળામાં અથવા પિંજરામાં રાખી તારું કાર્ય સાધ્ય થશે ? ફકત મનના રંજન માટે જો તું મને બંદીસ્ત કરીશ તો તારા મનનું રંજન થશે એ નિશ્ચિત નથી. માટે મને પકડવા માટે વ્યર્થ ધમાલ ના કરીશ. સ્વતંત્રમુકત રહીને પણ મનોરંજન જ શું પણ તારા બધાં મનોરથ પૂર્ણ થશે. હું ઉડી જઈશ એવી તને જે બીક લાગે છે તે ખોટી છે. હે મહારાણી સુરજાદેવી, જો તારી ઇચ્છા હોય મનથી તને લાગતું હોય તો હું અહીં તારી પાસે આવીશ. મને પકડીને બંધસ્ત કરવાની કંઈ જરૂર નથી. હે સુરજા રાણી, અથર્વવેદી બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવા માટે અને તારા જીવીતનું સાર્થક ઘડવા માટે એટલે સંસાર બંધનમાંથી મુકત કરીને અમરપદની પ્રાપ્તિ કરાવવા હું આવ્યો છું અને તને તારી હરકત ન હોય તો હું અહીં તારી પાસે આવું છું.' એમ કહીને એ પોપટે ઝાડ પરથી ઉડ્ડાણ કર્યું અને મહેલના ગવાક્ષની ભીંત પર જઈને બેઠો. એ જ ગવાક્ષમાં સુરજા રાણી ઉભી રહીને આ બધું જોતી અને સાંભળતી હતી.

**આજ સુરજા રાણી તમે રાજદ્વારે દૈત્ય ઘેર આયે,**
**હવે બાઈ તમારો જન્મ પદારથ એળે જાયે. ॥૨૭॥**
**એસા વચન સુણીને સુરજારાણી અચંબે થાયે,**
**ત્યારે બાઈ સતગુરૂ બ્રહ્મા રૂપે પોપટને લાગ્યા પાયે. ॥૨૮॥**
**ત્યારે બોલ્યાં સુરજારાણી ભાઈ પોપટજી તમે વારૂ કહો,**
**પણ અમારા જીવની ચિંતા તમે શાને લહો. ॥૨૯॥**
**ત્યાં પોપટ સ્વરૂપે ગુરૂબ્રહ્મા બોલ્યા વિખ્યાત,**
**તમે સુણો સુરજારાણી આજ અથર્વવેદની વાત. ॥૩૦॥**
**બાઈ સુરજાદેવી અમે આદે અંતે જીવનના ઓરતીયા છઉ,**
**તે માટે તમને આગમ કહેવા આવ્યો છઉ ॥૩૧॥**
**આજ દશમે રૂપે નિકલંકી નારાયણ અવતાર,**
**તે શ્રીહરિયે ધર્યો છે જંબુદ્વિપ મોઝાર. ॥૩૨॥**
**ત્યાં તમારા જીવના કારજ થાશે હો સુરજા નાર,**
**જો આજ વોહોરો આ સતંપથ ધરમ સાર. ॥૩૩॥**
**એવા સુણી વચનને સુરજારાણી અચંબે થાયે,**
**ત્યાં સત ગુરૂ બ્રહ્માને તખતે બેસાડયા આયે. ॥૩૪॥**
**ત્યારે વદે સુરજારાણી સ્વામી તમે આ શું કહો,**
**અમે તો આ કાલિંગા ઘેર પતિવ્રતા થઈને અવતર્યાં. ॥૩૫॥**
**જો અમે આ વ્રત નિમ છોડીને હરિભગતીની કરીશું વાત,**
**તો સ્વામી ત્રણ ભુવનમાં જાસે અમારી લાજ. ॥૩૬॥**

ત્યારે તખતે બેસીને સતગુરૂ બ્રહ્મા બોલ્યા વિખ્યાત,
સાંભળો સુરજારાણી આજ અમારી વાત. ॥૩૭॥
હાંરે રાણી તમે પતિવ્રતા ધર્મ નિયમ પાળજો સહી,
પણ તેથી તમારા જીવની મુકિત થાશે નહી. ॥૩૮॥
મુકિત કારણ તમે ઓચરો અથર્વવેદી જ્ઞાન,
જે આદ અંત થકી જીવ પામ્યા મોક્ષગતિ નિર્વાણ. ॥૩૯॥

સુરજારાણીના મહેલમાં ગવાક્ષની ભીંત પર બેસીને પોપટ રૂપ સતગુરૂ બ્રહ્મા બોલ્યાઃ હે સુરજારાણી, આજે તું કંઈક પૂર્વકર્મદોષને કારણે આ દૈત્ય કાલિંગાના ઘેર સ્ત્રીરૂપે આવી છે. પણ તને આ અસૂરભૂમીમાં ઉન્નત થવા માટે યોગ્ય ન હોવાથી તારા ચિત્તમાં એ સંસ્કાર આમ જ કુજડતાથી પડયા છે. બાઈ, તારા આ સુસંસ્કારના અભાવે ઉન્નતિ ન જ થાય તો તારો જન્મ વ્યર્થ જ જશે. તારો જન્મ વ્યર્થ નાશ પામે નહીં માટે તારા ઉધ્ધાર માટે તને સન્માર્ગદર્શન થાય એ ઉદ્દેશ મનમાં ધારણ કરીને આવ્યો છું. પોપટના મુખમાંથી આ વચન સાંભળી જ સુસંસ્કારી સુરજારાણીના ચિત્તમાં એકદમ દિવ્ય પ્રકાશ પડયો. અને તેને આશ્ચર્ય થયું. તેના ચિત્તમાં રહેલા બધા સંસ્કાર જાગૃત થયા અને તે બંને હાથ જોડીને પોપટ સ્વરૂપ સદ્‌ગુરૂ બ્રહ્માને નમન કરવા લાગી. એણે કહ્યુંઃ 'એ પોપટ સ્વરૂપ મહાત્મન તમે કોણ છો. એ પૂર્ણપણે જાણવા હું અસમર્થ છું. પણ જે અર્થે તમારા મુખેથી આ અમૃતતુલ્ય મહદ ઉપકારક વાણી આવે છે, એ અર્થે તમે બ્રહ્માસ્વરૂપી મહાત્મા છો અને કંઈક વિશિષ્ટ હેતુ લઈને અહીં આવ્યા છો, માટે તમારા ચિત્તનો હેતુ પ્રગટ કરો. હું તમારી સેવામાં તત્પર છું. આ દાસને યથાયોગ્ય સેવાનો લાભ આપો એવી હું તમારા ચરણારવિંદમાં નમ્ર પ્રાર્થના કરૂ છું. તમે મારા જન્મ વૃત્ત માટે નિવેદન કર્યુ તો ઉદ્દેશ શું છે, સર્વ સ્પષ્ટ અર્થથી કહેવાની મારા પર કૃપા કરો.' ત્યારે સદગુરૂ બ્રહ્મા બોલ્યાઃ 'હે રાણી સુરજાદેવી હું તને બે વાત કહું છું તે તું પોતાના ચિત્તમાં ગ્રહણ કર. અમે આ સૃષ્ટિના પહેલેથી અલગ યુગમાં અલગ અલગ રૂપે પ્રગટ થઈને સદભકતોને, સુસંસ્કારી, જીવાત્માઓને સુયોગ્ય સન્માર્ગનું દિગ્દર્શન કરીને મુકિતમાર્ગનું પાંથસ્થ કરાવવું એ અમારું કાર્ય છે. આજ કલિયુગમાં સુરજા રાણી તને યોગ્ય એવી સુસંસ્કારી જાણીને મુકિતપ્રદ એવા અથર્વવિદી માર્ગનો ઉપદેશ કરવો અને મુકિતપ્રદની અધિકારીથી કરવી એ મારો ઉદ્દેશ અને પ્રયત્ન છે. માટે આગમ ભવિષ્ય કથન કરીને ઈશ્વરી યોજનાની અને લોકસ્થિતિની જાણ આપવી એવી મારી ઈચ્છા છે. આજ કલિયુગમાં ભગવાન શ્રીહરિ શ્રી નિષ્કલંકી નારાયણ નામ ધારણ કરીને જંબુદ્વિપમાં અવતાર ધારણ કરશે. તેની જો તું ભકિત, ઉપાસના, પૂજા કરીશ તો તારા કોટી જન્મોનું કલ્યાણ થશે. આજ તું મુકિતપ્રસાદ એવા સતપંથ ધર્મનો સાર જાણીને આચરણ કરીશ તો ફરી તને આ ભવરૂપી ભ્રમંતીમાં ભટકવું પડશે નહીં. આ વચન સાંભળીને સુરજારાણી આશ્ચર્યચકિત થઈ એને તેણે શ્રધ્ધા, ભકિતભાપૂર્વક નમન કરીને પોપટસ્વરૂપ મહાત્માને અંદર બોલાવીને આતિથ્ય સેવા સ્વીકારવા એવી આગ્રહ ભરી વિનંતી કરી. સદગુરૂ બ્રહ્માએ અંદર આવી પોતાનું મુળસ્વરૂપ પ્રગટ કર્યુ. સુરજારાણીએ તેમને આસન વગેરે આપી તેની પર બેસાડયા. અને યથાયોગ્ય આદરાતિથ્ય કર્યુ. તેણે કહ્યુંઃ 'હે મહાત્મા સતગુરૂનાથ, તમે મને આ ઉપદેશ કરો છો એ સમજવા માટે હું અસમર્થ છું. કારણ હું દૈત્ય કુળમાં જન્મેલી એક દૈત્યાધિપતિની પતિવ્રતા છું. આજ પતિસેવા, કુળાચાર, કુળદૈવત પૂજા, પરંપરાગત વ્રત, નિયમ વગેરે આ બધુ છોડીને શ્રીહરિના ભકિતમાં લાગીશ તો ત્રિભુવન મારી લાજ નહીં જાય ? લોકો મારી નિંદા કરવા લાગશે અને મને દુષણ આપશે માટે હે સદગુરૂનાથ ! મારી અવહેલના ના થાય, વિટંબાણા ના થાય અને જીવનનું સાર્થક થાય એવો સુયોગ્ય માર્ગ તમે મને બતાવો.'

સુરજારાણીએ આપેલ આસન પર બેસીને સદ્‌ગુરૂ મહારાજ બોલ્યા, 'હે સુરજાદેવી પતિવ્રતા ધર્મ પાળવું, પતિસેવા પરાયણ રહેવું. એ સ્ત્રીઓનું આદ્યકર્તવ્ય છે. તેની સાથે બાળકોની સેવા-યોગ્ય સંગોપાંગ કરવી ઘરના બધા કુટુંબીજનોની યોગ્ય સાર સંભાળ ભરણપોષણ સેવા કરવું, આપ્ત ઈષ્ટમિત્ર પરિવારના હિતસંબંધને જાળવું. સમાજસેવા, ગ્રામસેવા, રાષ્ટ્રસેવા, દેશસેવા વગેરે બધા ક્ષેત્રોનું સેવાકાર્ય કરતાં લક્ષ પુરુ કરવું એ સ્ત્રીઓનું કર્તવ્ય છે. એટલે પુરૂષની બરાબરીથી એ જવાબદારી સંભાળીને જનસેવા કરવું જેમ સુશિક્ષિત સમાજધુરીણ સ્ત્રીઓનું કર્તવ્ય છે તેમ જ પોતાના ઘરના કુટુંબીઓની અને દેશની જનતાની સર્વાંગીણ અભિવૃધ્ધિ થવી માટે ઈશ્વરની ઉપાસના સેવાભકિત કરવું એ પણ કર્તવ્ય જ છે. ઐહિક અને લૌકિક લાભ સાથે પારમાર્થિક અલૌકિક એવો લાભ જોડવો એ પણ તારા જેવી બધી સમર્થ સ્ત્રીઓનું કર્તવ્ય છે. હે સુરજારાણી, તું પતિવ્રતા નિયમધર્મ પાલન કર. તેનાથી તને પારલૌકિક સુખ મળશે પણ જીવનનું ધ્યેય જે તત્વ (મોક્ષ) એ માત્ર મળી શકશે નહીં. મોક્ષ મેળવવા માટે તારે પોતે જ પ્રયત્ન કરવો પડશે. જન્મમૃત્યુના ભવ બંધનમાંથી મુકત થવા માટે તને મુકિતમાર્ગનું આચરણ કરવું પડશે. કારણ આ ક્ષેત્રમાં પ્રત્યેક વ્યકિતને સ્વતંત્ર સાધના કરીને ધ્યેય પ્રાપ્ત કરેવાનું હોય છે. પતિ-પત્ની, માતા-પિતા, ભાઈ-બહેન વગેરે સંબંધ કેટલાય વ્હાલા, પ્રેમથી હોય તો પણ મૃત્યુના દ્વારે બધાએ સ્વતંત્ર રીતે જ પ્રવેશ કરવાનો હોય છે. તેમજ સાધન માર્ગમાં પ્રત્યેક સ્વતંત્ર રીતે જ સાધના, તપસ્યા કરીને ઈષ્ટ, સાધ્ય કરવાનું છે. માટે હે સુરજા રાણી, અનાદિકાળથી જીવાત્મા જે માર્ગ આચરણથી મુકત થયા એ જ મુળ સનાતન અથર્વવિદી જ્ઞાનસાધનાનો માર્ગ હું તને ઉપદેશું છું. તું શ્રવણ કર. અને તેને યોગ્ય આચરણ કર.'

**હારે રાણી કર્તાયુગમાં સતગુરૂ બ્રહ્મા ઋગ્વેદી વેપાર, ત્યાં ભકત પાંચ કરોડીશુ તાર્યા પ્રહલાદ. ॥૪૦॥**
**જે ચાર અવતાર હરિયે લીધા કર્તાયુગમાંહે, તે દેવે ચાર દૈત્ય સંહાર્યા ત્યાંહે. ॥૪૧॥**
**બીજા ત્રેતા યુગમાં અમે ગુરૂ વશિષ્ટ સત જાણ, ત્યાં વેપાર યજુરવેદી હુવા પરમાણ. ॥૪૨॥**
**જે હરિયે ત્રણ અવતાર લીધા ત્રેતાયુગ માંહે, તે દેવે ત્રણ દૈત્ય સંહાર્યા ત્યાંહે. ॥૪૩॥**
**તે સાત કરોડીશું તાર્યા હરિશ્ચંદ્ર રાયે, બાઈ તે પોતા અમરાપુર માંહે. ॥૪૪॥**
**રાણી દ્વાપર યુગમાં અમે ગુરૂ વેદવ્યાસ સહી જાણ, તાહા વહેવાર સામવેદી થયા પરમાણ. ॥૪૫॥**
**ત્રીજા દ્વાપર યુગમા બેઉ અવતાર શ્રીહરિના જાણ, ત્યાં દેવે બેઊ દૈત્ય સંહાર્યા નિરવાણ. ॥૪૬॥**
**ત્યાં નવ કરોડીશું તાર્યા પાંડવ યુધિષ્ઠિર રાય, બાઈ તે પોતે અમરાપુરમાં જાય. ॥૪૭॥**
**રાણી આ કલિયુગમાં સતગુરૂ બ્રહ્મા ઈમામશાહ જાણ, ત્યાં વહેવાર અથર્વવિદી હુવા પરમાણ. ॥૪૮॥**
**આ ચોથા કલિયુગમાં શ્રીહરિનો દસમો અવતાર,બાઈ તેના આ અથર્વવેદમાં છે પ્રકાશ. ॥૪૯॥**
**જે આજ નિષ્કલંકી અવતાર ધર્યો જંબુદ્વિપ મોઝાર, તે દેવ તારા ભરથારને મારસે હો સુરજા નાર. ॥૫૦॥**
**જે દેવનો અથર્વવેદનો એસો છે વિચાર, તે હું તમને આગમ કહેવા આવ્યો છું સાધવી નાર. ॥૫૧॥**

હે મહારાણી સુરજાદેવી કર્તાયુગમાં પ્રાધાન્યભૂત વેદ ઋગ્વેદ હતો. સતગુરૂ બ્રહ્મદેવે નારદ સનકાદિ ઋષિવરોએ ઋગ્વેદી યુગધર્મનો પ્રચાર પ્રસાર જગતમાં કર્યો. એ સતપંથ ધર્મ પ્રમાણે આચરણ કરીને પાંચ કોટી જીવાત્મા સદ્ભકત  પ્રહલાદ સાથે અમરાપુરીમાં જઈ પહોંચ્યા, અમરપદે ગયા. એ કાળમાં ભગવાને ચાર અવતાર ધારણ કરીને ચાર દૈત્યોનો સંહાર કર્યો. યુગધર્માનુસાર કાળને અનુરૂપ એવા સતપંથ ધર્મની સ્થાપના કરી ચાર સદ્‌ભકતોનો ઉધ્ધાર કર્યો અને પૂર્વકાળમાં એ સદભકતોને આપેલ વચન પૂર્ણ કર્યું. ત્રેતાયુગમાં સતગુરૂ બ્રહ્મા વશિષ્ટ રૂપે પ્રગટ થયા. તેમણે યજુર્વેદાનુસાર યુગધર્મનું દિગ્દર્શન કર્યુ. યોગવશિષ્ટ જેવા અધ્યાત્મજ્ઞાન પ્રચુર યોગમાર્ગનું જ માર્ગદર્શન કર્યું. તેમણે દર્શાવેલા યુગધર્માનુસાર જેમણે

સતપંથધર્મનું આચરણ કરું એવા સાત કોટી જીવાત્માનો સદ્‌ભક્ત હરિશ્ચન્દ્ર રાજા સાથે ઉધ્ધાર થઈને અમરાપુરીમાં ગયા. સૃષ્ટિનું પાલન રક્ષણ, દુષ્ટોનું નિર્દાલન અને સતપંથધર્મનું પુનરૂજીવન કરવા માટે ભગવાને ત્રણ અવતાર ધારણ કર્યા. ત્રણ દૈત્યોનો સંહાર કર્યો અને ત્રણ સદ્‌ભક્તોનો ઉધ્ધાર કર્યો. દ્વાપરયુગમાં અમે (સદગુરૂબ્રહ્મ) વેદમૂર્તિ વ્યાસના રૂપે પ્રગટ થઈને સામવેદના પ્રાધાન્યભૂત યુગધર્મનો પ્રચાર પ્રસાર કર્યો. શ્રીમદ્ ભાગવત, ભગવદ્‌ગીતા વગેરે ગ્રંથો દ્વારા માનવજીવનનું ઉત્થાન કરવા જ્ઞાનનો ઉપદેશ કરીને સદ્‌ભક્તોને ઉર્ધ્વગતીનો માર્ગ સુલભ કરાવી આપ્યો. તેમણે ઉપદેશેલા યુગધર્માનુસાર આચરણ કરીને નવકોટી જીવાત્મા સદ્‌ભક્ત યુધિષ્ઠિર પાંડવો સાથે વૈકુંઠમાં પહોંચ્યા. ભગવાને શ્રીકૃષ્ણ અને બુધ્ધ અવતાર ધારણ કરીને સદ્‌ભક્તોને ભક્તિમાર્ગનું અને મુક્તિમાર્ગનું માર્ગદર્શન કર્યું. માનવજીવન કલ્યાણને આડાઆવનારા દુષ્ટબુધ્ધી દૈત્યો કંસ, દુર્યોધન, કૌરવોનો સંહાર કરીને ભૂમિ પરનો ભાર હલકો કર્યો. હે સુરજારાણી, આજ કલિયુગમાં સત ગુરૂ બ્રહ્મા આ ઈમામશાહ રૂપે અવતરશે. અથર્વવેદ આ યુગને પ્રમાણભુત હોવાથી તે અનુસાર યુગધર્મનું દિગ્દર્શન કરશે. સતગુરૂબ્રહ્માની જ્ઞાનરૂપી જગતી જ્યોત અથવા અમરકળા છે તે અમર અને સર્વવ્યાપી હોવાથી અલગ અલગ દેશમાં અલગ અલગ વ્યક્તિના રૂપે પ્રગટ થઈને સદ્‌ભક્તોને-મુમુક્ષુઓને અથવા સત સાધકોને તે અધ્યાત્મજ્ઞાનનો યોગશાસ્ત્રનો ઉપદેશ કરાવી મુક્તિમાર્ગનું પાંથસ્ય કરશે. તેવા અધિકારી સંત મહાત્મા સદગુરૂ પાસેથી અનુગ્રહ લઈને જે આ માર્ગનું આચરણ કરશે એ અમરાપુરીમાં જશે એમ બાર કોટી જીવાત્મા આ યુગમાં સદગુરૂ બ્રહ્માના માગદર્શનથી અને તેમના સ્વરૂપ સાક્ષાત્કાર દર્શનથી અમર થશે. આ કલિયુગમાં ભગવાનનો એક પ્રગટ અવતાર શ્રી નિષ્કલંકી નારાયણ થઈને એ તારો ભરથાર દૈત્ય કાલિંગો છે તેનો નાશ કરશે. સતગુરૂ બ્રહ્મા અને નિષ્કલંકી નારાયણ જે સતપંથધર્મનું આચરણ કરશે એ સતપંથ એટલે અથર્વવેદીય અધ્યાત્મ બ્રહ્મવિદ્યાનો યોગમાર્ગ છે. તેનો પ્રસાર પ્રચાર જગતમાં તે સર્વત્ર કરશે. પણ ચીન દેશમાં તારા પતિ તેનો વિરોધ કરીને વિતુષ્ટ થશે. અસુરરાજાધિપતિના આસુરી મદોન્મત્તપણાથી દૈત્ય કાલિંગો ઝઘડો ઉપસ્થિત કરીને છેલ્લે શ્રી નિષ્કલંકી નારાયણ સાથે દૈત્ય કાલિંગાનું યુધ્ધમાં પર્યવસાન થશે. સુરશક્તિ અને અસુરશક્તિનો આ છેલ્લો મહાભયંકર સંઘર્ષ થશે. તેમાં અસુરશક્તિ સંપૂર્ણતઃ નાશ પામશે. સુરશક્તિનો સત ધર્મનો વિજય થશે અને પછી સંપૂર્ણ સૃષ્ટિનો વિલય થશે. વગેરે આ સર્વ હકીકત આગમ ભવિષ્ય કહેવા માટે અને હે સત્વશીલ સદભક્ત સુરજારાણી તને જાગૃતિ આપવા માટે હું અહીં સુધી આવ્યો છું. કારણ તું સુસંસ્કારી અને સત્વપાલન કરનારી યોગ્ય એવી અધિકારીણી છો.'

**હારે બાઈ તમે શાને જાણો અમારો સત્યભાય,જે ગુરૂ બ્રહ્મા અવતાર આજ અમે સત્‌ગોર કહેવાય. ॥૫૨॥**
**બાઈ તમને સત્યવંતી અમે જાણી નાર, ત્યારે પોપટ સ્વરૂપ ધરીને આવ્યા તમારે દ્વાર. ॥૫૩॥**
**ત્યાં ગુરૂને છેડો છોડી રાણી લાગ્યા પાયે, હવે અમને મોક્ષમુક્તિના દેખાડો ઠાયે. ॥૫૪॥**
**તમે સુણો સુરજારાણી ગુરૂ બ્રહ્મા કહે વિચાર, જો બાઈ આ યુગમાં સતપંથ ધાઓ સાર. ॥૫૫॥**
**જો આગળ આ સતપંથ વિના સીધ્યા નહી કોય, સતપંથ વિના મોક્ષ મુગતી નહી હોય. ॥૫૬॥**
**આજ કલિયુગ માહે સતપંથ ધાઓ સાર, તો તમે સુરજારાણી ઉતરો પરલે સાર. ॥૫૭॥**
**હારે રાણી તમે પાળો આવા સતપંથ ગુપ્ત હોઈ, જેથી દાનવમા તમને ન જાણે કોઈ. ॥૫૮॥**
**ત્યારે સુરજારાણી ત્યાં બોલ્યા છે બોલ, તમે વચન અમારા સુણો હો સત્યગોર. ॥૫૯॥**
**અમારા ઘરમાં આઠ પ્રાણી મલી એક વિચાર, તો એવા સતપંથ ધર્મના દેખાડો સાર. ॥૬૦॥**
**જ્યાં અમે આઠ પ્રાણી મળીને બેસીશુ એકાંત, ત્યાં આ સતપંથ ધર્મની અમે કરીશુ વાત. ॥૬૧॥**
**સુરજારાણી કમળાકુંવર સતગુરૂ શું કહે મર્મ, ત્યારે સતગુરૂ બ્રહ્મા આપે સતપંથના ધર્મનિમ. ॥૬૨॥**

સદ્‌ગુરૂ બ્રહ્માએ સુરજારાણીને કહ્યું, 'હે સુરજારાણી હું તને જે કંઇ કહું છું તે તું ધ્યાનથી સાંભળ, જેની માટે મારે પોપટરૂપ ધારણ કરી અહીં આવવું પડયું, એ મારો હેતુ ખુબ ઉદાત્ત અને શ્રેષ્ઠ છે અને એ તારા જીવનનો અને તારા દેશના સદભકતોના કલ્યાણનો છે. હું સદગુરૂ બ્રહ્માનો એક અંશાવતાર હોઇને સદ્‌ભકતોને સન્માર્ગદર્શન કરવું એ મારૂ કાર્ય છે. તું એક સુસંસ્કારી તપશ્ચર્યાવાન સાધ્વી અને જગદુધ્ધારક શકિતને લાયક હોવાથી તને જાગૃતિ આપવા માટે હું આવ્યો છું. તારા પુણ્યોદયથી અતિશય ભાગ્યવાન સદ્‌ભકત પુત્ર કમલાકુંવર તેના પુણ્યપ્રભાવથી અને સદ્‌ભાવ પ્રેમભકિતના બળથી બાર કોટી જીવાત્માઓને સદ્‌ગતી મળશે. આ બધી ઘટનાની જાણ કરવા માટે હું આવ્યો છું.' સદ્‌ગુરૂનાં વચન સાંભળી સુરજારાણી આશ્ચર્યચકિત થઇ અને બંને હાથ જોડીને મસ્તક નમાવી પાલવ ફેલાવી સદગુરૂના ચરણે લાગી. અત્યંત ગદગદ વાણીથી સદગુરૂ મહારાજને તેણે કહ્યું, 'હે પરમપાવક જગદુધ્ધારક સદગુરૂનાથ તમે મને મોક્ષમુકિતનો માર્ગ બતાવો. તમે દીપસ્તંભરૂપ છો. અમારા જેવા ભવસાગરમાં ડૂબકાં ખાનારા, ભુલેલા, ચુકેલા, અજ્ઞાની પામરોને તમારા સદુપદેશનો પ્રકાશ બતાવો એવી અમારી તમારા ચરાવિંદે નમ્ર પ્રાર્થના છે.' સુરજારાણીની પ્રાર્થના સાંભળીને અને તેની વિનયશીલ નમ્ર વાણી સાંભળી સદ્‌ગુરૂ મહારાજ બોલ્યાઃ 'હે સુરજાદેવી અનાદિ કાળથી વિશ્વ બ્રહ્માંડમાં વ્યાપેલા જે ચૈતન્યમય સતતત્વ છે તેને પોતાની સદ્દિક બુધ્ધિથી જાણીને તેનો સાક્ષાત્કાર કરાવી લેવાનો જે માર્ગ છે તે અજર અમર અવિનાશી મૂળ સનાતન સતપંથ માર્ગ છે. આ માર્ગ ગુરૂગમ્ય હોવાથી યોગ્ય એસા સત્પાત્ર બ્રહ્મસ્વરૂપી મહાત્મા પાસેથી ઉપદેશ ગ્રહણ કરીને, ઉપનિષદાદિ સતશાસ્ત્રોનું અધ્યયન કરીને આત્મજ્ઞાન સંપાદન કરવું અને માર્ગના તત્વોનું યમનિયમાદિકોનું યથામતિ યથાશકિત પાલન કરવું એ જ મહદ્‌તપશ્ચર્યા છે. ગુરૂ પાસેથી અનુગ્રહ લઇને તેમના માર્ગદર્શનાનુસાર જપ, તપ, વ્રત અને તપસાધના કરવું અને જયોતિસ્વરૂપના માધ્યમમાંથી ઇશ્વરનું ધ્યાન પોતાના હૃદયમાં ધરવું, મન સતત અભ્યાસથી અને વૈરાગ્ય વિચારથી અને પ્રાણાયામાદિક સાધનાથી એકાગ્ર સ્થિર કરવું. અજંપાજાપ, ષડચક્રભેદન, અનહદનાદ શ્રવણ એ બધા સદ્‌ગુરૂના સાનિધ્યમાં રહીને સાધના કરવી. ધૈર્યથી તત્પરતાથી અને શ્રધ્ધાથી ધીમે ધીમે આ સાધનાનો અભ્યાસ કરતા જવાથી છેલ્લે ઇશ્વરનું સગુણ સાકાર નિર્ગુણ નિરાકાર સ્વરૂપ સાક્ષાત્કાર થઇને અદ્વૈત સિધ્ધિ જીવાત્મા મટીને પરમાત્મસ્વરૂપ અજર અમર થાય છે. આ પ્રકારનો આ યોગસાધનો માર્ગ અનાદિકાળથી ચાલતો આવ્યો છે. આ જ અમારો (સદ્‌ગુરૂ બ્રહ્માનો) મુળ સનાતન સતપંથ માર્ગ છે. તેનો જ ઉપદેશ કરવા માટે હે સુરજા રાણી, હું આવ્યો છું. હે રાણી સુરજાદેવી, તું પણ આ માર્ગનું આચરણ કરીને મુકિત મેળવ. તું સુયોગ્ય સંસકારી અને સુશીલ છે માટે તું જ આ માર્ગનું અવલંબન કરી શકીશ. તને આ દાનવ રાજયમાં આ માર્ગવલંબન માટે વિરોધી થવાની શકયતા છે. પણ અત્યંત ધૈર્યથી અને ગુપ્તતાથી આ માર્ગનું આચરણ કરીશ તો તારો અને તારી સાથે કેટલાય જીવાત્માઓનો ઉધ્ધાર તું કરી શકીશ.' સદગુરૂ મહારાજની વાણી સાંભળીને સુરજારાણીનું મન ગ્રહી આવ્યું એ બોલીઃ 'હે સદગુરૂસ્વામી અમારા જીવનના ઉધ્ધારની ચિંતા તમે કરો છો એ ખરેખર અમારું સદ્‌ભાગ્ય છે. તમારી કૃપાદ્રષ્ટિ સતત આ બાળક પર રહીને અમારાથી તમારી ચરણસેવા થાય એ જ અમારી અભિલાષા છે. અમે આઠ જાણ આ ઘરમાં એક મનના, એકવિચારના હોઇને તમે દર્શાવશો એ સત ધર્મનું પાલન કરવા માટે તત્પર છીએ માટે તમે અમને સતપંથનું માર્ગદર્શન કરો, તમારી શિખામણ પ્રમાણે જ્ઞાનશ્રવણ, મનન ચર્ચા અને સાધના અમે કરીશું માટે અમારા પર કૃપા કરીને અનુગ્રહ કરો.' સુરજારાણી અને કમલાકુંવર એમની વિનંતીનું મર્મ જાણી સદગુરૂ મહારાજે તેમના પર કૃપા કરી અને સતપંથનું દિગ્દર્શન કર્યું.

**વિભાગ 3:** સતપંથ શિક્ષાપત્રી/શિખામણ/આજ્ઞા પત્રી/૧૦૦ ક્રિયા - મૂળ દશાવતાર ગ્રંથમાં નથી.
સતપંથનો મૂળ દશાવતાર ગ્રંથ (ID 3) માં કલમા ક્રમ 63 થી 163 (પેજ 483 થી 491) નથી. જેથી સમજણ પડે છે કે આ પુસ્તકમાં પાછળથી કોઇકે ચેડા કરેલ છે.

**વિભાગ 3:** સતપંથ શિક્ષાપત્રી / શિખામણ / આજ્ઞા પત્રી / ૧૦૦ ક્રિયા





જયા આઠ પ્રાણી ઉભા છે કરજોડ, ત્યાં સદગોર બ્રહ્મા બોલ્યા છે બોલ. ॥૬૩॥
તમે સુણો દેવી સુરજારાણી કમલાકુંવર ભાઇ, આ સતપંથની શિખામણ તમને આપુ સહી. ॥૬૪॥

સદગુરુ ની શિખામણ ઉર્ફે સતપંથ શિક્ષાપત્રી - શરૂ

સતપંથની શિખામણ સાચી, તમે સાંભળો ઋષિવર એકાંતી. ॥૬૫॥
દિનપ્રત્યે કરો ધામસુ ધંધા, સાંજ પડે થાઓ સ્વામીના બંદા. ॥૬૬॥
કોઈ કેની ન કરશે નિંદા, આવી ગતમાને કહો હે જંદા. ॥૬૭॥
ત્યાં તમે ગુરૂ મુખે મેળવો જ્ઞાન, ઋષિવર કેરી એહી સંધ્યા સ્નાન. ॥૬૮॥
સંધ્યા કરો મારા મુનિવર ભાઇ, મેલો ક્રોધ નવ કરશો ઈર્ષાઇ. ॥૬૯॥
મન મારો તો મમતા મુઇ, મંદિરમાં ન રહેવું સુઇ. ॥૭૦॥
મંદિરમાં પર વાત ન કરશો, આહાર ઘણું કરી પેટ ન ભરશો. ॥૭૧॥
ભરશો પેટ તો ભારી થાશો, આવશે નિંદ્રા ને પછી પસ્તાશો. ॥૭૨॥
હલવે પેટે હાંસલ થાશે, જાગતા જીતશો સદ્ગુરૂ સાથે. ॥૭૩॥
વડા મોટાની અદબે રહેજો, મોટા તણા બે અવગુણ સહેજો. ॥૭૪॥
દાહડો તેણે વર્ષ કરી જાણો, બોલો મીઠા વચને પ્રેમ આણો. ॥૭૫॥
આપણાથી જે નાનેરો ભાઈ, તેને બોલાવો મોટેરો કહી. ॥૭૬॥
મીઠે વચને બોલો વીરા, તો તમારે મુખે ઝલકે હીરા. ॥૭૭॥
સદગુરૂ મળ્યાના એ છે ભેદ, કો કેનો ના કરશો ખેદ. ॥૭૮॥
સાંભલે રૂડુ ઓચરે કુડુ, નિશ્ચે તેનું થાશે ભુંડુ. ॥૭૯॥

સુરજારાણી અને તેના પરિવારના કમલાકુંવર વગેરે પુત્રો હાથ જોડીને સદગુરૂ સામે નમ્ર ભાવથી ઉભા રહ્યા અને જ્ઞાનોપદેશ કરવા વિનવવા લાગ્યાં. પ્રત્યક્ષ ચંદ્રકિરણ શરીર પર પડતાં જ ચન્દ્રકાન્ત મણી જેમ પ્રસરવા લાગે છે. તદ્દત અત્યંત વિનયશીલ જિજ્ઞાસુ સદ્ભકતોની એ જ્ઞાન ગ્રહણ કરવાની તત્પરતા જોઈને સદગુરૂ મહારાજનું હૃદય પ્રેમાર્દ્રતાથી સ્રવવા લાગ્યું. પોતાના ધીરગંભીર તત્વપ્રચુર વાણીથી એ બોલ્યાઃ 'હે પરમપ્રિય સદ્ભકત સુહૃદયજનો ! આવો, આમ મારી સામે નીચે બેસો તમને સતપંથ ધર્મની ટુંકાણમાં રૂપરેખા કહું છું, સમજાણ આપું છું. શિખામણ આપું છું તે તમે એકાગ્રતાથી શ્રવણ કરીને મનન અને નિંદિધ્યાસ કરો. એ માટે મનનું પ્રથમ એકાન્ત સાધો. જ્ઞાન, ધ્યાન, સાધના માટે એકાગ્રતા, શાંતતા અને સ્થિરતા આ ખુબ મહત્વનું છે. દરરોજ સંધ્યાકાળે નિયમથી પોતાની ઉપજીવીકાને આવશ્યક એવા સાત્વિક વ્યવસાય કામકાજ ધંધો કરો. પરંતુ સંધ્યાકાળે અને રાત્રે માત્ર પરમેશ્વરના દાસ સેવક થઈને રહો. આરતી પૂજા, અર્ચના, સાયં સંધ્યા વગેરે નિત્યકર્મો કરીને પરમેશ્વરની અને સદ્ગુરૂની સેવા એટલે નામસ્મરણ ચિંતન કરો. ગુરૂ ગતગંગામાં અથવા સત્સંગમાં કોઈ પણ નિંદા દ્વેષ કરશો નહીં. ગુરુ મેળાવડામાં જઈને બધાને અત્યંત નમ્રભાવથી પ્રણામ કરવા અને ગુરુમહારાજને સાષ્ટાંગ નમસ્કાર કરવા. સત્સંગમાં તમે ગુરૂ મુખમાંથી જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરવો અને સંધ્યાકાળ સમય બધાને શ્રેયસ્કર અને નિર્વાંત હોવાથી જ્ઞાનશ્રવણ માટે સંધ્યાદિ સાધના માટે ઉત્તમ હોય છે. દરરોજ નિત્ય નિયમથી સવાર બપોર સંધ્યાકાળ અને મધ્યરાત આ સમયે સંધ્યા વિનંતી પ્રાર્થના કરો, પણ તે પહેલાં મનમાં ઉદભવનારા કામ, અહંકારાદિનો ત્યાગ કરો. માયા મમત્વ વિષે મનમાં વૈરાગ્ય કરો. તિવ્ર વૈરાગ્યથી મનના ઉત્છુંખલ ભાવ નહીવત થાય છે અને માયામોહ મમત્વનો પણ લાભ થાય છે. મંદિરોને ફકત આરામગૃહ કરશો નહીં. ફકત પ્રેક્ષણીય

માનીને જોશો નહીં. મંદિરમાં ધ્યાન ધારણ ઈશ્વરભકિત, સ્મરણ, ચિંતન કરવું. મંદિરમાં કોઈ પણ કોઈના વિષયે વાદવિવાદ, નિંદા, દ્વેષ, તિરસ્કાર, ઝઘડા ઉપસ્થિત કરવા નહીં. જ્ઞાનસંપાદન ધ્યાનધારણા યોગસાધના કરવા માટે જ મંદિરો હોય છે. ત્યાંનું પવિત્ર માંગલ્ય ન બગડતાં એ અટકવાનો પ્રયત્ન કરવો. જેમને યોગસાધના અને જ્ઞાનાર્જન કરવું છે, તેમણે પોતાના આહાર પર નિયંત્રણ રાખવું. આહાર શુધ્ધ, સાત્વિક અને માફક હોવો જોઈએ. ભરપુર આહાર કરવાથી યોગસાધના ન થતાં ફક્ત રોગસાધના થાય છે. ભરપેટ જમવાથી શરીર જડ થાય છે. સ્થુળતા વધે છે. બુધ્ધિ જડ અને મંદ થાય છે. કોઈપણ કામ કરવાની ઈચ્છા થતી નથી. આળસ ઉત્પન્ન થઈને કર્તવ્યકર્મથી મનુષ્ય દુર થાય છે. અતિ આહારથી ઉંઘ વધારે આવે છે અને એ યોગે શરીરમાં અને સ્વભાવમાં દરિદ્રપણું, નિષ્કાળજીપણું, નિર્બુધ્ધતા, નિરૂત્સાહીપણું, નિષ્ક્રીયતા આવે છે. પછી મનુષ્યને પશ્ચાતાપ કરવાનો સમય આવે છે. માટે આહાર અને ઉંઘ પર નિયંત્રણ રાખવું. ઓછું જમવાથી શરીર હલકુ લાગે છે. કોઈપણ કામ કરવા માટે ઉત્સાહ લાગે છે. શારીરિક બૌધ્ધિક વ્યાયામ અને શ્રમ સુલભતાથી કરાય છે. આરોગ્ય સુધારે છે, મનની ચંચળતા વિષય તરફની દોડ થંભાવે છે. સાધના પૂજા અર્ચના કરવાથી મન સમર્થ બને છે. આ માટે આહાર શુધ્ધ, સાત્વિક અને અલ્પ હોવાની જરૂર છે. આપણા કરતાં જ્ઞાનથી, માનથી અને વયથી વડીલ વ્યકિતને યોગ્ય માન આપવું. અદબથી નમ્રતાથી તેમણે પ્રણામ કરીને તેમની આજ્ઞાનું પાલન કરવું. મોટા વ્યકિતના અવગુણ અથવા દોષો શોધવા બેસવું નહીં. તેમના અનુરૂપ ગુણ લઈ અવગુણ છોડી દેવા. એક દિવસ એક વર્ષ પ્રમાણે માનીને ચાલો. આપણું એક પગલું કાળના મુખમાં છે એ જાણ રાખી સતકૃત્યો કરો. બધા સાથે નમ્રતાથી મૃદતાથી, સત્યતાથી બોલીને બધાનો આંતરીક પ્રેમ સંપાદન કરો. આપણા કરતાં નાના બહેન ભાઈ તથા મિત્ર વગેરે હશે. તેમના મન પર પોતાના શુધ્ધ પ્રેમાળ આચરણથી છાપ પડે છે એવું જ વર્તન તેમની સાથે રાખવું તેમને પણ યોગ્ય માન આપી સદાચારની શિખામણ આપો. તેમને વિના કારણ મારીને પજવીને ના હિંમત કરવા નહીં. બોધથી સારી વાતો શિખવી સારી ટેવ પાડવી. આ પ્રમાણે બધાં સાથે તમારું આચરણ નમ્રતાનું, મૃદુતાનું અને સત્યતાનું હોય તો તમે હિરા માણેક રત્ન મોલના થશો. સદ્દગુરૂની કૃપાદષ્ટિ તમારા પર થશે. જેમને સદ્દગુરૂની પ્રાપ્તિ થઈ એ મનુષ્ય અન્ય લોકો સાથે કદી પણ તુચ્છતાથી વર્તતા નથી. કોઈની નિંદા, દ્વેષ, વૈર, નિષેધ કરતા નથી. બધા સાથે સમાનતાથી, એકરૂપતાથી અને આત્મૌપમ્ય બુધ્ધિથી વર્તે છે. આથી ઉટલું જે જ્ઞાનશ્રવણ કરીને વિપરીત આચરણ કરશે તેનું અકલ્યાણ થાય છે. આ માટે સદાચારસંપન્ન બુધ્ધિની સત સાધકને અત્યંત જરૂર હોય છે.

**આળસ નિંદ્રા ન કરવી જાણી, જુઠ ત્યજો વેદવચન પ્રમાણી. ॥૮૦॥**
**કુડ કપટ સર્વે નાખો કાઢી, અમીરસ પી, નિશાની લો દહાડી. ॥૮૧॥**
**ઉપજાવી ભાવ નિશાણી લાવો, ઘેર થકી ધર્મદ્વારે આવો. ॥૮૨॥**
**સંપત ઉપજે તે તમે લાવો, મુખી સાથે ના કરશે દાવો. ॥૮૩॥**
**દાવો કરે દુનિયાને ભાવે, પણ આવે દરિદ્રને દેવ ના પાવે. ॥૮૪॥**
**અધર્મીને ઉણિયાચારી, જાણ્યું અજાણ્યું તે દેખાડે પચારી. ॥૮૫॥**
**ધર્મી ધિંગાણાની વાત ન જાણે, અધર્મી મનમાંહે ઓછુ આણે. ॥૮૬॥**
**જ્ઞાન ધ્યાન માંહે જુવો વિચારી, હાણવૃધ્ધિ દિલમાંહે શોધો તપાશી. ॥૮૭॥**
**સુતક લાઈ ભર્યા જો રહેશો, ઉપજે હાણને બહુ દુઃખ સહેશો. ॥૮૮॥**
**અમી નિશાણી જો ટેવે ન દહાડી, તેણે સતગુરૂ મેલશે કાઢી. ॥૮૯॥**

**ધ્યાન ધરી હાથે લેવી સુમરણી, છાના છુપી કરો ઉત્તમ કરણી. ॥૯૦॥**
**એવાં ગુણ ગંભીરે ભરીયા, ૠષીવર પાળો સો એ ક્રિયા. ॥૯૧॥**

૧૦૦ ક્રિયા

સમયનું મહત્વ સમજાયા પછી વારંવાર જાણી જોઈને આળસ નિંદ્રામાં પોતાનું મૌલિક આયુષ્ય વ્યર્થ ગુમાવશો નહીં. અસત્ય દંભ કુડકપટનો ત્યાગ કરીને સત્ય અને જ્ઞાન દ્રષ્ટિથી સદ્‌બુધ્ધિનો ઉપયોગ કરો. દરરોજ નિયમીતપણે સવારે અને સંધ્યાકાળે ધર્મદ્વારે, મંદિરમાં અથવા પૂજાસ્થાન જવું. કુડકપટ, દંભ, અસત્યનો મનથી ત્યાગ કરવો. ધર્મદ્વારે મન શાંત, સ્થિર અને પ્રસન્નતાયુકત ઉદાર, પરોપકાર, બુધ્ધિરત હોવું જોઈએ. સવારે દેવદર્શન અને સંધ્યાસાધન, સંધ્યાકાળે સાયંસંધ્યા અને રાત્રે પૂજા, કથા, કિર્તન અને ધ્યાન સ્મરણ નિયમ લગાવી મનને ભકિત માર્ગ તરફ પ્રવૃત્ત કરવું. મંદિરમાં અથવા પૂજા સ્થાને જતી વખતે ખાલી હાથે જવું નહીં. આપણા ઘરમાં, ખેતીમાં જે વસ્તુ હોય છે. દા.ત. ધાનધાન્ય, ફળો, શાકભાજી, દૂધ મેવા, મિષ્ટાન વગેરે પ્રસાદ તરીકે લઈ જવા. પંચમુખમાં પ્રેમથી અર્પણ કરવા. એનાથી જીવાત્મા ઈશ્વરના ૠણમાંથી મુકત થઈને કૃપાને પાત્ર થાય છે. મંદિરની અથવા પૂજા સ્થાનની ધનસંપત્તિ ચોરીથી બળજોરીથી બેઈમાનપણાથી હડપ કરવી નહીં. જે મુખી પૂજા, અર્ચના કરનારા હશે અથવા ગાદીપતિ આચાર્ય હશે તેમની સાથે વિનાકારણ વૈરભાવ, ઝઘડા, નિંદા, દ્વેષ, તિરસ્કાર, વગેરે કરવા નહીં. દુનિયામાં માન માન્યતા મેળવવા માટે અને સ્વાર્થ માટે જે દાવો કરે તો એવા જીવાત્માઓની નિશ્ચિત અધોગતિ થાય છે. તેવા ક્રિયાભ્રષ્ટોને નીતિભ્રષ્ટોને ઈશ્વર પ્રાપ્તિ બિલકુલ થતી નથી. ઉલટું તેને દારિદ્ર, રોગીવકાર થઈને અપમુત્યુ અને અધોગતિ થાય છે. જે અધર્મી ઉણીયાચારી હોય છે જે ધર્મ શાસ્ત્રના વિરુધ્ધ આચરણ કરે છે અને પોતે આચરે એ જ સાચો ધર્મ એવું માન્ય કરે છે. શાસ્ત્રના વ્યંગ શોધીને તેની પર વિતંડવાદ કરીને પાંડિત્ય બતાવે છે. તેઓ ધર્મશાસ્ત્ર તત્વ જાણીને પણ અજ્ઞાનપણાને ઓઢી લઈ ક્રિયાભ્રષ્ટ થાય છે. જે સાચા ધર્મી હોય છે એ ધર્મ વિષયે કોઈ જ ટીકા કરતા નથી. ઢોંગીપણું અથવા વિતંડવાદ કરતા નથી. અધર્મી લોકો જ કુડકપટી અને નિંદા ક્રિયાભ્રષ્ટ અને કુટિલ હોય છે. તે જ લોકો માનમરતબા અને આતમશ્લાઘા કરતા હોય છે. જ્ઞાનધ્યાનના બાબતે મનુષ્યએ ચોકકસ રહેવું. પોતાના કરતાં જ્ઞાની ધ્યાની અનુભવી વ્યકિત પાસેથી ગુરૂ પાસેથી જ્ઞાનસંપાદન કરવું. પોતાનો આચાર ધર્મ સારો છે અથવા કનિષ્ટ છે એ શ્રેષ્ઠ વ્યકિત પાસેથી તપાસી લેવું. પોતાના મનથી શુધ્ધ અંતઃકરણથી વિચાર કરીને હીન આચરણ છોડી દેવાં અને સારા ઉન્નતિકારક નીતિનિયમ યુકત તત્વોનું આચરણ કરવું સત્સાધકોએ માનિસક પાવિત્ર્ય માટે અને આત્મિક ઉન્નમતિ માટે કંઈ શૂચિર્ભુતતાના નિયમ પાળવા. લાઈ સુતક એટલે જનનાશૌચ, મરણસુતક અને રજસ્વલા ધર્મ વગેરે બાબતમાં જે નિયમ પોતાના ધર્મશાસ્ત્રમાં કહ્યા છે, તે અવશ્ય પાળવા એ જો ન પળાય તો સાધનામાં મનનું માલિન્ય, હીનવિચાર, આળસ આવે છે એ કારણે સાધનામાં વિકૃતિ આવે છે માટે મંદિરમાં અથવા પૂજા સ્થાને તેવા મંત્રોપચારથી શુધ્ધ પવિત્ર થવું. દરરોજ નિયમિતપણે દેવદર્શન માટે અને પૂજા માટે જવું, મંત્રશ્રવણ જ્ઞાનચર્ચા, મનોમન ઈશ્વરનું ધ્યાન, નામસ્મરણ, સદ્‌ગુરૂનું ધ્યાન અને પ્રાર્થના કરવી. ગુરૂ દીક્ષા લઈને જે વ્યકિત આ નથી કરતાં, એ સત્સાધક સંઘમાંથી દુર થઈ જશે. તેના પર ગુરૂ કૃપા થવી કઠિન છે. પૂજામાં આવતી વખતે બને તો સ્નાન કરીને ધાયેલાં સ્વચ્છ સફેદ વસ્ત્રો પહેરીને આવવું. હાથમાં જપમાળા લઈને સતત નામસ્મરણ ગુરૂ મંત્રનું ૐ કારયુકત સ્મરણ કરવું. જયોતિનું ધ્યાન કરવું, ગુરૂ ચરણામૃત તીર્થ પ્રાશન કરવું, ગુરૂમુખમાંથી જ્ઞાનચર્ચા શ્રવણ કરવી. જે નીતિનિયમોનો પોતાનામાં અભાવ હોય તેજ જાણીને તેનું આચરણ કરવું. જે ત્યાજય હોય તેનો ત્યાગ કરવો શારીરિક શુધ્ધતા, માનસિક પાવિત્ર્ય અને આત્મિક ઉન્નતિ માટે જે નિયમ કહ્યા છે તેનું યથાયોગ્ય યથામતિ પાલન કરવો.

**પ્રથમ હૃદય ધોઈ નિર્મલ કરવું, બીજી ક્રિયા નિત્ય નાહીને જમવું. ॥૯૨॥**
**સતે ચાલવું રાતને દિવસ, તેમા સાચું બોલવું નિશ્ચેનિત. ॥૯૩॥**
**દયા રાખવી દિલમાં જાણી, સુપાત્રને દાન કરવું રે પ્રાણી. ॥૯૪॥**
**પરદુઃખ જાણી પાસે રહેવું ભાઈ, મોટાને તો માનવા સહી. ॥૯૫॥**
**મોઠાઈનો મન ગર્વ ન કરવો, દસમી ક્રિયા જો ક્રોધ ન ધરવો. ॥૯૬॥**
**ધર્મ તણું આળસ ન કરવું, સર્જનહાર સાથે ધ્યાન જ ધરવું. ॥૯૭॥**
**નિતનિત ગતમા મલવુ જાઈ, ગોરનર મુખીને મલવુ ધાઈ. ॥૯૮॥**
**નિત્ય નિત અમી પીયે તે ધર્મી, અહંકાર ન મુકે તે નર કુકર્મી. ॥૯૯॥**
**જુઠુ ઋષિવર ને બોલવું નહી, અતીત અભ્યાગત સંતોષવા સહી. ॥૧૦૦॥**
**ભુખ્યાને અન્ન આપવું જાણી, તૃષ્યાને તો પાવુ પાણી. ॥૧૦૧॥**
**નાગાને વસ્ત્ર આપી અર્થ જ લેવો, સગા કુટુંબનો ભાર જ સહેવો. ॥૧૦૨॥**
**સઘળું સાખી કરી ધ્યાન જ ધરવું, અવગુણ કરે તેને ગુણ જ કરવું. ॥૧૦૩॥**

પ્રત્યેક માનવનું સર્વશ્રેષ્ઠ અને આદ્ય કર્તવ્ય હૃદય શુધ્ધિ છે. પોતાના અંતઃકરણમાં સમય સમયે જે દુષ્ટ ભાવ પ્રગટ થાય છે. નિંદા, દ્વેષ, મત્સર, કામ, ક્રોધ, મોહ, ચોરી, હિંસા, આસકિત વગેરે ભાવ પ્રગટે છે તેનું કારણ અંતઃકરણનું માલિન્ય. આ માલિન્ય મનમાંથી ઉદ્દભવતા અને મન પોતાના આહાર વિહારથી ઘડાય છે. આ માટે આહાર અને વિહાર પર નિયંત્રણ રાખવું. શુધ્ધ સાત્વિક અને અલ્પાહાર સેવન કરવો અને આસકિત રહિત વિહાર કરવો એટલે હૃદય શુધ્ધ થાય છે. નિર્મલ હૃદય જ ઈશ્વરનું વાસ્તવ્ય સ્થાન હોય છે. મલિન હૃદયમાં દૈત્યોનું વાસ્તવ્ય હોય છે. દરરોજ નિત્ય નિયમથી સ્નાન કરવું. શારીરિક શુધ્ધિ થવાથી મન શુધ્ધિ થાય છે. મનની અને તનની શુધ્ધિ કરીને જમવાથી દિવસભર પ્રસન્નતા લાગે છે અને કોઈ પણ કામ કરવામાં ઉત્સાહ સ્ફુર્તિ આવે છે. રાત દિવસ સત્વથી વર્તવાનો પ્રયત્ન કરવો. સત્ય વચનનું વાદન કરવું ને સત્યપાલન કરવું. 'હું સત્ય બોલું છું પોતાને અસત્ય ગમતું નથી.' એવું એકસરખું જપચિંતન કરવું, અથવા તો પોતાના વર્તનના આચરણથી કૃતિથી સત્યનો અવલંબ કરવો. પોતાના હૃદયમાં અન્ય પ્રાણી માત્ર વિષે દયાભાવ રાખો. આપણાથી કોઈને ઉપદ્રવ કે ત્રાસ થશે નહીં એની કાળજી લેવી. સુપાત્ર હોય તેને દાન કરવું. જેને જે વસ્તુની જરૂર હોય એ વસ્તુ આપી યાચકની ઈચ્છાપૂર્ણ કરવી, આપેલ વસ્તુનો દુરુપયોગ કરનાર વ્યકિતને દાન કરવું નહીં અથવા જરૂર ન હોય એવી વસ્તુનું દાન કરવું નહીં. પોતાનાથી શકય ન હોય અથવા દાન આપવાની ઈચ્છા ન હોય તો દાન કરવું નહી. પણ યાચકને અભદ્ર બોલીને હિનવવું નહીં. પરદુઃખ જાણીને તેમની સહાયતામાં રહેવું. એટલે તેને યોગ્ય સહાય કરવી. આપણા કરતાં ઉંમરમાં જ્ઞાનથી અભુનવથી મોટો હોય તેમને માન આપવું. અદબથી પ્રણામ નમસ્કાર કરીને આદર કરવો. મોટા વ્યકિત એ પોતાના મોટાપણાનો ગર્વ કરવો નહીં. ઈતર લોકો પોતાને માને છે આદર કરે છે માટે અભિમાનથી, અહંકારથી ફુલી જવું નહી. કનિષ્ઠોને યોગ્ય માર્ગદર્શન આપી તેને સારી રીતે વર્તવાનો પ્રયત્ન કરાવવો. કોઈની ઉપર ક્રોધ કરવો નહીં. પણ ક્રોધને વારવાનો પ્રયત્ન કરીને ભુલેલાને સમજ આપી સુધારવાનો પ્રયત્ન કરવો. ધર્મકર્મમાં પૂજા અર્ચના પ્રાર્થના ધારાણા વગરે બાબતોમાં આળસ કરવી નહીં. સવારના પ્રહરે પોતાને નિરાંત સમય મળે એ સમયે સૂરજનહાર ભગવાનનું ધ્યાન નામસ્મરણ ચિંતન કરવું. ગુરૂગતગંગામાં સત્સંગમાં નિત્ય જઈને ગુરૂ સંત મુખીને પ્રણામ કરીને આશીર્વાદ મેળવવો તેમની આજ્ઞાપાલન કરવી. યથાયોગ્ય સેવાનો લાભ લેવો. નિત્ય દરરોજ

ગુરૂચરણામૃત પ્રાશન કરીને ગુરૂવચનામૃત શ્રવણ કરવું. એજ ખરો ધર્મ જાણવો. જપ, તપ, વ્રતોપવાસ કરનારા નિયમધારી છે, તેમણે અને તેમની સાથે અન્ય લોકોએ ખોટું બોલવું નહીં. અતિથિ અભ્યગતોની યથાયોગ્ય સેવા કરીને સંતોષિત કરવા. માતા પિતા, ગુરૂ અને અતિથિએ ચારને મુખ્ય સમજીને તેમની સેવાચાકરી પૂજન કરવું. તેમનાં માર્ગદર્શન શિરોધાર્ય માનીને એ પ્રણામે વર્તવું. ભુખ્યાને અન્ન આપી સંતોષ કરાવવો. તરસ્યાને પાણી આપી તેની તૃષા શાંત કરવી. વસ્ત્રહીણને વસ્ત્ર આપી તેની લજ્જા રાખવી. આ પ્રમાણે જેને જેની જરૂર હોય એ યથાશકિત પુરવવાનો પ્રયત્ન કરવો. કુટુંબના, વ્યકિતઓના, સગા સંબંધીઓની યથાયોગ્ય સંભાળ કરવી. કુટુંબીજનોનું પાલન પોષણ રક્ષણ ઉત્તમ રીતે સંગોપાન કરવું એ શીલવાન ગુણવાન અને સુસંસ્કાર થશે આ તરફ અગત્યથી ધ્યાન આપવું. એ ઘરના કુટુંબ પ્રમુખનું મુખ્ય કર્તવ્ય છે. સંસારના બધા પ્રકારના વ્યવહાર ઉત્તમ રીતે સંભાળીને નિયમિતપણે ધ્યાનધારણા કરવી. પોતાના જ ઘરમાં અથવા મંદિરમાં એકાન્તમાં, એકાગ્રતાથી, દ્રઢનિશ્ચયથી, નિયમથી ઈશ્વરનું ધ્યાન કરવું. કોઈ પોતાને અપમાનિત કરે, દ્વેષ, નિંદા, તિરસ્કાર કરે, અવગુણથી પોતાની સાથે અવૈદ્ય આચરણ તો પણ એ વિષયે ક્રોધ, દ્વેષ ન કરતાં ગુણગ્રાહ્ય થવું. ગુણ લેવા અવગુણ છોડવા. કોઈની માટે અવિવેકી બુધ્ધિરાખવી નહીં.

**ઓછુ કેને આલવુ નહી, અદકુ કોઈનુ લેવું નહી. ॥૧૦૪॥**
**પરસ્રીગમન તો કરવુ નહી, ભુંડી નજરે ના જોવું ભાઈ. ॥૧૦૫॥**
**જાણી અજાણી ના દિજે ગવાહી, કુડકપટે ન ચાલશો ભાઈ. ॥૧૦૬॥**
**મુખથી માર ન કહેવું લગાર, વ્યાજ ખાયે તેનો ન લેવો આહાર. ॥૧૦૭॥**
**હાડ વકરો કરે પાતક સહી, પશુ પાલીને વેચવું નહી. ॥૧૦૮॥**
**ધરતીનું મોલ ન કરશો માતા, કન્યા તણો રખે દ્રવ્ય જ ખાતા. ॥૧૦૯॥**
**લાંચ ન ખાવી એક રતિ, ખોટુ ખત નવ લખશો સતી. ॥૧૧૦॥**
**મેદાને જઈ પાંચ આચમન કીજે, ચાલીસ ક્રિયા ઋષિવર પાળી લીજે. ॥૧૧૧॥**
**માટી લઈને ધોવા હાથ, ન્હાઈ કરીને થાવુ પાક. ॥૧૧૨॥**
**પાણી લેઈ પેશાબ જ કરવી, આચમન ત્રણ કરે તે નર ધર્મી. ॥૧૧૩॥**
**અણગળ્યું નીર ન પીવું પાણી, જીવતો જીવ ન મારવો જાણી. ॥૧૧૪॥**
**હિંગ તમાકુ ન ખાશો કોઈ, અમલ આહાર તજો નર જોઈ. ॥૧૧૫॥**
**દનીમાં બેસીને ખાવું નહી, એઠું જુઠું ન ખાશો ભાઈ. ॥૧૧૬॥**
**ગળીના વસ્ત્ર પહેરવાં નહી, નીચની સંગત કરવી નહી. ॥૧૧૭॥**

કોઈને પણ વસ્તુ ગણીને આપતી વખતે માપથી અથવા વજનથી પ્રમાણમાં ઓછું આપવું નહી, લેતી વખતે અન્યાયથી બળજબરીથી અથવા ફસાવીને વધારે લેવું નહીં. પરસ્રીગમનનું ચિંતન કે અવલોકન કરવું નહી, સ્વસ્રી સાથે પણ સંયમથી જ વર્તવું. વ્યર્થ કામચેષ્ટા ચાળા કરવા નહીં. નિયમિત બ્રહ્મચર્ય પાલન કરવું. કામચેષ્ટાથી નૈતિક અધઃપતન હ્રાસ, ચંચળતા અને અધોગતિ થાય છે. એ માટે કામ વિકાર પર સંયમ રાખી નિયંત્રણ રાખવું. કોઈપણ વ્યકિત પાસે સ્રી હોય કે પુરૂષ કોઈની તરફ ખરાબ દ્રષ્ટિથી, હીનબુધ્ધિથી, કામુદ્રષ્ટિથી જોવું નહી. પોતાના નયનમાં ત્રિભુવનનું પાપ વસેલું હોય છે. પણ એ નયનોને જ્ઞાનબુધ્ધિના અંકુશમાં લગાવવાથી પરાવૃત્ત થઈને દ્રષ્ટિ નિર્મળ થાય છે. જાણી જોઈને ખોટી સાક્ષી આપવી નહીં, શપથ લઈને અસત્ય બોલવું નહીં. કુડકપટ દંભથી વર્તવું નહી. પોતાના મુખમાંથી કોઈને મર

એમ પણ કહેવું નહીં. વ્યાજ, સવાઈ, દોઢું બમણું વ્યાજ લઈને જે રકમ લેતું હશે તેના ઘેર જમવું પણ નહીં. હાડવિક્રય કરવું એટલે સ્વાર્થ માટે પશુપક્ષીઓને વેચવું પાપમૂલક છે. પશુ, ગાય, બળદ, ભેંસ વગેરેનું પાલન પોષણ રક્ષણ કરવું, તેનું વેચાણ કરવું નહીં. જમીન એ માતા છે અન્નધાન્ય, શાકભાજી, ફળ, ફુલ, કંદમુળ વગેરે આપી એ આપણું પાલન પોષણ કરે તેનો વિક્રય કરવો નહીં. કન્યાએ મુકેલું દ્રવ્ય હડપ કરવું નહી. કન્યા સાથે બેઈમાનપણું કરવું નહીં. કોઈપણ કામ કરતી વખતે રતિભર પણ લાંચ ખાવી નહીં. નૈતિક અધઃપતન થાય છે. ખોટા કાગળ પત્ર લખીને લોકોને ફસાવવા નહીં. શૌચ જઈને આવ્યા પછી માટી લગાવી હાથ પગ સ્વચ્છ ઘસીને ધોવા. પાંચ આચમન કોગળા કરવા. શક્ય હોય તો સ્નાન કરવું. શૌચ જતી વખતે સાથે પાણી લઈ જવું. શૌચ કર્યા પછી ઈંદ્રિય સ્વચ્છ ધોવી. પછી હાથ પગ ધોઈને ત્રણ કોગળા કરવા. ન ગાળેલું પાણી કદી પણ વાપરવું નહીં. કાયમ પાણી ગાળીને જ વાપરવું. સૂક્ષ્મ નાના જીવપ્રાણીમાત્રની હિંસા કરવી નહીં. હિંગ, તમાકુ ખાવા નહીં. તેનાથી તૈયાર કરેલ વસ્તુ પદાર્થનું સેવન કરવું નહીં. તેનું સેવન કરવાથી વ્યસન લાગે છે અને કોઈપણ વ્યસન મનની ચંચળતા વધારે છે. ડુંગળી, લસણ, ભાંગ, ગાંજા, મદ્ય, માંસ એમનો સર્વસ્વ ત્યાગ કરવો. રાજસ તામસ આહાર વર્જ્ય કરવો. પરમાર્થમાર્ગથી પરાવૃત્ત કરનાર એ દુર્વ્યસની છે. એકવાર એ વ્યસનથી જોડાવવાથી મનુષ્ય તેનાથી મુક્ત થવો મુશ્કેલ હોય છે એ માટે સત્સાધકે પહેલાંથી જ તેનાથી દુર રહેવું. દુનિયામાં બેસીને એટલે જયાં ત્યાં બેસીને જમવું નહી. કારણ ત્યાંના દુષ્ટભાવ આપણા મનમાં પ્રતિબિંબિત થાય છે અને મન દુષ્પ્રવૃત્ત થાય છે. વાસી, ઠંડા અને દુષિત અન્ન સેવન કરવાં નહીં. તેમાં રોગજંતુનો પ્રાદુર્ભાવ હોય છે, તે આરોગ્ય માટે ઘાતક હોય છે. ગળીના રંગે રંગાયેલા કાળાં વસ્ત્ર પરિધાન કરવાં નહીં. શકય હોય તો સફેદ શુભ્ર વસ્ત્રોનો જ વપરાશ કરવો. સફેદ રંગ ઉજળવળતાનો, પ્રસન્નતાનો અને ઉન્નતિનો દ્યોતક છે. સફેદ વસ્ત્ર પરિધાન કરવાથી મન ઉલ્લાસીત પ્રસન્ન અને ઉત્સ્ફૂર્ત બને છે. રંગબેરંગી અથવા કાળા વસ્ત્ર પરિધાન કરવાથી મન ચંચળ મલિન અને વિકારી બને છે. માટે શુભ્ર અને નિત્ય ધોયેલા વસ્ત્ર વાપરવાં. નીચ હલકટ આચરણ કરનાર વ્યકિત સાથે મનમાં આવીને મનુષ્ય પાપકર્મમાં પ્રવૃત્ત થાય છે. માટે નીચની સંગત કરવી નહીં.

જળ અને મૂર્તિની પૂજા ન કરવી

**ઉપવાસ વ્રતની આશ ન ધરવી, પાણી પથ્થરની પૂજા ન કરવી. ॥૧૧૮॥**
**મેલી થાપણ ન રાખવી જાણી, વખત વેળા ન ચૂકવું પ્રાણી. ॥૧૧૯॥**
**અમર થઈયે તે જપિયે જાપ, વણ પુછે ખાધે પાપ. ॥૧૨૦॥**
**પા-ઘડી જતી ન કરશો લગારી, ચાંપી આહાર ન લેશો લગારી. ॥૧૨૧॥**
**લાલચે પ્રીત ન કરવો ભાઈ, માતા કરી જાણો મોટી ભોજાઈ. ॥૧૨૨॥**
**અરૂ પરૂ નવ કરશો ઋષિ, પાડોશી દુભવી નવ કરશો દુઃખી. ॥૧૨૩॥**
**વિશ્વાસઘાત ન કરવી સહી, પડી જડી વસ્તુ ન લેવી ભાઈ. ॥૧૨૪॥**
**કોઈને આળ ન ચડાવવી જાણી, પછી ઉછીનું ન રાખવું પ્રાણી. ॥૧૨૫॥**
**પારકુ ધન લઈ ભાગવું નહી, પુત્ર થઈને આપવું પડસે સહી. ॥૧૨૬॥**
**કોઈને ગાળ ન દેવી જાણી, મર્ખપણામાં ન રહેવું પ્રાણી. ॥૧૨૭॥** 
**જ્ઞાનદ્રષ્ટે જોવુ સૌને સરખુ, શત્રુ કરે તે તો ન કરવું. ॥૧૨૮॥**
**સાચો જુઠો નવ કરશો વાદ, જુઆ જુગટાનો ન કરવો સ્વાદ. ॥૧૨૯॥**
**નાચ છંદ ભવૈયા જોવા નહી, એ છલ ભેદે સદ્‌ગુરૂ ખોવા સહી. ॥૧૩૦॥**

નાચ / ગાન / નાટક જોવા નહીં

વ્રતોપવાસ, જપ, તપ, સાધના કરવાં પણ મનુષ્યએ તે વિષયની ફળપ્રાપ્તિની આસકિત કરવી નહીં. વ્રતોપવાસનું યોગ્ય ફળ ઈશ્વર આપણને આપે જ છે એ નિશ્ચિત જ છે. ફક્ત ફળપ્રાપ્તિની આશા કરવાથી જ ફળ મળશે એમ નથી. ફળપ્રાપ્તિની આશાથી પાણી પથરાની પૂજા કરવી નહીં. તીર્થસ્થળોની પૂજા યાત્રા-પૂજા મનના ચૈન માટે કરવી નહીં. તીર્થયાત્રા જપપૂજા વગેરે પરમશુધ્ધ ભાવનાથી કરવાં. તીર્થ સ્થળે ગયા પછી ત્યાં બેઠેલા અનાથ અપંગ ભિક્ષુક ભિખારીઓને અન્નદાન વસ્ત્રદાન પાત્ર જોઈને દ્રવ્યદાન કરો. તેમની આત્મશાંતિ થયા પછી બાકીની પૂજા અર્ચનાની બાહ્ય સાધનોની કંઈ જ જરૂર નથી. તીર્થક્ષેત્ર પર આવેલા મહાત્માઓના સાનિધ્યમાં રહીને તેમના દર્શન, સેવા અને સત્સંગનો લાભ લેવો. કોઈ પોતાની પાસે વિશ્વાસથી રાખેલી રકમ, ગીરવે મુકેલ વસ્તુ યોગ્ય સમયે તેને પાછી આપવી. તેમનો વિશ્વાસઘાત કરવો નહીં. સંધ્યાસમય, ધ્યાનધારણા, પૂજા, અર્ચના વગેરે બાબતમાં જે સમય નિમ્યો છે એ કદી પણ ચુકશો નહીં. અમર થવા માટે અજંપાજાપ કરવો. અજંપાજાપથી જીવાત્મા અજર અમર થાય છે. મૃત્યુથી એ બીતો નથી, જરા, શારીરિક વિકાર, દુઃખ, કષ્ટ અને એને માનતો નથી. રજા સિવાય, સંમતિ સિવાય અને ઘરના પરીવારના બધા વ્યકિતઓની ચોકસી કર્યા વગર ખાવું નહીં. યોગ્ય એ પુછ પરછ અને તપાસ કર્યા વગર કંઈ પણ ખાવું કરવું દોષમૂલક છે. જીવનમાં સારા વિચારોથી એક પળ પણ વ્યર્થ ન જાય તેનું ધ્યાન રાખશો. આહાર પેટ ભરીને કરવો નહીં. અલ્પાહાર અને શુધ્ધ સાત્વિક આહાર સેવન કરવો. લાલચમાં આવીને કોઈની સાથે પ્રીત કરવી નહીં. વડીલ ભાઈઓની સ્ત્રીઓ સાથે માતા પ્રમાણે વર્તન કરવું. કોઈને પણ અભદ્ર બોલીને દુઃખી કરવાં નહીં. પડોસીઓને ત્રાસ આપી દુઃખી કરવાં નહીં. પોતાની તરફથી પડોસીઓને તકલીફ ન થાય એવું વર્તન રાખવું. કોઈપણ નો વિશ્વાસઘાત કરવો નહીં. કોઈની પણ પડેલી વસ્તુ પોતાની માની ઉપાડવી નહીં. કોઈને પણ પોતાનીથી તકલીફ થાય એવું વરતવું નહીં. કોઈની સાથે અંદર અંદર દ્વેષ ભેદ ઉપસ્થિત કરવો નહી, કોઈની પાસેથી ઉધાર ઉછીની લાવેલી વસ્તુ અથવા રકમ તાત્કાલિક પાછી કરવી, તેમાં વિલંબ કરવો નહીં અથવા વિશ્વાસઘાત કરવો નહીં. અન્યાયથી બળજબરીથી ચોરીને અથવા વિશ્વાસઘાત કરીને કોઈના ધનનો ઉપભોગ કરવો નહીં. ઉપભોગ કરતી વખતે સુખ લાગશે પણ છેલ્લે મહાદુઃખ ભોગવું પડશે. તેના ઘેર બળદ અથવા પશુ થઈને અથવા તેનો પુત્ર પુત્રી થઈને એ ધન પાછું આપવું પડશે. ત્યારે જ બંધનમાંથી છુટકારો થશે. કોઈને જાણી જોઈને અથવા અજાણતાં ગાળો આપવી નહીં. મુર્ખપણામાં અંધશ્રધ્ધામાં રહેવું નહીં. કોઈપણ વાતનો જ્ઞાનદ્રષ્ટિથી જાણીને આચરણ કરો. સાધક બાધક વિચાર કરીને અસત્યનો ત્યાગ કરીને સત્યમાર્ગનું અવલંબન કરો. પોતાના મનથી કોઈની સાથે શત્રુત્વ કલ્પિને વર્તવું નહી. સારાસારનો વિચાર કરો. પોતાના વિષયે કોઈના મનમાં અથવા કોઈના વિષયે પોતાના મનમાં ગેરસમજ હોય તો દૂર કરવાનો પ્રયત્ન કરવો. શકય હોય તો મનનો સંયમ સાધીને શત્રુત્વ, વૈરત્વ ઘટાડવાનો પ્રયત્ન કરવો. અથવા અસત્યનો વાદવિવાદ કરવા બેસવું નહીં. બધી બાબતમાં પોતાનો જ હકક લગાવવો નહીં. હું સત્યવાદી છું, આપણને અસત્ય ગમતું નથી, ફક્ત એમ કહીને બડાઈ કરવી નહીં. જુગાર, સટ્ટો, રમવાની લાલચમાં પડવું નહીં. નાચ, છંદ, તમાશો જોવો નહીં. સાંભળવા નહીં. એ કારણે મન ચંચળ બને છે અને ધ્યાનસાધનાથી પરાવૃત્ત થાય છે. તેવા છળ ભેદના નાદ લાગવાથી સદ્‌ગુરૂના જ્ઞાનમાર્ગથી વિમુખ થાય છે. તેના પર સદ્‌ગુરૂ મહારાજની કૃપા થતી નથી.



**જમતા ખોટું ના કહેવું ભાઈ, વખાણવું પણ વખોડવું નહીં. ॥૧૩૧॥**
**પ્રભાતે નાહીને બાહેર નિસરવું, સંસાર કરે તે તો નવ કરવું. ॥૧૩૨॥**
**તપ તીર્થને કરવું સ્નાન, નિર્મલ થઈને ધરવું ધ્યાન. ॥૧૩૩॥**
**આપણા પ્રાણીને દુઃખ ના દિજે, દર દિવાનશુ પ્રીત ના કીજે. ॥૧૩૪॥**

---





હિંડતા ચાલતા ખાવું ન ખાશો, ખટદર્શન પૂંજી પસ્તાશો. ॥૧૩૫॥
વેદ શાસ્ત્ર કહે તેમ કરવું સહી, ચતુરાઈ ચોખાઈમાં રહેવુ ભાઈ. ॥૧૩૬॥
ઝેર ખાઈ ઝપલાઈ ના મરવું, આવાગમનમાં ફરી અવતરવું. ॥૧૩૭॥
જોર જુવાની વશ કરવી, પરસ્ત્રી સાથે ગુંજ ન કરવી. ॥૧૩૮॥
આગને એઠું ન છાટવું જાણી, લીલુ ઝાડ ના ભાંગવું પ્રાણી. ॥૧૩૯॥
પ્રભાતે ફુલ ચુટયાનો છો બહુ દોષ, પાણી પથ્થર પૂજે નહી પામો મોક્ષ. ॥૧૪૦॥
અવાચક પ્રાણીની આળ ન કરવી, ભોજન છાંડી બેશ ઉઠ ન કરવી. ॥૧૪૧॥
ભાંજગડ કોઈની કરવી નહી, ગુરૂના વચન નવ લોપવા સહી. ॥૧૪૨॥
શિખામણ પુછે તેને સારી દિજે, લઈ સ્મરણી હરિનું સ્મરણ કીજે. ॥૧૪૩॥

પાણી અને પથ્થરને
પૂજવા નહીં

જમતી વખતે અન્નને વખોડીને ખાવું નહીં. એ તો ખારું છે, એમાં મીઠું જ નથી એવા પ્રકારે કરવું નહીં. ન ગમે તો રહેવા દેવું. અન્ન બ્રહ્મ છે. પોતાનું પિંડ અન્નમય છે માટે અન્નના વખાણ કરવા પણ નિંદા કરવી નહીં. સવારે સુર્યોદય પહેલા ઉઠી શૌચત, મુખમાર્જન કરીને સ્નાન કરવું. શુર્ચિભુત થઈને મંદિરમાં અથવા ગુરૂ મહારાજના દર્શન માટે જવું. એ કારણે આરોગ્ય સારું રહે છે, મન સ્થિર રહે છે. સ્નાન થયા પછી ફરી આળસમાં આળોટવું નહીં, વિષય વિકારચિંતન કરતાં બેસવું નહીં. એ કારણે મનને ઘાતક આદ્દત પડીને આરોગ્ય બગડે છે. સવારનો પ્રહર શાંત સુશીલ અને પ્રાણદાયી હોય છે. તેવા સમયે કરેલી ધ્યાનસાધના અને ઈશ્વર ચિંતન એ નિશ્ચિલ અને ચિર ફળદાઈ હોય છે, માટે એ અમુલ્ય સમય સાંસારિક ચિંતનમાં વ્યર્થ કરવો નહીં. જપ તપ તીર્થસ્નાન અવશ્ય કરવું. એ કારણે શૂચિર્ભુતતા થઈને મન સુવિચારી અને પ્રગલ્ભ બને છે, નિર્મલચિત્ત કરીને ઈશ્વરનું જયોતિસ્વરૂપમાં ધ્યાન કરવું. પોતે પાળેલા પોતાના પર જેમના પાલન પોષણની જવાબદારી છે એવા પ્રાણીઓને દુઃખી કરવા નહીં. તેમની ઉપેક્ષા કરવી નહીં.. દરદિવાન એટલે રાજયના સેવકો અને રાજયના પદાધિકારીઓ જોડે પ્રીતિ કરવી નહીં. કામ સિવાય તેમની સંગત કરવી નહીં, ચાલતી વખતે ફરતી વખતે કંઈ પણ વસ્તુ ખાવી નહીં. એક જગ્યાએ બેસીને ખાવી. અસત્ય દર્શનના પૂજાના નાદમાં પડવું નહીં. એ પોતે વાદવિવાદના ગર્તમાં પડેલા હોય છે અને તે આત્મજ્ઞાન સાધકને ચંચળ નાસ્તિક કરે છે. (ખટ દર્શન એટલે જારણ, મારણ, તારણ, વશિકરણ, કરણી કવટાળ, પિશાચ સાધન, વીર સાધન અને નાસ્તિક પ્રદર્શન) આ બધા અસત્ય પૂજનથી મનુષ્યને હીનત્વ આવી પશ્ચાતાપ કરવાનો સમય આવે છે. માટે એ ફંદામાં ન પડતાં મનુષ્યએ વેદશાસ્ત્રની આજ્ઞા પાલન કરવી. વેદાન્ત ઉપનિષદાદિ, સતપંથ શાસ્ત્રોમાંથી જ્ઞાન વાંચીને યોગ્ય અધિકારી વ્યકિતના મુખે સાંભળીને તેમનું મન અને નિંદિધ્યાસન કરવું. એ કારણે પોતાના મન પરનો અવિદ્યાનો મેલ નીકળી બુધ્ધિ સતેજ અને સ્થિર થાય છે. ચતુરાઈથી અને પવિત્રતાથી રહીને આત્મચિંતન કરવું. વ્યવહારમાં ચતુરાઈ, હોંશિયારી અને ચોખવટ હોવી જોઈએ. વિષય પ્રાશન કરીને ગળે ફાંસો લગાવીને, પોતે બળી જઈને અથવા નદી તળાવ કુવામાં કુદીને આત્મઘાત કરવો નહીં. એવા વ્યકિતને સદ્દગતિ બિલકુલ મળતી નથી. અપાર દુઃખ યમયાતના નરકદુઃખ ભોગવીને અંતે તેમને જન્મમૃત્યુના ફેરામાં પડવું પડે છે. તારૂણ્ય પર નિયંત્રણ રાખવું. ઈંદ્રિયો વશ કરવી. પોતાની સદબુધ્ધિનો અંકુશ ઈન્દ્રિયો પર અને મન પર રાખવો. પરસ્ત્રી પાસે કોઈ પણ વાત અથવા ગુપ્ત વાત કરવી નહીં. પરસ્ત્રી ગમન કરવું નહીં. અગ્નિ પર એંઠો એંઠવાડ ગંદુ પાણી નાંખવું નહીં. અગ્નિ દેવતા છે. લીલા ભીના ઝાડ ઉખાડવા તોડવાં નહીં. કારણ તેમાં પ્રાણનું અસ્તિત્વ હોય છે. ઝાડ પરોપકારી હોય છે. જીવપ્રાણી માત્ર એ ફળફુલ અન્નછાયા આપે છે.ઘર માટે તેના લાકડાં ઉપયોગમાં આવે છે. સવારના પ્રહરે સુર્યોદયના સમયે ફુલ ફળ તોડવા નહીં. સજીવ ઝાડના ફુલ, પાન, ફળ તોડીને પ્રકૃતીનો



---

દોષ લાગે છે. અવાચક પશુપક્ષી પ્રાણીઓ પર વિનાકારણ આળ લેવો નહીં. જીવપ્રાણી માત્રની કાયાવાચા મનથી હિંસા કરવી નહીં. જમતી વખતે ક્ષુલ્લક કામ માટે ઉઠ બેસ કરવી નહીં. એ એક પ્રકારનું અન્નદેવતાનું અપમાન હોય છે. એંઠા, એંઠવાડ વાસી અન્ન પશુને પણ આપવું નહીં. કોઈની પણ ઉણપ, અબદ, ખોટ જાહેરમાં ઉઘાડી કરી હીનવવું નહીં. એકાંતમાં તેને સમજ આપી ભુલ સુધારવાનો પ્રયત્ન કરવો. ફક્ત દોષ આપવો નહીં. કોઈની સાથે ઝઘડો દાવો કરવો નહીં. સમજ આપી સુધારવાનો પ્રયત્ન કરવો. સામ, દામ, દંડ, ભેદ આ તત્વોનો અવલંબ કરવો. ગુરૂના વચને ચાલવા પ્રયત્ન કરવો. ગુરૂ મહારાજ જે જ્ઞાનોપદેશ કરે છે, માર્ગદર્શન કરે છે પ્રસન્નચિત્તે એ ગ્રહણ કરીને આત્મસાત કરવું. અનુભવી અધિકારી સંત મહાત્મા ગુરૂ જે આજ્ઞા આપે એનું કોઈ પણ પ્રકારે અવગણના ન કરતાં પાલન કરવું. તેમના વચન લોપવા નહીં. તેમના વચનમાં કાલીમા લગાવવી નહીં. જે જિજ્ઞાસુ સત્સાધક હોય છે, તેને અધિકારી સમજી જવાબદાર મહાત્માઓએ યોગ્ય માર્ગદર્શન કરવું અને ઉત્તરોઉત્તર તેમની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરવો. હાથમાં જપમાળા લઈને એકાંતમાં એકાગ્રતાથી ગુરૂમંત્રોનું ભગવાનનું સદ્‌ગુરૂ મહારાજનું નામસ્મરણ કરવું.' આ પ્રમાણે સતગુરૂ બ્રહ્માએ ચીનદેશના દૈત્ય કાલિંગાની સ્ત્રી સુરજારાણી અને કમલાકુંવર વગેરે તેના પુત્ર પુત્રીને ઉપદેશ કરતી વખતે શારીરિક શુધ્ધિ, માનસિક પાવિત્ર્ય અને આત્મિક ઉન્નતિના નિયમોનું તેમણે માર્ગદર્શન કર્યું.

પીઓ અમીરસ બ્રહ્માજી મળીયા, ઋષિવર પાલો સોયે ક્રિયા. ॥૧૪૪॥
નવા ધર્મીને ધર્મ ઓરાવો જોઈ, સો ક્રિયાની પહેરાવો જનોઈ. ॥૧૪૫॥
થયા બ્રાહ્મણ બ્રહ્માજી મળીયા, આવા ગમનના ફેરા ટળીયા. ॥૧૪૬॥
ઋષિવર સાંભળો બ્રહ્મજ્ઞાન, ગતમા જઈને કરો ગંગા સ્નાન. ॥૧૪૭॥
બ્રહ્મજ્ઞાન ગુરૂનરને ભાવે, અડસઠ તીર્થ ગુરૂ ચરણે આવે. ॥૧૪૮॥
પ્રત્યક્ષ ગુરૂનર ગતમાં બેઠા, ભાગ્ય જેના સદ્‌ગુરૂ જ્ઞાને દીઠા. ॥૧૪૯॥
જ્ઞાન ધ્યાનમાં જુઓ વિચારી, દુનિયામાં દેવ ગુપ્ત અવતારી. ॥૧૫૦॥
ઋષિવર તેજે રાખે જ્ઞાન, નિર્મળ થઈને ધરવું ધ્યાન. ॥૧૫૧॥
મુનિવર જે તે વારે મન, કરે કસોટી કાયા રતન. ॥૧૫૨॥
ભણે ગુરૂ બ્રહ્મા સુણો સુરજાબાઈ, ગતમાં બેસી ઈમાન રાખો સબ કોઈ. ॥૧૫૩॥
જે સદ્‌ગુરૂ આદ્ય તપશી કહેવાયે, તે ગુરૂબ્રહ્મા જંબુદ્વિપમાં આયે. ॥૧૫૪॥
ગુરૂનર જંબુદ્વિપે આવ્યા સહી, મુનિવર આરાધો એક મના થઈ. ॥૧૫૫॥
ગુરૂ નરે પુર્યો જાંબુદ્વિપ વાસ, તમે રાખો અમરાપુરીની આશ. ॥૧૫૬॥
વાચા પાલો ઓચરો બ્રહ્મજ્ઞાન, રહો ઋષિવર એકે ધ્યાન. ॥૧૫૭॥
યુગપ્રમાણે ગુરૂ નરને સેવો સહી, અજંપાજાપ જપવો મુનિવર ભાઈ. ॥૧૫૮॥
નીચા નમી નમી કરો પ્રણામ, નીત નીત ઓચરો બ્રહ્મજ્ઞાન. ॥૧૫૯॥
જો પુરા પ્રેમશું ધર્મે ધાઓ, તો ઋષિવર અમરાપુરમાં જાઓ. ॥૧૬૦॥
અમર ભેદ અમરાપુરી લેશો, ઋષિવર અમર ગઢમાં રહેશો. ॥૧૬૧॥
અમર ફલનાં ભોજન કરશો, અનંત કલ્પની આવરદા ભોગવશો. ॥૧૬૨॥
ઋષિવર એક મને ગુરૂની વાચા પાલો, બોલ્યા ગુરૂ બ્રહ્મા અમરાપુર માલો. ॥૧૬૩॥

ગુપ્ત અવતાર

બ્રહ્માનુભુતિ સંપન્ન એવા સદ્‌ગુરૂની જેમને પ્રાપ્તિ થઈ છે. તેમણે નિત્ય ગુરૂચરણામૃત પ્રાશન કરીને ગુરૂવચનામૃત શ્રવણ કરવું. સતસંગના પવિત્ર જળથી પોતાના મનને સ્વચ્છ નિર્મળ શુધ્ધ કરવું એટલે તેમાં સતપંથનું ક્રિયાચરણ રૂપી અમૃત સારૂ રહેશે. જે સતપંથરૂપી પરમાર્થ માર્ગમાં પ્રવેશ કરે છે તેને યોગ્ય માર્ગદર્શન કરી આપવું. પોતાને ખબર ન હોય તો ચુપ રહેવું પણ વિકૃત અથવા અયોગ્ય માર્ગદર્શન કરવું નહીં. સતપંથના નીતિશતકના આચરણથી મનુષ્ય જે પ્રમાણે જનોઈ નાંખી બ્રહ્મત્વ સંપાદન કરે છે તેમ મુખી પાસેથી સતપંથનું પ્રથમ કાંકણ બાંધીને આ નીતિશતક રૂપી જનોઈ ધારણ કરી તે મુજબ વર્તન કરવાથી સાચા અર્થે જેને બ્રહ્મસ્વરૂપ સદ્‌ગુરૂની પ્રાપ્તિ થઈને બ્રહ્માનુભુતી થઈ છે, તેના જ આવાગમનના લક્ષ ચોર્યાસીના ફેરા મટે છે. આ માટે હે સદ્‌ભકત ઋષિવર સંત સજ્જનો, તમે નિત્ય નિયમથી ગુરૂગતગંગામાં જઈને સતસંગ રૂપી જળથી સ્નાન કરો. આત્મજ્ઞાન સંપાદન કરો. આત્મજ્ઞાન સંપન્ન સત્સાધક પર સદ્‌ગુરૂની વિશેષ કૃપા હોય છે. અડસઠ તીર્થનો મહિમા શ્રીસદગુરૂના ચરણે હોય છે. એવા જ્ઞાનસ્વરૂપ સંપન્ન મહારાજ આ ગતગંગામાં ગુપ્ત રૂપે વસેલા હોય છે. જેમનાં સદભાગ્ય હોય છે તેમને એ જ્ઞાનરૂપી દિવ્ય દ્રષ્ટીથી દેખાય છે. આત્મજ્ઞાન અને યોગધ્યાનમાં સત્સાધકે ચોક્કસ રહેવું. પોતાની યોગસાધના માટે પ્રત્યેક આવેલા અનુભવી એવા મહાત્માઓના અનુભવ જાણી લઈને પોતાના ચિત્તમાં તેની અનુભુતી લેવી. જગતમાં ઈશ્વરી તત્વ સત્‌તત્વ સર્વવ્યાપી હોવાથી ગુપ્ત રૂપે, સુક્ષ્મ રૂપે તે સર્વત્ર હોય છે. એ જાણ ચિત્તમાં સતત રાખી ઋષિવરે નિર્મળ પવિત્ર થઈને ધ્યાન ધારણ યોગાભ્યાસ કરવો. પોતાના મનની વિષય સેવનાની દોડ રોકીને, તનમનની કસોટી સહન કરીને પ્રાણપણાથી સાધના કરવી. એ માટે હે સદ્‌ભકત સુરજાદેવી અને બાળ કમલાકુંવર તમે ઈમાન, શ્રધ્ધા દ્રઢ રાખી ગતગંગામાં આવીને સતસંગ કરો. મહાન તપસ્વી એવા જે બ્રહ્મસ્વરૂપી મહાત્મા છે આ કલિયુગમાં સતગુરૂ જંબુદ્વિપમાં ભરતખંડમાં કુંવારીમાં ક્ષેત્ર પર સતગુરૂ બ્રહ્મા ઈમામશાહ નામે પ્રગટ થઈને સતપંથની અમર અખંડજ્યોત પ્રગટ કરશે. એ જગ્યાએ હે સદ્‌ભકતો, તમારો બધાનો મેળાપ સદ્‌ગુરૂ સાથે થશે. ભગવાન નિષ્કલંકી નારાયણ દસમા અવતાર રૂપે પ્રગટ થશે. દૈત્યોનો સંહાર કરીને અવની તળ પર અનંત કોટી સદ્‌ભકતોને આત્મસ્વરૂપમાં લય કરશે, તેમાં તમે પોતાના આત્મિક તેજથી તેજસ્વી બનશો. ત્યાં સુધી હે પ્રિય ભકતો, તમે જ્યાં સુધી માનવ જન્મામાં છો ત્યાં સુધી સત્વવચન પાળી બ્રહ્મવચન પાળીને બ્રહ્મજ્ઞાન સંપાદન કરો. એકાંતમાં એકાગ્રચિત્તે ભગવાનના તેજસ્વી સ્વરૂપમાંથી ધ્યાન નામસ્મરણ ચિંતન કરો. બ્રહ્મતપોનિષ્ઠ તપોનિધી સદ્‌ગુરૂનો અનુગ્રહ લઈને તેમના સાનિધ્યમાં માર્ગદર્શનાનુસાર યોગસાધના અજંપાજાપ સાધ્ય કરો. સદૈવ નમ્રતાથી લીનતાથી સંત મહાત્મા સદ્‌ગુરૂ સાથે વર્તો, નિયમીતપણે સ્વાધ્યાય તપ અને જ્ઞાન શ્રવણ કરો. આ પ્રમાણે પૂર્ણ પ્રેમથી તનમન પ્રાણથી ધર્મનું આચરણ કરશો તો હે ઋષિવર મુનિવર તમે અમરાપુરીમાં જશો. અમરાપુરીના દિવ્ય સુખનો ઉપભોગ લઈ અનંત કાળ સુધી થઈને રહેશો અને છેલ્લે ભગવાનના અંતિમ અવતારના લીલાચારિત્ર્યનો સમરસ થઈને તેમના સ્વરૂપમાં તમારી આત્મજ્યોત વિલીન થશે. હે સદ્‌ભકતો, આ પ્રકારની સતપંથની આ જાગૃત જ્યોતિ તમારી સામે પ્રજ્વલીત કરી છે. તેના તેજોકિરણોથી પોતાનું જીવન ઉજ્જવળ કરો.'

**વિભાગ ૪:** કલિયુગની પરિસ્થિતિનું વર્ણન

**જયાં આઠ પ્રાણી ઉભા છે કરજોડ, ત્યાં સતગુરૂ બ્રહ્મા બોલ્યા અગમ્ય બોલ. ॥૧૬૪॥**
**તમે સુણો સુરજારાણી કમલાકુંવર આગમ નિરવાણ,બાઈ જો આગળ કઠણ વેળા આવશે જાણ. ॥૧૬૫॥**
**જયારે નવ નેજા ઉપર આવશે અસમાન, ત્યારે સહસ્ર કળા લઈને તપસે ભાણ. ॥૧૬૬॥**
**ત્યારે તાંબા વરણી ધરતી થાસે શું કરૂ વખાણ,જેણે આ સતપંથ સેવ્યો નહી તે તો જલસે ઘણા. ॥૧૬૭॥**
**બાઈ જો આ સતપંથ સાચસુ ધાઓ સાર, તો તેણે કઠણ વેળા નહી લાગે લગાર. ॥૧૬૮॥**
**જે સાચા સતપંથી લોકો ઉતરે છે પેલે પાર, ત્યાં જુઠાને શિર પડશે ઘણનો માર. ॥૧૬૯॥**

બાઈ જો અંતઃકાલમાં થાય છે ઠોકાઠોક, તે જાણી આ સતપંથ ધાઓ તમે સતી લોક. ॥૧૭૦॥
જયારે એસી વાત સુરજારાણીશું સતગુરૂયે કહી,ત્યારે આઠે જણા સતસુ રોયા સહી. ॥૧૭૧॥
ત્યાં સુરજારાણીને કમલાકુંવર વિનંતી કરે સતભાયે,સ્વામી હવે અમથી અંતઃકાલ દુઃખ વેઠયા નહી જાયે. ॥૧૭૨॥
અમને આલો ધરમ તમે સૃષ્ટિના ધણી, અમે અપરાધી જીવ કયા લગી સિફાયત કરૂ તમ તણી. ॥૧૭૩॥
જો સ્વામી અમે હતા નાદાન તમારા પ્રાણ,તો અમે આજ દૈત્ય ઘેર આવ્યા જાણ. ॥૧૭૪॥
જયારે પૂર્વ જન્મની સેવા અમો શિર રહી ત્યારે આ દૈત્ય ઘેર આવ્યા સહી. ॥૧૭૫॥
જેમ બત્રીસ દાંત વચે તમે જિભ્યા રાખી સાર, તેમ સ્વામી અમને તમે લેજો ઉગાર. ॥૧૭૬॥

સદ્‌ગુરૂ બ્રહ્મા સુરજારાણી અને તેના પરિવારને સતપંથનો ઉપદેશ કરતાં એ આઠે જણ અત્યંત જિજ્ઞાસુ બુધ્ધિથી હાથ જોડીને સદ્‌ગુરૂ મહારાજની સામે અત્યંત નમ્રતાથી ઉભા રહીને સદગુરૂના મુખના એક એક અગમ્ય રત્ન પ્રમાણે અમુલ્ય બોલ પોતાના કર્ણેન્દ્રિયમાં શ્રવણ કરતાં હતાં. અમૃતોપમ ઉપદેશ સાંભળતાં સાંભળતાં જ તેમને ભવસમાધી લાગી. બ્રહ્માનંદ સાગરમાં ડુબકી મારીને તેમના મન યથેચ્છ તૃપ્ત થયાં. તેમની એ ઉત્કટ ભાવ સ્થિતિ જોઈને સદ્‌ગુરૂનું મન પણ દ્રવી ગયું. એ બોલ્યાઃ 'હે અમરાપુરીના જિજ્ઞાસુ ભકતો, હજુ હું તમને થોડું આગમ ભવિષ્ય કહું છું તે સાંભળીને તમે યોગ્ય એ સારાસર વિચાર કરીને કેમ વર્તવું તે વિચારો. અનાદિકાળથી અનંત યુગ કલ્પથી આ સૃષ્ટિમાં કાલચક્રની જે રમત ચાલે છે. તે અનુસાર પ્રત્યેક ચતુર્યુગના અંતે પ્રકૃતિનો નિત્ય પ્રલય થાય છે. તેને સર્ગકાળ કહે છે. આ કલિયુગના અંતે ચતુર્યુગ સંપન્ન થવાથી જીવપ્રાણી માત્રનો સંહાર અને જલપ્રલય થશે તેવા સમયે જે અમરાપુરીમાં પહોંચેલા વૈકુંઠ ભુવનમાં ગયેલા પુણ્યાત્મા ભગવાનના અવતાર સમયે ભગવાન સાથે અવતરીને અનંતલીલા ચરિત્ર કરશે અને છેલ્લે ભગવાનના નિર્ગુણ નિરાકાર સ્વયંજયોતિ સ્વરૂપમાં વિલીન થશે. સૂક્ષ્મ વાસનાબીજ રૂપે પણ તે અસ્તિત્વમાં રહી શકશે નહીં. કારણ સતપંથ સતદર્શન પ્રમાણે જીવનભર વર્તીને તેમણે અધ્યાત્મિક તેજ આત્મબળ સંપાદન કર્યુ હોય છે. સતમાર્ગના જ્ઞાનધ્યાન યોગ સાધના અનુસાર સાધના કરીને તપશ્ચર્યા કરી હોય છે, જીવનમુકત થઈને વિદેહમુકત થયા હોય છે, માટે તેમનું વાસના બીજ સમુળ નષ્ટ થયું હોય છે. તેમનું અસ્તિત્વ ખતમ થાય છે. પણ જે કર્મજંજાળમાં બધ્ધ થયેલા જીવાત્મા હોય છે તે સંસાર સાગરમાં જન્મમરણરૂપ લેતા લેતા અનંત વાસનાનાં બીજ લઈને એ પ્રલય કાળ સુધી આવે છે. કૃતકર્મની આસકિત છોડતા નથી. ગુરૂસંગ, સતસંગ કરતા નથી. જ્ઞાનપ્રાપ્તિ અને આત્મોન્નતિ કરવાની ઈચ્છા કરતા નથી, માયીક, વિકાર અને સાંસારિક વ્યવહારમાં જ ગુંથાયેલા હોય છે. એવા જીવાત્માઓને સદ્‌ગતિ બિલકુલ મળતી. એમ આ માયાવી જીવાત્મા નિર્યકયોનીમાં અથવા નિકૃષ્ઠ પાપાચારી માનવોના જન્મમાં જઈ રોગી, દુઃખી થાય છે અને વાસના દુઃખ ભોગવે છે. આ કલિયુગના છેલ્લા પ્રહરમાં પ્રલય કાળના સમયે જયારે સૂર્ય નવ નેજાવર આવી સહસ્ત્રકળાએ તપવા લાગશે, પૃથ્વી તામ્રવર્ણી થઈને સૂર્યના ઉષ્ણતાપથી ધગધગવા લાગશે, એ સમયે એ અપરિપકવ જીવાત્માઓને અનંત દુઃખ કષ્ટ ભોગવવાં પડશે. જેમણે કંઈ યોગસાધના કરી નથી. આસ્તિક બુધ્ધિ રાખી ઈશ્વરની ભકિત કરી નથી એ મુકકર નાસ્તિક જીવાત્મા અસહય દુઃખ ભોગવશે. જે સાચા સતપંથના નીતિ પ્રમાણે વર્તનારા હશે એ પાર ઉતરશે. જે અસત માર્ગે લાગેલા પાપાત્મા હશે તેમને ઘણના ઘાવ સહન કરવા પડશે. અપાર કષ્ટદાયક એવી યમયાતના ભોગવી પડશે. આ માટે હે સદ્‌ભકત ગણો, હે ભકત કમલાકુંવર, હે સદ્‌ભકત સુરજારાણી, તમે હમણાં જ જાગૃત થાઓ. ફકત આ દાનવોના આસુરી સુખ સંપાદામાં આનંદ માનીને રહેશો નહીં. જીવનનું સાર્થક કરો સતપંથ સત દર્શનની સાધના કરો, સદગુરૂના વચનનું સ્મરણ કરો. આત્મજ્ઞાન સંપાદન કરો. આળસમાં રહેશો નહીં. ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણની ઉપાસના ભકિત આરાધના કરો. ગતગંગામાં જઈને પૂજા અર્ચના કરીને આત્મબળ

સંપાદન કરો. સદૈવ સત્સંગમાં રહીને આત્મજ્ઞાની થાઓ. બ્રહ્મજ્ઞાનના યોગે વાસનાત્મક કર્મબીજ નષ્ટ કરો, વૈરાગ્યવૃત્તિ ધારણ કરીને સાંસારિક માયીક વિકારથી મનને પરાવૃત્ત કરીને સતચિત આનંઘન પરબ્રહ્મ તત્વોથી ધ્યાનયોગથી એકરૂપ તદ્રુપ થાઓ. બાર કોટી જીવાત્મા તેમના ઉધ્ધાર માટે તમારી રાહ જુએ છે.' સદ્‌ગુરૂ બ્રહ્માનાં એ વચન સાંભળી પોતાના આત્મોધ્ધાર માટે એ બધા સદભકતોનું હૃદય દ્રવી આવ્યું. તેમના નયનમાં કૃતજ્ઞતાના અશ્રુ આવ્યાં. અત્યંત નમ્રતાથી લીનતાથી તેમણે સદ્‌ગુરૂને કહ્યું: 'ગુરૂ મહારાજ, તમારો અમારા અજ્ઞ જીવાત્માઓ પર કેટલો મોટો ઉપકાર થયો ! તેનું વર્ણન અમારાથી થતું નથી. હવે અમારાથી ધીરજ ધરાતી નથી. આ પ્રલયકાળના દુઃખ ભોગ નષ્ટ થાય અને સદ્‌ગતિ મળે એ માટે તમો અમને સતપંથ સતધર્મની દીક્ષા આપો. અમે અપરાધી, નાદાન અજ્ઞાની જીવ છીએ તમારી સ્તુતિ કેવી રીતે કરવી, પૂજા કઇ રીતે કરવી એ પણ અમને ખબર નથી. તમે આ જગતના અજ્ઞાની જીવાત્માઓને માયાવિકારમાં બધ્ધ થયેલાઓને, અહંકાર રૂપ અંધઃકારમાં ખદબદતા જીવાત્માઓને દીપસ્તંભરૂપ થઇને સત્યજ્ઞાન પ્રકાશ આપી ઉજ્જવળ માર્ગથી લઇ જનારા મહાન ઉપકારક મહાત્મા છો. હે સ્વામી ! અમે અજ્ઞ નાદાન જીવાત્મા પૂર્વકર્મદોષને કારણે આ અસુર યોનીમાં આવી આસુરી સંપદામાં આળોટતા હતા. પણ તમે અમને જીવન સાર્થકની પૂર્ણ જાણ આપી જાગૃત કર્યા. હે સદ્‌ગુરૂ નાથ ! જે પ્રમાણે બત્રીસ દાંત જીભને સુરક્ષિત રાખે છે તેમ અમને તમારી કૃપા છત્ર નીચે સુરક્ષિત રાખો. અમને તમારા છત્ર છાયાથી દુર કરશો નહીં.'

**હારે બાઈ સતગુરૂ કહે દૈત્ય દુષ્ટ કાલિંગો જાણ, હવે એણે શ્રીહરિ મારસે નરવાણ. ॥૧૭૭॥**
**સ્વામી તે દૈત્ય ઘેર વાસા જન્મ અમારો ભયો, હવે સતગુરૂ બ્રહ્મા તમે સારથી અમારો થયો. ॥૧૭૮॥**
**જે જીવ તમારા હતા તે તમે લીયો ઉગાર, તે માટે વળી દોડી આવ્યા દૈત્યને દરબાર. ॥૧૭૯॥**
**એવું સુરજારાણી કમલાકુંવર બોલ્યા તેણે ઠાયે, ત્યાં એકાંતે આઠ જણ સતગુરૂ બ્રહ્માને લાગ્યાં પાયે. ॥૧૮૦॥**
**અજીયા વિજીયા બેની અલકાકુંવર ને કેવળભાઈ, રંગારૂપ કમળાકુંવર અને સુરજામાઈ. ॥૧૮૧॥**
**એ આઠ જણાની એક સજાઈ, ત્યાં એવી સતગુરૂ બ્રહ્મા બોલ્યા છે વાણી. ॥૧૮૨॥**
**જે સતગુરૂ બ્રહ્માયે ત્યાં એસા કીયા, તે આઠ જણાસુ નિયમ ધરમ પ્રત બોલ જ દીયા. ॥૧૮૩॥**
**બાઈ તમે પાળો આ સતપંથ ચાલો આ અથર્વવેદ, જેમ કોઈ દૈત્ય દરબારમાં ના જાણે ભેદ. ॥૧૮૪॥**
**તે ગુરૂએ આઠ જીવને નિયમ જ દીયા જહાં, ત્યારે ગુરૂ મંત્ર જાપ શ્રીનિષ્કલંકી જપાવ્યો તહાં. ॥૧૮૫॥**
**બાઈ તમો પાળજો એવા સતપંથના મરમ, અને ખરી દસોંદ આપજો સતગુરૂને ધરમ. ॥૧૮૬॥**
**એ ધરમ અમને અનામત પોચે સહી, જો તમે પેટીમા ઘાલીને દરીયા મુસાફરને સોંપજો જહી. ॥૧૮૭॥**
**ત્યાં એસી સતગુરૂ બ્રહ્મા બોલીયા સત વાત,અને મુખી કમળાકુંવર શિર દીધા હાથ. ॥૧૮૮॥**

દસોંદના પૈસા દરિયાના માર્ગે અરબ દેશ જાય?

સુરજારાણી અને કમલાકુંવર બોલ્યા: 'હે સદ્‌ગુરૂનાથ ! દયાળુ કૃપામુર્તિ, આ જન્મમાં અમારું વાસ્તવ્ય દૈત્ય કુળમાં થયું છે. પણ અમ બાળકો પર કૃપાદ્રષ્ટિ કરીને તમે અમારા સારથી થયા છો, તમે અજ્ઞ વિષયી સાંસારિક માયિક જીવાત્માના ઉધ્ધારક માર્ગદર્શક છો અને મોટો ઉપકાર અમારા પર તમે કર્યો છે. અમારા જીવનના સાર્થક માટે તમે દૈત્ય દરબારમાં પણ દોડી આવ્યા. કેટલા અમારાં સદ્‌ભાગ્ય ! આ તમારા સત્સંગથી અમે કૃતાર્થ થયા. પરમ પાવન થયા. એક કૃપાદ્રષ્ટિ કરીને અમને આ સતધર્મની દીક્ષા આપો. એવી અમારી તમારા ચરણારવિંદમાં અત્યંત નમ્ર પ્રાર્થના વિનંતી છે. એમ કરીને સદગુરૂચરણે અનન્ય ભાવે એ આઠેય જણાંએ સાષ્ટાંગ પ્રણિપાત કર્યો, સુરજારાણીએ પાલવ ફેલાવીને સતપંથ ધર્મદીક્ષાની માંગણી કરી. અત્યંત કૃપાવંત થઈને સદગુરૂ મહારાજે કળશ ઘટપાટ પૂજાનું મંડાણ કરીને જ્યોતિ પ્રજ્વલિત કરી. પુષ્પ, અક્ષત, ગંધ,

**વિભાગ ૫: મુખીના કામનું વર્ણન - મૂળ દશાવતાર ગ્રંથમાં નથી.**
સતપંથનો મૂળ દશાવતાર ગ્રંથ (ID 3) માં કલમા ક્રમ 189 થી 239 (પેજ 495 થી 499) નથી. જેથી સમજણ પડે છે કે આ પુસ્તકમાં પાછળથી કોઇકે ઉમેરેલા/જોડેલા છે.





ઉદધુપ, પ્રસાદથી યુકત એવી પૂજા કરીને મંત્રોપચાર બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, આદિનારાયણ, આદ્યશકિતનું નૈવેદ્ય સમર્પિત કર્યું. વિશ્વચાલક, સર્વ દેવી દેવદેવતાઓને નમન કરીને વિશ્વ શકિત એક થવા માટે તેમની વિનંતી પ્રાર્થના કરી. પછી અજીયા, વજીયા, બેની, અલકાકુંવર, રંગારૂપ, કેવળભાઈ, કમલાકુંવર અને મહારાણી દેવી સુરજારાણીને સતપંથની દીક્ષા આપી, ગુરૂમંત્ર આપી ભગવાન નિષ્કલંકી નારાયણનો જાપ ૐ પ્રણવ બ્રહ્મ યુકત ઉપદેશ્યો. કલિતારક એવા એ મંત્રનો ઉચ્ચાર તેમનાથી કરાવ્યો પછી ઉપદેશ કરતી વખતે સદગુરૂ મહારાજે તેમને કહ્યું, 'હે સદભકત પ્રેમી શિષ્યવૃંદ આ સતપંથના નિયમ ધર્મ મે તમને કહ્યા છે એ પ્રમાણે સદૈવ પોતાનું આચરણ રાખો. અથર્વવિદના જ્ઞાન ધ્યાન સાધનાનુસાર બ્રહ્મવિદ્યા સંપન્ન થાઓ. સતપંથના સંપૂર્ણ નીતિશતકનું આચરણ કરો અને પોતાની આત્મોન્નતિ કરી લો. તમને કોઈને કોઈ પણ સમયે અમારું એટલે સદગુરૂ બ્રહ્માનું માર્ગદર્શન રહેશે. ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણની કૃપા છત્ર નીચે તમારું રક્ષણ થશે. તમે નિશ્ચિત મને એકાગ્રતાથી એકાંતમાં આ સાધ્યસાધના યોગાભ્યાસ આચરો. બાહ્ય જગતમાં આચરતા ધર્મના માર્ગોનું આચરણ ન કરતાં તમે એકાંત ભકિત કરો. દૈત્ય કાલિંગાની આસુરી ભાવથી સાવધ રહો. દૈત્ય ઘરમાં જ રહીને તમારે પણ ઉપાસના કરવાની હોવાથી સાવધ રહો. તમારી સાધના માર્ગમાં વિઘ્ન ન આવે માટે જાગૃત રહો. પૂજા અર્ચના કરીને મંત્રોપચારથી અર્પણ કરેલા દાન દક્ષિણા અમને જ મળે છે. પછી એ જે સમુદ્રમાં ય પડે તોય અમને જ પહોંચે છે. કારણ અમે તમારા ધનસંપત્તિના ભોગતા નથી પણ તમારા ભાવભકિતના શ્રધ્ધા પ્રેમના ભોકતા છીએ. આ દાનદસવંત પ્રમાણે જે પોતાના જીવનનું પણ દસવંત ઈશ્વરચરણે સમર્પિત કરીને ભગવાનને ગર્ભવાસમાં આપેલ વચનમાંથી મુકત થાઓ. જીવની દસવંત એટલે દિવસના ચોવીસ કલાકનો દસમો ભાગ એટલે બે થી અઢી કલાક ઓછામાં ઓછું ઈશ્વર સ્મરણ, ગુરૂસેવા, ગતગંગાસેવા, સત્સંગ, નામસ્મરણ, જપ, પૂજા, ધ્યાન, સંકીર્તન કરો. બાળ ભકત કમલકુંવર તને પણ હું અથર્વવિદીય ઘટપાટ કલશ પૂજા યજ્ઞવિધિનો મંત્રોપદેશ કરીને મુખી માટે તને આશીર્વાદ આપું છું. મુખીના ક્રિયાચરણ પ્રમાણે વર્તીને તું આ યોગાભ્યાસ કરીને તપશ્ચર્યા કર. તારી આ તપશ્ચર્યા પૂર્ણપણે સિધ્ધ થઈને તું બાર કોટી જીવાત્માનો ઉધ્ધારક થઈશ એમ મારો તને આશીર્વાદ છે.

**વિભાગ ૫: મુખીના કામનું વર્ણન**

ત્યારે કમળાકુંવર કહે સ્વામી તમને વિનવું સહી, મુખીના ક્રિયાચરણ તે સંભળાવો કહી. ॥૧૮૯॥
ત્યાં બોલ્યા સદગુરૂ બ્રહ્મા તમે સુણો કમલાકુંવર, મુખી તણા ક્રિયાચરણ કહું વિચાર. ॥૧૯૦॥
આઠ લાખ કરણ મધ્યે ગુરૂ બ્રહ્માયે ભગતી કીધી, ત્યારે ઈશ્વરે સ્વર્ગની કુંચી ગુરૂ બ્રહ્માને દીધી. ॥૧૯૧॥
સ્વર્ગની કુંચી ગુરૂ બ્રહ્મા હાથ, નરકની કુંચી યમરાજ ને હાથ. ॥૧૯૨॥
જે કોઈ ધર્મને માર્ગે ચાલશે, તે સહી અમરાપુરી મહાલશે. ॥૧૯૩॥
ત્યા મળશે સદ્‌ગુરૂ બ્રહ્માના દર્શન સાર, ચૌદભુવનના દેવતા તેઓને દ્વાર. ॥૧૯૪॥
જે સ્વર્ગ મૃત્યુ ને પાતાળના ગોર, તે સદગુરૂ બ્રહ્માજીને ઠોર. ॥૧૯૫॥
આજ તેના ભેદ ન જાણે કોઈ, પણ સાચા મુનિવર જાણે સોઈ. ॥૧૯૬॥
બીજા કોઈ ના જાણે દુનિયા લોક, આજ ગુરૂનર રહ્યા જુગમાં અલોપ. ॥૧૯૭॥
તેના ચિત્તની કોઈ વાત ન જાણે, આપ એકલા રહ્યા વખાણે. ॥૧૯૮॥
માય બાપ બેણ બંધવ નહી કોએ, ત્યાં મુખ હાથ ઘસતા રોયે. ॥૧૯૯॥
તમે સાચા મુનિવર જાને જેહ, આપ મુરાદા નિશ્ચે નરક જાસે તેહ. ॥૨૦૦॥
તમે ગતમાંહે મળો મુનિવર ભાઈ, તયાં અમી નિશાની લેજો જાઈ. ॥૨૦૧॥

સદ્‌ગુરૂ મહારાજનો આશીર્વાદ થતાં જ કમલાકુંવરને અત્યંત આનંદ થયો. સદ્‌ગુરૂ મહારાજના ચરણે લાગી એ વારંવાર નમ્રતાથી નમન કરવા લાગ્યો. અત્યંત હર્ષભેર ચિત્તે એણે સદ્‌ગુરૂ મહારાજને કહ્યું: 'હે સદ્‌ગુરૂનાથ ! ત્રિભુવનના સ્વામી, લોકોત્તર દિવ્યાનુભુતિના દિગ્દર્શક તમે છો, જીવન સાર્થકતાનો માર્ગ ભુલેલાને જાગૃતિ આપવા માટે જ તમારું આગમન અને સંચાર હોય છે. સ્વામી, અમે અજ્ઞજનોના તમે આધારસ્તંભ છો. તમારા પરમાર્થ માર્ગમાં મેં પહેલું પગલું નાંખ્યું. તો દીપસ્તંભ રૂપે તમે અમારા જીવન નૈયાના સુકાની થયા છો, પણ પ્રત્યક્ષ આ નૌકા પેલે તીરે કેમ લઈ જવી, એ મુખીપદનું આચરણ કરવું કઇ રીતે એનું જ્ઞાન તો મને કંઈ જ નથી માટે તમે મને મુખી ગતગંગાનું આચરણ કેમ કરવું એ માટેની માહિતી આપો.' તેનો એ પ્રશ્ન સાંભળીને અને જિજ્ઞાસા જાણીને સદ્‌ગુરૂ બોલ્યા: 'બાળક કમલાકુંવર, મુખીનું અથવા ગુરૂનું આચરણ કઇ રીતે કરવું એ માટે હું તને કહું છું તે સાંભળ. પહેલાં પ્રથમ જ્યારે સૃષ્ટિ પંચમહાભૂત વગેરે કંઇ જ નહોતું ત્યારે પરમેશ્વરનું સ્વરૂપ અલક્ષ હતું. નિર્ગુણ નિરાકાર અનંતકોટી સુર્ય પ્રમાણે તેજસ્વી નિરંજન નિરામય સ્વરૂપ હતું. સંકલ્પ માત્રથી એ સત માંથી ૐ પ્રણવબ્રહ્મનું પ્રાકટ્ય થઈને તેને સગુણ સાકારત્વ આવ્યું. તેનાથી યોગમાયા અને પંચમહાભુત નિર્માણ થયાં. યોગમાયાથી ત્રિગુણાત્મક પ્રકૃતિ અને જીવ પ્રગટ થયાં. એ સતમાંથી પ્રણવોચ્ચારા સહિત સગુણ બ્રહ્માનું, ચૈતન્ય સ્વરૂપ આત્માનું પ્રાગટ્ય થયું. ચૈતન્યસ્વરૂપ સગુણ બ્રહ્મ એટલે જ બ્રહ્મદેવ થાય. રજોગુણાધિષ્ઠિત પ્રકૃતિના અધિષ્ઠાતા એ બ્રહ્મદેવે પ્રથમ આઠ લાખ કરાણ વર્ષ તપશ્ચર્યા કરી. પ્રણવ બ્રહ્મસ્વરૂપ ભગવાન આદિનારાયણની પ્રેરણાથી બ્રહ્મલોક સુધીના સંપૂર્ણ દિવ્ય સ્વર્ગ લોકની ચાવી બ્રહ્મદેવને પ્રાપ્ત થઈ. નરકલોકની ચાવી ભગવાન યમરાજ દેવતાના સ્વાધીન કરી અને મૃત્યુલોકની ચાવી ભગવાને નિર્માણ કરેલા નાનાવિધ પ્રાણી માત્રમાંથી વિચાર કરીને માનવને આપી છે. આ પ્રકારના આ અધિકાર ભગવાને પ્રત્યેક અધિકારી જીવાત્માને સુપ્રત કર્યા છે. જે કોઈ પોત પોતાના નિયુકત ક્રિયાચરણ ધર્મ પ્રમાણે વર્તશે એ અમરાપુરીમાં જઈને અમર થશે. ત્યાં તેમને નિત્ય સદ્‌ગુરૂ બ્રહ્માનું દર્શન ચૌદભુવનનું જ્ઞાન પ્રાપ્ત થશે. સ્વર્ગ મૃત્યુ પાતાળ અને ચૌદ ભુવનમાં વ્યાપ્ત રહેલ ચૈતન્ય બ્રહ્મતત્વ જ્ઞાનદ્રષ્ટિથી જાણીને પ્રત્યક્ષ જેણે તેની અનુભૂતિ લીધી હોય છે અને છેલ્લે સમસ્ત સમષ્ટીના આત્મચૈતન્ય તત્વ વ્યષ્ટીમાં બતાવે એટલે 'પિંડે સો બ્રહ્માંડે' વ્યાપેલા આત્મતત્વનો સાક્ષાત્કાર અધિકારી સાધકને બનાવે છે એ જ સતગુરૂ બ્રહ્મા સમજવા. જગતમાં એવા ગુરૂ સદ્‌ગુરૂ કહેવાય છે. પણ બ્રહ્મસ્વરૂપી લીન થયેલા અનંત ચૈતન્ય તત્વમાં વિલય પામેલા મહાત્મા કોક જ વિરલા હોય છે, તેનો ભેદ પોતાની જ્ઞાનદ્રષ્ટિથી જે જાણે છે તે મુનિવર છે. કેટલાક મહાત્મા ઉન્મુખ થઈને આત્મસ્વરૂપમાં જ લીન થયા હોય છે. બાહ્ય જગતની જાણ પણ એ ભુલી ગયા હોય છે. બાપ, ભાઈ, ભગિની, માતા, બંધુ, આપ્તજન વગેરે કોઈનું પણ તેમને ભાન હોતું નથી. પોતાના દેહનું ભાન પણ વિસરાયેલું હોય છે. એવા ઉન્મુખ મહાત્મા પાસેથી આપણી પોતાની સાંસારિક ગરજ પૂર્ણ કરવાના ઉદ્દેશથી તેમની સેવા કરનારા મૂર્ખ સાંસારિક કીડા જ સમજવા. છેલ્લે તેણે હાથ ઘસીને પશ્ચાતાપ કરવાનો સમય આવે છે. આ માટે હે મુનિવરો, સદ્‌ભકતો પોતાના બ્રહ્મસ્વરૂપી સદગુરૂ પાસે નમ્રતાથી લીનતાથી આત્મોન્નતિ ના સાધનોની યાચના કરો. એ અંતર્યામી તમારી મનોકામના પૂર્ણ કરશે. પણ મતલબીપણાથી સાંસારિક કામના પૂર્ણ કરવાની યાચના કરવાથી અનંત હાલ અનિષ્ટાની જ ફકત પ્રાપ્તિ થશે એ માટે પોતાનું મન સાંસારિક વિકારોથી હટાવીને ગુરૂગતગંગામાં સત્સંગમાં વાળો. સત્સંગ જ તમને તારનાર પાર ઉતારનાર છે .નિત્ય નિયમિતપણે સદગુરૂ ચરણામૃત અને વચનામૃતનું સેવન કરો અને બ્રહ્મસ્વરૂપી સંતમહાત્મા સદ્‌ગુરૂ મહારાજના કૃપાશીર્વાદ મેળવો.



**મુખી તે જે જીવને મોક્ષજ આલે, મોક્ષ મુગતના માર્ગ બતાવે. ॥૨૦૨॥**
**મુખી તે જે કોઈને ઘેર જાયે, તો તેના જીવના ભલા કરાવે. ॥૨૦૩॥**

**મુખી તે જે અસતને માર્ગે ન જાવે, ને જીવને મોક્ષ મુગત કરાવે. ॥૨૦૩૪॥**
**મુખી તે જે સર્વે બલા નિકાલે, લક્ષ ચૌરાસીના ફેરા ટાળે. ॥૨૦૫॥**
**મુખી તે જે મુવા માનવી જીવતા કરે, જેના દિલ હોવે તેના કારજ સરે. ॥૨૦૬॥**
**મુખી તે જે સર્વે જીવ આવે, તેની બમણી કમાઈ કબુલાવે. ॥૨૦૭॥**
**મુખી તે જે અનુભવી ડાહ્યા હોવે, સર્વે જીવને વૈકુંઠમાં લાવે. ॥૨૦૮॥**
**મુખી તે જે આપે અમરભેદ જાણે, અગમ નિગમની વાત પિછાણે. ॥૨૦૯॥**
**મુખી તે જે શુધ વરસાદની જાણે, સર્વેના ઘરની વાત પિછાણે. ॥૨૧૦॥**
**મુખી તે જે ગુરૂનરને નજરે દેખે, જનમ મરણના ભેદ જ પેખે. ॥૨૧૧॥**
**મુખી તે જે સત્ય વાત સાચી કરી જાણે, તે હક કમાઈ સહી કરી જાણે. ॥૨૧૨॥**
**ખરી કમાઈ સાચી કરી માને, તે મુખીની સેવા અમર પરમાણે. ॥૨૧૩॥**
**જે મુખીની સેવા અમર જાગે, તે સત્ય સબુરી સંતોષ માગે. ॥૨૧૪॥**
**જે એકમેકને એક ચિત્તે સતપંથે ધાયે, તે મુનિવર અમરલોકમાં જાયે. ॥૨૧૫॥**
**જે દશાંશ સુક્રિતે ખરા મુનિવર હશે, તે જીવતો અમરાપુરમાં જાશે. ॥૨૧૬॥**
**તમે ઋષિવરો સ્વામી સુ રાખો ચિત્ત, ગુરૂ ગતમાં મળવું નિત નિત્ય. ॥૨૧૭॥**

મુખી અથવા ગુરૂ કોને કહેવા અથવા કેવા હોય એ માટે સદ્ગુરૂ કમલાકુંવર અને ઇતર સદ્ભકતોને કહે છે કે એ પોતે આત્મજ્ઞાની હોવા જોઈએ અને આત્માનુભવી હોવા જોઈએ. પોતાના જીવન આત્મજ્ઞાનથી મુકત કરનારા અને અન્ય જીવાત્માને મુકિતમાર્ગનું દર્શન કરાવનાર હોય છે. મુખી અથવા ગુરૂ કોઈના ઘેર જાય તો તેને ઘરના જીવાત્માઓનું કલ્યાણ કરી ઉન્નતિ કરવી. પોતે અસત્યના માર્ગે ન જતા નીતિનિયમોનું ઉલ્લંઘન ન કરતાં અસત્યમાર્ગનો બોધ બધાને કરવો, કોઈ એકાદની પાછળ કંઈક પીડા હોય રોગ-રાઈ, ભૂતબાધા કરાણી વળગાડ વગેરે પીડા હોય તો પોતાના તપોબળથી નિરવાણ કરવા પ્રયત્ન કરવો, સદભકતોને શુધ્ધ ભકિતનો માર્ગ બતાવી તેમના લક્ષોર્યાસીના બંધનો તોડવા, મુખી અથવા ગુરૂ મરેલા માણસોને જીવતા એટલે ભવસાગરના અસત્યરૂપ કામ, ક્રોધ, લોભ, મોહરૂપી માયાજાળે જેમાણે મૃતપ્રાય કર્યા છે એવા જીવાત્માઓને જ્ઞાનામૃત સિંચનથી જાગૃત કરીને સન્માર્ગે લાવવા, પ્રત્યેકના મનોગત શોધીને માર્ગદર્શન કરાવી સન્માર્ગ બતાવવો. મુખી અથવા ગુરૂએ ગતગંગામાં સેવકોની યોગ્ય દેખરેખ રાખી પૂજા અર્ચન માટે તેમાણે મનોભાવે જે કંઈ પાન, ફુલ, પ્રસાદ, ધનધાન્ય લાવ્યા હોય, અર્પણ કર્યા હોય એ મંત્રોપચારથી પરબ્રહ્માર્પણ કરીને પાવન કરવા અને તેમની પૂજાપાત્રી સ્વીકારવા, માટે ગુરૂમહારાજેએ ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણની આરાધના કરવી. મુખી અથવા ગુરૂ પોતે જ્ઞાની પંડિત હોવા જોઈએ. સર્વ જીવાત્માઓને વૈકુંઠપદના અધિકારી કરવા. તેમાણે પોતે મૃત્યુજય ભેદ જાણવો. અગમ્ય આગમ ભવિષ્ય અને નિગમ એટલે વેદગતિના ભેદ જણાવવાનો પ્રયત્ન કરવો. નિસર્ગનો ભેદ જાણીને હવામાનનો અંદાજ શોધીને લોકોને તેવી જાગૃતિ આપી વૃષ્ટિવિચારનો ભેદ જણાવવો. બધાના વર્તનનો ભેદ જાણીને તેમના ગુણ શોધીને અને અવગુણ હોય તો પર્યાયથી તેને ઉપદેશ કરીને એ અવગુણ ઓછા કરવાનો પ્રયત્ન કરવો. મુખી અથવા ગુરૂએ સદગુરૂબ્રહ્માનો ભેદ જાણીને સાધના કરીને સાક્ષાત્કાર કરી લેવો અને જન્મમૃત્યુના જંજાળમાંથી પોતાનો અને અન્ય ભાવિક ભકતોનો છુટકારો કરવા પ્રયત્ન કરવો. અપાર કસોટી સહન કરવી પડે છે પણ છેલ્લે તેનો જ વિજય થાય છે એ જાણીને પોતે સત્યાચરણ કરવું અને અન્ય સદ્ભકતોને તેવી શિખામણ આપવી. સ્વપ્રયત્નો કરીને સાચી કમાણીથી ધર્મોપાર્જન કરવું. તે જ ધન સંપાદામાંથી દેવતાર્ચન

દાનધર્મ અને પોતાનું અને કુટુંબનું ભરણપોષણ કરવું. આ પ્રમાણે સ્વામી કમાણીના જ માર્ગે ધનસંપત્તિનું ઉપાર્જન અને વિનીયોગ જે કરે છે તે જ મુખીની અથવા ગુરૂની સેવા અમર થાય છે. તેમના જ માર્ગદર્શનને સદ્‌ભકતો શિરોધાર્ય માનીને આચરણ કરે છે. સત્ય, ધૈર્ય અને યથાલાભ સંતોષ એ ગુણ જેમનામાં છે એ જ સાચો મુખી ગુરૂ અથવા સતપંથી સમજવો. આ ગુણને અનુસરીને સતપંથની સાધના કરવાથી મનુષ્ય અમર થઈને જીવન મુકત થાય છે. દાનધર્મ દસવંત અને નિષ્કામ ભાવનાથી પૂજા અર્ચનાદિ સુકૃત કરીને જીવાત્મા એકચિત્તથી એક મનથી સત તત્વોનું અનુંસંધાન કરશે તો આ એક જ માનવ જન્મમાં ફેરો સફળ કરી એ અમરાપુરીમાં જઈને અમર થશે. આ માટે હે ઋષિવર્ય તમે નિત્ય નિત્ય સતસંગ કરો. સતસંગથી જ તમ્ને શ્રધ્ધાભકિત અને પ્રેમભકિત પ્રાપ્ત થશે.

તમે અમરાપુરમાં જાશો સહી, આજ ભુલવડે નવ પડશો કોઈ. ॥૨૧૮॥
ભુલ્યા કયાં ભમો છો ગમાર, સાચા ઋષિવર તો સચિયાચાર. ॥૨૧૯॥
ઋષિવર હશે તે સવામીના સેનમાં મળશે, દિવ્ય ઘોડે મુનિવર ચઢશે. ॥૨૨૦॥
ગુરૂનરને આગળ હજુર ફરશો, નિત નિત દર્શન સ્વામીનાં કરશો. ॥૨૨૧॥
જીવન મુકત હોઈને રહે, સુખ દુઃખ દિલના સદગુરૂસુ કહે. ॥૨૨૨॥
મુખી તે ગતમાં શુધ્ધ થઈ આવે, પાંચો વસ્ત્ર શુધ્ધ કરી લાવે. ॥૨૨૩॥
જયોત જગાડે શુધ્ધ ધૃતની ત્રણ, બ્રહમા, વિષ્ણુ મહેશ્વર તે જાણ. ॥૨૨૪॥
આદ્યશકિત ને આદિનારાયણની જયોતિ સહી, એવા પંચાયતન પૂજવા સહી. ॥૨૨૫॥
ઉદ, ધૂપ, દીપ, નૈવેદ્ય આરતી કરે, એવી સેવા તો મુખી ગતમાં કરે. ॥૨૨૬॥
પૂજા કરે કળશની સાર, માહે નિરંજન સચરાચર.॥૨૨૭॥
મુખી તે જે ભાર ગતનો આપે સહે, પરવેદના દુઃખ દિલમાં ગ્રહે. ॥૨૨૮॥
મુખી તેજે મન મારીને રહે, મુખ માંહેથી કોઈને મર ના કહે. ॥૨૨૯॥
નિત્ય નિત્ય હાલ ગુજારે આપ, પ્રણવ મંત્ર ભણી ઉતારે પાપ. ॥૨૩૦॥
કરી આશિષ ને છોડાવે કર્મ, ગુરૂગતની ક્રિયાચારે વાધે ધર્મ. ॥૨૩૧॥
બોલે સાચુ ને વચન પાળે, વ્રત આચરણ યુગ તિથિનાં કરે. ॥૨૩૨॥
અજવાળી બીજ વ્રત કલિયુગનો સાર, ઉપવાસ વ્રત તપ દાન કરે. ॥૨૩૩॥
મુખી તે જે ક્રિયા આચારસુ નિર્ભય રહે, દર્શન સ્વામી તે નીત લહે. ॥૨૩૪॥
સુણો કમળાકુંવર તમે કરો કમાઈ, એ ક્રિયા મુખીની પાળો સતિયારા ભાઈ. ॥૨૩૫॥

હે સદ્‌ભકતો, સતપંથના નિતિશતક આચરણથી તમે અમરાપુરીમાં જઈને પહોંચશો. અન્યત્ર કયાંય ભટકવાનો અને ભુલા પડવાનો સમય આવશે નહીં. સન્માર્ગ છોડીને અસત્યનું આચરણ કરનારા મહાઉપાધિમાં પડીને વિકારવંશ થાય છે અને ભ્રાંતિના યોગથી અધોગતિમાં જાય છે. સાચો ઋષિવર પોતાના સત્યતાના યોગથી પૂર્ણત્વ પામે છે. જે સાચા તપસ્વી સત્યવાન ઋષિવર હશે એ ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણના સૈન્યના મેળામાં આવીને મળશે.અત્યંત તેજસ્વી ચપળચતુર એવા દિવ્ય ઘોડા પર સવાર થવાનું સદ્‌ભાગ્ય તેમને મળશે. ગુરૂ બ્રહ્મા અને નર નિષ્કલંકી નારાયણના સાનિધ્યમાં રહીને તેમના દર્શનના કૃપાના અધિકારી એ જીવાત્મા થશે, ગુરૂ નર ગતગંગામાં એ મહાત્મા જીવનમુકત થઈને ભગવાનના સારૂપ્ય સાયુજ્ય મુકિતનો અનુભવ થશે. આ માટે હે સદ્‌ભકતો, પોતાના બધા પ્રકારનાં સુખ દુઃખ પોતાના હૃદયસ્થ સદ્‌ગુરૂને નિવેદન કરો.

**ઈમામશાહના દાદા પીર સદરૂદીન, પિતા પીર કબિરુદીન, હુસૈન, દ્વારા કરેલ ભક્તિ અને પીર શાહ - પીર શાહ ના મંત્રો વગેરે** - આ પુસ્તકમાં નથી.
સતપંથનો મૂળ દશાવતાર ગ્રંથ (ID 3) માં કલમા ક્રમ 82 થી 137 (પેજ 470 થી 474) સંપૂર્ણ રીતે ઇસ્લામી ઓળખ જાહેર કરતા હોવાથી, આ પુસ્તકમાં થી કાઢી નાખવામાં આવેલ છે.





આપણા ભવદુ:ખ તેમના સિવાય બીજો કોઇ નિવારણ કરશે નહીં. નિત્ય ગતગંગામાં સદ્ગુરૂના વચને હાજર રહો. મુખી અથવા ગુરૂએ ગતગંગામાં પૂજા-અર્ચના સેવા માટે સ્નાન કરીને શુધ્ધ અને પવિત્ર થઇને આવવું. અને ઉપરણા એવા પાંચેય વસ્ત્રો, સ્વચ્છ ધાયેલાં અને સફેદ હોવા જોઇએ. ગતગંગામાં આવ્યા પછી નમ્રભાવથી બધાને પ્રણામ કરવા. કળશ પૂજા માટે આસન માંડવું. શુધ્ધ ઘીની જ્યોતિ આસનની એક બાજુ અને બીજી બાજુ ત્રણ જ્યોતિ પ્રગટ કરવી..આદિનારાયણ, આદ્યશકિત, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આ પ્રમાણે આ સતપંથના મુખ્ય પંચાયતન દેવતા છે. સતપંથ ઘટપાટ પૂજાવિધિ મંત્રાનુસાર ઘટપાટ કળશની સ્થાપના કરીને ગંધ, અક્ષત, ફળ, ફુલહાર, અત્તર, ચંદન, કેશર, કસ્તુરી વગેરે પૂજા સાહિત્યથી મંત્રોપચારથી જ્યોત અને કળશની પૂજા કરવી. ઉદ, ધૂપ, દીપ નૈવેદ્ય સમર્પણ કરીને સર્વ દેવી દેવતાઓને નમસ્કાર કરીને આહ્વાન કરવું. બધાંનો કૃપાશિર્વાદ લેવો. પછી આરતી, પુષ્પાંજલી કરીને પૂજા કરવી. સદ્ગુરૂ મહારાજના ચરણામૃત અને કૃપા પ્રસાદ ગ્રહણ કરીને પૂજાની સમાપ્તિ કરવી. સદ્ગુરૂ મહારાજના ચરણામૃત અને કૃપાપ્રસાદ ગ્રહણ કરીને પૂજાના છેલ્લે જેટલો સમય શકય થાય, એટલો સમય એકાગ્ર નિશ્ચળ મન કરીને જ્યોતિ સ્વરૂપમાંથી ભગવાનનું ધ્યાન અને સ્મરણ કરવું. એકલાએ અથવા સામુહિક ધ્યાન કરવું. મુખી અથવા ગુરૂએ ગતગંગાનો ભાર હળવો કરવો. જેમ ગુરૂ ગતગંગાના એકાદ વ્યકિતએ કંઇક વ્યકિતગત અથવા સામાજીક ગુન્હો કર્યો હોય,, પાપ કર્યા હોય અને એ કૃતકર્મનો પશ્ચાતાપ થઇને તેણે જો પૂજામાં એ બદલ માફી માંગી હોય તો મુખી ગુરૂ અથવા ગતગંગાએ તેના દોષો તપોબળથી દૂર કરવા અને તેને પાવન કરીને હૃદયમાં દુ:ખનો ભાર હલકો કરવો. મુખી અથવા ગુરૂએ પોતાના મનના લાડકોડને ન પુરવતાં, વૈરાગ્ય યુકત વિચારથી ધ્યાનથી અને સત્ય સંકલ્પથી મનને અવેરવું. પોતાના મુખમાંથી કોઇને પણ કંઇ ખરાબ શબ્દ બોલવા નહીં. દરરોજના વ્યવહારમાં પોતાના હાથે દોષયુકત કામ થયા હોય તો પૂજાના પહેલાં ગતગંગા પાસે ક્ષમા માગી પ્રણવ મંત્રોચ્ચારથી પાપકર્મની નિષ્કૃતિ કરાવવી, ગતગંગાના જીવાત્માઓના મંત્રોપચારથી કર્મદોષ નિવારણ કરીને શુધ્ધ અંતઃકરણથી તેને કૃપાશિર્વાદ આપવો. ગતગંગાને ક્રિયાઆચાર, ધર્મની જાણી આપી ઉપદેશ કરવો. જે મુખી અથવા ગુરૂ સત્યવચન બોલે છે અને પાલન કરે છે. વ્રત જપ, તપ અને યુગધર્માનુસાર યુગતિથિનું આચરણ કરે છે. કલિયુગના યુગતિથિ અજવાળી બીજનું વ્રત, ઉપવાસ, તપ, દાનધર્મ કરે અને ઉપર કહયા પ્રમાણે ક્રિય આચારપધર્મનું પાલન નિર્ભયતા કરે છે. તેને સદ્ગુરૂ બ્રહ્માનું અને ઈશ્વરનું નિત્ય સ્મરણ થાય છે. હે કમલાકુંવર, સદ્ભકત, આ નિર્મળ જ્ઞાન તું પોતાના હૃદયમાં ધારણ કર અને સત્વ પાલન કરીને બાર કોટી જીવાત્માઓનો માર્ગદર્શક તારક ઉધ્ધાર કર.'

એવા સતગુરૂ બ્રહ્માજી ત્યાં ચાલ્યા કહી, હવે ભકત કમલાકુંવર
શિર બાર કરોડીના ભાર લખ્યા સહી. ॥૨૩૬॥
ત્યાં મળી ગતને મુખી સહુ કરે વિચાર,
ગુરૂજી જયાં સેન સ્વામીજીનું ત્યાં દેજો દરશન. ॥૨૩૭॥
બાઇ અમે તો પાસે તમારી છું તે હરદમ જાણ,
તમને દરશન માટે નીત આવું પરમાણ. ॥૨૩૮॥
હારે બાઇ અમે ભકતને દર્શન દેવા નીત આવુ સહી,
બીદ અમારૂ પુરણ કરવા રૂપ અનંત લઇ. ॥૨૩૯॥
જે ગુરૂએ આઠ લાખ કરણ લગી તપ કીધો નિરવાણ,
તે આ કલજુગ મધ્યે ગુરૂ ઈમામશાહ અવતાર જાણ. ॥૨૪૦॥



**વિભાગ ૬:** ઈમામશાહના વખાણ અને વર્ણન

જે આ કલિયુગ અંતે નર નારાયણ આવ્યા દોયે,
આજ તે સુપાત્રને પરખી લેજો સહુ કોયે. ॥૨૪૧॥
તે ગુરૂ આજ અનંત કરોડીને વરદાન આપે જાણ,
પણ જે સાચા શ્રધ્ધાળું હશે તે નિપજે છે નિરવાણ. ॥૨૪૨॥
આજ હેમપુરી નગરી પાસે સાબરમતી નદી જાણ,
ત્યાં ગુરૂનર તીરથ જંબુદ્વિપે આવ્યા નિરવાણ. ॥૨૪૩॥
ત્યાં મુખી કમલાકુંવર થાસે જાણ, તપસી ગુરૂની
આશિષે ચોવીસ મુલકના જીવ છુટે નિરવાણ. ॥૨૪૪॥
ત્યા ચોવીસ મુલકના દેવ લોક આવ્યા જાણ,
જે ગત માંહા ગુરૂ નર બેઠા પ્રમાણ. ॥૨૪૫॥
જે નવ ખંડના દેવ લોક જંબુદ્વિપમાં આવ્યા સોયે,
ગુરૂનરને પ્રતાપે ગતમાં મેળા હોયે. ॥૨૪૬॥
આજ કલિયુગમાં સતગુરૂ બ્રહ્મા તારક નિરવાણ,
તે એવા સતગુરૂએ આગમ ભાખ્યા છે જાણ. ॥૨૪૭॥

મહાચીન દેશના સદ્દભકતોને સતપંથ સનાતન ધર્મનું દિગ્દર્શીત અને ઉપદેશ કરીને સદ્દગુરૂ બ્રહ્મા ઉઠીને ઉભા થયા અને બોલ્યા, 'હે સદ્દભકતો અહીંનું મારું કાર્ય સંપન્ન થયું મારે બીજા સ્થાને ધર્મપ્રચાર માટે જવાનું છે. હવે આમ કહ્યા પ્રમાણે તમે સાધના કરો અને આ જ જન્મમાં સાયુજયતા મેળવો. એ ન જ થાય તો તમારે બીજો જન્મ લેવાથી ભગવાનની કૃપાથી તમને આ સંપૂર્ણ જ્ઞાન સ્મરણ રહેશે અને તમે અમરપદે જશો. મુકિતના સમયે તમે આ જ જગ્યાએ પ્રગટ થઈને સતપંથ સનાતન સદધર્મનું આચરણ કરશો અને સદ્દગુરૂબ્રહ્મા અને શ્રી નિષ્કલંકી નારાયણના અંતિમ સ્વરૂપમાં વિરામ પામશો.' તે પ્રમાણે કૃપાશીર્વાદ આપી તેમણે ભકત કમલાકુંવરના મસ્તક ઉપર પોતાનો વરદ હસ્ત મુકયો. ત્યારે બધા સદ્દગુરૂને વિનવણી કરવા લાગ્યા કે, હે સ્વામીન ! જયારે ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ સવાર થઈને યુધ્ધ માટે સજજ થશે, એવા સમયે તમે અમારા પર અનુગ્રહ કરીને દર્શન આપજો. સદ્દગુરૂ બોલ્યાઃ 'હે પરમશ્રધ્ધાળુ ભકતજન સદ્દભકતોને દર્શન આપવા તેમના પર આવેલ સંકટમાંથી તેમનું રક્ષણ કરવા માટે અને યોગ્ય માર્ગદર્શન કરવા માટે અમે ગમે ત્યાં પ્રગટ થતા હોઈ છીએ. એ અમારું વચન છે. એ પૂર્ણ કરવા માટે અમે અનંતરૂપે અનંત નામે પ્રગટ થઈએ છીએ. સદ્દભકતોનો નાશ કદી પણ થવા દેતા નથી. તમે જે જગ્યાએ જે સમયે અમારું સ્મરણ કરશો ત્યાં એ સમયે અમે પ્રત્યક્ષ હાજર થઈશું. આજ આ કલિયુગમાં આ અમારી સદ્દગુરૂ બ્રહ્માની જાગૃત જયોત ઈમામશાહ મહારાજ સ્થાનકે પ્રદીપ્ત થઈ છે. આ કલિયુગમાં સદ્દગુરૂ બ્રહ્મા ઈમામશાહ રૂપે અને ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ રૂપે પ્રત્યક્ષ પ્રગટ જાગૃત રહેશે. કલિયુગમાં સદ્દગુરૂએ અનંત કોટી જીવાત્માઓને આત્મબોધ આપ્યો છે જે સાચા ઈમાની નિષ્ઠાવાન ધ્યેયનિષ્ઠ સદ્દભકત છે તે જ નિર્વાણ પદે પહોંચે છે. આ કલિયુગમાં ભરતખંડ જંબુદ્વિપમાં સાબરમતી નદી તીરે હેમપુરી નગરી જે જગ્યાએ છે તે કુંવારીકા ક્ષેત્ર મહાન ક્ષેત્ર છે. હવે ભગવાનનો દસમો અવતાર શ્રી નિષ્કલંકી નારાયણ પ્રગટ રૂપ ધારણ કરીને આ ક્ષેત્ર પર આવશે, ત્યારે પૃથ્વી પરના મુખ્ય ચોવીસ દેશના રાજ્યપ્રતિનિધિ પોત પોતાના સૈનિક ગણ સાથે ભગવાન સાથે આ જગ્યાએ સંગઠીત થશે. એટલે આજ સુધી જે સદ્દભકત પોતા પોતાના ભકતગણ સાથે અમરાપુરીમાં પહોંચ્યા હતા એ

બધાનો મેળાપ થશે. તેમાં સદ્‌ગુરૂ બ્રહ્મા ભક્ત કળાકુંવરને મુખી નીમીને તેમના કરથી ઘટપાટ કલશપૂજા વિધિ કરવા કહેશે. સંપૂર્ણ જગતના સંત, મહંત, મહાત્મા, ઋષિવર, મુનિવર અલગ અલગ રૂપે પ્રગટ થઈને આ ઈશભક્તિના સાત્વિક મેળામાં પોતાની રીતે ભાગ લઈને સક્રીય સહાય કરશે. ચતુર્યુગનો આ છેલ્લો મહાયજ્ઞ રહેશે. આ મહાયજ્ઞમાં નવ ખંડના દેવલોક સત્પુરૂષ, સદ્‌ભક્ત, દેવી, દેવ દેવતા પ્રત્યક્ષ પ્રગટરૂપે ઉપસ્થિત રહીને ભગવાનની ઉપાસના કરીને સાત્વિક એવા એ શ્રી નારાયણની અનંત કળામાં તેમની આત્મિક કળા વિલય પામશે. સર્વ જીવાત્મા ભગવાનના સગુણ સાકાર અખંડ તેજોરાશીમાં વિલીન થશે. ભક્ત અને ભગવાન એ દ્વંદ મટી સર્વ સદ્‌ભક્ત ભગવંત રૂપ જ થઈ જશે. આ પ્રમાણેનો આ વિલયયોગ હે સદ્‌ભક્ત જ્યારે પ્રાપ્ત થશે ત્યારે અમે, તમે બધા એ અવિનાશી, અખંડ, અનાદી, સત્‌ચિત બ્રહ્મમાં વિલય પામીશું.' એમ કહીને સદ્‌ભક્તોને કૃપાશીર્વાદ અને આશ્વાસન વચન આપી સદ્‌ગુરૂ મહારાજ ત્યાંથી અંતધ્યાન પામ્યા.

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ કહે છે કે :'ચાંન મહાચીન દેશમાં જઈને સદગુરૂબ્રહ્મા સ્વરૂપી મહારાજે ભક્ત કમલાકુંવર અને મહારાણી સુરજાદેવી અને ઈતરઅન્ય સદ્‌ભક્તોને જે સતબોધ આપ્યો તેમના આચરણથી એ સદ્‌ભક્ત અજરામર થયા. દેહરૂપે તો એ નષ્ટ થયા. પણ આત્મરૂપે આજે પણ તે જીવતા છે અને આ સૃષ્ટિના લય સુધી કાયમ અવિનાશી રહેશે. શા માટે ! તો સદગુરૂ બ્રહ્માએ તેમને ઉપદેશેલા મહાન સત્ય સનાતન ધર્મનો પ્રચાર કરવા માટે આ કર્તવ્યની ધુરા ધર્મપ્રચાર અને આચરણની ધુરા પોતાનાથી સંપૂર્ણ જગતના માનવોની સામે માંડવા માટે-એ માનવ સમાજમાંથી સદ્‌ભક્ત નિર્માણ કરાવીને તેમની પાસેથી સત ધર્મનું આચરણ કરાવી અને માનવ સમાજની ઉન્નતિ કરાવી સદ્‌ગતીનો લાભ આપવા માટે એ સંપૂર્ણ જગતમાં અલગ અલગ સદ્‌ભક્તોના સંત મહાત્માઓના રૂપે પ્રગટ થયા છે. જગત ઉધ્ધારનુંમહાન કાર્ય શિર પર લઈ પોતે અનંત કષ્ટ સહન કરશે. જે અજ્ઞ કુસંસ્કારી માનવોની દ્વેષ, નિંદા, મત્સર અવહેલના બધી જ સહન કરશે એ જ માનવ સમાજમાંથી સત્‌ધર્મનું સત્‌માર્ગનું બીજારોપણ કરે છે. જેમના પૂર્વકર્મ શુભ છે, સંસ્કારી છે, જે કૃતકર્મ વિષયે પશ્ચાતાપ દગ્ધ છે, જેમના વિચાર વૈરાગ્યયુક્ત છે, જેમની બુધ્ધિ સતસંગ રત છે, એવા માનવમાં આ ભક્તિમાં બીજ ઉગ્યા પછી દિવસાનુ દિવસ તે વુધ્ધિગત થાય છે અને સુસંસ્કારોની મોટી મોટી શાખા કાઢીને આજ માનવ સમાજમાં સતભક્તિનું મોટું વૃક્ષ ફેલાવે છે એ બધી એ અચિંત્ય અર્તક્ય ભગવાનની જ લીલા છે. આપણે બધા તેનાં નિમિત્ત માત્ર છીએ. માટે હે સદ્‌ભક્તો પોતાના શિર પર પણ આ સત ધર્મ પાલનની, આત્મજ્ઞાન સંપાદન કરીને આત્મોધ્ધાર અને જગદ્‌ઉધ્ધાર કરવાની મોટી જવાબદારી છે. આપણે ભગવાનને તેવું વચન આપ્યું છે. તે વચનની પૂર્ણતા માટે આ જવાબદારી અંગિકાર કરીને આપણે ધર્માચરણ અને યથામતિ પ્રચાર કરવો જોઈએ. સતપંથની શિખામણ પ્રથમ આપણે પોતે આચરણમાં લાવવી એ યોગે આપણા સાનિધ્યમાં રહેલાં ઘરનાં વ્યક્તિ પર તેનો પ્રભાવ પડશે. આપણાં ઘર સુધર્યા પછી તેનો પ્રભાવ સમાજ પર પડશે, સમાજ સુધર્યા પછી માનવીની પ્રગતિ થઈને ઉન્નતિ થતી જશે. માનવની ઉન્નતિ માટે આપણે પોતે પોતાની રીતે પુરૂષાર્થ લગાવવો.'

**વિભાગ ૭:** ઈમામશાહની
કલિયુગની આગમવાણી

**કલિયુગની સો નિશાણી તેના પરછા જાણ, તમે સાંભળો મુનિવર તેહ નિરવાણ. ॥૨૪૮॥**
**જયારે કલિયુગમાં કાયમ પધારસે પ્રગટસે જાણ,**
**ત્યારે કલિયુગની સો નિશાની પુરી હોશે નિરવાણ. ॥૨૪૯॥**
**જે દુનિયામાં પાપ વધશે મુનિવર તણુ પુણ્ય લોપસે જોયે,**
**તે પહેલું નિશાન કલિયુગના જાણો સહુ કોયે. ॥૨૫૦॥**

જયારે દોનો બંધવ લઢસે, હૃદયમાં દયા નહી રાખે લગાર,
ત્યારે પુત્ર પિતાને મારસે,બંધવ બહેનને બોલસે ગાલ. ॥૨૫૧॥
કલિમાં કપટ વ્યાપસે, સતવંત દયાવંત માહે લઈ પડસે જંજાલ,
ધરત્રીમાં અન્ન ઓછા પાકસે વરસે પડશે દુકાલ. ॥૨૫૨॥
દાસીપુત્ર રાજ કરશે, એસા કલિના મહિમા લખાય,
બ્રાહ્મણનો ત્રાગો ત્રુટસે, અને ક્ષત્રિયનો ક્ષેત્રવટ જાય. ॥૨૫૩॥
લોક વિશ્વાસઘાત ઘણો કરશે, હિરદે દયા નહી આવે જાણ,
તારે લોક જીવહિંસા અતિ કરશે, કુડકપટ કરી જોડે દામ. ॥૨૫૪॥
તે દામ લઈને ગાડસે ધરત્રીમાં જાણ, અને ફણીધર થઈને ફરસે નિરવાણ. ॥૨૫૫॥
એવા કુડ કપટ કરી કલિયુગમા અવતરે, પણ તે આખરે શિર પડે કુટી મરે. ॥૨૫૬॥
જયારે એવા ચરપટ કલિયુગમાં વ્યાપક હોય, ત્યારે સાચ ન માનસે કોય. ॥૨૫૭॥

સદગુરૂ ઈમામશાહ મહારાજ આ કલિયુગના સ્વરૂપ વર્ણન કરતાં કહે છે કે કલિયુગમાં અંત સમયે નિત્ય અવિનાશી નિર્ગુણ નિરામય સચ્ચિદબ્રહ્મ સગુણાકાર રૂપે પ્રગટ થઈને અવતાર લીલા કરશે. એ પહેલાં કલિનું સામ્રાજય સંપૂર્ણ જગતમાં પ્રસ્તુત થશે. જગતમાં સર્વત્ર અનાચાર, અંધાધુંધી, અરાજકતા થશે. સમાજના નીતિ નિયમોની ધર્મની ઘડી બધી વિકટ થશે, અધર્મ વધશે અને પાપી, દુષ્ટ, ચોર, ઝઘડાખોર, સમાજકંટક લોકોનો સર્વત્ર જયજયકાર થશે, અને તેમના અન્યાયને લીધે, અત્યાચારને કારણે પુણ્યકૃત્ય ધર્મકૃત્ય લોપ પામશે. ધાર્મિક લોકોની સત્પુરૂષોની સત્યતા દબાઈ જશે. એ સમયે ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ પ્રગટ થશે. પાપાચારના, અત્યાચારના સાધારતઃ સો નિશાન પૂર્ણ થયા પછી એટલે સો ટકા પાપાચરણ થયા પછી ભગવાન આ સૃષ્ટિનો ભાર ઉતારવા માટે પોતે સ્વયંસિધ્ધ રૂપ પ્રગટ લઈને તે કાર્ય કરશે. સૃષ્ટિનું પરિપાલન, દુષ્ટોનું સંહારણ, ધર્મની સ્થાપના અને મુકિતમાર્ગનું દિગ્દર્શન કરશે. બંને સગા ભાઈઓ એકજ માતાના પિતાના સંતાન ધનસંપત્તિ વારસા માટે અંદર અંદર લડશે, કોઈના હૃદયમાં કોઈના વિષયે દયાભાવ રહેશે નહી, પુત્રો પોતાના માતાપિતાને મારશે, ભાઈ બહેનોને અશ્લિલ ગાળો આપશે, કલિયુગમાં સર્વત્ર કપટ વ્યાપશે, સત્યવાન, શીલવાન, દયાવાન વગેરે ધાર્મિક સત્પ્રવૃત્ત લોકોની અનન્વીત અવહેલના છળ થશે, તેમણે પોતાનું સત્વ, શીલ છોડી દેવાનો સમય આવશે. જમીનમાં અન્ન ધાન્ય એકદમ અલ્પ પ્રમાણમાં પાકશે, જમીન રસકસ વગરની નિસ્તેજ થશે, વૃષ્ટિ પડીને પણ પાક સારો આવશે નહીં, દુષ્કાળ પડશે, દાસીપુત્ર રાજ્ય કરશે, તે સુખચેન આરામભોગ ભોગવશે, બ્રાહ્મણો જનોઈ ઉતારશે, તેમાં એટલે ફક્ત જનોઈ પહેરેલા બ્રાહ્મણોમાં કંઈ પણ બ્રહ્મપણું રહેશે નહીં. બ્રાહ્મણત્વના બધા જ સંસ્કાર લોપ પામશે, ક્ષત્રિયોનું શૌર્ય ધૈર્ય લોપ પામશે, સ્ત્રૈણ બનીને પાપાચરણ કરશે. વિશ્વાસઘાત અતિ કરશે. સ્વકર્તુત્વની સાચી ખોટી મોટી મોટી વાતો કરી લોકોને વિશ્વાસમાં લેશે અને છેલ્લે તેમને લલચાવીને ફસાવશે. જીવપ્રાણીમાત્રવિષયે દયા, પ્રેમ, સેવાભાવ રહેશે નહીં. લોકો જીવહિંસા અતિ કરશે. કુડકપટ, દંભ, અસત્યાચરણ કરીને અપાર ધનસંપત્તિ જમા કરશે. એ ધનનો લોકો માટે તો નહી જ પણ પોતાના સુખ માટે પણ ન વાપરતાં જમીનમાં દાટશે અને તેમાં વાસના અટકવાથી મોટા મોટા સર્પ થઈને તેની રખવાળી કરશે. આ પ્રમાણે કુડ કપટાચરણનો ઉભરો આવી છેલ્લે એકબીજાના સંહાર કરીને નષ્ટ ભ્રષ્ટ થઈને દુર્ગતી પામશે. સત્ય, ધર્મ, ન્યાય, નીતિ કોઈપણ જાણશે નહીં, માનશે નહીં.

જયારે શુદ્ર નહી માને બ્રાહ્મણને, અને ગંગાનદીનું નીર જાશે છેક.
ત્યારે એવા પાપ પ્રગટ થાશે, અને અઢાર વર્ણ થાશે એક ॥૨૫૮॥
તારે વનસ્પતિ ફલે નહી આવે કલિકાલ, અને સ્રી નિસ્તેજ પ્રસવસે બાલ. ॥૨૫૯॥
જયારે પાતાલનાં પાણી ખુટશે, ને ધરતી પાપે નહી ઝાલસે ભાર,
તારે બ્રાહ્મણ શુદ્રને પરણશે, નેપુરૂષ મેલશે પોતાની નાર. ॥૨૬૦॥
નવ વરસની બાલી પુત્ર પ્રસવશે ગવાને બે વાછરાં થાય,
એક નારી ત્રણ જોડવાં પ્રસવશે ભાઇ એ કલીની નિશાની લેજો જોયે. ॥૨૬૧॥
વિશ્વાસ ઓછા ઉપજે, રાજા વાચા પાલે નહી કોયે,
લોભે કપટ વ્યાપસે, જુઠા જાણજો તોયે. ॥૨૬૨॥
નાનો મોટાને માને નહી, રસ કસ જાસે ગગન પિયાલ,
રિધ્ધ સિધ્ધ સર્વે ખુટસે, દહી ઉપર માખન નહી ઉતરે. બાલ. ॥૨૬૩॥
ગુરૂને ચેલા માને નહીં, ગુરૂશિષ્ય દોનો લઢસે,
ધરમી હોઇને અધરમ આચરે, બેણ બેટીનો વિકરો લેશે. ॥૨૬૪॥
મા બેટયા દોનો લઢેયા, દોનો કહેગ્યા સવકન્નાજી,
બહુ ધરેગી સાસકી ઝિટયા, સાસને મારે વહુવાજી. ॥૨૬૫॥

હલકટ આચરણથી લોકો અનન્વીત પાપ ચરણ કરશે, અને તે જ બધા ઉપર વર્ચસ્વ જમાવશે. સત્પ્રવૃત્ત અને સુસંસ્કૃત એવા લોકોનાં કોઈપણ કોઈ વચન પાળશે નહીં, શુદ્ર બ્રાહ્મણને માનશે નહીં, અઢાર વર્ણ એક જ થશે. સંપૂર્ણ એકાંકાર ભ્રષ્ટાચાર થશે, કોઇ પણ એકજ વર્ણને શ્રેષ્ઠત્વ રહેશે નહીં, વર્ણસંકર થશે. સર્વ સમાનતાના એકતાના વિચારથી પછડાયેલી પ્રજા માનવ સમાજની તળથી ઉપર સુધીની ક્રિયાચરણની ઘડી બદલી નાંખશે. એ પાપાચરણનું પરિણામ વાતાવરણ પર ઘડાઈ આવશે અને સંપૂર્ણ નિસર્ગ (કુદરતી કાર્યક્રમ) બદલાયેલો દેખાશે. ગંગાનદીનું પાણી પણ દુષિત થઈને સુકાઈ જશે, પાતાળમાંનું પાણી ખુંટશે એટલે તળાવ, કુવા, ઝરણાંનું પાણીપણ સૂકાઈ જશે, વનસ્પતિ ફળશે ફુલશે નહીં. સ્ત્રીઓ નિસ્તેજ, પંગુ, આંધળા, અપંગ, એવી સંતતિનિર્માણ કરશે, પ્રજામાં લૈંગિકતા, વ્યભિચાર અતિશય વધશે. વિવાહ શુભકાર્યમાં પણ માંગલ્ય રહેશે નહીં. બ્રાહ્મણ પુરૂષ શુદ્ર કન્યા સાથે વિવાહ કરશે. પુરૂષ કુળવાન શીલવાન સ્વસ્ત્રીનો ત્યાગ કરીને બજાર સ્ત્રીથી વ્યભીચાર કરેશ, નવ વર્ષની કુમારી ગર્ભધારણ કરશે અને અપાર કષ્ટ ભોગવશે, ગાયને એકવાર જ બે વાછરડાં થશે, એક સ્ત્રી એક સાથે ત્રણ ત્રણ બાળકો પ્રસવશે. વિકૃત ગર્ભધારણને કારણે વિચિત્ર અવયવ આકૃતિનાં બાળકો જન્મશે, પૃથ્વી પર પાપનો ભાર અતિશય વધશે, લોકો અતિશય વિશ્વાસઘાત કરશે તેથી કોઈ કોઈના પર વિશ્વાસ રાખશે નહીં, રાજા વચન પાલન કરશે નહીં, લોભના, સ્વાર્થના યોગે સર્વત્ર કપટાચરણ વ્યાપશે, નાની વ્યકિત જ્ઞાનથી વયથી અને અનુભવથી મોટાને માન આપશે નહીં, સર્વ ખાદ્ય પદાર્થના સત્વ રસ કસ નીકળી જશે અને નિઃસત્વ અન્નધાન્ય ખાદ્યપદાર્થ ખાવા પડશે. વાતાવરણના પ્રદુષણને કારણે નિઃસત્વ પર ઉદર નિર્વાહ કરવો પડશે, દહીં દુધ પણ નિઃસત્વ થશે, દહી ઉપર માખણ અથવા મલાઈ પણ આવશે નહીં. રિધ્ધિ સિધ્ધ સર્વ સુકાઈ જશે. એ પણ કંઈ કામ કરી શકશે નહીં, ગુરૂને શિષ્ય કંઈ જ માનશે નહીં, શિષ્ય ગુરૂ પર ખોટા દાવા કરીને તેમને કોર્ટમાં ખેંચશે અને તેમનું અપમાન કરશે, ધર્મી કહેવડાવશે, ગુરૂ પાસેથી દીક્ષા લેશે પણ બધા અધર્માચરણ કરશે, ગુરૂનો ઉપદેશ કોઈ સાંભળશે નહીં. સતશાસ્ત્રોનાં અધ્યયન શ્રવણ કરશે

નહીં. લોકો અઘટીત અને અભદ્ર સાહિત્ય વાચનમાં વધારે રસ લેશે અને તેથી તેવા કુસંસ્કાર પોતાના પર પોતાની સંતતિ પર થશે, બહેન પુત્રીનો ધન મેળવવા વિક્રય કરશે, વ્યભિચાર કરશે, માતા અને પુત્રી બંને સોતન પ્રમાણે વર્તીને પૈસા માટે અને પોતાના વિલાસ સુખચૈન માટે અંદર અંદર લડશે. ક્ષુલ્લક કારણોથી સાસુ વહુના ઝઘડા થઈને એકબીજાને મારશે. વહુઓ સાસુ પાસેથી વહીવટ પોતે વહીવટ લઈ પોતે વ્યવહાર કરશે. સાસુ પાસે ઘરકામ કરાવી વહુ મેવા મિઠાઈ ખાશે. આ પ્રમાણેનું વર્તન કલિયુગમાં દેખાશે.

**અશીલને તો જગા નહી, કમશીલ રાજદ્વારેજી,**
**અશીલને શિર બલા પડેગી, કમશીલ પકડે ગુમાનજી. ॥૨૬૬॥**
**સતીયારા સત છોડેગે, સદા ફલ સુખ જાયેગેજી,**
**કોટ ગીરસે માંડયાં ધસેગ્યા સઊ હોસે જંગલજી. ॥૨૬૭॥**
**આકાશથી મેહુ ના વરસે, ધરતી ધાન નહી પાકેજી.**
**બારા બારા કોસ દરમ્યાન એક એક દિવા જલેગાજી. ॥૨૬૮॥**
**અજબ ગજબકી આગ લગેગી, જલ બલ હોયગા અંગારજી,**
**એસી ગજબકી પવન ચલેગી, પર્વત ઉડ ઉડ જાયેગેજી. ॥૨૬૯॥**
**હેત હેતાંતર ત્રુટશે, માતા પુત્રીને પુઠે ધરે,**
**કુટુંબ માહે કલહો કરસે, મુનિવર મુનિવરમાં બાજી દેસે. ॥૨૭૦॥**
**દૈત્ય દેવતા ઉપર દાવા માંડસે, દેવતા કલિમાં ઓસરી જાય,**
**ભૂત ભગતી બહુ વધશે, ઘેર ઘેર અસત્‌ને પૂજાય. ॥૨૭૧॥**
**વિવાહ વાજીંત્ર નોતર્યા, એક તેડે સહુ કુટુંબ જાય,**
**રંગમાંહે જાઈને ભંગ કરે, ઝુટ મલી દરદિવાણે જાય. ॥૨૭૨॥**
**નારીને પાંચ પુત્ર થાસે, નરથી નારી ભલેરી કેવાય,**
**પાંચ વરસની પુત્રી ભ્રતાર માગશે, અતીત અભ્યાગતની સુધ નહી લેવાય. ॥૨૭૩॥**
**ઠાવ ઠેકાણે નહી કોઈ ગુરૂમુખી, રહસે કોઈના ઈતબાર,**
**કોઈ પરદુ:ખ ભંજનહાર નહી રહસે, કોઈ ધરે નહી રે લજાય. ॥૨૭૪॥**
**ગુપ્ત પ્રગટ કોઈ જાગસે, દેવલ દેવ્હારા માંહે નહી રહે સાચ,**
**નહી કોઈ સાચી કરામત દેખાડે, નહી કોઈ પાલેરે વાચ. ॥૨૭૫॥**

આ કલિયુગમાં જે સાચો સત્વશીલ હશે તેને કોઈપણ પ્રકારનું માનસન્માન મળશે નહીં. કોઈપણ પદને લાયક એવી વ્યકિત એવી ટકી શકશે નહીં, નાલાયક, લાંચખાઉ, અને સ્વાર્થસાધુ અધિકારીઓનો જ બધે પ્રચાર થશે, સત્વશીલ માણસનું જીવવું અત્યંત દુસ્તર કઠિન થશે, કમશીલ લોકો સુખ ચૈન આરામ ભોગવશે. આ પ્રકારની સામાજિક સ્થિતિ જોઈને સત્વશીલ લોકો પણ સત્વ છોડીને વર્તશે. સારા સારા કુળવાન શિલવાન લોકો અસત્યાચરણ કરશે. વાતાવરણમાં સંપૂર્ણ બદલાવ આવશે. જમીનના પેટમાં અતિશય ઉષ્ણતા નિર્માણ થશે. સૂર્યની ઉષ્ણતા પણ દિવસે દિવસે વધતી જશે. ફળ ઝાડ પર જ સુકાઈ જશે. ફળ સાથે ઝાડ કોરા થશે. આકાશમાંથી વૃષ્ટિ જ થશે નહીં. અન્ન ધાન્ય ફળ પાકશે નહીં. ધરતીકંપ જવાળામુખી,

જોરજોરથી વાદળ, ચક્ર વાદળ, ઉલ્કાપાત, વિદ્યુતપાત થઈને મહેલ વાડીઓ, કોટ, કિલ્લા બધું ઉધ્વસ્ત થશે. પર્વત શિખર ઉધ્વસ્ત થશે, સર્વત્ર જંગલ વેરાન થશે, ખંડભંગ થશે, ઘાતક શસ્ત્રોથી વાતાવરણ દૂષિત થશે, રોગ, અપમૃત્યુ, પ્રચંડ આગ, વગેરેને કારણે અસંખ્ય પ્રાણ હાની થશે, બાર બાર કોસના અંતરે દિવા દેખાશે એટલે વસ્તીનું પ્રમાણ ઘટશે, મનમાં કલ્પના ના હોય તેવી એકાએક મહાભયંકર આગ લાગશે, ખેતી, ઉદ્યોગ, અન્નધાન્યનું અપરિમિત નુકસાન થશે, અત્યંત સુસવાટાના પવન સાથે ચક્રવાદળો થશે, અને એ કારણે પર્વત શિખરો પણ ઉડવા લાગશે, માનવને જીવન જીવવું દુસ્કર થશે. આમ અત્યંત કઠણ સમયે જે તે જીવાત્મા પોતાના  હીતનો તેટલો વિચાર કરશે, કુટુંબીઓના ગમે તે હાલ થાય તો પણ ત્યાં દુર્લક્ષ્ય કરશે. અંદર અંદર પ્રેમભાવ નહીવત થશે. સત્વશીલ માણસો પણ સત્વ છોડીને અંદર ઝઘડા કરશે. દૈત્યલોકો દેવતાતુલ્ય સાત્વિક લોકો પર વૈર દાવા ઉપસ્થિત કરશે, દેવોને પણ ખોટા કરશે, દેવ પૂજા મંદિરો ને બદલે ભૂતભકિત પૂજા, પિશાચ્યસાધના, વીરસાધના આ પ્રકારની ભકિતઓ ઘેર ઘેર વધીને રસ્તામાં ઘરમાં સ્ત્રી અને પુરૂષ તે પ્રકારનાં ભગત અને ભકતાણી ઘુમતા ફરશે, ઈશ્વરનું ભજન પૂજન કીર્તન નામસ્મરણ ને બદલે અસત્યની દંભયુકત પૂજા થશે. વિવાહ માંગલકાર્યો, સામુયિક ભોજન પ્રયોજન વગેરે કાર્યમાં જો એક વ્યકિતને આમંત્રણ આપશે એ જગ્યાએ ઘરના બધા લોકો ઉપસ્થિત થશે, મદિરાપાન કરીને રંગનો ભંગ કરશે. મંગલકાર્યનું સંપૂર્ણ અમંગલ કરશે અને કોર્ટમાં જઈને કાર્ય કરનારા વ્યકિતઓ પર માનભંગ કરવાનો આરોપ કરીને દાવા રચશે, સ્ત્રીઓને એક એક સમયે પાંચ પાંચ બાળકો થશે, સંતતિ નિયમના કેટલાંય પ્રયોગ કરશે તો પણ લોકસંખ્યા વધતી જશે, રજસ્વાલા ધર્મ, સ્પર્શાસ્પર્શ, સુતક, જનનાશૌચ, કોઈ પાળશે નહીં અને એ કારણે રજોગુણ સર્વત્ર લૈંગીકતા, અરાજકતા, અનાચાર, વ્યભિચાર, બળાત્કાર વગેરે વિકાર વધારે પ્રમાણમાં વધશે, અતિથિ અભ્યાગતનો આદર સત્કાર કોઈ કરશે નહીં, કોઈનો વિશ્વાસ કરશે નહીં, કોઈ પણ પરદુઃખ નિવારણ કરનારો રહેશે નહીં. સવર્ણજન મનની લજ્જા છોડીને નિર્લજ્જની જેમ વર્તશે. દેવમંદિરો સુનાં થશે. સાચી સત્વશીલ ભકિત કોઈ કરશે નહીં. સર્વત્ર અસત્યાચરણ, અધર્માચરણ, દંભિક ભકિત ચાલશે, કોઈ પણ આપેલ વચન પાળશે નહીં.

**રાજા રાખણહાર લૂંટસે, પ્રજા નહીં માને રાજાની આણ.**
**રાજા રાક્ષસરૂપી અવતરે, પ્રજા ચોર ધુતારી જાણ.** ॥૨૭૬॥
**રાણી સેવે દાસ ને દાસી સેવે રાય,**
**લેયે તે આપે નહી, કલિમાં હરિને માને નહી કોય.** ॥૨૭૭॥
**બે કોલી રાજા ત્યાંહા કોઈ નહી ધણી,**
**ભકત બ્રહ્માની નિંદા કરે ત્યા શુભ અશુભને માને નહી.** ॥૨૭૮॥
**રાજા લૂંટે પ્રજા અને પિતા લૂંટે પરિવાર,**
**પિતા લેવે કન્યાનો દરભ માતા વેચે બાલ.** ॥૨૭૯॥
**ભાવ ભોજન કરાવે નહી પછે જમવા જાય,**
**મરમ તો જાણે નહી મિથ્યા વેદ લટે જાય.** ॥૨૮૦॥
**કૌલ દઈને બીજે કરે, સવારે બોલે તે સાંજે ફરે.**
**દંભ કુડકપટ આચરે. ને આપ ઈમાને કોઈ ના ડરે.** ॥૨૮૧॥
**લોભી પંડિત તયાં વાંચે સ્વાર્થ પુરાણ,**
**અને લંપટ શ્રોતા ત્યાં તો સુણે બેઠા જાણ.** ॥૨૮૨॥

**યુધ્ધ સમે સહસ્ત્ર યોધ્ધા રણમાહે લઢે, સહસ્ત્રમાંહે કોઈ એક સન્મુખે લઢે. ॥૨૮૩॥**
**લાખ મધે એક દાનવંતા નર રે જોયે, કરોડ મધ્યે એક યોગી યતિ હોયે. ॥૨૮૪॥**
**સુકુલની નારી લજ્જા લોપસે ને સ્ત્રી બાલકને વધસે જાણ,**
**બ્રહ્મન બનીયા હિંસા કરશે ને વિઘ્નની પૂજા થાસે જાણ. ॥૨૮૫॥**
**ગાયના વિકરો થશે, વિપ્ર કન્યા વેચે જાણ,**
**દાડો દાડાને લોપસે, મહાવખડી વેલા આવશે નિરવાણ. ॥૨૮૬॥**
**નગર વસતા ઉજાડ થાસે, ચહુદિસ થાસે ઢયઢયકાર,**
**પેટ સ્વાર્થ આદરા કુલગોત્ર માંહે દેસે ગાળ. ॥૨૮૭॥**
**સતીઉમાં નહી કોઈ પતિવ્રતા, નરમાં નહી કોઈ નરાકાર,**
**નહી કોઈ છટી રાતનો, નહી કોઈ પરદુઃખ ભંજનહાર. ॥૨૮૮॥**
**હેત હેતાંતર ત્રુટસે, અને ઉઠી જાસે દયા ધરમ**
**ધરમી ધરમીની નિંદા કરસે, તારે ઉપજસે બહુ કરમ. ॥૨૮૯॥**
**ત્યાં આયુષ્ય માનવના ઓછા હોયે, અને જુઠા કર્તવમા જાસે સોયે. ॥૨૯૦॥**
**નવસોનવ્વાણુ નદીઓ ખુટસે, ધોરી છાંડસે પ્રિથમીનો ભાર,**
**ધરત્રીમાંહે ધંધુઃકાર વ્યાપીયો સર્વે થાસે હલહલંકાર. ॥૨૯૧॥**

રાજ્યનું રક્ષણ કરનાર જ રાજ્ય લુંટી લેશે. પ્રજાપણ રાજાના હુકમ પાળશે નહીં, રાજાલોક અથવા રાજ્યકર્તા રાક્ષસી પ્રવૃત્તિના થશે. પ્રજા પણ ચોર, લુંટારું અને મતલબી ઢોંગી થશે, રાણી દાસીઓની સેવા કરશે, દાસી રાજાની સેવા કરશે. ઉધાર લીધેલી વસ્તુ રકમ પાછી કોઈ આપશે નહીં. કલિયુગમાં રાજા દેવધર્મ કંઈપણ માનશે નહીં. રાજા વિશ્વાસઘાતકી થશે, પ્રજાને યોગ્ય એવો શાસનકર્તા મળશે નહીં. ભકતલોકો પણ દેવની બ્રહ્માની નિંદા કરશે. શુભ અશુભ એવો કોઈ પણ વિચાર માનશે નહીં. રાજા પ્રજાને લૂંટશે અને પિતા પરિવારને લૂંટશે. પિતા પોતાની કન્યાનું જ દ્રવ્ય હડપ કરશે. માતા બાળકોને વેંચશે, માનસન્માનથી ભોજન માટે ન જતાં અપમાનીત થયા પછી જમવા જશે. વેદશાસ્ત્ર પુરાણ વંચાશે પણ તેમના મર્મભેદ જાણશે નહીં. એકાદ વાતનું આશ્વાસન આપશે. પણ એ પ્રમાણે વર્તશે નહીં. સવારે બોલશે કંઈક અને સાંજે કરશે બધું ઉલટું. સર્વત્ર દંભ કુડ કપટ અનાચાર ચાલશે. આપ ઈમાન કોઈ પાળશે નહી. બેઈમાની ગેર વિશ્વાસ વધારે વધશે. પંડિત આપ સ્વાર્થ માટે મતલબનાં હોય તેટલાં પુરાણ વાંચશે અને એ પુરાણ સાંભળનારા શ્રોતા પણ લંપટી અને મતલબી રહેશે. યુધ્ધ સમયે હજારો લોકોમાંથી એકાદ યોધ્ધો થશે અને તેવા હજારોમાંથી એકાદજ સન્મુખ જઈને લડાઈ કરશે. લાખો લોકોમાંથી એકાદ દાનવીર થશે, કોટયાવધી લોકોમાંથી એકાદ યોગી, યતિ સંન્યાસી બ્રહ્મચારી થશે, સત્યકુળની સ્ત્રીઓ નિર્લજ્જા પ્રમાણે સમાજમાં વર્તશે. સ્ત્રીઓ ભૃણહત્યા, બાલહત્યા અને ગર્ભપાત કરશે. બ્રાહ્મણ વાણીયા, જૈન, બૌધ્ધ વગેરે અહિંસાવાદી લોકો જીવહિંસા કરીને અભક્ષ્ય ભક્ષણ અપેયપાન કરશે. બલી આપનારા દેવી દેવતાઓની પૂજા કરાશે અને દેવનો પ્રસાદ માની માંસાહાર અને મદિરાપાન કરાશે. ગાયોનો વિક્રય થશે. બ્રાહ્મણ કન્યા વિક્રય કરશે. દિવસે દિવસે સુસ્થિતિ લોપાયમાન થશે, દુસ્થિતિ વધતી જશે, અતિ કઠણ, સામાન્ય જીવન જીવવા પણ કઠિન એવી પરિસ્થિતિ નિર્માણ થશે, મોટા મોટા નગર, લોકવસ્તીથી, રાહદારીઓ, કારખાનાં, વગેરેથી વિસ્તારાયેલા નગરો, ઉધ્વસ્ત થશે, સર્વત્ર ઉજ્જળ ઉદાસ

વાતાવરણ થશે. ઉદરનિર્વાહ માટે પેટ ભરવાના સ્વાર્થે લોકો અવન્વીત કૃત્યો, ચોરી, ખુન કરશે. કુળગોત્રને ગાળો આપશે. કુલધર્મ, ગોત્રધર્મને કલંક લગાવશે. સત્યવાન શીલવાન કુળની સ્ત્રીઓ પણ પતિવ્રતા રહેશે નહીં. સ્ત્રીઓમાં પણ સ્ત્રીત્વ અને પુરૂષોમાં પુરૂષત્વ રહેશે નહીં. સ્પર્શાસ્પર્શ વિચાર કરશે નહીં. શાસ્ત્રોક્ત કામસેવન ન કરતાં પશુવત કામક્રીડા કરશે. પરદુઃખ નિવારણ કરનારા કોઈ પણ મળશે નહીં. ઉલટું બધાને દુઃખીત પીડિત કરનારા જ વિપુલ થશે. ઘરમાં, કુંટુંબમાં, સમાજમાં, અંદર અંદર પ્રેમભાવ ઓછો થશે. દયા, ધર્મ, પ્રેમ, બધું નહીવત થશે, ધર્મી લોકો અંદર અંદર નિંદા કરશે, માણસોનું આયુષ્ય દિવસે દિવસે ઓછું થતું જશે અને રહેલું અલ્પ આયુષ્ય પણ પાપચરણમાં જશે. જગતની બધી મોટી મોટી નદીઓ પણ સુકાઈ જશે, પાપના ભારાથી ધવલધોરી પૃથ્વીનો ભાર સ્થિર રાખી શકશે નહીં એટલે અતિશય ભૂકંપ જવાળામુખી થતા રહેશે, પ્રચંડ આગ લાગશે, સૃષ્ટિની વનસ્પતિ સંપૂર્ણ નષ્ટ થશે અને વાતાવરણ ધુંધળુ થઈને શ્વોચ્છવાસ કરવું પણ મુશ્કેલ થશે. હવાના પ્રદુષણથી, અવાજ, ધ્વની, પ્રકાશ વગેરેના પ્રદુષણથી જીવ પ્રાણીમાત્ર ગુંગળાઈને મરશે. અંધ, બધિર, મુક, અસમાધાની એવા થશે, સર્વત્ર હાહાકાર થશે, સંપૂર્ણ જીવમાત્ર ત્રાહી કરીને હાલ હાલ ભોગવશે.

જે ચરપટ ચાલા કરશે દાનવના કામ, આજ તીરથવાસા છે તેના નામ ઠામ. ॥૨૯૨॥
કાલિંગાના ચેલા ચરપટ કરસે કામ, લોકોને કહસે ભાઈ અમો તિરથવાસી નામ. ॥૨૯૩॥
પાણી મંત્રી ને ધૃત કરશે હો ભાઈ, વેળુ મંત્રીને ખાંડ કરસે લેજો જોઈ. ॥૨૯૪॥
આપ રૂપ લઈ કાલિંગો આવસે, તે તો પોતાના પરાક્રમ કરસે. ॥૨૯૫॥
નાદ સંગીતના તે નાદ વગાડશે, તારે સહુ કોઈના મન ભાવસે. ॥૨૯૬॥
કાલીંગો અત્રંગી આસને બેસશે, તે તો સર્વેને મનની આસ પુરાવસે. ॥૨૯૭॥
કાષ્ટના ઘોડાને દાણો ખવરાવસે જાણ, અને નદીના પાત્ર પલટાવસે નિરવાણ. ॥૨૯૮॥
તે કાલિંગાના ચોવીસ ચેલા આવશે, અને મુખમાંથી બોલાવસે ભાંડરે. ॥૨૯૯॥
સાત પીઢીના માબાપ તેવો દેખાડશે સહી, કલિયુગના દૈત્યની એવી નિશાની લેજો જોઈ. ॥૩૦૦॥
તે સાત પેઢી સગાની દેખાડશે રે, અને દેખાડશે પોતાનાં માબાપ રે. ॥૩૦૧॥
એણી રીતે તે સર્વે પરબોધસેરે, કાશીવિશ્વનાથ જપાવે જાપ રે. ॥૩૦૨॥
કાલિંગો એવો અનાચાર કરસે જાણ, બહુ જુટી કરામત કરી દેખાડે નિરવાણ. ॥૩૦૩॥
એવા સતીયોના મન પલટાવસે જાણ, તેના ચિત્ત ચાલા કરશે પાપ પરમાણ. ॥૩૦૪॥
એણી રીતે તો દુનિયાના ઈમાન ડુલાવસે, તારે સહુ કોઈ થાસે નિરાશ રે. ॥૩૦૫॥
એવો ચરપટ ચાલ કરતો કાલિંગો આવશે, નદી સરસ્વતી કરે મેલાણરે. ॥૩૦૬॥
તે સતી લોકના સત ચુકાવસે, એણી રીતે તે લેસે ઈમાન રે. ॥૩૦૭॥
જયારે સંવત્સર ચિલોત્ર પૂર્ણ હોસે, અને ચૈત્ર માસ ગુરૂવાર રે. ॥૩૦૮॥
તે દિન સ્વામીજીની સેના ચઢસે, તારે પ્રભુજી થાસે અસ્વાર રે. ॥૩૦૯॥

ભારતના ઉત્તરમાં આવેલા ચીન મહાચીન દેશમાં આસુરી સંપદા બનાવીને ત્યાંના અધિપતિ દૈત્ય કાલિંગો, કલિયુગના પ્રત્યક્ષ કાલપુરૂષ સંપૂર્ણ જગત પર પોતાની સત્તાની જમાવટ કરશે. અતિશય કુડકપટ દંભાચાર કરીને લોકોને એ સ્વધર્મ કર્મથી ભ્રષ્ટ કરશે. દુષ્કાળગ્રસ્ત રોગપીડિત અને ભૌતિક સંકટોથી ત્રસ્ત થયેલી જનતા, આર્થિક સામાજિક વિષમતાથી પીડાયેલી જનતાને, સાંસારિક, શારીરિક, માનસિક શાંતિનો સાચો સત્યમાર્ગ ન થવાથી અજ્ઞાન, અશાન્ત, અવિદ્યાગ્રસ્ત જીવાત્માઓનું

કલિંગો કલિયુગ માં શું કરશે

કલિંગો કલિયુગમાં કાશી વિશ્વનાથ જાપ જાપાવશે

નિષ્કલંકી નારાયણ લડાઈ માટે તૈયાર થશે.

માનસીક વ્યંગ ધ્યાનમાં લઈને દૈત્ય કાલિંગો અને તેના આસુરી મતના પ્રચારક તેના ચિત્તમાં પોતાનાં અસુર ધર્મના બીજ વાવશે. પોતે મોટા ઋષિ સિધ્ધિ પતિ તીર્થવાસી મહામાનવ છે એ પ્રકારનું દંભાચરણ લોકોને બતાવશે. પોતાના આસુરી તપશ્ચર્યાના બળ પર પિશાચ્ચસાધના, મોહિની વિદ્યાની સહાયથી ભાવિક ભોળી જનતાને ભુલાવીને ડુબાડશે. પાણી મંત્રીને ઘી તૈયાર કરશે. વેળુ મંત્રીને ખાંડ તૈયાર કરશે. અતિશય કર્ણમધુર એ નાદ વગાડીને લોકોને મોહીત કરશે અને લોકોનું ચિત્ત પોતાની તરફ આકૃષ્ટ કરશે. કાલિંગો દૈત્ય પોતે અંતરીક્ષમાંથી આવી અત્રંગી આસન પર બેસીને ભવદુ:ખથી પીડાયેલી જનતાની મનોકામના પૂર્ણ કરશે. લાકડાના ઘોડાને અન્ન ખવડાવશે. નિર્જીવ સજીવન કરીને બતાવશે. નદીનું પાત્ર પલટાવીને ઉગમ તરફ લઈ જઈને બતાવશે. લોકોને તેમની સાત પેઢીઓના માતાપિતાનાં ચિત્રપટ બતાવશે. એટલું જ નહીં. તેમનાં સગા સંબંધીઓના પણ સાત સાત પેઢીઓનાં ચિત્રપટ બતાવી તેમની માનસિક શ્રધ્ધા પર પોતાનો આસુરી પ્રભાવ પડાવશે. આ રીતે લોકોની સત્યધર્મ પરની શ્રધ્ધા ડગમગ કરીને પોતની તરફ મનશકિત આકૃટ કરશે. પોતાના આસુરી ધર્મનો અનાચાર, અત્યાચાર, બળાત્કાર, વ્યભિચારનો પ્રબોધ આપી લોકોને અસત્યના કાર્ગે લગાવશે. અલગ અલગ દેવી દેવતાઓની વિકૃત સ્વરૂપની કથા રચીને અને તેના લોકોમાં મોટા પ્રમાણમાં પ્રચાર કરીને લૈંગિકતા અને વિષયાસકિત વધારશે. જયભોલે, જયશંકર કાશીવિશ્વનાથ વગેરે નામ ઉચ્ચારાવશે. ગાંજા, ભાંગ, તમાકુ, મદિરા, માંસાહારનો પ્રસાદ વહેંચશે, સ્ત્રી લંપટપણું વગેરે દુર્વ્યસનોથી ભરાઈ આવશે અને શીવશંકરનાં નામ ધરીને ધર્મ સાથે તેમનો પોતાનો સંબંધ જોડશે. આ પ્રકારે દૈત્ય કાલિંગો અને તેમના પ્રચારક શિષ્ય અનાચાર કરીને ખોટા કરામતી કરીને બતાવશે. માટે સારા સત્યવાન શીલવાન લોકોનું પણ ધૈર્ય ખુટશે. સચ્છિલ પુણ્યવાન લોકોનો મનોભંગ કરીને સત્યધર્મ પરાવૃત્ત કરવું એ તેમનું મુખ્ય કામ રહેશે. પોતાની આસુરી શકિત બળવાન અને સમર્થ કરવા માટે જોઈએ એ પ્રલોભન લોકોને બતાવી સતધર્મની પ્રવૃત્તિ ઓછી કરશે. આ પ્રકારના આ અસત્ય, દંભી આસુરી કલાકૃતિ કરતાં કરતાં ઉત્તરથી એ સરસ્વતી નદી સુધી આવશે. સતી લોકોનું સત ચુકવવા માટે, લોકોનું ઈમાન, શ્રધ્ધા, ધર્મનિષ્ઠા ડોલાવવા માટે તેમણે કેટલોય પ્રયત્ન કર્યો તો સુરશકિત કદી સ્વસ્થ બેસવાની નથી. એ દૈવી શકિત બલ સંપન્ન કરવા માટે તેનું સામર્થ્ય સંગઠીત કરવા માટે ભગવાન શેષાઈ નારાયણ પોતે આ અવની તળ પર પ્રગટ થઈને પોતાના અલગ અલગ દેવતા અલગ અલગ ઠેકાણે પ્રગટ કરીને દૈવી સંપત્તિનો પ્રસાર પ્રગટ થઈને ભગવાનના મૂળ સનાતન સદ્ધર્મનું દિગ્દર્શન અને પ્રચાર કરીને દૈવી સંપદા સંગઠીત કરશે. યોગ્ય સમય આવતાં જ ચિલોત્ર સંવત્સર, ચૈત્ર માસ પૂર્ણિમા ગુરૂવારના દિવસે ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ પ્રગટ થઈને દૈત્ય કાલિંગાનો પ્રતિકાર કરવા માટે તેમની પર જાહેર રીતે સવારી કરશે.

**જયારે એવા કપટ કલિમાં વ્યાપક હોય, ત્યારે સાચા સતગુરૂને નહી માને કોય. ॥૩૧૦॥**
**આજે કલિમાં અંતે આચાર લોપસે જાણ, તે જુઠા કરામત કરીને દેખાડસે નિરવાણ. ॥૩૧૧॥**
**આ દેવ થાપનાનો ભેદ ન જાણે જેહ, અને ગુરૂ નર ગતગંગાસુ દાવો કરસે તેહ. ॥૩૧૨॥**
**જે કોઈ માસ છ માસે ગતમાં આવસે અજાણ, તે સતગુરૂના ભાખ્યા નહી કરે પરમાણ. ॥૩૧૩॥**
**જે ગતમાં આવેને માનબઢાઈ નો કરે વિચાર, તેનું આ ગુરૂ નરસુ હેત નહી લગાર. ॥૩૧૪॥**
**જે અવતારપાત્રમાં ભેદ રાખે આપ, ભાઈ તેણે માથે ચઢે છે મોટું પાપ. ॥૩૧૫॥**
**જયારે એ નિશાની સઘળી આવી મળસે સાર, તારે સર્વે દુનિયામાં થાસે એકંકાર. ॥૩૧૬॥**
**જયારે એ વખત વેળા આવશે વકરમ, તારે કલિમાંહેથી ઉઠસે દયા ને ધરમ. ॥૩૧૭॥**
**એક અવિચલ ધરતી ને બીજો આ સતપંથ જાણ, બાકી સહું કોયે માથે કરમ લીધુ પરમાણ. ॥૩૧૮॥**

ત્યારે હસ્તીને દુધ આવશે ને દરિયાવ મીઠા થાસે નિરવાણ,
વડપીપળને તો ફુલને નાગરવેલ ફલ આવશે જાણ. ॥૩૧૯॥
જયારે વરસ દસ દાડલા થાશે ને સાઠ માસની રહેણી જાણ,
ચાંદો સુરજ બેઉ ગરદ જ થાસે અને પાછમ દિશા ઉગસે ભાણ. ॥૩૨૦॥
ચૈત્રમાસ શુક્રવારને આશ્વીન નક્ષત્ર સાર, તે પુનમને દાડે કાયમ પ્રગટ થાસે મુરાર. ॥૩૨૧॥

10 Day = 1 Year
1 Night = 60 Months

દૈત્ય કાલિંગા નિર્મિત દુ:સ્થિતિ સંપૂર્ણ જગતંમાં જયારે વ્યાપક થશે તયારે સદગુરૂને કોઈ માનશે નહીં. આ કલિયુગમાં અંતિમ સમયે સર્વ પ્રકારના આચારધર્મ લોકવ્યવહાર બગડશે. સ્વૈચ્છાચાર શરૂ થશે. અસત્યાપણાને વધારે પ્રાધાન્ય મળશે. સત્ય લોપ પામશે. દેવસ્થાપના, દેવતાર્ચન, પૂજાના ભેદ કોઈ જાણશે નહીં, ગુરૂ, મુખી ગતગંગાના લોકો સાથે મિથ્યા વાદવિવાદ કરીને ઝઘડા દાવા ઉપસ્થિત કરશે, સતસંગ, કથા, ર્કિતન, કંટાળાજનક લાગશે, લોકસંગીત, નાટક, તમાશા વધારે લોકપ્રિય બનશે. અનુયાયી લોકો પણ ગુરૂમુખી ગતગંગામાં વર્ષ છ મહીનામાં એકવાર આવશે. સતગુરૂનું વચન પાલન કરશે નહીં. ગુરુ મેળામાં સતસંગમાં માન બઢાઈનો વિચાર કરશે, ગુરૂ શું ઉપદેશે છે, ગુરૂ પોતાના હિતનું શું કહે છે એ તરફ દુર્લક્ષ્ય કરીને હું લક્ષાદીશ, કોટવાધીશ, મારાથી કોઈ ઉચ્ચ નથી, મારા હુકુમત પ્રમાણે બધાંએ વર્તવું જોઈએ. વગેરે માન માન્યતાનો દેખાવ બતાવશે. ગુરૂ માટે, શાસ્ત્ર ગ્રંથ માટે, કોઈ પણ આદરભાવ બતાવશે નહીં. ભગવાને જે અવતાર ધારણ કર્યો છે. તેમાંથી તત્વ ન જાણતાં રામ જ સાચો દેવ હતો. કૃષ્ણ સંધીસાધુ ધૂર્ત હતો. બુધ્ધ થયો જ નહીં. વરાહ અવતાર જ નહોતો. નૃસિંહ એ ફકત ગપ્પા છે વગેરે આ પ્રમાણે વાદ વિવાદ કરીને અશ્રધ્ધા નિર્માણ કરશે. ભગવાનના અવતારપાત્રમાં જે ભેદ માનશે એ પોતાના શિર પર મોટું પાપનું પોટલું લેશે. ઉપર વર્ણવિલી કલિયુગની સંપૂર્ણ નિશાની જયારે ઘડાશે ત્યારે સંપૂર્ણ પૃથ્વીમાં એકાકાર થશે. વર્ણસંકર અને અનાચાર થશે. અતિશય વિકૃત એવી કલિયુગ સ્થિતિનો પ્રયત્ય થશે, દયાભાવ અને ધર્મ દુનિયામાંથી ઉઠી જશે. સદ્‌ગુરૂ પાસેથી આત્મજ્ઞાન ગ્રહણ કરીને એ અનુસાર ધ્યાન, ધારણા, સાધના કરીને આત્મોન્નતિ સાધેલા મહાત્મા જ અવિચળ સુસ્થિર અને નિશ્ચલ રહેશે. બાકી જીવાત્મા પોત પોતાનાં કર્મ જંજાળ પ્રમાણે અતોનાત દુ:ખ કષ્ટ ભોગવશે. હાથિ[illegible]ને દુધ પ્રગટ થશે. સમુદ્રનું પાણી મીઠું (ગળ્યું) થશે. તેની ઉપર ઉદર નિર્વાહ કરવો પડશે, વડ પીપળાને ફુલ આવશે, [illegible]ગરવેલને ફળ આવશે, વગેરે અશકય વાતો શકય થવા લાગશે. પૃથ્વી પર પાપનો ભાર વધીને દસ દિવસમાં એક વર્ષ સંપન્ન થશે. એક રાતમાં સાંઈઠ મહીના એટલે પાંચ વર્ષ સંપન્ન થશે આ પ્રમાણે કલિયુગની વર્ષ પ્રમાણેની ગણતરી થશે. છેલ્લે ચંદ્ર અને સુર્ય બંને પણ અંધુક (અવ્યવસ્થિત) થશે. પશ્ચિમ તરફ સૂર્ય ઉગેલો દેખાશે. ચૈત્ર મહિનામાં આશ્વિન નક્ષત્ર પુર્ણિમા શુક્રવારના દિવસે ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ નિત્ય અવિનાશી અખંડઅભંગ એવાભગવંત અવતાર રૂપે પ્રગટ થશે.

10 Day = 1 Year
1 Night = 5 Years

ત્યારે આપણો સ્વામી પોતે પધારસે, ગુરૂ બ્રહ્માજી ભણસે વેદ,
હજારો ભલેરા કર જોડીયા તમે જપો સતગુરૂના ભેદ. ॥૩૨૨॥
શ્રી નિષ્કલંકી નારાયણ નિરંજન નિરાકાર પોતે જાણ,
જેહુને ચરણે ઉગમીયા અનંત કોટી ચન્દ્ર ને ભાણ. ॥૩૨૩॥
ત્રણ કલ્પ ત્રણ જુગમાં, ગુરૂ ભેદ માર્ગ એહ દેખ,
આજ કલિ દસમો આવિયા, તે આપો આપ અલેખ. ॥૩૨૪॥



નિષ્કલંકી નારાયણનું
આગમનનું વર્ણન શરૂ

દેશ દિલમે હરિ અવતરીયા, પ્રત્યક્ષ દેવ મુરાર,
શહર વરજાગડમા બેઠા છે મુનિવર, હરિ જીવનો તારણહાર. ॥૩૨૫॥
નવહી અવતાર પાછળ હોઈ ગયા, કલિ માંહે દસમો અવતાર,
નવ અવતાર દાનવ છેદ્યા દસમે કાલિંગાની છે જાન. ॥૩૨૬॥
જયારે આવી સો નિશાણી પુરી થાશે મુનિવર જાણ,
ત્યારે સ્વામી દૈત્ય કાલિંગા ઉપર સવારી કરશે નીરવાણ. ॥૩૨૭॥
એવા સતવચન ઈમામશાહ બોલ્યા સહી પરમાણ,
ભાઈ મુનિવરો આ તમને કહ્યા છેલ્લાં એંધાણ. ॥૩૨૮॥
જયારે શ્રીહરિ દૈત્ય કાલિંગાને મારવાના કરશે વિચાર,
ત્યારે તેડાવી હનુમાન જાસે ચીનમહાચીન નગર મોઝાર. ॥૩૨૯॥
જયારે હનુમાન જાશે ચીન મહાચીન નગર મોજાર,
તે તો જઈ ઉભા રહસે પાછમ દિશાના દ્વાર. ॥૩૩૦॥
ત્યાં હાક મારીને કરસે હનુમાન બુમ બુમકાર,
હવે તું કાંઈ સુતો છે દૈત્ય કાલિંગો ગમાર. ॥૩૩૧॥
મારા પ્રભુજી આવશે કાટવા તારો શિશ,
ત્યારે દૈત્ય સાંભળી કરે મનમાંહે અતિરીશ. ॥૩૩૨॥
હનુમંતે ક્રોધે કીધો મહા બુભુકાર,
ત્યાંહાના કોટના કાંગરા ઢળી પડયા ચાર. ॥૩૩૩॥
એવી હ્વાહી દઈને હનુમંત પાછા ફર્યા,
અને શહર વરજાગડ માંહે આવી સંચર્યા. ॥૩૩૪॥
પછી દૈત્યને નગરમાં થયો બહુ હલહલંકાર,
ત્યાં સર્વે દૈત્ય મલી યુધ્ધના કરવા લાગા વિચાર. ॥૩૩૫॥

કલિયુગની ૧૦૦ નિશાની પૂરી થઈ.

**વિભાગ ૮:** લડાઈની ધમકી આપવા હનુમાનને ચીન મોકલ્યા

ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ અવતાર પ્રગટ થશે એ વખતે બ્રહ્મીભૂત થયેલા સદગુરૂ ઈમામશાહ મહારાજ પણ પ્રગટ થઈને વેદમંત્રોથી યુકત ભગવાનનું સ્તુતિગાન કરશે. હજારો દેવ દેવતા માનવ રૂપે પ્રગટ થઈને ભગવાનના સગુણ સાકાર રૂપની સ્તુતિ કરશે. ભગવાનનો અને સદગુરૂ બ્રહ્માનો આગમ ભવિષ્ય ભેદ હે સદ્‌ભકતો, તમે સમજી લો. ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ નિરંજન નિરાકાર અજન્મા, અવ્યય, અખંડ, અનાદિ છે. જન્મકર્મને તેને નથી. એ સામાન્ય માનવ કોટીના નથી, સર્વ વ્યાપી અને સર્વદર્શી છે તો પણ ભકતો માટે સગુણત્વ સાકાર રૂપે એ અવ્યકત વ્યકત છે. એ અયોની જ છે. માનવ પ્રમાણે સામાન્ય દ્રષ્ટિકોણમાંથી તેમના દિવ્ય જન્મ કાર્ય માટે વિચાર કરવો યુકત નથી. માનવ પશુ પક્ષાદિ અને વૃક્ષપાષાણાદિ જડ યોની તેના એકમાત્ર સંકલ્પ બળની નિર્માણ થઈ. એ સંપૂર્ણ વિશ્વનો સૃજક પોતે સ્વયંસિધ્ધ સંકલ્પ બળથી જ પ્રગટ થશે. અનંત કોટી ચન્દ્ર સૂર્ય પ્રમાણે અપાર દિવ્ય તેનું તેજ હશે. તે પોતાનું અવતાર કાર્ય કરવા માટે સ્થિર થશે. પાછળના ત્રણ યુગમાં ભગવાને નવ પ્રગટ અવતાર ધારણ કરીને નવ દૈત્યોનો સંહાર કર્યો છે. હવે આજ કલિયુગમાં દૈત્ય કાલિંગાનો સંહાર કરવા માટે શેષશાઈ નારાયણ ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ અવતાર પ્રગટ થશે. તેમના અવતાર

કાર્યની જાણ નિશાની સદગુરૂ મહારાજે કથન કરી છે. ચીન દેશના મહાબલાઢ્ય દૈત્ય કાલિંગો પોતાની જનતાને અનેક પ્રકારે ફસાવી લુબાડી ત્રાહી ત્રાહી કરીને છોડતો. આ જનતાને આ દૈત્યના સંતાપમાંથી છોડાવી શકે એવો એક પણ લોકનેતા મળશે નહીં. પણ ભારત ભૂમીમાં પુણ્યોદયથી ભગવાને એ ભૂમીમાં અનેક જગ્યાએ અનેક ગુપ્ત પ્રગટ અવતાર ધારણ કર્યા હેવાથી ભારત ભૂમિમાં સંપૂર્ણ જગતનું ધ્યાન પોતાની તરફ લેશે અને આ જાગતિક સંઘટનાનું કેન્દ્રસ્થાન ભગવાન શ્રીનિષ્કલંકી નારાયણ એજ રહેશે. એ જગ્યાએ સંપૂર્ણ શકિત સંગઠીત થશે. વાયુપુત્ર હનુમાન ચિરંજીવ હોવાથી એ પણ એ જાગતીક શકિતમાં સહભાગી બનશે. તેને ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ પ્રથમ ચીન દેશમાં દૂત તરીકે મોકલી દૈત્ય કાલિંગાને તેનાથી આતતાયી અને આક્રમક ધોરણ બાબત જાણ આપી જાગૃત કરશે. હનુમાન ચીન નગરના પશ્ચિમ દ્વારમાં ઉભા રહીને મોટે મોટેથી ભુભુ:કાર કરશે, તેના એ અવાજથી નગરના ચૌફેર બાંધેલા કોટની ચારે બાજુ ખરડશે. હનુમાન દૈત્ય કાલિગાને મોટેથી હાક મારીને સંબોધીને ભગવાનનો સંદેશો તેને જણાવશે. હનુમાન કહેશે, 'હે દૈત્યાધિપતિ કાલિંગા ! આજ સુધી તેં જગતની પ્રજા પર ચોરની જેમ છુપા આક્રમણ કર્યા છે. પ્રજાને તે અનેક રીતે પીડી છે. પણ હવે તારો કાળ નજીક જ આવ્યો છે એમ તું નકકી સમજ. કારણ તને મારવા માટે અને તમારી આસુરી શકિતનો સંહાર કરવા માટે મારો સ્વામી શ્રી નિષ્કલંકી નારાયણ અવતાર રૂપે પ્રગટ થયા છે. તો તું જાહેર યુધ્ધની તૈયારી કર. તને જાગૃત કરીને વીર પ્રમાણે સન્મુખ યુધ્ધ કરવાનું આહવાન અમે આપીએ છીએ.' આ પ્રમાણે જાણ કરી હનુમાન પાછા ફર્યા. હનુમાનનું એ આહવાન સાંભળી દૈત્ય કાલિંગો અતિશય ક્રોધિત થઇ ધૂવાંપૂવાં થવા લાગશે. તેને પકડીને ઠાર મારવા માટે એ ખુબ પ્રયત્ન કરશે. પણ એ વ્યર્થ જશે. હનુમાન પોતાનું દૂતકાર્ય સંપન્ન કરીને ઘટેલી ઘટનાનું બધું વૃત્તાંત કહેવા માટે ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ પાસે જશે. અહીં દૈત્ય કોલિંગો અને તેના ઇતર આસુરોને હનુમાન દૂતનું વચન સાંભળીને ચિંતિત થશે અને બધા મળીને યુધ્ધનો વિચાર વિનિમય કરવા લાગશે.

**દૈત્ય કાલિંગાની સવારીના પરછા જાણ, તે તમે સુણો મુનિવરરો સહી પરમાણ. ॥૩૩૬॥**
**ત્યાં સઘળા દૈત્ય મળીને એકઠા થાયે, હવે તમારો દુશ્મન આપણાથી જીતી કેમ જાયે. ॥૩૩૭॥**
**તે દૈત્યને અનંત ક્રોધે મન છુટી કાંપણી, અમે છુ બહુ બલવંત છાસટ કરોડ યોધ્ધાનો ધણી. ॥૩૩૮॥**
**તે દૈત્ય કાલિંગાનું કુલ્યુ અંગને ચઢે સેલા બખ્તર ટોપ,તેણે બે સહસ્ત્ર યોધ્ધા બાહે વળગે મહાભૂપ. ॥૩૩૯॥**
**એક માસ દિન સોળ લગી પહેરે સેલા બખ્તર ઉત્તમ સાર, તારે છાસટ કરોડ દૈત્ય એવા બાંધે હથિયાર. ॥૩૪૦॥**
**તે સર્વે યોધ્ધા સેલા બખ્તર પહેરે સહું સાથ,ત્યારે દૈત્યરાજ કાલિંગાયે સભા ભરી સહું સાથ. ॥૩૪૧॥**
**ત્યાં સભામાંહે દૈત્ય કાલિંગો બોલ્યો બોહોડ, અને તે દૈત્યસુ ભેટ કરીને બીડા દે હાથ. ॥૩૪૨॥**
**તમે સુણો ભાઇ યોધ્ધા કાલિંગો કહે નિશંક, તાહા રણક્ષેત્રમાંહા ઝુંજતાં ન આણસો દુ:ખ. ॥૩૪૩॥**
**ત્યારે સમાભા જે ઉમરાવ બેઠા છે પાંચ, તે દૈત્ય કાલિંગાસું બોલે વાચ. ॥૩૪૪॥**

હનુમાને સંદેશો આપ્યા પછી દૈત્ય કાલિંગો પોતાના આગેવાન સેનાપતિઓની અને સહાયકોની સભા ભરાવશે. એ સભામાં હનુમાનની અને શ્રી નિષ્કલંકી નરાયણની નિર્ભત્સના અને પોતાના સભાસજનો સામે નિવેદન કરતી વખતે પોતાના દેશની, દેશબંધવોની, સૈનિકોની અને સભામાં રહેલા અમીર ઉમરાવ સેનાપતિની વાહવાહ, કરીને ગૌરવ કરશે, તેના પોતાના આસુરી ધ્યેય ધોરણ અને સત્તાનું પ્રદર્શન કરશે અને કહેશે કે આટલું છાસઠ કોટી સૈન્યબળ હોવાથી એ શ્રી નિષ્કલંકી નારાયણની અથવા તેના યત્કિંચિત સૈનિકોથી બીવાની કોઇ જરૂર નથી. એમ કહીને ક્રોધાતિશયથી તેમનાં અંગ ફુલીને અને થરથરવા લાગશે. પછી સિંહ ગર્જના કરતા બધા અસુરો ચીન દેશના ને દૈત્યાધિપતિ કાલિંગાનો જયઘોષ કરશે. પોતાના

આસુરી ધ્યેય ધોરણનો જાહેર રીતે ઘોષ કરીને આનંદ વ્યકત કરશે. એ બધા જાહેર રીતે યુધ્ધ કરવાની તૈયારીમાં લાગશે. સર્વ સૈનિકોને બખ્તર, ટોપ, સંરક્ષક શસ્ત્રો, યુધ્ધોપયોગી સાધન સામગ્રી આપવાની તૈયારીમાં લાગશે. બધા યોધ્ધાઓની તૈયારીમાં એક મહીનો સોળ દિવસ લાગશે. પ્રત્યેક સૈનિકને વસ્ત્ર, બખ્તર, ટોપ, શસ્ત્રો અને ઘોડા, ઊંટ, હાથી વગેરે વાહનો આપીને દૈત્ય કાલિંગો પોતાના સેનાપતિઓ અને દેશના મોટા મોટા અમીર ઉમરાવોની હજુ એક મોટી જાહેર સભા કરશે. એ સભામાં એ બધાને પોતાના ધ્યેય ધોરણની જાણ અને શિખામણ આપશે. પછી કયા માર્ગથી કંઇક રીતે આક્રમણ અતિક્રમણ કરશે. એનું આયોજન સંપૂર્ણ એ પોતાના આસુરોને સમજાવીને કહેશે. આ રીતે સંપૂર્ણ યુધ્ધની તૈયારી થયા પછી પોતાના સૈનિકોને, દેશબંધુઓને પોતાના યુધ્ધ બળની સંપૂર્ણ જાણ થાય તે માટે એ સભામાં પોતાના સેનાનીઓને પાનબીડુ આપી તેમની પાસે શપથ લેવડાવશે અને તે પ્રત્યેક પાસેથી પોતે કોની સાથે કંઇક રીતે યુધ્ધ કરશે એની પ્રતિજ્ઞા કરાવશે. એ બધાને કહેશે કે મારે મારા પ્રાણપ્રિય અસુર બંધુઓ, સંપૂર્ણ જગતમાં પોતાના દેશ અને યુધ્ધમાં અને ઇતર અન્ય ક્ષેત્રમાં પણ સમૃધ્ધ અને નિપુણ છે. પોતે આટલા બલવાન અને સમર્થ છે કે સંપૂર્ણ જગત પર પોતાની સત્તા છે. હું અખિલ જગતનો સ્વામી હોઇને તમે મારા બધા અસુરો અત્યંત બળવાન અને સર્વસમર્થ છો. આમ હોવાથી પોતાની સત્તાનો વિરોધ કરનારો આ કોણ શ્રી નિષ્કલંકી નારાયણ પ્રગટ થયો છે. તેને અને તેના બધા મળતિયાઓને આપણે પરાસ્ત કરવા જોઇએ અને આપણા અજોડ અદ્વિતીય સત્તાનું બળ તેમને બતાવી દેવું જોઇએ. માટે તેમની જોડે લડતી વખતે કોઇએ પણ કોઇપણ જાતનું આળશ, કરવું નહીં. જીવ જાય તો પણ પાછું ફરવું નહીં. યુધ્ધ કરતાં કરતાં ભલે પોતાના દેશના કલ્યાણ હેતું મરણ આવે, પણ પ્રાણભયથી યુધ્ધમાંથી ભાગી આવવું નામર્દપણાનું લક્ષણ છે. આ માટે પ્રાણપણાથી લડો અને પોતાની વિરોધી શકિતની બધી પાળો ખોદ નાખીને છિન્નભિન્ન કરો.' દૈત્ય કાલિંગાની અહંકાર યુકત વાણી સાંભળીને વીરરસ ઉત્પન્ન થયેલા અસુરો એના સેનાપતિની આગળ જઇને એક એક જણ પ્રતિજ્ઞા લેવા લાગ્યા.

**પેલો દૈત્ય મલકેશર કહે હું પાંચ પાંડવસુ લડું, બાકી અવર યોધ્ધા ચિત્તમાં નવ ધરૂ. ॥૩૪૫॥**
**બીજો દૈત્ય ગજકેશર મુખથી બોલ્યો કાલ, હું તો ઔટ કરોડી ભુતનો કાલ. ॥૩૪૬॥**
**ત્રીજો દૈત્ય રણકેશર બોલ્યો વિખ્યાત, હું તો બાણુ લાખ મારૂ પેશાવલ જાત. ॥૩૪૭॥**
**ચોથો દૈત્ય રકતકેશર બોલ્યો મહાભડવીર, હું તો નવકુળ નાગ મારૂ સધીર. ॥૩૪૮॥**
**પાંચમો દૈત્ય નાગકેશર કહે સાંભળો ચીનના ધણી, હું તો ચોસઠ લાખ મારૂ જોગણી. ॥૩૪૯॥**
**ત્યારે ટિલાવંત દૈત્ય તેડે કાલિંગો બોલ્યો બોલ, તે તો અભંગ સરીખા મારૂ કુટમ કરોડ. ॥૩૫૦॥**
**ત્યારે કમલાકુંવર બોલ્યા દૈત્યની સભામાંહે જઇ, આપણ રાજ ક્ષત્રીવટ પાલવા સહી. ॥૩૫૧॥**
**તાહા યોધ્ધા હશે તે છુપા નહી રહે, અને ઘણના ઘાયો તે ઐરણ સહે. ॥૩૫૨॥**
**એવા ઘણના ઘાયે સો સહે ભુપાલ, તમારૂ લખ્યુ તે થાસે કરમ કપાલ. ॥૩૫૩॥**
**એ સર્વે વાતો તમે ભોગવશો એમ કમલાકુંવર કહે, બાવા ત્યાં ક્ષત્રીય હસે તે છુપા નહી રહે. ॥૩૫૪॥**

પહેલાં દૈત્ય સેનાપતિ મલ્લકેસર હાથ ઉપર કરીને મોટેથી પ્રતિજ્ઞા કરવા લાગે છે કે મલ્લયુધ્ધમાં અત્યંત નિપુણ એવો હું જાગતીક કીર્તિનો યુધ્ધો છું. નિષ્કલંકી નારાયણના સૈન્યમાં રહેલા પાંચે પાંડવો સાથે યુધ્ધ કરીને હું તેમનો સંહાર કરીશ, બાકીના યોધ્ધા તો મારા મતથી કચરા પ્રમાણે છે. બીજા મહાબલાઢય ગજ કેસરી દૈત્ય કહે છે કે, શત્રુ સૈન્યના સાડા ત્રણ કોટી ભૂતગણનો હું એક ચપટીમાં સંહાર કરીશ. ત્રીજો રણધુરંધર મહાયોધ્ધો રણકેસર કહેશે કે બાણુ લાખ સૈનિક ગણ રહેલા પેસાવલોનો હું સંહાર કરીશ. ચોથો દૈત્ય રકતકેસરે મોટેથી ગર્જના કરીને કહ્યું કે નવકુળ નાગ સૈન્યનો હું સંહાર કરીશ એવી

પ્રતિજ્ઞા કરું છું. પાંચમો દૈત્ય નાગકેસર કહેશે કે મારા ચીનદેશસ્થ બાંધવો અને દૈત્ય સમ્રાટ કાલિંગા સ્વામી, શત્રુ સૈન્યમાં આવેલ ચોસઠ લાખ જોગણી સૈન્યોનો સંહારની જવાબદારી હું શિર પર લઉં છું. શત્રુ પક્ષે પોતાના યોધ્ધાઓને નામોહરામ કરીને મોહમાં નાખવા માટે જ મેં જોગણી રૂપે સ્ત્રી સૈન્યની યોજના કરી છે. પણ એ મૂળ સાથે ઉખાડી નાંખવાની હું પ્રતિજ્ઞા કરું છું. આ પ્રમાણે જ હજુ અનેકાનેક નામવંત દૈત્યઓએ પોત પોતાની જવાબદારી અનુસાર પ્રતિજ્ઞા લીધી. પ્રત્યેક પોત પોતાના પરાક્રમની કલ્પના કરી. ત્યારે એજ સભામાં હાજર રહેલા દૈત્ય કાલિંગાનો પુત્ર ભકત કમલાકુંવર ઉઠીને ઉભો રહ્યો અને બોલ્યો: 'પ્રિય યોધ્ધાગણો, હું વિનંતી કરીને બે શબ્દ તમને કહેવાની હિંમત કરું છું તે શાંત ચિત્તથી સાંભળી લો. તમે બધા યોધ્ધા ગણ અત્યંત કુશળ અને શૂરવીર પરાક્રમી છો. આજ તમારું ક્ષેત્ર, સ્થાન, માન અને પદ અત્યંત શ્રેષ્ઠ અને આપણા દેશની દ્રષ્ટિમાં મહત્વનું છે. પણ યુધ્ધને કારણે દેશને લાભ ન થતાં નુકસાન થવાનો વધારે સંભવ છે. કારણ વિરોધી પક્ષ અત્યંત બળવાન અને સર્વસમર્થ છે. એની આગળ આપણું ટકવું શકય નથી. માટે તમે યુધ્ધ ન કરતાં તેમની સાથે સમજુતી કરવાનો પ્રયત્ન કરો. યુધ્ધ એટલે ઐરણ્ય ઘણની ગાંઠ છે. ઘણના ઘાવ સહન કરવાની એરણી પ્રમાણે આપણી શકિત હોય તો આગળ પગલું ભરો. અર્થાત સાચો ક્ષત્રિય પરાક્રમી ત્યાં પ્રત્યક્ષ યુધ્ધમાં અંગચુકારપણું કરશે નહીં, પણ વિરોધી પક્ષનું બળ જોઈને કાર્ય કરો. ફકત કલ્પના કરીને ઘોષણા કરવાથી કાર્ય સિધ્ધ થશે નહીં. આપણા દેશના આગળનો ભવિષ્યનો વિચાર કરીને સમજુતી કરવાનો પ્રયત્ન કરવો એ મારું તમને નમ્ર નિવેદન છે. ભકત કમલાકુંવરનું વચન માનનારા એ સભામાં કોઈ નહોતું. ઉલટું એ સર્વ સભાએ તેનો ઉપહાસ કરીને નીચે બેસાડયો અને એ બોલ્યા: 'બાળક હજુ તું નાને છે. તને આ યુધ્ધના દાવ પેંચ સમજવું શકય નથી. અમે સર્વ શ્રેષ્ઠ અને જ્યેષ્ઠ નાતે પોતાના દેશનું ભવિષ્ય જાણીને જ આ કાર્ય માટે ઉદ્યુત થયા છીએ.' એમ કહીને તેણે સભા બરખાસ્ત કરી અને સર્વ યોધ્ધા પોત પોતાની તૈયારીમાં લાગ્યા.

**ત્યારે દૈત્ય કાલિંગો ચંચલ તુરંગ પલાણસે વાહન,તેહને સાડાબાર મણની હાથે કમાન. ॥૩૫૫॥**
**તેહને સાડાબાવીસ શેરનો તરકસ મહાતીર, ભાઈ જેથી ફાટે વજ્રની ભીત. ॥૩૫૬॥**
**તે પાસે છુરી કટચારી મુદ્ગલ તલવાર, એવા દૈત્ય છ માસ લગી બાંધે હથીયાર. ॥૩૫૭॥**
**તે ઘોડાને પાખર ઘાલી બાંધે ફરતી ઘુંઘર માલ,અને દૈત્ય કાલિંગો ચંચલ તુરંગ થાયે સ્વાર. ॥૩૫૮॥**
**તે દૈત્ય કાલિંગો ઘેર થકી ચાલ્યા જયારે થઈ સ્વાર,ત્યારે આગળ રોઈ ઉઠી રાંડી વિધવા નાર. ॥૩૫૯॥**
**વળી દૈત્યને સુકે કાષ્ટે કાગ કલકલે, તેણે નકટી નાર એક સામી આવી મલે. ॥૩૬૦॥**
**જો આવા અપમાન અપશુકન દૈત્યને થાયે, તો પણ ક્રોધ કરીને મનશુ બોલે કાલિંગો રાયે. ॥૩૬૧॥**
**ત્યારે બોલ્યા સુરજારાણીને કમલાકુંવર સતભાયે, એ અભંગ સાથે યુધ્ધ કર્યો નહી જાયે. ॥૩૬૨॥**
**જે દેવ ત્રણ ભુવનના ધણી કહેવાયે, તે અભંગસુ યુધ્ધ કેમ કરસો હો રાયે. ॥૩૬૩॥**
**એવા વચન સુણીને બહુ કોપીયા કાલિંગો રાયે, તે તો અહંકાર કરીને બોલ્યો રાણીશુ ત્યાંયે. ॥૩૬૪॥**
**હારે રાણી અમારા દલનો કઈ પાર ન પાયે, હવે મુજ આગળ અભંગ જીતી કેમ જાયે. ॥૩૬૫॥**
**હારે રાણી મારી સાથે યોધ્ધા અતિ બળીયા જાણ, તે ત્યાં અભંગનું સૈન્ય મારસે નિરવાણ. ॥૩૬૬॥**
**એવા ગર્વ કરી દૈત્ય નગરથી બાહર નિસર્યો, તે ઉત્તર દિશાને દરવાજે જઈ સંચર્યો. ॥૩૬૭॥**

વિભાગ ૯: સુરજારાણી અને કમલાકુંવર ની લડાઈ ના કરવા વિનંતી

દૈત્ય કાલિંગો પોતાના પવનવેગી ચંચળ અશ્વ પર સવાર થવા માટે તેના શરીર પર શૃંગાર ચઢાવશે, દૈત્ય કાલિંગાનું ધનુષ્ય સાડા બાર મણનું રહેશે અને તેને સાડા બાવીસ શેર વજનનું બાણ લગાવી એ આયુધથી ભગવાન સાથે યુધ્ધ કરશે. વજ્રપ્રાય એવા એ શસ્ત્રથી પણ ભીંત ફાટી જાય એવા પ્રકારનું તીક્ષ્ણ અને મજબુત એ શસ્ત્ર હશે. બીજા અનેક શસ્ત્રાસ્ત્રો એ

ધારણ કરશે. તેમાં મુખ્ય છુરી, કટારી, મુગ્દલ, તલવાર રહેશે. આ શસ્ત્રોથી સજ્જ થયા પછી છ મહીના સુધી એ શસ્ત્રો ચલાવવાનો અનુભવ લેશે, યુધ્ધના પ્રાત્યક્ષિક લેવા માટે તેમને છ મહિના લાગશે. પછી દૈત્ય કાલિંગો પોતાના ચંચલ અશ્વ પર પલાણ નાખશે. તેના ઝુલ પડદા કિનખાબના હશે. ઘુંઘરાની ફરતે માળા બાંધશે. અતિશય મુલ્યવાન રત્નમણિકથી શૃંગારીને એ ઘોડા પર સ્વાર થઇને દૈત્ય કાલિંગો પોતાના સૈનિકોનું સંચાલન કરશે. પ્રત્યક્ષ સવારી પર જતી વખતે જ્યારે તે ઘેરથી નીકળી પ્રયાણ કરશે. ત્યારે તેની સામેથી એક વિધવા સ્ત્રી રડતી રડતી અને મોટે મોટેથી કર્કશ અવાજથી બુમો પાડતી આવશે. આજુબાજુમાં સૂકા લાકડાં પર કાગડા બેસીને કર્કશ અવાજથી આક્રોશ કરશે. થોડે આગળ ગયા પછી બિલકુલ નાક ન હોય એવી મહાકુષ્ટી રોગી સ્ત્રી સામે આડી આવશે. એવા પ્રકારનાં અત્યંત અશુભ સુચક એવા એ અપશુકન ઘડીને દૈત્ય કાલિંગો આગળ પ્રયાણ કરશે. ઉપરના અપશુકન થયા પછી માત્ર તેનું મન ખચકાશે પણ ઉપરથી અભિમાનથી, અતિશય ક્રોધથી પોતાના પરાક્રમનાં વખાણ કરતો કરતો આગળ ચાલવા લાગશે. આ બધું દ્રશ્ય જોઇને અને દૈત્ય કાલિંગાના આતતાયી પણાની વાણી સાંભળીને અને તેને યુધ્ધ ન કરવા માટે સુરજારાણી અને કમળાકુંવરનાં મન સંતાપશે. તે એકાન્તમાં કાલિંગા પાસે જશે અને તેને યુધ્ધ ન કરવા માટે વિનંતી કરશે. એ કહેશે કે 'હે સ્વામી, તાત તમે એ અભંગ અવિનાશી એવા શ્રી નિષ્કલંકી નારાયણ સાથે યુધ્ધ કરશો નહીં. એ ત્રિભુવનપતિ અભંગ એવા દેવ છે. તેની સાથે યુધ્ધમાં આપણે ટકાવ થશે નહીં.' આ વચન સાંભળતાં કાલિંગાનું શરીર સંતાપાતિશયથી ગરમ લય થઇ જશે. અત્યંત અહંકારથી એ રાણીને બોલશે. 'હે રાણી તું શું બોલે છે મારા પરાક્રમની તને જાણ છે કે નહીં ? અમારું સૈન્ય બળ શસ્ત્રશાસ્ત્ર બળ કેટલું મોટુ અગાધ છે એ તને ખબર નથી માટે તમે આમ બોલો છો પણ મારો એક સૈનિક યોધ્ધો એવો બળવાન પરાક્રમી છે કે જે અભંગ છે એમ તમે કહો છો તેનો સૈન્યો સાથે સંહાર કરશે.' આ પ્રમાણે દૈત્ય કાલિંગો નગર બહાર પ્રયાણ કરશે અને નગરના ઉત્તર દરવાજા પર જઇને પહોંચશે.

**જે ઉત્તર દિશામાંહે એકવીસ દરવાજા ઉત્તમ સાર, એક એક બારણુ ગાઉ ગાઉ પોહોળો છે વિસ્તાર. ॥૩૬૮॥**
**જે દૈત્યના દલનો પાર ન લેવાયે, તે સૈન્ય એકવીસ દરવાજે સભટ બરાબર ચાલ્યાં જાયે. ॥૩૬૯॥**
**ત્યાં ચોસઠ પોર લગી એકવીસ દરવાજે દલ નિસરે,તે સર્વે જઇને પશ્ચિમ દિશામા પિયાણ કરે. ॥૩૭૦॥**
**તે દૈત્ય કમલાકુંવરને રાજ બેસારી નિસર્યો,હવે રાણી કુંવર તમે આ ચીન નગરીના રાજ કરો. ॥૩૭૧॥**
**દૈત્ય કાલિંગાયે કમલાકુંવરને રાજપાટ સાંપીયા જહાં,અને કહિયો જે તમે બેસીને કરો સઘલાં કાજ ઇહા. ॥૩૭૨॥**
**તેણે અરથ ગરથ ધનમાલ સર્વે સોપીયા જહાં,અને સોપીયા ચીન મહાચીન નગરીના રાજ તહાં. ॥૩૭૩॥**
**જે કમલાકુંવરને રાજપાટ નગર સર્વે સોપીયા,ત્યારે મુખીગત આ સતપંથ લઇ એકધ્યાન જો થયા. ॥૩૭૪॥**
**ત્યાં કમળાકુંવર ગત સર્વે દેવ લોક નરની જાણ, તે સુમરણી લઇ જીકર કરે સ્વામી દો દર્શન. ॥૩૭૫॥**
**જયારે દેવને એવી વિનંતી મુખી ગત કરે છે સેવ, ત્યારે મનવેગે સતગુરૂ બ્રહ્મા પ્રગટ થયા દેવ. ॥૩૭૬॥**
**જયારે ગુરૂ પાછમ દિશાને દરવાજે ઉભા છે આયે,ત્યાં સુરજારાણી કમલાકુંવર મુખી ગત સર્વે લાગ્યા પાયે. ॥૩૭૭॥**
**ત્યાં દેવને કરી પ્રણામ ને સર્વે ઉભા કરજોડ,ત્યારે મુખી કમલાકુંવર બોલ્યા બોલ. ॥૩૭૮॥**



દૈત્ય કાલિંગાની રાજધાનીને ચોફેર કોટ હોઇને ઉત્તર તરફ એક એક યોજન અંતર પર એકવીસ દરવાજા, બુરૂજ, પહેરા બેસાડેલા હશે. આ રીતે સુરક્ષિત એવા એ માર્ગે સંપૂર્ણ સૈન્ય ચોસઠ પહર એટલે આઠ દિવસ સુધી નીકળશે. આટલી મોટી અફાટ સેના તેની રહેશે. છેલ્લા દ્વારમાંથી બહાર નીકળ્યા પછી પશ્ચિમ તરફ વળીને છેક ભારત તરફ એ પ્રયાણ કરશે. ચીનમાંથી નીકળવાના પહેલાં દૈત્ય કાલિંગો પોતાની અનુપસ્થિતિમાં દેશનો કારભાર ઉત્તમ ચાલે એ માટે અધિકારપદ

કમલાકુંવરના હાથે સુપર્દ કરશે. કમલાકુંવરને ચીન દેશના સિંહાસન પર બેસાડી સુરજારાણીને તેની સહાય કરવા માટે નીમશે. આ રીતે સર્વ રાજ્ય કારભારની વ્યવસ્થા કરશે. ધન, અર્થભંડાર, રાજ્યસુત્રો, ન્યાયદાન વગેરે સર્વ અધિકાર કમલાકુંવરને સોંપીને એ યુધ્ધ માટે પ્રયાણ કરશે. હવે પોતે દૈત્ય કાલિંગો તેના સર્વ અકરાળ એવા સેનાનીઓ તેમજ સંપૂર્ણ સૈન્ય યુધ્ધ માટે નીકળી ગયા પછી અહીં ચીનદેશમાં જે જનતા રહેશે તેમને ભક્ત કમલાકુંવર સન્માર્ગની રાહ દર્શાવશે. અને તેમના મન પર ધાર્મિક સંસ્કાર ઘડાય માટે ઠેક ઠેકાણે ધર્મપીઠ દેવમંદિર સ્થાપીને ત્યાં પૂજા અર્ચના, સતસંગ, કથાકિર્તન શરૂ કરશે. સર્વ પ્રજાજનોમાં ધાર્મિક સંસ્કાર આવે તે માટે પોતાની અધ્યક્ષતા નીચે અલગ અલગ ધર્મસભા યોજીને સર્વત્ર ઈશ્વર ધ્યાન પૂજા નામસ્મરણોનો પ્રચાર કરશે. સુસંસ્કારી પ્રજા પોત પોતાની રીતે સર્વ કાર્યક્રમમાં ભાગ લઈને પોતાના લોકનેતા, ધર્મનેતા ભક્ત કમલાકુંવરના ધર્મકાર્યમાં સક્રીય સહભાગી થશે. કમલાકુંવર પોતાના ભક્તિના બળથી સર્વ દેવસભા પૂજા પોતાના ઘેર જ ભરાવશે. કમલાકુંવર મુખી થઈને જપમાળા હાથમાં લઈને પૂજા સતસંગ કરશે. સંપૂર્ણ ગતગંગા પૂજા માટે ભક્ત કમલાકુંવરના ઘેર એકત્રીત થઈ એકાંતમાં એકાગ્ર ચિત્તથી ભગવાનની આરાધના કરશે.' ભગવાન તારી ઈચ્છા સર્વ સમર્થ છે. તું બલવાન ધૈર્યવાન અને સત્વશીલ સત્યવાન છો, અમે ગરીબ પ્રજા બધા તારા જ અનુગ્રહમાં છીએ. આ સંપૂર્ણ મુખી ગતગંગામાં એક વિનંતી કરે છે કે એક વાર તમારાં દર્શન થાય. તમારા સ્વરૂપ સાક્ષાત્કારનો લાભ અમ પતિત જીવોને થાય એ જ અમારી ઈચ્છા કામના છે. અમને આ રાજ્ય, ધન, અર્થ, પદ વગેરે કંઈ પણ નથી જોઈતાં. ફક્ત તારાં દર્શન, તારો સહવાસ અમે નિત્ય ઈચ્છીએ છીએ.' સર્વ મુખી અને ગતગંગાની પ્રાર્થના સાંભળીને સદગુરૂ બ્રહ્મા એ જગ્યાએ પ્રગટ થયાં. ત્યારે કમળાકુંવર સુરજાબાઈ અને સર્વ ગતગંગા ઉઠીને ઉભાં રહ્યાં અને બધાએ તેમની પૂજા અર્ચના આરતી કરીને સિંહાસન પર બેસાડયા અને બધા લોકો નમ્રપણેથી હાથ જોડીને તેમની સામે ઉભા રહ્યાં. સદગુરૂ બ્રહ્માનું એ અલૌકિક સ્વરૂપ, સૌદર્ય અને બ્રહ્મતેજ જોઈને બધા ભાવ વિભોર થઈ ગયા. ભક્ત કમલાકુંવર આગળ જઈને તેમને વિનવવા લાગ્યો.

**તમે સુણો સતગુરૂજી વિનંતી અમો રંકજ તણી, હવે અમને કઠણ વેલા ન દેખાડશા હો ધણી. ॥૩૭૯॥**
**સ્વામી અપરાધી ગત સર્વે તમારી કેવાયે, અમે અપરાધી જીવ લાગુ તમારે પાયે. ॥૩૮૦॥**
**સ્વામી અમે ઉણી આચારી તમે ક્ષમા કરનાર, હવે અમારા અજ્ઞાનનો નહીં અંતને પાર. ॥૩૮૧॥**
**ત્યાં સતગુરૂયે સર્વે રખેશરને વાત કહી, હવે મુખી કમલાકુંવરને શિર ભરણા ભરાસે સહી. ॥૩૮૨॥**
**તે માટે સર્વે દેવલોક ચીનનગરી છોડી બાહેર નિસરો,તે જંબુદ્વિપ હેમપુરી નગરીમાંહે જઈ સંચરો. ॥૩૮૩॥**
**તાહાં તમે શ્રીનારાયણના સૈન્યમાં મલજો સહી,હવે ચીન મહાચીનને ડુબાવશે સ્વામી અહી. ॥૩૮૪॥**
**જ્યારે એવા કહીને સતગુર બ્રહ્મા ચાલ્યા વિદા થાયે,તાહા સર્વે દેવલોક જઈ લાગ્યા સતગુરૂને પાયે. ॥૩૮૫॥**
**ત્યારે સુરજારાણી વિનંતી કરે સતગુરૂસુ ઘણી, હવે અમને અંતઃકાલે ન વિસારશો ધણી. ॥૩૮૬॥**
**જે દેવલોક સર્વે ચીન નગરી છોડી ચાલી નિસર્યા,તે દેવ જંબુદ્વિપે હેમપુરી નગરીમાં આવી સંચર્યા. ॥૩૮૭॥**
**જે સુરજારાણી મુખી ગત મળીને સ્વામીના દલ માંહા જાયે,તે જઈ લાગે સતગુરૂ બ્રહ્માના પાયે. ॥૩૮૮॥**
**તે સર્વે ગતમુખી પાયે લાગી સ્તુતિ કરે ઘણી, હવે અમને ચરણે રાખો તમારે ધણી. ॥૩૮૯॥**

**વિભાગ ૧૦:** સ્વામિ (નિષ્કલંકી નારાયણ) ની સેનાનું વર્ણન



ભક્ત કમલાકુંવર અને સુરજારાણી અને સંપૂર્ણ ગતગંગા સદગુરૂ મહારાજને હાથ જોડીને નમ્રભાવે વિનવવા લાગ્યાં કે 'હે નાથ, અમે અનાથોની વિનંતી કાને ધરો. તમે પાછળ અતિ કઠિન સુચવ્યા પ્રમાણે એવા આ પ્રલય કાળનું દર્શન અમને થાય નહીં એવી અમારી આગ્રહની વિનંતી છે. તે મહાભયાનક કલિકાલમાં આપની કૃપાછત્ર નીચે અમને રાખો. અમે અપરાધી છીએ. અમે બધા તમારા ચરણાવિંદી શરણમાં આવ્યા છીએ. અમે અપરાધી, આચારહીન હોઈએ તો પણ તમારા

દાસ, આજ્ઞાંકીત સેવક, તમારી જ પ્રજા છીએ. હે સદ્ગુરૂનાથ અમારા અજ્ઞાનનો પાર નથી. તમે કૃપા કરીને અમારાં અજ્ઞાન દુર કરો. અમારી અવિદ્યાનું માયાવી પટલ દુર કરીને તમારા સતજ્ઞાન રૂપ ધર્મ સૂર્યની ઉજ્વલ પ્રકાશજ્યોત અમારા પર નાખો એવી વિનમ્રભાવે અમે પ્રાર્થના કરીએ છીએ.' સદ્ભકતોની આ પ્રાર્થના સાંભળીને સદ્ગુરૂનાથ બોલ્યા, અહો સદભકતો ઋષિવરો તમારી ભકિત જાણીને તમારા નિર્મળ વિશુધ્ધ અંતઃકરણ જાણીને હું સન્માર્ગદર્શન માટે આવ્યો છું. તમે બધા લોકો હવે એક ક્ષણ ભર પણ અહીં ચીન નગરીમાં રહેશો નહીં. કારણ શ્રી નિષ્કલંકી નાથ દૈત્ય કાલિંગાનો સંહાર કરીને સંપૂર્ણ પૃથ્વી નિર્દાનવી કરશે. આ પૃથ્વી પાપમયભુમી લવલેશ ન રહે તે માટે ભગવાન આ સંપૂર્ણ ચીનનગર સાગરમાં જળમય કરશે માટે તમે બધાં પોતાની પૂજાપાઠ અન દેવસભા માટે આ સ્થાન છોડી જંબુદ્વિપમાં કુંવારીકાક્ષેત્ર ધામમાં ભગવાન શ્રી નિષ્કલંકીના ધામમાં આવી જાવ. ત્યાં તમારા જીવનનું સાર્થક થશે. તમારો આ સદ્ભકત કમલાકુંવર છે. તેનું છાયાછત્ર તમારા પર અખંડિત રીતે રહેશે. એકી સાથે એકચિત્તે તમે તેના મેળામાં સહભાગી થાઓ. જલ્દી જ તમે મુકત થશો.' એમ આશ્વાસન આપી સદગુરૂ મહારાજ તેમનો વિચાર લઇને સ્વસ્થતાથી જવા નીકળ્યા. ત્યારે બધાએ અધીરતાથી તેના ચરણ પ્રણામ કર્યા. સુરજારાણીએ કહ્યું: 'હે સદ્ગુરૂનાથ અંતઃકાળ સમયે તમારું સતત સ્મરણ અમારા અંતઃકરણમાં રહે એ પ્રકારની કૃપા અમારા પર કરો. એક ક્ષણ પણ તારા સ્મરણચિંતનથી ખાલી જાય નહીં. સદૈવ અહર્નિશ અખંડીતપણે તમે અમારા હ્રદયસિંહાસન પર બિરાજમાન થાઓ એવી અમારી અંતઃકરણથી તમારા ચરણકમળે નમ્ર પ્રાર્થના છે.' સુરજારાણી કમળાકુંવર અને ઇતર સર્વ સદભકતજનોની પ્રાર્થના સાંભળીને સદ્ગુરૂ મહારાજ અત્યંત આનંદીત થયા. હર્ષભેર અંતઃકરણથી અને સ્નેહાર્દ્ર દ્રષ્ટિથી બધાની મનોકામના પૂર્ણ કરનારા બ્રહ્મ ચૈતન્ય સ્વરૂપ અંતર્યામી સદગુરૂ મહારાજે તેમને કૃપાશીર્વાદ અને વરદાન આપ્યું અને તે અંતર્ધ્યાન પામ્યા. પછી બધાએ દેવ સભા સાથે ચીન નગર છોડીને જંબુદ્વિપ તરફ પ્રયાણ કર્યું. હેમપુર નગરીમાં ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણના નિવાસ સ્થાને આવ્યા પછી બધાએ ભગવાનને હાથ જોડીને નમ્રભાવે પ્રણામ કર્યા. ભગવાને તેમના એ પ્રેમભાવના પ્રણામ સ્વીકારીને તેમને યોગ્ય આવકાર આપી તેમનો આદર સત્કાર કરીને પોતાના અનંત કોટી સૈન્યના મેળામાં તેમને જોડી લીધા. ભકત કમલાકુંવર અને સુરજામાઇ ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ અને સદ્ગુરૂ બ્રહ્માના ચરણે લાગી અનન્યભાવે તેમની સ્તુતિ ગાવા લાગ્યાં.

**શ્રીનિષ્કલંકી નારાયણ પ્રગટ થયાના પરછા જાણ, ભાઈ સુણો મુનિવરો તેની વાણ. ॥૩૯૦॥**
**જ્યારે પ્રભુજી દૈત્ય કોલિંગાને મારવાનો કરે વિચાર,ત્યારે સ્વામી મેદની માંહેથી પ્રગટ થશે તે વાર. ॥૩૯૧॥**
**જે સ્વામીના શ્વેત ઘોડો શૃંગાર વખાણ, તે ઘોડાના સુવર્ણ રત્ને જડિયા પલાણ. ॥૩૯૨॥**
**તે ઘોડાની લગામે પટા સોનેરી કડા, તે બહુ રત્ન પદારથ હિરે જડા. ॥૩૯૩॥**
**તે ઘોડાની કોટે બાંધી હિરારત્નની માલ, તે ઘોડાને મોતી પહેરાવા છે બાલોબાલ. ॥૩૯૪॥**
**તે ઘોડાને તંગ સોવણસુતરણા બાંધે કુંદના તાર, તારે સતગુરૂ કહે ઓર અનંત શૃંગાર. ॥૩૯૫॥**
**તે સ્વામીનો શ્વેત ઘોડો શણગાર્યો મહા ભરપૂર, જાણે સહસ્ત્ર કળા લઈને ઉગા સૂર. ॥૩૯૬॥**
**ત્યારે હસી હરખીને સ્વામીજી બોલ્યા બોલ, અને તે માણક જડત્રની કરે સંજોય. ॥૩૯૭॥**
**સ્વામીની પગની મોજડી સુવર્ણ ઝલકાત, તે સ્વામી પહેરે વસ્ત્ર શ્વેત ભાત. ॥૩૯૮॥**
**ત્યાં એવો કેડે પટકોલ બાંધે યદુરાયે, આ સદગુરૂ કહે તે અમુલખ કહો નવ જાયે. ॥૩૯૯॥**
**સ્વામીને માથે મુગટ કાને કુંડલ છલકાયે,ત્યારે સ્વામીની નજર સામુ દેખ્યુ નવ જાયે. ॥૪૦૦॥**
**જે છુરી કટયાર સ્વામી કેડે કસ બાંધે તેણીવાર, સ્વામીને ખડગ ત્રિધારૂ ધર્યું હાથમાંહા સાર. ॥૪૦૧॥**

**જયારે શ્વેત ઘોડે સ્વામી થાયે સ્વાર, ત્યારે ત્રિભુવન માહે પડશે પોકાર. ॥૪૦૨॥**
**જે સતગુરૂજી હર્ષસુ બોલ્યા વિખ્યાત, સ્વામીના હાથમા ચાબકો બહુરંગી ભાત. ॥૪૦૩॥**
**જે વરજા શહર માંહા સ્વામીના સૈન્ય જો ભળે; તહાંથી મજલે મજલે પિયાણ જો કરે. ॥૪૦૪॥**
**હનુમાન વીર તાહા દેસે હાક, અને મલસે યોધ્ધા ત્યાં લાખો લાખ. ॥૪૦૫॥**

ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણના પ્રાકટયનું વર્ણન કરતી વખતે સતગુરૂ મહારાજ કહે છે કે યોગ્ય અનુકુળ કાળ પ્રાપ્ત થતાં જ ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ પૂર્વ ક્ષિતિજ પર જે પ્રમાણે સુર્યનારાયણ ઉદીત થાય છે તદ્વત ભૂગર્ભમાંથી જમીન વિદારણ કરતા પોતાના શ્વેત અશ્વ પર સવાર થયેલી સ્થિતિમાં પ્રગટ થશે. તે સગુણસાકાર સ્વરૂપ સુંદર મનોહર મુર્તિનું સ્વરૂપ અત્યંત તેજસ્વી સોજવળ ભવ્ય અને દિવ્ય હશે. દૈત્યના સંહાર માટે તેણે વિદ્યુત્વતા પ્રમાણે ચકચકીત એવી ત્રણ ધારની તલવાર ધારણ કરી હશે. ભગવાનના શ્વેત અશ્વનું ભવ્ય દિવ્ય તેજસ્વી સ્વરૂપનું વર્ણન કરવું સર્વસ્વી અશકય છે. પ્રત્યક્ષ ભગવાનનું વાહન એવો તે અશ્વ શેષનો અવતાર છે. તેના શૃંગારના અને પ્રભાનાં વખાણ કરવાં અવાર્ણનીય છે. રત્નમાણેકથી જડાયેલા એવા સુવાર્ણના પલાણ તેની પીઠ પર ઝળકે છે. તેની નીચે એક અત્યંત મૃદુ એવી રંગબેરંગી રેશમી શાલ હોઈને તેના પર સુંદર કલાકસબીનું નકશીકામ કર્યુ છે. તેને લીલા માણેક મોતીના ઝાલરો લગાવી છે. આ સુવાર્ણના તારમાં સુવર્ણ અને રૂપેરી ફુલ પરોવીને એની ઉપર રત્ન જડીત એવા ગોફ તેના ગળામાં બાંધ્યા છે. આ પ્રકારે નાનાવિધ પ્રકારના એ શ્વેત અશ્વને શૃંગારેલો હોઈને ઉદય મહેમાન સૂર્યની જેમ તેની સ્વરૂપ શોભા દેખાતી હતી. સહસ્રકળાયી યુકત એવો સૂર્યોદય થાય એ પ્રમાણે એ અશ્વ અત્યંત તેજસ્વી અને સુંદર દેખાતો હતો. આવા એ અશ્વની કેશવાળી પર અને માથા પર મમતાથી હાથ ફેરવતા ભગવાન શ્રી નિષ્કલંકી અશ્વના શૃંગારની સંયોજના સારી થઈ છે કે નહીં તેનું એ નિરીક્ષણ કરે છે. ભગવાને પોતાના પગમાં સુવર્ણકાંતિના જોડા પહેર્યા હોઈને તેની ઉપર ઠેક ઠેકાણે માણેક રત્ન જડેલા છે. તેમણે અંગ પર ધારણ કરેલા વસ્ત્ર બહુમુલ્ય અને બહુરંગી છે. તેમણે પોતાની મસ્તક પર એક પટકો બાંધ્યો હોઈને તેના પર સુવર્ણ મુકુટ પહેર્યો છે. તેમના કાન પર મુકુટા સાથે જડેલા એવા મકરાકાર કુંડળ ઝળકે છે. તેમણે ગળામાં અલગ અલગ પ્રકારના સુવર્ણ મોતીની ગોફ, કંઠ માળા પહેરેલી છે. તેના સ્વરૂપની શોભા ફકત અવાર્ણનીય છે. તેમના તેજથી સામેથી મુખારવિંદ જોઈ પણ શકાતું નથી. ભગવાને પોતાના શરીર પર અલગ અલગ અનેક વિધ શસ્ત્રો ધારણ કર્યા છે. સુરી, કટારી, ઢાલ, તલવાર, ધનુષ્યબાણ, મુગદલ, ગદા, શંખ વગેરે અને શસ્ત્રો એમની પાસે હોઈને એક અત્યંત અદ્દભુત તેજસ્વી એવં ત્રિધારી ખડગ તેમણે એક હાથમાં લીધું છે અને બીજા હાથમાં વિવિધ રંગીન ચાબુક લીધો છે. આ પ્રકારનું અદ્દભુત સુંદર તેજસ્વી સ્વરૂપ જોઈને બધા હર્ષીત આનંદીત પુલકીત થાય છે. ભગવાન પોતાના સર્વ સૈન્યોની જમાવટ અને સંગઠન કરે છે. ત્યાં હનુમાન મોટેથી ભુભુકાર કરતાં ત્રિભુવનના સૈન્યને હાક મારીને એકત્ર કરી ભેગા કરે છે. હનુમાનના હાકને પ્રતિસાદ આપી સર્વ સૈન્ય ત્યાં હાજર થાય છે. તેમાં કયા કયા સૈનિક દાખલ થયા એ સદગુરૂ મહારાજ વાર્ણન કરીને કહે છે.

**સ્વામીના સૈન્ય મેલાવાના પરછા જાણ, તમે સુણો મુનિવર તેહ નિરવાણ. ॥૪૦૬॥**
**ત્યાં પેલી ચોસઠ લાખ જોગણીયો આવે જે વાર,તે હાથ ડમરૂ વગાડેને બોલે જયજયકાર. ॥૪૦૭॥**
**જે સૈન્ય સાથે ઑટ કરોડ જન ભુતાત, તેમાં બાણુ લાખ ચઢે પેસાવળ જાત. ॥૪૦૮॥**
**તેમા દેવી જોગણીની ભૂત પેસાવલ જાત, તે સ્વામીના સૈન્ય આગળ માર્ગ સમારે ઉતપાત. ॥૪૦૯॥**
**જે સતગુરૂ બ્રહ્માજી આદે અનંત કરોડી દેવ ઉધ્ધરા જેહ,**
**તો અંતે સ્વામીની સેનામાંહી આવી સંચરા તેહ.॥૪૧૦॥**

જે દેવ જખા નવ્વાણુ કરોડી કેવાયે, તે પણ આવી લાગા સ્વામીજીને પાયે. ॥૪૧૧॥
જે દેવ છપ્પન કરોડી મેઘા સત સંઘાત, તે પણ આવી લાગે સ્વામીજીને સાથ. ॥૪૧૨॥
જે કોઈ બત્રીસ કરોડી કિન્નર દેવ, અને તે પણ આવ્યા સ્વામીજીની સેવ. ॥૪૧૩॥
તે દેવ તેત્રીસ કરોડી મુનિવર ભયા, અને તે પણ સ્વામીને પાસે આવીયા. ॥૪૧૪॥
જે દેવ પાંચ કરોડી પ્રહલાદ સરજ્યા તે, તે પણ આવી મળ્યા પ્રભુની સંઘાતે. ॥૪૧૫॥
જે દેવ સાત કરોડીશું હરિશ્ચંદ્ર રાયે, તે પણ આવી લાગા સ્વામીને પાયે. ॥૪૧૬॥
જે દેવ નવ કરોડીશું ભકત યુધિષ્ઠિર જાણ, તે પણ સર્વે રણ ચઢયા નિરવાણ. ॥૪૧૭॥
જે દેવ બાર કરોડીશું સ્વામી સદ્‌ગુરૂ નાથ, તે પણ આવી મળ્યા શ્રી સ્વામીજી સાથ. ॥૪૧૮॥
એવા પ્રભુજીના સૈન્ય આપ છે ઉત્તમ સાર, પણ તેહમાં પાંડવ દલનો નહી અંત ને પાર. ॥૪૧૯॥

ભગવાન શ્રી નિકલંકી નારાયણના સૈન્યના મેળામાં જગતની પવિત્ર મહાભૂતિમાં જન્મ ધારણ કરીને આવેલા સર્વ દેવગણ રહેશે. સર્વ દેવગણ પોત પોતાના દૂતગણ સાથે મૃત્યુલોકમાં અલગ અલગ જગ્યાએ જન્મ ધારણ કરશે અને હનુમાનની હાક સાંભળતાં જ ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણના છત્ર નીચે એકત્રીત ભેગા થશે. તેમાં સર્વ પ્રથમ ચોસઠ લાખ યોગિણી હાથમાં ડમરૂ અને શસ્ત્ર ધારણ કરીને ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણનો જયજયકાર કરતી આવશે. પછી સાડા ત્રણ કોટી ભૂતગણ આવશે. એ પૈકી બાણુ લાખ પેસાવલ જાતીનાં સૈન્ય રહેશે. યોગીણી ભુત અને પિશાચ એ ભગવાન શંકરના દૂતગણ હોઈને ભગવાનની સહાય માટે એ મૃત્યુલોકમાં અવતરશે અને ભગવાનના સૈન્ય આગળ ચાલતા જઈને સૈન્યનો માર્ગ ખુલ્લો કરતાં ચાલશે. ભગવાનના સૈનિકોની ઉત્તમ પ્રકારની સેવાચાકરી કરશે. અનાદિકાળથી સતગુરૂ બ્રહ્મા દ્વારા જે જીવાત્મા અમરાપુરીમાં પહોંચ્યા છે તે સંપૂર્ણ જીવાત્મા મુકિત માટે મૃત્યુલોકમાં માનવ રૂપે જન્મ ધારણ કરશે અને ભગવાનના સૈન્યમાં દાખલ થશે. પ્રથમ દશનારાયણ કલ્પમાં નવ્વાણુ કોટી યક્ષ જીવાત્મા અમર થયા હતાં. દ્વિતીય દેવગુણ કલ્પમાં છપ્પન કોટી મેઘદેવતા અમર થયા હતા, તૃતીય લીલવગુણ કલ્પમાં બત્રીસ કોટી કિન્નર ગણ અમર થયા હતા. એ બધા પોત પોતાના આગેવાનો સાથે અવતરશે. અને દેવદૂત હનુમાનની હાક સાંભળતાં જ ભગવાનની સહાય માટે પોત પોતાના અનુક્રમે સત્યાયુગમાં ભકત પ્રહલાદ સાથે પાંચ કોટી, ત્રેતાયુગમાં ભકત હરિશ્ચંદ્ર સાથે સાત કોટી, દ્વાપરયુગમાં ભકત યુધિષ્ઠિર સાથે નવ કોટી અને કલિયુગમાં બ્રહ્મસ્વરૂપી સદગુરૂના અનુગ્રહે અમર થયેલા બાર કોટી જીવાત્મા એમ તેત્રીસ કોટી મુનિ પણ અલગ અલગ દેશમાં અવતરશે અને યોગ્ય એવો સમય આવતાં જ ભગવાનની ધ્વજા છત્ર નીચે પોતાની સેના સહિત પધારશે. એ પકારની અગણિત સેના ભેગી થશે. આ સંપૂર્ણ સૈન્યમાં પાંચે પાંડવોનું સૈન્ય અત્યંત શુરવીર, ધૈર્ય અને બળસંપન્ન તેજસ્વી હશે. પાંડવો જંબુદ્વિપમાં ભરતખંડમાંજ અલગ અલગ રાજ્યમાં પ્રગટ થશે અને તેમના પ્રત્યેકના સ્વતંત્ર સૈન્ય રહેશે તેની હકીકત એવી.

કાશ્મિર નગરી ઉત્તમ કહેવાયે, અને તયાં ઉપન્યા યુધિષ્ઠિર રાયે. ॥૪૨૦॥
જે દેવ અઢાર લાખ ખડગધારી જાણ, અને તે પણ રણ ચઢે નિરવાણ. ॥૪૨૧॥
જે નગર ઉજ્જૈની મહા ઉત્તમ સહી, અને સહદેવ જોશી ઉપન્યા છે તહી. ॥૪૨૨॥
જે દેવ ચૌદલાખ ચક્રધારી જાણ, અને તે પણ રણ ચઢે નિરવાણ. ॥૪૨૩॥
જે નગર અમરકોટ ને જાલંદર દેશ, ત્યાં ઉપન્યો ભીમસેન તે અવળે કેશ. ॥૪૨૪॥
જે દેવ ચાળીસ લાખ ગદાધારી જાણ, તે પણ રણ ચઢે નિરવાણ. ॥૪૨૫॥

જે નગર ઉંચ મુલસ્થાન સહી જાણ, તયાં અર્જુન ઉપન્યા પરમાણ. ॥૪૨૬॥
જે દેવ છત્રીસસાખ ધનુર્ધારી જાણ, અને તે પણ રણ ચઢે નિરવાણ. ॥૪૨૭॥
જે નગર પંચાવલ પુર્વ બંગાલ મંહા કહેવાયે, ત્યાં ઉપન્યા છે નકુલ રાયે. ॥૪૨૮॥
જે દેવ પચાસલાખ નેજા ધારી જાણ, અને તે પણ રણ ચઢે નિરવાણ. ॥૪૨૯॥
જેવા પાંચે બંધવ મળ્યા એક જ ઠાયે, તેહની ગણત્રી કહી નવ જાયે. ॥૪૩૦॥
તેહેમાં ઘોડા હસ્તી ઊંટ બહુ અપાર, તયાં આવ્યા દેશ દેશના યોધ્ધા સાર. ॥૪૩૧॥
જરદ ભમર મંજીઠા મહુઅર જાત, કચ્છી કુમેદ કલાણી સાહેર સાથ. ॥૪૩૨॥
કાલા કાટુવા કાબરાને કોકલી સાર, કટર જટર અબલખી અપાર. ॥૪૩૩॥
ત્યારે કેહેરડા કાહડા કલોલ રાખી જાત, બાકી અંવર તુરંગ કહા નવ જાયે. ॥૪૩૪॥
તે દલમાંહા ધ્વજા નિશાણ તણો નહી પાર, ત્યાં ચઢે યોધ્ધા મહારણ ઝુંજાર. ॥૪૩૫॥
તે પાંડવના દલ ચાલતા લોપે ચંદ્રમા સૂર, જેમ સમુંદર નદીયું આવે છે પૂર. ॥૪૩૬॥
નવસો નવ્વાણુ નદીયુ આવે જેમ, અને પાંડવ સૈન્ય ચાલે છે એમ. ॥૪૩૭॥

કાશ્મિર દેશમાં સદ્ભકત રાજા યુધિષ્ઠિર પ્રગટ થઈને અઢાર લાખ ખડગધારી સૈન્ય સાથે એ ભગવાનના સૈન્યમાં હાજર થશે. ઉજ્જૈન શહેરમાં સહદેવ જોશી પ્રગટ થઈને ચૌદ લાખ ચક્રધારી સૈન્ય સાથે એ પણ ભગવાનના સૈન્યમાં દાખલ થશે. જાલંદર દેશમાં અમરકોટ નગરમાં મહાબલી ભીમસેન પ્રગટ થશે તે પોતાના ચાલીસ લાખ ગદાધારી સૈન્ય સાથે ઉપસ્થિત થશે. ઉંચનગર પંજાબમાં અર્જુન અવતરશે તે પોતાના છત્રીસ લાખ ધનુર્ધારી સૈન્ય સાથે હાજર થશે. પૂર્વ બંગાળમાં નકુલ પ્રગટ થશે અને તે પચાસ લાખ નેજાધારી સૈનિકો સાથે ભગવાનના મેળામાં દાખલ થશે. આ પાંચ ભાઈઓ પોત પોતાના સૈન્ય સાથે ભગવાનના સંકેતાનુસાર એકત્રીત થઈ આવશે ત્યારે તેમની ગણતરી કરવી, વર્ણન કરવું અશક્ય થશે. સૈનિકોના વાહનો અને શસ્ત્રાસ્ત્ર વાહતુકી કરતા, ઘોડા, ઊંટ, ગધેડા, ખચ્ચર, હસ્તિ, વગેરે પશુઓની સંખ્યા પણ અગણિત રહેશે. ભગવાનના સૈન્ય છાવણીમાં જામેલા અલગ અલગ દેશના અલગ અલગ જાતીના અશ્વોનું વર્ણન કરવું ફકત અશક્ય છે. એ અશ્વમાં હરણ, હંસલા, અરબી, તેજી, તુર્કી, તોખાર, જરદ, ભમ્મર, મંજીઠ, બહુવર, કચ્છી, કુમેદ, કલ્યાણી, સોરઠી, કાળા, કાટવા, કાબરા, કોકિલા, કટક, જટર, અબલખીયા, કેરડા, કાહડા, કલોલ, ઈરાકી અનેક જાતીના નામવંત રંગરૂપથી અદ્વિતીય એવા અનેકવિધ ઘોડાઓ હશે. યુધ્ધની તાલીમ આપેલ ખાસ એવા તે અશ્વ હશે. તેના પર સવાર થનાર યોધ્ધા પણ અનુપમેય શુરવીર મહારણ ધુરંધર હશે. પાંડવોનું સૈન્ય ચાલતી વખતે ચંદ્ર સુર્ય પણ ઢંકાઈ જશે. ધુળના ગોટે ગોટા ઉડીને આકાશ સર્વ અભ્રાચ્છાદિત થશે. દિવસ કે રાત છે એ પણ સમજાશે નહીં. સાગરમાં ભરતી આવી, નદીઓને મહાપુર આવે અથવા પૃથ્વી પરના નવસો નવ્વાણુ નદીઓ એકત્ર આવે એ પ્રમાણે ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણના ધ્વજા નિશાની નીચે પાંડવ સૈન્યોની ભરતી આવશે.

શ્રીનિષ્કલંકી નારાયણ તણુ સૈન્ય જો મલે, અને દેવ રખેશર તે રણ સંગ્રામે ચઢે. ॥૪૩૮॥ 
ત્યાં વાજે દદામાને ઝલકે નિશાન જેહ, જેમ ગંગાની છોળે પ્રવાહ વહે તેહ. ॥૪૩૯॥
અનંતવરણી છત્ર ઉપરે સુરજમુખીયુ ધરે, તે મજલે મજલે પિયાણ કરે. ॥૪૩૪॥
તે દળ આવી પહોંચ્યા જયાં છે શ્રીનારાયણ હરિ, ત્યાં સ્વામીને પાયે લાગી વિનંતી કરી. ॥૪૪૧॥
ત્યારે સ્વામીજી હસીને હર્ષસુ બોલ્યા જાણ, એ પાંડવના દળ કરીશું આગેવાન. ॥૪૪૨॥

જે દેવ વાસંગ નાગરાજા વસે પાતાળ, તે પણ સ્વામીને આવી મળે તતકાળ. ॥૪૪૩॥
જે નવ કુળ નાગ ટિલાવંત મણિધારી વીર, તે એવા નાગના સૈન્ય રણે ચઢે સધીર. ॥૪૪૪॥
જે દેવ ગોરખયતિ મહામુનિવર સહી જાણ, તે સાથે પાંચ લાખ સીંગી પુરાવે નાદ. ॥૪૪૫॥
જે દેવ સવા કરોડી શંખ વાગે ઝણકાર, ત્યાં દેવ લોકના સૈન્ય તો આવે અપાર. ॥૪૪૬॥
જે દેવ એક લાખ ઍંસી હજાર સંતમહાત્મા જાણ, તે પણ સ્વામીને આવી મળ્યા પ્રમાણ. ॥૪૪૭॥
તે માંહે સર્વ ઋષિવરને જાણ, તે સર્વે પહેલા સ્વામીને આવી મળ્યા નિરવાણ. ॥૪૪૮॥
તે દેવ સાત દેવદૂત મહાબલવંત આયે, તે તો શ્રી સ્વામીજીને શિર ચમ્મર ઢોળાયે. ॥૪૪૯॥
જે અઢાર વનસ્પતિ બહુરંગી ભાત, તે પણ આવી મળશે સ્વામીની સાથ. ॥૪૫૦॥
જેસ સાતે સમુંદર મુનિવર કહેવાયે, તે પણ સ્વામીન સૈન્ય આગળ મળશે આયે. ॥૪૫૧॥
જે સતી નવો નવસો નદીયો જાણ, તે પણ આવી મળે સ્વામીજીને પરમાણ. ॥૪૫૨॥
જે દેવ વરૂણ પવન બહુ બલીયા કહેવાયે, તેઓના બળ કાંઈ કહ્યા નવ જાયે. ॥૪૫૩॥
જે દેવ આદે ચાલા એ સતગુરૂને વચન, તે તો સ્વામીના દલમાં અંતે આવા જાણ. ॥૪૫૪॥
જે દેવ કલિયુગમાં લાગ્યા સતગુરૂ ને પાયે, તે મુનિવર સ્વામીને મલસે જાયે. ॥૪૫૫॥
જે કોઈ આદ અંત લગી રખેશર દેવ, તે સઘળા આવશે સ્વામીજીની સેવ. ॥૪૫૬॥
જે આજ સાચા સતપંથી મુનિવર કહેવાયે, તે સ્વામીના દલમાં આવે રખેશર રાયે. ॥૪૫૭॥
જે દેવ આવે હનુમાન બહુ બલીયા કહેવાયે, તે પરવત મસ્તકે લઈ ચઢાવે. ॥૪૫૮॥
તેમાં વાનર યોધ્ધા આવે મહા બળવંત, ત્યાં આવી મલ્યા સર્વેસ્વામી યદુનાથ. ॥૪૫૯॥

ભગવાન શ્રી નિકલંકી નારાયણના સૈન્યનો અદભુત એવો મેળો થશે. સર્વ દેવ અને ઋષિવર રણસંગ્રામના ઉદ્દેશથી ભુતળ પર અવતરીને ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણના ધ્વજ છત્ર નીચે એકત્રિત આવશે. એ સૈન્યમાં નગારાં, ઢોલ વગેરે મોટા મોટા રણવાદ્યો વાગશે. નિશાન ધ્વજા પતાકાનો પાર લાગશે નહીં. ગંગાનો પ્રવાહ જેમ અફાટ હોય છે તેમ સૈન્યપ્રવાહ અફાટ અતૂટ રહેશે. એ સંપૂર્ણ સૈન્ય પર સુર્યનારાયણ નાનાવિધ રંગના છત્ર ધારણ કરશે. મજલ પ્રયાણ કરતાં કરતાં સર્વ સૈન્ય ભગવાન શ્રી નિકલંકી નારાયણની છાવણીમાં આવી દાખલ થશે અને તેનો ચરણે લાગી પોતાની સેવા સ્વીકારવાની વિનંતી કરશે. ત્યારે ભગવાન પ્રત્યેક સાથે હસીને પુલકીત અંતઃકરણથી પ્રત્યેકના કુશલ ક્ષેમ પુછશે. સદ્દભકત પાંડવોને અગ્રગણ્યના માન આપશે અને તેમના જ સૈન્યની બધાની આગળ રાહબરી કરશે. પાતાળ લોકના સુપ્રસિધ્ધ મહાબળવાન નાગરાજ વાસુકી પોતાના સહસ્ત્રફેણોથી યુકત પ્રગટ થઈને ભગવાનની ભેટ લઈને સહાય માટે આવવાની પોતાની સદિચ્છા પ્રગટ કરશે. તેની સાથે નવકુળ નાગનું અપરિમિત અગણિત સૈન્ય રહેશે. તે પ્રત્યેક વીરના મસ્તક પર તિલક અને રત્નમણી રહેશે. અત્યંત ચકચકીત લખલખીત પ્રકાશયુકત એ મણી હશે. આ પ્રકારનું આ નાગસૈન્ય પણ ભગવાનની સહાયતા માટે યુધ્ધ કરવા માટે સજ્જ થશે. મહાન સિધ્ધ પુરૂષ ગોરખયતિ પણ પોતાના સંપૂર્ણ પાંચ લાખ સેવકગણ સાથે પ્રગટ થઈને આવશે અને શૃંગનાદ કરીને સંપૂર્ણ સૈન્યમાં વીરરસ ઉત્સાહ જાગૃત કરશે. ઈંદ્રસ્વર્ગના ગણગંધર્વ પિતૃ વગેરે દેવ પણ પ્રગટ થઈને શંખનાદ, દુંદુભી, વીણા, ટાળ, મૃદંગ નાદ કરીને સંપૂર્ણ વાતાવરણ નાદમય કરીને સૈનિકોને ઉત્તેજીત કરશે. એક લાખ એંશી હજાર સંતમહાત્મા પણ પ્રગટ થઈને પોત પોતાની રીતે ભગવાનની સેવામાં દાખલ થશે. તેમાં મહાબળવાન એવા પ્રમુખ સાત દેવદુત અને યમદુત પોતાના સંપૂર્ણ દૂતગણ સાથે પ્રગટ થઈને ભગવાનના સૈનિકો પર છત્ર ચામર ઉભારશે.

વિવિધ રસોથી ફળપુષ્પપાનથી યુકત રહેલ અઢાર ભાર વનસ્પતિ ભગવાનની સેવામાં ઉપસ્થિત થશે. પોતાના ફળ પુષ્પોથી, સુખદ છાયાથી અને ઔષધોપચારથી બધા સૈનિકોને સંતુષ્ટ કરશે. સાતે મહાસાગર પોતાના ઉગ્ર ભયંકર સ્વરૂપનો ત્યાગ કરી સૌમ્ય શાંત સુશીતલ મધુર સ્વરૂપ ધારણ કરીને ભગવાનની અને સૈનિકોની તેમના વાહનોની જળસેવા કરશે. તેમની મદદમાં નવસો નવ્વાણુ નદીઓ ઉપસ્થિત રહેશે. સાગર અને નદીઓના મુખ્ય અધિષ્ઠાતા વરૂણ, વાયુ અને સૂર્ય એ બધા પ્રગટ થઈને ભગવાનની સેવામાં ઉપસ્થિત રહેશે. પૂર્વ કલ્પમાં અને પૂર્વ યુગમાં જે મુનિવર સદ્ભકત સદ્ગુરૂના વચનાનુસાર વર્તીને આત્મજ્ઞાન સંપન્ન અને આત્માબલ સંપન્ન થયા તે સર્વ મુકિત લાભ માટે ભગવાનની સેવામાં દાખલ થશે. અનાદિકાળથી જે સદભકત, ઋષિ, મુનિ, તપસ્વી, યોગી, યતિ, દેવ, સંત, મહાત્મા, સિધ્ધપુરૂષ, જ્ઞાની, આત્મજ્ઞાની સત્પુરૂષ, સતપંથી, વૈકુંઠ અમરધામ નિવાસી હશે તે બધા આ અનંત કરોડીના સૈન્ય મેળામાં પ્રગટ થશે અને પોત પોતાની રીતે ભગવાનની સેવા કરશે. સર્વ સૈનિકોમાં અગ્રગણ્ય એવા મહાબલવીર હનુમાન પોતાનું ઉગ્ર તેજસ્વી સ્વરૂપ ધારણ કરીને ઉપસ્થિત થશે. તેની સાથે અગણિત એવું વાનર સૈન્ય હશે. એકંદરે આ પૃથ્વી પર અનાદિકાળથી જે શૂરવીર દેવ સદ્ભકત થઈને અમરગતીમાં ગયા, જેમણે મૃત્યુ પર વિજય મેળવી અમૃત્વ પ્રાપ્ત કરાવી લીધું તે બધાના મુકતનો આ અંતિમ કાળ હોવાથી એ સર્વ ભગવાનની સેવામાં ઉપસ્થિત થશે અને પોત પોતાની રીતે સેવા કરીને અંતે ભગવાનના આત્મચૈતન્ય જયોતિસ્વરૂપમાં વિલીન થશે.

**જયારે દેવ રખેશર સ્વામીને પાયે લાગીને ઉભા રહે,ત્યારે સહુને રથે બેસાડો એમ સ્વામીજી કહે. ॥૪૬૦॥**
**એકેક મુનિવર સાથે એશી લાખ ઉંટ સામલ સાર,ત્તે ત્યાં દાણો પાણી ઉપાડે ચાર. ॥૪૬૧॥**
**એકકા ઋષિવરના દળ એવા ચાલે ઉત્તમ સાર, તેમા ચાર લાખ ઊંટ તંબુ નિશાન સાથ. ॥૪૬૨॥**
**ત્યાં બે લાખ ઊંટ તીર કમાનને હોયે, તે સેલા બખ્તર નોબત નગારા જોયે. ॥૪૬૩॥**
**એકએક મુનિવર સાથે એવા દલ ચાલે જાણ, તે આગળ સાતલાખ યાચકને ઝલકે નિશાન. ॥૪૬૪॥**
**તે સર્વે સ્વામી આગળ ઝળકે નિશાન વાગે સુર, અને બીજા અવર વેણુ વાગે રણતુર. ॥૪૬૫॥**
**ત્યાં વાગે દદામાને નફેરી ભેર ભરે, ત્યારે બહુ નાદ નિશાને ધરતી થરથરે. ॥૪૬૬॥**
**ત્યાં દળદળીયુ રણશિંગને શહણાઈઓ અપાર, ત્યારે વાગે ભેર ભુંગળ માંદળ ધમધમકાર. ॥૪૬૭॥**
**ત્યાં વાગે ટાળ મૃદંગ ધમધમકાર, ત્યારે વાગે વીણા વાંસળી સારંગી સાર.॥૪૬૮॥**
**એવા અનંત વાજંત્ર વાગે મુરલી અનુપમ વાણ, બાકી અવર વાજીંત્રનો કોઈ પાર ન જાણ. ॥૪૬૯॥**
**ત્યાં મળ્યું સૈન્ય સ્વામીનું કછુ કહ્યું ના જાયે, તે દળ ધરતીએ ના સમાયે. ॥૪૭૦॥**
**જે બ્રહ્મા વિષ્ણ મહેશ્વર હાજર લાગા પાયે, અને તે રથે બેસી બરાબર ચાલ્યા જાયે. ॥૪૭૧॥**
**જે મુનિવર લોકનું સૈન્ય મેલાવે સ્વામી નાથ, ત્યારે નવગ્રહ પણ ચાલ્યા સ્વામીને સાથ. ॥૪૭૨॥**
**જે કોઈ ઉત્તર દક્ષિણ પૂરવ પશ્ચિમ હુતા દેવ,તે દોડીને શ્રી સ્વામીના સૈન્યમાં મળ્યું તતખેવ. ॥૪૭૩॥**
**જે મળ્યું સૈન્ય અનંત અનુપમ સાર, તેમા ધ્વજા નિશાનનો ન આવે પાર. ॥૪૭૪॥**

**ત્યારે સ્વામીના સૈન્ય દેખીને બહુ આનંદ જે થાયે,ત્યાં એકેક મુનિવરનું સૈન્ય વખાણ્યા નવ જાયે. ॥૪૭૫॥**
**તે સર્વે મુનિવરના ઘોડાની પાખરો ઝલકે ઘણી, ત્યા સેલા બખ્તર પહેરી બેઠા ગતમાં ગુરૂનર ધણી. ॥૪૭૬॥**
**જે સવામીને મસ્તકે પટકો પહેર્યો બહુરંગી ભાત, તે સ્વામીને દસ મણની કમાન હાથ. ॥૪૭૭॥**
**તેનો અઢાર શેરનો તરકસ મહાતીર, જેથી દૈત્યના છેદસે શીર.॥૪૭૮॥**

**તેસ્વામીની કેડે કટયારી છુરી મુગદલ તલવાર, ત્યા સર્વે દેવલોક બાંધે હથિયાર. ॥૪૭૯॥**
**ત્યાં ગાજે ગરજે અને દેસે યમપાશ, અને મારી દૈત્યને કરસે નિરાસ. ॥૪૮૦॥**
**જે દેવ બાંધી હથિયારને એકઠા થાયે, તે સર્વે જઈ લાગે ગુરૂનરને પાયે. ॥૪૮૧॥**

જ્યાં સર્વ દેવઋષિ આવી ભગવાનને ચરણે લાગ્યા ત્યારે અત્યંત હર્ષથી પ્રેમપૂર્વક કુશળક્ષેમ ભગવાને પુછયા અને બધાએ યથાયોગ્ય તૈયાર થઈને પ્રયાણ કરવું એવી સુચના આપી. એક એક મુનિવર સાથે એંસી લાખ ઊંટ શસ્ત્રાસ્ત્ર દાણાપાણી અને યુધ્ધોપયોગી સામાન લઈને જવા માટે આયોજન થશે. એક એક ઋષિવર સાથે ચાર લાખ ઊંટ તેમની પાસેના તંબુ, નિશાન, તીર, કમાન, બીજા શસ્ત્રો, ટોપ, નગારાં, યુધ્ધવાદ્ય વગેરે વહન કરીને લઈ જવા માટી નિમ્યા હશે. એક એક મુનિવર સાથે આટલો દળભાર રહીને સાત લાખ યાચક એમના પર ધ્વજા છત્ર નિશાન ધારણ કરશે. ભગવાનની આગળ અગણિત રણવાદ્ય વગાડશે. શંખ, ભેરી, તુરંગ વગાડીને સર્વ વાતાવરણ નાદમય કરશે. રણશિંગા, વેણુનાદ, નગારાં, ઢોલક, શહેનાઈ, મોટા મોટા ભોંગા, રણભેરી, મુદુંગ, તાલ, ઢોલકી મોટા મોટા ઢોલ એવા ભયકારી, શરીર પર રોમાંચ લાવનાર નાદ સાંભળીને ત્રિભુવનના પ્રાણીમાત્ર ભયકંપીત થશે. તો ટાળ, વીણા, મૃદંગ, સારંગી, વાંસળી, તંતુવાદ્ય, જલતરંગ, ઘંટાતરંગ, ચિપળ્યા વગેરે નાજુક મોહક સ્વવાદ્યોથી બધાના મન મોહીત થશે અને કેટલાંક વીરોના શરીરમાં એ નાદે વિરરસ સંચરશે. તે અમૃતોપમ અનહદ નાદ સાંભળીને ત્રિભુવનના જીવાત્મા ધન્ય ધન્ય અને કૃતકસત્ય થશે. ભગવાનના એ અગણિત અપરિમિત સૈન્યની ગણતરી બ્રહ્મદેવથી પણ થઈ શકે તેમ નથી. સંપૂર્ણ પૃથ્વી તળ તેમને અપૂર્ણ પડશે. બ્રહમા, વિષ્ણુ, મહેશ પ્રત્યક્ષ પ્રગટ થઈને ભગવાનની સાથે રથ પર આરૂઢ થશે. તેમની પાછળ પાછળ નવગ્રહ પણ પોત પોતાના વાહન પર સવાર થઈને ચાલવા લાગશે. ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ વાસ્તવ્ય કરેલા બધા દેવ આવી ભગવાનના સૈન્યમાં આવી મળશે. આ પ્રકારે અનંત, અપાર, અનુપમ સૈન્ય ભગવાનની સેવામાં દાખલ થશે. એ સંપૂર્ણ સૈન્ય જોઈને અને એક એક મુનિવરના ભકિતપ્રેમ જોઈને ભગવાન અત્યંત હર્ષિત થશે. એક એક મુનિવરના વખાણ કરાશે. આ પ્રકારનું તેમનું દિવ્ય તેજ સાજ શૃંગાર અને ધૈર્ય, વીર્ય, શૌર્ય રહેશે. પ્રત્યેક મુનિવરના ઘોડાની પીઠ પર ચાદર અને પલાણ અત્યંત ચકચકીત રત્નમણીથી ગુંથેલાં ભગવાનના મસ્તક પરનું મુકુટ અત્યંત નાવિન્યપૂર્ણ ઘડીઘડી બદલતા રંગના રત્ન માણિકથી ગુંથાયેલા બહુરંગી હશે. ભગવાનના હાથમાં દસ મણનું ધનુષ્ય હશે. હાથમાં, અઢાર શેરનો ચન્દ્રાકૃતિ તરકસ મહાતીર ઝળકશે. જે યોગે દૈત્યોનું શિરકમલનું છેદન કરશે. ભગવાન પાસે કટાર, છુરી, મુગ્દલ, તલવાર વગેરે આયુધ હશે. સર્વ દેવદેવતા ગણ હાથમાં શસ્ત્રાસ્ત્રો ધારણ કરીને યુધ્ધ માટે સજ્જ થશે. પ્રત્યક્ષ કૃતાન્ત કાળ પ્રમાણે એ યમપાશ ધારણ કરીને સંપૂર્ણ દૈત્યોનો નાશ, સંહાર કરશે. શાસ્ત્રાસ્ત્રથી યુકત થયા પછી એ બધા સતગુરૂ બ્રહ્મા શ્રી નિષ્કલંકી નારાયણના ચરણે લાગશે.

સૈન્યમાં યોદ્ધાઓના રંગ - યુગ પ્રમાણે

**જે ચાર જુગમાં રખેશરના જુજવા રંગના પરછા જાણ,તમે સુણો મુનિવર તેહેના સહી નિરવાણ. ॥૪૮૨॥**
**રગતા પેચા કરસના સેતા જાણ, સરદ જરદ શામ શ્વેત પરમાણ.॥૪૮૩॥**
**જે ચાર યુગના સૈન્ય ચોરંગા એકઠા થાયે, તે બહુ રૂપવંતા રખેશ્વર કહા ના જાયે. ॥૪૮૪॥**
**જે કર્તા યુગમાં મુનિવર થયા પરમાણ, તેના સૈન્ય લાલ રંગે સહી પ્રમાણ. ॥૪૮૫॥**
**જે દેવના સરદ ઘોડાને સરદ પલાણ, તેહેને સરદ વસ્ત્ર પહેરાવ્યા જાણ. ॥૪૮૬॥**
**તેહને સરદ વાઘાને લાલ શિરબંધ જાણ, તેહના કેડેનો પટકો સરદ વખાણ. ॥૪૮૭॥**
**ત્યારે સરદ ધ્વજા સરદ ઝલકે નિશાન, તેહેના પગની મોજડી સરદ જાણ. ॥૪૮૮॥**

જે કર્તાયુગમાં ભકત પ્રહલાદ જાણ, તેહેના સર્વે સૈન્ય સરદ થાયે પ્રમાણ. ॥૪૮૯॥
જે કર્તાયુગમાં ઋગ્વેદ સરદ રંગે જાણ, તેથી સૈન્ય સરદ થયા પરમાણ. ॥૪૯૦॥
જે ત્રેતાયુગ માંહે મુનિવર ભયા, તેહેના સૈન્ય સર્વે જરદ રંગે થયા. ॥૪૯૧॥
તે દેવોના જરદ ઘોડાને જરદ પલાણ, તેહેના જરદ ધ્વજાને ઝલકે નિશાન. ॥૪૯૨॥
તે દેવને જરદ વાઘાને જરદ પેરીક ભાયે, તેહની જરદ મોજડી પેહેરણ પાયે. ॥૪૯૩॥
તેહને જરદ વસ્ત્રને જરદ શિરબંધ જાણ, તેહને કેડેનો પટકો જરદ વખાણ. ॥૪૯૪॥
જે ત્રેતાયુગમાં હરિશ્ચંદ્ર સતવાદી જાણ, તેહેના જરદ સૈન્ય કીધા પરમાણ. ॥૪૯૫॥
જે ત્રેતાયુગ માંહે યજુર્વેદ જરદ રંગે જાણ, તેથી સર્વે સૈન્ય જરદ થયા પરમાણ. ॥૪૯૬॥
જે દ્વાપરયુગ માંહા મુનિવર સુજાણ, તેના સર્વે શામ સૈન્ય થયા પ્રમાણ. ॥૪૯૭॥
તે દેવના શામ ઘોડાને શામ પલાણ, તેહની શ્યામ ધ્વજાને ઝલકે નિશાન. ॥૪૯૮॥
તે દેવના શામ વાઘાને વસ્ત્ર પરણક ભાયે, તેહેના પગની મોજડી શામ કહેવાયે. ॥૪૯૯॥
તેહેના શાપ શિરબંધ સર્વે રંગે જાણ, તેહેને કેડેનો પટકો શામ વખાણ. ॥૫૦૦॥
જે દ્વાપયુગમાં સાચા દેવ યુધિષ્ઠિર જાણ, તેહેના શામ સૈન્ય થયા પરમાણ. ॥૫૦૧॥
જે દ્વાપરયુગમાં શામવેદ શામરંગે જાણ, તેથી સર્વે દેવ શામ થયા પ્રમાણ. ॥૫૦૨॥
આજે કલિયુગમાં જે મુનિવર ખરા ઈમાની જાણ, તે કરોડી બારમા શ્વેત વખાણ. ॥૫૦૩॥
જે શ્વેત ઘોડાને સ્વામી થાશે સ્વાર, તે સ્વામીને શ્વેત વાઘા પેરણ સાર. ॥૫૦૪॥
તેહેના શ્વેત ઘોડાને શ્વેત પલાણ, તેહેના શ્વેત વાઘાને વસ્ત્ર પ્રમાણ. ॥૫૦૫॥
તે દેવને શ્વેત તીરને શ્વેત કમાન, તેહેની શ્વેત ધ્વજાને ઝલકે નિશાન. ॥૫૦૬॥
તે દેવને મસ્તકે શિરબંધ શ્વેત જાણ, તેના પગની મોજડી શ્વેત વખાણ. ॥૫૦૭॥
તે દેવનો કેડેનો પટકો શ્વેત રંગે સાર, ભાઈ તેના રૂપ તણો ન આવે પાર. ॥૫૦૮॥
એવા શ્વેત સર્વે સૈન્ય સ્વામીજીના ચઢે, તેહેને સ્વામી મેઘાડંબરના શિર છત્ર ધરે. ॥૫૦૯॥
આજ કલિયુગમાં સતગુરૂબ્રહ્મા થયા જાણ, તેના શ્વેત સૈન્ય કીધા વખાણ. ॥૫૧૦॥
આ કલિયુગમાં અથર્વવેદ શ્વેત રંગેજાણ, તેથી શ્વેત સર્વે સૈન્ય થયા પ્રમાણ. ॥૫૧૧॥
એવા ચાર યુગના સૈન્ય ચોરંગે ઉત્તમ સાર, સતગુરૂ કહે બાકી વર્ણનનો નાવે પાર. ॥૫૧૨॥
જયારે એવા સૈન્ય ચોરંગા સ્વામીયે દેખ્યા નેણ, ત્યારે હસી હર્ષસુ બોલ્યા વેણ. ॥૫૧૩॥
ત્યારે પ્રભુજી મુનિવરને એમ કહે નિરવાણ, હવે તમે જંબુદ્વિપમાંહે જઈને કરો મેલાણ. ॥૫૧૪॥

ચાર યુગના ઋષિવરોના અલગ અલગ રંગના વસ્ત્રો ધારણ કરેલાં એ સૈન્યોનું વર્ણન કરતી વખતે સદ્‌ગુરૂ મહારાજ કહે છે કે લાલ, પીળો, ઘનવાદળી અને સફેદ પ્રકારના ચાર રંગના તેમનાં વસ્ત્રો હશે. જે કર્તાયુગમાં મુનિવરનો ઉધ્ધાર થયો  હતો એવા ભકત પ્રહલાદ સાથેનાં પાંચ કોટી સૈનિકોનો ગણવેશ લાલ રંગનો હશે. ઋગ્વેદનો વર્ણ લાલ હોવાથી અને ઋગ્વેદ કર્તાયુગનો પ્રાધાન્યભૂત હોવાથી એ પ્રચલિત કાળે ઋગ્વેદના યુગધર્માનુસાર વર્તીને જે લોકો અમર થયા, એ ફલંત્ર સમયે એ પગટ થશે માટે તેમને તેમનાં વસ્ત્રો લાલ રહ્યાં. તેમના ઘોડા લાલ રહેશે, તેના પરની ચાદર અને પલાણ લાલ હશે, એ સૈનિકોએ ધારણ કરેલા બધા વસ્ત્રો લાલ જ હશે. તેમના માથાનો ફેંટો, પટકા અને ઉપવસ્ત્ર લાલ રહેશે. તેમના પગના

પાદત્રાણ પણ લાલ રહેશે. તેમના ધ્વજાનિશાન બધાં લાલ રંગનાં રહેશે.

ત્રેતાયુગમાં જે સદ્‌ભકતોનો ઉધ્ધાર થયો હતો એવા ભકત હરિશ્ચંદ્ર સાથે સાત કોટી સૈનિકોનો ગણવેશ પીળા રંગનો હશે. યર્જુર્વેદનો વાર્ણ પીળો હોવાથી અને યજુર્વેદનો યુગધર્મ ત્રેતાયુગમાં પ્રચલિત હોવાથી પ્રાધાન્યભૂત વેદ તરીકે યુગધર્માનુસાર વર્ત્તાનિ જે લોકો અમર થયા, આ છેલ્લા સમયે એ પ્રગટ થશે માટે તેમનાં વસ્ત્રો પીળા રહેશે. તેમના ઘોડા પિતવર્ણના, તેની પરની ચાદર પલાણ વગેરે પિતવાર્ણના હશે એ સૈનિકોએ ધારણ કરેલા બધા વસ્ત્રો પિત્તવર્ણ જ રહેશે. તેમના માથા પરના ફેંટા, પટકા અને ઉપવસ્ત્ર જોતાં પીળાં જ હશે. તેમના પગના પાદત્રાણ પીળા જ રહેશે. તેમની પાસેના શસ્ત્રાસ્ત્ર પિત્તવર્ણનાં રહેશે. તેમની ધ્વજા નિશાન બધા પીળાં જ હશે.

દ્વાપર યુગમાં જે ઋષિવર મુનિવર સદ્‌ભકત યુધિષ્ઠિર સાથે નવ કોટી સૈનિકોને ગણવેશ ગર્દ વાદળી રંગનો-શામવાર્ણનો હશે. સામવેદનો વાર્ણ શામ હોવાથી અને સામવેદ દ્વાપરયુગમાં પ્રાધાન્યભૂત વેદ હોવાથી એ કાળે સામવેદના યુગધર્માનુસાર વર્તાનિ જે લોકો અમર થયા એ આ કલિયુગના છેલ્લા પ્રહરે પ્રગટ થશે. માટે તેમનો ગણવેષ શામવર્ણ હશે. એ સૈનિકોએ ધારણ કરેલાં બધાં વસ્ત્રો શામવર્ણના જ હશે તેમના માથા પરનાફેંટા, પટકા અને ઉપવસ્ત્ર શામ વર્ણના હશે. તેમના પગના પાદત્રાણ પણ શામ રહેશે. તેમના શસ્ત્રાસ્ત્ર ધ્વજા અને નિશાન પણ શ્યાવર્ણના જ રહેશે.

આ કલિયુગમાં જે સદ્‌ભકતનો ઉધ્ધાર થયો અને ઉધ્ધાર થશે એવા સદ્‌ગુરૂ બ્રહ્માના અનુગ્રહી ઋષિવર મુનિવર બાર કોટી જીવાત્મા સૈનિક રૂપે અવતરશે, તેમનો ગણવેશ સંપૂર્ણ સફેદ શુભ્ર હશે. અથર્વવિદનો વર્ણ શ્વેત હોવાથી અથર્વવિદ આ કલિયુગનો પ્રાધાન્યભૂત વેદ છે. માટે પ્રચલિત સમયે બ્રહ્મસ્વરૂપી મહાત્મા તરફથી સદગુરૂ બ્રહ્મા પાસેથી અનુગ્રહ લઈને તેમણે કહ્યા પ્રમાણે સાધનાનુસાર અને યુગધર્માનુસાર આચરણ કરીને જે જીવાત્મા અમર થયા અને થશે એ બધાં કલિયુગના અંતસમયે પ્રગટ થશે. માટે તેમનો વસ્ત્રો શ્વેત રહેશે. તેમના ઘોડા શ્વેત, તેના પરની ચાદર પલાણ શ્વેતવર્ણનાં રહશે. એ સૈનિકોએ ધારણ કરેલાં બધાં વસ્ત્રો શ્વેત વર્ણ જ રહેશે. તેમના ફેટા, પટકા, ઉપવસ્ત્ર અને પાદત્રાણ જોતાં શ્વેતવર્ણના હશે. તેમનાં શસ્ત્રાસ્ત્ર ધ્વજા નિશાની પણ શ્વેત વર્ણ જ હશે.

આ પ્રમાણે ચતુર્વર્ણની આ ચતુરંગ સેના ખુબ ચિત્ર વિચિત્ર અને નયનમનોહારી દેખાશે. સદગુરૂ મહારાજ કહે છે કે એ ભગવાનની અપાર અતુલ પરાક્રમી એવી સેનાનું વર્ણન કરવું શબદોની બહાર છે. આ બધુ ચૌરંગી સૈન્ય જોઈને ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ અત્યંત પુલકિત થશે. અત્યંત હર્ષોત્ફુલ્લ અંતઃકરણથી એ બધાને અભિવાદન કરીને આભાર માનશે અને પોતાના આગેવાન સેનાપતિને જંબુદ્વિપ તરફ પ્રયાણ કરવાનો સંદેશ આપશે.

સેનાની વિશાળતાના વખાણ

**પ્રભુજીની સ્વારીના પરછા રે જાણ, તેહેના મુનિવરો સુણો વખાણ. ॥૫૧૫॥**
**જે દન સંવત્સર ચિલોતરો ચૈત્રમાસ ને ગુરૂવાર,**
**તે દન સ્વામીજીના સૈન્ય ચઢે ત્યારે પ્રભુજી થાસે સ્વાર. ॥૫૧૬॥**
**જયારે ઘેરથી પગલાં ચાર સ્વામીજી ચાલી નિસરે, ત્યારે નાર એક સામી આવી સંચરે. ॥૫૧૭॥**
**તે પહેરી આભુષણ સોળ શૃંગાર, તે માથે સુવર્ણ કુંભ લઈને આવી સુહાગણ નાર. ॥૫૧૮॥**
**તે કુંભ ઉપર સુવર્ણની થાળ અનુપમ સાર, તેમાં અમૃત ભોજન ભરીયા સાર. ॥૫૧૯॥**
**જયારે એવા સારા શકુન સ્વામીને થાયે, ત્યારે સતગુરૂ બ્રહ્માજી બોલ્યા સત ભાયે. ॥૫૨૦॥**
**સ્વામીજી આજ ભલા શકુન છે મહાબળીયા કેવાયે, સર્વે દૈત્યના દળ ખરીયુમાં જાયે. ॥૫૨૧॥**

ત્યાંથી દળ ચાલી જંબુદ્વિપમાં જાય, ત્યારે સૈન્ય ગઢ પર્વત પહેલી ફુકે ઉપડાય. ॥૫૨૨॥
જયારે એવા દેવઋષિ દળ ઉલટે સધીર, ત્યારે નદી સમુદ્ર ના પાવે નીર. ॥૫૨૩॥
જે સ્વામીનું સૈન્ય ચાલે તેમા બહુ ઘોડાનો ઊંટ,
તેમા સાતે સમુદ્રના પાણી પહેલી ફોજે થાશે એકેકો ઘુંટ. ॥૫૨૪॥
પેહેલી ફોજ એક એકો ઘુંટ ભરાયે, ત્યારે પાછલી ફોજને રહેમત થાયે. ॥૫૨૫॥
જે દળ મેરૂ શિખર વચ્ચે સંચરી વાટ, ત્યારે લંકા ગઢ આવે સ્વામીની સાથ. ॥૫૨૬॥
શ્રી સ્વામીનું સૈન્ય મેરૂ શિખર વચે નહી માયે,
તે સૈન્ય ચાલતા ધરતીયે સવા ગજ લીદ ચઢાયે. ॥૫૨૭॥
એવા દલ ચાલતા ઉડે ખેહને બહું ગીર્દી ચઢે, ત્યારે ચન્દ્રમા સુરજનો ઠોર નહી જડે. ॥૫૨૮॥
તયં લોપે સુરજને જેમ ભાદરવાની રાત, અને ધરતી પગ તળે ના સુઝે જાત. ॥૫૨૯॥
ત્યારે સ્વામી ખડ્ગ હાથમાં ત્રિધારૂ લેસે ભરપુર, જેમ સહસ્ત્ર કલા લઈને ઉગા સૂર. ॥૫૩૦॥
ત્યાં ખડગને અંજવાળે દળ ચાલે અપાર, શ્રીસ્વામીના દળ આવી પહોંચે જંબુદ્વિપ મોઝાર. ॥૫૩૧॥
જે સ્વામીના દળમાં તુરંગ હેસાર કરે, ત્યારે જમીન આકાશ સહુ નક્ષત્ર થરહ રે. ॥૫૩૨॥
જયારે એવા દળ ચાલેને ધરતી કંપે અપાર, ત્યારે ધવલાધોરી શિર ન થંભે ભાર. ॥૫૩૩॥
એવા પાછમ દિશાથી સ્વામીના દળ આવે જાણ,
તે ભરતખંડને જંબુદ્વિપ માંહે કુંવારીકા ક્ષેત્રે કરે મેલાણ. ॥૫૩૪॥
ક્ષેત્રસુ ક્ષેત્ર કુંવારીકા સાબરમતીને તીરરે, રૂપ નિષ્કલંકી અવતર્યા આપ શામ શરીર રે. ॥૫૩૫॥
પૂર્ણા તાપી રેવા મહી કાવેરી મદગીરીજેરે, નેત્રવતીથી અવતર્યા પ્રગટ જો જો વીર રે. ॥૫૩૬॥
ગંગા જમુના સરસ્વતી તે થકી દખન દેશરે, સાબરમતીના તીરમાં હરિ છે માણસ વેસ રે. ॥૫૩૭॥
આજ હેમપુરી નગરીમાંહાં કુંવારીકા ક્ષેત્ર જાણ,
સદગુરૂબ્રહ્મા સ્થાનકે નિષ્કલંકી આવી કરે મેલાણ. ॥૫૩૮॥

વિભાગ ૧૧:
ઈમામશાહની દરગાહ સોનાની અને પાપ/પુણ્ય તોળાસે

સેના પિરાણામાં ભેગી થશે.

ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણની સવારીનું વર્ણન સદ્ગુરૂ મહારાજ કરે છે કે, 'ચિલોત્ર સંવત્સરીનો ચૈત્ર મહિનો ગુરૂવાર શુભ મુહુર્ત જોઈને ભગવાન નિષ્કલંકી નારાયણ યુધ્ધ માટે સૈન્ય સિધ્ધ કરીને જંબુદ્વિપ તરફ પ્રયાણ કરશે. ભગવાન પોતે સર્વ પ્રથમ પોતાના શ્વેત અશ્વ પર સવાર થઈને પોતાના સ્થાનથી ચાલ પગલાં પ્રયાણ કરશે, ત્યાંજ તેમની સામેથી એક સુંદર સૌભાગ્યવતી એક સુંદર સ્ત્રી આવશે. સોળ શૃંગાર અને સંપૂર્ણ સૌભાગ્ય અલંકારથી યુક્ત એવી એ સ્ત્રી સુવર્ણનો ઉદકકુંભ માથા પર લઈને આવશે અને કુંભ પર સુવર્ણ થાળીમાં અમૃતોપમ પંચ પકવાનનાં ભોજન હશે. એ અત્યંત શુભ શુકન થયેલાં જોઈને સતગુરૂ બ્રહ્મા અત્યંત હર્ષિત થઈને ભગવાનને ઈશારો કરશે અને કહેશે. 'સ્વામીજી, આજ આપણને આ અત્યંત શુભ, યશોદાયી અને મહાબળશાળી શુકન થયાં છે. દૈત્યોનું સંપૂર્ણ દળ હમણાં જ પૂર્ણપાણે નષ્ટ થયું એમ નિશ્ચિત સમજો.' ત્યાંથી મજલ પ્રયાણ કરતા એ સર્વ સૈન્ય જંબુદ્વિપ તરફ આવા લાગશે. જે પર્વત શિખર પરથી તેમજ ગાઢ પર્વતોમાંથી સૈન્ય પ્રયાણ કરશે. એ પર્વતો શિખર સપાટ થતાં જશે. જાણે હવાથી ધુળના ગોટા ઉડે એ પ્રમાણે સૈન્યના પ્રવાહને કારણે પર્વત શિખર ઉડતાં જશે. ભગવાનનું આ એટલું મોટું દેવઋષિ સૈન્ય હશે કે તેની ગણના પણ કરાશે નહીં. તેમાં ઊંટ ઘોડા અગણિત હશે. સાતેય સમુદ્ર અને નદીઓ તેમની સેવા માટે દોડી આવશે અને પ્રત્યેક પાણી સૈનિકોની તે સેવા કરશે. મેરૂ શિખર પરથી નીચે

ઉતરીને રસ્તો કાઢતાં એ સૈન્ય પ્રયાણ કરશે. દક્ષિણ તરફ છેક લંકા સુધી સૈન્ય પ્રયાણ કરશે, સૈન્ય જે માર્ગે જશે એ માર્ગ ઘોડા ઊંટના લીંદનો સવા ગજ ઉંચો થર થશે. ચાલતી વખતે ધુળ એટલી ઉડશે કે જાણે આકાશ મેઘથી આચ્છાદિત થાય એ પ્રમાણે સર્વત્ર અંધારું થશે. એ ધૂળના ગોટાથી સૂર્ય ચંદ્ર પણ ઢંકાઈ જશે. ભાદ્રપદના રાત્રી પ્રમાણે સર્વત્ર અંધારું છવાશે. પગ નીચે પત્થર વગેરે દેખાશે નહી. ત્યારે ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ પાતાનું ત્રણ ધારનું શસ્ત્ર હાથમાં ઉચું ધારણ કરીને સૈન્યને ઈશારો કરશે. હજાર કળાથી સૂર્ય તપશે એ પ્રમાણે તે ખડ્ગ ચળકશે અને તેના અજવાળાંના અનુરોધથી સૈન્ય ચાલવા લાગશે. આ પ્રકારે તે સંપૂર્ણ સૈન્ય જંબુદ્વિપમાં આવી થોભશે. જંબુદ્વિપની ભૂમિ પર પગ મૂકતાં જ ભગવાનનો શ્વેત ઘોડો જોરથી ફુરફુરતો હણહણશે. અને બધા ઘોડા તેનું અનુકરણ કરશે. તેમની એ હણહણાટી સાંભળીને જમીન થરથરવા માંડશે. આકાશમાંના નક્ષત્રો થરથરસે અને ધવલધોરી પોતાના શિર પર પૃથ્વીનો ભાર સહન કરવા માટે એકદમ અસમર્થ થશે. એવા પ્રકારે પૃથ્વી ડોલાયમાન થશે. ત્યારે શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનનું સૈન્ય પ્રયાણ કરશે. ભરતખંડમાં જંબુદ્વિપના કુંવારીકા ભૂમી પર આવી રોકાણ કરશે. અને સર્વ સૈન્ય ત્યાં પડાવ કરશે. આ કુંવારીકા ક્ષેત્ર સાબરમતીના પૂર્વ દિશાએ હોવાથી ત્યાં ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ અવતાર ધારણ કરીને પ્રત્યક્ષ પ્રગટ લીલાચરિત્ર કરશે. પૂર્ણા, તાપી, રેવા, મહીસાગર, કાવેરી અને નેત્રવતી આ નદીઓના પરિસરમાં ઠેક ઠેકાણે ભગવાન શ્રી નિષ્કલંકી પોતાના સૈનિકોના પડાવ રાખશે. ગંગા યમુના સરસ્વતી આ નદીઓના પરિસરમાં પણ સૈનિકોનો પડાવ હશે. અને મુખ્ય સ્થાન સાબરમતી પાસે સ્થાપશે. આજે સાબરમતી પાસે હેમપુરી નગરી એજ કુંવારીકા ક્ષેત્ર હોઈને સદ્‌ગુરૂ બ્રહ્મા એ સ્થાપન કર્યુ છે. આવી આ પવિત્ર ભુમીમાં ભગવાન શ્રીનિષ્કલંકી નારાયણ પોતાનું આસન સ્થિર કરશે.

ઈમામશાહની દરગાહ સોના ની થઈ જશે.

સદગુરૂ ઈમામશાહની સમાધિ મંદિર સુવર્ણની થાય
તેના પરછા જાણ, તમે સુણો મુનિવરો સહી નીરવાણ. ॥૫૩૯॥
જયારે સ્વામી જંબુદ્વિપ કુંવારીકા ક્ષેત્રમાં પ્રગટ દેસે પાયે,
ત્યારે ગુરૂ ઈમામશાહની સમાધિ મંદિર સર્વ સોનાનો થાયે. ॥૫૪૦॥
ત્યારે ઢોલી તખત નગીના ગોમટીયે સ્વામી બેઠા જાયે,
ત્યારે ગુરૂ ઈમામશાહ પાસે સ્વામી વાતો કરાયે. ॥૫૪૧॥
જે ઈમામશાહના મહેલ આગળ નગીના ગોમટી કહેવાયે,

પાપ પુણ્ય તોળશે

ત્યાં દહાડે પાપ ધરમના ત્રાજવા બંધાવે. ॥૫૪૨॥
પ્રભુજી જંબુદ્વિપે હેમપુરી નગરીમાંહા બજાવે તુર,
બાકી દુનિયામાં તેના પડસે સુર. ॥૫૪૩॥
જે સર્વે દેવલોક આવી લાગ્યા સતગુરૂને પાયે,
ત્યારે દેવ દાનવના સૈન્ય વચ્ચે નદી સરસ્વતી હોયે. ॥૫૪૪॥

**વિભાગ ૧૨:** કાલિંગાનો વધ અને સેનાપતિ દ્વારા લડાઈ અને છેલ્લે અંત

જયારે ગુરૂનરના દળ સર્વે એકઠા થાયે, ત્યારે દૈત્ય કાલિંગાના દલ પોતા છે આયે. ॥૫૪૫॥
જે ચીન મહાચીન દેશ છે પુરબ દિસ, ત્યાં દૈત્ય કાલિંગો રહે છે મનસાવેશ. ॥૫૪૬॥
જે દૈત્ય કાલિંગો છે મહાબળવંત, તેહેના સૈન્ય તણો નહી આવે અંત. ॥૫૪૭॥

કલિંગા ની સેના નું વર્ણન

તેહેના સૈન્ય યોધ્ધા અનંત અપાર અને મહાશુર બળવંત છે સાર. ॥૫૪૮॥
જે ચીન મહાચીન થકી કાલિંગો ચઢીયો જાણ, જેણે જંબુદ્વિપે આવી કીધો મેલાણ. ॥૫૪૯॥

જે ચોવીસ ચેલા છે દૈત્ય કાલિંગા તણા, તે ચરપટ ચાળા કરસે અતિ ઘણા. ॥૫૫૦॥
દૈત્યના સૈન્ય ચાલતા ધરતી વાજે ધમધમકાર, તે દળનો નહી કોયે અંતને પાર. ॥૫૫૧॥
જે આવા દળ ચરપટ કરતા અપાર, તે આસનપુરી અંતરીક્ષ બેસે તેણીવાર. ॥૫૫૨॥
તે દૈત્ય અંતરીક્ષ આસને બેસીને ચાલ્યો આકાશ, એવી કારમી વસતો કરે પ્રકાશ. ॥૫૫૩॥
જે દૈત્ય અન્નના પરબો ચલાવે જાણ, તે દૈત્ય પાણી મંત્રીને ધૃત કરે નિરવાણ. ॥૫૫૪॥
તે દૈત્ય વેળુ મંત્રી ખાંડ કરે જોયે, તે સાત પીઢીના મા બાપ દેખાડે સાથે. ॥૫૫૫॥
જે દૈત્ય કાષ્ટના ઘોડાને ખવરાવે દાણ, તે નદીઓના નીર ઉલટા ચલાવેનિરવાણ. ॥૫૫૬॥
એવા ચરપટ કરતા દૈત્ય આયે એ ઠાયે, તેહને બેઈમાની દુનિયા મલસે જાઈ. ॥૫૫૭॥
જે આવા દૈત્ય ને લાગી વાર, તે ચાલી આવ્યા લાલપુરી સિધ્ધપુરી મોઝાર. ॥૫૫૮॥
જે દૈત્ય પાવડીયા આરો ઉતરી આયે, તેહેના અણગણતા સૈન્ય કહા ન વજાયે. ॥૫૫૯॥
તે દલના સર્વે યોધ્ધા મહા બળવંત કહેવાયે, ત્યારે દળ આવતા વાટે છ મહિના થાયે. ॥૫૬૦॥
જે પાવડીયે આરે ઉતર્યો છે કાલિંગો રાયે, તેના દળમાં દૈત્ય નગારે વાળે ઘાયે. ॥૫૬૧॥
જે દૈત્ય પાવડીયે આરો મુકી આણી સમોરા થાયે, તે દલમાહા ધ્વજા નિશાનનો પાર ન લેવાયે. ॥૫૬૨॥
એવા દૈત્ય ચરપટ કરસે અપાર, ત્યારે ભુલસે સકલ સંસાર.॥૫૬૩॥
ત્યાં નહી ભુલે સાચા રખેશર જાણ, જેણે સતગુરૂ બ્રહ્મા ભેટયા પ્રમાણ. ॥૫૬૪॥
તે દૈત્યનાં દલમાહા કોઈ અન્ન ના પાયે, અને સ્વામીના સૈન્ય માહા અન્ન રોટી થાયે. ॥૫૬૫॥
તે બહુ સૈન્ય જયારે એકી દ્રષ્ટિ કરે, અને તે વચ્ચે નારદ મુનિ આવી સંચરે. ॥૫૬૬॥
તે બેઊ દળ વચ્ચે નારદ ચાલા કરશે સહી, ત્યાં દેવ દૈત્યને જુઝવો સહી. ॥૫૬૭॥
જયારે એવા ચરપટ દૈત્ય કાલિંગો કરસે અપાર, ત્યારે શ્રીનારાયણ દેવતા ચઢસે સ્વાર. ॥૫૬૮॥

ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ પોતાના બધા જ સૈનિકોની છાવણીનું આયોજન અને વ્યવસ્થા ઉત્તમ પ્રકારે કરી પોતાના મુખ્ય સ્થાનકે આવશે. ત્યારે સદ્‌ગુરૂ ઈમામશાહની સમાધિને તેમનાં ચરણસ્પર્શ થતાં જ એ સંપૂર્ણ સુવર્ણમય થશે. અત્યંત ચકચકીત તેજસ્વી સુંદર એવો એ મહેલ દેખાવવા લાગશે. ભગવાનના પરમ પાવક સ્પર્શથી એ મહેલનું પરિવર્તન થઈને નવું ઉત્સાહ ચૈતન્ય તેને પ્રાપ્ત થશે. નગિના ગોમટી પાસે રત્ન જડિત સિંહાસન પર બેસીને તેમની બાજુમાં બેઠેલા બ્રહ્મસ્વરૂપી સદ્‌ગુરૂશ્રી ઈમામશાહ મહારાજ સાથે એ કંઈક વાતનો વિચાર વિનિમય કરશે. તેમની બેઠકની સામે એક ભવ્ય મોટુ ત્રાજવું હશે. એ જગ્યાએ ન્યાયાલયની સ્થાપના થશે. એ જગ્યાએ જીવાત્માના કૃતકર્મનો નિવેડો થશે. પાપપુણ્યનો નિર્ણય લઈને જેવા જીવાત્મા કર્મ તે પ્રકારનાં ફળ તેને પ્રાપ્ત થશે. જે જીવાત્માં સત્કૃત્યવાન પુણ્યવાન હશે તેને તેમની પાસે રાખશે. અસત્યાચરણ, દંભાચરણ, પાપકૃત્યો કરનારાઓને તેમના કર્મ ફળ ભોગવવા માટે પ્રલયગર્તામાં ફેંકી દેશે. જંબુદ્વિપમાં કુંવારીકા ક્ષેત્રમાં હેમપુરી નગરીમાં ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણનો ડંકો વગાડશે અને નવખંડમાં તેનો પ્રતિસાદ સંભળાશે. વિશ્વના સંપૂર્ણ દેવલોક ભગવાનના છત્ર નીચે એકત્રીત થશે. સંપૂર્ણ વિશ્વની દેવશકિત ત્યાં સંગઠીત થશે.



ચીન દેશનો દૈત્ય કાલિંગો મહા સામાર્થ્યવાન બલશાલી પણ દુષ્ટ પ્રવૃત્તિનો દાનવ થશે. તેની પાસે અગણિત સૈન્યબળ રહેશે. તે પોતાનું અસંખ્ય અપાર એવું સૈન્યદળ સાથે લઈને ભગવાનશ્રી નિષ્કલંકી નારાયણના સૈન્યની સામે લડવા ચડાઈ કરી આવશે. તેના યોધ્ધા અનંત અપાર બળસંપન્ન મહાવિક્રાળ હશે. તેના મુખ્ય સેનાપતિ સંરક્ષક એમ ચોવીસ

અધિકાર હશે. બધા દેશમાં રાજદૂત તરીકે જઈને તે પોતાના આસુરી દાનવી કૃત્યોથી સંપૂર્ણ જગત પર મોહપાશ નાખશે અને પોતાના દાનવી આસુરી મતનું સમર્થન કરીને પોતાનું પ્રભુત્વ બતાવવાનો પ્રયત્ન કરશે. અલગ અલગ ચમત્કાર કરતા કરતા સંગઠિત થયેલા એ કાલિંગાના સૈનિકો આક્રમણ કરતા કરતા સતલજ નદી પાસે આવેલ સરસ્વતી નદી સુધી ઉત્તર માર્ગથી આવીને અટકે. અને સરસ્વતી તીરે તેમનો બધાનો મોટો પડાવ રહેશે. ત્યાંથી એ પોતાના અલગ અલગ ગુપ્તચરોને અલગ અલગ જગ્યાએ મોકલી ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણની છાવણીની અને યુધ્ધબલની ગુપ્ત માહિતી મેળવશે. તેમના સૈન્યમાં અગણિત ધ્વજ નિશાન રહેશે. ઢોલ, નગારાં, તુંતારા, રણશિંગા, શંખ વગેરે બધા રણવાદ્યો, અસંખ્ય અપાર રહેશે. ભગવાનના અવતાર કૃત્યો પર, નામ પર જેમને શ્રધ્ધા નથી, જે બેઈમાન, ભૌતિક સુખમાં રમનારા હશે, સદ્‌ગુરૂ વચન પર જેમને ઈમાન શ્રધ્ધા નહીં હોય એવા અજ્ઞાની મુર્ખ પાપી લોકો દૈત્યના ચાળાથી અને ભુલાવણીમાં પડીને તેમને મળશે. પણ જે સાચો ઋષિવર હશે તે કદી જ સન્માર્ગ પરની પોતાની શ્રધ્ધા ચળવા દેશે નહીં. દૈત્ય કાલિંગાનું સૈન્ય સરસ્વતી નદી તીર સુધી આવ્યું છે એમ સમજાતાં જ શ્રી નિષ્કલંકી નારાયણ પોતાના સૈનિકોની ટુકડી ત્યાં મોકલશે. અને સરસ્વતી નદીના દક્ષિણ તીરે પોતાના સૈન્યની છાવણી માંડશે. આ પ્રકારે દેવ દાનવનું સૈન્ય સામ સામે આવશે. યુધ્ધના ઉદ્દેશથી એકત્રિત થયેલા એ બંને દળ યુધ્ધની આજ્ઞાની રાહ જોતાં એકબીજા તરફ તીવ્ર દ્રષ્ટિક્ષેપ કરશે. દૈત્યના સૈનિકોને અન્નપાણીની અત્યંત મુશ્કેલી થશે. તેમને અન્ન મળી શકશે નહી : ભગવાનની બાજુના સૈન્યને અન્નપાણીની અત્યંત કાળજી લેવાશે. એક એક સૈનિકની ગણના કરીને તેમના અન્નપાણી વસ્ત્ર વગેરેની અત્યંત ઝીણવટથી દેખરેખ થશે. બંને સૈન્ય જ્યારે સામ સામે આવશે ત્યારે તેમાંથી નારદમુનિ આમતેમ અને ત્યાંથી અહીંથી એમ ફેરા કરીને સંધી ઘડી લાવવાનો પ્રયત્ન કરશે. પણ દાનવ તરફના કે દેવ તરફના કોઈ પણ આગેવાન એ વાત માટે તૈયાર થશે નહીં. ઉલટુ ઉભય પક્ષ તરફથી લડાઈની જ ભાષા વપરાશે. છેલ્લે નારદ મુનીના સંધીના પ્રયત્ન નિષ્ફળ થશે માટે એ બંનેને યુધ્ધ કરવા માટે ચેતવશે અને ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ યુધ્ધ માટે પ્રવૃત્ત થઈને પોતાના શ્વેત અશ્વ પર સવાર થશે.

યુદ્ધ નું વર્ણન

હવે યુધ્ધ કરવાના પરછા જાણ, તેહેના મુનિવર સુણો વખાણ. ॥૫૬૯॥
ત્યાં આવ્યા હનુમાન ધ્વજાધારી બહુ કંકાસ જો કરે,
તેહેની હાક સુણીને દૈત્ય સઘળા થરહરે. ॥૫૭૦॥
ત્યારે આવી ચોસઠ લાખ જોગણી સ્વામીજીને પુછે વિચાર,
સ્વામી તમે કહો તો દૈત્યના દળ સોસી લેઉ નિરધાર. ॥૫૭૧॥
ત્યાં આવ્યા પવન પુઠે અમને રજા દેવો ત્રિભુવનરાયે,
તો એ દૈત્યના દલ સર્વે મેલુ ઉડાયે. ॥૫૭૨॥
ત્યારે આવ્યા ભીમસેન સ્વામી હું વિનંતી કરૂ,
હવે તમે રજા દો તો અમે રણસંગ્રામે લહું. ॥૫૭૩॥
સ્વામી તમે કહો તો સ્વર્ગમંડલ ફેરવીને ઉફરાટુ કરૂ,
કહો તો દૈત્ય કાલિંગાને જીવતો તમ આગળ ધરૂ. ॥૫૭૪॥
ત્યારે સ્વામીજી બોલ્યા ભીમ સુણો સતભાયે,
તમે પાંચે પુત્ર પાંડવ મહા બળીયા રાયે. ॥૫૭૫॥
જયારે આવી વાત પ્રભુજીએ ભીમસુ કહી,
ત્યારે સુરજારાણીને કમળાકુંવર આવ્યા સહી. ॥૫૭૬॥

સુરજારાણી અને કમલાકુંવર સ્વામીને મળવા ગયા

જહા ગુરૂનર બેઠા છે એક ઠાયે, ત્યાં સુરજારાણી
કમલાકુંવર પ્રદક્ષિણા ફેરીને લાગ્યાં પાયે. ॥૫૭૭॥
ત્યારે માતાને કુંવર ગુરૂનરસુ વિનંતી કરે આપ,
સ્વામી અમારા પૂર્વ જન્મના બાળો પાપ. ॥૫૭૮॥
સ્વામી પૂર્વ જન્મના પાપ આજ અમારા ગયા,
જયારે અમને દર્શન ગતમાં ગુરૂનરના થયા. ॥૫૭૯॥
સ્વામી અમે મધ્યમ જીવ તો તમસુ ઉત્તમ થઈએઆજ,
હવે અમારા દુઃખ દલંદર તમે કરો દૂર નાથ. ॥૫૮૦॥
ત્યારે હેત ધરીને સ્વામીજી બોલ્યા વિખ્યાત,
સુણો બાઈ સુરજારાણી કહુ તમને એક વાત. ॥૫૮૧॥
આજ કલિમાં દૈત્ય કાલિંગો મહા દુષ્ટ કહેવાયે,
બાઈ તેની સઘળી સંધ પોતી પણ તમે સમજાવો જાયે. ॥૫૮૨॥
જયારે સ્વામીજી એસા વચન બોલ્યા સતભાયે,
ત્યારે કરી પ્રણામને માતા પુત્ર દૈત્યના દળમાં જાયે. ॥૫૮૩॥
જે સ્વામીના દળમાંથી માતાને કુંવર રજા માગી નિસરા,
તેદૈત્ય કાલિંગાના દળમાહા જઈ સંચરા. ॥૫૮૪॥

સુરજારાણી અને કમલાકુંવર કાલિંગાને મળવા ગયા

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ દેવ દાનવોનાં આગમનાં થવાના યુધ્ધનું વર્ણન કરતાં કહે છે. કે હે મુનિવરો, એ યુધ્ધનું સમર્ગ વર્ણન કરવું અશકય છે. શબ્દ સૃષ્ટિની પેલી બાજુ એનું વર્ણન છે. પણ એ ભગવાનની અંતપ્રેરણાથી યથામતિ વર્ણન કરવાનો પ્રયત્ન કર્યો છે તે શ્રવણ કરવું. સામ સામે યુધ્ધ માટે સજ્જ થયેલા એ ઉભય સેનામાંથી મોટા મોટા શુરવીર યોધ્ધા પોતાના સેનાપતિની અજ્ઞાની રાહ જોઈને ઉભા છે. તેટલામાં ધ્વજા છત્રધારી હનુમાન મોટેથી ગર્જના કરતા જયાં ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ ઉભા હતા ત્યાં આવ્યા અને ભગવાનને કહ્યું, 'હે સ્વામીન તમે મને દૈત્યો સાથે યુધ્ધ કરવાની પરવાનગી આપો. હું મારી હાકથી આખું ત્રિભુવન કંપાવી દઈશ. અને ખરેખર હુનમાનની હાકથી બધા દૈત્યો ભયકંપિત થયા. એટલામાં ચોસઠ લાખ યોગિણી ભગવાનની સામે આવી અને હાથી જોડીને કહે : 'હે સ્વામીનાથ તમે અમને યુધ્ધની આજ્ઞા કરો. અમે દૈત્યોનું મોહની ભુલાવીને તેમના પ્રાણ જ શોષી લઈશું. તેટલામાં વાયુદેવ સાક્ષાત્ પ્રગટ થઈને ભગવાન પાસે આવ્યા અને બોલ્યાઃ 'હે ત્રિભુવનપતિ તમે મને યુધ્ધની પરવાનગી આપો એટલે તમારી કૃપાથી હું આખા દાનવ સૈન્યોને પતંગ પ્રમાણે ઉડાડી મુકીશ.' પછી ભીમસેન હાથ જોડીને આગળ થયો અને બોલ્યોઃ 'સ્વામી તમે મને દૈત્ય સાથે યુધ્ધ કરવાની પરવાનગી આપો એવી મારી વિનંતી છે. તમે આજ્ઞા કરો તો હું તમારી પ્રેરણાથી હું આખું ત્રિભુવન પણ ઉંધુ કરી નાખીશ. તમે આજ્ઞા કરો તો દૈત્ય કાલિંગાને જીવતો પકડીને તમારી સેવામાં હાજર કરીશ. ત્યારે ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ કહે છેઃ 'હે શુરવીર રણવીરો, તમારા બધાનો અને સદ્‌ભકત પાંડવોનાં પરાક્રમ અપાર અનંત અગણિત છે. મને તમારા બધાના પરાક્રમની સંપૂર્ણ જાણ અને ખાતરી છે. યોગ્ય સમય આવ્યા પછી હું તમને એવી આજ્ઞા કરીશ. એવો વાર્તાલાપ થાય છે ત્યાં જ સદ્‌ભકત કમલાકુંવર પોતાની માતા સાથે ભગવાન પાસે આવ્યો. સુરજાદેવી અને કમલાકુંવર સદ્‌ગુરૂ બ્રહ્મા પાસે જઈને તેમને પ્રદક્ષિણા કરી વિંનતી કરવા લાગ્યાં અને બોલ્યાઃ 'હે સદ્‌ગુરૂનાથ, ભગવાન દિનદયાળ,

તમારા દર્શનથી અમારા પૂર્વભવના જન્મોજનમના દુષ્કૃત્ય દૂર થયાં અને જનમો જનમનાં સુકૃત ઉદય થયાં. અમે અધમ જીવાત્મા તમારા પરમપાવક દર્શનથી પાવન થયાં. અમારા જન્મમરણનું ભવદુઃખ નહીવત થયું. તમારી સ્તુતિ કંઇ રીતે કરવી એ પણ અમને ખબર પડતી નથી. અમને તેવી આંતરિક પ્રેરણા ભકિતભાવ, પ્રેમ, અને જ્ઞાન આપવાની કૃપા કરો. અમારા બધા અપરાધ તમારા બાળક જાણીને અંતરમાં રાખવા કૃપા કરો. ત્યારે અત્યંત પ્રેમભાવથી ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણે તેમને કહ્યું કે : સુરજારાણી, સદ્‌ભકત કમલાકુંવર હું તમને તમારા હિતની વાત કહું છું તે સાંભળો. સામાજિક અન્યાય, અત્યાચાર, હિંસાચાર, અને મદાંધપણાથી ઉન્મત્ત થઇને દૈત્ય કાલિંગો સર્વત્ર અધર્મ કરે છે. દૈત્ય કાલિંગો અને તેના દુષ્ટ સહાયકર્તા ઉન્મત્તપણે આપણા સતપંથ ધર્મને હાની લગાવી પોતાના માયાવી અને પ્રલોભનપણાથી ગરીબ જનતાને હેરાન કરે છે. પીડે છે., નાઇલાજે આ અન્યાય વિરૂધ્ધ હાથમાં શસ્ત્ર ધારણ કરીને યુધ્ધ માટે પ્રવૃત્ત થવું પડે છે.

માનવ સમાજનું યુધ્ધથી બિલકુલ હિત થતું નથી. પણ એમની ઉપર થતાં જુલમ અન્યાય, અધર્મના ઉન્મુલ કારણે અને તે સમાજઘાતક શકિતનું હિરમોડ કરવું આપણું કર્તવ્ય છે. દૈત્ય કાલિંગો અને તેના દુષ્ટ સાથીદારો, આ યુધ્ધમાં મરશે જ પણ તેમની સાથે બાકીના નિષ્પાપ નિર્દોષ જીવાત્માઓનો વ્યર્થ નાશ ન થાય માટે શકતઃ આ યુધ્ધ ટાળવાનો અમારો વિચાર છે. સામ, દામ, દંડ અને ભેદ આ અન્યાયથી અમે હનુમાન, નારદમુનિ વગેરેને કાલિંગા પાસે વિશિષ્ટ માટે મોકલ્યા પણ તેનો કંઇ ઉપયોગ થયો નહી. માટે હે સુરજાદેવી, તમારૂં સૌભાગ્ય કાયમ રહે, દેવોનું અને દાનવોનું હિત થાય, યુધ્ધ પ્રસંગ ટાળીને દાનવોએ પણ સમાજહિત અને માનવ ઉન્નતિ તરફ લક્ષ આપવું એ માટે અમારી એવી ઇચ્છા છે કે, તમે માતા પુત્ર પોતાના પરિવારમાં જઇને કાલિંગાને અને તેમના સાથીદારોને સદાચાર સદ્‌ધર્મની સમજ આપો અને યુધ્ધ ટાળવાનો પ્રયત્ન કરો. કાલિંગાની અને અમારી વચ્ચે બધા પ્રકારની સંધી સંપન્ન થઇ છે. સર્વ પ્રયત્ન કર્યા પણ વ્યર્થ છે. ફકત છેલ્લો પ્રયત્ન કરવાનો છે. કદાચિત એ પણ ઉપાય ન થાય તો તમને અમારૂં સંપૂર્ણ રક્ષણ અને અભય છે. એ માટે ચિંતા કરો નહીં. તમારી અને તમારી ગરીબ નિર્દોષ પ્રજાના રક્ષણની જવાબદારી અમે લઇશું. પણ એ માટે આવેલા પ્રસંગ સાથે નિર્ધારથી અને ધૈર્યથી મુકાબલો કરવા સજ્જ રહેવું. ભગવાનનું નિવેદન સાંભળીને ભકત કમલાકુંવર અને સુરજારાણીએ ભગવાને પ્રણામ કર્યા અને પોતાનું કર્તવ્ય પાર પાડવા માટે દૈત્યની છાવણીમાં તેમણે પ્રવેશ કર્યો.

**જયારે દૈત્યે આવતા દીઠા કુંવરને પોતાની નાર, ત્યારે દૈત્ય કાલિંગો બોલ્યો તેણે ઠાર. ॥૫૮૫॥**
**સુણો કમલાકુંવર એમ કહે કાલિંગો રાયે, તમે ઇહા આવ્યા તે કોણ કારણ સતભાયે. ॥૫૮૬॥**
**તમને ચીન નગરીના અમે સોંપ્યા રાજ, તમે તે દેશ છોડી કેમ આવ્યા આજ. ॥૫૮૭॥**
**ત્યારે બોલ્યા સુરજારાણીને કમલાકુંવર સતભાયે, એ અભંગ સાથે યુધ્ધ કર્યો નહી જાયે. ॥૫૮૮॥**
**જે દેવ ત્રણ ભવનના ધણી કહેવાયે, તે અભંગશુ યુધ્ધ કેમ કરશો હો રાયે. ॥૫૮૯॥**
**એ દેવ શ્રી મચ્છરૂપે દૈત્ય શંખાસુર માર્યો છેદ, અને વાળ્યા સદગુરૂ બ્રહ્માના વેદ. ॥૫૯૦॥**
**એ દેવ શ્રી કુર્મરૂપે મેરામણ મંથ્યો મેરૂ સમુદ્રમાં ધરી, ત્યારે દૈત્ય મધુકંટકને મારી રત્ન ચતુર્દશ કાઢયા હરી. ॥૫૯૧॥**
**એ દેવ શ્રી વરાહ રૂપ ધર્યા કૈલાસ, ત્યારે પૃથ્વી રાખી તાહા દાઢે પ્રકાશ. ॥૫૯૨॥**
**એ તો મોરધ્વજ દૈત્ય સંહાર્યો દાઢે જો ધરી, ત્રીજે વરાહરૂપે થયા શ્રીનરહરી. ॥૫૯૩॥**
**એ દેવશ્રી નરસિંહ રૂપે થયા હો રાયે, અને દૈત્ય હિરણ્યકશ્યપ માર્યો જાયે. ॥૫૯૪॥**
**ત્યાં પાંચ કરોડીશું તાર્યા પ્રહલાદ, તેને દેવે કીધા છે અમર કાજ. ॥૫૯૫॥**

જે દેવે શ્રી વામન રૂપ બહુ ચલિંત્ર કરી, ત્યારે બળી દાનવને પાતાળે ચાંપ્યો ધરી. ॥૫૯૬॥
એ દેવ શ્રી પરશુરામ રૂપે જો થયા, અને સહસ્રાર્જુનને લોહ પાંજરામાં ભરીયા. ॥૫૯૭॥
એણે તો પૃથ્વી સર્વે નિક્ષત્રીય કીધા, જયારે છઠા અવતાર શ્રી હરિએ લીધા. ॥૫૯૮॥
એ દેવ શ્રી રામ સ્વરૂપે દૈત્ય માર્યો લંકાપતિ રાયે, સાત કરોડીશું તાર્યા હરિશ્ચન્દ્ર રાયે. ॥૫૯૯॥
જયાં રાવણ દૈત્ય માર્યો પરિવાર સમેત, ત્યાં વિભીષણને સોંપ્યાંલંકા રાજ હેત. ॥૬૦૦॥
એ દેવ શ્રીકૃષ્ણ રૂપે બહુ ચરિત્ર કર્યા, અને ચૌદભુવન તો મુખમા ધર્યા. ॥૬૦૧॥
ત્યાં માર્યો કંસાસુર આઠમે અવતાર, એણે સર્વે યાદવ કુળનો કીધો સંહાર. ॥૬૦૨॥
એ દેવ શ્રી બુધ્ધ સ્વરૂપે હરિ આપે થયા, તે ભકત પાંડવોને દ્વારે આપે ગયા. ॥૬૦૩॥
એ તો ભકતસખા સહાયે કૃપાળ, તે તો ધરણીધર છે દિનદયાળ. ॥૬૦૪॥
ત્યાં દૈત્ય દુર્યોધન સંહાર્યા જાયે, ત્યારે નવ કરોડીશું તાર્યા યુધિષ્ઠિર રાયે. ॥૬૦૫॥
આ કલિયુગમાં દેવનો થયો નિષ્કલંકી અવતાર, તે અભંગ શું યુધ્ધ નહી કરો તમો ચેતો હો ભરથાર. ॥૬૦૬॥
એ દેવના દશે અવતારનો ગુણ જયારે રાણીએ કહ્યો, ત્યારે દૈત્ય કાલિંગાના મનમાં ક્રોધ ના માયો. ॥૬૦૭॥
હારે રાણી અન્ન પાણી ખાયે અમારૂને શું વખાણે હરિ, ત્યારે તુ અમ ઘેર નારી કેવી સુંદરી. ॥૬૦૮॥
હાંરે રાણી જેના તમે સેવો છો પાયે, આજ તે અભંગને હું મારૂ સોયે. ॥૬૦૯॥
હારે રાણી જેના તમે સ્મરણ કરો છો રાતને દિવસ, આજ તેના હું કાટી લાવું શિશ. ॥૬૧૦॥
હારે રાણી એના સર્વે સૈન્ય મારીને લેઉજો અંત, તો હું દૈત્ય મહા બળવંત. ॥૬૧૧॥
એવા દૈત્ય વચન સાંભળીને સુરજારાણી બોલ્યા તતકાળ, ત્યારે હાથમાં ફુલ દડો લીધો સાર. ॥૬૧૨॥
સ્વામી તમે મારી વિનંતી કરજો માન, હું અર્પુ છું તમને આ પુષ્પાંજલી જાણ. ॥૬૧૩॥
સ્વામી તમે મારાં કહ્યું ના કરો કિરતાર, તો મારી આ પૂજાપત્રી સ્વીકારશો હો ભરથાર. ॥૬૧૪॥
એવી વાત સતીયે મુખ માંહેથી કહી સાર, લઈ પુષ્પ હાથમાંને દૈત્યના શિર પર અર્પ્યુ તેણે ઠાર. ॥૬૧૫॥
સતીના મુખમાંહેથી એવી વાત નિસરી જાયે, ત્યાં દેવે પુષ્પોમાં ચક્રની શકિત રાખી ત્યાંયે. ॥૬૧૬॥
રાણીના હાથ માંહેથી પુષ્પ મસ્તક ઉપર પડે, ત્યારે દૈત્યના મસ્તક ત્રુટી ધરણી પર પડે. ॥૬૧૭॥
ત્યાં સર્વે સૈન્યમાં પડયો પોકાર, જે સુરજા રાણીએ માર્યો કાલિંગો પોતાનો ભરથાર. ॥૬૧૮॥
ત્યારે સર્વત્ર થયો હાહાકાર શોરબકોર, દૈત્ય સેનાપતીએ યુધ્ધના કીધા આહવાન. ॥૬૧૯॥
દૈત્ય સેનાપતી રાણીને કુંવરને પકડવા જાયે, તેવોને દેવદૂત નિષ્કલંકી પાસે લઈને જાયે. ॥૬૨૦॥
ત્યારે દેવ દૈત્યના થયા યુધ્ધ ઘમાસાન સાર, તેમાં કોઈ કેને ના આવે હાર જીત તે ઠાર. ॥૬૨૧॥

કાલિંગાનો વધ

દૈત્ય સેનાપતિએ યુદ્ધ શરૂ કર્યું

સાધ્વી સતી સુરજારાણી અને પુત્ર કમલાકુંવર ભાવી ઘટના બધી જાણતા હતા. પણ ફકત ભગવાનની આજ્ઞા અને કર્તવ્ય કરવા હેતુથી એ દૈત્યના આવાસમાં ગયાં. દૂતોએ સચના આપ્યા પછી અને પ્રત્યક્ષ દૈત્ય કાલિંગાએ ત્યાં માતાપુત્રને જોઈને આશ્ચર્ય વ્યકત કર્યું. સામે પોતાનો પુત્રને અને પત્નિને જોઈને તેણે તેમને કહ્યું: 'બાળક કમલાકુંવર તારી જવાબદારી પર હું આખા ચીન દેશના રાજયશાસનની જવાબદારી મુકી યુધ્ધ માટે અહીં આવ્યો. પણ તમે બંને માતા પુત્રએ એ છોડીને અહીં આવવાનું કારણ શું ? એવું શું કારણ ઉપસ્થિત થયું કે તમને દેશ છોડીને આવવું પડયું.' ત્યારે કમલાકુંવર અને સુરજાદેવી બોલ્યા: 'હે તાત દેશ છોડીને આવવાનું એકજ કારણ થયું તે એમ કે આપણા દેશના રક્ષણ માટે અને ગરીબ પ્રજા હીત માટે

તમારે અમારી એક જ વિનંતી માન્ય કરવી કે યુધ્ધ બંધ કરીને એ અભંગ નારાયણ સાથે સમુજતી કરવી. કારણ તમારૂ સૈન્ય બળ એ ભગવાનના સૈન્ય બળથી કેટલાયે ઘણું ઓછું છે. સિવાય તેની પાસે આપણા કરતાં અધિક સુધારેલા પ્રગતિશીલ શસ્ત્રાસ્ત્ર છે. એ ભગવાન ત્રિભુવનપતિ, પ્રત્યક સૃષ્ટિકર્તા, નિયામક અને સંહર્તા છે. એ અભંગ, અવિનાશી, અનાદિ, અનંત છે. તેમની સાથે યુધ્ધ કરશો નહીં. અનાદિ કાળથી તેમની સંસ્કૃતિ, ધર્માચરણ પધ્ધતિ અને સમાજોન્નતીકારક વિચારશકિત માનવ કલ્યાણ અને ઉત્કર્ષની જ છે એ તેમની આ સંસ્કૃતિને ટકકર આપી આપણે અસુર સંસ્કૃતિથી તેને નામશેષ કરવાનો પ્રયત્ન કર્યો પણ આપણો કોઈ જ પ્રયત્ન આજ સુધી સફળ થયો નહીં. પ્રત્યેક સમયે આપણા પક્ષની સંસ્કૃતિને હાર તો ખાવી જ પડી પણ એ કારણ અસંખ્ય પ્રાણહાની, વિત્તહાની ભોગવવાં પડયાં છે. અનાદિકાળથી આ દેવ દાનવનો ઝઘડો ચાલું છે. એ ભગવાને પહેલા મત્સ્ય અવતારના સમયે શંખાસુરનો સંહાર કરી વેદોનું રક્ષાણ કર્યું. ભકત રૂખ્માગદના સત્વનું રક્ષાણ કર્યું. વેદોકત સર્વત્ર પ્રસાર કર્યો અને વૈદિક સનાતન સતપંથ ધર્મની સથાપના કરી. આગળ બીજા કુર્મ અવતારમાં સમુદ્ર મંથન ઘડીને અમૃત્વ પ્રાપ્ત કરાવી આપ્યું. એ માટે કાચબાનું રૂપ લઈને મેરૂમંદાર પર્વત પીઠ પર તોલીને મુકયો અને મધુ કૈટભ દૈત્યનો સંહાર કર્યો. ભકત અંબરીષના વ્રતાચરણનું સત્વ પાલન કરીને તેને અમર કર્યો. ત્રીજા વરાહ અવતાર સમયે મોરધ્વજ અથવા હિરણ્યાક્ષને સંહાર કરીને રસાતળમાં જતી પૃથ્વીનો ઉધ્ધાર કર્યો. ધ્રુવ ભકતને અવિચળ પદનું સ્થાન આપી તેને અવિચળ અવિનાશી બનાવ્યો. ચોથા નૃસિંહ અવતાર સ્વરૂપમાં હિરણ્યકશ્યપુ દૈત્યનો સંહાર કરીને માનવ સમાજને દુષ્ટ અને ઘાતક વર્તનથી બચાવ્યા. ભકત પ્રહલાદની કસોટીમાં સમય સમયે સહાય કરીને તેનું રક્ષાણ કર્યું. પાંચ કોટી ભકતોનો સદ્દભકત પ્રહલાદ સાથે ઉધ્ધાર કર્યો.

ભગવાને ત્રેતાયુગમાં પાંચમા વામન અવતારના સમયે બળીરાજાનો ગર્વહરણ કરીને ભકત કમળાધ્વજનો ઉધ્ધાર કર્યો. છઠ્ઠા પરશુરામ અવતારના સમયે સહસ્ત્રાર્જુનનો સંહાર કર્યો. જગતમાં સર્વત્ર વ્યાપેલા ક્ષાત્રબળ સામે બ્રાહ્મતેજથી સંઘર્ષ કરીને તેજસ્વી એવા સનાતન ધર્મનું અજવાળુ આપ્યું. ખેત જમીનનો વિકાસ કરીને અન્ન ધાન્ય ઉત્પાદન અને વૃધ્ધિ કરી. ભકત કમળાપતિનો ઉધ્ધાર કર્યો એ જગન્નિયંતા ભગવાન નારાયણે આગળ સાતમો શ્રી રામ અવતાર ધારણ કરીને લંકાપતિ રાવણનો સંહાર કર્યો. તેણે સ્થાપન કરેલી રાક્ષસી સંસ્કૃતિનો નાશ કરી અને માનવી જીવનનો વિકાસ અને ચતુર્પુરૂષાર્થ સાધ્ય કરનારા માર્ગનો પોતે અવલંબ કરીને આદર્શ જીવનના પાઠ જગતને શીખવ્યા. ભકત હરિશ્ચંદ્રને સત્વકસોટીમાં તેને આત્મબળ આપી સાતકોટી જીવાત્માઓની સાથે તેને અમરપદનો અધિકારી બનાવ્યો.

દ્વાપરયુગમાં શ્રીકૃષ્ણ અવતારના સમયે ભગવાને કંસ ચાણુર વગેરે અનેક દુષ્ટ દૈત્યોનો સંહાર કર્યો. ચૌદ ભુવન પોતાના મુખમાં બતાવી પોતાના વિશ્વવ્યાપી સ્વરૂપ વ્યકત કર્યા. અનેક સદ્દભકતોનો ઉધ્ધાર કરીને ગીતાનો ઉપદેશ કર્યો. પોતે એ પ્રમાણે માનવને આદર્શ બનાવવાનો પ્રયત્ન કર્યો. ઉન્મત્ત બનેલા યાદવકુળનો સંહાર કરીને પૃથ્વી પરનો ભાર ઉતાર્યો. એ જ ભગવાને આગળ બુધ્ધ અવતાર ધારણ કરીને સદ્દભકત પાંડવોને અધ્યાત્મક જ્ઞાનનો ઉપદેશ કર્યો. તેમની પાસેથી જીવન્મુકત અવસ્થાની અલગ અલગ સાધના કરીને તેને પૂર્ણત્વ કરાવ્યું. દુષ્ટ દુર્યોધનને પણ આ જ્ઞાનનો ઉપદેશ કર્યો પણ તેણે એ ન માનવાથી અત્યંત વિકટ અવસ્થામાં તેને મરણ પ્રાપ્ત થયું. નવ કોટી જીવાત્મા સાથે સદ્દભકત પાંડવોનો ઉધ્ધાર થયો.



સાંપ્રત કલિયુગમાં ભકતવત્સલ દિનદયાળુ ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ પ્રગટ થયા હોવાથી તેમણે અને સદગુરૂ બ્રહ્મસ્વરૂપ મહાત્માએ દિગ્દર્શીત કરેલા વૈદિક સનાતન સતપંથનો પ્રકાશ એ જગતને આપે છે. માનવ સમાજને ઉન્નતિનો અને આત્મોધ્ધારનો દિવ્ય સંદેશ એ આપવાથી એમના ધ્યેય પ્રમાણે પ્રત્યેક વર્તવાથી તેમનો ઉત્કર્ષ થશે માટે સ્વામીનાથ

અમારી હાથ જોડીને તમને વિનંતી છે કે તમે એ ભગવાનના મહાનકાર્યમાં સહકાર્ય કરીને સાંપ્રત યુધ્ધ પ્રસંગ ટાળી આપાણી ગરીબ પ્રજાની જીવ હાની અને વિત્તહાની બચાવવી.' સુરજારાણી અને કમલાકુંવરનાં આ વચન સાંભળીને દૈત્ય કાલિંગો અત્યંત સંતપ્ત થયો. એકદમ ક્રોધીત થઈ ઉછળીને એ બરાડયો. 'મહામુર્ખો, આ જ કહેવા માટે તમે અહીં આવ્યા ? મૂર્ખ શિરોમણીઓ ભગવાન ભગવાન શું કરતાં બેઠાં છો, ખરો ભગવાન કોણ છે હમણાં હું તમને બતાવું છું ! પોતાની સર્વોત્કૃષ્ટ રાક્ષસી સંસ્કૃતિ છોડી દેવોની ગુલામગીરી શીખવાની એવી દૈવી સંસ્કૃતિ તમને કઈ રીતે ગમે છે ? ખુશી ખાઓ પીઓ અને મજા મોજ કરો. સામે આવેલ કોઈ પણ ભોગનો ત્યાગ ન કરતાં પોતાને પુરૂષાર્થ માનીને તેનો યથેચ્છ ઉપભોગ લેવો. એ છોડીને મૃત્યુ પછી પોતાને યમરાજા સામે જવાબ આપવો પડશે. એવા પ્રકારનો બીકણ વિચાર તમારા મનમાં આવ્યો કેમ ? અરે મૂર્ખો, આવા મહામુર્ખનો તો હું હમણાં જ જવાબ લઈશ, ઉપર જવાની જરૂર જ નથી. જેટલો આનંદ લુંટી લેવો હશે એ યથેચ્છ લુંટો તેમાંજ જીવનનું સાર્થક છે. ભગવનત શકિત નામનો વિજય જગતમાં નથી અને મને તેની બીક બતાવો છો ? મારું અન્ન ખાઓ છો અને નમક હરામ થઈને મારા શત્રુનાં વખાણ કરો છો. આજ સુધી મને તમારા આ ભેદીપણાની જાણ નહોતી, નહીં તો આના પહેલાં જ તમને મૃત્યુના સ્વાધીન કર્યાં હોત. પણ હે રાણી, હવે તો ધ્યાન રાખ કે જેમનું ધ્યાન મનમાં તું કરે છે એ કેટલો અભંગ હોય તો ય તેનો પ્રત્યક્ષ કાળ એવો હું મહાબળવંત સર્વસમર્થ છું. મારો એક એક સૈનિક એવો બળવાન છે કે તેવા કેટલાય અભંગોને તોડીને તેમનો ચુરો કરશે. ' દૈત્ય કાલિંગાની ગર્વોકિત વાણી સાંભળીને સુરજારાણીને ખુબ દુઃખ લાગ્યું. તેને એનો ખુબ ગુસ્સો આવ્યો પણ પ્રત્યક્ષ પતિ સામે શું કરી શકશે. મન શાંત કરીને બોલીઃ 'સ્વામીનાથ ! અમારી આગળ બધાં ભવિષ્ય સ્પષ્ટ દેખાય છે. તમને ખરાબ શુકન થયું છે અને મને સ્વપ્નમાં પણ અત્યંત ખરાબ ભયાનક સ્વપ્ન આવ્યું. પણ તમે આ પૈકી એક પણ વાત માનતા નથી એ અમારું અને ગરીબ પ્રજાનું દુર્દૈવ છે. આપણું અહિત થાય એવો કોઈ દુષ્ટ હેતુ અમારો નથી, પણ તમે આ દાસીની એક છેલ્લી મનોકામના પૂર્ણ કરશો. સૌભાગ્ય લેણાથી યુકત આવી આ દાસીની પૂજા તમે સ્વીકારો અને અમને જવાની આજ્ઞા કરો. આમ કહીને સતી સુરજારાણીએ મનોમન ભગવાનની આરાધના કરીને પતિના કલ્યાણની કામના કરીને પુષ્પાંજલી તેના મસ્તક પર ચડાવી અને હાથ જોડીને તે એકાગ્રતાથી નમ્રતાથી પ્રણામ કરવા લાગી, ત્યાં જ એક મોટો ચમત્કાર એ જગ્યાએ થયો. સુરજારાણીના હાથથી ફુલ દૈત્ય કાલિંગાના મસ્તક પર પડતાં જ સુદર્શન ચક્ર ફરે એ પ્રમાણે એ ફુલ ભયાનક વેગથી ચક્રાકાર ફરવા લાગ્યાં. એ તેમનું કોમળપણું મટીને વજ્ર પ્રમાણે કઠણ અને એ તીક્ષ્ણ બન્યાં અને દૈત્ય કાલિંગાના મસ્તક પરથી ગરદન પર ગરગર ફરવા લાગ્યાં. એક ક્ષણમાં દૈત્ય કાલિંગાનુ શિર ભયાનક અવાજ કરતું જમીન પર પછડાયું. આ દ્રષ્ય જોતાં જ સતી સુરજારાણીને અત્યંત દુઃખ થયું. એ શોકવિલાપ કરવા લાગી અને બીજી જ ક્ષણે એ પણ મુર્ચ્છાગત થઈને જમીન પર પડી. સર્વત્ર હાહાકાર થયો. સર્વત્ર એકજ અવાજ થયો. સુરજારાણીએ પોતાના પતિને દૈત્ય કોલિંગાને ભગવાનના કહેવાથી ઠાર માર્યા. સત્યઘટના પહેલાં જ આ અપપ્રચાર સર્વત્ર પ્રસર્યો. સર્વ દૈત્ય સૈન્યમાં ભયનું વાતાવરણ પ્રસર્યું.

**દેવ દૈત્યના દલ સામસામા આવ્યા તેના પરછા જાણ, હવે તમે સુણો મુનિવરો સહી પરમાણ. ॥૬૨૨॥**
**ત્યાં યોધ્ધા ઉઠયા મહા ક્રોધ જ કરી,હવે એઊ મારો સૈન્ય સઘળુ શ્રીયે કહ્યા જયાં છે હરી. ॥૬૨૩॥**
**જે રાણીએ સ્વામી માટે માર્યો પોતાનો ભ્રતાર, તે અભંગનું શીશ આપણે કાપી લાવો તતકાલ. ॥૬૨૪॥**
**ત્યારે હલ હલંકાર બેઉ સૈન્યમાં થાયે, તે રણક્ષેત્રમાં સામસામા દલ ચઢી જાયે. ॥૬૨૫॥**
**ભાઈ પ્રભાતે જયારે ઉગે સબળા સૂર, ત્યારે બેઊ સામસામા વાજે રણતૂર. ॥૬૨૬॥**
**એવા સૈન્ય રણસંગ્રામે ચઢીને બજાવે તૂર, ત્યાં અનંત નિશાન ફરકે જયાં પૂર. ॥૬૨૭॥**

ત્યારે બેઉ સૈન્યમાંથી યોધ્ધા ઉઠયા છે લઢવા સાર, તેમાં કોને કોને ના આવે હાર. ॥૬૨૮॥
ત્યારે દૈત્ય મલકેશર સાથે લડે ભીમસેન રાયે, ત્યાં મારે યોધ્ધા ગદાના ઘાયે. ॥૬૨૯॥
ત્યારે દૈત્ય રકતકેશર સાથે લડે નકુલ રાયે, જેના બળ તણો પાર ન પાયે. ॥૬૩૦॥
ત્યારે દૈત્ય રણકેશર લડે જન ભૂત, તેમં યોધ્ધા બળીયા છે અદભુત. ॥૬૨૧॥
જે દૈત્ય ગજકેશર છે મહાબળવંત, તે સાથે લઢે ત્યાં વીર હનુમંત. ॥૬૩૨॥
જે વીર હનુમાન પર્વત લાવે સંભાળ, તે દૈત્ય ગજકેશરના રથ ઉપર દેસે રાળ. ॥૬૩૩॥
જે દૈત્ય આવતા પર્વત લેયે સંભાર, તે કટકા વચ્ચેથી કરસે નિરધાર. ॥૬૩૪॥
ત્યારે હનુમાન બીજો પર્વત લાવે ઉઠાયે, તેથી દૈત્ય ગજકેશર માર્યો જાયે. ॥૬૩૫॥
જ્યાં કોપ ધરીને યતી હનુમાને દૈત્ય સંહાર્યો જાણ,ત્યાં દૈત્ય નાગકેશર બહુ યુધ્ધ કીધો નિરવાણ. ॥૬૩૬॥
ત્યાં બીજા યોધ્ધા પડયા અનંત અપાર, ત્યારે બેઊ દલમાં એકેની ના આવે હાર. ॥૬૩૭॥
ત્યારે હસી હર્ષમાં બોલ્યા સ્વામીજી વિખ્યાત, અને ખડ્ગ ત્રિધારૂ સ્વામી લીધુ છે હાથ. ॥૬૩૮॥
અંતે ખડગ મનવેગે યદુપતી રાયે, તેથી સર્વે દૈત્યનું સૈન્ય સંહાર્યુ જાયે. ॥૬૩૯॥
જે નદી સરસ્વતી દૈત્યના રગતે પુરી વહે, જે રગત તોરંગ કાને ભીનાતા સહુ કોઈ કહે. ॥૬૪૦॥
જે યુગચાર નદી સરસ્વતી ઠાલી રહી, તે દૈત્યના રગતસુ પુરજ વહી. ॥૬૪૧॥
ત્યા દેવ ઉગાર્યા તે સર્વે સ્વામીને હેત, ત્યારે દૈત્ય કાલિંગાનું દળ પડયા રણક્ષેત્ર. ॥૬૪૨॥
જયારે સ્વામી દળ સર્વે એકઠા થાયે, ત્યારે દૈત્યના મસ્તક સર્વે ખરીયા માંહે જાયે. ॥૬૪૩॥
જે શ્વેત ઘોડાને ડાબલે દૈત્ય કાલિંગાનું શિર અથડાયે, તે લઈ નાખે ચીન નગરી માંહે. ॥૬૪૪॥
ત્યારે સ્વામીના શ્વેત ઘોડો ચીન નગરીમાં જાયે, તે કોટના કાંગરા નાખે રોળી તેણે ઠાયે. ॥૬૪૫॥
જે ચીનનગરી દૈત્ય કાલિંગાનું સ્થાનક કહેવાયે, તે સર્વે લઈ સમુદ્રમાં ડુબાડવા સાયે. ॥૬૪૬॥
શ્રીહરિ તે દૈત્ય સંહારીને નિર્વંશ કરે, ત્યારે ભકત કમલાકુંવરને શિર બાર કરોડીના ભરણાં ભરે. ॥૬૪૭॥
જયારે આદ અંતના દેવ આવ્યા સ્વામીજી પાસ, ત્યારે સતગુરૂ સ્વામી તેવોને આપે વૈકુંઠમાં વાસ. ॥૬૪૮॥

સર્વે દૈત્યોનું સંહાર

12 કરોડ લોકો
અમરાપુરી જશે.

દૈત્ય કાલિંગાનો યુધ્ધ પહેલાં જ અંત થયો. સર્વત્ર હાહાકાર પ્રસરાયો. કાલિગાની રાણી અને પુત્ર જ પ્રત્યક્ષ ત્યાં હાજર હોવાથી સર્વ સેનાપતિઓને શું કરવું એ સુઝતું નહોતું. તે અત્યંત સંભ્રમમાં પડયા. છેલ્લે તે મહાબલાઢય અકરાળ વિકરાળ દેહધારી રાક્ષસો એકદમ ઉછળીને અતિશય ગુસ્સાથી બોલ્યા, ' આ રાણીનું રાજકુમારનું કહેવું બિલકુલ સાંભળવું નહીં. આપણે લડાઈની જ તૈયારીમાં આવ્યા છીએ અને આપણા બધા સૈનિક શસ્ત્રાસ્ત્રોથી સજ્જ છે માટે વિલંબ ન કરતાં આગળ મોરચો બાંધો. જયાં તે શ્રીહરિ હશે ત્યાંજ તેના પર તુટી પડો અને આજે જ એ અભંગનું શિર કાપીને છિન્ન ભિન્ન કરી નાંખો અને જે શ્રીહરિના કહેવાથી રાણીએ પોતાના પતિનો શિરચ્છેદ કર્યો એ રાણીને અને રાજકુમારને પકડીને બંદીશાળામાં નાખો. કાલિંગાના સેનાપતિના એ આતતાયીપણાના બોલ સાંભળીને બધા સૈનિકોમાં ઉત્સાહ આવ્યો અને સર્વત્ર સૌ દૈત્યો તૈયાર થઈને યુધ્ધ માટે સજ્જ થયા. ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણના દૂતો સુરજારાણી અને કમલાકુંવરનું રક્ષણ કરીને એમને દૈત્યોના ટોળામાંથી સુરક્ષિતપણે લઈ ગયા.



બીજા દિવસે સવારે સુર્યોદય થતાંની સાથે જ ઉભય સૈન્યમાં જયાં ત્યાં રણશિંગું ફુંકાયું. સર્વ સૈન્ય પૂર્ણ તૈયારીમાં રણસંગ્રામ પર ચઢી આવ્યા. રણવાદ્યો નગારા, ઢોલ, રણશિંગા, શંખના અવાજથી સર્વ વાતાવરણ ધણધણી ઉઠયું. બંને

સૈન્યોમાંથી સેનાગ્રણીઓ આગળ આવ્યા અને એક બીજા પર ચાલ કરીને મારીશું અથવા મરીશું આ જિદથી તે એક બીજા સાથે ક્રોધથી ટકરાયા. દૈત્ય મલ્લકેશર ભીમ પર ચડી આવ્યો. બંને મલ્લવિદ્યામાં કુશળ વીરધીર અને વજ્રદેહી હોવાથી ખુબ સમય સુધી તેમનું યુધ્ધ ચાલ્યું. કોઇ પણ કોઇનાથી હાર માનતું નહોતું. છેલ્લે બંનેનું અત્યંત તુમુલ ગદાયુધ્ધ થયું. ગદાના ઘાવથી બંને અત્યંત ઘાયલ થયા. એ બંને એકબીજાના દેહનો ઘાત કરવા મરણિયા બન્યા હતા. તુલ્યબળ હાથીઓની જે પ્રમાણે લડાઇ થાય એ પ્રમાણે એ ભયાનક દેખાતા હતા. બધા લોકો એ યુધ્ધ જોઇને ભયભીત થયા. છેલ્લે ભગવાનનું સ્મરણ કરીને ભીમે એક ગદાનો પ્રહાર મલ્લકેશર ઉપર એવો કર્યો કે લોહી ઓકતો એ મહાબળવાન દૈત્ય ત્યાં જ ચત્તોપાટ પડયો. ભીમનો જય થયો. દૈવ સૈન્યમાં સર્વત્ર આનંદ આનંદ ને જયજયકાર થયો.

બીજા દૈત્ય સેનાપતિ રકતકેશર નકુલ સૈન્ય પર તુટી પડયો. નેજાધારી સૈન્યએ તેમના સૈન્યનો સંહાર કર્યો. તેણે પણ નકુલ સૈન્યને મહાત્રાસ આપ્યો. છેલ્લે યુધ્ધ કરતાં કરતાં એ બેન. એક બીજાને એવા ભિડાવ્યા કે શસ્ત્રાસ્ત્રોથી એક બીજાનો સંહાર કરવા ઉદ્યુત થયા. ખુબ સમય સુધી તેમનું યુધ્ધ ચાલ્યું, પણ નકુલ આગળ તેનું કંઇ બળ ચાલી શકયું નહી. નકુલના નેજાથી દૈત્ય રકતકેશર ઘાયલ થઇને જમીન પર પડયો તે ઉઠી જ શકયો નહીં.

ત્રીજો દૈત્ય સેનાની રણધુરંધર એવો રણકેશર સંપૂર્ણ ભુતગણ પર તુટી પડયો. ભગવાન શંકરના એ દૂતે રણકેસરને ચારે બાજુથી ઘેરી લીધો અને પોતાની માયાવી તામસ પાશાથી બાંધ્યો. તેમની સહાય માટે યોગિણી યક્ષિણીનું સ્ત્રી સૈન્ય પણ દોડી આવ્યું અને આ બધાએ રણકેસરની ખુબ ફજેતી કરી. રણાંગણમાંથી તેણે છટકવાનો પ્રયત્ન કર્યો પણ ભુતગણ તેને ભાગવા પણ દેતા ન હતા. છેલ્લે બધી બાજુથી પ્રહાર થવાથી એ દુષ્ટ દૈત્યએ રણાંગણમાં જ દેહ મુકયો. આ રીતે તેનો પણ અંત થયો.

ચોથો દૈત્ય ગજકેસર આ નામ પ્રમાણે જ ગજદેહી અને મહાપરાક્રમી હતો. તેની બરોબરીથી યુધ્ધ કરી શકે તેવા વીર દૈવ સૈન્યમાં ફકત હનુમાન જ હતા. માટે દૈત્ય ગજકેસર યુધ્ધ માટે સામે આવતાં જ હનુમાન હાથમાં એક પર્વતપ્રાય મોટો પથ્થર લઇને આગળ આવ્યા અને તેણે એ પર્વત ગજકેસર પર નાંખ્યો. એ તેણે ખુબ કુશળતાથી ચુકવ્યો અને એ હનુમાન પર દોડી ગયો. બંનેનું ખુબ સમય સુધી શસ્ત્રાસ્ત્રથી યુધ્ધ થયું. પણ કોઇ કોઇનાથી હારતું નહોતું. હનુમાને એક પછી એક પર્વત તેના શરીર પર નાખવાના શરૂ કર્યા પણ ગજકેસરએ એ બધા પર્વતોનું ચુર્ણ કર્યું. અને પોતાના હાથમાંના વજ્રપ્રાણ શસ્ત્ર હનુમાન પર ફેંકયો એ આઘાતથી હનુમાન ઘાયલ થઇને ક્ષણભર નિશ્ચેત પડયા પણ બીજા જ ક્ષણે તે જ શસત્રથી ગજકેસર પર આઘાત કરતાં જ રકત ઓકતો દૈત્ય ગજકેસર ધડ કરીને જમીન પર પડયો અને પડતાંની સાથે જ તેના પ્રાણ ગયા. તેના જમીન પર પછડાવવાથી પ્રજટ અવાજ થયો અને ધરતીકંપ થાય એ પ્રમાણે લોકો ભયભીત થઇને તેના દેહ નીચે દબાઇ ગયા.

રણધુરંધર એવો ગજકેસર જમીન પર પડતાં જ પાંચમો દૈત્ય સેનાધિપતિ નાગકેશર અત્યંત ક્રોધાયમાન થયો અને અત્યંત ભયંકર યુધ્ધ કરીને તેણે હનુમાનને નિશ્ચેતન પાડયા. દેવપક્ષ તરફના અનેક સૈનિકોને તેણે ઘાયલ કર્યા. સર્વત્ર દાનવોની જીત થવા લાગી. દાનવ અત્યંત હર્ષિત થઇને ઇર્ષાથી અને પ્રાણથી લડવા લાગ્યા. પ્રહલાદ, હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન વગેરે એક એક સેનાપતિ નાગકેસર સાથે લડવા લાગ્યા પણ એ કોઇની સાથે હાર માનતો નથી. ઉલટું એક એક ને ઘાયલ કરીને જ તેણે પાછા મોકલ્યા. એ જોઇને ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ પોતાના શ્વેત અશ્વ પર સવાર થયા. તેમણે હાથમાં ત્રણ ધારનું એ દિવ્ય ખડ્ગ ધારણ કર્યું. ભગવાન પાસે એ ખડગ સાડા ત્રણ હાથ લાંબુ હતું. યુધ્ધ માટે હાથમાં ધારણ કરતાં

જ એ અત્યંત ચકચકીત તેજસ્વી શસ્ત્ર સાત હાથ લાંબુ અને પ્રત્યક્ષ દૈત્યો સાથે યુધ્ધ કરવા લાગ્યા. ત્યારે સો સો હાથ લંબાઈને એ શસ્ત્રથી ભગવાન નાગકેસર સાથે યુધ્ધ કરવા લાગ્યા. મનોવેગથી શસ્ત્ર ફેરવીને ભગવાને સંપૂર્ણ દૈત્યોનો નાશ કર્યો. એ દિવ્ય ખડગથી એક પણ દૈત્ય પોતાનો બચાવ કરી શકયો નહીં. નાગકેશર પણ એ અસ્ત્રને બળે પડયો. દાનવ સૈન્યમાં હવે કોઈ પણ સેનાપતિ રહ્યો નહીં. દૈત્યોના લોહીથી ચારયુગથી કોરી રહેલી સરસ્વતી નદી બે ગણી વહેવા લાગી. દૈત્ય કાલિંગાના સેનાધિપતિ અને સૈનિકોના લોહીથી સરસ્વતી નદીમાં ઘુડા પુર આવ્યું. એ લોહીથી અર્ધો ઘાટ ભરાઈ ગયો. પૂર્વકાળમાં ભગવાને મહાકાળી શકિતદેવીને આપેલ વચન પૂર્ણ કર્યુ. સર્વ દેવ સૈન્યમાં ભગવાનનો જયજયકાર થયો. સંપૂર્ણ દાનવવંશ નષ્ટપ્રાય થયો. દાનવી સંસ્કૃતીનો સંપૂર્ણ લય થઈને દેવ સંસ્કૃતિનો પ્રભાવ સર્વત્ર પ્રસર્યો. ભગવાનનું બધું સૈન્ય એકત્રીત સંગઠીત થયું. ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણના દિવ્ય અશ્વના પગે દૈત્ય કાલિંગાનું શિર અથડાવા લાગ્યું. ત્યારે ભગવાને એ અશ્વને આજ્ઞા કરી કે તું આ શિર લઈને ચીનમાં આ કાલિંગાની રાજધાનીમાં નાંખી દે. ચીનનો બાકી રહેલો આખો કોટ પાડી નાખ અને એવો જોરથી પગ પછાડ કે જમીન ધ્રુજીને જળનો પ્રવાહ ઉછળે અને જોતાં જોતાંમાં આખું નગર અને દેશ જળમય થઈ જાય. આ પ્રકારની આજ્ઞા થતાં જ શ્વેત અશ્વ ચીન નગર નષ્ટ ભ્રષ્ટ અને જળમય કરીને પાછો ભગવાન પાસે આવશે. આ પ્રમાણે દૈત્ય નિર્વંશ થશે. ભગવાનનો જય થશે અને ભકત કમલાકુંવર સાથે બાર કોટી જીવાત્માઓની મુકિત થશે. ત્યાં જ અનંતકોટીનું ભરાણું એટલે કલિયુગમાં અંત સમયે અનાદિકાળથી અમરપદને પ્રાપ્ત થયેલા સદ્ભકતો ભગવાનના નિર્ગુણ જ્યોતિર્મય સ્વરૂપ લય પામશે.

**વિભાગ ૧૩:** નિષ્કલંકી નારાયણનું કુંવારીકા ધરતી સાથે લગ્ન અને સતપંથીઓ નું રાજ્ય

જે અનંત કરોડીના ભરણાંના પરછા જાણ,
તમે સુણો મુનિવરો તેહ નિરવાણ. ॥૬૪૯॥
એવી વેરણ વેળા આવસે, અને પ્રભુજી થાસે સ્વાર,
દૈત્યોને જગમાંથી કાઢસે, કુળ દૈત્યના કરસે સંહાર. ॥૬૫૦॥
નિદાનવી કરસે પ્રીથમી, અને હોશે જયજયકાર,
જયારે દૈત્ય કાલિંગાને છેદસે, રાજ કરસે કિરતાર. ॥૬૫૧॥
નવખંડમાં પ્રભુજી આપે રાજા, અવર દુજા નહી કોય,
રખેશરને રિધ્ધિ સિધ્ધી આલસે, મૂર્ખ હાથ ઘસતા રોય. ॥૬૫૨॥
જયારે ભાદરવા શુદ પુનમ રોજ ગુરૂવાર જાણ,
સ્વામીજીના લગ્ન વસમાકુંવારી સાથે નિર્ધારસે પરમાણ. ॥૬૫૩॥
વસમા કુંવારી સ્વામી પરણસે માથા ભરાવસે કુંભ,
માંદલ ભેરી તુર વાજસે, એવા હોસે હો રંગ. ॥૬૫૪॥
તેડાવો સીતા કુંતા દ્રૌપદી અને સતીયા છે ચાર,
ચોથી તેડાવો તારાદેવી લોચના મંગળ ગાવે અપાર. ॥૬૫૫॥
ત્યાં ચાર વેદ ચાર મંગળ વરતાસેરે જાણ,
તે ઉમંગમાં સહુ કોઈ કરે છે જયજયકાર. ॥૬૫૬॥
જયારે સ્વામી નામની દુહાઈ મુલક મુલકમાંહે ફરે,
ત્યારે સ્વામીજી સાચા રાજ તે રખેશરને કરાવે. ॥૬૫૭॥

નિષ્કલંકી નારાયણ કુંવારી ધરતી સાથે લગ્ન કરશે.

વસમા કુંવારી સ્વામીરાજા પરણસે,
ત્યારે પાંડવ રખીયાને રાજ કરાવેજી. ॥૬૫૮॥
જે દ્વાપર જુગમાં તેણે કૌલ દીધા છે, તે પૂરણ કરવાનો કાજજી. ॥૬૫૯॥
તે રખેશર સવાલાખ વરસ સુધી રાજ કરસે, ત્યારે સર્વેને થાસે આનંદજી. ॥૬૬૦॥
એવા સવાલાખ વરસ તો એક દિન સરીખા જાયે,
અને તે પછી અનંત કરોડીના ભરણાં ભરાવશેજી. ॥૬૬૧॥

સતપંથી ૧.૨૫ લાખ વર્ષ સુધી રાજ કરશે.

આ પ્રકારે અત્યંત ભયાનક સ્વરૂપનો સમય આવશે ત્યારે ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ શ્વેત અશ્વ પર સવાર થઈને સર્વ દુષ્ટ દૈત્યોનો સંહાર કરશે. જગતમાંથી દુષ્ટ પ્રવૃત્તિના લોકોનો સમૂળ નાશ કરશે નાસ્તિક અને ભોગપરાયણ એવી દુષ્ટ સંસ્કૃતિનો સમુળ ઉચ્છેદ કર્યા પછી સત્પ્રવૃત્ત એવા નિરામય નિર્વિવાદ વિશુધ્ધ વૈદિક સંસ્કૃતિનો સર્વત્ર પ્રચાર કરશે. માનવને સુસંસ્કૃત રીતે જીવન જીવતાં આવડે એ માટે પ્રયત્ન કરશે. સંપાર્ણ પૃથ્વી નિંર્દાનવી કરશે. સર્વત્ર ભગવાનના નામનો જય જયકાર થશે. સંપૂર્ણ પૃથ્વી પર નવખંડમાં ભગવાનના નામની આણ ફરશે. નવખંડમાં સર્વત્ર શ્રી નિષ્કલંકી નારાયણ રાજયસિંહાસન પર બેસીને રાજયાશાસન કરશે. ઋષિવર, મુનિવર, તપસ્વી, સદભકત હશે તેમને રિધ્ધિ સિધ્ધિ અર્પાણ કરશે. તેમની સર્વ મનોકામના પૂર્ણ થશે, ત્યારે મૂર્ખલોક હાથ ઘસીને મનમાં ને મનમાં ઝુરશે. ભાદ્રપદ શુધ્ધ પુર્ણીમા ગુરૂવારના દિવસે ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણના લગ્નનો વાક્ નિશ્ચય વસમકુમારી સાથે થશે. તેનાં ભગવાન સાથે પહેલા કર્તાયુગમાં વાક્દાન કર્યું હતું. એ વચન પૂર્ણ કરવા માટે આ વિવાહ સંબંધ જોડાશે. સદગુરૂ બ્રહ્મા આ કન્યાદાન ભગવાનને સ્વહસ્તે કરશે. જળકુંભ ભરાવશે. કુંભકળશ પૂજન થઈને સર્વત્ર આનંદ જ આનંદનુ વાતાવરણ પ્રસરશે. સતી દેવી સીતા, કુંતા, દ્રૌપદી અને તારામતી ચારેય વેદોનું મંગલ ગાન કરશે. સર્વત્ર નવચૈતન્ય પ્રગટ થઈને ઉત્સાહથી સ્વયંસ્કુર્તીથી બધા ઉત્સવ મંગલ ગાન કરીને ભગવાનનો જયજયકાર કરશે જયારે ભગવાનના નામે એકછત્ર અમલ આખી દુનિયામાં શરૂ થશે.

આ રીતે આખા વિશ્વના વ્યવહારની ઘડી વ્યવસ્થિત થયા પછી ભગવાન બધાંને નવા ધર્મની સમજ આપશે. તેનો પ્રચાર અને પ્રસાર અને અમલ સર્વત્ર થશે. ભગવાન પોતાના પરમપ્રિય સદ્ભકત પાંડવોને સત્યવાદી ઋષિવરોને સામે બોલાવીને તેમની પાસે રાજદંડ સોંપશે અને તેમને કહેશે કેઃ 'હે સદ્ભકત ઋષિવર્ય દ્વાપર યુગમાંઅપાર કસોટી સહન કરીને રાજયછત્ર સિંહાસન મેળવ્યું. અતુલ પરાક્રમી કરીને દુષ્ટ ધાતકી કૌરવોનો એટલે અધર્મનો ઉચ્છેદ કર્યો, પણ ધર્મરાજય કંઈ કરી શકયા નહી, કારણ દ્વાપર યુગ સંપન્ન થઈને કલિયુગની શરૂઆત થઈ માટે રાજયશાસન છોડીને તમારે હિમાલય જવું પડયું. એ સમયે અપૂર્ણ રહેલી તમારી ધર્મશાસન કરવાની ઈચ્છા હું હવે તમને આ રાજદંડ આપી પૂર્ણ કરૂ છું. આ રાજદંડ લઈને તીર્થધર્મ પ્રમાણે રાજયાશાસન કરો. સવાલાખ વર્ષ સુધી તમારું આ ધર્મશાસન ચાલશે પછી એ ધર્મઆચરાણથી અનંત કોટી જીવાત્માઓની ગદ્ગતિ થશે. ત્યારે તમારું શાસન સંપુષ્ટમાં આવશે અને પછી કલ્પાન્તકાળ શરૂ થશે. કલિકાળ સંપન્ન થશે. સંપૂર્ણ પૃથ્વી, જીવપ્રાણીમાત્રનો વ્યવહાર સંપન્ન થશે. સર્વત્ર જલપ્રલય થશે. આ પ્રકારે કહીને ભગવાન રાજદંડ ઋષિવરોને સોંપશે અને અંતર્ધ્યાન થશે. ઋષિવર સવાલાખ વર્ષ સુધી ધર્માશાસન કરશે પણ એ કાળ એક દિવસે પ્રમાણે નીકળી જશે એ પછી અનંતકોટી જીવાત્માઓની સદ્ગતીનો પ્રસંગ ઉપસ્થિત થશે.



આદ અંતના જે જીવ અમરાપુરી માંહે ગયા,
તે સર્વે જીવ કલિયુગ અંતે આવી મળ્યા. ॥૬૬૨॥
એ અમરાપુર તો મુનિવર પામીયે સહી,
જે રોવે તપસી સતગુરૂને એકમન ચિત્તે સહી. ॥૬૬૩॥

જે આજ સતગુરૂના વેદવચન પરમાણીયા જાણ,
ભાઈ તે તો પામીયે વૈકુંઠ અમરાપુર ઠામ. ॥૬૬૪॥
જે નીત અમી પીયે ને આચાર પાલે સો ક્રિયાના સહી,
નેજે મુનિવર ખરી દસવંત સુકિત સતગુરૂ મુખે દેસે સહી. ॥૬૬૫॥
જેણે ઈહા પંચેન્દ્રિય વશ કરી દિલ રાખ્યા ઠામ,
અને સાચા માર્ગે ચાલે સહી પરમાણ. ॥૬૬૬॥
શ્રીનારાયણના યુગોયુગના અવતારને જાણી સેવ્યા એકે ધ્યાન,
ભાઈ તે મુનિવર અમરાપુર પોતા નિરવાણ. ॥૬૬૭॥
જે યુગ પ્રમાણે વેદને આચરે ને વ્રત દાન કરે,
તે મુનિવર અમરાપુરમાં વહેલા સંચરે.॥૬૬૮॥
રખેશર તે જે ટુટા દિલને સાંધે જી, અને ભુલડા જીવને માર્ગે લાવેજી. ॥૬૬૯॥
રખેશર તે જે ખરા મારગ ચાલેજી, તેહુના અમરાપુરમાં મહેલ બંધાયાજી. ॥૬૭૦॥
શ્રી નારાયણ એવા મહેલ નિપાયાજી, જે કોઈ રહસે હો કરણી સારોજી. ॥૬૭૧॥
એવા મુનિવર અમરાપુરી માંહે સુખ ભોગવસે જાણ,
તે દેવ અમરપદ પામ્યા સદગુરૂના વચને પરમાણ. ॥૬૭૨॥
જે આ સદગુરૂના જપ તપ થકી જીવ ઉધ્ધાર્યા જાણ,
ભાઈ તે મુનિવર અમર થયા નિરવાણ. ॥૬૭૩॥
પ્રથમ આઠ લાખ કરણ સ્વામીજીએ સરજા જાણ,
તાહા સતગુરૂ બ્રહ્માએ તપ કીધા પરમાણ. ॥૬૭૪॥
આ સતગુરૂના જપ તપથી દેવ નિપન્યા કરોડી અનંત,
તેઉને સતગુરૂશું અવિચલ રાખ્યો હેત. ॥૬૭૫॥

અનાદિકાળથી જે જીવાત્મા અમરાપુરીમાં રહ્યા હતા, અમૃતત્વ પ્રાપ્ત કરીને નિરાભિમાની થયા. આત્માલોભને કારણે જેમની વૃત્તિ સમ થઈ, એવા જીવનમુકત અને વિદેહમુકત સદ્‌ભકત આ કલિયુગના અંત સમયે પગટ થશે. આ અમરપદ એ જ મનુષ્યને પ્રાપ્ત થાય કે જે તપસ્વી સદ્‌ગુરૂની એકાગ્ર મને દ્રઢચિત્તે સેવા કરે છે, માનવ જન્મમાં આવી સદ્‌ગુરૂ મુખના વેદવચન પ્રમાણે માનીને, દ્રઢનિશ્ચયથી આચરણ કરે છે, તે જીવાત્મા વૈકુંઠમાં, અમરાપુરીમાં પ્રવેશ કરે છે. જે નિત્યનિયમથી અમી એટલે સદ્‌ગુરૂ ચરણામૃતનું પ્રાશન કરે છે અને સદ્‌ગુરૂએ કથન કરેલા નીતિનિયમ ક્રિયાકર્મકાંડનું આચરણ કરે છે, સાચી કમાણીની સ્વકષ્ટાર્જિત દસવંત સક્રિય સદ્‌ગુરૂને દાનધર્મદ્વારે અર્પણ કરે છે. પંચેન્દ્રિય દમન કરીને પંચભૂત આત્મ વશ કરે છે, મનસ્થિર રાખી એકાગ્રચિત્તે પોતાના હૃદયમાં ભગવાનના નિર્ગુણ નિરામય સ્વયં તેજસ્વી જ્યોતિસ્વરૂપનું ધ્યાન અને પ્રાણવબ્રહ્માનું નામસ્મરણ ચિંતન નિંદિધ્યાસન કરે છે. તે જીવાત્માને મૃત્યુ પછી અમરાપુરી પ્રાપ્ત થાય છે. ભગવાને સૃષ્ટિકાર્ય કરવા માટે સમયે જે અવતાર ધારણ કર્યા, તેનાં રહસ્ય જાણીને તેમની સેવા પૂજા ઉપાસના કરનારા જીવાત્મા અમરાપુરીમાં જાય છે.



યુગધર્માનુસાર પ્રાધાન્યભૂત રહેલા સનાતન વૈદિક માર્ગાનુસાર ક્રિયા, કર્મકાંડ, યજ્ઞના હોમહવન, પૂજા, અર્ચના કરીને

દેવી દેવતાનું પૂજન અર્ચન કરે છે, વ્રત, દાન, દાગ વગેરે યુગધર્માનુસાર આચરણ કરે છે તે જીવાત્મા મૃત્યુ પછી વૈકુંઠમાં પ્રવેશ કરે છે. જે ૠષિવર પોતાના આત્મતપોબળથી એકબીજાનાં તુટેલાં હૃદય પણ પ્રેમભકિત દ્રવથી સાંધે છે, નાસ્તિકોને પણ આસ્તિ કરી છોડે છે. ભવાટવીત, ભવારણ્યમાં ભટકેલા જીવાત્માને સુયોગ્ય માર્ગદર્શન કરીને મૂળ સ્થાન પર લાવી છોડે છે. પોતે મુકિત માર્ગનું આચરણ કરીને સદ્ભકતોને એ માર્ગનું અવલંબન કરાવે છે, એ સદભકત જીવમુકત મહાત્મા ૠષિવર અમરાપુરીમાં જાય છે. કલ્પાંત કાળ સુધી તે જીવાત્મા ત્યાં સ્વર્ગીય સુખ ઉપભોગે છે. તેમની વૃત્તિ મુળ નિરિચ્છ હોવાથી સર્વ પ્રકારના દિવ્ય સુખ ભોગવીને પણ તે અલિપ્ત હોય છે. કોઈ જ આસકિત ભોગવાસના તેમને નથી હોતી. સદ્ગુરૂના કૃપાશીર્વાદથી અને સંત મહંત સદ્ભકતોના પુણ્ય પ્રભાવથી તે જીવાત્મા અજર, અમર, પૂર્ણતૃપ્ત હોય છે. આઠ લાખ કરોડ વર્ષમાં સદ્ગુરૂ બ્રહ્માએ કરેલી તપશ્ચર્યાના પુણ્યપ્રભાવે આ ચરાચર પ્રકૃતિ સમષ્ટી નિર્માણ થાય છે. જીવપ્રાણીમાત્ર સૃષ્ટિ વિકાસ પામે છે અને છેલ્લે સર્ગકાલનમાં પોતાનો મુળ નિર્ગુણ નિરાકાર સ્વરૂપમાં લય પામે છે. એ સદ્ગુરૂ બ્રહ્માના નિરંજન નિર્વિકાર સગુણ સાકાર સ્વરૂપ સાથે અત્યંત દ્રઢપ્રેમ ભાવથી અવિચળ દ્રઢ પ્રીતિ જોડે તે જીવાત્મા દેવગતી માટે જાય છે, અમર થાય છે.

પહેલા દશરાયણ કલ્પમાં તપસી સતગુરૂ બ્રહ્મા જાણ,
તાહા જખા નવ્વાણુ કરોડી દેવ નિપના નિરવાણ. ॥૬૭૬॥
બીજા દેવગુણ કલ્પમાં તપસી સતગુરૂ બ્રહ્મા જાણ,
તાહા મેઘા દેવ છપ્પન કરોડી ઉધ્ધાર્યા નિરવાણ. ॥૬૭૭॥
ત્રીજા લીલવણગુણ કલ્પમાં તપસી સતગુરૂ બ્રહ્માજી જાણ,
તયાં બત્રીસ કરોડી દેવ કિન્નર ઉધ્ધાર્યા નિરવાણ. ॥૬૭૮॥
ચોથા શ્વેતવેરા કલ્પમાં તપસી સતગુરૂયે યુગ કીધા ચાર,
ત્યાં તેત્રીસ કરોડી દેવ મુનિવર કીધા પરમાણ. ॥૬૭૯॥
પહેલા કર્તાયુગમાં તપસી સતગુરૂ બ્રહ્મા અમર કીધા કાજ,
ત્યાં સતગુરૂ વચને આ સતપંથ ધાયા ભકત પ્રહલાદ. ॥૬૮૦॥
જે સતગુરૂના જપ તપથી પાંચ કરોડી મુનિવર દેવ છુટયા આજ,
ત્યાં પામ્યા અમરાપુરમાં અવિંચલ રાજ. ॥૬૮૧॥
બીજા ત્રેતા યુગમાં તપસી સતગુરૂ વશિષ્ટ સતધરમ દેખાડયા જાણ,
ત્યાં સતગુરૂએ બહુ તપ કીધા નિરવાણ. ॥૬૮૨॥
તેથી સાત કરોડી મુનિવર દેવશું રાજા હરિશ્ચંદ્ર નિપન્યા પરમાણ,
ભાઈ તે તો વૈકુંઠ પામ્યા અમરઠામ. ॥૬૮૩॥
દ્વાપરયુગમાં તપસી સતગુરૂ વેદવ્યાસે સત ધરમ દેખાડયા જાણ,
ત્યાં સત ગુરૂને બહુ તપ કીધા નિરવાણ. ॥૬૮૪॥
એ ગુરૂના જપ તપથી નવ કરોડી દેવશું નિપન્યા યુધિષ્ઠિર રાયે,
અને તે પણ અમરાપુરીમાં પોતા જાયે. ॥૬૮૫॥
આજ કલિમાં તપસી સતગુરૂ ઈમામશાહે સત ધરમ દેખાડયા જાણ,
ત્યાં સતગુરૂને બહુ તપ કીધા નિરવાણ. ॥૬૮૬॥

કલિયુગમાં ઈમામશાહનો ધર્મ જે પાળશે તેમાંથી માત્ર ૧૨ કરોડ લોકો અમરાપુરીમાં જશે.

એ ગુરૂના જપ તપથી બાર કરોડી દેવ મુનિવર સંગે નિપન્યા જાણ,
તેણે કમળાકુંવરને શિર ભરણા બાંધ્યા નિરવાણ. ॥૬૮૭॥
એ આદ અંતના અમરાપુર પોતા જીવ કલિયુગ અંતે એકઠા જો મળસે,
એ અનંત કરોડીનાં ભરણાં સત્ગોર પાત્ર બ્રહ્માજી ભરાવસે. ॥૬૮૮॥
જયારે એ અનંત અપાર જીવ ભકતને સાથે આવશે જાણ,
તેણે પ્રભુજી સતગોર પાત્ર બ્રહ્માજી સાથે મોક્ષ મુગતના આપે ઠામ. ॥૬૮૯॥
તે જીવને ફરી સ્વર્ગનર્ક સુખદુઃખ લાગશે નહીં,
તેના આવા ગમનના ફેરા પ્રભુજી ચુકાસે હો સહી. ॥૬૯૦॥
તે સતી જીવની આસના વાસના સ્વામી પરહરસે સહી,
અને તે જીવે તો નિરંજન નિરાકાર માંહે મલસે જઈ. ॥૬૯૧॥
જે જીવ તપસી સતગુરૂને જાણી સેવા કીધી જાણ,
અને ગુરૂ બ્રહ્માના વચન શિર સહ્યા તે જીવ મોક્ષ પામ્યા નિરવાણ. ॥૬૯૨॥
એવા નિર્વાણપદ તો તે સતીયા જીવને મળે,
જે સત રાખી આચાર પાલે તે સતગુરૂની કસણી સાર સહે. ॥૬૯૩॥

પ્રથમ દશરાયણ કલ્પમાં તપસ્વી સતગુરૂ બ્રહ્મા પ્રગટ થઈને તેમણે ઉપદેશેલા યુગધર્માનુસાર આચરણ કરીને નવ્વાણુ કોટી યક્ષ દેવને નિર્માણ પદ પ્રાપ્ત થયાં. બીજા દેવગુણ કલ્પમાં મહાતપસ્વી સતગુરૂ બ્રહ્મા સ્વરૂપે પ્રગટ થયા અને તેમને દિગ્દર્શીત કરેલા યુગધર્માનુસાર સાધના કરીને છપ્પન કોટી મેઘગણ મુકત થયા. આગળ ત્રીજા લીલવગુણ નામના કલ્પમાં એ જ સત ગુરૂ બ્રહ્મ મહાન તેજોરૂપ સનાતન બ્રહ્મરૂપે પ્રગટ થઈને તેમના માર્ગદર્શનાનુસાર વર્તીને બત્રીસ કોટી કિન્નરગણ અમરગતીમાં ગયા. ચોથા કરણ કલ્પમાં અથવા શ્વેતવેરા કલ્પમાં એ જ સતગુરૂ બ્રહ્મા અમરતેજ રૂપે પ્રગટ થઈને તેમણે આ કરણ કલ્પના ચાર યુગ નિર્માણ કર્યા. ચારેય યુગમાં અલગ અલગ રૂપે પ્રગટ થઈને તેમણે યુગ યુગના જે મુકિતમાર્ગનું દિગ્દર્શન કર્યુ. એ માર્ગાનુસાર યોગસાધના કરીને તેત્રીસ કોટી દેવ અમર થયા. એ પૈકી પહેલા કર્તા યુગમાં સતગુરૂ બ્રહ્માના યોગ માર્ગનું આચરણ કરીને પાંચ કોટી જીવાત્માને સદ્ભકત પ્રહલાદ સમવેત અમરાપુરીમાં પ્રાપ્ત થઈ. ત્રેતાયુગમાં સતગુરૂ બ્રહ્મા વશિષ્ઠ રૂપે પ્રગટ થઈને તેમણે ઉપદેશેલા યુગધર્માનુસાર, સત્યધર્મનુસાર આચરણ કરીને સાત કોટી જીવાત્મા સદ્ભકત રાજા હરિશ્ચંદ્ર સાથે અમરાપુરીમાં જઈ પહોંચ્યા. પછી તેજ સદ્ગુરૂ બ્રહ્મા વેદ મૂર્તિ વ્યાસમુનિના સ્વરૂપે પ્રગટ થઈ તેમણે શાસ્ત્રો, ચારવેદ, અઢાર પુરાણ અને અનેકાનેક સદ્ગ્રંથોનું મંથન કરીને નિષ્કામ કર્મયોગાચરણનો ઉપદેશ કર્યો. તે અનુસાર જીવન સાધનાના આચરણથી નવકોટી જીવાત્માને સદ્ભકત યુધિષ્ઠિર સાથે અમરગતી પ્રાપ્ત થઈ. એ જ મહાન તપસ્વી પરમજ્ઞાનધન તેજોમૂર્તિ આ કલિયુગમાં સદગુરૂ ઈમામશાહ રૂપે પગટ થઈને તેમણે દશવિલા પરમપાવક સનાતન સતપંથ માનવતા ધર્મનો ઉપદેશ કરીને જીવન સાફલ્યનું જે માર્ગદર્શન કર્યુ તે અનુસાર આચરણ કરીને અમૃતત્વને પ્રાપ્ત થયેલા બાર કોટી જીવાત્મા વૈકુંઠ ધ્રામમાં અમર થયાં. અનાદિકાળથી અંતકાલ સુધી જે અનંત કોટી જીવાત્મા અમરાપુરમાં ગયા છે. એ બધા આ કલિયુગના અંત કલ્પાન્ત સમયે પ્રગટ થશે. માનવરૂપે જન્મ લઈ ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણની આરાધના ભકિત કરશે. સત્ ભકત કમલાકુંવરના સાનિધ્યમાં રહીને સતસંગ યોગસાધના કરશે અને નિરિચ્છ, નિરહંકાર, નિર્મમ થઈને ભગવાનના તેવા નિરંજન નિરાકાર જયોતિર્મય તેજોસ્વરૂપમાં વિલય પામશે. તેમના સ્થુળ દેહ માત્ર ચૈતન્યધન પરબ્રહ્મના સચ્ચિદાનન્દ સ્વરૂપમાં

વિલીન થશે. તેમનાં બધાં પ્રકારનાં સુખ દુઃખ જન્મ મરણના ભોગ મટશે, તેમની આશા આકાંક્ષા વાસના ઈચ્છા વગેરે સર્વ વિલય પામશે. જેમણે આ માનવ જીવનમાં આવીને સદ્ગુરૂના આદેશાનુસાર વર્તીને આત્મોન્નતિ કરી. એવા સત્યવાન સદ્ભકતને જ સદ્ગતિ મળે છે. મુઢમતિ અજ્ઞાન અભકતને કદી જ ગતિ મળતી નથી. સદ્ગુરૂના વચનાનુસાર વર્તીને તેમની અનંત અપાર કસોટી જેમણે સહન કરી તે જ જીવાત્મા મુકત થઈને નિર્વાણ પદને પામ્યા. પણ જે આ પદને પહોંચી શકયા નહી એવા અપરિપકવ જીવાત્મા કર્મગતીના ફેરા ખાતા જઈને કઈ ગતી પ્રાપ્ત થાય છે તેનું વર્ણન સદ્ગુરૂ મહારાજ કરે છે-

**વળી જે ના જાણે સતગુરૂને ના જાણે, પરિબ્રહ્મ, તે ભુંડા પાપી ભોગસે તેના કર્મ. ॥૬૯૪॥**
**જે જીવ ના જાણે વેદ શાસ્ત્રની વાણ, તે અપરાધી જીવ ફરસે ચારે ખાણ. ॥૬૯૫॥**
**જેણે સતગુરૂ વચન ઉપર ઈમાન ના આણ્યુ, અને સ્વામીના અવતાર પાત્રનુ જ્ઞાન ના જાણ્યું. ॥૬૯૬॥**
**જેના જાણે પાપ પુણ્યના વિચાર, તે જીવ ફરી ફરી આવે આવા જુગત સંસાર. ॥૬૯૭॥**
**જે મુનિવર થઈને પારકી નિંદા કરે, એવા પાપી જીવડા તે નિશ્ચે નરકમાં પડે. ॥૬૯૮॥**
**દુનિયાની સંગત માંહે જે જીવ ભુલ્યા, તે જીવ લક્ષ ચોર્યાસીના ફેરામાં પડયા. ॥૬૯૯॥**
**જે ના સેવે સતગુરૂ ના પાળે વાણ, તે ના દેવે દશાંશ સુકીત સાચા ગુરૂ મુખે અજાણ. ॥૭૦૦॥**
**જે સુરા ભાંગ તમાકુ ખાવે પીવેને બોલે મકરની વાત, તે જીવ તો નિશ્ચયે નરકે જાત. ॥૭૦૧॥**
**જે ધર્મી હોઈને અધરમ ઓચરે, અને ધર્મના મર્મ ના જાણી તેમા ધીંગાઈ કરે. ॥૭૦૨॥**
**એવા અપરાધી જીવ તો પડયા આવાગમનના ફંદ, તેવોના કોઈ ના છુડાવે કર્મબંધ. ॥૭૦૩॥**
**જે જાણી જોઈને કુડુ કર્મ કરે, બેઈમાની અંધા જીવ તો જીવતા નરકમા પડે. ॥૭૦૪॥**
**એ અપરાધી જીવ તો ફરે આવાગમન માંહે, તે લક્ષચોર્યાસીના ફેરામાં ફરે સઉ કોયે. ॥૭૦૫॥**
**જે આદ અંતના અપરાધી જીવ કેવાયે, તે સર્વે ફરતા ફરતા કલિયુગ અંતે આવી મળે એકે ઠાયે. ॥૭૦૬॥**
**હવે મહાકઠણ કલ્પાન્ત તણા પરછા જાણ, તમે સુણો મુનિવરો તેહે નિરવાણ. ॥૭૦૭॥**

પાપીને મળનારી સજાનું વર્ણન

જે જીવાત્મા માનવ જન્મમાં આવીને પરબ્રહ્મને જાણતા નથી અને સતગુરૂને શરણ જતા નથી. સદ્ગુરૂનો સંગ કરતા નથી એ નરપશુ પાપકર્મરત રહીને પોત પોતાના કર્મદોષ ભોગવતા હોય છે. જે જીવાત્મા વેદશાસ્ત્ર વચન સાંભળતા નથી. વાંચતા નથી અને તે અનુસાર આચરણ કરતા નથી, તે અપરાધી જીવાત્માઓને સ્વદેજ, અંડજ, ઉદ્બીજ અને જરાયુજ આ ચારેય ખાણીના ફેરા ખાવા પડે છે. જેમણે ગુરૂ થવા સદ્ગુરૂ પાસેથી અનુગ્રહ લીધો, પણ તેમના વચન પર શ્રધ્ધા ન રાખતાં આપમતી પ્રમાણે આચરણ કર્યું, ભગવાનના અવતાર પાત્રના તત્વ ન જાણતાં અશ્રધ્ધાથી તેમના દોષ કાઢીને દુષણ આપવા લાગ્યા, જે પાપ પુણ્યનો કોઈ પણ વિચાર ન કરતાં અંધપણે પશુવત જીવન જીવ્યા એ જીવાત્માઓને પોતાન કર્મવિપાક ભોગવવા માટે વારંવાર મૃત્યુલોકના ફેરા કરવા પડે છે. જે મુનિવર હોઈને ગુરૂ પાસેથી અનુગ્રહ લીધેલ હશે, તેણે પરનિંદા કરી હશે તો અનંત કષ્ટકાર એવા નરકદુઃખ એ જીવાત્માને ભોગવવા પડશે. આ માયાવી વિલોભનીય જગતના ભુલભુલામણીમાં ગુંથાઈને જે જીવાત્મા ખાય છે. જે સદ્ગુરૂ બધ્ધ થયો એ વારંવાર આ દુનિયાના નશ્વર ભોગ ભોગવવા માટે જન્મ મરણના ખસ્તા ખાય છે. જે સદ્ગુરૂનાં સેવન કરતો નથી, તેમણે આપેલ વચન પાળતો નથી, પોતાના ધનદૌલત દશાંશ સુક્રિત રૂપે દાનધર્મ ન કરતાં એટલે પરમેશ્વરના અને સદ્ગુરૂના ઋણમાંથી મુકત ન થતાં પોતાના સંસાર ભોગ તરફ જ ફકત તેનો વિનિયોગ કરે છે. એ જીવાત્મા કર્મગતીના ફેરા ખાતા ખાતા કલ્પાન્ત કાળ સુધી આવી પહોંચે છે. જે મદિરા, ભાંગ, તમાકુ વગેરે ખાય પીવે અને ઉપર અહંકાર મદથી અભદ્રવાણી બોલે છે. એ બધાની પહેલાં નરકયાતના ભોગવે છે.

જેમાણે ધર્મદીક્ષા લઈને ધર્મ પ્રમાણે આચરણ કરવાનું કાંકણ બાંધ્યું છે, તે ધર્મના નિયમ પ્રમાણે ન વર્તતાં અધર્માચરણ કરેછે. અને જે ધર્મ સમજીને સમાજમાં ડોળ કરે છે એવા દંભી, ઢોંગી, લુચ્ચા લોકો આવાગમનના ફેરામાં પડશે. તેમનો એ કર્મબંધ કોઈ પણ છોડી શકશે નહીં. જે કુડકપટ, અસત્યાચરણ, અધર્માચરણ કરશે એ બેઈમાની અંધઅપરાધી જીવાત્મા આવાગમનના ફંદામાં પડશે અને જન્મ મરણના ફેરા ખાતા લક્ષચોર્યાસી જીવયોનીના કર્મબંધના ભોગ ભોગતા કલિયુગના અંતે કલ્પાંત કાળમાં પ્રગટ થશે. આ પ્રકારે અનાદિ અનંત કાળના એ અધર્મી, અસત્યાચરણ, માયાવી ભોગાસકત જીવાત્મા ફકત કલ્પાન્ત કાળમાં પ્રગટ રૂપે રહેશે. જે સદ્‌ભકત હશે તે તો પહેલાં જ સદભકત કમલાકુંવરના સમાવેત ભગવાનના આત્મ જ્યોતિરૂપમાં સમાઈ જશે. વિલય પામશે પણ જે તે દશાને પ્રાપ્ત થયા નહીં તે અપરિપકવ જીવાત્મા આ કલ્પાન્ત કાળમાં પ્રગટ થઈને કલ્પાંતનું દુઃખ ભોગવશે.

**ત્યારે નવ નેજા પર આવસે આસમાન, અને સહસ્ર કલા લઈને તપસે ભાણ. ॥૭૦૮॥**
**સહસ્ર કલાસુ જયારે સુરજ તપસે, ત્યારે અગની મેહા વરસેરે. ॥૭૦૯॥**
**અગન અગન મુલસાધાર લોહો બરસે, ત્યારે ધરત્રી નાખે ધુમ જવાલાજી. ॥૭૧૦॥**
**અઢારભાર વનસ્પતિ પર્વત જલબલ હોશે અંગારા રે,**
**ત્યાં નહી જલ પર્વત જમીન સરીખી પાટ રચાસે રે. ॥૭૧૧॥**
**સાતવે નેજે જયારે સુરીજ તપસે, ત્યારે ધરત્રી હોસે તાંબા વરણીજી. ॥૭૧૨॥**
**તાહા તલે થંબે સ્વામી રાજા બેસશે,તલ તલના લેખાં લેશે રે,**
**સેરાસેરોકા હિસાબ માગસે, પછે અપરાધી જીવ જલસે રે. ॥૭૧૩॥**
**ત્યાં જીવને ઉપર સુરજની અગન તલે ધરતીની ઝાલ,**
**તેણે વહેસે નેત્રે લોહી અગનની ધાર. ॥૭૧૪॥**
**સ્વામીજી અપરાધીને ઉધે મસ્તક રાખસે, તલતલના લેખા લેશેરે,**
**તયાં માથાના ભેજા કાને ઉતરસે, જૈસા પાની ધારા રે. ॥૭૧૫॥**
**તયાં રોવે અપરાધી જીવ, બહુ કરે તે શોરબકોર, જેણે ઈહા ગુન્હા**
**ગતમા ચુકાવ્યા નહી, તે તો થાશે ચોર. ॥૭૧૬॥**
**ધરમ લઈને ગતમાં નહી મળીયા, મન દુનિયાશું લાઉરે,**
**તેની દેહા એવુ જલેગી, જેસી દિવડે બત્તીરે. ॥૭૧૭॥**
**ત્યાં અગની લોહા આકાશથી વરસે જાણ,**
**ત્યારે તેમા દાઝે કાયાને પ્રાણ. ॥૭૧૮॥**
**ત્યાં દેહી જળીબળીને ખાક જ હોઈ જાયે,**
**ત્યારે દેહી બેઠી કરે પાવળ છાંટીને ત્યાંયે. ॥૭૧૯॥**
**મુનિવર મુનિવરની નિંદા કરસે, અને મકરની બોલે વાતુરે,**
**તેની દેહી એવુ કુટસે જેસા નર્કદુઃખ તોલરે. ॥૭૨૦॥**
**મુનિવર થઈને ભાંગ તમાકુ ખાયે, ભાંગ સુરાપાન પીયેરે,**
**તે તમે સુણો મુનિવરો, તે નિહંચલ નરકે જાસેરે. ॥૭૨૧॥**

તેણે પકડીને ઉભા કરશે, કુદી માર દિલાવેરે,
શિર પર ઘણના માર પડસે, જેસા બાદલ ગરજેરે. ॥૭૨૨॥
ઑટ કરોડી રોમ લોહાની થાસે, ફરી ફરી દેહીમાં ખુંચસે રે,
જે જીવ ઝુટા બોલસે તેણે પ્રાછે ફરીને તે ધાયેરે. ॥૭૨૩॥
એવા હિસાબ માગે સ્વામીજી, ઘણના માર દિલાવેરે, એકેક અપરાધ,
સોસા વાર પુછાસે, તારે સો સો ઉત્તર જીવડા દેસેરે. ॥૭૨૪॥

આ વિશ્વ બ્રહ્માંડમાં મુખ્ય સાતમા આસમાન કલ્પેલાં છે. સાંપ્રત કાળે સુર્યનારાયણ દસમા આકાશથી ખુબ દુર હોઈને પોતાની સોળ કળાથી આકાશમાં તપે છે. પણ કલ્પાન્તકાળના સમયે માત્ર એ સાતમા આસમાનમાં આવી પોતાની સહસ્ત્ર કળાથી તપવા લાગશે ત્યારે આકાશમાંથી ફકત અગ્નિની વર્ષા થશે. વરસાદ પડશે નહીં. અસહ્ય ગરમીના લીધે અને એ યોગે જમીનમાંથી ધુરાના ધુમાડા નીકળશે. અઢાર ભાર વનસ્પતિ, પર્વત વગેરે સર્વ બળીને ભસ્મ થશે. નદીઓ, નાળાં, પર્વત, શિખર વગેરે કંઈક પણ ન રહેતાં સંપૂર્ણ પૃથ્વી સપાટ થશે. પાણી સંપૂર્ણ શોષાઈ જશે. વનસ્પતિ સુકાઈ જઈને બળી જશે, ધરતીકંપ, જવાળામુખી ભયંકર પ્રમાણમાં અને ભયાનક સ્વરૂપે થશે. નવનેજા પર સૂર્ય આવી તપવા લાગશે. ત્યારે સંપૂર્ણ પૃથ્વી તામ્ર વર્ણ પ્રમાણે ધગધગવા લાગશે. પૃથ્વીમાંથી અગ્નિજવાળા નીકળશે, મનુષ્ય જીવ પ્રાણીમાત્રને વાસ્તવ્ય માટે પણ જગ્યા રહેશે નહી. પૃથ્વી પરનાં પ્રાણી તથા સૃષ્ટિના બધા ચૈતન્મય જીવન ઉધ્વંત થશે. ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણ પોતાના રાજ્યસિંહાસનના સ્થાન પર બેસીને સર્વ જીવાત્માઓનો પાપ પુણ્યનો હિસાબ લઈને જવાબ પુછશે. નગીના ગોમટી પાસે લગાવેલ તાસ પાસે બધાના કર્મનો નિવેડો થશે. પ્રત્યેક જીવ પ્રાણી માત્રના પાપ પુણ્યનો નિવેડો થઈને પાપમય કર્મ જ અધિક હોવાથી એ જીવાત્માઓને એ પાપકર્મ દોષ એ કલ્પાંત કાળમાં ભોગવવાં પડશે. આકાશમાંથી સૂર્યકિરણોનો અત્યંત અસહ્ય માર અને નીચેથી જમીન પરની ઉષ્ણતા-અગ્નિનો તાપ એવી સંધી સાંપડીને એ જીવાત્માને અપાર-અગણિત અસહ્ય કષ્ટ-ત્રાસ-દુઃખ ભોગવવાં પડશે. એમની આંખોમાંથી એકસરખી રકતની ધારાઓ વહેવા લાગશે. હવે છેલ્લો જ યુગ અને છેલ્લો જ પ્રહર હોવાથી કૃતકર્મનો વિપાક તેને સંપૂર્ણ ભોગવી લેવો પડશે. જે અપરાધી હશે, પાપ કર્મરત હશે તેમને ભગવાન નીચે માથું ઉપર પગ કરીને ટાંગશે અને તેના એક એક ગુન્હાનો જવાબ પુછશે, ત્યારે સૂર્યની ઉષ્ણતાથી, જમીન પરની ધગધગતી લાય અને યમદૂતના અસહ્ય મારથી ત્રસ્ત અને બેભાન થયેલા જીવાત્માના માથામાંથી રકતનું પાણી થઈને નાકમાંથી, કાનમાંથી અને મોઢાંમાંથી બહાર વહેવા લાગશે, અપરાધી જીવાત્મા તે અસહ્ય દુઃખભરથી રડશે, ટળવળશે, મોટે મોટેથી બુમો પાડશે. માતા, પિતા, ભાઈ, બહેન વગેરેને બોલાવશે. પણ ત્યાં તેમને સહાય માટે કોણ દોડી આવશે ? કોઈપણ આવી શકશે નહીં, કારણ પ્રત્યેકને પોત પોતાના જ કર્મવિપાક ભોગવવા પડે છે. જેણે અહીં મૃત્યુલોકમાં ગુરૂગતગંગામાં પોતાનો ગુન્હો ચુકવ્યો નહીં એટલે અપરાધ માફ થવા માટે ગુરૂ, મુખી અને ગતગંગામાં વિદીત કર્યો નથી. તેમના શિર પર એ ગુનાને ભાર રહેવાથી એ કર્મભોગ તેમણે ભોગવવો પડશે. જેણે ધર્મદીક્ષા લીધી, ગુરૂનું બંધન બાંધ્યું પણ ગતગંગામાં કદી પણ ભળ્યો નહીં. ગુરૂ સાથે મનથી એકરૂપ ન થતાં દુનિયાના મિથ્યા મોહ માયામાં ગુંથાયેલો અને પાપકર્મમાં બધ્ધ થયો તેને આકાશમાંથી લોહમય અગ્નિ વર્ષાવ થશે, એ યોગે એ જીવાત્માઓનું સ્થુળ દેહ ભસ્મ થશે, પણ તેમના વાસનાત્મક લિંગદેહને બળતાં કર્મવિપાક ભોગવશે. એ જીવાત્માનો દેહ જો નષ્ટ થાય તો ભગવાન તેમના પર અમૃત વૃષ્ટિ કરીને જીવતા કરશે અને પાપકર્મદોષ ભોગવવા કહેશે. જે મુનિવર વ્રત ગ્રહણ કરીને બીજા મુનિવરોની નિંદા અથવા પરનિંદા કરશે અને પોતે અહંકાર મદયુકત ભાષણ કરશે, તેમજ સત્ય ધર્મ પ્રમાણે વર્તનારાનાં વ્રત ધારણ કરીને એટલે ગુરૂ પાસેથી અનુગ્રહ લઈને

ભાંગ, ગાંજા, મદ્યપાન, માંશાસન, તમાકુ, ખાનપાન કરશે, તેમની ગતી કેવી થશે ? હે મુનિવર તેમને પકડીને ઉભા કરશે અને આજુબાજુથી યમદુત ઉભા રીને તેમને જકડીને બાંધશે અને ઘણના ઘાવ તેમના શિર પર નાંખશે, ઘણના ઘાવ નાંખીને, જે પ્રમાણે આકાશમાંથી વાદળોની ગર્જના થાય છે, એ પ્રમાણે જ ગર્જના મુજબ તેમના શિરપર ઘણના ઘાવ મારશે. તે જીવાત્માઓના શરીર પરના વાળ લોખંડના થઇને તેમના શરીરમાં ખુંચશે અને તેને કૃતકર્મનો જવાબ પુછાશે. એટલું કઠિન દુ:ખ ભોગ ભોગવીને પણ જીવાત્માને એક એક અપરાધ માટે સો સો વખત પુછાશે તો પણ સો પ્રકારના ઉત્તર એ જીવાત્મા આપશે. આ પ્રકારે કર્મહીન જીવાત્માઓને તેટલો જ અધિક કર્મ વિપાક ભોગવવો પડશે.

ત્યાં નહી વરખ નહી નહી વહસે વાયે, ત્યારે નહી અન્ન પાણી તેણે જો ઠાયે. ॥૭૨૫॥
ત્યાં માતા પિતા નહી બેણીને બાંધવ વીર, તે આપે આપણા કરતબ ભોગવે શરીર. ॥૭૨૬॥
ત્યાં રોવે અપરાધી જીવ બહુ બુમજ કરે, તેના મુખમાંથી અગની ઝાલ નિસરે. ॥૭૨૭॥
આખર નયના લોહીબિંદ ઝરસે, તારે બેણ કહે બંધવ નહી મારોજી. ॥૭૨૮॥
ત્યા સ્રી નહી પુત્ર એકલા આપોઆપ, ત્યારે આપે આપણા કરતવ ભોગસે પાપ. ॥૭૨૯॥
ત્યારે પચાસ હજાર વરસના એક દિન હોસે નિરવાણ,
એવા સાડાત્રણ દિન સુધી સ્વામી હિસાબ ચુકાસે રે જાણ. ॥૭૩૦॥
ભાઇ તાહા એવો સોર પડે તો કોઇ કહ્યો નવ જાયે,
ત્યારે એમ દુ:ખ ભોગવે જેમ વાઘે ઝાલે ગાયે. ॥૭૩૧॥
એવી વેલાની હકીકત સુણો મારા મુનિવર, દુ:ખ દોહેલા ભારીરે,
વેદ સુણો ને સાચા ચાલો દિલ કરો હુશિયારી રે. ॥૭૩૨॥
ગુરૂ થકી બેઇમાનીને ગાફલ ભુલા, આખીર પસ્તાવો તેહુને પડયા,
ગુરૂ થકી બાજીને આખીર ગાજી, તે જીવડા શું શું ધ્યાયા. ॥૭૩૩॥
ગુરૂ થકી બેઇમાની તે ગાફલ ખોટા, તે મનમાંહે ઘણુ ઘણુ રોવસે,
ગુરૂ નર પાઇ જેણે પત્થર ધ્યાયા, તેણે મારા કોઇ ના કહસે. ॥૭૩૪॥
નીત નીત ગતમાંહે મળો મારા મુનિવરો ગુરૂનર બેહુ આચારે,
જુગજુગના હિસાબ પુછશે, તાહા ગતમાં ચુકાવો રે. ॥૭૩૫॥
જુગો જુગમાંહે જે વ્રત હોય, મુનિજન તેજ આચરો,
આજ કલિયુગમાં શુક્રવારે બીજ વ્રત પરમાણો. ॥૭૩૬॥
જે કોઇ મુનિવર જુગ પરમાણે એ વ્રત કરે સહી, તેણે એ મહા
દારૂણ કાલમાંહે મહાકષ્ટ ભોગવું પડસે નહી. ॥૭૩૭॥
જુગો જુગમાં ગુરૂનર કહેતા આવ્યા, જીકર કરો મારા ભાઇ રે,
ગુરૂ નર સેવ્યા તે અમરાપુર જાયે હરજીના દરશન પાયેરે. ॥૭૩૮॥

**વિભાગ 14:** કલિયુગમાં હિન્દુ પરંપરાથી અલગ વિધિઓ



આ કલ્પાંતકાળનો કર્મવિપાક જે સમયે જીવાત્માઓને ભોગવવો પડશે ત્યારે સૂર્યના અને પૃથ્વીના ઉષ્ણતા ને કારણે જમીન પરનું પાણી સુકાઇ જશે. વનસ્પતિ બળીને ભસ્મ થશે. વનસ્પતિ જ ન રેહવાથી જીવાત્માઓને વિશ્રાંતી જ લેવાશે નહીં, વાયુ રહેશે નહી, એ કારણે જીવાત્માઓનો દમ ઘુંટાઇને મરશે, અન્ન પાણી જ મળશે નહી, સર્વત્ર ત્રાહી ત્રાહી

---





હાહાકાર થશે. સર્વત્ર અશાંતતા, કર્ણકર્કશ અને યમદૂતના શસ્ત્રના પ્રહારના અવાજ સંભળાશે. જીવાત્મા પોતાની સહાય માટે માતા, પિતા, બહેન, ભાઈ, પત્નિ, પુત્ર, પુત્રી વગેરે બોલાવશે પણ કોઈ આવી શકશે નહીં. જે તે જીવાત્મા પોત પોતાના કર્માનુસાર ગતિ ભોગવશે. ત્યાં અપરાધી પાપાત્મા મોટે મોટેથી આક્રોશ કરીને યમદૂતને વિનવણી કરશે. પણ તેનો કોઈ ઉપયોગ થશે નહીં. મોટા મોટા પ્રલયંકારી અગ્નિમાં એ જીવાત્માને નાખશે. ત્યારે તેના મુખમાંથી પણ અગ્નિની જવાળા નીકળશે. છેલ્લે તેના નાકમાંથી, આંખમાંથી, મુખમાંથી રકતબિંદુ નીકળશે. ત્યારે બહેન ભાઈ પણ કહેશે નહીં, કે આ મારો ભાઈ છે. આ મારી બહેન છે. હું આનો દુઃખભાર હલકો કરી શકીશ નહીં. પ્રત્યેકને પોત પોતાના કર્મભોગ ભોગવવા પડશે. કર્મભોગ ભોગવતી વખતે જીવાત્માઓની દુઃખ સ્થિતિ અત્યંત અસહ્ય થશે. પ્રલયકાળનું આ દુઃખ જીવાત્માઓને ફકત છેલ્લા સાડા ત્રણ દિવસ ભોગવવાં પડશે. પણ પચાસ હજાર વર્ષ એક દિવસમાં નીકળી જશે. આ પ્રકારે કલિયુગના પ્રમાણમાંથી પોણા બે લાખ વર્ષ પ્રલયકાળમાં નીકળી જશે. આ કાળમાં જીવાત્મા કર્મભોગ ભોગવીને અત્યંત ક્ષીણ ત્રસ્ત ભયભીત થશે, વાઘની થપાટમાં સપડાયેલ ગાય પ્રમાણે તે જીવાત્માની સ્થિતિ થશે. ઓ મારા પ્રિય મુનિવર, આ અત્યંત દુસ્તર એવા કલિયુગની હકીકત અત્યંત દુઃખદ છે. મારાથી એ વર્ણન થતી નથી. હૃદય અત્યંત કળકળી જાય છે, વાણી કંપાયમાન થાય છે, એ દુઃખદ સ્થિતિનું વર્ણન કરવું અત્યંત કઠિન છે. માટે મારા પ્રેમી સુહૃદય સદ્ભકતો તમે વેદવાણી, વાચા, શ્રવણ કરો અને પાપકર્મથી પરાવૃત્ત થઈને સુયોગ્ય માર્ગનું અને સત્કર્મનું આચરણ કરો, જીવન જગતમાં સદવિવેક બુધ્ધિનો વપરાશ કરીને હોંશિયાર જાગૃત સચેતન રહીને કર્મ કરો, દોષયુકત, પાપયુકત કર્મનો ત્યાગ કરો. સતમાર્ગગામી એવા મહાત્મા અને ગુરૂ તેમનું માર્ગદર્શન લઈને સતક્રિયાચરણ કરો, સદ્ગુરૂ સાથે બેઈમાની કરશો નહીં, ગુરૂ સાથે બેઈમાની કરવાથી છેલ્લે પશ્ચાતાપ કરવાનો સમય આવશે. સદગુરૂ વચન પર, સત્શાસ્ત્રના વચન પર શ્રધ્ધા રાખો અને આત્મોન્નતિ કરી લો, ગુરૂ સાથે બેઈમાની કરવાની રડવાનો સમય આવશે. ગુરૂની પ્રાપ્તિ થવાથી તેમની પર શ્રધ્ધા ન રાખતાં પાણી પથ્થર પૂજવા માટે જે વનોપવને ભટકે છે તે તીર્થટનથી એ જીવાત્માને શું લાભ થશે ? તમારો કર્મદોષ નિવારવા માટે તમે વનોવન ભટકશો નહી, સંસારનો ત્યાગ કરશો નહી, પણ ગુરૂ સેવા કરો. સદગુરૂનું વચન પાલન કરીને તેમની કૃપા સંપાદન કરો, સંસારાસકિતનો ત્યાગ કરો, સદ્ગુરૂએ શીખવાડેલ સાધના કરો. ઈષ્ટદેવગુરૂના નામનું સ્મરણ ચિંતન નિંદીધ્યાસન કરો. ગુરૂ ગતગંગામાં, સતસંગમાં હંમેશાં આવી ગતગંગાની સેવા કરો. શાસ્ત્રવચન શ્રવણ, મનન કરો. દિવસભરનું અથવા આયુષ્યભરનું પોતાના હાથે ઘડાયેલાં દોષયુકત, પાપયુકત કર્મનો નિખાલસ મને ગતગંગામાં ઉલ્લેખ કરીને માફી માગો અને બીજી વાર તેવાં કર્મ પોતાના હાથે થાય નહી માટે ગુરૂ ગતગંગાને પ્રાર્થના કરો, આ પ્રકારે ગુરૂગતગંગામાં ગુન્હો વિદીત કરીને ઉતારવાની વિધિ કરવાથી તે જીવાત્માને આ કલ્પાંત કાળનું દુઃખ ભોગવવું પડતું નથી. તે જીવાત્મા એ કર્મદોષમાંથી મુકત થાય છે. યુગધર્માનુસાર યુગ યુગને પ્રમાણભૂત રહેલાં યુગતિથિનું વ્રત ઉપવાસ, તપ, દાન કરેલાં હોવાથી તે જીવાત્માને કર્મદોષ નહીવત થાય છે. એ માટે હે મુનિવરો, પ્રચલીત રહેલા અજવાળી બીજનું એટલે શુક્રવારે રહેલા ચંદ્રદર્શનનું વ્રત કરો. શુક્રવાર એમ બે દિવસનો નિરાહાર નિર્જળ ઉપવાસ કરો એટલે તેનું ફળ તમને આ કલ્પાન્ત કાળમાં પ્રાપ્ત થશે. કલ્પાન્તકાળમાં કોઈ પણ દુઃખ તમને ભોગવું પડશે નહીં. યુગાયુગાંતરના પ્રમાણભુત યુગગુરૂ ચેતવણી જાગૃતિ આપતા આવે છે એ માટે તેમણે અલગ અલગ કાળે અલગ અલગ સ્થળે અલગ અલગ રૂપે પ્રગટ થઈને અવતાર કાર્ય કર્યુ છે. માટે હે મુનિવરો, પોતાના જીવનના ઉધ્ધારની ફિકર કરો, સદગુરૂની સેવા કરો, તેમની આજ્ઞા પ્રમાણે વર્તીને કૃપાસંપાદન કરીને અમરાપુરીનું સ્થાન પ્રાપ્ત કરી લો. એટલે તમને ભગવાનનાં સાક્ષાત દર્શન થઈને જન્મ મરણના ફેરા મટશે.



---

જયારે આવા દારૂણ કલિકાલ સંપૂર્ણ પુરા થશે, ત્યારે પ્રભુજી પ્રિથમીને જલમાંહે ડુબાવશે. ॥૭૩૯॥
તાહા ધરત્રી કંપેને થાયે બહુ છળબળ, જાણો જે તુટી પડયો સઊ બ્રહ્માંડ. ॥૭૪૦॥
ચતુર્થ કરણ કલ્પમધ્યે શ્રીહરિનો પૂર્ણ થશે દશ અવતાર,
તે પછી સ્વામી સર્વહી પ્રિથમીને જલમય કરશે નિરધાર. ॥૭૪૧॥
ત્યારે આકાશમાંહેથી બાર મેઘ વરસે અપાર,
તે અખંડ જલમેહ વરસશે જેઊ મુસળધાર. ॥૭૪૨॥
એવું જલ મેહ ધરતી ઉપર વરસશે સહી, તે જલ ધ્રુવ મંડલ સુધી વધશે તહી. ॥૭૪૩॥
ત્યાં પરમેશ્વર સર્વહી જીવાયોનીને મૃત કરશે,
તે ચતુરવાણી ભાજસે ત્યારે કોઈ એક ન રહેશે. ॥૭૪૪॥
ત્યારે જલમસ્તકે વટસપત્ર ઉપર મુરારી શયન કરસે સહી,
ત્યાં વિષ્ણુ મુરત બાલરૂપ ધરી ક્રિડા કરસે સહી. ॥૭૪૫॥
એવી આગમ નિગમની વાત સતગુરૂવે ભાખ્યા સહી,
તમે સાચા પ્રમાણી જાણો મુનિવરો સહી. ॥૭૪૬॥
સતગુરૂ આદ અંતથી સતગુરૂ બ્રહ્મા કહેવાયે, તે જોગેસર છાનુ સતસુ જોગ કમાયે. ॥૭૪૭॥
નવ અવતારે નારાયણ દેવ આવ્યા ભકતને કાજ,
કલિયુગમા દસમો અવતાર શ્રીનિષ્કલંકી નારાયણને લીધો છે આજ. ॥૭૪૮॥
જે શ્રી નિષ્કલંકી નારાયણ રૂપે તે શ્રી વિષ્ણુનો અવતાર,
તે દેવે ધરી અવતારને દૈત્ય સંહાર્યા તેણે ઠાર. ॥૭૪૯॥
પેલા નવ અવતારે નવ દાનવ છેદ્યાને દસમો કાલિંગો જાણ,
એવા સતગુરૂજી ભાખ્યા આગમ પાછળ ગિનાન. ॥૭૫૦॥
જે આજ દેવના વેદવચન સહી કરો પરમાણ, ભાઈ તમે તો પામો અમરાપુર ઠામ. ॥૭૫૧॥
એ દેવના વેદવચન મુનિવર ભાઈ પરમાણ, એમ કહે સતગુરૂ ઈમામશાહ નિરવાણ. ॥૭૫૨॥
પણ જે કોઈ આ ગુરૂના વેદવચન ઉથાપે જાણ, તેણે આવાગમનનો મળશે ઠામ. ॥૭૫૩॥
ભાઈ આજ કલિયુગમાં અથર્વવેદ સહી પરમાણ, આજ અથર્વવેદ કહે તે કરજો રે જાણ. ॥૭૫૪॥
આ સતગુરૂના વેદ વચનથી આગમદેવની પૂજા નિર્વાણ,
ભાઈ એમ બોલ્યા સતગુરૂ ઈમામશાહ વાણ. ॥૭૫૫॥

વિભાગ 15: સમાપન

નિષ્કલંકી નારાયણ = વિષ્ણુ

ઈમામશાહ એ આ ગ્રંથ લખ્યો છે.

આ અત્યંત ભયાનક સ્વરૂપનો કલ્પાન્ત કાળ સંપન્ન થતાં જ કાળના પ્રવાહની સાથે જ સંપૂર્ણ ચરાચર ચૈતન્ય સૃષ્ટિ એટલે જીવપ્રાણીમાત્ર સ્થુળરૂપે નષ્ટ થશે. સૂક્ષ્મરૂપે તે અનંત આકાશમાં રેણુ ત્રસરેણુ પ્રમાણે ભ્રમણ કરશે. પછી અત્યંત પ્રલયંકારી સુસવાટા ભર્યા પવન ફુંકાવા લાગશે. ધરતીકંપ જવાળામુખી અગણિત થઈને પૃથ્વીનું સ્થળ પ્રસ્થર ભંગ પામશે. આકાશમાં બારેય મેઘ એકત્ર થઈને વીજળીના કડકડાટ સાથે અત્યંત ભયંકર મેઘગર્જના થઈને પૃથ્વી તળ પર પણ ભયાનક સ્વરૂપનું આઘાત કરીને સર્વત્ર ઉલ્કાપાત, કવચભંગ વગેરે થઈને ખળભળ થશે અને પછી મુશળધાર અખંડ જળસૃષ્ટિ થશે. સંપૂર્ણ ચરાચર જગત પૃથ્વી જળમય થઈ જશે. પૃથ્વી તળ પર જમીનનો ભાગ બિલકુલ ખાલી રહેશે નહીં. સર્વત્ર પાણી

જ પાણી દેખાશે. મુશળધાર પ્રમાણે જલધારા અખંડપણે પડશે. અને ધ્રુવમંડળ સુધી પાણી વૃધ્ધિગત થશે, ચાર ખાણી ચૌર્યાસી લક્ષ જીવયોની પહેલાં જ નષ્ટ થશે. અખંડ જલવૃષ્ટિ પછી વિરામ પામશે. ભગવાન શ્રી વિષ્ણુ નારાયણ અત્યંત સુંદર એવું બાળ રૂપ ધારણ કરીને જલપૃષ્ઠ પર એક વડના પાન પર શયન કરીને ક્રિડા કરતા આત્મસ્વરૂપમાં મગ્ન થશે. સંપૂર્ણ સમષ્ટી તેમાંના એ સુક્ષ્મ દેહધારી અપરિપકવ જીવાત્મા સૂક્ષ્મ બીજરૂપે એ ભગવાનના સ્વરૂપમાં સમાઈ જશે. વિલીન થશે નહીં. પણ વડના ફળના બીજ પ્રમાણે સૂક્ષ્મબીજ રૂપે ભગવાનના સ્વરૂપમાં સમાશે. ભગવાનની ક્રિડા સંપન્ન થયા પછી અનંત કાળ પછી જ્યારે તેમના મનમાં સૃષ્ટિ ઉત્પત્તિનો સંકલ્પ જાગૃત થશે, ત્યારે સંપૂર્ણ સમષ્ટી નિર્માણ થયા પછી અનંત કાળ પછી જ્યારે જીવાત્મા એ સૃષ્ટિમાં નિર્માણ થશે અને કર્માનુસાર ગતિ પ્રાપ્ત થઈને જીવાત્મા ચાર ખાણીમાંથી ચોર્યાસી લક્ષ જીવયોનીના ભોગ ભોગવશે. આ પ્રકારનું આ આગમ નિગમ ગતિનું જ્ઞાન બ્રહ્મસ્વરૂપી એવા સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજે કથન કર્યું છે. સદગુરૂ ઈમામશાહ મહારાજે તે અનુસાર બ્રહ્માની દ્રષ્ટિથી મહાન એવી યોગસાધના કરીને એ જ્ઞાન આત્મસાક્ષાત્કાર કર્યું અને કલિયુગના માનવોના કલ્યાણ માટે તેમણે આ સંપૂર્ણ જ્ઞાન કોઈ પણ પ્રકારે ગુપ્ત ન રાખતાં અને કોઈપણ પ્રકારનો અહંકાર ન કરતાં કથન કર્યું છે. ભગવાનના દશ અવતાર લીલા ચરિત્રનું વર્ણન અહીં પૂર્ણ થાય છે. સદ્‌ભકતોની સહાય માટે દુષ્ટ દુર્જનોના નિર્દલિન માટે અને સતપંથ ધર્મના માર્ગદર્શન કરવા માટે ભગવાનને ધારણ કરેલા અવતારનું આ લીલાચરિત્ર છે. કલ્પ શરૂઆતમાં ભગવાને સદ્‌ભકતને અને દૈત્યોને આપેલ વચન પૂર્તિની કથા (ઈતિહાસ) અહી પૂર્ણ થયો, સદ્‌ગુરૂ બ્રહ્માએ નિયત કરેલ અને ભગવાન વિષ્ણુએ પૂર્ણ કરેલ આ આગમ નિગમ જ્ઞાન સદગુરૂ બ્રહ્મસ્વરૂપી ઈમામશાહ મહારાજે અંતજ્ઞાનથી જાણીને કથન કર્યું છે. જે લોકો આ ગુરૂવચન સત્ય જાણી એ પ્રમાણે વર્તવાનો અને નિષ્કામ ભકિતમાર્ગનું અનુકરણ કરે એ મુકિત પામશે. પણ જે લોકો આ વચન સત્ય ન માનતાં તેમનું ઉત્થાપન કરશે, તે સત્યવચનનો ત્યાગ કરીને મિથ્યા મોહ માયાના અસત્યાચરણમાં કાળ વિતાવશે તેમને આવાગમનના જન્મ મૃત્યુના ફેરા ખાવા પડશે. હે મુનિવરો આજ કલિયુગમાં અથર્વવિદ આ પ્રમાણભૂત અને પ્રાધાન્યભુત ગણાશે. જે જીવાત્મા અથર્વવિદીય અધ્યાત્મજ્ઞાન ધ્યાન સાધનાનુસાર વર્તશે તે અંતે મુકત થશે. આ પ્રકારે સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજે કહ્યું છે કે : સદ્‌ગુરૂ બ્રહ્માના આગમ નિગમ વચનાનુસાર જે સદ્‌ભકત દેવપૂજા ભાવથી કરશે તેને નિર્વાણપદ પ્રાપ્ત થશે.

આજ અથર્વવેદમાં શ્રીનિષ્કલંકી નારાયણ જાણ,
તે ભરતખંડને જંબુદ્વિપે પ્રગટ બેઠા જાણ. ॥૭૫૬॥
એ સ્વામીનો દસમો અવતાર આગમ ભાખ્યા જાણ,
તે સતગુરૂ આદ અંતનો કીધા પરમાણ. ॥૭૫૭॥
એવા ભરતખંડે જંબુદ્વિપે વરજાગઢ શહર જાણ,
ત્યાં શ્રી નિષ્કલંકી નારાયણ પોતે પધારસે નિરવાણ. ॥૭૫૮॥
ત્યારે સ્વસ્થાન તો દિલમદેશ જાણ, અને ક્ષેત્ર,
તો પંચનદી મુલસ્થાન પ્રમાણ. ॥૭૫૯॥
ત્યારે નિરદાળસે દાનવ કાલિંગો જાણ, બાર કરોડીશુ
ભકત કમળાકુંવર ઉધ્ધારસે નિરવાણ. ॥૭૬૦॥
ત્યારે ગુરૂ સતગુરૂ બ્રહ્મા જાણ,
અને શકિત તો આદશકિત પરમાણ. ॥૭૬૧॥

નિષ્કલંકી નારાયણ પ્રકટ રૂપે
ભારત માં વસે છે.

ત્યારે ચાર લાખને વરસ બત્રીસ હજાર,
શ્રી નિષ્કલંકી નારાયણ રૂપે થયા કિરતાર. ॥૭૬૨॥
ત્યારે ચારલાખને બત્રીસ હજાર કલિયુગનો પ્રમાણ,
બાર કરોડીશું કમળાકુંવર સહ અમરાપુરી પોતા નિરવાણ. ॥૭૬૩॥
તેણે અથર્વવેદે સતપંથ આરાધ્યા જાણ, તેણે તો
સહી અમરાપુરીમાં વાસો પામ્યા નિરવાણ. ॥૭૬૪॥
જે દસમા અવતારની દસ્તુરી સહી પરમાણે તતખેવ,
ભાઇ તે તો આ પ્રીત લોકમાં હોસે મુનિવર દેવ. ॥૭૬૫॥
જે કોઇ દસ અવતારની પરમાણી પાલસે નરને નાર,
તે લાખચોર્યાસી ના પડે ફરી આવા જગ સંસાર. ॥૭૬૬॥
જે કોઇ ભકત સતીયો આ ગત ગંગામાં આવી સાંભળો જાણ,
તે દશ અવતારની દશરતરી અથર્વવેદની વાણ. ॥૭૬૭॥
જે કોઇ દશ અવતાર શાસ્ત્ર લખે ભણે સાંભળે એકધ્યાન,
તેણે અશ્વમેધ યજ્ઞ કર્યાનો ફળ મળશે નિરવાણ. ॥૭૬૮॥
જે કોઇ દશ અવતાર શાસ્ત્ર એક મનસુ સાંભળે નરને નાર,
ભાઇ આ સતગુરૂ કહે તેનો પુણ્યનો ન આવે પાર. ॥૭૬૯॥
શ્રીનિષ્કલંકી નારાયણનો દસમો અવતાર સંપૂર્ણ સહી,
એવી શ્રી સતગુરૂ ઈમામશાહે વાણી કહી. ॥૭૭૦॥
અહીંથી શ્રીનારાયણ દેવની અવતારની દસ્તુરી સંપૂર્ણ સાચ,
એવી શ્રી સત્ગુરૂ ઈમામશાહ બોલ્યા વાચ. ॥૭૭૧॥

ઈમામશાહ એ લખેલો ગ્રંથ

દશાવતાર ગ્રંથ સંપૂર્ણ

આજ પ્રચલિત યુગધર્માનુસાર અથર્વવેદીય બ્રહ્મવિદ્યા સર્વશ્રેષ્ઠ અને અત્યંત મહત્વની છે. અથર્વવેદીય ઉપનિષદાદિ સતશાસ્ત્રમાંથી અને આધિકારીક મહાત્માઓ દ્વારા આ વિદ્યા ગ્રહણ કરીને અભ્યાસ કરવો અને આત્મોન્નતિ સાધવી. ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણનું નિત્ય ધ્યાન સ્મરણ ચિંતન કરો. તેનું સ્વરૂપ અવ્યકત નિરંજન નિરાકાર છે. જયોતિસ્વરૂપમાં તેનું ધ્યાન કરવું. સગુણ સાકાર રૂપે એ આ ભરતખંડમાં જંબુદ્વિપ કુવારીકા ક્ષેત્રમાં પ્રત્યક્ષ પ્રગટ રૂપે વસેલા છે. એ ભગવાનના સગુણ સાકાર અવતારલીલાનું ચરિત્ર સદ્ગુરૂ ઈમામશાહ મહારાજે વર્ણન કર્યુ છે. એ ભગવાનનું સ્વસ્થાન ભરતખંડમાં જંબુદ્વિપમાં રહેલા પંચનદી મુળસ્થાન ક્ષેત્ર છે. ચીન દેશસ્ત દૈત્ય કાલિંગાનો અને સંપૂર્ણ દાનવોનો સંહાર કરીને ભગવાન ભકત કમળાકુંવરનો ઉધ્ધાર કરશે, સદ્ગુરૂ બ્રહ્મા એ યુગગુરૂ તરીકે ઈમામશાહ નામરૂપે પ્રગટ થશે. અવતારની શકિત એ પોતે આદ્યશકિત જ રહેશે. કારણ ભગવાન આદ્યનારાયણનો જ પ્રત્યક્ષ પ્રગટ અવતાર હશે. ચાર લાખ બત્રીસ હજાર વર્ષ આ અવતારનું પ્રમાણ હશે અને કલિયુગ પ્રમાણ પણ ચાર લાખ બત્રીસ હજાર વર્ષ જ રહેશે. અથર્વવિદ અંતર્ગત બ્રહ્મવિદ્યાનો અવલંબન કરીને અને આચરણ કરીને સદ્ભકત કમલાકુંવર તેમજ અનંત કોટી જીવાત્મા મુકત થશે. ભગવાનના અવ્યકત નિર્ગુણ નિરવ્યય સ્વરૂપમાં જયોતિર્મય સ્વરૂપમાં પૂર્ણપણે વિલય પામશે. આ પ્રકારના આ દસ અવતારોનું લીલા ચરિત્ર થોડામાં થોડું અહીં વર્ણન કર્યુ છે. ભગવાનના સંપૂર્ણ લીલાચરિત્ર વર્ણન કરવા માટે કોઈ પણ સમર્થ નથી. સર્વ વેદ

નિષ્કલંકી નારાયણ પ્રકટ રૂપે ભારત માં વસે છે.

સદગુરુ બ્રહ્મા એ ઈમામ શાહ ના નામે પ્રગટ થશે.

શાસ્ત્ર તેના સ્વરૂપનું વર્ણન કરતાં કરતાં વિરામ પામ્યા છે. યથાર્થતાથી તે સ્વરૂપ સમજવા માટે કોઈ સમર્થ નથી. પણ અહીં એ જ ભગવાનની લીલા ચરિત્રની ફક્ત રૂપરેખા સદ્‌ગુરૂ મહારાજે કથન કરી છે તે સત્ય અને પ્રમાણભૂત છે. જે સદ્‌ભક્ત શ્રધ્ધાયુક અંતઃકરણથી પૂર્ણપણે એકાગ્રતાથી અને નિશ્ચળતાથી વાંચશે અથવા કથન કરશે તે જીવાત્માઓને ફરી જન્મ મરણના ફેરા ખાવા પડશે નહીં. સદભક્ત નિરભિમાને ગુરૂગતગંગામાં આવીને નિત્ય સત્સંગમાં ભગવાનના આ નિર્લેપ નિર્વિષય એને નિષ્કામ લીલા ચરિત્રનું વર્ણન કરશે એ મુક્ત થશે. વિશેષતઃ અથર્વવિદીય બ્રહ્મવિદ્યાના શ્રવણથી અને ક્રિયાચરણથી એ જિજ્ઞાસુ જીવાત્મા સન્માર્ગ દર્શન એવા સદ્‌ગુરૂ સાથે તાદાત્મ્ય પામીને ભગવાનના દર્શનના અધિકારી થશે. જે કોઈ ભાવિકજનો "શ્રીમદ્ ભગવત્ દશાવતાર' પારાયણ જ્ઞાનયજ્ઞ કથા કરાવશે તેમને સહસ્રયજ્ઞનું શ્રેય મળશે. શુધ્ધ સત્વમાં ગુણાધિષ્ઠિત આદિ નારાયણની પ્રેરણાથી ભગવાન વિષ્ણુએ ધારણ કેરલા દશ અવતારની લીલા ચરિત્રોનું વર્ણન રહેલા આ "શ્રીમદ્ ભગવત્ દશાવતાર" ગ્રંથ અહી પૂર્ણ થયો છે. સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈંદ્ર, ઇમામશાહ મહારાજ કહે છે કે એ જ અનંત ગુણાધિષ્ઠિત ભગવાનના અપરિમિત કૃપાપ્રસાદીત તેમના જ ગુણોનું વર્ણન કરવાના મેં યથામતિ પ્રયત્ન કર્યો છે. એ શ્રોતાએ સત્ય માનીને શ્રવણ કરવો અને સમજી લેવાનો પ્રયત્ન કરવો. ભગવાન અનંત વિભુ સ્વયંજ્યોતિસ્વરૂપ આત્મચૈતન્ય સ્વરૂપ નારાયણ આપણા બધા પર સ્નેહમય પ્રેમાળ કૃપાદ્રષ્ટિ કરીને મુકિત માર્ગના અધિકારી કરે. બધાનું આત્મ કલ્યાણ થાય. બધાનો આત્મિક ઉત્કર્ષ થાય. બધા એ આત્મજ્યોતિ સ્વયંપૂર્ણ પરબ્રહ્મ દર્શનના અધિકારી થાય. એ તેમના ચરણારવિંદે વિનમ્ર પ્રાર્થના.

શ્રીમત્પરિબ્રહ્માર્પણમસ્તુ

॥ ઈતિ શ્રી નિષ્કલંકી નારાયણ અવતાર સમાપ્ત ॥

॥ ઈતિ શ્રીમદ્ ભગવત્ દશાવતાર ગ્રંથ સમાપ્ત ॥

• • •

શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનકી જય

શ્રી સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજની જય

શ્રી સતપંથ સનાતન ધર્મકી જય

**ૐ શાંતિઃ ! શાંતિઃ !! શાંતિઃ !!!**





## શ્રી નિષ્કલંકી નારાયણ અવતાર બાબતની અન્ય મહાત્માઓની

## ❁ આગમવાણી ❁

શ્રી સતપંથ ધર્મમાં સદ્ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે પૂજામાં જળ ભરવાના મંત્રમાં એમ કહ્યું છે કે ઈમામશાહ મહારાજ અરજ કરે છે કે-

''જાંબુદ્વિપને કુંવારીકા ક્ષેત્રે, નિષ્કલંકી નારાયણ સ્વરૂપે,
કળશમાં આવી કળા ધરોને ઘટમાં આવી વાસ કરો.''

સદ્ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે શ્રી વિષ્ણુ ભગવાનના દશ અવતારનું વર્ણન કરેલ છે. જેમાં નવ અવતારને વંદન કરી કલિયુગના અંતે પ્રગટ થનાર દસમા અવતાર શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનનું સ્મરણ, ધ્યાન, પૂજા, પ્રાર્થના, ભકિત, ઉપાસના કરવી એમ તેમની વાણી દ્વારા સમજાવ્યું છે.

ગોસ્વામી સંતશ્રી તુલસીદાસજી મહારાજ શ્રી રામના ઉપાસક હતા. તેમણે આગમવાણીમાં શ્રી ઈમામશાહ મહારાજની વાણીને સમર્થન આપ્યું છે -

**: દોહરો :**

''ભવતાણ ભગવંત ભજ, ધારણ ધર ઉપર ધ્યાન,
એ ધારણ આગમ એહી, નિષ્કલંકી એહી નામ.''

હે મનુષ્ય કળીજુગમાં ભવસાગર તરવા માટેનો એક જ રસ્તો છે. તારા ઉરમાં અંતરમાં ''શ્રી નિષ્કલંકી'' નામ સ્મરણ કર. એના નામની ભકિત કર, તો ચોર્યાસીના ફેરામાંથી જરૂર મુકિત મળશે. એવું હું આગમ દેખું છું એમ તુલસીદાસ કહે છે.

• ••

શ્રી કૃષ્ણ ભગવાનના પરમ ભકત નરસિંહ મહેતાએ પણ સદ્ગુરૂશ્રી ઈમામશાહ મહારાજની વાણીને સમર્થન આપ્યું છે.

''ઘોડલે ચડીને નિષ્કલંકી આવશે, આવે મારો યુગે યુગનો સ્વામી
કલિયુગ ઉથાપી સતયુગ થાપસે, મહેતા નરસિંહના સ્વામી''

કળીયુગના અંતે ભગવાન નિષ્કલંકી નારાયણ ઘોડા ઉપર સ્વાર થઈને આવશે. કલિયુગનું ઉથાપન કરી સતયુગનું સ્થાપન કરશે. અસુરોનો સંહાર કરી ભકતોનો ઉધ્ધાર કરશે. એવું નરસિંહ મહેતા એ ઉપરની એક ભજનની પંકિતમાં કહ્યું છે. તેજ વાત સદ્ગુરૂ ઈમામશાહ મહારાજે સતપંથી ભકતોને કહી છે.

• ••

દ્વાપર યુગના સદ્ગોર શ્રી વેદમ વ્યાસ મુનિએ ભાગવતના શ્લોકમાં તેનું વર્ણન કરેલ છે અને સદ્ગુરૂશ્રી ઈમામશાહ મહારાજની વાણીને સમર્થન આપ્યું છે.



**: શ્લોક :**

''હનિષ્યતિ કલેરંતે, મ્લેચ્છાં સ્તુરંગવાહનઃ ।
ધર્મ સંસ્થાપનાર્થાય તસ્મૈ કલ્કાયાત્મને નમઃ ॥

ધર્મની થયેલી હાની પછી, તેના પુનઃ સ્થાપનને માટે કલિયુગને અંતે, અશ્વારૂઢ થઈને, જે આસુરી તત્વોનો નાશ કરશે તે નિષ્લંકી અવતારને હું નમસ્કાર કરૂ છું. જે અસુરોનો સંહાર કરી ભકતોનો ઉધ્ધાર કરશે.

● ● ●

ગુરૂ શોભાજી મહારાજે કરેલ આગમવાણીનું જ્ઞાન દેવાયત પંડિતે સતિ દેવલદેને સમજાવ્યું છે. જેમાં કહ્યું છે કે -

"યતિ સતી ને સાબરમતી, ત્યાં હોસે શુરાના સંગ્રામ,
દૈત્ય કાલિંગાને મારશે, ધરસે નિષ્કલંકી નામ."

જે વાત આ દેવાયત પંડિતે આગમવાણીના ભજનમાં કહી છે. તેજ વાત સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજે ગાયત્રી મંત્ર પાંચમામાં બતાવેલ છે કે - દ્વીપે, સદ્વીપે, જાંબુદ્વિપે, કોટાંગ કોટાંગ, જીવનંગ પરમ મુકિતમઃ મિંધઃ ઓત્રંગ દેશંગ, કુમારીકા ક્ષેત્રંગ, મુકત ગંગ, સત્ય મુખંગ, વભૂત નગર, વૈરાટ વામે, ભવેતંગ, મહા સર્સતિ-સાભ્રમતિ, પૂર્વ ત્રષ્ટે, નવ સ્થળે, ગુમટિ, રેવા ઓત્રંગ, ષોડશ જોજનંગ, પંચનદી મૂળ સ્થાને, એટલે કે નર્મદા નદીથી સોળ જોજન એટલે ચોસઠ ગાઉ પીરાણા મુકામે સાબરમતી કિનારે, આ સરનામા પ્રમાણે કલિયુગને અંતે નિષ્કલંકી ભગવાન આવશે ને દૈત્ય કાલિંગાને સંહારીને, ભકતોનો ઉધ્ધાર કરી, કલિયુગનું ઉથાપન કરી સતયુગનું સ્થાપન કરશે. એવી આગમવાણીમાં ઈમામશાહ મહારાજે કહ્યું છે. અને તે જ પ્રમાણે દેવાયત પંડિતે પણ ભજનમાં આ જ સ્થળ બતાવેલ છે કે દૈત્ય કાલિંગાને સંહારવા માટે નિષ્કલંકી ભગવાનનું પ્રાગટય થશે. કલિયુગનું ઉથાપન કરી સતયુગનું સ્થાપન કરશે એમ દેવાયત પંડિત કહે છે.

● ● ●

વિષ્ણુ નારાયણના અંશાવતાર શ્રી રામદેવ પીર મહારાજે એમની આગમવાણીમાં સદ્‌ગુરૂશ્રી ઈમામશાહ મહારાજની વાણીને સમર્થન આપ્યું છે.

"કુંવારીકામાં માંડવો રચીયો, નિષ્કલંકીને પરણાવવા,
પાંચ, સાત, નવ આગળ મોકલ્યા, માંડવડો શણગારવા."

તો એ જ વાત ઈમામશાહ મહારાજે કરી છે કે ભગવાન નિષ્લંકી નારાયણ કલિયુગને અંતે પ્રગટ થશે. ભગવાન વિષ્ણુ આદિ નારાયણની કળા લઈને પાતાળમાં દૈત્ય શંખાસુર પાસે વેદ લેવા ગયા ત્યારે વિષ્ણુ ભગવાને ધરતી માતાને વચન આપ્યું છે કે કલિયગુના અંતે જાંબુદ્વિપે કુંવારીકા ક્ષેત્ર ભૂમિ ઉપર દસમો અવતાર નિષ્કલંકી નારાયણ ધારણ કરીશ. ત્યારે તમોને વરીશ. આ વચન મુજબ ભગવાન કુંવારીકા ભૂમિને પરણશે તેવું પાતાળમાં વચન આપેલું છે. તેમ ઈમામશાહ મહારાજે તેમની વાણીમાં વર્ણન કરેલ છે અને તેજ વાતનું વર્ણન અહીં રામદેવપીર મહારાજે કહેલ છે. કે કુંવારીકામાં માંડવો રચાશે, નિષ્કલંકીને પરણાવવા, પાંચ, સાત, નવ આગળ મોકલ્યા, માંડવડો શણગારવા. પાંચ એટલે પાંચ કરોડી પ્રહલાદ, સાત કરોડી હરિશ્ચંદ્ર, નવ કરોડી યુધિષ્ઠિર અને બાર કરોડી કમળા કુંવર આગળ તૈયારી કરવા આવશે. એમ રામદેવપીર મહારાજે આગમ કહ્યાં છે.

● ● ●

# કેટલીક શાસ્ત્રીય જાણકારી

**ચાર વેદ** : ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ.

**ષડદર્શન** : (૧) સાંખ્યશાસ્ત્ર (કપિલ મુનિ) (૨) યોગશાસ્ત્ર (મહર્ષિ પતાંજલી) (૩) વૈશેષિક શાસ્ત્ર (મુનિ કણાદ) (૪) ન્યાય (ગૌતમ મુનિ) (૫) પૂર્વ મીમાંસા (જૈમિની મુનિ) (૬) ઉત્તર મીમાંસા (વેદમવ્યાસ મુનિ)

**અષ્ટદશપુરાણ** : (૧) બ્રહ્મપુરાણ (૨) પદ્મપુરાણ (૩) વિષ્ણુ પુરાણ (૪) શિવ પુરાણ (૫) ભાગવત્ પુરાણ (૬) નારદ પુરાણ (૭) માર્કણ્ડેય પુરાણ (૮) અગ્નિ પુરાણ (૯) ભવિષ્ય પુરાણ (૧૦) બ્રહ્મવૈવર્તપુરાણ (૧૧) લિંગ પુરાણ (૧૨) વિષ્ણુ પુરાણ (૧૩) કૂર્મ પુરાણ (૧૪) સ્કંદ પુરાણ (૧૫) ગરૂડ પુરાણ (૧૬) નૃસિંહ પુરાણ (૧૭) વરાહ પુરાણ (૧૮) વિષ્ણુ ધર્મોત્તર પુરાણ

**અષ્ટસિધ્ધિઓ** : (૧) અણિમા (નાનું થવું) (૨) મહિમા (મોટું થવું) (૩) લધિમા (અધિક હલકું થવું) (૪) ગરીમા (સત્યધિક ભારે થવું) (૫) પ્રાપ્તિ (ઇચ્છાપૂર્તિ) (૬) પ્રાકામ્ય (સઘળી રીતે પૂર્ણતાનો અનુભવ) (૭) ઇશત્વ (અત્યધિક સામર્થ્યવાન થવું) (૮) વશિત્વ (કોઇને પણ વશ કરવું)

**નવનિધિ** : (૧) મહાપદમ (૨) પદમ (૩) શંખ (૪) મકર (૫) કચ્છપ (૬) મુકુન્દ (૭) કુન્દ (૮) નીલ (૯) ખર્ચ

**દસમહાદાન** : (૧) સુવાર્ણ (૨) તલ (૩) હાથી (૪) દાસી (૫) રથ (૬) પૃથ્વી (૭) ભવન (૮) કન્યા (૯) ગાય (૧૦) વિદ્યા (જ્ઞાન).

**સપ્તર્ષિ** : (૧) ગૌતમ ઋષિ (૨) ભારદ્વાજ ઋષિ (૩) વિશ્વાંમિત્ર ઋષિ (૪) કશ્યપ ઋષિ (૫) જમદગ્નિ ઋષિ (૬) વશિષ્ઠ ઋષિ (૭) અત્રિ ઋષિ.

**ચારધામ** : (૧) બદ્રીકાશ્રમ (૨) દ્વારિકા (૩) જગન્નાથપુરી (૪) રામેશ્વર



**તેત્રીસકોટી દેવો**: (૧) બાર આદિત્ય (૨) અગિયાર રૂદ્ર (૩) આઠ વસુ (૪) બે અશ્વિનીકુમાર

**નોંધ** : અષ્ટ સિધ્ધિ અને નવ નિધિ બંને હનુમાને સિધ્ધ કરી છે.





This book contains the so-to-say new or amended Dasavatar which uses more of "Hindu" or "Indian" outwardly-looks/words/terms in place of "Islamic" or "Arabic" outwardly-looks/words/terms, used in original Dasavatar preached since formation of Satpanth.
It is understood that this is done to attract Hindus